Registered No. B. 1775

# ગુણસુંદરી

## અને શ્રી હિતોપદેશ

પુ. ૧૬ : અંક ૧ ]

# બાળકઅંક

[ માર્ચ ૧૯૩૨

આ અંકના ખાસ તંત્રી:
ચન્દ્રશંકર મ. ભટ્ટ



કાર્યાલય:
૧૧૪, ગીરગામ બેક રોડ
મુંબાઇ, ૪

છુટક નકલ:
બાર આના

લવાજમ:
હિન્દમાં: રૂ. ૪-૪-૦
પરદેશ : રૂ. ૫-૧૨-૦

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ રૂ. ૪-૪-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર રૂ. ૫-૧૨-૦

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુક્લ

સપ્ટેમ્બર ૧૯૪૦
થી
ફેબ્રુઆરી ૧૯૪૧

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪.

વર્ષ ૮મું : પુસ્તક ૧૫મું

## અનુક્રમણિકા

### ફોટો-ચિત્રો


| વિષય | સંખ્યા | પૃષ્ઠ | વિષય | સંખ્યા | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| અમદાવાદનાં સરમુખત્યાર સૌ. સરલાદેવી | ૧ | મુખ. ડીસે. | આઝર, સૌ. વીરબાળા | ૧ | ૩૫૩ |
| | | | કલકત્તામાં ગુજરાતની સ્ત્રીશક્તિ | ૮ | ૨૫૩,૨૬૪ |
| અમદાવાદમાં માની આરાધના | ૧ | ૧૦૨ | કવિ, સૌ. માણેકબાઇ | ૧ | મુખ. ફેબ્રુ. |
| અસગરઅલી, મીસીઝ | ૧ | ૨૬૩ | કામદાર, સૌ. રમીબાઇ | ૧ | મુખ.ઓક્ટો-નવે. |
| આઝાદ, શ્રી. લીલાવતી | ૧ | ૪૨૩ | કોયલનો અધિકાર | ૧ | ૧૦ |
| આઝાદ, સૌ. પદ્માવતી | ૧ | ૩૫૪ | ખુરશેદબહેન, કુ. | ૨ | ૩૫૧, મુખ.ફેબ્રુ. |

| | | |
|---|---|---|
| ખડેરીયા, સૌ. કલાવતી | ૧ | ૨૨૫ |
| ગોખલે, સૌ. અવંતિકાબાઇ | ૧ | મુખ. ડીસે. |
| ઘાટકોપરનાં જેલનિવાસી બહેનો | ૧ | ૪૨૫ |
| ઝંડા- ઉંચા રહે હમારા | ૨ | ૨૫૪ |
| ઠક્કર, સૌ. ગોદાવરીબહેન ધ | ૧ | ૨૦૯ |
| ઠક્કર, સૌ. મનોરમા ભા. | ૧ | ૨૯૦ |
| ઠક્કર, સૌ. સ્નેહલીલા જ. | ૧ | ૨૮૯ |
| ઠાકર, સૌ. નંદગૌરી | ૧ | ૪૨૨ |
| ત્રિવેદી, કુ સુમતિ | ૧ | ૩૫૩ |
| ત્રિવેદી, શ્રી સવિતાબહેન | ૧ | ૧૦૧ |
| દફતરી, કુ. મધુકાન્તા | ૧ | ૪૨૧ |
| દફતરી, સૌ. નવલબહેન | ૧ | ૩૦૧ |
| દવે, કુ. ત્રિશલા | ૧ | ૨૪૩ |
| દવે, શ્રી. સુભદ્રાબહેન | ૧ | ૧૦૧ |
| દેશદર્શન પ્રદર્શન અને આલોચાન | ૬ | ૨૦૧-૨૦૨ |
| દીવાનજી, સૌ. હર્ષદા | ૧ | ૩૫૪ |
| દીક્ષિત, સૌ. વીરબાળા | ૧ | ૩૫૩ |
| દેસાઇ, શ્રી. કુસુમબહેન | ૨ | ૪૧૯ |
| દેસાઇ, શ્રી. ડાહીબહેન | ૧ | ૨૪૩ |
| દેસાઇ, શ્રી. દેવયાની | ૧ | ૧૦૧ |
| દેસાઈ, સૌ. ભક્તિલક્ષ્મી | ૧ | ૨૬૩ |
| નટરાજન, કુ. કામાકોટી | ૧ | ૨૯૮ |
| નબળું હૃદય અને તેના ઉપાયો | ૭ | ૩૨૯, ૩૩૦ |
| નાડકરણી, કુ. દુર્ગાતાઇ | ૧ | ૩૦૦ |
| નાયડુ, શ્રી. સરોજિની | ૧ | ૩૮૯ |
| નીલકંઠ, કુ. વિનોદિની | ૧ | ૩૪૫ |
| નેહરુ, સૌ ઉમા | ૧ | ૬૩ |
| નેહરુ, સૌ. કમળા | ૧ | ૪૨૪ |
| પટેલ, કુ. મણિબહેન | ૨ | મુખ-સપ્ટે; ૩૫૪ |
| પટેલ, સૌ. ગંગાબહેન | ૧ | મુખ-જાન્યુ. |
| પટેલ, સૌ. શાન્તાબહેન | ૧ | ૩૦૧ |
| પટ્ટણી, શ્રી. દેવીબહેન | ૧ | મુખ-ફેબ્રુ. |
| પાટણમાં વિદેશી કાપડ પર સીલ | ૧ | ૪૧૮ |
| પાનબાઇ, કુ. | ૧ | ૩૫૪ |
| પારાર, કુ. ગુલાબ | ૧ | ૪૨૦ |
| બાહ્ઝાર સરઘસ | ૧ | ૨૦ |
| બંગાળામાં ગુજરાત | ૨ | ૧૧૧, ૧૧૨ |
| ભવિષ્યની પ્રજાને કેમ ઉછેરશો? | ૩ | ૯૭,૯૮,૯૯ |
| ભારતનો તારણહાર | ૧ | મુખ-ઓક્ટો-નવે |
| ભાવનગરમાં જવાહર-દિન | ૩ | ૨૪૪ |
| ભાવનગરમાં રાષ્ટ્રચેતન | ૩ | ૮૨ |
| મહેતા, બહેન ઇન્દુમતી | ૧ | ૪૮૭ |
| મહેતા, શ્રી. રતનબહેન | ૧ | મુખ-સપ્ટે. |
| મહેતા, સૌ ઉર્મિલા | ૧ | મુખ-ડીસે |
| મહેતા, સૌ. હંસાબહેન | ૨ | મુખ-ઓક્ટો-નવે; ૩૮૯ |
| મુક્તાબહેન, સૌ. | ૧ | ૨૧૧ |
| મુંબાઇ મ્યુ. કન્યાશાળા હ.પ્રદર્શન | ૨ | ૩૭૯,૩૮૦ |
| મૂન, મીસ કેથેલીન | ૧ | ૩૬૫ |
| મૂળમાં જ ઘા | ૧ | ૧૯ |
| મોન્ટેસોરી શાળા | ૬ | ૮૪,૮૫,૮૬ |
| રણાંગણમાં જગદંબાઓ | ૧ | ૮૧ |
| રેડી, ડૉ. મુથુલક્ષ્મી | ૧ | ૩૮૯ |
| રેહાના તૈયબજી, કુ. | ૧ | ૨૬૭ |
| લક્ષ્મીબહેન, કુ. | ૧ | ૩૦૨ |
| લાલવાણી, શ્રી કીકીબહેન | ૧ | ૪૨૩ |
| વાંદરેકર, શ્રી શાન્તિબહેન | ૧ | ૨૧૩ |
| વિલે પારલેમાં જેલનિવાસી બહેનો | ૧ | મુખ-જાન્યુ. |
| શાસ્ત્રી, સૌ. ઉર્મિલાદેવી | ૧ | ૬૧ |
| શુક્લ, શ્રી. જ્યોત્સ્ના | ૧ | મુખ-ફેબ્રુ. |
| શેઠ, કુ. સુરજબહેન ચુ. | ૧ | ૨૯૧ |
| સાકરબાઇ, શ્રી. | ૧ | ૪૮ અ |
| સેન, મીસીસ | ૧ | ૩૦૦ |
| સેનગુપ્તા, મીસીસ | ૧ | ૨૬૩ |
| સૈયદ, કુ. દિલશાદ | ૧ | મુખ-ઓક્ટો-નવે. |
| સૈયદ, કુ લીલા | ૧ | ૨૬૭ |
| સોનાવાળા, સૌ. કમળાબહેન | ૧ | ૨૪૩ |
| સોમજી, કુ. સોફિયા | ૧ | મુખ-ડીસે |
| સોલંકી, સૌ. ઉજમબહેન | ૧ | ૨૯૯ |
| હઝરત, સૌ. સ્નેહલીલા | ૧ | ૩૫૩ |
| હમીદઅલી, મીસીસ | ૧ | ૩૬૦ |
| હિંદનુ રાષ્ટ્રીય સૈન્ય | ૨ | ૯૧-૯૨ |
| હોસ્પિટલમાં | ૧ | ૯ |


## ચિત્રકાર.


કલાબ્ધિ. રા. ... ... ... ... ... ... ... ... ... ૪૯

## વાર્તા-સ્કેચ-ના નાટક


અણુબોધ મંત્ર ... ... ૧૪
અધઃપતન ... ... ૩૩૩
અબોલના શાપ ... ... ૧૬૨
એકજ ઘા ... ... ૧૧૮
ભુખ્યાંની આગ ૪૯,૧૭૪,૨૬૯,૩૩૮,૩૮૩
અંતિમ અભિલાષા ... ... ૩૨૩
કુળદીપક ... ... ૧૪૧
ગૃહરાણીનું ધમસાણ ... ... ૨૪૮
છુપું ઝેર ... ... ૧૩૨
પાપનું પાટીયું ... ... ૩૭૪
પોકેટીઝ ... ... ૧૫૩
પ્રભાતફેરી ... ... ૭
બીકણ બીલાડું ... ... ૧૨૭
બોરસળીનો પંખો ... ... ૩
મૂઢ સમાજનું મુક્તિદ્વાર ... ... ૨૪૮
રજપુતાણી ... ... ૮૮
રણોન્માદ ... ... ૩૬
વીર-પ્રતિજ્ઞા ... ... ૨૧
સાકરબાઈ ... ... ૪૨


## લેખ


આજની લડત અને સ્ત્રીઓ ... ... ૧૫૭
કુમારી રૈહાના તૈયબજી ... ... ૨૬૬
કેળવણીનો પ્રકાશ ... ... ૩૨૭
દાતણ, દંતમંજન અને ટુથપેસ્ટ વિષે કાંઈક ૨૪૧
દેશસેવિકાઓને તાલીમ આપો ... ૨૦૬
નબળું હૃદય અને તેના ઉપાય ... ૩૩૧
પરિચારીકા ... ... ૧૦૫
ભગિની સેવામંદિર તરફથી ગાંધીજયન્તિ ૧૯૬
ભવિષ્યની પ્રજાને કેમ ઉછેરશો ? ... ૯૬
માનવમેળો ... ... ૧૭૦
મોન્ટેસોરી શાળા ... ... ૮૪
યુવાન થવા માટે ... ... ૨૫૭
વિધિનું પ્રાબલ્ય ... ... ૮૦
વેદના સમયમાં લગ્નવ્યવસ્થા ... ૧૪૭,૩૬૯
શ્રીમતી અવંતિકાબાઈ ગોખલે ... ૨૩૧
શ્રીમતી રમીબહેન કામદાર ... ... ૧૯૪
સન્નારીઓને બે બોલ ... ... ૨૮૦
સીરીયાની જેલ, નસીબ આબેદ ... ૧૧૪
સ્નેહાંજલિ .. ... ૧૬૭
હિન્દ વિષે એક અંગ્રેજ કુમારિકા ૩૬૫


## રાસ-કાવ્ય


આરાવલીના કોતરોમાં .. ... ૭૫
આંસુડું ... ... ૧૬૧
ઉઠો જુવાનો ... ... ૧૫૨
કાયાના કેદીને ... ... ૨૩૫
કેસરિયાં સાડી ... ... ૩૨૧
ગરબે આવોને ... ... ૧૩૨
ગુર્જરી ... ... ૧૩
ચરખાના ચેતન ... ... ૮૩
ત્યાં મળશું ... ... ૨૪૦
દામ્પત્યના બોલ ... .. ૩૬૩
ના દીધી ... ... ૧૧૬
પુનેમ ... ... ૧૦૪
ભાગ્ય સુધારવા ... ... ૨૫૯
મેવાડનો ભીષ્મ ... ... ૧૦૭
રણચંડી ... ... ૩૬૮
રણવાટ ... ... ૧૪૦
રાધા ... ... ૬
રેંટિયો ... ... ૩૩૭
લડયે જા ... ... ૧૧૬
વાગે છે વાદ્ય રણયુદ્ધના ... ... ૩૭૩
વીરાંગનાના કોડ ... ... ૧
વંદેમાતરમ્ ... ... ૭૩
શક્તિનો અવતાર ... ... ૩૨૨
શરદના રાસ ... ... ૧૪૬
સંદેશ .. ... ૨૪૭
સંધ્યાના રંગ ... ... ૧૨૬
હિન્દ હિન્દીઓનો ... ... ૩૩૨

## પ્રકીર્ણ.


અખિલ ભારતીય મહિલા પરિષદ ... ૩૮૭
ઇનામી પ્રશ્ન ૧૮૨,૨૮૭,૩૪૨,૩૯૭
કેટલીક વાનીઓ ... ... ૨૫૫
ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ ... ૫૩,૧૯૧,૨૮૯
નોંધ ... ૫૭,૨૩૧,૩૧૮
ફૂલવેણી ... ... ૩૭૮
મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ ... ૬૦,૨૦૭, ૨૯૭,૩૫૦,૪૧૭
સમસ્ત એશીઆની મહિલા પરિષદ .. ૪૧૦
સમાલોચના ... ૧૮૪,૨૭૬,૩૯૯
સ્ત્રી જગત્ ૫૪,૨૨૪,૨૯૨,૩૪૩,૪૦૫


## લેખક-લેખિકા યા સંપાદક


અડાલજા, રા. તારાચંદ્ર પો.... .. ૪૨,૧૧૮
અલીન્દ્ર, રા. ... ... ૨૫૯
ઉદેશી, રા. ચાંપશી ... ... ૧૧૭
ઓઝા, રા. ચન્દ્રકાન્ત મં. ... ... ૧૩,૩૩૭
અંબાણિયા, સૌ. મુદ્રિકાબહેન ... ૧૯૬
કણિયા, રા. ભાનુપ્રસાદ મા.... ... ૧૪૧
કવિ, શ્રી. ન્હાનાલાલ દ. ... ...૩,૭૫,૩૧૩
કાંટાવાળા, સૌ. કપિલા મ.... ... ૨૫૫
ખંધડીયા, રા જદુરાય ડી.... ... ૧૨૭,૨૬૦
ગણાત્રા, રા. વલ્લભદાસ લ. ... ૧૯૪
ગોરીમાર, રા. હોરમસજી દ. ... ૩૩૧
જાગીરદાર, શ્રી. છોટાલાલ ડા. ... ૭,૧૫૩
જોશી, રા. ઉમિયાશંકર ... ... ૩૨૭
ઝવેરી, રા. મનસુખલાલ મ. ... ૩૨૨
ઠક્કર, સૌ. સ્નેહલીલા જ. ... ... ૧૪૦
ત્રિપાઠી, રા. ધનશંકર હી. ... ૨૧,૧૬૨,૨૪૮
દલાલ, રા. રતિલાલ ... ...૨૮૭,૩૯૭
દવે, કુ. ચંદ્રિકા ... ... ૬
દેસાઇ, સૌ. દીપકબા ... ... ૧૦૭
દેસાઇ, રા. યશવન્ત મ ... ... ૬૪,૧૩૨
દેસાઇ, રા. રમણલાલ વ. ... ... ૨૮૦
દેસાઇ, રા. વિષ્ણુપ્રસાદ ત્ર્યં. ... ૭૩
દ્વિવેદી, રા. નર્મદાશંકર વ. ... ... ૯૬,૩૨૩
દ્વિવેદી. રા. નારાયણજી છો.... ... ૧,૨૪૦
નર્મદાબહેન, શ્રી. ... ... ૮૪
પટેલ, ડૉ. અમૃતલાલ દ. .... ... ૧૦૫,૨૪૧
પટેલ, રા. નાનાલાલ દ. ... ... ૧૪૬
પાઠકજી, સૌ. જયમનગૌરી ભ્યો. .. ૧૦૪
પારેખ, શ્રી. ચંદુબહેન ... ... ૧૧૭,૨૫૭
પીયૂષ, રા. ૪૯,૧૧૪,૧૭૪,૨૬૧,૩૩,૩૩૮,૩૮૩
પ્રભાસ્કર, રા. જનાર્દન ... ... ૨૨૬,૩૨૧
મજમુંદાર, રા. મંજુલાલ ર. ... ૧૩૨
મજમુદાર, સૌ. શ્રીમતીબાળા ... ૧૭૦
મનોરમા, શ્રી. ... ... ૮૦
મહેતા, સૌ. સરોજિની ... ...૧૪૭,૩૬૯
મૂન, મીસ કેથેલીન ... ... ૩૬૫
મોહિનીચંદ્ર. રા. ... ... ૧૫૨,૩૭૩
યશસ્વિની, કુ. ... ૧૮૨,૨૮૭,૩૪૨
રાઠોડ, શ્રી. દીવાળીબાઇ ... ... ૨૩૧
રાયચુરા, રા ગોકુળદાસ દ્વા. ... ... ૮૮
લતીફ. ડૉ. ... ... ૧૬૭
લલિત, રા. ... ...૨૩૬,૩૩૨
શર્મા, રા. સીતારામ જે. ... ... ૨૬૬
શાહ, કુ. સાકરબહેન ... ... ૨૦૬
શાહ, રા. અંબાલાલ નૃ. ... ... ૩૬
શાહ, રા. ચીમનલાલ જે. ... ... ૩૭૪
શાહ, રા. મૂળજીભાઈ પી. ... ... ૩૬૮
શાહ, રા. મગનલાલ ... ...૧૬૧,૨૪૭
શેઠ, રા કેશવ હ. ... ... ૮૩



..ાઈ, કુ. ૧
..ર, કુ. ગુલાબ ૧
..ક્કર સરયસ ૧


## 'ગુણસુંદરી' બાલવિભાગ


...૧ થી ૮ ફેબ્રુઆરી, ૧૯૩૧ ... ...૧૭ થી ૨૪
...૯ થી ૧૬

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ રૂ. ૪-૪-૦ ] (સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક) [ હિન્દ બહાર રૂ. ૫-૧૩-૦

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુક્લ

માર્ચ ૧૯૩૧ થી ઑગસ્ટ ૧૯૩૧

કાર્યાલય : ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ; ૪.

વર્ષ ૮મું : પુસ્તક ૧૬મું

## અનુક્રમણિકા

### ફોટો-ચિત્રો


| વિષય | સંખ્યા | પૃષ્ઠ. | વિષય | સંખ્યા | પૃષ્ઠ. |
|---|---|---|---|---|---|
| અસફઅલી, મીસીસ | ૧ | ૨૪૨ | ખાંડવાળા, સૌ. કાન્તા | ૧ | ૨૨૭ |
| આસર, બહેન લીલાવતી | ૧ | ૨૪૨ | ખુરશેદબહેન, શ્રી. | ૧ | ૨૪૧ |
| આસર, શ્રી. વીરબાળા | ૧ | ૨૦૬ | ખેડાની સ્ત્રીશક્તિ | ૯ | ૬૯,૭૦ |
| કરાંચી મહાસભા | ૪ | ૧૭૦, ૧૭૧ | ગણાતું શ્રાદ્ધ | ૨ | ૧૩ |
| કસ્તુરબહેન જીવરાજ, શ્રી | ૧ | ૧૨૪ | ગિડવાણી, શ્રી. પાર્વતી | ૧ | ૧૭૨ |
| કસ્તુરબા, માતુશ્રી | ૧ | મુખ. જુન. | ગોખલે, સૌ. અવંતિકાબાઇ | ૧ | ૨૦૪ |
| કામદાર, સૌ. રમીબહેન | ૧ | મુખ. જુન. | ચટ્ટોપાધ્યાય, શ્રી. કમળાદેવી | ૧ | ૨૨૫ |
| કાલે, સૌ. અનસૂયાબાઇ | ૧ | ૨૦૫ | જડાવલક્ષ્મી, સૌ. | ૧ | ૨૩૭ |
| કેન્ટ, શ્રી. વિક્ટોરીયા | ૧ | ૩૨૬ | ઝવેરી, શ્રી. ગંગાબહેન | ૧ | ૧૨૫ |
| કેપ્ટન, શ્રી. ગોશીબહેન | ૧ | ૨૨૪ | તાતા, મ. લેડી મહેરબાઇ | ૧ | ૩૨૫ |
| કેપ્ટન, શ્રી. પેરીનબહેન | ૧ | ૨૭૨ | તુલસીવ્રત | ૨ | ૧૬,૨૦ |
| કોઠક, શ્રી કાશીબહેન | ૧ | ૧૨૪ | ત્રિવેદી, કુ. સુમતિ | ૧ | ૨૦૬ |
| કોફઠારકર, શ્રી ઇન્દિરાબાઇ | ૧ | ૧૨૫ | ત્રિવેદી, શ્રી. સવિતાબહેન | ૧ | ૧૮૯ |

| | | |
|---|---|---|
| ઢેબરી, સૌ. નવલબહેન | ૧ | ૨૬૯ |
| દર, કુ. ત્રિશલા | ૧ | મુખ. જુન |
| દક્ષિણી બહેનોના રાસ | ૧ | મુખ. જુલાઇ ૨૯૧, ૨૯૨ |
| દીક્ષિત, સૌ. વીરબાળા | ૧ | ૨૪૧ |
| દેસાઇ, સૌ. ભક્તિલક્ષ્મી | ૧ | ૨૪૨ |
| દેસાઇ, સૌ. લીલાવતી | ૧ | ૨૦૫ |
| દેસાઇ, શ્રી ડાહીબહેન | ૧ | ૨૪૧ |
| દેશના શહીદો માટે | ૧ | મુખ. મે. |
| દેશનું જવાહીર | ૧ | મુખ. એપ્રિ. |
| નવટાંકુ | ૧ | ૧૧ |
| નાયડુ, શ્રી. સરોજિની | ૧ | ૨૧૪ |
| નાયડુ, શ્રી સરોજિનીને માનપત્ર | ૧ | ૩૨૭ |
| નીલકંઠ, શ્રી લેડી વિદ્યાબહેન | ૧ | ૧૭૯ |
| નેહરૂ, શ્રી. કમળા | ૧ | ૨૦૬ |
| પટેલ, કુ. મણિબહેન | ૧ | ૨૦૬ |
| પટેલ, સૌ. ગંગાબહેન | ૧ | ૨૧૫ |
| પટેલ, સૌ. શાન્તાબહેન | ૧ | ૨૧૯ |
| પીઠાં પર ચોકી | ૨ | ૩૪૦ |
| બાપુજી શરબત બનાવે છે: પીએ છે | ૨ | ૩૨૪ |
| માધવબાગમાં સ્ત્રીઓની વિરાટ સભા | ૧ | મુખ. એપ્રિ. |
| મીરાંબહેન. શ્રી. | ૧ | ૨૦૮ |
| મુનશી, સૌ. લીલાબહેન. | ૧ | ૨૨૩ |
| મૂન, મીસ કેથેલીન | ૧ | ૩૪૯ |
| મૃદુલા. કુ. | ૧ | ૨૭૧ |
| મ્હેતા. ડૉ. ભાનુમતી | ૧ | ૧૧૮ |
| મ્હેતા, સૌ. ઉર્મિલા | ૧ | ૧૮૭ |
| મ્હેતા, સૌ. શારદા બહેન | ૧ | ૧૮૮ |
| મ્હેતા, સૌ. હંસાબહેન | ૧ | ૧૮૩ |
| મ્હેતા, શ્રી. રતનબહેન | ૨ | ૧૨૫, ૨૦૫ |
| મ્હેતા, શ્રી. વિલાસિની ચં. | ૧ | ૭૩ |
| મોટાભાઇ | ૩ | મુખ માર્ચ; ૩૩, ૩૫ |
| રાયજી, સૌ. જયશ્રી | ૧ | ૧૯૪ |
| રુકમાની, સૌ. સકીનાબાઇ | ૧ | ૨૭૨ |
| વડકે, કુ. પીરોજ | ૧ | ૧૨૫ |
| વાંદરામાં લીલાંઉ વખતે ચોકી | ૨ | ૩૩૯, ૩૭૨ |
| વોરાજી | ૧ | ૩ |
| શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, સફળ જયંતિ | ૧ | મુખ. મે. |
| શુકલ, શ્રી. જ્યોત્સ્ના બ્હેન | ૧ | ૭૨,૨૨૯ |
| શેઠ, કુ સુરજ સુ. | ૧ | ૨૦૬ |
| સરલાદેવી, સૌ. | ૧ | ૨૭૦ |
| સાહેબ. મારૂં નામ લખો | ૨ | ૬ |
| સીપાહીમલાની કુ. જેઠા | ૧ | ૧૭૩ |
| સેનગુપ્તા, શ્રી. નેલી | ૧ | ૨૪૮ |
| સૈયદ, કુ. દિલશાદ | ૧ | ૨૪૧ |
| સોનાવાળા, સૌ. કમળાબહેન | ૧ | ૧૮૭ |
| સોપારીવાળા, કુ. મધુમતી | ૧ | ૧૨૪ |
| સોમજી, કુ. સોફિયા | ૧ | ૨૦૫ |
| સંઘવી, શ્રી. કમળાબહેન | ૧ | ૨૭૧ |
| સ્વ. નાથીબાઇ હિન્દી સ્ત્રી વિદ્યાપીઠ | ૧ | મુખ. ઓગ. |
| હઝરત, સૌ. સ્નેહલતા | ૧ | ૨૪૧ |
| હલીદે અદીબ | ૧ | ૨૫૪ |
| હું નાનો હતો ત્યારે | ૧ | ૯ |


## ચિત્રકાર


| | |
|---|---|
| તનસુખ, રા. | ૩,૬,૯,૧૧,૧૩,૧૬,૨૦ |
| દેસાઇ, રા. કનુ | મુખ. માર્ચ; ૩૩,૩૭ |
| મીસ્રી, રા. જગમોહન | મુખ. જુન. |


## વાર્તા-સ્કેચ યા નાટક


| | |
|---|---|
| આઠ દિવસમાં તો | ૮૩ |
| ઇર્ષ્યાની આગ | ૧૦૨,૧૬૦,૨૬૫,૩૨૧ |
| એ ઘરનો ભેદ ? | ૨૯૧ |
| કુકડીબાઇનો ન્યાય | ૪૦ |
| ગણાતું ઝાડ | ૧૩ |
| તુલસી વ્રત | ૧૬ |
| ત્યજાયલી | ૩૪૩ |
| દયાળુ શિવાજી | ૫૭ |
| દેશસેવિકા | ૨૦૦ |
| ધૂળી ડોસી | ૨૧૮ |

ન છૂટકે ૧૫૦
પરીના દેશમાં ૫૧
પ્રગતિને પંથે ૧૩૪
બળાત્કાર કે બદનક્ષી ? ૯૭
ભાગ્યચક્ર ૧૮૪
ભાગ્યનો પત્થર ૪૯
ભીમો ૫૬
મોટાભાઇ ૨૩
યોગી સાધુ ૧૦
વેશાળ ૩
સાહેબ, મારું નામ લખો ૬
સેવિકા ૨૧૫
હું નાનો હતો ત્યારે ૯


## લેખ


અખિલ એશીયા સ્ત્રીપરિષદ ૮૦
અનામિકા ૨૫૧
એક પત્ર ૫૯
એશિઆમાં સ્ત્રી-જાગૃતિ ૩૩૬
કલકત્તાની ગુજરાતી સ્ત્રીશક્તિ ૨૩૫
ગાંધીયુગની શક્તિ ૨૨૬
ગુજરાતની સ્ત્રીઓ ૧૭૯
ચોકી વિશે થોડુંક ૨૯૯
જેલપિંજરમાં ૨૪૦
ઝીનેડાવાસીલીન્ડના ૧૪૨
દામ્પત્ય ભાવના ૭૮
દેશને માટે સુરતની બ્હેનોએ શું કર્યું ? ૨૩૨
પતિતો ને બાળકોનો હાથ ઝાલો ૩૦૧
પોતાનું શ્રમ ૨૨
બાલમંદિરની બાળકો પર અસર ૧૨૮
બાળલગ્ન ૯૫
ભાવદર્શક વ્યાયામ ૧૩૯
લસ્સી ૫૫
વાળાક અને ધોધાબારામાં ૪૭
શ્રી જ્યોત્સના શુક્લ ૨૨૮,૩૩૩
શ્રીમતી નેલી સેનગુપ્તા ૨૪૮
સક્કરખોરા ૪૫
સમાજસેવા અને તેના પ્રકાર ૨૮૫
સુગરી ૪૪
સેવિકાદળ ૨૧૪
સૌ. લીલાબહેન ૨૩૦
સંસ્કારમૂર્તિ મીરાંબહેન ૨૦૮
સ્ત્રી અને રાષ્ટ્રકાર્ય ૧૮૨
સ્ત્રીશક્તિનું અદ્‌ભૂત દર્શન ૧૮૧
સ્ત્રીશક્તિનો સ્વાતંત્ર્ય સત્ર ૨૬૯
સ્ત્રીશક્તિ શું ન કરી શકે ? ૨૨૫
સ્ત્રીશિક્ષણના પ્રશ્નોની તાત્ત્વિક મીમાંસા ૩૫૭
સ્વદેશી ૧૯૪
સ્વર્ગ અને નર્ક ૨૦૪
હસીદે અદીબ ૨૫૪
હિન્દ વિષે એક અંગ્રેજ કુમારિકા ૩૪૯


## રાસ-કાવ્ય


અર્પણ ૧૩૨
આટલું તો કરી દો ૩૮
આ બધો મહિમા છે ૮
આર્યમહિલાઓને ૧૨૭
'કઉઆવો ૧
કેસરકન્યા ૧૭૮
કેસરિયાંના કોડ ૩૫૪
કોણ ઉપાડે મારી મુઠી ? ૩૪૨
જગના જનની ૧૬૫
જય જન્મભૂમી ૧૩૧,૧૮૨
જાગીરી ૩૩૨
ટેલ ૫
તપસ્વિનીને ૯૪
તારણહાર ૮૨
નવટાંકું ૧૧
ભારતનાં પુણ્યકીર્તને ૨૮૮
ભારતસેવિકા ૧૯૯
રણનાં રણશીંગડાં વાગ્યાં જ્વાલમણ ૭૭
વર્ષા ૩૩૧
વીરાંગનાઓને વન્દન ૧૬૬
શક્તિનાં સ્વરૂપ ૧૭૭
સૌન્દર્યની રેલ ૧૩૮
સ્વતંત્રતા ૯૬
સ્વપ્નસિદ્ધિ ૧૮૪

## પ્રકીર્ણ


ઇનામી પ્રશ્ન ૧૦૯,૧૬૩,૨૭૩,૩૫૪,૩૭૩
કેટલીક વાનીઓ ૧૪૯,૩૫૫
નોંધ ૧૭૬,૨૭૯ ૩૨૯,૨૭૫
ફૂલવેણી ૧૦૭,૧૫૭,૩૦૭,૩૬૩
બોરસદના પોલીસ અત્યાચારોની કલંકકથા ૬૧
મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ ૬૬,૧૨૧
શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ ૧૧૦,૧૬૫,૨૮૨,૩૭૬
સમાલોચના ૧૧૧,૧૬૧,૩૧૮,૩૬૬
સ્ત્રીજગત્ ૧૧૭,૧૭૦,૨૭૪,૩૨૧,૩૬૮


## લેખક, લેખિકા યા સંપાદક


ઇન્દુમતી, શ્રી. ૩૩૧
ઉદ્દેશી, રા. ચાંપશી વિ. ૩૦૧
ઓઝા, રા. ચન્દ્રકાન્ત મં. ૧૩૧,૨૮૩
કવિ, શ્રી ન્હાનાલાલ દ. ૭૮,૧૩૨
કાં'ન કાળો ૩૪૩
કાંટાવાળા, સૌ. કપિલા મ. ૧૪૯,૩૫૫
ખાંડવાળા, સૌ કાન્તા ૨૨૬
ગિજુભાઇ; રા. ૮,૪૪,૪૫,૫૬,૧૮૧
ગોખલે, સૌ. અવંતિકાબાઇ ૨૦૪
ચટ્ટોપાધ્યાય, સૌ. કમળાદેવી ૨૨૫
જાગીરદાર, રા. છોટાલાલ ડા. ૮૩,૨૦૦
જોધાણી, રા. મનુભાઇ ૪૭
જોશી, રા. કલ્યાણરાય ન. ૧૩૯
ઝવેરી, રા. મનસુખલાલ મ. ૨૮૮
ઠાકોર, રા. વામનભાઇ ૧૨૮
તારાબાઇ, સૌ , મા. પ્રે. ૮૦
ત્રિપાઠી, રા. ધનશંકર હી. ૧૩૪
દલાલ, રા. રમણિક જ. ૨૯૧
દવે, શ્રી. જ્યોતીન્દ્ર હ. ૧૩૦
દવે, રા. નટવરભાઇ ૨૦૮
દેસાઇ, રા. શરદ ૩૩૩
દેસાઇ, સૌ. દીપકબા ૧૨૭
દ્વિવેદી, રા. નર્મદાશંકર વ. ૯૭,૧૫૭,૨૫૪
નાયડુ, સૌ. સરોજિની ૩૧૪
નીલકંઠ, લેડી વિદ્યાબહેન ૧૭૯
પટેલ, શ્રી. શાન્તાબહેન ૨૩
પટેલ, સૌ. ગંગાબહેન ૨૧૫
પરમાર, શ્રી. દેવળજી ૪૨,૧૭૭
પાઠકજી, સૌ. જયમનગૌરી ૨૨૮
પીયૂષ, રા ૧૦૨,૧૬૦,૨૬૫,૩૧૧,૩૬૩
પંડયા, રા. ચન્દ્રશંકર ન. ૧૬૫,૧૬૬
પ્રભાસ્કર, રા. જનાર્દન ૧૯૯
બૂચ, રા. સનાતન જ. ૧૫૦,૨૯૯
ભટ્ટ, રા. કૃષ્ણચન્દ્ર ગં. ૪૯
ભટ્ટ, રા. ભગવત રા. ૮૨
ભટ્ટ, રા. વિષ્ણુપ્રસાદ ૩૯
ભ્રમર, રા. ૧૦
મજમુદાર, સૌ. શ્રીમતીબાળા ૨૮૫
મધૂપ, રા. ૭૭
મસ્તફકીર, રા. ૮૩
મૂન, મીસ કેથેલીન , ૩૪૯
મોદી, રા. ચમનલાલ ૩૦૫,૩૭૩
મોહિનીચન્દ્ર, રા. ૩૪૨
મોંઘીબહેન ૧૩
મ્હેતા, રા. બળદેવ ૨૮૪
મ્હેતા, સૌ. હંસાબહેન ૧૮૨,૨૪૦
યશસ્વિની, કુ. ૧૦૯,૨૭૩
યાજ્ઞિક, રા. ભદ્રકુમાર ૨૪૮
રાજકેદી, રા. ૧
રાયજી, સૌ. જયશ્રી ૧૯૪
રાવ, સૌ. ક્ષમા ૧૮૪
રેડી, ડૉ. શ્રીમતી મુથુલક્ષ્મી ૩૫૭
વશી, રા. અંબુ ક. ૫૭
વિનોદ, રા. ૩૩૬
વીમાવાળા, રા. નટવર ૨૫૧
શાસ્ત્રી, રા. અરવિંદ ન. ૧૪૨
શાહ. રા. અંબાલાલ નૃ. ૨૩૫
શાહ, રા. ચુનીલાલ વ. ૨૧૯
શાહ, રા. મુળજીભાઇ પી. ૩૫૪
શુકલ રા. ચકોર ૨૬૯
શુકલ, શ્રી. જ્યોત્સ્નાબહેન ૨૩૨
શેઠ, રા. કેશવ હ. ૧૩૮,૧૭૮,૩૩૨


## 'ગુણસુંદરી' બાલવિભાગ


| | | | |
|---|---|---|---|
| માર્ચ ૧૯૩૧ | બાળક અંક | જુન ૧૯૩૧ | ૪૯ થી ૬૦ |
| એપ્રિલ ,, | ૨૫ થી ૩૬ | જુલાઈ ,, | ૬૧ થી ૭૨ |
| મે ,, | ૩૭ થી ૪૮ | ઓગસ્ટ ,, | ૭૩ થી ૮૪ |






**શ્રીમતી રતનબ્હેન મ્હેતા**

મુંબાઇની રાષ્ટ્રીય સ્ત્રી-સભાના એક સ્થાપક અને દેશસેવિકા સંઘના એક આગેવાન સંચાલક—આ બ્હેનને તિલક-દિન સરઘસમાં ભાગ લેવા માટે રૂ. ૧૦૦ ના દંડની અથવા પંદર દિવસ જેલનિવાસની સજા થઇ હતી

## મુક્તિસંગ્રામનાં બલિદાન



**શ્રીમતી મણીબ્હેન વલ્લભભાઇ પટેલ**

ચાર દીકરાની ગરજ સારે એવાં સરદાર વલ્લભભાઇના આ વીર પુત્રી તિલક-દીન સરઘસમાં ભાગ લેવા માટે રૂ ૧૦૦ ના દંડની અથવા પંદર દિવસ જેલનિવાસની સજા થઇ હતી

સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ... આણંદજી ગાવડા
તરફથી સવિનય સમર્પણ ભેટ.

**વાર્તા અંક**




પુસ્તક ૧૫ મું ] સપ્ટેમ્બર ૧૯૩૦ [ અંક ૧ લો

## વીરાંગનાના કોડ

યુદ્ધનાં આમન્ત્રણ આવ્યાં વ્હાલમજી !
ભારતીના ભડવીર ક્ય્હારે થશો ?
સંસારમાં ખૂબ ખેલ્યા હો શ્યામજી !
સમરાંગણે ત્હમે ક્ય્હારે જશો ?
યુદ્ધનાં આમન્ત્રણ આવ્યાં વ્હાલમજી !

સમ્પૂર્ણ સ્ત્રીત્વને ઈચ્છો વ્હાલમજી !
ચાહું: સમ્પૂર્ણ મર્દ ક્ય્હારે થશો ?
શસ્ત્રે રમું ત્હારે સાથે વ્હાલમજી !
હું યે સાથું ત્હમે રણ રમશો.
યુદ્ધનાં આમન્ત્રણ આવ્યાં વ્હાલમજી !

માતાને ટહુકે જાગ્યાં વ્હાલમજી !
જીવન હોમાય આજ યુદ્ધે જુવો ?
ત્હમે સંભાળતા છૈયાં વ્હાલમજી !
ઘરમાં ઘુંઘટ શા ઢાળી સુવો ?
યુદ્ધનાં આમન્ત્રણ આવ્યાં વ્હાલમજી !

આલેખો ઇતિહાસ અન્યના વ્હાલમજી !
આપણા ઇતિહાસ ક્યહારે રચો ?
આઝાદી યુદ્ધે અમર વ્હાલમજી !
ત્હમે તે રણધીર ક્યહારે થશો ?
યુદ્ધનાં આમન્ત્રણ આવ્યાં વ્હાલમજી !

સૌની સ્વતંત્રતા ચાહો વ્હાલમજી !
ત્હમે સ્વતંત્ર હવે ક્યહારે ફરો ?
પતિની પત્નીમાં શું રે વ્હાલમજી !
વીરની વીરાંગનાના કોડો પુરો.
યુદ્ધનાં આમન્ત્રણ આવ્યાં વ્હાલમજી !

—નારાયણજી છો. દ્વિવેદી




લેખકઃ કવિ શ્રી ન્હાનાલાલ દલપતરામ એમ. એ.

**મ્હો**રતી હું માળા ગૂંથતી હતી.

ઉપર વિશાળું વૃક્ષ હતું. ઝીણી ઝીણી પવનલહરીમાં ધીમું ધીમું તે ડોલતું ને મ્હારા ઉપર મ્હોર વરસાવતું. એની નાચતી-અસ્થિર છાયામાં નીચે હું બેઠી હતી.

મ્હને શી ખબર કે એને બકુલતું ઝાડ કહેતા હશે ? હું કાંઇ સંસ્કૃત કાવ્યો ભણી ન્હોતી. ને સંસ્કૃત કાવ્યો ભણેલા—કે સંસ્કૃતના પ્રોફેસરો યે સંસ્કૃત સાહિત્યમાંનાં કેટકેટલાંક ફૂલછોડને ઓળખે છે ?

હું કાંઇ સાક્ષરની સગી ન્હોતી કે લોક માને કે મ્હને આવડે છે.

પછી ઘણે વર્ષે મ્હેં જાણ્યું કે આવડત પાનાંપુસ્તકમાંથી નથી આવતી, આવડત અનુભવથી આવે છે.

એએક વરસાદ વરસી ગયા હતા. ધરતીને ઠારી યે હતી ને સન્તાપી યે હતી તપેલી કથરોટને છાંટણાં છાંટે ને છણછણે, એવી ધરતી છંટાઇને છણછણતી.

મનની મનોવાસના યે એવી નથી ? છાંટિયે તેમ તેમ ઝાળ બમણી ભભૂકતી નથી ? લખતાં શીખ્યા પછી હું લખું છું તેમ તેમ બમણું લખવા મન થાય છે: જાણે

### સત્ય એજ પરમેશ્વર

સત્ય શબ્દ સતમાંથી છે. સત એટલે હોવું સત્ય તે હોવાપણું. અને સત્ય સિવાય બીજી કોઇ વસ્તુને હસ્તી જ નથી. તેથી પરમેશ્વર સત્ય છે. તેથી પરમેશ્વર સત્ય છે, એમ કહેવા કરતાં સત્ય એજ પરમેશ્વર છે એમ કહેવું વધારે યોગ્ય છે. જ્યાં સત્ય છે ત્યાં શુદ્ધ જ્ઞાન છે જ. જ્યાં સત્ય નથી ત્યાં શુદ્ધ જ્ઞાન ન જ સંભવે. જ્યાં સત્ય જ્ઞાન છે ત્યાં આનંદ જ હોય, શોક હોય જ નહિ. આ સત્યની આરાધનાને ખાતર જ આપણી હસ્તી તેને જ કારણે આપણી પ્રત્યેક પ્રવૃત્તિ તેને જ કારણે આપણે પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ લઇએ. વિચારમાં, વાણીમાં અને આચારમાં સત્ય જ સત્ય. આ સત્ય સંપૂર્ણપણે સમજનારને જગતમાં બીજું કંઇ જાણવાપણું નથી રહેતું; કેમ કે જ્ઞાન માત્ર તેમાં સમાયલું છે. જેને જે સત્ય ભાસે તે પ્રમાણે તે વર્તે તેમાં દોષ નથી, એટલું જ નહિ પણ તે જ કર્તવ્ય છે. સત્યની આરાધના એ ભક્તિ છે ને ભક્તિ એ શીષતણું સાટું છે. અથવા તે હરિનો મારગ હોય તેમાં કાયરતાને સ્થાન નથી. તેમાં હાર જેવું કંઇ છે જ નહિ. એ મરીને જીવવાનો મંત્ર છે. એ સત્ય સ્વરૂપ પરમેશ્વર મારે. સારૂ તો રત્નચિંતામણિ નીવડેલ છે. આપણ બધાને સારૂ નીવડો **મહાત્મા ગાંધીજી**

* કવિ શ્રી ન્હાનાલાલની ન્હાની વાર્તાઓનો સંગ્રહ **પાંખડીઓ** નામથી છપાય છે એમાંની આ પ્રથમ વાર્તા છે. કવિ શ્રી એને વાર્તાઓ પણ નથી કહેતા, પ્રસંગો કહે છે.

બધું યે હૈયું ઠાલવી નાંખું ને પરમેશ્વરથી યે સંસારને સોહામણો સરજું.

ત્હારે હું પહેલે જ આણે આવી હતી, ને આવ્યે એકેક રાત્રીઓ વીતી હતી. એ રાત્રીઓ પૂર્ણિમાની યે ન્હોતી, કે બીજની યે ન્હોતીઃ આઠમની હતી. અડધેરૂંક અન્ધારિયું ને અડધેરૂંક અજવાળિયું: એવી એ રાત્રીઓ વીતી હતી.

ને પછી ?

અજવાળિયાની એ અડધી રાત ગમી; પણ અન્ધારિયાની અડધી રાત અમને ન્હોતી ગમી.

અન્તરનું કે બ્હારનું અન્ધારિયું કોઇને યે ગમે છે કે અમને ગમે ?

ચન્દ્ર પૃથ્વીને ચન્દ્રિકા ઢોળતો એમ એમણે મ્હારા ઉપર ઉરની ચન્દ્રિકા ઢોળી. ત્હો યે મ્હને તો ઉણપ જ ભાસતીઃ કંઇક મહી અધૂરૂં-અધૂરૂં લાગતું. દુનિયા યે આજ અધૂરી લાગે છે ને ?

ત્ય્હારની અમારી દુનિયા યે મ્હને અધૂરી અધૂરી લાગી. કલ્પનાની ને આશાની આંખડીએ દુનિયાને હું દેખવા ગઇ ને ભૂલી. નાટકોમાં જોયું હતું, સચિત્ર માસિકોની નવલિકાઓમાં વાંચ્યું હતું એવું જગત ન ઝંખાણું. યૌવનની મ્હારી કલ્પનાએ સરજેલા હવામહેલો જેવો સંસાર મ્હેં ન દીઠો. મ્હારા મનને ઓછું આવ્યું. ને એ કાંઇક એમણે જોઇ લીધું હોશે ખરૂં.

• ઘરકામથી પરવારીને પાછલે પ્હોરે આંગણાંમાં હું બેઠી હતી. બારણામાં એક રૂડા હતો તે મ્હારા ઉપર મ્હોર વરસતો. આંબામ્હોર જેવા આંગણુંભર્યા એ મ્હોર હું વીણતી ને માળા ગૂંથતી.

તે દિવસે ઘામ જ્યારે હતો હેલે પરસેવાનાં બિન્દુ ટપકતાં. આંબો યે ટપકું ટપકું થતી. ઉરમાં ને જગતમાં તે દિવસે ઘામ વધારે હતો.

મ્હારી યૌવનની આંખોએ સંસારની કવિતા નિરાળી નિરખી. મ્હેં માન્યું'તું જૂદું ને દીઠું જૂદું. હું ઉછરી'તી નિરાળાં ફૂલોની ફૂલવાડીમાં. સંસારની ફૂલવાડીનાં ફૂલોના રંગ ઉપટેલા ને ફોરમ ફીક્કી મ્હને ભાસી. મળેલી સુગન્ધનું નહિ, મળેલી સુગન્ધમાંની ઉણપનું ચિન્તવન ચિન્તવતી દુઃખિયારી શી હું બેઠી હતી.

ત્ય્હારે મ્હારી દૃષ્ટિને સંસાર કવિતા જેવા ન્હોતા દીસતા. નાટકોમાંનાં રસરસિયાં મ્હને ઝાકઝમાળ ભાસતાં, સંસારમાંનાં રસરસિયાં મ્હને ઝાંખપઓઢયાં દેખાતાં મ્હને ત્હારે ખબર ન્હોતી કે નાટકોની રંગભૂમિ ઉપર તો ઘણુંખરૂં ભાયડે ભાયડા એ પ્રેમલીલાના ખેલ ભજવે છે.

હું તો આસપાસ જોતી ને ઓછું આણતી.

એવે મ્હારા ખોળામાં ઓળો પડયોઃ જાણે ઉડતા ગરૂડની છાયા. પાછું વાળી જોઉં-ન જોઉં ત્હાં તો મ્હારી નેત્રપાંદડીઓ ચંપાઇ. ઝફાળી હું બોલી ઉઠીઃ ' નાથ. '

ક્ષણેક તો મ્હને યે લાગ્યું કે કવિતાની રસવેલીઓ પણ સંસારની ધરતીમાંથી જ ઉગે છે.

મ્હને આંસુ આવી ગયાં. એમાં આનન્દનાં યે અશ્રુઓ હતાં, ને હૈયાના ઓગળી જતા હૈયાભારનાં યે અશ્રુઓ હતાં.

નાથે કહ્યુઃ ઘેલી ! સંસાર ને કવિતા નિરનિરાળાં હશે ત્હો યે બન્નેમાં વહતી રસસેર એક જ છેઃ આંબાનાં મ્હોર ને કેરીની ફોરમ. મ્હોર ખાધે તૂરા લાગે; ને કેરીઓ ખાટી યે હોય ને મીઠી યે હોય.

મ્હેં કહ્યું'તું ને કે એ કદાચ મ્હારૂં મનદુઃખ કળ્યું! ગયા હોય.

મ્હેં રસવિવેકનો ઉત્તર વાળ્યોઃ ત્હો ય મ્હોર ને કેરી બન્ને ય આંબાનાં રત્નો ? એ મ્હોરની માળા અત્યારે ગૂંથી રહી છું–ત્હમારે કાજ.

એ મ્હારી બીજી ભૂલ હતી. વસન્ત ઉતર્યે મ્હોર માશ હોય એવું ભાને હું તો ભૂલી ગઇ હતી.

એમણે મ્હારી ભૂલ ભાગીઃ આ મ્હોરની ઋતુ યે નથી, ને આ આંબામ્હોરે નથી. આંગણું ભરી છાયા ઢાળતો આ આંબો નથી, ઓરસળી છે; ને આ ઓરસળીનાં ફૂલ છે માળા નહિ, પંખો ગૂંથ આ ઓરસળીનાં ફૂલનો.

એમ શાને કહો છો જે ? મ્હેં પૂછ્યું.

તું નથી જાણતી માટે. એક તો; મ્હારે એકલપેટાએ એ માળા પહેરવી નથી. પરિમલપંખાળો પંખો મ્હને ને ત્હને બન્ને યે તપ્યાંને ટાઢક ઢોળશે. ને બીજુંઃ કરમાશે ત્હારે ત્હારે નીર છાંટીશું એટલે સંજીવિની સરખાં નીર કરમાયેલાં ફૂલડાંને પાછાં સજીવન કરશે ને પમરાવશે. કરમાયેલી કાયા ફેરે કાંઇ ? કરમાયેલાં ફૂલડાં યે સજીવન થાય એ તો ઓરસળીનાં.

હું ઉછળી ને ઉઠી. મ્હેં કહ્યુંઃ જીવં એવો છે ને જીવને એવું છેઃ સંસારે એવો છે ને સન્તો યે એવા છે. આંગણે આંગણે આ ફૂલઝાડ રોપાવોને ? ઘડીએ ને પલકે સંસાર કરમાય છે તે સંજીવન પીતાં શીખે.

હું જાણતી નથી કે સંજીવિની કેવી હશે. સંસ્કૃતના પ્રોફેસરોએ એ દીઠી ને ઓળખી હોય તો ભલે પણ અનુભવવાને ઓછું જ જોવું પડે છે ? વણદીઠા વાયુ નથી અનુભવાતા ?—મ્હારા યે આત્માને ત્હારે સંજીવિની છંટાઇ. અને આજ આટઆટલે વર્ષે જ્યહારે જ્યહારે કહિક હવે કરમાઉં છું, સંજીવિની શોધું છું, ને પામું છૂં.

સંજીવિની આત્મા જેવી હશે ? દેખાય નહિ ત્હો યે અંગમાં નિત્યે વસેલી ?

---

## વીમાના ધંધામાં સ્ત્રીઓ

પશ્ચિમના દેશોમાં વીમાની દુનીઆમાં સ્ત્રીઓએ પોતાને માટે ચોક્કસ સ્થિતિ પ્રાપ્ત કરી લીધી છે. ઇંગ્લાંડમાં માત્ર એક ઓફિસ સિવાય બધીએ વીમા કંપનીઓમાં સ્ત્રીઓની મોટી સંખ્યા કામ કરે છે અને આમાં કેટલીક સ્ત્રીઓ તો જવાબદાર સ્થાન ભોગવે છે. ત્રણ સ્ત્રીઓ તો એ ક્ષેત્રમાં અપૂર્વ સ્થાન ભોગવે છે. મીસ એડીથ બીસલે, સધર્ન લાઇફ એસોસીએશનના વેસ્ટ–એન્ડ મેનેજર છે, મીસ મેરીયન ફ્રેન્ચ, લીવરપુલ, લંડન અને ગ્લોબ ઇન્સ્યુરન્સ કંપનીમાં સ્ત્રીઓના વિભાગની મુખી છે અને મીસીસ બેવીલ આફ્રિકન લાઇફ એસ્યુરન્સ સોસાયટીની યુનાઇટેડ કીંગડમ માટેનાં એજન્સી મેનેજર છે. અમેરિકામાં વિમાના કામકાજમાં સ્ત્રીઓ જ વધારે સફળ થઇ છે અને તેથી ઘણી વીમા કંપનીઓમાં સ્ત્રીઓનેજ રોકવામાં આવે છે. એક વીમા કંપનીનું એજન્સી ખાતું એકલી સ્ત્રીઓ ચલાવે છે. આમાં સ્ત્રીઓની સંખ્યા ૬૦ ની છે. ૧૯૨૯ ના વર્ષમાં સ્ત્રીઓએ „ ૧૦ લાખ-પૌંડનું નવું કામકાજ મેળવ્યું. આમાંની ૮ સ્ત્રીઓએ તો પોં. ૨૦૦૦૦૦ ( રા. ૨૭ લાખ ) કે વધુનું કામકાજ એકલીએ મેળવ્યું.

# રાધા

લેખક : કુ. ચંદ્રિકા દવે

લાખે વિશ્વ સમસ્તનાં નયનમાં અન્ધાર આજે હાર્યાં,
રાધે અંતર કાન આજ ક્યમ આ પેઠું બની શૂન્યમાં?
મૂક્યું એ સુખસ્વપ્ન શા દિવસ હું સ્નેહેભર્યા ભૂલવા,
મીંચું નેન છતાંય ચિત્ર ઊપસે આલેખ કાં સ્નેહનાં?

ત્યારે યામિનીઅંતરે ઘનપટે છાયાં કંઇ અશ્રુઓ,
આત્માનાં અમીસિંચનો કરી રહ્યો ત્યાં ચંદ્ર સ્નેહેભર્યો:
"રે છે તુજ નેન આ અમીભર્યાં જોશે ગમે ચંદ્ર ના,"
'દર્. ગત કાળનાં વચન એ રેડે અમીબિન્દુ ના?

એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સપ્રેમ ભેટ



# પ્રભાતફેરી

લેખકઃ રા. છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર

એ જી રામરામ કરો ! મારા જેવો અથંગ ઉંઘનારો પ્રભાતમાં ચાર વાગતામાં સ્નાનસંધ્યા તો ઘેર રહ્યાં પણ ચાપાણીએ આટોપી લઇ 'ફેરી' કરવા નીકળી પડે એ તમે તો ઠીક પણ મેંયે માન્યું નહિ હતું ! પણ ગૌડબંગાળીમાં કહેવત છે કે 'ઇદં સંસારે કિં અશક્યં ભવમ્ ।' એટલે વાત ભાઇસાબ આમ બની.

અમારા પાડોશના 'પ્રેસ' કર્યા વિનાની કાપુસની ગાંસડી જેવા ઉજમબેને એક દિવસે ચાર વાગે આગલા દિવસના સંકેત મૂજબ 'ટૂકડો' બોલાવ્યો કે 'અલી ચંચળ'– આ નામ માત્ર હું લખું છું, બોલતો નથી; કારણ એ મારી વહુનું નામ છે–'ઓ ચંચળ ! ચાલ ઉઠે છે કે ? પ્રભાતફેરીમાં આવવું નથી ? થાળી તો ક્યારનીયે પીટાઇ ગઇ !' મારાં પત્નીશ્રી ઉઠયાં ! અને ઉઠતાં ઉઠતાં મને યે પોતાના સાણસી જેવા મુલાયમ હાથે ચોંટીઉં દઇ પૂછ્યું 'ચ્યમ આવો સોને !'

'ક્યાં ? કેમ ! આ મને વીંછી કરડ્યો કે શું ?' મેં મારી પત્નીના ચોંટીઆને વીંછી સમજી ચમકી ઉઠી પૂછ્યું.

"અરે એ વીંછી ન્હોય ! એ તો હું સું ! સાલો હેંડો. આવોસોને પરભાત ફેરીમાં ?'

'ઉં હું'—

'ઉં હું તો શે' ઘરમાં ! હું તો આ હેંડી ! અને ચોંઇ હાંભળ્યું આ મારી કીકી રડે તો જરા હેંચકજો ! અને ઉટ દઇને પોણી બોણી ભરી રાખજોઃ નહિ તો નળ હેંડયા જશ્યે !'

'હવે જા જા સવારના પહોરમાં માથું ખાતી ! નકામી ઉંઘ બગાડી !' એમ કહી 'ચંચળબોન'નું કહેવું સાંભળ્યું ન સાંભળ્યું કરી પાસું ફેરવી મેં પાછું ઘોરવા માંડ્યું ! ભાઇસાબ, મને શી ખબર કે આ 'પરભાત ફેરી' તો મારા નાકમાં દમ લાવી નાંખશે ! બરાબર આઠ વાગે ઉઠવાના નિયમવાળો હું ચાર વાગે ઉઠી આ 'પરભાતીઆ'ના રાગડા કાઢવા જાઉં ! શી વાત લાવ્યા છો ?

'મિયાંઉં–મિયાઉં–'

હું સમજ્યો કે ક્યાંક બીલાડી રોતી હશે. પણ ધાટના એન્જીનનાં પીસવા માફક આ ગીસો બંધ ના રહી એટલે મીંચેલી આંખે ઉઠી હું જોઉં છું તો એ બિલાડી નહિ પણ મારી કીકા રોતી હતી ! હળવે હાથે 'રાષ્ટ્રિય તમાચો' ઠોકી કીકીને સુવાડવાનો પ્રયત્ન મેં કરવા માંડયો. પણ ફાંકી જેનું નામ ! અહીંથી તે ઠેઠ બોરીબંદર આગળના લાલીચોક સૂધીના હીંચકા નાંખવા માંડ્યા, તોયે ફાંકી જેનું નામ ! એ ચંચળબા-

પની બેટડી રોતી રહે શાની! ફેરીને મેં ગાતાં સાંભળી કે " ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે ! કાયર ભાગજો રે ! " એટલે હું ઉઠયો. કીકીના ' રાષ્ટ્રિય ડંકાએ ' તો મને પૂરેપૂરો જગાડયો, અને હું કયાં કાયર હતો જે ભાગું ! કીકીને ઘોડીઆમાંથી કહાડી તેને મારા હાથપર હીંચોળતા મેં આમથી તેમ રોન ફરવા માંડી. આખરે કીકીને કે એના ઘડનારા ભગવાનને મારી દયા આવી કે શું તે એ ઉંઘી ગઇઃ એને આસ્તે રહી ઘોડીઆમાં ઘાલી હું પાછો પથારીમાં પડયો; પણ ઉંઘ શાની ! એક પ્રભાત ફેરી ગાય કે **' ચરખા ચલા ચલાકે લેંગે સ્વરાજ લેંગે '** તો બીજી પોક મૂકે **' ગાંધીકા ચરખા ચલાના પડેગા; ગોરેકુ લંડન પહુંચાના પડેગા; '** હજી આ ' મિક્સ્ચર ' પૂરું થાય તે પહેલાં તો તેમાં ત્રીજો સૂર પૂરાય " **નહિ રખની નહિ રખની સરકાર જાલીમ નહિ રખની,** " એટલામાં તો વળી ચોથી મરાઠી ટોળી ગાજે **' ધન્ય ગાંધીજી તો રણ ગાજી ધન્યચી નરદેહજી.'** આ બધો કાનને કર્કશ લાગતો કવાથ કડવે મોંડે ગળે ઉતારૂં છું ત્યાં તો સૂક્કાં રણમાં લીલી વીરડીની જેમ તાલબદ્ધ સુરમાં ગાતી કોઇ મરાઠી પ્રભાતફેરી કે પાવા, હારમોનીઅમ ને ગીડલની રમઝટ મચાવતી કોઇ બંગાળી બાનુની ટોળી ઉપર્યુક્ત કડવા કવાથનું વિસ્મરણ કરાવી આનંદ આપતી નીકળી પડે અને મારા જેવા સરકારી નોકરની નાસ્તિકતા પીછે હઠાવી હું પણ કાંઇક ભાગ લઉં એમ મારા મનને ગલીપચી કરી મનાવે ! એટલે વળી કોઇ પાછી ' ફેરી ' તોડશું તોડશું તોડશું રે **અમે મીઠાનો કાયદો તોડશું** કે મહાત્માજી હાલ જેલમાં છે એ વાત જગજાહેર છતાં કોઇ ટોળી અપ્રસ્તુત ગાયન લલકારે **' દાંડી તણે કિનારે મોહન મીઠું પકાવે !'** અથવા અમારા ઇશ્વરભાઇનો ચાર વર્ષનો શરદબાબુ **' મર્દ બનો મર્દ બનો સબ હિંદુસ્થાની મર્દ બનો '** વાળું ગાયન બગાડી ગાય કે 'મદમ દો, મદમ દો સબ હિંદુસ્થાની મદમ દો'. એનો જાણે સમજ્યા પણ બડમૂછીઆં બૈરાંઓ પણ ' મર્દ બનો ' નું ગીત લલકારે અને મૂછાળાં મરદો **' એકડે એક ગાંધીએ રાખ્યો ટેક મારી બેનો ' સરાજ ' લેવું સહેલ છે '** એમ બરાડે ત્યારે ફરી મને પથારીમાં પડવાનું મન થાય ! પણ ઘડીઆળમાં સાતના ટકોરાએ મને તેમ કરતો અટકાવ્યો. કારણ નળ ચાલ્યા જાય તો પાણી વગર ભૂખે મરવું પડશે ધારી મારી ચંચળ ને રાષ્ટ્રિય શેપ ભરતા ભરતા મેં પાણી ભરી નાખ્યું; વળી ઝાડુ કહાડવું ચંચળ પર રાખીશ તો રસોઇને મોડું થશે અને રસોઇ મોડી થાય તો ઓફીસ જતાં વાર થશે અને મોડા થવાનું કારણ જણાવતાં સાહેબને કહું કે પત્નીશ્રી પ્રભાતફેરીએ નીકળ્યાં હતાં તે રસોઇને મોડું થતાં ઓફીસ આવતાં જરા વાર લાગી. એટલે અમારો ભલો સાહેબ સુકકું નાળિયર ને લીલા ગોળનું પડીકું આપતાં કહે ' સરકારી માણસની પત્ની પ્રભાતફેરી જેવી રાજદ્રોહી ચળવળમાં ભાગ લે તો કાયદેસાર રીતે સ્થપાયલી સરકારનું રાજ ઉંધું વળી જાય માટે તમારી વહુ રાજદ્રોહી એટલે તમે માનો તો શું પણ તમારો બાપ પણ રાજદ્રોહી ઠરે છે; જાઓ ' ગો ટુ ગાંધી ફૈર મરવીસ ' ! એટલે બસ ખલાસ થતાં મારે પણ ગાવાનો વખત આવે ' ખીસાં ખાલી થયાં કંઇ ખ્યાલ કરો ! ' આમ વિચારી મેં ઝાડુ કહાડી નાંખ્યું. વળી પાછી કીકીએ ઉઠીને ' પુ ' ને ' છી ' કર્યાં હતાં તે ધોઇ નાંખી કીકીને નવું બજાતિયું બદલાવી ઘોડીઆમાં ઝોલી. મંગો પેટાવી ચા



**માતુશ્રી કસ્તુરબા ગાંધી**

મુંબાઇની લાડ હૉસ્પીટલમાં મુક્તિસંગ્રામના બલિદાન થઇ પડેલા રાષ્ટ્રસેવકોની માતુશ્રી કસ્તુરબાએ મુલાકાત લીધી હતી. એમના જમણા હાથે સૌ. કમળાદેવી જવાહરલાલ નેહરૂ છે; ડાબા હાથે સૌ. કાન્તાબ્હેન ખાંડવાળા છે.

કોલેજોનો અધિકાર



મુંબાઈની સેંટ ઝેવીઅર કોલેજ પર ચોકી કરતી વિદ્યાર્થિની બ્હેનો

તૈયાર કરી એટલે 'આસ્તે કદમે આજુસે બાજુસે નીધાહ રાખતાં' મારાં પત્નીશ્રી પધાર્યાં. કાંઇ આડુ અવળું બોલીશ તો બેઠો બળવો ફાટી નીકળતાં ભૂખે ઠોકાવું પડશે ધારી 'ઝાડુપાણીની હેલપાટીથી ડાચાંમાં એરંડીઆનું સામ્રાજ્ય વ્યાપ્યું હતું તેને બહાદુરીથી પાછું હઠાવી ચહેરાને ખુશનુમા કરતાં હું બોલ્યો "કેમ ગઝલફેરીમાં જઇ આવ્યાં? મજાહ પડી કે?"

'ગઝલ ફેરી શયાની: પરભાતફેરી એ તો કહેવાય!'

'સોએ પોણોસો ટોળાં કોઇ ને કોઇ ગઝલ જ ગાતા હતા એટલે વધુ મતે જે ગવાય તેનું જ નામ 'ફેરી'ને અપાય! એતો ઠીક પણ તેં શું ગાયું તે તો કહે?'

'અમારી ટોળીમાં તો એક વખત એક આપણો ગુજરાતી ગવાડે અને એક વખત મૂવો કોઇ દછણી ગવાડે. એનું ગવાડેલું એજ હમજે. સતાં મેં તો ભાઇ બધાંની હંગાથે હાંકયેજ રાખ્યું.!'

'વાર દક્ષણીએ શું ગવાડ્યું?' મેં પૂછ્યું.

'કોઇ ધ્યાન નથી આવતું. પણ લાવો જરાં ચ્હા પીતી જાઉં ને હંભારતી જાઉં!'

પત્નીશ્રીએ ને મેં. ચા ઝાંસી! તે પી તાજા થઇ એવણું બોલ્યાં—

'લ્યો હાંભળો. એ ચોંઇ આમ ગવડાવતો હતો: **ધન્ય ગાંધીજી તોરણ બાંધી ધનજીના નાડથી; પ્રેમે ચાખી સાઠાં, આપી પૌંઆને ભાજી...**'

હું ઉઠયો અને પત્નીશ્રીએ વાંચતા આવડે નહિ તોયે મારી પાસે વંચાવી શીખી લેવાના હેતુથી લાવી રાખેલી પાંચ સાત પ્રભાતફેરી ને રાષ્ટ્રિય ગીતોની ચોપડી ઉથલાવી ઉથલાવી જોઇ વળ્યો પણ ઉપલું ગાયન તેમાંથી મળ્યું નહિ. એક મરાઠી ગીત આમ હતું; '**ધન્ય ગાંધીજી તો રણ ગાજી ધન્ય ચી નહેરૂજી; પ્રેમે આજી સ્વાતંત્ર્યાચા પોવાડા ગાજી:**'
તેનું કદાચ પત્નીશ્રીએ મરાઠી ઇન્ટુ ગુજરાતી ટ્રાન્સ્લેશન કરી ઉપલું ગુજરાતી ગીત ગાયું હોય તો કાંઇ કહેવાય નહિ! વાતોમાં વખત ફોકટ જશે ધારી મેં કહ્યું 'ચાલો ઉઠો, આઠ વાગી ગયા છે. દિશા જંગલ જવું હોય તો જઇ આવી નાહી ધોઇ રસોઇ બનાવી દો. દશ વાગે ઓફીસ નહિ જાઉં તો સાહેબ ખીજાશે!"

'ખીજાશે તો છો મૂવો ખીજાતો! હવે તો સરાજ છે; એમ ચોંઇ એ મૂવાથી ડરી નથી જ્યાં! જરા થાક બાક ખાવા દીયો આજ તો એટલું ક્ર્યાં મારા બાપ!"

આ સ્વરાજ્યના દિવસોમાં પત્નીશ્રી સાથે ઝાઝી લપ્પન છપ્પન કરવાથી વળશે નહિ ધારી મેં કોલસામાં કાકડી મૂકી સઘડી પેટાવી દાળનું આંધણ મૂકી દીધું. કોઇએ ખરંજ ગાયું છે કે 'કોલસા પેટા પેટા કે દેઇંગે સ્વરાજ દેઇંગે'!

આમ આજનો દિવસ તો સુલેહ શાંતિમાં પસાર થયો. મારા મનમાં કે ચાર વાગ્યામાં ઉઠતાં કંટાળી મારી ચંચળ આપણા કાઠીઆવાડી ભાઇઓ કહે છે તેમ 'આફેડી' પ્રભાતફેરીમાં જવાનું માંડી વાળશે પણ એ રણચંડીએ તો 'ભલે કાયાના કટકા થાય, તોયે લીધી પ્રતિજ્ઞા' પાળવાનો નિશ્ચય કીધો હતો એટલે મારું ધરવું ફોક થયુ ચાને કીટલીને સંભાળવાથી માંડીને સંઘડી ફુંકવા સુધીની બધી ઉત્તરક્રિયાઓ મારે જ કપાળે ચોટેલી રહી!

આવતી કાલે રવિવાર હતો. ઠેર ઠેર 'ઝેંડાવંદન'ની ક્રિયા કરવા પ્રભાતફેરીઓને જાહેર આમંત્રણ હતાં. આગલે

દિવસે વાળુ કરી અમે બેઠાં હતાં ત્યાં પત્નીશ્રીએ વાત છેડી: 'ચોંઇ હાંભજ્યું - પાહેના ઉઝમબોન કે'તાંતાં કી શરદાર વલ્લભભાઇ પટેલે કાયદો કાડયો છી કે જે બૈરીનો ભાયડો આ 'રાત્રિ' લડાઇમાં ઘરમાં ભરાઇ રહે ને બાર નોં નીકળે તીની બૈરીએ તીના ભાયડાને ભાઇ હમજી લેવો; એટલે હવે તમે જો આ પરભાતફેરીમાં સરાજ લેવા નોંઇ નીકળી પડો તો આજથી હું તમારો ભાઇને તમે મારી બોન ! લીયો આ ચુડીઓ પહેરો."

ખલાસ ! ખેલ ખતમ ! પત્નીશ્રીના આ ઉલટા 'અલ્ટીમેટમ'થી મારાં હાડ ધ્રૂજી ગયાં. મેં દાંત પીસી કહ્યું 'કાલથી હું જઇશ.'

'અઉ હારૂં' પત્નીશ્રીએ ટુંકામાં પતાવ્યું.

છાસમાં માખણ જાય ને બૈરી ફુવડ કહેવાય એ વાળી વાત થતી હતી. હું સાળો ઘરની હેલપાટી કરતો કરતો મરી જાઉં અને તોયે નામર્દમાં ગણાઉં તે કરતાં પત્નીશ્રી ઘરમાં રહે અને હું બહાર નીકળું તો શું ખોટું ? એમ સમજી સરકારી આફીસના સાહેબની ધાસ્તીને પડીકું વાળું ગટરમાં ફગાવી હું મારા એક મિત્રની પ્રભાતફેરીમાં જોડાયો. બે ત્રણ દિવસ તો વહેલું ઉઠવું વસમું લાગ્યું પણ પછી આનંદ આવવા માંડયો. કારણ અમારી પ્રભાતફેરીનો ગવડાવનારો સારા રાગનાં રાષ્ટ્રિય ગીતો ગાવાની તાલીમ પામેલો હતો. તેનો રાગ સુંદર અને મધુર હતો પ્રભાતની શાંતિમાં તેના ગવડાવેલાં ગીતોનો મધુર ગુંજારવ આનંદમાં તલ્લીન કરી દે એવો હતો. આવી પ્રભાતફેરી તનને અને મનને તાઝગી આપનારી નીવડતી હોવાથી મારે તો એજ ગાવાનું રહ્યું 'પ્રભાતો હો તો ઐસી હો' !



**આર્યસંસ્કૃતિ ન છોડશો** — ડૅા. દીક્ષિત

આ લડતમાં તમે ઘણો ફાળો આપી શકો છો. સરદાર તમેને તમારા ધણીને થપ્પડ મારવાનું કહી ગયા છે. હું તેમ કરવા નથી કહેતો. તમે આર્ય સંસ્કૃતિ ન છોડશો પણ તમે જરૂર તમારા મર્દોને કહી શકો છો કે અમે કરકસર કરીશું, રોટલો ને ચટણી ખાઇશું, સો વાપરતા હતાં ત્યાં દસ વાપરીને ચલાવીશું પણ તમે લડતમાં જોડાઇ જાઓ. ને સ્ત્રીઓ તો ધારે તે કરી શકે. પ્રેમથી સ્ત્રીઓ ભલભલાને જીતે છે પ્રેમાળ ગૃહિણી શું ન કરી શકે ? હું મારા અનુભવ પરથી આ વાત કહું છું. ગમે તેવો બહાદૂર માણસ પણ ઘરમાં તેની સ્ત્રી પાસે બકરી જેવો બની જાય છે ને હથેળીમાં નાચે છે. માટે સ્વદેશીનો જ આગ્રહ રાખજો અને લડતમાં સાથ આપવા તમારા મર્દોને પ્રેરણા કરજો. ચાતુર્માસનું વ્રત તમે સ્વદેશીનું વ્રત લઇને જ પાળજો.

# ગુર્જરી

તું મોંઘી અમ માત,
    ગુર્જરી ! તું મોંઘી અમ માત;
કલ્પલતા સાક્ષાત,
    ગુર્જરી ! તું મોંઘી અમ માત....

શત્રુંજય, ગિરનાર, આબુ, સમ ગિરિ ન દેશ અવરમાં;
અમૃત ધોળ્યાં વારિ વિલસે, ત્હારા નદી નિર્ઝરમાં....

વડોદરા, પાટણ, ભૃગુપુર ને સુરત, અમદાવાદ;
પ્રભાસ, દ્વારિકાં, સિદ્ધપુર, ગજવે તુજ મહીમાના નાદ....

ચારૂતર શી રસાળ ધરણિ, કંચુના કળશી ફાલ;
તુજ પર ઉલટ્યા ઉલટે મૈયા ! કૃષ્ણચંદ્રનાં વ્હાલ....

પ્રેમ, નૃસિંહ, દયારામાદિ, કવિજન ત્હારા માત !
ભરે દિગન્તે ગુણગીત ત્હારા, ભાવ ધરી ભલિ ભાત....

ધન્ય અમારાં જીવન જનનિ ! તું સરખેરી માત;
તવ ઉદયે ઉરના ઉછરંગે, ખપાવીએ અમ જાત....

--ચંદ્રકાન્ત મંગળજી ઓઝા




# અણબોલ મંત્ર

લેખકઃ રા. યશવન્ત મ. દેસાઇ, બી. એ.

કારખાનામાં તે વૃદ્ધા આમતેમ આંટા મારતી હતી. કેટલાંય વર્ષોનાં અવિરત કામથી કંટાળેલા તેનાં હાથમાં સંચાઓ સાફ કરવાના જૂના કટકાઓ હતા. તેના વડે તે ધૂળ ઝાટકવાનો નિષ્ફળ પ્રયત્ન કરતી હતી.

કારણ કે ઉત્સાહી હાથના વેગને તેનું નિરુત્સાહી હૈયું પાછો પાડતું હતું. આજે કેટલાય વર્ષોથી તેણે આ સંચાઓ સાફ કર્યા હતા એટલે પરિચયના પ્રતાપે તેણે પોતાના કામની સાથે તલ્લીનતા કેળવી હતી; જાણે અજાણે પોતાનાં એ કામમાં તે અદ્દભુત રસ લેતી થઇ હતી. બહારથી જોનારને કદાચ એના હલકાં કામ તરફ અણગમો છૂટે; પણ તે વૃદ્ધા તો પોતાનાં કામને અતિ પ્યારથી ચાહતી હતી.

અને આજે એનું એ રસસ્વપ્નું ઉડી જવાનું હતું. એ કામનો આજે અંત આવવાનો હતો. એટલે એમ તો નહિંજ કે આવતી કાલથી વગર ઉદ્યમે, ઘેર બેઠાંજ એ પોતાનું જીવન નિર્વાહ કરી શકશે. એવું તો ગરીબ મજુરોનાં નસીબમાં વૃદ્ધાવસ્થામાંય નથી લખ્યું. પરન્તુ જુના મેનેજર સાહેબ આજે છેલ્લીવાર આ કારખાનામાં આવવાના હતા અને કાલથી નવા આવનાર ઉત્સાહી, યુવાન મેનેજરે આગળથીજ ફરમાન મોકલ્યું હતું કે "ઘણાં ઘરડાં થયેલાં મજુરોને હવે કારખાનાંમાંથી રજા આપવી." પોતે નવાં માણસો સાથે લઇનેજ પધારવાના હતા. બુઢ્ઢાં માણસો કામ કરવાને તદ્દન નાલાયકજ હશે ! જાણે નવા મેનેજર સાહેબ પણ જીંદગીમાં વૃદ્ધાવસ્થામાં દર્શન નજ કરવાનો અમર પટ્ટો લખાવી લાવ્યા હોય !

આખા જીવનભરનું સાથીરૂપ બનેલું કારખાનું છોડવા માટે વૃદ્ધાને હુકમ મળી ચૂકયો હતો; ત્યારે ડોસીને આવતી કાલનાં રોટલાની ફીકર પડવા લાગી.

એવાં ધડકતે દીલે, ડોસી સંચાઓ ઉપર ગમે તેમ હાથ ફેરવતી હતી. જાણે એક માતા મૃત્યુપથારીમાં સુતી સુતી પોતાનાં વ્હાલાં બચ્ચાંને માયાભર્યો વીદાયગીરીનો સ્પર્શ કરતી હોય ! અને તેના મનમાં–તેનાં દુઃખની અંધારી ઝાડીઓમાં ગુંચવાયલાં મનમાં અસંબદ્ધપણે કરૂણ વિચારોનાં મોજાંઓ હૃદયવેધક તોફાન કરી રહ્યાં હતાં. તેની આંખના અંતર્ભાગમાંજ રહી ગયેલાં આંસુ અન્યાય સામે અજાણ્યો, શાન્ત પોકાર

ઉચ્ચારી રહ્યાં હતાં. જાણે કોઇ શાહી ફરમાને તેને અપરાધ વિના દેશપાર કરી હોય તેમ ક્રોધી બનેલી વૃદ્ધા તીવ્ર વેદના અનુભવતી હતી.

તે કારખાનામાં સુતરનાં તાંતણા ગુંથાતાં હતાં. તેમ તેનું સમસ્ત જીવન આ શ્રમજીવીઓનાં પરમેશ્વર રૂપ નિર્જીવ અચેતન સંચાઓ સાથે ગુંથાયું હતું. ત્યાં ઘણાં વર્ષો સુધી અભણ મજુરોએ કામ કરી પોતાનો રોટલો રળ્યો હતો ! કેટલાંયે કુમળાં, કામ કરવાને અયોગ્ય અને અશક્ત બાળકો અને સ્ત્રીઓ પોતાનાં સગાઓને ઉપયોગી થવા કામ કરી રહ્યાં હતાં.

દુઃખ, આનંદ, ઉત્સાહ–એ બધી રંગ-બેરંગી ભાવનાઓમાં અસંખ્ય મજુરોનાં જીવન ત્યાં ઘડાયાં હતાં.

પણ એ બધું બીચારી સકુ માટે હવે નકામું હતું. આખો જન્મારો સાંચા સાફ કરવાનું એ જીવન તેને જગતનું કંઇક મૂલ્ય શીખવી શક્યું હતું. પણ હવે એ બધું મૂલ્ય તેને શૂન્ય લાગ્યું.

મોટા હોલમાં નિરાશ બનેલી સકુ, નિરાશ હૈયે કામ કરી જતી હતી અને કાચની બારીમાંથી જગતને આનન્દ અને ઉત્સાહ આપતા બાળસૂર્યનાં કિરણો તેના મુખ ઉપરની વિશાદ છાયાને વધારે સ્પષ્ટ કરવા લાગ્યાં. કેટલાક કવિઓ કવિતનાં ગુંજન કરતાં હશે; કેટલાય મનુષ્યો ઉલ્લાસતાં હશે. પણ સકુનાં દર્દી દીલમાં આજે ન્હોતાં એ ગુંજન, ન્હોતો એ ઉલ્લાસ.



બીજા ઘણાં જૂનાં કામદારોને કાલથી રજા મળી ચૂકી હતી. એવો એક બીજો અભાગીઓ હોલમાં દાખલ થયો. કપડાં બદલી સંચા આગળ પોતાનું નિયમિત કામ કરવા જાય, તો તેણે સકુને જોઇ. દુઃખી દેખાતી વૃદ્ધાની પાસે આવી તે બોલ્યો “ સકુ ! નોકરી પરથી રજા મળી એમાં આટલી બધી નિરાશ શા માટે થાય છે ? શું બીજા બધાં કારખાનાં દુનિયામાંથી કાંઇ નાશ પામ્યા ? આપણે બે ત્રણ દિવસમાં તો નવું કામ શોધી કહાડીશું.”

“ માધવ ! ” વૃદ્ધા થોડી વારે તેની સામે જોઇ બોલી, “ એ વાત છેલ્લા ત્રણ દિવસમાં તેં મને ઘણી વેળા કહી. બીજી નોકરી તો કદાચ મળે પણ આ જગા તો છોડવીજ પડશે ને ? મારૂં તો આખું જીવન અહીંઆંજ ગુંથાયું છે. આ ધામ મને પવિત્ર દેવના જેવું પ્યારૂં છે ! ” આંખમાં આત્મ જ્ઞાનનાં આંસુ આણતી સકુ બોલી. તે આંખમાં એક અજબ ભાવના હતી, વિપ્લવનાં અંગારા નાખતી, સળગતી ભાવના હતી.

આ સમજી માધવ જરા કંપ્યો. પણ સકુ કરતાં બ્હારનાં જગતને તે જરા વધારે પીછાણતો હતો. તેણે પ્રશ્ન કર્યો, “ પણ સકુ, તું અહીં આવી તે પહેલાં ક્યાં કામ કરતી હતી ? ”

“ હા ! તે જ મને ખબર નથી, સમજણી થયા પછી તો મેં અહીં જ નોકરી કરી છે. મારા બાપ શું કરતાં ને હું પણ ગયે જન્મ શું કરતી એ મને કંઇ ખબર નથી. બધું હું ભૂલી ગઇ છું. ”

“ તે તો મને પણ ખબર નથી. પણ તું આજ આમ ગાંડાની માફક કેમ વાત કરી રહી છે ? બેકારીને લીધે તારૂં મગજ ખસી તો નથી ગયું ને ? ”

“ ઘણાંને પાછલી વાત યાદ રહે છે. પણ ભલા ભગવાને તો મારે યાદ રાખવા કોઇ ચીજ રાખી હોય એમ લાગતું નથી ” સકુએ પોતાની જ ધૂન આગળ ચલાવી.

" સકુ, તું જરા આરામ લે. તારું બોલવું સાંભળી મને તો હસવું આવે છે " કહી માધવ જરાક હસ્યો. સામે વૃદ્ધા સકુને બદલે બીજું હોત, તો આ અસંબદ્ધ દિવાની વાત સાંભળી જોરથી હસતે. પણ સકુનું દર્દ તે જાણી શકયો હતો એટલે પોતાનાં દુઃખને ક્ષણભર વિસરી તે હસ્યો–જરાક હસ્યો.

" હા, ભાઇ. એક રડે ત્યારે જ બીજા હસી શકે છે, એ તો ઇશ્વરના ઘરનોજ ન્યાય છે. "

માધવનું હાસ્ય શમી ગયું. તે નરમ પડયો. તેને લાગ્યું કે પોતાની જેમ સકુ આ બનાવને નજીવો નથી લેખતી. તે જોઇ શકયોકે સકુનાં મનમાં કંઇ વિચિત્ર પરિવર્તન થયું છે.

" ઇશ્વરે મને બીજું કંઇ આપ્યું નથી." સકુ ભાવનામયું બોલી. " કાંઈ નજીવી ચીજ પણ નથી આપી, જેનાથી હું મારું ગુજરાન ચલાવી શકું. આ કારખાનું આપ્યું હતું. પણ..." અને જાણે એક ભયંકર વાવાઝોડું તેનાં શરીર સાથે અથડાયું હોય તેમ તે ધ્રુજી ઉઠી.

" એવી ગાંડી વાત ના કર. " તેને શાન્ત પાડી, જમીન પર બેસાડી, માધવ દિલાસો આપતો બોલ્યો. "ભગવાનમાંથી આસ્થા શા માટે ઉપાડે છે ? એણેજ તને નોકરી આપી હતી. અને એમજ સમજી લે કે એણેજ તે પાછી લઇ લીધી. એણે પેટ આપ્યું છે, તો ખાવાનું પણ આપશે જ ! તે તો અનાથનો નાથ છે. ઘણો દયાળુ અને ન્યાયી છે. ' અને જાણે સકુને નાસ્તિકતા માટે ધમકી આપતો હોય તેમ બોલ્યો, "આવા ગાંડા વિચાર કરીએ તો નરકમાં પડીએ, નરકમાં ! "

પરન્તુ સકુનું જીવન એવું હતું કે યમદેવ તેને જોતાંજ નરકના દરવાજા બંધ કરે. ભલે તે અભણ હોય–ભલે તે સુધરેલા સમાજની દૃષ્ટિએ અસંસ્કારી મજુરણ હોય પણ તેણે સંજોગો સાથે બાથ ભીડીને પોતાનું ચરિત્ર પવિત્ર રાખ્યું હતું. મોટા શીલ્સુફની જેમ નીતિ અનીતિનાં ગૂઢ ભેદ તે જાણતી ન્હોતી; છતાં પવિત્રતાના ઓપે તેણે પોતાના જીવનને સંતોનાં જેવું સુંદર બનાવ્યું હતું. તેને નરકની તો શું પણ ખુદ ઇશ્વરનીય બ્હીક ન્હોતી.

" પણ હું સાચુંજ કહું છું. આ જમાનામાં તો ગરીબ વૃદ્ધાઓને ગુજરાન માટે પ્રભુએ કંઇ નથી આપ્યું ! "

ભાવિ ભૂખમરો તેનાં હૈયામાં મન્થન કરી રહ્યો હતો. કારખાનામાં કામ કરતાં, જેમ તેમ ગુજરાન કરતાં આનન્દી મજુરોનાં નિર્દોષ મુખડાંઓ જોઇ, છુપી રીતે તે જીવનનો રસાનંદ પીતી હતી પણ હવે તો ક્રૂર નસીબે આનન્દનાં તે બિન્દુઓ પણ પોતાની સદા–તરસી જીભે ચૂસી લીધાં હતાં. અને એ વિચાર માત્ર તેનાં મનની આંખ આગળ, તેનાં ભૂખમરાનાં, શૂન્ય જીવનનાં; નગ્ન ગરીબાઇનાં ભયંકર ચિત્ર દોરતો હતો. હવે તેને ઉત્સાહથી કોઇ ચીજની વાત કરવાની ન્હોતી રહી; ભવિષ્યની કાંઇ આશા પણ રાખવાની ન્હોતી રહી. જગત સામે, પ્રભુ સામે તેનું હૃદય ભયંકર બંડનાં મંડાણ માંડી રહ્યું હતું.

✠

જૂનાં મેનેજર જમશેદજીનાં રાજમાં બધાં કામદારોને પુરેપુરો ન્યાય અને યોગ્ય સ્વતંત્રતા મળ્યાં હતાં. એટલે એ બધાનાં દીલમાં એ વૃદ્ધ પારસી માટે માન અને સ્નેહની લાગણી હતી. તેમની છેલ્લી વિદાય લેવા બધા કામદારો ગયા. ગરીબ મજુરો પોતાના પ્રિય અધિકારીથી અશ્રુભરી આંખે વિદાય લેતાં હતાં. પણ એ આંસુઓમાં પણ ભૂતકાળનાં ઉપકારનો આનન્દ હતો.

પણ તે આનન્દમાં એક ચિર પરિચિત વ્યક્તિએ ઉત્સાહ ન્હોતો લીધો. કોઇ તીવ્ર વેદના જમશેદજી પાસે તેને ન્હોતી આણી

શકી. તે અનુભવી અને માયાળુ જમશેદજી સમજી ગયા હતા.

સકુ તો મેનેજરને મળવાને બદલે મીલનાં હોલમાંજ એક ખૂણામાં બેસી રહી હતી. પોતાનાં પ્રિય સ્થાન ઉપર, ભવિષ્યમાં પારકી થનાર વૃદ્ધા, માયાભરી, આંસુભરી અંતિમ નજર નાંખી રહી હતી. તેની આંખમાં ઝબકારા મારતો ગાંડો બળવો, તેને કરૂણતા ભરી ઓજસ્વિતા અર્પી રહ્યો હતો. હા, ગાંડો પણ ગૌરવભર્યો બળવો, જે સમસ્ત માનવ જાત પોતાના દૈવ સામે યુગયુગથી જગાવી રહી છે, તે સકુના દુબળા હાડપિંજર સમા ધ્રૂજતા શરીરનાં પ્રત્યેક અણુમાં ધબકી રહ્યો હતો.

"હવે હું કારખાનાંમાં નથી આવવાની. કોઇ દિવસ નહિ. ઇશ્વર તો ફક્ત શોખીનોનાં તમાસા જેવો છે. મોંઘાં રમકડાં જેવો છે. પૈસાદાર હોય તેજ એને અડકી શકે. પણ ગરીબોને તો—"



આખા દિવસમાં માનસિક તોફાનથી સકુ કંટાળી હતી. જાણે નિરવ શૂન્યતામાં પોતે ગબડી પડી હોય તેમ હેતુ વિનાનું રખડી મોડી સાંજે તે ઘેર પહોંચી. ક્રોધમાંને ક્રોધમાં ઘરમાંનો કચરો સાફ કર્યો. કપડાં ધોઇ નાંખ્યા. બને તેટલું ઘરકામ કરવા મંડી. પણ એ બધું તેને અર્થ વિનાનું લાગતું હતું. તેને તો પોતાની ગુમાયલી ભાવના–ગયેલી શ્રદ્ધા પાછી મેળવવી હતી.

તેનું મગજ દુઃખથી લગભગ ગાંડુ બની ગયું હતું. પોતાની જાતને તે ભૂલી ગઇ હતી. જાણે બીજાજ લોકમાં તે આવી ચઢી હોય તેમ તેને થવા લાગ્યું.

ઝુંપડીની બ્હાર આવી, રસ્તાપરનાં દીવાનાં પ્રકાશમાં તેણે પોતાનું કારખાનું પાછું નિહાળ્યું. વર્ષો સુધી તેણે ત્યાં આનન્દમય જીવન ગુજાર્યું હતું...તેની કલ્પનામાં મજુરોનો ઉત્સાહી ઘોંઘાટ ગુંજવા લાગ્યો. આજ સુધીનાં જીવનના બધા પડધા તેનાં મનમાં ભણકારા પાડવા લાગ્યા. પણ એ બધાથી હવે તે પારકી થઇ હતી, તે વેદના તેનાં દીલને ડંખવા લાગી.

એકાન્ત મહાસાગરનાં નિર્જન ખડકમાં જાણે નિરાધાર પડી હોય તેમ શૂન્યહૃદયા રડવા લાગી. તેનાં હૈયાને ઠેકાણે આણવા ફક્ત માયાળુ આશ્વાસનની જરૂર હતી. થોડીજ મદદની જરૂર હતી. પણ એ બધું કયાં ?



નવના ટકોરા મીલના પહેરેગીરે બજાવ્યા. પણ સકુનાં આંસુ હજી ન્હોતાં સુકાયાં. તેનાથી પણ તે થાકી, ભૂખે પેટેજ સુવાની તૈયારી કરતી હતી. એવામાં તો વૃદ્ધ જમશેદજીનાં પગલાંનો પરિચિત અવાજ તેને કાને પડયો. વૃદ્ધા ચમકી; કંઇક આત્મભાન થવાથી, પાલવ વડે આંખમાનાં આંસુ લૂછી, પોતાની દુઃખી અવસ્થાને ઢાંકવાનો નિષ્ફળ પ્રયત્ન કરવા લાગી.

"કેમ સકુ, હજી સૂતી નથી ? હવે કયાં તને કાંઇ ચિંતા છે." જમશેદજી આવતાંની સાથ બોલ્યા.

વૃદ્ધાએ જમશેદજી તરફ ઉંચું જોયું. તેનાં મુખ ઉપર અનુભવી જમશેદજીએ નિઃશબ્દ વેદના દેખી. પોતે જે સમજી હતી, તે જમશેદજીને સમજાવવા સકુ અશક્ત હતી.

"પણ. તને થયું છે શું ? આજે આમ કેમ ? જવાબ તો આપ !"

ચરિત્રવાન વૃદ્ધા સમજી કે જમશેદજીને હવે સત્ય કહેવુંજ જોઇએ. "શેઠ," તે બોલી, "હવે હું શું કરૂં ? આજ સુધી તો કારખાનામાં કામ કરી રોજી મેળવી, હવે શું કરૂં ? કારખાના પર તો મને ઘણો પ્રેમ હતો એટલે આ વિયોગના કરતાં મરવું મને

વધારે ગમતે પણ મોત કંઇ માંગ્યું આવે છે ? અને હવે પેટ કેમ ભરવું ? હવે આ અવસ્થાએ ક્યો નવો શેઠ મને નોકરી આપે."

"પણ તારે હવે નોકરીની કશીજ જરૂર નથી." પોતાનાં હાથમાંની ચીજ સંકુને બતાવતાં, જમશેદજી બોલ્યા. "આ જો, તું આને ભૂલી ગઇ હતી !"

અહા ! એ શું હતું ? એક ન્હાનો રેંટીઓ અને રૂની પુણી. પણ પોતાની વેદનાનેજ સઘળે દેખતી વૃદ્ધાની આંખોએ જમશેદજીનાં હાથમાં આ ન્હોતાં જોયાં. "આ બધી મીલો નીકળી તે પહેલાં આપણાં મજુરો, આપણી વૃદ્ધાઓ શું કરતાં હતાં ? આ સુદર્શનનાજ પ્રતાપે પોતાનું ગુજરાન ચલાવતાં."

વૃદ્ધા પોતાનું દુઃખ ભૂલી ગઇ; ઉત્સાહભરી ચમકતી આંખો વડે તેણે રેંટીયાનું દર્શન કર્યું. "આને તો હું ભૂલીજ ગઇ હતી." "હું પણ ભૂલી ગયો હતો. પણ ગાંધીજીએ મને એ પાછો યાદ અણાવ્યો." અને મેનેજર સાહેબ નાનપણની વાત કરવા લાગ્યા. "હું પણ ન્હાનો હતો, ત્યારે છોકરાઓને સુવાડવા માટે વાતો કહેતાં કહેતાં મારાં ઘરડાં દાદીમા ધીમે ધીમે રેંટીયો ફેરવતાં જતાં. હું તો એને અર્થ વિનાનું સમજી, દાદીમાને ગાંડાં ગણતો. પણ ગાંધીજીએ હવે સમજાવ્યું કે હુંજ દિવાનો હતો; દાદીમા ડાહ્યાં હતાં." જમશેદજી હસ્યા.

પણ વૃદ્ધા રડતી હતી. દુઃખથી નહિ પરંતુ યુગયુગ સુધી ખોવાયલી કોઇ પ્રિય વસ્તુની પ્રાપ્તિ થતાં આનંદના વેગથી. મીલ ઉપરનો તેનો બધો પ્યાર એક અદ્‌ભુત ક્ષણભંગુર પળમાં રેંટીયા ઉપર સ્થપાઇ ગયો. તેનામાં નવા જીવનનાં નવાં ચેતન ઝમક્યાં; "પરમેશ્વરે તો અમારાં ગુજરાન માટે આ ચરખો આપ્યો હતો. પણ આખું હિંદુસ્તાન તેને ભૂલી ગયું હતું" તે બોલી. ઇશ્વર ઉપરનો તેનો ક્રોધ શમી ગયો હતો. તેની ગયેલી શ્રદ્ધા પાછી આવી હતી. પોતાને અસલના જમાનામાં રેંટીયા ઉપર સુતરનાં સુંદર તાંતણા કહાડતી વીરાંગનાઓની વારસ સમજવા લાગી.

"પણ, રેંટીયો તો નવી દુનિઆનો ફીરસ્તો છે. આપણે તેને ભૂલીયે, પણ તે આપણને ન જ ભૂલે. એ તો ભારતનો અણમૂલ ખજાનો છે: આશા છે: એના અંતરમાં તો સ્વતંત્ર ભારતના અણબોલ મંત્ર છે !"



## ગુજરાતમાં નામર્દો ન જોઇએ — સરદાર વલ્લભભાઇ

તમે તમારા મરદોને કંકુનો ચાંલ્લો કરજો ને કહેજો કે 'જાઓ લડાઇમાં જાઓ.' જો તેમ કરતાં તેઓ મ્હોં મરડે તો ચાર થપ્પડ મારજો ને ઘરમાંથી કાઢીને કહેજો કે ગુજરાતમાં હવે નિર્માલ્યો ન જોઇએ અત્યાર સુધી ગુજરાતમાં નિર્માલ્યો હતા ગુજરાતની શાખ એવી હતી કે ગુજરાતમાં તો વેપારીઓ રહે છે, દલાલો રહે છે, ગુજરાતમાં શોખીનો રહે છે પણ ગુજરાતમાં મરણીયા રહે છે, એવી ગુજરાતની ખ્યાતિ અત્યાર સુધી નહોતી. એવું નામ નહોતું. પણ આજે તો ગુજરાત જગતમાં ઓળખાઇ ગયું. ઇતિહાસને પાને ચડ્યું. ઉટડી ને ધરાસણાએ આખી દુનિયામાં નામના મેળવી નહિતર ધરતીને ખુણે પડેલાં ઉંટડી ને ધરાસણાને કોણ ઓળખતું હતું ? એ ખ્યાતિ માટે આપણે મગરૂર થવુ જોઇએ.



# વીર પ્રતિજ્ઞા
## અથવા
# કારભારીનું બહારવટું

લેખકઃ રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

અહમદશાહ પહેલાના વખતમાં જે બે વીર વાઘેલ બહારવટીઆ વરહોજી અને જેતોજી અથવા વીરસિંહ અને જેતસિંહ થઇ ગયા, તેમણે બાદશાહની બેગમ પાસેથી પોતાની જાગીરો મેળવવાનું વચન ખુબીથી લીધા બાદ વીરસિંહને કલોલ અને જેતસિંહને સાણંદ મહાલ બક્ષિસ તરીકે અપાયા હતા. એ જેતસિંહ પછીના ૧૬મા વંશજ ની આ કથા છે. જેતસિંહ પછી અનુક્રમે ૧૪ જણ સાણંદની ગાદીએ આવ્યા પછી ૧૫મા ભીમસિંહજી થયા એમના વખતમાં રાજ્યનો કારભાર વાઘેલા સંગજી કરતા હતા તે જાતે કાનીડીઆ વાઘેલા હતા. એમના મૂળ પુરુષ વિંઠોજી વાઘેલા હતા. કાનીડા નજીકના ચાર ગામ એમને જીવાઇ તરીકે મળેલા. આ સંગજી કારભારી સાણંદના રાજનિષ્ટ અને શૂરવીર કારભારી હતા.

## ( ૧ ) શેલડીનાં સાંઠાનો પ્રસંગ

મહારાણા ભીમસિંહજીનો દેહોત્સર્ગ થયો છે. પાટવી કુમાર કરણસિંહજી ૨૫ વર્ષનો છે; ફટાયા મેળોજી ૨૦ વર્ષની ઉમ્મરના છે સંગજી કારભારી તરીકે ચાલુ છે પણ એ કરણસિંહ પર મુરબ્બીપદ રાખતા હોય એમ વર્તે છે, એ કરણસિંહને ગમતું નથી. ગાદીનશીન થયા બાદ બીજેજ દિવસે કારભારીએ ફટાયાનો ગરાસ નક્કી કરવા કરણસિંહને કહ્યું. તે તેને ન ગમ્યું. "થો[ડા] વખતમાં નક્કી કરી દઇશું. જરા ધીર[જ] તો રાખો. હું કાંઇ નાશી ગયો તો નથી ?" એમ કહી કરણસિંહે એ વાત આવી [મૂ]કી હતી.

થોડોક કાળ વહી ગયો. એક દિન સમી સાં[જે] દરબારગઢની ડેલી ઉપર સંગજી બેઠા હતા. ગર[ા]શીઆઓનો ડાયરો જામ્યો હતો કસુંબાપાણ[ી] પીવાય છે; પૂર્વના વીરોની બહાદૂરીની વાતે ચાલે છે. ફટાયા કુમાર મેળોજી પર જે[મ] સ્વર્ગસ્થ મહારાણાને વિશેષ પ્રેમ હતો તે[મ] કારભારીને પણ ખૂબ પ્રેમ હતો. વારંવા[ર] તેઓ તેને પોતાની સાથે જ રાખતા. આ[] જના ડાયરામાં પણ તે બેઠો છે એવામ[ાં] એક ગામડીઓ મોટા અને જાડા, રસભરેલ શેલડીના સાંઠાના પંચ ભારા લઇ ડેલી પ[ર] આવ્યો. એ ભારા તેણે કારભારીના ચર[]ણમાં મૂકયાં.

"અલ્યા, ક્યાંથી આવ્યો છે ?" સાં[ઠા]ની ઉત્તમ જાત જોઇ ખુશ થતાં કારભારીએ સ્નેહાળ સ્વરે પૂછ્યું.

"બાપુ સરોડાથી" હાંફતો તે બોલ્યો.

"ધોળકા તાલુકાનું સરોડા કે ? ગામપટેલે તને મોકલ્યો હશે; ખરું કે ? બેસ, બેસ. કસુંબો પી. તારો થાક ઉતાર પછી વાત કરજે."

ગામડીઓ નીચે બેઠો. કસુંબાની પ્યાલી તે પીએ છે, એટલામાં તેના કેડીઆની કસે બાંધેલા એક કાગળ તરફ રંગજીની નજર ગઈ.

"પટેલે કાંઈ કહેવરાવ્યું છે કે ?" તેણે પૂછ્યું.

"હા. બાપુ એક કાગળ આલ્યો છે, તે આ રહ્યો." કસના બંધ છોડીને ગામડીઆએ કાગળ આપતાં જવાબ દીધો. કાગળ વાંચી રંગજી પ્રસન્ન થયો. તેની ધારણા પ્રમાણે ધોળકા તાલુકાના સરોડાના પટેલનોજ તે કાગળ હતો. અને સાંઠા સારી જાતના હોવાથી રંગજી પર તેણે પાંચ ભારા મોકલ્યા હોવાનું તે કાગળમાં લખ્યું હતું.

પળભર વિચાર કરી, મેરૂજી તરફ જોઈ રહી, રંગજીએ ડાયરામાંના એક ગરાશીઆને કહ્યું: "પરવતશંગ, જા. તો; આમાંના ત્રણ ભારા કરણસિંહને મહેલે પહોંચાડી આવ; અને લે, આ કાગળ પણ લેતો જા આપણો જુવાન ઠાકોર જાણે તો ખરો કે સરોડાનો પટેલ કેવો લાયક માણસ છે."

પરવતશંગ એક જુવાન ગરાશીઓ હતો. ઠાકોર કરણસિંહજી પાસે ત્રણ ભારા લઈ જઈ કાગળ તેમના હાથમાં મૂકી તેણે કહ્યું "મહારાજને ઘણી ખમ્મા; લ્યો, આ પાંચમાંથી ત્રણ !"

એ શબ્દોનો અર્થ ન સમજતા કરણસિંહે કાગળ વાંચ્યો પણ તે વાંચતાંજ ગુસ્સે થઈને બોલ્યો: "પાંચમાંથી ત્રણ કેમ ? પાંચે પાંચ પૂરા કેમ નહીં ?"

• "બાપુ; મેરૂજી ભાને કાંઈ નહીં આલવાનું ?" ગરાશીઆએ વક્રોક્તિમાં સામો સવાલ કર્યો.

"એ ડહાપણ તને કોણે કરાવ્યું ?"

"મારું તે એવું શું ગજું મહારાજ ! બધે મેરૂનું જ મનમાન્યું થતું આવે છે ને !"

"એટલે ? પરવત, બરાબર બોલ; નહીં તો એક ઝાટકે તારું માથું ધડથી વેગળું કરી દઈશ." તલવાર પર હાથ નાંખતાં કરણસિંહે ફુંફાડો માર્યો.

"પાડે પાડા વઢે તેમાં ઝાડનો ખો. મને વાઢી નાંખો એમાં બહાદરી નથી ! ફટાયાની પીઠ કોણ થાબડે છે, એ તો જરા જોઈ આવો; મહારાજ !"

"હં..." કરણસિંહના ખ્યાલમાં તરતજ કાંઈક વાત આવી. તેથી તે ગુસ્સામાં બોલ્યો: "જ્યાં ને ત્યાં એનું જ સાલ–એનું જ નડતર !... પણ હું ક્યારે ખરો કે..." તેણે દાંત કચકચાવ્યા.

"બાપુ, તમે કાંઈ આ પાંચમાંથ. થોડાક મેરૂજીભાને આપત ? પણ અક્કલ બધી ત્યાં ભરેલી છે એટલે તમને વહેતા મેલ્યા અને પોતાની મેળેજ 'પાંચ દુ' કરી આલ્યા !"

"કારભારીનું એ દોઢડહાપણ નહીં ચાલે. આજ તો આ નાની સરખી બાબતમાં એણે "પાંચ–દુ" કર્યાં. કાલે ઊઠીને ફટાયાનો ગરાસ વહેંચી આપવામાં 'પાંચ દુ' કરે એ હું ન સાંખું"

"ઘણી ખમા બાપુને" પરબત બોલ્યો: "રાજનો માલીક તો મહારાણોજ હોય. એ પાંચ ગામ ફટાયો ભલે લે; પણ અધ ભાગ તો ન હોય !"

કંકુઅકસેરની હોળીમાં ઇર્ષાનાં ઇન્ધન હોમાયાં 'હાજી હા' ભણનારા, પરવત જેવા ખુશામતખોરોને લીધે મેરૂજી અને રંગજી પર કરણસિંહ મનથી બળી રહ્યો.

થોડીવારે કરણસિંહે પરવતસિંહને કહ્યું: "જા, તું જઈને બધી ચિકિત્સા કરજે અને મને રજેરજ વાતની ખબર આપજે. એ કાંચીડીઆનું જોર હવે હું વધવા દેનાર નથી"

પરવતસિંહ નમન કરી વિદાય થયો અને ડેલીએ આવ્યો. તેણે જોયું કે-શેલડીના સાંઠા

ઝીલાઇ રહ્યા છે; ડાયરામાંનો એકેક એક જણ હોંશથી કટકા ચૂસે છે અને શેલડીને ખૂબ વખાણે છે.

## (૨) દરબારી ગોઠ-મેળોજીનું નોતરૂં કાપ્યું !

બીજે દિવસે સ્હવારમાં કરણસિંહે તમામ દરબારીઓને એક આંબાવાડીઆમાં એકઠા થવા હુકમ મોકલ્યો. શંગજીને ત્યાં ખાસ આવવા આગ્રહપૂર્વક કહેવરાવ્યું. પોતે ડંકા નિશાન સાથે સ્વારી કાઢીને ત્યાં પહોંચ્યો. તેણે પહેલેથીજ ત્યાં ગોઠવણ કરાવી હતી કે સરોડાવાળા શેલડીના ત્રણ ભારાનો રસ કઢાવવો. અને સૌ દરબારીઓને પાવો.

બધા દરબારીઓ આવી ગયા છે. ભાયાતો પણ આવેલા છે. કરણસિંહ મૂછે તાલ દેતો બેઠો છે. પણ શંગજી અને મેળોજી ત્યાં આવ્યા નથી.

" મહારાજ, કારભારી કેમ જણાતા નથી ? " પરવતે ધીમે રહીને ચીણગારી મૂકી.

" મેં એમને ખાસ કહેવરાવ્યું છે " કરણસિંહે જવાબ દીધો: " જા, તો; પરવત, એમનું બધુંયે કામ પડતું મેલીને અહીં આવે, એમ કહી આવ. "

શંગજીનાં છિદ્ર શોધવા આતુર રહેલો પરવત, કરણસિંહની મીઠી નજર માટે તલસતો પરવત, આંબાવાડીઆમાંથી બહાર નીકળી નજદીકના તળાવ આગળ આવ્યો ત્યાં તો એક દેખાવ જોઇ તે થંભી ગયો. કુમાર મેળોજી પોતાના ટટુની પીઠ ધોઇ રહ્યો છે અને શંગજી કારભારી તેને તેમાં મદદ કરી રહ્યો છે !

તરત તે પાછો ફર્યો અને કરણસિંહના કાનમાં એ વાત કહી: કરણસિંહે સૌને કહ્યું: " હું જરા જરૂરી કામે જઇ આવું છું. તમે બધા બેસજો. " તે ઉઠયો અને પરવત સાથે ચાલ્યો. તળાવ નજદીક એક ઝાડને ઓથે એ બે છુપાયા અને શંગજી તથા મેળોજીની વાતચીત સાંભળવા લાગ્યા:

" બસ, બસ. હવે પરૂ નીકળતું બંધ થયું. " શંગજીએ કહ્યું: " હવે આ ભાઠું ધોવું બંધ રાખો. આપણે દરબારી ગોઠમાંથી પાછા આવીશું ત્યારે હું તમને એક વનસ્પતિ આપીશ. તે એના પર લગાડજો જાણે કાનમાં કહ્યું એમ દરદ મટી જશે. "

પરવતે ઝાડની ઓથેથી કરણસિંહને ધીમે સ્વરે કહ્યું: " ફટાયાના ઘોડાની પીઠમાં ભાઠું પડયું લાગે છે. કારભારી એની મદદે ચડ્યા છે! હોય સ્તો, એનું બિચારાનું કોણ ? "

" સીસ્ સીસ્ " કરણસિંહે તેને કહ્યું: " સાંભળ, મેળોજી કાંઇક બોલે છે. "

મેળોજીને શંગજીએ દરબારી ગોઠમાંથી આવ્યા પછી વનસ્પતિ આપવાનું કહ્યું તેના જવાબમાં મેળોજી બોલ્યો: " દરબારી ગોઠમાં 'આપણે' જઇશું એમ ન કહો. મને એમાં તેડું આવ્યું નથી ને હું આવવાનો યે નથી "

" તમને તેડું નથી આવ્યું ? પણ તેમાં શું ? ભૂલથી રહી ગયુ હશે. તમારે તો તેડાની વાટ જોવાનીજ ન હોય "

" એમ ન ચાલે. માજીએ મને તેડા વિના જવા ના કહી છે. હું કાંઇ ગોલૈયો નથી કે વગર નોતરે એની ગોઠમાં જાઉં ? શંગજી કાકા, તમારી કૃપાથી મેં કાલે બહુયે સાંઠા ખાધા છે મને હવે એના પર મોહ નથી રહ્યો. "

' એમ ગાંડાઇ ન કરો. તમ વિણ હું નહીં જાઉં. મને એણે ખાસ આગ્રહ કરીને તેડાવ્યો છે એનું કારણ હવે સમજાયું. પણ મારો નિરધાર છે કે-જ્યાં તમે ત્યાં હું. "

" પણ, તેડા વિના આવવું મને નથી ગમતું. મારા લીધે તમે રોકાઇ જાઓ નહીં. "

" તેડું ને વગર તેડું; ચાલો હવે, આ

પણ મોડા થઇશું. જો ન આવો તો તમને મારા સોગંદ છે."

મેળાજીને શંગજીના આ સોગંદ ન ગમ્યા પણ તેની તેના પર પ્રીત હતી. એટલે તે તેની સાથે ગયો.

પરવત અને કરણસિંહ તે બેના જતાં પહેલાં ઝટપટ જઇને પોતાની જગ્યાએ બેસી ગયા. શંગજી અને મેળાજી આવ્યા. કરણસિંહે શંગજીને ખૂબ આવકાર આપ્યો અને મોં પર હાસ્યરેખાઓ ચાલુ રાખી.

સર્વે જણને શેલડીના રસના પ્યાલા અપાયા અને શંગજીના ડાયરાની માફક અહીં પણ શેલડીનાં ખૂબ વખાણ થયાં. એ આનંદની ઝડી જામી હતી ત્યાં કરણસિંહની વ્યંગવાણીએ પલકમાં ગ્લાનિનું વાતાવરણ જમાવી દીધું. મેળાજી એક પ્યાલો પી રહ્યો એટલે કરણસિંહે એક હજુરીઆને કહ્યું: "મેં નોતરેલાઓમાંથી કોઇને બીજીવાર રસ ન મળે તો મને ખેદ નહીં થાય; પણ જો જે, ગોલૈયાને બીજીવાર મળવો બાકી ન રહે !"

શંગજીના મોં પર આ વ્યંગ્ય સાંભળીને ક્રોધનાં વાદળ ધાઇ આવ્યાં; એનો હાથ કમ્મર તરફ ગયો એ જોઇને કરણસિંહે હસતાં હસતાં તેને કહ્યું: "તમે કાંઇ ગોલૈયા નથી તલવાર પર શું કરવા હાથ નાંખવા જાઓ છો ?":

"ત્યારે કોણ ગોલૈયો છે ?"

મેળાજી તરફ અર્થસૂચક નજર નાંખતાં કરણસિંહે જવાબ દીધો: 'એ તો જે હશે એ એના મનમાં સમજશે. એવા ચાપુડા જીભરસીઆ ઓછા છાના રહે છે !"

"ઠાકોર !" શંગજીએ ગંભીર ઘેરા સ્વરે કહ્યું: "હું સમજું છું કે—તમે કોને માટે આમ કહો છો. નક્કી તમારી મતિ બગડી લાગે છે ! રક્ષક જ્યાં ભક્ષક બને અને પોતાનાથી નાનેરાંઓની પર્વા કરી, પોતાની સકળ સમૃદ્ધિનો ખ્યાલ ન રાખે ત્યાં વિનાશ વિણ બીજું કાંઇ પરિણામ ન સમજવું."

"એ બધું નકામું ડહાપણ છે, શંગજી કાકા" કરણસિંહે કહ્યું: "તમે શું બોલો છો, એ તમે જ સમજતા નથી."

"ઠાકોર, તમે બહુ સમજવાવાળા થઇ ગયા છો ખરું કે ?"

'હં: હં:" કરણસિંહે અટ્ટહાસ્ય કરીને કહ્યું: "રાજા કરતાં કારભારી બહુ ડાહ્યા ખરું કે ! રહેવા દો; રહેવા દો; એ બધી સફાઇ."

કરણસિંહ આમ કહી પોતાની આસપાસનાઓ સાથે ઠઠ્ઠા મશ્કરીઓમાં પડ્યો.

આ નાદાનીઅતનો જવાબ તલવારથી આપવાની શંગજીની ઇચ્છા થઈ પણ ખામોશી ધારણ કરી. મેળાજીનો હાથ ઝાલીને તે ઉઠ્યો અને બોલ્યો: "કુમાર હલકા આદમીઓનો સંગ આપણને ન શોભે. ચાલો, અહીં શોભવામાં હવે સાર નથી"

મેળાજી સાથે શંગજી ત્યાંથી ચાલી નીકળ્યો. કરણસિંહે તેની દરકાર કરી નહીં અને મૂછે તાવ દેતો, ખૂંખારા કરતો: "કેવું એનું અપમાન કર્યું છે !" એમ બડાઇ મારવા લાગ્યો

દરબારીઓમાંના કેટલાક પ્રૌઢને "આ ખોટું થયું" એમ લાગ્યું; પણ ધૃતરાષ્ટ્રના દરબારમાં જેમ દ્રૌપદીની લાજ લુંટાઈ છતાં વૃદ્ધો બોલી શક્યા ન હતા તેમ કરણસિંહના પ્રૌઢ દરબારીઓની ગત થઇ.

## (૩) વીરપ્રતિજ્ઞા

એ આખો દિવસ શંગજીએ વિચારમાં ગાળ્યો. આ જુવાન ઠાકોરે આમ કેમ કર્યું એનું કારણ તેણે પોતાના મળતીઆ સામંતો સાથે વાતચીત કરી જાણી લીધું: "હં; ત્યારે શેલડીના ભારાની આ બધી મહોકાણ

છે!" તે સ્વગત બબડયો "હવે તો એક મગની બે ફાડ કર્યા વિના છૂટકો નથી." તેણે અમુક નિશ્ચય કરી લીધો. મેળાજીને પોતાની પાસે બોલાવ્યો; પોતાનાં કુટુંબીઓને એકઠાં કર્યાં; અને તેમણે શું કરવાનું છે, એ સમજાવી દીધું. મેળાજીએ તેના નિર્ણયમાં સંમતિ આપી.

કારભારી સાંજને વખતે એક ઘોડી પર બેઠો અને સીધો કરણસિંહને મહેલે ગયો. કરણસિંહની આસપાસ એ વેળા નાનો સરખો દરબાર જામ્યો હતો.

"સાણંદના ધણી" બહુજ સ્પષ્ટ અવાજે કારભારી બોલ્યોઃ "ફટાયાનો ભાગ નક્કી કરી આપો."

"થોડા દિવસમાં નક્કી કરીશું" કરણસિંહે કહ્યું: "એવી તે શી ઉતાવળ છે?"

"એ કાંઇ નહીં ચાલે એનાં ગામનાં નક્કી નામ દઇ દો."

"તમે સમજો છો ને? તમે નક્કી કર્યા વિના રહો એવા ક્યાં છો? શેલડીના ભારા વહેંચતાં તમે તો ભાગજ પાડી દીધા'તા ને?"

"શેલડીના ભારા તમને ખૂંચી રહ્યા છે, ખરું કે? જુવાન રાજા, મારા મનમાં એ વખતે કાંઇ પાપ નહોતું. ડાયરાનો વખત હતો એટલે સૌને માટે મેં સાંઠા રાખી તમને, વધારે મોકલ્યા હતા, પણ તમારા દિલમાં પાપ છે અને નફટાઇ કરીને જવાબ દો છો તો હવે મારો ઠરાવ જાણી લ્યો—"

"તમારા ઠરાવની અહીં કોને દરકાર છે?"

"એમ? આ બધાના દેખતાં મારી તલવારના સોગંદ લઇને હું પ્રતિજ્ઞા કરું છું કે–શેલડીના ભારાની જેમ 'પાંચ હુ' નહીં પણ 'ચાર હુ' ભાગે સાણંદનું રાજ્ય હું વહેંચી ન આપું તો ક્ષત્રિય નહીં" પોતાની તલવાર તેણે મ્યાનમાંથી ખેંચી, અને તેને ચમકાવતાં તેના સામે જોઇ તે બોલ્યો "ઓ દેવી! મારી પ્રતિજ્ઞામાં મને સહાય દેજે."

પોતાની ઘોડીપર બેસી તે ગામ બહાર ગયો. અગાઉથી નક્કી કર્યા પ્રમાણે તેનાં કુટુંબીઓ અને મેળાજી ત્યાં હાજર હતાં. તેમની સાથે રાતોરાત તેણે કાઠીઆવાડ તરફ પ્રયાણ કર્યું.

## (૪) કારભારીનું બહારવટું

બે દિવસ વીત્યા. એવામાં કરણસિંહને કાને સમાચાર આવ્યા કે, મોરબીના ઠાકોર અલીઆજીના આશ્રયથી મોરબીથી બે ગાઉ દૂર આવેલા ઘાંટુમાં શંગજી રહે છે અને હવે બહારવટું ખેડવા વિચાર આદરી રહ્યા છે. મોરબીના ઠાકોરે વીશ સીદી સવારો એમના કુટુંબકબીલાના રક્ષણ માટે આપ્યા છે.

"કર્યું કર્યું હવે બ્હારવટું!" કરણસિંહ બેદરકારીથી બોલ્યોઃ "હું પણ એવો ચેતતો રહીશ કે મારી રૈયતને એ રંજાડે નહીં."

કરણસિંહ આમ બોલે છે ત્યાં તો મહેલ નીચે બૂમાબૂમ થઇ રહીઃ "નાસો, નાસો, બહારવટીઆ આવ્યા, બહારવટીઆ આવ્યા!"

ઝરૂખાની બારીમાંથી નીચે જોવા માટે જ્યાં કરણસિંહ ઝરૂખામાં આવ્યો કે તરતજ તેની સામે બંદુક ધરીને બુકાનીવાળો શંગજી ઉભો રહ્યો "ઠાકોર, શરીર પરનાં તમામ ઘરેણાં ઉતારી આપો."

"પરવતશંગ...અમરશંગ...અરજણશં"

"ચૂપ, કોઇને બોલાવ્યા છે તો ઠેર મારી નાંખીશ."

હાથનું કડું, પગનો તોડો, કમરનો કંદોરો અને ગળામાંની મોતીની માળા કાઢી આપ્યા સિવાય કરણસિંહને છૂટકો ન રહ્યો.

એ લીધા બાદ પોતાના પગની હડફટથી કરણસિંહને પાડી નાંખી શંગજી ઝરૂખામાંથી ઉતરી પડયો.

એ તેમના અપાર આનંદનું કારણ થઇ પડયું. આટલી યે પોતાની ફત્તેહ થઇ એમ આશ્વાસન લઇ સવારો પાછા ફર્યા.

## (૬) અંગરખાના રાતા થીંગડાનો કિસ્સો.

દિવસો અને મહિનાઓ ચાલ્યા ગયા. દર ત્રીજે ચોથે દહાડે શંગજી લૂટફાટ માટે નીકળી પડતો. વચ્ચે વચ્ચે કરણસિંહને કહેવરાવતો કે, " મેળાજીનો અડધો ભાગ આપી દ્યો–એટલે મારે બહારવટાની જરૂર રહેશે નહીં " પણ કરણસિંહ ' એકનો બે ' ન જ થતો. અને જેમ તે ના પાડતો તેમ શંગજી તરફથી રૈયત પર વધારે ને વધારે જુલમ ગુજારવામાં આવતો. તે પોતે કોઇ જગ્યાએ બે રાત ગાળતો નહીં. ખાવા પીવાની દરકાર કરતો નહીં; ટાઢ–તડકાથી ત્રાસતો નહીં અને સાણંદની રૈયત સિવાય બીજા રાજ્યની રૈયતને રંજાડતો નહીં. એમાંયે તેના પર ઉપકાર કરનારને અપવાદ ગણીને અભયવચન આપતો. એક કણબણને તેણે આવી રીતે એકવાર અભયવચન આપેલું. એનો કિસ્સો એ બનેલો કે–એકવાર ધીખતા તાપમાં કોઇ નજીક ગોણોસર ગામને સીમાડે એક કુવા આગળ એક સ્ત્રી પાણી ભરતી હતી ત્યાં શંગજી જઇ પહોંચ્યો. તે સ્ત્રીને ઉદ્દેશીને તેણે કહ્યું: ' બોન, જરા પાણી પાઇશ ? "

" જરા ચ્યમ ? મુગલક પીઓને ? પાણીની કોશર કુણ કરે ! "

શંગજીએ ધરાઇને પાણી પીધું અને " હાશ " કહી થોડીવાર કુવા કાંઠે બેઠો. એ સ્ત્રીએ તેને પૂછયું.

" કેવાક છો ? "

" રજપૂત છું, બોન ? "

" આણીમેરના અજાણ્યા લાગો છો; ખરું કની ? "

" અજાણ્યો ? એમ કેમ માની લીધું ? "

" ભા; રૈયત પર આજકાલ રંજાડ એટલો બધો છે કે કોઇ મનખ આવી ખરી બપોરે યે બા'ર નેંહરતો નથી. એવે વખતે તમે ભલા નચંત જીવવાળા દેખાઓ છો તેથી તમને પૂછયું કે અજાણ્યા લાગો છો. "

" એવો રંજાડ કોણે કરી મેલ્યો છે. ? "

" શંગજી નોંમના એક બ્હારવટીઆએ. "

" તને એની બીક નથી લાગતી ? "

" મને ? ભા ! અરે રે ! મને રંજાડવામાં એણે બાકી શું રાખ્યું છે કે હવે બીક રાખું ? "

" તને શંગજીએ રંજાડી છે ? બાઇ, તું જુઠું તો નથી બોલતી ને ? "

" મારા સાતમા ધણીના સમ; જો જુઠું બોલતી હોઉં તો ! "

" સાતમો ધણી " એમ સાંભળીને શંગજીને તેનું વૃત્તાંત જાણવા જીજ્ઞાસા થઈ. તેણે પૂછયું: " કહે જોઇએ, શંગજીએ તારા પર કેવો કેર વર્તાવ્યો છે. ? '

" આ ટૂંકુંને ટચ કહું તો, જેટલા ધણી મેં કર્યા તેટલા તમામને શંગજીએ માર્યા છે. મારો પહેલો ધણી એણે માર્યો; બીજો યે માર્યો; એમ કરતાં છયેને મારી નાંખ્યા છે—"

" અજબ જેવી વાત છે ને ? તને ને શંગજીને કાંઇ વેર હશે "

" ના રે, એ મને દીઠે ઓળખતો નથી અને હું એને યે ઓળખતી નથી. "

" ત્યારે તો, બોન, તારા કરમની કઠણાઇ ! "

" બધાયે એમ કહે છે પણ કોઇ ઉપાય ચીંધતું નથી કે–હવે મારો સાતમો ધણી મારે કેમ બચાવવો ? "

પોતાને પાણી પાનાર આ સ્ત્રીની દુઃખ કહાણી સાંભળી શંગજીને દયા આવી. ખરી

ભર તેના સાંમું જોઇ રહી તે ગંભીર પણ મક્કમ સ્વરે બોલ્યોઃ "તારા ધણીને શંગજી હવે નહીં મારે "

તે સ્ત્રી તેના તરફ જોઇને બોલીઃ "તમે તો રજપૂત છો–બ્રાંમણ નથી !"

શંગજી હસ્યો. તે સ્ત્રીએ કહ્યું: "તમે બ્રાંમણ હત ને જોઇ જોઇ બોલ્યા હત તો હું તમારૂં કહેવું માનત પણ..."

"શંગજી હું પોતે છું" ગર્વભર્યા સ્વરે બહારવટીઆએ કહ્યું.

એ સાંભળતાં જ તે સ્ત્રી તેના પગ ઝાલીને બેસી પડી અને બોલીઃ "બાપ, હવે મારૂં દુઃખ મટાડ."

"ઉઠ બાઇ, ઉઠ. મેં તને વચન આપ્યું છે તે હવે મિથ્યા નહીં થાય, તારા ધણીને મારો એક પણ માણસ આંગળી અડકાડશે નહીં—"

"પણ તમે એને કેવી રીતે ઓળખશો ?"

"એજ હું તને પૂછવાનો હતો એની કાંઇ નિશાની–પણ સબૂર ! જ્યારે તારા ગામમાં લુંટારા આવે ત્યારે તારા ધણીના અંગરખાને ખભે તારા ઘાઘરાના રાતા લુગડાનું થીગડું મારજે. બસ એ એંધાણી વાળો જીવશે" એ સ્ત્રી ઉભી થઇ અને પોતાના હાથથી શંગજીનાં ઓવરણાં લેતી બોલીઃ "ખમ્મા મારા વીરા, તું સો વરસ જીવજે ને મારા જેવી કંઇકની આંતરડી ઠારતો રહેજે."

એ કણબણ હવે ત્યાં ઉભી રહી નહીં. ગામમાં જઇ એણે એના ધણીને શંગજીની ચેતવણીની વાત કહી; થોડીવારે એક પાડોશણ એને ત્યાં આવી. હરખેલી આ કણબણે તેને કહ્યું: "બેન, શંગજી બ્હારવટીઓ હવે મારા ધણીને નહીં મારે."

"તારો ધણી વાઘનું માથું લાવ્યો હશે, તેમાં કની ?"

"એમ નહીં. તું કોઇને કહે નહીં તો, કુવા કાંઠાની ગોઠડી કહું."

પાડોશણે કોઇને નહીં કહેવા જણાવ્યાથી તે બાઇએ લાલ થીંગડાની વાત તેને કહી. આ બાજુ પેલા કણબીઓએ પણ બીજાને એ રીતે વાત કરી અને એમ એક કાનેથી બીજે કાને વાત વધતી વધતી આખા ગામના કણબીઓમાં ફેલાઇ. સૌએ લાલ થીંગડાંવાળાં અંગરખાં તૈયાર રખાવ્યાં.

ત્રીજે દિવસે શંગજીએ તે ગામમાં લૂંટ ચલાવી. તેના માણસોને તેણે ચેતવણી આપી હતી કે કયી નિશાની વાળાને જતો કરવો. એ મુજબ, જેટલા 'લાલ થીંગડીઆ' એ ગામમાં દેખાયા તેટલા તમામ બચી ગયા ! શંગજી એક ઉપરાંત વધુને એ નિશાનીવાળા જોઇ અજબ તો થયો; પણ તેણે વિચાર્યું: "કદાપિ વચનને લીધે એક ગામ આખું બચી જાય તો યે શું થઇ ગયું ? વળી બીજાં વધ ગામો લુંટીશ."

## (૭) મેળાજીનું મોત-બીજી વીરપ્રતિજ્ઞા

પોળોમાં એક વખત મેળાજી અને પોળોના રાવ સોગડાંબાજી રમતા રમતા હતા મેળાજીને વારંવાર પાછું જોવાની ટેવ હતી. આ ટેવથી રમતમાં રસ જામતો નહોતો એટલે રાવે તેને પૂછ્યું "કેમ, મેળાજી ! તમને બો લાગે છે કે, તમારા ભાઇ અહીં આવીને તમને મારી નાંખશે. ?"

"ના રે, હું સ્હેજ પાછું જોતો હતો."

"ના, ના, મને તો તમે બિકણ બિલાડી લાગો છો; પણ એક. જ્યાં સુધી પોળોના રાવના પડખામાં છો ત્યાં સુધી તમારો ભાઇ કરણસંગ તો શું પણ એના બાપનીયે દેન નથી કે અહીં પગ મેલે !"

મેળાજી આ સાંભળીને ફિક્કો પડી ગયો. ભાઇનું જ ફક્ત નહીં પણ બાપનું યે અપમાન થયું એથી તેને દુઃખ ઉપજ્યું. લોહી પાણી કરતાં વધારે જાડું હોય છે. કુટુંબની આબરૂની લાગણી તેના મનમાં ધાઇ આવી અને સહસા તેનાથી બોલી જવાયું; "એમ મારા ભાઇને મોળો ગણી કાઢતા હો, તો ખાંડ ખાવ છો, રાવ ! મારો ભાઇ એવો મર્દ છે કે, રણવાસમાં મને છુપાવો તોયે મને શોધીને મારે !"

"માર્યું માર્યું હવે ! એવા રજપૂતો આજ કાલ મેં તો કોઈ જોયા નથી છતાં જો તમારા ભાઇની મર્દાઇનો તમને ફાંકો હોય તો હું હોડ બકું છું કે–મારા રાજ્યમાં આવીને કરણસિંહ તમને મારે તો તેને પકડવા મારે જ્યાં સુધી જવું પડે ત્યાં સુધીની જમીન એને બક્ષિસ આપું !"

"એમ ? ખરૂં કહો છો ?"

"મેળાજી, એ તો ક્ષત્રિનું વચન."

બાજી સંકેલાઇ. બેયે જણ ઉઠીને ઉભા થયા.

થોડાક દિવસ બાદ સાણંદમાં કરણસિંહની સભામાં એક રબારી આવ્યો. તેણે તેનાં ચરણમાં એક પત્ર મૂકયો કારભારીએ તે લઇને મોટેથી વાંચ્યો. તેમાં નીચેનો મજકુર હતોઃ

"મોટા ભાઇ કરણસિંહની સેવામાં, છોરૂ મેળાજીના પાય લાગું. જત લખવાનું કે–તમને કુળની આબરૂ વહાલી હોય, બાપનું નામ તમે પવિત્ર ગણતા હો, તો આવતી હુતાશનીને દિન તમે પોળોમાં આવી મને મારજો. રાવને અને મારે શરત થઇ છે કે–તમે તો નામર્દ છો. તમારી દેન નથી કે–પોળોમાં પગ મૂકી શકો એમ રાવ કહે છે મારા પૂજ્ય બાપુ ભીમસિંહજીના સોગંદ લઇને કહું છું કે–મને એથી હાડોહાડ ક્રોધ ઉપજ્યો છે. સાણંદના ઠાકોરો ચૂડીઓ પહેરીને કાંઇ ગાદીએ નથી બેસતા."

કરણસિંહે પોતાના સ્વભાવ પ્રમાણે આ કાગળને બનાવટી કહી હસી કાઢ્યો એટલે રબારીએ કહ્યું: "બાપજી, સોગંદ ખાઇને કહું છું કે–કાગળ સાચો છે. હું સાણંદનો રબારી છું. મારા સાંઢ ચરાવવા એ બાજુ ગયો'તો ત્યાં કુંવરે હાથોહાથ મને આપ્યો છે ને હું તરત મારી સાંઢણી પર સવાર થઇ તમને એ કહેવા આવ્યો છું. કુંવરનો દરબારગઢમાં ઉતારો છે ને તમારી રાહ જોઇને હુતાશણીને દન બેસવાના છે."

બે ત્રણ દરબારીઓને આ રબારીના કથન પર વિશ્વાસ ઉપજ્યો; અને તેઓએ ક્ષત્રીવટ જાળવવા કરણસિંહને આગ્રહ કર્યો. ધીમે ધીમે આખોએ દરબાર એ અભિપ્રાયનો થઇ ગયો કે–પુષ્કળ લશ્કર સાથે જઇને કરણસિંહે આ કામ કરવું જોઇએ.

કરણસિંહને પાણી ચઢયું અને તે તૈયાર થયો હુતાશનીનો દિવસ છે. સાંજે જ્યાં પોળોમાં ઠેર ઠેર હોળી પ્રકટી કે–કરણસિંહનું લશ્કર સિમાડે આવી લાગ્યું. બધાયે અહીં તહીં સંતાઇ રહ્યા અને કરણસિંહ તથા પરવતસંગ બે જણ દરબારગઢમાં પહોંચ્યા. ચોગાનમાં મેળાજી રાહ જોતો બેઠેલો હતો બન્ને જણ તેની સામે જઇ ઉભા રહ્યા. પહેલો તો મેળાજી હબકયો પણ પછી બોલ્યોઃ "બરાબર વખતસર આવી લાગ્યા છો; ભાઇ ! હું તૈયાર છું. ઉઠાવો તલવાર ને કરો નામના."

તે ગર્દન ઝુકાવીને કરણસિંહના પગમાં પડયો ગમે તેટલું પણ માજપુયો ! અને વળી બાપની આબરૂને ખાતર મરવા તૈયાર થાય છે, એ જોઇને કરણસિંહને ડૂમો ભરાઇ આવ્યો. મેળાજીને ઉઠાડીને તે ભાવથી ભેટયો અને બોલ્યોઃ "ચાલ, ભાઇ, ઘેર ચાલ. સાણંદનો અર્ધોઅર્ધ ભાગ તને આપીશ."

"મોટા ભાઇ ! હું જીવતો આવું ? ન બને ! મારા બાપનું અપમાન કરનાર રાવને

તો ખબર પાડવીજ જોઇએ કે, એના દીકરા ગોલીજાયા નથી."

"એનું વેર લઇશું. ઘેર જઇ, મોટા લશ્કર સાથે ચઢી આવીશું ને પછી લઢાઇમાં એને મારીશું."

"એને મારવાથી કાંઇ સાણુંદની જમીનનો વિસ્તાર નહીં વધે—"

"બાપુ" પરવત વચ્ચે બોલ્યો: વાત ખરી છે; લઢાઇમાં મરાશે તો એના દીકરાને એનું રાજ મળશે પણ એની હોડ પ્રમાણે મેળાજીને મારી તમે જેટલે સુધી જશો તેટલે સુધી જમીન તમને મળશે."

"પણ મેળાજી મારો ભાઇ છે—"

"જો મને નહીં મારો તો તમ દેખતાં કટાર ખાઇને મારી જાતે મરીશ." મેળાજી બોલ્યો.

પરવતે કરણસિંહના કાન ફૂંક્યા; "મહારાજ મેળાજી આપઘાત કરે એ તો હીણપત! એના કરતાં બેઉ જણ હાથો હાથ લઢો ને મરદને છાજતું મોત મેળાજીને આપો!"

"મારા ભાઇ સાથે લઢું?"

"આજ લગી ભાઇ ન્હોતો? હવે, ભાઇ થઇ ગયો! ઠાકોર, તમે નક્કી મરદ નથી!"

"હેં? શું હું મરદ નથી?"

"ના, એકવાર નહીં એકસો વાર મરદ નથી. મરદ હો, તો મેળાજીની હોડ જીતો. આબરૂ આગળ મરદ કુટુંબની દરકાર કરતો નથી."

કરણસિંહને ઝાંઝ ચડી. તલવાર કાઢીને લઢવા તૈયાર થયો. મેળાજીએ પણ તલવાર લીધી. બે જણ લઢવા મંડયા. પરવતે જોયું કે મેળાજી પટાબાજીમાં કરણસિંહથી ઉતરે એવો નથી. નક્કી એને શંભજી બ્હારવટીઆની તાલીમ મળી છે. આ વહેમને લીધે, એણે ધીમેથી મેળાજીની પાછળ જઇ ભડાક દઇને તલવારનો ઝાટકો માર્યો. એની ગરદન ધડથી વેગળી પડી!

"બાપુ, હવે કરો હોકારો અને હેરો સાણુંદની જમીન વધારીએ" એમ કહી પરવતે ઉઘાડી તલવારે દરબાર ગઢમાંથી દોટ મૂકી. કરણસિંહને તેના પર ગુસ્સો આવ્યો; "મારા ભાઇને એણે દગાથી માર્યો?" એમ મનમાં બોલી તેણે પ્રકાશમાં કહ્યું: "ઉભો રહે, બદમાશ, દગો કરી ક્યાં નાસે છે? આગળ પરવત અને પાછળ કરણસિંહ, એમ દડમજલ શરૂ થઇ. પરવતે પોળોના ઠાકોરના મહેલ આગળ આવતા બૂમ મારી: "રંગ છે સાણુંદના ધણી કરણસિંહને! પોળોના ઠાકોરની પત ગઇ! મેળાજીને મરદે આખરે માર્યો!" પરવત આ શબ્દો બોલતો જાય અને નાસતો જાય.

પોળોના ઠાકોરે મહેલમાંથી એ શબ્દો સાંભળ્યા અને તપાસ કરાવી તો માલુમ પડયું કે મેળાજીનું મોત થયું છે. ઠાકોરે ઘોડેસ્વારો મોકલ્યા. કરણસિંહ પરવતસિંહની પાછળ પાછળ દોડતો દોડતો ઠેઠ સાણુંદના સિમાડા સુધી પહોંચ્યો

પરવતસિંહે દોડવું બંધ રાખ્યું અને અદબવાળી ઉભો રહી તે બોલ્યો "મહારાજ! હવે મને મારવો હોય તો મારો. મારા રાજાનો વટ રાખવા મને જે યોગ્ય લાગ્યું તે મેં કર્યું છે."

"પણ મારા ભાઇનું તેં દગાથી મોત આણ્યું?" એમ સવાલ કરી કરણસિંહે તલવારથી તેને ચીરી નાંખ્યો.

પોળોનું લશ્કર જ્યાં પોતાનો સિમાડો છોડી આગળ વધ્યું ત્યાં સાણુંદની ફોજ સાથે તેને લઢાઇ થઇ. સેંકડોની નાહકની બરબાદી થઇ.

થોડા દહાડા પછી પોળોના રાવનો એક કાસદ સાણુંદ તરફ જતો હતો તેને શંભજીના બહારવટીઆઓએ પકડયો એની ઝડતી લેતાં કરણસિંહ પરનો એક પત્ર મળી આવ્યો. શંભજીએ તે પત્ર વાંચ્યો: "સાણુંદના ઠાકોરને માલુમ થાય કે, મેળાજીને મારીને તમે મારી

હોડમાં મને હરાવ્યો છે માટે તમને કયાંથી કયાં સુધીની જમીન મારે આપવી તે લખી જણાવજો—લી. પોળોના રાવ."

એ પત્ર વાંચતાં જ શંગજીને ખુન્નસ ભરાઇ ગયું. "આખરે એણે મેળાજીને માર્યો ? બસ આજથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે બાર મહિનાની અંદર કરણસિંહને હું જાતે ઠેર કરીશ."

કાસદની ચિઠ્ઠી એણે ફાડી નાંખી. એને પોળો તરફ પાછો જવા ફરજ પાડી અને પોતે એક પત્ર લખી રાખી સાણંદ તરફ જવા ઉપડયો.

ભાઇના મોતથી કરણસિંહ અપાર શોકમાં જે વખતે એકલો મહેલમાં બેઠો હતો તે વખતે શંગજીએ આવી હાથોહાથ તેને પત્ર આપ્યો અને કહ્યું: "યાદ રાખજે હવે તેં તારા કાળને નોતર્યો છે."

"પણ છે શું ? મેં..."

શંગજી કાંઇ સાંભળવા ઉભો રહ્યો નહીં. કરણસિંહે પત્ર ખોલી વાંચ્યો: 'આજથી મારી પ્રતિજ્ઞા છે કે સાણંદના કરણસિંહનો જાન બાર મહિનાની અંદર લઇશ લી. બહારવટીઓ શંગજી."

## (૮) કાકા ભત્રિજાની ક્રૂરતા.

કરણસિંહ હવે ખૂબ ક્રોધે ભરાયો. "શંગજી હજીયે વેર રાખે છે અને ખરી વાતની તપાસ કર્યા વિના મારો જાન લેવા માગે છે, તો હું એને જ ઠાર મારીશ." એમ નક્કી કરીને તે જાતે પુષ્કળ ઘોડેસ્વારો સાથે શંગજીને શોધવા નીકળી પડયો. તપાસ કરતાં કરતાં તે મુળી સુધી આવ્યો. ત્યાં શંગજી મળ્યો નહીં; પણ તેના ઠાકોર સિમાડામાં શિકારે આવેલા તે મળ્યા. મુળીમાં કરણસિંહનું સાસરૂં હતું. મૂળીના ઠાકોરે આગ્રહ કરીને કરણસિંહને શહેરમાં આવવા કહ્યું. શંગજીને શોધવામાં પોતે મદદ આપશે, એમ હિમ્મત આપી. જમાઇરાજનો ખૂબ આદરસત્કાર કરવામાં આવ્યો અને પુષ્કળ દાસદાસીઓને તેમની તહેનાતમાં હાજર રાખવામાં આવ્યાં. એ આદરસત્કારને લીધે અને પોતાનાં પરમાર રાણીના આગ્રહને લીધે કરણસિંહને સાણંદ પાછા જવાનું મન થયું નહીં કે શંગજીની તપાસમાં આગળ જવાનું યે લક્ષમા રહ્યું નહીં.

શંગજીનાં માણસો ચારે તરફ ફરતાં રહી, તેની હીલચાલ તપાસતાં હતાં શંગજીને તેઓ મારફત ખબર થઇ કે કરણસિંહ સકુટુંબ પોતાને સાસરે મુળીમાં છે.

પોતાની પ્રતિજ્ઞા પાળવા તેણે તત્કાળ ઠરાવ કર્યો. પોતાના ભત્રીજા હાથીજીને તેણે કહ્યું: "તારો બાપ કરણસિંહના લશ્કરથી મરાયો છે. જેને માટે મેં પ્રતિજ્ઞા લીધેલી તે મેળાજી પણ કરણસિંહના હાથે મુએ છે. આપણને એને એના પર ખરૂં વેર છે. માટે ચાલ, મારી સાથે. આપણે એનું અને એના કુળનું નિકંદન કરીશું."

હાથીજી તેની સાથે જવા તૈયાર થયો. તે બન્ને જણ સાંજને વખતે મુળી પહોંચ્યા. તપાસ કરતાં માલુમ પડયું કે દરબારગઢ પાસેના એક મકાનમાં રોજ રાતે કરણસિંહ, તેમની રાણી અને બે કુંવરો સુએ છે. એનું કારણ તેઓ સમજી ગયા. જો દરબારગઢમાં સુએ તો શંગજી સહેલાઈથી તેમને શોધી શકે એટલે તેઓને માર્યા જવાનો ભય ન રહે તેથી અજાણ્યા મકાનમાં તે સુએ છે, એમ શંગજીએ માની લીધું. "ફીકર નહીં, હું એનું સીધુંસમું મોત નહીં જ લાવું." એમ મનમાં બબડીને મકાનની રચના તેણે તપાસી. એ મકાન એક માળનું હતું. એનો દાદર એક ચોગાનમાં પડતો હતો. નીસરણી ઉપર લંબ ચોરસ બાકોરામાં પાટીઉં વાસ્યાથી એ દાદર નજરે જતો હતો મકાનને બારીઓ પણ

પૂંછ હતી સાંજથીજ કાકા–ભત્રિજો ચોગા-નમાં સંતાઇ રહ્યા.

રાત પડી. કરણસિંગ, તેની પરમાર રાણી અને તેના બે કુંવરો તેમાં સુવા આવ્યાં. બારીઓ તમામ બંધ કરી દેવાઇ અને દાદરનું પાટીઉં વાસી દેવામાં આવ્યું.

"હત્તારીની! બારીઓ બંધ કરી દેવાઇ, એ ઠીક થયું નહીં!" શંગજી બબડયો.

"કાકા," હાથીજીએ કહ્યું: "આપણે એથી મોળા પડીએ એમ નથી. ચાલો, દાદરનું પાટીઉં તોડીને અંદર જઇએ."

"પણ પાટીઉં તોડવું કઇ રીતે? એના પર કુહાડીઓના ઘા કરશું તો એ જાગી ઉઠશે અને હોકારા કરી મેલીને લોકને ભેગા કરશે. આપણા મનસુબો મનમાં રહી જશે."

શંગજી ચિંતાતુર બનીને 'શું કરવું?' એની યુક્તિ શોધવા લાગ્યો. આખરે એને મર્દને છાજતી એક યુક્તિ જડી. હાથીજીનું કાંડું પકડીને તેણે કહ્યું: "સાંભળ; કેવી રીતે કામ કરવું એનો મેં ઠરાવ કરી દીધો છે. "દાદરના પાટીઆને માથું મારીને એક ધક્કે ઉઘાડી નાખ્યા સિવાય છૂટકો નથી. તારી હિમ્મત ચાલતી હોય તો તું તેમ કર, નહીંતર હું તેમ કરું. પણ એક શરત જો મારું મોત નીપજે તો કરણસિંહનો મોટો દીકરો અને મેજાજીનો મોટો દીકરો, એ બે વચ્ચે સાણંદનું રાજ્ય તારે સરખે હિસ્સે વહેંચી આપવું."

હાથીજીએ વિચાર્યું કે પાછલી વાતની ખટપટ મને નહીં ફાવે. એક ધક્કે દાદર તોડવાની વાત ઠીક છે. તેણે દાદર તોડવાનું માથે લીધું.

શંગજીએ કહ્યું: "ત્યારે સાંભળ; મારો મેજો ભાઇ અને તારો બાપ મરાયો તે બદલ હું કરણસિંહના બીજા દીકરા વીરોજીને મારી નાખીશ અને મારી પ્રતિજ્ઞા પ્રમાણે મેજાજીના મોત માટે તેને પોતાને મારી નાખીશ. બોલ, એ સિવાય બીજા કોઇને મારીને વેર લેવાની તારી ઇચ્છા છે."

"ના; ના; બીજા કોઇનો વાંક નથી એટલે "પાપડી ભેગી યેળ શું કરવા બાળીએ?" એમ કહી તેણે માથા પર ખુબ લુગડાં વીંટયાં અને દાદર પાસે જઇ આંખથી એની ઉંચાઇ માપી. પછી તે જમીન પર એટલીજ લંબાઇમાં દૂર ઉભો રહ્યો અને દાદરનું નિશાન બરાબર લક્ષમાં રાખી, "જય અંબે આઇ!" એમ બોલી જોરથી તેણે દાદર તરફ દોટ મૂકી; નીસરણીનાં પગથીઆં ચપોચપ ચઢી જઇને મોઢામાંથી ભયંકર હુંકાર કરતાં તેણે દાદરના પાટીઆમાં માથું એવા તો બળથી માર્યું કે પહેલેજ ધક્કે પાટીઉં અધવચથી તુટયું! પણ એનું માથું એની ગરદનમાં પેસી ગયું. જેથી તત્કાળ તેનો પ્રાણ નીકળી ગયો: "શાબાશ છે તને, જવાન મરદ!" એમ બોલી કૃતાંત આતતાયી જેવી આકૃતિ ધારણ કરી હાથમાં ખુલ્લી તલવારે શંગજી નીસરણી પર ચઢી કરણસિંહ સુતો હતો ત્યાં પહોંચ્યો. કરણસિંહ જાગ્યો હતો. એક બાળકનું કાંડું પકડે તેમ તેનું કાંડું જોરથી પકડીને શંગજીએ તેને પથારી બહાર કાઢયો અને તલવાર ઉગામતાં ઉગામતાં કહ્યું: "મારી એક પ્રતિજ્ઞા તેં બર આવવા દીધી નહીં અને તારા ભાઇને માર્યો, તો લે, બીજી પ્રતિજ્ઞા કરાવવાનો બદલો."

"સબૂર" કરણસિંહે કહ્યું: "મારો ખુલાસો સાંભળી લે. મેજાજી અને હું ૯૦ યુદ્ધ લડતા હતા તે વખતે પરવતે દગાથી એનો પ્રાણ લીધો હતો. પરવતની પાછળ પડી મેં એ બદલ એનો જાન લીધો છે."

"એમ! તું સાચું કહે છે એની ખાતરી શી?"

"મારા પાટવીના સોગંદ."

શંગજીને તેની પતીજ પડી. તેણે પોતાની કમરમાંના બે નગારાંમાંથી એક કરણસિંહને

આપતાં કહ્યું. " હું તને બચાવની તક આપવાનો નહોતો; પણ તેં તારા બાટવીના સોગંદ લીધા એ તો તે તક આપું છું. ચાલ, આવી જા સામે. "

" નીચે ચોગાનમાં ચાલ. "

" નહીં. અહીંજ લઢીએ. "

' ખબરદાર ' અને ' હોશિયાર 'ના પોકારો કરી બન્ને જણ એજ મકાનમાં તલવારોના દાવ ખેલવા લાગ્યા. પરમાર રાણી અકળાઈ રોવા લાગી; છોકરા જાગ્યા; તે પણ રડવા લાગ્યા. કરણસિંહે ત્રાડ પાડીને રાણીને કહ્યું: " રાણી, જો ખરા ક્ષત્રિયની પુત્રી હો; જો સાચા રજપૂતની રાણી હો; તો મારી ફરજમાં ચૂક પડવા ન દો. રજપૂત રડતો ન મરે; રજપૂતાણી એને માયાબન્ધનમાં નાંખી, ન ડગાવે.

પરમાર રાણીએ આંસુ લ્હોઇ નાંખ્યાં. છોકરાને ગોદમાં લઇ એણે પોતાના પતિદેવને યુદ્ધમાં ઉત્સાહ આપવા માટે હસતે મુખે ઉત્તેજનનાં વેણ કહેવાં ચાલુ રાખ્યાં. કંઇક વાર લગી આ બે રજપૂતો વચ્ચે તલવારોની રમઝટ ચાલુ રહી પણ શંગજી મરણીઓ થયો હતો પ્રતિજ્ઞા પૂરી કર્યા વિના એને રહેવું ન હતું. બળપૂર્વક તેણે એવો એક ઝાટકો કરણસિંહને માર્યો કે-તેના બાહામાંથી તલવારવાળો હાથ છૂટો થઇ ગયો.

કરણસિંહ પડ્યો એટલે શંગજીએ તેના નાનાકુંવર વિશોજીનું કાંડું પકડ્યું: " એને શું કરવું છે ? " રાણી તડપી: " શું હજી તું ધરાયો નથી ? "

" એક ઝાટકે એના પ્રાણ લઇશ. મારા બાપને કરણે માર્યો છે એનું વેર લઇશ "

" કુમળા ફૂલને છૂંદવામાં શો સાર ! "

" આજ એ કુમળું ફુલ છે " દાંત કચકચાવતાં શંગજી બોલ્યો "કાલ જો વધારે ખીલશે અને ત્યારે ધંતુરાના ફુલની પેરે ઝેરને ને તેને મારી નાંખશે.

" સુવાસિત ફુલ નહીં બને, એમ તું શા ઉપરથી કહે છે ? "

" એના બાપ ને કાકાનાં કરમથી ! એ બે રાજ માટે કુટુંબકલેશ કરી પોતાના પ્રાણ ખોયા. એના કરતાં એક ભલો કે કલેશનું કારણ જ ન રહે. રાણી, તમારા દીકરા ભવિષ્યમાં લઢે વઢે નહીં એ માટે આ દૂધમલને અત્યારથી ડામ્યું ઠીક ! "

અને એમ કહીને એ ક્રૂર આતતાયીએ બિચારા બાળકને પૂરો કર્યો.

### (૯) " ધાંદ્રનો કેર. "

શંગજીએ મકાનમાંથી નીચે ઉતરી, પોતાના ભત્રિજા હાથીજીના મડદાનું માથું કાપી લઇ, ત્યાંથી રાતોરાત નાઠો. પરમાર રાણીએ આક્રંદ કરીને આખું મુળી જગાડ્યું. શંગજીનાં સાહસની વાત જાણી મુળી-ઠાકોરે પોતાના સ્વારો તેની પાછળ દોડાવ્યા.

શંગજી મુળીથી નાસીને ધાંદુમાં આવ્યો. એણે પોતાના સાથીદારોને એકઠા કર્યા ગામના લોકોને એકઠા કર્યા અને તેઓને કહ્યું: ' મારી પ્રતિજ્ઞા પૂરી કરી છે સાણંદના ઠાકોરને મેં આખરે માર્યો છે. સાણંદ અને મુળીની ફોજ જરૂર મારે પગલે આવશે. જો તમમાં હિમ્મત હોય તો આવો, આપણે સઘળા ભેગા થઇ ફોજનો સામનો કરીએ. "

ગામલોકોએ વિચાર કરી જણાવ્યું: "-અમે લડવા માગતા નથી. "

" તો હવે તમારા નસિબમાં જે લખ્યું હશે તે બનશે. હું તો અહીંથી ચાલ્યો જાઉં છું. "

શંગજી એમ કહીને ધાંદુમાંથી ચાલ્યો ગયો. મુળીના ઠાકોરે ધાંદુ તરફ ફોજ મોકલી હતી અને તે ઉપરાંત સાણંદમાંથી ફોજને

ત્યાં જવા કહેવરાવ્યું હતું. અને ફોજ ધાંદુ-માં આવી શંગજી કયાં છે એની તપાસ ઘેર ઘેર ફોજનાં માણસો મોકલીને કરી પણ એ દીઠ માં આવ્યો નહીં. મુળી-ઠાકોરની ફોજના ઉપરીએ તે ઉપરથી ગુસ્સે થઇ ગામ-લોકને કહ્યું: " શંગજીને કયા સંતાડયો છે તે કહો; નહીંતર અમે ગામ બાળી મૂકીશું."

લોકોએ કરગરી કરગરીને ના પાડી પણ ફોજનો સરદાર ' એકનો બે ' થયો નહીં. ગામની આસપાસ કાંટા ખડકી, કોઇને બહાર નહીં નીકળવા દઇ, એણે ગામ સળગાવી મૂક્યું. પ્રજાનું એ વખતનું આક્રંદ હાતમ દિલના માણસોનેયે ડગાવે; પણ લશ્કરીઓનું દિલ ના ડગ્યું વેરના અગ્નિથી સંતપ્ત થયેલા તેઓ, એમજ માની બેઠા કે-શંગજી ધાંદુમાં છુપાયેલો છે અને તે આ ગામ બાળી મૂકવાથી જરૂર મરી જશે.

' ધાંદુનો કેર ' ઇતિહાસ-પ્રસિદ્ધ છે એ ગામની આગ એવા સખ્ત ચોકી પહેરા નીચે મુળી અને સાણંદની ફોજોએ લગાડી કે-તેમાંથી કુતરાં બિલાડાં જેવાં જનાવર પણ છટકવા પામ્યાં નહીં. આખું ગામ બળીને ભસ્મીભૂત થઇ ગયું.

( ૧૦ ) સમાધાન

' ધાંદુના કેર ' ને અઠેક દિવસ વીત્યા; રાણી સાણંદ આવી અને પોતાના પાટવીને રાજા તરીકે જાહેર કરવાના વિચારમાં હતી તેવામાં શંગજી તરફથી એક પત્ર તેને પહોંચાડવામાં આવ્યો. તેમાં લખ્યું હતું કે: " એકલા તમારા પાટવીને રાજ આપવાથી સુખના દિવસ દેખશો નહિ, પણ ઉલટાં વધારે દુ:ખનાં બીજ વાવશો, એ નક્કી સમજજો. પાટવીના પ્રાણ શંગજીએ મૂળીમાંજ એના બાપ અને ભાઇ સાથે લીધા હોત; પણ જાણો છો ? તેને કેમ જીવતો છોડયો છે ? શંગજીની પ્રતિજ્ઞા પૂરી કરવા માટે ! શંગજીની પ્રતિજ્ઞા છે કે કરણ અને મેળાજીના દીકરાઓ વચ્ચે સાણંદનાં ગામડાં " ચાર દુ " ને ફાળે વહેંચી આપવાં. જો ભવિષ્યનું સુખ ઇચ્છતાં હો, જો શંગજીના બ્હારવટાનો ત્રાસ હવે ગમતો ન હોય તો એ પ્રમાણે ગામ વાંટણી કરાવો અને પછી ભલે તમારા પાટવીને રાજા તરીકે જાહેર કરો. મેળાજીનો દીકરો પોળોમાં છે લી. બહારવટીઓ શંગજી "

રાણીએ આ કાગળ સાણંદના દરબારીઓને વંચાવ્યો ઘણાનાં દિલ મૂળથી આ કલેશ માટે નારાજ હતા રૈયતમાં શંગજીનાં બ્હારવટાથી ત્રાસ વર્તી ગયો હતો; વેરના મૂળ ઉત્પાદકો હયાત ન હતા અને ભવિષ્યમાં, ઉપલી ગોઠવણથી, તમામ પ્રકારની શાન્તિ થાય એમ હોવાથી સૌએ રાણીને સલાહ આપી કે: "એમ કરો; કજીયાનું મ્હોં કાળું!"

મેળાજીના દીકરાને પોળોથી બોલાવવામાં આવ્યો. કરણસિંહના પાટવીના જેટલાં જ સરખી ઉપજનાં સરખા હિસ્સાનાં ગામો તેને આપવાનું ઠરાવવામાં આવ્યું. આ ઠરાવ કરણસિંહના પાટવી અર્જુનસિંહનો રાજ્યાભિષેક થાય તે દિનથી અમલમાં મૂકાશે એમ જાહેર થયું.

રાજ્યાભિષેકનો દિવસ આવ્યો તમામ પ્રકારની તૈયારીઓ પછી નવા રાજાને તિલક કરવાની ક્રિયા થતી હતી ત્યાં શંગજી એના સાથીદારો સહિત આવી પહોંચ્યો. આ મંગળ પ્રસંગે એ શું અમંગળ વર્તાવશે, એવી બ્હીક ઘણાને લાગી.

શંગજીએ અર્જુનસિંહને પૂછયું: " નવા ઠાકોર, કહો જોઇએ, ફટાયાની શી વ્યવસ્થા કરી છે ? "

" કાકા, તમે જેમ ઇચ્છયું છે તેમજ કરી છે અને મારા રાજ્યાભિષેક પછી એ અમલમાં આવશે " અર્જુનસિંહે જવાબ દીધો.

" ફટાયાનાં ગામોની યાદી બતાવો જોઇએ. " નવા કારભારીએ યાદી બતાવી. શંગજી એ જોઇને હસ્યો અને બોલ્યો: " મેં આટલી બધી ધારણા નહોતી રાખી, આમાં ફટાયાને બહુ આપી દીધું છે. આ યાદી હું રદ કરૂં છું અને ગામોની વહેંચણી એવી રીતે કરૂં છું કે પાટવી અને ફટાયા વચ્ચે ફરક રહે " તેણે એક નવી યાદી બનાવી જેમાં સારી ઉપજનાં પાટવીને નામે અને મધ્યમ ઉપજનાં ફટાયાને નામે લખ્યાં. એ યાદી તેણે જાતે ભર સભામાં વાંચી સંભળાવી.

એ સાંભળનારા ખરેજ છક્ક થઇ ગયા. શંગજીએ આખરે ખરો ન્યાય તોળ્યો એમ સૌએ કબુલ કર્યું.

આનંદમાં શંગજીએ હવે અંતરાય રાખ્યો નહીં. અર્જુનસિંહનું તિલક થયું અને મંગળ વાજિંત્રધ્વનિ વચ્ચે તે સાણંદનો નવો ઠાકોર જાહેર થયો.

નવા વરાડ પ્રમાણે અર્જુનસિંહની ગાદી જ્યારે સાણંદમાં થઇ ત્યારે મેળાજીના દીકરા પૃથ્વીરાજજીની ગાદી આવળામાં થઇ.

અર્જુનસિંહે શંગજીને વિનતિ કરી: " ગઇ ગુજરી ભૂલી જાઓ. હું પણ ભૂલી જાઉં છું અને તમે ફરી મારા કારભારી થાઓ. "

ફિક્કો પડી જઇને શંગજી બોલ્યો. "હાય! આ હત્યારા ખોળીઆને હવે કારભારૂં કરવું બાકી રહ્યું છે? ના ના. હવે આ ખોળીઉં કોઇ જંગલમાં અટવાઇ મરશે અથવા નદીમાં તણાઇ જશે! "

જેવડના શબ્દો બોલતાં તે ખૂબ ગળગળો થઇ ગયો અને જિંદગીભરમાં જેની આંખમાંથી એક આંસુ પણ ખર્યું નહતું તેની આંખમાંથી આંસુનો પ્રવાહ વહી રહ્યો.

## (૧૧) શ્રી રણછોડરાયનાં ચરણમાં.

શંગજી ત્યાંથી તરતજ ચાલ્યો ગયો. દ્વારિકામાં બીજે પ્રભાતે જ્યારે શ્રી રણછોડરાયની આરતિ થતી હતી ત્યારે તે જઇ પહોંચ્યો. આરતિ થઇ રહ્યા બાદ એક ભક્તજને ત્યાં એકઠા મળેલાઓને ગીત ગવરાવ્યું:

" પતિત કે પાવન શ્રી યદુરાયા "

એ ગીતનો પ્રત્યેક શબ્દ શંગજીના કાનમાં ગુંજી રહ્યો જ્યારે ગીત ગવાઇ રહ્યું ત્યારે તે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતો જમીન પર સુતો અને દીન વાણીમાં બોલ્યો:

" હે રણછોડરાય ! તું જો સાચેજ પતિતનો પાવન હોય તો મારી અરજ ધ્યાનમાં લેજે. મેં બહુ હત્યાઓ કરી છે. મારા ધણીને માર્યો છે; એના છોકરાને માર્યો છે. બ્હારવટામાં હજારોની હાય લીધી છે; કંઇક માતાઓને એમની જિંદગીનાં નૂર પ્યારાં સંતાનવિહોણી બનાવી છે મારાં પાપનો પાર રહ્યો નથી; પણ હે સત્યના બેલી! જો આ બધા પાપ મેં મારા સ્વાર્થને ખાતર કર્યાં હોય તો આ ખોળીઆને રકતપિત્ત કોઢ ને વિસ્ફોટકનાં ભયંકર વ્યાધિ થજો; પણ જો મારા ક્ષત્રીવટના ટેકને ખાતર, મેં જેને નધણીઆતો માન્યો, જેને અન્યાય થતો ભાળ્યો, તેનું ધણીપદ ઠરાવવા ખાતર, ન્યાય અને સત્યનો પક્ષ લઇ, આ બધું કર્યું હોય તો, હે પ્રભુ! મારા પ્રાણપખેરૂને તરત આપના દરબારમાં બોલાવી લેજો. "

એ શબ્દો તે બોલી રહ્યો કે તરતજ તેનો પ્રાણ નીકળી ગયો!

આજ દ્વારિકામાં એ શંગજીનો પાળીઓ છે.

•—•—•—•—•—•—



# રણોન્માદ

લેખકઃ રા અંબાલાલ નૃ. શાહ

મનહરના પિતા શ્રીધર, પૂત્રવધૂ સાથે દુઃખભરી વાત કરી રહ્યા હતા. આજ સવારે ઉઠતાં જ પુત્રવધૂ મધુરીએ, મધુર સમાચાર આપવાને બદલે તેમની સામે એક પત્ર ધર્યો. આથી એઓ ખુબ ચડભડયા લાગતા હતા. એ પત્ર નીચે મુજબ હતોઃ—

" પૂજ્ય પિતાશ્રી,

આપને આ પત્ર વાંચવા મળશે, ત્યારે હું અમદાવાદ સત્યાગ્રહમાં જોડાઇ ચૂકયો હોઇશ. આપને આ સમાચારથી જરૂર દુખ થશે; પરંતુ દેશની આ કટોકટીની ઘડીએ, દરેક માબાપે આવા પ્રસંગોને વધાવતાં શીખવું જોઇશે.

આજ લગી હું મારી નિર્બળતાથી આ સત્યાગ્રહની લડતથી દૂર રહ્યો: પરંતુ એક પ્રસંગે મારી આંખ ઉઘાડી દીધી. મ. ગાંધીજીની ગિરફતારીથી આખું હિન્દુસ્તાન સળગી ઉઠયું છે, એવે વખતે આપે પણ હડતાળમાં ઇચ્છા–અનિચ્છાએ ભાગ લીધો. હું આપના સ્વભાવથી બરાબર પરિચિત ગણાઉં એટલે જ મેં મૂળથી કહી મૂકયું હતું કે આપ એ હડતાળ પાડવામાં જરા પણ ચુક કરશો તો સત્યાગ્રહમાં જોડાવાને હું હવે પછી સંમતિ મળી ગઇ સમજી જોડાઇ જઇશ. સંમતિ આપી; છતાં પાછળને બારણે નજીવી રકમ મેળવાની આશાએ વેચાણ કર્યું. આ નજીવી શી ભૂલ નહોતી. હવે આથી સંમતિ મલી ગઇ સમજી સત્યાગ્રહમાં જોડાઉં છું એટલો જ અર્થ નથી. વિશેષ અર્થ એ થાય છે કે, પ્રિયપાત્રની ખોટ થતાં કશો ધંધો સૂઝતો નથી; એ હાલત આપણી હોવી જોઇએ, એ ન દેખાઇ ગાંધીજીની ગિરફતારીએ આપણે સચોટ કામ કરતા થઇ જવું જોઇએ એને બદલે ચોરી છૂપીથી વેપાર થાય, એ તો ઘણું જ શરમાવાનું ગણાય આ પાપનું પાયશ્ચિત પિતા ન કરે તો પુત્રની ફરજ થઇ પડે છે અને એના પ્રાયશ્ચિતમાં આજથી હું મારી બધી સેવાઓ દેશને ચરણે ધરૂં છું. દેશે યુવાનો પર મોટો મદાર બાંધ્યો છે અને તે હાકલને દરેકની જેમ મારે વફાદાર નિવડવું જોઇએ. આ બાબતમાં કશી અધૂરાશ લાગશે, તો આ પત્ર આપનાર પોને જણાવશે.

લિ૦ સ્વાતંત્ર્યવાંચ્છુ
મનહરના પ્રણામ. "

પત્ર આપનાર મધુરી હતી. મધુરીએ શું કહ્યું તે જાણવાને માટે પતિપત્ની વચ્ચે થયેલી વાતચીત જાણી લેવી જોઇશે. એ રાત્રિએ થયેલી વાતચીતનો સાર આ હતોઃ

મધુરી, શયનખંડમાં મંદમંદ હસતી આવી એટલે તેનો સત્કાર કરતાં મનહર બોલ્યોઃ

" મધુરી, તારી મધુરતાએ મારા ઉરમાં આજે નૂતન તૂફાન જગ્યું છે. તેને શમાવવાનો મારો આજનો નિશ્ચય છે."

" એ તૂફાન કયું છે, એ જાણવાને હું હકકદાર ખરી?" મધુરીએ ભાવપૂર્ણ દૃષ્ટિએ પૂછ્યું.

" જરૂર; એ જણાવવાને તો આ મારી શરૂઆત છે. હું લાંબી પ્રસ્તાવનામાં ઉતર્યા સિવાય જણાવી દઉં કે મારા દિલમાં ઘણો વખત થયાં દેશસેવા કરવાની ધગશ છે. એ ધગશ પૂરી કરવામાં મને પિતાશ્રી તરફથી કેટલાક વિઘ્નો નડયાં છે. પિતાશ્રીને નિંદવા કરતાં એમ કહું કે હું મારી નિર્બળતાએ સત્યાગ્રહમાં જોડાઈ શકયો નથી. બોલો, તમારું શું માનવું છે?"

" મારું ગમે તે માનવું હોય તે હું અત્યારે નથી જણાવવાની. મારા હૃદયમાં શું છે, તે જરૂર પડશે તો જરૂર જણાવીશ. પરંતુ પ્રથમ તમે તમારી વાત સ્પષ્ટ કરો એટલે ઘણી ચોખવટ થાય!"

" તારો સ્વભાવ મને ઘણો ગમે છે. ગાંધીજીની ગિરફતારી નિમિત્તે પડેલી હડતાલ પિતાજીએ બરાબર નથી પાળી. એમણે નજીવા લાભ માટે પાપ કર્યું છે, તે મેં બતાવી આપ્યું છે. એ પાપના પ્રાયશ્ચિત તરીકે કહો કે એક નિમિત્ત ગણો–જે કહો તે પ્રમાણે આજે મેં ઘણા વિચાર પછી એ નિર્ણય કર્યો છે કે આજ રાત્રેજ મારે ચૂપકીદીથી અમદાવાદ ચાલ્યા જવું."

" નાથ, ઉતાવળ તો નથી કરતાને?"

" મધુરી, આ કેવા શબ્દો? જેણે મારા રાષ્ટ્રીય વિચારોને આજ લગી પોષ્યા છે–ઉત્તેજ્યા છે, તે આમ નાહિમ્મતભર્યા શબ્દો કેમ બોલે છે?"

" આમાં નાહિમ્મતભર્યું શું છે? હું તો તમને એટલુંજ પૂછું છું કે તમારો આ માત્ર ઉભરો તો નથી ને? મારો પતિ રણમાં ધસ્યા પછી ઘાની બીકે પાછો તો નથી ફરનારને? શાન્તિમય અહિંસક યુદ્ધમાં માત્ર ઘાજ ખમવાના છે, એનો ખ્યાલ છે ને?"

" ઓહ, મને પાણી ચડાવનાર કોઈ રણચંડીના શબ્દો મળે છે, એમને? આવી પત્ની પામવાને માટે હું કેવો ભાગ્યશાળી છું!"

" સમજી; પણ હું જેને રણોન્માદ ચડયો છે, એવો પતિ પામી છું, તે મારે–

'મારા કેસરભીના કન્થ હો!
સીધાવોજી રણવાટ.'

એ ગીતડાં ગાનારી બનું છું, તે મારૂં ઓછું ભાગ્ય ગણાય કે?"

" ધન્યવાદ આપવામાં બહુ ઉતાવળા થવાની જરૂર નથી. આજનો મારો નિશ્ચય પાર ઉતરવા દે. પિતાજી હજી મોજૂદ છે. મેં આ પત્ર લખી રાખ્યો છે અને એ પત્ર પણ તારે જ આપવો, એવો મેં વિચાર કરી રાખ્યો છે. સૌને સત્ય વાતથી વાકેફ કરવાનું કામ તારૂંજ છે. બોલ, આ બધું કબૂલ છે?"

" કબૂલ? આમાં તે શી મોટી ધાડ મારવાની છે તે? તમે દેશની યજ્ઞવેદીમાં હોમાવા જાઓ છો અને મારે એટલે તેની પત્નીએ માત્ર તેના સમાચાર પહોંચાડવાનું કામ કરવું! એટલે કે ઘેર બેઠાં રાંધવું! વાહ, મશ્કરી પણ ઠીક કરી જાણો છો!'

' બસ, આટલુંજ કામ થશે, તો બસ થશેઃ ત્યારે આ પત્ર અને હું આ રૂપિયો, સાથે માત્ર ખાદીનો લેબાશ અને ખાદીની ઝોળી રાખું છું–બીજી કાંઇ પણ તરખટમાં પડવાની જરૂર નથી" થોડીવાર અટકી મધુરીની શાન્ત મનોરમ મૂર્તિ તરફ એકી ટશે નિહાળતાં ગળગળો થતાં બોલ્યોઃ" પણ પ્રિયે, ન કરે નારાયણ ને આ આપણું છેલ્લું મિલન બને તો?" મનહર જતાં અટકયો

" નાથ; જીવનનો આવડો મોહ શો!

તમે માનો છો ખરા કે આ જીવન પછી આપણું પુનર્મિલન અશકય છે ? વ્હાલા, ગળગળા ન થાઓ—એ ડરપોકનું કામ છે—કાયરતાની નિશાની છે. વીર પુરુષ આગળ પાછળનો કશો પણ વિચાર કર્યા સિવાય કર્ત્તવ્યની ખાતર ઝંપલાવી દે છે. 'ડગલું ભર્યું કે ના હટવું, ના હટવું.' એ ઓજસ્વિની કડી રખે ભૂલતા ! "

" દેવી, હું મનુષ્ય છુંઃ ભૂલ્યો—હું મારો કર્તવ્યપંથ ભૂલ્યોઃ રાસ્ત રાહ બતાવનાર પ્રિયતમ દેવી મારો કર્ત્તવ્યપંથ હવે મને સાવ સ્પષ્ટ જણાય છે—ઉજમાળો થયો છે. હું જાઉં છું અને દેશના કાર્યમાં મારાથી બનતી બધી શક્તિ આપું છું. "

અને પછી બન્ને ભેટયાં અને વિખૂટાં પડયાં. અંધકારમાં ઝાંખા તારાઓનું તેજ સરી રહ્યું હતું અને માર્ગદર્શક બની ઉત્સાહ આપતા હતા.

[ ૨ ]

રાત્રિ કે દિવસ કયારે ટકી રહ્યાં છે ? રાત્રિ પૂરી થતાં પ્રભાતનાં સુવર્ણકિરણો જગતને જાગૃતિકાળનું ભાન કરવવા લાગ્યાં. આજે મધુરીના ઉત્સાહનો પાર નહોતો અને શ્રીધર પોતાના વસના વિચારમાં કંઇક આનંદમાં તો કંઇક દુઃખમાં ઝોકાં ખાતા હતા.

પિતાપુત્ર સવારમાં ઉઠતાં જ મળતા હતા; પરંતુ હજી લગી પુત્રનાં દર્શન નહિ થવાથી શ્રીધરે સહજ પૃચ્છા ખાતર પુત્રવધૂને પૂછ્યું. જવાબમાં પત્ર રજૂ કર્યો. પત્ર વાંચતાં જ રૌદ્ર આંખે વહુની ખૂબ ઝાટકણી કહાડી નાંખી. ઘરનાં બધાં માણસો ભેગાં થઇ ગયાં. ટૂંકામાં હિન્દુ સંસારમાં આવે ટાણે જે ગનવાજેશ હોય છે. તે બધું બની ગયું. કોઇ વહુને કાળમુખી તો કોઇ ડાકણ વિગેરે વિશેષણોથી નવાજવાં લાગ્યાં.

મણિપુર ગામ ન્હાનું હતું એટલે આ વાત વાયુવેગે પ્રસરી ગઇ. યુવકોમાં રાષ્ટ્રીય ચેતનનું પૂર પેઠું હતું એટલે મનહરના આ કાર્યથી સૌ કોઇ એને ધન્યવાદ આપવા લાગ્યા. પરંતુ મધુરીએ પણ તે કાર્યમાં પૂરો સાથ આપ્યો હતો, એ વાત જાણવામાં આવી ત્યારે તો વિશેષતઃ ઉલ્લાસનો પ્રશ્ન બન્યો.

શ્રીધરનો રોષ શમવા માંડયો; પરંતુ તેમની પત્ની માયા શાન્ત પડવાને બદલે વધારે અજંપો કરવા લાગ્યાં. બધાએ અમદાવાદ જવાનો નિર્ણય કર્યો અને મનહર સત્યાગ્રહમાં જોડાયો હોય તો ત્યાંથી પણ સુખરૂપ ઘેર લાવવાનો સંકલ્પ કરી રાખ્યો.

મણિપુર ને અમદાવાદ વચ્ચે ઝાઝું છેટું નહોતું. મોટર સર્વિસ ચાલુ હતી એટલે એ એક મોટો લાભ હતો. એક કલાકમાં મનહરની ભાળ લાગી ગઇ. મનહરે જે આશા રાખી હતી તેમજ બનવા માંડયું હતું. તે હસતો હસતો સામો ગયો અને સૌને પગે પડયો.

માતાપિતાએ, જેટલી દલીલ કરી શકાય તેટલી બધી કરી, પણ બધું વ્યર્થ ગયું. એમણે તો ઘરામણા જનાર ટૂકડીના નાયકને પણ વિનતિ થાય તેટલી કરી, પણ સર્વે નિષ્ફળ ગયું.

મનહરે જણાવ્યુંઃ " પિતાજી, આપે હડતાળને દિવસે જે કમાણી કરી, તેથી વિશેષ ઘણું ખર્ચ કરી નાંખ્યું અને તે બધું વ્યર્થ ગયું છે મને લાગે છે કે આટલા ઉપરથી આપ જો કંઇ પણ પાઠ લેવા ધારતા હો તો લઇ શકો છો. "

" ભાઇ, જો તું પૈસાનીજ વાત કરતો હોય તો તું કહે તેટલું નાણું સત્યાગ્રહ ફાળામાં ભરીએ, પણ પાછા આવવાની વાત કર ! "

માતા બોલ્યાંઃ " હા, અને તું એકનો એક દીકરો; કહે તને વિખટાં કરતાં અમારું દેયું કેમ ચાલે ? તારી વહુ તને ગમે તે સમજાવે તેને તું ધ્યાનમાં ન લ્યુપ-એ નાદાન છે ! "

મનહરે બધાંનો સામટો રદીયો વાળ્યો: "બા, દેશ તો બત્રીશલક્ષણાનો ભોગ માગે છે. વધારે દીકરાવાળો એક દીકરો આપે એમાં મોટી વાત નથી. એકનો એક દીકરો આપવામાંજ વડાઇ છે. અને બા, તું મધુરીની વાત કરતી હોય તો સમજ કે એને માટે આપણે મગરૂર થવાનું છે, એટલું જ અત્યારે તો કહું છું ! પિતાજી, દેશ આજે તન,મન અને ધન બધું માગે છે; એટલે જેટલું આપી શકાય તેટલું આપવામાં કોઇએ પાછી પાની ન કરવી જોઇએ !"

પિતા સમજ્યા અને આશીર્વાદ આપ્યા. કશો ઉપાય નથી જાણી માતાએ પણ હૃદયના આશીર્વાદ આપ્યા. તેના જીવનની ચિંતા ઇશ્વરને સોંપી સૌ નિશ્ચિંત બનવા પ્રયાસ કરવા લાગ્યાં.

આખરે સૌ વેરાયાં-એક મણિપુર તરફ તો અન્ય ધરાસણાની ભૂમિને નિજ રુધિરથી પવિત્ર કરવા તે તરફ આ સ્થળજ એવું હતું કે જ્યાં વીરઆહુતિ અપાતી હતી. મનહર તેની ટૂકડી સાથે પવિત્ર યાત્રાએ ઉપડયો અને પહોંચી પણ ગયો. માતાપિતાનાં આશીર્વાદ તથા સંમતિ પામવા બદલ ઇશ્વરને અંતઃકરણપૂર્વક યાદ કરવા લાગ્યો. આજ સમયે મધુરીની મધુર મધ્યસ્થતાએ કેટલું સુંદર પરિણામ આણ્યું, તેનો વિચાર કરતાં તેનો પ્રેમ સમજી શકયો. પતિપત્નીનો સાચો પ્રેમ હોય તો રાષ્ટ્રના કાર્યમાં ઉત્સાહ રેડે છે. રાષ્ટ્રના કલ્યાણને લાત મારી પતિપત્ની પ્રેમી હોવાનો દાવો કરે તો એ માત્ર છળજ છે. એ મુજબ મનહરના ઉત્સાહનું પૂર અખડિત રીતે વહેવા લાગ્યું. શુદ્ધ પ્રેમના નિશ્ચય આગળ વિઘ્નો આપોઆપ દૂર રહે છે.

[ ૩ ]

મધુરી હવે એકલી પડી હતી. તેના દિવસો અત્યાર લગી પતિના કાર્યમાં પૂરાઈ રહેવાથી વહી જતા હતા, પણ હવે તો તે એકલી અટૂલી પડી ગઇ હતી. તેના જેટલું અક્ષરજ્ઞાન અને એટલી સમજ-કશુંયે તેના ન્હાના શા ગામના સ્ત્રી વર્ગમાં હતું નહિં. આજ લગી તો સાસુસસરાને સવિનય સમજાવીને રાષ્ટ્રીય વિચાર સમજતા કરી દીધાં હતાં, જેને પરિણામે, દુકાનમાં વિલાયતી કાપડ છતાં, પોતે દેશી તથા ખાદી પહેરતાં થઇ ગયાં હતાં. પરંતુ તેનું કાર્ય અમાપ બાકી હતું તે એકલી શું કરી શકે ?

પણ એ કંઇ એમ હારે એમ નહોતી. તેનો ઉત્સાહ જ્યારે ખૂટતો, કે તે ગ્રામ્યજીવનમાં ઘૂંટાયલી વ્યકિતઓથી કંટાળતી, ત્યારે ઇશ્વરને પ્રાર્થના કરતી કે તેનામાં ત્રુટિ હોય તે પૂરી ફરી નવજીવન આપે ! ખરે, સાચા દિલના માણસ માટે કશું અશક્ય નથી. ઇશ્વરે તેની પ્રાર્થના સાંભળી હતી.

રેંટિયા-તકલી વર્ગ ખોલ્યો હતો એટલુંજ નહિ પણ દર રવિવારે બહેનોની મીટિંગ રાખી હતી. શરૂઆતમાં તો તેને ચારે કોરથી અપમાનજ સાંખવાં પડેલાં. આપત્તિનો પાર નહોતો અલબત્ત એનાં સાસુ તથા સસરા હવે તેની પડખે હતાં; પરંતુ તે સિવાય સર્વત્ર અંધકારજ હતો.

આજ દરમ્યાન મનહરના સમાચાર આવ્યા. છાપામાં બધી વિગત હતી. મીઠાના અગરો પર જે અહિંસક ધાડ લઇ જવામાં આવેલી, તેમાં મનહર મોખરે હતો. લાઠીના અસહ્ય માર છતાં, વારે વારે મૂઢ મારથી બેભાન થઇ મૃત્યની અણી પર છતાં, બસ, તે જાગૃત થતાં વેંતજ આગળ ધપ્યેજ જતો હતો. પણ આ દશા લાંબો વખત ન ટકી. લાઠીરાજથી તે છેક બેભાન થઇ ગયો. તેની સ્થિતિ ગંભીર બની હતી.

માતાપિતાનું હૃદય આ ઘા ન ઝીલી

શકે; પરંતુ મધુરીએ એટલું સરસ પ્રચારકામ કર્યું હતું કે ખીજ્જ ઘડીએ નવજીવન પામ્યાં. તેમનાથી જે કંઇ થઇ શકે તે સંયુક્ત જહેમતથી મનહરની જીંદગી માટે કર્યું; પરંતુ તેને ગંભીર સ્થિતિમાંથી ઉગારનાર નિઃસ્વાર્થ સેવા હતી. મધુરીનો સૌભાગ્યમણિ આપદ્‌માં હતો; છતાં સૌભાગ્યમણિને અમર કરવાનો એની પાસે એક કિમીયો હતો.

તેણે રાતદિવસ એકજ કામ હાથ રાખ્યું હતું, જેને પરિણામે મણિપુરનાં સ્ત્રીપુરુષોમાં અપૂર્વ જાગૃતિ આવી. વિલાયતી કાપડ પર પિકેટિંગ એવું તો સફળ બનાવ્યું કે વેપારીઓએ પોતેજ વિદેશી કાપડનો બહિષ્કાર કર્યો તથા તે વેચવાનું પણ બંધ કર્યું.

યુવકસંઘ તથા સ્ત્રીમંડળ સ્થાપવામાં આવ્યાં હતાં. આ બધાએ એક સંપથી એટલું સરસ કામ કર્યું કે આ ગામ આદર્શ બની ગયું. માત્ર અભણ કોમ પૂરી જાગૃત થઇ નહોતી. દારૂ પર પિકેટિંગ હતું જ. મધુરી, તેના મધુર સરોદે રાષ્ટ્રગીત લલકારી વાતાવરણ પવિત્ર કરી મુકતી. દારૂનિષેધની પ્રવૃત્તિ ફાવવા લાગી અને ટેક્ષ આપવાનો મોકૂફ રખાવ્યો.

સરકારની આંખમાં મધુરીની સતત પ્રવૃત્તિ ખૂચતી હતી. જ્યાં કહીં નહતું ત્યાં સરકારની નજર ફરતી જવા બેઠી. આના કારણમાં મુખ્ય મધુરી જ હતી, એ હવે છૂપુ નહોતું રહી શક્યું.

: મધુરીને સરકાર કિન વિરૂદ્ધની એ ચળવળમાંથી નીકળી જવા અને તેનો મુખ્ય હાથ ઉઠાવી લેવા, અનેક રીતો અખત્યાર કરી, પાજરડા ચેષ્ટા કરી: પરંતુ મધુરીએ જે નિશ્ચય કર્યો હતો, તે અસાધારણ હતો. આખરે તેને ભડકાવવાને ખાતર બે યુવકોને એક પછી એક ગિરફતાર કરી જેલનિવાસી બનાવી લીધા. એ પ્રસંગોને વધાવતી મધુરી આગળ વધી. આજુબાજુનાં સ્થળોમાં પણ તેણે ક્રાન્તિકારી ભાષણોની-હારમાળા રાખી દીધી અને બધે પ્રચંડ દાવાનળ સળગાવી દીધો.

સરકાર મુંઝાવા લાગી. શું કરવું તેનો રસ્તો ન જડયો. સરકારનું નારીસન્માન ઢહવા લાગ્યું અર્થાત્ તેને ગિરફતાર કરવાનો આખરનો નિશ્ચય કરી લીધો.

આ છૂપી મસલત છૂપી ન રહી શકી. ગિરફતારીની વાતથી તે વધારે ઉત્તેજીત બની બધે ઘૂમવા લાગી. તેનાં ભાષણોમાં આ વસ્તુ મુખ્ય સ્વરૂપ લેવા લાગી.

પોતે ગિરફતાર થનાર છે, એ વાત જણાવવા મનહરને પત્ર લખવા બેઠી. આ દરમ્યાન મનહરની તબીયત સુધરતી ગઇ હતી. ભયકારક સ્થિતિ તો કયારની ટળી ગઈ હતી અને એમાં સત્યનો પ્રેરક ઇશ્વર જ હતો. પથારી પર માંદગી ભોગવતો માણસ આવે અવસરે અવસાન જ પામે, એવો મનહરનો પત્રનો આશય હતો તેને લક્ષમાં રાખીને મધુરીએ લખવાનું બધું ટુંકમાં લખી દીધું.

પત્ર લખી પોષ્ટ કરી દીધો. આજ મોર્નિંગમાં એક રણચંડીની જેમ શાન્ત અહિંસક લડત લડવા માટે પોતાને જે માન મળવાનો પ્રસંગ પ્રાપ્ત થવાનો છે, તેથી સૌએ આનન્દ પામવું જોઇએ, એટલું જ નહિ પણ એક પછી એક નરનારીને બહાર પડી દેશનું મ્હોટું ઋણ પૂરવા એણે હાકલ કરી. તે કાર્ય પતી જવા પછી તરતજ તેની ગિરફતારી કરવામાં આવી.

આ ગિરફતારી વખતે સારી સંખ્યામાં પોલિસો હાજર હતા; પરંતુ સૌ શાન્તિથી એ પ્રસંગને વધાવી રચનાત્મક કાર્યમાં વિશેષ ઉત્સાહથી લાગી ગયાં

[ ૪ ]

મનહરની તબીયત હવે સુધરી ગઇ હતી. સામયિક પત્રો પરથી એ જાણી શકયો હતો કે મધુરીની કાર્યશકિતએ તેના ગામમાં અજબ પલટો આણ્યો હતો. તેનો વિચાર ઘેર જઈ, કુટુંબ સાથે રહી, બધાની ઇચ્છા સાથે નિરાંતે પાછા આવી, પછી લડતમાં જોડાવાનો હતો; એટલા માટે સરદારની રજા લેવાનો પણ નિશ્ચય કર્યો હતો.

પણ આજ અવસરે તેની ટપાલ આવી. પરબીડીયું હાથમાં લેતાં મધુરીના હસ્તાક્ષર લાગ્યા. ઉલ્લાસપૂર્વક પરબીડીયું ફોડી અંદરના કાગળને બહાર ખેંચી કહાડી વાંચવા લાગ્યોઃ

" પ્રિય મનહર,

લાડીના ભોગ થવા જેટલી મારી લાયકાત હોય એમ મને નથી લાગતું. મને તમારા ભોગનું ભાન થાય છે, ત્યારે હું હજી કશું કરો શકી નથી, એમ સદૈવ લાગ્યા કરે છે. મને તમારા શબ્દો યાદ આવે છે, ત્યારે તો વળી ઘણું દુઃખ થાય છે. પથારીનું મૃત્યુ મરવાનો મારો નિર્ધાર નથી. તમારા ભોગની પ્રેરણાએ હું જે કંઇ કરી શકી છું, યા કરી શકું છું, તેનો ચિતાર આપવો વ્યર્થ છે. તમને તમારી પત્નીથી ભવિષ્યમાં શરમાવું ન પડે, તેટલા માટે હું બધો શકય ભોગ આપવા તૈયાર છું; પરંતુ મારાં એટલાં સદ્‌ભાગ્ય નથી. અલબત્ત જાણી ખુશ થશો કે નિરાંતનો ભોગ જે જેલ છે, તેનું મારું સદ્‌ભાગ્ય ઉઘડી ગયું છે. આ પત્ર મળશે ત્યારે તો હું ગિરફતાર થઇ ચૂકી હોઇશ.

હું સમજું છું કે તમે સાજા થયા પછી ફરી લડતમાં જશોજ. હવે તમને જો જેલ મળશે, તો તો આપણે બન્ને સાબરમતી જેલમાંજ હોઇશું. આપણી વચ્ચે અનેક દિવાલો હશેઃ પરંતુ એ જડ દિવાલો આપણને આડ ઉભી કરી શકે છે ખરી ? તમે સાજા થઇ સત્વરે લડતમાં જોડાઓ, એવી પવિત્ર આશા સાથે —

રાષ્ટ્રવાસી " મધુરી "

આ પત્ર વાંચતાંજ મનહર, પોતાના ઘેર જવાના પામર વિચારો માટે શરમાવા લાગ્યો અને મધુરી પોતાની પાસેથી જે પ્રેરણા લીધાનું લખે છે, તેજ પ્રેરણા તેને તેના પત્રમાંથી મળી ગઇ.

જે કારણસર સરદાર પાસે જવા વિચાર કરતો હતો, તે કારણસર નહિ, પણ તુરતનીજ ટુકડીમાં રવાના કરી આપવા માટે વિનંતિ કરવા તે ઉઠયો. સરદારે હજી આરામ લેવાની જરૂર છે, એમ જણાવ્યું; છતાં તે વાતનો ઇન્કાર કરી પોતે પોતાનો આગ્રહ ચાલુ રાખ્યો. છેવટે બીજેજ દિવસે મનહરને નાયક સ્થાપી એક ટુકડી મોકલવામાં આવી.

પણ મનહરની ઉમેદ બર ન આવી. મનહર શો ગજબ કરી શકે છે, તે અમલદારોએ સગી આંખે નિહાળ્યું હતું. આથી તુરતજ તેની ગિરફતારી કરવામાં આવી.

બીજાની જેમ મણિપુરના નિવાસીઓએ વાંચ્યું કે શ્રીમતી મધુરી બહેનને તથા શ્રી. મનહરલાલને પણ છ માસની સજા કરવામાં આવી હતી.

આથી વિશેષ વસ્તુ એ હતી કે મનહરની જગા તેના પિતાએ લીધી હતી અને મધુરીનું કાર્ય તેની સાસુએ ઉપાડી લીધું હતું.






લેખકઃ રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા

૧ બહુરત્ના વસુંધરા !

" દિવેશ્વર જોશી ! હવે વૃદ્ધાવસ્થામાં તો જરા વિશ્રાંતિ લ્યો. આમ ઢસરડા ક્યાં સુધી કર્યા કરશો ? "

" શું કરૂં, ઠાકોર સાહેબ, જેનું લુણ ખાધું તેનું મન તો રાખવુંજ જોઇયે ને ! નગર મને વર્ષાસન આપે, ધ્રાંગધ્રા પણ વર્ષાસન આપે, એટલે તેડું આવે ત્યારે જવું તો જોઇયેજને? આપની કૃપા છે એટલે બધું નભ્યે જાય છે ! "

" કૃપા નહિં પણ ગરજ ! તમારા બુદ્ધિબળને લીધે તમે જ્યાં જાઓ ત્યાં ફાવો છો. તમે માળીયાનું કારભારૂં દીપાવ્યું છે. તમારા જેવો બીજો કારભારી ક્યાં શોધવા જઉં ? "

" બહુરત્ના વસુંધરા ! ઠાકોર સાહેબ, મારા કરતાંય વધારે બાહોશ મુત્સદ્દી મળી આવશે. "

" વધારે બાહોશ કદાચ મળે, પરંતુ તમારા જેવો રાજા અને પ્રજા બન્નેનું હિત જાળવનારો, સત્યવાદી, અને પ્રમાણીક પુરૂષ મળવો મુશ્કેલ. તમે મારી બહુ સેવા બજાવી છે, એનો બદલો તમને ઘર બેઠાં પગાર આપીને વાળી આપવો જોઇએ એ હું સારી પેઠે સમજું છું, છતાં તમારા અનુભવનો લાભ લેવાનો લોભ હું અટકાવી શકતો નથી. "

" આપની ઇચ્છાનો અનાદર મારાથી કેમ થઈ શકે ? શરીર ચાલશે ત્યાં સુધી આપની સેવા કરીશ, પણ મને લાગે છે કે હવે વધુ વખત આ દેહ ટકશે નહિં. અતિ પરિશ્રમનું પરિણામ ભોગવ્યા વિના છુટકો નથી—તન અને મન બંનેને યોગ્ય આરામ ન મળે તો અંતે..."

" પ્રભુ પ્રભુ કરો, તમારૂં મનોબળ તમને કદિ દગો નહિં દે. બીજેથી દગો થાય તો કંઇ કહેવાય નહિં. "

' બીજેથી ' એ શબ્દ ઉપર ઠાકોરે મુકેલો ભાર કારભારીના લક્ષમાં આવ્યા વિના રહ્યો નહિં. તેને શંકા થઇ.

" બીજેથી ? મારી સાથે દગો રમવાનું કોઇને શું કારણ ? આખી જીંદગીમાં મેં કોઇનું કંઇ બગાડ્યું નથી. "

ઠાકોરનું મ્હોં મલક્યું.

" જોશીજી ! તમે પ્રત્યક્ષ કોઇને નુકસાન નહિં કર્યું હોય, પરંતુ પરોક્ષ રીતે ઘણાના મન કચવાતા હશે. નગરમાં તમારૂં સન્માન જોઇને ઘણા ઇર્ષાની આગથી બળી મરતા હશે. તમારે લીધે બીજા પોતાનું ધાર્યું કરી શકતા નથી એ વાત તેમને સાલતી હશે. એવા અદેખાઓ પોતાના માર્ગમાં નડતો કાંટો દૂર કરવાની તક શોધ્યા કરતા હશે. તેઓ પોતાની કપટજાળ ક્યારે બિછાવે, એ કંઇ કહેવાય નહિ. એટલાજ માટે હું તમને ફરી ફરીને કહું છું કે ત્યાં જાવછો પણ ચેતતા રહેજો ! "

આપની મમતા માટે આપનો ઓસીંગણ-છું, ઠાકોર સાહેબ ! બાકી ધાર્યું તો ધરણીધરનું થાય છે. રાખણહારો રામ છે ત્યાં સુધી બીજાના શા ભાર છે ? બાકી જીંદગી તો ક્ષણભંગુર છે, કાળ કોઇની વાટ જોતો નથી કે ચેતવણી આપતો નથી. મારા ઘણાય શુભેચ્છકો મને વાનપ્રસ્થાશ્રમ સ્વીકારવાની ભલામણ કરી રહ્યા છે, પરંતુ મને કર્તવ્ય-નિષ્ઠ જીવન વધારે વ્હાલું લાગે છે. કોઈ પણ આશ્રમમાં મનુષ્ય નીતિમાન રહીને કર્તવ્ય-પરાયણ બને એમાં ખરૂં જીવનસાફલ્ય છે. એવી મારી દ્દઢ માન્યતા બંધાઇ ગઇ છે. એટલે કર્મના બંધનોથી વિરક્ત રહીને રાજા પ્રજાની સેવા કરવામાં મને મોજ આવે છે. છતાં પણ ન કરે નારાયણ અને કંઇ અણુ-ધાર્યું બને તો મારા વાલજીની સંભાળ રાખજો."

ઠાકોરનું હૃદય દ્રવ્યું, " પ્રભુ પ્રભુ કરો જોશીજી, એવી અમંગળ શંકા કરવાનું કંઇ કારણ નથી. વાલજી ! તમારા ઘરમાં તો સાક્ષાત જોગમાયા બિરાજે છે. સાકરબાઇ જેવી સતી સાધ્વી જે ઘરમાં હોય, તે ઘરમાં સદા મંગળજ વરતાય છે, તમારી નાતમાં આખા હળવદમાં-અરે, ઝાલાવાડ પંથકમાં એનો જોટો જડે તેમ નથી. એવી સ્ત્રીઓ તો પોતે તરે અને બીજાને તારે ! "

ગર્વસંતોષ જોશીના મુખ ઉપર તરવરી ઉઠયો. પોતાની પતિવ્રતા પત્નિની મુર્તી એની કલ્પનાચક્ષુ સમીપ ખડી થઇ અને એણે મનમાં ને મનમાં પ્રભુનો પાડ માન્યો.

ઠાકોર સાહેબની રજા લઇને તે નવા-નગરના પંથે પડયો.

## ૨. દિવેશ્વર જોશી.

વિક્રમ સંવત ૧૮૫૧ના અરસાની વાત. દિવેશ્વર જોશી જ્ઞાતે ઔદીચ સહસ્ર બ્રાહ્મણ, શાખે વઢવાણા, ઝાલાવંશની રાજ્યધાની હળવદના વતની, બ્રાહ્મણ જ્ઞાતિના ભૂષણ સમાન એ દિવેશ્વર જોશી શાસ્ત્રનિપુણ હતા, જ્યોતીષ વિદ્યામાં પારંગત હતા, ને બુદ્ધિબળમાં એક્કા ગણાતા. એમણે જોએલા જોષ કદી પણ ખોટા ન પડે એવી લોકોની દૃઢ માન્યતા હતી અને એને લીધે એ રજવાડામાં પૂજાતા. ધ્રાંગધ્રા રાજ્યના વતની હોવાથી એ રાજ્યનો આશ્રય મળે એમાં તો કંઇ નવાઇ નહોતી, પરંતુ છેક નવાનગર સુધી એમનો કીર્તિ-ડંકો વાગતો અને નવાનગરના જામ સાહેબ એમના તરફ પૂજ્યભાવ રાખતા અને વખતો વખત એમને બોલાવી યોગ્ય સત્કાર કરતા અને એમના જ્ઞાન અને અનુભવનો લાભ લેતા. ધ્રાંગધ્રા અને નવાનગરે એમને વર્ષાસન બાંધી આપ્યું હતું. શુભ પ્રસંગોએ એ વખતો વખત ત્યાં જતા અને આશીર્વાદ આપી અને પોતાનો જ્ઞાનભંડાર લુટાવી તેઓ રાજસત્તાને રીઝવતા.

પરંતુ પૈસાની ખાતર કોઇની ખોટી ખુશામત કરવાનું તે શીખ્યા નહોતા. રાજ-સભામાં તેમજ લોકસમુહમાં તેમનું વ્યક્તિત્વ તરી આવતું અને તેમના પ્રત્યે સૌ કોઇને પૂજ્યબુદ્ધિ પેદા થતી.

માત્ર જોતીષના આધારે જીવનનિર્વાહ કરવો મુશ્કેલ થતો. ન્યાયશાસ્ત્રના ઉત્સાહી અભ્યાસીએ રાજ્યકારભારમાં પણ પ્રવિણતા મેળવી અને એ માળીઆ રાજ્યનો કારભારી બન્યો.

દિવેશ્વર જોશીએ માળીઆનું કારભારું દિપાવ્યું, રાજા અને પ્રજા બન્નેની પ્રિયતા પ્રાપ્ત કરી, અને માળીઆના ઠાકોર સાહેબના એ જમણા હાથ સમા થઇ પડયા.

દૈવ સાનુકાળ હોય છે ત્યારે બધી વાતનું સુખ મળી આવે છે. એની નાતમાં શોધીએ તોં ન જડે એવી સાધવી સ્ત્રી મેળવવા એ ભાગ્યશાળી બન્યો હતો. એનું નામ હતું સાકરબાઇ.*

સાકરબાઇમાં નામ તેવા ગુણ હતા. મોઢામાં સાકરજ ભરી હોય એમ તે બોલતી ત્યારે જાણે મધુરો રસ ઝરતો. એની મીઠી વાણી ભલભલાને મહાત કરતી. વિનય વિવેક અને બુદ્ધિપ્રાબલ્યને લીધે તે નાતજાતમાં પૂજાતી એટલું જ નહિ પરંતુ માળીઆના રણવાસમાં પણ તેનો પ્રભાવ પડતો.

બાપ તેવા બેટા એ ન્યાયે એનો પુત્ર વાલજી પણ એવોજ સદ્ગુણી નીકળ્યો હતો. હળવદમાં જર જમીન અને ખેતીવાડી હતી એ સાચવવા માટે જાતિ દેખરેખની જરૂર હતી. અને એટલા માટેજ મા અને દિકરો હળવદમાં રહેતા અને ત્યાંનો વહેવાર સંભાળતાં.

કોઈ કોઇ વખત દિવેશ્વર જોશીની ઇચ્છાને અથવા તો માળીઆની રાણીના આમંત્રણને માન આપીને સાકરબાઇ માળીઆ જતાં, અને માળીઆના સ્ત્રીવર્ગમાં અજબ ઉત્સાહ ફેલાતો.

આમ આ નીતિપરાયણ કુટુંબનો સંસાર સુખે ચાલ્યો જતો હતો, પરંતુ મનુષ્ય માત્રને રમકડાની માફક રમાડી આનંદ માનનારા દૈવને પણ એની ઇર્ષા આવી અને એનો પોતાનું અડપલું આયુધ ઉગામ્યું. કેટલાક દ્વેષી મનુષ્યોને નિમિતરૂપ બનાવીને એણે પોતાની ચાલબાજી ખેલવા માંડી. એક અશુભ ચોઘડીએ એ સુખી કુટુંબ ઉપર વિપદ્ વાદળ તુટી પડ્યું.

## ૩. જગદંબા.

"વાલજી, બેટા, ગજબ થયો!"

"શું છે બા? આજે આમ અકળાએલા કેમ લાગો છો?"

"બેટા, તારા શિરછત્ર હવે ઘડી બે ઘડીના મહેમાન છે."

"શું કહો છો? કોણે કહ્યું? હજી તો ગઇ કાલેજ માળીયાથી ખબર આવ્યા હતા કે મારા પૂજ્ય પિતાશ્રી નવાનગર સિધાવ્યા છે."

"હા, અને સાંજ તેઓ દગાનો ભોગ બન્યા છે. તેમને ઝેર આપવામાં આવ્યું છે."

વાલજી ચમકયો માથે વીજળી તુટી પડી હોય તેમ ચમકયો. પોતાના પિતાનું આમ અચાનક મૃત્યુ થાય અને તે પણ ઝેરથી એ વિચાર આવતાં તેની કાયા કંપી ઉઠી.

પણ આપને શી રીતે ખબર પડી? કોઇ ખેપીઓ આવ્યો છે?

"દેવદૂતરૂપી અદશ્ય ખેપીઓ મારા કાનમાં આ વાત કહી ગયો હોય તેમ મારા અંતરમાં આવો આત્મજ્ઞાનનો દિપક પ્રગટે ત્યારે ત્યારે અંતરમાં સ્ફુરેલી વાત સાચી પડે છે એવો મને આજ સુધી અનુભવ થયો છે, અને મારી ખાત્રી છે કે આ વાતમાં પણ રજભાર પણ ફરક પડશે નહિ."

* આ વાર્તાનો પ્રસંગ કહેનાર ગૃહસ્થે બાઇનું નામ સખરબાઇ જણાવ્યું હતું. પરંતુ વખત જતાં એ નામ કદાચ 'સાકરબાઇ'નું 'સખરબાઇ' બન્યું હશે એમ માની આ વાર્તામાં 'સાકરબાઇ' નામ રાખવામાં આવ્યું છે.

" શિવ ! શિવ ! ત્યારે તો મારા પિતાશ્રીને અગ્નિ સંસ્કાર કરવાનું પણ મારા ભાગ્યમાં ન રહ્યું.

ચિંતા ન કર બેટા. મને જણાય છે કે એમને લઇને વેલડું નગરથી ચાલતું થયું છે. એમની લાસને રસ્તામાં નહિ રઝળાવું. માર્ગમાંજ એમના પ્રાણ છુટી જાય તો અહીં પહોંચતા સુધીમાં તો મડદું ગંધાઇ ઉઠે. "

વાલજીની આંખોમાંથી ચોધાર આંસુઓ વહેવા લાગ્યાં " ત્યારે હવે શો ઉપાય કરશું ? કહો તો હું સામો જાઉં. "

સામા જવાની જરૂર નથી, એ વેલડું હળવદજ આવશે, પરંતુ એમનો શ્વાસોશ્વાસ ટકી રહે અને તારા હાથે અગ્નિ સંસ્કાર પામીને એમની સદ્દગતી થાય તે માટે હું પરમકૃપાળુ ભગવાન શંકરની ઉપાસના કરીશ, ગાયત્રી અને ગીતાના મંત્રો ઉચ્ચારીશ અને સદાય મને સહાય કરનાર શરણેશ્વર મહાદેવ આ વખતે પણ મ્હારી વ્હારે ધાય એવી યાચના કરીશ. "

આંખમાંથી એક ટીપું પણ પાડયા વિના મનની જરા પણ વિહ્વલતા બતાવ્યા વિના આત્મસંયમી સાકરબાઇ ઉઠયાં, સ્નાન કરી કાયાને પવિત્ર બનાવી, પિત્તળની દીવીમાં ઘી પુરીને દિપકની અખંડ જ્યોત પ્રગટાવી અને પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરીને ભગવાન શંકરનું પૂજન અર્ચન કરીને તેની આરાધના શરૂ કરી.

જોતજોતામાં આખા ગામમાં વાયુ વેગે આ વાત પ્રસરી ગઇ, હાટે અને વાટે સૌ સાકરબાઇની વાતો કરવા લાગ્યા.

ચમત્કાર ત્યાં નમસ્કાર એ ન્યાયે આ સાધ્વી સ્ત્રીના દર્શન માટે આખું ગામ ઉલ્ટયું. દિવેશ્વર જોશીના ફળીઆમાં સ્ત્રીઓ અને પુરૂષોનો અવરજવર આખો દિવસ ચાલુ રહ્યો.

પરંતુ સાકરબાઇનું લક્ષ એ તરફ નહોતું. રેશમી આબોટીઉં પહેરીને માથાના વાળ છુટા મુકી કપાળમાં ત્રિપુંડ તાણી, આંખો મીંચીને એકાગ્ર ચિત્તે એ તો ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કરી રહી હતી. આખા ખંડમાં પવિત્ર વાતાવરણ ફેલાયું હતું. ઝળઝળ બળતા દિવાના પ્રકાશમાં સાકરબાઈ જગદંબા સમાન દીપી રહ્યાં હતાં !

એની એકાગ્રતાનો ભંગ ન થાય એવી સાવચેતી રાખીને સ્ત્રીઓ અને પુરૂષો દુરથીજ એને પગે લાગી ચાલ્યા જતાં અને એણે વાલજીને કરેલી વાત સાચી હશે કે કેમ એ વિષે અવનવી અટકળો બાંધતા. એના આત્મબળના મુક્તકંઠે વખાણ કરતાં શાંતિથી વીખરાઇ જતાં હતાં.

## ૪. આત્મબળનો અધિકાર

ખાધા અને પીધા વગર ભુખ અને તરસને મારીને આત્મબળના આધારે રહીને સાકરબાઇએ પ્રભુપ્રાર્થનામાં બે દિવસ અને બે રાત વિતાવી ત્રીજે દિવસે પ્રાતઃકાળે ધ્યાનભંગ બનીને તેણે પોતાના, પુત્રને, કુટુંબી-

**દીવાળી અંક**

**હવે પછીના અંક દીવાળી અંક તરીકે તા. ૨૦મી ઓકટોબર લગભગ દીવાળીને ટાંકણે પ્રકટ થશે. ઓકટોબર અને નવેમ્બર એ બે મહિનાના ભેળા અંક તરીકે એ અંક ગ્રાહકોને દીવાળી પહેલાં મળી જાય એવી રીતે મોકલાશે.**

જનોને અને સગાવ્હાલાંને બોલાવ્યાં અને શાંત ચિત્તે તેમને કહ્યું: "ભોળા શંકરે મારી યાચના સ્વિકારી છે, બે દિવસ સુધી તો જોશીજીનો શ્વાસોશ્વાસ ચાલ્યો છે, પરંતુ હવે વધુ વખત મારી ટેક જળવાય એમ લાગતું નથી. મારો અંતરાત્મા કહે છે કે વેલ ખરેડા સુધી આવી ગઇ છે. બપોર સુધીમાં તેઓ અહીં આવી પહોંચશે પરંતુ યમરાજ અધીરા બનેલા હોવાથી તેમના પ્રાણ કદાચ માર્ગ-માંજ છુટી જાય તો ના ન કહેવાય. બ્હેનો, આજે દુધ ન મેળવશો. આજે એની ખાસ જરૂર પડશે."

સગાવ્હાલાંની આંખમાં ઝળ-ઝળીઆં આવ્યાં. તેમણે ઇચ્છયું કે પ્રભુ કરે અને આ વાત ખોટી પડે અને દિવેશ્વર જોશી હેમ-ક્ષેમ આંહી પાછા આવે!

સુરજનારાયણ જેમ જેમ ઉંચે ને ઉંચે ચડતા જતા હતા, તેમ તેમ ગામના માણસોના જીવ ઉંચા થતા હતા. એવામાં સાકરબાઇએ ખબર આપ્યા કે જોશીજીનો જીવ ખરેડા અને ચરાડવા વચ્ચે ગયો છે, એનું પ્રાણ પંખેરું દેહ પિંજરમાંથી ઉડી ગયું છે

આખા ગામમાં હાહાકાર વ્યાપી ગયો, સગાવ્હાલાંઓ રોકકળ કરવા લાગ્યાં. ગામ લોકો નિશ્વાસ નાખતાં દિલાસો દેવા લાગ્યા. જોશીજીના ઘર આગળ કાળો કલ્પાંત શરૂ થયો.

જોગમાયા સમાં સાકરબાઇ ઘરની બ્હાર આવ્યાં, અને હાથ જોડીને સૌ કોઇને વિનવવા લાગ્યાં: "ભાઇઓ બ્હેનો, રોકકળ નહિ, આંખમાંથી એક આંસુ પણ પાડશો નહિં, ખાલી ધુમરાણું મચાવીને સદ્દગતના આત્માને દુભવશો નહિ. એમના માટે તમને માન હોય, લાગણી હોય, તો શાંતિપૂર્વક પ્રભુ સ્મરણ કરો અને એમના આત્માને શાંતિ આપવા પ્રભુને પ્રાર્થો. એમણે જેમ જીવી જાણ્યું છે તેમ મરી પણ જાણ્યું છે. પરોપકારી જીવન ગાળીને એમણે પોતાના જન્મની સાર્થકતા કરી છે. એમનો આત્મા તો અત્યારે સ્વર્ગમાં બીરાજતો હશે અને ત્યાં બેઠા બેઠા તમારા ઉપર શુભ આર્શીવાદ વર્ષાવતો હશે. તમે-તેમના સગાવ્હાલાંઓ તેમના જીવનનું અનુકરણ કરશો તો જોશીકુળની કીર્તિ વધુ ઉજ્વળ બનશે"

પોતાના કુટુંબની સ્ત્રીઓને ઉદ્દેશીને તેણે કહ્યું: બ્હેનો! તેમનો પ્રાણ ગયો છે તેથી હવે વેલ બહુ ઝપાટાબંધ આ તરફ આવશે. માટે ખીર રાંધવા મુકી દયો. પછી એક ક્ષણનો પણ વિલંબ કરી શકાશે નહિ."

લોકો સમજી ગયા કે સાકરબાઇ સતી થવા માગે છે!

## ૫ સતીત્વનો પ્રભાવ.

સાકરબાઇના વર્તનથી ગામમાં જાત-જાતનો અભિપ્રાય બંધાયો હતો. વખતો-વખત એમના પરિચયમાં આવનારાઓને એની શક્તિમાં શ્રધા હતી એટલે સાકરબાઇ કહે છે તે સત્ય નિવડવું જોઇએ, એમ દૃઢતાપૂર્વક તેઓ માનતા હતા. પરંતુ ઘણાખરા તો એના વર્તનને નર્યો ઢોંગ અને એના વચનોને ગપગોળા ગણતાં હતાં.

"ભાઈ! આપણે શા માટે એવી કુશંકાઓ લાવવી જોઇએ? જે હશે તે હમણાંજ જણાઇ આવશે. ચરાડવાથી વેલ અહીં આવતાં આવતાં કાંઇ બે ચાર દહાડા થોડાજ વહી જવાના છે!"

"અરે તમે જોયા તો કરો! સતીના વેણ કદી મિથ્યા ન થાય. એની પવીત્રતાનો ખરો પડચો તો આખા ગામને આજેજ જણાશે."

આમ જાતજાતની કલ્પનાઓ કરવામાં આવતી અને આખું ગામ દિવેશ્વર જોશીના આગમનની રાહ જોઇ રહ્યું હતું.

સગાવહાલાં અને નાતીલાઓ 'સામૈયું' કરવા જતા હોય તેમ માનસર સુધી સામા ગયાં. સૌ કોઇ ચરોડવાના માર્ગ તરફ મીટ માંડી રહ્યાં.

એટલામાં દૂરથી ધુળના ગોટેગોટા ઉડતા જણાયા અને વેલ સાથે કેટલાક રખેવાળો ધસમસ્યા એ તરફ આવતા નજરે પડયા. લાંબો માર્ગ કાપીને થાકેલા બળદો સંજોગો સમજી ગયા હોય તેમ પરિશ્રમની પરવા કર્યા વિના પૂર વેગે વેલને ખેંચી રહ્યા હતા.

ઘોડેસ્વાર રખવાળોની મ્લાન મૂખમુદ્રા જોતાંજ હળવદથી આવેલા લોકોના પેટમાં ફાળ પડી. તેઓ સમજી ગયા કે જરૂર કાંઇ માઠો પ્રસંગ બન્યો છે,

અધીરા બનેલાં જોશી કુટુંબના માણસોએ વ્હેલ પાસે દોડી જઇને પડદો ઉંચ કર્યો, તેમના મુખમાંથી શીવ શીવના ઉદગાર નીકળી પડયા.

વ્હેલમાં દીવેશ્વર જોશીનું નિર્જીવ શબ પડયું હતું. દેહમાંથી જીવ ઉડી ગયો હતો. છતાં મુખ ઉપરની પ્રતિભા કાયમ ટકી રહી હતી. એ પ્રતાપી પુરૂષને સૌ કોઇએ વિનયપૂર્વક વંદન કર્યાં અને પ્રભુ તેમના આત્માને શાંતિ આપે એવી મનમાં ને મનમાં જ પ્રાર્થના કરી.

રખેવાળો સાથે વાતચીત કરતાં જણાયું દિવેશ્વર જોશીના ચલણથી ઇર્ષાગ્નિથી બળી રહેલા તેમના હિતશત્રુઓએ તેમને ભૂલથાપ આપીને ખોરાકમાં મસાલામાં ઝેર દીધું હતું, અને જોશીને પાછળથી વ્હેમ પડતાં તરતજ તેનો ઉપાય લેવા અને ઝેર દેનારનો પત્તો શોધી કાઢવા જામસાહેબે આજ્ઞા કરી હતી. પરંતુ ઝેર ઉતરી શકે તેમ ન હોવાથી તેમની જન્મભૂમિમાં જોશી અગ્નિદાહ પામે એટલા માટે તાબડતોબ વેલ જોડીને રખેવાળો સાથે એ વેલ હળવદ તરફ વિદાય કરવામાં આવી હતી. કોણ જાણે કેમ પણ એવું જીવલેણ ઝેર હોવા છતાં બે દિવસ અને બે રાત જોશીનો શ્વાસોચ્છવાસ ચાલુ રહેવા પામ્યો હતો અને 'આજેજ–થોડા' વખત પહેલાંજ તેમનો પ્રાણ ઉડી ગયો હતો !.

રખેવાળોની વાતથી વ્યથિત થયેલા લોકો વ્હેલ સાથે હળવદ આવ્યા. માર્ગમાં સૌ કોઇ 'સાકરબાઇના સતીત્વને લીધેજ જોશીના પ્રાણ બે દિવસ સુધી ટકી રહેવા પામ્યા' એવી વાતો કરવા લાગ્યા.

ઢોલ, ત્રાંસા અને સરણાઇ સાથે દિવેશ્વર જોશીના મૃત દેહનું સામૈયું થયું અને તેમની સ્મશાનયાત્રાની તૈયારી ચાલી. . . .

## ૬ સતી !

સાકરબાઇની આજ્ઞા મુજબ ખીર રંધાઇને તૈયાર થઇ હતી. પોતાના પતિદેવના દર્શન કરીને તેણે ખીર ચાખી, પાંચ બટુકોને ખીર ખવરાવી, અને સતી થવા માટે તૈયાર બની.

જોશીના આંગણામાં માણસોની જબરી ભીડ જામી, સતીના દર્શન કરવા માટે લોકો પડાપડી કરવા લાગ્યા. શ્વેત વસ્ત્રો ધારણ કરીને માથાના વાળ છુટા મુકીને કપાળમાં કુંકુમનું લેપન કરીને સતી થાપા દેવા તત્પર બન્યા કંકુથી ભરેલા થાળમાં પોતાના બારણે થાપા દીધા, અને પોતાના કુંટુંબનો વંશવેલો વેલની માફક વધે એવા શુભ આશીર્વાદ આપ્યા.

વાલજી અને એની સ્ત્રી સતીને પગે પડયાં તેમના મસ્તકે હાથ મુકીને તેમને આશીષ આપીઃ "બેટા, તમારી ચડતી કળા થાઓ, અને ધનધાન્ય તથા પુત્ર પરિવારનું સુખ ભોગવો !"

જરૂરી વીધી પૂર્ણ થતાં શ્મશાનયાત્રાની તૈયારી થઇ ચુકી. વાજીંત્રના સુરોથી વાતાવરણ ગાજી રહ્યું. શબ ઉપર અબીલ ગુલાલ અને પુષ્પની વૃષ્ટિ થવા લાગી. સતી માતાની જયધ્વનિથી વાતાવરણ ગાજી ઉઠ્યું.

ચંદન કાષ્ટની ચિતા ખડકાવીને સાકરબાઇ પોતાના પતિના મૃત દેહ સાથે સતી થયાં.

એ વાતને આજે સવાસો ઉપરાંત વર્ષો વીતી ગયા છે. છતાં સતી સાકરબાઇનું નામ તો હજી પણ જીવંત હોય તેમ અમર બની રહ્યું છે. તેની પાંચમી પેઢીએ ઉતરેલાં માણસો આજે પણ હયાત છે. અને સતીએ જ્યાં થાપા દીધા હતાં તે થાનક હળવદ ગામમાં દરબારના નાકે મોજુદ છે.

સતીના પૂત્ર વાલજી જોશીએ પણ ખેતીવાડીને આબાદ કરીને પોતાની કીર્તિ ટકાવી રાખી હતી. તેની વાડી હજી પણ વાલજી જોશીની વાડી તરીકે ઓળખાય છે, અને એનું નામ અમર કરવા માટે હોય કે વખતે તેણે મેળવેલી કીર્તીના પરિણામ રૂપે હોય તેમ આજે પણ સ્ત્રીઓ લગ્ન જેવા માંગળીક પ્રસંગે ગાય છે કેઃ—

‘ વાલજી જોશીની વાડીયે
તે વનફળ નીપજે ’

એ ગીત અને સતીનું થાનક આજે પણ જોશી કુટુંબની કીર્તિને ઉજવલ બનાવતાં દીવેશ્વર જોશી, સતી સાકરબાઇ અને તેમના પૂત્ર વાલજીનું નામ અમર બનાવી રહ્યાં છે!



નામર્દ સાથે લગ્ન કેવાં ? —સરદાર વલ્લભભાઇ

એટલે તમારા ધણી જુવાન હોય ને ઘરમાં ભરાઇ રહેતા હોય તો એમને કહેજો કે લડાઇમાં જા, નહિ તો આ બંગડી તને પહેરાવવાની છે. નામર્દની સ્ત્રી થવામાં શું ગૌરવ ? નામર્દ સાથે લગ્ન કેવાં ! એટલે જો તમે પરણ્યાં હો ને તે પછી તમને ખબર પડે કે તમારા ધણી નામર્દ છે તો તેમને કહી દેજો કે આપણો ધણીધણીઆણીનો સંબંધ નથી, ભાઇ બ્હેનનો સંબંધ છે.

એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

" સાકરબાઇ ".



ચિત્રકારઃ ] ચંદનકાષ્ટની ચિતા ખડકાવીને સાકરબાઇ ખોળામાં પતિના મૃતદેહ સાથે સતી થયાં. [ રા. કલાભિજ્ઞ

જુઓ પાનું: ૪૮

છે. " દુર્ગાચરણે પોતાનાં નામ સાથે નિવાસસ્થાન પણ જણાવી દીધું.

" આપની અને રમેશબાબુની ઓળખાણ કેવી રીતે થઈ ? " રામજીવનબાબુએ બીજો પ્રશ્ન કર્યો.

રામજીવનબાબુના આ પ્રશ્નનો જવાબ આપતાં દુર્ગાચરણે મદ્રાસથી આવતાં રસ્તામાંજ પોતાના ઉપર આવી પડેલાં મહાન સંકટની વાત વિસ્તારથી કહી. કલકત્તામાં પણ ગંગા નદીમાં ડૂબવાનો થોડાજ દિવસ ઉપર બનેલો બનાવ પણ તેમણે વર્ણવ્યો. તે સાંભળી રામજીવનબાબુ બોલી ઉઠયાઃ

" ખરેખર ! રમેશ સાહસિક યુવાન છે."

" હા; એ સાહસિક છે એટલુંજ નહિ પણ ખરેખરો મર્દ છે. અને તે સાથે તેમનામાં અનેક સદ્‌ગુણો ભર્યા છે. રમેશબાબુ વિશે મારે કેટલીક વાત કરવી છે. જો તમને વાંધો ન હોય તો હું કરૂં. "

" ભલે; હું જે જાણતો હઇશ તે તમને જરૂરથી જણાવીશ. "

" રમેશ બાબુ અત્યારે ગુપ્ત રીતે રહે છે એવી મને શંકા છે. તમે મને રમેશબાબુનો ખરેખરો પરિચય કરાવી શકશો ? "

" તમને એવી શંકા કરવાનું કાંઇ કારણ મળ્યું છે ખરૂં ? "

" એવું ખાસ કારણ તો કાંઇ મળ્યું નથી. પરંતુ તેમની રીતભાત, તેમના ગુણો, એ બધું જાણ્યા પછી મારૂં અંતર મને એમ કહ્યા કરે છે કે રમેશબાબુ કોઇ ઉચ્ચ કુળના બ્રાહ્મણ જ્ઞાતિના છે. "

" તમારી શંકા એક રીતે ખરી છે. કેટલાક સંજોગોને વશ થઇ રમેશબાબુએ અત્યારે નામ અને જ્ઞાતિ ખોટાં ધારણ કરેલાં છે. "

" ત્યારે તેમની ખરી જ્ઞાતિ અને નામ શું ? "

" તે હું તમને કેમ કહી શકું ? એ વાતમાં તેમનું હિતાહિત સમાયલું છે. એટલે હું તમને એ નહિ કહી શકું. "

" હું એટલું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મારાથી રમેશ બાબુનું કલ્યાણજ થશે. તેમનું કાંઇપણ અહિત મારાથી નહિ થાય. તમે કહેશો તે માહિતી હું બીજા કોઇને પણ નહિ કહું. "

શ્યામસુંદર કાંઇક બોલવા જતો હતો પરંતુ તેને બોલતો અટકાવી રામજીવનબાબુએ કહ્યુંઃ

" તમારાથી ઉપકાર પર અપકાર થઇ શકવાનો નથી એ હું સમજી શકું છું. પરંતુ હજી આ આપણો પહેલોજ પરિચય છે. આપણો પરિચય જરા ગાઢ થાય પછીથી તમને બધીયે માહિતી હું આપીશ. "

" બીજી માહિતી ભલે તમે પછીથી કહેજો. પણ તે જ્ઞાતિએ બ્રાહ્મણ છે કે કેમ એટલું મને ચોક્કસ કહેશો ? "

" હા; રમેશબાબુ જ્ઞાતિએ તમારા જેવા બ્રાહ્મણ છે એટલી હું તમને ખાત્રી આપું છું. "

દુર્ગાચરણનો આ પ્રશ્ન સાંભળી શ્યામસુંદર બોલ્યોઃ "કેમ, કાંઇ વિવાહ કરવાનો વિચાર તો નથી ને ? "

" તમારી કૃપા હોય તો તેમ પણ થશે. " દુર્ગાચરણે હસીને જવાબ આપ્યો.

શ્યામસુંદરનો પ્રશ્ન અને દુર્ગાચરણનો ઉત્તર સાંભળી રામજીવનબાબુ પણ હસ્યા. તેમણે દુર્ગાચરણને પૂછ્યુંઃ

" તમને આ વિચાર ક્યાંથી આવ્યો ? "

" રમેશબાબુએ વખતો વખત મારૂં જીવન બચાવી મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે. એટલે રમેશબાબુ જો ખરેખર બ્રાહ્મણજ હોય તો મારો વિચાર મારી પુત્રીનું લગ્ન તેમની જોડે કરવાનો છે. "

" તમારો આ વિચાર જાણી મને

પ્રસંગેજ આનંદ થાય છે. રમેશ અવિવાહીત છે અને બ્રાહ્મણ છે."

વળી વાર્તાલાપમાં શ્યામસુંદરે ટહુકો પૂર્યો: "તમારી પુત્રીની ઉમર કેટલી છે?"

"મેં આગળ જણાવ્યું ને? તેની ઉમર લગ્ન કરવા જેવડી થઇ ગઇ છે. તેની ઉમર વીસ વર્ષની છે."

"તો આટલો વખત સુધી કેમ તેનું લગ્ન ન કર્યું?"

"તે નાની હતી તે વખતેજ અમારે નોકરીને અંગે દૂર દેશાવર જવું પડયું. હાલ થોડા દિવસ થયાંજ હું અહીં પાછો આવ્યો છું. આથી જ આટલો બધો વખત તેનું લગ્ન કરવાની કાંઇ ગોઠવણ થઇ ન શકી. હવે જેમ બને તેમ વહેલું તેનું લગ્ન કરી નાંખવાનો મારો વિચાર છે."

"રમેશબાબુની બધીયે માહિતી તમે જાણશો તો બહુજ આનંદ પામશો."

"હું એ બધી માહિતી જાણવા માટેજ અત્રે આવ્યો હતો. પરંતુ તમે અત્યારે બધું કહેવા ઇચ્છતા નથી તો વળી થોડા વધુ દિવસ થોભી જઇશ. કોઇ પણ શુભ કાર્ય વહેલું કરી નાંખવું એવો મારો મત છે."

આટલું કહી દુર્ગાચરણ 'રામજીવનબાબુને નમસ્કાર કરી જવા માટે ઉઠતો હતો. ત્યાં રમેશ આવી પહોંચ્યો. દુર્ગાચરણને જોઇ રમેશ આનંદ પામ્યો.

બન્નેએ થોડીવાર તો આમતેમની વાતચીત કરી. બાદ રામજીવનબાબુએ રમેશને કહ્યું:

"રમેશ, તારી બધી ગુપ્ત વાત આ ભાઇને કહીએ તો કાંઇ વાંધો નથી ને?"

"પણ ગુપ્ત વાત કેવી તે જાણ્યા વિના હું શું કહું?" રમેશ જાણે કાંઇ જાણતોજ નહિ હોય તેમ બોલ્યો.

"પણ વિશ્વાસુ માણસને જણાવવામાં શો વાંધો હોય?" રામજીવનબાબુ જરા ગંભીર બની બોલ્યા.

રમેશ પણ હવે નિખાલસ થયો. તેણે કહ્યું: "ભલે; એમના હાથમાંથી કોઇ પણ વાત ફૂટવાનો જરા સરખો પણ સંભવ નથી."

રામજીવનબાબુએ તરતજ દુર્ગાચરણને બેસવા કહ્યું. આપણને જોઇતી માહિતી હવે મળશે એમ ધારીને દુર્ગાચરણ પણ આનંદ પામી બેઠા. રમેશ કપડાં બદલવા માટે ઘરમાં ગયો.

રામજીવનબાબુ થોડી વાર વિચારમગ્ન રહ્યા. પછી થોડી વારે તેમણે કહ્યું:

"તમે ઢાકા જીલ્લાના રહેવાસી છો એટલે તેમની સહેજ માહિતી આપતાં જ તમે તેમને ઓળખી કાઢશો. કારણ કે રમેશબાબુનું કુટુંબ ઢાકા જીલ્લામાં જાણીતું છે."

"ઠીક; ત્યારે હવે કહો." દુર્ગાચરણે ઉત્કંઠા બતાવી.

"જાધવપુરના ચૌધરીનું નામ તો તમે સાંભળ્યું હશે!"

"અરે, એ નામ તે કાંઇ અજાણ્યું હોય? આખા જીલ્લામાં તેઓ તો જાણીતા છે. ધનનો તો તેમને ઘરે ભંડાર ભરેલો છે. કોણ જાણે શું દૈવાપત્તિ આવી પડી તે એ કુટુંબની હાલ દુર્દશા બેઠી છે."

"રમેશબાબુ એજ ચૌધરી કુટુંબના છે."

"તેમના પિતાનું નામ?"

"પ્રતાપનારાયણ ચૌધરી."

"હં. ત્યારે રમેશબાબુનું ખરું નામ શું?"

"રમેશબાબુનું ખરું નામ 'માધવેન્દ્ર' છે. તેમનું નામ ગુપ્ત રાખવા માટે પણ મહત્વનું કારણ છે."

"મને તે કારણ જણાવશો? કાંઇ વાંધો તો નથી ને?"

"ના; તમને કહેવામાં કાંઇ વાંધો નથી. તમને ટુંકમાં જ હું એ જણાવી દઉં. માધવેન્દ્રને દશ વર્ષનો મૂકી તેના પિતા અવસાન

પામ્યા. તેનો કાકો મધુરેન્દ્ર ઘણો લુચ્ચો અને કપટી માણસ છે. માધવેન્દ્રને ફસાવીને તેણે સર્વ સંપત્તિ પોતાનાં નામ ઉપર કરાવી લેવા ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તે ફાવ્યો નહિ. પરંતુ આ પ્રયત્ન તેણે દશ બાર વર્ષ પર્યંત ચાલુ રાખ્યો. "

" પરંતુ તે વખતે માધવેન્દ્ર તો વીસ વર્ષનો થઇ ગયો હતો. તો પણ તેનું લગ્ન કેમ નહિ થયું ?" દુર્ગાચરણે પ્રશ્ન પૂછયો.

" તેનું લગ્ન કરવાનો પ્રયત્ન તો થયો હતો. પરંતુ માધવેન્દ્રની મરજી ૨૫ વર્ષનો થયા વિના લગ્ન કરવાની ન હતી. વળી તેની જન્મપત્રિકામાં ૨૪મું વર્ષ ઘણું ભારી હતું. એટલે આખરે ૨૫ વર્ષ થયા પછીજ તેનું લગ્ન કરવાનું નક્કી કરવામાં આવ્યું. "

" હાં; પછી શું થયું ?

" તે બાદ કારસ્થાની મધુરેન્દ્રે એક કાવતરૂં રચ્યું અને એક ખોટો ખૂન કેસ ઉપજાવી કાઢી માધવેન્દ્રને સપડાવ્યો. નવાબના એક ફોજદારનું ખૂન કરવાનો તેમના ઉપર આરોપ મૂકાયો. ખરી રીતે તો માધવેન્દ્ર નિર્દોષ હતો. પરંતુ મધુરેન્દ્રે જાળ એવી પાથરી હતી કે તેમાંથી બચી શકાય એમ ન હતું. એટલે માધવેન્દ્રને પલાયન કરી જવું પડયું. તે બાદ મધુરેન્દ્રે સરકારી નોકરોને પુષ્કળ લાંચ આપી બધી મિલ્કત પોતાનાં નામ ઉપર કરાવી લીધી. "

" ત્યારથી જ માધવેન્દ્રે આ નવીન નામ ધારણ કરી પલટણની નોકરી સ્વીકારી હશે ! ખરેખર, બિચારા પર ભયંકર પ્રસંગ આવ્યો!"

આ વખતે બહારથી કોઇના ઉતાવળાં પગલાં ઉપડવાનો અવાજ આવ્યો. શ્યામસુંદરે બારણા આગળ આવી જોયું તો કોઇ એક મનુષ્ય ત્યાંથી ઉતાવળે ચાલી જતો જણાયો. શ્યામસુંદર તેની પૂંઠે ગયો પરંતુ તે માણસ કોણ જાણે કયાં ચાલ્યો ગયો કે તેનો વિશેષ પત્તો લાગ્યો નહિ, ' એ કોણ હશે ' એવો વિચાર બધા કરવા લાગ્યા પરંતુ થોડી વારે એ વાત વિસારે પડી ગઇ.

" તમે મને જે માહિતી આપી છે તે ઉપરથી મને એમ લાગે છે કે મારી પુત્રીનું લગ્ન રમેશબાબુ જોડે કરવામાં કાંઇ વાંધો નથી. અને તેટલી ઉતાવળથી આપણે એ કામ કરી નાંખવાનું છે. પણ—" દુર્ગાચરણે લગ્નની તૈયારીનો ઉલ્લેખ કરતાં શંકા દર્શાવી.

" વળી ' પણ ' શું છે ? " શ્યામસુંદર વચ્ચેજ બોલ્યો.

" બીજો વાંધો તો કાંઇ નથી. પરંતુ રમેશબાબુ આમ ગુપ્ત રીતે રહે તો લગ્ન કેમ થાય ? "

" રમેશબાબુને તો ગુપ્તજ રહેવું પ-ડશે. " રામજીવને કહ્યું.

" તો પછી બ્રાહ્મણની છોકરીનું લગ્ન પલટણના સૈનિક જોડે કેવી રીતે થાય ? "

" તમે કહો છો તે બરોબર પરંતુ જો રમેશબાબુ માધવેન્દ્ર છે એમ ખુલ્લું થાય તો તેમના ઉપરનો ખટલો વળી પાછો સાબીત થાય. "

" રમેશબાબુ એ રીતે ભયમાં આવી પડે એ વાત સાચી છે. પરંતુ મને પણ લોકોનાં વાકબાણ સાંભળવાં પડે છે કે બ્રાહ્મણની દિકરી પલટણના સૈનિક સાથે કેમ પરણે ? રમેશબાબુ બ્રાહ્મણ છે એટલું મારે કોઇ પણ રીતે સાબીત કરી આપવું જોઇએ. તેમ થઈ શકે તો–"

" તેમ તો નહિ બની શકે એટલે હવે તમારી પુત્રીનું લગ્ન તેની જોડે નહિ થઇ શકે એમજ ને ? " રામજીવનબાબુ ગંભીરતાથી બોલ્યા.

" હા. મને એ માટે ઘણુંજ લાગી આવે છે. પરંતુ એમાં મારો ઉપાય નથી. "

" દુર્ગાચરણનું મુખ ખરેખર ઉદાસ થઇ ગયું હતું. ( અપૂર્ણ )

# ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ

## લોકમાન્ય દાદાભાઇ નવરોજીની જયંતિ

મજકુર મંડળ તરફથી સ્ત્રીકેળવણીના હિમાયતી દેશભક્ત સ્વ. ડૉ. દાદાભાઇ નવરોજીની જયંતિ ઉજવવા માટે તા. ૪થી સપ્ટેમ્બર ૧૯૩૦ ગુરૂવારે સાંજે સાડાચાર વાગે ( સ્ટાં. ટા. ) ગીરગામ બેક રોડ પર-મંડળના હોલમાં સઘળી કોમનાં બાનુઓનો એક જાહેર મેળાવડો કરવામાં આવશે.

આ પ્રસંગે શ્રીમતી દોશીબહેન માણેકજી કેપ્ટને કૃપા કરી પ્રમુખસ્થાન લેવાનું સ્વીકાર્યું છે. સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, ગં. સ્વ. રતનબ્હેન લક્ષ્મીદાસ મહેતા, કુ. વિજયાકુમારી વોરા તથા શ્રીયુત હરિલાલ એ ભરૂચા બી. એ. લોકપ્રિય દાદાભાઇના જીવન અને કાર્ય વિષે વિવેચન કરશે.

ગુજરાતનાં પહેલાં ગુજરાતી વિમાની બ્હેન સૌ. ઉર્મિલા કાન્તિલાલ પારેખ વિમાનમાં ઉડવાની કળા શીખી 'અ' વર્ગનું પાયલોટનું લાઇસન્સ મેળવવામાં ફતેહમંદ થયાં તે માટે તેમને મંડળ તરફથી અભિનંદન ઇચ્છવામાં આવશે.

## નિબંધની હરીફાઈ-વિષય "સમાજમાં પરિવર્તન"

દર વર્ષની માફક ચાલુ વર્ષમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી મંડળનાં સભાસદોને તથા દેશ દેશાવરોમાં વસતી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને વિનયપૂર્વક જણાવવામાં આવે છે કે **સમાજમાં પરિવર્તન**ના વિષય ઉપર જે બ્હેનો નિબંધ લખી મોકલવા માંગતા હોય તેમણે તા. ૧-લી ડીસેંબર ૧૯૩૦ સુધીમાં ગીરગામ બેકરોડ મંડળના સરનામે સેક્રેટરીઓ ઉપર પોતાના નિબંધો મોકલી આપવા.

મજકુર નિબંધનું લખાણ ફુલસ્કેપ કાગળ ઉપર એક બાજુ લગભગ ચૌદ પાનામાં સમાવેશ થાય તેટલું શાહીથી શુદ્ધ દસ્કતે લખાયલું હોવું જોઇએ. લખાણ નીચે લખનારે પોતાનું નામ નહીં લખતાં ફક્ત સંજ્ઞા જ લખવી અને તે લખાણ એક કવરમાં બંધ કરી મોકલવું તથા બીજા કવરમાં અમુક સંજ્ઞાનો લેખ મારો છે એમ લખી લેખ લખનારે પોતાનું આખું નામ ચોક્સ ઠેકાણા સાથેનો પત્ર મોકલવો.

મજકુર નિબંધની હરિફાઇમાં ફતેહમંદ થનારાઓને અનુક્રમે ત્રણ ઇનામો રૂ. ૪૦) ૨૦) અને ૧૦) ના સ્વ જયાવંતી દુલેરાય છગનલાલ સ્મારક ઇનામી ફંડમાંથી અપાશે.

## વકતૃત્વકળાની હરિફાઈ

### વિષયઃ—સ્ત્રી એક વ્યક્તિ તરીકે શું કરી શકે ?

મંડળ તરફથી દર વર્ષની માફક તા. ૨૦ મી સપ્ટેમ્બર ૧૯૩૦ શનિવારે સાંજે ચાર વાગે ( સ્ટાં ટા ) મંડળના હોલમાં વકતૃત્વકળાની હરિફાઇનો એક મેળાવડો થશે. આ હરિફાઇમાં મંડળનાં સભાસદો તથા અન્ય ગુજરાતી બ્હેનો પણ ભાગ લઇ શકશે. સ્ત્રી એક વ્યક્તિ તરીકે શું કરી શકે એ વિષય ઉપર લગભગ દશથી બાર મિનિટ સુધી મોઢેથી વિવેચન કરવું જોઇએ.

મજકુર હરિફાઈમાં ઉતરવાની ઇચ્છાવાળી બ્હેનોએ તા ૧૨ મી સપ્ટેમ્બર સુધીમાં પોતાનું નામ ઠેકાણા સાથે મંડળના સરનામે સેક્રેટરીઓને લખી જણાવવું.

મજકુર વકતૃત્વકળાની હરિફાઇમાં ફતેહમંદ થનારાઓને અનુક્રમે ચાર ઇનામો-૧ લું ઇનામ સોનાનો ચાંદ, બીજું રૂ. ૭ ત્રીજું રૂ. ૪ અને ચોથું રૂ. ૩, સ્વ. લેડી પરસનબાઇ ગોકલદાસ પારેખ સ્મારક ફંડમાંથી આપવામાં આવશે.

## લવાજમ ભરી જવા માટે સભાસદોને વિનંતિ.

મંડળનું લવાજમ ભરવાનું સપ્ટેમ્બરથી શરૂ થાય છે. માટે સઘળા સભાસદોને વિનંતિ કરવામાં આવે છે કે તેઓએ પોતાનું લવાજમ ઓકટોબર ૧૯૩૦ ની આખર સુધીમાં મંડળની

( વધુ માટે જુઓ પાનું ૫૬ )




## હિન્દ

**સ્વદેશી સ્ટોર્સ:** સ્વદેશી વસ્તુ પ્રચારક સંઘના આશ્રયે ગયા માસમાં ખંભાલા હીલ ઉપર એક સ્વદેશી સ્ટોર્સ ખુલ્લો મૂકાયો છે મીસીસ તેહમીના જોશીએ પ્રમુખસ્થાનેથી સંઘના ઉદ્દેશો અને હેતુ સમજાવી સ્વદેશીની અગત્ય પર ભાર મૂકયો હતો. શ્રીમતી જયશ્રીબહેન રાયજીએ સ્ટોર્સ ખુલ્લો મુકતાં જણાવ્યું હતું કે જ્યાંસુધી પરદેશી કાપડનો અને બ્રિટિશ માલનો આપણે સંપૂર્ણ બહિષ્કાર નહિ કરીશું ત્યાં સુધી સ્વરાજ મેળવી શકાશે નહિ.

**પતિદેવ** ભીમા શંભુ નામના એક પતિદેવને પત્ની ઉપર હલ્લો કરી ગંભીર ઇજા કરવાના આરોપસર સેસન્સમાં મોકલવામાં આવ્યા છે.

**વિચિત્ર બાલક:** વડોદરાની જમનાબાઈ હસ્પિતાલમાં બાઇ ડાહી છોટાલાલે એક બાળકને જન્મ આપ્યો હતો. તે બાળકને ચાર પગ, ચાર હાથ, અને ખોપરી વિનાનું માથું હતું. તથા બે શરીર એકજ ચામડી વડે જોડાયલાં હતાં. બાળક તરતજ મરણ પામ્યું હતું.

**પુનર્લગ્ન:** અમદાવાદની વિધવા પુનર્વિવાહ ઉત્તેજક સભા તરફથી જુલાઇ માસમાં લેડી વિદ્યાગૌરીના બંગલામાં બાઇ સાંકુ જીવરાજ નામની ૨૫ વર્ષની વિધવાનું શ્રી. કાળીદાસ સુંદરજી પારેખ સાથે પુનર્લગ્ન કરવામાં આવ્યું હતું.

**સંકટગ્રસ્તોની સહાય અર્થે:** સિંધમાં હાલમાંજ થયેલા જલપ્રલયમાં સપડાયલાઓને રાહત આપવા સંબંધમાં મુંબાઇની વીમેન્સ ઇન્ડિયન એસોસીએશનના આશ્રયે એક સભા ગયા માસમાં જ્હોવેલ્સ્કી લોજમાં બોલાવવામાં આવી હતી. પ્રમુખસ્થાનેથી લેડી હીરાંબાઇ કાવસજી જહાંગીરે ત્યાંની પરિસ્થિતિનો ખ્યાલ આપી સંકટગ્રસ્તોને સહાય કરવા વિનતિ કરી હતી ત્યાં ને ત્યાં રૂા ૧૦૪૦)નું ફંડ એકઠું થયું હતું.

**મુસ્લીમો અને સ્ત્રી કેળવણી:** કરાંચીની મુસ્લીમ સ્ત્રીઓની એસોસીએશનની પહેલી વાર્ષિક સામાન્ય સભા મ્યુનિસિપલ ઉર્દુ કન્યાશાળાનાં નિરીક્ષિકા મીસીસ હુસેનનાં પ્રમુખપદે મળી હતી. તેમાં ૫૦૦ ઉપર મુસ્લીમ સ્ત્રીઓએ ભાગ લીધો હતો. હેવાલ વાંચન બાદ મીસીસ એસ. એમ. શફી, ડૉ. મીસ મહમદઅલી, મીસ ફતેહ મોહમદ, મીસ ફજલ, તેમજ બીજી સ્ત્રીઓએ સ્ત્રીકેળવણીને લગતા નિબંધો વાંચ્યા હતા અને બાલઉછેર, છોકરા છોકરીઓની કેળવણી વચ્ચે કેવો ફરક રહેવો જોઇએ તે સંબંધી વિવેચન થયાં હતાં. સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપનારા ઠરાવો થયા હતા. પ્રમુખની વિનતિથી ત્યાંજ રૂ ૧૩૦૦) નું ફંડ એકત્ર થઇ ગયું હતું.

**સમાજસેવિકાનું તૈલચિત્ર:** ઇન્દોરનાં જાણીતાં સામાજીક કાર્યકર્તા અને મહારાણી ઇન્દિરાબાઈનાં માતુશ્રી સ્વ. શ્રીમતી સુમતિબાઇ શવનું તૈલચિત્ર ઇન્દોર સેવાસદનના આશ્રયે જુલાઇ માસની આખરે ખુલ્લું મૂકાયું હતું. મીસીસ ફીબે, મીસીસ પાટકર, મીસીસ વાગળે, મીસ સુશીલા વગેરેએ સ્વર્ગસ્થની સેવાઓની પીછાન આપી હતી. સેવાસદનના મંત્રી શ્રીમતી વાગલેએ સ્વ.ના સ્મારક તરીકે નર્સીંગ વર્ગો ખુલ્લા મુકવાનું જાહેર કર્યું હતું.

**કલિયુગમાં સતિ!** હજારીબાગ જીલ્લાનાં દેહાર ગામમાં જયલાલ પાંડે નામનો માણસ ગુજરી જતાં તેની પત્નીએ સતિ થવા પ્રયત્ન કર્યો. પરંતુ

પોલીસ વગેરે આવી ચડતાં તે સ્ત્રી ચિતા ઉપરથી કુદી પડી હતી.

**દાયજાનો ભોગ**: મુનશીગંજમાં ૧૬ વર્ષની એક છોકરીએ જુલાઈ માસમાં કપડાં પર ગ્યાસલેટ છાંટી બળી જઇ આપઘાત કર્યો. એ છોકરીને પરણાવવા માટે મોટો દાયજો મંગાતો હતો. પિતાની તે આપવા જેવી આર્થિક સ્થિતિ ન હતી એટલે દાયજાના ખપ્પરમાં એ બલિદાન દેવાણુ.

**વીર બંગ મહિલા**: શ્રીમતી માતંગિની દાસી નામની ૨૦ વર્ષની બંગમહિલા ઉપર ૨૫ વર્ષના એક બંગાળી યુવકનું ખૂન કરવાનો આરોપ હતો એ મહિલાના પતિની ગેરહાજરીનો લાભ લઇ, તે યુવાને ઘરમાં પ્રવેશી શ્રીમતી માતંગિની ઉપર હુમલો કર્યો. બન્ને વચ્ચે હોંસાતોંસી ચાલતાં માતંગિનીએ એક સખ્ત પ્રહાર કરતાં યુવાન મરણ પામ્યો હતો. બીજી સવારે પડોશીઓએ તે યુવાનને મરણ પામેલો અને માતંગિનીને બેભાન હાલતમાં પડેલાં જોયાં હતાં. એ મહિલાને નિર્દોષ ઠરાવતાં સબડીવીઝનલ અમલદારે જણાવ્યું હતું કે સંજોગો પ્રમાણે તેણે યોગ્ય જ કર્યું હતું. બીજી સ્ત્રીઓ પણ આવા સંજોગોમાં તેનું અનુકરણ કરે એવી પણ તેમણે અભિલાષા દાખવી હતી.

**દેવદાસીની પ્રથા**: ત્રાવણકોરનાં ના. મહારાણી રીજન્ટે પોતાના રાજ્યમાંથી દેવદાસીની પ્રથા નાબૂદ કરવાનો હુકમ કર્યો તે માટે તેમને અભિનંદન આપતો સંદેશ મુંબાઇ સરકાર તરફથી મોકલવામાં આવ્યો હતો અને એ હુકમની એક નકલ મોકલવા વિનતિ કરી હતી.

**માછણને રૂા ૧૫૦૦**: મદ્રાસની એક માછણે લીવરપુલની મેસર્સ બ્રોકલબેન્ક લીમીટેડ કંપની ઉપર ફરિયાદ માંડી હતી માછણનો પતિ માછલાં પકડતો હતો ત્યાં ઉપલી કંપનીની આગબોટ માછીના હોડકાં સાથે અથડાઇ હતી. આથી માછી મરી ગયો હતો હાઇકોર્ટે તેને નુકસાની પેટે રૂા. ૧૫૦૦) આપવાની ડીક્રી કરી આપી હતી.

### પરદેશ

**મીશનરી બાનુઓ પર અત્યાચાર**: મીસ નેટલસન અને મીસ હેરીસન નામની બે મીશનરી અંગ્રેજ બાનુઓને ફુકીયન પ્રાંતમાં જુલાઇ માસમાં ચીનાઇ લુટારાઓએ પરહેજ કરેલાં છે. આ બે બાનુઓને છોડવા માટે તેઓએ ૫૦૦૦૦ ડોલરની માંગણી કરી છે. આ બન્ને બાનુઓ ઉપર લુટારાઓએ ઘણો અત્યાચાર કર્યો છે.

**ગોળમેજી પરિષદ અને સ્ત્રીઓ**: લંડનના સ્ત્રીસ્વાતંત્ર્ય સંઘ તરફથી વડા પ્રધાન મી રામસે મેકડોનાલ્ડને એક પત્ર લખવામાં આવ્યો છે, તેમાં બ્રિટીશ અને હિન્દી સ્ત્રીઓને ગોળમેજી પરિષદમાં સ્થાન આપવાનું જણાવ્યું છે આથી બે દેશો વચ્ચેની હાલની શોકજનક મુશ્કેલીઓનો ઉકેલ શોધવામાં અમૂલ્ય મદદ મળશે હિન્દના ભવિષ્ય જોડે બ્રિટિશ સ્ત્રીઓને ઉંડો સંબંધ છે અને સાયમન કમીશનના હેવાલમાં પણ જણાવ્યું છે કે પ્રગતિની ચાવી હિન્દની સ્ત્રીપ્રવૃત્તિમાં છે એવું એ પત્રમાં ભારપૂર્વક જણાવાયું છે. સ્ત્રીઓનો આંતરરાષ્ટ્રીય સંઘ અને સમાન મતાધિકાર અને શહેરીપણા માટેનું સ્ત્રીઓનું આંતરરાષ્ટ્રીય એલાયન્સ એ બે સંસ્થાઓએ આ માંગણીને અનુમોદન આપ્યુ છે.

**હિન્દના ઔદ્યોગિક પ્રશ્નો**: એ વિષય ઉપર લુંડનમાં ભાષણ કરતાં લેડી ચેટરજીએ જણાવ્યું હતું કે હિન્દની ગરીબી એ મોટામાં મોટી મુશ્કેલી છે. સખ્ત મજુરી, ભયંકર ગરીબી અને હવાની મજુરો ઉપર કેવી અસર થાય છે તેનું તેમણે વર્ણન કર્યું હતું. બીજો પ્રશ્ન એટલોજ ઉપયોગી નિરક્ષરતાનો છે. 'મને હમેશાં એમ લાગ્યા કર્યું છે કે પ્રાથમિક કેળવણી પાછળ સરકારે પૈસા ખર્ચ્યાં છે તેટલાજ પૈસા જો પુખ્ત વયનાઓની કેળવણી માટે સરકારે ખર્ચ્યા હોત તો એનો પ્રચાર ઘણો ઉતાવળે થયો હોત. હિન્દમાં પુખ્ત વયનાંઓની કેળવણીનો તદન અભાવ છે."

**ખૂની પણ સુંદર!** સ્ત્રીઓ ઉપર વખતો વખત હુમલા કરવાના આરોપસર લે તુકેટમાંથી લે લુરે નામના ૧૯ વર્ષના સુંદર છોકરાને ગિરફતાર કરવામાં આવ્યો છે. આ છોકરાએ ગુન્હો કબૂલ કરી વધુમાં પોતે જંગલમાં એક અંગ્રેજ સ્ત્રીનું ખૂન કર્યાનું પણ જણાવ્યું છે. આ છોકરાનો પત્તો મેળવતાં પોલીસનો દમ નીકળી ગયો હતો.

**વિમાની હરિફાઇમાં**: યુરોપની પ્રદક્ષિણાને

લગતી વિમાની સફરની હરિફાઇ ગયા માસમાં થઈ હતી. તેમાં મીસ: સ્પુનર અને લેડી બેલી એ બે બાનુઓએ ભાગ લીધો હતો.

**વીમાન બાલા મીસ એમી જોનસનઃ** મીસ એમી જોનસન ગયા માસની તા. ૪થીએ ક્રોઇડન ખાતે આવી પહોંચતા હવાઇખાતાંના પ્રધાન લોર્ડ થોમસન અને મીસ માર્ગરેટ બોન્ડફીલ્ડે તેનો સત્કાર કર્યો હતો. બ્રિટિશ સરકાર તરફથી મીસ એમીને આવકાર આપતાં લોર્ડ થોમસને તેનું ઉડ્ડયન ૧૯૩૦નાં યુવતીઓની વર્ષની સૌથી વધુ સ્મરણીય સાધના હોવાનું જણાવ્યું હતું. મીસ એમીએ બ્રિટિશ પ્રજાનાં હૃદય જીતી લીધાં છે. મીસ એમીએ ઉત્તર આપતાં જણાવ્યું કે મારાં ઉડ્ડયનથી હું ઇગ્લાંડને કેટલું ચાહું છું તે હું દર્શાવવા માંગતી હતી. ગ્રોવેનોર હાઉસ હોટેલમાં તેના માનમાં મેળાવડો કરવામા આવ્યો હતો. હોટલ આગળ લોકોની ખાસ કરીને સ્ત્રીઓની એટલી મોટી મેદની એકત્ર થઈ હતી કે, વ્યવસ્થા જાળવવા માટે ખાસ પોલીસ બોલાવવામા આવી હતી.

ગયા માસની તા. ૬ ઠીએ સેવોય હોટેલમાં મીસ એમીના માનમા ૪૦૦ જાણીતાં સ્ત્રીપુરષો તરફથી મેળાવડો કરવામાં આવ્યો હતો. તેમાં મીસ એમીને એક કપ અને ડેઇલી મેલનો પૌં. ૧૦૦૦૦ નો ચેક ભેટ આપવામાં આવ્યો હતો.

તા. ૧૨ મીએ બકીંગહામ પેલેસમાં ના. શહેનશાહ અને શહેનશાહબાનુએ મીસ એમીનું સ્વાગત કર્યુ હતું. ના. શહેનશાહે તેને 'કમાન્ડર ઓફ ઓર્ડર ઓફ બ્રિટિશ એમ્પાયર' નું બહુમાન આપ્યું હતું.

**પ્રકીર્ણઃ** (૧) અફઘાનીસ્તાનની અભ્યાસ અર્થે માજી અમીર અમાનુલ્લાહના સમયમાં તુર્કી ગયેલી બાલાઓ અભ્યાસ પૂર્ણ કરી પાછી ફરી છે. (૨) ઈ આઇ. રેલ્વેએ પોતાની ગાઈડમાં એક હિન્દુ પડદાબાનુનો ફોટો તેની પરવાની વગર છપાવ્યો તે સામે તે બાનુએ રૂ. ૧૦૦૦૦ ની નુકસાનીનો દાવો માંડતાં હાઇકોર્ટે રૂ. ૨૦૦ ની નુકસાની અપાવી હતી. (૩) મીસ ઇન્દિરાબાઇ ભાગવત બી એ. ( ઓક્ષ ) હોલ્કર રાજ્યના કેળવણીનાં મદદનીશ ડીરેક્ટર રૂ. ૫૦૦ ના માસિક પગારે નીમાયાં છે. (૪) શ્રી. ભીખાઇજી નાનાભાઇ કાત્રક મુંબાઇ યુનિવર્સીટીની એમ એસ સી. ની પરીક્ષામાં ડીસ્ટીંકશન સાથે પસાર થયાં છે. (૫) શ્રી અખિલ ભારતવર્ષીય ઔદિચ્ય યુવક સંઘના આશ્રયે એ જ્ઞાતિનાં પહેલાં જ ગ્રેજ્યુએટ થનાર કુમારી સુભદ્રા કેવળરામ દવેને અભિનંદન આપવામાં આવ્યું હતું



( શ્રી. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ—અનુસંધાન પાન ૫૩ થી )

ઓફિસમાં ભરી દેવું. આશા છે કે મંડળના દરેક સભાસદ અમારી વિનંતિ સ્વીકારી પોતાનું લવાજમ ભરી દઇ મંડળને આભારી કરશે. દરેક સભાસદને પોતાનું લવાજમ ભરવાનું સપ્ટેમ્બર માસથી શરૂ થાય છે. મંડળના સિપાઇથી લવાજમ ઉઘરાવવાનું સઘળે પહોચી નહી વળવાથી લવાજમ ભરી જવા માટે સભાસદોને વિનંતિ કરી છે.

કેટલાંક સભાસદો પોતાનું ઠેકાણું ફેરબદલ કરે છે પણ મંડળમાં પોતાના નવા ઠેકાણાની ખબર આપતા નથી એટલે તેમના ઉપર મોકલેલા પત્રો ટપાલ ઓફીસમાંથી પાછા ફરે છે. માટે પોતાનું ઠેકાણું ફેરબદલ કરવામાં આવે તો મંડળની ઓફીસમાં તરત ખબર આપવાની કાળજી રાખવા વિનતિ કરીએ છીએ.



# નોંધ

**વધુ બલિદાન**

છેલ્લો અંક પ્રકટ થયા પછી મુક્તિસંગ્રામમાં બ્હેનોનાં વધુ મોટી સંખ્યામાં બલિદાન અપાયાં છે. દેશના જુદા જુદા પ્રાંતોમાં એ મુક્તિસંગ્રામ દિન પ્રતિદિન વધુ જોમ પકડે છે અને તેમાય ખાસ કરીને બ્હેનોનો હિસ્સો વધતો જાય છે. મુંબાઇમાં લોકમાન્ય તિલકની સંવત્સરીને દિને નીકળેલા સરઘસને પરિણામે ચાર બ્હેનોને સરકારના મ્હેમાન થવાનું માન મળ્યું હતું. મુંબાઇની પોલીસે એ સરઘસને વિના કારણ અટકાવી રાખ્યું. વિગ્રહ સભાના પ્રમુખ સૌ હંસાબ્હેન મ્હેતા એ સરઘસને મોખરે હતાં પોલીસે સરઘસ અટકાવ્યું એટલે એમની આગેવાની હેઠળ હજારોની માનવમેદનીએ ત્યાંજ બેસી સત્યાગ્રહ આદર્યો. મહાસભાના પ્રમુખ સરદાર વલ્લભભાઇ અને કાર્યવાહક સભાના સભાસદો ભારતભૂષણ પંડિત માલવીયજી અને બીજા પણ એમાં જોડાયાં આખી રાતનાં સર્વે જાગરણ કર્યાં. પરિણામે સવારે પોલીસે નેતાઓને ગીરફતાર કર્યાં, લગભગ ૪૭ બ્હેનોને પણ ગીરફતાર કરી, અને બાકીના લોકો ઉપર લાઠી ચલાવી તેમને વીખેરી નાંખ્યા. ગીરફતાર કરેલી લગભગ ૪૭ બ્હેનોમાંથી ફક્ત ચારને રાખી બાકીનાંને છોડી મૂક્યાં. એ બ્હેનો-(૧) ચાર દીકરાની ગરજ સારે એવાં સરદાર વલ્લભભાઇનાં પુત્રી શ્રી મણીબ્હેન, (૨) મુંબાઇ રાષ્ટ્રીય સ્ત્રી–સભાના સ્થાપક અને દેશ સેવિકાસંઘનાં આગેવાન સંચાલક શ્રી રતનબ્હેન મ્હેતા, અને બે બ્હાદુર શીખ બ્હેનો (૩) શ્રી. હરનામકુંવર અને (૪) શ્રીમતી અમૃતકુંવર-એ ચારે બ્હેનોનો કેસ બીજે દિવસે મુખ્ય ન્યાયાધીશ મી. દસ્તુરની કોર્ટમાં ચાલ્યો. પંડિત માલવીયજીએ એ કેસના પ્રસંગનો પરેપરે લાભ લીધો અને સામાન્ય રીતે જે કેસ અર્ધો કલાકમાં પતી જાય તેની પાછળ બે દિવસ લાગ્યા. આટલું છતાં મેજીસ્ટ્રેટ સાહેબનો ચુકાદો મુલત્વી રહ્યો અને તે પછી ત્રણ દિવસે અપાયો. એ ચુકાદા મુજબ પંડિતજીને અને બ્હેનોને રૂ. ૧૦૦ ના દંડની અથવા પંદર દિવસની મ્હેમાનીની સજા મળી. કોઇ દેશદ્રોહીઓએ એ સર્વને દંડ ભરીને છૂટા કરાવ્યાં આ બધું હજી જનતાના હૃદયમાં તાજું જ છે. પંડિતજી તો ૨૪ કલાકમાં છૂટયા પણ બ્હેનોએ તો એક અઠવાડીઆ સુધી મહેમાની ચાખી એ બ્હેનોને અમારાં અભિનંદન. દેશના બીજા પ્રાંતોમાં પણ એવાં નિમંળ અને ઉન્નત અનેક બલિદાન એ અરસામાં અને ત્યાર પછી અપાયાં છે, જેની વિગતવાર કથની "મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ" વિષેનો લેખ કહેશે. ભારતમાતાની કુખ ઉજાળવા માટે એ બ્હેનોને અમે ધન્યવાદ આપીએ છીએ.

**અભિનંદન.**

પૂનાના શ્રીમતી નાથીબાઇ દા. કા. કર્વે મહિલા વિદ્યાપીઠની ચાલુ વર્ષની પરીક્ષામાં શ્રીમતી બ્હેન ઇંદુમતી મ્હેતા પી. એ ની ઉપાધિ મેળવવા ભાગ્યશાળી થયાં છે, તે માટે એ બ્હેનને અમે અભિનંદન આપીએ છીએ. એલ્ફીન્સ્ટન કોલેજના મર્હુમ અધ્યાપક હસમનરામ મ્હેતાનાં પુત્રી અને અમદાવાદના યુવકોના પ્રાણ સમા ભાઇ રોહિત મ્હેતાનાં બ્હેન શ્રી. ઇંદુમતીબ્હેન એ પરીક્ષામાં સફળ થનાર પ્હેલાંજ ગુજરાતી બ્હેન છે. એ પરીક્ષા મુંબાઇ કે અન્ય યુનીવરસીટીની એમ. એ ની ડીગ્રી માટેની પરીક્ષા જેટલીજ કઠિન છે. સુરતના મહિલા વિદ્યાલયમાં મેટ્રીક સુધીનો અભ્યાસ કરી એ બ્હેન વધુ અભ્યાસ માટે અમદાવાદ આવીને રહ્યાં હતાં અને ત્યાંની ગુજરાત મહિલા પાઠશાળામાં અભ્યાસ કરી જી. એ. ની

ખબર છે આટલી કે માતની હાકલ પડી છે

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

ભારતના ઐતિહાસિક મુક્તિસંગ્રામનું સિંહાવલોકન કરીશું તો કવિશ્રી મેઘાણીની ઉપરોક્ત કાવ્ય પંક્તિનો ભારતમાં સાક્ષાત્કાર થયેલો માલમ પડ્યા વિના નહિ રહે ભારતની મહિલાઓને માથે વિદેશીઓએ કલંક ચોઢ્યું હતું. ભારતની મહિલાઓ તો ઘરને ખુણે બેસી રહેવા સર્જાયલી છે એમ તેઓ કહેતા; અને કદાચ આજેયે એવું કહેનારા નીકળશે. એમ કહેનારાએ ભારતના ઇતિહાસનાં પાનાં કદિયે ઉકેલી જોયાં હશે કે કેમ એ શંકા પડતી વાત છે. જો એમ હોત તો ભારતીય વીરાંગના મહારાણી લક્ષ્મીબાઇનું નામ તેની આંખોએ ઉડીને વળગ્યું હોત ! પછીથી ભારતીય સ્ત્રીઓને માથે એવું આળ ચઢાવતાં પણ તેને વિચાર કરવો પડત પરંતુ એ સૌ તો હવે ગઇ વાત બની છે આજે ભારતીય મુક્તિસંગ્રામમાં પુરૂષોની પડખે રહી, અનેક વખત પુરૂષોને પણ ટપી જાય એવાં કામો આજની મહિલાઓ કરી રહી છે. એક પછી એક અનેક વીરાંગનાઓ ગુલામીની જંજીરો તોડવા માટે જેલનાં બારણાં ખખડાવી રહી છે અને હસ્તે મુખડે કારાગારમાં મ્હાલી રહી છે. ભારતીય મહિલાઓ આજે ભારતનો સ્વાતંત્ર્યેતિહાસ ઘડી રહી છે. ઉજ્જવળ રહો એ ઇતિહાસનાં પ્રકરણો !

**મુંબાઇ અને પરાંઓ;**

મુંબાઇમાં ગયા માસનો સૌથી વધુ ઉલ્લેખવા યોગ્ય પ્રસંગ તે 'સ્વતંત્રતા મારો જન્મસિદ્ધ હક્ક છે ' એ મુક્તિમંત્રની ઘોષણા કરનાર પુણ્યશ્લોક લોકમાન્ય તિલક મહારાજની સંવત્સરી તા. ૧ લી ઓગસ્ટને દિને હતી. દર વર્ષે ભારતને સ્વરાજનો મુક્તિમંત્ર આપનાર એ પુણ્યશ્લોકની સંવત્સરી ઉજવવા મુંબાઇની મહાસભા સમિતિ સરઘસ અને સભાનો કાર્યક્રમ રાખે છે. તેજ પ્રમાણે આ વર્ષે પણ દર વર્ષના નિયમને આધીન રહી તા. ૧ લી ઓગસ્ટે મુંબાઇની વિગ્રહ સભાએ લોકમાન્યની સંવત્સરી નિમિત્તે સરઘસ કાઢવાનું નક્કી કર્યું. મહાસભા સમિતિ તરફથી અનેક સરઘસો મુંબાઇમાં નીકળી ચૂકયાં. તે સરઘસો ઘણાં ખરાં નિયમ બદ્ધ હોય છે. આવજાવના વ્યવહારમાં સહેજ સાજ દખલગિરિ તો અવશ્ય થાય છતાં એ વ્યવહારમાં ઓછામાં ઓછી દખલ થાય એવા પ્રયત્નો મહાસભાના સ્વયંસેવકો કરે છે તે છતાં તિલક મહારાજની સંવત્સરીનું સરઘસ હોર્નબીરોડ ઉપરથી કોટમાં લઇ જવાર્થે વ્યવહારમાં દખલગિરિ થાય છે અને તેથે સુલેહ શાન્તિ ભયમાં આવી પડવાની બીતિ મુંબાઇના પોલીસ કમીશનર સાહેબને લાગી આવી. અને તેમણે એ સરઘસને એસ્પ્લેનેડ મેદાન આગળથી હોર્નબી રોડ ઉપર લઇ જવાની બંધી કરતો વિનતિ પત્ર વિગ્રહ સભાના પ્રમુખ શ્રીમતી હંસા મહેતાને પહોંચતો કર્યો.

શાન્ત અને અહિંસક પ્રજાસમહના સરઘસને હોર્નબી રોડ ઉપર જવાની બંધ

ી એ પ્રજાના હક્ક ઉપર ચોકખી તરાપ
ાવા બરોબર છે; પ્રજાના એ હક્ક ઉપર
ાપ મરાયેલી સ્વાભિમાની માણસ તો નજ
મી શકે. આવી માન્યતા ધરાવતી મહાસભા
ાનાં મૂળમાંજ અન્યાયી કાનૂનો અને પ્રજા-
ઉપર તરાપ મારતા હુકમોનો સવિનય
ાદર કરવાની નીતિ રહેલી છે—આ હુકમનો
ેનય અનાદર કરવા સજ્જ થઇ. સરઘસ
ક્કસ કરેલે સમયે શ્રીમતી
ા મહેતાની આગેવાની
ળ નીકળ્યું. તેમાં દેશ
ેકા બહેનો પણ જોડાઇ
ી. સરઘસમાં પાછળથી
ડેત માલવીયજી પણ
ડાયા હતા. સરઘસ
પ્લેનેડ મેદાન આગળ
ાવ્યું. તો ત્યાં લાઠી
જ્જેલી પોલીસ તૈયાર
મવામાં આવેલી હતી.
ે સરઘસ અટકાવ્યું.
ાઘસને આગળ વધવા
ામાં નહિ આવે એવું
ામાન થતાં ત્યાંજ સૌ
ઇ બેસી ગયાં. સરઘસ
હીં આવ્યું ત્યારે પા કે
વાગ્યા હશે. સરઘસ બેઠું
બેઠું. સ્ત્રી કે પુરૂષ સૌ
ઇ મક્કમ હતા. તે પછી
મહાસભાના પ્રમુખ
રદાર વલ્લભભાઇ આદિ નેતાઓ આખીયે
ત્રિ બધાય ત્યાં બેસી રહ્યા. વચ્ચે વચ્ચે વરસાદ
ખ્ત આવતો. છતાંયે બધાયે ત્યાં બેસી રહ્યા.
ાખી રાત્રિ 'રઘુપતિ રાઘવ રાજારામ'ની ધૂન
ચાવતાંવીતાવી. એ દરમ્યાન આવજાવનો બ-
ાયે વ્યવહાર તો તદ્દન બંધ જ થઇ ગયો હતો.
જનો સમુદાય ઉભરાતો જ જતો હતો.
ા ૨ જ્યું પ્રભાત ઉગ્યું અને સૂર્યોદય થયા



**સૌ. ઉર્મિલાદેવી શાસ્ત્રી**
મીરતના પ્રો. ધર્મેન્દ્રનાથ શાસ્ત્રીના પત્ની અને સ્ત્રી—સત્યાગ્રહીઓનાં કેપ્ટન-આ બ્હેનને છ માસ માટે સરકારે મ્હેમાન બનાવ્યાં છે.

બાદ થોડીક વારે મહાસભાના આગેવાનો ને અને ૪૭ બહેનોને પકડયાં. તેમને લોરીમાં બેસાડી પોલીસ ચોકીએ લઇ જવામાં આવ્યા. શ્રીમતી હંસાબહેન મહેતા મવારમાં રાત્રિનાં વરસાદથી ભીંજાયેલાં કપડાં બદલવા માટે બહાર ગયાં હતાં તેઓ પાછાં આવ્યાં. તેમણે પોતાને પકડવા માટે માંગણી કરી પરંતુ તેની ના પાડવામાં આવી. સરઘસ-બંધીનો હુકમ તેમને કરેલો છતાં તેમને ન પકડયાં. તેમના આમંત્રણને માન આપી પધારેલી મહેમાનો સમા આગેવાનોને પરહેજ કર્યા અને પછી આખી રાત્રિ તપશ્ચર્યા કરીને થાકેલી પોલીસને લાઠી ચલાવવાનો હુકમ મળ્યો અને નિર્દય રીતે લાઠી પ્રહારો થયા. એમ્બ્યુલન્સ કારોમાં ઘાયલ થયેલા સૈનિકોને હસ્પિ-તાલમાં પહોંચાડવામાં આવ્યા અને આખું યે વાતાવરણ વળી પાછું કાલિમાથી ઘેરાયું.

પકડેલાં ૪૭ બહેનો-માંથી સરકાર માબાપની કૃપા માત્ર ૪ બહેનો ઉપર ઉતરી. સરદાર વલ્લભભાઈ પટેલનાં વીરપુત્રી શ્રીમતી મણિબહેન પટેલ, રાષ્ટ્રીય સ્ત્રીસભાના આગેવાન રતનબાઇ લક્ષ્મીદાસ મહેતા, અને શિખસમાજ ને દિપાવનારી વીરાંગનાઓ શ્રીમતી અમૃતકુંવર અને શ્રીમતી હરનામકુંવર. આટલાં ૪ બ-હેનો સિવાયના બધાંય બહેનોને છોડી મૂક-વામાં આવ્યાં. છોડી મૂકેલી બહેનો નિરાશ થની બોલીઃ " સરકારને અમારી ખીચડી ભારે પડી ! "

પછી તો બધાયે આગેવાનો સામેનો કેસ ચાલ્યો. પંડિત 'મદન મોહન માલવીયાએ બચાવ તો નહિ પણ દલીલો કરી એટલે કેસ બહુ લંબાયો છતાં છેવટે બધાયને સજા તો થઈ. આ ચારેય બહેનોને રૂ. ૧૦૦ નો દંડ વા ૧૫ દિવસ સાદી કેદની સજા થઇ. દંડ તો ભરવાનો હતો જ નહિ એટલે હસતે મુખડે ચારે બહેનો જેલમાં ગઇ.

આ ચાર બહેનોમાં શ્રીમતી મણિબહેન પટેલ સિવાયની બહેનો માટે તો કાંઈ કહેવાપણું નથી. શ્રીમતી રતનબાઇ મહેતા તો રાષ્ટ્રીય સ્ત્રીસભા અને દેશસેવિકા સંઘના પ્રાણ સમાન છે એ જાણીતી વાત રહી. એટલે તેમના તરફ સરકારની કૃપા ઉતરે એ સ્વાભાવિક હતું. બન્ને શીખ બહેનો શ્રીમતી હરનામકુંવર અને શ્રીમતી અમૃતકુંવર તો શીખ સમાજના શણગાર રૂપ છે. શ્રીમતી હરનામકુંવર તો તા. ૧ લી જુને શ્રીમતી લીલાબહેન મુનશી સાથે પકડાયાં હતાં પરંતુ બન્ને પાછા તરતજ છૂટી ગયાં હતાં. તા. ૨૧ મી જુને એસ્પ્લેનેડ મેદાનમાં પંડિત મોતીલાલ નહેરૂને વદન કરવા એકત્ર મળેલા સ્વયંસેવકો અને સ્વયસેવિકાઓ ઉપર લાઠીપ્રહાર થયો હતો તે વખતે શીખ વીરાંગનાઓની ટુકડી લઇને શ્રીમતી હરનામકુંવર પણ તેમાં સામેલ હતાં. અને તેમણે કેટલાક પ્રહારો પણ ઝીલ્યા હતા. શ્રીમતી મણિબહેને મુંબાઇમાં કાંઇ કામ કર્યું નથી પરંતુ બારડોલી અને ગુજરાતમાં એ બહેને કરેલાં કામની કદર તરીકેજ એમને મુંબાઇમાં પકડયાં.

વધુ દિલગીરીની વાત તો એ છે કે ૭ દિવસ કેદની સજા ભોગવ્યા બાદ કોઇ અજાણ્યા ગૃહસ્થે ૪ બહેનોનો દંડ ભરી દીધો અને એ બહેનોને છોડી મુકવામાં આવી. આ કામ કરનાર માણસની દેશભક્તિ રાજાજ ઉપજાવે છે. બહેનો પણ ખિન્ન થઇ ગઇ હતી.

આ બનાવ બાદ તા. ૧૦ મી ઑગસ્ટને દિને અખિલ હિન્દ મહાસભા કાર્યવાહક સમિતિની આજ્ઞાથી રાજદ્વારી કેદીઓનો દિન ઉજવાયો. તે દિવસ નિમિત્તે મુંબાઇની વિગ્રહ સભાએ કોટમાંથી સરઘસ લઇ જવાનો નિર્ણય કર્યો હતો અને પોલીસ કમીશનરે મનાઇ હુકમ કરવાનો વિચાર માંડી વાળ્યાથી સરઘસ શાન્તિથી પસાર થઇ ગયું હતું. આ સરઘસમાં બેથી ત્રણ હજાર ઉપર બહેનોએ ભાગ લીધો હતો. તેમાં કેસરિયાં વસ્ત્રધારી દેશસેવિકાઓ અને કેસરિયાં સાડી ઉપર વાસ્કોટ પહેરેલી હિન્દુસ્તાન સેવાદળની તાલીમ પામેલી સ્વયંસેવિકાઓ ખાસ તરી આવતી હતી. દેશસેવિકા સંઘની કચેરી ગયા માસથી સી. પી. ટેંક ઉપરની સુખાનંદની ધર્મશાળામાં લાવવામાં આવી છે.

ગયા માસની દેશસેવિકા સંઘની વિદેશી કાપડની દુકાનોની ચોકીએ વિશેષ જોર લીધું છે. મહાસભાએ ઘડી કાઢેલી ચોક્કસ શરતો સ્વીકારી વિદેશી કાપડના માલને મહાસભાનું મીલ લગાડવા નહિ દીએ એવી દરેક દરેક દુકાન ઉપર સખ્ત ચોકીશરૂ કરવામાં આવી છે. વિદેશી કાપડના વેપારી એસોસીએશને તો મારકેટ બંધ રાખવાનો ઠરાવ કરી દીધો એટલે મૂળજી જેઠા મારકેટની વિદેશી ફેનસી ગરમ કાપડની દુકાનો તો બંધ થઇ ગઇ. લક્ષ્મીદાસ મારકેટની પણ કેટલીક દુકાનો બંધ થઇ ગઇ. મંગળદાસ મારકેટ ખુલ્લી છે, એટલે ત્યાં તેમજ ગીરગામ, સેન્ડહર્સ્ટ રોડ, નળબઝાર આદિ સ્થળોએ પૂર જોશમાં ચોકીશરૂ કરી છે. ૪૦૦ ઉપર દેશસેવિકાઓ આ કામે વળગી છે. દેશસેવિકાઓ ઉપરાંત ચોક્કસ સ્થળોએ સ્વયંસેવકો ચોકીનું કામ કરે છે. કોલાબાથી તે દાદર સુધીનો બાગ ગોકળનું ચેન મતી

રહ્યો છે. વળી પીઠાંની ચોકીનું કામ પણ બહેનો કરી રહી છે. પરિણામે કેટલાંક પીઠાં બંધ થયાં છે ને કેટલાંક વહેલાંજ બંધ થઇ જાય છે. ચોકીની શરૂઆત થતાંજ પાંચ દિવસ સુધી મંગળદાસ અને દુબાશ મારકેટો બંધ થઇ ગઇ હતી. શ્રીમતી હંસાબહેન મહેતા, શ્રીમતી જયશ્રીબહેન રાયજી ચોકીનાં મુખ્ય સરદારો છે. કેપ્ટન મીસ દસ્તુર, મીસ હુસેન તૈયબજી, મીસ ફૈઝ તૈયબજી, મીસીસ કેરાંવાળા વગેરે પારસી મુસ્લીમ બહેનો પણ ચોકીનાં કામકાજમાં ભાગ લઇ રહી છે. વેપારીઓનું વર્તન બહેનો પ્રત્યે વિનયી છે એમ કહેવું જોઇશે.

પીઠાં બંધ કરાવવાની પ્રવૃત્તિ સાથે પીનારાઓને દારૂનાં વ્યસનથી કાંઇક બીજાં સારાં પીણાંનો લાભ આપવાના હેતુથી માંડવી અને દાણા બંદરના કેટલાક વેપારીઓએ દેશસેવિકા સંઘના આશ્રયે આરોગ્ય મંદિરો સ્થાપવાની યોજના ઘડી છે. ખાંડ બઝાર આગળ આવતે બિલ્ડીંગ્ઝમાં એવું એક આરોગ્ય મંદિર શ્રીમતી હંસાબહેન મહેતાના હાથે ખુલ્લું મૂકાયું છે.

દેશસેવિકા સંઘની સેવિકા બહેનોને 'તાત્કાળિક સારવાર' નું શિક્ષણ આપવા માટે ડૉ. ડોસીબાઇ કેપ્ટને કેટલાંક પ્રાયોગિક વ્યાખ્યાનો પણ આપ્યાં હતાં. પંડિત માલવીયજી, પૂ. કસ્તુરબા, શ્રીમતી કમલાદેવી નહેરૂ આદિએ પ્રસંગોપાત દેશસેવિકાઓને ખાસ ઉપદેશ આપી તેમનાં કાર્યમાં પ્રોત્સાહન રેડયું હતું.



**સૌ. ઉમા નહેરૂ**

સંયુક્ત પ્રાંતોની મહાસભા સમિતિનાં સરમુખત્યાર

દેશસેવિકા સંઘને આર્થિક મદદ કરવાના હેતુથી શ્રી સરસ્વતી સંગીત વિદ્યાલય તરફથી બે જલસા કરવામાં આવ્યા હતા. પહેલા જલસાનાં પ્રમુખસ્થાને શ્રીમતી કમલાદેવી નહેરૂ હતાં, બીજાં જલસાનું પ્રમુખપદ શ્રીમતી રતનબાઇએ લીધું હતું. આ જલસાઓમાં કેટલીક કુમારીકા બહેનોએ રાષ્ટ્રીય ગીતોનો સુંદર કાર્યક્રમ રજુ કર્યો હતો.

વળી રાષ્ટ્રવાદી ખ્રિસ્તિ પક્ષ તરફથી પણ રાજકીય સંકટગ્રસ્તોનાં ફંડ માટે એક જલસો થયો હતો. તેમાં રૂા. ૨૦૦૦ની આવક થઇ હતી.

સવારમાં પ્રભાતફેરીઓનાં રાષ્ટ્રગીત ગુંજનથી બધુંયે વાતાવરણ હવે તો ગુંજી રહે છે. સંખ્યાબંધ પ્રભાતફેરીઓ નીકળે છે અને તેમાં સંખ્યાબંધ બહેનો ભાગ લીએ છે. મુસ્લીમ બહેનોની અને પારસી ભાઈ બહેનોની પણ પ્રભાતફેરી રવિવારે નીકળે છે. કેટલીક પ્રભાતફેરીઓમાં બહેનો ઘણા મોટા પ્રમાણમાં ભાગ લે છે. સ્થળે સ્થળે ગવાતા ગરબાઓ પણ હવે રાષ્ટ્રીય સ્વરૂપ પકડતા જાય છે. ધ્વજવંદનની ક્રિયાઓ પણ અનેક સ્થળે થાય છે તેમાં સૌ. હંસા મહેતા. પૂ. કસ્તુરબા, સૌ. રમીબાઇ કામદાર, સૌ.

કાંતાબહેન ખાંડવાળા, સૌ. જયશ્રીબહેન રાયજી વગેરેએ રાષ્ટ્રધ્વજનું મહત્વ દર્શાવી જીવ જતાં પણ તેનું રક્ષણ કરવાનો ઉપદેશ આપ્યો હતો.

પૂ. કસ્તુરબા ગયા માસ દરમિયાન ઘણો સમય મુંબાઇ રહ્યાં છે. તેમણે અનેક સભામાં મહાત્માજીનો સંદેશ પહોંચાડી રાષ્ટ્રસેવાનાં કાર્યમાં સૌને પોતપોતાનો ફાળો આપવા હાકલ કરી છે. આ વિષે તેમનાજ થોડાક શબ્દો ટાંકું: " આપણે બધાયે એક દિવસ મરવાનું તો છેજ તો પછી એક ઉમદા કાર્ય માટે શા માટે ન મરવું ? માતૃભૂમિની સેવા કરવાની આવી કીર્તિવન્ત તક ફરી પાછી કદિયે નથી આવવાની. "

શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ, પંડિત માલવીયજી વગેરેએ પણ અનેક સભામાં બહેનોને સ્વદેશી અને ખાદી ઉત્પત્તિનો પ્રેરણામંત્ર આપ્યો હતો.

રાષ્ટ્રીય સ્ત્રીસભાના આશ્રયે તા. ૧ લી ઓગસ્ટે સ્વ. લોકમાન્ય તિલકની સંવત્સરી ઉજવવા વનિતાવિશ્રામ હોલમાં જાહેર સભા મળી હતી. તેમાં લોકમાન્યનાં જીવન વિશે ભાષણો થયા બાદ શ્રીમતી અવંતિકાબાઇ ગોખલેની આગેવાની હેઠળ સરઘસ નીકળ્યું હતું તે ચોપાટી જઇ સ્વ. લોકમાન્યની સમાધીને વન્દન કરી વિખેરાયું હતું.

મારવાડી બહેનોએ પણ તા. ૧૦ મી ઓગસ્ટે સવારે સરઘસ કાઢ્યું હતું. સરઘસ ચોપાટી ઉપર ગયું હતું. ત્યાં પંડિત માલવીયએ તેમને ઉપદેશ આપ્યો હતો

સ્વદેશી-પ્રચારને અંગે પારસીઓની, પંજાબી બહેનોની, ભાટીયા બહેનોની તેમજ બીજી કોમની બહેનોની સભાઓ પણ વખતો વખત ભરાઇ હતી. સ્થળે સ્થળે ચરખા વર્ગો ખુલ્લા મૂકાય છે અને કાંતવાની હરિફાઇઓ પણ થાય છે.

વિદ્યાર્થીનીઓને સંગઠીત કરવાના હેતુથી ' ગર્લ્સ નેશનલ મીલીશીયા ' ની સ્થાપના કરવા વિચાર ચાલી રહ્યો છે.

આખુંયે વાતાવરણ જ સ્વતંત્રતાની ભાવનાથી રંગાયલું હોય, વાતાવરણમાં મુક્તિસંગ્રામના જ ભણકારા વાગતા હોય, ત્યાં કોરપોરેશન જેવી પ્રજાકીય સંસ્થા કેમ બાકી રહી જાય ? પણ મુંબાઇની કોરપોરેશનમાંથી કાંઇ કામ કઢાવી જવાનું બહુ મૂશ્કેલ. ગયા માસમાં કોરપોરેશનના મકાન ઉપર કાયમને માટે ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ચઢાવવાની દરખાસ્ત મૂકાઇ. શ્રીમતી અવંતિકાબાઇએ તેને ટેકો આપ્યો. દેશસેવિકા બહેનોએ કોરપોરેશનમાં હાજર રહી તેમાં જતા દરેક સભ્યને નાનો ત્રિરંગી ધ્વજ આપી એની પ્રતિષ્ઠા જાળવવાનું સૂચન કર્યું છતાં એ પ્રશ્નની ચર્ચા ચાલુ વર્ષના અંત સુધી મુલતવી રાખવાનું ઠર્યું. પણ કોરપોરેશનની એક સભામાં કોરપોરેશનના બધા નોકરો સ્વદેશી કાપડનો ઉપયોગ કરે એવી ભલામણ કરતો ઠરાવ શ્રીમતી અવંતિકાબાઈ ગોખલે એ મૂકયો હતો તે સદ્‌ભાગ્યે પસાર થયો હતો.

મદ્યનિષેધ સંબંધમાં ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ બોર્ડે ઠીક પગલું લીધું કહી શકાય. ટ્રસ્ટની જમીન પર આવેલાં ખજુરાં છેદવાના કોન્ટ્રાક આપવાનું બંધ રાખવાનો એમજ ભવિષ્યમા ટ્રસ્ટની જમીન ઉપર ખજુરાં છેદવાનું કે તાડી વા દારૂ ગાળવાની મના કરતો ઠરાવ પસાર થયો હતો. ટ્રસ્ટની સભા વખતે દેશસેવિકા સંઘની બહેનો કોરપોરેશન હોલની બહાર મદ્ય નિષેધનાં સૂત્રોવાળાં પોસ્ટરો સાથે હાજર રહી હતી.

તા. ૧૨ મી જૂને તેમજ અન્ય પ્રસંગે

પોલીસે કરેલા લાઠીપ્રહારને અંતે ઇજા પામેલાં સ્ત્રી, પુરૂષ બાલકોને ઇજા થઇ હતી. ભીંડી બજારમાં સાર્જન્ટે કરેલા ગોળીબાર સંબંધમાં કોરપોરેશને બે તપાસ સમિતિઓ નીમી છે.

ગયા માસ દરમ્યાન મહાસભાએ મજુર સપ્તાહ ઉજવ્યું. તે વખતે મજુર સ્ત્રીઓમાં પણ પ્રચારકાર્ય કરવામાં આવ્યું હતું. તા. ૨૪ મી એ દેશસેવિકા સંઘે સ્વરાજ સરઘસ કાઢયું હતું તેમાં ઘણી બહેનોએ ભાગ લીધો હતો.

પરાંઓમાં પણ રચનાત્મક કાર્ય જોશભેર ચાલે છે. શ્રીમતી સકીનાબાઇ લુકમાનીને માંદા પડતાં સારવાર માટે રજા ઉપર છોડયાં હતાં, તેઓ રજાની મુદત પૂરી થતાં પાછાં થાણા જેલમાં દાખલ થઇ ગયાં છે.

પૂજ્ય કસ્તુરબાએ વિલે પારલે, ઘાટકોપર, ચેમ્બુર વગેરે સ્થળે પ્રવાસ કરી પ્રચારકાર્ય કર્યું હતું અને ઉપદેશ આપ્યો હતો શ્રીમતી જાનકી બહેન બજાજને હસ્તે ઘાટકોપરમાં રેંટિયા પ્રચારક પ્રદર્શન ખુલ્લું મુકાયું હતું.

મીસ ઇડા ડીકીન્સને પણ પરાંઓની તેમ જ બીજાં થાણાંના ગામડાંઓની મુલાકાતો લઇ ત્યાંની પ્રજામાં ચેતન રેડવાનો શુભ પ્રયાસ આદર્યો છે. ચરખાનો ગૃહઉદ્યોગ અને મજુરોમાં ગૃહજીવનને સુધારનાર મદ્યનિષેધ એ બે પ્રવૃત્તિઓ પાછળ મીસ ડીકીન્સન ઘેલાં બન્યાં છે.

### મુક્તિ સંગ્રામમાં મહિલાઓ

મુંબાઇમાં મળેલી મહાસભાની કાર્યવાહક સમિતિની છેલ્લી બેઠકે નીચેનો ઠરાવ પસાર કર્યો હતોઃ—

રાષ્ટ્રિય સ્વતંત્ર્યની હાલની લડતમાં વધતા પ્રમાણમાં હિંદની સ્ત્રીઓ જે ઉમદા ભાગ લઈ રહી છે અને મહાસભાનું કામ કરવામાં હુમલાઓ, ગાળો, લાઠીનો મારો અને કેદ સહન કરવામાં તેમણે વધારે ને વધારે તત્પરતા બતાવી છે, તેની પ્રશંસાપૂર્વકની કારોબારી સમિતિ નોંધ લે છે

ખાસ કરીને સમિતિ દેશબાંધવી સુબામા, શ્રી પેરીનબહેન કેપ્ટન શ્રી. લીલાવતી મુન્શી, મીસીસ હસન ઇમામ અને બીજાંઓએ રાષ્ટ્રીય ચળવળમાં આપેલા ફાળા માટે અને દેશની ખાતર પકડાયા અને કેદમાં ગયા બદલ તેમને અભિનંદન આપે છે

### ગુજરાત-કાઠીઆવાડઃ

ગુજરાત કાઠિયાવાડનાં ગામડાંઓમાં પ્રચારકાર્ય ઘણું સારૂં ચાલી રહ્યું છે. વિદેશી વસ્ત્ર બહિષ્કાર સાથે ખાદી ઉત્પત્તિનું કામ જોશભેર ઉપાડી લેવાયું છે ઘરેઘર રેંટિયા અને તકલીનાં દર્શન થઇ રહ્યાં છે.

અમદાવાદમાં સરકારી કન્યા હાઇસ્કુલનાં ચોગાનમાં તા. ૧૫ મી ઓગસ્ટે વિદ્યાર્થીનીઓએ રાષ્ટ્રધ્વજ ચઢાવવાનો સફળ સત્યાગ્રહ આદર્યો. ૫૦ વિદ્યાર્થીનીઓ રાષ્ટ્રધ્વજ ફરફરાવવા માટે ત્યાં આવી. તેઓ આવતાં શિક્ષિકાઓએ દરવાજા બંધ કરી દીધા. દરવાજા બંધ કરવાની ધમાલમાં કેટલીક બહેનોને ઉઝરડા પણ પડયા છે. વધુ વિદ્યાર્થીનીઓ આવી અને બધાયે ત્યાં બેસી સત્યાગ્રહ આદર્યો. સભાવાળાઓએ ચારેય દરવાજા બંધ કર્યા. અર્ધોએક કલાક બાદ ૨૫ વિદ્યાર્થીનીઓ સામેની લેડીઝ કલબમાં જઇ રાષ્ટ્રગીતો ગાતી ગાતી રાષ્ટ્રધ્વજ લઈ આવી અને જમીન ઉપર બેસી ગઇ. લેડી સુપરિન્ટેન્ડન્ટ અને બીજી શિક્ષિકાઓ દરવાજાનું અંદરથી રક્ષણ કરતી હતી. થોડેક દૂર પોલીસ રાખી હતી. પરંતુ તેણે કાંઇ દખલગિરિ કરી ન હતી. વિદ્યાર્થીનીઓ મક્કમ હતી અને કોઇ પણ ભોગે રાષ્ટ્રધ્વજ ફરફરાવવા ઇચ્છતી હતી. થોડીવારે દશેક વિદ્યાર્થીનીઓ રાષ્ટ્રધ્વજ લઇને પાછળના દરવાજે

ગઇ અને નિસરણીની મદદથી દિવાલ ઓળંગી શાળાના ચોગાનમાં ગઇ. બીજી ટુકડીએ દરવાજા ખોલી નાખ્યા. આ વખતે શિક્ષિકાઓ અને વિદ્યાર્થીનીઓ વચ્ચે હોંસાતોંસી થઇ. વિદ્યાર્થીનીઓને ઘણી ઇજા થઇ છે. કેટલીકના ચોટલા ખેંચાયા છે; કેટલીકને તમાચાના માર પડયા છે. કેટલીકને ઉઝરડા પડયા છે; આઠેક છોકરીઓના હાથ ઉતરી ગયા છે અને કેટલીકના કપડાં ફાટી ગયાં છે. ઇજા પામનારી વિદ્યાર્થીનીઓમાં વનિતા વિશ્રામ અને શારદા મંદીરની બાળાઓ પણ છે.

હોંસાતોંસી જતાં વિદ્યાર્થીનીઓએ રાષ્ટ્ર ધ્વજ ફરફરાવ્યો અને તેને વંદન વંદી બધીયે ગીતો ગાતી રાષ્ટ્રધ્વજ લઇને મહાસભા કચેરીએ ગઇ. બહેનોના આ વિજય માટે તેમને અમારા અભિનંદન.

તા. ૧૪ મીએ મહાસભા સપ્તાહને અંગે સ્ત્રીઓનું મુક સરઘસ નિકળ્યું હતું. મોખરે શ્રીમતી ઇન્દુમતી ચીમનલાલ રાષ્ટ્રધ્વજ લઇને ચાલતાં હતાં. લેડી ચીનુભાઇ, શ્રી શારદા મહેતા, શ્રી. અનસુયા, શ્રી સરલાદેવી વગેરે સરઘસમાં જોડાયાં હતાં. બહિષ્કાર સમિતિ તરફથી તકલી હરિફાઇ થઇ હતી તેમાં ૫૦૦ ઉપર બહેનોએ ભાગ લીધો હતો.

સરકારી કન્યા હાઇસ્કુલની વિદ્યાર્થીનીઓના સફળ સત્યાગ્રહ બાદ તા. ૨૦ મીએ સરકારી હાઇસ્કુલના વિદ્યાર્થીઓએ રાષ્ટ્રધ્વજ ફરકાવવાનો પ્રયત્ન કર્યો. તેમને લાઠીથી વિખેરી કાઢવામાં આવ્યા. આ લાઠી પ્રહારોનો ભોગ શેઠ અંબાલાલ સારાભાઇનાં પુત્રી શ્રીમતી મૃદુલાબહેન પણ બન્યાં છે. શ્રી. મૃદુલા બહેનને સખ્ત ઇજા થઇ છે. શ્રીમતી મૃદુલા બહેન અને શ્રીમતી ખોરશેદ બહેન મળી ૧૮ બહેનોએ સત્યાગ્રહ આદરતાં તેઓને પકડયાં હતાં પરંતુ પાછાં છોડી દીધાં હતાં.

મુંબાઇની વિગ્રહસભાનાં પ્રમુખ શ્રીમતી હંસા મહેતા ગયા માસ દરમ્યાન અમદાવાદ ગયાં હતાં. ત્યાં તેમનો ભારે સત્કાર કરવામાં આવ્યો હતો. શ્રીમતી હંસાબહેને અમદાવાદ પાસેથી પ્રેરણા માંગી હતી.

જૈન ભાઇ બહેનો પણ સ્વદેશી પ્રચારનાં કાર્યમાં સારો રસ લીએ છે.

અમદાવાદ, આણંદ, મહેમદાવાદ, તેમજ બીજાં ઘણાં સ્થળોએ દારૂના પીઠાંની ચોકીનું કામ પૂર જોશમાં ચાલી રહ્યું છે. પીઠાંની ચોકી કરવા માટે જુલાઇની આખરે આણંદમાં ૪ બહેનોને પકડવામાં આવી. આ બહેનો શ્રીમતી કાશીબહેન કેશવલાલ પટેલ, શ્રીમતી લખીબહેન શંકરભાઇ પટેલ, શ્રીમતી હરિબહેન નારણભાઇ પટેલ, અને શ્રીમતી ગંગાબહેન ઉમેદભાઇ પટેલ છે. આમાંથી ત્રણ બહેનોને તો ૪ માસ થી ૧૨ માસ સુધીની ઉંમરનાં બાળકો છે. આ બહેનો ફરી પાછી ચોકી કરવા ન જાય તો તેમને છોડી દેવા મેજીસ્ટ્રેટે જણાવ્યું હતું પરંતુ બહેનોએ એવી ખાત્રી આપવાની ચોકખી ના પાડી એટલે તેમને એક અઠવાડિયાની સાદી કેદની સજા થઇ છે.

આણંદની બીજી બે બહેનો શ્રીમતી કાશીબહેન મોતીભાઇ અને શ્રીમતી ચંચળબેન પરસોતમને ચોકી કરવા માટે રૂા. ૧૦૦ નો દંડ વા એક માસ સાદી કેદની સજા થઈ છે. બહેનોએ દંડ ભર્યો નથી. અને સજા સ્વીકારી છે.

મહેમદાવાદમાં શ્રીમતી નર્મદાબહેનને ભાષણ કરવા બદલ પકડયાં છે. નડિયાદ, બોરસદ, આણંદ, મહેમદાવાદ વગેરે સ્થળોએ બહેનોએ પીઠાંની ચોકીનું કામ ઉપાડી લીધું છે. ધરપકડ થવાથી તેઓ જરાયે ગભરાઇ નથી. ઉલટી તેઓ વધુ પ્રોત્સાહન પામી છે.

નડિયાદમાં તેમજ ડાકોરમાં દેશસેવિકાસંઘની સ્થાપના થઇ છે.

દાહોદમાં જુલાઇની આખરે બહિષ્કાર સપ્તાહને અંગે સ્ત્રીદિન ઉજવાયો હતો. શ્રી. યશોદાબહેન અને શ્રીમતી અવંતિકાબહેને પીઠાંની ચોકીનું કામ શરૂ કર્યું છે. ગોધરામાં પણ ચોકીનું કામ શરૂ થયેલું છે.

ભરૂચમાં સ્વદેશી બઝાર ખુલ્લું મૂકાયું હતું. તે પ્રસંગે બહેનોએ રાષ્ટ્રધ્વજ વેચવાનું તથા મહાસભાના સભ્યો નોંધવાનું કાર્ય કર્યું હતું.

સુરતમાં તા. ૨૮ મી જુલાઇએ તાડીના માંડવાની હરરાજી થનાર હતી. એટલે સુરત સ્ત્રીસંઘે પૂ. કસ્તુરબા, શ્રીમતી મીઠુબહેન પીટીટ અને શ્રીમતી હમીદા બેગમની આગેવાની હેઠળ ત્યાં ચોકી કરી હતી. ૭-૮ પારસી બહેનો પણ આ કામમાં જોડાઇ હતી. હરરાજીમાં ભાગ ન લેવા માટે શ્રીમતી કસ્તુરબાએ બધાને સમજાવ્યા હતા. એટલે ઘણા થોડા માંડવા હરરાજ થઇ શક્યા હતા. અને તે પણ ઘણી થોડી કિંમતે.

જન્માષ્ટમીના તેમજ બીજા મેળાઓ પ્રસંગે વાનરસેનાના વાનરોએ વિદેશી રમકડાં પર ચોકી કરી હતી અને તેને પરિણામે રમકડાંવાળાઓને સાંજે હાથ ઘસતા ઘરે જવું પડયું હતું.

મહિલા વિદ્યાલયની વિદ્યાર્થીનીઓએ ગયા માસમાં સરઘસ કાઢયું હતું. તે પહેલાં રાષ્ટ્રધ્વજ વંદન કર્યું હતું.

બારડોલીના બે ભાઇઓને દંડની સજા થઇ. તે ભાઇઓએ દંડ ન ભરતાં જેલ સ્વીકારી એટલે પોલીસે એક ભાઇના ઘરે રાત્રે ૧૦ વાગ્યે દરોડો પાડયો અને તેની સ્ત્રીને સતાવી ઘરેણાં વેચાવી દંડ વસુલ કર્યો હતો.

આ ઉપરાંત વલસાડ, દાંસરા, વગેરે સ્થળોએ પણ સ્ત્રીઓ યથાશકિત ભાગ લઇ રહી છે.

સિદ્ધપુરમાં રાષ્ટ્ર-ચળવળને અંગે નીકળનારા એક સરઘસમાં ઔદિચ્ય જ્ઞાતિની બહેનો ભાગ લીયે તે જ્ઞાતિના પટેલોની આંખે દેખ્યું ન ગયું, એટલે જ્ઞાતિના ગોર મારફત સરઘસમાં જવાની મનાઇ કરતો હુકમ ફરમાવ્યો. જ્ઞાતિની વીર બહેનોએ એ આપખુદ હુકમને અવગણી સરઘસમાં ભાગ લીધો હતો.

કાઠિયાવાડમાં ધંધુકા અને રાણપુર એ બે સત્યાગ્રહ પ્રવૃત્તિમાં ખૂબ રસ લઇ રહ્યાં છે. ધંધુકામાં તા. ૨૧ મી જુલાઇએ સરઘસ નીકળ્યું હતું. તેમાં બહેનો પણ ૫૦-૬૦ હતી. છાવણી આગળથી સરઘસ થોડે દૂર નીકળ્યું ત્યાં તેમાં પત્રિકાઓ વહેંચાવા માંડી. પત્રિકા ઝુંટવી લેવા માટે પોલીસે સ્ત્રીઓના પર હાથ ચલાવ્યા અને હાથે નખના ઉઝરડા પાડયા. સાત આઠ વર્ષની બાલાઓને પકડી તથા પટકી. શ્રીમતી દેવીબહેન પટ્ટણી, તેમજ બીજી બહેનોને પણ માર પડયો છે. આ બનાવ પછી બહેનો વિશેષ ઉત્સાહમાં આવી છે અને વધુ સરઘસો કાઢી રહી છે.

રાણપુરમાં પણ સભાઓ અને સરઘસો નીકળ્યેજ જાય છે. બહિષ્કાર સપ્તાહને અંગે તકલી હરિફાઇ, સરઘસ, વગેરે નીકળ્યાં હતાં.

**સયુકત પ્રાંતઃ**

સંયુકત પ્રાંતમાં દિલ્હી, અલ્લાહાબાદ અને લખનૌ એ સંગ્રામનાં મુખ્ય મથકો છે. જુલાઇ માસમાં દિલ્હીની ઇન્દ્રપ્રસ્થ હાઇસ્કુલની એક શિક્ષિકા ખાદી પહેરીને શાળામાં ગઇ તેને કાઢી મૂકવાની પ્રિન્સિપાલે ધમકી આપી એટલે વિદ્યાર્થીનીઓએ ચોકી શરૂ કરી હતી. પાછળથી પ્રિન્સિપાલે જણાવ્યું હતું કે એ તો

નકામી ધમકી અપાઈ હતી એટલે ચોકી ખેંચી લેવાઇ હતી. એજ માસમાં વિદ્યાર્થીઓએ કેદિ દિન ઉજવ્યો હતો અને તે દિને ખાદી પહેરી હોય તે જ નિશાળમાં જઇ શકે એટલી સખ્ત ચોકી રખાઇ હતી. વિદ્યાર્થી સંમેલને શાળાઓ અને કૉલેજો ઉપર રાષ્ટ્રધ્વજ ફરફરાવવાનો ઠરાવ કર્યો. આથી કાંઈ ધમાલ થશે ધારી ઇન્દ્રપ્રસ્થ ગર્લ્સ સ્કુલે વેકેશનની રજા ૪ દિવસ વહેલી પાડી હતી

ગયા માસમાં દિલ્હી ખાતે સંખ્યાબંધ બહેનોની ધરપકડો થઇ છે. દિલ્હીથી ૨૦ માઇલ દૂર આવેલાં ઓચાના ખાતે શ્રીમતી આત્મદેવીની ધરપકડ થઇ હતી. તે બાદ દિલ્હીમાં ગયા માસની તા. ૧૩ મીએ મધ્ય રાત્રે ૧૩ બહેનોને પીઠાંની ચોકી કરવા માટે પકડયાં હતાં. આ ૧૩ બહેનોમાંથી બે બહેનો શ્રીમતી કોહલી અને શ્રીમતી પાર્વતીદેવી એ બે બહેનો સિવાયનાં બહેનોને છોડી મૂકયાં હતાં. શ્રીમતી કોહલી દિલ્હીનાં સુપ્રસિદ્ધ રાષ્ટ્રીય વર્તમાન પત્ર 'હિન્દુસ્તાન ટાઇમ્સ'ના મેનેજરનાં પત્ની થાય છે. શ્રીમતી કોહલી અને શ્રીમતી પાર્વતીદેવીને ત્રણ માસ સાદી કેદ અને રૂા. ૫૦) દંડ યા અર્ધો માસ વધુ કેદની સજા થઇ છે. બન્નેએ હસતે મુખડે જેલ સ્વીકારી છે. તા ૨૧મીએ સ્વામી શ્રદ્ધાનંદનાં પુત્રી શ્રીમતી વિદ્યાવતી સાથે ૬ બહેનોને દારૂની વખારો આગળ ચોકી કરવા માટે પકડયાં હતાં, તરતજ બીજાં બહેનોએ ત્યાંનું કામ ઉપાડી લીધું હતું. આમાંથી શ્રીમતી વિદ્યાવતી અને ૪ બહેનોને ૩ માસ સાદી કેદ અને રૂા. ૫૦ દંડ યા ૧ાા માસ વધુ કેદની સજા થઇ છે. બીજાં ત્રણ બહેનોને તા. ૨૨ મી એ પકડયાં છે. બધાંયે બહેનો ઉચ્ચ કુટુંબમાંના છે.

અલાહાબાદની પ્રાંતિક મ. સમિતિએ શ્રીમતી ઉમા નેહરૂને સરમુખત્યાર નીમ્યાં છે.

### સ્વાતંત્ર્ય સંગ્રામમાં નિર્મળ બલિદાનો

| | | |
|---|---|---|
| ૫૧ શ્રી મણિબહેન પટેલ | મુંબાઈ | રૂ ૧૦૦ દંડ વા ૧૫ દિ. સા. કેદ |
| ૫૨ શ્રી. રતનબહેન મહેતા | ,, | ,, |
| ૫૩ શ્રી. હરનામ કુંવર | ,, | ,, |
| ૫૪ શ્રી. અમૃત કુંવર | ,, | ,, |
| ૫૫ શ્રી. કાશીબહેન પટેલ | આણંદ | એક અઠવાડિયું સાદી કેદ |
| ૫૬ શ્રી લખીબહેન પટેલ | ,, | ,, |
| ૫૭ શ્રી. હરિબહેન | ,, | ,, |
| ૫૮ શ્રી ગંગાબહેન | , | ,, |
| ૫૯ શ્રી કાશીબહેન | ,, | એક માસ સાદી કેદ |
| ૬૦ શ્રી. ચંચળબહેન | ,, | ,, |
| ૬૧ શ્રી. નર્મદાબહેન | મહેમદાવાદ | — |
| ૬૨ શ્રી. આત્મદેવી | ઓચાના(દિલ્હી) | — |
| ૬૩ શ્રી. કોહલી | દિલ્હી | ૩ાા માસ સાદી કેદ |
| ૬૪ શ્રી. પાર્વતીદેવી | ,, | ,, |
| ૬૫-૬૬ ૬૭-૬૮-૬૯ શ્રી વિદ્યાવતી અને ૪ બહેનો | ,, | ૩ માસ સાદી કેદ રૂા. ૫૦ દંડ વા દોઢ માસ વધુ સાદી કેદ |
| ૭૦ શ્રી. એલ. આર. ભુત્શી | લાહોર | — |
| ૭૧ શ્રી. ધ્યાનદેવી | લાયલપુર | એક માસ સખ્ત કેદ |
| ૭૨ શ્રી જ્ઞાનદેવી | ,, | ,, |
| ૭૩ શ્રી. અમૃતકુંવર | અમૃતસર | — |
| ૭૪ શ્રી. કરતારકુંવર | ,, | — |
| ૭૫ શ્રી. જ્યોત્સ્ના મિત્ર | કલકત્તા | ૪ માસ સાદી કેદ |
| ૭૬ શ્રી. ઇલા સેન | , | ,, |
| ૭૭ શ્રી નિર્ઝરિણી સરકાર | , | ,, |
| ૭૮ શ્રી અવાબતી દે | ,, | ,, |
| ૭૯ શ્રી. સુંદરદેવી | ,, | ,, |
| ૮૦ શ્રી લાવણ્ય મિત્ર | ,, | ,, |
| ૮૧ શ્રી. છાયાદેવી | ,, | ,, |
| ૮૨ શ્રી. પુષ્પા | , | બે માસ સાદી કેદ |
| ૮૩ શ્રી. સરોજ ભાષિણી ગુહા | ,, | , |
| ૮૪ શ્રી સુરૂચી ગુહા રોય | ,, | ,, |

તેમનાં પ્રમુખસ્થાને મોટી સભાઓ ભરાય છે. કોલેજની ચોકી કરવા માટે સ્વયંસેવિકાઓની ભરતી કરવમાં આવે છે. શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂ, શ્રીમતી ઉમા નેહરૂ અને તેમનાં એડ્વોકેટ પુત્રી શ્રીમતી શ્યામ કુમારી નેહરૂએ અલાહાબાદ યુનિવર્સીટી આગળ સ્વયંસેવિકાઓ સાથે ચોકી શરૂ કરી છે.

શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂ અને શ્રીમતી કમલા જવાહરલાલ નેહરૂ લખનૌ વગેરે સ્થળે જઇ પ્રચાર કાર્ય કરી રહ્યાં છે. લખનૌમાં તા. ૨૦ મીએ શ્રીમતી હસન ઇમામે વિદ્યાર્થીઓને શાળાઓ અને કોલેજો છોડી દઇ ભારતભૂમિની સેવા કરવા હાકલ પાડી હતી.

સંયુક્ત પ્રાંતના બીજાં ગામો અને શહેરોમાં પણ પ્રચારકાર્ય ચાલુ જ છે.

**પંજાબ:**

પંજાબની વિગ્રહ સભાનાં ૮ મા પ્રમુખ શ્રીમતી એલ. આર. ઝુત્સી નીમાયાં. તેમને ગયા માસની તા. ૧૬ મીની મધ્યરાત્રે સૂતેલાં જગાડીને રૂા. ૧૦૦૦૦ નાં જામીન ઉપર છૂટી શકે એવા વોરંટ પ્રમાણે રાજદ્રોહના આરોપસર પરહેજ કરવામાં આવ્યાં. મીસીસ ઝુત્સીએ જામીન ન આપતાં જેલ સ્વીકારી છે. તેમને દિલ્હી ગેટની કોટવાલીમાં લઇ ગયા હતા. ત્યાંથી તેમને રાત્રે ૩ વાગ્યે સ્ત્રીઓની જેલમાં લઇ ગયાં. ત્યાં તેમને જમીન પર જ સૂવું પડયું અને તેમનાં બારણે તાળું વાસવામાં આવ્યું. વળી આ જેલમાં સ્ત્રી વોર્ડરો પણ નથી. રવિવારે તેમની પુત્રીઓને ઘણી મુશ્કેલીથી મુલાકાત લેવા દેવામાં આવી. તેમના ઉપરનો કેસ આ લખાય છે ત્યારે ચાલુ છે. તેમને રૂા. ૩૦૦૦ ના જામીન પર છોડવાનું જણાવાયું હતું પરંતુ તેમણે ચોકખી ના પાડી હતી. પંજાબમાં

| | | |
|---|---|---|
| ૮૫ શ્રી. આરતી મુખરજી | કલકત્તા | એક દીવસ સાદી કેદ અને પછીથી પાછી ૭ અઠવાડિયાં સા. કેદની સજાથઇ. |
| ૮૬ શ્રી. લીલાવતી કપૂર | ,, | ૪ માસ સાદી |
| ૮૭ શ્રી અસીકલતા દાસ | ,, | ૩ માસ સાદી |
| ૮૮ શ્રી ગિરિબાલા રોય | ,, | ૩ માસ સાદી |
| ૮૯ શ્રી સુષમા દાસગુપ્તા | ,, | — |
| ૯૦ શ્રી. માલતી દાસગુપ્તા | ,, | — |
| ૯૧ શ્રી. સંતન રોય | ,, | — |
| ૯૨-૯૩-૯૪-૯૫-૯૬ પાંચ બહેનો | ,, | — |
| ૯૭ એક બંગાળી બહેન | ,, | ૪ માસ સાદી |
| ૯૮ શ્રી. ઇન્દુબાલા દેવી | ,, | ૪ માસ સખ્ત કેદ |
| ૯૯ શ્રી. ભગવતીદેવી | ,, | ૪ માસ સાદી. |
| ૧૦૦ શ્રી. જ્યોત્સ્નારાણી બોઝ | ,, | — |
| ૧૦૧ થી ૧૦૮ ૮ બહેનો | ,, | — |
| ૧૦૯ શ્રી. દયાકુળ દેવી | ,, | ૪ માસ સાદી |
| ૧૧૦ શ્રી. કોન્ડા સત્યપતમ્મા | અંતુર | ૬ માસ સાદી કેદ ૫૦ દંડ વા બે માસ વધુ કેદ |
| ૧૧૧ શ્રી. પ્રકાશદેવી | અજમેર | — |
| ૧૧૨ શ્રી. કૃષ્ણાદેવી | બીઆવર | ૩ માસ સાદી કેદ |
| ૧૧૩ શ્રીમતી હસન ઇમામ | પટના | રૂા. ૨૦૦ દંડ |
| ૧૧૪ શ્રીમતી સી. સી. દાસ | ,, | રૂા. ૧૦૦ દંડ |
| ૧૧૫ શ્રીમતી સમી | ,, | ,, |
| ૧૧૬ શ્રી. અંબિકાચરણ | ,, | ,, |
| ૧૧૭ શ્રી. સુનામતી હોતા | કટક | ૧૦ દિવસ સાદી કેદ |

**નોંધ:** બંગાળમાં તેમજ અન્યત્ર સંખ્યાબંધ બહેનોની ધરપકડ થઇ છે. તે બધીયે બહેનોનાં નામ મળી શક્યાં નથી એટલે તેનો ઉલ્લેખ આમાં થઇ શક્યો નથી. નામ મળી શકે એટલાંજ અત્રે અપાયાં છે. આ રીતે સંગ્રામમાં બલિદાન થનારાં બહેનોની સંખ્યા ૧૧૭ સુધીજ આવી શકી છે. જો કે ઘણી મોટી સંખ્યામાં બહેનો અત્યારે જેલમંદિરમાં વાસ કરી રહી છે. એ સર્વ બહેનોને અમારાં અભિવંદન !

તો હવે નાનાં છોકરાઓને પણ સજા થાય છે. શિવકુમાર નામના ૧૩ વર્ષના છોકરાને પરદેશી સીગારેટ નહિ પીવાનું લોકોને સમજાવવા માટે ત્રણ માસ સખત કેદની સજા થઇ છે!

પંજાબના જાણીતા આગેવાન ડૉ. મહંમદ આલમનાં પત્નીએ મહાસભા કાર્યવાહક સમિતિને પોતાની સેવાઓ આપવા ઇચ્છા દર્શાવી છે.

લુધીયાણામાં એક શાન્ત સરઘસ ઉપર પોલીસે લાઠીપ્રહાર કર્યો. આથી સ્ત્રી અને બાલકોને પણ સખ્ત ઇજા થઇ હતી. આ સંબંધમાં લુધીયાણાની સ્ત્રીઓએ ના. ગવર્નર ઉપર ખુલ્લો પત્ર લખી પોલીસના અત્યારનું પોકળ ખુલ્લું કર્યું હતું.

લાયલપુરમાં શ્રીમતી ધ્યાનદેવી અને શ્રીમતી જ્ઞાનદેવી નામનાં બે બહેનોને ચોકી પહેરાના જાહેરનામાં અનુસાર એક માસ સખ્ત કેદની સજા થઇ છે. શ્રીમતી ધ્યાનદેવીને તો ધાવણું બાલક છે. પંજાબમાં પણ આ રીતે હવે બહેનોને સખ્ત કેદની સજા કરવાનું ચાલુ થયું છે.

અમૃતસરમાં શ્રીમતી અમૃતકુંવર અને શ્રીમતી કરતારકુંવર નામની બે શિખ બહેનોને ચોકીનાં જાહેરનામાં અનુસાર પકડી છે. બન્ને બહેનો સ્વયંસેવિકા દળનાં કેપ્ટનો છે. અમૃતસરમાં નવજવાન ભારત સભાના આશ્રયે પહેલી સભામાં પોલીસે લાઠીપ્રહાર ચલાવ્યો હતો. તેમાં નિર્દોષ બાલકોને પણ ઇજા થઇ છે. ૬૫ વર્ષની એક ડોસીને સખ્ત વાગ્યું છે. આ ડોસીએ એક નાનાં બાલકને ન મારવાની પોલીસને વિનતિ કરી હતી.

શેખપુરામાં એક સરદાર બલવંતસિંહના ઘરમાં પોલીસે દાખલ થઇ તેમને પરહેજ કર્યા એટલે તેમનાં પત્નીએ પોલીસ અમલદારને ખાસડાંનો હાર પહેરાવ્યો હતો.

બંગાળાઃ

કલકત્તામાં બડાબજારની વિદેશી કાપડની દુકાનો પર સ્વયંસેવિકાઓ સખ્ત ચોકી કરે છે. તેને અંગે લગભગ દરરોજ ૪-૫ બહેનોની સરાસરી ધરપકડ થાય છે. જુલાઇ માસમાં નારી સત્યાગ્રહ સમિતિએ સરઘસ કાઢ્યું હતું. તે પોલીસે અટકાવતાં બહેનોએ સત્યાગ્રહ આદર્યો હતો અને બધીયે બહેનો જમીનપર બેસી ગઇ હતી. નારી સત્યાગ્રહ સમિતિના મંત્રી શ્રીમતી જ્યોત્સ્ના મિત્રને પકડવામાં આવ્યાં હતાં. તે બાદ પોલીસે લાઠીપ્રહારો કરી સરઘસ વિખેરી નાખ્યું હતું. શ્રીમતી જ્યોત્સ્ના મિત્રને ૪ માસ સાદી કેદની સજા થઇ છે. જુલાઇની તા. ૨૭ મીએ ચોકી પહેરાનાં જાહેરનામાં અનુસાર ૩૦ બહેનોને પકડી હતી. તેમાંથી માત્ર ૧૦ બહેનોને સજા કરી છે. બાકીની બહેનોને છોડી મૂકી છે. આ ૧૦ બહેનોમાં કુમારી ઇલા સેન, શ્રીમતી નિર્ઝરિણી સરકાર, શ્રીમતી અવાઅતી છે. શ્રીમતી સુંદર દેવી, શ્રીમતી લાવણ્ય મિત્ર, અને શ્રીમતી છપ્પાદેવી; ને ૪, ૪ માસ સાદી કેદની સજા થઇ છે. કુમારી પુષ્પા, શ્રીમતી સરોજભાષિણી ગુહા અને શ્રીમતી સુરૂચી ગુહાને બે માસ સાદી કેદની સજા થઇ છે અને શ્રીમતી આરતી મુખરજીને રૂ. ૧૦ નો દંડ અને કોર્ટ ઉઠે ત્યાં સુધીની સજા થઇ હતી.

તા. ૩૦ મી જુલાઇએ બડાબજાર પર ચોકી કરતાં પકડાયલી ૮ બહેનોને ૬ અઠવાડિયા સાદી કેદની સજા થઇ છે.

ગયા માસની તા. ૪ થીએ બંગાળ શણ કામદાર સંઘના પ્રમુખ ડૉ. મીસ પ્રભાવતી દાસ ગુપ્તાને પકડવામાં આવ્યાં હતાં. પરંતુ તેમને બીજે દિવસે છોડી મૂકવામાં આવ્યાં હતાં. શ્રીમતી લીલાવતી કપૂરને ૪ માસ સાદી

કેદની સજા થઇ છે. શ્રીમતી અસીકલતા દાસ અને ગિરિબાળા રોયને ૩ માસ સાદી કેદની સજા થઇ છે. તા. ૭ મીએ શ્રીમતી સુષમા દાસ ગુપ્તા, શ્રીમતી માલતી દાસગુપ્તા, અને શ્રીમતી સંતન રોય, અને બીજી પાંચ બહેનોને પકડી હતી.

એક બંગાળી બહેનને ચોરી કરવા માટે ૪ માસની સાદી કેદની સજા થઇ છે.

કલકત્તાની નારી સત્યાગ્રહી સમિતિના પ્રમુખ શ્રીમતી ઇન્દુબાલા દેવીને ૪ માસ સખ્ત કેદની સજા થઇ છે. સખ્ત કેદની સજા મેળવનારાં આ પહેલાંજ બંગાળી બહેન છે. તેમની સાથે પકડાયલાં બીજાં બહેનોને ૪ માસ સાદી કેદની સજા થઇ છે. શ્રીમતી ભગવતીદેવીને ૪ માસ સાદી કેદ મળી છે.

ભવાનીપુરનાં નારી સંઘના મંત્રી શ્રીમતી લાવણ્યપ્રભા દત્ત સામે છાપનાર કે પ્રેસનું નામ આપ્યા વિનાનું હસ્તપત્ર પ્રકટ કરવા માટે કામ ચાલે છે.

શ્રીમતી જ્યોત્સ્ના રાણી બોઝ અને બીજા ૮ બહેનોને પકડવામાં આવ્યાં છે. શ્રીમતી દયાકુલદેવીને ૪ માસ સાદી કેદની સજા થઇ છે. શ્રીમતી આરતી મુખરજીને રૂા. ૩૦ નો દંડ વા ૬ અઠવાડિયા સાદી કેદની સજા થઇ છે. કલકત્તાની રાષ્ટ્રીય મહિલા સમિતિનાં મંત્રી શ્રીમતી જશોદાદેવીનાં મકાનની પોલીસે જડતી લઇ, કિતુરી ચોપાનીયું જપ્ત કર્યું હતું.

સીલ્હટમાં ૪ બહેનો શ્રીમતી હીરપ્રભા ચૌધરી, શ્રીમતી કુસુમકુમારી દાસ, શ્રીમતી સરલાદેવી અને બીજાં બહેનોને પકડીને છોડી મૂકયાં હતાં. પટનામાં ૧૪૪ મી કલમનો ભંગ કરવા માટે શ્રીમતી પાર્વતીદેવી અને શ્રીમતી કુસુમકુમારી દેવીને પકડેલાં છે.

ખાદી પ્રચારને અંગે પ્રવાસે નીકળેલાં શ્રીમતી મીરાં બહેન કલકત્તા ગયાં હતાં ત્યાં તેમણે ખાદી પ્રદર્શન ખુલ્લું મુકયું હતું. અને ઠામ ઠામે ખાદી અને ચરખાનો સંદેશ સુણાવ્યો હતો.

**મદ્રાસઃ**

ગંતુરમાં શ્રીમતી કોંડા સત્યવ્રતમ્માને ૬ માસ સખત કેદ અને રૂા. ૫૦ નો દંડ વા બે માસ વધુ કેદની સજા સુધરેલા ફોજદારી કાયદા પ્રમાણે થઇ છે. દંડ આપવાની તેમણે ના પાડતાં તેમના હાથમાંની બંગડી દંડ પેટે જપ્ત કરવામાં આવી હતી.

ખાદીપ્રચાર માટે ઉપડેલાં શ્રીમતી મીરાંબહેન કલકત્તાથી મદ્રાસ આવી પહોંચ્યાં હતાં, ત્યાં તેમનો સારો સત્કાર થયો હતો. એલોરમાં ૪ બહેનોએ ૧૪૪ મી કલમનો ભંગ કરીને સરઘસ કાઢયું હતું. પોલીસની ધમકી છતાં એ બહેનોએ વિખરાઇ જવાની ના પાડી હતી. ગોપાલગંજમાં પણ ૧૪૪મી કલમનો ભંગ કરીને શ્રીમતી તરંગિણી વિશ્વાસની આગેવાની હેઠળ બહેનોનું સરઘસ નીકળ્યું હતું. પોલીસે સરઘસ અટકાવ્યું હતું પરંતુ કલાકેક બાદ પોલીસ હટી ગઇ હતી.

શ્રીમતી મીરાંબાઇએ ત્રિપ્લીકેનમાં સ્ત્રી સ્વદેશી સંઘના આશ્રયે પીંજણ વર્ગ ખુલ્લો મૂકયો હતો.

બેઝવાડામાં ૧૪૪ મી કલમનો ભંગ કરી રાષ્ટ્રગીતો ગાવા માટે ૫ સ્વયંસેવિકાઓને પકડવામાં આવેલી છે.

તુતીકોરીનમાં મીઠાના કાયદાનો ભંગ કરવા માટે સજા પામેલા સ્વયંસેવક સ્વામી ચીદંબરમ્ ચેટીઅરનાં પત્ની શ્રીમતી ગોમતી અમ્મલે પતિ જેલમાં જતાં ઉપવાસ કરી પોતાના દેહનું બલિદાન આપ્યું છે. તેમની ઉમર ૩૫ વર્ષની છે. તેમને બે પુત્રો અને ૩ પુત્રીઓ છે. આખા ગામે તેમનાં માનમાં શોક પાળ્યો

હતો મદ્રાસની જેલોમાં સ્ત્રીકેદીઓ તરફ થતાં ગેરવર્તન સામે ફરિયાદ કરી એ વર્ગના રાજકીય કેદીઓએ પણ પોતાને સી. વર્ગમાં મૂકવાની માંગણી કરી છે.

**પ્રકીર્ણ:**

આ ઉપરાંત મુંબાઇ ઇલાકાના કરાંચી પનવેલ, પુના વગેરે સ્થળોએ પણ ફતેહમંદ ચોકી થાય છે. પુનામાં ફર્ગ્યુસન કોલેજ પર બહેનોએ ચોકી કરી હતી. તે વખતે બહેનોની સાંકળ તોડીને પ્રિન્સિપાલ મહાજની કોલેજમાં ગયા હતા. કરાંચીમાં લોર્ડ કોલેજ, સિંધ કોલેજ પર તેમજ ઇજનેરી કોલેજ પર ચોકી થાય છે.

નાગપુરમાં કાયદાના વર્ગ ઉપર સ્વયંસેવિકાઓએ ફતેહમંદ ચોકી કરી છે. બીશપ કોલેજ બંધ પડી છે.

મથુરાનાં શ્રીમતી પ્રકાશદેવી ઉર્ફે શાન્તિ દેવીને અજમેરમાં પકડવામાં આવ્યાં છે.

બીઆવરનાં શ્રીમતી કૃષ્ણદેવીને ૩ માસ સાદી કેદની સજા કરી છે. આકોલા બીરારમાં સ્વયંસેવકોને થયેલી દંડની સજા વસુલ કરવા માટે બીજી વસ્તુઓ સાથે ઘાઘરાઓ પણ જપ્તીમાં લેવાયા છે.

પટનામાં મીસીસ હસન ઇમામ, મીસીસ સી. સી. દાસ, મીસીસ સમી અને શ્રીમતી અંબિકા ચરણ સામે પોલીસ કાયદાની ૩૨ મી કલમ અને ફોજદારી કાયદાની ૧૪૩ મી કલમ પ્રમાણે કામ ચલાવ્યું હતું. તેમને દંડની સજા કરવામાં આવી છે. મીસીસ હસન ઇમામને રૂ. ૨૦૦ અને બહેનોને રૂ. ૧૦૦ ના દંડની સજા કરી હતી. દંડ નહિ ભરાય તો મેજીસ્ટ્રેટે બીજી સજા કરી નથી. કારણ કે તેમની પાસેથી દંડ વસુલ કરવામાં કાંઇ મુશ્કેલી નહિ પડશે એવી મેજીસ્ટ્રેટની માન્યતા છે.

કટકમાં શ્રીમતી સુનામતી હોતાને પકડી રૂ. ૧૦ નો દંડ યા ૧૦ દિવસ સાદી કેદની સજા કરવામાં આવી છે.

ઓલ ઓરીસા એથલેટીક એસોસીએશનના ચોગાનમાં ફૂટબોલની રમતો રમાતી હતી. ત્યાં બહેનોએ ચોકી કરી હતી. તેથી રમતો બંધ પડી હતી.

---

**બહેનોને** — **સરદાર વલ્લભભાઇ**

એ ગાંધીજીએ તમારા ઉપર વિશ્વાસ મૂક્યો હતો. તમે એને શ્રદ્ધા આપી, તમે એની જય પોકારી, તમે એને ચાંદલા કર્યા ને હાર પહેરાવ્યા, તમે એને આશીર્વચન કહ્યા; એ ગાંધીજીને સુરત જીલ્લામાંથી ઉપાડ્યા ને તે આજે જેલમાં છે. આ વખતે આપણે બેસી રહીએ તો આપણી લાજ જાય. આ વખતે તમારાથી ઘરની સગવડોમાં કેમ રહેવાય ! તમારાથી તમારા મરદોને સ્નાન ને ભોજનો કેમ પીરસાય ! આ વખતે તમે મરદોને ઉન્હી ઉન્હી ને સગડી પરથી ઉતરતી રોટલી ને ભજીયાં ખવરાવો તો તમારી લાજ જાય.

ગુણસુંદરી

એમનાં સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી રાવલ
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

ભારતનો તારણહાર



ફોટોઃ શા. સી. એન. શાહના સૌજન્યથી | સાબરમતીથી પ્રયાણ | બ્લૉકઃ ફ્રાન્ચેસ ફ્રી હૉસ્પીટલના સૌજન્યથી

એમની ૬૨મી જન્મ જયંતિ ભાદરવા વદ બારસે અને તા. ૨ જી ઓક્ટોબરે
આખા ભારત વર્ષની પ્રજાએ સ્વાતંત્ર્ય-સંગ્રામ ખેલી ઉજવી છે.

માતૃભૂમિને ચરણે



શ્રી. હંસાબ્હેન મ્હેતા, બી. એ.
સંગ્રામ સમિતિના પ્રમુખ



શ્રી. રમીબ્હેન કામદાર
સંગ્રામ સમિતિના પ્રમુખ



શ્રી. દિલશાદ સૈયદ
કોંગ્રેસ પત્રિકાના તંત્રી

## દીપોત્સવી અંક




# વન્દે માતરમ્

રચનાર : રા. વિષ્ણુપ્રસાદ ત્ર્યંબકરાય દેસાઈ
બી. એ., એલએલ. બી.

વન્દે માતરમ્
  વન્દે ભારતીમ્
    જય જય ભારત માત.....વન્દે.

પૂર જોશ સરિતાઓ વહેતી,
  ક્ષેત્રો ધાન્ય થકી ભરપૂર,
શીતલ, મધુરા અનિલે ફરકે,
  જેના રસ બસ ફેલ ને ફૂલ.....વન્દે. ૧

રાત દિસે રમણીય અતિ જ્યાં,
  પૂર્ણ – ચન્દ્ર – જ્યોત્સ્ના તેજે,
પ્રફુલ્લ પુષ્પોથી લચકાતાં,
  ઝાડ તણાં જ્યાં ઝુંડ ઝુકે.....વન્દે. ૨

મન્દ મન્દ હાસ્યે જ અનેરાં,
  સુમધુર વચનોથી જ રસાળા,
સુખ શાન્તિના વરની દાતા,
  નમીએ તમને ભારત માતા.....વન્દે. ૩

ત્રીશ ક્રોડ કંઠેથી નીકળે,
જય જય કલ કલ ઘોષ કરાળ,
જેના માટે સાઠ કોટિ ભુજ,
ધરી ઉભા તાતી તલ્વાર.....વન્દે. ૪
કોણ, કહે, મા તમને અબળા,
રિપુ દળનો જે કરતા નાશ ?
બહુ બળવાળા, ઉગારનારાં,
નમીએ, તમને વારંવાર.....વન્દે. ૫
ધર્મ, હૃદય ને મર્મ અમારા,
વિદ્યા તેમજ તનના પ્રાણ,
હૃદય તણી ભક્તિ, ભુજ શક્તિ,
તમે, તમે, મા સત્ય પ્રમાણ.....વન્દે. ૬
દેવી મૂર્તિ મહીં વિરાજે,
સુંદરતા કંઇ ઓર ખરે,
મંદિર મંદિરમાં પ્રતિમા જે,
તે સૌ ત્હારી, માત, અરે.....વન્દે. ૭
દુર્ગા દશ આયુધ ધરનારી,
કમળા કમળ દળે રમનારી,
વાણી, વિદ્યાને દેનારી,
તમે, નમું હું, વારી વારી.....વન્દે. ૮
સુંદર વિમળા જગના સર્વે,
દેશ મહીં જે સરસ ગણાય,
જલવંતી, ફૂલવતી, એવી તુજને,
નમીએ, પ્રીતે ભારત માત.....વન્દે. ૯
જગ આખાંને આશ્રય દેતી,
સર્વ જગતનું પાલન કરતી,
શ્યામ, સરળ, મધુરા સ્મિતવાળી,
માત અમારી ભૂષણવંતી—
નમીએ માતને (૨)
વન્દે..........૧૦*

---

* બંગકવિ બંકીમચંદ્ર ચેટરજીના સુપ્રસિદ્ધ રાષ્ટ્રગીત 'વન્દે માતરમ્' ઉપરથી.

# *આરાવલ્લીનાં કોતરોમાં

લેખકઃ કવિશ્રી ન્હાનાલાલ દલપતરામ

( મેવાડની ભાગ્યભમ્ભર સમી પિછોલા સરોવરની ધાર ઉપર મેવાડી સુભટરાજોની પર્ણકુટીરો છે, ને એમાંની મધ્યકુટીર ઉપર શિશોદિયાઓનો કુંકુમવર્ણો સૂરજમુખી ઝુંડો અડધો ઢળેલો—અડધો ઉડતો ઉડતો ડોલે છે. ઢાલો પાથરી સજેલી ઢાલશય્યા ઉપર હિન્દવા સૂરજ મહારાણા પ્રતાપસિંહની ત્હાં મૃત્યુશય્યા છે. આસપાસ ચન્દાવત શક્તાવત સલુંબરાજી ભામાશાહ અમરકુમાર મ્હોટેરા રાજકુમારો ને અન્ય સામન્ત વીરો, પાયપેઢલીએ ઢાલતરવાર વિરામી, વીરાસને વિરાજેલા છે. સહુની મુખમુદ્રા ઉપર વિષાદછાયા છવાયેલી છે. આવતા મૃત્યુનો શમશમાકાર ત્હાં પથરાયેલો છે. મેવાડના અસ્ત પામતા સૂર્યના જાણે દર્શનને કાજ સૂર્યનારાયણે ઉગેલા છે.

મેવાડના રાજકવિ પધારે છે. સંગાથે પડછાયા શા આજાનબાહુ મેઘશ્યામ એક પરમહંસ હોય છે.)

**રાજકવિઃ**

માંઈ ! એવો પૂત જણ,
જેવો રાણ પ્રતાપ;
અકબર સૂતો ઉધડકે
જાણી સરાણે સાપ.

( આરાવલ્લીનાં કોતરોમાં શંખનાદ સરિખડા કવિવચનોના પડઘા પડે છે. ઢાલશય્યા પર ઢળેલા મહારાણાનું પોપચું ફરકે છે, નયન ઉઘડે છે.)

અકબરસરવર અથાહ,
મંહી ડૂબ્યા હિન્દુતુરક;
વણડૂબ્યો તે માંહ
પોયણ ફૂલ પ્રતાપસિંહ.

એક છો, બાપલા ! એક ને અનોખા.
ધરતીને સૂની કરીને જાવ છો.

( રાજકવિની ગજગર્જનાથી પિછોલાનું અન્તરિક્ષ ડોલી ઉઠે છે. હાથની ઇશારતે મહારાણાજી રાજકવિને આદર દે છે.)

**ભામાશાહ :**

પધારો, કવિરાજ ! મેવાડને પ્રેરણા પાવ.
કવિઓ તો છે વીરત્વના ગાજન્તા મેઘ.
રાણાજીને સુવાણ આજ માઠી છે.

**રાજકવિ :**

અકબર ઘોર અન્ધાર,
ઉંઘાણા હિન્દુ અવર;
જાગે જગની ધાર
પહેરે રાણ પ્રતાપસિંહ.

ધર્મની હેવડીને પહેરે
એક જ ખડો હતો એ રાજવી.
એકલંગ એને યે ઉઠાવી લે છે.
હિન્દુપતનો પહેરો પડ્યો.

( સકલ રાજરાવણું રાજકવિને માગ દે છે, અમરકુમાર ઉઠીને કવિરાજના ભાલાને વન્દે છે. રાવણાને મોખરે જઇ કવિરાજ વિરાજે છે. પાછળ પાછળ ઘનશ્યામ પરમહંસ પણ રાવણાને મોખરે સિધાવે છે.

મહારાણાને હેડકી આવે છે; સામન્તમંડળ ઉત્કંઠ થાય છે. થોડીક વારે સ્વસ્થતા જામે છે. વિરમતા સિંહના સિંહનાદ સમોવડા રાણા પ્રતાપના શબ્દો ધીરગમ્ભીર ગાજે છે.)

**મહારાણા :**

ત્હમને ભળાવું છું, કવિરાજ !
મેવાડના વીરત્વની ભાળ.

---

* હમણાં તાજેતરમાં પ્રગટ થનાર શાહાનશાહ અકબરશાહ નામના કવિ શ્રી ન્હાનાલાલ દલપતરામ વિરચિત નાટકમાંનો એક પ્રવેશ.

ભણો, ભણો છેલ્લીવેલ્લી
રાય પિથલની એ બિરદાવલિ.

(બિકાનેરના રાય પૃથ્વીરાજના મહારાણા ઉપરના ઐતિહાસિક પત્રમાંથી બિરદાવલિના દુહા રાજકવિ ભાખે છે.)

**રાજકવિ :**

ઘર બાંકી, દિન પાધરા,
મરદ ન મૂકે માણ;
ઘણા નરેનો ઘેરિયો
ધૂમે ગિરન્દે રાણ.
પાતલ ! પાઘ પ્રમાણ
સાચી સાંગાહર તણી;
અકબર શું, જ્યમ બાણ,
હલી રાગ, જગદીવડા !
હિન્દુપતિ પ્રતાપ !
પત રાખો હિન્દવાણની;
સહ્યા વિપતસન્તાપ,
લીધા શપથ સાચા કર્યાં.
ચમ્પો મેવાડો અથાહ,
પરિમલ રાણો પ્રતાપસિંહ;
એ ફૂલ અકબરશાહ—
ભ્રમરે આભડિયું નથી.
ડંકા, અડંકા શૂર !
તુજ ગાજે ગીરવાને ગઢે;
જમનામાં ઉલટે પૂર,
દિલ્હીપતને દૃગ ઉન્નગરા.
(પ્રાચીનનું ભાષાન્તર)

(મહારાણાનો શ્વાસોચ્છ્વાસ રૂંધાય છે ને ઘેર ઓલે છે. સૂર્ય ફરતા સૂર્યમંડળ સરિખડા સામન્તો ફરી વળે છે સલુંબરાજી ઢાલશય્યા સમીપે સંચરે છે ઉંચે હાથે સહુને સ્વસ્થ થવા વિનવે છે: એક સામન્ત પાય તળાંસે છે, એક હાથ ચાંપે છે, રાજકવિ મસ્તક પંપાળે છે, ભાલદેશે ત્રિપુંડ્ર આલેખે છે.)

**સલુંબરાજી :**

બાપજીશાહને શેની છે અમૂંઝણો ?
આત્માને શું અવરોધે છે ઉડતાં ?
જૂવો, સ્હામા પધાર્યા
સૂરજ નારાયણ ન્હોતરે.

**મહારાણા :**

(થોડીક વારે શ્વાસ બેસે છે એટલે ધીરે ધીરે)
ઢાલને ઓશીકે ઉઠાડશો, વીરા ?
છેલ્લુંવેલ્લું જગત જોઈ લઉં.

(કાંગરાવિહોણી ચારેક ઢાલો સરદારોની લેઇને જોડવી સલુંબરાજી મહારાણાને અધૂકડા કરે છે)

**રાજકવિ :**

સૂરજરાણને ન્હોતરે
સૂરજ ઉગ્યો આભ;
સૂરજિયાને આંગણે
ઉજિયારાનો લાભ:—
જગઉજિયારાનો લાભ.

**મહારાણા :**

નિરખું છું સૂરજ બાપજીને.
ગાયત્રીના જાપ જપું છું,
એમના જ ભણું છું મન્ત્રો.
સલુંબરાજી ! મૃત્યુપાળે ઉભેલા રાણાને
એક કોલ આપશે સામન્તો ?

**સલુંબરાજી :**

મેવાડનો મહિમા માગે છે,
તો સામન્તો શું શું નકારશે ?

**મહારાણા :**

આ પિછોલાના તરંગ ઉછળે છે,
એવા ઉછળતા'તા હળદીઘાટમાં
મ્હારા બાવીશ હજાર બખ્તરિયા.

**સલુંબરાજી :**

બાપજીશાહ સાચું ભણે છે.

**મહારાણા :**

કુંભલમેરનો ગઢ પડ્યો.
વાઘના રાવણાં શો શિશોદિયાસંઘ
ઉભો જઈ રણને પગથાર.
ભામાશાહ—પૃથ્વીનો પાઘ ભામાશાહ
પધાર્યો ત્હાં રાણાને સનામણે,
ને પ્રતાપને પાછો પધરાવ્યો મેવાડમાં.

**ભામાશાહ :**

દેવને દેવમન્દિરે સ્થાપ્યા.

**મહારાણા :**

હા, ભામાશાહ ! હાઃ
ઉથાપેલા દેવને દેવમન્દિરે સ્થાપ્યા.
ઇતિહાસમાં કેટકેટલાકે કીધાં એ ?
ઉગમતાને સહુ સન્માને છે;
આથમતાને હુલસાવે એ જવલ્લા.
–મેવાડ પાછો ઘેર કીધો,
ગીરવાના ગઢમાં માંડયા રાજનેહ,
ને પાથરી આ પર્ણકુટીરો
પિછોલાના જલસમુંદરને તીર.
સલુંબરાજી ! મૃત્યુશય્યાએ ઢળેલાને ચિન્તા છે
ઓળાઓ આગાહી દે છે કે
આમ પ્રતાપની ચિતા છંટાશે
ને આમ સ્મશાનમાં સ્થપાશે રાજમહેલો.
કોલ દ્યો, મેવાડ તુર્કોને નહિ જાયઃ
વચન આપો કે તપસ્યા તપાશે સદા

( રહેલા શ્વાસ ઠરવા માંડે છે. )

સુભટોના આ ત્યાગ ને વૈરાગ્ય,
શિશોદિયાનાં આ સંન્યાસ ને તપશ્ચર્યા
છેલ્લાં તો નથી ને ? સલુંબરાજી !
ચિતોડને સહુ ભૂલશે,
ગિરવામાં વિલાસ ઘૂમશે.—

**રાજકવિ :**

બાપજી ! આ શા કારણે ?
આવી અઘોર ભવિષ્યવાણુ ?

**મહારાણા :**

વીરોના વીરભાવ વિસારશે,
રાજકવિઓને અપમાનશે,
કવિતાની સરિતાઓ સૂકાઇ જશે,
રાજદરબાર રાજકવિસૂના થશે.
પ્રતાપને કવિતા અમૃત પાય છેઃ
કવિતાનાં અમૃતને ઝેર માનશે
એ રસસૂકા રસકોવિદો.
સાંભળો, સરસ્વતીના સપૂત ! એક કથા.
કાલશય્યાએ સૂતે માસેક થયો મ્હને.
જીવનકાંઠડે પડયો પડયો જોઉં છું
મેવાડીઓના બદલાતા રંગઢંગઃ
ઘરકેરો સિંહ જાણે ગુફામાં ઢળ્યો,
ને વનમાં વિચરતાં થયાં હરણાં.

( વિશાલ કમલદલ શા લલાટપત્રેથી રાજકવિ શ્રમબિન્દુઓ લ્હૂવે છે. )

અમર ! માઠું મા લગાડતો;
ત્હને ભડવાનો મ્હારો પહેલ્લો ધર્મ.
એકદા વરવરણાગિયા અમરભા
આવ્યા ગીરવામાં મૃગયા ખેલીને.
છાતીએ હતાં કુંકુમછાંટણાં
શેરના રૂધિરફૂવારાઓનાં.
ખંભે ઢળકતાં'તાં ભાથોડું ને ઢાલ,
કડે લટકતી'તી મેવાડી તરવાર,
ન્હાયે ઝૂલતું'તું ચિતોડી ચાપ.
વેશ હતો વીરનો.
અજમેરી પાઘ બાંધી'તી, ને
સિંહપગલે પધારતો'તો સિંહનો સપૂત.
પણ આભ તો છે ઉંચા,
ને મોભ તો છે નીચા મેવાડના.
મોળીડાનું છોગલું વિખાયું મોભારામાં.
રાજકુમાર પધાર્યા પર્ણકુટીરે,
ને મોળીડાનો થયો ધજાગરો.
કસુંબલ આંખડીએ કસુંબો પીધો,
ને નેણવલ્લી ઘેરાણી રાજકુમારની.
મોભ તાણી પિછાલોમાં ઉરીટયો.
મેવાડનાં મોલ ને મોભી
એમ ફગોટાશે ને હવે ?
મેવાડના મોડવી છે
આભને શોભ દે એવા.
વીરોનાં શિબિરો સમોવડ
આ પર્ણકુટીરો પડશે,
પિછોલાને તીરે મહેલો મંડાશે.
સંન્યાસ મટી વિલાસ મ્હોરશે,
ને ત્યાગને અભડાવશે એશઆરામ.
તપસ્વીઓનાં તપ તૂટશે,

વૃથા થશે, વૃથા–વૃથા–વૃથા
અમ જોગીઓની જમાતના જોગ.
પ્રતાપની ઢાલશય્યા સમીપે
મેવાડની સ્વતન્ત્રતાના દ્યો કોલ,
ચિતોડ જીતવાના લ્યો શપથ;
ને સજાવો સામન્તોને સૂઝે ત્હેને
એકલીંગીજીની આ ધર્મકૃપાણ.
મહારાણો તો એકલીંગનો દિવાન છે.

( શિશોદિયા સુભટરાજો ખડા થાય છે, હસ્તાંજલિ કરી રહે છે, રાજકવિ એ ધર્મકૃપાણ હસ્તસ્થલીમાં ઝીલે છે. )

**રાજકવિ:**

બાપ્પા રાવળના વંશને સોંપી છે
એકલીંગીજીએ આ ધર્મકૃપાણ.
મેવાડનું રાજરાવણું સોંપે છે આજ એ
ઘેલોટી રાજરાવળ રાણા અમરાને.

( એકલીંગજીની ધર્મકૃપાણના પટાનું કુંવર અમરાને ઉપવિત ધરાવે છે )

**સામન્તો :**

જય એકલીંગ ! જય એકલીગ !

( વનમાંથી વળતી માતંગિણી સમોવડ મેવાડની મહિલાઓનો ગીતશબ્દ, સ્હામી પાળેથી વહતો, પીછોલાના જલપગથારે ઝઝૂમી રહે છે. )

સોના વાટકડી ને રતન જડેલી;
રણ કેરા રંગ ત્યહાં ઘોળાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

કંકોળ્યાં ઢાલકવચ, કંકોળ્યાં છોગલાં;
કંકોળ્યા પદ્મણીએ પાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

વાજે છે દુંદુભી ને ગાજે છે સિન્ધુડો;
વીરોનાં વારણાં લેવાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

ફરકે છે અંગઅંગ, ઉછળે ઉરના ઉમંગ;
આંખડીમાં આંસૂ ન માય;
કસુંબલા કીધા, નાહોલિયા !

ડોલરની કંઠમાળ, ડોલરના બાજુબન્ધ;
ડોલરિયો રણવાટે જાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

કેસરનો ભાલચન્દ્ર, કેસરનો વાઘો;
કેસરી લે વતની વિદાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

( ગીરવાના ઘેરા ગોરંભતા ઘાટે પડઘો પાડતો ગીતશબ્દ આથે આથેના કુંભલમેર ને ચિતોડના કાંગરાઓને માળે જઇને વિરાજે છે. )

**પ્રતાપ :**

મેવાડની કન્દરાઓના સિંહરાજો !
સજ્જ છો વ્રત લેવાને ?

**સામન્તો :**

બાપ્પા રાવળની ગાદીના શપથ,
મહારાણા પ્રતાપની ઢાલશય્યાના શપથઃ
મેવાડનો સૂરજમુખી ઝુંડો નહિ નમે,
ચિતોડની સૂરજપોળે સૂરજમુખો ફરફરશે.

**મહારાણાઃ**

ત્ય્હાં સુધી ભૂમિશય્યાએ સૂવું.

**સામન્તો :**

ત્ય્હાં સૂધી ભૂમિશય્યાએ સૂવું.

**મહારાણા :**

ત્ય્હાં સૂધી પત્રાવલિમાં જમવું.

**સામન્તો :**

ત્ય્હાં સૂધી પત્રાવલિમાં જમવું.

**મહારાણા :**

ત્ય્હાં સૂધી ધાનમાં ચપટી ધૂળ.

**સામન્તો :**

ત્ય્હાં સૂધી ધાનમાં ચપટી ધૂળ.

**મહારાણા :**

ત્ય્હાં સૂધી કેશજટા વણકાપી વાધે;
શિશોદિયો દેશનો જોગન્દર થાય.

**સામન્તો :**

શિશોદિયો દેશનો જોગન્દર થાય.

( પિછોલાની લેખડોમાં અથડાઇને ઘોઘરાજોની એ વ્રતઘોષણા મેવાડનાં વનોમાં, ખીણોમાં, ગુફા-

એમાં, ગિરિદુર્ગોમાં, દર-ન્દરનાં ચિતોડનાં ખંડેરોમાં ઘૂમી વળે છે. પછી પાછા શમશમાકાર પથરાય છે.

કવિરાજની સંગાથે પધારેલા પરમહંસ ઉઠે છે, પડકારે છે. )

**પરમહંસ :**

સાવજમુખા સૂરજવંશીઓ !
એકેક એક સૂરજ છો ત્હમે,
ને મહારાણોજી છે મહાસૂરજ.
એ મહાસૂરજને મ્હોંજોણે આવ્યો છું.
એનાં મૃત્યુ ન હોય,
એનાં તો ગામોતરાં હોય.

**સલુંબરાજી :**

કોણ છો, ને ક્યહાંથી પધારો છો ?

**પરમહંસ :**

પૃથ્વીનો પરમહંસ છું;
દુવા ગુઝારવાને આવ્યો હતો.
જોઉં છું તો જોગીઓના જોગન્દર
મહારાણોજી દુવા ગુઝારે એવા છે.
ત્યાગી છે, વૈરાગી છે, તપસ્વી છે:
ભેખનો ઓઢ્યો છે એમણે અંચળો.
ટાલશય્યામાં યે અગ્નિ ફોરે છે.
મેવાડના એ રાજજોગન્દરને
મ્હોંજોણે આવ્યો છું.

**સલુંબરાજી :**

પધારો, પરમહંસજી !
ને નેણાં ભરી નિરખો
મેવાડના મહાસૂરજને.
રાજજોગીઓની જમાતના
આપ ભાસો છો જમાતપતિ.

( પૃથ્વીનો પરમહંસ ઢાલશય્યા કને જાય છે; કો અદ્ભુતત્વને ન્હાળે એમ ન્હાળી રહે છે: આત્મા આત્મામાં પરોવવા મથે છે: ઇતિહાસનો તાગ લેવાને મથતો દ્રષ્ટિદોર થાકીને સંકેલાય છે. પાછા વળી સૂર્યદેવને નમસ્કાર કરે છે.

પરમહંસનો ઓછાયો મહારાણા ઉપર પડે છે: તન્દ્રામાં પડેલા મહારાણા પોકારી ઉઠે છે: )

**મહારાણા :**

યવનરાજ ! પધાર મેવાડની મહેમાનીએ.

( સામન્તમંડળ ખડું થાય છે, ખડ્ગ ખેંચીને ખડ્ગલતાઓનો માંડવો ગૂંથી મહારાણાને છાઇ ઉભે છે: જાણે મૃત્યુ સ્હામે દુર્ગ વાળ્યો.

પવનપાવડિયા જોગી જેવો પૃથ્વીનો પરમહંસ એ ધમસાણમાંથી અલોપ થાય છે. )

**પરમહંસ :**

( જતાં જતાં )

સિંહાસને કે સંગ્રામસિંહાસને
એ રાજજોગન્દરને ભેટવાના
આયુષ્યના ઓરતા રહી ગયા.
એ જ છે હિન્દુપતનો પ્રાણ:
એ જ છે આલમભરમાં
પ્રજા-પ્રજાનું અમર આત્મતત્ત્વ.
મેરુ સમોવડ પ્રતાપ પડ્યો, પણ
અમ્મર છે આર્યાવર્ત પ્રતાપનો પ્રાણ.
પૃથ્વીના ઓ પરમહંસ !
દક્ષિણના ગિરિદુર્ગો ન્હોતરે છે ત્હને.
આજથી ત્હારે એ ઢાલ બાંધવાની.

(ભામાશાહ ને રાજકવિ પિછોલાને તીરે આવે છે.)

**ભામાશાહ :**

કોણ હતા પૃથ્વીના એ પરમહંસ ?

**રાજકવિ :**

સૂરજદેવને વન્દના વન્દતા'તા એ ?
જગતનો સાચ્ચો સૂરજવંશિયો,
મન્દિરમાં ને મસ્જિદમાં પ્રકાશતા
સર્વસંચારી સૂરજદેવનો સપૂત,
પ્રતાપનો અવનીમાં એક સમોવડ,
મેવાડી મહારાણાને મ્હોંજોણે
પધાર્યો હતો પૃથ્વીનો પાદશાહ
આલઉદાર દિલનો અકબરશાહ.
પૃથ્વીના પરમહંસે જ પારખ્યા છે
મેવાડના જોગન્દર મહારાણાને.

**ભામાશાહ :**

પરમહંસો જ છે પૃથ્વીના પાદશાહ,
જોગન્દરો જ છે સાચ્ચા જગત્પતિ.

( એક નેણલે રાજસાવણાને ને બીજે નેણલે મેવાડને રાજકવિ નિહાળી રહે છે. )

**રાજકવિ :**

માંઇ ! એવો પૂત જણ,
જેવો રાણ પ્રતાપ;
એક સૂરજથી ઉગટમે
આભઅવનીના શાપ.

આથમ્યો આજ મેવાડનો અવધૂત.

( રાજકવિ શંખનાદ કરે છે. પિછોલા સરોવરને શિખરે શિખરેથી શંખનાદ ગાજે છે. મન્દિરેમન્દિર તે ઝીલી લે છે, ને મેવાડ આખો યે તુમુલ શંખનાદે ખળભળી ઉઠે છે: જાણે પૃથ્વીના પેટાળમાંનો મહાધ્વનિ ગાજ્યો ! સમશેરોનો ઘટામંડળ રચી યોધરાજો ઉભા છે. સૂર્ય નારાયણનો એક ઝબકારો થાય છે, ને એ ઝબકારામાં સૂરજવંશીના. અમર સૂરજઅંશો સૂરજદેવમાં જઇ ભળે છે. આરાવલ્લીનું શિખર પડ્યા સમો રાજસ્થાન ભરતો ઘોર પોકાર વાયુમાંથી ધમધમે છે કે ' પ્રતાપ પડયો.' )



## વિધિનું પ્રાબલ્ય

વિભુ !

સંસાર માર્ગે કઇ પુષ્પો વિકસે તથા કઇ કુસુમો વિલાય છે. ચડતી પડતી એવી અનેક અદ્ભુત ઉત્ક્રાન્તીઓ ચાલી રહી છે. માયા પગથારે ચઢેલો માનવી માયામાં ગબડયા કરે છે. ઉચ્ચ ભુમિકા શોધતાં અનેક જન્મો ચાલ્યા જાય છે.

પિતા !

વિષયોથી પૂર્ણ જગત શી ઉપાસનાથી પાર પામવું ? તારી પ્રકૃતિ અમ અલ્પ મનુજોને ફસાવે છે-ભમાવે છે. એ પ્રકૃતિથી પર કેમ જવું ?

સર્વના અંતરાત્મામાં રહેલો છતાં તને ખોળવા કયાં કયાં ભટકીએ છીએ. વિશ્વમાંથી પરમાત્મમાં મન જોડતાં કો નવિન પલટો લઇ મન પાછું વિષયોમાં જોડાય છે. આ કેવી ભાગ્યહીનતા

પૂર્ણાનંદ !

વિશ્વના તથા મનના અનેક પલટા સહી સહી અંતે બુદ્ધિએ બ્રહ્મ પ્રદિપ્ત કરવા જ્ઞાન દીપ પ્રકટાવ્યો. અંતરે જ્યોત્સ્ના ઝળકી. માયિક વિષયોથી મન વિમુખ થયું. બાજીગરીભરી માયાની બાજીમાં અરૂચી થઇ.

કૈવલાનંદ !

અનેક પ્રયત્ને આવી કોટી સુધી પહોંચાયું. પણ હાય ત્યાં તો મરણકાલ નજીક આવ્યો. આત્મા આત્મસ્વરૂપ નહોતો બન્યો, પ્રાકતન જ્ઞાનથી નહોતાં બાળ્યાં, કર્મોમાંથી પૂર્ણ અહંતા નહોતી ગઇ. વિશ્વમાં નીજ સ્વરૂપ તથા નીજ સ્વરૂપમાં બ્રહ્મસ્વરૂપ નહોતું નિહાળ્યું, ઉર સંદેહ પૂર્ણ નહોતો ગયો, ત્યાં તો કરાલકાલે ભક્ષ કર્યો. અંતકાલે આત્મા પરમાત્મમાં ન જોડાયો.

આત્મસ્વરૂપ !

જન્મ પરંપરા તો ચાલુજ રહી. માયાનું આક્રમણ એવુંજ રહ્યું. અહા ! શું વિધિનું પ્રાબલ્ય,

મનોરમા મંગળજી ઓઝા.

## રણાંગણમાં જગદંબાઓ



સાબરમતીના સંતની જન્મજયંતિ ઉજવતી મુંબાઇની સ્ત્રીશક્તિ

## ભાવનગરમાં રાષ્ટ્રચેતન



૧. રાષ્ટ્રધ્વજવંદન.
૨. અખંડ રેંટીયાનું સરઘસ.
૩. શ્રી દક્ષિણામૂર્તિ સ્વદેશી-પ્રચાર સરઘસ.

# ચરખાનાં ચેતન

[ ઢાળ: " કાર્તિક મહિને કૃષ્ણ કૃપાળા, વ્હાલા બંસીવાળા, રાજ! રૂપાળા રે " ]

હૈયાના હરદમ ધડકારે, ગૂંજે વારેવારે,
બ્રહ્મસિતારે રે, ચેતનભર રણકો ;
રણઝણતો રૂમઝૂમ રણકારે, ગૂંજે મારે દ્વારે,
તારે તારે રે, હો સહિયર ! ચરખો :

વાદળની વીજને ચમકારે, ભભુકે દરિયાપારે,
ભડ વેપારે રે, દવ દેતો તણખો !
રણઝણતો રૂમઝૂમ રણકારે, ગૂંજે મારે દ્વારે,
તારે તારે રે, હો સહિયર ! ચરખો :

વામનજી શો વણહથિયારે, અદ્‌ભુત આણ પુકારે,
સૂતર તારે રે, સુદર્શન સરખો !
રણઝણતો રૂમઝૂમ રણકારે, ગૂંજે મારે દ્વારે,
તારે તારે રે, હો સહિયર ! ચરખો ;

વગડાશા ઊજડ સંસારે, વરસે અમૃતધારે;
પદ સંચારે રે. લક્ષ્મીજી નિરખ્યાં !
રણઝણતો રૂમઝૂમ રણકારે, ગૂંજે મારે દ્વારે,
તારે તારે રે, હો સહિયર ! ચરખો :

આવો, ભગિની-ભારતબન્દા, આવો અક્કલમન્દા,
ઘરગથુ ધન્ધા રે, પરખન્દા ! પરખો;
રણઝણતો રૂમઝૂમ રણકારે, ગૂંજે મારે દ્વારે,
તારે તારે રે, હો સહિયર ! ચરખો :

ફુલફુલને જ્યમ ક્યારે ક્યારે, વિહરે રસવિહારે,
ગહન ગુંજારે રે, મધુકરનો મનખ્યો;
કુળકુળને ત્યમ દ્વારે દ્વારે, દિલદિલને ધડકારે,
જય ટંકારે રે, રણઝણતો ચરખો.

—કેશવ હ. શેઠ




લેખિકા: શ્રી. નર્મદા બહેન

વિચારકો કહે છે કે આજે બાળયુગ બેઠો છે. પણ એ બાળયુગ એટલે શું ? આજ દિવસ સુધી શું બાળકો ન હતાં ? શું આજ સુધી બાળકો માટે કશું નહોતું થતું ? બાળકો હતાં, તેઓ ઉછેરાતાં હતાં, રમાડાતાં હતાં, અને મોટાં થતાં હતાં.

એ બધું થતું જ હતું, પણ આજે બાળકો તરફની દૃષ્ટિમાં ફેર પડયો છે. આજની દૃષ્ટિ બદલાઇ છે.

ડૉ. મૉન્ટેસોરીએ આ નવી દૃષ્ટિ પ્રમાણે અવલોકન અને અભ્યાસ કરીને, બાળકોની શક્તિઓ ખીલે એવી જાતની ચોક્કસ પદ્ધતિ યોજીને, તે પ્રમાણે કામ કરવા ઠેકાણેઠેકાણે નવી જાતની શાળાઓ કરી છે. આને મૉન્ટેસોરી શાળા કહે છે.

આ શાળામાં બાળકને બેસાડવાની ઉમર અઢીથી ત્રણ વરસની છે. પૂરું બોલતાં યે ન આવડતું હોય ત્યારથી તેને શાળામાં મોકલવાનું શરૂ કરવું જોઇએ. કોઇ કહેશે, ' બાળક ઉપર આ શો જુલમ ! આટલી નાની ઉમરથી બાળક ઉપર ભણવાનો બોજો ! '

આનો જવાબ મૉન્ટેસોરી શાળામાં કામ કરતાં બાળકોને જોવાથી મળી રહેશે. આ શાળા બાળકો ઉપર જરા યે બોજો મૂકતી નથી. ઉલટું, તેમાં રહેલી શક્તિઓ ખીલવવાની સગવડ કરી આપે છે અને તેથી બાળક દરેક કામ પૂરા ઉલ્લાસ ને સ્વતંત્રતાથી કરે છે.



જુઓ, આ બાળક દટ્ટાની પેટીથી રમે છે. તેમાં તે કેટલું એકાગ્ર થઇ ગયું છે ! ડૉ. મૉન્ટેસોરીના સાધનમાં એક વિશેષતા છે; તે એ કે શીખનારમાં પોતાની ભૂલ પોતાની મેળે જ સુધારવાની શક્તિ આવે છે. બાળક દટ્ટા આડાઅવળા નાખે અને છેવટે એક વધી પડે. તરત બાળક વિચાર કરવા લાગે કે આ શું થયું ? વળી મોટા કાણામાં નાનો દટ્ટો મૂકે તો બરાબર બંધબેસતો આવતો નથી; તેમ નાનામાં મોટો જતો નથી. તેથી બાળકને પોતાની મેળે જ તેનો ઉકેલ કરવાની સ્ફુરણા થાય છે અને પોતાની બુદ્ધિથી શોધ કરીને દટ્ટા સરખાવી જુદા પાડીને તે ગોઠવે છે. શિક્ષકનું કામ તો માત્ર દૂર ઉભા રહીને અવલોકન કરવાનું, તેમજ સાધનનો દુરુપયોગ ન થાય તે જોવાનું.

આ બાળક મિનારાથી રમે છે તેમાં તે ઢતા ઉતરતા ચ્યન ક્રમસર ગોઠવવાની મહેનત



કરે છે. અહીં જો શિક્ષક પાસે આવીને બતાવી દે, શીખવે ને પછી તે મુજબ બાળક કરે તો તેમાં સાચી રીતે બાળકને કશુંજ શિક્ષણ મળ્યું કહેવાય નહિ. આમાં પણ બાળક અદ્દર રહેતો મીનારો આપમેળેજ ઉભો કરે છે.



આ બાળક ભૂમિતિના આકારો ( જ્યોમેટ્રિકલ ડિઝાઇન)ની પેટી ગોઠવે છે. તેમાં ગોળ, ત્રિકોણ, ચોરસ વગેરે વિવિધ આકૃતિઓ છે. અહીં બાળકને બુદ્ધિ, આંખ ને સ્પર્શનો ઉપયોગ વધુ કરવો પડે છે, કારણ કે આમાં જુદી જુદી આકૃતિઓને જુદાં જુદાં ખાનામાં બંધબેસતી કરવાની છે. પેટીની સાથેજ કાર્ડબોર્ડ (જાડાં પૂઠાં) ઉપર પેટીમાંની આકૃતિઓ જેવી જ ચીતરેલી આકૃતિઓ આવે છે. તે દરેક ઉપર બરોબર બંધબેસતી આવે તેવી આકૃતિ શોધીશોધીને બાળક મૂકતું જાય છે.



મૉન્ટેસોરી શાળાના અભ્યાસમાં પીરસવા વગેરેનું ઘરકામ પણ છે. એથી બાળકોમાં સામાજિક વૃત્તિ વિકસે છે. આ ચિત્રોમાં બાળકો કેવાં હોંશ અને કાળજીથી પીરસવાનું



કામ કરી રહ્યાં છે! બાળકોજ ટેબલ ગોઠવે રકાબી ચમચા મૂકે. તેમજ ધૂપ, ફૂલપાન વગેરે શણગારો પણ જાતે જ કરે. દરેક વિદ્યાર્થી પોતાને જરૂરિયાતની વસ્તુઓ પોતે જાતે જ કરી લે છે. શિક્ષણના એ નાનકડા

બીજમાંથીજ વિકસીને મનુષ્ય સ્વાધીન અને સ્વતંત્ર થઇ શકે છે.



બગીચામાં કામ કરતાં બાળકોનું આ દૃશ્ય પણ કેટલું સુંદર છે ! બાળકો ફૂલપાન રોપવા માટે પણ જમીન ખોદે છે. ખુલ્લી હવામાં આ બધી પ્રવૃત્તિ ચાલે છે તેથી બાળકોની તંદુરસ્તી પણ સારી રહે છે.એ ઉપરાંત કુદરતનો પરિચય થવા સાથે વૈજ્ઞાનિક અવલોકનશક્તિ ને શોધક બુદ્ધિ પણ ખીલે છે.

ઉપર જણાવેલી પ્રવૃત્તિઓ આપણી સામાન્ય શાળાઓમાં 'પ્રવૃત્તિ' ગણાતી નથી. એટલે ઘણાં માતાપિતાને લાગે કે આમાં ભણવાનું શું આવ્યું ? પણ આ બધી પ્રવૃત્તિમાં જ સાચું ભણતર રહેલું છે. બાળક આજુબાજુની દુનિયાનો પરિચય કરે, તેને વિષેનું જ્ઞાન મેળવે, પોતાની જાતને તેમાં અનુકૂળ કરે વગેરે બધું ભણતરજ છે. ખરૂં જોતાં તો આ બધી પ્રવૃત્તિમાંથી જ બાળક પોતાનો સાચો વિકાસ મેળવે છે.

આ શાળાની બીજી વિશેષતા એ છે કે બાળક જે પ્રવૃત્તિ કરવા માગતું હોય અને જેટલો વખત તે કરવા માગતું હોય તે પ્રવૃત્તિ તેટલો વખત કરવાની તેને છૂટ હોય છે. કોઇ વાર કોઇ બાળક એકની એક પ્રવૃત્તિ લાગટ એક કલાક સુધી સતત કર્યાં જ કરે છે; ત્યારે બીજું બાળક તેટલા વખતમાં ચાર છ પ્રવૃત્તિઓ બદલે છે.

ડૉ. મૉન્ટેસોરીએ આ બધા ઉપર વિચાર કરીને, બાળકની આસપાસ કૃત્રિમ સ્થિતિ ઉભી કર્યા વિના, તેમના કુદરતી સ્વભાવ ઉપર જ તેમને જવા દઇ, બારીક અવલોકન કરીને બાળકેળવણી ઉપર કેટલાક સિદ્ધાંતો રચ્યા છે.

(૧) બાળકની કેળવણી તેના જન્મની સાથે જ શરૂ થાય છે એટલેકે બાળક આંખ ઉઘાડે છે કે તરત જોવા લાગે છે, કાને સાંભળે છે, સ્પર્શ અને સ્વાદ પારખી શકે છે, અવાજ કાઢવા પ્રયત્ન કરે છે વગેરે.

(૨) દરેક બાળક બીજા બાળક કરતાં શરીર, મન અને આત્માથી ભિન્ન છે; માટે જ તેમના વિકાસની વ્યવસ્થા જુદીજુદી–વ્યક્તિગત હોવી જોઇએ. કોઇ કોઇ બાળકોમાં કેટલીએક બાબતોનું સામ્ય કદાચ હોઇ શકે, પરંતુ તેથી તેમને એક જ સમૂહમાં ગણીને તેમના શિક્ષણનો પ્રબંધ એકસરખો ન થઇ શકે. એટલે, ચોકઠામાં ઢાળેલા બીબા જેવા નિશ્ચિત અભ્યાસક્રમને આ પદ્ધતિમાં સ્થાન નથી.

(૩) જ્ઞાન એ સ્વાભાવિક વૃત્તિ છે. બાળકને અનુકૂળ વાતાવરણમાં મૂકો એટલે તે પોતાની જાતને કેળવવા સારૂ પોતાના વિકાસને પોષક પ્રવૃત્તિ આપમેળે જ લઇ લેવાનું. ડૉ. મૉન્ટેસોરી આ સિદ્ધાંતને પરિણામે પોતાની શાળામાંથી ભય, લાલચ, શિક્ષા અને ઇનામનો બહિષ્કાર કરે છે.

(૪) કેળવણી એટલે કેવળ અક્ષરજ્ઞાન નહિ, પણ શરીરની બધી ઇન્દ્રિયોનો વિકાસ. આ સિદ્ધાંત ઉપર ડૉ. મૉન્ટેસોરીએ બધાં સાધનો એવી રીતનાં શોધ્યાં ને યોજ્યાં છે કે બાળકની દરેક ઇન્દ્રિયને ચોતરફથી એકસરખો વિકાસ મળે. અક્ષરજ્ઞાનને તો તે

ઇન્દ્રિય-વિકાસનું સ્વાભાવિક પરિણામ જ ગણે છે.

ઉપલક દૃષ્ટિએ જોતાં ઘણાને એમ લાગે છે કે મૉન્ટેસોરી શાળા એટલે તદ્દન સ્વતંત્રતા; બાળક જે કરે તે કરવા દેવું. પણ એ ભૂલ છે.

ડૉ. મૉન્ટેસોરી બાળકને વિઘાતક પ્રવૃત્તિ કરતાં જરૂર ઉપાડી લે છેઃ જેવી કે મારવું, ફોડવું, તોડવું વગેરે. તેમજ બાળક એ સામાજિક પ્રાણી છે, એટલે તેને સમાજના નિયમો બતાવવા જ જોઇએઃ જેવાં કે કોઇને અડચણ ન કરવી, બીજાની વસ્તુ ખેંચી લેવી નહિ, બીજાના હકોનું સન્માન કરવું વગેરે. આ બધું બાળકને બતાવવું જ જોઇએ.

મૉન્ટેસોરી શાળા એટલે જ્યાં સુધી બાળક ભણવા ન શીખ્યું હોય અથવા નાનું હોય ત્યાં સુધી, રમવાની જ શાળા એવી પણ ઘણાંની માન્યતા છે. પરંતુ ખરું જોતાં એમ નથી બાળકનો ઇન્દ્રિયવિકાસ થયા પછી તે આપમેળે જ વાંચવાનું, લખવાનું, હિસાબ, ચિત્ર, સંગીત બધું કરે છે. અને તે બધું પોતે પોતાના શોખને અનુરૂપ ઓછુંવત્તું ઉપાડી લે છે. આથી ભણવાના કામમાં પણ બાળક જરાયે કંટાળતું નથી, પણ ઉલટું તે રસ અને એકાગ્રતાથી કરે છે. કેટલાં યે બાળકો કલાકોના કલાકો વાંચન પાછળ પડે છે, તો કેટલાં યે નોટોની નોટો લખી નાખે છે; કેટલાંક હિસાબ ઉપર જ મંડે છે, તો કેટલાંક સુંદર સુંદર કાલ્પનિક ચિત્રોનાં સર્જન જ કર્યા કરે છે. અને એ બધાં સર્જન એવાં હોય છે કે જે આપણી અત્યારની શાળામાં ભાગ્યે જ દેખાય. કારણ કે બાંધેલા અભ્યાસક્રમ અને સંકુચિત વર્ગશિક્ષણમાં સર્જનને અવકાશ જ ક્યાંથી હોય ? આપણી સમગ્ર કેળવણીની પદ્ધતિની એ મૂળભૂત ખામી છે એકડે એકથી માંડીને તે ઠેઠ કૉલેજના જીવન સુધી બધે, બાળકને અમુક બીબા જેવા ઢાળી રાખેલા ચોક્કસ બંધિયાર અભ્યાસક્રમના ચોકઠામાંથી જ પસાર થવાનુ હોય છે. એને પરિણામે સર્જનશક્તિ મારી ન જાય તો બીજું શું થાય ?



## ગાંધીજી–સ્ત્રી સ્વાતંત્ર્યવાદી

[ આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય

મહાત્માજી સ્ત્રી-સ્વાતંત્ર્યવાદી છે. આખાંયે આર્યાવર્તમાં, પડદાની ધુંસરીમાં રહેલાં બંગાળમાં પણ, સ્ત્રીઓ ઉપર તેમનો પ્રભાવ અપૂર્વ પડે છે. ઇતિહાસમાં પહેલીજવાર સ્ત્રીઓ પડદો ફગાવી દઇ ઝનાનાની બહાર આવી છે અને મુંબાઇમાં પણ તેઓ ચળવળમાં ભાગ લેવા માટે આગળ પડી રહી છે. કલકત્તામાંજ નહિ પણ દૂરદૂરનાં ગામડાંઓમાં તેઓએ ચોકીમાં અને પોલીસનો અનાદર કરવામાં તેમજ જાહેરનામાંઓ છતાં પ્રચારકાર્ય કરવામાં આગળ પડતો ભાગ લેવા માંડ્યો છે. બંગાળના સ્ત્રી–કેળવણીના ઇતિહાસમાં મહાત્માજીની ચળવળ ખરેખર ઇશ્વરપ્રેરિત છે. મને એવા પ્રસંગોની પણ ખબર છે, જેમાં સ્ત્રીઓએ પોતાના પતિઓનો અને સરકારી નોકરોનો અનાદર કરીને સવિનય કાયદાભંગ કરી હસતે મુખે જેલ સ્વીકારી છે.



# રજપુતાણી.

લેખકઃ રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

" જમનામૈયાકી જે. "

" આવો ગોર " કાન્તાએ ચોબાને બેસવા આસન આપ્યું.

" મૈયા આજ તો તેરે કાઠિયાવાડકી એક રાણી સત્યાગ્રહમેં જેડાઇ " ચોબાએ વ્રજભાષા મિશ્રિત ગુજરાતીમાં બોલતાં બોલતાં કાન્તા સ્હામે જોયું.

" કાઠિયાવાડની રાણી ! ? ! "

" હા મૈયા ! "

" કીયા રાજાની રાણી ? "

એ ઉપર જ સાંભળ્યા નથી પણ ન્ય શાળાઓમાં પ્ર. વાત આજ સહુને મુખે માતાપિતાને લ્હી એક રાણી આવ્યું ! પણ આ "

સાચું ભણતર રહેલું છે. બાળ. સામની દુનિયાનો પરિચય કરે, તેને ઉગે મેળવે, પોતાની જાતને તેમાં અનુકૂ. બધું ભણતરજ છે. ખરૂં જોતાં તો પ્રવૃત્તિમાંથી જ બાળક પોતાનો સાચો મેળવે છે.

આ શાળાની બીજી વિશેષતા બાળક જે પ્રવૃત્તિ કરવા માગતું જેટલો વખત તે કરવા માગતું હે તેટલો વખત કરવાની તેને છૂટ છે. વાર કોઇ બાળક એકની એક

જ્યારે અમુક વર્ગ એમ પણ કહેતો હતો કે નામના મેળવવા માટે એ રાણીએ સત્યાગ્રહમાં નામ આપ્યું છે. આખો દિવસ મથુરામાં આજે કૃષ્ણના નામને બદલે કાઠિયાવાડની આ રજપુતાણીનું નામ એક યા બીજી રીતે સર્વ યાત્રાળુએ લીધું.

સ્હાંજ પડી. વિશ્રામઘાટ ઉપર યમુનાજીની આરતીનો વખત થયો. સેંકડો યાત્રાળુઓથી વિશ્રામઘાટ કીડીયારૂં પુરાયું હોય તેમ ચીકાર થઇ ગયો. દેશદેશના યાત્રાળુઓ શ્રદ્ધાથી આ આરતીનાં દર્શન કરવા પડાપડી કરે છે. કેટલાંકો તો યમુનાજીમાં તરતી હોડીઓમાં બેસી આ આરતીનાં દર્શનનો લ્હાવો લેય છે. ભારતવર્ષની સર્વ જાતિઓનું પ્રદર્શન ભરાયું હોય તેવા જૂદા જૂદા ઢબના પોષાકથી શોભતી સ્ત્રીઓ વિશ્રામઘાટની આરતી ઝીલવા આતુર આંખોએ આરતી તરફ જોઇ રહી હતી. આરતી શરૂ થઇ. મોટા મોટા ઘંટ અને ઝાલરના રણકારથી વાતાવરણમાં ચેતના આવી. સારોયે વિશ્રામઘાટ ભકિતભાવથી રંગાયો. આરતી પુરી થઇ અને " બોલ જમનામૈયાકી જે " ના ધ્વનીથી વાતાવરણ ગાજી ઉઠયું. જમનામૈયાની જે સાથે કોઇએ આજે " બોલ રજપુતાણી-

કી જે!" એમ મોટે સાદે જે બોલાવી. સહુનું ધ્યાન એ તરફ ગયું.

ચાર પાંચ સ્ત્રીઓની વચ્ચે શ્વેત ખાદીની સાડીમાં એક મનમોહક ચહેરો સહુને દેખાયો. એ હરિણી સરીખી ચપળ આંખ્યો, એ વાંકા નેણ, મુખ પર તરવરતું એ રાજતેજ અને ચાલમાં દેખાતી દૃઢતાથી લોકોએ જાણ્યું કે આજ રાણી છે કે જેની આજે મથુરામાં સહુ કોઇ જે બોલાવે છે.

વિશ્રામઘાટ પર યમુનાની આરતીનાં દર્શન કરવા આવેલી કાન્તાએ પણ આ રજપુતાણીના ચહેરાપરથી પારખી લીધું કે એ કોઇ રાજરાણી છે.

" ગોર મ્હારૂં એક કામ કરશો ? " કાન્તાએ પાસે ઉભેલા ચોબા સ્હામે જોયું.

" બોલો મૈયા. "

" આ રાણીને કહેશો કે કાઠિયાવાડનાં એક બ્હેન આપને મળવા માગે છે ? "

" જરૂર. "

ચોબો યાત્રાળુઓની ભીડમાંથી ઉતાવળે આગળ વધ્યો અને એ રજપુતાણી પાસે જઇ નમસ્કાર કર્યા.

" જે શ્રી કરસન મૈયા. "

" જે શ્રી કૃષ્ણ " રજપુતાણીએ બોલતાં બોલતાં ચોબા સ્હામે જોયું. પણ દક્ષિણા માગવા આવ્યો હશે એમ ધારી એના પર ખાસ લક્ષ આપ્યું નહિં.

" મૈયા આપનું એક કામ છે " ચોબાએ ચાલુ રાખ્યું.

" મ્હારૂં ?."

" હા, આપનું અમારા એક યજમાન માઇ કાઠિયાવાડનાં છે એ આપને મળવા માગે છે. "

" ખુશીથી. હું પ્રયાગઘાટ પર ઉતરી છું ત્યાં જોઇએ તો હમણાં મ્હારી સાથે આવે અથવા બીજે કોઇ વખતે આવે. "

[ ૨ ]

કાન્તા મૂળ મહુવાની રહીશ એના માબાપે એને પરણાવીને બીજે દિવસે ઇન્ફલ્યુન્ઝામાં આ જગત છોડયું. પરણીને પુરા પાંચ દિવસ ન થયા એટલામાં એનો પતિ પણ ઇન્ફલ્યુન્ઝાનો ભોગ થઇ પડયો. ઇન્ફલ્યુન્ઝા તાપના હુમલાએ કાઠિયાવાડમાં કાળો કળેળાટ વરતાવ્યો કુટુંબોના કુટુંબો એ ઝેરી તાવના ખપ્પરમાં હોમાઇ ગયાં. કાન્તાને પણ એ ઝેરી તાવ લાગુ પડયો પણ આયુષ્યની અવધને કારણે એ બચી ગઇ. પિતૃપક્ષના અને શ્વસુરપક્ષના ધનની એ એકલી માલેક બની. બન્ને પક્ષના દૂર દૂરના સગાંઓએ ધનભંડાર લુંટવાના અનેક પ્રયાસો કર્યા પણ કોઇનો હક્ક સાબિત ન થવાથી એ બંને કુટુંબના ધનભંડારનો એકલો હક્ક કાન્તાને મળ્યો. પણ કાન્તાને એ ધનભંડારે આકર્ષી નહિં. એણે તો પોતાનું સર્વસ્વ આ ઝેરી તાપમાં ગુમાવ્યું હોય અને જાણે પોતે કોઇ દુઃખી જીવ હોય એવી સ્થિતિ એની થઇ પડી. માતા પિતા અને પતિના અવસાનનો ઘા એને માટે બહુ ભયંકર હતો. પરણી ત્યારે હજુ પુરાં પંદર વર્ષ થવાની તૈયારી હતી. પાંચ વર્ષ સુધી એને પોતાના સ્વજનના મૃત્યુના ઘા સાલ્યા અને એણે એ પાંચ વર્ષો મહા મુશીબતે વિતાવ્યાં,

વીસ વરસની આ ધનિક વિધવા તરફ સહુની આંખ ખેંચાઇ. કોઇએ એનું ધન શી રીતે પડાવી લેવું એ માટે તદબીર રચવી શરૂ કરી, કોઇએ એના યૌવન તરફ તીર તાંકયાં, કોઇએ એને પોતાની બનાવવાના વિવિધ પ્રયાસ આદર્યા. પણ એ ધર બીજું હતું. જુવાની અને ધનનો નિશો કાન્તાને ચડયો ન્હોતો. વીસ વરસની ઉમર હોવા છતાં એના વિચારોમાં પ્રૌઢતા આવી હતી. પોતે એક વિધવા છે અને વિધવા-

જીવનની પવિત્રતા શી રીતે જળવાઇ રહે એ માટે એ સાવધ હતી. એને ખબર પડી ગઇ હતી કે વિધવા જીવનપર હુમલો કરનારો હિન્દુ સમાજ એને અનેક રીતે સતાવશે. પોતાની જ્ઞાતિના યુવાનો, પોતાના પડોશના યુવાનો અને ગામના છેલબટાઉઓએ અનેક પ્રકારની જાળ એને ફસાવવા પાથરેલી એણે જ્યારે જોઇ ત્યારે એને હિંદુ સમાજ તરફ તિરસ્કાર છૂટયો. જે સમાજ વૈધવ્યને પવિત્ર ગણે છે એ સમાજમાં વિધવાઓનું પતન કરવાને આટલા બધા પ્રયાસ થાય છે એ વિચારે એને કંપારી છૂટી ગઇ.

એક વિદ્વાન શાસ્ત્રી પાસે એણે ધર્મશાસ્ત્રોનું જ્ઞાન લેવું શરૂ કર્યું. શાસ્ત્રીજી વૃદ્ધ અને સંસ્કારી હતા. સાચા બ્રાહ્મણત્વના તેજથી તેજસ્વી લાગતા. એમના સત્સંગથી કાન્તાના બીજાં પાંચ વર્ષ જ્ઞાન સંપાદન કરવામાં ગયા. કાન્તા પચ્ચીસની થઇ એટલે તો એના પડોશીથી એ જુવાની જીરવી શકાઇ નહિં. એણે એક દિવસ કાન્તા પાસ આવી પોતાના દિલની વાત કહી નાંખી. કાન્તાએ એને ધૂત્કારી કાઢયો. પરિણામે એ પડોશીએ આખા મહુવામાં એકજ વાત ફેલાવી કે વૃદ્ધ શાસ્ત્રીજી અને કાન્તા આડે માર્ગે ચઢયાં છે. આસ્તે આસ્તે એ વાત કાન્તાને કાને આવી. વૃદ્ધ શાસ્ત્રીજી જેવા સાચા બ્રાહ્મણને માટે ખરાબ બોલાય એ એને બહુજ ખુંચ્યું. આ પ્રસંગથી એને આઘાત લાગ્યો. જનસમાજ આટલો બધો પતિત થયો છે એ વિચારે એને ખુબ ગુસ્સો ચડયો. એક વિધવા જ્ઞાનમાર્ગે પવિત્ર જીવન ગાળતી હોય, એને પતિત કરવા પ્રયત્ન કરવો અને એ પતિત ન થાય તો એને માથે ખોટાં આળ ચઢાવવા જે સમાજ તૈયાર થાય છે એ સમાજનો એને નાશ દેખાયો. મહુવા એને હવે ખારું ઝેર જેવું થઇ પડયું.

ગામને મોઢે ગળણું બંધાવું નથી. તેમાંય અજ્ઞાન સમાજને તો ખોટી વાતો, ખોટી નિંદા અને બીજાનું અહિત કરનારી ચર્ચા ખૂબ ગમે છે એટલે કાન્તાને આખરે મહુવા છોડવું પડયું. મહુવા છોડી મથુરામાં બાકીનું જીવન પુરૂં કરવું અને જે સંપતિ છે એનો બની શકતો સદુપયોગ કરવો એ વિચારે કાન્તા મથુરાવાસીની બની.

[ ૩ ]

“ આપનું ગામ ?” કાન્તા સ્હામે મીટ માંડતાં રાજરાણીએ પૂછ્યું.

“ મહુવા. ”

“ ઓહો ત્યારે તો આપણે એકજ ભૂમિનાં સંતાનો. ”

“ મ્હેં સાંભળ્યું કે આપ કાઠિયાવાડનાં છો એટલે જ આપને મળવાની ઇચ્છા થઇ.”

“ બહુ સારું કર્યું. મ્હને જ્યારે આપના ચોબાજીએ પૂછ્યું કે આપ મળવા માગો છો ત્યારે હું બહુજ રાજી થઇ. અહિં કેટલા વખતથી વસો છો ?”

“ પાંચેક વર્ષ થયાં ” કાન્તાએ પ્રયાગઘાટને અડીને વહેતાં યમુનાજીનાં ઉછળતાં નીર તરફ જોઇ નિસાસો નાખ્યો.

રજપુતાણીની ચકોર આંખ્યોએ કાન્તાના મનોભાવ પારખી લીધા.

“ સતત અહિં જ રહો છો. ”

“ હા જી. ”

“ કુટુંબમાં કોણ કોણ છે ?”

પાંચ વર્ષથી પોતાના દેશનું એવું કોઇ પણ સ્વજન મળ્યું ન્હોતું જેની પાસે એ પોતાનું દીલ ઠાલવે. આ રજપુતાણીને જોતાં એને એની માતા યાદ આવી અને પોતાના મનપર જે 'કાણુ 'હતો એ કાણુ ખોઇ દઇ એ ધ્રુસકે ધ્રુસકે રડી

## હિન્દનું રાષ્ટ્રીય સૈન્ય



આચાર્ય રૉય શ્રી હિન્દુસ્થાની સેવાદળની સ્વયંસેવિકાઓની કવાયદનું નિરીક્ષણ કરી રહ્યા છે.

હિંદનું રાષ્ટ્રીય સૈન્ય



શ્રી હિન્દુસ્થાની સેવાદળના સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓની કવાયતનું નિરીક્ષણ કરતા આચાર્ય રૉય.

રજપુતાણીએ એને રડવા દીધાં. એણે જાણી લીધું કે એ બાધ એના દિલનો ભાર ઓછો કરે છે.

"કહો એવાં તે શાં દુઃખ છે કે આ પવિત્ર સ્થળમાં રહેવા છતાં આવી સ્થિતિમાં છો ?" આંસુ લુછતી કાન્તાના મુખ સ્હામે જોઇ રજપુતાણીએ પ્રશ્ન કર્યો.

"દેશનું પંખી પણ વ્હાલું લાગે એ દ્રષ્ટિએ મ્હારી જન્મભૂમિનાં આપ છો એટલે તમારાથી મો છૂટું મૂકાઇ ગયું એ માટે માફી માગું છું."

"નહિ નહિ. જરૂર આપની જીવનકથા મને સ્હમજાવો. આપણે બ્હેનો છીએ એમજ માનો."

રજપુતાણીના આગ્રહથી કાન્તાએ પોતાની જીવનકથા ટૂંકમાં કહી સંભળાવી. કાન્તા જ્યારે પ્રસંગો કહેતી હતી ત્યારે રજપુતાણીના મુખપર ભાવો બદલાતા હતા. એ જીવનકથા પુરી થાય એ પહેલાં એ રજપુતાણીએ પોતાની આંખોમાં આવતાં આંસુ અટકાવ્યાં.

"કાન્તાબ્હેન ઠીક થયું કે આપણે આજે મળ્યાં. હું માનતી હતી કે મ્હારા જેવું જગતમાં કોઇએ દુઃખ નહિ જોયું હોય પણ આજે મ્હને ખબર પડે છે કે હિંદુ સમાજની પડતીનાં કારણોમાં આ બ્હેનોનાં આંસુડાંએ મોટો ભાગ ભજવ્યો છે. સાંભળો મ્હારી કથા કહું. ત્યારે આપને ખબર પડશે કે આપણો સમાજ ક્યાં સુધી નીચે ઉતર્યો છે. રજવાડામાં જન્મવા માટે જો કોઇ આતુર હોય તો એને હું હાથ જોડીને પ્રાર્થના કરું છું કે કોઈ પણ રાજકુટુંબમાં જન્મવા કરતાં એક પ્રમાણિક ગરીબ ખેડુતને ત્યાં જન્મવું એ હજાર દરજ્જે સારૂં છે.

ઝાલાવાડમાં હું એક ગરાસિયાને ત્યાં જન્મી. રજપુત કુળની સર્વ વિધીઓ પ્રમાણે હું ઉછરી. બાર વર્ષની થઇ એટલામાં મ્હારાં માગાં આવે છે એવી વાતો થઇ. મારવાડના કોઇ વૃદ્ધ રાજવીનું માગું સ્વીકારશો એવું દરબારગઢની ડેલીએથી સંભળાયું. બદલામાં મ્હારા બાપુને મારવાડમાં સારો ગીરાસ મળે એવી તદબીર થઇ. મ્હારી માતાએ વિરોધ કર્યો. નવરોદીએ ઘડેલી પ્રભુની પુતળી સરીખી મ્હારી દીકરીને ગીરાસને લોભે વૃદ્ધ રાજા સાથે પરણાવું તો રજપુતાણીનાં તેજને ઝાંખપ લાગે, એવાં વાક્યો કહી એણે મ્હારા પિતાને વાર્યા. મ્હારી માતાના મજબુત મનોબળ આગળ મ્હારા પિતાને નમવું પડ્યું. એક હુમલો વીતી ગયો.

જુવાનીના છડીદારોએ પોકાર કર્યો હોય એવું મ્હારૂં શરીર ખીલવા મંડયું અને હું પણ મ્હારી માતા સાથે ઓઝલમાં પુરાઇ. રજપુતાણી એટલે સમગ્ર સ્ત્રીસમાજમાં જીવનમાં હરેક ક્ષેત્રમાં આગળ આવી શકે એવી શકિત, પણ એ શકિતને રજપુતોએ ઓઝલ પડદે પુરી છે. પડદો મ્હને બહુ ખુંચતો હતો. નજરકેદ જેવું જીવન ગુજારવું મ્હને ગમ્યું નહિ. એટલે રાતને વખતે બે ખવાસણને લઇ હું ગામ બહાર અમારી ફુલવાડીમાં જતી અને મધરાત સુધી અજવાળીયામાં ચંદ્રમાનાં તેજ પીતી. દિવસનાં તો દરબારગઢ છોડી બહાર નીકળાય જ નહિ. રાતનાં આખું ગામ સુઇ જાય પછી જ બહાર નિકળાય. એવો નિયમ હોવાથી હું ફુલવાડીમાં જાઉં છું એ વાત કોઇને ખબર હતી નહિ. મ્હારી સાથે આવનારી બે ખવાસણોમાંથી એક ખૂટી અને ચાર વર્ષ પ્હેલાં જે વૃદ્ધ રાજાનું માગું આવ્યું હતું એનાં માણસોએ એ ખવાસણ પાસેથી મ્હારી દીનચર્યા જાણી લીધી. એક રાતે ફુલવાડીમાં મધરાતે ચંદ્રમાનાં તેજ હું ઝીલતી હતી એવામાં એ વૃદ્ધ રાજાના દલાલોએ મ્હારાપર

હુમલો કર્યો. કુલ ત્રણ જણા હતા. તેમાં બે બ્રાહ્મણ અને એક રજપુત હતો. ઓચિંતો હુમલો થયેલો જોઇને હું ગભરાઇ ગઇ. પણ મ્હારી માતા પાસેથી રજપુત જીવનની વાતો બહુ સાંભળેલી અને રજપુતાણીનાં પરાક્રમોની કથાઓથી હું વાકેફ હતી. એટલે બીજી પળે સાવધ થઇ. મ્હને પકડવા આવનાર સ્હામે હું ધસી. ફુલવાડીમાં પડેલ ગાડામાંથી બે આડાં ખેંચી કાઢી મ્હેં હુમલો કરનારાઓનો સામનો કર્યો. પહેલે ફટકે એકનું માથું ફોડ્યું. એટલે એ ભાગ્યો. બીજા બે મ્હારી સ્હામે થયા પણ હવે તો મ્હને ખરું જોમ આવ્યું હતું. રજપુતાણીનું સાચું ધાવણ મ્હારી રગરગમાં ભરેલું હતું. મ્હેં તેટલાજ જોરથી બીજાનું માથું ફોડ્યું. ચંદ્રમાના તેજમાં મ્હેં ત્રીજાને ઓળખ્યો. એ મ્હારા કાકાનો છોકરો હતો.

સજ્જન ! તું પણ આવાં કાવતરામાં ભળ્યો છે ? રજપુતાણીનાં દૂધ પીનારા આવાં કામો કરશે ત્યારે રજપુત સમાજનો નાશ થશે એ તું નથી જાણતો ? પેટ ન ભરાતું હોય તો ફોડી નાખ પણ રજપુતાણીની કુખને લજવનારાં આવાં કામ કરીશ નહિ.

સજ્જન શરમાઇ ગયો અને માફી માગતો ચાલ્યો ગયો.

તે દિવસથી મ્હેં ફુલવાડીમાં જવું બંધ કર્યું. હું હવે ચોવીસે કલાક ઓઝલમાં પુરાઇ. આ પ્રસંગને પંચેક અઠવાડીયાં વિત્યાં હશે અને એક રાતે હું સુતી હતી ત્યાંથી મ્હને પાંચ જણાઓએ મોઢે ડુચા મારી ઉપાડી. મ્હને કંઇક સુંઘાડી બેભાન કરી અને જ્યારે મ્હારી આંખો ખુલી ત્યારે મ્હને જણાવવામાં આવ્યું કે મારવાડ પ્રદેશના એ વૃદ્ધ રાજાની હું રાણી બની છું કે જે રાજા વર્ષોથી મ્હને મેળવવા કોશીશ કરતો હતો. મ્હારા પિતાને એ રાજવીએ અમુક ગીરાસ આપ્યો છે એમ મ્હેં સાંભળ્યું પણ ત્યારપછી આજ દિવસ સુધી એ પિતાનું મ્હેં મોઢું જોયું નથી. એ વૃદ્ધ રાજા વિષયનું પુતળું હતો. સારીયે રાજપુતીને લાંછન લગાડે એવાં એનાં કૃત્યો હતાં. કાન્તા બ્હેન એમને માટે કંઇ પણ બોલવું એ એક પ્રકારનું પાપ છે પણ ટુંકામાં કહું તો રાજપુતીનો એક પણ સદ્ગુણ એને સ્પર્શ કરી શક્યો ન્હોતો. મ્હને ઓઝલમાં રાણી તરીકે પુર્યા પછી એણે જોરજુલ્મથી લગ્નવિધી કર્યો અને પોતે મ્હારા હકદાર સ્વામી બન્યા. પ્રજામાં રાજરાણી ગણાતી રાણીઓની કેવી દુર્દશા હોય છે એ મ્હેં જાતે અનુભવ્યું. જડ સંચાઓ જેવું એ જીવન પ્રભુ કોઇને ન જીવાડે. મ્હારા લગ્ન પછી એક વર્ષમાં તો એણે બીજી બે જુવાન કન્યાઓને ઓઝલમાં બેસાડી. શયતાનનો વાસ આ રાજમહેલોમાં થયો હોય તેમ ચોવીસે કલાક ખરાબ વ્યસનો અને ખરાબ આચરણનું વાતાવરણ જામેલું મ્હેં જોયું. પુરા ત્રણસો પાંસઠ દિવસ થાય તે પહેલાં એ વૃદ્ધ રાજવીનું દારૂની બાટલીઓ સાથે મૃત્યું થયું. રાજગાદી માટે વાંધો ઉઠયો. એમને સાત સાત રાણીઓ છતાં એક પણ સંતાન ન્હોતું. મૃત્યું પહેલાં એક વાઘરીના તુરતમાં જન્મેલાં બાળકને મ્હારૂં ગણાવવા માટે અનેક પ્રકારની તદબીરો રચાઇ. પણ મ્હેં સાફ સાફ શબ્દોમાં એ પાપ કરવાની ના પાડી. રાજાના મૃત્યુ પછી મ્હારા પિતા મારા રાજહક માટે લડવા આવ્યા. મ્હેં એ પિતાનું મુખ પણ ન જોયું. એક રાતે મ્હારી પાસે જે કંઈ થોડું ઘણું ઝવેરાત હતું તે લઇને એક દાસીની સહાયથી હું એ દોજખમાંથી છુટી કાશી થઇ અહિં આવી. અહિં આ તિર્થક્ષેત્રમાં પણ મ્હને શાંતિ મળી નહિ. એટલે મ્હને લાગ્યું કે કર્મયોગ સિવાય મ્હારા જેવા જીવને શાંતિ નહિ

વળે, બહુ વિચાર પછી મ્હને લાગ્યું કે દેશ-સેવા સાધી આ જીવનનું કંઇ સાર્થક કરવું. સત્યાગ્રહની ચળવળનો મ્હેં શાંતિથી અ-ભ્યાસ કર્યો.

પરિણામે મ્હને જણાય છે કે મહાત્માજી જેવા પવિત્ર પુરૂષે ઉપાડેલી આ ચળવળથીજ દેશનો ઉદ્ધાર થશે અને એમાં હું કંઇક સેવા સાધી શકું તો મ્હારૂં સદ્ભાગ્ય રાણી કહેવરાવવા કરતાં સેવિકા થવામાં મ્હને જીવનનું હવે સાર્થક લાગે છે.

કાન્તાને મથુરામાં આ રજપુતાણીનો સહવાસ રૂચ્યો. એ બન્ને બહેનપણીઓ થઇ. રજપૂતાણીના સહવાસથી કાન્તાને પણ દેશ-સેવાની લગની લાગી.

રાજરાણી સરીખી પોતાની બહેનપણીને દેશને ખાતર મૃત્યુને પણ વધાવવા તૈયાર થયેલી જોઇને પોતે પણ એની સાથે જોડાઇ. બન્નેએ અમદાવાદમાં જઇ સત્યાગ્રહની ચળવળમાં પોતાનું સર્વસ્વ અર્પણ કરવાની તૈયારી કરી.





## અમેરિકામાં નિરક્ષરતા સામે લડત — [ ડૉ. સુધીન્દ્ર બોઝ

યુનાઇટેડ સ્ટેટ્સમાં ૧૯૩૦ની વસતી ગણત્રી થયા બાદ બધાયે નિરક્ષરોનાં નામ અને સીરનામાં નિરક્ષરતા દૂર કરવા માટે સભાવાળાઓને સોંપવામાં આવનાર છે. નિરક્ષરતા સામે લડત ચલાવવામાં વસતી ગણત્રી કરનારાઓ આ રીતે પહેલી જ મદદ કરશે.

કોઇ પણ ભાષામાં લખી ન શકે તે માણસ નિરક્ષર. ૧૦ વર્ષ પહેલાં થયેલી છેલ્લી વસતી ગણત્રી વખતે માલમ પડયું હતું કે વસતીના ૬ ટકા નિરક્ષર છે. ઇઓવા સ્ટેટમાં ૯૯ ટકા વસતી નિરક્ષર છે. આ આંકડો નીચામાં નીચો છે. લુઇસીઆના સ્ટેટમાં ૭૯ ટકા લોકો લખી વાંચી શકે છે. આ ઉંચામાં ઉંચો આંકડો છે. ડેનમાર્ક, સ્વીડન, સ્વીટ્ઝરલેન્ડ, જર્મની અને ઇંગ્લાંડ અને વેલ્સમાં પણ યુનાઇટેડ સ્ટેટ્સના કરતાં ઓછી નિરક્ષરતા છે.

આ વર્ષની શરૂઆતથીજ નિરક્ષરતા માટેની રાષ્ટ્રીય સલાહકાર સમિતિએ નિરક્ષરતા સામે વિસ્તૃત લડાઇ ઉપાડી છે. પ્રેસીડન્ટ હુવરની સંમતિથી ફેડરલ સરકારે આ સમિતિ નીમી હતી. આ સમિતિ સાથે રાજ્યનાં કેળવણીને લગતાં મંડળો પણ કામ કરી રહ્યાં છે. તેઓ નિરક્ષરોને વસતી ગણત્રીની શરૂઆત થાય તે પહેલાં લખતાં વાચતાં કરી દેવા અત્યંત ઝહેમત ઉઠાવી રહ્યા છે. કેળવણીની જ્યોતિ ઘરે ઘર પ્રસારવા માટે સમિતિએ વિગતવાર યોજના ઘડી કાઢી છે. લૂઇસીઆના, જ્યોર્જીયા, દક્ષિણ કેરોલીના, મીસીસીપી, અને અલાબામા, આ પાંચ દક્ષિણનાં રાજ્યોમાં નિરક્ષરતાનું પ્રમાણ સૌથી વધારે છે; એટલે ત્યાં નિરક્ષરતાનું કલંક દૂર કરવા માટે પ્રવૃત્તિ ઉપાડવામાં આવી છે. અમેરિકાના ઇતિહાસમાં આવો વિસ્તૃત પ્રયત્ન કદિયે થયો નહતો.

પુખ્ત વયનાઓને શિખવવાની પદ્ધતિ ઘણીજ સાદી છે. એક નરમ પદાર્થમાં સખ્ત તીણા હથિયારથી નિરક્ષરનું નામ કોતરવામાં આવે છે. તે પછી તેને એ નામ લખતાં આવડી જાય ત્યાંસુધી તે ઉપર ચીતરવાનું જણાવવામાં આવે છે. એટલું આવડી જતાં નામ ઉપરાંત બીજું લખતાં શિખવવામાં આવે છે. ત્યાર બાદ વાંચતાં શિખવવાનો પ્રયત્ન તો નિરક્ષરને શીખવા માટે લલચાવવાનું છે.



# ભવિષ્યની પ્રજાને કેમ ઉછેરશો ?

લેખકઃ રા. નર્મદાશંકર વ. દ્વિવેદી

સ્ત્રી શિક્ષણમાં અતિ મહત્ત્વનો પ્રશ્ન બાળ ઉછેરનો છે. બાળકોનાં શરીર સુદૃઢ, મજબુત નિરોગી અને સુંદર થાય એ દૃષ્ટિથી જ નહીં, પણ તેઓનો માનસિક તેમજ બૌદ્ધિક વિકાસ બને તેટલો વધુ થાય એ દૃષ્ટિથી આ પ્રશ્ન વિચારવાની જરૂર છે.

ભાવિ પ્રજાની શારીરિક અને માનસિક સંપત્તિને લગતો અતિ મહત્ત્વનો આ પ્રશ્ન આપણે ત્યાં ઘણો ઓછો—નહીં જેવો કહીએ તો પણ ચાલે—ઉકેલાયો છે. આ વિષયની ચર્ચા પણ વર્તમાનપત્રો અને સામયિકોમાં ઓછી થાય છે, કારણ કે આપણને હજી એનું મહત્ત્વ પૂરેપૂરૂ સમજાયું નથી.

જેવી રીતે બહુ લાંબો વિચાર કર્યા વગર લગ્નમાં જોડાનાર બે વ્યક્તિઓના ગુણદોષનો-તેમની શારીરિક અને માનસિક સ્થિતિનો વિચાર કર્યા વગર લગ્ન ગોઠવવામાં આવે છે, તેવીજ રીતે એ લગ્નમાં જોડાનાર દંપતી બહુ ઊંડો અગર તો જરા પણ વિચાર કર્યા વગર પ્રજોત્પત્તિ કરે છે અને પછી બાળકોને ઉછેરવાના જ્ઞાનને અભાવે, આર્થિક સ્થિતિ ખરાબ હોવાને કારણે કે અન્ય કોઇ કારણે ભાવિ પ્રજાને વીસમી સદીના વાતાવરણમાં માથું ઉચું રાખી ઉભી રહેવા લાયક બનાવી શકતાં નથી.

બાળકોમાં કેટલાક ગુણો અને દુર્ગુણો વંશપરંપરાથી ઉતરતા આવે છે, તે બાદ કરતા તેના જન્મ્યા પછી તેને ઉછેરવામાં જો બરાબર ધ્યાન આપવામાં આવે તો, બાલમાનસનો અભ્યાસ કરી નવીજ દૃષ્ટિથી તેને ઉછેરવામાં આવે તો આજનું બાળક ભવિષ્યમાં હિંદનું ઉપયોગી શહેરી થઇ પડયા વગર રહેશે નહીં.

બાળઉછેરના જૂના વિચારો, કેળવણી તેમજ બાળમાનસશાસ્ત્રના જ્ઞાનને અભાવે હજી મોટા પ્રમાણમાં પ્રવર્તે છે. એ વિચારોનું પરિવર્તન જેમ ત્વરાથી થશે તેમ તેમ ભાવિ પ્રજા આજના કરતાં વધારે સારી ઘડાશે.

એટલા માટે ભણેલી બહેનોએ, સ્ત્રીઓની તમામ સંસ્થાઓએ સ્ત્રી કેળવણીની તમામ પ્રવૃત્તિમાં બાળઉછેરનું જ્ઞાન બાળમાનસશાસ્ત્રની દૃષ્ટિથી અપાવાની ખાસ જરૂર છે. સ્ત્રીના ચારિત્ર અને શિક્ષણ ઉપર જેમ ભાવિપ્રજાનો આધાર છે તેમ બાળકને કેવી રીતે બચપણમાં ઉછેરવામાં આવ્યું છે તેના ઉપર એ બાળકનું ચારિત્ર અને માનસ ઘડાવાનો પણ આધાર છે.

યૂરોપ અને અમેરિકામાં બાળકોને પદ્ધતિસર ઉછેરવામાં આવે છે. તેની પ્રજા અન્ય પ્રજાઓ કરતાં કેટલાક ગુણોમાં ચઢીયાતી થાય છે. આપણા દેશમાં પણ અંગ્રેજો, પારસીઓ વગેરેનાં તેમજ કેટલાક સુશિક્ષિત હિંદીઓના છોકરાંઓને જોતાંજ આ-

ણને લાગે છે કે સામાન્ય છોકરાંઓ કરતાં ઓ કાંઇક જૂદાં છે. આ તેમને ઉછેરવાની દ્ધતિનું જ પરિણામ છે.

અલબત્ત આમાં આર્થિક સ્થિતિ સારો ભાગ ભજવે છે; છતાં સામાન્ય સ્થિતિનાં માણસો પણ કેટલીક બાબતો અમલમાં મૂકી શકે એવી છે.

સામાન્ય માબાપો ધારે છે કે બાળકો જન્મે છે ત્યારે સારાં હોય છે; પણ આમ ધારવું ભૂલભરેલું છે. તેઓ સારાં કે ખરાબ બેમાંથી એક્કે હોતાં નથી. સારૂં કે માઠું



શું કહેવાય તેની તેમને ખબર પણ હોતી નથી. એ જ્ઞાન માબાપો તેમને આપે છે. અમુક રીતભાત સારી કહેવાય કે આ પોતાનું, અને આ પારકું, કહેવાય એ જ્ઞાન માબાપો પાસેથી તેઓ મેળવે છે. અમુક ચીજ પોતાની કરવી એ સ્વભાવસિદ્ધ છે. એટલે બાળક કોઇની કાંઇ ચીજ ઝુંટવી લે તો તેમાં ગુસ્સે થવાનું કારણ નથી. એથી એમ નથી સમજવાનું કે એ મોટું થતાં પણ બીજાઓની ચીજો ઝુંટવી લેશે.

બાળકો અનુકરણશીલ છે માબાપો જેમ કરે છે તેમ તેઓ કરે છે દરેક માબાપોએ યાદ રાખવું જોઇએ કે જન્મ્યા પછીથી તુર્તજ બાળક માબાપનું અનુકરણ કરવા માંડે છે; એટલે જે લક્ષણ બાળકમાં દાખલ કરવાં હોય તેવાં લક્ષણો માબાપોએ રાખવાની જરૂર છે.

જ્યાં સુધી બાળક સમજણું થયું ન હોય ત્યાં સુધી તે માબાપના કહેવા પ્રમાણે વગર વિચાર્યે કરે છે, પણ તેનામાં વિચાર શક્તિ આવે છે ત્યારે તે ઘણીયે વાર તેમના કહ્યા પ્રમાણે નથી કરતું. આવે પ્રસંગે જે વસ્તુ બાળકને લાભકર્તા હોય તે તેની પાસે સમજાવી અગર બીજી રીતે પણ કરાવવી જોઇએ.

દાખલા તરીકે ખોરાકની બાબત. ઘરમાં તૈયાર કરેલી ચીજ બાળક ખાવાની ના પાડે તો તેને તે માટે લાલચ ન આપવી, તેમ તેને કઇ ચીજ ગમે છે અને કઇ નથી ગમતી એમ પૂછી તેના કહેવા પ્રમાણે ન કરવું પણ આપણો આપેલો ખોરાક ના ખાય તો તે લઇ લેવો અને ફરીવાર જમવાનો સમય થાય ત્યાં સુધી કશું ન આપવું. આથી માબાપો જે આપે તે બાળકે ખાવું જોઇએ એવી તેના મન ઉપર અસર થશે અને એ બાબતમાં તેના કરતાં તમારૂં જ્ઞાન વધારે છે એમ તે માનતું થશે. ટુંકામાં આ રીતે તે

શિસ્ત શીખતુ થશે આમા બાળકનું વ્યક્તિત્વ ગુગળાઇ જવાનો ભય ના રાખતા કારણકે વ્યક્તિત્વને નામે ઘણીવાર ખરાબ ટેવો અગર આગ્રાભગને પોષવામા આવે છે

બાળકની ઉમ્મર ત્રણ વર્ષની થયા પછી સજા કરવી કે નહીં એ પ્રશ્ન ઉભો થાય છે, બાળકેળવણીના હીમાયતીઓ બાળકને સજા ન કરવાના મતના છે હુ પણ સામાન્ય નિયમ તરીકે સજા કરવા કરતા સમજાવીને કામ લેવાનુ પસદ કરુ છુ

બાકી બધા બાળકો એક જ સરખા સ્વભાવના હોતા નથી એટલે તેમને કેળવવામા, તેમની સાથે કામ લેવામા તેની પ્રકૃતિ-સ્વભાવ જાણી લેવાની ખાસ જરૂર છે અને તે પછી જ તેની સાથે કેમ વર્તવુ તે નક્કી કરી શકાય



તોપણ બે બાબતો તદ્દન અનિચ્છવા યોગ્ય છે એક તો તેને ચીઢવવુ નહીં અને બીજુ તેને લપાટ કે કાઇ મારવુ નહીં બાળકને સમજાવો, જરૂર પડે તો ધમકી આપો, કદાચ શિક્ષા કરો અને પછી એ વાત પડતી મૂકો જે બાળકને વારવાર ચીઢવવામા આવે છે-ટોકવામાં આવે છે તે રીઢુ બની જાય છે તેની તેના ઉપર કશીજ અસર થતી નથી જ્યારે જ્યારે બાળક કાઇ ખોટુ કામ કરી બેસે ત્યારે ત્યારે દરેક વખતે તેના ઉપર ચીઢાવુ નહીં જ્યારે તેનાથી કાઇ નજીવો વાક થયો હોય ત્યારે પ્રસંગોપાત્ત તે જતો કરો બાળકને ઠપકો જેમ ઓછો અપાશે તેમ તેમ તેની અસર બહુ થવાની

બાળકો સામાન્ય રીતે રમતીયાળ હોય છે, એટલે તેઓને રમવાની બને તેટલી અનુકૂળતા કરી આપવી જોઇએ તેઓ કાઇ પણ કારણથી નારાજ ન થાય એ જોવું જોઇએ અને ઘરમા જેમ મોટેરાઓ પોતાની સગવડનો પ્રથમ વિચાર કરે છે, તેમ થવાને બદલે બાળકોની સગવડનો પણ સાથોસાથ વિચાર કરવો જોઇએ

બાળકોને કશાથી પણ બીવરાવવા ન જોઇએ કારણ કે બચપણમાથી અમુક બીક પેસી જાય છે તે મોટી ઉમ્મરે પણ જતી નથી દાખના તરીકે પોલીસ કે સીપાઇને બોલાવવાની ધમકી કદિ ન આપવી બાળકોને સમજાવવુ કે કાળા ડ્રેસવાળો પોલીસ પ્રજાનુ રક્ષણ કરવા માટે રાખવામા આવે છે, વળી ભૂલેનાને રસ્તો બતાવવા માટે તેમજ

બીજી જરૂરી માહિતી અને મદદ માટે રાખેલા હોય છે. એટલે એનાથી બીવાને બદલે જરૂર પડતાં તેની પાસે જઈ મદદ મેળવી શકાય છે એમ બાળકને સમજાવવું જોઈએ. માત્ર જેઓ મારફાડ કે ચોરી કે કાયદાની વિરૂદ્ધ વર્તતા હોય છે એ લોકોનેજ પોલીસથી ડરવાનું છે. આટલી માહિતી આપવાથી બાળક પોલીસથી ડરતું નથી.

બાળકને દાક્તરથી પણ ડરતો ના બનાવવો જોઈએ. દાક્તર આપણાં દુઃખદરદ મટાડે છે, આપણી બગડી ગયેલી તબિયત સુધારે છે અને મંદવાડમાં આપણને દવા આપી રોગ દૂર કરે છે, એવું જ્ઞાન બાળકોના મનમાં ઠસાવવાથી તે દાક્તરનું નામ સાંભળી ડરશે નહીં.



આ દેશમાં તો બાળકોને નિશાળમાં જવાની બીક બતાવવામાં આવે છે. 'તોફાન કરીશ તો નિશાળે મોકલીશ' એમ કહેનારી માતાઓ નથી સમજતી કે આથીજ બાળકને નિશાળમાં જવું ગમતું નથી અને શિક્ષક બાળકને મન માર મારનાર કે બીજી રીતે હેરાન કરનાર વ્યક્તિ લાગે છે, અને નિશાળ કેદખાનું લાગે છે. આપણાં બાળકો હસતાં હસતાં નિશાળે નથી જતાં તેનું એક કારણ એ પણ છે કે મૂળથીજ બાળકોના મનમાં નિશાળ માટે ખરાબ ગણી ઉત્પન્ન કરી બીક પેસાડવામાં આવે બાવાને બોલાવવાની બીક પણ કેટલ માતાઓ બતાવે છે. આથી છોકરું બી બની જાય છે અને મોટી ઉમ્મર થતાંય બીક ખસતી નથી.

અંધારામાં બીક લાગવી એ સ્વાભા નથી, પણ આપણેજ એવું વર્તન કર છીએ. અંધારાથી ડરવાનો અગર તો બ કને ડરાવવ અણ સમજ પ્રયાસ કર છીએ કે ક બાળક અં રામાં જતાં છે, અને અંધારાની કાયમ રહી છે. આવ બીક વીંછ સાપ વગેરે માં નીકળે માબાપની ળાઈ જો બાળકોને છે. મા બાપે પોતાની ન ળાઈઓ બને તેટલી દૂર કરવી અને કરીને બાળકોની નજરે ના પડવા દેવી જેથી તેની છાપ બાળકો ઉપર પડે.

બાળક જ્યારે કાંઈ સારૂં કામ કરે, કે હિમ્મત બતાવનારૂં કામ કરે, ત્યારે તે યોગ્ય પ્રસંશા કરવાનું ભૂલવું નહીં. પ્રકારે શાબાશી આપવાથી બાળકને એ કાર્યો કરવાનું ઉત્તેજન મળે છે; અને તાને માટે ઉંચો અભિપ્રાય બંધાતો જાય

બાળકને કાંઇ ઇજા થાય કે અકસ્માત થાય કે માંદું પડે ત્યારે તેને થયેલી ઇજાની અતિશયોક્તિ કરી ગભરાવી મૂકવું નહીં. જો ઇજા જલદી મટી જાય એવી હોય તો એમજ કહેવું. આથી તેને એક જાતનો આનંદ થશે અને તેનું દર્દ હલકું પડતું જશે.

કોઈ પણ પ્રસંગે બાળક સાથે ખોટું બોલવું નહીં. એથી બાળકનો આપણામાંથી વિશ્વાસ હઠી જાય છે, પરિણામે આપણે માટે તેનું માન ઓછું થાય છે અને છેવટે તે પણ જુઠું બોલતાં શીખે છે.

બાળક સજાની બીકે જુઠું બોલવા તત્પર થાય છે, માટે નિષ્કારણ સજાની બીક તેનામાં પેસવા ન દેવી, તેમ તેને બહાદુર, હિમ્મતવાન બનવાનું કહેવુ અને સજાથી બીહી જુઠ્ઠુ બોલવુ એ તો નામર્દાઇ છે, બાયલાપણું છે, એમ સમજાવવુ. આથી બાળક સાચી વાત કહેવા તૈયાર થશે.

બાળકની જીજ્ઞાસા તીવ્ર હોય છે. તે અવનવા સવાલો પૂછ્યા કરે છે. કેટલીક વાર તો આપણને વિચિત્ર લાગે એવા પ્રશ્નો પણ પૂછે છે. એ પ્રશ્નોનો આપણે સમાધાનકારક જવાબ આપવો જોઇએ, આમ કરવાથી તેમની જીજ્ઞાસાવૃત્તિ સંતોષાય છે, તેમને નવું જ્ઞાન મળે છે, બુદ્ધિ અને વિચારશક્તિ બન્ને વિકાસ પામે છે. જે માબાપો બાળકોના પ્રશ્નોનો ઉત્તર ન આપતાં તેમને ચૂપ કરી દે છે તેઓ તેમની નવુ જાણવાની વૃત્તિ દાબી દે છે અને એ રીતે એમના બુદ્ધિવિકાસને અટકાવે છે. આટલા માટે માબાપોએ પોતાનું સામાન્ય જ્ઞાન જેમ બને તેમ વધારતા જવાની જરૂર છે.

દરેક માબાપે પોતાનાં બાળકોના શિક્ષણ માટે તેમજ તેમની સાથે વાર્તાલાપ કરવા દરરોજ થોડો સમય તો લેવોજ જોઇએ. આમ કરવાથી પરસ્પર સ્નેહની અભિવૃદ્ધિ થાય છે અને ગૃહનું વાતાવરણ આનંદજનક બની રહે છે.

બાળકો માટે યોગ્ય બાલ સાહિત્યની પણ એટલી જ અગત્ય છે. બાળકોનાં શરીર શણગારવા માટે જેમ કપડાં આદિની માબાપો કાળજી રાખે છે, તેજ પ્રમાણે તેમનાં મનને શણગારવાની કાળજી રાખવી જોઇએ અને તે માટે બની શકે તેટલું બાળસાહિત્ય ઘરમાં વસાવવું જોઇએ અને બાળકોને તેમાં રસ લેતાં કરવાં જોઇએ.

બાળકોને રમત ગમત બહુજ ગમે છે, એટલે બની શકે તેટલો વધુ વખત તેમને રમવા દેવાંની જરૂર છે. બાળકો અંદર અંદર આનંદથી રમે એ પ્રકારની ઘરમાં સગવડ હોવી જોઇએ અને ક્વચિત્ ક્વચિત્ માબાપોએ પણ તેમની રમતમાં ભાગ લેવો જોઇએ. બાળકોના શરીરનો વિકાસ સાધવામાં રમત ગમત બહુજ મહત્ત્વનો ભાગ ભજવે છે.

બાળકોને કામ કરવાની બહુજ હોંશ થાય છે. માતાને કામ કરતી જોઇ બાળક પણ તે કામ કરવા મંડી જાય છે. માતાને પાણી ભરતી કે રોટલી વણતી જોઈ બાળકો રોટલી વણવા અને પાણી ભરવા મંડે છે. બાપાને વાંચતા કે લખતા જોઇ બાળક પણ વાંચવા અને લખવા પ્રેરાય છે. બાળકની આ મનોવૃત્તિ સ્વાભાવિક હોઇ તેને દાબી ન દેતાં તેની પાસે તેનાથી બની શકે એવું કામ કરવા દેવાની જરૂર છે. આથી તેનું ચિત્ત પ્રસન્ન થશે અને કામ કરવાની અગત્ય પણ તે સમજશે.

કેટલાંક માબાપો નાનાં બાળકો અમુક કામ બગાડશે અગર ચીજો ભાંગશે ફોડશે એવી બીકે તેમને કામ કરવા દેતાં નથી. આથી બાળકો નારાજ થાય છે, એટલું જ નહીં, પણ તેઓમાં મોટાં થતાં કામ કરવા તરફ અણગમો થાય છે.

શ્રી. સુભદ્રાબ્હેન દવે



પીઠાંની ચોકી માટે રૂ. ૧૦૦ ના દંડની સજા થઇ હતી.

શ્રી. સવિતાબ્હેન ત્રિવેદી



રાણપુર તપાસ ( બીજી ) સમિતિના સભ્ય હોવાના ગુન્હા માટે એમને રૂ. ૨૫૦ ના દંડની યા એક માસ કેદની ... જે દં. નહિ ભરતાં મ્હેમાનીજ સ્વીકારી છે.

શ્રી. દેવયાની દેસાઇ



ધારાસભાની ચુંટણીના પીકેટીંગ માટે ૧૫ દિવસની મ્હેમાની મળી હતી.

છોકરાંઓમાં નમ્રતા, સભ્યતા આદિ જે ગુણો કેળવવા માગતા હોઇએ તે બધા ગુણો માબાપના વર્તનમાં હોવા જોઇએ માતા પિતા અવિવેકી હોય તેનાં બાળકો વિવેકી થાય એ સંભવિત નથી. એટલા ઉપરથી તો આપણામાં કહેવત પડી છે કે ' બાપ તેવા બેટા અને મા તેવી દીકરી. '

બાળઉછેર સંબંધી ઉપર તો માત્ર અમુક મુદ્દાજ ચર્ચ્યા છે, માત્ર ઉલ્લેખ્યા છે. એટલા ઉપરથી જોઇ શકાશે કે બાળઉછેરનો પ્રશ્ન અતિ મહત્ત્વનો છે એટલું જ નહિ પણ તેનો ઉંડો અભ્યાસ કરવાની પણ જરૂર છે.

હાલની જેમ ' શીતળાએ અમી છાંટો નાંખ્યો થોડે અન્ને ઉછરીયાં ' એ પ્રમાણે જ્યાં બાળકો સ્ત્રીપુરૂષના સંસર્ગ દ્વારા અકસ્માતથી થયેલું પરિણામ માનવામાં આવે છે અને જ્યાં તેઓ માબાપોને બોજારૂપ કે પૂછડાં રૂપ ગણાય છે અને ભવિષ્યના શહેરીઓ તરીકે ગણી તેમને ઉછેરવામાં જરા પણ કાળજી રાખવામાં નથી આવતી ત્યાં સુધી હિંદીઓ જગતના બીજા દેશોની પ્રજા સાથે મુકાબલો કરવા શક્તિમાન નહિ થાય.×

× આ લેખની પ્રેરણા ' ફીઝીકલ કલ્ચર 'ના ઇથલ રેમીંગ્ટન હેમલને નામની દશ છોકરાંની એક માતાના લેખમાંથી મળી છે. આ લેખના થોડા વિચારો તેમજ ચિત્રો એમના લેખમાંથી જ લીધા છે.

## વિનયશીલતાનો પ્રભાવ  ( એક સત્ય ઘટના )

એક શહેરમાં વિદેશી કાપડની દુકાનો પર બહેનો ચોકી કરી રહી હતી. વિદેશી કાપડ ખરીદવા આવતા લોકોને એ બહેનો નમ્ર વિનતિ કરતી. કેટલાકો તો બહેનોને જોઇને જ ત્યાંથી ચાલ્યા જતા.

સાંજનો વખત હતો. સહજ અંધારું હતું. એક દુકાન આગળ એક પુરૂષ ખરીદી કરવા આવ્યો. ચોકી કરતી બહેને તેને કહ્યું: " ભાઇ, તમને પગે લાગીને કહું છું; તમે વિલાયતી કાપડ ન ખરીદો. "

તે પુરૂષે પોતાનાં રસિક નેત્રો તે બહેન ઉપર સ્થિર કર્યાં, થોડીવારે તે બોલ્યોઃ " જો તું મારી એક વાત સ્વીકારે તો હું સોગંદ લઉં છું કે વિલાયતી કાપડ કદિ પણ નહિ ખરીદું.

તે બહેનને શંકા ગઇ. થોડી વાર તેના તરફ જોયું પછી બોલી! " શી વાત છે ? "

પુરૂષ લંપટ હતો; વિષયી હતો. આંખો નચાવી તે બોલ્યોઃ " મને એક ચુંબન દે. "

તે બહેનનું મુખ લાલ લાલ થઈ ગયું; લજ્જાથી નહિ ક્રોધથી. બીજી જ દુકાનો આગળ સ્વંસેવકો હતા. તે બહેને જો જરા સરખો પણ ઇસારો કર્યો હોત તો તે લંપટના બાર વાગી ગયા હોત. પણ નહિ; તે બહેને તરત જ ક્રોધ સમાવી લીધો. વિનયની અપાર શક્તિનું તેને ભાન હતું. આંખોમાં આંસુ ભરાયાં. તેણે અત્યંત વિનયથી કહ્યું; " જો તમારી એ જ ઇચ્છા હોય તો ભલે તેમ કરો. પણ વિદેશી કાપડ ન ખરીદો. "

તે બહેનના વિનયભર્યા શબ્દો આગળ તે લંપટ પરાસ્ત થયો. તેને પોતાની ભૂલનું ભાન થયું. તરત જ તે પુરૂષ ચોકી કરતી બહેનનાં ચરણમાં પડ્યો. ' કદિએ વિદેશી કાપડ નહિ ખરીદું ' એવી પ્રતિજ્ઞા લીધી અને તે બહેનની ક્ષમા માંગી, લજવાતો-છતાં, સંસ્કાર પામી ચાલ્યો ગયો.

# પુનેમ !

આવી પુનેમ જગત આંગણે રે લોલ,
મારે તો અંતરે અમાસ જો,
આવી પુનેમ જગત આંગણે રે લોલ.

આજે અગાશીએ જતાં સહુ રે લોલ,
જોવા રજનીપતિ આશ જો,
આજે પુનેમ જગત આંગણે રે લોલ.

હું તો ઉભી અમારે ઓરડે રે લોલ,
જોયો ન કા'ન થઇ હતાશ જો,
આજે અમાસ મારે અંતરે રે લોલ.

વરખા શા ગાય ગોરી આંગણે રે લોલ,
વાગે ઝાંઝર ઝણકાર જો,
આજે પુનેમ જગત આંગણે રે લોલ.

કા'ના વિહોણી મારે વાંસળી રે લોલ,
સ્મરણે હા ! રાસના રણકાર જો,
આજે અમાસ મારે અંતરે રે લોલ.

ભેગાં મળીને સમાં સ્નેહીઓ રે લોલ,
આરોગે આજ અમી થાળ જો,
આજે પુનેમ જગત આંગણે રે લોલ

મારે તો એક સ્નેહી શામળો રે લોલ,
છોડ્યો અમારો સહવાસ જો,
આજે અમાસ મારે અંતરે રે લોલ

ચંદ્રપુજન કાજ રસીકા જતી રે લોલ,
એને તો નેત્રદીપકમાળ જો,
આજે પુનેમ જગત આંગણે રે લોલ.

ચંદ્રપુજન કાજ હુંય નીસરૂં રે લોલ,
ચાલું ત્યાં નયન અંધકાર જો,
આજે અમાસ મારે અંતરે રે લોલ

—સૌ. જયમનગૌરી વ્યો. પાઠકજી

# પરિચારીકા
## ( નર્સ )

લેખકઃ ડૉ. અમૃતલાલ હ. પટેલ,
ડી. પી. એચ. ઇત્યાદી, હેલ્થઓફીસર, સુરત.

વાંચક ! જો તું યુવતિ હોય-ગરીબ કે તવંગર-અને શરીરે તંદુરસ્ત હોય, તને જો પુરૂષ જાતિ માટે મોહ ન હોય અને લગ્નની વાસના ન હોય તો તું જરૂર પરિચારીકા થજે.

જગતમાં મનુષ્યની મોટામાં મોટી ઇચ્છા અને જીંદગીનો મહાન્ પ્રશ્ન "સુખી કેવી રીતે થવું" તે છે. જગતમાં ખરૂં સુખ મેળવવાનો ફક્ત એકજ માર્ગ છે. તે એ કે તમને એમ અનુભવ થાય કે જગતને મારી જરૂર છે. જગતને તમે સુખ આપી શકો છો-તમને નિરખીને જગત આનંદ પામે-અને-તમારા આભાર નીચે જગત આવતું તમે નિહાળો. આ સુખનો ખરો આદર્શ છે. વાંચક ! જો આ તારો આદર્શ હોય તો તને પરિચારીકા થવામાં અનહદ સુખ પ્રાપ્ત થશે.

પરિચારીકા, દુઃખી મનુષ્યને કેટલું સુખ આપી શકે છે તે તોજેઓ દયાની દેવી જેવી પરિચારીકાના સહવાસમાં આવ્યા હોય તેજ જાણી શકે. પરિચારીકા હમેશા આનંદી અને ખુશમિજાજ દેખાય છે, તેમના ચહેરાની સુંદરતામાં તેમનો રમણિય, સુયોગ્ય અને સાધવી જેવો પહેરવેશ અનહદ વધારો કરે છે, અને જગતની અન્ય સુંદરીઓમાં નથી હોતું તેવું આકર્ષણ પરિચારીકા સર્વ મનુષ્યોને કરે છે. નિરાધાર અને પિડીત મનુષ્યોની અગાધ સેવા કરનાર પરિચારીકાના મુખારવિંન્દ ઉપર જીવનના રહસ્યનું પ્રતિબિંબ અને કુદરતનું પ્રભુતાનું તેજ ચમકી રહ્યું હોય છે.

વાંચક ! તેં સ્વપ્નમાં વિચરતા બાળકની પાસે ઉભેલી દેવાંશી પરીનું ચિત્ર જોયું છે ? આ ચિત્રની સાથે દરદીના ખાટલાની પાસે ઉભેલી પરિચારીકાની સરખામણી કરી શકાય.

પરિચારીકાની પવિત્રતા અને સ્વાતંત્ર્ય જગતમાં અનેરૂં છે. તેનો પહેરવેશ દરેક પંકિતના મનુષ્યના હૃદયમાં તેમને માટે માન ઉત્પન્ન કરાવે છે.

રણાંગણ અથવા રંગભુમિમાં, ધનવાનોના આલીશાન મહેલોમાં કે ગરીબોના ઝુપડામાં-દરેક સ્થળે પરિચારીકાને સર્વ, માનથી નિરખે છે. શહેરોના ધીચ રસ્તાની ભીડમાં કે સૈનિકોના ટોળામાં પરિચારીકાને જવા માટે સૌ કોઇ સન્માન આપી માર્ગ કરી આપે છે.

ધનવાનો પરિચારીકાને અત્યંત ઉપયોગી અને સ્નેહાળ સેવિકા તરીકે માન આપે છે. ગરીબ વર્ગ તેને દુઃખના સમુદ્રમાં આશાના કિરણ સમાન માને છે. જંગલી મનુષ્યો અને દારૂડીયાઓ પણ પરિચારીકાને તકલીફ નહિ આપે. વૃદ્ધો તેને પુત્રી સમાન માને છે યુવકો તેને ભગિની સમાન ગણે છે અને બાળકોને મન પરિચારીકા તે તો આકાશની પરી હોય છે.

પરિચારીકા એટલે દયાની દેવી અને સેવાની મૂર્તિ ! સાધારણ મનુષ્યને કમકમાટી આવે તેવા ભયંકર રોગથી પીડાતા મનુષ્યની માવજત કરવામાં પરિચારીકા પોતાનો ધર્મ સમજે છે. મનુષ્યના મળમુત્ર, પરૂં અને લોહીની તેને ધૃણા નથી. રક્તપિત્ત, ભગંદર, કોઢ ઇત્યાદી રોગથી પીડાતા દરદીથી સાધારણ મનુષ્ય દુર દુર નાસે છે ત્યારે પરિચારીકા આવા દરદીઓની લાગણીપૂર્વક અને જરા પણ ધૃણા રાખ્યા સિવાય માવજત કરે છે.

પરિચારીકાના હૃદયમાં માતાનું વાત્સલ્ય, પત્નિની સેવાભાવના અને દેવીની દયા વસેલી છે. આ કારણને લીધે, માતા પત્ની કે ભગિની જે સેવા મનુષ્યની ન કરી શકે તે સેવા પરિચારીકા કરી શકે છે.

પરિચારીકા કોણ થઇ શકે? કન્યા, સધવા કે વિધવા? જવાબ ઘણો સહેલો અને સરળ છે. કન્યા અથવા વિધવા. આદર્શ પરિચારીકા કોણ થઇ શકે? સુખ દુઃખ અનુભવ્યા હોય તેવી વિધવા. દુઃખથી પિડાતા ગરીબ અને નિરાધાર દરદીની માવજત કરવામાં પ્રેમ, વાત્સલ્ય અને સેવાભાવના આ ત્રણ વસ્તુઓનો ઉપયોગ પરાયા, અજાણ્યા અને બદલો ન વાળી શકે તેવા અનાથ મનુષ્યો માટે કોણ કરી શકે? વિધવા અથવા ઇચ્છાપુર્વક લગ્ન નહિ કરનારી કન્યા.

જગતના ઇતિહાસમા પરિચારીકા ફ્લોરેન્સ નાઇટીંગેલનુ નામ તેની સેવાભાવના માટે અમર થયું છે. યુરોપના મહા ભયંકર ક્રિમીયન યુદ્ધમાં આ પરિચારીકાએ અનેક કષ્ટો વેઠી, પોતાના જાનની પરવા રાખ્યા વગર ઘવાયલા સૈનિકોની અગાધ સેવા બજાવી હતી તેને આ પરોપકારી કાર્ય માટે પચાસ હજાર પાઉન્ડ એટલે સાડાસાત લાખ રૂપીઆની ભેટ આપવામા આવી હતી જે ભેટનો ઉપયોગ તેણે પરિચારીકાઓ માટે શિક્ષણની સંસ્થા સ્થાપવામાં કર્યો હતો. સ્વાર્થત્યાગ અને સેવાવૃત્તિનો આવો બીજો દાખલો જગતના ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે.

આધુનિક યુદ્ધમાં જવું એટલે હથેળીમા જીવ રાખીને ફરવું. ને ભલભલા બહાદુર યોદ્ધાઓની હિંમતને પણ પાણી પાણી કરી નાંખે તેવી ભયંકર યુદ્ધભુમિમા જીવનની દરકાર કર્યા વગર ઘાયલ થયલાની સેવા કરવાની પવિત્ર ઇચ્છાથી લડાઇની રેડ ક્રોસ સંસ્થામાં દાખલ થનારી પરિચારીકા તે આધુનિક જગતની મગરૂરી છે

ભારતવર્ષની અસંખ્ય વિધવાઓ ઘરના ખુણામાં સડી સડીને મરે છે. કેટલીક વિધવાઓ મંદીરના પથરા ઘસીને ઘરડી થાય છે. કેટલીક ઘરમાં દેવદેવીને નહવરાવી પુજા પાઠ કરી પોતાનું જીવન વ્યતિત કરે છે. હિંદુ ધર્મ તેમને ઉપર જણાવ્યા સિવાયની અન્ય પ્રવૃત્તિઓમાં પડવાની મના કરે છે. તેમનું આકર્ષણ હરી લેવા તેમના વાળ કાપી નાંખવાની, ચુડીઓ ફોડી નાંખવાની અને સારા વસ્રો અને આભુષણો પહેરવાની હિંદુ સમાજ તેમને મના કરે છે. હિંદુસમાજની નિર્દયતાની હદ આટલેથી પુરી થતી નથી. હિંદુ વિધવાને કોઇ પણ સારા કાર્યમાં ભાગ લેવાની મનાઇ છે. શુભ કાર્યમાં વિધવાની હાજરી તે એક મહાન અપશુકન ગણાય છે.

ભારતવર્ષના અનેક હોસ્પીટલોમા યુરોપીયન પરિચારીકાઓ મોટા પગારે કામ કરે છે. આ દેશમાં ગામડે ગામડે પહોંચી વળવા અને રોગથી રીબાતી ભારતવર્ષની અસંખ્ય સ્ત્રીઓની દવા કરવા માટે અનેક સ્ત્રી–ડૉકટરોની જરૂર આ દેશને છે. અભણ અને ગંદી દાયણોના હાથે આ અભાગી દેશમાં અનેક બાળકો અને માતાઓ મૃત્યુવશ થાય છે.

ભારતવર્ષની વિધવાઓનો આ કાર્યમાં ઘણોજ સદઉપયોગ થઇ શકે. તેઓને આ પ્રવૃત્તિમાં જો હિંદુ સમાજ જોડાવા દે અને આ ધંધાઓ શિખવાની હિંદુ સમાજ સગવડ કરી આપે તો આ દેશની વિધવાઓ ભારતવર્ષને આશિર્વાદ સમાન નીવડે

ભારતવર્ષની અભાગીણી અને કહેવાતી અપશુકનીયાળ વિધવાઓને દયાની દેવીઓ અને સેવાભાવની મૂર્તિઓ બનાવનાર કોઇ દિવ્ય પરિચારીકા જલદી જન્મે એજ અંતરની અભિલાષા.



# મેવાડનો ભીષ્મ

લેખિકાઃ સૌ. દીપકબા દેસાઇ.

વસંતતિલકાઃ
મેવાડના નૃપતિ લાક્ષ વિરાજીયા છે.
સામંતમંડલ અને સચિવો સુહાયે;
બંદીજનો નૃપની કીર્તિનું ગાન ગાયે;
વારાંગના કરતીં નૃત્ય શી હાવભાવે.
ત્યાં મારવાડ નૃપનો દૂત આવી પાસે,
પાયે નમી વચન એ વદતો ઉલ્લાસેઃ
'આવ્યો વિવાહ કરવા સુકુમારીનો હું,
આ લગ્ન-શ્રીફળ કુમાર કરે હું અર્પું.'

અનુષ્ટુપ્ઃ
વદે હાસ્ય કરી રાજા, ભાળી શ્રીફળ હસ્તમાં;
"મુજ કાજ હશે જાણ્યું, હા હા છે ચંદ્ર કાજ આ.
જર્જરિત દીસે કાયા, વળી આ શ્વેત કુન્તલ;
મ્હેને કોણ કહો અર્પે, લગ્નને કાજ શ્રીફળ."

તોટકઃ
સહુ મંત્રી સચિવ હસ્યા મનમાં,
પણ વ્યાકુળ ચંદ્ર બન્યો તનમાં;
નૃપતિ વદતા 'સુત! શ્રીફળ લે'
'ગ્રહું હું નવ' એમ કુમાર કહે.

અનુષ્ટુપ્ઃ
'પિતાજી! હાસ્ય માંહિ તો, આપે જે કુંવરી ચહી;
કેમ એને વરૂં તાત! ગણું માતા સરિખડી.'

વસંતતિલકાઃ
'ઓ યુવરાજ પ્રિય! આ હઠ સદ્ય ત્યાગો,
ઠઠ્ઠા તણાં વચન તે કયમ સત્ય માનો;
સ્નેહે કરે તીલક પ્રિય કુમાર! આવો;
ને હર્ષથી શ્રીફળ લગ્નતણું સ્વિકારો.'

તોટકઃ
નવ શ્રીફળ આ હું પિતાજી! ગ્રહું,
મુજ માત સમી હું કુમારી ગણું;

ઉગતો રવિ જો કદિ પશ્ચિમમા,
નભમંડલ તૂટી પડે કદિ હયા
કદિ ચંદ્ર ત્યજે નિજ શીતલતા,
કદિ જીવ ભલે મુજ જાય પિતા !
જળપ્રલયથી ડુબતી દુનિઆ,
પણ ચંદ્ર ત્યજે ન પિતા ! 'પણ' આ

હરિગીત ભીષણ પ્રતિજ્ઞા સાભળી, સહુ સભાજન કંપી ગયા
અતિ કષ્ટ રાણાને થયુ, બહુ ચંદ્રને સ્હમજાવીયા
'ઓ પુત્ર ! કોપે મારવાડ નરેશ, આ અપમાનથી,
શુ વૈર એ શું બાધી કરવી પાયમાલી રાજ્યની '

વસંતતિલકા 'મેરૂ ડગે કદિ પિતા ! 'પણ' ના ડગે એ,
માટે વિનંતી કરૂ કષ્ટ નિવારવાને,
સ્વીકારી શ્રીફળ વરો જ કુમારિકા એ,
મેવાડ રાજ્ય પ્રિય તાતજી ! રક્ષવાને. '

અનુષ્ટુપ્ ' ચંદ્ર ' લેખ લખ્યા આવા, વિધિએ મુજ ભાગ્યમાં,
મિથ્યા થાયે ન ક્રોધથી, વિધિનુ ધાર્યું થાય હા !
પુત્ર ! સોપી ત્હને રાજ્ય, ગાળુ જીવન શાન્તિમા,
ફરી ના આશ, પાછો હુ પડુ સંસારચક્રમા

વસંતતિલકા પ્હેલુ લીધુ ભીષણ ત્હે 'પણ' તેવુ બીજુ,
જો ચંદ્ર ! લે તુ તવ એ કુંવરી વરૂ હુ,
જે સાથ લગ્ન કરૂ હુ સુત તેથી થાય,
તે ગાદીવારસ બને ચિત્ત એજ ચ્હાય '

અનુષ્ટુપ્ ' એકલીંગ પ્રભુ કેરા, પિતા ! સોગન હુ લઉં
પુત્ર કુમારીથી થાયે, રાજગાદી હુ તો ત્યજુ.

તોટક બલિહારી વિધિ તણી શી દીસતી,
કુમળી કલિ એ વૃદ્ધને પરણી
પ્રસવ્યો રૂપવાન કુમાર અતિ,
ધર્યું નામ મુકુલ હ્રદે હરખી

અનુષ્ટુપ્ મુસ્લીમો ચઢીને આવ્યા, પુણ્યધામ ગયા પરે,
દેવસ્થાન કરી ભ્રષ્ટ, બહુ ફુલાય એ હૃદે
ગયાને રક્ષવા કાજે, હિન્દુરાજા સહુ પળે,
રાણો સજ્જ થઈ બોલ્યા, ' રક્ષજે ચંદ્ર ! રાજ્યને
બાલ મુકુલને સારૂ, વ્યવસ્થા શી કરીશ તુ, '
ચંદ્ર કે' 'પણ' મ્હે લીધુ, થયુ વિસ્મૃત તાત ! શુ ?

મુકુલને લલાટે તો, સિંહાસન ચિતોડનું;
વફાદાર બની હું તો, દાસ ત્હેનો થઇ રહું.'

વસંતતિલકા: યાચું પ્રયાણ કરતાં પહેલાં પિતાજી!
રાજ્યાસને પ્રિય મુકુલ રહે વિરાજી;
રાજ્યાભિષેક કરીને ઉર શાન્તિ પામો,
હર્ષેથી આપ પછી યુદ્ધ મહીં સિધાવો.'

અનુષ્ટુપ: રાજમુકુટ પ્હેરાવી, બેસાડીને સિંહાસને;
સૌથી પ્હેલાં નમ્યો ચંદ્ર, વ્હાલા એ બાલરાજને;

સોરઠો: કરે રાજ્યનું કામ, અથાગ શ્રમથી ચંદ્ર તો;
હૈયે મ્હોટી હામ, આબાદી કરૂં રાજ્યની.

અનુષ્ટુપ: રાજમાતા બળે ચિત્તે, ચંદ્ર ઉપર વૈરમાં;
પિતૃપક્ષે ભમાવ્યાથી, શંકા લાવતી ઉરમાં.

હરિગીત: વળી એક દિન તેડાવીને, માતા કહે છે ચંદ્રને,
'મ્હારો મુકુલ તો ચંદ્ર! ભાસે નામનો નૃપતિ ખરે;
સહુ રાજવૈભવ ભોગવો, સાચા નરેશ દીસો ત્હમે;
મુજને ગણો નહિ લેશ, ને સત્તા જમાવો સૌ પરે.'

અનુષ્ટુપ: વિચારો શા હશે ઉંડા, જાણે એક જ ઇશ્વર;
સૂણી વાગ્બાણ માતાનાં, બન્યો છે ચંદ્ર વિહ્વલ.

વસંતતિલકા: 'વાગ્બાણથી હૃદય માત! ખરે વિંધાયે,
ત્યાગું ચિતોડ નીર ત્હેનું હરામ મ્હારે;
આ રાજ્યભાર પ્રિય માત! સુખે ઉપાડો;
સિસોદિયા કુલનું ગૌરવ સાચવી રો';
વિપત્તિ વાદળ ચિતોડ પરે ભમે છે,
હા! મ્હારૂં ચિત્ત પણ એ ભયથી ધ્રૂજે છે;
આબાદી દુઃખ સહુ દૂર કરી વધારો;
મુકુલ રત્ન જીવની સમ જાળવી રો'.
જાઉં દૂરે પણ ચિતોડ ચિતોડ ઝંખુ,
મેવાડ રાજ્ય તણી ઉન્નતી ઉર ચાહું;
સંભારશો કદિક એ વિનતી કરે છે,
આ દાસ પાય નમી માત! વિદાય લે છે.'

અનુષ્ટુપ: કૃતજ્ઞતા અરે! ક્યાં છે, આ સંસાર અસારમાં;
રત્ન સ્વર્ગિય એ ભાસે, કોક ઔદાર્ય ઉરમાં.
સ્વાર્થત્યાગ કરી ચંદ્રે, હક્ક ગાદી તણો ત્યજ્યો;
કેવો આ બદલો જુઓ! મળ્યો એ સ્વાર્થત્યાગનો.

શાર્દૂલવિક્રીડિતઃ માંડુરાજ્ય ભણી કુમાર પળીયા, ત્યાં માન પામ્યા અતિ,
અર્પીને અતિ ઉચ્ચ પદ્ નૃપ તો, રાખે બહુ પ્રેમથી;
દીધું ગામ હલ્લાર બક્ષિસ મહી, રાજી રહે નૃપતિ;
ન્હોયે ચંદ્ર ચિતોડ ઝંખી મનમાં, વ્યાકુલ થાયે અતિ.

અનુષ્ટુપ્ઃ મારવાડ ત્યજી રાજા, વસ્યા આવી ચિતોડમાં;
કાબુ ધીમે ધીમે લેઇ, જમાવ્યું બળ રાજ્યમાં.

શાર્દૂલવિક્રીડિતઃ બાપ્પા રાવળના સિંહાસન પરે, મુકુલને લેઇને,
વિરાજે રણમલ્લરાજ મનમાં, ધારી અભિમાનને;
ધારે ચમ્મર છત્ર શિર ઉપરે, કીરીટ શો શોભતો;
જાયે બાલ મુકુલ ખેલ રમવા, એ એકલો બેમતો.

અનુષ્ટુપ્ઃ જોઇને ઘટના આવી, ના વદે કોઈએ કંઇ;
વૃદ્ધ જે કુલની ધાત્રી, હતી તે સૌ ગઇ કળી.
વિચારે હૃદયે, શું આ, બાપ્પા રાવળને કુલે;
રાજ્ય રાઠોડનું થાયે, ચિન્તાથી ચિત્તમાં બળે.
રાજમાતા કને આવી, જણાવ્યું સૌ વૃત્તાંત એ;
સુણીને રાજમાતા તો, વિમાસે અતીશેં હૃદે.

સોરઠોઃ ચંદ્ર તણો લઘુ ભ્રાત, વસે કેલવાડા મહીં;
કપટે ત્હેનો ઘાત, કરાવીને રણમલ્લ ફૂલે.

વસંતતિલકા આ વાત જાણી મહિષી ગભરાઇ ભારે,
વૃત્તાત સૌ સ્હમજવા ગઇ તાત પાસે;
તાતે કહ્યું લવરી મૂકી તું જા ગૃહે રે,
શું રાજ્યકાજ મહિં તું સ્હમજે કહેને ?

અનુષ્ટુપ્ઃ માનભંગ થઇ ભારે, આવી એ રણવાસમાં;
કરે કલ્પાંત એવે ત્યાં, ધાત્રી આવી અવાસમાં.
વદે રાણી અરે ધાત્રી! વાત સાચી સહુ દીસે,
કંઇક શંકા હતી તે તો, દીસે ચોખ્ખું બધું હવે.
જ્યાં જ્યાં દૃષ્ટિ કરું ત્યાં તો, રાઠોડો નજરે પડે;
સિસોદિયા સહુ કાઢ્યા, સત્તા રાઠોડની બધે.

વસંતતિલકાઃ ધાત્રી ! હું તો હૃદય માંહિ મૂઝાઉં ભારે,
શું મ્હારું આ મુકુલ પુષ્પ છૂંદાઇ જાયે;
શિરે વિપત્તિ તણું વાદળ તો ભમે છે,
તે ચંદ્રના વચન સત્ય દીસે મ્હને રે !

અનુષ્ટુપ્: કોણ સાહ્ય કરે રે રે! સૂઝ ના પડતી હદે,
ધાત્રી કહે ' ચંદ્રને તેડો, આની કષ્ટ નિવારશે. '
' ભરમાઇ ઉરે ધાત્રી ! કાઢયો એ પ્રિય બાલને,
દેખાડું મુખ શી રીતે, સ્વાર્થત્યાગી કુમારને.

ઇન્દ્રવજ્રા: મ્હેં રાજ્યભક્તિ નવ ત્હેની જાણી,
નિઃસ્વાર્થતાને જરી ના પ્રમાણી;
મુકુલ પ્રત્યે શું અપાર ભાવ !
વળી દીસન્તો દિલનો દયાલ.

અનુષ્ટુપ્: એવા રત્ન સરિખાને, ધકેલી ક્રુર હું થઇ,
તેડું હું શી રીતે ત્હેને, મ્હને કાંઇ સૂઝે નહિ. '
' સન્દેશો પાઠવો માતા ! ચંદ્ર સત્વર આવશે,
માતૃભક્ત દીસે સાચો, રાજ્યભક્તિ બતાવશે.
રક્ષશે રાજ્ય એ શૂરો, રાઠોડો સૌ હરાવશે;
સિસોદિયા તણું માતા ! નુર એ ઝળકાવશે. '

શાર્દૂલવિક્રીડિતઃ માતાએ પછી પત્ર ચંદ્ર ઉપરે, પ્રેર્યો બહુ પ્રેમથી,
વાંચી પત્ર કુમાર સજ્જ થઇને, વેગે પળ્યો ત્યાં થકી;
કીધું સૈન્ય અસંખ્ય ચોગમ થકી, ભેગું કુમારે વળી;
સન્દેશો દૂત પ્રેરીને જનનીને, તો પાઠવ્યો વેગથી.

અનુષ્ટુપ્: ' પડો ઉજાણીને સારૂ, પુરમાં વજડાવીને,
મેદનીમાં ભળી જાજો, બાલરાજા લઇ ત્હમે;
સ્થળ નિર્ભય શોધીને, શાન્તિથી વસજો સહુ;
લઇ અસંખ્ય સેનાને, રાઠોડો સૌ હરાવશું. '

હરિગીતઃ સહુ સૈન્ય રણશીંગા વગાડીને, ચિતોડ ભણી પળે,
અતિ યુદ્ધ દારૂણ તો થયું, શી રક્તની સરિતા વહે;
ખેલી રહ્યો રણ રંગ શો, શાર્દૂલ સરખો ચંદ્ર એ;
રાઠોડ રોળી સૈન્ય કીલ્લા માંહી, સૌ પેઠું ખરે.

અનુષ્ટુપ્: તેડાવી રાજમાતાને, નમે છે પાય ચંદ્ર એ,
વધાવે પુષ્પથી સૌએ, વ્હાલા એ બાલરાજને.
ભીષ્મ મેવાડનો એ તો, સ્થૂળ દેહ ગયો ભલે;
નવેખંડ અહો ! એનો, કીર્તિદીપક શો ઝગે !

# સીરીયાની જૉન-નસીક આબેદ

લેખકઃ રા "પીયૂષ"

બીરૂટ, સીરીયાના મોરચો મહમદ બેયહુમની પત્ની નસીક આબેદ ચૂસ્ત સ્વદેશ પ્રેમી છે, અને સામાજીક, સાહિત્ય વિષયક અને રાજકીય ક્ષેત્રમા મોટી લાગવગ ધરાવે છે ખેતીવાડીમા તે ખૂબ રસ લીએ છે

તેના પિતા મુસતફા પાશા દમાસ્કસના જાણીતા પુરુષ છે અને મોસલના માજી ગવર્નર છે. તેની માતા એદાએ ૫૦ મા વર્ષ પછી શિક્ષણ લેવુ શરૂ કર્યું તેના કાકા અહમદ ઇઝરત પાશા ગ્રંથકર્તા, તંત્રી, નિબંધકાર, ભાષાંતરકાર વગેરે છે તેનો ભત્રિજો અમેરિકાનો માજી તુર્કી એલચી છે અને સીરીયન યુનીયનના મહેસુલ ખાતાનો ડીરેક્ટર છે

નસીક દમાસ્કસમા જન્મી, અને ખૂબ લાડપાનમા ઉછરી બાલ્યવયથીજ તેણે પોતાની પરોપકારવૃત્તિની શરૂઆત કરી તેની ઓરડી તે તેનુ એકાન્ત પ્રાર્થનાસ્થાન હતુ સ્વતંત્રતા પ્રત્યેનો તેનો પ્રેમ એટલો બધો પ્રબળ હતો કે સખ્ત તાપ અને તડકામા ત્રાસ વેઠી તેણે પોતાના કિનારામા આવેલા બાગમા પોતાને હાથેજ એક ઝુંપડી તૈયાર કરી ૧૦ વર્ષની વયે, અરબ પ્રજા ઉપર તુર્કી પ્રજા જે ત્રાસ ગુજારી રહી હતી, તેનુ તેને ભાન થયુ. તેનો પિતા મોસલનો ગવર્નર હતો અને કાકા એક રાજદ્વારી મહા પુરુષ હતો એટલે આપખુદ તુર્કી મહિલાઓને અનાદેરી પાડી નાખવા માટે તેણે મોસલની વિદ્યાર્થીનીઓનો 'અરમબંધ' સ્થાપ્યો.

અરબી અને તુર્કીનો પ્રાથમિક અભ્યાસ તેણે દમાસ્કસ અને મોસલની પ્રાથમિક શાળાઓમા કર્યો ફ્રેન્ચનો અભ્યાસ સાલહેઇની કોન્વેન્ટમા અને અગ્રેજીનો અભ્યાસ તેણે ખાનગીમાજ કર્યો એટલામા તો તેણે 'બીરૂટ' ના 'વૉચમેન' અને બીજા માસિકોમા લખવાનુ પણ શરૂ કરી દીધુ

૧૪ વર્ષની વયે, તેને તેની દેશ ભગિનીઓએ સ્ત્રીમંડળ સ્થાપવા જણાવ્યુ ૧૯૧૪મા તો તે પોતાના તન મન અને ધનથી પોતાના સ્વદેશની સેવા કરી રહી હતી મુસ્લીમ સ્ત્રીઓને, ખાસ કરીને ગરીબ વર્ગની સ્ત્રીઓને, કેળવણીનો પ્રકાશ આપી, અજ્ઞાનના અંધકારમાથી દૂર કરવાના શુભ હેતુથી, એક સંસ્થા સ્થાપવા તેણે દમાસ્કસની જાણીતી સ્ત્રીઓને વિનંતિ કરી પોતાને ખર્ચે એક શાળા સ્થાપવાનુ અને તે શાળાનો ખર્ચ પૂરો પાડવાનુ પોતે વચન આપ્યુ

વિગ્રહ દરમ્યાન રાજકીય કારણોસર તેને પિતામાતા સાથે સ્મર્ના જવુ પડયુ અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષાઓનો અધુરો અભ્યાસ પૂરો કરવા માટે તે ત્યા અમેરિકન મીશનરી સ્કુલમા દાખલ થઇ કલા પ્રત્યેની પોતાની સ્વાભાવિક અભિરૂચીને પોષવા માટે તેણે ચિત્ર કલા તરફ વધારે ધ્યાન આપ્યુ. લશ્કરી ઇસ્પિતાલમા ઘવાયના સૈનિકોની ખાસ કરીને અરબ સૈનિકોની તે માવજત કરતી

ખાસ પરવાનગી મેળવી તે પોતાની માતા સાથે કોનસ્ટંટીનોપલ ગઇ. ત્યા શહેનશાહ

અબ્દુલ હમીદની સ્મશાન યાત્રામાં તેણે ભાગ લીધો અને પોતાની કાકી સાથે શાહજાદીઓને મળી તેમને આશ્વાસન આપ્યું. એક અરબી માસિકમાં તેણે આને લગતો એક લેખ લખ્યો છે.

૧૯૧૮ માં પોતાના દેશવટાથી તેને પોતાના દેશબંધુઓની કરૂણાજનક સ્થિતિ અને પ્રજાનાં દુઃખો નિહાળવા માટે દમાસ્કસ આવવાનું થયું. આ વખતે તેણે ' નૂર-અલ-ફયેહા ' નામની સ્ત્રીઓની કલબ સ્થાપી અને વિગ્રહમાં શહીદ થયેલા વીરોની અનાથ બાલિકાઓ માટે શાળા સ્થાપી. તેના આ પ્રયાસમાં દમાસ્કસની કેટલીક જાણીતી સ્ત્રીઓએ પણ મદદ કરી.

૧૯૧૯ના જાન્યુઆરીની તા. ૨ જીએ તેણે સ્ત્રીઓની સામાન્ય પરિષદ્ બોલાવી તેમાં લગભગ ૧૦૦ સ્ત્રીઓએ ભાગ લીધો. પરિષદ્માં નસીકે બધાને એકત્ર કરવાના હેતુથી સંસ્થા સ્થાપવાનો પોતાનો વિચાર દર્શાવવા પ્રેરક ભાષણ કર્યું અને પરિણામે ત્યાં જ સારી સરખી રકમ એકત્ર થઇ ગઇ. બે વધુ સભાઓ મળી. તેમાં વ્યવસ્થા અને હોદ્દેદારો નીમવાનું કામ થયું. નસીકને બધાયે અધ્યક્ષપદે સ્થાપી.

નસીકની સુંદર સાધનાઓની ખબર અરબસ્તાનના રાજા હુસેનને પડી. તેણે પોતાના પુત્ર પ્રિન્સ ફયઝલને તાર કરી એ સંસ્થાને નિયમિત ફાળો આપવા જણાવ્યું. પ્રિન્સ ફયઝલે માસિક પૌં. ૭૫) આપવા માંડ્યા. પ્રિન્સ ઝૈદે પૌં. ૧૦૦ આપવા માંડ્યા. પરંતુ સંસ્થાને ખાસ મકાનની આવશ્યકતા માલુમ પડવાથી તેણે એ રકમ પૌં. ૧૯૦ ની કરી આપી.

દરમ્યાન એસોસીએશનની અનેક સભાઓમાં તેણે વ્યાખ્યાનો આપ્યાં સંઘનાં સ્ત્રી સભ્યો, વિદ્યાર્થીનીઓ અને શિક્ષકોની મદદથી એક જાણીતું નાટક ભજવ્યું. શાળાની છોકરીઓ માટે તેણે એક ખાસ સંસ્થા સ્થાપી.

મીસીસ ફિશરની ગેરહાજરીમાં નસીક અનાથાશ્રમની કામચલાઉ પ્રમુખ નીમાઈ. રાષ્ટ્રીય કલા હુન્નરને પોષણ આપવા નસીકે એક કારખાનું ખોલ્યું અને આ સંબંધમાં તેને દમાસ્કસના ગામડાઓમાં અને બીજે મુસાફરી કરવી પડી. રાજા ફયઝલ અને પ્રિન્સ ઝૈદે આ ચળવળને સારી મદદ કરી છે.

નસીકે અનેક સામયિકોમાં લેખો લખ્યા છે. ૧૯૨૦ના ફેબ્રુઆરીની તા. ૧લીએ તેણે સ્ત્રીઓની કેળવણીને લગતું ' નૂર-અલ-ફયહા ' નામનું માસિક શરૂ કર્યું. મુસ્લીમ સ્ત્રીઓના લેખોને તેમાં સારૂં સ્થાન મળતું. સ્ત્રીઓમાં રાજકીય મતાધિકાર, અને સ્ત્રીઉન્નતિના બીજા પ્રશ્નોની ચર્ચા કરતા. ઘણા સારા વિચારણીય લેખો એમાં પ્રકટ થતા. નસીક રાજકરણમાં જે ભાગ લેતી તેથી તેના તરફ અરબ સરકારનું પણ સારૂં ધ્યાન ખેંચાયું.

આંતર-રાષ્ટ્રીય પરિષદ્માં સીરીયનોને પ્રતિનિધિઓ મોકલવાની સલાહ આપવા માટે અમેરિકન પ્રતિનિધિ મંડળ આવ્યું ત્યારે એસોસીએશન તરફથી નસીકે ઉદ્બોધન કર્યું હતું અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય માટે સંયુક્ત અરજીઓ કરવાને દમાસ્કસની સ્ત્રીઓને લલચાવી હતી.

રાજા ફયઝલે તેને રેડક્રૉસની પ્રમુખ નીમી હતી અને જ્યારે યુદ્ધ માટે લશ્કર તૈયાર થયું ત્યારે તેણે ઘવાયલાઓ માટે થોડાજ દિવસમાં હૉસ્પિટાલ તૈયાર કરી. આથી રાજાએ તેને માનદ્ પ્રમુખની ઉપાધી આપી. આ ઉપાધી લશ્કરમાં કેપ્ટનના દરજ્જાની બરોબરની છે.

આ સમાજ, કલબ અને અનાથશાળા ૨૦ માસ સુધી ચાલ્યાં અને એનો અંદાજ

પૈ ૫૦૦૦ સુધી પહોચ્યો. સમાજે શરૂ કરેલા ઉદ્યોગોમા બાજમ બનાવવાનો મુખ્ય હતો એના વેચાણમાથી થતો નફો અના થોને ભાગે જતો. કેળવણીખાતાના પ્રધાન-મડળે જ્યારે કન્યાશાળાનો કબજો લેવા ઠરાવ્યુ ત્યારે નસીકે તેનો સખ્ત વિરોધ કર્યો અને રાજા હુસેન આગળ પણ તેણે એ વિરોધ રજુ કર્યો. પ્રજાસઘ સુધી તેનો વિરોધ પહોચ્યો ત્યાર પછી નસીક જેરૂસલમ ગઈ. ત્યા સ્ત્રીઓની પરિષદો ભરી અને અરબ સૈનિકો માટે ઇસ્પિતાલ સ્થાપવા મોટુ ફડ એકત્ર કર્યુ.

પ્રિન્સ અબ્દુલ્લાએ જોરડનની સરકાર પોતાના હાથમા લીધી ત્યારે તેના રાજ્યાભિ-ભિષેક વખતે નસીકે એક વીરરસભર્યુ કાવ્ય ગાયુ. તે ઘણુ ખરૂ લશ્કરી પોશાકમા રહેતી

પોતાની માતા સાથે તે દમાસ્કસ પાછી ફરી તે બાદ પોતાના પિતાની જમીન ખેડ-વાનુ કામ તેણે હાથ પર લીધુ રાજકાર ણુમાં પુન ઝપલાવવાની તે તક શોધી રહી હતી ૧૯૨૨ મા મી. ક્રેઇન ત્યા આવ્યો તે વખતે તક સાધી તેણે રાજકીય ચળવળોમા ખૂબ ભાગ લેવા માડયો, વિરોધ દર્શાવવા માડયો અને મોટા મોટા ભાષણો કરવા માડયા આથી સરકારે તેને તેના પિતાના એક નાના ગામમા જ રહેવાની ફરજ પાડી ત્યાથી તક મળતા તે પેલેસ્ટાઇન ભાગી ગઇ જાફામા તે આવી પહોચતાજ અમેરિકન વર્તમાનપત્રોના ખબરપત્રીઓએ સર્વત્ર તેના આગમનની ખબર આપી દીધી. કેટલા કોએ તો તેની સરખામણી જોન ઓફ આર્ક સાથે કરી

બાદ તેણે કોન્સ્ટાન્ટીનોપલની મુસા-ફરી કરી. ત્યા અમેરિકન યુનિવર્સીટીમા દાખલ થઇ તેણે દાકતરી અભ્યાસ માટે તૈયાર થવા વિજ્ઞાનનો અભ્યાસ આરભ્યો બધા વર્તમાન પત્રોએ તેને આવકાર આપ્યો. દરમ્યાન ડો ક્રીસ્ટાઇન એસનબર્ગ સાથે તેને પીછાન થઇ તેણે નસીકને દમાસ્કસ જવા લલચાવી ૧૯૩૩ ના ઉન્હાળામા તે દમાસ્કસ ગઇ મી ક્રેઇને પોતાને ખર્ચે બુદ્ધિમાન વિદ્યા-ર્થીનીઓને અમેરિકન યુનિવર્સીટીમા મોકલવાની પૂરેપૂરી છૂટ આપી નસીક પોતે પણ બીરૂટ વખતોવખત જતી અને સાહિત્ય વિષયક પરિષદોમા હાજરી આપતી અને શિક્ષક મહિ-લાઓના સસર્ગમા આવતી

ડો ઇસનબર્ગને દમાસ્કસમા શાળા ખોલ-વામા તેણે મદદ કરી અને બીજાઓ માટે દાખલો બેસાડવા પોતે જ પહેલી વિદ્યાર્થીની તરીકે દાખલ થઇ બાદ તેમા જ તેણે સાહિત્યસભા સ્થાપી આ બધા ઉપરાત સાહિત્યનો તેણે સુદર અભ્યાસ કર્યો મેરી કોરેલીના પ્રખ્યાત ' વેન્ડેટ્ટા ' નુ તેણે અગ્રે-જીમાથી અરબીમા ભાષાતર કરેલુ છે

અત્યારે તો તે કુદરતની સન્નિધિમા પોતાના ખેતરમા રહે છે ત્યાથી અમેરિકન શાળામા હાજરી આપે છે અને દૂર રહે રહે પણ પોતાના દેશની ઉન્નતિ માટે તન-તોડ મહેનત કરે છે.

જાણીતા બ્રિટિશ પ્રવાસી રોસીટા ફોર્બસે પોતાની એક નવલકથાની નાયિકા તરીકે નસીકને સ્થાન આપેલુ છે *

* અમેઝ ઉપરથી

## "ના દીધી!"

ગઝલ

લડવા મૂકી દીધો પણ
તલ્વાર ના દીધી!
કિસ્મત! તેં મને રાહત
પળવાર ના દીધી!

કર્મો તણા કુવામાં
ઉંડો ઉતારી સુજને;
અંધારમાં અગનની
ચીનગાર ના દીધી!

પાનો ચઢાવી સુજને
રણ-આંગણે ઉતાર્યો;
પાછળથી જરા કિસ્મત!
તેં વ્હાર ના દીધી!

ફીધી કૃપાની લ્હાણી
દુષ્ટોની મંડળીમાં;
માગી છતાં ય સુજને
તલવાર ના દીધી!

માગ્યાં બહુ ય ત્યારે
શસ્ત્રો હસીને દીધાં;
કીધો ગજબ! હથિયારને
પણ ધાર ના દીધી!

કંટાળીને કહ્યું મેં
"કર પાર આહીં કે ત્યાં."
દીધી ન જીત તો યે
તેં હાર ના દીધી!

## "લડયે જા!"

ગઝલ

તલ્વારથી લડયે શું!
સંસારથી લડયે જા!
કાયરને હોય રાહત;
એકધારથી લડયે જા!

કર્મો તણા કુવામાં
અંધાર હોય તો યે;
આશારૂપી અગનની
ચીનગારથી લડયે જા!

ખોટો નથી ચઢાવ્યો
પાનો તને મેં માનવ!
પાછળની નહિ, દિલની
તું વ્હારથી લડયે જા!

દીધી કૃપા મેં જેને
આળસ મહીં ફસ્યા તે;
ઉદ્યોગની અજબ તું
તલ્વારથી લડયે જા!

'શસ્ત્રો દીધાં નકામાં'
અફસોસ એ કરે કાં?
શ્રદ્ધારૂપી અમુલખ
હથિયારથી લડયે જા!

જો હું ફળું તને ના,
પુરૂષાર્થ પાર કરશે;
કિરતારના અડગ તું
આધારથી લડયે જા!

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી




( એક ઐતિહાસિક ઘટના )

લેખક : રા. તારાચંદ પોપટલાલ અડાલજા

## ૧ સૌંદર્યનો પૂજારી

" **ન**થી જાણતા મંત્રીશ્વર કે કંચન અને કામિની માટે અનેક રાજ્યો વિનાશ પામ્યા છે ? "

" પામવા દે ! રાજ્ય જહાનમમાં જતું હોય તો જવા દે ! મને તેની કાંઇ પરવા નથી. એક ફક્ત તારૂં મીઠું હાસ્ય-એક ફક્ત તારી મીઠી નજરજ મને સ્વર્ગનું સુખ આપશે. તારો પ્રેમ મને મળે તો ત્રણે લોકનું સુખ પ્રાપ્ત કર્યા જેટલો આનંદ મને થશે "

" એ સુખનાં માત્ર સ્વપ્નાં સેવ્યા કરો, સ્વરૂપસિંહ ! ઇશ્વરે હૃદય એક આપ્યું છે અને તે એકજ પુરૂષને અર્પણ કરી શકાય છે ! "

" એ બધો ઠાઠ જવા દે, નિરંજના ! વારાંગના કુળમાં ઉછરેલી કન્યા આવો સતિત્વનો ઠાઠ કરે એ તે કાંઇ છાજે ? "

" એટલે શું આપ એમ માનો છો કે વારાંગના તરીકે જન્મ પામી એટલે એણે અનીતિનું સેવન કરી પતિત જીવન ગાળવું જોઇએ ? એ અધમતામાંથી ઉગારી પોતાનો હાથ ઝાલનાર કોઇ સહૃદયી પ્રેમી મળે તો તેની સાથે પવિત્ર સંસારનો લ્હાવો લેવાનો લાભ ગુમાવી દેવો જોઇએ ? "

" અલબત્ત, વારાંગના એટલે પૈસાને માટે પોતાનું રૂપ લુંટાવનાર લલના ! એને વળી નીતિ અનીતિના શા ઢોંગ ? એને તો જે વધારે ધનલાભ આપે તે સાચો પ્રેમી. વારાંગના એટલે પૈસાથી રાચતું રમકડું ! વારાંગનાની કન્યાને પોતાની પત્ની બનાવે એવો દૈયાફુટો પુરૂષ તે કોણ હોય ? "

" છે ! સ્વરૂપસિંહ ! એવો સાચો પ્રેમી આ પૃથ્વી ઉપર પાક્યો છે ! "

" કોણ છે એ મારા માર્ગમાં આડખીલીરૂપ થનાર ? "

" અથાક જાતિના રજપુત સરદારસિંહ ! "

" ઓહહો ! સરદારસિંહ ? સામુલી પગાર ઉપર નભતો પેલો સૈનિક ? એ ભિખારી તે તને શું સુખ આપવાનો હતો ? નિરંજના ! હજી પણ વિચાર કરી. તું જાણે છે કે હું

જોધપુરના મંત્રીપદ ઉપર છું, એટલુંજ નહીં, પરંતુ રાજ્યકારભારની સર્વ ચાવીઓ મારા હાથમાંજ છે. ખુદ મહારાજ પણ મારે વશ છે. તું માનીશ તો રાજ્યવૈભવની મોજ માણીશ, સુખસાહેબી ભોગવીશ આવી નિર્ધન સ્થિતિનો ત્યાગ કરી અઢળક દ્રવ્ય સંપત્તિ અને સત્તાની અધિકારીણી થઇશ. વિચાર કર, નિરંજના! આખું જોધપુર જેની ઇચ્છાને માન આપવા ખડે પગે તૈયાર છે તે જોધપુરનો મંત્રીશ્વર–સત્તાધીશ સ્વરૂપસિંહ તારા પ્રેમમાં દિવાનો બન્યો છે, તારા સૌંદર્યમાં ભાન ભુલ્યો છે, તારા લાવણ્યનો ઉપભોગ કરવા અધીરો બન્યો છે, નિરંજના! જો, તારા પગે પડીને દીનભાવે હું પ્રેમભિક્ષા માગું છું. તારા મધુર હાસ્ય, પ્રેમભર્યા નેત્રકટાક્ષ અને આનંદભર્યા આલિંગનની અપેક્ષા રાખું છું."

ભલભલા પુરૂષો ઉપર પોતાનો ધાક બેસાડનાર સ્વરૂપસિંહ આ લાવણ્યવંતી લલનાના પગમાં પડીને દીનવાણીથી પ્રેમની ભિક્ષા માગતા તેના કમળ દંડ સમાન નાજુક હાથોનો સ્પર્શ કરવા ગયો

નિરંજનાએ તેનો હાથ તરછોડી નાંખ્યો, અને બે ડગલા પાછળ હટી ગઇ.

"ક્ષમા કરો સ્વરૂપસિંહ! મેં આપને અનેક વખતે કહી દીધું છે કે મેં મારૂં મન અને તન બીજાને અર્પણ કરી દીધું છે. તમારી વાસનામય સુખસાહેબીની મોહજાળ કરતાં મને શુદ્ધ પ્રેમીની રંક ઝુંપડી વધારે વ્હાલી લાગે છે. કૃપા કરી સીધાવો. સરદારસિંહ આવી લાગશે તો તમારો જીવ જોખમમાં આવી પડશે."

પોતાનું ધાર્યું ન થતાં સ્વરૂપસિંહનો ક્રોધ સળગી ઉઠયો. તેણે દાંત કચકચાવ્યા અને ક્રોધથી કંપતા સ્વરે ત્રાડ મારીઃ "ઠીક છે નિરંજના! હું પણ જોઇ લઇશ કે તું સરદારસિંહ સાથે કેવું સુખ ભોગવી શકે છે! મારા પ્રેમમાર્ગમાં કંટક સમાન એ સરદારસિંહનું કાસળ ન કાઢું તો મારૂં નામ સ્વરૂપસિંહ નહીં!"

વેરની અધમ વૃત્તી સાથે ચાલી જતા આ વિષયલંપટ સ્વરૂપસિંહ પાછળ નિરંજના તિરસ્કારભરી દૃષ્ટિથી જોઇ રહી.

## ૨ પ્રતિજ્ઞા.

"સોળે કળાયે ખીલતો મુખચંદ્ર આજે આમ નિસ્તેજ કાં? નિરંજના! જીવનમાં કદી પણ ન અનુભવેલી આવી ઉદાસીનતા શા માટે?"

"ભયંકર ભાવિ વિચારને લીધે."

"ભાવિ વિચાર? અને તે પણ ભયંકર? નિરંજના! ઘડીએ ઘડીએ આનંદરસનું પાન કરાવનારી તું વળી એવા ભાવિ વિચાર કરતાં ક્યાંથી શીખી?"

"જ્યારથી આપના માનીતા આ મુખચંદ્રને એક માનવ રાહુએ ઘેરવા માંડયો છે ત્યારથી."

"કોણ છે એવો અધમ? એ માનવ રાહુનું મસ્તક એકજ ઝટકે ઉડાડી દઇશ, અને તારા શોક સંતાપનું નિવારણ કરીશ. કહે, નિરંજના? કહે કોણ છે એ નરાધમ?"

"તમે અને હું જેની સત્તા નીચે જીવન ગુજારીએ છીએ એ મારવાડનો મંત્રી –પેલો સ્વેચ્છાચારી સ્વરૂપસિંહ!"

"કોણ સ્વરૂપસિંહ? પેલો બકાલ? મહેતા કુળમાં ઉત્પન્ન થઇ વૈસ્ય જાતિમાં જન્મી જૈન ધર્મનું અવલંબન કરી પોતાની નાત જાત અને ધર્મને કલંકિત કરનારો પેલો સ્વછંદી મંત્રી? સમજ્યો, સમજ્યો, એના હમણાં હમણાં મારા તરફના પલટાયેલા વર્તનનું કારણ હવે હું બરાબર સમજ્યો. શું એ નરાધમે કંઇ અણછાજતો સંદેશો પાઠવ્યો છે?"

" નહિ પ્રિયતમ ! નફ્ફટ માણસની પેઠે એ જાતેજ અહીં આવ્યો હતો, અને પોતાની અધમ માગણી રજુ કરી હતી "

" પછી ? " પુરુષ અધીરો બન્યો.

" આપ શું માનો છો ? " નિરંજના ઉત્તર માટે આતુર બની

" હું તો ખાત્રીપૂર્વક માનું છું કે નિરંજના સદાય મારીજ છે અને મારીજ રહેવાની "

" બરાબર ! મેં એને ધુત્કારી કાઢ્યો એણે સમસ્ત રાજ મારે ચરણે ધરવાની લાલચ બતાવી મેં એ લાલચને ઠોકરે મારી રંક ભિખારીની માફક મારા ચરણે પડીને એણે પ્રેમની ભિક્ષા માગી મેં એનો તિરસ્કાર પૂર્વક વિરોધ કર્યો, એ છંછેડાયો ક્રોધના આવેશમાં એણે ન કહેવાનું કહ્યું, જાતજાતની ધમકી આપી, અને આપણા સુખી સંસારને છિન્નભિન્ન કરી નાખવાનો સંકલ્પ જાહેર કરીને તે દુષ્ટ મ્હોઢે પાછો ફર્યો "

" શાબાશ ! નિરંજના તારા દૃઢ મનોબળ માટે તને ધન્યવાદ ઘટે છે ! પરંતુ તને નથી લાગતું કે તેં વગર વિચાર્યું સાહસ કર્યું છે ? "

નિરંજના ચમકી શા, ન સમો સરદારસિંહ આ શું બોલે છે ! એના અંતરમાં અકળામણ થાની

" આ કોણ સરદારસિંહ બોલે છે ? બળવાન યોદ્ધાઓને પડકારનાર નરપુંગવ શું મંત્રીની સત્તાની સરખામણીમાં દબાઈ જાય છે ? ભાવિ ભયના વિચારથી કંપી ઉઠે છે ? "

સરદારસિંહનું આત્મગૌરવ ઘવાયું છતાં તેણે મગજ ઉપર કાબુ રાખ્યો, એને નિરંજનાની કસોટી કરવી હતી !

"નિરંજના ! તને નથી લાગતું કે એના જેવા સત્તાધીશનું પ્રેમપાત્ર બનતાં તને વધારે સુખ, વધારે સગવડ, વધારે સાહેબી પ્રાપ્ત થાત ? "

" સરદારસિંહ તમે પુરુષ છો તમે કેવી રીતે પારખી શકો ? સ્ત્રી હંમેશાં ખરા પ્રેમની ભુખી હોય છે પ્રેમ વિનાની સુખસાહેબી અકારી થઈ પડે છે પ્રેમ વગરનું ગમે તેવું સંપત્તિશાળી જીવન પણ શુષ્ક થઈ પડે છે આ કોણ મારો પ્રિયતમ-સરદારસિંહ બોલે છે ? "

" મન વચન છે, નિરંજના ! આજે ગરીબાઈમાં સંતોષ માનનાર કાલે સંપત્તિ અને સત્તાના મોહપાશમાં સપડાય છે ! "

" જુઓ છો, સરદારસિંહ આ નિરંજના તન અને મનથી તમને જ પૂજે છે આ જગતમાં તમારા સિવાય બીજા કોઈ પણ પુરુષનો મ્હેં સ્વપ્ને વિચાર પણ કર્યો જ નથી મારી એકનિષ્ઠામાં હજી પણ તમને શંકા છે ? કહો, સરદારસિંહ કહો, મારી વિશુદ્ધતાની ખાત્રી કેવી રીતે કરી આપું ? "

નિરંજનાનો સાદ ગળગળો થઈ ગયો એની હરણ જેવી આંખમાં અશ્રુબિંદુઓ ભરાયાં દીનભાવે તે સરદારસિંહના પગમાં પડી, અને વિનવવા લાગી " પ્રિયતમ ! આપના આ જાતના વર્તનથી મારા અંતરમાં શું શું થાય છે તે મારો આત્મા જાણે છે મારી વિશુદ્ધિ માટે આપને શંકા હોય તો આપ ફરમાવો તે પ્રાયશ્ચિત કરવા તૈયાર છું "

ચરણમાં લોટી પડેલી કોમલાંગીને બન્ને હાથથી ઉંચકી બાહુપાશમાં ભીડતા સરદારસિંહ ગદ્‌ગદ સ્વરે બોલ્યો, " નિરંજના ક્ષમા કર નાદાન બનીને મેં તારા જેવી ઔરતને વહેમમાં ગણીને હું માત્ર તારી મનોવૃત્તિ જાણવા માગતો હતો. મને તારા અગાધ પ્રેમમાં દૃઢ શ્રદ્ધા છે તારા પ્રેમથી મારું સુખ સાનપાત અવિચળ રહે એવી હું

ભગવાન એકલીંગજીની અહોનિશ આરાધના કર્યા કરૂં છું."

અને એણે એ પ્રેમમૂર્તિના ગોરા ગુલાબી ગાલ ઉપર ઢળેલા મોતી જેવા અશ્રુબિંદુઓ ભાવપૂર્વક લુંછી નાંખ્યા.

નિરંજનાના મુખ ઉપરતી ઉદાસીનતા હજુ પણ એવી ને એવીજ છવાઇ રહી હતી.

કંપતા સ્વરે તે બોલી, " ભગવાન આપની એ ભાવના અમર રાખે, પરંતુ મને તો બહુજ ખરાબ ચિન્હો જણાય છે. આપણા સુખના સૂર્યને સ્વરૂપસિંહની અધમ વૃત્તિરૂપી વિપદ વાદળો ઘેરવા માંડયો છે. "

સરદારસિંહની આંખોમાં અંગારા વરસ્યા. મુખ ઉપર કઠોરતા ધારણ કરીને તેણે પોતાના દાંત ભીસ્યા. " એ વિપદ્‌વાદળને હું જોતજોતામાં વિખેરી નાંખીશ. મારા સુખી જીવનની આડે આવનાર એ કાંટાને હું દૂર કરીશ. એ પરસ્ત્રીલંપટ નરપિશાચના હું પ્રાણ લઇશ. નિરંજના ! રજપુત બચ્ચાની કીર્તી સમી આ સમશેરના સોગન લઇને હું પ્રતિજ્ઞા કરૂં છું કે આ તરવારના એકજ ઘાથી હું એ સ્વચ્છંદી સ્વરૂપસિંહનું મસ્તક ધડથી જુદું કરી નાખીશ. "

અને એણે પોતાની પ્રિયતમા સમક્ષ પોતાની વ્હાલી સમશેરને મ્યાનમાંથી બહાર કાઢી, પ્રેમપૂર્વક પ્રણામ કરી, દૃઢ પ્રતિજ્ઞા લીધી.

નિરંજના નિર્ભય બની. સરદારસિંહની હુંફમાં એ ઘડી પહેલાંનો દુખદ બનાવ વીસરી ગઇ. બંને પ્રેમી આત્મા પ્રણયરસમાં લીન બન્યાં.

સંગીતપ્રિય સરદારસિંહે નિરંજનાનો શોક સંતાપ વિસારે પાડીને તેનું લક્ષ બીજી વાતમાં ઉતારવા માટે નિરંજનાનું વ્હાલું વાજીંત્ર વીણા ઉપાડી લીધી અને નિરંજનાના હાથમાં મુકી.

સરદારસિંહની સંગીતપ્રિયતાને સંતોષવા નિરંજના તત્પર બની. હોંશપુર્વક વીણા લઇને તે સરદારસિંહને ગાદી તકીઆ પાસે ખેંચી ગઇ. બંન્ને બેઠાં. વીણાના સૂર મેળવીને નિરંજનાએ પોતાનું પ્રીય પ્રેમગાન ગાવા માંડયું. સરદારસિંહ વીણાના નાદને પણ ગજાવે એવા કીન્નરીના કોમળ કંઠ સમા નિરંજનાનો મધુર સ્વરજ એક ચિત્તે શ્રવણ કરવા લાગ્યો. શાંત વાતાવરણમાં એ મધુરગાન ગુંજી ઉઠયું:—

' પિયુ બીન ચેન પડત નાહિં મોહે ! '

### ૩. એક ઘા અને બે કટકા

કોડીયાની દાઝે દીવાને બટકા ભરે તેમ સ્વરૂપસિંહે નિરંજના તરફથી પ્રેમની નિરાશા મળતાં સરદારસિંહ ઉપર પોતાની દાઝ ઉતારી. સામંત તરીકે સરદારસિંહને રાજસભામાં હાજરી આપવી પડતી હતી, એટલે સભામાં તેને વાતવાતમાં માનભંગ બનાવવાની તેમજ જાતજાતના બ્હાના કાઢીને તેને આર્થિક નુકશાન થાય તેવી તેણે પેરવી કરવા માંડી. સરદારસિંહ સમજી ગયો. અને યોગ્ય તક શોધવા લાગ્યો.

સ્વરૂપસિંહ દિવસે દિવસે વધુ ને વધુ સ્વચ્છંદી બનવા લાગ્યો. મહારાજા મુળરાજનો પણ તેના ઉપર કોઇપણ પ્રકારનો અંકુશ ન હોવાથી એણે વિવેકની પણ હદ ઓળંગી. ખુદ યુવરાજ રાયસિંહ સાથે પણ તેણે શત્રુતા બાંધી. જેસલમીરનો યુવરાજ એટલે એનો માનમરતબો પૂરતી રીતે સચવાય એટલી નાણાની રકમ તેને રોજની રોજ રાજભંડારમાંથી આપવાનો નિયમ હતો. પોતે કુલ કર્તા હર્તા છે અને પોતાને કોઇ પૂછનારૂં નથી એમ માનીને મંત્રીપદના અભિમાનમાં તણાઇને સ્વરૂપસિંહ યુવરાજને નિત્ય આપવાની રકમ ધીરે ધીરે ઓછી કરતો ગયો. યુવરાજ છંછેડાયો. પરંતુ પોતાના પિતા મંત્રીના હાથમાં

રમકડું બની ગયા છે એ વિચાર આવતાં તે મનમાં ને મનમાં ક્રોધથી ધુંધવાવા લાગ્યો.

સરદારસિંહના લક્ષમાં આ વાત આવી. પોતાનું ધાર્યું કરવાનો આ ઉત્તમ લાભ છે એમ માનીને તેણે ધીરે રહીને સ્વરૂપસિંહના સ્વચ્છંદની વાત ઉચ્ચારી.

યુવરાજનો ક્રોધાગ્નિ ભભુકી ઉઠયો. "હવે એ અવિચારી મંત્રી દહાડે દહાડે બહુ ફાટતો જાય છે. એના પાપનો ઘડો ભરાઇ ચૂકયો છે. એકજ ફટકે એ ઘડો ફુટી જશે અને......પરંતુ આપણે યુક્તિ-પૂર્વક કામ લેવું જોઇએ. એ કાંટાને દૂર કરવા માટે સ્હેલો અને સટ ઉપાય યોજવો જોઇએ."

સરદારસિંહને પોતાની પ્રિયતમા નિરંજના સમક્ષ પોતે લીધેલી પ્રતિજ્ઞા યાદ આવી. તરતજ તે બોલી ઉઠયો, "માત્ર એકજ ઉપાય યુવરાજશ્રી! એવા નર પિશાચને સીધો અને સટ નર્કનો માર્ગ બતાવી દેવો જોઇએ."

"પરંતુ એ કેવી રીતે બની શકે?"

"નથી સમજતા! એ તો એજ-એક ઘા ને બે કટકા!"

"સરદારસિંહ! તમામ રાજસેવકો અત્યારે એમના પક્ષના છે એ કેમ ભૂલી જાઓ છો!"

"દરેક નહીં, પરંતુ ન્યાયપ્રિય સર્વ સામંતો આપના પક્ષમાં છે, અને આપ ખાત્રી રાખજો કે જ્યાં સુધી એ કુચ્છંદી મંત્રીનું કાસળ કાઢવામાં નહીં આવે ત્યાં સુધી રાજ્યનું કંઇ પણ હિત થવાનું નથી!"

યુવરાજે ક્ષણ વાર વિચાર કર્યો. એનું મસ્તક સ્વરૂપસિંહ તરફના ક્રોધથી ધમધમી રહ્યું હતું. તેણે સરદારસિંહને સંમતિ આપી.

૪ સાવધાન!

"ભર સભામાં આમ ખુલ્લી તલવાર-સાથે આવવાની ધ્રષ્ટતા કરનાર રાજદંડને પાત્ર થાય છે એ નથી જાણતો, સરદારસિંહ?"

"જાણું છું, રાજદંડ આપવાની ધમકી આપનારને હું સારી રીતે પીછાણું છું. ખરો રાજા કોણ છે તેની હું આ સભાને ઓળખાણ આપવા માગું છું!"

સરદારસિંહની તલવાર સ્વરૂપસિંહનું લોહી પીવા તલસી રહી હતી!

આખી રાજસભા દિંગ બની ગઇ. સરદારસિંહ આજે આ શું કરવા બેઠો છે?

સ્વરૂપસિંહના હાથ સળવળ્યા. આમ બેફાક બોલનારની જીભ ખેંચી કાઢવાનું તેને મન થઇ આવ્યું, પરંતુ નાગણીશી ડંસીલી તલવારને જોતાં તેમ કરવાની એની હામ ન ચાલી.!

આખી સભાને પડકારતો હોય તેમ સરદારસિંહ ગર્જી ઉઠયો, "સામંતો અને સભાજનો! તમે જાણો છો કે જેસલમીરનો ખરો રાજા અત્યારે કોણ છે? આપણા આ મુળરાજ મહારાજ માત્ર નામના રાજા છે: સૂત્રધારની માફક દોરી સંચાથી એને નચાવનાર અને પોતે રાજા કરતાં પણ વધુ સત્તાવાન હોવાનો ગર્વ રાખનાર તો આ આપણા મંત્રીજી સ્વરૂપસિંહ છે. એ ધારે તો આપણને પગાર આપે, ધારે તો ભૂખે મારે, એની ઇચ્છામાં આવે તો રાજકુટુંબના માણસો સાથે પણ રમત રમે. અરે ખુદ ભાવિ મહારાજા-અહીં બિરાજેલા આપણા યુવરાજશ્રી રાયસિંહને નિત્ય અપાતી રકમમાં પણ મરજી પડે તેમ ઘટાડો કરતા જવો એ આપણા આ નામદાર મંત્રીશ્વરની સત્તાની વાત છે.!"

" હેં ! શું આવું નિષ્ઠુર વર્તન ? આવા પ્રજાપ્રિય યુવરાજ સામે પણ ઉદ્ધતાઇ ? આજ સુધી મંત્રીજીના જે ઉંધાં ગુણગાન સાંભળ્યા હતાં તે બધાને પણ ટપી જાય તેવી આ વાત છે ? " સભાજનો આશ્ચર્યચકિત થઇ અંતરના ઉદ્‍ગારો દર્શાવવા લાગ્યા.

સ્વરૂપસિંહના રૂંવે રૂંવે ક્રોધ વ્યાપ્યો. ભર દરબારમાં પોતાને હલકો પાડનાર એ સરદારસિંહને મચ્છરની માફક મસળી નાખવાનું મન થઇ આવ્યું. પરંતુ અફસોસ ! એ શૂરવીરના હાથમાં ચમકતી તલવારને જોતાં નિરુપાયે એ વિચાર માંડી વાળવા પડયા.

રાજ સિંહાસન તરફ દૃષ્ટિ કરીને તે ધુવાંપુંવા થતો બોલ્યોઃ જોયું મહારાજાધિરાજ ! વફાદારીથી આપની સેવા કરવાનું કેવું ફળ મળે છે તે ? આવો બે બદામનો સામંત પણ મારા ઉપર મિથ્યા આરોપ મુકવાની હિંમત કરે એ કેમ સ્હેવાય. ? "

યુવરાજ વધુ ધીરજ ન ધરી શકયો. ઉકળતા અંતરે તેણે વરાળ કાઢવા માંડીઃ " બહુ થયું મંત્રીશ્વર ! તમારી અધમતાની અવધી થઇ ગઇ છે મારા જ નોકર થઇને મને મળતી રકમ ઉપર પણ કાપ મુકવાની હિંમત માત્ર તમારા જેવા સ્વચ્છંદી મંત્રીજ કરી શકે. પરંતુ ધ્યાનમાં રાખજો ! મંત્રીપદ જ નહિ પરંતુ કદાચ આવો અણમુલો માનવ દેહ ગુમાવવાની પણ વેળા આવી લાગશે. ! "

સ્વરૂપસિંહ કમકમી ઉઠયો. આજે આ બધું શું થવા બેઠું છે ? તેણે સામંતો તરફ નજર કરી. પરંતુ નિરાશા સિવાય બીજું કંઇ જણાયું નહિ. સામંતો સરદારસિંહના અને યુવરાજના વાક્ પ્રહારથી પ્રસન્ન થતા જણાતા હતા. એણે મહારાજા સામે નજર કરી.

પરંતુ એ તો આજની સભાનું વાતાવરણ જોઇને વિચારશુન્ય બની બેઠા હતા.

સ્વરૂપસિંહે છેલ્લો દાવ અજમાવ્યો. મહારાજાના અંગરક્ષકો તરફ જોઇને તેણે આજ્ઞા કરીઃ "જોઇ શું રહ્યા છો ? પકડી લ્યો. આ ઉદ્ધત સામંત સરદારસિંહને ! "

મરણીઆ બનેલા સરદારસિંહની સામે આવવા કોઇ તત્પર નહોતું !

એજ ક્ષણે યુવરાજે ઇસારો કર્યો.

શાર્દૂલ સમા સરદારસિંહે ત્રાડ મારી. " બસ ! ધરાઇ ચુકયા ? અન્યાયને સાથ આપનાર કોઇ નિકળતું નથી ? તમારા પાપનો પ્રકાશ પુરેપુરો થઇ ચુકયો છે. બાયલાની માફક બીજાની મદદની ભિક્ષા માગવા કરતાં પોતાના કાંડાના બળ ઉપર ઝઝુમવું એજ ખરા મર્દની મર્દાનગી છે. ચાલો આવી જાવ ! આજે આપણે આપણો હિસાબ ચુકવી લંઇએ. સાવધાન ! "

### ૫. એકજ ઘા.

સ્વરૂપસિંહે પોતાનો કાળ સામે ઉભેલો જોયો. મૃત્યુમાંથી ઉગરવા તેણે પોતાની તલવાર મ્યાનમાંથી કાઢી, પરંતુ એ પવિત્ર હથિયાર પણ પાપીને સહાય કરવા તત્પર નહોતું.

એની આંખે અંધારા આવવા લાગ્યા. જીવનમાં કરેલા પાપનો પૂંજ એની સામે મૂર્તિમંત થયો. સૌંદર્યના લોભમાં તણાઇને વિષયલાલસાના વ્હેણમાં વહીને તેણે જે જે નિર્દોષ સ્ત્રીઓનું શિયળ ભંગ કરવા પ્રયત્ન કરેલો તે તે સ્ત્રીઓની રોષભરી આકૃત્તિઓ તેની કલ્પનાસૃષ્ટિમાં ખડી થઇ ગઇ. એ પવિત્ર સ્ત્રીઓના શ્રાપના દારૂણ દાવાનળમાં એ બળવા લાગ્યો એને લાગ્યું કે નિરંજના એની સામે અટ્ટહાસ્ય કરીને કટાક્ષબાણુથી એનું કાળજુ કોરી લે છે ! એની સર્વ શકિત હરાઇ ગઇ.

સરદારસિંહે છલંગ મારી, ખુલ્લી તલ-

વાર સાથે સ્વરૂપસિંહ પર કુદયો અને એનો ઘા ચુકવવાને એ પરસ્ત્રીલંપટ પુરૂષ પેરવી કરી શકે તે પહેલા તો તેણે પોતાની પાણીદાર તલવારના એક જ ઘાથી સ્વરૂપસિંહનું મસ્તક ધડથી જુદું કરી નાંખ્યું.

રાજસિંહાસન ઉપર બેઠેલા મુળરાજે આ જોયું. એને પોતાના જીવનનો ભય લાગ્યો અને રખેને સ્વરૂપસિંહ જેવી પોતાની સ્થિતિ થાય એવી શંકા થતા તે બેબાકળો બનીને ઉઠયો, અને સિંહાસન પાછલના બારણા તરફ ધસ્યો.

"ખરા ગુનેગાર તો મુળરાજ છે, તેમણે સ્વરૂપસિંહને નિરંકુશ સત્તા આપીને આપણી પાયમાલી કરાવી છે. એમને પણ અહીંજ પુરા કરી નાખો." સામંતો બુમ પાડવા લાગ્યા. અને મુળરાજની પાછળ પડયા. યુવરાજ વચમા આવ્યો.

"શાંત થાવ સામંતો. ગમે તેમ તો પણ એ મારા શિરછત્ર છે આપ મારા હિતેચ્છુ હો તો મારે ખાતર એવુ હૃદયભેદક કૃત્ય કરતા અટકી જાવ "

સામંતો વિચારમા પડયા 'મુળરાજના સાંભળતાજ તેનો વધ કરવાની વાત કરી છે એટલે હવે એ રાજા તરીકે ચાલુ રહે તો જરૂર તે સામંતોનો સંહાર કરી નાખે એવો વિચાર આવતા સામંતો મનમા મૂંઝાયા કોઇ પણ રીતે મુળરાજની સત્તા છીનવી લેવાનો તેમણે નિશ્ચય કર્યો.

" આપની એવીજ ઇચ્છા હોય તો અત્યારેજ આપ રાજસિંહાસન પર બેસો. અત્યારેજ આપને અમે રાજતિલક કરીએ છીએ "

યુવરાજ વિ[illegible] વાર વિ[illegible]ો. પિતાના જીવતા સિંહાસ[illegible] ઉ[illegible]પસિંહ તરફના[illegible]ે તેના મનથી અધમ જે[illegible]ણે સરદારસિંહને સા[illegible] [illegible]." કહો, યુવરાજ. સત્વર નિર્ણય કરી નાખો. આપ સિંહાસનનો સ્વીકાર નહિં કરો તો અમે અત્યારેજ આપના નાના ભાઇને રાજ્યાભિષેક કરીએ છીએ "

સઘળા સામંતોનો એકજ પ્રકારનો વિચાર હોવાથી સામંતોના અતિ આગ્રહથી રાયસિંહે પોતાના પિતાને કેદ કર્યા અને રાજ્યભાર ગ્રહણ કરવાનો પોતે સ્વીકાર કર્યો.

જેસલમીરમા રાયસિંહની દુહાઇ ફરી વળી. એ તમામ રાજ્યવ્યવસ્થા કરવા લાગ્યો, છતા તે કદી સિંહાસનપર બેસતો નહિ રાજસભામા પણ પોતાને માટે ખાસ રાખેલા અન્ય આસન ઉપર બેસીને તે રાજ્ય ચલાવવા લાગ્યો.

## ૬ સોનાનો સુરજ !

" આ શુ પ્રિયતમ ! આ લોહીભીની તલવાર, આ અંગારા વર્ષાવતી આંખો, આ, ક્રોધથી ભભકતું વદન આ બધુ શા માટે ?

" મારી પ્રતિજ્ઞાના પરિપાલન માટે– મારી પ્રિયતમાની પવિત્રતાના પ્રકાશ માટે !" સરદારસિંહના વદન ઉપર આત્મસંતોષની છાયા છવાઇ.

" આજે આપ આમ ઉશ્કેરાયેલા કેમ લાગો છો ? આપના ભરમભર્યાં વચનો મને શંકાશીલ બનાવી મારા અંતરાત્માને અકળાવી મુકે છે, કહો, સરદારસિંહ સ્પષ્ટ કહો શુ બન્યું છે. ? "

" અનાચારીનો અંત આવ્યો છે. પાપી પોતાના પાપે મુઓ છે. પરસ્ત્રીના પ્યારનું બરાબર પ્રાયશ્ચિત્ત થયુ છે. "

સરદારસિંહ આત્મસંતોષના તાનમાં અંતરના ઉદ્‌ગારો ટલવી રહ્યો હતો, પરંતુ નિરંજનાની મુંઝવણ ક્ષણે ક્ષણે વધતી જતી હતી.

" આમ કયાં સુધી અકળાવ્યા કરશો ? પાપ શુ ? અનાચાર શો ? પ્રાયશ્ચિત શાનું ? મને તો કઇ જ સમજ પડતી નથી । "

"ભુલી ગઇ નિરંજના ! આંખમાંથી પોસ પોસ આંસુ સારીને તારા શિયળને લુંટવાની દાનત રાખનાર એ સ્વચ્છન્દી સ્વરૂપસિંહ માટે તું ફરિયાદ કરી રહી હતી તે ? "

નિરંજના ચમકી. ભરમનો પડદો દૂર થયો. એને લાગ્યું કે સ્વરૂપસિંહ અને સરદારસિંહ વચ્ચે જરૂર આજે કંઇ ચકમક ઝરી છે !

"રાજસત્તાના મદમાં મસ્ત બની બેઠેલા એ નરપિશાચથી હમેશાં દૂરજ રહેજો પ્રાણેશ ! ઇર્ષ્યા અગ્નિથી બળતો એ ભયંકર પુરૂષ કદાચ મારૂં સૌભાગ્ય નષ્ટ કરી નાંખશે. "

" હા ! હા ! હા ! " સરદારસિંહ ખડખડાટ હસી પડયો. " ફિકર ન કર નિરંજના ! એમ થાય તે પહેલાંજ મેં તેનું જીવન નષ્ટ કરી નાખ્યું છે. જેસલમીરની પ્રજાને પીડનાર એ પાપીને મેં સદાને માટે આ સંસારમાંથી વિદાય આપી દીધી છે. "

વેરની ભાવનાથી ભરેલાં સરદારસિંહના કારમા હાસ્યથી પણ નિરંજના કંપી ઉઠી. " શું ! તમે તેનો સંહાર કર્યો ? "

" હા, અને તે આ તલવારના એકજ ઘાથી ! યાદ છે તે દિવસ તારી સમક્ષ આ સમશેરના સોગંદ લઇને મેં પ્રતિજ્ઞા લીધી હતી તે આજે એ પ્રતિજ્ઞા મેં પૂર્ણ કરી છે ! "

" ઓહ ! મારા વીર સરદારસિંહ ! " નિરંજના તેને ભેટી પડી.

"નિરંજના ! એ સ્વચ્છન્દી સ્વરૂપસિંહનો કાંટો તો સદાને માટે દૂર થયો. અને સાથે સાથે તેને ઉત્તેજન આપનાર મહારાજ પણ બંદીવાન બન્યા. "

" શું કહો છો ? ત્યારે સિંહાસનને હવે કોણ શોભાવશે ? "

" યુવરાજ રાયસિંહ ! મારો ખરો હિતચિંતક ! "

" વાહ ! ત્યારે તો આજે સોનાનો સુરજ ઉગ્યો ! હવે તો તમારાં માન વધવાનાં ! પછી તો અમને પણ ભુલી જવાના ! " નિરંજનાની આંખો હર્ષમાં નાચી રહી.

" આ મારી પ્રેમઘેલી નિરંજનાને તે કદી ભૂલાય ? " હર્ષના આવેશમાં સરદારસિંહે નિરંજનાના અધરોનું અમીપાન કર્યું.

જગતની જંજાળ ક્ષણભર વિસરી જઇને આ પ્રેમી યુગલ પ્રેમસાગરમાં સ્નાન કરવા લાગ્યું.

✠

પરસ્ત્રીના પ્યારનું વિષમ ફળ ભોગવીને સ્વરૂપસિંહ ક્ષણ માત્રમાં હતો નહતો થઇ ગયો. જેસલમીરની પ્રજાએ ન તો એના મૃત્યુ માટે અફસોસ કર્યો કે ન કોઇએ એને અશ્રુની અંજલિ આપી. એના જેવા પાપાત્માની જગતને થોડીજ દરકાર હોય છે !



**દેશને ખાતર** — [ આચાર્ય પ્રફુલ્લચન્દ્ર રાય.

સ્ત્રીઓ નકામી નવલકથાઓ વાંચવામાં ને ફેશનની પછવાડે ખુવાર થવામાં વખત કાઢે એના કરતાં એટલોજ વખત દેશને ખાતર સુતર કાંતવામાં કાઢે તો દેશને મોટો ફાયદો થાય.

# સંધ્યાના રંગ

[ રાગઃ 'સ્નેહીનાં મોણુલાં આવે સાહેલડી.' ]

સંધ્યાના રંગ નભે સોહે, સાહેલડી !
ઓળા તેના મારે અંગે પડે :
સંધ્યાના રંગ ચિત્ત મોહે, સાહેલડી !
મારા દેહને એના રંગે મઢે :
સંધ્યાના—

સંધ્યાના રંગ આજ નીતરે, સાહેલડી !
આભથી ઉતરી મારે ગાલે ચઢે :
રેલાય રંગ અંગ ત્યાંથી સાહેલડી !
રેલાઇ ને મારે અધરે અડે :
સંધ્યાના—

સંધ્યાના રંગ સરે ત્યાંથી સાહેલડી !
નીચે મારી પાટલીએ પડે :
મેંદીના રંગશા સુહાયે સાહેલડી !
એવા સનાતન રંગો જડે !
સંધ્યાના—

—જનાર્દન પ્રભાસ્કર




લેખકઃ રા. જદુરાય ડી. ખંધડીઆ

## ( ૧ ) ચુનીઆની બા

નામ વીરા બ્હેન. ઉમ્મર વર્ષ ૨૮. મૂળ-વતન કાઠિયાવાડ, જીલ્લે અમરેલી.

ખરેખરી કડણ કાઠિયાવાડણ કહો તો તે ચુનીઆની બા. ધરતી ભેંસોના દુધ થી ખાઇ ખાઇને જેમ ભેંસ માતે તેમ તે બ્હેન માતેલા. એમનું શરીર તપાસવા એક ડાકટર આવ્યો હતો તે તો તેમને જોઇનેજ પાછો નાસી ગયેલો!

ખડતલ, કસાયલું શરીર, સામે ઉભેલા ભલભલા નરને થથરાવી દે તેવી આંખો અને તેવો અવાજ. પ્રતિભા પણ એવી. શરીરમાં ક્યાંય રોગ, નબળાઇ કે માયકાંકલાપણાનું નામ નિશાન નહિ. મણ એમણ દળી નાંખવું, કે ૧૫–૨૦ બેડાં પાણી ગાઉ દોઢ ગાઉથી ભરી લાવવું, કે ૫૦–૧૦૦ માણસને રસોઇ જમાડી ઠામ વાસણ ઉટકી નાંખવા, એ તો એને મન જાણે ગેડીદડાની રમત. એવાં તો એનાં જોમ.

સવારે ૪ા વાગે ઉઠવું. ત્યાંથી કામ લાગવું તે રાતના ૧૧ વાગે ભોં ભેગા થવું એવું તે એનું ઉજમાળાપણું.

રસોઇમાં, વાસણમાં, કપડાંના ધોણમાં, ગૃહવ્યવસ્થામાં, બાળઉછેરમાં, પતિ સેવામાં, કે સંસારવ્યવહારમાં કદી પણ કચાશ ન આવે એવી એની કળા.

૭૫) રૂા. ના પગારદાર પતિ સાથે ગરીબીમાંય તનકારા કરવા એવી એની સાદાઇ.

લાખ દુઃખ પડે તોય મોઢા પરથી હાસ્ય ન મુકાય એવો તો એનો સંતોષી સ્વભાવ.

ઇશ્વરે ઘડેલા ગુણ માત્રને જાણે ત્યાંજ સેનીટોરીયમ કે ટર્મીનસ મળ્યું હોય એવી તો એ રત્નની ખાણ.

પણ એ ૯૯ ગુણ રૂપી ઘઉંની ગુણમાં એક ખામીરૂપી કાંકરો કયાંકથી આવી ભરાણો. ચુનીઆની બામાં એક ખામી. બસ એકજ ખામી. જે ખામી કોઇ ન જાણે. માત્ર ચુની-આનો બાપ જાણે.

✠

## ( ૨ ) ચુનીઆનો બાપ.

નામ વીરજીભાઇ, ઉમ્મર વર્ષ ૩૨.

એ પણ ખરો કાઠિયાવાડી એવોજ

ખડતલ, એવોજ વજ્રાંગ. એવોજ નિરોગી. મહેનતુ, અને ગૃહસ્થાશ્રમી. સીધો, સાદો. ભલો અને ભોળો. એની પાઘડીમાં જેવા આંટા હતા તેમાંનો એક પણ આંટો એના પેટમાં નહિ.

કોઇક નસીબદારને ઘેર મહેતાજી થઇને પંચોતેરેક રૂપીઆ રળી ખાતો હતો. સુનીઆ અને સુનીઆની બાના રાજમાં સુખી હતો. થોડીક જાડીપાતળી ગરીબી હતી પરંતુ તેનું તેને દુઃખ ન્હોતું.

ઘરનો તે પુરો સુખીઓ હતો. સુનીઆની બા તરફથી તેને કોઇપણ જાતનું ખાસ દુઃખ ન્હોતું. માત્ર એક દુઃખ હતું.

એ દુઃખ પણ કંઇ મોટું દુઃખ ન્હોતું. એ દુઃખજ ન કહેવાય. છતા સુનીઆની બામાં એમને જણાતી ખામી સુખદાયક તો ન્હોતીજ

એમનું ચાલત તો તેઓથી એ ખામી ચલાવી લેત. પરંતુ તેમને દીર્ઘદ્રષ્ટિથી જોવાનું હતું. કુટુંબના ભવિષ્યનો, પોતાની પ્રજાનો

બા " વોય મા " કહીને સફાળી ઉભી થઇને દોડી.

રોટલી વણવાની પાટલી ને વેલણ ક્યાંક પછડાયાં. ઉભા થવા જતાં લુગડું દાળની તપેલી નીચે ભરાઇ જવાથી દાળનું તપેલું ઉંધું વળ્યું તે સીધું સુનીઆના બાપાના ભાણામાં. વળી તેના છાંટા ઉડવાથી સુનીઆના બાપાનું નવું ખાદીનું ખમીસ ને ધોતીયું બગડયાં. તેને બગડતાં અટકાવવા માટે તેઓશ્રી જરા પાછળ હઠયા ત્યાં સુનીઆને તેમનો ધક્કો વાગતાં સુનીઆએ સહીનો ખડીઓ ઉંધો વાળ્યો.

એ બનાવથી થયેલી નાની મોટી ઇજા અને નુકશાન પર રીપોર્ટ કરવા બેસીએ તો પાર આવે તેમ ન્હોતો. એ બનાવનું કારણ શું હતું તેજ જાણવું જેમ આપણે માટે જરૂરી છે તેમજ સુનીઆના બાપા માટે પણ જરૂરી હતું. તેમણે: " શું થયું ? શું થયું ? " કરવા માંડયું.

પરાકાષ્ટા-ક્રુરતા એનામાં હતી. આમ છતાં બાપાજી તેને બ્હાદુર બનાવવા માંગતા હતા !

વાંદાનું ગમે તે થાઓ. ચુનીઆના માબાપનું તે પછી શું થયું તે સાથે આપણને કામ હોવાથી આપણે પાછા રસોડામાં પહોંચીએ.

રસોડામાં વીરજીભાઇ, વીરાબ્હેન વિષે ભાષણ આપતા હતાઃ—

“ આમ જો સાંભળ; તને પરણ્યા ૧૬ વર્ષ થયા. ‘ તું ’ બધી વાતે ડાહી; હુશીયાર; પણ હવે આવડી મોટી થઇ છતાં હજી તું વાંદા, ને ઉંદર, ને બીલાડીથી બ્હીધા કરે તે: તને શરમ નથી આવતી ? બીજું તો કંઇ નહિ પણ તું આવું બ્હીકણુ બીલાડું કે દા'ડથી થયું ? ને ક્યાં સુધી આવું બ્હીકણુ રહેવાનું ? તારા આવા ડરપોક સ્વભાવની છાપ ચુનીઆ પર કેવી પડશે તેનો તને વિચાર છે ? એ છોકરાને ડરપોક બનાવી તું :મારા બાપદાદાનું નામ બોળવા માંગે છે ? મારી સાતમી પેઢીથી જે કુટુંબ વીરતા અને મારામારી માટે પંકાયલું તે કુટુંબમાં ચુનીઓ ને ચુનીઆની બા એ બાયલાં હોય એમાં મારે કેટલું શરમાવાનું ? હજી તો દેશને માથે કેવા કેવા વખત આવે છે તે આ પોલીસના લાઠીરાજ પરથી જોતી જા. મારા મનમાં એમ કે મારા ચુનીઆને લાઠીથી નિડર બનાવું. પણ શું ધૂળ બનાવું ? મા જ આવી બ્હીકણુ તેના છોકરા કેવા હોય અને કેવા થશે. ! ”

ચુનીઆની બાએ એક ટુંકો જવાબ દઈ દીધોઃ “ મારી નાંખશો તોય એ બ્હીક નથી જવાની. બ્હીક નાનપણથી પેસી ગઇ એ પેસી ગઇ. હવે શું થાય ? ”

( ૪ ) શું થાય !

શેઠની ઓશીસે ખાંડની ગુણનું ભરતીયું કરતાં, “ સ્હાડા આઠ રૂપીએ મણ તો અઢી મણને દશ શેરનું **શું થાય** ” એવો હિસાબ ગણવા જતાં, ચુનીઆના બાપાને યાદ આવી ગયું કે ચુનીઆની બાનું પણ હવે શું થાય ?

હિસાબમાં ભૂલ પડી. ફરી ફરી ખૂબ હિસાબ ગણ્યા. એજ પ્રમાણે ચુનીઆની બાના ઘડતરમાં પ્રભુની ભૂલ પડી ને ચુનીઆના બાપાએ ફરી ફરી ખૂબ વિચાર કર્યા.

ઘરાક ચાકયો અને ઘરાકે હિસાબ સુધારી આપ્યો. ઘરાક તો રૂપીઆ ચુકવી ચાલતો થયો. પણ ચુનીઆના બાપાના મગજમાંનો ગોટાળો કાયમ રહ્યો.

ત્યાં તો તેમને એક રસ્તો સુઝયો. એ રસ્તો જંગલનો હતો. !

તેમનો, અતિ વિચારને અંતે, એવો અભિપ્રાય થયો કેઃ

“આ ચુનીઆને જ્યાં ટ્રેન ન હોય, રસ્તો ન હોય એવા કોઇ ઘાડા જંગલમાં ઉજાણીને બ્હાને લઇ જઇ સાંજ પડે મુકી આવ્યા હોઇએ તો એની જીવ જનાવરની બ્હીક માત્ર મટી જાય. ”

આમ જંગલને રસ્તે જવાનો તેમનો મનસુબો ચાલતો હતો, ત્યાં તો એક સ્નેહી આવી ચડયા. એમનું નામ ઇન્દ્રલાલ, બાપનું નામ જીંદાબાદ. રહેઠાણ સરકારી જેલમાં, ધંધો કાયદાનો ભંગ કરવાનો, પહેરવેશ ખાદીની ટોપી, કુરતું ને પોતીયું. વીરજીભાઇ તેમને જોઇને રાજી થયા ને બેઠી પડીને પૂછયુંઃ-

વીઃ કાં હીરજીભાઇ, જેલમાંથી ક્યારે છૂટયા ?

હીઃ આ હાલ્યો આવું છું.

વીઃ શું ખબર છે સરકારના ?

હીઃ તે સાથે આપણે શું કામ ? આપ-

છુ તો સ્વરાજના સિપાઇ. ગાંધીજીનો હુકમ હોય ત્યાં સુધી લડી જાણીએ.

વીઃ ત્યારે હવે ?

હીઃ હવે, પાછાં મહુવે ! ભૂતનું ઠેકાણું પીપળો. પણ આ વખતે તો લાઠી ખૂબ ખાઇને જેલમાં જવાનો વિચાર છે. એટલુંજ નહિ પણ તેમનેય સાથે ઢસડી જવા છે. આ અમને એકલાં માર ખાવા અને જેલ જવા મોકલી તમે વહુ ને રતનીઆ તનકારા કરો છો તે શરમાતા નથી ? હાલો ભેળા.

વીરજીભાઇને તો કપાળે પ્રસરેવો આવી ગયો—તેમણે હીરજીભાઇની માફી માંગતા કહ્યું: "હીરજીભાઇ, બધું ખમવા તૈયાર છું. જેલ કહો તો જેલ ને ગોળી કહો તો ગોળી, પણ પોલીસની લાઠીથી કાયર છુ. ઇ વાત મ કરો."

હીઃ "બસ એક લાકડીથી ડરી ગયા ? તમે કોણ? વીરજીભાઇ, તમારૂં બહાદુર કુટુંબ કોણ ? એ બધું ભૂલી જાઓ છો ?"

વીઃ "ઇ બધું હાચું...પણ મારાથી લાકડી ખમાતી નથી. ખાધી તો ખમાતી નથી. તે દિ ધોબી તળાવ પર સ્વયંસેવકો પર પોલીસની લાકડી પડતી જોઇ. હું આંખે હાથ દઇને હેઠે બેસી ગયેલો-રોઇ પડેલો. મારા કુટુંબે તરવારના ઘા ખમ્યા છે, મોત સામે બાથ ભીડી છે, હું પે તૈયાર છું પણ લાકડી ખમવા નહિ."

હીઃ ત્યારે તમારી પ્રજા પણ એમજને ?

વીઃ ઈ તમે ઠીક બોલ્યા. મારી ખામીનો ખંગ હું એમાં વાળી દઇશ. મારા ચુનીઆને એ માટે તૈયાર કરવાનોજ. તમે આવ્યા ત્યારે, હું વિચાર કરતો હતો.

હીઃ "એટલું તો એટલું. હમણાંજ મોકલો છો ? મારી સાથે ?"

બીઃ ( અચકાતાં ) "હમણાં તો નહિ. પણ..."

હીઃ "કંઇ કારણ ?"

વીઃ "હીરજીભાઇ મને વધુ ન લજવાવો. કારણ જાણવું હાલ રહેવા દો. ભવિષ્યમાં એક દિવસ હું પોતેજ ચુનીઆની આંગળી ઝાલી દેશની બીજી લડાઇ વખતે તમારી પાસે આવી તમને સોંપી જઇશ."

હીરજીભાઇ, પાછા વળ્યા. બીજું શું થાય ?!

✠

## ( ૫ ) વાનર સેના !

વીરજીભાઇ પોતાનો અસલ મનસુબો પાકો કરી રખડતાં રખડતાં, રાતે આઠ વાગે ઘેર આવ્યા.

ઘેર મોટુંતાળું હતું.

"પાડોશમાં ક્યાંક ચુનીઆની બા ગઇ હશે ને ચુનીઓ આટલામાં રખડતો હશે." એમ ધારી એમણે તાળું ખોલી ઘરમાં જઇ દીવો કર્યો. ઘરમાં ન્હોતી રસોઇ તૈયાર કે ન્હોતા વાસણ ઉટકેલાં. સવારનાં લુગડાં પણ બીનાં એમ ને એમ પડયાં હતાં.

વીરજીભાઇ મુંઝાણા. "ક્યાં ગઇ હશે ? આમ કેમ ? સવારના ભાષણથી ખોટું તો નથી લાગ્યું ને ?" પાડોશમાં તપાસ કરી પણ કશો પત્તો ન મળ્યો. સ્નેહીઓના ઉંબરે ઉંબરા તોડી આવ્યાં તોય પત્તો ન મળ્યો. રાતના દશ વાગ્યા. ૧૧ વાગ્યા. ૧૨ વાગ્યા. ભૂખ્યે પેટે પોલીસને ખબર આપવા તેઓશ્રી પોલીસ થાણા તરફ સીધાવ્યા. પોલીસે તેમના શરીરપરનાં ખાદીનાં કપડાં જોઇ રોકડું પરખાવ્યું: "બાયડી છોકરાં ખોવાયાં છે તે જાઓ, કહો તમારા ગાંધીને શોધી આપે. સરકાર

સામે દુશ્મનાવટની નિશાની દાખલ ખાદી પહેરીને સરકારી મદદ માંગવા આવતાં શરમ નથી આવતી ? "

વીરજીભાઇ ખસીયાણા પડી ઘેર આવ્યા. ઉંઘ્યા વગર આખી રાત કાઢી. સવાર પડી. આઠ વાગ્યા. હોટલમાં જરા ચાહ પીવા ગયા.

" છાપામાં જાહેર ખબર આપવી કે શું કરવું ? તપાસ તે કેમ કરવી ? "

જરાક જેટલું મોઢું લઈ કંઇ પણ નિ-શ્ચય કર્યા વગર પાછા ઘેર આવ્યા.

ઘેર આવીને જુવે છે તો ચુનાઆની બા માથે હાથ દઇને ઘરમાં બેઠેલી. એના લુગડાં પર અનેક લોહીના લાલ ડાઘા હતા.

વીરજીભાઇને કશું ન સુઝયું. " ગુસ્સો કરવો કે દયા ખાવી ? " તેમણે પૂછયું અને ચુનીઆની બાએ વીતક કહ્યું.

વીરાબ્હેનઃ તમે જમીને ગયા પછી ચુનીઓ નિશાળે ગયો. નિશાળમાં છોકરાઓ પીટયા પીકેટીંગ કરતા હશે તે નિશાળ બંધ કરાવી ને એ બધી વાનરસેના વંદેમાતરમ્ ગાતી ગાતી ને ગાંધીજીની જે બોલાવતી બોલાવતી બજારમાં નીકળી. તમારો ચુનીઓ આગેવાન થયેલો. પોલીસે લાઠી ચલાવી ને મારા ચુનીઆને બહુ માર પડયો. એના કોઇ દોસ્તારેએ મને દોડતા આવી ખબર દીધા. મારો તો જીવ નીકળી ગયો: હું તો ઉભે પગે દોડી. મારા એકના એક દીકરાને માર પડે ને હું ઘેર બેસી રહું તો તો ફિટકારજ ને. મારે તરત દોડી. લોકો ભાગતા હતા પણ મેં પોલીસો અને છોકરાઓ વચ્ચે જઇ લાઠીના માર ઝીલ્યા. ભલે મને મારી નાંખે પણ મારા ચુનીઆને માર ન ખાવા દઉં. આખરે પોલી-સ થાકીને પાછી ચાલી ગઇ. મારો ચુનીઓ બેભાન થઇ ગયેલો ને કોઇ બે કોંગ્રેસવાળા તેને ને મને હોસ્પીટલમાં લઇ ગયા. મનેય પાટા બાંધવા કહ્યું પણ મેં કહ્યું 'મારૂં તો ગમે તે થાઓ, મારા ચુનીઆને પહેલો ભાનમાં આણો. પછી વાત.' આખી રાત ચુનીઓ બેભાન રહ્યો. મૂઢ માર પડયો છે. સવારે જરા ભાનમાં આવ્યો એટલે હું તો તમને અહીં ખબર દેવા આવી છું. આ આમ જુઓ...મનેય થોડું ઘણું લોહી નીકળ્યું છે ને સોળ પડયા છે. તોય હું હીંમત નથી હારી. આજેજ પોલીસોને મારૂં અહિંસાનું પાણી બતાવા જઇશ અને ફરી લાઠી ખાવા જઇશ. જાઉં છું. "

વીરજીભાઇ વિચારમાં પડી ગયા. આ વળી કઇ જાતની બહાદુરી ? 'વાંદા, ઉંદરથી બ્હીનારી મા અને તેનો દીકરો, પોલીસની લાઠી ખાવા સામી છાતીએ જાય ? જરૂર મારા કહેવાથી સુધરી ગઇ લાગે છે."

ત્યાં તો વળી પાછી ચુનીઆની બા છત પરથી ઉંદરને પડતો જોઇ કુદી, નાઠી અને ચુનીઆના બાપાને ગળે વળગી પડી.'

"જુઓ જુઓ...આ-ઉંદર...કાઢો. એની ...મને બ્હીક લાગે છે."

વીરજીભાઇએ માથે હાથ દીધો.

" આ તે બ્હાદુર બીલાડું કે બ્હીકણુ બીલાડું ? "

ચુનીઆની બા તે દિવસ બૈરાં લશ્કર લઇને પીકેટીંગ કરવા ગયેલી પણ પોલીસ કોઇ દેખાણી નહિ. દિવસ જતાં ચુનીઓ અને ચુનીઆની બાના જખમ તો ઠીક થઈ ગયા પણ હજી સુધી વીરજીભાઇને પોલીસની લાઠીનો ડર ગયો નથી ને હીરા બ્હેનને વાંદા ઉંદરનો ડર ગયો નથી ! બ્હીકણુ બીલાડું કોણ ?



# ગરબે આવોને

લેખક : રા. મંજુલાલ ર. મજમુદાર,
એમ. એ.; એલએલ. બી.

[ ઢાળ : 'લટકે હાલોજી' ]

૧

ઘૂઘરિયાળો આંપલો
હરિયાળી છૂટી વેલ :
ગરબે આવોને —
ચાચર ચૉકમાં દીવડો :
નવદુર્ગા ખેલે ખેલ :
ગરબે આવોને —

૨

આવ્યો આસો, આવ્યાં નોરતાં :
આવી શરદપૂનમની રાત :
ગરબે આવોને —
કેસરિયા તરુ સીમમાં,
જવેરા ચંપા - ભાત :
ગરબે આવોને —

૩

સોનેરી ગરબો શિરે ધરી,
ઘૂમીશું માઝમ રાત :
ગરબે આવોને —
સરવ સોહામણાં ટોળે મળ્યાં,
સહિયરની જોતાં વાટ :
ગરબે આવોને —




# છુપું ઝેર

લેખકઃ રા. યશવન્ત મ. દેશાઇ.

“ વ્હાલાંઓ ! આપણે એક બીજાને ચાહીએ : કારણ કે પ્રેમ એ પ્રભુ છે; અને જે ચાહે છે તે પ્રભુનો પુત્ર છે– તે પ્રભુને પ્રીછે છે.” —બાઇબલ

નામદાર ન્યાયમૂર્તિ શશિકાન્તે જમીને હાથ ધોતાં પોતાની પત્નીને કહ્યું: “ હું હમણાં જરા ખાસ કામે બહાર જવાનો છું. ”

“ પાછા ક્યારે આવશો ? ”

“ કલાકમાં તો જરૂર ” જેમ તેમ કરી નામદારે જવાબ આપ્યો. તેમનું આજનું આખા દિવસનું વર્તન પ્રમિલાને વિચિત્ર લાગ્યું હતું; પણ તેનું કારણ તે કળી શકી ન્હોતી. આજે તેણે નવાજ શશિકાન્ત દેખ્યા હતા. રોજના ગંભીર હસમુખા મ્હોં ઉપર આજે વિશાદની વેદના તેણે જોઇ હતી, જે પંદર વર્ષનાં સહવાસમાં તેણે પ્હેલાં ન્હોતી જોઇ.

સવારનાં ઘણાં વ્હેલા ઉઠી, દસ વાગ્યા સુધી પોતાની લાયબ્રેરીમાં તે એકલાજ પડી રહ્યા હતા; પોતાનાં જૂનાં કાગળીઆં ઉથલાવ્યાં કરતા હતા. એટલે પ્રથમ તો “ કોઇ અગત્યનો જૂનો કેસ હશે ” એમ પ્રમિલાએ મન વાળ્યું.

દસ વાગે સ્નાન પહેલાં નામદાર .. ખાનામાં ગયા અને જાણે ભૂતકાળનું સુંદર દૃશ્ય તેનાં હૈયામાં ઝબકારા કર્ં હોય તેમ આનન્દમસ્ત પરંતુ સજળ ભીંતે ટંગાડેલા એક ચિત્ર તરફ પ્રેમાન્ તુરતાથી થોડીક વાર નિહાળી રહ્યા.

તેમાં ન્હોતી કોઇ સ્વર્ગની રસસ તસ્વીર કે જેથી પ્રમિલાના મનમાં પતિ માટે કોઇ પ્રકારનો સંદેહ નિપજે તો એક ન્હાનો ગામડીઓ બાળક છાપામાં મગ્ન ચિત્તે ચોપડી વાંચતે હતો. પણ એ સાદા જીવનને કળાકાર કારે પોતાની પીંછીથી અજબ ઓપ હતો

આથી પ્રમિલા વધારે ગુંચવાઇ. શું હશે ? આજે એમનું મન સ્થિ નથી ? ” એ પ્રશ્નનો તોડ તે ન આણ પતિના બધા સાથીઓને–સ્નેહીઓને

લખતી હતી. પણ પેલા ગામડીયાને તેણે જોયો હોય એમ યાદ ન્હોતું.

ગઇ કાલે સાંજે શશિકાન્ત કોર્ટમાંથી આવ્યા, ત્યારે તેણે તેને અપરિચિત હસ્તાક્ષરવાળો પત્ર આપ્યો હતો. તે ક્ષણ પછી તેનાં પતિના ભાવમાં આટલું બધું પરિવર્તન થયું હતું.

રાત્રે નવના ટકોરા થયા, અને ન્યાયમૂર્તિ શશિકાન્તે પોતાના શોફરને ગીરગામ તરફ મોટર હાંકવાનો હુકમ કર્યો.



મોટરમાં વાલકેશ્વરથી ગીરગામ પ્હોંચતા તો શશિકાન્તને મન યુગનાં યુગ વહ્યા. ઘણાં સ્વપ્નાંઓ આપણે ભૂલી જઇએ છીએ; થોડાંક એક બે દિવસ આપણા હૈયામાં ધબકારા મારી, ભૂતકાળનાં અંધારા સાગરમાં પાણીનાં ટીપાંની જેમ ભળી જાય છે; પરન્તુ જે સ્વપ્નામાં રસનાં અદ્દભૂત દર્શન થયાં હોય તે તો આપણાં જીવનભરતાં સાથી થઇ, આપણાં હૃદયનાં લોહીનાં પ્રત્યેક બિન્દુમાં ચીર કાળ સુધી વસ્યા રહે છે. અરબી સમુદ્રના તરંગોનાં ગર્જને શશિકાન્તનાં એ સૂતેલાં સ્વપ્નાંને જગાડયાં. તેનાં કરૂણરસભર્યા મધુરા ટહુકા તેનાં હૈયામાં પાછા ગુંજવા લાગ્યા. તે અદ્દભૂત ગુંજનોનો પ્રભા નરોત્તમ–નામદારનો પ્રિય મિત્ર–તેમની આંખ આગળ ઝમકવા લાગ્યો.

હા ! નામદાર અત્યારે પોતાના તે પરમ દોસ્તનેજ મળવા જતા હતા. અને તે 'પણ પચ્ચીસ વર્ષનાં યુગયુગ સમા અંતર પછી. એ કેટલું વિચિત્ર ? નરોત્તમ તો એનો દીલજાન દોસ્ત હતો !



ગામડાંનાં હરિયાળાં ખેતરોમાં પોતાના શિક્ષક સાથે ફરતાં ફરતાં, ઝાડની છાયા નીચે શશિકાન્તે તેને ઘણી વેળા પુસ્તકો વાંચતો જોયો હતો

ન્હાનાં ઝુંપડાં જેવાં ઘર, ધૂળવાળા રસ્તા અને તેનાં ઉપર કોઇક વેળા આધુનિક યુગની બરોબરી કરવામાં તે ગામડું પણ પછાત નથીજ તેની ખાત્રી આપતી ભાંગી તૂટી દુકાનો. આ બધું મુંબાઇનાં ઘણે અંશે અકુદરતી, ધમાલીઆ જીવનથી અતિ પરિચિત શશિકાન્તને નવિનતાની વિસ્મયતા પમાડતું શાન્તિ અને ગરીબાઇનાં ત્યાં સામ્રાજ્ય હતાં. પણ કુમળાં ઘાસથી ગુંથાયલા અને પમરતા પુષ્પોથી ભરેલા ત્યાં તાજ હતા !

પણ એ સુન્દર વાતાવરણમાં પેલો પુસ્તકોનો અભ્યાસી બાળક કોણ ?

ટુંકા ગુંચળીઆ વાળ સાથે આંગળીથી, રમત કરતો, તે વાંચતો હતો. ઝાડનાં પાંદડાંમાંથી ડોકીયાં કરતાં સૂર્યનાં કિરણ તેને વધારે સુદરતા અર્પી રહ્યાં હતાં. પંખીઓ, એ પ્રકાશમાં કીલકીલાટભર્યા મધુર નાદ કરી, તેનાં અભ્યાસમાં પ્રેરણા પ્રેરી રહ્યાં હતા.

" આ કોણ હશે ? " શશિ વિચારતો. તેના દેદારપરથી તો તે કોઇ ગામડીયા ભોટ જેવો લાગતો પણ ગામડાનાં છોકરાંઓ કંઇ આવા મોટાં ચોપડાં વાંચતા હશે ?

" માસ્તર, ગામડાંનાં છોકરાં કંઇ આવાં ચોપડાં વાંચે ખરાં ?" તેણે કુતૂહલતાથી પોતાના શિક્ષકને પૃછયું.

" ઘણુંખરું તો નહિજ. " તેને જવાબ મળ્યો. માસ્તર જરાક અચકાયા અને વિચાર કરી આગળ બોલ્યા, " પણ કોઇક હોંશિયાર હોય તો વાંચે પણ ખરા. "

બાળક શશિનો એ ભ્રમ હતો કે કવિઓ ઘણા હોશિયાર હોય છે. એટલે તેણે કહ્યું, " ત્યારે એ કદાચ કવિ હશે. હું તેને પૂછું ?"

" ના–ના. તે તમારે માટે ઠીક ન કહેવાય. "

"કેમ ?"

"તમારા ભાઈ જાણે તો આપણા બન્ને પર ખીજાય."

"પણ મારે એ જાણવુંજ છે. હું તો એને બૂમ મારી પૂછવાનોજ."

"ના ના. એ તો ઘણું અઘટિત કહેવાય."

પણ શશિકાન્ત તો પેલા વિચિત્ર બાળક સાથે વાર્તાલાપ કરવા, તેની સાથે મૈત્રી સાધવા ઘણો ઉત્સુક હતો. કારણ કે તેને આ અસાધારણ ગામડીયા બાલક પ્રત્યે માન ઉપજ્યું હતું. તેમાં વળી 'માસ્તરે' ના કહી એટલે એની બાલિશ ઉત્કંઠા વધારે તીવ્ર બની. માસ્તરની આજ્ઞાને ન ગણતાં, તેણે બૂમ મારી, "એ...એ. તું શું વાંચે છે ?"

અને પેલા છોકરાએ કુદરતી તેજથી જીવન્ત દેખાતી આંખે તેની સામે જોયું, "આ તો Introduction to Astronomy છે."

"અહીંયા તું આ કેની વિચિત્ર ચોપડી વાંચે છે ?" શશિકાન્તનું આ ગામડીયા પ્રત્યેનું માન ઘણું વધ્યું.

"કેમ વિચિત્ર ?" પેલો ગ્રામ્ય બાળક પણ સંસ્કારી જણાતો હતો. "હું તો એને વિચિત્ર નથી ગણતો. શું તમે એવી ચોપડી નથી વાંચી ? તમે તો મોટા શહેરમાં રહો છોને ?"

શશીકાન્તના હૈયામાં લાગણીઓનો અજબ વેગ ધસારા મારવા લાગ્યો. માનને બદલે તેના હૈયામાં આ સંસ્કારી વ્યક્તિ પ્રત્યે પ્રેમ ઉભરાવા લાગ્યો. કોઈ અદસ્ય શક્તિ તેને પેલા બાળક તરફ આકર્ષવા લાગી.

"હા, મેં પણ એવી ચોપડીઓ વાંચી છે. પણ-" તે કાંઈ બોલવા જતો હતો. પણ તેને લાગ્યું કે એ શબ્દો તેના આ નવા જડેલા મિત્રના હૃદયને ડંખ દેશે. એટલે તે આગળ બોલતાં અટક્યો. પણ પેલો ચતુર ગામડીઓ એ અણબોલ્યા બોલ સાંભળી ગયો હતો. તે બોલ્યો, "પણ હું તો દરજીનો છોકરો છું કેમ ?"

"ના–ના." શરમનો માર્યો શશિકાન્ત અચકાતાં અચકાતાં જૂઠું બોલ્યો; કારણ કે તેના નવા મિત્રે એના વિચાર બરોબર પારખ્યા હતા. એટલે બીજું કાંઈ બોલવાનું ન જડતાં, તે બોલ્યો, "આ પાસેનું ઘર તમારું છે ?"

"ના, મારા બાપાનું."

"અને તું આ Astronomyની ચોપડી વાંચે છે ?"

"હા, અને કોઈ દિવસ એવો પણ આવશે કે જ્યારે આ દરજીનો છોકરો ખગોળશાસ્ત્રનો મોટો વિદ્વાન લેખાશે !" તે ગર્વથી બોલ્યો. એમ વાર્તાલાપનો પ્રવાહ ચાલતો હતો. તેના શબ્દે શબ્દે આ બન્ને અજાણ્યા વચ્ચે મૈત્રીનાં બંધન બંધાતાં હતાં.

✠

નરોત્તમ દરજીને લાગ્યું કે બીજા પૈસાદારોનાં સંતાનો જેવો આ શશિકાન્ત ન્હોતો. તે વિચારમાં પડ્યો. શું ધનવાનના પુત્ર પણ ગરીબ મજુર જીવન ગાળનારાઓ પ્રત્યે પ્રેમ અને મૈત્રીની લાગણી અનુભવી શકે ? જે પુસ્તક તે થોડા વખત ઉપર એકધ્યાને વાંચતો હતો, તે તેના નિર્દોષ બાળકના ખોળામાં જેમનું તેમ ઉઘાડું પડી રહ્યું હતું. પણ તેમાંનો એક અક્ષર પણ તે ન્હોતો વાંચતો. ગગનના તારાઓનો પણ તે વિચાર ન્હોતો કરતો. તે તો શશિકાન્તની નિર્દોષ મૈત્રીભરી આંખોને કલ્પનામાં નિહાળતો હતો. તે આંખ તેનાં મનમાંથી દૂર ન્હોતી થઈ શકી. ચોપડી બંધ કરી તે સ્વપ્નાનાં રસ ચાખવા લાગ્યો. અને તેણે સ્વપ્નામાં ચોક્કસ જોયું કે આવા આશાસ્પદ જગતમાં તેની મૈત્રીની અને વિદ્યાની કલ્પનાઓ ફળીભૂત થશે.

"નરોત્તમ ! ખાવા ચાલ તો ભાઇ !" તેની માનો મીઠો સાદ સંભળાયો. અને એ સ્વપ્નું ત્યાંજ અટક્યું.



પરન્તુ શશિકાન્તના 'માસ્તર'ને આ ન રૂચ્યું. કયાંથી રૂચે ? અહીં આવતાં પહેલાં શશિકાન્તના પિતાએ તેને ચેતવણી આપી હતીઃ "તમે આપણાં ગામમાં નવા બંગલામાં જજો. ત્યાં ઘણો વખત રહેવાના છો એટલે શશિના ઉપર બરોબર દાબ રાખજો. ગામડાની હલકી વસ્તીમાં રખડેલ છોકરાઓ સાથે એને બીલકુલ ભળવા ન દેતા."

"હા, સાહેબ !"

બીચારો ગ્રેજ્યુએટ ! માકર્સ અને ટોલ્સટોયનાં થોથાં ઉથલાવી સમાનતાની રસભરી ભાવનાઓ એણે વિદ્યાર્થી અવસ્થામાં પોષી હતી. પણ એનાં સત્ય દર્શન મૂડીવાદીઓ તેને કરવા દે એમ ન હતું. એટલે સમાનતાનાં આદર્શોને કોરે મૂકી તે મૂડીવાદીનાં વિપ્લવવાદી સંતાનનો શિક્ષક બન્યો હતે. બહારથી ન જણાય પણ મનમાં તો એ શશિનાં વર્તનનાં વખાણજ કરતો.

એક દિવસ માસ્તરને શશિએ પૂછ્યુંઃ "આપણે એને એકાદ વખત સાથે જમવા બોલાવીએ. એના પરિચયથી આપણને ઘણું જાણવાનું મળશે."

"ના ના."

"કેમ ?"

"મેં તમને કેટલી વખત કહ્યું. તમારે યાદ રાખવું જોઇએ કે તમે એક ધનાઢય વેપારીના પુત્ર છો. અને તમારા પિતા જો જાણે કે એક દરજીના છોકરા સાથે તમે દોસ્તી બાંધી છે, તો તમને અને મને બન્નેને સખ્ત ઠપકો આપે અને—અને તમારે માટે બીજો માસ્તર આણે."

"પણ ભાઇને શું તેના તરફ અણગમો છે ? એમણે કોઇ દિવસ ખગોળશાસ્ત્રની ચોપડીનું પુઠું પણ નહિ જોયું હોય !"

"ચૂપ—"

"ચૂપ શું ? તે તો ફક્ત 'ટાઇમ્સ' માંની 'વેપારી ખબરો' વાંચી છાપું ફેંકી દે છે."

માસ્તરને લાગ્યું કે પોતાની જેમ તેનો મિત્ર પણ ક્રાન્તિવાદી છે. પણ તેના મનમાં ગુંચવણભર્યા પ્રશ્નો તોફાન કરતા હતા. એકાન્તમાં તે વિચાર કરવા લાગ્યો. "આ કેવો જુલમ ! આપણો કહેવાતો ઉચ્ચ વર્ગ પોતાના સંતાનોને હલકી જાતના સાથે લગ્નગ્રન્થિથી તો નજ જોડી શકે. તેનાં ઘણાં કારણો હશે. પણ શું એ એને પવિત્ર મિત્રતા સાધવાનો પણ અધિકાર નથી ?

આપણા સમાજશાસ્ત્રીઓએ તો ધર્મ અને સગવડની ખાતર પ્રજાના ચાર ભાગ કર્યા. તેમાંથી અધમતાને પંથે પડેલા હિંદે હજારો જાતો બનાવી. પ્રાચીન ધર્મભાવના તો હવે તદ્દન અદષ્ટ થઇ ગઇ, અને હવે આપણા આધુનિક સ્વાર્થીઓએ પૈસાની તલ્વારથી સમાજના બે અકુદરતી ભાગલા પાડ્યા. બન્નેમાં એવો તો તીવ્ર અને ભયંકર ભેદ આણ્યો કે ધનિકો અને ગરીબોનાં સંતાનો—નિર્દોષ બાળકો—એક બીજા સાથે મૈત્રી પણ ન બાંધી શકે—રમી પણ ન શકે; અરે ! વાતચીત પણ કરી ન શકે. એમ થાય તો ધનિકોની સંસ્કૃતિ બધીય નાશ પામે. !

ઇશ્વરને મન તો બધાંય સરખાં ! એજ ઇશ્વરની આપણા ધનિકો જગતને બતાવવા મોટા આડંબરથી મંદિરોમાં પૂજા કરાવે તેને હીરા મોતીએ મઢાવે અને ઘેર જઇ તેનાંજ બોધવચનો ભુલી જાય. એ ભક્તિ કે ઢોંગ ? કેવું છુપું ઝેર ? હિન્દુ

સમાજનાં નૈતિક બંધારણનો તો એ નાશ કરી નાંખશે." તે આદર્શવાદી યુવાનનાં સ્વધર્માભિમાને તેના હૈયામાં અપૂર્વ વેદના જગવી.



મોતી દરજીનાં બાપદાદાઓ તેજ ઘરમાં વર્ષોથી ગામનાં લોકોનાં કપડાં સીવતાં હતાં. પોતાના કુટુંબનો પુરાણો ધંધો એણે આ સામાજીક પરિવર્તનનાં યુગમાં પણ ન્હોતો ત્યાગ્યો. પોતાનાં ઓટલા પર બેસી, ખુશાલ ચિત્તે ભજન ગાતો, તે હંમેશ કપડાં સીવતાં સીવતાં, પોતાના પુત્રના વિચાર કર્યા કરતો. અને એજ હાલતમાં તેનું હિન્દુ હૃદય સન્તોષ રાખી, ઇશ્વરનો પાડ માન્યા કરતું. તેને મોટી આકાંક્ષાઓ ન્હોતી. પોતે નરોતમ માટે ભવ્ય કીલ્લાઓ પણ ન્હોતા બાંધ્યા. તે તો ઇચ્છતો કે તેનો છોકરો પણ મોટો થઇ બાપદાદાનો ધંધો કર્યા કરે. હિન્દુ ધર્મ પોતાના અનુયાયીઓને યુગયુગથી સંતોષનાજ ઉપદેશ આપ્યા કરે છે. ચગદાયલા ગરીબો તેમાં આશ્વાસન લે છે. અને તેઓને લુંટવા માટેજ પોતાને જન્મેલા માનતા ધનિકો એને પોથીમાંનાં રીંગણાં ગણી, સદા અસંતોષી રહી, પૈસાના ભયંકર ખેલ ખેલ્યા કરે છે. !

પરન્તુ મોતીના પુત્રને પરમેશ્વરે દરજીના ધંધા માટે નિર્મ્યો હોય એવાં ચિન્હ જણાતાં ન્હોતાં. બાળક વયમાં જ તેને વાંચનનો અદ્ભૂત શોખ લાગ્યો. ગામડાંની નિશાળનાં સંસ્કારી, પણ જગતને મન પચાસ રૂપરડીનાં પંતુજીની મદદથી તે સારાં પુસ્તકો વાંચતો શીખ્યો હતો. તેમનીજ પ્રેરણાથી તે પાસેનાં શહેરની હાઇસ્કુલમાં મેટ્રીકમાં ભણતો હતો. અને હવે કોલેજમાં જઇ ગણિત અને ખગોળશાસ્ત્રનો ખાસ અભ્યાસ કરવાની ઉત્કંઠા રાખતો હતો. રોજ ચાર માઇલ ચાલી નિશાળે જતો, ઘેરે બાપને બને તેટલી મદદ કરતો અને નવરાશનાં વખતમાં મહેતાજીએ આપેલાં નવા જ્ઞાનભર્યાં ચોપડાં વાંચતો, સમજતો, મગજને ઉત્સાહી આશાઓથી પોષતો. આવું કાંઇ પણ મોતી દરજીએ વાંચ્યું ન્હોતું અને કદાચ વંચાઇ ગયું હોય તો તે સમજવાની તેનામાં શકિત ન્હોતી; તે બુદ્ધિમાન્ પુત્રનો અબુદ્ધિમાન્ પિતા હતો ! તેને, નરોતમનાં "ટપકાં" જોઇ એક જોશીએ કરેલું ભવિષ્ય યાદ રહ્યું: "તમારો નરોતમ તો ભણી ગણીને મોટો પ્રોફેસર થવાનો છે. !"

ગામડાનાં મ્હેતાજી એટલે સંસ્કાર, ધર્મ અને વિદ્વત્તાની એકયમૂર્તિ, તેનું પ્રોત્સાહન મળ્યું એટલે નરોતમને, ગામડીયા દરજીના પ્રભાવશાલી પુત્ર નરોત્તમને શહેરની કોલેજમાં અભ્યાસ માટે મોકલવાનું નક્કી થયું હતું. તે ગામમાંથી કોલેજમાં જનાર નરોત્તમ પ્રથમજ હતો.

મોતીનાં નિખાલસ મનને સ્વર્ગ ઘણું દૂર ન લાગ્યું.



"જોતી નરુ, તારે માટે આ નવાં કોટ પાટલુન મેં સીવ્યા છે" અત્યંત હર્ષથી જાણે ઘેલા થયેલા મોતીએ નવાં કપડાં બતાવતાં કહ્યું, "તને એ મુંબઇમાં પહેરવા ચાલશે."

નરોતમે તે જોયાં. પણ તેનાં મ્હોંપર હાસ્ય ફરક્યું નહિ. તે વિચારમાં હતો. મોતીએ આ જોયું. તે બોલ્યો, "કેમ આજે શું વિચાર કરે છે ?"

તંદ્રામાંથી જાગી નરોતમે જવાબ આપ્યો, "હા. મને મહેતાજી કહેતા હતા કે તેણે મુંબઇની કોલેજમાં બધી ગોઠવણ કરી છે - પણ પેલા નવા બંગલામાં કોણ રહેવા આવ્યું છે ?"

"પેલો છોકરો જે એનાં મહેતાજી સાથે ફર્યા કરે છે તે ને ? તે તો મુંબઇનાં એક મોટા શેઠનો છોકરો છે. લોકો કહે છે કે એ

તો કશેડાધિપતિ છે. પણ એનું તારે શું કામ છે ?"

"ના-રે એ તો અમસ્તુંજ ! તે છોકરો આજે મારી સાથે વાત કરવા આવ્યો હતો."

"જોજે, ભા, એની સાથે બહુ ના ગોઠતો. એ તો પૈસાવાળા. આપણે ગમે તેવા પણ ગરીબ." પોતાની જાતનાં દુઃખનાં આત્મજ્ઞાનથી ગરીબ મોતી નરોતમને બોધ આપતો બોલ્યો.

ઉષાદેવી તે ગામડાં ઉપર પંદર વખત અજવાળાં પાડી ગઈ. મેટ્રીક પાસ થઇ ગયેલા નરોતમની મુંબઇ જવાની તૈયારી થવા લાગી.



"હું તો કાલે મુંબઇ જઇશ."

"ત્યાં તારે કેટલો વખત રહેવું પડશે?"

"ચાર વરસ."

"પણ તું મને યાદ કરશે ને ?"

"હા, જરૂર, પણ આપણાંથી ત્યાં મળી ન શકાય." નરોતમને તેનાં પિતાની શીખામણ યાદ હતી

"કેમ ?"

"કેમ શું વળી ? તમે તો પૈસાવાળા અને હું તો દરજીનો છોકરો. તમારા પિતા જાણે તો—"

શશિકાન્તને તેના પિતા યાદ આવ્યા. તેનાં માસ્તરનાં બોલ પણ તેનાં મનમાં જ હતા. તેને નરોતમનાં શબ્દોમાં ઘણું સત્ય દેખાયું. તે ખિન્ન મને બોલ્યો "ત્યારે આપણે શું કરીશું. ?"

"હમણાં છે તેવીજ દોસ્તી રાખીશું. આપણાં હૃદય એક બીજાને ચાહે છે એટલુંજ બસ છે. આપણે મોટા થઇ કોઇ દિવસ મળીશું."

બન્ને એક બીજા સામું જોઇ હસ્યા. નવા ઉત્સાહ સાથે શશિ બોલ્યોઃ

"જરૂર આપણી મૈત્રી તો એવી ને રહેશે, ભલે નહિ મળાય તો. મારા માસ્તર પણ એમજ કહેતા હતા."

"તેની કાંઇ ચિંતા ના કરતા. ચોપડાંમાંથી જ્ઞાન મેળવવા કરતાં આપણે અહીં વધારે સુંદર સંસ્કાર કેળવ્યા છે. ખરૂં ને ?"

"હા. માણસ ઘણું ભણે, તેમ વધારે લોભી અને અભિમાની થાય છે. પરન્તુ આપણે તો ભણશું એ ખરા અને ખરૂં જીવન જીવશું એ ખરા." મેં એ શશિકાન્તનાં શબ્દોમાં કવિતા રેડી.

"હા. આકાશમાં તારા ચમકે, તેમ જીવનમાં મૈત્રી ચમકે અને તેને અજવાળે."

"ત્યારે તેમાંજ તું તારાઓનો અભ્યાસ કરવાનો છે."

"તે તો પ્રભુ જાણે, પણ મારા ગામનાં માસ્તર કહેતા હતા કે હું જરૂર નામ કાઢીશ." તે ગર્વથી હસ્યો.

મૈત્રીને અખંડ રાખવાનો હૃદયનો કરાર કરી બન્ને છૂટા પડયા. ત્યારે તેમની આંખોમાં આંસુ ઉભરાતાં હતાં. જાણે નિઃસ્વાર્થ મૈત્રીનો પ્રવાહ. !



નરોતમે ચાર વર્ષ મુંબઇમાં શીખી, ખગોળશાસ્ત્રમાં 'બી. એસસી.' ની ડીગ્રી લીધી. તેને સારી સ્કોલરશીપ મળવાથી તે જર્મની જવાનો હતો.

ચાર વર્ષમાં એ મિત્રો કોઇ વેળા મળ્યા ન્હોતા. છાપામાં વાંચવાથી શશિકાન્તને ખબર થઇ કે નરોતમ જવાનો છે. તે બે જણાની મુલાકાત થાય એ તો અશકય હતું. કારણ કે બીજી બધી બાબતોમાં તેનાં સંસ્કાર માટે બેદરકાર પિતા તેને ઉચ્ચ સમાજની બહાર નીકળવા ન્હોતા દેતા અને નરોતમ ગમે તેવો વિદ્વાન પણ દરજીનો છોકરો અને વળી ગરીબ. શશિકાન્તનાં પિતાને મન એ અસ્પર્શ્ય હતો.

પણ બે મિત્રો એક બીજા પર કાગળ લખતા. અને કાગળથીજ તેમણે એક બીજાની વિદાય લીધી. કેવી પવિત્ર વિદાય ?



ઘણાં વર્ષો વહી ગયાં.

શશિકાન્તના પિતા તેને ઉંચા સમાજમાં મૂકી મૃત્યુ પામ્યા હતા અને તે હવે ન્યાયાધીશ બન્યો હતો. તેની પાસે બધું હતું. ધન વૈભવ, કીર્તિ, વિલાસ. પણ એ બધામાં તેનું રસભર્યું સ્વપ્ન ન્હોતું.

તેની આંખ દરેક સ્ટીમરમાં પરદેશથી આવતા મુસાફરોનાં નામ વાંચ્યા કરતી.



નામદાર ન્યાયમૂર્તિ શશિકાન્તની મોટર ગીરગામમાં એક ઘર આગળ નવ ને દસ મીનીટે થોભી. અને જાણે ઉંઘમાંથી ઉઠ્યા હોય તેમ ઉપર ત્રીજે માળની એક ઓરડી આગળ જઇ નામદારે બારણું ઠોક્યું.

બારણું ખૂલ્યું.

ટેબલ ઉપર ચોપડાં અવ્યવસ્થિત રીતે પડયાં હતાં. એક બે દિવસ ઉપર કોઇ દૂર દેશાવરથી આવ્યું છે એમ બતાવતી અડધી ઉઘાડી, અડધી બંધ પેટીઓ જમીન પર પડી હતી. એ અવ્યવસ્થાનાં રાજ્યમાં તેનો રાજા બારણા આગળ આશ્ચર્યચકિત સ્થિતિમાં ઉભો હતો.

એક બીજાને જોઇ, બન્ને દીંગ્મૂઢ જેવા ઉભા રહ્યા. લાગણીનાં અપૂર્વ આવેશને લીધે તેમને કાંઇ બોલવાનું સૂઝયું નહિ. એટલે હિસ્ટીરીઆમાં કોઇ સ્ત્રી હસે તેમ તેઓની આંખ ગાંડા માણુસની જેમ આંસુથી ઉભરાતી હસવા લાગી.

તે આંસુનાં ઝાંખા પડદામાંથી શશિકાન્તે જોયું. ત્યાં જર્મનીનો ખગોળવિદ્યાનો પ્રખ્યાત વિદ્વાન નરોતમ એમ. ટેલર ઉભો હતો; પણ નામદારને મન તો એ ગામડાનો મધુર બાળક હતો

જર્મનીનાં લાંબા સહવાસથી ન ઓળખાય એટલી હદ સુધી નરોતમ પલટાઇ ગયે હતો.

તે નામદારને ઓળખી શકયો. " તરે કેમ આવ્યા ? મેં તમને લખ્યું હતું ને કે હુ કાલે તમારે બંગલેજ મળવા આવનાર હતો. ' હર્ષપૂર્ણ વદને તે બોલ્યો.

એજ અવાજ; એજ નરોતમ, જેને મળવા પચ્ચીસ વર્ષથી શશિકાન્ત તલસતો હતો

બન્ને ભેટયા, હાથમાં હાથ ઝાલી ગાંડાની જેમ ઘરડા પણ બાળક જેવા, મિત્રો બારણા આગળજ ઉભા. છુટા પડયા. આંખમાં આનન્દનાં આંસુ સાથે મૈત્રીની સ્નેહ ઝરતી આંખે એક બીજા સામે જોઇ રહ્યા.

તેમણે ઘણી વાત કરી. ભૂતકાળની નહિં તેની તો કાંઇ જરૂર ન્હોતી. ભૂતનાં અંધારાને ભૂલી, તેઓ વર્તમાનની જ્યોતિમાં ઉલ્લાસતા હતા.

દસ વાગ્યા. જવાની તૈયારી કરતો શશિ બોલ્યો, " પણ કાલે તું જરૂર આવજે મારું મન રહ્યુ નહિ એટલે હું આજેજ તને મળવા દોડી આવ્યો. પ્રમિલા તને જોઈ ઘણું ખુશ થશે. "

" હા ! એક વાત યાદ આવી " જતા જતાં તે બોલ્યો " કાલથી તારી આ ઓરડીને મારા બંગલામાંજ આણવાની છે. આપણે હવે તો સમાનતાનાં સામ્રાજ્ય સ્થાપીશું. '

અને બન્ને ચિર મિત્રો છુટા પડયા. ના ના. મિત્રો તે વળી છુટા પડતાં હશે ? અનન્ત મૈત્રીને વળી કાળ અને સીમાનાં બંધન કેવાં ?



દસ મહીનાનો થયો ત્યારે જગુ માંદો પડયો અને એ કુમળો બાળક જીવ્યો તે તેની ધાત્રી રાધાની કાળજીને આભારી હતુ નહિ તો સરોજે પ્રકટાવેલો રસિકના કુળનો દીવો એમનો એમ ઓલવાઇ જાત સરોજ તો માંદગી વખતે તદ્દન બેદરકાર હતી તેને શુ કરવુ તે આવડતુ નહોતુ તે ભણેલી હતી, પણ તેના ભણતરમા "છોકરા કેમ ઉછેરવા" તે વિષય ઉપર એક પાનુ પણ તે શીખી નહોતી ગરીબ, અભણ અને અ મસ્કારી ગધાએ કાળજી અને વ્હાલથી જગુને બચાવ્યો રાધામા ભણતર કરતાયે એક મહાન વસ્તુ હતી બાળકને શાની બીક હોય છે અને બાળક શાથી રીઝે છે એ તે જાણતી હતી અને તેથીજ જગુ સરોજને બદલે રાધા તરફ આકર્ષાયો

સરોજ જગુને દરરોજ રમાડતી પણ તેને ટેબલ ખુરશી વિગેરેથી ભરેલા દિવાન ખાના કરતા બાગમા કે નોકરોની ઓરડીમા વધારે ગમતુ ટેબલના ખુણા અથડાના વાગે, ગાલીચામા પગ ભરાવાથી પડાય, જરા આ ગળ જતા મોટી ખુરશીના વાંકાચુકા પાયા ન દેખાયાથી પગ છોલાય અને એ બધુ થયા પછી રડવુ આવે ત્યારે આશ્વાસન આ પવાને બદલે સરોજ વઢે. તેના કરતા રાધાની માયાળુ સોબત તેને વધારે ગમી

જગુ ચાર વર્ષનો થયો, ત્યારે તેને ગમે તેવી બાલીશ વાતોને બદલે સરોજ તેની પાસે એક મોટી ચોપડીમાથી વાચતી તેના ઉપર મોટા સોનેરી અક્ષરે "જીવનચરિત્રો" લખેલુ હતુ એક જણે ચોપડીઓ લખી નાનો હતો ત્યારથી તે લખતો અને ડોસો થયો ત્યા સુધી લખ્યાજ કર્યું એની વાતો તેમા આવતી

"તુ પણ ચોપડીઓ લખશે ને?" સરોજ તેને વાચી રહ્યા પછી પૂછતી ત્યારે કા તો તે ઉંઘી ગયેલો હોય, અથવા તો સમ જ્યા વિના ડોકુ ધુણાવતો હોય

[ ૩ ]

જગુ ૭ વર્ષનો થયો

રાધાનો વર સુથાર હતો કોઇ કોઇ વાર રાધા તેને માટે લાકડાના સુંદર રંગે રંગેલા રમકડા લાવતી તેનો વર વાપરતો હતો તેવીજ એક નાની હથોડી, કરવત, ફરસી વિ રાધાએ તેને લાવી આપ્યા હતા

એ તથા બીજો બધો "ખજાનો" સરો જથી અજાણ્યો હતો જે મોટા લોકોના જીવનચરિત્રો જગુ સાભળતો હતો તેમાના એકે પાસે આવા સુંદર રમકડા કે હથિયાર નહોતા એ બધા તો પુસ્તકો લખી જાણતા કે કાઇ ન સમજાય એવુ શોધી કહાડતા એક જણે નવો તારો શોધ્યો હતો

"પણ બા! એમા નવાઇ જેવુ તેણે શુ કર્યું? હુ પણ આ બધા તારા શોધી કહાડુ તો હુ પણ મોટો થાઉ?" તેણે નિર્દોષતાથી પૂછયુ ત્યારે સરોજે તેને મનમા મૂર્ખ ગણ્યો

"પણ એ બધા તો જાણીતા છે તેણે નવો તારો શોધ્યો, કોઇએ પહેલા જોયેલો નહોતો તેવો, સમજ્યો?" જગુ ડોકુ ધુ- ણાવતો, પણ તે જરાયે સમજ્યો નહોતો

પણ જગુના મનથી તો એ તારા શોધ- નાર કરતા રાધાનો વર વધારે મહાન હતો તે કેવા સુંદર રમકડા બનાવતો હતો?

એક દિવસ સરોજથી છુપાવેલો જગુનો ખજાનો પકડાઇ ગયો એક દિવસ બપોરે જગુ રાધાની સાથે ઓરડીમા તેની ઢીંગલી- ઓને જાતા ફરવવા માટે ગાડુ બનાવતો હતો તેટલામા સરોજ ત્યા આવી ગાડુ અને હથિયાર બધુ જપ્ત થયુ

" આ કોણે બનાવ્યું ? " તેણે સખ્તાઇથી પૂછ્યું.

" બાઇ, જગુભાઇનીજ બનવલા. ચાંગલા બનવલા..." તેણે સરોજની ક્રોધિત મુખમુદ્રા જોઇ વચ્ચેજ અટકાવ્યું. જગુ વધારે ચબરાક હતો. સરોજ રાધાને ઠપકો આપતી હતી તેટલામાં તે ત્યાંથી સટકી ગયો અને ઉંઘવાનો ડોળ કરી પથારીમાં પડયો.

રાતે રસિક આવ્યો ત્યારે સરોજે તેને પેલું અધુરૂં ગાડું બતાવ્યું.

" જુઓ, આ તમારો દીકરો કેવા ધંધા કરે છે તે." સરોજના સંસ્કારી શબ્દો નીકળ્યા. રસિકને શબ્દો અસ્વાભાવિક લાગ્યા. પણ સરોજને તે નાખુશ કરવા ઇચ્છતો નહોતો.

" હોય. હજુ એ નાનો છે." તેણે કહ્યું. " કેવું સરસ ગાડું બનાવ્યું છે. એના પ્રમાણમાં સારૂં છે. મન દઇ કરે તો વધારે સારૂં થાય. "

" પણ આવા નજીવા ગાડામાં મન શું છે ? તેનામાં એવા ખોટા સંસ્કારજ ન જોઇએ. " સરોજનો મુદ્રાલેખ આગળ આવ્યો.

" ત્યારે શું એ અત્યારથી પુસ્તકો લખવા માંડે ? ચાલ એમ હોય તો કાલથી એને ટેબલ ખુરશી પર બેસાડી લખાવવા માંડું. " તેણે ચીડાઇને કહ્યું.

સરોજ કંઇ પણ બોલી શકી નહિ. તેણે કલાકેક વિચાર કરી જોયો તેનાં પરિણામે તે જગુની પાછળ વધારે વખત ગાળવા લાગી. તેની પાસે વધારે વખત વાંચતી. તેના ઓરડાની હવે થોડે દહાડે જડતી લેવાતી.

[ ૪ ]

સરોજને કોઇ કોઇ વખત લાગતું કે તેણે વાંચેલું જગુ હજી સમજી નથી શકતો. તે હજી બાળક હતો. તેનું કુમળું મગજ હજુ પુસ્તકો કરતાં રમકડાં તરફ વધારે આકર્ષાતું. તે તેને ગંભીર કરવા મથતી, તો તે તોફાન કરતો. સરોજને પોતાનું બાળપણ યાદ આવ્યું. નાનાં નાનાં વાસણો અને સઘડી લઇ તે રાંધનારી બની હતી. તે અને બીજી વાર કચકડાનો " બાબો " લઇ તેનાં કપડાં શીવવા દરજીનું કામ કર્યું હતું તે. હવે તેને યાદ આવ્યું.

જગુ ઘણીવાર રાધા પાસે બેસી તેની વાતો સાંભળતો. તેના વરની પ્રવૃત્તિની વાતો સાંભળવી તેને બહુ ગમતી. પણ સરોજ પાસે તો હંમેશાં તેના પૂર્વજોનાંજ વૃત્તાંતો સાંભળવાનાં મળતાં.

" મારા દાદા હતા ને..." સરોજ હંમેશાં કહેતી. અને પોતાના પૂર્વજે કેવાં સુંદર પુસ્તકો લખેલાં, અને કેવા મહાપુરુષ થઇ ગયા તેજ કહેતી. પણ હજુ જગુને મને શેકસપીયર કે સરોજના દાદા કરતાં રાધાનો વર વધારે મહાન લાગતો. શેકસપીયર કંઇ રમકડાં બનાવતો ન હતો.

જગુ મનમાં બળ્યા કરતો. આટલી વયે તેને આ જીવન પર કંટાળો આવ્યો હતો. તે માંદો પડયો. દરરોજ દાદાજીની અને મહાપુરુષોની નિર્જીવ વાતોનો ભાર તેના કુમળા મગજ માટે ઘણો હતો. તેને કોઇ કોઇ વાર લાગતું કે તે શેકસપીયર પેઠે પુસ્તકો નથી લખતો તેથી સરોજ નાખુશ થતી હશે. પણ તેણે બનાવેલા ગાડાં માટે તો તેને જરાયે શાબાશી મળી નહોતી, છતાંયે તેને સુથાર બનવું સૌથી વધારે ગમતું. અને તે દિવાનખાનામાં કબાટમાં ગોઠવેલી ચોપડીઓને હૃદયથી ધિક્કારતો. તેને જોઇ તેને ત્યાંથી નાસી જવાનું મન થતું હતું.

ડાકટરે કહ્યું. " એને બહુ વિચાર ન કરવા દો. અને બને તેમ વધારે ખુલ્લી હવામાં ફરવા દો. તેનું ચિત્ત રમતમાં પરોવાય તો વધારે સારૂં. "

એટલે પુસ્તકો ઉંચાં મુકાયાં.

રસિકને હવે જગુ,માટે ફીકર થવા લાગી. તેને જીવનચરિત્રોમાં મનનતી ખબર નહોતી. જ્યારે તેને ખબર પડી ત્યારે તેને જગુના મનની સ્થિતિનો ખ્યાલ આવ્યો. તેને પોતાને એ પુસ્તકોપર તિરસ્કાર છૂટતો. તો તેના પુત્રને અને તે પણ આ વયે કેમ ન છૂટે ?

[ ૫ ]

જગુ બાગમાં રમતો હતો. આજે રવિવાર હોવાથી રસિક ઘરમાં હતો તે ફરતો ફરતો જગુ બેઠો હતો ત્યાં આવ્યો.

"કેમ, જગુ દીકરા ? કેમ છે ?" તેણે વ્હાલથી પૂછ્યું. "આમ કેમ બેસી રહ્યો છે ? કંઇ રમને. બહુ વિચાર નહિ કરીયે હો !"

"સું કરું ?" કહી જગુ રડી પડયો.

"જો એમ રડ નહિ." તેણે એક બચી કરી તેને મનાવ્યો. "હું તને એક નવી રમત બતાવું. પેલું તારૂં અધુરૂં ગાડું છે ને તે પુરૂં કર. તેને માટે હું ચાર પૈડા કાલે લાવી આપીશ."

જગુ ખુશ થયો પણ એકદમ તેને વિચાર આવ્યો,

"પણ મારી હથોલી, ફરમી બધું તો બા લઇ ગઇ છે. તેના વગર હું સું કરું ?"

"એ બધાં તને પાછાં અપાવીશ."

ત્યાર પછી ચાર પાંચ દિવસમાં ગાડું તૈયાર થયું. જગુની બે આંગળીએ પાટા બંધાયેલા હતા. પણ ગાડું કેવું સરસ બન્યું હતું ! ટાઇપરાઇટરની રીબનનાં ચક્કરનાં ચાર પૈડાં સિવાય આખું ગાડું લાકડાનું હતું, અને જગુએ હાથેજ બનાવ્યું હતું

સરોજ આમાંનું કંઇ પણ જાણી શકી નહીં,

એ ચાર પાંચ દિવસ જગુનો હર્ષ માયો નહિ. તેની વ્યાકુળતા અને વિષાદ જતાં રહ્યાં. અને ગાડું બનાવવાના વ્યવસાયમાં રસિક સિવાય આખાં જગતને તે ભૂલી ગયો. અને એ પાંચ દિવસમાં તેનો રોગ પણ ગયો, તેના મુખ પર લાલી આવી. તે પાંચ દિવસ સ્વર્ગમાં વિહર્યો હતો.

આજે સરોજનું માથું દુઃખતું હતું, અને સરોજમાં સહનશક્તિ ઓછી હોવાને લીધે દુઃખતું માથું તે સહન ન જ કરી શકતી. જગુ એ જાણતો હતો. એટલે રસિકને આવવાનો વખત થયો ત્યાં સુધી તેણે ગાડું સંતાડી રાખ્યું. સરોજ પણ રસિકના આવવાની વાટ જોતી હતી.

એટલામાં વાડીમાંથી આવતો ગાડાંનો અવાજ તેને કાને પડયો. જગુએ ગાડું બહાર કાઢયું હતું, અને વાડીના કાંકરીવાળા રસ્તા પર ફેરવતો હતો. ગાડાંના પૈડાંનો અવાજ સરોજથી ન ખમાયો. તેણે બેઠાં બેઠાં દાંત પીસ્યા.

કચડ...કચડ ..કચડ...કચડ...ગાડું તો બોલ્યેજ જતું હતું. સરોજે બારીમાંથી જોયું. તેનો દબાવેલો મીજાસ હાથથી ગયો.

તેનાં કુળનો દીપક ગાડાંથી રમતો હતો.

તે હોઠ પર હોઠ ચઢાવી બહાર આવી.

"જગુ ! અહીં આવ." તેણે બુમ મારી. જગુ ગાડું લઇ દોડતો દોડતો ત્યાં આવ્યો. તેનો હરખ માતો ન હોતો.

"આ કોણે બનાવ્યું ? તેં ?"

"હા." તેણે ગર્વથી ડોકું ધુણાવ્યું.

"મુરખા ! ગધેડા !..." કરી તેણે એક બે ત્રણ ચાર તમાચા ચોઢી કાડયા. અને ગાડું હાથમાં લઇ પાસેના ફુવારામાં ફેંકી દીધું.

જગુના અભિલાષ ઉડી ગયા. તે રડયો નહિ. તેને બહુ વાગ્યું હતું. તે દોડયો, અને

ારામાં ગાડાંની પાછળ પડતું મૂક્યું. તેની ળાનો નમુનો; તેનું કાવ્ય–તેની માએ ફેંકી ધુ હતું.

કુવારો ઉંડો હતો. સરોજે બુમ પાડી, ાકરો આવ્યા, અને તેને બહાર કાઢ્યો. તે ાભાન હતો.

અને તેજ પળે રસિક આવ્યો.

" કેમ શું થયું ? " તેણે આતુરતાથી ૃછ્યું.

સરોજે ધીમે ધીમે બધું કહ્યું. તેનું માથું :ખતું હતું તે તે ભૂલી ગઇ. રોજનો શાંત ાસિક આજે દ્દઢ થયો હતો. તેણે સરોજને ઘુબ કહ્યું. સરોજ રડી.

" તને ખબર છે ? આપણો એકનો એક ાકરો આજે જતે. અને તે શેને લીધે ? ારી જીદ–તારી બેપરવાઇને લીધે. છોકરાને ળવણી એમ ન અપાય. મેટ્રીકમાં ભલે પાસ ાઇ હોય. પણ જીવનની પરિક્ષામાં તો તું ાલાયક ઠરી.

સરૂ ! હું બધું જોતો આવ્યો છું. તારે આટલા છોકરાને પંડિત બનાવવો હતો. છોકરાનો આત્મા અત્યારે પંડિત બનવા ના પાડતો હતો. તેને આજે મોટાંમાં મોટાં પુસ્તકાલયો કરતાં બેચાર સુંદર રમકડાંની વધારે કિંમત છે. રમકડાં તેનો આત્મા છે. અને તે આત્માને તેં શું કર્યું ? સરૂ ! તું માતા થવાને લાયક નથી. "

રસિકની દબાયેલી લાગણી આમ ઠલવાઇ. સરોજને પોતાની કેળવણી એળે ગયેલી લાગી. તેનો આત્મા હવે જગુ તરફ ખેંચાવા લાગ્યો.

[ ૬ ]

બદલાયેલી સરોજ જગુની ખરા હ્રદયથી માવજત કરતી હતી.

પહેલાં તો ડાક્ટરે આશા આપી. પછી રસિકને જતાં જતાં તેણે ચેતવ્યો અને કહ્યું, " કેસ ગંભીર છે. "

ધીમે ધીમે જગુની આંખ ઓરડામાં ફરવા લાગી. રસિકને જોઇ તે જરા હસ્યો. અને બોલ્યો:

" ભાઇ ! " રસિકને તે ભાઇ કહેતો હતો. રસિકે તેને માથે હાથ ફેરવ્યો અને તેનું કપાળ ચુમ્યું.

" કેમ, બેટા ? હવે કેમ છે ? "

" સારૂં છે. " તેણે પાછી ચારે તરફ નજર ફેરવી. તેના મુખપર એકાએક હર્ષ છવાયો. તેનું ગાડું તેની સામેજ ખીંટીપર લટકતું હતું. સરોજે તે ત્યાં મુકાવ્યું હતું.

" ભાઇ ! એ કોણ લાવ્યું ? મારું ગાડું. " તે ઉઠવા ગયો. રસિકે તેને વાર્યો.

" તારૂંજ છે હોં. એ કોઇ નહિ લઇ જાય. તું સારો થશેને ત્યારે આપણે વાડીમાં ફેરવીશું. હમણાં સુઇ રહે. તું જલદી જલદી સારો થઇ જા હોં. " જગુએ એક દૃષ્ટિ સરોજ તરફ ફેંકી.

અને પોતાના પ્રિય એ ગાડાંને ફેરવવાની હોંસમાં જગુ જલદી સારો થયો.

રસિકને લાગ્યું કે આખરે માતાએ બાળકનો આત્મા ઓળખ્યો.



# શરદના રાસ

( રાસ )

શરદની રાતડી સોહાગણી, સાહેલડી !
        ચાંદલિયો નવું અમૃત ઝરે :
તારલિયા વ્યોમ માંહી ટમકે, સાહેલડી !
        અવનિને ચોક તેજધારા ભરે. —શરદની

નિર્મળ સરવરિયાં છલકે, સાહેલડી !
        લ્હેરીએ લ્હેરીએ સંગીત ભરે :
પ્રેમઘેલી પોયણી પલકે, સાહેલડી !
        પાંખડીએ પાંખડીએ નેહ નીતરે —શરદની.

વાંસલડી દૂર દૂર વાગે, સાહેલડી !
        જગમાં વિરાટ આજ રમણે ચડ્યો :
અદ્ભુત ઉર્મિઓ ઉર જાગે, સાહેલડી !
        ગેબી અનહદ નાદ કાને પડ્યો —શરદની

પૃથ્વીને પાટ રાસ માંડ્યા, સાહેલડી !
        મીઠી હલકથી હૈયાં ખીલે :
રસનાં તે છાંટણાં છાંટ્યા, સાહેલડી !
        રસબાળ અંજલિમાં અમૃત ઝીલે. —શરદની.

દેવોના દેવયાન થંભ્યાં, સાહેલડી !
        ઝાંઝર ઝણકારની ઝડીઓ પડે :
ગરવાં રસગીતડાં આરંભ્યા, સાહેલડી !
        અવનિ ભેદીને સૂર ઉંચે ચડે —શરદની

—નાનાલાલ દલપતરામ પટેલ



# વેદના સમયમાં લગ્નવ્યવસ્થા

લેખિકા: સૌ સરોજિની મહેતા, એમ. એ.

આપણા દેશમાં એવી એક માન્યતા પ્રચલિત છે કે વેદનો સમય એ એક સુવર્ણ-યુગ હતો અને એ સમયમાં સમાજની વ્યવસ્થા અતિ ઉત્તમ પ્રકારની—કાંઇ પણ ખામી વગરની હતી. આ માન્યતા ઘણે અંશે ભૂલભરેલી છે. અલબત્ત વેદના સમય પછી ઘણે કાળે આવેલા ધર્મસૂત્રો અને સ્મૃતિઓના યુગ કરતાં વેદના સમયની સમાજવ્યવસ્થા ઘણે દરજ્જે ચઢીયાતી હતી. પરંતુ તેથી એમ સિદ્ધ થતું નથી કે વેદનો સમય એક આદર્શરૂપ સમય હતો. વાસ્તવિક રીતે જોતાં વેદના સમયમાં માનવસમાજની બાલ્યાવસ્થા હતી. વેદના મંત્રોની પ્રાર્થનામાં પણ કેટલીક વાર બાલ્યભાવ નજરે પડે છે. સમાજ વ્યવસ્થિત હતો એમ તો લાગે છે. પરંતુ કેટલાક અનિષ્ટ રીવાજો—દાખલા તરીકે બહુ પત્નીનો રીવાજ—ખૂબ ફેલાયલા હતા.

આમ એક રીતે જોતાં 'સમાજની બાલ્યાવસ્થા હતી છતાંએ લગ્નની સસ્થા સુસંસ્થાપિત હતી. હિંદી આર્યોના લગ્નના રીવાજો વિષે સૌથી પ્રાચીન હકીકત વેદોમાંથી જ મળી આવે છે. ઋગ્વેદ તેમજ અથર્વવેદના વિવાહ મંત્રોમાંથી એ સમયના રીવાજ તેમજ સ્ત્રીની પદ્વી વિષે ઘણી માહિતી મળે છે. એક વાત યાદ રાખવી જોઇએ કે સ્મૃતિઓની માફક વેદોમાં અમુક કરવાની અને અમુક ન કરવાની આજ્ઞાઓ નથી. એમાં તો જુદા જુદા દેવોની સ્તુતિ તેમજ કેટલાંક વર્ણન છે. વચ્ચે વચ્ચે કેટલાંક દૃષ્ટાન્તો છે. આ ઉપરથી કોઇ પણ વિષયની હકીકતની તારવણીજ કરી શકાય. એટલે વેદના સમયના રીવાજો વિષે જે કાંઇ લખવામાં આવે તે આમ પરોક્ષ પ્રમાણથીજ. સ્મૃતિઓ, ધર્મશાસ્ત્રો પેઠે પ્રત્યક્ષ પ્રમાણથી લખવું વેદના સમય માટે શકય નથી.

લગ્નના આઠ પ્રકાર* જેમને વિષે સ્મૃતિઓ અને સૂત્રોમાં વિસ્તારથી વર્ણન કરેલું છે તેમને વિષે વેદમાં એક અક્ષર પણ જોવામાં આવતો નથી. બીજા કોઇ પ્રકારનું પણ વર્ણન નથી. દરેક લગ્ન અમુક એકજ પ્રકારે થતું એમ કહેવાનો આશય નથી. પરંતુ સ્મૃતિઓ પેઠે પ્રકારનાં કોઇ નામ આપેલાં નથી.

કેટલાંક વર્ણન ઉપરથી જણાય છે કે કન્યાવિક્રયના કેટલાક દાખલા બનતા, તેમજ વરકન્યાની પોતાની પસંદગીથી પણ કેટલાંક લગ્ન થતાં. કન્યાવિક્રય થતો છતાં એ કામ હલકું તો ગણાતું જ. વળી કન્યામાં જો કાંઇ

---

* બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ

શારીરિક ખામી હોય તો એના પિતા પાસે વર પહેરામણી માગતો, જો કે એ પણ સારું ગણાતું નહિ. પહેરામણી માગનાર વર દુ:ખદાયક જમાઇ ગણાતો. કન્યાને પૈસા આપી ખરીદનાર વર તરફ પણ સમાજ તિરસ્કારની નજરથી જોતો. યાસ્કના "નિરુક્ત" માં લખ્યું છે કે "દાક્ષિણ તરફના લોકો વેચાતી લીધેલી કન્યાના પતિને 'વિજામાતા' (ખરાબ જમાઇ) ના નામથી ઓળખે છે, એ જાણીતી વાત છે. આનો અર્થ એ કે વરનો સંબંધ જાણે બરાબર સંપૂર્ણ નથી." કન્યા માટે પૈસા આપવાનું કારણ કન્યામાં કોઇ ખાસ ગુણ હોય એમ નહિ પણ વર જ્ઞાનમાં કે સામાજિક પદ્દીમાં એનાથી ઉતરતો હોય એજ હતું. ઈંદ્રની સ્તુતિ કરતાં એક ઋષિ કહે છે કે "મેં સાંભળ્યું છે કે તમે નાલાયક જમાઇ કે કન્યાના ભાઇ કરતાં પણ વધારે છૂટથી દ્રવ્ય આપો છો." નાલાયક જમાઇ સસરાને ઘણું દ્રવ્ય આપી કન્યા પરણતો. કન્યાનો ભાઇ તો માત્ર બ્હેન પ્રત્યેના સ્નેહ ખાતરજ એને ભેટો આપતો.

મનુષ્યસ્વભાવ બધા દેશોમાં, બધા યુગોમાં સરખોજ હોય છે. પ્રાચીન આર્યોમાં પણ રૂપ ગુણ વગરની કન્યા જો શ્રીમંત હોય તો એને પરણનાર ઘણા નીકળતા. ઋગ્વેદમાં એક ઠેકાણે લખ્યું છે કે "જે વર માત્ર પૈસા ખાતરજ પરણે છે તેને પ્રસન્ન કરનારી કન્યાઓ કેટલી બધી હોય છે?" કહેવાની મતલબ એ લાગે છે કે માત્ર પૈસોજ જોનારને તેવી કન્યાઓ અનેક મળી રહેતી. આ વાકયના શબ્દો ઉપરથી જણાય છે કે એ રીવાજ બહુ પ્રસરેલો હશે.

કન્યાને પ્રત્યક્ષ પૈસા આપી ખરીદવામાં ન આવે તો પણ કેટલીક વાર એના પિતાના કુટુંબની કાંઇક સેવા કરવાના બદલામાં માગી લેવામાં આવતી. બૃહદ્દેવતામાં આપેલી અત્રિ ઋષિના પૌત્ર શ્યાવાશ્વની વાર્તા આ રીવાજનું દૃષ્ટાંત પૂરું પાડે છે. અત્રિ ઋષિના પુત્ર અર્ચનાસ ઋષિ પોતાના પુત્ર શ્યાવાશ્વને લઈ રથવીતિ નામના રાજાનો યજ્ઞ કરવા ગયા. યજ્ઞ ચાલુ હતો તે દરમીયાન પિતા પુત્રની નજર રાજાની સુંદર કન્યા ઉપર પડી. અર્ચનાસે યજ્ઞ કરાવવાની મહેનતના બદલામાં પુત્રને માટે એ કન્યાનું માગું કર્યું. રાજા કન્યા આપવા રાજી હતો, પરંતુ તેની રાણીએ ના કહી, કારણ કે શ્યાવાશ્વ હજી 'દૃષ્ટા' (ઋષિ) થયો ન હતો. આમ માગું પાછું વાળ્યું તેથી પિતા-પુત્ર ચાલ્યા ગયા. પણ શ્યાવાશ્વ તો પોતાનું હૃદય રાજકન્યાને સોંપતો ગયો. પરંતુ થોડાજ વખતમાં મરુત દેવોની કૃપાથી શ્યાવાશ્વ 'દૃષ્ટા' થયો, એટલે એણે ફરી રથવીતિની કન્યાનું માગું કર્યું. રાજાએ તે હર્ષથી સ્વીકાર્યું અને પહેલાં પાછું વાળ્યું હતું તે માટે ક્ષમા માગી.

આ વાર્તા બે જાતના રીવાજ ઉપર પ્રકાશ પાડે છે. અર્ચનાસે તો પોતાની મહેનતના બદલામાં જ કન્યા માગી હતી. એટલે એ પ્રમાણે સેવાના બદલામાં કન્યા માગવાનો રીવાજ હશે, એમ અનુમાન થઇ શકે. પરંતુ શ્યાવાશ્વ તો કન્યાને જોતાંજ મોહિત થઇ ગયો હતો. પ્રયત્નથી મરુત દેવોને પ્રસન્ન કરી 'દૃષ્ટા' થયો તે કન્યા મેળવવાજ અને ફરી પાછો પિતાને સાથે લીધા વિના મેળે જ કન્યાનું માગું કરવા ગયો. એટલે એ સમયમાં વરકન્યાની સ્વયં પસંદગીથી પણ લગ્ન થતાં જ હશે. આ દાખલામાં કન્યાની પસંદગી પૂછવામાં આવી હતી કે નહિ તે સ્પષ્ટ કરેલું નથી.

જૈમિનીય બ્રાહ્મણમાં આપેલી ચ્યવન ભાર્ગવની વાર્તા બીજી જ જાતના લગ્નનો ચિતાર આપે છે. આપણે પુરાણોમાં પ્રચલિત સુકન્યા અને ચ્યવનની વાર્તા જાણીએ

છીએ તે કરતાં આ વાર્તા કાંઇક જુદી છે. રાજા શર્યાત એના અનુયાયીઓ સાથે ચ્યવન ઋષિના આશ્રમ પાસે ગયો હતો. ત્યાં એના કેટલાક માણસોએ વૃદ્ધ આંધળા ઋષિને મશ્કરીમાં પથરા માર્યા. આથી ગુસ્સે થઇ ઋષિએ રાજાના બધા જ અનુયાયીઓને મૂર્છિત કરી દીધા. રાજાએ પોતાના માણસોની મૂર્ખાઇ માટે ઋષિની ક્ષમા માગી અને બધાને પાછા ચેતનમાં લાવવા વિનંતિ કરી. ઋષિએ જો રાજાની પુત્રી સુકન્યા પોતાને પરણાવવામાં આવે તો જ રાજાની માગણી કબૂલ રાખવા જણાવ્યું. રાજાએ આ શરત સ્વીકારી એટલે ચ્યવન ઋષિએ રાજાના માણસોને પાછા જાગ્રત કર્યા. સુકન્યા ચ્યવન ઋષિને પરણાવવામાં આવી.

પુરાણની વાત પેઠે આ વાર્તામાં પણ આગળ જતાં એમ આવે છે કે અશ્વિનોની કૃપાથી ચ્યવન ઋષિ યુવાન અને દેખતા થયા. આ વાર્તા ઉપરથી એમ અનુમાન થઇ શકે કે એ સમયમાં પણ બીજાના દોષ ખાતર કોઇક વખત યુવાન કન્યાઓનાં બલિદાન અપાતાં હશે.

વરકન્યાની પોતાની પસંદગીથી થયેલા વિવાહ સંબંધમાં પણ લગ્નવિધિની બધી ગોઠવણ તો ઘણું ખરું માતાપિતાજ અથવા કોઇ બે તરફનો સંબંધી વચલો માણસ કરતો. શ્યાવાશ્વની કથામાં પ્રથમ માગું એના પિતા અર્કનાસે જ કર્યું હતું. રાજાની કન્યાને પણ પોતાને લગ્ન વિષે પુછવામાં આવ્યું ન હતું, એનાં માતા–પિતાને જ પૂછવામાં આવ્યું હતું. માબાપ ન હોય તો કેટલીક વાર વરના મિત્રો મધ્યસ્થ રહી કામ કરતા. સૂર્યની પુત્રી સૂર્યાનું લગ્ન સોમદેવ સાથે થયું ત્યારે સોમ તરફથી અશ્વિનોએ પ્રથમ સૂર્ય પાસે જઇ માગું કર્યું હતું, એમ ઋગ્વેદમાં લખેલું છે.

લગ્નવિધિની વ્યવસ્થા માતાપિતા કરતાં પણ સંતાનો ઉપર વિવાહ સંબંધમાં તેમને કેટલો અધિકાર હતો તે જાણવાનું કાંઇ નિશ્ચિત સાધન નથી. " વેદિક ઇન્ડેક્સ " એ પુસ્તકના વિદ્વાન કર્તાઓ મેકડોનલ અને કીથ લખે છે કે " વેદના સમયના સમાજમાં પુરુષ તેમજ સ્ત્રી બન્નેને લગ્નમાં મેળ પસંદગી કરવાની પૂરી છૂટ હતી. " પરંતુ ઉપર લખેલી ચ્યવન ભાર્ગવની કથા ઉપરથી જણાય છે કે કેટલાક દાખલામાં કન્યાને પિતા માત્ર પોતાની ઇચ્છા પ્રમાણે પણ પરણાવી દેતો. ગમે તેવી આજ્ઞાધીન પુત્રી હોય તો પણ પોતાના પિતાના નોકરોના દોષના પ્રાયશ્ચિત ખાતર આંધળા વૃદ્ધ પતિ સાથે રાજી ખુશીથી પરણેજ નહિ

કેટલીક વખત કન્યાનું હરણ પણ કરવામાં આવતું. પરંતુ યોદ્ધાઓ પોતાનું શૂરાતન બતાવવા જ હરણ કરતા. વિમદ નામના ઋષિએ પુરુમિત્રની કન્યાનું એના પિતાની ઇચ્છા વિરુદ્ધ ( પરંતુ ઘણે ભાગે કન્યાની પોતાની સંમતિથી ) હરણ કર્યાની કથા અશ્વિનોની એક પ્રાર્થનામાં ઋગ્વેદમાં વર્ણવી છે. હરણ કરી ઘેર જતાં શત્રુઓએ વિમદ ઉપર હલ્લો કર્યો. અશ્વિનોએ તેને સહાયતા કરી અને પોતાના રથમાં બેસાડી કન્યાને વિમદને ઘેર પહોંચાડી.

વેદના સમયમાં લગ્ન વખતે વરકન્યા બન્નેની ઉમર પુખ્ત હશે એમ લાગે છે. બાળલગ્નો બિલકુલ અસ્તિત્વ ધરાવતાં ન હતાં કન્યાવિક્રય કરવામાં આવે ત્યાં પણ કન્યા બાળવયની હતી એવું બતાવવાને કાંઇજ પ્રમાણ નથી. વરકન્યાની ઉંમર કેટલી હતી તે કોઈ ઠેકાણે સ્પષ્ટ લખેલું નથી, પરંતુ સ્નેહલગ્ન, સંવનન વિગેરે વિષે ઉલ્લેખ છે તે ઉપરથી લાગે છે કે વરકન્યા મોટી ઉંમરનાંજ હશે. ઘણી જગાએ પિતાના

ઘરમા મોટી થયેલી કુમારિકાઓના વર્ણન છે આવી કન્યાઓ પુરુષોને આકર્ષવા શણગાર સજે છે એમ પણ કેટલેક ઠેકાણે લખેલુ છે વળી અથર્વવેદમા પુરુષ કે સ્ત્રીને મોહજાળમા ફસાવવા માટે ટુચકા અને ઔષધોના પણ વર્ણન આપ્યા છે ઋગ્વેદમા પણ એક એવો મત્ર આપેલો છે કે જે પ્રેમી પોતાની પ્રિયાને રાત્રે ગુપ્ત રીતે મળવા જતા બોલતો, અને જેના ઉચ્ચારણથી એ સ્ત્રીના ઘરના સર્વ માણસો ધારણમા પડી જતા બાળલગ્નના રીવાજ સાથે આ બધી હકીકત બધબેસ્તી આવેજ નહિ વિવાહમત્ર ઉપરથી પણ જણાય છે કે લગ્ન ખરેખરજ હતુ નામનુ નહિ કન્યાને વરને ઘેર લઇ જતી અને ત્યા બન્નેનુ સહજીવન શરૂ થાય એ જ લગ્નમા સૌથી મુખ્ય વસ્તુ ગણાતી એટલે કન્યા બાળકવયની હોઈ ન જ શકે

ધર્મસૂત્રો અને સ્મૃતિઓની માફક વેદમા લગ્ન કરવામા ગોત્ર, જ્ઞાતિ વિગેરે વિષેના નિયમો સ્પષ્ટ રીતે આપેલા નથી ઋગ્વેદમા 'ગોત્ર' શબ્દ ઘણી વખત વપરાયલો છે છાદોગ્ય ઉપનિષદ્મા જાબાલનો પુત્ર સત્યકામ પોતાની માતાને પૂછે છે કે "હુ કયા ગોત્રનો છુ ? " પરતુ ગોત્રમા લગ્ન કરી શકાય કે નહિ એ કોઈ ઠેકાણે લખેલુ નથી શતપથ બ્રાહ્મણમા એક ઠેકાણે લખેલુ છે કે 'ત્રીજા અને ચોથા મનુષ્યે ( એટલે પેઢીએ ) લગ્ન થાય છે ' આ સબધમા ટીકા કરતા હરિસ્વામિન્ નામનો ટીકાકાર લખે છે કે કણ્વ ( કુળ ) મા બન્ને તરફ ત્રીજી પેઢીએ પણ લગ્ન થઇ શકે છે અને સૌરાષ્ટ્રોમા ચોથી પેઢીએ થાય છે દાક્ષિણાત્યોમા તો મામાની છોકરી અને ફોઇના છોકરા સાથે પણ પરણી શકાય છે

યમ ( દિવસ ) અને તેની બ્હેન યમી ( રાત્રિ )નો એક સવાદ ઋગ્વેદમા આપેલો છે આ સવાદમા યમી પોતાના ભાઈ યમને પોતાની સાથે લગ્ન કરવા વિનતિ કરે છે પરતુ યમ ના કહે છે " કારણ કે ભાઇ પોતાની બ્હેન સાથે લગ્ન કરે એ પાપ ગણાય છે ' આ સવાદ ઉપરથી પ્રો રૉથ જેવા કેટલાક અભ્યાસીઓ એમ ધારે છે કે વેદના સમયમા અદર અદર ભાઇ બ્હેન પરણવાનો રીવાજ હશે પરતુ મુલર અને ગ્રિફીથ જેવા વિદ્વાનો આ માન્યતા સ્વીકારતા નથી આ સવાદ સિવાય કોઈ પણ ઠેકાણે ભાઈ બ્હેનના લગ્ન વિષે ઉલ્લેખ નથી તેમજ આ સવાદમા પણ યમ ચોખ્ખુ કહે છે કે 'ભાઈ પોતાની બ્હેન સાથે લગ્ન કરે એ પાપ ગણાય છે જો ભાઇ બ્હેન પરણવાનો રીવાજ હોય તો આવા શબ્દો શા માટે લખવામા આવે ? શ્રી રમેશચદ્ર દત્ત ધારે છે કે યમ અને યમીનો આ સવાદ દિવસ અને રાત્રિના સમિલનને લાગુ પડે છે રાત્રિ હમેશા દિવસની પાછળ આવે છે, પરતુ કોઇ દિવસ એની સાથે મળી જતી નથી આ કુદરતી બનાવ ઉપરથી કોઇ પ્રાચીન કવિને એવી ઉપમા સ્ફુરી હશે કે જાણે ભાઇની પાછળ પાપી બ્હેન લગ્નની માગણી કરવા જાય છે પણ ભાઇ જતો રહે છે શ્રી એસ સી દાસ પણ શ્રી દત્તના આ મતને ટેકો આપે છે આ મત ખરો હોઇ શકે કારણ કે કેટલાક કુદરતી બનાવોનુ વર્ણન કરતા વેદના કવિઓ એવી પણ ઉપમા આપે છે કે જાણે પિતા પુત્રી સાથે અનુચિત સબધ ધરાવતો હોય

વેદના સમયમા ચારે જ્ઞાતિ અસ્તિત્વ ધરાવતી પરતુ અદર અદર લગ્ન કરવાની પૂરી છૂટ હતી ઉપર વણલેની ચ્યવન, શ્યાવાશ્વ અને નિષદની કથાઓમા બ્રાહ્મણ પુરુષો ક્ષત્રિય કન્યાઓ સાથે કાઇ પણ સકોચ વગર પરણ્યા હતા કથામા એમ પણ નથી લખ્યુ કે એ આતરગ્ન હતા આ ઉપરથી

લાગે છે કે એ તદ્દન સામાન્ય પ્રસંગ હશે, તેથી એ વિષે ઉલ્લેખ કરવાની જરાએ જરૂર નહતી. આ ત્રણે દાખલા જેને સ્મૃતિઓ અનુલોમ લગ્ન કહે છે તેવા છે એટલે કન્યા કરતાં વરની જ્ઞાતિ ઉંચી છે. અથર્વવેદમાં એક ઠેકાણે લખેલું છે કે "સ્ત્રીને બ્રાહ્મણ સિવાય બીજા દસ પતિ થઇ ગયા હોય, અને પછી બ્રાહ્મણ એનો હાથ ગ્રહણ કરે તો એજ એનો સાચો પતિ છે; વૈશ્ય પણ નહિં અને રાજન્ય ( ક્ષત્રિય ) પણ નહિ." અહિંયાં માત્ર બ્રાહ્મણને શ્રેષ્ઠ પદ આપેલું છે. પરંતુ બીજી જાતિના પુરૂષ સાથે લગ્ન ન જ થઇ શકે એમ નથી કહ્યું. બ્રાહ્મણ પતિના અભાવે બીજી જાતિનો પુરૂષ સાચો પતિ ગણી શકાય. વળી કઇ જ્ઞાતિની સ્ત્રી હોય તે લખેલું નથી તેથી ગમે તે જ્ઞાતિની સ્ત્રી ગમે તે જ્ઞાતિના પુરૂષ સાથે લગ્ન કરી શકતી હશે, એમ અનુમાન થઇ શકે. ઉચ્ચ ગણાતી જ્ઞાતિની સ્ત્રી પોતાનાથી નીચી ગણાતી જાતિના પુરૂષ સાથે પણ લગ્ન કરી શકતી હશે.

યજુર્વેદની સંહિતાઓ આર્ય પુરૂષ અને શૂદ્ર સ્ત્રી તેમ આર્ય સ્ત્રી અને શૂદ્ર પુરૂષના લગ્ન શિવાય બાંધેલા સંબંધને માન્ય રાખે છે. આ ઉપરથી "વેદિક ઇન્ડેક્સ" ના કર્તાઓ માને છે કે એવાં સ્ત્રીપુરૂષો રીતસર લગ્ન પણ કરતાંજ હશે. પરંતુ આમ માનવાનું કાંઇજ કારણ નથી. અનુચિત સંબંધ માન્ય કરવામાં આવે તે ઉપરથી લગ્ન પણ માન્ય રખાતાં હશે એમ ન કહી શકાય. અત્યારે પણ આપણે જોઇએ છીએ કે ઉંચામાં ઉંચી ગણાતી જ્ઞાતિનો બ્રાહ્મણ ગમે તેવી નીચ કહેવાતી જાતની સ્ત્રીને પરણ્યા સિવાય ઘરમાં રાખે તો લોકો થોડી નિંદા કરીને બેસી રહે. પણ એજ સ્ત્રી સાથે રીતસર લગ્ન કરે તો સમાજમાં ઉહાપોહ થઇ જાય, અને લગ્ન કરનાર જોડાને પણ પુષ્કળ સતામણી સહન કરવી પડે. પાશ્ચાત્ય દેશોમાં પણ સમાજમાં ઉચ્ચ પદ ધરાવતો પુરૂષ કે સ્ત્રી પોતાનાથી નીચી ગણાતી કોટિનાં માણસો સાથે અનુચિત સંબંધ રાખી શકે અને તે તરફ સમાજ આંખ મીંચામણાં કરે પરંતુ એવાં માણસ સાથે લગ્ન કરે તો સામાજિક બહિષ્કાર સહન કરવો પડે ! આ ઉપરથી એટલું જ બતાવવાનું છે કે પ્રાચીન આર્ય સ્ત્રી પુરૂષોનો શૂદ્ર પુરૂષ કે સ્ત્રી સાથેનો અયોગ્ય સંબંધ માન્ય કરવામાં આવતો તે ઉપરથી રીતસરનાં લગ્ન પણ માન્ય કરવામાં આવતાં જ હશે એમ ચોક્કસ કહી શકાય નહિ એવાં લગ્ન થતાં કે નહિ તેનો પૂરાવો નથી.

વેદના સમયમાં નાનાં ભાઇ બ્હેનો પોતાનાં મોટાં ભાઇ બ્હેન કરતાં પહેલાં લગ્ન કરે એ યોગ્ય ગણાતું નહિ; લગભગ પાપ ગણાતું. આવું પાપ કરનારને સંહિતા અને અને બ્રાહ્મણોમાં જુદાં જુદાં નામ આપ્યાં છે. પોતાના મોટા ભાઇ કરતાં વહેલું લગ્ન કરનાર પુરૂષ "અગ્રેદધુ" કહેવાતો, અને એ મોટો ભાઇ "પરિવિદ" કહેવાતો. મોટી બ્હેન કુંવારી હોય ને નાની સાથે લગ્ન કરનાર પુરૂષ "અગ્રેદિધિષુ" કહેવાતો અને એ મોટી બ્હેનને પાછળથી પરણનાર "દિધિષુપતિ" કહેવાતો. હાલ પણ આપણા સમાજમાં મોટાં સંતાનોને મૂકી નાનાં સંતાનોને પહેલાં પરણાવવામાં નથી આવતા. આમાં કાંઇ પાપનો ખ્યાલ નથી પણ નાનાં વ્હેલાં પરણે તો મોટાંમાં કાંઇ ખામી હશે એમ લોકો માની લે અને તેથી એમનાં લગ્ન કરવામાં મુશ્કેલી પડે.

( અપૂર્ણ )

# ઊઠો જુવાનો

: અંજની ગીત :

(૧)

સૈકાંઓથી પોઢી પોઢી,
હજુ ઉંઘો છો કેમ અઘોરી?
સ્વતંત્રતા લેવાને ગોરી-
ચાહોને રણમાં.

(૨)

બેડીમાં બંધાયા શાને!
તોડી નાખો ક્ષણમાં એને:
એમાં મુંઝાવું છે કોને!
શાને ગભરાતા!

(૩)

માથે છે વિપદનાં વાદળ:
સામે ઊભાં દુશ્મનનાં દળ:
શૂરાઓ તો સૌથી આગળ:
મક્કમ ડગ ભરજો.

(૪)

અધીનતાની માયા ટાળો:
ઘોર નિશા અંધારી બાળો:
મુક્તિનાં કિરણોને ભાળો:
મૂઢાઓ ઊઠો.

(૫)

કાયરતાને કાપી નાખો:
વીરાઓ વીરતાને રાખો:
પાઓ મજાનો રસ જ ચાખો:
હિંમત ઉર રાખો.

(૬)

મરો શું પર ઘરે વસશો!
કે રણમાં કટકા થઈ પડશો!
નિર્ભય થઈ નહિ ગભરાશો.
મારું તો પૂછે.

(૭)

નવયુગની નોબત ગગડે છે:
માટવાની હાક પડે છે:
શત્રુની સેના ધ્રુજે છે:
છેવટનું લડવું.

(૮)

ક્રાંતિ કેરો શંખ ફૂંકાયો:
નવજીવન મહિમા રેલ્યો:
દીપે દીપે અગ્નિ બાળો:
ઊઠો જુવાનો

—મોહિનીચંદ્ર




લેખક : . રા. છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર

**આ**પણી પોતાનીજ વિલાયતી કાપડની દુકાન હોય અને એજ દુકાન ઉપર આપણી ' દીવાળી ' ઉર્ફે ઘરવાળી વિદેશી કાપડની ચોકી કરવા બેઠી હોય ત્યારે પેલી કહેવત છે કે 'ઉંદરનો જીવ જાય ને બિલાડીને ન્યાફત થાય' તેવી સ્થિતિ આપણી સમજવી. કોઇ દિવસ નહિ ને તેજ દિવસે આપણાં વાંદરા જેવા દોસ્તો ચીંગુજી જેવા થઇને ' ભાભી પોતાના વરની દુકાને કેમ પીકેટીંગ કરે છે ' તે જોવા અને આપણે હિસાબે ને જોખમે આપણી મશ્કરી કરવા બરાબર ઘરાકીની વખતેજ આવી બે ત્રણ કલાકના અડ્ડા જમાવે, અને એ રીતે આપણી બૈરીની ' સીંગલ પીકેટીંગ ' ને બદલે ' ડબલ પીકેટીંગ ' જામે. ' શી દેશસેવાની ધગશ છે ! જુઓ તો ! પોતાના વરનીજ દુકાને આવી સખત પીકેટીંગ !' આમ વાત ફેલાવી કે ' તમાશાને તેડું નહિ ' એ કહેવત મુજબ પચીસ પચાસ લોકોનું ટોળું ' માટી બૈયરનું ' જોડું જોવા નિમિત્તે આપણી દુકાન આગળ ' બ્હાઇટવે લેડલો ' જમાવે, એટલે થયું ' ટ્રેબલ પીકેટીંગ. ' !

દેશસેવિકા સંઘમાં જોડાવાનું મેંજ મારી પત્નીને કહેલું પણ મારીજ દુકાને પીકેટીંગ પર મારાં પત્ની મારાં કપાળે ચોંટશે એમ મેં ભાગ્યેજ ધારેલું. મારી દુકાને પીકેટીંગ થાય તે માટે મને કશો વાંધો નહિ હતો. હું એને વિદેશી કાપડ વેચીને કરેલા પાપનું પ્રાયશ્ચિત સમજતો હતો. એક વખત તો મેં એમ પણ વિચાર કરેલો કે થોડો સમય દુકાન બંધ કરી ' અયં માતૃભૂમિ તેરે, ચરનોમેં શિશ નમાવું ' કરતાં દેશ ભેગા થઇ જવું અને આપણા 'મોડરેટ' બંધુઓ હજી સુધી માની રહ્યા છે તેમ આગિયા કીડાની જેમ થોડા વખત માટે ચમકી પાછો અંધકારમાં વિલીન થઇ જનારો બહિષ્કાર ' ઠંડે મીઠે ફાલસે ' થઇ જતાં પાછાં મુંબાઇ આવી ' કરતા હોયસે કીજીએ ' કરી ' તબેલો ' ખોલી ધંધે ધાપે વળગી જવું ! પણ આ વખતનો 'બાયકો' (બૉયકોટ—બહિષ્કાર ) ક્ષણજીવી નહિ હતો. લોકો પોતાનું સર્વસ્વ હોમી દેવાની તૈયારી કરી ' બાયકો ' ને લઇ બેઠા હતા. નાનાં ' પોરાં પોરી ' થી માંડીને મોટાં ' ડોસાં ડોસી ' સુધીના સર્વને પોતપોતાની મર્યાદા અનુસાર દેશસેવાની ધગશ લાગી હતી. વાનરસેના ' હુપ હુપ ' ને માંજરસેના ' મ્યાંઉં મ્યાંઉં ' કરતી નીકળી પડે તો આપણો જુના જમાનાનો દાંત વગરનો બોખો બુઢ્ઢો 'બ્રિટિશ ગુડ બીસ્કોટ' કરતો જવાન લોહીને પાનો ચઢાવે ! યુવાન કે વૃદ્ધ સ્ત્રીઓ દારૂ કે વિદેશી કાપડની ચોકી કરવા દેશસેવિકા સંઘમાં જોડાય કે કોંગ્રેસ હાઉસ અથવા કોંગ્રેસ હોસ્પિટલમાં રોટલા ટીપવા કે અનાજ સાફ કરવા જાય તો યુવાન છોકરો

વોલંટીઅર થઇ રણશીંગડું ફુંકે કે જેલ મહેલમાં સહેલ કરવાની આશાએ 'નેશનલ મીલીસ્યા'નો 'સિપાહી' થઈ કોંગ્રેસ બુલેટીન વેચવા કે કોઈ 'સફેદ' કાયદાનો ભંગ કરવા નીકળી પડે કોઇ મુંગા રચનાત્મક કાર્યમાં માનનારા રેંટિયો કે તકલી ફીરાવી વિદેશી કાપડની અદશ્ય પણ કાતિલમાં કાતિલ પીકેટીંગ કરતા હોય ત્યારે મારા જેવો બજરબટ્ટુ કંઇ નહિ તો છેવટ પ્રભાતફેરી જેવા રસનાત્મક કાર્યમાં ફાળો આપી ફુલ નહિ તો ફુલની પાંખડીની કહાણી સાર્થક કરી રહ્યો હોય અને એ અગ્નિને સતત જાગૃત રાખવા તેમાં આહુતિ રૂપ હોમાઇ જવા એક બીજા વચ્ચે હરીફાઈ ચાલી રહી હોય ત્યા અગ્નિ ઠંડો પડી જવાની વાત તો ઘેર રહી, એની આંચમાં જરા સરખી ઉણપે ના આવે, એ જેને આંખ હોય તે જરૂર જોઇ શકે.

પણ આપણા મવાલ બિરાદરોની જેમ મને એ અગ્નિની ઝાળો જોઇ શકે એવી આંખો નહિ હતી દેશના ભલા માટે કામ કરનારાઓ તરફ મને સંપૂર્ણ મહાનુભૂતિ હોવા છતાં સ્વાર્થને લીધે મે મારી વિદેશી કાપડની દુકાન બંધ કરી નહિ હતી, મે ધાર્યું હતું કે આ થોડા વખતનો 'તમાશો' ખવાસ થતા લોકો પાછા 'હામ' કરતાં વિદેશી કાપડને વળગતા આવશે એટલે આપણી તુમ્બડીમાં બહુ મોટું કાણું નહિ પડે. એ ખુશખોથી મારૂ મગજ હજી તરબતર હતું. શરૂઆતની 'પીકેટીંગ' ને તો મેં પણ હસી કાઢેલી, અને એ 'બચ્ચેઆલેકા ખેલ' ખતમ થતા વાર લાગશે નહિ એમ ધારેલું. વળી મને એમ પણ લાગેલું કે કોઇ યુવાન રમણીને કોઇ લફંગો મવાલી 'ટિમ' કરવા કે ચોટલો ઝાલીને પીડી નાંખવા દોડયો એમ વાત ફેલાતાં જ બધી જ 'પીકેટ' રમણીઓ હરણીઓની જેમ ફુદકા મારતી કોંગ્રેસ હાઉસમાં ભરાઇ જશે અને ત્યાંથી વોલંટિયરોના રક્ષણ હેઠળ સૌ સૌને ઘેર ટપાલીના રજીષ્ટર્ડ કાગળની જેમ પહોંચતી કરી દેવામાં આવશે. કેટલીય વાર મારી પોતાની 'બાઇડી'ની એવી સ્થિતિ થવાનાં સ્વપ્ના મેં સેવ્યાં હશે. પણ અફસોસ! મારા જેવા ઘણા સ્વપ્ન દેખ્યાઓની એવી આશા સફળ નહિ થઇ તે નહિજ થઇ. ઉલટું 'લેડી પીકેટો'ને માટે તો એમ સાંભળવામાં આવ્યું કે એવી ધાસ્તીવાળી જગ્યાએ 'પીકેટીંગ' પર જવા તો સેવિકાઓ વચ્ચે હરીફાઇ ચાલતી હતી. અને કોઇ મવાલીનો તો નહિ પણ 'કાયદા અને વ્યવસ્થાના' ચોકીદારોના હાથની લાઠીનો માર ખાવાની કે કેદ પકડાવાની આશામાં તો તે ચાહીને આગળ આવતી હતી.

મારી રેશમી કાપડની દુકાન કોટમાં આવેલી હતી. અત્યાર સુધી તો મારી દુકાનપર વોલટીઅરોજ પીકેટીંગ કરતા હતા પણ 'બહિષ્કાર સમિતિ'ના ઠરાવની રૂઇએ હવેથી સ્ત્રી પીકેટરોને કોટના લત્તામાં ચોકી કરવાનું કામ સોંપાયું હતું.

'સરલાબાઇ! તમારી બેનની સાથે તમારે આ દુકાને પીકેટીંગ કરવાનું છે.'

'પણ એતો મારાં વરનીજ દુકાન છે!'

'અને મારાં બનેવીની!'

'ફીકર નહિ, તમારી કસોટીમાં તમે સો ટચનાં સોના જેવાં નીવડશો એની મને તલ માત્ર શંકા નથી, જાઓ હું તમને ફત્તેહ ઇચ્છું છું.'

સરલાને તથા એની બેનને મારી એટલે એના વરની અને એની બેનના બનેવીની દુકાને એક મેજીસ્ટ્રેટે કહ્યું છે તેમ સોડાવાટરન બોટ્લાની જેમ 'હાલવી' સેવિકાસઘની મોટરબસ આગળ ચાલી! બધી સેવિકાઓએ

નારંગી રંગની સાડીઓ પહેરેલી હોવાથી મોટરબસ જાણે નાગપુરી સંતરાંના કરંડિયા જેવી લાગતી હતી ! .' આજ તો અહીં અમારે પીકેટીંગ કરવાનું છે !' સરલાએ દુકાનમાં દાખલ થતાં મને કહ્યું.

પેટમાં કુરકુરિયાં રમવાં માંડયા હતાં તો પણ હીમ્મતથી મે કહ્યું ' ઓહો ! વેલકમ ! આણિ ધ્રુથુ ! ધ્રુકડે પહા ! બાઇલા દુકાનસી બાહેર બસાયલા કુરસી દે ! '

દુકાનના માણસો હસી પડયાં. સરલા તેમજ મારી સાળી પણ હસી. માણસે દુકાની બહાર બે ખુરશી મૂકી એટલે સરલા અને તેની બેન તરલા ત્યાં જઇ ગોઠવાયાં બપોરનો સમય હતો; ઘરાકીના અભાવે ' પીકેટીંગ 'નું કામ મંદ હતું એટલે બન્ને બેનોએ લાકડાની નાની પેટીમાંથી તકલી કહાડી કાંતાવા માંડયું. ' કેમ કાંઈ ચ્હા કે સોડા બોડા લેશો ? ' મેં હસતા હસતા પૂછયું.

' નો ! થેંક્સ ' !

સરલા કે તરલા તરફથી આવાં ' નો કોઠાં ' જેવા જવાબની મેં ભાગ્યેજ આશા રાખી હતી. ઘેર મેં એનો ખુલાસો પૂછયો ત્યારે સરલાએ મને બેટી પડી કહ્યું: ' વ્હાલા ! એ ચાહ ને સોડાને હું એક જાતની લાંચ સમજું છું. શાણી પીકેટરોએ એવી જાતની લાલચને કદીએ વશ થવું ન જોઇએ. ખરૂં પૂછો તો તમારી આપેલી ખુરસી અમે સ્વીકારી.એ પણ એક રીતે જોતાં અમારી નબળાઇ જ ગણાવી જોઇએ.

' કેમ એમાં નબળાઇ શાની ? ' મેં પૂછયું.

' બહિષ્કૃત માણસની કોઇ પણ સેવા ન સ્વીકારવી કે જેથી બે આંખની શરમ વચ્ચે આવી કોઇ વખત પણ કોઇ ' હલવાન ' ઘરાક મારે બે આંખ આડા કાન કરવા પડે ! કાલથા અમે ઘેરથી જ ' ફોલ્ડીંગ ચેર ' લેતા જવાના છીએ અથવા તેમ નહિ તો ખડે પગે ચોકી કરીશું.

અને ખરેજ સરલા તરલાની જોડીએ બીજે દિવસે ખડે પગે જ મારી દુકાન આગળ ચોકી કીધી. એક પારસી બાનુ ઘરાકને મારી દુકાનમાં ચડતાં જોઇ સરલાએ આગળ આવી તેને કહ્યું......

' અરે બાઇ ! તમારા પારસી જેવી સમજુ કોમની બાનુ દેશને માટે આટલો ભોગ પણ શું નહિ આપે ! બાઇ પાછાં જાઓ તમારા દેશને ખાતર.'

' અરે હરવાયા તમે ! ખીસી જાવ રસ્તા વચ્ચેથી. અમારે જે લેવું હોય તે લેસુ! તેમાં કાગરાની કાની તમે કૃદી પરવા સાના આયા ! ચાલો ખીસો છ કે પુલીસને બોલાઉં ? ઓ વાય ! આય પગે પરવાનું સું ! તૌબા તમુ લોકથી તો બા !' કહી પેલી પારસી બાનું સરલાની આજીજીથી પીગળી કાંઇ પણ સોદો લીધા વિના પાછી ફરી. આ દરમ્યાન તરલા એક ' અપટુડેટ ' પારસી યુગલને પાછું ફેરવવા મથી રહી હતી.

' ડેમ ઇટ ! બાનુ ! આમ હું ચાલવા નહિ દેવશ ! તમારો કોઇ પોતીઆદાસ વાનીઓ ખાનીઓ મુને નહિ સમજી લેતાં કે તમારી ધાક ધમકીથી હું ડરી જવશ, અને અહીંથી હું ચાલી જવશ. '

' અરે પણ મહેરબાન '—

' મેરબાન, ફેરબાન, કાંઇ નહિ માથું ના ઝીખો,નહિ તો પોલીસમાં હું 'રીપોર્ટ' કરશ ! '

' ખુશીથી. '—

' એમ ? તો શીરીન તું અહીં ઉભી રહેજે. હું સાંમેથી પેલા સારજન્ટને બોલાવી લાવું છું. ' પેલા પારસી ગૃહસ્થ સારજન્ટને

બોલાવી લાવે તે પહેલાં તો ત્યાં લોકોનું ટોળું જામ્યું. સરલા ને તરલા નિડર રીતે ત્યાં ઉભાં હતા હું તથા મારા માણસો દુકાનમાં રહી આ મર્વ ચિકિત્સા જોઇ રહ્યા હતા. એટલામાં પેલા પારસી ગૃહસ્થ એક સારજન્ટને લઇને આવ્યા.

'Madam !·you cann't prevent anybody entering a shop! please get out of the way !' [ બાનુ, તમે કોઇને દુકાનમાં દાખલ થતા અટકાવી શકો નહિ. મ્હેરબાની કરી માર્ગમાંથી ખસો. ] સારજન્ટે સરલાને કહ્યું.

'Sorry ! we cann't ! we have every right to prevail upon a gentleman.' [ દીલગીર છીએ; નહિ બને. એક ગૃહસ્થને સમજાવવાનો અમને દરેક પ્રકારે હક્ક છે ]

'Right or no right ! madam ! I arrest you under picketing ordinance you two are my prisoners !' [ હક્ક હોય કે ન હોય. બાનુ, હું તમને પીકેટીંગ ઓર્ડીનન્સની રૂઇએ પરહેજ કરૂં છું. તમે બન્ને મારા કેદી છો. ]

'Alright ! they can now enter the shop if they dare !' [ ભલે. હવે તેમનામાં હિંમત હોય તો દુકાનમા પ્રવેશ કરે ]

'અરે 'ડેર' સાના ! આ જોવની ચાલીઆ.' પેલા પારસી ગૃહસ્થે કહ્યું.

'અરે ચાલીઆ કાં' ભસ્તે ગેઇ દુકાન તો બંધ બી થઇ ગેઇ !' તેની સ્ત્રી શીરીનબાઇએ કહ્યું.

'કેમ બા ! આખરેબી વાનીઆજ કેની ! ડરી ગીઆ કે ?' પારસી ગૃહસ્થે મને પૂછ્યું.

'ના, ના ડરી નથી ગયો; એ તો આજે આ મારાં વહુ અને આ મારાં સાળી પીકેટીંગ કરતાં કેદ પકડાયાં તેના માનમાં મેં આજથી હંમેશને માટે હડતાલ પાડી છે. કાલે કોંગ્રેસનું સીલ મારી દુકાનના વિદેશી માલને લાગશે ! અને પરમ દહાડેથી મારી દુકાનમાં સ્વદેશી મીલનો માલ તેમજ ખાદી વેચાવા માંડશે. આવજો બા ! તમે તો મારા હંમેશનાં ઘરાક છો ! જુની દુકાનને ભુલી જતા ના!' મારૂં બોલવું સાંભળી લોકો હસી પડયા. પેલા બિચારા પારસી ગૃહસ્થ અને બાનુને તો ભોય ભારે થઇ પડી. સારજન્ટ પણ સરલાને અને તરલાને 'તમે છૂટાં છો !' કહી હસતો હસતો ચાલ્યો ગયો: અને ત્યાં જમા થયલી પ્રચંડ માનવમેદની આકાશ ફાડી નાખે એવા અવાજે 'સરલાદેવી અને તરલાદેવીની જે' બોલાવી ચણુવાનું ખલાસ થતાં કબૂતરોની જેમ નીખરાઇ ગઇ !




# આજની લડત અને સ્ત્રીઓ

લેખિકા:
શ્રી. ચંદુબ્હેન પારેખ

આપણી આ લડાઇ શરૂ થઇ ત્યારે કોઇને એવો ખ્યાલ ન્હોતો કે આ લડાઇમાં રાજકીય સ્વાતંત્ર્ય સિવાય બીજું કાંઈ ધ્યેય રહેલું હોય. ઘણા એમજ માનતા કે આ લડાઇ માત્ર રાજકીય સ્વાતંત્ર્યને માટેજ છે. અને તેથી કેટલાય માણસો તેમાં જોડાતા પણ નહોતા. આગળ જતાં જેમ જેમ લડાઇ જામતી ગઇ અને તેના રંગો બદલાતા ગયા તેમ તેમ માણસોને ખત્રી થવા લાગી કે આ લડાઇ માત્ર રાજકીય સ્વાતંત્ર્યના ઉદ્દેશથી લડવામાં નથી આવતી. તેમાં બીજા ઘણા ઉદ્દેશો સમાયેલા છે. માણસોને મહાત્માજીની અંતરગત ભાવનામાં જાણે કે રાજકીય સ્વાતંત્ર્યની સાથોસાથ—આર્થિક, સામાજીક, તેમજ નૈતિક, સ્વાતંત્ર્ય મળેલાં હોય તેમ લાગ્યું. અને તેથી લડાઇમાં વધારે ભરતી થવા લાગી.

આપણે જોઇએ છીએ કે લડતની શરૂઆતમાં મહાત્માજીની મરજી સ્ત્રીઓને લડતમાં ભેળવવાની ન્હોતી. તેનાં બે કારણો મને હાથ લાગે છે. એક તો મહાત્માજીએ એમ માનેલું કે જો આપણે આપણી સ્ત્રીઓને લડાઇની મોખરે રાખી લડશું તો આ બિચારા સ્ત્રીસન્માની અંગ્રેજો શરમાઇ મરશે. અને શરમમાં ને શરમમાં આપણને જોઇએ છે તે વસ્તુ આપી દેશે. અથવા પોતાની અદ્‌ભૂત તાકાતનું પ્રદર્શન આપણને કરાવવું જોઇએ તે સ્વરૂપમાં નહિ કરાવી શકે. પણ આપણે જાણીએ છીએ કે એ સ્ત્રીસન્માની અંગ્રેજોએ આપણી બ્હેનોને વીરમગામમાં કેવી ક્રુર રીતે માર્યાં છે. જે અંગ્રેજ, અંગ્રેજ બાઇ ઉપર કોઇ હીંદીએ હાથ ઉગામ્યો હોય તો તેનું પૂરેપૂરૂં વેર લેવા છતાં પણ ભૂલે નહીં, તે આજ આપણી બ્હેનોનું છડેચોક અપમાન કરે છે. તેની પર નિર્દય થઇ ઘોડા દોડાવે છે. આ એનું સ્ત્રીસન્માન છે. બીજું કારણ મહાત્માજીની એવી ઇચ્છા હશે કે આર્થિક અને નૈતિક સ્વાતંત્ર્યની બાબતમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે ફતેહથી કામ કરી શકશે માટે તેમને સ્ત્રીસન્માની અંગ્રેજોને શરમમાં નાખવા કરતાં આ કામમાં જોડી દેવા તે વધારે સારૂં છે.

આપણે જાણીએ છીએ કે રાજકીય સ્વાતંત્ર્યની લડતમાં સ્ત્રીઓનો હિસ્સો નહિ જેવોજ છે. એક સરોજીની દેવીજ તેમાં અપવાદ રૂપે ગણી શકાય. મહાત્માજીની તો ઇચ્છાજ તેમાં સ્ત્રીઓને સંડોવવાની ન્હોતી. તેમણે તો સ્ત્રીઓ પાસેથી મહાન કામની

આશા રાખેલી જે આજે થોડી ઘણી સફળ થતી જાય છે.

લડતની શરૂઆતથી સ્ત્રીઓ લડતમાં જોડાવા અધીરી બની હતી પણ મહાત્માજીના હુકમ વિના તે કેમ જોડાઇ શકે ? દેશ આખો સળગ્યો છે. અત્યારે સ્ત્રીઓથી કે નાના બાળકોથી કેમ રહેવાય ? તમામ પુરૂષો પોતાના દેશના સ્વાતંત્ર્ય માટે અને આત્મશુદ્ધિ માટે બહાર નીકળી પડયા હોય, દરેક ઘર પુરૂષ–વિનાનું થઇ ગયું હોય ત્યારે સ્ત્રીઓ શાન્ત ઘરમાં કેમ બેસી શકે ? લડાઇના વખતમાં જેમ અઢાર વર્ષની ઉપરના તમામ પુરૂષો લડવા જાય અને બાકીના તેમને માટે હથીઆર, વસ્ત્ર, ખોરાક વગેરે તૈયાર કરવા મંડી પડે તેમ સ્ત્રીઓને પણ એમ થયું કે અમને લડવા ન મોકલો તો કંઇ નહિ, પણ એ સિવાયના કામોમાં તો અમને દાખલ કરો જ કરો. અને જોતજોતામાં તો લડાઇ વ્યાપક બની ગઇ. તે રાજકીય ક્ષેત્ર છોડી જીવનના તમામ ક્ષેત્રામાં પેસી ગઇ. એ તમામ ક્ષેત્રાને પહોંચી વળવા માણસોની જરૂર પડી. મહાત્માજીએ સ્ત્રીઓને હાકલ કરી અને કીડીના કટકની જેમ સ્ત્રીઓ ઉભરાવા લાગી. સ્ત્રીઓએ ઘરબાર છોડયાં–છોકરાં છોડયાં. પતિઓને શુરાતન ચડાવ્યું અને લડાઇમાં ઝંપલાવ્યું. જે સ્ત્રીઓને પોતાના ઘરના ચાર ખુણા સિવાય વિશાળ દુનિયા પડી છે તેની ખબર ન્હોતી, જે કોઇ દિવસ ઘરની બ્હાર પણ નીકળી ન્હોતી, જેણે મેડીએથી નીચે પણ પગ મૂકયો નહોતો તેવી તમામ બ્હેનો પોતાનો સ્વાર્થ છોડી દેશ માટે તેમનો પ્રાણ આપવા તત્પર થઇ. આથી પુરૂષોને પણ શુરાતન ચડ્યું. સ્ત્રીઓ મરવા તૈયાર થાય તો શું અમે ઘેર બેસશું ? ઘરમાં ભરાઇ રહેલા પુરૂષો પણ લડાઇમાં જોડાવા લાગ્યા. મહાત્માજીએ આર્થિક અને નૈતિક સ્વાતંત્ર્યનું ક્ષેત્ર સ્ત્રીઓને સોંપ્યું. સ્ત્રીઓ સિંહણની જેમ ગુફામાંથી બહાર આવી. હકીકત કલ્પનાને પણ વટી ગઇ. જે સ્ત્રીઓ રસ્તા પર એકલી ચાલતા બીએ તેમણે રાત દિવસ વિસારીને લડતમાં ઝંપલાવ્યું. ન જોઇ ટાઢ, ન જોયો તડકો. જે સરોજીની તાજમહેલ સિવાય ઉતરતાં નહી. તે ચૌદ ચૌદ કલાક સુધી ભૂખ્યાં તરસ્યાં રસ્તા ઉપર ઉભાં રહ્યાં. ઝાઝમનું ઓશીકું કરી રસ્તા ઉપર સુઇ રહ્યાં.

આપણે વિરમગામના અત્યાચારો કયાં નથી જાણતાં. આપણા સ્વયંસેવકો આપણે માટે ખરે તડકે મીઠું લેવા ગયા; પાછા આવતા તેમને પકડયા. સ્વયંસેવકોએ પીવા પાણી માગ્યું. જવાબ ન મળ્યો. ફરી કહ્યું. પાણી ન મળ્યું. વીરમગામની બ્હેનોએ આ વાત જાણી. તેમના પ્રેમાળ હૃદયો ઉછળી આવ્યાં. તેઓ ભાઇની વ્હારે ધાઇ. પોલિસોનો મનાઇ હુકમ છતાં માથે પાણીના બેડાં લઇ અંદર ગઇ. ક્રુર અંગ્રેજોથી આ બ્હેનોનો પ્રેમ અને ત્યાગ શે સહન ? થાય તે અગ્નિની આગમાં બળવા લાગ્યો. હુકમ કર્યો કે મારો આ દેશદ્રોહી બૈરીઓને અને ચલાવો ઘોડા કે કોઇ દિવસ આવે જ નહિં. એ નિર્દોષ બોળી બ્હેનો પર ઘોડા દોડાવ્યા. કેટલીએ બ્હેનોને ભારે ઇજા થઇ. બધાએ તે શાન્તિથી સહન કર્યું. ગમે તેમ પણ સ્ત્રીઓ સહનશીલ તો છે જ ને ! શાન્તિથી સહન કરી તેઓ ઘેર ગઇ. સમજી શકાય છે ભાઇઓ ! કે જે કેળવણી આપવાને માટે આપણે વરસોના વરસો સુધી પ્રયત્ન કરીએ છીએ, લોહીનું પાણી કરીએ છીએ તોપણ ન આપી શકયા તે કેળવણી માત્ર બે માસમાં સ્ત્રીઓએ લઇ લીધી. અને સ્ત્રીઓ જે કદી ન કરી શકે તેવું તેમણે કરી બતાવ્યું.

લડાઇમાં પડવું તે પણ એક મોટી કેળવણી છે. કારણ કે આ લડાઇ એ એક આત્મશુદ્ધિની લડાઇ છે. અનેક પ્રયત્નોથી ન મળે તે લડાઇમાંથી મળે છે. લડાઇએ

'માણસોને ઘણું આપ્યું છે, અને હજીએ જેઓ એ કેળવણીથી વંચિત છે તેઓ લડાઇમાં સીધી રીતે નહીં તો આડકતરી રીતે પણ જોડાય અને પોતાથી બની શકે તેટલી દેશની સેવા કરે, મેળવવાનું મેળવે અને જીવ્યું સાર્થક કરે. સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતેજ બે મહાન શક્તિઓ વસેલી છે.પ્રેમ અને સેવા. પુરુષો કરતાં સ્ત્રીઓમાં આ બે તત્વો વધારે પ્રમાણમાં હોય છે. સ્ત્રીઓમાં પ્રેમ પણ ખુબ છે અને સેવા કરવાની વૃત્તિ પણ ઘણી છે. મહાત્માજીએ વિચાર્યું કે આનો ઉપયોગ દેશ ખાતર કેમ ન કરાય! એટલે તેણે પ્રેમથી જીતી શકાય તેવાં કામો સ્ત્રીઓને સોંપ્યા જેવાં કે પરદેશી કાપડ ઉપર " પીકેટીંગ ", દારૂ " પીકેટીંગ ", ખાદી ઉત્પત્તિ, વિગેરે કામો તેઓ કરવા લાગ્યાં. પ્રેમથી દારૂડીયાને સમજાવવા લાગ્યાં, અને આપણી કલ્પનામાં ન આવે તેવું કામ કરવા લાગ્યાં. હું તમને એક દાખલો આપું. અમે થોડા દિવસ પહેલાં ધોધે દારૂનું પીકેટીંગ કેમ થાય છે તે જોવા ગયેલા. ત્યાં દારૂનું પીઠું એવે સ્થળે છે કે જ્યાં સાધારણ સ્ત્રીઓની તો એકલા તે સ્થળે જવાની હીંમત જ ન ચાલે. દરિયાને કાંઠે પીઠું. સાંજ પડે કેટલાય હલકી મળેલા માણસો ત્યાં આવે. ત્યાં સારા માણસ તો ભાગ્યે જ એક બે હોય. બાકી બધા નષ્ટ માણસો, કેટલાય-દારૂડીયાઓ હોય; ગમે તેવું બોલે. તેમની ગાળો સાંભળીએ તો કાનમાંથી જીવડા ખરે. અને કોઇ જેવી તેવી સ્ત્રી હોય તો પીઠું છોડી ચાલતી જ પકડે. પણ રાષ્ટ્રની આ જાગ્રતિ પછી સ્ત્રીઓમાં નવો પ્રાણ આવ્યો છે. અને એ પ્રાણને લીધે કોઇ પુરુષ તેને અડતા પણ જાણે કે અચકાય છે. એવા પ્રાણવાળા એક બ્હેન અમે ધોધે ગયા ત્યારે એકલા ઉભા ઉભા એક દારૂડીઆને "દારૂ પીવા ન જા " એમ સમજાવતાં હતાં ત્યાં તેનું ઓળખીતું કોઇ જ ન્હોતું એકે સ્ત્રી પણ ન્હોતી કે તેમને જરા રાહત મળે. એકલા જ પુરુષની નીડરતાને પણ શરમાવે તેવા નીડર થઇ, દારૂડીઓ શું ગાળો દેશે : તેનો વિચાર કર્યા વિના તેને પ્રેમથી સમજાવ્યે જ જતા હતા અને દારૂડીયાનો ભાર છે કે એ પ્રેમથી એ પલળે નહિં? દારૂડીયો એ પીઠામાં ન ગયો અને પ્રતિજ્ઞા લીધી કે હવે દારૂ નહિં પીઉં! સ્ત્રીઓમાં આવી તાકાત છે તેની કોને ખબર હતી?

અને સ્ત્રીઓ આગળ ન આવત તો તેને કોણ ઓળખત! સ્ત્રીઓ એટલે અબળા, સ્ત્રીઓથી કાંઈ ન થઇ શકે, અને હજીયે એવા પુરુષો પડયા છે જેને સ્ત્રીઓ માટે આવા કામો તેઓ કરી શકે તેની શંકા છે. તેઓને કદાચ એમ થતું હશે કે આ સ્ત્રીઓ આપણાથી આગળ જાય અને આપણે કાંઇ ન કરી શકીએ! પુરુષો કામ ન કરી શકવાથી સ્ત્રીઓની શંકાઓ કરી ઘણી વખત તેને અન્યાય કરે છે. આમાં બંનેની પ્રગતિ અટકે છે. વખત આવ્યો છે ત્યારે પુરુષો શા માટે ઘરમાં ભરાઇ રહે? પુરુષો તો આજ શૂરા માફક રણેજ શોભે અને સ્ત્રીઓ! તેઓ પણ પ્રેમથી કેવાં કેવાં કામો કરી શકે છે, એ અનુભવવાને રણે ચડે આજે પણ કેટલીએ રણચંડીઓ કંઇ પણ જોયા વિચાર્યા વિના સિંહણની જેમ રણમાં ઝાડી રહી છે.

પહેલાંના વખતના શુરાતનના કામો જૂદાં હતાં, આ વખતના જૂદાં છે. પહેલાં તો તલ્વારની રમત રમી જાણીએ એટલે-ઉકલી જતું. આજે એમ નથી. આજના લડાયક યોદ્ધાની લડત આકરી છે. શત્રુને હાથે ભાઇ બ્હેન પર લાકડીનો પ્રહાર થતો જોવો અને અનુભવવો અને તટસ્થ રહેવું, મનથી પણ અહિંસક રહેવું, તે આકરૂં છે. મહાત્માજી તો કહે છે કે મનથી પણ તમે તેને ગાળો ન દેશો. એ કેમ બને!

આજની સ્ત્રીઓના શુરાતનનાં કામો પણ જુદા પ્રકારનાં છે માત્ર આનંદથી, આંખમાં આંસુ લાવ્યા વિના વીરને કે પતિને વ્હાલભરી વિદાય આપવાથી જ તેનું કામ અટકતું નથી. સાચી રજપુતાણીની જેમ જરૂર પડે રણે ચડવાનું છે. અને જે રીતે રાજકીય સ્વાતંત્ર્ય મેળવવાનું છે તે રીતે જીવનનું પણ સ્વાતંત્ર્ય મેળવવાનું છે. આજે કેટલીયે બ્હેનો સરકારની નહીં તો પુરુષોની ગુલામીમાં સડે છે. આ લડતનો ઉદ્દેશજ એવો છે કે દરેક જાતની ગુલામીમાંથી છુટવું.

મહાત્માજી છોકરા અને છોકરીઓને પણ માબાપની ગુલામીમાંથી છુટી દેશની દાઝ હોય તો તેને આઝાદ કરવા ચાલ્યા આવવાનું કહે છે. તો આપણે આપણું પણ કામ કેમ ન સાધી લઇએ? દેશ આખો જ્યારે સ્વતંત્ર થશે ત્યારે સ્ત્રીઓ શું ગુલામ રહેશે? કદી નહી! એ ગુલામી ફેડવાનો ખરો રસ્તો આ ધર્મની લડાઇ ને એ બ્હાને આપણે ઘણું કરી શકશું. જે અનેક પ્રયત્નો કરી થાકી જઇશું તો પણ નહીં થાય તે માર્ગ આ લડાઇથી સધાશે.

આપણે સૌ દૃઢ નિશ્ચય કરી માબાપ તેમજ પતિની ગુલામી છોડી આપણાથી બની શકે તેટલી સેવા દેશને ધરશું તો જરૂર આપણો તો ઉદ્ધાર છે. પુરુષજાતિનો પણ તેમાંજ ઉદ્ધાર છે.

કોઈ એમ ન માને કે આ લડાઇ અમુક ખાસ કારણો માટેજ છે. અથવા તેમા યુવાનોનુંજ કામ છે. તેમ નથી. આ લડાઈમાં યુવાનોથી માંડીને વૃદ્ધ સુધી અને-સ્ત્રીઓથી માંડી પુરુષો સુધી તમામની સરખી ફરજ છે. દરેકે પોતાથી બને તેટલું કરી છુટવું જોઇએ અને સ્ત્રીઓએ તો આમાં વધારે ફાળો આપવો જોઇએ. આપણું જે અબળાનું કલંક છે તે આપણે કાઢી નાંખવું જોઇએ અને આ લડાઇને લગતું આપણું કાર્યક્ષેત્ર પણ એવું ને એટલું મોટું છે કે તેમાં જેટલી સ્ત્રીઓ જોડાશે તેટલા ઓછીજ છે. આ લડાઇ સ્ત્રીઓને ત્રણ રીતે લાભકર્તા છે. એક સ્ત્રીઓ બ્હાદુર અને નિર્ભય બનશે, તેથી અબળાપદનું કલંક ધોવાશે. બીજું પોતાના દેશને સ્વતંત્ર કરવામાં ફાળો અપાશે એટલે દેશદ્રોહી નહીં ગણાય અને ત્રીજું પુરુષોની તો શું કોઇની પણ ગુલામી કોઈ દિવસ નહીં સહન કરે. એટલે બધી રીતે સ્ત્રીઓને આ લડાઇમાં જોડાવું તે લાભકર્તાજ છે.

મારી એવી મુરાદ છે કે, એકાદ બે માસમાં સ્ત્રીઓ એટલા ઉત્સાહથી દેશસેવાનું કામ કરે અને વિજય મેળવે કે સારાએ હિન્દુસ્થાનમાં કોઇ સ્ત્રીએ ન કર્યું હોય તેવું કરી સ્ત્રીજાતિનું કલંક ધોઇ નાંખે. કાઠીઆ-વાડની મોખરે ભાવનગર રહેશે જ રહેશે. અને એને મોખરે લાવવામાં સ્ત્રીઓનોજ હિસ્સો રહેશે.

સ્ત્રીઓ ધારે તો ઘણું કરી શકે તેમ છે પણ તેને સાચી દિશા હજી હાથ લાગી નથી. એક વખત સ્ત્રીઓ કામ હાથમાં લે તે છોડેજ નહીં. ભાવનગરમા આપણે દટાઇ મરીએ તેટલુ કામ છે. સ્ત્રીઓ જો દૃઢ નિશ્ચય કરી એ કામ હાથમાં લેશે તો આખું ભાવનગર ઉથલાવી નાખશે. પણ સ્ત્રીઓ કરે ત્યારે ખરી.

છેટલે જો ટુંકમાં કહું તો તમે દરેક ભાઇઓ અને બ્હેનો! તમારા દેશને આઝાદ કરવા માટે વધારેમાં વધારે તમારાથી બને તેટલું કરજો. આ લડાઇ તમારે માટેજ છે. આ લડાઇ આપણી સૌની મુક્તિને અર્થે છે. એને માટે જેટલો ત્યાગ આપી શકો તેટલો આપો. પ્રભુ તમારી પડખે ઉભો છે ×

× ભાવનગરમા ગણપતિ ઉત્સવ પ્રસંગે વંચાયેલો લેખ

પત્ની સ્વ. [illegible] સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત [illegible] ચાવડા
તરફથી [illegible] સપ્રેમ ભેટ.

# આંસુડું

સો સો વરસથી માતાને લોચન,
 આંસુડું એક સખી ! લટકી રહ્યું;
ખૂટી ધીરજ સખી ! અનંતકાળની,
 અશ્રુ અંતરદુઃખ ટપકી ગયું. સો સો.

તેત્રીશ કોટિની ભારતમાતા,
 આંસુમાં શક્તિ અહા ! શી ભરીઃ
ધરતી ધણેણીને પરવત ડોલિયા,
 કાયરતા કાંચળી ઉડી સરીઃ સો સો.

સાતે સાગર મળી ભેળા શું ઉલટ્યા,
 ધોવા કલંકો ગુલામીતણાં;
આંસુનો સાગર બાપુએ વલોવ્યો,
 નીકળ્યાં હથિયારો અહિંસાતણાંઃ સો સો.

યોદ્ધા અનેક એક આંસુથી ઉઠિયા,
 રૂઠયા લેઇને માતાનાં જંજીર;
મુક્તિ મધુરી મેળવવાને માતની,
 મૃત્યુ વધાવાને ચાલ્યા છે વીરઃ સો સો.

ફુલડાં ગણીને વીર જુલ્મોને ઝીલતા,
 મરવાનો ધાર્યો હૃદય માંહીં મંત્ર;
દેવી દયાની ભારતભૂમિ મારી,
 આંસુડું એક તારૂં કરશે સ્વતંત્રઃ સો સો.

—વ્રજલાલ શાહ




# અબોલના શાપ

લેખકઃ રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

## [ ૧ ]

પુત્રીનું નામ સુભાષિણી રાખવામાં આવ્યું ત્યારે કોઇને ખબર ન હતી કે, તે મૂંગી હશે ! તેની બે મોટી બહેનોનાં નામ ક્રમશઃ સુકેશિની અને સુહાસિની રાખવામાં આવ્યાં હતાં. સુભાષિણીનું લાડનું નામ સુભા હતું.

ફૂલ ખીલવા લાગ્યું; વિકાસિત મુગ્ધ મનોહર અને નેત્રરંજક એ ફૂલ છે, પણ હા ! તે અબોલ છે. મા બાપને તેથી એવડી ચિન્તા ઉપજવા લાગી છે. તેની બે બહેનોના લગ્ન થઇ ગયા છે સુભા ઘરમાં ભાર રૂપ થઇ પડી છે. મૂંગીને કોણ પરણે ?

સુભા સમજે છે કે, વિધાતાના અભિશાપ રૂપ પિતાના ઘરમા તે ફેંકી પડી છે.

કોઈ એમ નથી લજ્જા ઉપજે છે હમેશાં ખાસ કારણો માટેજ છે. અથવા છે પિ- યુવાનોનુંજ કામ છે. તેમ નથી. આ લડાઇમાં યુવાનોથી માંડીને વૃદ્ધ સુધી અને-સ્ત્રીઓથી માંડી પુરુષો સૂધી તમામની સરખી ફરજ છે. દરેકે પોતાથી બને 'તેટલું' કરી છુટવું જોઇએ અને સ્ત્રીઓએ તો આમાં વધારે ફાળો આપવો જોઇએ. આપણું જે અથાણાનું કલંક છે તે આપણે કાઢી નાંખવું જોઇએ

પિતા, પુત્રી તરફ દયાથી જુએ છે. જગતમા એ બિચારી અબોલને હવે કોણ બાથમાં લે તેમ છે ? એને 'હાડ-ત-તૂ' કરવાથી ઇશ્વર રાજી નહીં રહે આવા વિચારો સેવીને પિતા સુભા પર વાત્સલ્યભાવ રાખે છે.

સુભાને વાણી નથી પણ એની બે કાળી અને મોટી આંખો, એની વાણી કરતાં પણ વિશેષ ભાવ સૂચવે છે. એના હોઠ અને એના મુખ ઉપરના ફેરફાર એના હૃદયનું માપ અંકાવે છે.

વાતો મારફત માણસ જે ભાવ પ્રકટ કરે છે તેમાં કોઇ કોઇ વાર તુટિ નથી આવતી ? ઘણીક વાતો ઘણાક તરફથી અર્થ વગરની અથવા તરજુમો કરી લેવો પડે એવી ભાઇઓ જેમ શબ્દો કહેવાયા હોય તેના રહ- કરવા માટે વાર મનના વિચારો મારફત તેટલું કરજો. ઉકેલવા મથવું પડે છે પણ આ લડાઇ આપે આંખોના ભાવના તરજુમા એને માટે જેટલો- હૃદયની પ્રતિછાયા આંખો. આપો. પ્રભુ તમા- નાર આંખો છે. આનંદ, ર, સ્નેહ, આભાર ઇત્યાદિ આંખો જે કથા કહે પણની જરૂર નથી સેવાય જન્મથી જેની

1 ભાવનગરમા થયેલો લેખ

પાસે બીજી ભાષા નથી એવી સુભાની આંખોની ભાષા ઉકેલી શકાય એવી છે.

[ ૨ ]

ગામનું નામ ચંડીપુર છે. તેની પાસે થઇને બંગાલાની એક નાની સરખી નદી વહી જાય છે. ગૃહસ્થના ઘરની નાની બાલકી જેવી એ નદી છે. તેનો ફેલાવો બહુ નથી. તેનું પાણી ઉંડું નથી તેનું કુદરતી મંદ મંદ વહન સૌને આનંદ આપે છે. ગામને અને નદીને એક પ્રકારનો અવિચ્છિન્ન સંબંધ થઇ ગયો છે. નદીના કિનારા પર આવેલાં ઝાડ એ બે વચ્ચેની સાંકળ રૂપ છે. બાલકોનું એ કિનારા આગળ રમવું; ઢોરનું પાણી પીવું; ગામ-લોકનું તેના પાણીમાં ન્હાવું ધોવું ઇત્યાદિને લીધે જાણે નદી ગામની એક સંગિની થઇ પડી છે.

સુભાના પિતાનું નામ વાણીકંઠ છે. એમનું ઘર નદીની નજદીક આવેલું છે. વાણીકંઠ દરિદ્ર નથી, શ્રીમંત પણ નથી. છતાં એમનું ઘર ગૃહસ્થાઇના ઠાઠવાળું છે. એમના ઘરની આગળ એક નાનો સરખો બગીચો એમણે બનાવેલો છે. સુભા કોઇક વાર એ બગીચામાં બેસે છે પણ ઘણી વાર તે નદીને કિનારે આવીને બેસી રહે છે.

કુદરત એની ભાષાની ખોડ પૂરી કરી દેછે. જાણે તેના તરફથી તે બોલે છે. નદીનો કલકલનિનાદ, બાલકોનો કોલાહલ, આસપાસનાં ખેતરોમાંના ખેડુતોનાં ગાન, પક્ષીઓનો કિલકિલાટ, પવનના સરસરાટમાં વાદળ સાથે વૃક્ષોની થતી વાતો-ઇત્યાદિને લીધે આ મૂંગી બાલિકાનું ચિરનિસ્તબ્ધ હૃદય જાણે એની આંખો દ્વારા બહાર નીકળી પડતું હોય તેમ વારંવાર તેમાં અનેક ભાવો ઉપજતી રહે છે. બાલિકા નદી-તટે જ બેઠેલી રહીને આ મૂંજબ કુદરત દ્વારા બોલતી રહે છે! સાયંકાળ પડે; ઘેરો અન્ધકાર પૃથ્વીતલ પર જામે; બાલકો રમતાં ખેલતાં બંધ પડી ઘેર જાય; ખેતરોમાંથી ખેડુતો ચાલ્યા જાય તો પણ રૂદ્રસ્વરૂપ મહાકાશની નીચે ઘણી વાર વિશ્વપિતા સૃષ્ટાનાં બે સૃજિત, સામસામે ચૂપકીદીથી બેઠેલાં જણાય છે: મૂંગી પ્રકૃતિ અને મૂંગી બાલિકા-એક દૂર દૂર સુધી વિસ્તરેલી હોય છે; બીજી એક નાના ઝાડની નીચે એક પત્થર પર બેઠેલી હોય છે.

સુભાની બે પ્રિય સખીઓ છે-એના ઘરમાંના ઢોરઢાંખરના વાડામાંની બે ગાયો! ઘરમાંનાં બીજાં સૌએ તે ગાયોનાં નામ પાડેલાં છે: સુકેશી અને પાંગુલી સૌના મ્હોંથી એ નામો ઉચ્ચારીને તે બેને સંબોધવામાં આવે છે પણ સુભાના મ્હોંથી તે બેયે તે સંબોધન સાંભળ્યું નથી. છતાં સૌના કરતાં સુભા તરફનું સંબોધન સુકેશી અને પાંગુલી વધારે જલ્દીથી સમજે છે. સુભાની કઇ ભાષાથી સુકેશી અને પાંગુલી તેનું સંબોધન સમજે છે ? સુભાના પગરવની ભાષાથી ! એની મૃદુ પગલીઓ જ્યાં વાડામાં પડે છે કે, તરતજ સુકેશી અને પાંગુલીના કાન ચોંકે છે; અને જ્યારે સુભા તેમની પાસે આવી પોતાની બાહુલતા એ બન્નેના કંઠની આસપાસ વીંટાળીને; કોઇ કોઇ વાર પોતાનું વદન તેમની ગર્દન પર ઝુકાવેલું રાખીને અને ઘણીવાર પોતાના કોમળ કદલીગર્ભ સમા નાના હાથ તેમના શરીર પર ફેરવીને વાક્યહીન ભાષામાં તેમની સાથે વાતો કરે છે ત્યારે તો વાણીવાળાંઓનાં કરતાં આ અબોલ બાલિકાની ભાષા સુકેશી અને પાંગુલીને જાણે ઘણી સમજાતી હોય તેમ તે બન્ને વર્તે છે, પોતાનાં મ્હોં વારંવાર બાલિકા તરફ ધરી રહે છે, આંખોમાંથી દિવ્ય-જ્યોત ફેંકે છે-ખડખાંદ ખાવામાં વૃત્તિ બતાવતી નથી, અને પોતાની જીભ બહાર કાઢીને એ બાલિકાના કરકમલને ચાટે છે.

સુભા ગાયોના વાડામાં દરરોજ પાંચ-૭ વખત આવી જાય છે. ઘરમાં કોઇવાર એની માતા વધારે પડતું છણકપાટું કરી દે છે ત્યારે તો અવશ્ય તે પોતાની આ બે સખીઓ પાસે આવે છે. સુભાના હૃદયની મર્મ વેદના જાણે અનુમાન-શક્તિથી તેની આ સખીઓ સમજી જતી હોય તેમ તે વખતે ધીરે ધીરે પોતાનાં સીંગડાં તેના બાહુદ્વય પર ઘસીને તેઓ તેનું સાંત્વન કરવા મથે છે.

સુભાને એક બકરી અને બિલાડીના એક બચ્ચા સાથે પણ પ્રીત થઇ છે. બિલાડીનું બચ્ચું તો જાણે સુભાના હૃદય પર સંપૂર્ણ અધિકાર જમાવી શક્યું હોય તેમ ઘણીવાર તેના ખોળામાં બેસી જાય છે; પોતાની ચટાપટાવાળી પૂંછડી પટપટ હલાવીને કોઇ કોઇ વાર તે એવી તો કૂદાકૂદ કરે છે કે, આ વાણીહીન બાળાના મુખ ઉપર તેથી સ્મિત ફરફરી રહે છે.

[ ૩ ]

સુભા ૧૨ વર્ષની થઇ. તેની માતાના આગ્રહથી તેને માટે વાણીકંઠે કોઇ વરની તપાસ કરવા માંડી. ગામમાં તેની જ્ઞાતિમાં કોઇ પણ કુટુંબમાં સુભાને વહુ તરીકે સ્વીકારવા કોઇ રાજી ન હતું. વાણીકંઠ કલકત્તા ગયો. થોડાક દિવસ પછી તેની સાથે બે માણસોને લઇને તે પાછો ફર્યો.

સુભાને શૃંગાર સજાવવામાં આવ્યા. સુન્દરતાની સ્વાભાવિકતા વિલુપ્ત થઇ. પણ તેને જોનારાઓએ અભિપ્રાય આપ્યોઃ "ખૂબ સુન્દર છે."

સુભાની માતા સહિત વાણીકંઠે અને બે આગન્તુક કલકત્તાવાસીઓએ કંઇક વખત સુધી ગોષ્ટિ કરી અબોધ નીરવ બાલાને ખ્યાલ પણ ન હતો કે, આ ગોષ્ટિ શા માટે થતી હતી તેના લગ્ન માટે તે થતી હતી. એક ગૃહસ્થ કુટુંબમાં સુભાને સુભાષિણી તરીકે ઠરાવીને દાખલ કરી દેવા માટે એ મસલત થતી હતી. બે આગન્તુક ગોર હતા. પોતાના યજમાન રાજાને દગો દેવા માટે તેઓ સંમત થયા હતા. વાણીકંઠ પાસેથી તે બદલ દક્ષિણાની રકમ તેઓ નક્કી કરવા માગતા હતા. વાણીકંઠ બહુ બદલો આપવા રાજી ન હતો. એની પત્ની ચાહે તેટલું આપવું પડે તોપણ હરકત નહીં, એમ કહેતી હતી. આખરે પત્નીની જીત થઇ. બન્ને ગોરને એકંદર રૂ. ૨૦૦૦ આપવા ઠર્યા.

સુભા એ વખતે નદી કિનારે જઇને બેઠી. અબોલ તો બન્ને છે પણ આજ તેમાં વિસંગતતાનો સંચાર થયો છે. બાલાએ કૃત્રિમ આભૂષણો પહેર્યાં છે. નદીને એવાં આભૂષણ નથી. દરરોજ નદીના જલમાં આ અબોલ બાલા પોતાનો પડછાયો જોતી તેના કરતાં આજ તેને તેમાં ભયંકરતા ભાસી હોય તેમ તેણે મ્હોં મચકોડયું. તેની આંખોએ ક્રોધની ભાવવાહી ભાષા કહી તેણે આભૂષણ કાઢી નાખ્યાં. જલમાં પોતાનો આભૂષણવિહીન પ્રતિબિંબિત આકાર નિહાળીને તેના વદન પર આનંદના ભાવ ધાઇ આવ્યા.

અરે ! આ મૂંગી ભાષાની કદર પૃથ્વીનું કોઇ માનવી કરી શકશે ?

[ ૪ ]

આઠ દિવસ પછી વાણીકંઠે પોતાના કુટુંબને કલકત્તા જવાનું છે, એમ જાહેર કરી દીધું. ઘરમાં મુસાફરીની તૈયારી ચાલી. ઝાકળથી આચ્છાદિત થઇ ગયેલા પ્રભાતની પેઠે સુભાનું હૃદય ભરાઇ ગયું. એક અનિર્દિષ્ટ આશંકાથી એક મૂક જન્તુની માફક તે પોતાનાં માબાપ તરફ હરઘડી જોવા લાગી. એની મોટી કાળી આંખો વડે તેમનાં હૃદય માપવા તે કોશિષ કરવા લાગી. એના હૃદયની

મુંઝવણ એ ખુલ્લી ભાષાથી સમજાવી શકતી ન હતી.

જ્યારે વાણીકંઠનું કુટુંબ કલકત્તા જવા ઉપડયું ત્યારે સુભાએ પોતાની મૂંગી સહીપણીઓની છેલ્લી ભેટ લઇ લીધી. કંઇ વાર સુધી તે સુકેશી અને પાંગુલીના કંઠે વળગેલી રહી. તેની આંખમાં જલધારા વહ્યા કરતી હતી. તે બકરી પાસે જઇને તેને ભેટી આવી. બિલાડીના નાનકડા બચ્ચાને તેણે પોતાની ગોદમાં લઇ લીધું. કુટુંબીઓ જવા લાગ્યાં. સુભાએ બચ્ચાને ગોદમાંથી વિખૂટું પાડયું નહીં એ જોઇને એની માતાએ એને ધમકાવી. બળાત્કારે તે બચ્ચાને તેની પાસેથી છીનવી લીધું.

અબોલ સુભાનું જાણે હૃદય કપાઇ ગયું હોય એવા દીન વદને અને આંસુભીની આંખે તે તેની માતા તરફ નિરખી રહી. માતા તેનું લગ્ન કરવાના આનંદમાં હતી. સુભાના ખેદની તેણે પરવા કરી નહીં. વાણીકંઠનું કુટુંબ કલકત્તા પહોંચ્યું. ત્યાં જઇને એક શુભ મુહૂર્ત જોઇને સુભાનું લગ્ન કરી નાખવામાં આવ્યું.

ખટપટીઆ ગોરમહારાજોની યુક્તિઓને લીધે લગ્ન સમયે વરપક્ષને એ વાતની લગીરે શંકા ન ગઇ કે કન્યા મૂંગી છે.

લગ્ન નિર્વિઘ્ને પાર ઉતર્યાં. વાણીકંઠ અને તેનું કુટુંબ—સુભા સિવાય—કલકત્તાથી ઉપડી ગયું. એ પછી પ્રપંચની જાણ વર પક્ષને થઇ. કન્યા લગ્નના દિવસોમાં હમેશાં રોયા કરતી અને કોઇની સાથે વાત કરતી નહીં. લગ્નની આનન્દમય ઘડીઓમાં " હશે, બાલક છે સમજણી નથી એટલે રડ્યા કરે એ સ્વાભાવિક છે " એમ ગણીને તેના રૂદનને બાલિશતામાં ગણી કાઢવામાં આવ્યું હતું. પણ લગ્ન વીત્યા પછીયે તે જ્યારે છાની રહેતી ન હતી ત્યારે તેની સાસુએ તેને ધમકાવવા માંડી અને ત્યારે એનાં માબાપ અને ગોરમહારાજોનું પોગળ વેરાઇ ગયું !

કન્યા મૂગી છે એ જાણીને સૌ કોઇએ તેના પર, તેનાં માબાપ પર અને ગોરમહારાજો પર લ્યાનત વરસાવી. સુભાના સસરાએ એ બે ખટપટીઆ ભૂદેવોને શોધ્યા પણ તેઓ ચાલાક નીકળ્યા. તેઓને ઘેરથી ખબર મળ્યા કે, તેઓ તો દેશાવર ચાલ્યા ગયા છે !

હવે સુભાના સસરાએ આ પ્રપંચનું પૂરૂં વેર લેવા ઠરાવ કર્યો તેણે એક બીજી કોકિલકંઠી અને રૂપવતી કન્યા પસંદ કરીને પોતાના પુત્ર સાથે પરણાવી દીધી. અને સુભાને પોતાના ઘરમાં નોકરડી તરીકે કામકાજ કરાવવા માંડયું.

જે ગૃહમાં સુભાનું સ્થાન ગૃહદેવી તરીકે સ્થાપવાનું ઠર્યું હતું તેજ ઘરમાં તેને વાસણ માંજનારી, ઝાડુ વાળનારી અને દીવાબત્તી સાફ કરનારીનું સ્થાન અપાયું ! સહવારમાં તે ઉઠે ત્યારથી તેની પાસે ઘર કામ કરાવવામાં આવે; નોકરોને જે ખાવાનું અપાય તે તેને આપવામાં આવે; અને ગંદી ફાટેલી તુટેલી ગંધાતી ગોદડી પર તેને નોકર તરીકે કુટુંબથી અલગ સુવાડવામાં આવે ! હા ! સુભા સાથે અહીં કલકત્તામાં માયાળુતા દર્શાવનાર કોઇજ નથી. તેના પિયરમાં તો સુકેશી અને પાંગુલી નામે ગાયો હતી; એક બકરી હતી; એક બિલાડીનું બચ્ચું હતું; બગીચાનાં ફુલ હતાં તથા ધીર ગંભીર શાન્ત સરિતા પણ હતી. કોલાહલપૂર્ણ અને વિશ્રાન્તિહીન આ મહાનગરમાં એમાંનું કોઇ નથી ! અહીં એના તરફ સ્નેહભાવે નજર નાંખનાર પણ કોઇ નથી. જેણે જનવૃન્દની અને અગ્નિદેવની સાક્ષીએ સપ્તપદીના પવિત્ર મંત્રોથી સુભાને પોતાની સુરક્ષિતા અર્ધાંગના બનાવવાના શપથ

લીધા હતા તે તેનો "પતિ" તો કોઇ વાર એના તરફ જોતો પણ નથી. સુભાનો સમરો અને સાસુ હમેશાં તેને નોકરડી તરીકે કામ કરતી જુએ છે ત્યારે જ તેમના જીવને ટાઢક થાય છે !

સુભાનું હૃદય હમેશાં મૂંગો પોકાર પાડી મૂકે છે. એના માબાપે એને શા માટે આ અજાણ્યાંઓને ત્યા કામ કરવા માટે મૂકી હશે, એ તેનાથી સમજાતું નથી.

[ ૫ ]

લગભગ એક અઠવાડીઉ વીત્યું. અચાનક કલકત્તામા અને ચંડીપુરમાં એવા બે બનાવો બન્યા કે જેને પરિણામે સુભાની વ્હારે કુદરત ચડી હોય એવો અભિપ્રાય સૌ કોઇએ આપ્યો. જેની સાથે સુભાનું લગ્ન થયું હતું તે અચાનક કોગળીઆના રોગથી મરણ પામ્યો ! એક મૂંગી વહુને નોકરડી તરીકે રાખીને બીજી વહુ સાથે ગૃહસંસારના લ્હાવા એનાથી લઇ શકાયા નહીં ચંડીપૂરમાં મૂશળધાર વરસાદ વરસ્યો અને એમાં સુભાના પિતાનું મકાન પડી ગયું નાની સરખી નદીએ પ્રચંડ મેઘની ઓથ લઇને માઝા મૂકી અને પોતાની મૂંગી સહી પર ગુજરેલા સિતમનું વેર વાળ્યું. નદી કિનારે આવેલાં મકાનોના માણસોને નદીમાં પૂર આવવાથી પોતાનો જીવ બચાવવા દોડાદોડી કરવી પડી અનેક જણે ઝાડવાઓ પર આશરો લીધો.

જ્યારે નદીનું પૂર ઉતરી ગયું; જ્યારે વરસાદનો કોપ શાન્ત પડયો ત્યારે ચંડીપૂર નાં સૌ લોકો રોઇ રહ્યા; કારણ કે, તેમનું સર્વસ્વ નદી તાણી ગઇ હતી ! *

---

* કવિવર રવીન્દ્રનાથ ટાગોરની એક વાર્તા ઉપરથી સૂચિત



## 'ભગિની સેવામદિર'

ભગિની સેવા મદિર એટલે સ્ત્રી સેવાની તાલીમનું સ્થાન. હિન્દની સ્ત્રીઓની સેવા અર્થે પોતાનું સર્વસ્વ સમર્પણ કરે એવા સ્ત્રી સમુદાયના સગઠનની અનિવાર્ય આવશ્યકતા છે. આપણી સ્ત્રી સંસ્થાઓ, આવી બ્હેનોના સંગઠીત સમુદાયને અભાવે પ્રાણવાન થઇ શકતી નથી, એ પ્રતિપળ આપણે અનુભવીયે છીએ.

આવા એક સેવાશ્રમની ઝખના ભગિનીસમાજ પ્રથમથી કરતુ આવ્યું છે. એ સ્વપ્ન પંદર વર્ષે સત્ય ઠરે છે, મનોરથ ફળે છે, એની પરમ સતોષ સાથે અમે નોંધ લઇએ છીએ

અત્રે સ્પષ્ટ કરવાની જરૂર છે કે ઉપર્યુક્ત 'ભગિની સેવા મદિર' ભગિની સમાજથી કેવળ સ્વતંત્ર છે. તેની વ્યવસ્થા, તેનું તંત્ર ચલાવવા ખાસ ટ્રસ્ટ નીમાયું છે મહાત્મા ગાંધીજી તેના સલાહકાર છે. ભગિની સમાજ ગાંધીજીપર્સ ફંડમાંથી તેની ઉત્પતી એટલે ભગિની સમાજ નિમિત્ત લેખાય.




# સ્નેહાંજલિ



લેખકઃ ડૉ. લતીફ, પી એચ. ડી. ( લન્ડન )

( ૧ )

**તને** સત્કારવા મને હોંસ છે, પણ બારણે દીવા મૂકાય ને આંગણે સાથીઆ પૂરાય, એવો ભવ્ય મહેલ નથીઃ કેવળ નિર્ભર ઝુંપડી છે.

તને સત્કારવા મને હોંસ છે, પણ ભાંગી તૂટી ઝુંપડીમાં સૂવા પલંગ કે બેસવા સિંહાસન નથીઃ કેવળ ફાટી તૂટી ગોદડીની નિર્ભય પથારી છે.

તને સત્કારવા મને હોંસ છે, પણ ચરણે ધરવા મેવા-મિષ્ટાન્ન ને હીરા-મોતી નથીઃ કેવળ પ્રેમ-ભક્તિની નિર્મળ "સ્નેહાંજલિ" છે.

( ૨ )

જગતમાંથી તારો પ્રેમ ચાલ્યો જાય, તો પછી સૂર્યપ્રકાશ તો અટકી જાય; પૃથ્વિ ફરતી અટકી જાય; અને મારૂં હૃદય તડફડતું અટકી જાય; પ્રેમીની કેવી સ્થિતિ થઇ જાય?

તને મળવા પવન વાય છે, સરિતા વહે છે, અને મારા પગો દોડાદોડ કરે છે; મિલનની કેવી ઝંખના ?

તને અભિનંદવા મોજાં ગાય છે; તારલાઓ ઝગમગે છે અને મારાં નયન નાચે છે; અભિસારની કેવી તાલાવેલી ?

( ૩ )

મનહરવદના, મદભર નયના ! મારે મંદિરે ક્યારે આવીશ ? વર્ષો થયાં બારણે ઊભો ઊભો તારી વાટ જોઉં છું.

બારણે દીવા મૂકાવી કે આંગણે સાથીઆ પૂરાવી તને સત્કારવા મેં મોટી તૈયારી કરી નથી, પણ તું આવીશ, ત્યારે પ્રેમાશ્રુએ હું તારા પાદ પ્રક્ષાળીશ.

તું મારે મંદિરે આવીશ, ત્યારે તારે ચરણે બે ચળકતી આંખો ધરીશ; પછી સર્વ સમર્પી તારો હું દાસ બની રહીશ

( ૪ )

તારા વિરહપર મારી આંખે અનંત અશ્રુ વરસાવ્યાં છે; તેથી આસપાસની ભૂમિ હરિયાળી બની છે. એ હરિયાળી ભૂમિએ તું એકવાર આવને !

લીલાં ઘાસની સળીએ સળીએ મારાં આંસુ બાઝયાં છે; અભિસારની રાતે એ તારે વાળે વાળે પરોવીશ. એ આંસુડાં પહેરવા તું એકવાર આવને !

વાદળી મારી આંખ સાથે વરસતી હતી, તેને પૂછજેઃ તને અશ્રુએ નવડાવવા મારી આંખે કેટલી તાલાવેલી છે ? એ અશ્રુએ સ્નાન કરવા તું એકવાર આવને !

( ૫ )

ઘડીવાર મને તારી સન્મુખ બેસવા આપ; તારી આરતિ ઉતારવા મને તાલાવેલી લાગી છે,

ક્ષણવાર મને તારૂં સાનિધ્ય સેવવા આપ;
તારા પાદ પૂજવા મને તાલાવેલી લાગી છે.
એકવાર મને " વ્હાલો " કહી બોલાવ;
તારા પર વારી જવા મને તાલાવેલી લાગી છે.

( ૬ )

સન્ધ્યા સમયે અદૃશ્ય રહી એ વાંસળી વગાડતી, ક્યારે ધીરી ધીરી તો ક્યારે જોરથી, ક્યારે મીઠી મીઠી તો ક્યારે કર્કશી.

એ વાંસળી વગાડતી, ત્યારે સરિતાના પાણી, આકાશના પક્ષી થંભી જતાં.

એ વાંસળી વગાડતી, ત્યારે મારૂં હૃદય ને મારા પગ નાચતા, ને મારી ડોક ડોલતી, ને હું ભાન ભૂલી જતો.

( ૭ )

સૌ અંધારે વીંટાયાં હતાં, ત્યારે પ્રેમદાની શોધમાં ટેકરે ટેકરે અફડાતો ને ખાડે ખાડે પછડાતો, નકામાં ફાંફાં મારતો હું આમતેમ ફરતો હતો.

વને વને રખડતો ને રણે રણે રઝળતો એને શોધતો હતો, પણ ક્યાંએ એ ન મળી, છેવટે નિશ્વાસ નાખી સૂતો ને એ સ્વપ્ને આવી.

વૈભવ અને વિલાસ, આનંદ અને ઉલ્લાસ, ગૌરવ અને ગાંભીર્ય, પ્રભાવ અને પ્રતાપ હરી એ ક્યાં ગઈ ?

( ૮ )

એ આવી, સાંકળ ઠોકી, બારણાં ખખડાવ્યાં, મને જગાડવા ઘણા પ્રયાસ કર્યા, પણ બધા વ્યર્થ થયા.

એ પાછી ફરી, ત્યારે પાછળ દોડી પાલવનો છેડો પકડવા એની પૂઠ લીધી, પણ એ તો ભાગી ગઈ.

" ભાગ મા, તું કહીશ તેમ કરીશ, તું મૌન પાળીશ તો હું મૌન રહીશ, તું પૂછીશ ત્યારે હું ઉત્તર આપીશ, તારી ઇચ્છા એજ મારૂં સર્વસ્વ માનીશ. તું ભાગ મા. "

( ૯ )

ચપળ પગ થાકી ગયા, ત્યારે ચકોર આંખ દેખાણી, હવે નિર્લજ્જ દ્રષ્ટિપાત કરી લઉં, પછી ગમે તેમ થાય, અપારશક્તિ નાસી જાય કે અમાપ સમ્પત્તિ ચાલી જાય, તેની જરાય પરવા નથી.

એક નિર્લજ્જ દ્રષ્ટિપાત પછી ભલે ગમે તેમ થાય, માનભંગ થાય કે ગૌરવ હણાય, તેની જરાય પરવા નથી.

એક નિર્લજ્જ દ્રષ્ટિપાત પછી ભલે ગમે તેમ થાય, ગાળોના વર્ષાદ વરસે કે નિંદાના જ્વાળામુખી ભભુકે તેની જરાય પરવા નથી.

( ૧૦ )

કેટલાંયે વરસો લગી અણખીલી કળી સમાં મારાં હોઠ બીડાયાં હતાં, તે ચુંબવા એણે ઉઘાડ્યાં, ત્યારે હૃદયનાં ઊંડાણમાંથી પ્રણયગંગા બહાર આવી વહેવા લાગી.

તે દિવસથી આજ લગી બન્ને હોઠ વચ્ચેથી તારા ચુંબનનાં ગીત ગાતો ગાતો પ્રેમરસનો કાવ્યપ્રવાહ વહે છે; તેમાંથી અનેક શાખા ફૂટે છે, પણ અગત્યની ને મહત્વની તો બેજ: એક નિન્દા અને બીજી ગાળી.

પ્રણયગંગામાં તરંગ ઉછળે છે ને ખળખળે છે: " નિન્દા અને ગાળનો મીઠો સ્વાદ ચાખશે, તે પામર મટી મહાન થશે. પાપી મટી પવિત્ર બનશે "

( ૧૧ )

તે આંખ ઉઘાડી ને તેજ વર્ષી રહ્યા. એ તેજના દીવાં તે આભના તારા. એ પ્રકાશે છે ને તારી આંખો વખાણે છે. એ આંખો મારે જોવી છે.

તે આંખ ઉઘાડી ને તેજ વહી રહ્યા. એ તેજના રેખા તે આકાશગંગા ને સ્વચ્છ નિહારિકા; એ પ્રકાશે છે ને તારી આંખો વખાણે છે. એ આંખો મારે જોવી છે.

તેં આંખ ઉઘાડી ને તેજ ખરી પડયાં. એ તેજઃપુંજ તે સૂર્યચંદ્ર; એ પ્રકાશે છે ને તારી આંખો વખાણે છે. એ આંખો મારે જોવી છે.

તારે વિયોગે સૂર્ય અને હું ધગધગીએ છીએ. તારાં સાન્નિધ્ય માટે અમે તપ તપીએ છીએ. તને સ્પર્શવા અમે સ્પર્ધા માંડી છે.

સૂર્ય મારો પ્રતિસ્પર્ધી છેરે રહ્યો રહ્યો રાતો પીળો થાય છે, પણ મારી કને આવવા તેની હિમ્મત ચાલતી નથી; કેમકે પાસે આવે તો ઝાંખો પડી જાય, પિગળીને રસ બની જાય—એવી તેને બીક છે.

તેનાથી તો હું કેટલોય આગળ વધી આવ્યો છું, પણ તારાથી તો કોણ જાણે કેટલેય છેટે છું.

( ૧૩ )

તને બાળવામાં આનંદ આવે છે અને મને દાઝવામાં આનંદ આવે છે કયો આનંદ વધારે ? બાળવાનો કે દાઝવાનો–એ તો માણે તે જાણે.

આ દેહને બાળી રાખ બનાવઃ પણ ઉતાવળ કરીશ માં. ધીરે ધીરે બાળજે. તારે હાથે બળતાં આનંદ આવે છે, તે ઘણીવાર આપજે.

તારે હાથે બળતાં મારાં એ અસ્થિ અને માંસથી તારા પ્રત્યેની ભક્તિ ઝરે છે. તું એ ભક્તિની અવધિની "સ્નેહાંજલિ" સ્વિકારજે.



## વિચાર રત્નો

[ મ. ગાંધીજી.

'પાપને છૂપું ન રખાય. મને તો કંઇજ છૂપું નથી.'

'છાતીમાં ગોળી ખાવી એ હું એટલું કઠણ નથી માનતો, પણ રોજ કામ કરવું, ક્ષણે ક્ષણે પોતા સાથે લડાઇ કરવી, પોતાની આત્મશુદ્ધિ કરવી કઠણ છે.'

'ખરી શરમ-દોષ કરવામાં છે. દોષ છુપાવવામાં તો દોષ બમણો થાય છે.

'વિચાર-વાણી-વર્ત્તનનું ઐક્ય.'

'જે સારી વસ્તુ હું કરૂં છું એમ મને લાગે તેમાં હું મારી સાથે રહેનારને હમેશાં ભેળવવાનો પ્રયત્ન કરૂં.'

'ઇટ ચુનાંનું ચણતર થાય તે પહેલાં હૃદયમંદિરનું ચણતર થવાની જરૂર છે.'

'હું સત્યરૂપી પરમેશ્વરનો જ પૂજારી છું.'

'જે માણસ એક પણ વિધવાનાં આંસુ લુછે છે, જે એક પણ બ ળાને લગ્નને નામે ઓળખાતા પશુ યજ્ઞમાંથી બચાવી લે છે, જે એક પણ અંત્યજની નિસ્વાર્થ સેવા કરે છે, તે દેશની અને સમાજની શુદ્ધ સેવા કરે છે. સંભવ છે કે મહા .ધુરંધર રાજપ્રકરણી યોદ્ધાની લડત ભૂલાઇ જશે ત્યારે આવી ખૂણેખોચરે થતી સેવા ફળ આપ્યાજ કરતી હશે. જે સેવાની પાછળ તાળીના અવાજ નથી પણ જેની પાછળ પ્રભુના આશિર્વાદ છે તે સેવા તો ખરી સેવા છે જ.'




# માનવ-મેળા

લેખિકા: સૌ. શ્રીમતીબાલા મજમુદાર

[ ૧ ]

મેળા તો બધાં એ જોયા હશે. લોકો ભેગા થાય, અને કંઇ અપૂર્વ ઉત્સાહ બધાંને મ્હોંએ દેખાય, ત્યારે તેને માનવનો મેળો કહીએ છીએ. પશુ અને પક્ષીઓની જેમ માણસ પણ ટોળામાં રહે છે; અને ટોળામાંજ રહેવાનું પસંદ કરે છે. જેમ એક જાતનાં પશુઓ અથવા એકજ પાંખવાળાં પંખીઓ ભેગાં મળે છે, ત્યારે અવનવો આનંદ જામી રહે છે તેમ, એકજ સમુદાયના, એકજ સમાજના, કે એકજ પ્રદેશના લોકો ભેગા થાય છે ત્યારે, બધાંના એકસરખા આચાર-વિચારને લીધે, એક બીજાનાં મન સહેલાઇથી સમજી શકાય છે; અને એકનો આનંદ તે આખા સમુદાયનો આનંદ બની રહે છે.

પરંતુ પશુઓ અને પંખીઓની માફક મનુષ્ય રોજ ટોળામાં રહી શકતો નથી. રોજના જીવનવ્યવહારમાં એ એવો ગૂંથાઇ જાય છે કે ખાસ પ્રયત્ન વગર એનાથી બીજા સાથે હળવામળવાનું બની શકતું નથી: તેથી, માણસોએ ભેગા મળવાના, અને તે રીતે પોતાના એકલા જીવનને સુખી કરવાના, પ્રસંગો ગોઠવ્યા છે. એ પ્રસંગોને આપણે "મેળા" કહીએ છીએ.

માનવમેળાના પ્રસંગો અને તેનાં નિમિત્તો કયાં કયાં હોય છે તે હવે જોઇએ. જ્યારે સમાજનો, પહેલાં ઝાઝો વિકાસ થયો નહોતો ત્યારે બધાંને એકસરખી અસર કરનારો પ્રસંગ, ધર્મના નિમિત્તનો હતો. યજ્ઞ કે જાગ જેવા ધાર્મિક પ્રસંગોમાં લોકો એકઠા મળતા, યજ્ઞની ભાવનાથી પવિત્ર થતા, બળ મેળવતા, અને સાથે જમવાનો તથા સાથે ફરવાનો આનંદ મેળવતા.

યજ્ઞ શિવાય વ્રતનાં ઊજવણાં હોય, કથા-વાર્તાની સમાપ્તિ હોય, કે ઉત્સવનાં જાગરણ હોય ત્યારે પણ, સમાજના અમુક અમુક ભાગ, ભેગાં આનંદ લેવાનો લાભ મેળવે છે. જેવા ઉત્સવનિમિત્તે મેળા હોય છે તેવા, ધર્મને બહાને તીર્થોના મેળા પણ મળે છે. 'કુંભનો મેળો,' 'ગોદાવરીનો મેળો,' 'શુક્લતીર્થનો મેળો,' 'વૌઠાનો મેળો,' તેવોજ ડાકોરનો 'માણેકઠારી પૂનમનો મેળો,' સૂરતનો 'જન્માષ્ટમીનો મેળો,' વગેરે આપણા જાણવામાં છે.

ધર્મ જેમ બધાં માણસોને આકર્ષે છે, અને ઘડીભર, વર્ષના અમુક દિવસોએ સંસારના વ્યવહારો ભૂલાવી દે છે, અથવા તો વિસારે પાડે છે તેમ, સામાજિક જીવનને અંગે પણ માણસોને ભેગાં મળવું પડે છે,

લગ્ન કે જનોઇ જેવા પ્રસંગે ન્યાતનો અમુક સમૂહ તથા સગાંસંબંધીઓ પોતાનું નાનું ઘર મૂકી, એક ઠેકાણે લગ્નવિવાહમાં મ્હાલે છે. આ તો કૌટુંબિક મેળાની વાત થઇ.

જ્યારે નાતના લોકો દેવ કે દેવીને નિમિત્તે ઊજાણીઓ કરે છે ત્યારે તે વખતના મેળાનો આનંદ, સૌની લાગણીને અનેકઘણી વધારે છે. હાલનાં ઊંચ નીચનો ભેદવાળાં સંમેલન તથા લાગવગીઆની પાર્ટીના યુગમાં આવી સમાનભાવવાળી ઊજાણીઓનો આનંદ ઓછો થતો જાય છે. ઊજાણી તો ત્યારેજ કહેવાય કે જ્યારે ત્યાં સંકોચ કે શિષ્ટાચારને સ્થાન ન હોય. એવી ઊજાણીઓના એક દિવસના આનંદથી માણસ, કેવો નવા ઉત્સાહનું ભાથું ભરી લે છે!

જેમ જેમ માણસની જરૂરીઆતો વધી, રહેણીકરણીમાં કલા તથા સૌંદર્યની ભાવના પ્રકટવા માંડી, તેમ તેમ બજારોના મેળા ભરાવા માંડ્યા. "ગુજરી" એટલે સાંજે ભરાતાં બજારના મેળા આજે પણ વડોદરા, અમદાવાદ, સુરત, પૂના વગેરે જેવાં ઘણાં શહેરોમાં એ, અમુક દિવસોએ ભરાય છે.

માણસની જરૂરીઆતો વધી, તેની સાથે કલા પણ વધી. એટલે માત્ર ઉપયોગ ઉપર ધ્યાન ન અપાતાં, તેમાં કલાને પણ સ્થાન મળ્યું. એ રીતે આપણા હુન્નરઉદ્યોગોની ઉપયોગી કલાઓ જન્મ પામી. દેશદેશની કલાઓ, સરખામણી અને સ્પર્ધાથી વિકાસ પામે છે. એ કલાના નમુનાના મેળા, તે જ આપણાં કલાપ્રદર્શનો. એમાં જડ વસ્તુઓનાં પ્રદર્શન ભેગું માનવસમાજનું પણ સમ્મેલન થાય છે. જુદા જુદા પ્રકારનાં ફંડો ઉઘરાવવા, તથા સુધરેલા સમાજ પાસેથી સુધરેલી રીતે પૈસા કઢાવવા જે મેળો થાય છે તેને "ફેન્સી ફેર" કહીએ છીએ.

આજનાં આપણાં સ્વરાજ્ય-બજારોમાં અને સ્વદેશી-વસ્તુ-ભંડારોમાં નાવકડાં પ્રદર્શનોજ ગોઠવેલાં હોય છે, પરંતુ જેમ હુન્નરઉદ્યોગનાં પ્રદર્શનોમાં એકલો આર્થિક ઉન્નતિનો જ પ્રશ્ન મુખ્ય હોય છે તેમ, આપણાં સ્વરાજ્ય-બજારોમાં એ પ્રશ્ન મુખ્ય હોતો નથી. એ બજારોની પાછળ એક ભાવના રહેલી છે; અને એમાં રજુ કરાતી કારીગીરી સ્વરાજ્ય અપાવનારી છે-એવી એ ભાવના જ, બધાંને તે તરફ આકર્ષે છે.

હવે રહ્યા આજના રાષ્ટ્રીય-મેળા. આજથી દશ વર્ષ પહેલાં લાખ લાખ માણસોનાં સંમેલનો કે સભાઓ અશક્ય હતાં. આજે આપણે તે બધું પ્રત્યક્ષ જોઇએ છીએ. આજની સત્યાગ્રહ ચળવળે તે વાત સાચી પાડી આપી છે. આજનાં સરઘસો, આજની પ્રભાત-ફેરીઓ, અને આજનાં રાષ્ટ્રધ્વજ-વંદનનાં સંમેલનો, અજબ મેળાઓ તરીકે ઇતિહાસમાં અમર અક્ષરે લખાઇ જશે.

[ ૨ ]

ઉપર વર્ણવી ગયાં તે બધાં મેળાનાં વર્ણન, સાહિત્યના વિષય થયાનું જાણમાં નથી;* અને તેથી તે આપણને સાહિત્યમાં વાંચવાને મળતાં નથી. માત્ર ગામડાંમાં ભરાતા સામાજિક મેળાનું રસિક વર્ણન કરવાનું કવિ ખબરદારને સૂઝ્યું છે. જીંદગીનાં ઘણાં વર્ષો જેણે ગામડામાં રહીને ગાળ્યાં તે કવિ, ગામડાંના અનેક પ્રકારના ઉલ્લાસવિલાસનાં વર્ણનને કવિતાનો વિષય બનાવે તે સ્વાભાવિક છે. 'આવળનાં ફૂલને,' 'કાપણી,' 'કોસ' વગેરે જેવા વિષયો ઉપર કવિતા લખનારને જ મેળાનો વિષય પસંદ પડી શકે.

રોજ માત્ર થોડાંજ માણસો હમેશાં જેના દિલમાં આવે છે, અને એ થોડાં પણ સૌ સૌના

* પ્રભાતફેરી ઉપર શ્રીયુત જગીરદારની વાર્તા; તથા "સરઘસ" ઉપર શ્રીયુત પ્રેમચંદજીની વાર્તા અપવાદરૂપ ગણવાની છે.

વ્યવસાયમાં ગૂંથાયલાં હોય છે એવા ગામડાના લોકો, જ્યારે સામાન્ય ઉત્સવને નિમિત્તે ભેગા થાય છે ત્યારે, જ્યાં મેળા ભરાય છે તે જગા, એ લોકોને મન મોટા મહાસાગર જેવી દેખાય છે. એમને તો જાણે એમજ લાગે છે કે:

" ઊછળે જનસાગર શો આજ !
ધીર ગંભીર કરંતો ગાજ—"

પરંતુ આ માનવસાગર એકલો કોલાહલજ મચાવતો નથી. સાગરમાં જેમ ભરતી વધે છે તેમ, ધીમે ધીમે અહીં આસપાસના લોકોની મેદની વધતી જવાથી એ જનસાગર પણ, " પળપળ તરલ તરંગ વધતો " જાય છે. અને જાણે લાગે છે કે એ " શું ત્યજશે મરજાદ ? "

પણ સમાજ કેમ ભેગો ન થાય ? આજે તો ઉલ્લાસનો દિવસ છે. રોજના કામધંધા આજે મૂકી દીધા છે. આનંદનું અખૂટ ભાથું જાણે આજે ભરી લેવું છે તેથી,—

" બંધનમુક્ત બની શાં,
ગાં મળે તો જ્યાં ત્યાં હસતાં જાય; "

હે છે તેમ, એવનાં પથ અપાર
માજના, કે એક જીવનના વ્યાપાર;
ાય છે ત્યારે, બધાંના ...ના આનંદ
વેચારને લઈ, એક બીજાનાં મ... ...ના
સમજી શકાય છે, અને એકનો આનંદ તે આખા સમુદાયનો આનંદ બની રહે છે.

પરંતુ પશુઓ અને પંખીઓની માફક મનુષ્ય રોજ ટોળામાં રહી શકતો નથી. રોજના જીવનવ્યવહારમાં એ એવો ગૂંથાઈ જાય છે કે ખાસ પ્રયત્ન વગર એનાથી બીજા સાથે સહવાસમાં આવાનું બની શકતું નથી: તેથી, માનમેળે, ભેગા મળવાના, અને તે રીતે પોતાના એકલા જીવનને સુખી કરવાના, પ્રસંગો યોજ્યા છે. એ પ્રસંગોને આપણે " મેળા " કહીએ છીએ.

માનવમેળાના પ્રસંગો અને તેનાં નિમિત્તો

" કંઈક કુસુમો ધરતા કરમાંહ્ય
મંજરી કોઈ ગ્રહી હરખાય;
ગુચ્છ પલ્લવના કોની પાસ—"

—એમ વનદેવીની કૃપાથી સહુને અંતરનું આશ્વાસન મળી રહ્યું છે.

પરંતુ માનવ-મેળો એટલે એકલા પુરુષોનો જ નહીં; આખી માનવજાત રમણે ચઢે છે. અને તેમાં વળી ઉત્સવઘેલી સ્ત્રીઓ માટે તો પૂછવુંજ શું ? સ્થળે સ્થળે—

" રચે રમણી-મંડળ કંઈ રાસ,
ત્યજી ગૃહકાર્ય તણો સૌ ત્રાસ;
હસ્ત ચરણેથી દેતી તાલ,
ગજાવે વિસ્મિત વ્યોમ વિશાળ. "

—આમ સુન્દરીઓ રાસ ખેલી રહી છે; પણ વનમાં ગરબો, દીવી, કે માંડવી ક્યાંથી લાવે ? એટલે એ તો,

" મધ્યમાં બેસાડી નિજબાળ
દેહનો કરતી દુર્ગ વિશાળ. "

અને એમ ગરબે ઘૂમે છે. પણ એમ કંઈ એકલાં આનંદ આવે ? આનંદમાંયે કોઈ ભાગ લેનાર જોઈએ ને ?

રાસ-રસિયા પુરુષો ગરબે ઘૂમનારીઓને જોવા ભેગા થાય છે; અને તેમનો ઉત્સાહ વધારે છે. કેટલાક તો—

ભાન" ગાનમાં કંઈક થતાં મસ્તાન,
જોવા ઉત્સવી પુરુષો પણ ભૂલે ભાન !
ધર્મને બહાનો રાસ તણો કંઈ રંગ
' કુંભનો મેળો સુન્દરીઓની સંગ. "
' શુક્લતીર્થનો : પણ આ ગરબાથી માજી ઊઠે છે.
તેવોજ, ડાકોરનો દૂર શાની રમઝટ જામી છે !
સુરતનો . ' જાગી પ્રભુને રોજ સંભારનારા
આપણા લોક(?) પણ પ્રભુને સંભારી રહ્યા
ધર્મ જેમ '

અને ઘડીભર, સજ્જનતણી હો દાર,
સંસારના વ્યવહારે મંજુલ રમ્ય સિતાર
વિસારે પાડે છે રણઝણતાં મંજીર:
અંગે પણ માણે તાલ પડે ગંભીર

"નરસ્વરમાં કો ક્ષણુ કોયલ શી
સુન્દરી પૂરે સાદ
અંતરને અંડકયાવિણ અનહદ
ઉપજાવે આલ્હાદ.
નાચતાં મસ્તક કંઇ થઇ મસ્ત
સમર્પે તાલ હજારો હસ્ત."

—એમ મેળાની આ રસિક બાજુ આપણે જોઈ.

પણ કેટલાક તો ભમરાની જેમ બધે ભમતાજ ફરે છે. ફૂલફૂલનો રસ ચાખનાર લોભી ભમરાની જેમ, રખેને કંઇ સારૂં જોવાનું રહી જાય એવી એમને અંતરે ઊંડી ભૂખ હોય છે. ગામ ગામથી લોકો આવેલાના હોય એટલે અનેક માણસોનો ભેટો થય. દૂરે દૂરના સ્વજનોના સુખસમાચાર પૂછાય, અને મેળા જેવા સામાન્ય ઉત્સવમાં એના એ સંબંધીઓનો, તથા—

"સ્નેહીનો સહજ થતાં સંયોગ
પૂછતા આતુર શા આરોગ્ય."

અને એમ એ

"ઊકેલે જીવન પ્રશ્ન અનેક
વધે માનસ-સંબંધ વિશેષ."

મેળાની ધમાલનું તો પૂછવુંજ શું? બધાએ ઊતાવળમાં હોય તેમ ચાલતાં જણાય; છતાં ખાસ કશું યે કામ ન હોય. મેળો એટલે ભીંડ; અને બધાં યે ચકડોળે ચઢેલાં. હોંસીલી માતા પોતાનાં છોકરાં શણગારી, આંગળીએ વળગાડી મેળામાં ફરતી હોય; એટલામાં—

"ભીંડમાં કો જુદાં પડી જાય
બ્હાવરાં શાં ઘડીમાં ગભરાય"

અને પેલી મા તો

"વત્સ વિખુટી ગાયસમી શી વ્યાકુલ દોડે માત!
ફાટે સાદ, કલેવર કંપે, હૃદય કરે કલ્પાંત.
પ્રણયનો શો અનિવાર્ય પ્રભાવ
વિરહના ઊંડા શા ઉર ઘાવ!"

મેળે મ્હાલનાર આમ મ્હાલી રહે છે; પણ નાનાં છોકરાં અને જુવાનીઆને મેળામાં અથડાવું કુટાવું કેમ ગમે?

એમને તો આજે ઉધમાત અને તોફાન, પેટ ભરીને કરી લેવાનાં હોય છે. એટલે કોઇક તો ઝાડની ડાળીએ હીંચે છે; અને આપણે જેમ ગાઇએ છીએ કે—

"વનમાં હીંડોળા બાંધીઓ, સખિ શ્યામ બોલાવે;
બાંધ્યો છે વડલાની ડાળ, સખિ શ્યામ બોલાવે.'

—તેમ અહીં મેળાના સ્થળથી આઘે, પણ બધે નજર પ્હોંચે તેમ, બાળ સેના—

"ચડી બેસે કો તરુની ડાળ
મ્હાલતાં વનમંદિરને માળ;
હીંચતાં કોઇ કરંતાં ગાન
રામ-સેનાનું પ્રગટે ભાન."

આ બાળકોની કિકિયારી, અને તેમના ગાવાના ભેગા અવાજથી બિચારાં ઝાડ ઉપરનાં પંખી ઊડી જાય છે! અને વનનાં પશુઓ પણ કિલકિલાટથી નાસભાગ કરી મૂકે છે.

કવિ લખે છે કે કુદરતનો સાચો ઉપભોગ કરતાં મનુષ્યને આવડતું નથી. નહીં તો આમ પશુપક્ષી ભયથી શું કામ ઊડી જાય?

"અહો માનવગણનો શો ત્રાસ,
વનેચરને પણ નહો વિશ્વાસ!" ×

આ પ્રકારે, મેળામાં આનંદ કરતા અનેકવિધ જનના ઉલ્લાસવર્ણન વડે કવિ બોટાદકરે આપણા હૃદયને સાથે સમભાવ બનાવી દીધું છે. આવા મેળાના આનંદ હવે કેટલા ઓછા થઈ ગયા છે?

× "મેળા"ના આ આખા કાવ્ય માટે જુવો બોટાદકર કૃત "શૈવલિની" (આવૃત્તિ બીજી, ૧૯૩૦) પૃષ્ઠ ૪૨ થી ૪૬.




## પ્રકરણ ૨૭ મું

મધ્યરાત્રિ થઇ ગઇ હતી. એટલે શુક્લ પક્ષની સાતેમનો ચંદ્ર પણ અસ્ત પામી ગયો હતો. વર્ષાદની ઋતુ હોવા છતા આકાશમાં એકેય વાદળું જણાતું ન હતું. ક્વચિત એકાદ વાદળું આવી, તરતજ પસાર થઇ જતું. એટલે આકાશ સ્વચ્છનું સ્વચ્છ રહેતું. ચોમાસાને અંગે સર્વત્ર લીલું લીલું આહ્લાદક દૃશ્ય પથરાઇ રહ્યું હતું.

કલકત્તાની ઉત્તરે આવેલાં ચિતપુરમાં ગરીબ મજુરવર્ગની વસતી હતી. અને એ વસતીનો ભાગ છોડી દીધા બાદ એક મોટું જંગલ શરૂ થતું હતું. એ જંગલમાં હિંસક પ્રાણીઓનો પણ વાસ હતો.

અને આવી કાળી રાત્રિએ એક પુરુષ મનુષ્ય ગેહેના ઝુંપડાં તરફ ઉતાવળે જતો ગેજના, જીવનવ્યવહારે. પુરુષ એક નાની નય છે કે ખાસ પ્રયત્ન રોંચ્યો અને ઝુંપ-માંથે દાઝવામળવાનું બની તેથી, માણસોએ બેગા મળવાનાપણુ મોડી રાતે પોતાના એકલા જીવનને નુખા પે થાક પ્રસંગો ગોઠવ્યા છે. એ પ્રસંગોને કપનો " મેળા " કહીએ છીએ. મેળ માનવમેળાના પ્રસંગો અને તેનાં નિમિ... કાંઇક વિચાર કરતી હોય એવી રીતે બેઠી હતી. બારણું ઠોકતાંજ તેણે ઉઠીને બારણું ઉઘાડ્યું. પેલા પુરૂષે ઝુંપડીમાં પ્રવેશ કર્યો, એટલામાં પવનના ઝપાટાથી દીવો બુઝાઇ ગયો. દીવો સળગાવવાની દરકાર કર્યા વિનાજ તેમણે વાતચીતનો પ્રારંભ કર્યો.

" આજે આટલું બધું મોડું કેમ થયું ? " આવનાર પુરૂષને પેલી તરૂણીએ પ્રશ્ન કર્યો.

પેલા પુરૂષે ઉત્તર આપ્યોઃ " આજે દસ દિવસ થયાં જે કાર્ય માટે હું ફરતો હતો તે કાર્ય આજે પાર પડ્યું છે. એટલે આટલા દિવસનો શ્રમ સાર્થક થયો છે. "

" કેમ, શું થયું ? " તરૂણીએ પ્રોત્સાહન પામી પ્રશ્ન કર્યો.

" જેનું અનિષ્ટ કરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે, તેનો સર્વ નાશ કરવાનો સારામાં સારો માર્ગ મને હાથ લાગ્યો છે. "

' એમ કે ? "

" હા, હું તેને ફાંસીને માંચડે ચડાવી શકીશ. તેનું અત્યારનું નામ, જ્ઞાતિ, વગેરે બધુંય ખોટું છે. તે તો ખૂની છે, નવાબ સાહેબના એક ફોજદારનું તેણે ખૂન કરેલું છે. પલટણમાં રહેવાથી બચી જવાશે એમ

તેની ધારણા હતી પણ આખરે તો તે ફસાઇ ગયો."

"પણ તને આ બધી માહિતી કેવી રીતે મળી ?"

"અરે, આજે તો હું તેની પૂંઠે પડયો હતો. આજે તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં હું તેની સાથેજ રહ્યો છું. એક વખત તો મને તેનું ખૂન કરવાનો પણ વિચાર આવ્યો. પણ તે બહુ જ ઉતાવળથી ચાલતો હતો એટલે મને ફાવ્યું નહિ. તે ઘરે આવ્યો ત્યારે રામજીવન સરકાર અને શ્યામસુંદર કોઇક માણસ સાથે વાત કરી રહ્યા હતા. તેઓ શી વાત કરે છે તે સાંભળવા હું એક વૃક્ષની પાછળ સંતાઇ રહ્યો. તેઓ રમેશનીજ વાત કરતા હતા. પેલો માણસ રમેશનો ખરેખરો પરિચય મેળવવા માંગતો હતો."

"રમેશના ખરા પરિચયની તેને શી જરૂર ?

"પોતાની પુત્રીનું લગ્ન રમેશ સાથે કરવાનો તેનો વિચાર હતો. આથી રામજીવન બાબુએ રમેશનાં જીવનની ખરેખરી કથા કહી દીધી. તે સાંભળી મને તો અપાર આનંદ થયો. અને પછી કાંઇ પણ સાંભળવાની જિજ્ઞાસા મને રહી નહિ. મારે હાથે તેનું ખૂન થાય તેના કરતાં નવાબના હુકમથી ફાંસીને માંચડે ચડીને જ તે મૃત્યુ પામે તે વધારે સારૂં એમ મને લાગ્યું."

"પણ રમેશે કોનું ખૂન કર્યું, કેમ કર્યું, તેની માહિતી, સાક્ષીઓ વગેરેનો કાંઇ વિચાર કર્યો કે નહિ ?"

"એ સંબંધી કાંઇ કરવાની જરૂર નથી; અને મેં કાંઇ કર્યું પણ નથી. તેને હાથે નવાબના એક ફોજદારનું ખૂન થયું છે એટલી વાત ચોક્કસ છે."

"નવાબના ફોજદારો તો ઘણાયે હશે; તેમાંથી કીયા ફોજદારનું ખૂન કર્યું તે કેવી રીતે જણાશે ?"

"તેનો પણ મારી પાસે ઉપાય છે. તેનો કાકો ઢાકા જીલ્લામાં જાદવપુર ગામે રહે છે. ત્યાં જઇને તપાસ કરતાં બધુંય માલમ પડશે."

"તો આપણે હવે એનો ઉતાવળે નિકાલ કરવો જોઇએ. પણ તેં અત્યાર સુધીની બધી વાત કરી તે તો સાંજ સુધીની છે. તો ત્યાર પછી તું કયાં ગયો હતો કે આટલું બધું મોડું થયું ?"

"રમેશની બધી વાત જાણવા આવેલા ગૃહસ્થની ભાળ કાઢવા ગયો હતો. હું બરોબર તેના ઘર સુધી જઇ આવ્યો. તેનું નામ દુર્ગાચરણ રાય. તે અહીં હાલમાં જ રહેવા આવ્યો છે."

"બસ ! તેના પરિચયની હવે વધુ જરૂર નથી. હું બધુંય જાણું છું." પેલી તરૂણીએ કઠોર સ્વરે કહ્યું.

"તું તે ગૃહસ્થને ઓળખે છે ?" પુરૂષે પ્રશ્ન કર્યો.

"હા; તે ગૃહસ્થને ઓળખું છું. પણ તેનું ઘર નથી જોયું. તેં બરોબર જોયું છે ને ?"

"હા."

"ત્યારે હવે શું કરવું છે ?"

"હવે જાદવપુર જવું જોઇએ. અને પછી જે કાંઇ કરવું તે ધીર સમાલીને કરવાનું છે. નહિ તો બીજાને સપડાવવા જતાં આપણેજ સપડાઇ જઇશું."

"આ કામ કરતાં તું બ્હીતો હોય એમ લાગે છે ?"

"નહિ; બ્હીતો નથી. મેં મારે હાથે તેની છાતીમાં છરો લગાવી દીધો હોત તો બ્હીવાનું કાંઇ કારણ ન હતું."

"તો અત્યારે બ્હીવાનું શું કારણ છે ? પોલીસને ગુન્હેગારની માહિતી આપી દીધી એટલે બસ. ઠીક તને આ બાબતમાં ભય લાગતો હોય તો તું સ્વસ્થ થઇને બેસી રહે. હું જ બધુંયે કામ પતાવી દઇશ.

"ત્યારે કાલે આપણે અહીંથી રવાના થવું પડશે." -

"હાસ્તો" તરૂણીએ ઉદ્ગાર કાઢયો.

તે પુરૂષ અને તરૂણી કોણ હતાં તેની ઓળખ કરાવવાની જરૂર છે ખરી?

---

## પ્રકરણ ૨૮ મું.

આકાશમાં વાદળાં છવાઈ ગયાં હતાં. તેથી મધ્યાહ્ન હોવા છતા ઘોર અંધારૂં થઇ રહ્યું હતું. વરસાદ મૂશળધાર વર્ષી રહ્યો હતો. એટલે રસ્તા ઉપર અવર જવર બહુ ઓછી માલમ પડતી હતી. આવા વરસાદમાં બહાર નીકળવાની ઇચ્છા થતી ન હતી. કદિ કદિ પવનના જોશભેર સુસવાટા થતા.

દુર્ગાચરણ બાબુનાં ઘરમાં આ વખતે તદ્દન શાન્તિ હતી. એક નાની ઓરડીમાં દુર્ગાચરણનાં પત્ની નાની છોકરીને લઇ નિદ્રા લેતાં હતાં. બીજી એક ઓરડીમાં ચારૂ બેઠી બેઠી બારી વાટે વરસાદનું દ્રશ્ય નિહાળી રહી હતી. દુર્ગાચરણ બાબુ ઘરમાં જણાતા ન હતા.

આવા વરસાદમાં મીણકાપડથી આખુંયે શરીર ઢાંકીને ચારૂની એક સખી આવી પહોંચી. મીણકાપડ કાઢી નાંખી તેણે કાદવથી ખરડાયલા પગ ધોઇ નાંખ્યા અને પછી ચારૂના ઓરડામાં ચાલી ગઇ. પોતાની પ્રિય સખીને આવી રીતે આવેલી જોઇ, ચારૂ આનંદ પામી. તેણે કહ્યું:

"અરે, તું આવા વરસાદમાં કેમ આવી?"

"મને એકલીને ગમ્યું નહિ: એટલે આવી."

"એકલાં ગમ્યું નહિ કેમ!" ચારૂએ કટાક્ષભરી મશ્કરી કરી.

"હાસ્તો, આવા વર્ષાકાળમાં ઘરમાં કોઇ હોય નહિ એટલે બહુ કંટાળો થઇ જવાય છે અને જરાય ચેન પડતું નથી."

"પણ અમલા! તે મ્હારો એ 'કોઇ' કયાં સુધી બહાર રહેશે?" ચારૂની સખીનું નામ અમલા હતું.

"સાંજ સુધી. પણ ચારૂ, ખરૂં કહું! બાપુજીએ મારે માટે ઘણા સારા માણસની શોધ કરી હો. હું બહુજ સુખી છું ચારૂ!" અમલા પ્રફુલ્લિત થઇને બોલી.

"આટલા વરસાદમાં તેં તારા પતિને બહાર શા માટે જવા દીધા?"

"અરે, જો આપણને એટલી બધી સ્વાધીનતા હોત તો મારી સરળ મનની ચારૂને આવા વિરહમાં દિવસો ગાળવા પડત ખરાં કે? તે આજે સુખી થઇ ગઇ હોત."

"પણ મિલન થયા વિના વિરહ કયાંથી થાય? પહેલાં મિલન અને પછી વિરહ, એ તો સર્વ સાધારણ નિયમ છે." ચારૂએ હસીને ઉત્તર આપ્યો.

"ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત ન થાય એ એક પ્રકારનો વિરહ જ કે નહિ?"

"પણ તે ય ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થયા પછી થાય."

"કાંઇ નહિ; દુર્ગાચરણ રાય હવે તારે માટે પતિદેવ ખોળી જ રહ્યા છે. પેલા શ્રી દામોદરચરણ સાથે તારૂં લગ્ન કરવાનો દુર્ગાચરણ રાય વિચાર કરી રહ્યા છે. હવે તો તને આનંદ થશે ને.?"

"ચલ; હવે એવી વાત ન કર. મારે મન એ આનંદની વાત નથી. દુઃખની વાત છે. તેમ થશે તો હું......" પોતે કાંઇ અઘટતું બોલી જાય છે એવું ભાન થતાં ચારૂ વધુ બોલતાં અટકી ગઇ.

"હં... એટલે સુધી વાત ગઇ છે?" અમલાએ આશ્ચર્ય બતાવ્યું. ચારૂ આગળ કાંઇ બોલી નહિ એટલે અમલા બોલી.!

"ત્યારે તો રમેશ વગર બીજા કોઇ સાથે તું લગ્ન કરનાર નથી, ખરૂંને.?"

એ પ્રશ્નનો ઉત્તર પણ મળ્યો નહિ એટલે અમલાએ બીજો પ્રશ્ન કર્યોઃ

" પણ રમેશ બ્રાહ્મણ નહિ હશે તો ? "

" એમ નહિ હોય; અને કદાચ તેમ હોય તો પણ શું થયું ? પરણીશ તો રમેશને જ નહિ તો મારે પરણવું નથી. ચારૂએ પોતાનો નિશ્ચય અમલાને જણાવ્યો.

અમલાને લાગ્યું કે હવે મશ્કરી કરવાથી ચારૂનું દિલ દુઃખાશે એટલે અમલાએ વધુ વાત ત્યાંથી જ અટકાવી.

" પ્રભુ, તારો નિશ્ચય પાર પાડે ! " એટલી શુભેચ્છા દર્શાવી અમલા ત્યાંથી સ્વગૃહે ગઇ.

---

## પ્રકરણ ૨૯ મું.

તે સાંજે વાળુ કરતાં કરતાં દુર્ગાચરણે પોતાની પત્નીને કહ્યું: " અત્યંત વિચાર કર્યા બાદ મેં મારા મનનો નિશ્ચય પાર પાડયો છે. હવે તો કોઇ બીજા વરનું નક્કી કરી લગ્નનું કામ પતાવી નાંખીએ એટલે બસ. "

" પણ તેમ કરવાથી તો છોકરી આપણા હાથમાંથી જશે. તે કાંઇ જીવને જોખમમાં નાંખે એવું કરી નાંખશે તો ? " ચારૂની માતાએ શંકા દર્શાવી.

" કેમ, એમ ? " દુર્ગાચરણ બાબુએ આશ્ચર્ય દર્શાવ્યું. "

" રમેશ વિના બીજા કોઇની જોડે લગ્ન ન કરવાનો ચારૂએ નિર્ણય કર્યો છે. "

" આવું તે કાંઇ આપણે ત્યાં થાય ? એ તો ફિરંગીઓમાં છોકરી પોતેજ પોતાનો વર પસંદ કરી લીએ. મારી પુત્રી તો હિન્દુ છે. એટલે તે એવું કદિયે કરનાર નથી. " દુર્ગાચરણ કાંઇક નિશ્ચિત-સ્વરે બોલ્યા.

" એમ કેમ નહિ કરે ? આજે બપોરેજ તેણે તેની સખી અમલા આગળ વાત કરી તે મેં બરોબર છૂપાઇને સાંભળી છે. હું તેથી જ તમને આમ કહું છું. "

" રમેશ સાથેજ લગ્ન કરીશ એમ ચારૂ પોતેજ બોલી ? "

" અરે એટલુંજ બોલી રહી હોય તો કાંઇ ન હતું. પણ તેમ ન થાય તો વિષ પીવા સુધી તે સ્પષ્ટ બોલી ગઇ છે. આથી જ મને ચિંતા થાય છે. "

' જ્યારે દૈવ પ્રતિકૂળ હોય ત્યારે જ ઘરમાંના માણસોને પણ આવી વિપરીત બુદ્ધિ સૂઝે. " દુર્ગાચરણ બાબુ ખિન્ન થઈ ગયા.

" પણ હવે ઉપાય શો કરવો ? "

" ઉપાય શો ? આજે કરેલો સંબંધ કાંઇ ખોટો નથી. મેં અર્ધું પર્ધું તો નક્કી કર્યું છે. હવે શું કરવું ને તુંજ કહે ? "

દુર્ગાચરણ બાબુ કંટાળીને બોલ્યા.

થોડીવાર બાદ દુર્ગાચરણની પત્નીએ કહ્યું:

" ગમે તેમ કરીને ચારૂને સમજાવવી જોઇએ. "

" તે હું કાંઇ નહિ સમજું. તેને અવિવાહીત તો નથી રાખવીને ? અત્યાર સુધી અવિવાહીત રાખી તેનુંજ આ ફળ છે. નાનપણમાંજ જો વિવાહ કરી દીધા હોત તો આ ભાંજગડમાં પડવું પડત નહિ. અને રમેશ સાથે લગ્ન કરવામાં મને શી હરકત છે તે છે તો બ્રાહ્મણ જ. તારા આગ્રહને વશ થઇ મેં તેની બધીયે માહિતી મેળવી, પણ તે ખુલ્લી રીતે બ્રાહ્મણ છે એમ જાહેર કરવા તૈયાર નથી; તો પછી તેની જોડે લગ્ન કરવું કઇ રીતે ? "

" ઠીક, પણ આજે તમે નક્કી કરી આવ્યા તે લોકો ચારૂને જોવા અહીં ક્યારે આવનાર છે ? "

" આવતી કાલે સાંજે. "

"ઇશ્વર જે કરે તે ખરૂ. મારી શક્તિમા હશે તેટલું હુ કરી છૂટીશ. પછી તો તેની મરજી !"

"કાંઇ થવાનું નથી સર્વ કાઇ સરળતાથી થઇ જશે રમેશ ઘણો સારો છોકરો છે તેનુ બોલવુ, ચાલવું, એ બધાં ઉપરથી ચારૂને તેના પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયો હશે, તેની સાથે લગ્ન ન થઇ શકયાથી તેને દુખ પણ જરૂર થાય પણ એ દુખ કાઇ કાયમ ટકનાર નથી "

એજ બાબતમા બીજી કેટલીક વધુ વાતચીત થયા પછી દુર્ગાચરણ બાબુ બહાર ૬.

બીજે દિવસે સવારથીજ દુર્ગાચરણ બાબુને ત્યા ધમાલ થઇ રહી હતી ચારૂને જોવા માટે તેના ભાવિ શ્વસુરપક્ષના માણસો આવનાર હોવાથી બધે સાફસુફ થઇ રહ્યુ હતું અને સત્કારની તૈયારી થઇ રહી હતી મહોલ્લાની સમાન વયની સખીઓ ચારૂની મશ્કરી કરવાનુ ચૂકતી નહિ

સાજે ૪ વાગ્યા બાદ વરપક્ષના ચાર-પાચ માણસો દુર્ગાચરણ બાબુને ઘેર આવ્યા. તેમનુ ઉત્તમ રીતે સ્વાગત કરવામા આવ્યુ. ત્રણ ચાર સખીઓએ ચારૂને સુદર વસ્ત્રાભૂષણથી શણગારી હતી ચારૂની નૈસર્ગિક સુદરતામા આથી સારો સરખો ઉમેરો થયો

દૂધના પ્યાલા પહોચાડવાને બહાને ચારૂને પરસાળમા જ્યા વરપક્ષના માણસો બેઠા હતા ત્યા મોકલવામા આવી ચારૂનો સુદર-છતા નિર્દોષ ચહેરો જોતાં જ સૌ કોઇ અજાઇ ગયુ આછા આભૂષણોમા પણ ચારૂ અજબ દીપી રહી હતી વરપક્ષને કન્યા પસદ પડી અને ત્યા જ વિવાહ નક્કી થઇ ગયો લગ્નનુ મુહૂર્ત પણ વહેલામા વહેલુ જોવાનુ નક્કી થઈ ગયુ.

થોડી વારે સધા એક પછી એક વિખેરાવા લાગ્યા ચારૂની સખી અમલા જતા જતા ચારૂને મળવા આવી તરતજ તેણે પૂછયુ "કેમ ચારૂ ! બધુય ભૂલી ગઇને ?"

"અમલા ! મને કાંઈ નાની કીકી સમજે છે ? એક વખત કરેલો નિશ્ચય તે કાઇ ફરતો હશે ?"

"ત્યારે હવે શો ઉપાય છે ?"

"ઉપાય ! મૃત્યુ સિવાય બીજો કોઇ ઉપાય નથી "

'તુ જો એવુ કાંઈ કરે તો મારા સમ છે !"

"સારૂ ! તારા ઉપદેશનો વિચાર કરીશ"

અમલા ત્યાથી ચાલી ગઇ અને સુચારૂ આખાયે દિવસની થાકી ગયેલી બીછાનામા પડી અને ચોધાર આસુએ રડી, પોતાનુ હૃદય ઠાલવવા લાગી

× × ×

ઉપરના પ્રસગ પછી ત્રીજે દિવસે કોઇ એક વૃદ્ધ સ્ત્રી રામજીવન સરકારના ઘર આગળ આવી, રમેશની પૂછપરછ કરવા લાગી. પોતાને કોઇ બોલાવે છે ધારી રમેશ બહાર આવ્યો, અને તેણે પોતાની ઓળખ આપી પૂછયુ

"મારૂ શુ કામ છે ?"

"તમારો એક પત્ર છે "

"મારો પત્ર ?" રમેશને આશ્ચર્ય ઉપજ્યુ અને તે સાથેજ તેણે બીજો પ્રશ્ન કર્યો

"કોણે આપ્યો છે ?"

"તમારી એક મૈત્રિણીએ આપ્યો છે "

"મારી મૈત્રિણી ? મારી મૈત્રિણી કોણ ?"

"તે તો આ પત્રમાજ જોઇ લેજો "

એમ કહી તે વૃદ્ધ સ્ત્રીએ એક પરબીડીયું કાઢી રમેશના હાથમા મૂકયુ રમેશે ઉતાવળે, તેમાથી પત્ર કાઢી વાચ્યો તેના મન ઉપર અનેક પ્રકારના ભાવ તરવરવા લાગ્યા

થોડીવારે તે વૃદ્ધ સ્ત્રીએ રમેશને પૂછયું. " કાંઇ ઉત્તર આપવાનો છે ? "

" ઉત્તર માંગ્યો છે ? "

" ના; માંગ્યો તો નથી; પણ આપવાનો હોય તો હું લઇ જાઉં. "

" ઉત્તર તો નથી આપવાનો. પણ આ એક રૂપીયો તને ભેટ છે. કોઇ વખતે જરૂર પડે તો મને અહીંજ મળી જજે. " એમ કહી રમેશે એક રૂપીયો તે વૃદ્ધ સ્ત્રીના હાથમાં મૂકયો. એટલે તે સ્ત્રી ત્યાંથી ચાલી ગઇ.

તે વૃદ્ધ સ્ત્રીના ગયા બાદ રમેશે ફરીથી પત્ર વાંચવા માંડયો:

" જીવિતેશ. "

આ પત્ર લખું છું તે માટે ક્ષમા. મારો આ પહેલોજ તેમ છેલ્લો પત્ર છે. કારણ કે અત્યાર પહેલાં મે તમને કદિ પત્ર લખ્યો નથી. અને હવે લખી શકાશે નહિ થોડાજ દિવસમાં મારૂં લગ્ન થનાર છે. લગ્ન કોની સાથે થવાનું છે તે હું જાણતી નથી. કલકત્તાની કોઇ મોટી પેઢીના કારકુન સાથે થનાર છે એટલુંજ હું જાણું છું, તમને આ પત્ર એટલા માટેજ લખ્યો છે કે તમારા શિવાય બીજાની સાથેનો મારાં લગ્નનો દિવસ એ મારાં જીવનનો અંતિમ દિવસ છે. બસ એટલુંજ.

લી. સદાની તમારી " ચારૂ. "

પત્ર વાંચી રહેતાં રમેશ તદ્દન અસ્વસ્થ થઇ ગયો. લગભગ બેચેન બની ગયો. ચારૂને આ પ્રસંગમાંથી કેમ બચાવવી એનોજ એક માત્ર તે વિચાર કરી રહ્યો.

---

## પ્રકરણ ૩૦ મું.

ઢાકા જીલ્લાનું જાધવપુર ગામ નાનું શહેર જેવું હતું. તેની એક બાજુએ નાની નદી વહી રહી હતી. રથયાત્રા હોવાથી, આજે આખાં ગામમાં ધામધૂમ થઇ રહી હતી. વરસાદ ધીમો ધીમો વર્ષતો હતો છતાં રથયાત્રાનો વરઘોડો જોવા આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષોની મેદની સર્વત્ર પથરાઇ રહી હતી.

આવી ધમાલ હોવા છતાં, અકસ્માત બધાનું ધ્યાન નદી કિનારે ગયું. કિનારા ઉપર કદંબનું એક મોટું વૃક્ષ હતું, ત્યાં લોકોનો મોટો જમાવ થઇ ગયો. એ વૃક્ષની નીચે એક ભૈરવી સમાધી ચઢાવી બેઠી હતી. આ ભૈરવી તરૂણ હતી. અને તે બધાય ઉપરાંત અપૂર્વ સૌન્દર્યવતી હતી. આથી સૌ કોઇનું ધ્યાન તેના તરફ હતું. આવી સૌંદર્યવતી અને તેજવતી ભૈરવી જાધવપુરમાં પહેલીજ વખત દર્શન દેતી હતી. એટલે લોકોમા ભૈરવી સંબંધી અનેક વાતો ઉડવા લાગી. કોઇકને મન તે સાક્ષાત જગદંબાનો અવતાર લાગી. તો કોઇ તેને શાપભ્રષ્ટ દેવી માનવા લાગ્યા.

પગની પાનીએ પહોંચતા તેના છુટા વાળ, કપાળ ઉપર કરેલો કુંકુમ ચંદ્રક, અને ભગવાં વસ્ત્રોથી તેનું સૌન્દર્ય અજબ દીપી ઉઠયું હતું. તેને જોતાં ગમે તેવા માણસને પણ પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય; એવો તેનો વેશ હતો.

બંગાળમાં આવી ભૈરવીઓ અત્યંત પૂજ્ય મનાય છે. અને તેનાં દર્શન કરવા લોકોની મેદની ધમાલ મચાવી મૂકે છે.

આખાયે શહેરમાં ભૈરવીનાં આગમનની વાત પ્રસરી ગઇ. મધુરેન્દ્ર ચૌધરીને પણ ભૈરવીનાં આગમનની ખબર પડી. અને તે લાગલોજ પોતાના બે ચાર સહચારીઓ સાથે ભૈરવીનાં દર્શન કરવા ઉપડયો.

સમાધિગ્રસ્ત ભૈરવી આજુબાજુ થતી ધમાલ, કે આવનારા લોકો તરફ જરાયે નજર કરતી નહતી. મધુરેન્દ્ર ત્યાં આવ્યો છતાં ભૈરવીએ તેના તરફ નજર સુદ્ધાં ન

# ઈનામી પ્રશ્ન

સંપાદક: કુ. યશસ્વિની



૧ ૨ ૩

**પ્રશ્ન:** ઉપરના ચિત્રમાં ત્રણ બાઈઓ છે તે મા દિકરીઓના છે. એમાં મા કઈ તે એકલો નંબરજ આપીને જણાવો.

## હરિફાઈમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકના દરેક ગ્રાહક તેમજ જે બહેનો પોતાના પતિ, પુત્ર, ભાઈ કે પિતાને નામે માસિક મંગાવતા હોય તેઓ સર્વ ભાગ લઈ શકશે. ગ્રાહકોના કુટુંબની બાઈઓ પણ આ હરિફાઈમાં ભાગ લઈ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઈમાં નામ દાખલ નહિ થાય. ( ૩ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ

સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૪ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. કુપન મોકલનાર પણ જવાબ એક સાદા કાર્ડમાં લખી તે કુપન સાથે પરબીડીઆમાં બંધ કરીને મોકલી આપે.

## જુન માસના પ્રશ્નોનું પરિણામ

ખરા જવાબ નીચે પ્રમાણે છેઃ—

( ૧ ) આપણી 'દેશીઓ' અને પ્રાચીન લોકસંગીત.

( ૨ ) સ્નેહારાધિત શ્યામને.

આ પ્રશ્નોના કુલ ૨૩ જવાબો આવ્યા હતા. તેમાંથી ૬ ના બન્ને જવાબો ખરા છે. ૧૭ જણનો એક જવાબ સાચો છે. આ વખતે હરિફાઇમાં ભાગ લેનારમાંથી એકેયના જવાબો સાવ ખોટા નથી એ આનંદદાયક છે.

ખરા જવાબ આપનાર બહેનોમાંથી **બહેન નિર્મળાકુમારી ભટ્ટને** ઇનામનું પુસ્તક " સોળ સુંદર વાર્તાઓ " આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું.

ખરા જવાબો આપનાર બહેનોના નામ નીચે પ્રમાણે છે.

**બન્ને ખરાઃ** શ્રીમતી બહેનો ( ૧ ) નિર્મળાકુમારી ભટ્ટ, ( ૨ ) લીલાવતી શાસ્ત્રી, ( ૩ ) મહાલક્ષ્મી મહેતા, ( ૪ ) ઉર્વશી બુચ, ( ૫ ) સુમિત્રા પાઠકજી, ( ૬ ) કંચનબહેન.

**એક ખરોઃ** શ્રીમતી બહેનો ( ૧ ) વિદ્યાગૌરી ધડાવાળા, ( ૨ ) ચન્દ્રકળા, ( ૩ ) નિર્મળગૌરી મંકોડી, ( ૪ ) લલિતાબહેન ગજ્જર, ( ૫ ) ગજરાગૌરી દેસાઇ, ( ૬ ) કુસુમ બહેન વ્યાસ, ( ૭ ) ખુશમનબહેન, ( ૮ ) મણિબહેન કંદોઇ, ( ૯ ) ડાહીલક્ષ્મી પટેલ, ( ૧૦ ) શાન્તા કોઠારી, ( ૧૧ ) ડાહીબહેન, ( ૧૨ ) પાર્વતી, ( ૧૩ ) રાધાગૌરી જોશી, ( ૧૪ ) કાશીગૌરી જોશી, ( ૧૫ ) કુમુદ મહેતા, ( ૧૬ ) રમાલક્ષ્મી અને ( ૧૭ ) નંદગૌરી મહેતા.

... શોખીન
...ચિત છે. મૂળ અંગ્રેજીમાં સુવિ-
...હો. રવીન્દ્રનાથ ટાગોરનાં વિદુષી
...સ્વર્ણકુમારીદેવીએ લખેલી " ધી
... નામે નવલકથા ઉપરથી ભાઇ
...કાની અનુમતિથી આ નવલકથા
...રી છે. અર્થાત આ પુસ્તક મૂળ
...તુમો જ માત્ર નથી. એમાં ભાઈ
- ફેરફારો વસ્તુમાં અને શૈલીમાં

...જગતના જવાંમર્દોઃ
...લાલ ના શાહ પ્રકાશકઃ શ્રી
મુંબાઇ, ૨. મૂલ્યઃ સાત આ...
બાલસાહિત્યના લેખક તરીકે...
નામ જાણીતું છે. બાળશિક્ષણ
...ના ૯મા પુસ્તક તરીકે અ...
છે મરાઠીમાં શ્રી. આપ્ટેએ ર...
વાચન પાઠ ૩ " ના આધારે

તૈયાર કર્યું છે બાળકોને રાષ્ટ્રભાવનાનો અણમૂલો પાઠ પઢાવતા દેશપરદેશના ઇતિહાસમાંથી દસ પ્રસંગો એમા સંગ્રહાયાં છે અને છેવટે "મીઠા-ચોર" મ. ગાંધીજીની કથા પણ આલેખી છે છાપભૂલો ઘણી છે. બાળકો માટેના પુસ્તકમા એ વિષે ખાસ કાળજી રહેવી જોઇએ. પુસ્તકને ચિત્રોથી શણગારી પ્રકાશકે આકર્ષક બનાવ્યુ છે

**વીરપૂજા: ( પ્રથમ ભાગ ):** લેખક અને પ્રકાશકઃ રા પુરૂષોતમ મૂલજી શેઠ, મુંદ્રા (કચ્છ) મૂલ્ય આઠ આના

કચ્છમાં થઇ ગયલા લોહાણા જ્ઞાતિના અગીઆર મહાપુરૂષોના જીવનની ઝાંખી આ પુસ્તકમા લેખક કરાવી છે આ પુસ્તકની પ્રવેશિકા જાણીતા વકતા શ્રી માવજી ગોવિંદજી શેઠે લખી છે કચ્છના એ લોહાણા મહાપુરૂષો માટે કચ્છી લોહાણાભાઇ-ઓજ નહિ પણ અન્ય લોહાણાઓ પણ મગરૂરી લઇ શકે. અને લોહાણા જ્ઞાતિની મહાન વિભુતિ-ઓને ઓળખવા ઇચ્છનાર લોહાણા જ્ઞાતિ સિવાયના વાચકોને માટે પણ આ પુસ્તક ઉપયોગી સાધન થશે અન્ય પ્રદેશના "લોહાણા વીરોની વાતો" એવીજ રીતે આ માસિકના ભૂતપૂર્વ સહતંત્રી રા જદુરાય ખંધડીઆએ લખી છે.

**શાન્તિ નિકુંજ** લેખક સ્વ શાન્તિલાલ છોટાલાલ શાહ પ્રકાશકોઃ મેસર્સ મટુભાઇ હ કાંટાવાળા, કેશવલાલ હ શેઠ અને ચશેરા હ. શુકલ, શ્રી. શાન્તિ-સ્મારક-પ્રકાશન સમિતિના સભ્યો મૂલ્યઃ રૂ ૧ ૦-૦.

વલસાડનિવાસી કવિ અને ચિત્રકાર સ્વ. શાન્તિલાલ શાહ બાલવિધવા પત્ની અને માતા પિતા તેમજ અનેક મિત્રો સ્નેહીઓને રડતા મૂકી અકાલે સ્વર્ગે સંચર્યા. એમના અનેક મિત્રોએ પોતાની સ્નેહની લાગણી વ્યક્ત કરવા એમનું સ્મારક રચવાનો વિચાર કર્યો અને તેને પરિણામે પ્રકાશન સમિતિ નીમાઇ એ સમિતિના સભ્યોએ આ પુસ્તક પ્રકટ કર્યું છે સ્વર્ગસ્થના છ મિત્રોએ લખેલી "સ્મરણ સુવાસ" ઉપરાંત પુસ્તકમા સ્વ શાન્તિલાલની ગદ્ય અને પદ્ય કૃતિઓ આપી છે. સાહિત્યના શોખીનો આ પુસ્તકમાથી ઉપયોગી અને આહ્લાદક વાચન મેળવી શકશે ખાસ કરીને સ્વ શાન્તિલાલના જ્ઞાતિજનો-ખડાયતા વણિકોને આ પુસ્તક ખરીદી એમના સ્મારકના કાર્યમાં સહાય રૂપ થવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ.

**તકલી:** લેખક રા રસિક ચુનીલાલ ભાયાણી, મુંબાઇ, ૨ મૂલ્યઃ બે આના

"તકલી" નામથી આજે તો ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. આગળના સમયમાં સારામા સારૂં અને બારીકમા બારીક ઢાકાની મલમલ માટેનું સુતર તકલી વડે જ કંતાતુ આજના યુગમાં એ દેશ-ઉદ્ધારક વસ્તુનો પુનરૂદ્ધાર થયો છે આ પુસ્તકમા કપાસ લોઢવાની અને પૂણી કરવાની ક્રિયાથી માંડીને સુતરના ફાળકા તૈયાર કરવા સુધીની વિગતો આપી છે અને કાંતનારાને તે ખાસ ઉપયોગી જણાશે એમા શંકા નથી

**ગાંધીજીઃ** લેખકઃ શ્રી. જુગતરામ દવે પ્રકાશક મે સી જમનાદાસની કંપની, મુંબાઇ, ૨. મૂલ્ય બે આના

આ નાનકડું પુસ્તક ગયે વર્ષે ગાંધીજીના જન્મોત્સવ પ્રસંગે શ્રી ભગિની સમાજે પ્હેલીવાર પ્રગટ કર્યું હતું. આ વર્ષે તેની બીજી આવૃત્તિ થાય છે. પુસ્તકના લેખક એક શૂરા સેનાની તરીકે તેમજ લેખક તરીકે સારી રીતે જાણીતા છે મ. ગાંધીજીના અનેક શૂરા સામંતોમા ભાઇ જુગત-રામનુ નામ મોખરે આવે છે ગાંધીજીના જીવનનું રહસ્ય તેમણે સારી રીતે પચાવ્યુ છે એ પરમ પુરૂષના જીવનનું સત્વ આ નાનકડા પુસ્તકમાથી મળી રહે છે. ભાષા અને શૈલિ એવા સરળ છે કે બાળક પણ તે વાચીને પચાવી શકે

**રણના રાસ:** લેખક રા કેશવલાલ હ શેઠ મૂલ્યઃ ત્રણ આના

"કેસરિયા" પ્રકટ થયાને હજી ઝાઝો વખત નથી થયો ત્યા તો તેની આવૃત્તિ ખલાસ થઇ ગઇ અને કેટલાંક કારણોને લીધે તેની બીજી આવૃત્તિ છાપી શકાય એમ નથી. દરમિયાન તેની ખોટ પૂરે એવા અત્યારના રાષ્ટ્રીય સંગ્રામને અનુકૂળ થાય-જો કે જોમ આપે તેવા નવા રાસનો આ મઝલ આપણા પ્રિય રાસ-કવિ આપે છે "કેસ-રિયા"ની જેમ આ રાસ પણ અત્યારના સંજો-ગોના રંગથી રંગાયલા કવિ હૃદયમાંથી જન્મ્યા છે. ગુજરાતની બ્હેનો આ રાસ જરૂર અપનાવી લેશે.

**રાષ્ટ્રીય રાસકુંજ:** લેખક: રા. પાદરાકર. મે. સી. જમનાદાસની કંપની, મુંબઈ, ૨ મૂલ્ય: ચાર આના.

અત્યારના રાષ્ટ્રીય સંગ્રામે સાહિત્ય ઉપર જે અસર કરી છે તેનું એક શુભ પરિણામ આ રાસ-ગીત સંગ્રહ છે પ્હેલાં ફક્ત ' કાયલના ટહુકાર ' અને " વ્હાલી સખી " ને ઉદ્દેશીને લખાતાં કાવ્યો હવે બહુ ઓછાં દેખાય છે. એને બદલે યુવાન કવિઓનાં હૃદય રાષ્ટ્રપ્રેમથી રંગાયા છે અને હૃદયનો એ રંગ કલમમાં નીતરી પડે છે. ભાઇ પાદરાકરની બાનીથી ' ગુણસુંદરી " ના વાચકો અજાણ્યા નથી. અત્યારના પ્રસંગે અને ખાસ કરીને પ્રભાત ફેરીઓના ઉપયોગ માટે તેમનો આ સંગ્રહ આવકારદાયક થઇ પડશે.

**રાષ્ટ્રીય રણશીંગુ** ( ગર્જના ૧ લી અને ૨ જી ): સંગ્રહક અને પ્રકાશક: શ્રી કચ્છી લોહાણા સ્વયંસેવક મંડળ, વડગાદી, મુંબાઇ. મૂલ્ય: દરેકના ત્રણ પૈસા.

ઉપરના પુસ્તકની જેમ આ બે પુસ્તકો પણ રાષ્ટ્રીય લડતને પોષવા અને તેને ઉપયોગી થવા માટે પ્રકટ થયાં છે. એમાં ખાસ વિશિષ્ટતા એ છે કે ફક્ત એક લેખકનાંજ નહિ પણ અનેક લેખકોનાં ચુંટી કાઢેલાં ગીત અને રાસ એમાં સંગ્રહાયાં છે. પ્રસ્તુત મંડળ પોતાની રાષ્ટ્રીય પ્રવૃત્તિ માટે જાણીતું છે. આ સંગ્રહો નામની કીમતે પ્રજાને પૂરાં પાડી મંડળે એક વધુ ઉપયોગી સેવા બજાવી છે તે માટે ખાસ ધન્યવાદ. રાસ-ગીતની યોગ્ય ચુંટણી કરવા ઉપરાંત સંગ્રહ કે દેશસ્થિતિ દર્શાવતી કેટલીક ઉપયોગી માહિતી પણ આપી છે.

**આજકાલનાં નાટકો:** લેખક: રા. રમણિક અ. મ્હેતા. પ્રકાશક: રા. જયશંકર ખો દ્વિવેદી. મૂલ્ય: ચાર આના.

રા. મ્હેતા એક સુયોગ્ય લેખક તરીકે તેમજ કલાના મીમાંસક તરીકે જાણીતા છે. 'મોજમજાહ'' અઠવાડીકમાં ત્રણ નાટકો-"પૃથ્વીરાજ", "સિરાજ-ઉદ-દૌલા", અને ''શાલિવાહન''ની ઝીણવટભરી કલાદૃષ્ટિએ સમાલોચના કરતાં તેમણે લખેલાં ત્રણ વિસ્તૃત લેખ આ પુસ્તકમાં સંગ્રહાયાં છે. એ સમાલોચનામાં નિષ્પક્ષ દૃષ્ટિએ તેમણે પ્રસ્તુત નાટકોના ગુણદોષ જણાવ્યા છે અને આપણી ગુજરાતી રંગભૂમિની ત્રુટીઓની ઝાંખી કરાવી છે. અભ્યાસીઓને આ પુસ્તક ખાસ ઉપયોગી થઇ પડશે.

**મેઘસન્દેશ:** લેખક: રા. વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા. પ્રકાશક: સૌ રમીબાઇ મો. કામદાર. મૂલ્ય: ચાર આના.

સંસ્કૃતમાં ચાલુ લડતને ઉદ્દેશી "સત્યાગ્રહ ગીતા" કાવ્ય લખનાર અને "કાવ્યતીર્થ"ની ઉચ્ચ ઉપાધિ ધરાવનાર આ યુવાન કવિએ "મેઘદૂત"ની શૈલિમાં યરોડાનિવાસી મ. ગાંધીજીને મેઘદ્વારા મુંબાઇથી સન્દેશ પાઠવ્યો છે. મુંબાઇથી યરોડા સુધીના પ્રદેશનું વર્ણન 'પૂર્વમેઘ"માં આપી "ઉત્તરમેઘ"માં મુંબાઇમાં સ્વાતંત્ર્ય સંગ્રામને દાબી દેવા ચાલતી દમનનીતિનું વર્ણન કર્યું છે. સૌ. બ્હેન રમીબાઇ કામદારે આ પુસ્તક પ્રકટ કરી સાહિત્યરસિક વાચકોને સ્વાતંત્ર્યસંગ્રામને લગતુ ઉપયોગી સાહિત્ય મેળવવાની સગવડતા કરી આપી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

**વ્યોમ વિહાર:** લેખક અને પ્રકાશક: રા. નાગરદાસ ઇ. પટેલ, મૂલ્ય એક રૂપીઓ.

બાલસાહિત્યના પ્રદેશમાં રા. પટેલ અને તેમનાં પત્ની સારી રીતે જાણીતાં છે બાલવાર્તા ઉપરાંત રા. પટેલ કાવ્યો પણ સારાં લખે છે. આ પુસ્તકમાં તેમણે જુદે જુદે પ્રસંગે લખેલાં અને સામયિકોમાં પ્રકટ કરાવેલાં સંખ્યાબંધ કાવ્યો સંગ્રહાયાં છે. રાષ્ટ્રભાવનાને પોષતાં થોડાંક કાવ્યો બાદ કરીએ તો મોટે ભાગે શૃંગારરસને પોષતાં કાવ્યો એમાં દેખાય છે. એ કાવ્યોમાં સ્વ. "કલાપી" ની શૈલી રા. પટેલે સારી રીતે હાથ કરેલી જણાય છે. કાવ્ય-શોખીનોને એમાંથી આહ્લાદક વાચન મળી રહે છે.

**રાષ્ટ્રીય ગીતગંગા:** પ્રયોજક અને પ્રકાશક: રા. વૈદ્ય " પરિમલ ". આ નાનકડી પુસ્તિકામાં રા. " પરિમલે " પોતે લખેલાં કાવ્યોમાંથી રાષ્ટ્રભાવનાને લગતાં કાવ્યો ભેળાં કરી મૂક્યાં છે. કંઇક વધારા પડતી સંસ્કૃતમય શૈલિ બાદ કરીએ તો કાવ્યો પ્રાચીન ભારત-ગૌરવ અને આર્ય સંસ્કૃતિની ઝાંખી કરાવે એવાં છે.

**સોરઠી ઝવાહીર:** લેખક: રા. મનુભાઇ લ ટેવાણી. પ્રકાશક: મે ધી જનરલ બુકડીપો, મુંબાઇ, ૨. મૂલ્ય. રૂ. ૨-૮-૦.

કાયદાના થોથામાથી સમય રાજ્ગ પાડી ગુજરાતને ચરણે પોતાની સેવ ધરી છે આ પુસ્તકના લેખક પણ એક ધારાશાસ્ત્રી છે કાયદાના નિરસ વાચનમાથી સમય કાઢી એમણે પોતાની કલ્પનાને વિહરવા દીધી છે અને એ વિહારમાથી સુદર સોરભ આપતા આ ૧૭ કુસુમો ટુકી વાર્તાઓ સાપડયા છે મા િ આધીની શૈલિ વાર્તા શોખીન પ્રજાને સ્હેજે ગમી જાય તેવી ૭ એમની વાર્તામાથી આપણા જીવનનુ પ્રતિબિબ પાડતા અનેક આલ્હાદક તેમજ દુ ખદાયક ચિત્રો જડશે છાપખાતાની કેટલીક ભૂલો રહી છે પણ તે ક્ષમ્ય ગણાય એવી છે એક સિવાય રૂપર ઉપર છાપેલુ નામ કલાની દ્દષ્ટિએ રાખવા જતા છાપનારે સજ્જડ થાપ ખાધી છે 'કલ્પના" ને બદલે "૯૫ કના' વચાય છે વાર્તાશોખીનો આ પુસ્તકને સત્કારશે એમા જરાય શકા નથી

પતેતી અ'ક. ' સાંજવર્તમાન " સપ્ટેમ્બર ૧૯૩૦ મુલ્ય ૨ ૦-૦

'સાજવર્તમાન " ના સચાલકોએ દર વર્ષની જેમ આ વર્ષે પણ પારસી બીરાદરોના નૂતન વર્ષે પતેતી ટાકણે રાબેતા મુજબ એક " દળદાર પોથો " પ્રકટ કર્યો છે આગલા અ કોની જેમ સખ્યાબ ધ અ ગ્રેજી અને ગુજરાતી લેખોથી આ અ ક ભરપૂર હોઇ અઠવાડીઆના અઠવાડીઆ સુધી વાચન શોખીનોને વાચન અને મનન માટે પૂરતો ખોરાક આપશે લેખોની સગીનતાની દ્દષ્ટિએ અ ગ્રેજી વિભાગ ગુજરાતી વિભાગ કરતા વધારે મનનીય છે રા જહાંગીર તારાપોરવાળા અને તેમના કલારસિક પત્નીના સખ્યાબ ધ સુદર અને તેમની લાક્ષણિક શૈલીમા લેવાયલા ફોટો ચિત્રો આ અકનુ મુખ્ય આકર્ષણ છે ઉપરાત દેશની લડતમા ભાગ લઇ રહેલા સ્ત્રીઓ અને પુરૂષોના ચિત્રો પણ અકને વધરે ઉપયોગી બનાવે છે

રાષ્ટ્રીય નેતાઓના ફોટો-આલ્બમ અને કાર્ડ: પ્રકાશક મે એમ વાડીલાલની કપની, રીચીરોડ, અમદાવાદ, અને મુબાઇ, ભાગવાડી ૨

આ ઉત્સાહી પ્રકાશકોએ રાષ્ટ્રીય આદોલનોસ્ત્રીઓ અને પુરૂષોના મનોહર ફોટો ચિત્રો કાર્ડ સાઇઝમા પ્રકટ કર્યા છે નૂતન વર્ષને ટાકણે મિત્રો અને સ્નેહીઓને મોકલવા માટે એ કાર્ડો અત્યત ઉપયોગી થશે છપાઇ સુદર અને વિવિધરગી છે, જેમને એ ફોટો સાચવી રાખવા હોય તેમને માટે આલ્બમ પુ ? સાધન છે

આભાર સ્વીકાર (૧) ઉનેવાળ બંધુ ( મહિલા અ ક ) તત્રીઓ શ્રી રમાગૌરી ધીરજરામ ભટ્ટ અને શ્રી તારામતી સૂર્યરામ વૈદ્ય ઓગસ્ટ ૧૯૩૦ (૨) મોઢેન્દુ તત્રીઓ રા રવિશકર હ પડયા અને રા ઉમિયાશકર બા પડયા વૈશાખ અને શ્રાવણ ૧૯૮૬ (૩) ભરૂચ સમાચાર તત્રી રા જહાંગીર અરદેશર ગાંધી પુ ૫૨, અક ૩૦ થી ૩૬ (૪) સ્વદેશીસભા-અમદાવાદ પ્રેસ્પેક્ટસ. (૫) શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમડળ સાન્તાક્રુઝ શાખા ૧૯૨૭ થી ૧૯૨૯ ના બે વર્ષના કાર્યો અહેવાલ (૬) શ્રી દક્ષિણામૂર્તિ ભવન ૧૯૨૯ નો અહેવાલ (૭) શ્રી મોજીત્રા સાર્વજનિક પુસ્તકાલયનો ૧૯૨૯ ૩૦ નો પરમા વર્ષનો રીપોર્ટ (૮) શ્રી કલકત્તા લોહાણા યુવક મંડળનો ૧૯૧૯ ના પ્રથમ વર્ષના કાર્યનો રીપોર્ટ (૯) Money-Making August 1930 Published by R K Khemka, Calcutta (૧૦) શ્રી કચ્છ દેઢીઆ જૈન મિત્ર મડળના ત્રીજો રીપોર્ટ સ. ૧૯૮૩ ૮૫ (૧૧) નવરાત્ર લેખક રા ભુવર જેઇતારામ પટેલ મૂલ્ય ૦ ૬-૦ અત્યારે તે આવા દેવીએ ના રાસને બદલે ભારતમાના રાસ પ્રજા માગે છે.



વિચારરત્નો – [ મ. ગાંધીજી

' ધર્મના ઉદ્ધાર સિવાય આપણો ઉદ્ધાર નથી અને અસ્પર્શતા નિવારણ સિવાય સ્વરાજ્ય નથી '

' આપણા સસ્કાર આપણા સ્વભાવને બાંધે છે

# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

## માતુશ્રી કસ્તુરબાના પ્રમુખપદે બ્હેનોની સભા

### ૧ સ્વદેશી પ્રચાર-જાહેર સભાઃ

તા. ૨૫-૮-૩૦ ના દિને મંડળના આશ્રયે મુંબાઇની સ્ત્રીઓની એક જાહેર સભા મા. કસ્તુરબાના પ્રમુખપદે મળી હતી. સૌ. લેડી લક્ષ્મીબાઇએ મા. કસ્તુરબાની ઓળખાણ કરાવ્યા બાદ પ્રમુખસ્થાનેથી તેમણે જણાવ્યું હતું કે " સ્વતંત્રતાની લડતમાં એકલા પુરૂષોજ ભાગ લે અને સ્ત્રીઓ બેદરકાર રહે તેમ બનેજ નહિ. અહિં આવેલાં ઘણાં બ્હેનોનાં ભાઇ, પિતા કે પતિ જેલમાં ગયા હશે; તેમના દુઃખ આગળ મારૂં દુઃખ ખાસ વધારે ન કહેવાય. હથિયાર વિનાની આ લડતમાં સ્ત્રીઓ પરદેશી કાપડનો બહિષ્કાર કરી ઘણી ગ્હેલાઇથી મદદ કરી શકે છે પરદેશી વસ્ત્રોનો મોહ ન છોડવો એ સરકારની દમનનીતિને ઉત્તેજન આપવા બરોબર છે. ઉપરાંત બ્હેનો પીકેટીંગમાં જોડાઇ દેશની આ લડતને મદદ કરી શકે છે. જે બ્હેનોથી એ કામ બની શકે તેમણે દેશસેવિકા સંઘમાં જોડાઇ એ કામ પણ ઉપાડી લેવું જોઇએ. " સૌ કળાવતી મોતીવાળાએ પણ દેશસેવિકા સંઘમાં જોડાવા સૌ. બ્હેનોને આગ્રહ કર્યો હતો. શ્રી. ચંદાબ્હેન દેસાઇએ જણાવ્યું હતું કે " આ સલ્તનતને પગભર કરનાર કાપડીઆઓ છે અને તેમણેજ હવે તેનો પગ આ દેશમાંથી કાઢવાનો છે. "

### ૨. ઇનામોની વ્હેંચણીઃ

ઉપરોક્ત સભાના કામકાજને અંતે " ગાંધી-યુગમાં સ્ત્રીકર્તવ્ય " એ વિષય પર લેખિત નિબંધની પરીક્ષામાં પસાર થયલાં બ્હેનોને ઇનામો મા. કસ્તુરબાના હાથે આપવામાં આવ્યાં હતાં. ૧ લું ઇનામઃ શ્રી. સુસ્મીતા નંદમુખરામ મ્હેતા. રૂ. ૧૫. ૨જું ઇનામઃ શ્રી. શાન્તા નાનાભાઇ વ્યાસ; રૂ. ૧૧. ૩ જું ઇનામઃ શ્રી. પ્રમિલા રમાકાન્ત મરચંટ, રૂ. ૯. આ ઇનામો સ્વ. પારવતીબાઇ દ્વારકાદાસ ત્રીભોવનદાસ સ્મારક ફંડમાંથી અપાયાં હતાં.

### ૩. નિબંધની હરિફાઇઃ

દર વર્ષની માફક ચાલુ વર્ષમાં મંડળ તરફથી મંડળનાં સભાસદોને તથા દેશ દેશાવરોમાં વસતી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને વિનયપૂર્વક જણાવવામાં આવે છે કે " **સમાજમાં પરિવર્તન**ના " વિષય ઉપર જે બ્હેનો નિબંધ લખી મોકલવા માંગતા હોય ત્હેમણે તા. ૧ લી ડીસેંબર ૧૯૩૦ સુધીમાં ગીરગામ બેક રોડ મંડળના સરનામે સેક્રેટરીઓ ઉપર પોતાના નિબંધો મોકલી આપવા. મજકુર નિબંધનું લખાણ ફુલસ્કેપ કાગળ ઉપર એક બાજુ લગભગ ચૌદ પાનામાં સમાવેશ થાય તેટલું શાહીથી શુદ્ધ દસ્કતે લખાયલું હોવું જોઇએ. લખાણ નીચે લખનારે પોતાનું નામ નહીં લખતાં ફક્ત સંજ્ઞા જ લખવી અને તે લખાણ એક કવરમાં બંધ કરી મોકલવું તથા બીજા કવરમાં અમુક સંજ્ઞાનો લેખ મારો છે એમ લખી લેખ લખનારે પોતાનું આખું નામ ચોકસ ઠેકાણા સાથેનો પત્ર મોકલવો. મજકુર નિબંધની હરિફાઇમાં ફતેહમંદ થનારાઓને અનુક્રમે ત્રણ ઇનામો રૂ. ૪૦) ૨૦) ૧૦) ના સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ સ્મારક ઇનામી ફંડમાંથી અપાશે.

**૪ વક્તૃત્વકળાની હરિફાઇ: પરિણામ**

મડળ તરફથી દર વર્ષની જેમ આ વર્ષે તા ૨૦ મી સપ્ટેમ્બરે વક્તૃત્વકળાની હરિફાઇ ગોઠવવામા આવી હતી આ પ્રસગે સભાસદ બ્હેનોએ મોટી સખ્યામા હાજરી આપી હતી સભાના પ્રમુખસ્થાને સૌ. કાન્તાબ્હેન ખાડવાળા, બી એ હતાં હરિફાઇ માટે ભાષણનો વિષય "સ્ત્રી એક વ્યક્તિ તરીકે શુ કરી શકે ?" એ હતો એ વિષય પર મોઢેથી ૧૦ થી ૧૨ મીનીટ સુધી ભાષણ કરવાનુ હતું. કુલ બાર બ્હેનોના નામ હરિફાઇ માટે નોંધાયા હતા જેમાથી દશ બ્હેનોએ હાજરી આપી હરિફાઇમા ભાગ લીધો હતો, પરીક્ષકો તરીકે સૌ કુસુમબ્હેન કણીયા, બી એ, સૌ કાન્તાબ્હેન ખાડવાળા, બી એ, અને સૌ જીતેન્દ્રિયમણી ઠાકોરની નીમણુક મેનેજીગ કમિટિએ કરી હતી નીચે પ્રમાણે ત્રણ બ્હેનોને પરીક્ષકોએ ઇનામો આપવાનુ જાહેર કર્યું છે

૧ લુ ઇનામ સૌ. ગાર્ગીદેવી કિ શર્મા સો આ
૨ જુ „ કુ વત્સલા હિ અજારીઆ ૩ ૭
૩ જુ „ સૌ, પદમાવતી ઇ. દેસાઇ ૩ ૪
૪ થુ „ સ્નેહલીન જ ઠક્કર ૩ ૩

આ ઇનામો સ્વ. વેડી પરસનબાઇ ગોકલદાસ પારેખ સ્મારક ફડમાથી અપાશે

**પ. સભાસદ બ્હેનો વિનતિ:**

મડળના સભાસદોને વિનતિ કરવાની કે સપ્ટેમ્બરથી મડળના કામકાજનુ નવુ વર્ષ શરૂ થયુ છે. એ ચાલુ નવા વર્ષ માટે જે સભાસદ-બ્હેનોએ પોતાનુ લવાજમ હજી ન ન ભર્યું હોય તેમને પોતાની લવાજમની રકમ મડળમા ભરી જવાની અને રીતસરની પાવતી તે માટે મેળવી લેવાની વિનતિ કરવામા આવે છે આશા છે કે સભાસદ-બ્હેનો આ વિનતિ સ્વીકારી વેળાસર પોતાનુ લવાજમ ભરી જશે અને ફરી યાદ દેવડાવવાની ફરજ નહિ પાડે.

**૬ સરનામું બદલવાના ખબર**

જે સભાસદ-બ્હેનો પોતાનું રહેવાનું ઠેકાણું બદલે તેમને વિનતિ કરવામા આવે છે કે તેમણે કૃપા કરી પોતાના નવા સરનામાના ખબર તુરતજ મડળમા આપવા એ પ્રમાણે ખબર નહિ અપાયાથી ઘણા સભાસદોને પોસ્ટ મારફત મોકલાતા કાગળો મળતા નથી અને પાછા આવે છે માટે કૃપા કરી સરનામુ બદલાયાના ખબર તુરત જ આપશો.

**૭ સ્ત્રી-વિદ્યાલય વાર્ષિક પરીક્ષા**

મડળે સ્થાપેલા સ્ત્રી-વિદ્યાલયની પ્રથમ વર્ષની પરીક્ષા તા ૧૩ થી ૧૦ ઓક્ટોબરના દિવસોએ લેવાની ગોઠવણ કરવામા આવી હતી આ પરીક્ષામા વિદ્યાલયની બહારના બ્હેનોને પણ બેસવા માટે સગવડ કરી આપવામા આવી હતી આ પરીક્ષામા "સામાન્ય જ્ઞાન" ના વિષયમા સૌથી વધુ માર્ક મેળવનાર બ્હેનને મડળ તરફથી સોનાનો ચાદ આપવાનુ ઠરાવ્યુ છે વિદ્યાલયમા નિયમિત હાજરી માટે પ્રથમ આવનાર બ્હેન 'ગુણસુદરી'ના સચાલકો તરફથી "ગુણસુદરી ચદક' નામે ચાદીનો ચાદ અપાશે પરીક્ષા માટે અભ્યાસક્રમ નીચે પ્રમાણે હતો.

(૧) માતૃભાષા—"ગદ્ય નવનીત" (૧) મનોબળ (૨) સ્વરાજ્ય (૩) ચચળ મન (૪ સસાર સાગર (૫) યાત્રા (૬) ગૃહ સસાર (૭) અગ્રેજ ને અગ્રેજી રાજ્ય (૮) આર્થિક દુર્દશા (૯) દેશી કારીગરીને ઉત્તેજન (૧૦) નાદ સ્વદેશી (૧૧) સહપુત્ર પર (૧૨) શ ગી નાયક (૧૩) અરાજ પરિણનુ ભાષણ (૧૪) મતાગ્રહ (૧૫) હિંદુ પ્રત્યે (૧૬) ભાતૃભાવ (૧૭) શૌર્ય (૧૮) સ્ત્રી કેળવણી (૧૯) સમાજ સુધારામા વ્યક્તિ શુ કરી શક (૨૦) ધર્મ.

(૨) કવિતા—"કવિતાણી ભાગ ૨ જો" પાનુ ૧ થી ૧૦ ૪૩ થી ૪૮, ૫૭ ને ૫૮ ની સમજુતી

"ગુજરાતી કવિતા ભાગ ૨" (૧) આપણો ઉદય (૪) કુંજ વીણ (૬) અમે તો ભરત ભૂમિના બાળ (૭) પ્રભાતીયુ (૧૧)

બેડા બાઇ બુડતો તારો (૧૪) નરસિંહ મેહ-તાની ઉદારતાની સમજુતી.

મુખપાઠ—(૧) કોની કોની છે ગુજરાત (૨) ના હઠવું ના હઠવું (૩) વચન પાળવા (૪) હિંદી યુવકને. "કવિવાણી ભાગ ૨"-માંથી અને (૧) બાઇ બેડા બુડતો તારો (૨) અમે તો ભરતભૂમિના બાળ. "ગુજરાતી કવિતા ભાગ–૨"માંથી.

**( ૩ ) ગણિત**—ચાર સાદી રીત, વ્યવ-હારી અપૂર્ણાંક ત્રિરાશીમાં કામ લાગે એટલું, ત્રિરાશી, સાદું વ્યાજ.

**( ૪ ) શિવણ**—હાથનો બખીઓ હાથ રૂમાલપર, હાથ ઓટણનું સીવેલું ઝભલું, ત્રણ કાપની ચોળીના કાપ કાઢતાં શીખવું તથા સંચાપર શીવવું. મેગ્યા ચોળીના કાપ કાઢતાં શીખવું અને સંચાપર શીવવું.

**( ૫ ) ઇતિહાસ**—(૧) "ગેટ વે ઓફ ઇન્ડીઆ સીરીઝ પહેલી" પુરી (૨) "આપણા દેશનો ઇતિહાસ" ન્. કા. ભટ્ટ કૃત હિંદુસ્તા-નમાંથી જગદંબાનો પ્રસાદ; ઇસ્લામનો વિજય; સ્વયંવર, ટોપીવાળા; મહાભિનિષ્ક્રમણ; મહા-રાષ્ટ્રનો શાસ્ત્રી અને ભલી રાણી.

**( ૬ ) ભૂગોળ**—"આચાર્યની હિંદુ-સ્તાનની ભૂગોળ": પાઠ ૧ થી ૮

**( ૭ ) સામાન્ય જ્ઞાન**—

**વૈદકીય**—શરીરની રચના, શ્વાસે શ્વાસ-અકસ્માત પડવું, હાડકું ભાંગવું, સળગી જવું, ચેપી રોગો જેવા કે ખસ, ગડગુમડ, કોલેરા, મલેરીયા, ઉધરસ, શીતળા વગેરેમાં રાખવી જોઇતી સંભાળ.

**આર્થિક**—ઘરનો હિસાબ, રોજીંદા ખર્ચ માંડવાની રીત. સેવિંગ બેન્ક, પોસ્ટ ઓફિસ, વીમો વગેરેની જરૂર વીમાના પ્રીમિયમ ભર-વાની જરૂર અને સમજ.

**વૈજ્ઞાનિક**—દીવો બળે છે ત્યારે શું થાય છે; અંગારા છાંટવા ને ઓલવવા; ગેસ અને વરાળ શું હશે ? પદાર્થોની ત્રણ સ્થિતિ.

**રાજકીય**—(૧) મ્યુનિસીપાલીટી અને તેની કાર્યપદ્ધતિ (૨) હિંદુસ્તાનમાં સરકારનું રાજ્ય કેવી રીતે ચાલે છે ? હિંદુસ્તાનમાં અંગ્રેજો કેવી રીતે આવ્યા, કેમ ફાવ્યા, ઇસ્ટ ઇંડિઆ કંપનીનો કારભાર, લોર્ડ ડેલાઉઝીની રાજ્યનીતિ, ૧૮૫૭ નો બળવો, મહારાણીનો ઢંઢેરો, રાજ્ય બંધારણ.

(હાલનું)—સેક્રેટરી ઓફ સ્ટેટ ઓફ ઇન્ડીઆ, કાઉન્સીલ, વોઇસરોય, ગવર્નર જન-રલ, કારોબારી કાઉન્સીલ, વડી ધારાસભા, કાઉન્સીલ ઓફ સ્ટેટ, ઇલાકાના ગવર્નર, તેની કારોબારી કાઉન્સીલ અને ધારાસભા લેફ્ટ-નન્ટ ગવર્નર ને તેની ધારાસભા, વિભાગ, જીલ્લા, તાલુકા, કમિશનર, કલેકટર, મામલ-તદાર, મુખી, તલાટી.

**ધાર્મિક**—(૧) હિંદુ વેદ, સંહિતા બ્રા-હ્મણ, આરણ્યક અને ઉપનિષદ, શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ. (રામાયણ મહાભારત) વેદાંગ, દશ અવતાર, વેદાંત, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય.

(૨) મુસલમાન મુસ્લીમ ઇસ્લામ, હઝરત મહમદ પયગમ્બર; શિયા, સુની, ખુદા ફિરસ્તા કુરાન પયગમ્બર, કયામત કિસ્મત; કાબા શરીફ, ઇમાન દીન કલ્મો નમાઝ, રોઝાઝકાત, હજ્જ.

**સંસારિક**—વ્યકિત, કુટુંબ. જ્ઞાતિ, દેશ.

**નૈતિક**—નિયમિતપણું, સ્વાભિમાન.

**( ૮ ) સંગીત**—(૧) રાગ વિભાગ—(૧) બિલાવલ (૨) ખમાચ, (૩) કાફી (૪) યમન (૫) કૌશીકાનડા, નોટ, આરોહ, અવ-રોહ, સાથે.

(૨) તાલ—ત્રિતાલ, દાદરા, એક તાલ.

સંગીતનાં મૂળ તત્વો—સ્વર, આરોહ, અવરોહ, વાદી, સંવાદી, વર્જ્ય. ઓડવ, ષાડવ વિગેરે ભેદ સહિત.

**( ૯ ) સંસ્કૃત**—કાવ્યવિનોદ ૧લા ભાગના ૯ પાઠ; પુલ્લિંગ સ્ત્રીલિંગ, નપુંસક લિંગના રૂપો

અથવા માર્ગોપદેશિકાના ૧૫ પાઠ જેટલું. સંસ્કૃત કાવ્યવિનોદ ૨ જો ભાગ-પાંચ શ્લોક અને ભારત સાવિત્રીનો મુખપાઠ.



# શ્રીમતી રમીબહેન કામદાર

પરિચય કરાવનાર: રા. વલ્લભદાસ ભ. ગણાત્રા

આપણે ઇતિહાસમાં વાંચેલું છે કે ભારતની વીરાંગનાઓએ પોતાના કુળની આબરૂ સંરક્ષવાને, પ્રાણની આહુતિઓ આપી હતી ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ અને ચાંદબીબી, જેવી વીરાંગનાઓ હાથમા તલવારને ધારણ કરી સમરક્ષેત્રમાં કાલિકામાતાની માફક ઘુમતી, ભારતની સ્ત્રી જાતિને ઉજ્જવળ કરી ગઇ છે. આવો આપણી હિન્દુસ્થાનની બહેનોનો ઉજ્જવળ ઇતિહાસ છે. આજે એ પ્રમાણે ભારતની મુક્તિના સંગ્રામક્ષેત્રમાં ઠેકાણે ઠેકાણે વીરાંગનાઓ કેસરિયાં વસ્ત્ર ધારણ કરી બહાર પડી છે. તે બધામાં શ્રીમતી રમીબહેન કામદારનું નામ આગળ પડતું છે.

શ્રીમતી રમીબહેનનો જન્મ ઇ. સ ૧૮૯૬ ની સાલમાં કચ્છ માંડવીમાં ભાટીયા કોમમાં થયો હતો એમના પિતાનું નામ રણછોડ પ્રેમજી. એમની બાલ્યાવસ્થામાં માતુશ્રીનુ મરણ થવાથી તેમને કેળવણી આપવાનું કામ એમના પિતાશ્રીને માથે આવી પડયું હતું. નાનપણથી એમની અંદર ધાર્મિક ભાવનાઓનો વિકાસ સારો થયો હતો. ૧૩ વર્ષના લઘુ વયે તેમનાં લગ્ન શ્રી. મોરારજી મથુરાદાસ કામદાર સાથે કરવામાં આવ્યાં હતાં. વિવાહ વખતે એમના પિતાશ્રીએ શ્રી. રમીબહેનના અભ્યાસના કોડ પૂર્ણ કરવાને માટે શ્રી. મોરારજીભાઇને ખાસ ભલામણ કરી હતી ત્યારબાદ શ્રી. રમીબહેને ગોકળદાસ તેજપાળ કન્યાશાળામાં અભ્યાસ કરી ચંદા ગમજી ગર્લ્સ હાઇસ્કૂલમાં અભ્યાસ શરૂ કર્યો હતો પણ કમનસીબે તેમના સાસુનો દેહાન્ત થવાથી તેમનો અભ્યાસ અંગ્રેજી ચોથા ધોરણથી. અટકી ગયો ત્યારબાદ તેમણે ઘરે અંગ્રેજી ભાષાનો સારો અભ્યાસ કર્યો. અંગ્રેજી ભાષાના સારા ગ્રંથો સમજવાની શકિત અને વાર્તાલાપની છટા તેમણે સારી રીતે સંપાદન કરી. સંસ્કૃત ભાષામાં કાદમ્બરી, પંચકાવ્ય આદિ ગ્રંથોનો એમણે સારો અભ્યાસ કરી કલકત્તા સંસ્કૃત એસોસીએશનની પ્રથમા અને મધ્યમા પરીક્ષાઓ સારા ગુણાંક મેળવી ઉત્તીર્ણ કરી.

એમનાં જાહેર જીવનની શરૂઆત ઇ સ. ૧૯૧૬ થી શરૂ થઇ હતી વાંદરાના દુકાળ વખતે, તિલક સ્વરાજ ફંડ અને હિન્દુ મહિલા મંડળ આદિ પ્રવૃત્તિઓમાં એમણે પૂર્ણ ઉત્સાહ પૂર્વક આત્મભોગ આપી કામ કર્યું હતું. તેની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. તે બાદ એમનો એક પુત્ર મોટર નીચે આવીને વૈકુંઠવાસી થવાથી સંસાર પ્રત્યે તેમને વૈરાગ્યવૃત્તિ પ્રાપ્ત થઇ અને વેદાન્ત જ્ઞાન પ્રાપ્ત કરવાને તેમનું મન યત્નશીલ

થયું. પણ જ્યારે દેશના સ્વાતંત્ર્ય સંગ્રામની લડતમાં સક્રીય ભાગ લેવા માટે મહાત્મા ગાંધીજીએ ભારતની બહેનોને આહવાન કર્યું ત્યારે દેશની મુક્તિ કરવામાંજ ખરૂં વેદાન્ત જ્ઞાન રહેલું છે એવી ભાવના શ્રી. રમીબહેનના હૃદયમાં પ્રગટી ઉઠી. તેમણે પોતાના પતિ સાથે દાંડીમાં મહાત્માજીની મુલાકાત લીધી. ત્યારબાદ એ દંપતી આ લડતમાં જોડાયાં. શ્રી. રમીબહેનના પતિએ પોતાની વકીલાતને તિલાંજલિ આપી દેશની લડતને પૈસો પેદા કરવા કરતાં વધારે મહત્વ આપી પોતાનું સ્વદેશાભિમાન સાબીત કર્યું. શ્રી. રમીબાઇએ પણ પોતાનો અભ્યાસ છોડી અવિશ્રાંતપણે ભાગ લેવા માંડયો અને હંસાબ્હેન જેલ જતાં પહેલાં તેમને મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમિટિના પ્રમુખ તરીકે નીમતા ગયા. પ્રમુખ પદ મળ્યાંને બીજેજ દિવસે બોરીબંદર પાસે આવેલા લાકીચોક-આઝાદ મેદાનમાં રાષ્ટ્રધ્વજનું આરોપણ કરી વીરત્વની ભાવનાનો જનતામાં સંચાર કર્યો. બાદ ટાઉનહોલ પાસે ધારાસભાની ચુંટણીને પ્રસંગે એમની સરદારી નીચે દેશસેવિકાઓએ, જેલ અથવા લાઠીની પરવા કર્યા વિના અગ્રભાગ ભજવી સ્ત્રી જાતિને લગાડાતા "અબળા" નામે શબ્દને ખોટો સિદ્ધ કર્યો હતો. બહેનોમાં તે વખતે જે શૂરતા, ધૈર્ય, અને દેશ માટે ભોગ દેવાની સ્પર્ધા જણાતી હતી તે ખરેખર દરેક હિન્દવાસીને મગરૂર થવા યોગ્ય છે. કોંગ્રેસ બુલેટીન માટે તેમની ધરપકડ થઇ અને હસ્તે મ્હોડે તેમણે ત્રણ માસની સજા સ્વીકારી લીધી. દેશને માટે તેમણે પોતાના સમુદ્રતટે આવેલા ઉજાસવાળા સુંદર બંગલામાં રહેવા કરતાં આર્થર રોડની અંધારી ઓરડીમાં રહેવું વધારે પસંદ કર્યું. કારાવાસમાં જતી વખતે તેમનાં મુખમાંથી નીચેનું ગીત નીકળ્યું હતું.

"રાષ્ટ્ર પ્રેમનાં પૂર
જન જન હૃદય છલકતાં;
જનતાનાં કંઈ કોડ
પ્રભુ પૂરે નિશ્ચય થકી."

દરેક ઘરમાંથી એક સેવિકા અને વિદેશી વસ્ત્રનો બહિષ્કાર કરવા તથા રણયજ્ઞની વેદીમાં બલિદાન આપવા તેમણે અંતિમ હાકલ કરી હતી.

એમની હાકલ સાંભળી એમના એક પુત્ર જેઓ નાસિકમાં ઇજનેર હતા તેમણે રાજીનામું આપી નોકરીને તિલાંજલિ આપી પોતાની માતાને પગલે ચાલ્યા. બીજા પુત્ર ભાઇ પ્રતાપસિંહ પણ રચનાત્મક કાર્યમાં પ્રવૃત્ત થયા છે. આ પ્રમાણે રમીબેનનું આખું કુટુંબ રાષ્ટ્રસંગ્રામમાં ફાળો આપી રહ્યું છે.



**વિચારરત્નો—** [ મ. ગાંધીજી

'જુવાન વર્ગ જ્યારે બ્હોળા પાયા ઉપર સ્ત્રીની મદદે ધાશે ત્યારે સ્ત્રીઓમાં જાગૃતિ આવશે ને તેમનાંમાંથી સેવાપરાયણ વીરાંગનાઓ પેદા થશે.'

'હું ખાદીની બહાર સ્વરાજ્ય જોઇ શકતો નથી. કેમકે ખાદી વિનાનો ખેડુત બળ વિનાનાં હળ સમાન છે.

"ખેડુતનું ધડ ખેતી છે, પણ તેના હાથ પગ રેંટીયો છે."

# ભગિની સેવા મંદિર તરફથી ગાંધી જયન્તિ

લેખિકાઃ સૌ. મુદ્રિકાબહેન અંજારિયા

[ પૂ. બાપુજીની ૬૨ મી જન્મજયન્તિ નિમિત્તે, શ્રી ભગિની સેવા મંદિર, વિલેપાર્લે, તરફથી ખાસ રાષ્ટ્રસપ્તાહ ઉજવવામાં આવ્યું, તેના અંગે 'બાલોદ્યાન અને દેશદર્શન'નું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. અમારી જાણ પ્રમાણે મુંબાઈમાં આવું પ્રદર્શન પહેલીજ વાર ભરાય છે. પ્રદર્શનને લગતી વિસ્તૃત માહિતીથી ભરેલો લેખ તૈયાર કરી આપવા માટે અમે સૌ મુદ્રિકાબહેનનો આભાર માનીએ છીએ.

પ્રદર્શનના વ્યવસ્થાપકોને આ પ્રસંગે એક બે નમ્ર સૂચના કરવી આવશ્યક લાગે છે. આવાં પ્રદર્શનો જનતામાં ઉંડો રસ ઉત્પન્ન કરવા માટે, વખતોવખત, ભરાવાં જોઇએ. અને તે કાંઇક વિસ્તારથી. પ્રદર્શનને અંગે, દરેક વસ્તુની વિગતવાર માહિતી આપતાં લખાણો દરેક ખંડમાં રાખવામાં આવે. તો પ્રદર્શન જોનાર, સ્વયંસેવક વા સ્વયંસેવિકાને વધુ તકલીફ આપ્યા વિના, એ ખંડને લગતી વિસ્તૃત માહિતી મેળવી શકાશે. અને એક કડવી સૂચના એ કરવા જેવી લાગે છે કે એક આનો કે બે આના જેવી નજીવી ફી પણ ઘણાને આવાં પ્રદર્શનો જોતાં અટકાવી દીએ છે વળી કેટલીક બાબતોનું પુનઃ પુનઃ અવલોકન કરવાનો પણ કેટલાક અભ્યાસીઓને શોખ હોય છે એટલે અમારી માન્યતા એવી છે કે આવાં પ્રદર્શનો જાહેર પ્રજા માટે વિના લવાજમે ખુલ્લાં રહેવાં જોઇએ; જનતામાં એનો વિશેષ પ્રચાર કરવા માટે 'ફ્રી' હમેશાં આકરૂપ થશે. અમને આશા છે કે વ્યવસ્થાપકો અમારી આટલી નમ્ર સૂચના હવે પછી સ્વીકારશે —ઉપતંત્રી ]

## પૂ. ગાંધીજીની જયન્તિ નિમિત્તે.

વિલેપારલે "ભગિનિ સેવા મંદિર" તરફથી બાલસપ્તાહ, તથા "દેશદર્શન પ્રદર્શન" તા. ૧૯-૯-૩૦ થી પોતાના હમણાંજ તૈયાર થયેલા મકાનમાં ઉજવવામાં આવ્યું હતું. આ મકાનનો પાયો ઇ. સ. ૧૯૨૯ ના સપ્ટેમ્બરની તા ૭મીએ પૂ. મહાત્માજીને જ શુભ હસ્તે નંખાયો હતો. મકાન તૈયાર થયા પછી આ સંસ્થામાં ઇ. સ. ૧૯૩૦ ના જુનની તા. ૫ મીએ મહાત્માજીના કારાવાસ દિનને દિવસે શ્રીમતિ હંસાબેન મહેતા, શ્રીમતિ શાકરબેન વગેરે બેનોએ મળી અહિં કાર્યની શરૂઆત કરી હતી. હાલ તો બેનોના શિક્ષણવર્ગો, કાંતણ, પીંજણ, સંગીત, રોજ નિયમીત ચાલે છે. પારલામાંથી વીસેક બ્હેનો આમાં લાભ લે છે. વ્યવસ્થાપકોએ ખાસ પૂ. મહાત્માજીની ૬૨ મી જયન્તિ "રાષ્ટ્ર સપ્તાહ" તરીકે તા. ૧૯ મીથી તા. ૨૫ મી સુધી "દેશદર્શન પ્રદર્શન અને બાલસપ્તાહ" કરી ઉજવી હતી. તા. ૧૯ મીએ, રેંટિયા બારશ હોઇ, મહાત્માજીને પ્રિય કાંતણની હરિફાઇ અને બાર કલાક ચાલુ રેંટિયા રાખવામાં આવ્યા હતા. તા. ૨૦ મીને શનિવારે ઉપર કહેલું પ્રદર્શન શ્રીયુત હીરાલાલ અમૃતલાલ શાહને શુભ હસ્તે ખુલ્લું મૂકાયું હતું. પ્રદર્શનની યોજના નીચે મુજબ હતી.

## ખંડ ૧ લો.

### બાળકોનો ઉદ્યોગ વિભાગ.

આ વિભાગમાં બાલઉદ્યોગ ઉપરાંત મુંબાઇ ભગિની સમાજ તરફથી ચાલતા વર્ગોમાં કરવામાં આવેલા બ્હેનોના હાથના થોડા નમુના હતા. જેવા કે ઝીણાં કિડિયાંનાં તોરણ, ઉદાણી, ચામડાની હાથમાં રાખવાની બેગ, એક બંગલા ઘાટનું મકાન, અને જરી કસબના ભરતનો પ્રખ્યાત 'તાજમહેલ' નો નમુનો. બાલ ઉદ્યોગઃ મુંબાઇ મ્યુ. પ્રાથમિક શાળાઓના બાળકોને હાથે કરેલું કામ— જાડા કાગળને કાપીને ત્હેના બનાવેલા ઉપયોગી નમુના. આ બાળકો પ્રાથમિક શાળાઓનાં હોઇ બાર વર્ષથી મ્હોટાં નથી હોતાં એ ખાસ ધ્યાનમાં રાખવાની વાત છે. લાકડાની ઉપયોગી વસ્તુઓ સ્ટુલ, ન્હાનાં બુક કેસો, ન્હાની આરામ ખુરશી, છબીઓ મુકવાનાં સુંદર ફ્રેઇમ, પિંજણ, ટપાલના કાગળની પેટી, કલમદાન, ઘડિયાળના ડબ્બા મુકવાનાં ઘર વગેરે રોજનાં વપરાશનાં ઉપયોગી સાધનો બાળકોને હાથે બનાવેલાં હતાં તેમજ માટીના ઘાટ, ફળ, વાસણ વગેરે પણ શાળાનાં બાળકોનાં હતાં. ફ્રેટ વર્કના નમુના પણ કેટલાક હતા. આ સઘળી વસ્તુઓ પ્રદર્શનમાં બતાવવાનો ખાસ ઉદ્દેશ એજ હતો કે બાળકોને ન્હાનપણમાંથી શિક્ષણ આપવાની સાથે સાથે જ જો ઉદ્યોગોનું અને કળાનું પણ શિક્ષણ આપવામાં આવે તો ન્હાની ઉમ્મરમાંથી બાળકો સ્હેલાઇથી એ પ્રકારની તાલિમ લઇ ભાવિ જીવનનિર્વાહનું અથવા કળાનું શિક્ષણ શરૂઆતથી જ લઇ શકે છે. આ ઉપરથી જોઇ શકાશે કે સુતારી ધારવાળાં હથિયારો પણ બાળકો સાવચેતીથી વાપરતાં શીખે છે. ધ્યાન ખેંચે એવી બાબતો ફરી જોઇ જઇએ.

૧ કાગળ કાપીને ત્હેના સારા નમુનાર કરી શકે છે.

૨ લાકડાનું કામ પણ સુન્દર અ ઘાટીલું બનાવી શકે છે.

૩ માટીના પણ જુદા જુદા આકાર ક શકે છે.

૪ ઝીણું કરવતનું કામ-ફ્રેટ વર્ક—પ સારી સુઘડ રીતે કરી શકે છે.

૫ નોટબુક બાંધવાનું-બુક બાઇન્ડિં પણ કરી શકે છે ( પ્રદર્શનમાં આના પ નમુના મુકેલા હતા. )

અને આ બધા કામમાં હાથ અને અ ખની કેળવણી તો અવશ્ય મળે છે જ. સા સાથે ઘરના ઉપયોગમાં આવે તેવાં કામ પ કરી શકે છે. માત્ર આ જાતનું કામ દેખા પૂરતું શાળાઓમાં ન અપાય પણ બાળકો ઉદ્યોગપ્રિય બનાવે અને દેશમાં કારીગ વર્ગને મોટું માન ઉત્પન્ન થાય તે દ્વારા દે ઉદ્યોગપ્રશંસક થાય એ જોવાનું છે. આ પ્રદર્શનો તે વિચાર સુઝાડવામાં માર્ગદર્શ થાય.

---

## ખંડ ૨ જો.

### બાલકોનો શિક્ષણ-સાહિત્ય વિભાગ.

બહુ નાનાં બાલકોને ચિત્ર દ્વારા અને સરળ સાધનો દ્વારા પ્રારંભનું શિક્ષણ આપવ માટે કેવા કેવા સાધનો જોઇએ એ બતાવવા પ્રયત્ન કર્યો હતો. મૂળાક્ષર માટે શબ્દ ચિત્રો, હાથમાં લઇ ફેરવી શકાય તેવું લખો ટાયંત્ર, પોતાના પેરણ, ઝભલાં, બાનનાં અને પાટલુનનાં બટન, ચડ્ડી-ઇજારનું નાડું, બુટની દોરી, પટ્ટાનાં બકલ, આ બધું પોતાને મેળે બીડી શકે, બાંધી શકે, ભરવી શકે; આ બધું શિક્ષણ પ્રથમથીજ ઘરમાં અને શાળાઓમાં અપાય તો છેક નાનપણથીજ બાલ

કોને શિક્ષણ સાથે જરૂરિયાત, અને સાથે સાથે ઇન્દ્રિયોના વિકાસને પણ શિક્ષણમા સ્થાન મળે છે. અને બાલકોને જાતે કામ કર્યાના સંતોષ અને આનંદ મળે છે. ધીમે ધીમે જીવનમાં પરાવલમ્બી મટી સ્વાવલમ્બી થતાં પણ શીખે છે. માનવજીવનમાં શિક્ષણનો એજ વધારેમાં વધારે અને સારામાં સારો ઉપયોગ છે. તેમજ બાળકને ખાસ આકર્ષે તેવાં ઘેરા રંગ, લાકડાના લાંબા ટુંકા નાના મોટા, ચોરસ લાબા ગોળ કટકા, આકારનું જ્ઞાન આપે તેવાં સાધનો, કપડું રેશમી કે સુતરાઉ, રૂ, સુતર, રેશમ કાગળ, કાચ, સીસાપેન-પેન્સીલ વગેરે શી રીતે અને શાનાં થાય છે, તે બતાવનારા તખ્તા હતા, ચાલુ સિક્કા પૈસા-આની-બેઆની-રૂપિયો વગેરેના નમુના જાડા કાગળના દરેક સિક્કાના રંગના, મૂળાક્ષરના ખંડ, મૂળાક્ષરના ઉપયોગથી ન્હાના ન્હાના શબ્દો રમતમાં રમતાં રમતાં બાલકો કરી શકે તેવી મૂળાક્ષરોની પેટી વગેરે જોવાથી શિક્ષણ માટે રાખવાં જોઇતાં સાધનોનો કાંઇક ખ્યાલ આવશે. તેમજ બાળકોને વાર્તાઓ ચિત્રો બતાવીને કહેવા માટે ખાસ કઢાવેલાં ચિત્રો, બાલકોની સ્મરણશક્તિ અને કલ્પનાશક્તિનો વિકાસ કરે છે માટે તેના પણ નમુનાઓ મૂકેલા હતા.

સાધનો કે સાહિત્યોથી કાંઇ શિક્ષણ મળી જતું નથી. પરંતુ સારા શિક્ષણ માટે સારામાં સારા શિક્ષકોને સાધનો અને સાહિત્યોની વિપુલતા બહુ મદદ રૂપ બને છે એ તો નિઃસંશય છે.

તેજ ખંડની ડાબી બાજુ કબાટમાં પણ શિક્ષણનાં જ સાહિત્યો હતાં. ન્હાની ન્હાની શીશીઓમાં અનાજ, રંગ વગેરેના થોડા થોડા નમુના હતા તે યોજના " ન મામા કરતાં કહેણો મામા સારા " એ ન્યાયે જ સ્વીકારવી પડી હતી. તેમાં બારિકીથી જોતાં જણાશે કે પ્રાથમિક શાળામાં શીખવાના પાઠો માટે જોઇતી કેટલી નમુનાની ચીજો હતી.

નકશાઓ ભૂગોળના સચોટ જ્ઞાન માટે ખાસ તૈયાર કરાયેલા છે. પેદાશ, પાણી, નદી, જમીનની સપાટી, વસ્તી વગેરે દરેક માટે એકેક નકશો હોય તો બાલકો બહુ સહેલાઇથી જ્ઞાન મેળવી શકે છે, મોઢે કહેલું અને સાંભળેલું યાદ રહે ત્હેના કરતાં નજરે જોયેલું વધારે સહેલાઇથી યાદ રહે છે, એ શાસ્ત્રીય સત્ય ઘણા વખતથી જાણવામાં છે. પણ ત્હેનો લાભ બાળકોને જોઇએ તેટલો અપાતો નથી. આવા પ્રયાસો તેવા લાભની જરૂરિયાત એક પણ શિક્ષકને-ન સમજાયા હોય તેવા એક પણ શિક્ષકને-સ્પષ્ટ રીતે સમજાવે, તો લીધેલો શ્રમ સફળ થયેલો ગણાય.

નકશાની ઉપરના બાંકડા ઉપર મ્હોટા શહેરના બાળકોને ખાસ જોવા ન મળે તેવાં ખેતીનાં ઓજારો, કુંભારનો ચાક લુહારની ધમણ, એરણ, હથોડો, કપાસમાંથી કપાશીયા છૂટા પાડવાનો ચરખો, શેરડી પીલવાનું કોલું વગેરે ન્હાના ન્હાના નમુના મૂકેલા હતા. તેમ જ પૃથ્વી અને ચંદ્ર, અને આંખ ઉપર ગતિમાન-ત્વરિત ગતિમાન પદાર્થની કેવી અસર થાય છે એ બતાવનાર રંગિત પણ હતું.

**બાળકોનું ઘરમાં સ્થાનઃ-બાલગૃહનું સૂચન**

બાજુ ઉપર એક ખૂણામાં બાળક માટે ઘરમાં કેવી કેવી સગવડ હોવી જોઇએ એ બતાવવા પ્રયાસ કરેલ હતો. બાળકને મ્હોટી ગોળી-માટલા-માંથી પીવાનું પાણી લેવું ફાવતું નથી. મ્હોટા ઘોડાઓ ઉપર સામાન મૂકવાનું ફાવતું નથી. મ્હોટાં ટેબલ ખુરશી કે કબાટ ત્હેમને ઉપયોગી થતાં નથી. માટે બધાં સાધનો ન્હાનાં ન્હાનાં ત્હેમને અનુકૂળ થાય તેવાં અપાવવાં જોઇએ, આમાં થાળી,

વાડકા, પથારી વગેરે ઘણાનો ઉમેરા કરી શકાય. તેમ બાલકો માટે રમકડાં વગરનું બાલગૃહ એ બાલગૃહ કહેવાયજ નહિં. બાળકોને અતિ પ્રિય કોડી, મણુકા, ચણોઠી, કાચકાં, કચુકા, કુકા, પાનાં અથવા પત્તાં લખોટા લખોટી, ભમરડો, પતંગ, કાચના રંગંગના જુદા જુદાં આકારના ન્હાના મ્હોટા કડકા, દિવાસળીનાં ખોખાં, શળીયો વગેરે આપણને નજીવાં ને નકામા, કચરા જેવાં લાગતાં પણ ત્હેમનો આ અમુલ્ય ખજાનો હોય તો ત્હેમના જીવનનો રસ અને આનન્દ ત્હેના વગર ત્હેમને અપૂર્ણ જ લાગશે. બાળકોને આનન્દ સાથે જ્ઞાન આપે ત્હેવાં સાદાં ઘેરા રંગના આકર્ષક ચિત્રો, ચિત્રોની ચોપડીઓ, તેમજ તે સમજી શકે તેવી સાદી સરળ બાલભાષામાં લખાયલી ન્હાની ચોપડીઓ પણ ત્હેમને જરૂરની છે. આ ઉપરાંત ચાટલું અરીસો-કાંસકો કે કાંસકી, ન્હાનો ટુવાલ, રૂમાલ ત્હેમને પ્હેરવાનાં રોજન' કપડાં, ભણવાનાં ચિતરવાનાં સાધનો, સામાન સાફ કરવાના કડકા, હાથ મ્હોં સાફ-સ્વચ્છ-ધોવા માટે સાબુ, નીચે બેસવાને ચાકળા કે ચટ્ટાઇના ન્હાના કડકા વગેરે સાધનો મહત્ત્વનાં-મુખ્યત્વે સ્વચ્છતાનું શિક્ષણ પ્હેલેથી આપવાનાં અને જીવનમાં બહુ ઉપયોગી જરૂરની ટેવો પાડનાર ખરાં સાધન છે. આપણાં સમાજમાં બાળકને સ્થાન નથી, ઘરમાં પણ બાળક એક વ્યકિત તરીકે છે કે કેમ એ પ્ર ન છે. સમાજમાં અને ઘરમાં બાળક ખાસ ધ્યાનમાં ન રાખવા લાયક એક સામાન્ય વસ્તુ જેમ ગણાય છે તે માટે ખાસ આ પ્રકારનું સૂચન કરવામાં આવ્યું હતું. આનાથી બાળકને પોતાને ઘણા લાભ થશે. પોતાની વસ્તુઓ નિયમિત સ્થળે સરખી રીતે મૂકવી, સ્વચ્છ રાખવી વગેરે પોતાનું પણ ઘરમાં એક વ્યકિત તરીકે સ્થાન છે, પોતાનું મહત્ત્વ છે. આ ભાન બાલમાનસમાં અને વિકાસમાં ઓછું મહત્ત્વનું નથી.

ખંડની બ્હાર ઓટલા ઉપરઃ—

૧ મનુષ્ય જીવન અવધિનો સપ્રમાણ નકશો.

૨ બાલકોના વજનની વિગત.

૩ દારૂ પીનારા અને ન પીનારાના કુટુંબમાં મરણ પ્રમાણ.

૪ ગાયના તથા માતાના દુધની બાળક પર અસર.

આ તકતાઓ ખાસ ધ્યાનપૂર્વક જોવા માટે રાખેલા હતા.

---

## ખંડ ૩ જો.

એક બાજુ ખાસ વડોદરેથી આ પ્રદર્શનને માટેજ આવેલાં વડોદરા સરકારના વડોદરામાં બાલ પુસ્તકાલયમાં રહેતાં બાલશિક્ષણના વિદેશી સાહિત્યો અને સાધનો હતાં. ત્યા કામ કરનાર બ્હેન શ્રીમતિ આનન્દીબાઇ પ્રભુ દેસાઇ આજ એ ખાતામાં પંદર વર્ષથી સતત કામ કરતાં એક અનુભવી બ્હેન પણ આ પ્રસંગે ખાસ બધું સમજાવવા માટે આવેલાં હતાં એ એક આ પ્રદર્શનના મહત્ત્વમાં ખાસ આકર્ષક વધારો હતો. શ્રીમન્ત વડોદરા સરકારના અધિકારી વર્ગે આ સાધનો અને શ્રીમતિ આનન્દીબ્હેનને મોકલી તેમજ શ્રીમતિ આનન્દીબ્હેને જે અમુલ્ય સહાય આ પ્રદર્શનને સફળ બનાવવામાં આપી છે ત્હેને માટે વ્યવસ્થાપકો ત્હેમના ઋણી છે. આ વિભાગમાં ખાસ શિક્ષણનાં સાધનો અને સાહિત્યો અનેક જુદી જુદી જાતનાં, અનેકદેશીય પણ વિદેશી હતાં જો કે આપણે ત્યાં આના ઉપરથી કેટલાક દેશી નમુના ખાસ તૈયાર કરવામાં આવે છે અને એવા નમુના પણ હતા. છતાં આ ઉપરથી એટલું તો ચોક્કસપણે જોઇ શકાય છે કે ઈંગ્લંડ, અમે-

રિકા, જર્મની વગેરે દેશોમાં બાલશિક્ષણને માટે અનેકવિધ સાધનો છે. સમાજમાં અને રાષ્ટ્રમાં બાલકનું સ્થાન કેટલા મહત્ત્વનું છે, ત્હેને માટે કેટકેટલા પ્રયાસો અને યોજનાઓ થાય છે, છેક ન્હાનપણમાંથી જ બાલમાનસને અનુકૂળ જુદી જુદી જાતના પ્રાણી પક્ષી, ઝાડ પાન ફળ ફુલ, ધંધા રોજગાર, કળા હુન્નર ઉદ્યોગ વગેરેનું રમતગમત અને આનન્દ સાથે ક્રમે ક્રમે શિક્ષણ આપનારાં સાધનો કેટલા વિપુલ અને સમૃદ્ધ છે ત્હેનો આપણને કાંઇક ખ્યાલ આપે છે. આપણે તો હજી આ દિશામાં ઘણું ઘણું કરવાનું બાકી છે. વડોદરાના બાલપુસ્તકાલયનું ધ્યેય એ છે કે બાળકો ન્હાનપણથી પુસ્તકાલયમાં આવતાં જતાં થાય, ધીરે ધીરે ત્હેમને સારા વાંચન તરફ દોરી, ત્હેમની વાંચનની અભિરૂચિ કેળવાય તે માટે જાતજાતની રમત ગમતો એકત્ર કરેલી છે. જેવી કે:—

૧ બાળજ્ઞાન ગમ્મત.

૨ સામાન્ય જ્ઞાનના પશ્નોત્તરોની રમત.

૩ અંગ્રેજી અક્ષરો ઓળખવાની તથા શબ્દો બનાવવાની રમત.

૪ પઝલ બૉક્સ.

૫ તાકવાની રમતો.

૬ મિકેનો.<br>૭ કિલપિક્રો.<br>૮ પિનિટ. } જેમાંથી જાતજાતના યાન્ત્રિક નમુનાઓ બાળકો હોંસથી બનાવે છે.

૯ આર્કિટેક્ટ, જેમાંથી જુદા જુદા ઘાટના બંગલાઓ—મકાનો—બનાવાય છે

આ શિવાય બાળવાર્તાઓનાં સુન્દર આકર્ષક રંગીન ચિત્રો, ગમે તેમ પુસ્તકો વાપરવાથી તે કેવાં ખરાબ થાય છે ત્હેનાં ચિત્રો બાલકોને કેવાં પુસ્તકો વાંચવા આપવાં જોઇયે ત્હેનાં ચિત્રો, પુસ્તકોથી બાલકો ઉપર થતી અસરનાં ચિત્રો, તેમજ 'જુદાં જુદાં પ્રાણીઓનાં સુન્દર ચિત્રો, સારા તથા ખરાબ છોકરાનાં ચિત્રો, સ્ટીમર, રેલ્વે ટ્રેઇન, મોટર એરોપ્લેઇન, ડ્રેડનૉટ, મનવાર, દીવાદાંડી, તોપ, આપણા દેવો, આદર્શ રાજા વગેરે ઘણા જુદી જુદી જાતનાં સુન્દર ચિત્રો હતાં. રાજા અને પ્રજાના સહકાર વગર બાલશિક્ષણનું ઉત્તમ સાહિત્ય અને સાધન ઉદ્ભવવું મુશ્કેલ છે.

ખંડની મધ્યમાં કૉલેરા થવાનાં કારણો અને તે કેમ અટકાવાય એના નમુના—મૉડેલ તેમજ ત્હેના સાહિત્યના નકશા—ચાર્ટ, તથા 'વાળા' તેનાં જંતુઓ કેવા અસ્વચ્છ પાણી કુવા કે વાવમાં શી રીતે રહે છે અને વિકાસ પામે છે તથા એનો પ્રચાર કેમ થાય છે તે માટે નમુના, પાણી પીવાના કુવા કેવા સ્વચ્છ રાખવા જોઇયે ત્હેનો નમુનો, તેમજ મેલેરિયાના મચ્છરો કેવા મકાનોમાં વધે છે અને કેવી રીતે મેલેરિયા તાવ પ્રસરે છે ત્હેના નમુના અને ચિત્રોવાળા નકશા, તેમજ માખી, ઉંદર, ચાંચડ, વગેરે જન્તુઓ કેવી રીતે વધે છે અને રોગ પ્રસારે છે. તથા ત્હેનો કેવી રીતે નાશ કરવો વગેરે સૂચનાઓ અને ચિત્રો વાળા નકશા, તેમજ સગર્ભા સ્ત્રીની ખોરાક હવા કસરત વગેરે બાબતમાં રાખવી જોઇતી સંભાળ ને જરૂર વગેરે દર્શાવનારા ચિત્રો અને સૂચનવાળા નકશાઓ, બાલકના જન્મતાં પ્હેલાં કરવી જોઇતી તૈયારી, જન્મ વખતે તેમજ પછીથી ઉછેરતી વખત રાખવી જોઇતી સંભાળ, સુવાવડ જેવા નાજુક પ્રસંગે રાખવી જોઇતી સાવચેતી કપડાં અને ખોરાકની સંભાળ, ચોખ્ખી હવા પ્રકાશ અને સ્વચ્છતા, શીળી વગેરે જેવા ખાસ ન્હાના બાળકોના ચેપી રોગથી બાળકનું સંરક્ષણ કેમ અને કેવી રીતે કરવું, ત્હેને ઉછેરવામાં ત્હેના ખોરાક, માનું દુધ કે ગાયનું દુધ, તે આપવામાં વખતનો નિયમ, બાળકનાં કપડાં, ત્હેને સ્વચ્છ કેમ અને કેવી રીતે રાખવું અને રાખવાની

દેશદર્શન પ્રદર્શન અને બાલોદ્યાન



પ્રદર્શનનો શિક્ષણ વિષયક વિભાગ

પ્રદર્શનનો હુન્નરકલાનો વિભાગ

રિકા, જર્મની વગેરે દેશોમાં બાલશિક્ષણને માટે અનેકવિધ સાધનો છે. સમાજમાં અને રાષ્ટ્રમાં બાલકનું સ્થાન કેટલા મહત્ત્વનું છે, ત્હેને માટે કેટકેટલા પ્રયાસો અને યોજનાઓ થાય છે, છેક ન્હાનપણમાંથી જ બાલમાનસને અનુકૂળ જુદી જુદી જાતના પ્રાણી પક્ષી, ઝાડ પાન ફળ ફુલ, ધંધા રોજગાર, કળા હુન્નર ઉદ્યોગ વગેરેનું રમતગમત અને આનન્દ સાથે ક્રમે ક્રમે શિક્ષણ આપનારાં સાધનો કેટલા વિપુલ અને સમૃદ્ધ છે ત્હેનો આપણને કાંઇક ખ્યાલ આપે છે. આપણે તો હજી આ દિશામાં ઘણું ઘણું કરવાનું બાકી છે. વડોદરાના બાલપુસ્તકાલયનું ધ્યેય એ છે કે બાળકો ન્હાનપણથી પુસ્તકાલયમાં આવતાં જતાં થાય, ધીરે ધીરે ત્હેમને વાંચન તરફ દોરી, ત્હેમની વાંચનની અભિરુચિ કેળવાય તે માટે જાતજાતની રમત ગમતો એકત્ર કરેલી છે. જેવી કે:—

૧ બાળજ્ઞાન ગમ્મત.

૨ સામાન્ય જ્ઞાનના પ્રશ્નોત્તરોની રમત.

૩ અંગ્રેજી અક્ષરો ઓળખવાની તથા શબ્દો બનાવવાની રમત.

૪ પઝલ બૉક્સ.

૫ તાકવાની રમતો.

૬ મિકેનો.
૭ કિલપ્રિકો.
૮ પિનિટ.
} જેમાંથી જાતજાતના યાન્ત્રિક નમુનાઓ બાળકો હોંસથી બનાવે છે.

૯ આર્કિટેક્ટ, જેમાંથી જુદા જુદા ઘાટના બંગલાઓ-મકાનો-બનાવાય છે

આ સિવાય બાળવાર્તાઓનાં સુન્દર આકર્ષક રંગીન ચિત્રો, ગમે તેમ પુસ્તકો વાપરવાથી તે કેવાં ખરાબ થાય છે ત્હેનાં ચિત્રો બાલકોને કેવાં પુસ્તકો વાંચવા આપવાં જોઇયે ત્હેનાં ચિત્રો, પુસ્તકોથી બાલકો ઉપર થતી અસરનાં ચિત્રો, તેમજ 'જુદાં જુદાં પ્રાણીઓનાં સુન્દર ચિત્રો, સારા તથા ખરાબ છોકરાનાં ચિત્રો, સ્ટીમર, રેલ્વે ટ્રેઇન, મોટર એરોપ્લેઇન, ડ્રેનૉટ, મનવાર, દીવાદાંડી, તોપ, આપણા દેવો, આદર્શ રાજા વગેરે ઘણા જુદી જુદી જાતનાં સુન્દર ચિત્રો હતાં. રાજા અને પ્રજાના સહકાર વગર બાલશિક્ષણનું ઉત્તમ સાહિત્ય અને સાધન ઉદ્‌ભવવું મુશ્કેલ છે.

ખંડની મધ્યમાં કૉલેરા થવાનાં કારણો અને તે કેમ અટકાવાય એના નમુના-મૉડેલ તેમજ ત્હેના સાહિત્યના નકશા-ચાર્ટ, તથા 'વાળા' તેનાં જંતુઓ કેવા અસ્વચ્છ પાણી કુવા કે વાવમાં શી રીતે રહે છે અને વિકાસ પામે છે તથા એનો પ્રચાર કેમ થાય છે તે માટે નમુના, પાણી પીવાના કુવા કેવા સ્વચ્છ રાખવા જોઇયે ત્હેનો નમુનો, તેમજ મેલેરિયાના મચ્છરો કેવા મકાનોમાં વધે છે અને કેવી રીતે મેલેરિયા તાવ પ્રસરે છે ત્હેના નમુના અને ચિત્રોવાળા નકશા, તેમજ માખી, ઉંદર, ચાંચડ, વગેરે જન્તુઓ કેવી રીતે વધે છે અને રોગ પ્રસારે છે. તથા ત્હેનો કેવી રીતે નાશ કરવો વગેરે સૂચનાઓ અને ચિત્રો વાળા નકશા, તેમજ સગર્ભા સ્ત્રીની ખોરાક હવા કસરત વગેરે બાબતમાં રાખવી જોઇતી સંભાળ ને જરૂર વગેરે દર્શાવનારા ચિત્રો અને સૂચનવાળા નકશાઓ, બાલકના જન્મનાં પ્હેલાં કરવી જોઇતી તૈયારી, જન્મ વખતે તેમજ પછીથી ઉછેરની વખત રાખવી જોઇતી સંભાળ, સુવાવડ જેવા નાજુક પ્રસંગે રાખવી જોઇતી સાવચેતી કપડાં અને ખોરાકની સંભાળ, ચોખ્ખી હવા પ્રકાશ અને સ્વચ્છતા, શીળી વગેરે જેવા ખાસ ન્હાના બાળકોના ચેપી રોગથી બાળકનું સંરક્ષણ કેમ અને કેવી રીતે કરવું, ત્હેને ઉછેરવામાં ત્હેના ખોરાક, માનું દૂધ કે ગાયનું દુધ, તે આપવામાં વખતનો નિયમ, બાળકનાં કપડાં, ત્હેને કેમ અને કેવી રીતે રાખવું અને રાખ

રિકા, જર્મની વગેરે દેશોમાં બાલશિક્ષણને માટે અનેકવિધ સાધનો છે. સમાજમાં અને રાષ્ટ્રમાં બાલકનું સ્થાન કેટલા મહત્ત્વનું છે, ત્હેને માટે કેટકેટલા પ્રયાસો અને યોજનાઓ થાય છે, છેક ન્હાનપણમાંથી જ બાલમાનસને અનુકૂળ જુદી જુદી જાતના પ્રાણી પક્ષી, ઝાડ પાન ફળ ફુલ, ધંધા રોજગાર, કળા હુન્નર ઉદ્યોગ વગેરેનું રમતગમત અને આનન્દ સાથે ક્રમે ક્રમે શિક્ષણ આપનારાં સાધનો કેટલા વિપુલ અને સમૃદ્ધ છે ત્હેનો આપણને કાંઇક ખ્યાલ આપે છે. આપણે તો હજી આ દિશામાં ઘણું ઘણું કરવાનું બાકી છે. વડોદરાના બાલપુસ્તકાલયનું ધ્યેય એ છે કે બાળકો ન્હાનપણથી પુસ્તકાલયમાં આવતાં જતાં થાય, ધીરે ધીરે ત્હેમને સારા વાંચન તરફ દોરી, ત્હેમની વાંચનની અભિરૂચિ કેળવાય તે માટે જાતજાતની રમતગમતો એકત્ર કરેલી છે. જેવી કે:—

૧ બાળજ્ઞાન ગમ્મત.

૨ સામાન્ય જ્ઞાનના પ્રશ્નોત્તરોની રમત.

૩ અંગ્રેજી અક્ષરો ઓળખવાની તથા શબ્દો બનાવવાની રમત.

૪ પઝલ બૉક્સ.

૫ તાકવાની રમતો.

૬ મિકેનો.<br>
૭ ક્રિસ્પ્ટિકો. } જેમાંથી જાતજાતના યાન્ત્રિક નમુનાઓ બાળકો હોંસથી બનાવે છે.<br>
૮ પિનિટ.

૯ આર્કિટેક્ટ, જેમાંથી જુદા જુદા ઘાટના બંગલાઓ-મકાનો-બનાવાય છે

આ સિવાય બાળવાર્તાઓનાં સુન્દર આકર્ષક રંગીન ચિત્રો, ગમે તેમ પુસ્તકો વાપરવાથી તે કેવાં ખરાબ થાય છે ત્હેનાં ચિત્રો બાલકોને કેવાં પુસ્તકો વાંચવા આપવાં જોઇયે ત્હેનાં ચિત્રો, પુસ્તકોથી બાલકો ઉપર થતી અસરનાં ચિત્રો, તેમજ 'જુદાં જુદાં પ્રાણીઓનાં સુન્દર ચિત્રો, સારા તથા ખરાબ છોકરાનાં ચિત્રો, સ્ટીમર, રેલ્વે ટ્રેઇન, મોટર એરોપ્લેઇન, ડ્રેનૉટ, મનવાર, દીવાદાંડી, તોપ, આપણા દેવો, આદર્શ રાજા વગેરે ઘણા જુદી જુદી જાતનાં સુન્દર ચિત્રો હતાં. રાજા અને પ્રજાના સહકાર વગર બાલશિક્ષણનું ઉત્તમ સાહિત્ય અને સાધન ઉદ્ભવવું મુશ્કેલ છે.

ખંડની મધ્યમાં કૉલેરા થવાનાં કારણો અને તે કેમ અટકાવાય એના નમુના-મૉડેલ તેમજ ત્હેના સાહિત્યના નકશા-ચાર્ટ, તથા 'વાળો' તેનાં જંતુઓ કેવા અસ્વચ્છ પાણી કુવા કે વાવમાં શી રીતે રહે છે અને વિકાસ પામે છે તથા એનો પ્રચાર કેમ થાય છે તે માટે નમુના, પાણી પીવાના કુવા કેવા સ્વચ્છ રાખવા જોઇયે ત્હેનો નમુનો, તેમજ મેલેરિયાના મચ્છરો કેવા મકાનોમાં વધે છે અને કેવી રીતે મેલેરિયા તાવ પ્રસરે છે ત્હેના નમુના અને ચિત્રોવાળા નકશા, તેમજ માખી, ઉંદર, ચાંચડ, વગેરે જન્તુઓ કેવી રીતે વધે છે અને રોગ પ્રસારે છે. તથા ત્હેનો કેવી રીતે નાશ કરવો વગેરે સૂચનાઓ અને ચિત્રો વાળા નકશા, તેમજ સગર્ભા સ્ત્રીની ખોરાક હવા કસરત વગેરે બાબતમાં રાખવી જોઇતી સંભાળ ને જરૂર વગેરે દર્શાવનારા ચિત્રો અને સૂચનવાળા નકશાઓ, બાલકના જન્મનાં પ્હેલાં કરવી જોઇની તૈયારી, જન્મ વખતે તેમજ પછીથી ઉછેરતી વખત રાખવી જોઇતી સંભાળ, સુવાવડ જેવા નાજુક પ્રસંગે રાખવી જોઇતી સાવચેતી કપડાં અને ખોરાકની સંભાળ, ચોખ્ખી હવા પ્રકાશ અને સ્વચ્છતા, શીળી વગેરે જેવા ખાસ ન્હાના બાળકોના ચેપી રોગથી બાળકનું સંરક્ષણ કેમ અને કેવી રીતે કરવું, ત્હેને ઉછેરવામાં ત્હેના ખોરાક, માનું દૂધ કે ગાયનું દુધ, તે આપવામાં વખતનો નિયમ, બાળકનાં કપડાં, ત્હેને સ્વચ્છ કેમ અને કેવી રીતે રાખવું અને રાખવાની

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

વર્તમાન ભારતની સ્ત્રીશક્તિ આજે જગદંબા સ્વરૂપે પહોંચી ચૂકી છે. છેલ્લા ૭ માસમાં પૂ. મહાત્મા ગાંધીજીએ ગુજરાતની જ નહિ, મુંબાઇનીજ નહિ, સમસ્ત ભારતની સ્ત્રીશક્તિને અઘોર નિદ્રામાંથી જગાડી એટલી કર્તવ્યપરાયણ કરી મૂકી છે કે ભારતનો ચાલુ સ્વાતંત્ર્યસંગ્રામ, એ સ્ત્રીશક્તિ વિના જરૂર ન દીપી શકત. આજે ભારતના મુક્તિ-સંગ્રામમાં, પરાપૂર્વની સંકોચવૃત્તિ દૂર કરીને, સ્ત્રીશક્તિ ઠામઠામે ઘૂમી રહી છે; મુક્તિ-સંગ્રામને એ દીપાવી રહી છે. જગતને આજે ભારતીય મહિલાઓએ બતાવી આપ્યું છે કે, ભારતની સ્ત્રીશક્તિ એ ખરેખરી શક્તિ છે; એને સુધારવા માટે ગટર મુકાદમોની જરૂર નથી; એને સુધારવા માટે પશ્ચિમની પ્રજાની સહાનુભૂતિની જરૂર નથી. પશ્ચિમની તો શું પણ આખાં વિશ્વની મહિલાઓ ભારતની સ્ત્રીશક્તિમાંથી આજે પ્રેરણા મેળવી શકે એમ છે. ભારતના મુક્તિસંગ્રામનો ઇતિહાસ આલેખનાર, પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય; સ્પષ્ટ આલેખશે કે મુક્તિ-સંગ્રામને દીપાવનારી, ભારતને મુક્તિપંથે લઇ જનારી ભારતની સ્ત્રીશક્તિ છે. ભારતની સ્ત્રીશક્તિ વિના મુક્તિસંગ્રામ આટલી કક્ષાએ લઇ જઇ શકાયો ન હોત; ભવિષ્યના ભારતીય ઇતિહાસકારને ભારતની સ્ત્રીશક્તિનો જય-જયકાર ગાવો પડશે. ભવિષ્યની સ્વતંત્રભારતીય પ્રજા એ સ્ત્રીશક્તિને નત મસ્તકે પૂજશે; ભૂતકાળનાં થર ઉકેલનાર ભવિષ્યનો ભારતીય એ સ્ત્રીશક્તિને સદાકાળ માટે પોતાની ભાવાં-જલિ અર્પતો રહેશે. જય હો એ ભારતીય સ્ત્રીશક્તિનો !

**મુંબાઇ અને પરાંઓઃ**

ભારતના મુક્તિસંગ્રામમાં મુંબાઇ મોખરે રહ્યું છે અને મુંબાઇમાં મુક્તિસંગ્રામને આગળ ધપાવવામાં દેશસેવિકા સંઘ મોખરે રહ્યો છે. મુંબાઇની સ્ત્રીશક્તિએ એવી અપૂર્વ જાગૃતિ ધારણ કરી દીધેલી છે, કે આજે તો મુંબાઇનું નાક એ સ્ત્રીશક્તિના હાથમાંજ હોય એમ સૌ કોઇને લાગે છે. અલબેલી મુંબાઇ નગરીમાં મોજશોખ અને ફેશનમાં ઘેલી બનેલી મુંબાઇની મહિલાઓ, ફેશનને અપનાવવામાં જેમ વિલંબ નથી કરતી તેમ આજે એ ફેશનને તત્કાળ તિલાંજલિ આપવામાં પાછી ફરી નથી એ તેમણે બતાવી આપ્યું છે. રેશમની હલકાં ફૂલ જેવી સુંવાળી સાડીઓ પહેરનાર બહેનોમાંથી સંખ્યાબંધ બહેનો ખાદી અને સ્વદેશીનો ઉપયોગ કરતી થઇ ગઇ છે. વિદેશી સાડીમાં સજ્જ થઇને બહાર નીકળતી કોઇ પણ બહેન આજે તો આંગળી ચીંધવાનું કારણ બને છે. આને લીધે પરિસ્થિતિ એવી થઇ ગઇ છે કે સ્વદેશી વા શુદ્ધ ખાદી એ એ જ મુંબાઇની મહિલાઓનો પોષાક બની રહ્યો છે. મ. ગાંધીજીના ખાદી અને સ્વદેશી પ્રત્યેના આગ્રહને લીધે જીવનમાં ચોક્કસ પ્રકારની સાદાઇ આવતી જાય છે. અને તે સાથે બ્રિટિશ માલના બહિષ્કારની પ્રવૃત્તિ પણ પૂર જોસમાં ચાલી રહી છે. એ પ્રવૃત્તિને પણ વધાવી લેવામાં આવી છે. સદાકાળ-ઘરમાં કે ઘરબહાર રેશમી સાડી પહેરવામાંજ ખાનદાની માનતી પારસી કોમની બહેનોએ

ખાદી અને સ્વદેશીને અપનાવી લીધાં છે. અને એ રીતે વિદેશી કાપડ પાછળ કરોડોનો ધુમાડો થતો બચી ગયો છે. મધ્યમ વર્ગના કુટુંબનો આર્થિક ભાર ઓછો થયો છે. અને એ રીતે સ્વદેશીની ભાવના ઉત્તેજન પામી રહી છે.

ગયા અંકમાં આ લેખ લખાયો ત્યારે, મુંબાઇની વિગ્રહસભાનાં પ્રમુખસ્થાને શ્રીમતી હંસાબહેન મહેતા હતાં. શ્રીમતી હંસાબહેન મહેતા ગુજરાતની ગુણસુંદરીઓથી અજાણ્યાં નથી. વડોદરાના માજી અને બીકાનેરનાં હાલનાં દિવાન સર મનુભાઇ મહેતાનાં એ પુત્રી. મુંબાઇના એક પ્રખ્યાત દાકતર ડૉ. જીવરાજ મહેતાનાં પત્ની. પતિ અને પિતા બન્ને નામાંકિત હોવા છતાં સૌ. હંસાબહેન તેમનાં પોતાનાં વિશિષ્ટ વ્યક્તિત્વથી જ જાણીતાં થયાં છે, અને રહ્યાં છે. તેમણે ગુજરાતી સાહિત્યની, બાલસાહિત્યની સેવા ઉપરાંત, સ્ત્રીસમાજની પણ સારી સેવા કરી છે, એ કોઇથી ભાગ્યેજ અજાણ્યું હશે. જીવનભર લાડકોડથી ઉછરેલાં આ બહેને વિગ્રહસભાનાં પ્રમુખસ્થાને લાંબા કાળ સુધી રહી, કામદારોને વ્યવસ્થિત કર્યા; અને તેમનાં સુંદર કાર્યને પરિણામે મહાસભાની કામચલાઉ કાર્યવાહક સમિતિનાં સભ્યા તરીકે પણ તેઓ નીમાયાં. ગેરકાયદેસર ઠરી ચૂકેલી કાર્યવાહક સમિતિમાં તેમણે, દિલ્હી જઇ, હાજરી આપી પણ તેમને દિલ્હીમાં પરહેજ ન કર્યાં. (તેમની સાથે રાષ્ટ્રપતિ જવાહરલાલનાં પત્ની સૌ. કમલા નેહરૂ પણ પકડાયાં ન હતાં. એ બે બહેનો સિવાય હાજર રહેલા બધાયની ધરપકડ થઇ હતી) અને તેઓ દિલ્હીથી મુંબાઇ આવ્યાં કે તરત જ એટલે કે ઓગસ્ટની તા. ૩૦મીએ 'કોન્ગ્રેસ બુલેટીન' પ્રકટ કરી ચીફ મેજીસ્ટ્રેટનો હુકમ ભંગ કરવાના આરોપસર પકડાયાં અને તેમને ત્રણ માસ સાદી કેદની સજા થઇ છે.

તેમને સ્થાને, શ્રીમતી રમીબહેન કામદાર વિગ્રહ સમિતિનાં પ્રમુખસ્થાને આવ્યાં. અને 'કોન્ગ્રેસ બુલેટીન'ના તંત્રી તરીકે કુમારી દિલશાદ સૈયદ નામના ઉત્સાહી બહેન આવ્યાં. શ્રીમતી રમીબહેન અને કુમારી દિલશાદના પરિચયો આજ અંકમાં અન્યત્ર આપ્યા છે. શ્રીમતી રમીબહેને પ્રમુખસ્થાને નીમાયા બાદ બીજે જ દિવસે આઝાદ મેદાનમાં વિરાટ માનવમેદની સમક્ષ ભારતના સ્વાતંત્ર્યનું ભાન કરાવતો રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો અને તે બાદ તો અનેક સભાઓ ગજાવી મૂકી. શ્રીમતી હંસાબહેનને અભિનંદવા માટે મળેલી સભામાં તેમણે કહ્યું: "બલિદાન વિના સ્વતંત્રતા જિતી શકાતી નથી. તમને જે જોઇએ છે, તે મળે નહિ ત્યાં સુધી સહન કરો અને બલિદાન આપો!" પરંતુ શ્રીમતી રમીબહેન પણ ઝાઝો વખત ટકી શકયાં નથી. ૧૫-૧૭ દિવસમાં તેમનાં કાર્યની કદર થઇ અને સપ્ટેમ્બરની તા. ૧૯મીએ તેઓ પરહેજ થયાં. તેમના બાદ તા. ૨૧મીએ કુમારી દિલશાદ સૈયદ પણ પકડાયાં અને બન્ને બહેનોને તેમની દેશસેવાના પુરસ્કાર રૂપે, આજે સામાન્ય થઇ પડેલો ત્રણ માસનો સાદો જેલનિવાસ મળ્યો. આ રીતે મુંબાઇમાંથી ત્રણ બહેનો આ લખાય છે ત્યાં સુધીમાં જેલનિવાસ પામી છે. અને અત્યારે મુંબાઇની વિગ્રહ સભાનાં એક સભ્યા તરીકે ઉત્સાહશીલ બહેન શ્રીમતી અમૃતકુંવર કામ કરી રહ્યાં છે. યંત્ર પર જતાં ખબર મળે છે કે શ્રીમતી અમૃતકુંવર પર વૉરંટ છે. એટલે આ અંક વાચકોના હાથમાં પડે ત્યારે એ બહેન સરકારના જેલમહેલમાં વિરાજતા હશે, એવું અનુમાન કરીએ તો ખોટું નથી.

આમ ગયા માસ દરમ્યાન આપણી વચ્ચે પૂર ઉત્સાહથી કામ કરી રહેલાં ત્રણ બહેનોને વિશ્રાંતિ આપવાનું સરકાર માબાપે ઉચિત ધાર્યું, ત્યારે બીજી બાજુ ત્રણ માસની પૂર્ણ વિશ્રાંતિ લેવાઇ રહ્યા બાદ એ બહેનોને આપણને પાછાં સોંપ્યાં છે. આ બે બહેનો

ા શ્રીમતી પેરીનબહેન કેપ્ટન અને શ્રીમતી લીલાબહેન મુનશી. જેલમાંથી આ બહેનોને મુદત કરતાં એક દિવસ વહેલાં છોડયાં. અને આવ્યાં ત્યારનાંજ પાછાં આઝાદી જંગમાં કામ કરવા મંડી પડયાં છે. બન્નેને જેલમાં આરામ સારો મળ્યો છે અને તેમનાં વજનમાં પણ રતલ બે રતલનો વધારો થયો છે એટલે વધુ ઉત્સાહથી તેઓ કામે લાગી ગયાં છે. છૂટી આવેલા એ બન્ને બહેનોને તેમજ જેલમાં ગયેલાં ત્રણેય બહેનોને અમારાં અભિનંદન !

શ્રીમતી પેરીન બહેન અને શ્રીમતી લીલા બહેન છૂટયાં; તે સાથે આપણને એક બીજાં કાર્યકર્તા બહેન પણ મળ્યાં છે. ચેમ્બુરનાં ૬૫ વર્ષનાં વયોવૃદ્ધ શ્રીમતી સકીનાબાઇ લુકમાનીને ચોકી પહેરાનાં જાહેરનામાં અનુસાર પકડી સખ્ત સજા કરવામાં આવી હતી. જે પાછળથી સરકારે સાદી સજા કરી હતી. આ બહેનને થયેલી સજા અન્યાયી લાગવાથી થાણાના સેસન્સ જડજે તે સંબંધી વડી અદાલતને રેફરન્સ કર્યું. એટલે વડી અદાલતમાં ન્યાયમૂર્તિ આ. મી. મડગાંવકર અને મી. બારલી એ તેમને નિર્દોષ ઠરાવ્યાં. એટલે શ્રીમતી સકીનાબાઇ પણ છૂટી ગયાં છે. આ વૃદ્ધ બહેન, પોતાની આ વયે જુવાનને પણ શરમાવે એવું કામ કરવા પાછાં એટલાંજ ઉત્સાહથી વળગી ગયાં છે શ્રીમતી સકીનાબાઇની સજા રદ કરતાં ના. ન્યાયમૂર્તિઓએ જે ચુકાદો આપ્યો છે, તે ચુકાદો ન્યાયને નામે પવિત્ર ન્યાયમંદિરોને અભડાવી રહેલા વેર વૃત્તિવાળા મેજીસ્ટ્રેટોને ધ્યાનમાં લેવા જોગ છે. ના. ન્યાયમૂર્તિ મડગાંવકરે, શ્રીમતી સકીનાબાઇ લુકમાનીને સજા કરનાર મેજીસ્ટ્રેટના વર્તન સામે સખ્ત ટીકા કરી છે. અને જણાવ્યું છે કે જો શ્રીમતી સકીનાબાઇની શાન્ત ચોકી એ ગુન્હો હોય તો મદ્યનિષેધનું સામાન્ય કાર્ય પણ જાહેરનામાં અનુસાર ગુન્હો ગણાવું જોઇએ.



સૌ ગોદાવરીબહેન ઘનશ્યામ ઠક્કર
કલકત્તામાં ચોકી કરવા માટે આ ગુજરાતી સેવિકા બહેનને ચાર માસની મ્હેમાની મળી છે.

ગયા માસમાં બનેલો સૌથી વધુ અગત્યનો પ્રસંગ ધારાસભાઓની ચુંટણીને લગતો હતો. મુંબાઇ ધારાસભાની ચુંટણી પહેલાં તા. ૧૦ મી સપ્ટેમ્બરે થનાર હતી. પરંતુ તે દિવસે મેઘરાજા કોપાયમાન થવાથી, મુંબાઇમાં કદિયે નહિ પડેલો એટલો વરસાદ એકી સાથે તૂટી પડયો. ચુંટણી મુલતવી રાખવી પડી. ધોધમાર વરસાદ પડયો હોવા છતાં, તેમજ કેટલેક સ્થળે તો ઘુંટણ સુધીનું પાણી ભગાયલું હોવા છતાં, ચુંટણી થાય તો ચોકી કરવાની વ્યવસ્થા થઇ હતી. પરંતુ સદ્‌ભાગ્યે તે વખતે ચોકી કરવાની જરૂર ન પડી. તે દિવસે ચુંટણી મુલતવી રહી. અને ત્યાર પછી તા. ૧૮ મી સપ્ટેમ્બર ચુંટણી માટે નક્કી થઇ. ધારાસભા બહિષ્કારને અંગે પોસ્ટરો, ભાષણો,

મરઘસો દ્વારા પ્રજામત ઘણો કેળવાયો હતો એટલે મત આપનારાઓની સંખ્યા ઘણીજ ઓછી થશે એમ તો ધારવામાં આવતું જ હતું. પરંતુ, મત આપવા તૈયાર હોય એવા-ઓમાંથી પણ ઘણાને ચોકી દ્વારા અટકાવી શકાય છે; એ સ્પષ્ટ હોવાથી, દેશસેવિકા સંઘ અને હિન્દુસ્તાની સેવાદળની સામે સેવિકાઓએ ચોકી કરવાનું બીડું ઝડપ્યું હતું. તા. ૧૮ મીની સવારથીજ બહેનોએ ચોકી કરવા માટે મોટે પાયે તૈયારી કરી રાખી હતી. ધારાસભાનો બહિષ્કાર કરવાનું સૂચવતાં પોસ્ટરો સાથે સેવિકાબહેનોએ ચોકી શરૂ કરી. પરિણામે ઘણા મતદારો મત આપ્યા વગર જ પાછા ગયા. કેટલાકને તેમ કરવાની ફરજ પડી. તો કેટલાકો બહેનોની વિનવણીને તુચ્છકારી પોલીસનાં રક્ષણ હેઠળ મત આપી આવ્યાં.

બહેનોએ છેક સવારથી ચોકી શરૂ કરી. અને થોડીવારે તેમની ધરપકડ પણ થવા માંડી. જેમ જેમ સેવિકાઓની ટુકડી પકડાતી જાય તેમ તેમ નવી નવી ટુકડી તેનું સ્થાન લેતી જાય. બહેનોમાં–ચોકી કરવા તૈયાર થયેલી બહેનોમાં અજબ પ્રકારનો ઉત્સાહ વ્યાપી રહેલો માલમ પડતો હતો. પ્રફુલ્લ હૃદયે, તેઓ પોલીસની મોટરમાં બેસતી અને ' વંદેમાતરમ્ ' ' ગુલામખાનાં નહિ જોઇએ ' એવા પોકારો કરતી, બધી બહેનો પોલીસ લોક-અપમાં પહોંચતી. બધું મળી લગભગ ૩૮૨ સ્વયંસેવિકાઓ તે દિવસે પરહેજ થઇ. પણ તે સર્વને સાંજે છોડી મુકવામાં આવી હતી. પકડાયલી બહેનોને આ રીતે જેલનો લ્હાવો ન મળવાથી અસંતોષ થયો હશે. પણ એમાં ઉપાય નહતો. ૩૮૨ સ્વયં-સેવકોને રાખવા માટે સરકાર પાસે જગા છે. પણ બહેનોને એટલી મોટી સંખ્યામાં રાખવા જેટલી જગા નથી, આ બહેનોને પકડવાથી લોકોમાં વિશેષ ચેતન આવ્યું હતું. અને મત આપવા જવા ઇચ્છતા ઘણા જણ મત આ-પવા ગયા ન હતા.

મુંબાઇ યુનિવર્સીટી તરફની મુંબાઇ ધારા સભાની બેઠકની ચુંટણી વખતે પણ સેવિકા બહેનોએ સખ્ત ચોકી કરી હતી. ઘણા શિક્ષિત સ્ત્રી પુરૂષ મતદારોએ મત આપવા જવાનું નાપસંદ કર્યું હતું. જનારાઓમાંથી ઘણાએ બહેનોની વિનતિ સ્વીકારી હતી. તેમ કેટલાકોએ એ વિનતિને તુચ્છકારી પણ હતી. આ ચુંટણીમાં મત આપનાર સ્ત્રીઓ પૈકી બેજ બહેનો હતાં. અને તે ચંદારામજી ગર્લ્સ હાઇ-સ્કુલના મીસ કોન્ટ્રાકટર અને એક બીજાં દક્ષિણી બહેન હતાં. ચોકી કરતી તેમની જ બહેનો-ની વિનતિ તરફ તેમણે આંખ આડા કાન કર્યા હતા.

દેશસેવિકા સંઘની બહેનો ચોકીનું કામ તો હમેશ પ્રમાણે કર્યેજ જાય છે. પણ ગયા માસથી એનાં ક્ષેત્રમાં વિસ્તાર કરવામાં આવ્યો છે. કોટમાં આવેલી વિદેશી કાપડની દુકાનો ઉપર અત્યાર પહેલાં મહાસભાના સ્વયંસેવકો જ ચોકી કરતા હતા. અને રોજના સરાસરી ૧૫-૨૦ સ્વયંસેવકો જેલમાં જતા હતા. કોટમાંની દુકાનો પર ચોકી કરવાની માંગણી ઘણા સમયથી સેવિકાબહેનો કરી રહી હતી. એટલે ગયા માસથી કોટની વિદેશી કાપડની દુકાનોપર બહેનોએ ચોકી કરવા માંડી છે. પહેલાં બે બહેનોને આર્મી એન્ડ નેવી સ્ટોર ઉપર ચોકી કરવા મોકલવામાં આવી. પણ એ બે બહેનોને પરહેજ કરવામાં નહિ આવી. એટલે બીજે દિવસે બે વધુ સેવિકા બહેનોને વ્હાઇટવે લેઇડલોની દુકાને ચોકી કરવા મુકી. તેમને પણ પકડવામાં આવી નહિ. પરિણામે આજે કોટની બધી વિદેશી કાપડની દુકાનો પર બહેનોજ ચોકી કરે છે; છતાં તેમાંથી કોઇ પણ બહેનને

અત્યાર સુધીમાં પકડવાંમાં આવી નથી. બહેનોએ કોર્ટમાં ચોકી શરૂ કર્યાથી અસર ઘણી સારી થઇ છે. વિદેશી કાપડની દુકાનોની ચોકીનાં કામમાં બહેનોએ અત્યાર સુધીમાં અપૂર્વ સફળતા મેળવી લીધી છે.

ગયા માસ દરમ્યાન સરઘસ, સભાઓ વગેરેમાં પણ બહેનોએ હંમેશનાં જેટલોજ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. ગયા માસમાં પંડિત મોતીલાલ નહેરુ, જેલમાં ગંભીર માંદગીમાં પટકાયા હતા. તે પ્રસંગે તેમને જલદી આરોગ્ય પ્રાપ્ત થાય, તે માટે ઇશ્વર પ્રાર્થના કરવા રાષ્ટ્રીય સ્ત્રી સભા તરફથી મુંબાઇની બહેનોનું મોટું સરઘસ કાઢવામાં આવ્યું હતું. તેમાં સર્વ કોમની બહેનોએ ભાગ લીધો હતો. સરઘસ જુદા જુદા લત્તામાં ફરી માધવબાગમાં ગયું હતું. અને ત્યાં પંડિત મોતીલાલજીને દીર્ઘાયુષ્ય આપવાની પ્રાર્થના કરી વિખેરાયું હતું.



સૌ. મુક્તાબ્હેન

પીકાંની ચોકી માટે રૂ. ૧૦૦ ના દંડની એમને સજા થઇ છે.

ઓગસ્ટની આખરે પતિયાલાના મહારાજા, વિલાયતની સફરે ઉપડયા, ત્યારે મુંબાઇની મહિલાઓએ તેમને કાળા વાવટા સાથે વિદાય આપી હતી. ચાર બહેનો આગબોટ ઉપર ગઇ હતી. અને તેમણે પતિયાળાનરેશને શરમ છે, એવા પોકારો કર્યા હતા. મહારાજા સાહેબ બેલાર્ડપીયર આવ્યા નહિ અને એપોલો બંદરથી સ્ટીમ લોંચ દ્વારા આગબોટમાં બેસી ગયા હતા.

દેશસેવિકા સંઘ તરફથી પીંજણવર્ગ ખોલ્યો છે અને તેમાં ૨૪ કલાક સુધી પોતાની સેવા ન અર્પી શકે એવી સ્થિતિવાળી બહેનો થોડો ઘણો સમય ફાજલ કાઢી દેશ સેવા કરે એવી યોજના થઇ છે.

ભારતની સ્વતંત્રતાની લડતમાં અત્યારે મુંબાઇની બહેનો પૂર ઉલટથી ભાગ લઇ રહી છે; તેમાં તેઓનો હેતુ માન મેળવવાનો નથી પણ દેશસેવા કરવાનો જ છે એ સ્પષ્ટ છે. એ બહેનો પોતાની ફરજજ અદા કરી રહ્યાં છે. અત્રેની ખાંડ બજાર એસોસીએશનના સભ્યો તરફથી જેલમાં જઇ આવેલી દેશ સેવિકાઓ તેમજ બીજી બહેનો, તેમજ પોલીસ ચોકીમાં રહી આવેલી બહેનોને ચાંદીના ચાંદ આપવાની ઇચ્છા દર્શાવી, તેના જવાબમાં શ્રીમતી પેરીનબહેને જે ઉત્તર આપ્યો છે તે સેવિકા બહેનોને શોભે એવોજ છે. શ્રીમતી પેરીન બહેન આથી દીલગીર થયાં છે. એ બહેનો જે કામ કરી રહી છે, તે દેશસેવાનું છે; તેમાં તેઓ પોતાની ફરજ અદા કરી રહ્યાં છે; એથી વધુ તેઓએ કાંઇ કર્યું નથી; એટલે તેઓને આવી રીતે ચાંદ વગેરે આપવામાં પૈસાનો નકામો વ્યય કરવા જેવું થાય છે. જે ભાઇઓ આ બહેનોની સેવાની કદર કરવા માંગતા હોય, તે ભાઇઓએ જે સંસ્થા દ્વારા બહેનો સેવા કરી રહી છે, તે સંસ્થાને મદદ કરી, એ બહેનોનાં કામને

ઉત્તેજન આપવાનું છે. અમને આશા છે કે અમારી આ ભલામણ સામાન્ય જનતા સ્વીકારશે, અને દેશસેવિકા સંઘ, હિન્દુસ્થાની સ્વયંસેવિકા દળ, તેમજ બીજી રાષ્ટ્રીય સંસ્થાઓને આર્થિક મદદ કરી તેમને સમૃદ્ધ બનાવવામાં સારો ફાળો આપશે.

મીતિ પ્રમાણે ભાદરવા વદ ૧૨ ને રોજ રેંટિયા બારસે, તેમજ અંગ્રેજી તારીખ પ્રમાણે તા. ૨ જી ઓકટોબરે, પૂ. મહાત્મા ગાંધીજીની ૬૨ મી વર્ષગાંઠ હોઇ મુંબાઇમાં બન્ને દિવસો સારી રીતે ઉજવાયા હતા. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી તેમજ શ્રી. ભગિની સેવા સમાજ તરફથી આ જયંતિ ઉજવાઇ હતી. ઉપરાંત પૂ. ગાંધીજીની જયંતિ નિમિત્તે, તેમજ તરતજ જેલમાંથી છૂટી આવેલાં શ્રીમતી પેરીનબહેન કેપ્ટન અને શ્રીમતી લીલાવતી મુનશી, તેમજ શ્રીમતી સકીનાબાઇ લુકમાનીનાં માનમાં દેશસેવિકા સંઘ તરફથી તા. ૩ જી ઓકટોબરે મુંબાઇની મહિલાઓનું વિરાટ સરઘસ યોજવામાં આવ્યું હતું. આ સરઘસમાં ૨૦૦૦૦ ઉપર બહેનોએ ભાગ લીધો હતો. મુંબાઇમાં મહિલાઓનું આવડું મોટું સરઘસ આ પહેલુંજ હતું. સરઘસ જુદા જુદા લત્તાઓમાં ફર્યું, તે દરમીયાન છૂટેલાં બહેનોનો ઠામ ઠામ સત્કાર થયો હતો. તે બાદ આઝાદ મેદાનમાં સભા મળી હતી. તેમાં મ. ગાંધીજીનાં જીવન વિશે જુદાં જુદાં બહેનોએ વિવેચન કરી, છૂટેલાં બહેનોને શ્રીમતી જાનકીબાઇનાં પ્રમુખપદે અભિનંદન આપ્યાં હતાં. શ્રીમતી મીરાંબહેન, શ્રીમતી અવંતિકાબાઇ ગોખલે, શ્રીમતી પેરીનબહેન, શ્રીમતી લીલાબહેન વગેરે એ સભામાં બોલ્યા હતાં.

શ્રીમતી લીલાબહેને તો હવે પહેલાંની જેમ સભાઓ ગજાવવા માંડી છે, જેલમાંથી છૂટયા પછી તેમણે અનેક સભાઓમાં ભાષણો કર્યાં છે.

શ્રીમતી રમીબહેન કામદાર ભાટીયા કોમનાં હોઇ તેમને અભિનંદન આપવા ભાટીયા કોમની સભાઓ ભરાઇ હતી. વળી ભાટીયા કોમે ગયા માસમાં કેદી દિન ઉજવ્યો હતો. તેમાં ૫૦૦૦ ઉપર સ્ત્રી પુરૂષોએ ભાગ લીધો હતો. ઉચ્ચ કુટુંબની ૫૦૦ ઉપર બહેનોએ 'રોટલા' બનાવ્યા હતા, અને બધાએ જેલનું ભોજન 'રોટલા' અને ભાજી આરોગ્યાં હતાં. ભાટીયા કોમમાંથી જેલમાં ગયેલાં બહેનોની સંખ્યા લગભગ ૧૩ ની છે.

આ ઉપરાંત, મુસ્લીમ કોમ, લોહાણા કોમ, તેમજ અન્ય કોમ તરફથી પણ સભાઓ ભરાઇ હતી. અને તેમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિને ઉત્તેજે એવાં ભાષણો થયાં હતાં.

હિન્દુસ્થાની સેવાદળ તરફથી સ્વયંસેવિકા દળ સ્થાપવાનો સતત પ્રયાસ થઇ રહ્યો છે. ઓગસ્ટના અંત સુધીમાં દળમાં ૧૩૮ બહેનો જોડાઇ ગયાં છે. આ સ્વયંસેવિકા દળ તરફથી પ્રભાતફેરી કાઢવામાં આવે છે. ઝંડાવંદનની ક્રિયામાં પણ આ દળ આગળ પડતો ભાગ લીએ છે.

અને મુંબાઇનાં પરાંમાં સ્ત્રીઓ કાંઇ પાછી હઠે એવી છે ? વિલેપારલે, શાન્તાક્રુઝ, અંધેરી, ખાર, વમઇ, દાદર વગેરે સર્વત્ર રાષ્ટ્રીય ચેતનાની ચિનગારી સળગેલી જ રહે છે.

ગયા માસમાં વડી ધારાસભાની ચુંટણીને પ્રસંગે વિલેપારલે, અંધેરી અને શાન્તાક્રુઝ ખાતે ચોકી થઇ હતી. વિલેપારલેથી ૧૨ બહેનોને પકડયાં હતાં પરંતુ તેમાંથી માત્ર એકજ બહેન શ્રીમતી દેવયાની દેસાઇની સરકારે કદર બૂઝી અને બાકીનાં બહેનોને છોડી મૂકયાં. અંધેરીમાં ૩૩ સ્ત્રી પુરૂષોને પકડયાં હતાં પણ બધાંને છોડી મૂકયાં હતાં. માત્ર બે કાર્યકર્તા બહેનોને રાખ્યાં હતાં. આ બે

બહેનો તે શ્રીમતી ગંગાબહેન પટેલ અને સૌ. શાન્તિબહેન બરફીવાળા. શાન્તાક્રુઝમાં કોઈને પકડયાં ન હતાં. એટલે વડી ધારાસભાની ચુંટણીને અંગે ત્રણ બહેનોને જેલનિવાસ મળ્યો. સૌ. દેવયાનીબહેન દેસાઈ, સૌ. ગંગાબહેન પટેલ અને સૌ. શાન્તિબહેન બરફીવાળા. ત્રણે બહેનોને પંદર દિવસ સાદી કેદની સજા થઈ ગઈ. સજા પૂરી થતાં પહેલાંના ત્રણ દિવસ આગળ આ ત્રણેય બહેનોને છોડી મૂકવામાં આવતાં તેઓ અત્યારે પાછાં કામે મંડી ગયેલાં છે.

સૌ. દેવયાનીબહેનના પતિ શ્રી. ઇન્દ્રવિજય દેસાઈ કારાવાસમાંજ છે. વિલેપારલેનાં મહિલા મંડળનાં એ બહેન મંત્રી છે; અને એમણે પતિ સાથે રાષ્ટ્રપ્રવૃત્તિમાં ઝંપલાવ્યું તેની કદર પણ બુઝાઈ. તેમની સાથે તેમની નાની બાલકીને પણ તેઓ જેલનો લ્હાવો લેવડાવી આવ્યાં છે. પતિ અને પત્ની બન્ને જેલમાં જવાના જે થોડા ઘણા દાખલા બન્યા છે, તેમાં આ દંપતી ઉમેરવાં જોઈશે.

સૌ. ગંગાબહેન તો પરાંમાં સર્વત્ર જાણીતાં છે. શાન્તાક્રુઝમાં તો તેમનું નામ ઘરે ઘરે ગવાય છે. એ બહેન કેટલાંયે વર્ષોથી મુંગી સેવા કરી રહ્યાં છે. સૌ. શાન્તિબહેન, ગુજરાતની રાસપ્રેમી ગુજરાતણોના કરકમળમાં રાસનો અપૂર્વ સંગ્રહ સરિગમ સાથે મૂકવા માટે જાણીતાં થયેલાં છે.

મુંબાઈ ધારાસભાની ચુંટણીને અંગે પણ ચોકી થઈ હતી અને તેને પરિણામે ઘણા ઓછા મત નોંધાયા હતા. ૧૫ સ્વયંસેવિકાઓએ રા. બ. મોરેશ્વર પ્રધાનને બંગલે, શાન્તાક્રુઝમાં, ચોકી કરી હતી. આખો દિવસ એ બહેનોએ ચોકી કરી હતી પણ કોઈને પકડયાં ન હતાં.



**શ્રી. શાન્તિબહેન બાંદરેકર**
પીઠાંની ચોકી માટે રૂ. ૧૦૦ ના દંડની એમને સજા થઇ છે.

પરાંઓમાં પીઠાંની ચોકીનું કામ પણ સારૂં થયું છે. વાંદરા અને ખારની વચ્ચે આવેલાં દેશી દારૂનાં પીઠાંપર ચોકી કરવા માટે ખાર ખાતેથી સામટી ધરપકડ થઇ હતી. તેમાં કુમારી સુભદ્રા દવે, બી. એ; કુમારી સરલાબહેન દવે, કુમારી જયવતી દવે, કુમારી શાંતાબાઈ બાંદરેકર, અને શ્રીમતી મુક્તાબાઇ એટલાં બહેનોને પણ પકડયાં હતાં. આમાં પહેલાં ત્રણ બહેનો તો સગી બહેનોજ છે. આ માંથી કુમારી સરલા બહેનને સગીરવયનાં ઠરાવી છોડી મૂકયાં હતાં. બધી બ્હેનોને રૂ. ૧૦૦ ના દંડની સજા કરવામાં આવી હતી. પરંતુ બધીયે બહેનોએ દંડ આપવાની સાફ ના પાડયા છતાં તેમને બીજી સજા નહિ કરતાં, - દંડ વસુલ કરી લેવાશે, એમ જણાવી છોડી મૂકયાં હતાં. એ બહેનોનો દંડ હજી સુધી વસુલ લઇ શકાયો નથી.

દાદરમાં દેશસેવિકા સંઘ તરફથી ચરખાવર્ગ ચાલે છે. ગાંધીજીની જયન્તિ નિમિત્તે એ ચરખાવર્ગમાં તા. ૪ થી ઓકટોબરના બપોરે ૨ વાગ્યાથી તા ૫ મી ઓકટોબરના

બપોરના બે વાગ્યા સુધી અખંડ રેંટિયો ચાલુ રહ્યો હતો. જેલમાંથી છૂટી આવેલાં શ્રીમતી પેરીન બહેન, શ્રીમતી લીલાબહેન, વગેરેના માનમાં સરઘસ પણ કાઢયું હતું અને સભા ભરી એ બહેનોને અભિનંદન આપવામાં આવ્યાં હતાં. દાદરની દેશસેવિકાઓનાં આગેવાન શ્રીમતી શારદાબાઇ વેંગારકર છે. મુંબાઇનાં હિન્દુસ્તાની સેવાદળની સ્વયંસેવિકાઓ કેટલાક સ્વયંસેવકો સાથે માટુંગા, માહિમ, ખાર, સાન્તાક્રુઝ ગઇ હતી. અને ત્યાં તેમણે કવાયત કરી રાષ્ટ્રધ્વજને વંદન કર્યું હતું. ખારમાં પણ રાષ્ટ્રધ્વજ વંદન થયું હતું.

શાન્તાક્રુઝની સારસ્વત લોકોની તરફથી શ્રીમતી ગંગાબહેન પટેલે, સ્વદેશી બઝાર ખુલ્લું મૂકતાં, ભારતના ગૃહઉદ્યોગને ખીલવવા આગ્રહ કર્યો હતો.

પીઠાંની ચોકી કરવાના કલેકટરના હુકમનો ભંગ કરવા માટે વસઇનાં મીસીસ કરંદીકરને તેમના પતિ સાથે જેલનિવાસ મળ્યો છે.

કુરલામાં શ્રીમતી જાનકીબાઇ બજાજે વિલેપારલે સત્યાગ્રહ છાવણીની પેટા છાવણી ખુલ્લી મૂકી હતી. ધારાસભાની ચુંટણીને અંગે કુરલામાં ઘાટકોપર, કુરલા અને ચીમોડ અનુક્રમે ૧૦, ૨, અને ૧ બહેન ચોકી કરવા ગયાં હતાં. બધાંને પકડીને સાંજે છોડી મૂકયાં હતાં.

આ લખાઇ રહે છે ત્યારે ખબર મળે છે, કે વાઇસરોય સાહેબે તુરતમાંજ કાઢેલા નવાં ગેરકાયદેસર સંસ્થાઓના જાહેરનામા અનુસાર વિલેપારલેની સત્યાગ્રહ છાવણી પર શનિવાર તા. ૧૧ મીની સવારે પોલીસે દરોડો પાડી છાવણી જપ્ત કરી છે. અને છાવણીમાં હતાં તેટલાં સર્વ સ્વયંસેવકોને પરહેજ કર્યા છે. આમાં જેલ ભોગવનાં શ્રી. કિશોરલાલ મશરૂવાળાનાં પત્ની શ્રીમતી ગોમતીબહેન અને બીજાં બે બહેનો શ્રીમતી જાહ્નવીબહેન અને શ્રીમતી મંછાબહેનને પણ પકડયાં છે. અને તેમને ત્રણ માસ સાદી કેદ અને રૂ. ૫૦ ના દંડની અને [illegible] ન ભરે તો એક માસ વધુ કેદની સજા [illegible]

બીજેજ દીવસે શ્રીમતી કમળાબહેન સોનાવાળાનાં સરમુખ્યારપદે નવી છાવણી ખુલ્લી મુકાઇ છે. એ નવા જાહેરનામા અનુસાર મુંબાઇ પ્રાંતિક કોંગ્રેસ કમિટિ અને તેને લગતી બધી મળીને ૩૮ સંસ્થાઓ ગેરકાયદેસર જાહેર થઇ છે. વિગ્રહસભાના બે પ્રમુખો શ્રી. નગીનદાસ માસ્તર અને શ્રી. ઉસમાન સોબાનીને જેલ નિવાસ મળ્યો છે. શ્રી. અમૃતકુંવરને પણ છ માસની સાદી મ્હેમાની મળી છે.

**ગુજરાત અને કાઠિયાવાડ:**

ધારાસભાઓના બહિષ્કારની પ્રબળ ચળવળ ગુજરાતમાં પણ ઉપડી હતી. ઠામઠામે ચોકી થઇ હતી. અને તેથી સંખ્યાબંધ બહેનોને પકડી છોડી મૂકવામાં આવી હતી. કેટલેક સ્થાને બહેનો તરફ ઉદ્ધત વર્તન ચલાવવામાં આવ્યું હતું અને લાઠીઓ પણ વિંઝાઇ હતી.

મુંબાઇ ધારાસભાની યુનિવર્સીટીની બેઠકની ચુંટણી વખતે અમદાવાદમાં ૫૦ સ્વયંસેવિકાઓએ ચોકી કરી હતી. સ્વયંસેવિકાઓની સાંકળ ભેદીને ત્રણ જણ મત આપી આવ્યા હતા. આ બહેનોને પકડીને છોડી મુકવામાં આવી હતી. મુંબાઇ ધારાસભાની ચુંટણીને અંગે પણ પાંચ મથકોએ બહેનોએ ચોકી કરી હતી.

નડિયાદમાં ધારાસભાની ચુંટણીને અંગે સખ્ત ચોકી થઇ હતી. ચુંટણીની વ્યવસ્થા જાળવવા આવેલાં શ્રી અબ્બાસ દાદાનાં પુત્રી મીસ રહીના તૈયબજીને બે વખત પકડયાં હતાં. તેમના ઉપરાંત બીજાં ૨૦ બહેનો પકડાયાં હતાં. પણ સાંજે તેઓને છોડી મૂકયાં હતાં. બહેનોની ધરપકડ થવાથી બે ઉમેદવારોએ રાજીનામાં આપ્યાં હતાં. અને તેમણે પણ ચોકી કરવામાં મદદ કરી હતી. ધંધુકામાં પોલીસે લાઠી પ્રહાર કર્યો હતો તેમાં બહેનો અને બાલકોને પણ ઇજા થઇ હતી. રાણપુરમાં શ્રીમતી ચંપાબહેન અને ૪ બહેનોને પકડી છોડી મૂકયાં હતાં. ધંધુકામાં ૧૩૧ બહેનોની ધરપકડ થઇ હતી. તેમને પાછળથી છોડી મૂકયાં હતાં. શ્રીમતી સવિતાબહેને આગેવાની લીધી હતી.

વડી ધારાસભાની ચુંટણી વખતે ખરેખરી રમઝટ સુરતમાં જામી હતી. સુરતના કલેકટરે ૧૪૪ મી કલમ પ્રમાણે ચોક્કસ હકુમતમાં આવવાની મના કરતો હુકમ કર્યો હતો. એટલે તો વધુ ઉત્સાહ આવ્યો સ્ત્રી-સ્વરાજ સંઘ અને સ્વયંસેવિકા સંઘની બધીય બહેનો ચોકી કરવા માટે તૈયાર થઇ ગઈ. પહેલી ટુકડીએ શ્રીમતી જ્યોત્સ્ના બહેન શુકલની આગેવાની હેઠળ સવારમાં ૪ વાગતાં માંજ કિલ્લા તરફ કુચ કરી. તેમને પોલીસે અટકાવી. છતાં તેઓ આગળ વધી. તેમની સામે પોલીસ કોરડન કરી ઉભી રહી. ત્યારે શ્રીમતી જ્યોત્સના-બહેન, તેમજ શ્રીમતી કુમુદિનીબહેન ત્રિવેદી વગેરેએ પોલીસે એક બીજાના ગામે ઝાલેલી લાઠીની નીચેની કોરડન ઓળંગવા પ્રયત્ન કર્યો. આ વખતે પોલીસે જાણે પુરુષોની સાથેજ કરતા હોય તેવું વર્તન ચલાવ્યું અને બહેનોને ધક્કા માર્યા. પોલીસે બહેનોને લાઠીથી ધક્કા પણ માર્યા. એક બહેન લાઠીની નીચેથી કોરડન ઓળંગી શક્યાં. તેમને લાઠીનો ફટકો ખભા ઉપર લાગ્યો હતો. બહેનો જુદે જુદે સ્થળે વિખેરાઇ ગઇ એટલે પોલીસમાં ભંગાણ પડયું. પરિણામે બહેનો અંદર દાખલ થઇ. તો ત્યાં બીજી કોરડન હતી. પછી તો બહેનોની આ ટુકડીને ગિરફતાર કરી કિલ્લામાં પહોંચાડી દીધી. એટલે બીજી બહેનોની ટુકડી નીકળી. કુમારી રોહિણી બહેન દેશાઇ અને પૂ. અબ્બાસ તૈયબજીની પુત્રી કુમારી હમીદા બહેન, મેદાનમાં જવાના મુખ્ય રસ્તાને ઘેરી ઉભી રહી. આ બહેનોનું કોરડન તોડવા માટે એક અમલદાર પોતાનો ઘોડો દોડાવતા ધસી આવ્યા. પણ બહેનો મક્કમ ઉભી રહી. ઘોડો પાસે આવ્યો એટલે તેની લગામ પકડી લીધી. એટલે આ બહેનોને પણ ગિરફતાર કરવામાં આવી. બીજી બાજુએ પૂ. કસ્તુરબાની આગેવાની નીચે ચોકી થતી હતી. પૂ. કસ્તુ

## સૌ. લીલાબહેનનો સંદેશ

બહેનોને !

છેલ્લા ત્રણ મહીનામાં તમે અપૂર્વ કામ કરી બતાવ્યું છે પણ હજી ઘણું કામ કરવાનું બાકી છે. આપણી સ્વરાજ્યની લડત તો ઘણી લાંબી ચાલવાની છે અને આપણે પણ નિશ્ચય કરીને બેઠા છીએ કે સ્વરાજ્ય મળે ત્યાં સુધી જંપવું નહીં. પુરુષો થાકયા દેખાતા નથી પણ થાકે તોયે આપણે તો છેક સુધી લડવાના જ. એમ કરતા કરતાં કાં તો આપણે ખપી જઇએ કે પછી સ્વરાજ્ય ઘેર આણીએ.

હવે દિવાળી આવવાનો વખત થયો છે પણ યુદ્ધ લડતી વખતે આપણને આનંદ કરવાનું કેમ સુઝે ? આપણા છોકરા દારૂખાના નહી ફોડે પણ સ્વતંત્રતાના જુસ્સાની આગ ચેતાવશે. આપણે મીઠાઇઓ નહી ખાઇએ પણ તેમાંથી બચાવેલા પૈસા આપણે લડતને આગળ ચલાવવામાં ખરચીશું. આપણે ઘેર ઘેર દિવા નહિ હોય તો ફીકર નહિ; આપણા અંતરનો પ્રકાશ આપણા આંગણા ને ઘર ઉજળશે

છેલ્લી એક જ વિનંતી. જે બહેનો હજુ લડતમાં જોડાઇ ન હોય તે મોખરે આવે. પોતપોતાની ચાલીમાં દરેક સ્ત્રી પોતાની સેવિકાઓની કમીટી કરે, દરરોજ સુતર કાંતે અને કોન્ગ્રેસના દરેક પ્રોગ્રામોમાં ભાગ લે. તે ઉપરાંત સ્ત્રીઓએ અંત્યજોદ્ધાર, દલિત સ્ત્રીઓના જીવનની સુધારણા, મજુરોમાં પ્રચારકાર્યથી ઘણા કામો માથે ઉપાડી લેવા જેવાં છે ! આપણા રાષ્ટ્રના દરેક પ્રશ્નોનો ઉકેલ આપણે ન કરીએ ત્યાં સુધી સ્વરાજ્ય મળે તોએ આપણે સાચવવાના શી રીતે ?

બહેનો ! કયારે બહાર આવો છો ?

તા. ૯-૧૦ ૩૦ લીલા મુનશી.

સ્થાને ધક્કો મારી હડસેલ્યા હતાં એ બીજી બહેનોને પણ બળથી ખસેડયાં હતાં. ત્યાર બાદ બીજી પણ બે ટુકડી પકડાઇ ગઇ. એક બહેન શ્રીમતી ચંપાબહેનના પગ ઉપરથી એક મોટર પસાર થતાં તેમનો પગ છુંદાઇ ગયો હતો. બહેનો મોટરો કે ગાડીઓ અટકાવતી તો તેઓને ધક્કા મારીને ખસેડતા. આમ સુરતમાં ચુંટણી વખતે સંખ્યાબંધ બહેનો પકડાઇ હતી. અને તેમને પાછળથી છોડી મૂકવામા આવી હતી. ઇસ્પિતાલમાં ઇજા પામેલાઓની સારવાર કરવામાં પણ કેટલીક બહેનોએ સારી સેવા અર્પી હતી.

જલાલપુરમાં ૨૪ બહેનોને પકડી છોડી મૂકી હતી. બારડોલીમાં એક પણ મત નોંધાયો ન હતો. બીજાં સ્થાનોએ પણ ચોકી થઇ હતી.

અમદાવાદમાં ઓગસ્ટની આખરમાં સરકારી હાઇસ્કુલ ઉપર વિદ્યાર્થીઓ રાષ્ટ્રધ્વજ ચઢાવવા મથ્યા હતા. અને તેને અંગે સત્યાગ્રહ આદર્યો હતો. તે વખતે વિદ્યાર્થીઓ ઉપર પોલીસે લાઠીપ્રસાદ ચલાવ્યો હતો. શેઠ અંબાલાલ સારાભાઇનાં પુત્રી કુમારી મૃદુલાબહેન પણ સખ્ત ઇજા પામ્યાં હતાં. કુમારી મૃદુલાબહેન તેમજ શ્રીમતી ખુરશેદ બહેનને પકડયાં હતાં અને તેમની સાથે બીજી ૧૮ બહેનોને પકડી હતી. પણ પાછળથી બધી બહેનોને છોડી મૂકી હતી. બધું મળી ૨૦૦ જણને ઇજા થઇ હતી. તેમાં બહેનોની સંખ્યા પણ સારી હતી.

અમદાવાદની કન્યા હાઇસ્કુલ ઉપર રાષ્ટ્રધ્વજ ચઢાવવાને અંગે પાંચ વિદ્યાર્થીનીઓને કાઢી મૂકવામાં આવી છે અને બીજી છને એક વર્ષ માટે શાળામાંથી બરતરફ કરી છે. આથી શાળા ઉપર ચોકી થઇ હતી. અને તરતજ આ બહેનો તરફ સહાનુભૂતિ દર્શાવી ઘણી બહેનો શાળામાંથી નીકળી ગઇ હતી. પરિણામે લેડી વિદ્યાગૌરી નીલકંઠ, શ્રીમતી સરલાદેવી, વગેરેના પ્રયાસથી નવી હાઇસ્કુલ ખોલવામાં આવી છે. પંડિત માલવીયાજી અમદાવાદ ગયા હતા ત્યારે તેમણે આ બહેનોને અભિનંદન આપ્યું હતું.

અમદાવાદ જીલ્લામાં સુંદર કામ કરી રહેલાં મહર્ષિ દાદાભાઇ નવરોજીનાં પૌત્રી અને મુંબાઇની દેશસેવિકાઓનાં કેપ્ટન શ્રીમતી પેરીનબહેનનાં બહેન શ્રીમતી ખુરશેદ બહેનને ચાલુ માસની તા. ૧ લીએ પ્રાંતિક મહાસભા સમિતિની ઓફિસમાંથી પકડી એક માસ સાદી કેદ અને રૂ ૨૫ દંડ ના એક માસ વધુ કેદની સજા કરવામાં આવી છે. શેઠ અંબાલાલનાં પુત્રી કુમારી ભારતી અમદાવાદની મદ્યનિષેધ સમિતિના મંત્રી અને કુમારી મૃદુલા સંયુક્ત મંત્રી નિમાયાં છે.

રાણપુરમાં પોલીસે કરેલા કહેવાતા અત્યાચારોની તપાસ કરવા માટે ગુજરાત પ્રાંતિક સમિતિએ એક સમિતિ નીમી હતી. એ સમિતિમાં શ્રીમતી સરલાદેવી અંબાલાલ સારાભાઇ સભ્યા નીમાયાં હતાં. અમદાવાદના જીલ્લા મેજીસ્ટ્રેટે આ સમિતિને ૧૪૪ મી કલમ અનુસાર અમદાવાદ જીલ્લામાં કોઇપણ સ્થાને તપાસ કરવાની બંધી કરી હતી. આ હુકમનો ભંગ કરીને પહેલી તપાસ સમિતિ રાણપુરમાં મળી. એટલે તેના બધા સભ્યોને ગિરફતાર કરવામાં આવ્યાં. તે સાથે રાણપુરમાં કામ કરતાં શ્રીમતી ખુરશેદબહેનના મદ્યનિષેધક મંડળના સભ્યા શ્રીમતી સોનુબહેન શામજી શાહને પણ પકડવામાં આવ્યાં હતાં. શ્રીમતી સરલાદેવીને તેમજ સોનુબહેનને રૂ. ૫૦૦ નો દંડ અને દંડ ન ભરે તો દોઢ માસની કેદની સજા કરવામાં આવી હતી. દંડ ન ભર્યા છતાં બન્ને બહેનોને છોડી

મૂકયાં હતાં. શ્રીમતી સોનુબહેનને પાછળથી અમદાવાદમાં ચોકી કરવા માટે પાછાં પકડયાં છે. શ્રીમતી સરલાદેવીને દંડ વસુલ કરવા માટે પોલીસે તેમની મોટર જપ્ત કરી હતી.

એક સમિતિને સજા થઇ એટલે બીજી સમિતિ નીમાઇ. એ સમિતિમાં અમદાવાદનાં મહિલા વિદ્યાપીઠના સંચાલિકા શ્રીમતી સવિતા બહેન ત્રિવેદી નીમાયાં હતાં. આ સમિતિને અમદાવાદ ખાતે જ ગિરફતારી મળી. શ્રીમતી સવિતાબહેનને રૂ. ૨૫૦ દંડ વા એક માસ સાદી કેદની સજા થઇ છે. એ બહેને દંડ ન ભરતાં જેલ સ્વીકારી છે.

અત્યારે ત્રીજી સમિતિ નીમાઇ ગયેલી છે. તેમાં પણ એક બહેન સભ્યાનીમાયાં છે. એ બહેન મીસીસ અમીના કુરેશી છે. આ સમિતિએ હજી કામ શરૂ કર્યું નથી. પોલીસ અમલદારની સમજાવટથી, પોલીસની તપાસ પૂરી થયા બાદ, આ સમિતિ કામ શરૂ કરનાર છે.

## સ્વાતંત્ર્ય સંગ્રામમાં નિર્મળ બલિદાનો

| | | | |
|---|---|---|---|
| ૧૧૮ | શ્રી. હંસાબહેન મહેતા | મુંબાઇ | ૩ માસ સાદી |
| ૧૧૯ | શ્રી. રમીબહેન કામદાર | " | " |
| ૧૨૦ | કુ. હિલરાહ સૈયદ | " | " |
| ૧૨૧ | શ્રી. દેવયાની દેસાઇ | વિલેપારલે | ૧૫ દિવસ સાદી |
| ૧૨૨ | શ્રી ગંગાબહેન પટેલ | અંધેરી | " |
| ૧૨૩ | શ્રી. શાન્તિબહેન બરફીવાળા | " | " |
| ૧૨૪ | કુ. સુભદ્રાબહેન દવે | ખાર | રૂ. ૧૦૦ દંડ. |
| ૧૨૫ | કુ. જયવતી દવે | " | " |
| ૧૨૬ | કુ. શાન્તાબાઇ વાદરેકર | " | " |
| ૧૨૭ | શ્રી મુક્તાબાઇ | " | " |
| ૧૨૮ | મીસીસ કરંદીકર | વસઇ | — |
| ૧૨૯ | શ્રી ગોમતીબહેન મથુરવાળા | વિલેપારલે | ત્રણ માસ સાદી કેદ અને રૂ. ૫૦ દંડ |
| ૧૩૦ | શ્રી. જાહ્નવીબહેન | | " |
| ૧૩૧ | શ્રી મંછાબહેન | | " |
| ૧૩૨ | કુ. ખુરશેદબહેન | અમદાવાદ | ૧ માસ સાદી કેદ રૂ ૨૫ દંડ વા એક માસ વધુ |
| ૧૩૩ | શ્રી. સુરેલાદેવી | રાણપુર | રૂ. ૫૦૦ દંડ વા દોઢ માસ કેદ |
| ૧૩૪ | શ્રી. સોનુબહેન શાહ | " | " |
| ૧૩૫ | શ્રી. સવિતાબહેન ત્રિવેદી | અમદાવાદ | રૂ. ૨૫૦ દંડ વા એક માસ કેદ |
| ૧૩૬ | કુ. મણિબહેન પટેલ | માતર | ૪ માસ સખ્ત કેદ |
| ૧૩૭ | શ્રી. જડાવબહેન પંડયા | મહેમદાવાદ | એક માસ કેદ, રૂ. ૧૫ દંડ, વા ૩ અઠવાડિયાં વધુ કેદ |
| ૧૩૮ | શ્રી. વિમળાબહેન | " | " |
| ૧૩૯ | શ્રી. પાર્વતીબહેન જોશી | " | " |
| ૧૪૦ | શ્રી. કુસુમબહેન | " | " |

મુંબાઇમાં તિલકદીનનાં સરઘસ વખતે પકડાઇ ૧૫ દિવસની સજાને બદલે કોઇકે દંડ ભર્યાથી, ૭ દિવસ કેદ ભોગવી છૂટી આવેલાં સરદાર વલ્લભભાઇનાં વીર પુત્રી શ્રીમતી મણિબહેન પટેલ તરફ તો સરકારની ક્યારની નજર હતી. એટલે આણંદમાં કરેલાં ભાષણ માટે તેમને માતર ખાતેથી પકડી ૪ માસ સખ્ત કેદની સજા કરવામાં આવી છે. શ્રીમતી મણિબહેન મહેમદાવાદ તાલુકાનાં ગામડાંઓમાં પ્રચાર અર્થે ગયાં હતાં.

ખેડા જીલ્લામાં, નડિયાદ, બોરસદ, મહેમદાવાદ, આણંદ વગેરે સ્થળે પીઠાંની ચોકીનું કામ બહેનોએ પૂર જોશમાં ઉપાડી લીધું છે. અને એ ભાગમાં બહેનોની ધરપકડ પણ મોટા પ્રમાણમાં થઇ છે. અત્યારે પીઠાંની ચોકી કરવા માટે મહેમદાવાદમાં ચોકી કરતી

બહેનોને ગાળ દેવા, તેમજ તેમના ઉપર હલ્લો કરવા માટે એક ખાસ આબકારી સ્ત્રી પોલીસ રાખવામાં આવી છે, જે ચોકી કરતી બહેનોને ગમે તેમ ગાળ દીએ છે, મારે પણ છે, અને તેમની પજવણી કરવામાં કાંઇ બાકી નથી રાખતી. ત્યાં ૮ બહેનોને એકી સાથે પકડવામાં આવી હતી. આ બહેનોમાં એકને તો ૭ માસનું બાળક છે. આ બહેનોનાં નામ આ રહ્યાં: શ્રીમતી બહેનો (૧) જડાવ બહેન, (૨) વીમળાબહેન, (૩) પાર્વતીબહેન, (૪) ઉજમ બહેન, (૫) હીરાબહેન, (૬) કાન્તાબહેન, (૭) સુરજબહેન, (૮) જીવીબહેન, આ ૮ બહેનોને એક માસ સાદી કેદ અને રૂા. ૧૫) દંડ યા ૩ અઠવાડીયાં વધુ કેદની સજા કરવામાં આવી છે. આ ઉપરાંત શ્રીમતી જમનાબહેન અને શ્રીમતી ભાગીરથી બહેનને મહેમદાવાદમાં પકડયાં હતાં. તેમને પણ સજા થઇ છે.

| | | |
|---|---|---|
| ૧૪૧ શ્રી. હીરાબહેન | મહેમદાવાદ | એક માસ કેદ, રૂ. ૧૫ દંડ વા ૩ અઠવાડીઆં વધુ કેદ |
| ૧૪૨ શ્રી કાન્તાબહેન શાહ | " | " |
| ૧૪૩ શ્રી. સુરજબહેન પટેલ | " | " |
| ૧૪૪ શ્રી. જીવીબહેન | " | " |
| ૧૪૫ શ્રી. જમનાબહેન | " | — |
| ૧૪૬ શ્રી. ભાગીરથીબહેન | " | — |
| ૧૪૭ શ્રી. કસ્તુરબહેન | નડિયાદ | — |
| ૧૪૮ શ્રી. પાર્વતીબહેન | " | — |
| ૧૪૯ શ્રી મીરાંબહેન | " | — |
| ૧૫૦ શ્રી. જડાવબહેન | " | — |
| ૧૫૧ શ્રી. જીવીબહેન | બોરસદ | એક માસ સખ્ત કેદ રૂ. ૩૦ દંડ વા ૧૫ દિવસ વધુ |
| ૧૫૨ શ્રી. પ્રભાવતીબહેન | " | " |
| ૧૫૩ શ્રી શાન્તાબહેન દેસાઇ | " | રૂ. ૫૦ દંડ વા ૧૫ દિવસ કેદ |
| ૧૫૪ શ્રી. મણિબહેન ચીમનલાલ પટેલ | " | " |
| ૧૫૫ શ્રી. શ્યામબહેન ભાવસાર | " | " |
| ૧૫૬ શ્રી મણિબહેન અમૃતલાલ | આણંદ | — |
| ૧૫૭ શ્રી. રામદેવી વીણા | સુરત | — |
| ૧૫૮ શ્રી. સુખદેવી પાલીવાલ | ફિરોઝાબાદ | — |
| ૧૫૯-૬૦-૬૧-૬૨ શ્રી ચંપાવતી અને ત્રણ બહેનો | આગ્રા | — |
| ૧૬૩-૬૩-૬૫-૬૬ શ્રી. પ્રમીલા બાઇ અને ત્રણ બહેનો | કલકત્તા | ૪ માસ સાદી |
| ૧૬૭ શ્રી. ગોદાવરીબહેન ઠક્કર | " | " |
| ૧૧૮ શ્રી બચુબહેન ઠક્કર | " | " |
| ૧૬૯ શ્રી. લાવણ્યપ્રભાદેવી | " | રૂ. ૨૦૦ દંડ વા બે માસ સાદી કેદ |
| ૧૭૦ શ્રી. ધનકુંવર | " | પાંચ માસ સાદી |

નડિયાદમાં દેશસેવિકા સંઘના શ્રી. બહેનો કસ્તુરબહેન, પાર્વતીબહેન, મીરાંબહેન અને જડાવબહેનને પકડી સજા કરવામાં આવી છે.

બોરસદમાં શ્રીમતી જીવીબહેન, અને શ્રી. પ્રભાવતી બહેનને એક માસ સખ્ત કેદ અને રૂા. ૩૦ દંડ યા ૧૫ દિવસ વધુ કેદની સજા કરી છે. આ ઉપરાંત બીજાં ૩ બહેનો પણ બોરસદમાંથી જેલ નિવાસ પામ્યાં છે. સૌ. શાન્તાબહેન સૂર્યકાન્ત દેસાઈ, સૌ. મણિબહેન ચીમનલાલ પટેલ અને સૌ. શ્યામબહેન ભાવસાર એ ત્રણ બહેનોને રૂા. ૫૦ યા ૧૫ દિવસ કેદની સજા થઇ છે. આમાં સૌ. શાન્તાબહેન દરબાર ગોપાળદાસનાં મોટા પુત્રનાં પત્ની થાય છે. આણંદમાં શ્રીમતી મણિબહેન અમૃતલાલ પણ પકડાયાં છે.

વલસાડ તાલુકામાં સારું કામ કરી રહેલાં

શ્રીમતી રામદેવી વીણાને પકડયાં છે. સુરત જીલ્લામાં પકડાનાર આ પહેલાંજ બહેન છે.

અમદાવાદમાં વિદેશી કાપડની દુકાનની ચોકી કરતાં એક બહેન શ્રીમતી ચંચળ બહેનનું એક વેપારીએ અપમાન કર્યું હતું. પાછળથી તે વેપારીએ માફી માંગી હતી. કપડવંજના શ્રીમતી રૂકિમણી બહેને ત્યાંના કાપડના વેપારીઓ વિદેશી કાપડ વેચવાનું બંધ ન કરે ત્યાં સુધી ઉપવાસ કર્યા છે. કાપડીયા એસોસીએશને આખરે વિદેશી કાપડ ન વેચવાનો ઠરાવ કરતાં તેમણે ઉપવાસ છોડયાં છે.

સુરતનાં તાડીનાં પીઠાં પર ચોકી કરવાનું દશેરાના દિવસથી શરૂ કરવામાં આવ્યું છે. પૂ. કસ્તુરબાની આગેવાની હેઠળ લગભગ ૯૦ સેવિકા બહેનો આ કામ કરે છે.

બારડોલીમાં જમીન મહેસુલ ન ભરવાની લડત પૂર જોશમાં ચાલવા સાથે ચોરી-ધાડનાં કામ પણ શરૂ થયાં છે. બારડોલી તાલુકાના કાર્યકર્તા શ્રી. મોરારભાઇ તેમના પિતા સાથે જેલમાં છે. અને સરકારે એમની જમીન ખાલસા કરી છે. અને ખેતરની ફરતે વેઠીયાઓ મૂક્યા છે. છતાં તેમનાં બહાદુર પત્ની શ્રીમતી ડાહીબહેને સરકારના હુકમનો અનાદર કરી પોતાનાં ખેતરમાંથી અડદનું તુલ ઉતાર્યું છે.

દંડ વસુલ કરવા માટે ગુજરાતમાં ઠામ ઠામે જપ્તીઓ થાય છે. તેમાં રાંધવાનાં વાસણો પહેરવાનાં કપડાં વગેરે પણ જપ્ત કરે છે કેટલીક વખતે તો રાંધવા માટે ચુલા પર મૂકેલાં તપેલાં પણ ઉપાડી ગયાં છે. કેટલેક સ્થાને તાળાં તોડી જપ્તી કરવામાં આવી છે.

અમદાવાદમાં બહિષ્કાર સમિતિ તરફથી ખાદી પ્રદર્શન ભરાયું હતું. તે ખુલ્લું મૂકતાં શ્રી. બેલ્વીએ મુંબાઇની અને ગુજરાતની

| | | |
|---|---|---|
| ૧૭૧ શ્રી. બિન્દુમતી દેવી | કલકત્તા | પાંચ માસ સાદી |
| ૧૭૨ શ્રી. સુહાસિની ગુહારોય | ,, | ,, |
| ૧૭૩ શ્રી. નિરોદાસુંદરી દાસ | ,, | ,, |
| ૧૭૪ શ્રી. અંબાલિકા રોય ચૌધરી | ,, | ,, |
| ૧૭૫ શ્રી. રેણુકા સેન | ,, | — |
| ૧૭૬ શ્રી કમલા દાસગુપ્તા | ,, | — |
| ૧૭૭ શ્રી. સુભદ્રાદેવી | ,, | ૭ માસ સાદી કેદ |
| ૧૭૮-૭૯-૮૦-૮૧-૮૨ પાંચ બહેનો | ,, | રૂ ૨૦ દંડ વા ૨૦ દિવસ સાદી |
| ૧૮૩ શ્રી. નારાયણી | ,, | — |
| ૧૮૪-૮૫-૮૬ શ્રી. કમલા વિશ્વાસ અને બે બહેનો | ,, | ૪ માસ સાદી કેદ |
| ૧૮૭ મીસીસ ગુલ્સી | લાહોર | ૧ વર્ષ સાદી કેદ |
| ૧૮૮ શ્રી પાર્વતીદેવી | ,, | — |
| ૧૮૯ શ્રી. પૂર્ણદેવી | ,, | — |
| ૧૯૦ મીસ જનકકુમારી ગુલ્સી | ,, | ૧ માસ સાદી કેદ રૂ. ૫૦ દંડ વા એ સપ્તાહ વધુ કેદ |
| ૧૯૧ મીસ મનમોહિની ગુલ્સી | ,, | ,, |
| ૧૯૨ મીસ શ્યામા ગુલ્સી | ,, | ,, |
| ૧૯૩ મીસ કૃષ્ણાકુમારી ગુલ્સી | ,, | ,, |
| ૧૯૪-૨૦૫ મીસ પીંડીદાસ અને ૧૧ બહેનો | ,, | ,, |
| ૨૦૬ શ્રી. સરસ્વતીદેવી | ભાવલપુર | — |
| ૨૦૭ શ્રી વિદ્યાવતી | અમૃતસર | ૬ માસ કેદ |
| ૨૦૮ મીસીસ સુંદરસિંહ | ,, | — |
| ૨૦૯-૨૧૭ શ્રી. આત્માબાઇ અને ૮ બહેનો | ,, | — |
| ૨૧૮ શ્રી. સુંદરમ્મા | બેઝવાડા | ૬ માસ સાદી |
| ૨૧૯ શ્રી. માલતીબાઇ ઘટે | હિંગનઘાટ | ૪ માસ સાદી |
| ૨૨૦ શ્રી. ચંદ્રભાગાબાઈ | ચાંદા | ૬ માસ સાદી |
| ૨૨૧ શ્રી. બીજરાણી | દિલ્હી | — |
| ૨૨૨ શ્રી. મેનાદેવી | ,, | — |
| ૨૨૩ શ્રી. પાર્વતીદેવી | લાહોર | — |

બહેનોએ કરેલાં કામનો ખૂબ તારીફ કરી હતી. અમદાવાદમાં નીકળેલાં સરઘસમાં પણ બહેનો ભારે ભાગ લીએ છે. ગોધરાના એક અમલદારનાં પત્ની મ. ગાંધીજી તરફ પૂજ્ય ભાવ દર્શાવતાં હતાં એ અમલદાર પોતાનાં પત્ની આગળ, પોતાની સત્તાની ધુમાખીમાં વખતો વખત પૂ. ગાંધીજીને 'ઢોંગી ધુતારો' અને એવાં એવાં ન સાંભળી શકાય એવા શબ્દો સંભળાવતા. આથી કંટાળી એ અમલદારનાં પત્ની શ્રીમતી રૂકિમણીએ આપઘાત કર્યો છે.

સરકારની દમનનીતિ સામે વિરોધ દર્શાવી ભરૂચ જીલ્લા બોર્ડના કેળવણી બોર્ડમાંથી શ્રીમતી માણેકગૌરી ગાંધીએ રાજીનામું આપ્યું છે.

ધોલેરા-સત્યાગ્રહ સમિતિનાં સરદારપદે શ્રીમતી દેવીબહેન પટ્ટણી આવ્યાં છે. તેઓ ધોલેરા, રાણપુર આદી સ્થળોએ પ્રેરણા પાઇ રહ્યાં છે.

સરકારે કાઢેલાં નવાં જાહેરનામાં અનુસાર ગુજરાતની ૮૭ મહાસભા સંસ્થાઓ ગેરકાયદેસર ઠરી છે, અને સર્વત્ર જપ્તીઓ થઇ રહી છે.

**સંયુકત પ્રાંત :**

સંયુકત પ્રાંતમાં અલાહાબાદ, કાનપોર, આગ્રા, દિલ્હી, એ લડતનાં મુખ્ય ધામ છે. દિલ્હીમાં આગેવાનોને [illegible] સજા કરવામાં આવી. તે બાદ શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂએ જાહેર સભામાં સરકારને ચેતવણી આપી હતી કે મહાસભા સમિતિના બધા સભ્યો પકડાઇ જાય તો પણ સમિતિનું કામ બંધ થઇ જવાનું નથી. અલાહાબાદ યુનિવર્સીટી ઉપર ઑગસ્ટની આખરે ચોકી થઇ હતી. તેમાં શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂ, શ્રીમતી ઉમા નેહરૂ તેમજ નેહરૂ કુટુંબની બીજી સ્ત્રીઓએ પણ ભાગ લીધો હતો.

અલાહાબાદની કાયસ્થવેદ કન્યા કૉલેજને મળતી બધી સરકારી ગ્રાન્ટ ખેંચી લેવામાં આવી છે અને આ કૉલેજ સાથે કોઇ પણ સરકારી અમલદારને સંબંધ નહિ રહે એવું જાહેર કરવામાં આવ્યું છે. આ કૉલેજની સમિતિના મંત્રીસ્થાને સંયુકત પ્રાંતની સરમુખત્યાર શ્રીમતી ઉમા નેહરૂ છે. એજ એનો મોટો દોષ !

ચાલુ માસની તા. ૭ મીએ એક ગાંડી મુસ્લીમ સ્ત્રીએ શ્રીમતી કમળાદેવી નેહરૂ પર હલ્લો કર્યો હતો અને તેમને બે ચાર થાપટ મારી હતી. તે સ્ત્રીને તરતજ પકડવામાં આવી હતી.

શ્રીમતી ઉમા નેહરૂ તથા શ્રીમતી કમળાદેવી નહેરૂ વખતોવખત મુસાફરીએ ગયાં હતાં. શ્રીમતી ઉમા નેહરૂએ કાનપોરમાં અને શ્રીમતી કમળા નેહરૂએ લખનૌમાં તેમજ બીજે સ્થળે પ્રેરણાત્મક સંદેશ આપ્યા હતા. કાનપોરમાં ધારાસભાની ચુંટણીને અંગે સખ્ત ચોકી થઇ હતી. શ્રીમતી ઉમા નેહરૂએ તેમાં આગળ પડતો ભાગ લીધો હતો.

મદ્રાસની વીમેન્સ ઇન્ડિયન એસોસીએશનના જાણીતાં આધરીશ સન્નારી મીસીસ કઝીન્સ વખતોવખત ચળવળમાં ભાગ લીએ છે. ઝાંસીની મુલાકાત લેતાં તેમણે વિદેશી માલનો બહિષ્કાર કરવા વિનતિ કરી હતી.

આગ્રાના પહેલા સરમુખત્યારનાં પત્ની શ્રીમતી સુખદેવીને સરઘસની સરદારી લેવા માટે ફિરોઝાબાદમાં પકડયાં હતાં. બીજાં આગ્રાના અગ્રણી શ્રીમતી ચંપાવતીને બીજી ત્રણ બહેનો સાથે પકડયાં છે. આગ્રાની ઇન્દ્રભાણુ ગર્લ્સ હાઇસ્કુલમાં શ્રીમતી ચંપાવતી શિક્ષિકા હતાં. એપ્રિલમાં જ તેમણે નોકરી છોડી દીધી હતી. આ બહેનોને કયા આરોપ સર પકડયાં છે, તે જાણવામાં આવ્યું નથી.

લખનૌમાં તાડીના પરવાનાના લીલામ

વખતે બહેનોએ સીટી મેજીસ્ટ્રેટને ઘેર ચોકી કરી હતી. ૨૦ બહેનોએ તાડીનાં માંડવાની હરાજીમાં ભાગ લેનારાઓ સામે ચોકી કરી હતી.

**બંગાળ :**

વિદેશી કાપડની દુકાનો પર ચોકી કરવા માટે, વા પીઠાં પર ચોકી કરવા માટે જેલમાં જનાર બહેનોની સંખ્યા વધુમાં વધુ બંગાળમાં છે. બંગાળમાંથી બધું મળી ૮૦ ઉપર બહેનો જેલમાં ગઇ છે. આમાં ૧૮ બહેનો તો ગુજરાતી છે. ગયા માસમાં કલકત્તામાં બરાબઝાર અને બીજેથી ચોકી કરવા માટે શ્રીમતી પ્રમીલાબાઇ અને ત્રણ બહેનોને ૪ માસ કેદની સજા થઇ છે. શ્રીમતી ગોદાવરી બહેન ઘનશ્યામ ઠક્કર અને શ્રીમતી બચુ બહેન છોટાલાલ ઠક્કર એ બે ગુજરાતી લોહાણા બહેનોને કલકત્તામાં ૪ માસની જેલ મળી છે. સપ્ટેમ્બરની શરૂઆતમાં ૧૨ બહેનોને ૪ માસ સાદી કેદની સજા મળી છે. દક્ષિણ કલકત્તામાં ચોકી કરતી બહેનોનાં આગેવાન શ્રીમતી લાવણ્યપ્રભા દેવીને રૂ. ૨૦૦ દંડ વા બે માસ સાદી કેદની સજા થઇ છે. એ બહેને જેલ સ્વીકારી છે. પાંચ બહેનો, શ્રીમતી ધનકુંવર, શ્રીમતી બિન્દુમતીદેવી, શ્રીમતી સુહાસિની ગુહા રોય, શ્રીમતી નિરોદાસુંદરી દાસ, અને શ્રીમતી અંબાલિકા રોય ચૌધરીને ૫ માસ સાદી કેદની સજા થઇ છે.

બીજું, ગયા માસમાં વિદ્યાર્થીનીઓના ભોજનગૃહો પર પોલીસે દરોડો પાડ્યો હતો અને બેથ્યૂન કોલેજના ચોથા વર્ષના વિદ્યાર્થીની મીસ રેણુકા સેન, અને મીસ કમલા દાસગુપ્તાને પકડયાં છે.

સપ્ટેમ્બરની શરૂઆતમાં શ્રીમતી મીરાં બહેન ઉર્ફે મીસ સ્લેડ મદ્રાસથી કલકત્તા આવ્યાં હતાં. તેમનાં માનમાં સરઘસ કાઢવાનો આગ્રહ રાખ્યો એટલે શ્રીમતી મીરાં બહેનને પોલીસ પકડી ગઇ હતી અને તેમનાં જવાના સ્થાને પહોંચાડી આવી હતી. બાકીનું સરઘસ વિખેરી નાંખ્યું હતું. આ સરઘસમાં ભાગ લેવાનું જણાવવા માટે બરાબઝાર કોન્ગ્રેસ સમિતિના મંત્રી શ્રીમતી સુભદ્રાદેવીને ૬ માસ સાદી કેદની સજા થઇ હતી. બીજાં ૨૬ બહેનોને પકડયાં હતાં, તેમાંથી ૨૧ ને છોડી મૂકયાં હતાં અને બીજાં ૫ બહેનોને રૂા. ૨૦ દંડ અને દંડ ન ભરે તો ૨૦ દિવસની સાદી કેદની સજા થઇ હતી.

૨૦ દિવસ સજા પામેલી આ બહેનો સજા પૂરી થતાં છૂટે ત્યારે સરઘસ કાઢવાની યોજના થઇ હતી, પરંતુ પોલીસે છેક છેલ્લી ઘડીએ મનાઇ કરવાથી સરઘસ માંડી વાળવું પડયું હતું. ચોકી કરવા માટે શ્રીમતી કમલા વિશ્વાસ અને બીજી બે બહેનોને ૪ માસ સાદી કેદની સજા થઇ છે.

## ગ્રાહકોની ફરિયાદ

"આ અંક ઓકટોબર અને નવેમ્બર માસના ભેળા અંક તરીકે પ્રકટ થશે અને દીવાળી પહેલાં ગ્રાહકોને મળી જાય એવી રીતે મોકલશે," એ મતલબના ખબર અમે સપ્ટેમ્બર માસના અંકમાં ૪૫ મે પાને આપ્યા હતા. આ ખબર વાંચવાની ઘણા ગ્રાહકોએ દરકાર રાખી નથી. પરિણામે ઓકટોબર માસનો અંક હંમેશની જેમ ૧ લી તારીખે નહિ મળવા વિષેની ફરિયાદ કરતા પત્રો અમને સંખ્યાબંધ ગ્રાહકો તરફથી મળ્યા છે. એ પત્રોના અમે દરેકને છુટક જવાબ નથી આપી શકયા તે માટે દીલગીર છીએ. એ ફરિયાદ કરનારા જોઇ શકશે કે એમાં અમારી નહિ પણ તેમનીજ બેદરકારી છે.

લી. વ્યવસ્થાપક, "ગુણસુંદરી"

જુલાઇ માસમાં ૭ માસની સજા પામેલા કલકત્તાનાં શ્રીમતી ચમેલીદેવીએ જેલમાં બાલકને જન્મ આપ્યો હતો. તે મરણ પામતાં બીજેજ દિવસે એટલે કે ચાલુ માસની તા. ૮ મી એ તેમને છોડી મૂકયાં છે.

સરકારની દમનનીતિ સામે વિરોધ દર્શાવી કોમીલ્લાની સરકારી કન્યા હાઇસ્કુલનાં વડી શિક્ષિકા મીસ એલ. ચંદાએ રાજીનામું આપ્યું છે. આ બહેને આ સ્થાને ૧૨ વર્ષ નોકરી કરી છે.

*ઓગસ્ટની આખરે કલકત્તામાં પ્રો. અબ્દુર* રહીમની ૧૦ અને ૧૧ વર્ષની બે પુત્રીઓ સુલતાનાબેગમ અને ઝહરાબેગમને ચોકી કરવા માટે પકડી હતી, પણ તરતજ છોડી મૂકી હતી.

**પંજાબ:**

પંજાબની સંગ્રામ સમિતિના સરમુખત્યાર શ્રીમતી ઝુત્સીને એક વર્ષ સાદી કેદની સજા થઇ છે. તેમણે રૂ. ૧૦૦૦૦ ના જામીન આપવા ના પાડવાથી સજા કરવામાં આવી છે. તેમને 'એ' વર્ગમાં મુકયાં છે. લાહોરના જાણીતા મહાસભાવાદી લાલા ઠાકુરદાસનાં પત્ની શ્રીમતી પાર્વતીદેવીને ફોજદારી કાયદાની ૧૦૮ કલમ પ્રમાણે પકડયાં છે. તેમને બે વર્ષ માટે સારી ચાલ ચલગતના રૂ. ૧૦૦૦૦ ના જામીન આપવાનું જણાવાયું હતું. પરંતુ તેમણે તે આપવાની ના પાડી છે. સુધારેલા ફોજદારી કાયદા પ્રમાણે, મહાસભા સમિતિના સભ્ય બનવા માટે શ્રીમતી પૂર્ણદેવીને પકડયાં છે.

લાહોરની કોલેજો પર ચોકી કરવા માટે લાહોરમાં ચાલુ માસની તા. ૫ મીએ કુમારી જનકકુમારી ઝુત્સી, મીસ મનમોહિની ઝુત્સી, મીસ શ્યામા ઝુત્સી અને મીસ કૃષ્ણાકુમારી ઝુત્સીને ૪ બહેનો સાથે પકડી છે. સૌને, એક માસ સાદી કેદ અને રૂ. ૫૦ દંડ વા બે સપ્તાહ વધુ કેદની સજા થઇ છે. મીસ જનકકુમારી તો લાહોરની સ્ત્રીઓની કોલેજના અધ્યાપિકા છે. તેમણે એ પદનું રાજીનામું આપી દીધેલું છે. તેમના માનમાં કોલેજની વિદ્યાર્થીનીઓએ હડતાળ પાડી હતી. પંજાબ કેસરી સ્વ. લાલા લજપતરાયનાં પુત્રી શ્રીમતી પાર્વતીદેવીને રાજદ્રોહના આરોપસર ચાલુ માસની તા. ૧૪મીએ પકડયાં છે. તેમને જામીનપર છૂટવા ના પાડી છે.

*લાયલપુરમાં શ્રીમતી સરસ્વતીદેવીને ૫૦૧* મી કલમ પ્રમાણે પકડયાં છે. લાયલપુરમાં પકડાનાર આ ચોથાં બહેન છે.

અમૃતસરનાં શ્રીમતી વિદ્યાવતીને ૬ માસની કેદ થઇ છે. તેમના ઉપર પણ રાજદ્રોહનો આરોપ છે. અમૃતસરમાં મી. રાલીઆરામની વિદેશી કાપડની દુકાન પાછી ઉઘડી છે. એટલે ત્યાં હવે સ્વયંસેવિકાઓએ છાજીયાં લેવા માંડયાં. આથી ૧૧ બહેનોને પકડી છે. આ ૧૧ બહેનોમાં મીસીસ સુંદરસિંહ, તેમજ હાલમાંજ છૂટી આવેલાં શ્રીમતી કરતારકુંવર અને શ્રીમતી આત્માબાઇ છે.

**મદ્રાસ:**

ઓગસ્ટ માસની આખરે, શ્રીમતી મીરાંબાઇ મદ્રાસ ગયાં હતાં. ત્યાં જાહેર સભા મળનાર હતી. તેમાં તેઓ ભાષણ કરનાર હતાં. તે સભા સામે મદ્રાસના પોલીસ કમીશ્નરે પ્રતિબંધ મૂકયો હતો. મદ્રાસ તેમજ અન્ય સ્થળે તેઓ પ્રવાસ કરી આવ્યાં છે.

બેઝવાડાના આગેવાન શ્રીમતી સુંદરમ્મનિ કાયદા ભંગ માટે ૬ માસ સાદી કેદની સજા થઇ છે.

**મધ્યપ્રાંત:**

હિંગનઘાટ (નાગપુર) માં પકડાયેલાં શ્રીમતી માલતીબાઇ પટેને ૪ માસ સાદી

ી સજા થઈ છે. આ બહેન અગાઉ દંડની
ત ભોગવી ચૂકેલાં છે. તેમનું વય ૨૦ વર્ષ
તાં પણ ઓછું છે. સીઓનીમાં પોલીસે
ળીબાર કર્યાથી એક બહેનનું મરણ થયું
અને ૩ બહેનો ઇજા પામી છે.

નાગપુરનાં ભગિની મંડળ તરફથી કાય-
ની કૉલેજ પર ચોકી થતાં કૉલેજ બંધ
વી પડી છે.

મધ્યપ્રાંત મરાઠીના સરમુખત્યાર શ્રીમતી
નસૂયાબાઇ કાલે નીમાયાં છે.

ચાંદા જીલ્લાના પેટગાંવના આગેવાન
ીમતી ચંદ્રભાગા બાઇને રૂ. ૪૫૧ ના દંડની
જા થઇ છે. દંડ આપવાની ના પાડતાં
મને ૬ માસ જેલ મળી છે.

**કીર્ણ :**

કરાંચીમાં ચાલુ માસની શરૂઆતમાં ગાંધી
પ્તાહ ઉજવાયું હતું. તે વખતે ૩૦૦ ઉપર
હેનોએ મીઠું બનાવી સત્યાગ્રહ કર્યો હતો.
ને જપ્ત થયેલું સાહિત્ય વાંચ્યું હતું.

પટનાનાં મીસીસ હસન ઇમામને થયેલા
ંડની સજા વસુલ કરવા માટે મી. હસન
ામામને ત્યાં ટાંચ લગાડવામાં આવી હતી.

વરધા, આકોલા, બોચી, કુમટા, વગેરે
થળે પણ જંગલ સત્યાગ્રહ થયો હતો.
ાશિકમાં પણ ધારા સભાની ચુંટણીને અંગે
ચોકી થઇ હતી.

**ગોળમેજીમાં સ્ત્રીઓ:**

... બંધારણને નામે ભારતવાસીઓને નવી
ાળમાં સપડાવવા બ્રિટીશ સરકારે, હિંદનું
ભાવિ ઘડવા માટે લંડનમાં ગોળમેજી પરિષદ
બોલાવી છે. આ પરિષદમાં ભાગ લેવા માટે
વાઇસરોય સાહેબે જે ૬૦ હિન્દી પ્રતિનિધિ-
ઓ પ્રસંદ કર્યા છે તેમાં બે સ્ત્રીઓ પણ
છે. એ બે સ્ત્રીઓ તે મીસીસ સુબ્બારોયન
અને મીસીસ શાહનવાઝ. આ બે બહેનોને
હિન્દની સ્ત્રીઓના પ્રતિનિધિ તરીકે નીમ્યાં છે.
આ બે બહેનોએ અત્યાર સુધીમાં હિન્દી
સ્ત્રીત્વનું કલ્યાણ થાય એવું કાંઇ કાર્ય કર્યું
નથી. છતાં તેઓ સરકારી અમલદારો સાથે
સંબંધ ધરાવતાં હોઇ તેઓને નીમવામાં
આવ્યાં છે. મહાસભાએ ગોળમેજી પરિષદનો
બહિષ્કાર પોકાર્યો છે. મુંબાઇની મહિલાઓએ
આ બે સ્ત્રીઓ હિન્દની સ્ત્રીઓનું જરા સરખું
પણ પ્રતિનિધિત્વ ધરાવતી નથી એવું સ્પષ્ટ
જાહેર કરવા રાષ્ટ્રીય સ્ત્રીસભાના આશ્રયે
મુંબાઇની સ્ત્રીઓની જાહેરસભા બોલાવી
હતી અને તેમાં ગોળમેજી પરિષદનો વિરોધ
કરતાં સખ્ત વિવેચનો થયાં હતાં. આ બે
બહેનો હિન્દી સ્ત્રીત્વનું જરાય પ્રતિનિધિત્વ
ધરાવતાં નથી એવું જાહેર કર્યું હતું.

મીસીસ સુબ્બારાયને, મદ્રાસની વીમેન્સ
ઇંન્ડિયન એસોસીએશન પાસે ગોળમેજી પરિ-
ષદમાં ચર્ચવાના હિન્દી સ્ત્રીઓને લગતા પ્રશ્ન
સંબંધી અભિપ્રાય માંગ્યો હતો. એસોસીએ-
શને તેનો રોકડો જવાબ આપ્યો હતો, કે
સરકારે એસોસીએશનનાં આગળના ઠરાવ
પ્રમાણે જાહેરાત કરી નથી, એટલે એસોસી-
એશન કોઈ પણ રીતનો જવાબ આપવા
માંગતી નથી.

આખાં હિન્દે—આ ગોળમેજી પરિષદનો
બહિષ્કાર કર્યો છે.

તા. ૧૭–૧૦–૩૦.






## સ્વદેશ.

**કુમારી દિલશાદ સૈયદ:** મુંબાઇમાં કોન્ગ્રેસ બુલેટીનના તંત્રી તરીકેનું માન મેળવનારાં આ પહેલાંજ બહેન છે. કુમારી દિલશાદનો જન્મ ૧૯૧૦ ના સપ્ટેમ્બરની તા. ૨૪ મીએ થયો હતો તે વખતે તેના પિતા માતા અંત્યજ મીશનમાં આજીવન સભ્ય તરીકે સેવા બજાવતાં હતાં. તેના માતા પિતા ચુસ્ત સુધારક તેમજ રાષ્ટ્રપ્રેમી હોઇ દિલશાદનામાં પણ નાનપણથીજ દેશ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયો હતો. અસહકારના સમય દરમ્યાન ખાદી અને સ્વદેશીની ચળવળમાં દિલશાદે ભાગ લીધો. લોકમાન્ય તિલકની એક પુણ્યતીથિના દિવસે કોઇક સમારંભમાં હાજરી આપવા માટે દિલશાદ અને તેની બહેને શાળામાં હાજરી નહિ આપી. આથી શાળાનાં સુપરિન્ટેન્ડન્ટે બીજે દિવસે બન્ને બહેનોને આખો દિવસ વર્ગમાં ઉભી રાખી. તે પછીને દિવસે બન્ને બહેનો તે શાળાને તિલાંજલિ આપી લોકમાન્ય રાષ્ટ્રીય કન્યાશાળામાં જોડાઇ. દિલશાદે મેટ્રીક તથા કોલેજની પરીક્ષાઓ ઉંચા નંબરે પસાર કરી છે. પોતે કર્ણાટકી હોવા છતાં દિલશાદ પોતાને 'હિન્દી' તરીકે ઓળખાવવામાં ગૌરવ માને છે. મુંબાઇની યંગ લેડીઝ યુનીયનની મંત્રી તરીકે દિલશાદ કેટલાક વર્ષો સુધી કામ કરતી હતી મુક્તિસંગ્રામ શરૂ થતાં, તે સ્વયંસેવિકા તરીકે તેમાં જોડાઇ હતી અને મીઠાનો સત્યાગ્રહ કરવામાં ભાગ લીધો હતો. મહાસભાનાં ખબરખાતાંમાં તે શરૂઆતથી જ ભાગ લેતી હતી. સ્વયંસેવિકાઓ સાથે તે ભીલ વિસ્તારમાં પ્રચાર કરતી હતી. હાલમાંજ હિન્દુસ્તાની સેવાદળની અધિકારી નીમાંઇ હતી. અને તે બાદ 'કોન્ગ્રેસ બુલેટીન' ની તંત્રી બની હતી.

**હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટી:** કર્વે યુનિવર્સીટીને નામે ઓળખાતી નાથીબાઇ દામોદર ઠાકરસી સ્ત્રી યુનિવર્સીટીના વાર્ષિક હેવાલમાં જણાવાય છે તે પ્રમાણે: યુનિવર્સીટી સાથે જોડાયલી કોલેજોમાં વિદ્યાર્થીનીઓની સંખ્યા ૮૩ની થઈ છે. વર્ષ દરમ્યાન મુંબાઇ કન્યાશાળામાં ૨૨૫ અને વનિતા વિશ્રામ એમ્પ્રેડ્ડ? સ્કુલમાં ૧૨૭ વિદ્યાર્થીનીઓ હતી. માધ્યમિક શાળાઓની વિદ્યાર્થીનીઓની સંખ્યા ૧૭૫૦ની થઇ છે. માર્ચ અને એપ્રિલમાં યુનિવર્સીટીની પરીક્ષાઓ થઇ હતી. જી. એ. પરીક્ષામાં ૮ બહેનો બેઠી હતી તેમાં ૨ પસાર થઇ હતી. પ્રાવેશિક પરીક્ષામાં બેઠેલી ૧૦૨ બહેનોમાંથી ૫૪ બહેનો પસાર થઇ હતી. હૈદ્રાબાદના ના. નિઝામે યુનિવર્સીટીને રૂ ૫૦૦૦ આપ્યા છે.

**ગૃહપરિચારિકા:** મુંબાઇની વર્કીંગ મેન્સ ઇન્સ્ટીટ્યુટની પરેલ શાખા તરફથી સેંટ જોન એમ્બ્યુલન્સ વર્ગની ગૃહપરિચારિકા વર્ગની પરીક્ષામાં ( ૧ ) મીસ યાંકોબેથ હાસમ, ( ૨ ) મીસ રેબેકા લેવી; ( ૩ ) મીસ યાંકોબેથ ઇઝેકીઅલ, ( ૪ ) મીસીસ સુલસાબાંઇ ફનસે, ( ૫ ) મીસીસ ગંગાબાઇ તાબોલકર, ( ૬ ) મીસીસ રૂક્મણી આરવેકર, ( ૭ ) મીસ શશીકલા ગીધ.

**સ્ત્રીસેવાસમાજ** નામની એક સંસ્થા નાગપંચમીને દિને સ્થપાઇ છે, તેનો મુખ્ય ઉદ્દેશ સ્ત્રીઓના આર્થિક ઉન્નતિ સાધવાનો છે. ઉદ્યોગ સંબંધી શિક્ષણ આપીને. તેમ સ્ત્રીઓને યોગ્ય મહેનતાણું મળી શકે એવા નાના ઉદ્યોગો શરૂ કરીને તેઓને આર્થિક સ્વતંત્રતા મેળવી આપવામાં મદદ મળે તે માટે આ પ્રયાસ થયો છે. અત્યારે સમાજ તરફથી, ખાદી, દોરઆઇલ, સાબુ, બીસ્કીટ દૂધ-

પાવડર, વગેરે વસ્તુઓ બનાવી વેચવા માંડી છે. સમાજના પ્રમુખ સૌ. નલિનીબાઇ દલવી બી. એ છે અને મંત્રી સૌ શાન્તાબાઇ રાનડે છે.

**મીસીસ ફેની નોશીરવાન ગાળવાળાઃ** કાયદાની પરીક્ષામાં સરકારી શિષ્યવૃત્તિ મેળવનારાં આ પહેલાંજ હિન્દી બહેન છે. તેમણે બીજી એલ. એલ. બી.ની પરીક્ષા પસાર કરી છે અને હાલમાં સોલીસીટર, તેમજ એડવોકેટ બન્ને થવા માટે અભ્યાસ કરે છે. ૧૯૩૨ માં તેઓ બન્ને પરીક્ષામાં બેસનાર છે. આર્ટીકલ્ડ ક્લાર્ક તરીકેની ટર્મ ભરવા તેઓ જુલાઇ માસથી મેસર્સ ચીટનીસ, કાંગા અને મજગાંમવાળાની પેઢીમાં જોડાયાં છે.

**મુંબાઇમાં કોટમાં 'સ્વદેશી':** સ્વદેશી વસ્તુઓનાં પ્રચાર માટે મુંબાઇના ધનાઢ્ય કુટુંબની ૩૦ ઉપર બહેનોએ કોટમાં સુંદર બિલ્ડીંગમાં 'સ્વદેશી' દુકાન કાઢી છે. આમાં પારસી, ગુજરાતી બહેનો પણ સારા પ્રમાણમાં જોડાયાં છે. લગભગ દરેક જાતનો સ્વદેશી માલ આ દુકાનમાં સંગ્રહાયલો હોઇ બજારનેજ ભાવે મળે છે. દુકાનની વ્યવસ્થાનું કામ પણ આ બહેનોજ કરે છે. મીસીસ રૈરામની, મીસીસ વાડીયા અને ખટાઉ કુટુંબની બહેનો ઉપરાંત બીજી ઘણી બહેનો આ યોજનામાં સામેલ થઇ છે. દુકાન ઉઘડી ત્યારે કેટલાક દિવસ તો લોકોનો સારો ધસારો થયો હતો. અને હજીયે દુકાનમાંથી વેચાણ ઘણું જ સારૂં થાય છે. ધનિક કુટુંબની બહેનો આ રીતે પણ સ્વદેશીના કાર્યને ઉત્તેજન આપે એ પ્રસંશાયુક્ત છે. વધુમાં આ બહેનો પોતેય સ્વદેશીને પોતાનાં જીવનમાં ગુંથી લેશે તો વધુ સારી સેવા કરી શકશે: ઉચ્ચ કુટુંબની બહેનોને આ કાર્ય માટે અમે અભિનંદન આપીએ છીએ.



સૌ. કલાવતી ખંઢેરીઆ

**સૌ. કલાવતી ખંઢેરીઆઃ** ભારતમાં નીચી ગણાતી ભીલ કોમમાં જન્મેલાં આ બહેન નડિયાદ હિંદુ અનાથાશ્રમની સુંદર કેળવણીના સંસ્કારે ઉચ્ચ વર્ગની તોલે આવે એવું શિક્ષણ પામેલાં છે. અંત્યજ જેવી દલીત કોમના ઉદ્ધારકાર્યમાં જોડાયલા, મૂળ રાજકોટના દશાશ્રીમાળી વણિક યુવાન ભાઇ ચુનીલાલ ત્રીભુવનદાસ ખંઢેરીઆનાં એ પત્ની. ભાઇ ખંઢેરિયા સારા કુળના જુવાન છે. તેમને પત્ની તરીકે તેમની જ જ્ઞાતિની કે બીજી વણિક જ્ઞાતિની અનેક કુમારિકાઓ મળી શકતી હતી. છતાં આખા જીવન માટે ઉપાડેલાં અંત્યજસેવાના કામમાં તેમની જ્ઞાતિની કે

પાવડર, વગેરે વસ્તુઓ બનાવી વેચવા માંડી છે. સમાજના પ્રમુખ સૌ. નલિનીબાઇ દલવી બી. એ છે અને મંત્રી સૌ શાન્તાબાઇ રાનડે છે.

**મીસીસ ક્રેની નોશીરવાન જાબવાળા:** કાયદાની પરીક્ષામાં સરકારી શિષ્યવૃત્તિ મેળવનારાં આ પહેલાંજ હિન્દી બહેન છે. તેમણે બીજી એલ. એલ. બી.ની પરીક્ષા પસાર કરી છે અને હાલમાં સોલીસીટર, તેમજ એડવોકેટ બન્ને થવા માટે અભ્યાસ કરે છે. ૧૯૩૨ માં તેઓ બન્ને પરીક્ષામાં બેસનાર છે. આર્ટીકલ્ડ ક્લાર્ક તરીકેની ટર્મ ભરવા તેઓ જુલાઈ માસથી મસર્સ [illegible] નીસ, [illegible] અને [illegible] મવાળા પેઢીમાં [illegible] છે.

[illegible] માં [illegible] 'સ્વદેશી' [illegible] સ્વદેશી [illegible] સ્તુઓના [illegible] ચાર [illegible] મુંબાઇના ધનાઢ્ય કુટુંબની ૩૦ ઉપર [illegible] કોટમાં સુંદર બિલ્ડીંગમાં 'સ્વદેશી' [illegible] કાઢી છે. આમાં પારસી, ગુજરાતી બહેનો પણ [illegible] પ્રમાણમાં જોડાયાં છે. લગભગ દરેક જાતનો [illegible] માલ આ દુકાનમાં સંગ્રહાયેલો હોઈ [illegible] ભાવે મળે છે. દુકાનની વ્યવસ્થાનું કામ [illegible] આ બહેનોજ કરે છે. મીસીસ રેડીમની, [illegible] માડીયા અને ખટાઉ કુટુંબની બહેનો ઉપરાંત બીજી ઘણી બહેનો આ યોજનામાં સામેલ થઇ છે. દુકાન ઉઘડી ત્યારે કેટલાક દિવસ તો લોકોનો સારો ધસારો થયો હતો. અને હજીયે દુકાનમાંથી વેચાણ ઘણું જ સારૂં થાય છે. ધનિક કુટુંબની બહેનો આ રીતે પણ સ્વદેશીના કાર્યને ઉત્તેજન આપે એ પ્રશંસાયુક્ત છે. વધુમાં આ બહેનો પોતેય સ્વદેશીને પોતાનાં જીવનમાં વણી લેશે તો વધુ સારી સેવા કરી શકશે. ઉચ્ચ કુટુંબની બહેનોને આ કાર્ય માટે અમે અભિનંદન આપીએ છીએ.

**સૌ. કલાવતી ખંઢેરીઆ:** ભારતમાં નીચી ગણાતી ભીલ કોમમાં જન્મેલાં આ બહેન નડિયાદ હિંદુ અનાથાશ્રમની સુંદર કેળવણીના સંસ્કારે ઉચ્ચ વર્ગની તોલે આવે એવું શિક્ષણ પામ્યાં છે. અંત્યજ જેવી દલીત કોમના ઉદ્ધારકાર્યમાં જોડાયલા, મૂળ રાજકોટના દશાશ્રીમાળી વણિક યુવાન ભાઇ ચુનીલાલ ત્રીભુવનદાસ ખંઢેરીઆનાં એ પત્ની. ભાઇ ખંઢેરિયા સારા કુળના જુવાન છે. તેમને પત્ની તરીકે તેમની જ જ્ઞાતિની કે બીજી વણિક જ્ઞાતિની અનેક કુમારિકાઓ મળી શકતી હતી. છતાં આખા જીવન માટે ઉપાડેલા અંત્યજસેવાના કામમાં તેમની જ્ઞાતિની કે



સૌ. કલાવતી ખંઢેરીઆ

માંથી અંગ્રેજી સાથે તેમણે એમ. એ. પરીક્ષા પસાર કરી હતી. પટનાના બેરીસ્ટર મી કે. પી. જ્યસવાલનાં તેઓ પુત્રી થાય છે.

**પુનર્લગ્ન :** રાજમહેન્દ્રી હિતકારિણી સમાજના આશ્રમે ઓગસ્ટ માસમાં શ્રીમતી રામકોટાસ્થાનું પુનર્લગ્ન શ્રી. મુની પાલી વેંકટા શેષાગિરિ રાવગુરૂ સાથે થયું. બન્ને નીયોગી બ્રાહ્મણ કુટુંબનાં છે.

**આપઘાત :** (૧) મુંબાઇમાં વાલપાખડીમાં રહેતી કાલુબાઇએ પોતાનાં શરીર ઉપર કેરોસીન છાંટી, સળગી જઇ આપઘાત કર્યો (૨) મુંબાઇમાં ગીરગામ બેકરોડ ઉપર રહેતી માણેકબાઇ નામની ૧૭ વર્ષની સ્ત્રીએ, પોતાના પિતાને મળવા જવા માટે ના પાડવાથી, સાડી ઉપર ચ્યાસલેટ છાંટી આપઘાત કર્યો. (૩) માટુંગામાં રહેતી પાર્વતીબાઈ જોશી નામની ૧૮ વર્ષની હિન્દુ સ્ત્રીએ ઘરના બધા માણસોના ત્રાસથી કંટાળી જઇ, સાડી સળગાવી આપઘાત કર્યો છે

**સ્ટવ–સગડીના ખપ્પરમાં** (૧) પાણીનો બંબો સળગાવવા જતાં સાડી સળગી જવાથી હેમકુંવર નામની ૧૬ વર્ષની સ્ત્રી મુંબાઇમાં ગયા માસમાં અવસાન પામી. (૨) માહિમમાં પોતાના પતિ સાથે રહેતી પાર્વતીબાઈ નામની મદ્રાસી સ્ત્રી સ્ટવથી દાઝી મરણ પામી. (૩) પરેલમાં હીરાબાઇ નામની બે વર્ષની છોકરી ગરમ પાણીની કોટલી ઉંધી વળી જતાં દાઝી મરણ પામી. (૪) કુરલામાં કુલસુમ નામની મુસ્લીમ સ્ત્રી બત્તી સળગાવવા જતાં ચ્યાસતેલનો શીશો ઢળી જતાં દાઝી મરણ પામી. (૫) મુંબાઇમાં દેવકુંવર નામની ૧૫ વર્ષની સ્ત્રી સ્ટવથી દાઝી મરણ પામી.

**પ્રકીર્ણ :** (૧) તુકારામ વીઠુ નામના પતિદેવને પોતાની સ્ત્રીનું ખૂન કરવાનો પ્રયત્ન કરવા માટે ૭ વર્ષની સખ્ત કેદ મળી છે. (૨) મુંબાઈમાં તિલક દિનના સરઘસને વિખેરતા પહેલાં પોલીસ અમલદારે કીધેલા ઘાને લીધે પ્રભાત ફેરીના કેપ્ટન શ્રી. હરગોવિંદ લાલજીનું મરણ થયું હતું. તેની વિધવા તરફથી મુંબાઇ સરકારના વડા મત્રીને રૂ. એક લાખની નુકસાની માગતી નોટીસ મોકલવામાં આવી છે. (૩) શ્રી અમદાવાદ સંસ્કૃત પાઠશાળામાંથી, કલકત્તા સંસ્કૃત એસોસીએશનની કાવ્ય પ્રથમ પરીક્ષામાં શ્રીમતી કમળા બહેન મોહનલાલ પસાર થયાં છે. (૪) એમ બી. બી. એસ. ની છેવટની પરીક્ષાના પહેલા ભાગમાં શ્રીમતી શારદા વિભાકર પસાર થયાં છે. (૫) વિમાનમાં ઉડવા માટેનું ' એ ' વર્ગનું લાયસન્સ મેળવનાર પહેલાં ગુજરાતી બહેન સૌ. ઉર્મિલા કાન્તિલાલ પારેખને મુંબાઇનાં ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી તેમ જ શ્રી ખડાયતા સમાજ અને સ્ત્રીમંડળ તરફથી અભિનંદન આપવામાં આવ્યું હતું.

## વિદેશ

**મીસ રેનેથ ફ્રોડન :** ભારતવાસીઓની સ્વતંત્રતાપ્રાપ્તિની ચળવળ પ્રત્યે સહાનુભતિ ખુલ્લી રીતે દર્શાવનારી અંગ્રેજ મહિલાઓમાંની આ એક બહેન છે. મીસ ફ્રાડન જાણીતી નૉવલકથાકાર અને પત્રકાર છે. મીસ ફ્રાડન એક સુંદર વકતા છે; અને તેનાં વકતૃત્વમાં શ્રોતાઓનાં હૃદયને સ્પર્શી શકવાની અજબ શકિત છે. હિન્દના તેનાં અનુભવો કહેતાં તેનું હૃદય ઉલ્લાસથી ઉછળી ઉઠે છે. તેણે લંડનમાં મળેલી એક સભામાં જણાવ્યું હતું કે હિન્દ પ્રત્યે પોતાને હમેશાં સહાનુભૂતિ હોય છે હિન્દ પ્રત્યેની પોતાની માન્યતાઓ અસરકારક રીતે દર્શાવી તેણે હિન્દ પ્રત્યેનો પોતાનો પ્રેમ વ્યકત કર્યો હતો. મીસ ફ્રોડન હિન્દીઓ જોડે હિન્દી જેવી રીતે રહ્યાં છે. તેણે ભાષણમાં કહ્યું: " મહાત્મા ગાંધીજી અહિંસક પદ્ધતિથી ભારતની સ્વતંત્રતા જિતશે તો તે સુધરેલી દુનીયા માટે આશ્ચર્યકારક દૃષ્ટાંત પૂરૂં પાડશે. " મીસ ફ્રોડન હિન્દની ન્યાયી માંગણીઓ વિશે કામદારોમાં પ્રચારકાર્ય કરી રહી છે.

**યુરોપીયન સ્ત્રીઓના ઘાઘરા :** યુરોપની સ્ત્રીઓના ઘાઘરા ઘુંટણ જેટલા કે તેથી ઓછી વધતી લંબાઇના હોવા જોઇએ કે ઢીંચણ સુધીના ટુંકા હોવા જોઇએ તે સંબંધમાં ફેશનના મંડળો લાંબા સમયથી ચર્ચા ચલાવી રહ્યાં હતાં. થોડા વખત ઉપર યુરોપમાં ફેશનનું પ્રદર્શન ભરાયું, તેમાં આ સંબંધી એવી સમાધાની થઈ છે કે લાંબા ઘાઘરાના હિમાયતીઓએ દિવસે લાંબા

ઘાઘરાની ફેશનનો પ્રચાર કરવો નહિ; પણ જેમ દિવસ ચઢતો જાય તેમ ઘાઘરાની લંબાઇ વધારતા જવી અને સાંજે ઢીંચણ સુધીના ઘાઘરાને બદલે ઘુંટણ સુધીના નીચા ઘાઘરાને છેક છેલ્લી ફેશન ગણવી.

**વિમાનમાં ઇંગ્લાંડથી જાપાન :** જાણીતી બ્રિટિશ મોટર રેસર અને મુસાફર મીસીસ વિકટર બ્રુસ તા ૨૫ મી સપ્ટેમ્બરે ૧૫ દિવસમા ૭૦૦૦ માઇલ કાપી ઇગ્લાંડથી વિમાનમાં જાપાન પહોંચવા માટે તા. ૨૫ મી સપ્ટેમ્બરે ઉપડી હતી. સ્તંબુલ, બગદાદ, કરાંચી, કલકત્તા, રંગુન, હાનોઈ, ચિન, હોંગકોંગ, ચમાઈ અને શાંગાહી થઇ તે જાપાન પહોંચવા માંગે છે. તા. ૪ થી ઓકટોબરે મીસીસ બ્રુસે બગદાદ છોડયું હતું. તા. ૫ મી એ તેઓ હંનમ પહોંચ્યાં હતાં તથા તેમનું વિમાન જરાક આગળ ટેકરી પર અથડાયું હતું. અને તેમણે મદદ માંગી હતી.

**ડૉ. એની બીસાન્ટ :** ઓકટોબરની તા. ૧ લીએ ડૉ. એની બીસાન્ટની ૮૪ મી વર્ષગાંઠ કેટલેક સ્થળે ઉજવાઇ હતી. ડૉ. એની બીસાન્ટે ગોળમેજી પરિષદ ઉન્હાળા ઉપર મુલતવી રાખવાનો અભિપ્રાય દર્શાવ્યો હતો પણ તેમના અભિપ્રાયને કાંઇ વજન મળ્યું નથી. વળી ડૉ. એની બીસાન્ટે હિન્દી વઝીર મી. વેજવુડ બેનને જણાવ્યું છે કે પોતે સવિનય કાનૂનભંગની પ્રવૃત્તિ પ્રત્યે ઉગ્રપે વિરોધ દર્શાવે છે. તા. ૨ જી એ તેઓ હિન્દ આવવા ઉપડયાં હતાં તે તા. ૧૭ મી એ મુંબાઇ આવી પ્હોચ્યાં છે.

**મીસ સુસાં લૅારેન્સ** બ્રિટિશ પ્રધાન મંડળના તંદુરસ્તી ખાતાના પ્રધાનની પાર્લામેન્ટરી મંત્રી છે. તેમનાં પ્રમુખપદે ચાલુ માસની તા. ૬ ઠીથી લેન્ડડનો ખાતે કામદાર પક્ષની ૧૦ મી વાર્ષિક પરિષદ ભરાઇ છે. આ પરિષદનાં પ્રમુખસ્થાને આવનાર મીસ સુસા પહેલાં જ સ્ત્રી છે. તેમણે પ્રમુખસ્થાનેથી જણાવ્યું કે હાલની બાળી સરકારની સ્થિતિ કઢંગી છે.

**ધંધાદારી સ્ત્રીઓની પરિષદ :** ધંધાદારી સ્ત્રીઓની પહેલી મહાસભા જીનેવામાં મળી હતી તેમાં ૧૫ દેશની સ્ત્રીઓએ હાજરી આપી હતી. આ મહાસભામાં ધંધાદારી સ્ત્રીઓનો આંતરરાષ્ટ્રીય સંઘ સ્થાપવાનું ઠર્યું છે. યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા આ બાબતમાં વિશેષ રસ લઇ રહ્યું છે. તેના ધંધાદારી સ્ત્રીઓના રાષ્ટ્રીય સંઘનું મોટું પ્રતિનિધિમંડળ આ મહાસભામાં હાજર રહ્યું હતું. યુનાઇટેડ સ્ટેટ્સના આ સંઘમાં ૧૧૦૦ કલબો જોડાયલી છે અને એના સભ્યોની સંખ્યા ૫૦૦૦૦ ની છે. આવેલા પ્રતિનિધિઓમાં ધારાશાસ્ત્રી, પીયાનીસ્ટ, ગાયિકા, ચિત્રકાર, તંત્રી, શિલ્પી વગેરે હતા. હિન્દનાં પ્રતિનિધિ મીસીસ બ્યારતા દેવી હતાં. બેલ્જીયમ, ઇટાલી, ચિન, ફ્રાન્સ, બ્રિટન, ઓસ્ટ્રીયા, વગેરેના પ્રતિનિધિઓ પણ સારા પ્રમાણમાં આવ્યા હતા. આંતરરાષ્ટ્રીય સંઘના ઉદ્દેશો નીચે પ્રમાણે રાખવામાં આવ્યા છે (૧) બધા દેશોની ધંધાદારી સ્ત્રીઓ વચ્ચે મિત્રાચારીભર્યો સંબંધ બાંધવો. (૨) સમાન લાભની બાબતોમાં સહકાર કરવો. (૩) બધા દેશોમાં નોકરીનો ઉંચો દરજ્જો દાખલ કરવા પ્રયત્ન કરવો. ધંધામાં સ્ત્રીઓને પડતી મુશ્કેલીઓનો વિચાર થયો તે પ્રસંગે પરિણીત સ્ત્રીઓ અને વૃદ્ધ સ્ત્રીઓનો પ્રશ્ન ઉભો થયો હતો. એટલે આ સંબંધમાં કાંઇક યોજના ભવિષ્યમાં કરવાનું નક્કી થયું હતું. પસાર થયેલા ઠરાવોમાં સૌથી મહત્વનો ઠરાવ એવો હતો કે બધા દેશોની ધંધાદારી સ્ત્રીઓના કામ અને દરજ્જા સંબંધમાં માહિતી અને પ્રકાશનો એકત્ર કરવા માટે અમેરિકા અને યુરોપમાં એક એક સંશોધન અને માહિતીની બ્યુરો સ્થાપવી. બીજા દેશોમાં સમિતિઓ સ્થાપવાનું પણ ઠર્યું હતું યુનાઇટેડ સ્ટેટ્સના સંઘ તરફથી પ્રકટ થતું ' સ્વતંત્ર સ્ત્રી ' માસિક આંતરરાષ્ટ્રીય વાજીંત્ર બનાવવાનુ ઠર્યું હતું.

**આઇરીશ સ્ત્રીઓની સહાનુભૂતિ :** સ્ત્રીઓના આંતરરાષ્ટ્રીય શાન્તિસંઘના આઇરીશ વિભાગના મંત્રી મીસ ઉના ડીફ્ને, મદ્રાસનાં વીમેન્સ ઇન્ડિયન એસોસીએશનના મંત્રી મીસીસ કઝીન્સને જણાવ્યું છે કે સ્વતંત્રતાપ્રપ્તિ માટેની હિન્દીઓની ચળવળ પ્રત્યે આયર્લૅન્ડની મહિલાઓનું અનુમોદન છે લડતનાં દરેકે દરેક પગથારમાં તેઓ સહાનુભુતિ અને શુભેચ્છાથી અનુસરે છે.

અંગ્રેજ કુમારિકાનું ખુનઃ ગયા જુન મા-

સમાં ફુકેન ખાતેથી મીસ એલીથ નેટલટન અને મીસ જેઇન હેરીસન નામની બે અંગ્રેજ કુમારિકાઓને ચીના લુટારુઓ પકડી ગયા હતા. અને તેમને છોડવા માટે મોટી રકમ માગતા હતા. આ બન્ને બાઇઓને છોડાવવા ઘણો પ્રયત્ન કરવામાં આવ્યો, પરંતુ તે નકામો ગયો. એ બન્ને બાઇઓને મારી નાંખવામાં આવી છે. બન્નેની ઉમર અનુક્રમે ૬૦ અને ૫૩ વર્ષની હતી.

**સ્ત્રીઓને મતાધિકાર :** તુર્કીમાં પાશ્ચિમાત્ય પદ્ધતિપૂર્વકની પ્રગતિ પ્રતિ વધુ લક્ષ આપવામાં આવે છે. રાષ્ટ્રીય ધારાસભાનાં આગામી અધિવેશનમાં સ્ત્રીઓને મતાધિકાર આપવાનાં સરકારી ખરડાઓ રજુ થનાર છે.

**બે સ્ત્રીઓ :** બ્રિટિશ વિરૂદ્ધના દસ્તાવેજો મળી આવ્યાથી કેરોમાંથી હરઝીક અને નોમ્બર્ગ નામની બે રશીયન યાહુદી સ્ત્રીઓને પકડી છે.

**સાત સિંહનો શિકાર:** પ્રિન્સેસ એલીસ તે કાઉન્ટેસ ઓફ એથલોન પૂર્વ ટ્રાન્સવાલમાં શિકારે ગયાં હતાં. તેમને એકી સાથે ૭ સિંહોનો ભેટો થયો હતો. પ્રિન્સેસે ગોળીથી બેને ઠાર કર્યા. બે નાસી ગયા, બાકીનાને પ્રિન્સેસના સાથીદારોએ પૂરા કર્યા.

**ચેનલ તરી :** દક્ષિણ આફ્રિકાની પેગી ડંકન નામની ૧૯ વર્ષની છોકરી સપ્ટેમ્બર માસમાં ગ્રીનેઝથી ડોવર સુધીની અંગ્રેજી ખાડી સવાસોળ કલાકમાં તરી હતી.

**મીસ મેયોને અર્પણ :** હિન્દની ગટર સાફ કરવા માટે જાણીતાં થયેલા ગટર મુકાદમ મીસ મેયો, પોતાની માતૃભૂમિ અમેરિકાની ગટરો પણ સાફ કરવા માટે તો સારું ! તેમને માટે નીચેનો પ્રસંગ ટાંકયો છે. મીસીસ સરાહ ક્રોહેન નામની છોકરી ૧૧ મે વર્ષે પરણી અને પરણ્યા પછી બેહજા વર્ષે એટલે કે ૧૨ મે વર્ષે માતા બની, અને હવે તે ૨૫ વર્ષની થઇ છે ત્યારે પતિની ક્રુરતાના કારણસર છઠ્ઠ છેડા મેળવી ચૂકી છે.

**૭૦ વર્ષે યુવતી :** આના વાન સ્કાઇકઇ નામની અમેરિકન બાનુ ૭૦ વર્ષની થઇ છતાં હજી યુવતી છે. તેની ૭૦ મી વર્ષગાંઠ તેણે દરિયામાં ૨૦ માઇલ તરીને ઉજવી.

**કુંવારા પર કર :** જર્મનીની સરકાર કુંવારાં સ્ત્રી પુરૂષોની આવક ઉપર ૫ ટકાનો કર નાંખનાર છે.

**દેશપ્રેમી સ્ત્રીને સજા :** પોલાન્ડનાં જાણીતાં દેશભક્ત સ્ત્રીશિક્ષિકા અને ડબલીતના ડેપ્યુટી મેડમ આઇરીન કોસોસ્કાને ૬ માસ કેદની સજા થઇ છે. મેડમ આઇરીને પીલસુડસ્કીને ગાંડો કહ્યો હતો અને એ રીતે સરકારનું અપમાન કર્યું હતું.

**સ્ત્રીચરિત્રનો નાદર નમુનો :** પેરીસની જાણીતી બાઇ મેડમ હાઉનાને માથે મોટું દેવું થઇ ગયું. એટલે તેણે પોતાના ૫૨૦૦ લેણદારોની સભા, પોતે નાણાંની જવાબદારી નહિ અદા કરી શકે તે માટે મેળવી હતી. સભામાં બાઇ સાહેબ, સુંદર કાળો પોષાક સજીને, ગંભીર મુખમુદ્રા સાથે બેઠાં. અને લેણદારો સમક્ષ એવું છટાદાર ભાષણ કર્યું કે સૌ કોઈ [illegible] પર મુગ્ધ થયા. છેવટે સરકારી રીસીવરે [illegible] કે આ બાઇ કોઇ પણ રીતે જવાબદારી [illegible] શકે એમ નથી. કારણ કે તેની મિલકત [illegible] 'દેવું' ત્રણ ગણું છે. બાઇના ભાષણથી મોહિત થયેલા લેણદારોએ બાઇએ જે માંગણી કરી તે કબૂલ રાખી.




**અભિનંદન**

"ગુણસુંદરી"ના વાચકોના હાથમાં આ દળદાર દીપોત્સવી અંક મૂકતાં અમે તેમને નવાં વર્ષ માટે અભિનંદન આપીએ છીએ અને બે મહિનાનો ભેળો અંક આપવા માટે સાથે સાથે તેમની ક્ષમા પણ માગી લઈએ છીએ. દીપોત્સવીના તહેવારો ઓકટોબર માસની અધવચમાં આવતા હોવાથી નિયમ પ્રમાણે ઓકટોબરનો અંક તા. ૧ લી એ પ્રકટ કર્યા પછી દીપોત્સવી અંક-નવેમ્બરનો અંક તૈયાર કરવા માટે પૂરતો સમય મળી શકે એમ ન હતું. નિયમ પ્રમાણે નવેમ્બરનો અંક તા. ૧લીએ પ્રકટ કરીએ તો દીપોત્સવીના તહેવારો વીતી જાય તે પછીજ દીપોત્સવી અંક વાચકોને મળી શકે. પરિણામે એ બન્ને અંકો ભેળા પ્રકટ કરવાની ગોઠવણ અમારે કરવી પડી છે. એમ કરતાં અનાયાસે અમે થોડીક રજા પણ ભોગવી લીધી છે. છેલ્લાં સાત વર્ષમાં અમે હક્કની રજા બિલકુલ ભોગવી ન હતી એટલે આ વખતે એટલી રજા ભોગવવા માટે વાચકો અમારા પર નારાજ નહિ થાય એવી આશા છે. કેટલાક ગ્રાહકોને અમારું એ પગલું નથી રુચ્યું, એ વાત અમે ભૂલી નથી ગયા. જ્યારે સરકારના સેવકો બાર મહિને એક મહિનો હક્કની રજા ભોગવી શકે છે ત્યારે પ્રજાના સેવકો સાત વર્ષે પણ એક મહિનો ભોગવે તો વધારે ન જ ગણાય. અલબત્ત અમે એટલી કાળજી જરૂર રાખીશું કે અમારી એ રજાથી પ્રજાને-અમારા વાચકોને સેવાની જરા પણ ખોટ ખમવી ન પડે. વર્ષ આખરે દર વર્ષમાં જેટલું વાચન વાચકોને "ગુણસુંદરી" દ્વારા મળે છે તેટલું જ વાચન આ વર્ષે પણ જરૂર મળશે. એ બાબતમાં અમે કામચોર નહિ થઈએ એની ખાત્રી આપીએ છીએ.

**નવા વર્ષની પ્રતિજ્ઞા**

વાચકોને નવાં વર્ષના અભિનંદન આપતાં એક વાત ન ભૂલવી જોઈએ. આજે આખી પ્રજા સ્વાતંત્ર્યની લડતમાં રોકાઈ ગઈ છે અને દરેક દેશજન—સ્ત્રી, પુરુષ કે બાળક એ લડતમાં પોતાનો ફાળો આપે છે. છેલ્લાં ૨૫ કે ૫૦ વર્ષમાં સુધારકોના શ્રમને લીધે જે પ્રગતિ નથી સાધી શકાઈ તે છેલ્લાં છ મહિનામાં આપણે આ લડતને પરિણામે સાધી શક્યાં છીએ અને તેનો સર્વ યશ જગતની એ મહાન વિભુતિ, આપણા સમર્થ લોકનાયક મહાત્મા ગાંધીજીને ઘટે છે. દાંડીમાં એપ્રીલની શરૂઆતમાં ચપટી મીઠું ઉપાડી એમણે જે ચીનગારી મૂકી તેથી આખો દેશ સળગી ઊઠ્યો છે. ખરું કહીએ તો આ મહાન લડતની શરૂઆત તેમણે સાબરમતી આશ્રમમાંથી પોતાની ઐતિહાસિક કુંચ શરૂ કરી ત્યારથી થઈ છે. એ કુચ સમયે લેવાયલો તેમનો ફોટો આ અંકના અગ્રભાગે મુકી દીપોત્સવીના શુભ ટાંકણે અમે એ ઐતિહાસિક પ્રસંગને વાચકો સમક્ષ મૂર્તિમંત કરીએ છીએ. દીપોત્સવીના અને નવા વર્ષનાં ખરાં અભિનંદનો તો એ પ્રાતઃસ્મરણીય સંતને ચરણે આપણે ઠાલવવા જોઈએ અને હૃદયનાં નમન કરવાં જોઈએ. એ નમન કરતાં આપણે નવા વર્ષનાં પ્રભાતમાં શુભ પ્રતિજ્ઞા કરીએ કે તેમનું ધ્યેય સાધવા આપણે આપણી શક્તિ અને આપણા સાધનોનો બનતો ફાળો આપવા નહિ ચૂકીએ અને માતૃભૂમિને સ્વતંત્ર કરતાં સુધી નહિ જંપીએ.

**સ્ત્રી શક્તિનો, વિકાસ**

ઉપર જણાવ્યું તેમ આ લડતને પરિણામે રાજકીય ઉપરાંત આપણે સામાજીક પ્રગતિ બહુઇ ત્વરાથી સાધી શકયા છીએ. સ્ત્રીઓની ઉન્નતિ માટે, તેમના સ્વાતંત્ર્ય માટે સુધારકો અર્ધી સદીથી પ્રયત્નો કરી રહ્યા હતા છતાં જોઇએ તેવી સફળતા ન મેળવી શકયા આજે છ માસની લડતના પરિણામે હિંદની સ્ત્રીશક્તિએ અજબ વિકાસ સાધ્યો છે. ઘરમાંથી જે બ્હાર નીકળતાં ડરતી તે આજે રણસંગ્રામમાં પુરૂષોને પણ શરમાવે એવી સ્ફુર્તિથી ઘુમી રહી છે અને અજબ શૌર્ય બતાવી રહી છે. બંગાલા અને ઉત્તર હિંદની બ્હેનો એ લડતને કારણે પડદો ફગાવી દઇ શકી છે અને આપણો કાઠિયાવાડનો ઘુંઘટનો રિવાજ પણ હતો ન હતો થયો છે અનેક સ્થળોએ આ સંગ્રામમાં આગળ પડતો ભાગ લઇ બ્હેનોએ સરકારની મ્હેમાની મોટી સંખ્યામાં સ્વીકારી છે. મુંબાઇમાં ગુજરાતી બ્હેનોએ એ બાબતમાં આગેવાન ભાગ ભજવ્યો છે. મ. ગાંધીજીના સંદેશને ઉપાડી લેનાર એ બ્હેનોએ પોતાની જાતિને સ્વતંત્ર કરવામાં સંગીન ફાળો આપ્યો છે મુંબાઇનો દેશસેવિકા સંઘ અને હિન્દુસ્તાની સેવાદળની વીરમૂર્તિ બ્હેનો આજે આખા ભારતની જનતાને આશ્ચર્યથી મુગ્ધ કરી રહી છે અને પ્રેરણા પાઈ રહી છે. ઇતિહાસનું સર્જન કરી રહેલી એ બ્હેનોએ બહિષ્કારના કાર્યમાં આપેલો ફાળો જોઇ આખો દેશ તેમને માટે મગરૂર બન્યો છે .અને તેમની મુક્તકંઠે પ્રસંશા કરે છે.

**વધુ બલિદાન**

એ બ્હેનોની આગેવાની ગુજરાતની ગુણગરવી ગુણસુંદરીઓએ લીધેલી જોઇ કયું ગુજરાતી હૃદય મગરૂર ન થાય ? અત્યાર પ્હેલાં સૌ. બ્હેન લીલાવતી મુનશી વિગ્રહ સભાના ઉપપ્રમુખ તરીકે સરકારની મ્હેમાની ચાખી આવ્યાં છે. તેમની પછી સૌ. હંસાબ્હેન મ્હેતા અને સૌ. રમીબ્હેન કામદારે એ વિગ્રહસભાના પ્રમુખ તરીકે સરકારના મ્હેમાન થવાનું માન મેળવ્યું છે. માતૃભૂમિને ચરણે એ ત્રણે બ્હેનોએ આપેલાં નિર્મળ અને અણમૂલાં બલિદાન માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ સાથે સાથે કુ. દિલશાદ સૈયદને પણ આપણે ભૂલી ન શકીએ કોંગ્રેસ પત્રિકાના તંત્રી તરીકે એ બ્હેનને પણ મ્હેમાનીનો લાભ મળ્યો છે. પોલીસના અનેક પ્રયત્નો છતાં એ પત્રિકા પ્રકટ થતી રહી છે અને મુંબાઇની પ્રજાને કોંગ્રેસનો સંદેશો પ્હોંચાડે છે. એ પત્રિકાના તંત્રી થવા અને વિગ્રહ સભામાં અન્ય હોદ્દાઓ ઉપર ચુંટાવા સ્ત્રી પુરૂષો મોટી સંખ્યામાં તૈયારછે અને સરકારની મ્હેમાની સ્વીકારવાની તત્પરતા-કહો કે અધીરાઇ બતાવી રહ્યાં છે

**આવકાર**

જ્યારે એ ત્રણ બ્હેનોને સરકારે આપણી પાસેથી થોડા સમય માટે લઇ લીધાં છે ત્યારે બીજી તરફ શ્રીમતી પરીનબ્હેન અને શ્રીમતી બ્હેન લીલાવતી મુનશીને તેમનુ કાર્ય ધપાવવા આપણને પાછાં સોંપ્યાં છે. એ બન્ને બ્હેનોને જેલમાંથી પાછા આવતાં જે લાગણીભર્યો આવકાર આપ્યો છે તેમાં અમે પણ અમારો સૂર પૂરાવીએ છીએ. સાથે સાથે છ માસની મ્હેમાની માણી પાછા ફરેલા ભાઇ કનૈયાલાલ મુનશીને પણ અમે દિલથી આવકાર આપીએ છીએ. ગુજરાતમાં જે વિરલ સાહિત્યસેવકો છે તેમાં મુનશી દંપતિ સૌને મોખરે આવે છે. જેલમાં બેઠાં બેઠાં એ દંપતિએ જે સાહિત્ય સર્જનો કર્યાં તેનો લાભ ગુજરાતને થોડા સમયમાં મળશે એવી આપણે આશા રાખીએ છીએ. દુર્ભાગ્યે એ સર્જનો સરકારની કસોટીએ ચઢવા હમણાં તો ગયાં છે. એમાંથી કેટલું આપણને પાછું મળે છે તે જોવાનું છે.

**હાઇકોર્ટનો ચુકાદો**

થોડા સમય પ્હેલાં મહુંમ ન્યાયમૂર્તિ બદરદીન તૈયબજીનાં પુત્રી શ્રીમતી સકીનાબાઇ લુકમાનીને દારૂની ચોકી માટે મેજીસ્ટ્રેટે સખ્ત સજા કરી તે વિષે ટીકા કરતાં અમે એ માટે વિરોધ દર્શાવ્યો હતો. એ સજા પરત્વે હાઇકોર્ટને અરજી થતાં બે ન્યાયમૂર્તિઓ—મી. મડગાંવકર અને મી. બાર્લીએ આપેલો ચુકાદો અમારા એ વિરોધનું સમર્થન કરે છે. એ ચુકાદો સાચું જ કહે છે કે મેજીસ્ટ્રેટના ચુકાદા જેવા ચુકાદા અદાલ-

તના ન્યાયમાંથી પ્રજાની શ્રદ્ધા ઓછી કરે છે અને કાયદા માટેનું માન ઘટાડે છે. દુનિયાના દરેક દેશમાં દારૂનિષેધની પ્રવૃત્તિ એક સામાજીક સુધારણાની પ્રવૃત્તિ ગણાય છે અને એવી પ્રવૃત્તિ કરનાર સમાજ અને રાજ્યના માનને પાત્ર બને છે. અહિં આપણે એથી ઉલટુંજ જોઈ રહ્યા છીએ. શ્રીમતી સકીનાબાઇજ નહિ પરંતુ અનેક બ્હેનો અને ભાઇઓ અત્યાર પહેલાં ન્યાયને નામે ભજવાતા ફારસોનો ભોગ બન્યા છે. છેલ્લો કિસ્સો જાણીતા લોકસેવક ઠક્કર બાપાના સંબંધમાં બન્યો છે. તેમણે તો પીકેટીંગ પણ કર્યું ન હતું અને તે છતાં તેમને સજા કરવામાં આવી છે. હાઇકોર્ટના ચુકાદાથી એવા મેજીસ્ટ્રેટોની આંખો ખુલશે એવી આપણે આશા રાખી શકીએ. શાંત પીકેટીંગ એ ગુન્હો નથી; ઓર્ડીનન્સમાં એને ગુન્હો ગણ્યો નથી. એવું પીકેટીંગ દારૂનિષેધ માટે હોય કે પરદેશી કાપડ માટે હોય છતાં તે ગુન્હો ન જ ગણી શકાય. આટલું છતાં મેજીસ્ટ્રેટો કાયદાના ઉંધા અર્થ કરી અનેક દેશભક્ત બ્હેનો અને ભાઇઓને જેલની સજા કરી રહ્યા છે. જે પ્રવૃત્તિ ઇંગ્લાંડ કે અમેરિકામાં માનપ્રદ ગણાય છે તેને અહિં ગુન્હો લેખવામાં આવે છે અને તે કારણેજ પ્રજામાં બેદિલી વધતી જાય છે. ખુદ ઇંગ્લાંડમાં સ્વદેશી વસ્તુઓના પ્રચાર માટે જોશભેર કાર્ય ચાલુ રહ્યું છે. અમે ઇચ્છીએ છીએ કે હાઇકોર્ટ ફક્ત આ એક ચુકાદો આપીને જ બેસી ન રહે પણ જેમને જેમને એવી બેહુદી સજાઓ થઇ છે તેમના સર્વના કેસ તપાસી એવી સજાઓ રદ કરે અને શુદ્ધ ન્યાય માર્ગની શ્રદ્ધા પ્રજાના હૃદયમાં ફરી સ્થાપે.

**ગોળમેજી પરિષદમાં.**

હિંદનું ભાવિ ઘડવા માટે ઇંગ્લાંડમાં એક ગોળમેજી પરિષદ બોલાવવામાં આવી છે, જેમાં દેશના અનેક કહેવાતા આગેવાનોને આમંત્રણ આપી બોલાવ્યા છે. કોંગ્રેસે એ પરિષદનો બહિષ્કાર પોકાર્યો છે કારણ કે એવી પરિષદથી હિંદનો કશો ઉદ્ધાર થાય એમ નથી. કમિટિઓ અને કમીશનો નીમી અત્યાર સુધીમાં બ્રિટિશ મુત્સદીઓએ હિંદી પ્રજાને અનેક વાર છેતરી છે અને હિંદના નાણાનો ધુમાડો કરી સુધારાને ઠેકાણે કુધારા જ આપ્યા છે, પરિણામે ગોળમેજી પરિષદમાંથી પ્રજાનો વિશ્વાસ ઉઠી ગયો છે અને એ જાળમાં સપડાવા તૈયાર થયલા લોકો પોતાના પ્રતિનીધિઓ નથી એમ તેમણે સ્પષ્ટ જણાવી દીધું છે. એ પરિષદ માટે પુરૂષો સાથે બે સ્ત્રીઓને-મિસિસ શાહનવાઝ અને મિસિસ સુબ્બારાયનને પણ આમંત્રણ મળ્યાં છે. દેશભરની સ્ત્રી જનતાએ પુરૂષોની જેમ એમને માટે પણ પોતાનો અભિપ્રાય વ્યકત કરી દીધો છે એ બે બ્હેનો હિંદી સ્ત્રીઓની પ્રતિનીધિ નથી એ સ્પષ્ટ વાત છે. અત્યાર સુધીમાં એ બે જણે હિંદી સ્ત્રીઓની કાંઇ પણ સેવા સાધી હોય એમ જાણ્યામાં નથી. અમે ઇચ્છીએ છીએ કે એ બ્હેનો હિંદી સ્ત્રીઓના પ્રતિનીધિ તરીકે ખોટી રીતે ઠસી જઇ નકામા એ જાળમાં ન ફસાય.

**કોન્ગ્રેસ ફ્રી હોસ્પીટલ.**

અત્યારના સ્વાતંત્ર્યસંગ્રામે પ્રજાની અનેકવિધ શકિતઓને કસોટીએ ચઢાવી છે અને એ કસોટીમાંથી પ્રજા સર્વાંગ શુદ્ધ પાર ઉતરી છે. એનો મૂર્તિમંત દાખલો મુંબાઈની શ્રી કોન્ગ્રેસ ફ્રી હોસ્પીટલ છે. ધરાસણાની ધાડમાં ઘાયલ થઇ આવેલા સૈનિકોની સારવાર માટેનો પ્રશ્ન ઉભો થતાં આ હોસ્પીટલ સ્થાપવાનો વિચાર સ્ફુર્યો અને શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી અને શેઠ જમનાદાસ બક્ષીની ઉદારતા અને પ્રયત્નોને પરિણામે એને તત્કાળ મૂર્ત સ્વરૂપ અપાયું. તે પછીનો ઇતિહાસ તો પ્રજા જાણે છે. એ હોસ્પીટલને સહાય કરવા પ્રજાએ હરિફાઇ માંડી. જુદા જુદા માલના વેપારીઓએ પોતાની દુકાનમાંથી હજારોનો માલ એ હોસ્પીટલના ઉપયોગાર્થે કાઢી આપ્યો; અનેક બજારોએ નિયમિત ફાળો આપવાની શરૂઆત કરી; અનેક ડોકટરોએ અને નર્સોએ પોતાની નિઃસ્વાર્થ સેવા અર્પણ કરી; અને અનેક પ્રતિષ્ઠિત કુટુંબની બ્હેનોએ દરદીઓની સારવારનું અને રસોડાનું કામ ઉપાડી લીધું. આમ ચારે તરફથી માગ્યા મેહ વરસ્યા. ચીજોનો વરસાદ વરસ્યો; નાણાંની ટંકશાળ પડવા માંડી; એટલે સુધી કે આખરે સંચાલકોને ના પાડવાની ફરજ પડી. આ મનાઇ છતાં પ્રજાએ

આગ્રહ કરી વસ્તુઓ અને નાણાં આપ્યાં ૨૫ મી મે થી માંડીને ૩૧ મી જુલાઇ સુધીનો એ હોસ્પીટલના કાર્યનો અહેવાલ પ્રજાશક્તિ ધારે તો શું કરી શકે તે સ્પષ્ટ બતાવી આપે છે. અમે એ પુણ્યકાર્યમાં ફાળો આપી રહેલા ભાઇ બ્હેનોને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ. ખાસ કરીને શ્રીયુત મણીલાલ મોહનલાલ ઝવેરીને સુંદર વ્યવસ્થા માટે જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. એ સવા બે મહિનાના અરસામાં પ્રજાએ લગભગ બે લાખની રકમ એ પુણ્યકાર્ય માટે કાઢી આપી છે. વસ્તુઓ મોં માંગી મળતી હોવાને કારણે તેમજ ડૉકટરો અને નરસો વગેરેની સેવા પણ નિસ્વાર્થ મળતી હોવાને લીધે માત્ર પાંચ હજારનોજ ખર્ચ થયો છે. અમે ઇચ્છીએ છીએ કે આ હોસ્પીટલને ભવિષ્યમાં સ્થાયી રૂપ અપાય અને એ રીતે સ્વાતંત્ર્યસંગ્રામનું એક સુંદર સ્મારક રચી શકાય.



## મુંબાઇની સ્ત્રી શક્તિનો વિજય

મુક્તિસંગ્રામમાં, મુંબાઇની સ્ત્રીશક્તિનો અપૂર્વ વિજય થયો છે. મુંબાઈની સ્ત્રી શક્તિએ, અત્યાર સુધીમાં રાષ્ટ્રસેવામાં આપેલા અપૂર્વ ફાળાની કદર થઇ છે. ના. વાઇસરોય સાહેબે, ગેરકાયદેસર સંસ્થાઓને લગતું નવમું જાહેરનામું પ્રકટ કર્યું છે. એ જાહેરનામું મુંબાઈ શહેરમાં પણ અમલમાં મૂકાયું છે. મુંબાઇની, મહાસભાની ૩૮ સંસ્થાઓ ગેરકાયદેસર જાહેર કરવામાં આવી છે. આ ૩૮ સંસ્થાઓમાં, મુંબાઇની સ્ત્રી શક્તિનાં કેન્દ્ર સમી, બે રાષ્ટ્રીય સ્ત્રી સંસ્થાઓ પણ સમાઇ ગઇ છેઃ શ્રી રાષ્ટ્રીય સ્ત્રી સભા અને અત્યારે સર્વત્ર ગાજી રહેલો દેશસેવિકા સંઘ એ બન્ને ગેરકાયદેસર સંસ્થાઓ તરીકે જાહેર થયાં છે. બુધવાર તા. ૧૫ ઓક્ટોબરે, સવારમાં, દેશસેવિકા સંઘની સી. પી. ટૅંક ઉપર સુખાનંદની ધર્મશાળામાં આવેલી કચેરી પર પોલીસે દરોડો પાડયો હતો. સેવિકા સંઘના પાટીયાં, રાષ્ટ્રીય ધ્વજો, તેમજ બીજી નામની વસ્તુઓ, પોલીસે જપ્ત કરી છે. અને કબજો ખાલી કરી છે. સેવિકા સંઘના આગેવાનોમાંથી આ લખાય છે ત્યાં સુધીમાં કોઇને પકડયાં નથી.

મુંબાઇની સ્ત્રી શક્તિએ કરેલી રાષ્ટ્રસેવાનો, તેને અચ્છો પુરસ્કાર મળ્યો છે, મુંબાઈની પ્રત્યેક સ્ત્રીએ, હવે દેશસેવિકાનો કેસરિયાં સાડીનો પોશાક ધારણ કરી, એ સંઘ પ્રત્યે પોતાની મમતા દર્શાવે એવી શ્રી. પેરીનબ્હેને વિનતિ કરી છે, દેશસેવિકા સંઘ અને રાષ્ટ્રીય સ્ત્રીસભા એ બન્ને તરફથી એક સંયુક્ત વિજ્ઞપ્તિ દ્વારા બહેનોને રાષ્ટ્રસેવામાં ઝંપલાવવાની હાકલ થઇ છે.

ગુજરાતમાં જમીન મહેસુલ સત્યાગ્રહને અંગે, ખેડુતોએ અપૂર્વ આત્મભોગ દર્શાવ્યો છે. ઘરબાર-જમીન, સર્વસ્વનો ત્યાગ કરી તેમણે ગામડાં ખાલી કરવા માંડયાં છે. બારડોલી તાલુકો આખો ખાલી થઇ ગયો છે. આથી ગુજરાતના ગામડાંઓમાંથી, સીપ્રવૃત્તિમાં જોડાયલી બહેનોને પોતપોતાના ઘરે જવાની ફરજ પડી છે આથી, સુરત અને ગુજરાતનાં બીજાં ગામોમાં કામ કરવા માટે બહેનોની જરૂર પડી છે. માતૃશ્રી પૂ. કસ્તુરબા અને શ્રીમતી મીઠુબહેન પીટીટ મુંબાઇ આવ્યાં છે અને તેમણે ગુજરાતમાં કામ કરવા માટે, મુંબાઇ પાસેથી સેવિકાઓ માંગી છે.

બારડોલી અને ગુજરાતનો ખેડુત પોતાનુ સર્વસ્વ ત્યજવા સુધી તૈયાર થઇ ગયો છે ત્યારે મુંબાઇના વિદેશી કાપડના વેપારીઓ પીછેહઠ કરી રહ્યા છે ત્રણ માસ સુધી વિદેશી કાપડના વેપારીઓએ મૂળજી જેઠા મારકેટ બંધ રાખી અને હાલમાંજ મારકેટ પાછી ઉઘાડવા ઠરાવ કર્યો મંગળવારે તેઓ મારકેટ પાછી ઉઘાડનાર હતા. આ સામે આખા મુંબાઇમાં પ્રબળ વિરોધ જાગી ગયો છે. મંગળવારે સંખ્યાબંધ દેશ સેવિકાઓ, વાનરસેના, અને સ્વયંસેવકોએ છેક સવારમાં મારકેટનાં પ્રવેશ દ્વારો ઘેરી લીધાં અને સખ્ત ચોકી ગોઠવી દીધી. પરિણામે તે દિવસે મારકેટ બંધ રહી. કેટલીક બહેનોએ, જો આ વેપારીઓ દુકાનો ઉઘાડે તો ઉપવાસ કરવા સુધીની તૈયારી કરી દીધી છે. પૂ. કસ્તુરબાએ પણ દુઃખિત થઇ, કાપડીઆઓને દુકાનો બંધ રાખવા વિજ્ઞપ્તિ કરી છે. દેશભરમાં અત્યારે પ્રજાએ નવો જુસ્સો બતાવ્યો છે, ત્યારે વિદેશી કાપડના વેપારીઓ દેશને બેવફા બની, મહાસભાનું કાર્ય વધુ મુશ્કેલ બનાવી રહ્યા છે. [ ૧૬-૧૦-૩૦ ]

અમદાવાદના સર-મુખત્યાર



સૌ. સરલાદેવી અંબાલાલ સારાભાઇ

જેમને રૂ. ૧૦૦૦ નાં દંડની સજા થઇ છે

## મુંબાઇની મહા-શકિત



સૌ. અવન્તિકાબાઇ ગોખલે
૧૩મી વિશ્વ સભાનાં પ્રમુખ



કુ. સોફીયા સોમજી
૧૨મી વિશ્વ સભાના પ્રમુખ



સૌ. ઉર્મિલા મહેતા
૧૭મી વિશ્વ સભાના પ્રમુખ




# કાયાના કેદીને

[ કારાગ્રહવાસી મહાત્મા ગાંધીજીને ]

કાયાના કેદી જીવનરાયા ! તું જગ જગાવે-
માયાને ભેદી, માયાવી ! તું હલમલાવે !
ન ધરે દેવડા વિકાર
ન વીરને કંઈ વાસના-
અગ્નિના અંગાર !
સતના સંત ! ઉગારજે :
છાયા ભય છેદી ચમક અભયની તું ચલાવે !
વીરતાની વેદી માંડી પ્રભુજાયા ! તું ઝુલાવે !
અસત્ ને અસહકાર-
આપ્યાં પ્રેમનાં-
કરૂણાના અવતાર
તું અવની ઉદ્ધારજે !
સતીયા રઘવાયા ! ગાતો ગાથ તું લોકડિયાંના,
હૈયાથી ઘવાયા ! પાયા નાંખ્યાં તેં સ્વતંત્રતાના !
નિરંકુશ તું પ્રાણ-
મહાકામ જનતા તણો-
કરશે જગકલ્યાણ-
સાધુ પીડાધર ગાંધીજી !

—લલિત

# શ્રીમંતી અવંતિકાબાઈ ગોખલે

લેખિકાઃ શ્રી. દીવાળીબાઈ રાઠોડ

न जाने जानकीनाथ प्रातःकाले किं भविष्यति।

આવતી કાલે શું થવાનું છે, તેની શ્રી રામને પણ ખબર નહોતી. તેવી જ રીતે માતા ભારતીની પરતંત્રતા ક્યારે છુટશે, તેની પણ આજથી ૫૦ વર્ષ ઉપર કોઈને ખબર નહોતી.

પરંતુ લાંબા સમયથી ભારત સંતાનોને પોતાની જન્મભૂમિની પરતંત્રતા સાલ્યા કરતી હતી. તેના ઉદ્ધાર અર્થે સન ૧૮૮૫ માં હિંદી પ્રજાકીય મહાસભા ( નેશનલ કોંગ્રેસ ) સ્થપાઈ પણ તેનાથીએ આગળ ભારતનું ભાગ્ય તો ઘડાઈ રહ્યું હતું.

આશરે સને ૧૮૮૨નું વર્ષ હતું. હિંદુસ્થાનના દેશી રાજસ્થાન ઈંદોરમાં કોંકણસ્થ બ્રાહ્મણ કુળના જોશી કુટુંબમાં એ સાલમાં એક પુત્રી જન્મી. આ કન્યાના જન્મ પહેલાં તેની માતાને ત્રણ પુત્રો જન્મેલા, પણ જીવ્યા નહોતા. આથી આ બાલિકાના જીવન વિષે ચિંતા ઉત્પન્ન થઈ, અને આ ચોથા બાળકને કોઈના પણ આશીર્વાદથી જીવતદાન અપાવવું જોઈએ એમ થયું. તેમના પિતાએ, ઝાંસી રાજકુટુંબના એક અતિ વૃદ્ધ સ્ત્રી હતાં તેમના ખોળામાં તે બાલિકા મૂકી આશિષ માંગી. એ વૃદ્ધ માતાએ પ્રભુની પ્રાર્થના કરી, અતિ ગળગળા સાદે કન્યાના માથા પર હાથ મૂકી કહ્યું:—

" બેટા જીવતી રહેજે અને ઝાંસીની મહારાણી લક્ષ્મીબાઈ જેવી થજે. " આશ્ચર્યની વાત છે કે બન્યું પણ તેમજ ! એ ભવિષ્યવાણી સત્ય ઠરી. ઝાંસીના મહારાણી શ્રી લક્ષ્મીબાઈએ અંગ્રેજો સાથે માતૃભૂમિના રક્ષણ કાજે યુદ્ધ કરી દેહનું બલિદાન આપ્યું હતું. તેવીજ રીતે આ આશિષ પામેલી બાલિકાએ પણ પોતાની પીઢ વયે ' માતૃભૂમિની સ્વતંત્રતા માટે અંગ્રેજો સાથેજ અહિંસક યુદ્ધ કર્યું. આ બાઈ બીજાં કોઈ નહિ, પણ મહાત્માજીનાં શિષ્યા શ્રીમતી અવંતિકાબાઈ ગોખલે છે કે જેમને પોતાના સુખવૈભવો તજી, પોતાના પતિની સેવા સુશ્રુષા કરતાં પણ ભારત માતાની ગુલામી માતાના બંધન તોડવાં, વધારે ઉચિત લાગ્યું અને તેથી તે મુંબઈની સંગ્રામ સમિતિના અધ્યક્ષપદે બીરાજી ભારત મુક્તિયજ્ઞમાં સંધ્યાના ઓવારે ૪૭ વર્ષની વયે કપરા કારાવાસ ભોગવી રહ્યાં છે.

## પૂર્વ વૃત્તાંત

શ્રી૦ અવંતિકાબાઈને નવ વર્ષની વયે પરણાવ્યાં હતાં. પરણીને તરતજ એમના પતિ વિલાયતમાં એન્જીનીયરીંગનું શિક્ષણ લેવા ગયા. સાસરાના કુટુંબમાં કન્યા ન હોવાથી તેમના સાસુસસરાએ એમને તરતજ પોતાને ત્યાં તેડી લીધાં અને પુત્રીની પેઠેજ ઉછેર્યાં. સાસુને પણ સાસુજી કહીને નહિ પણ " જીજી " કહીને માતાના નામથીજ સંબોધતાં હતાં. એમના સસરાએ એમને

નિશાળમાં ભણાવવાને બદલે પોતે જાતે પોતાનાં પુત્રવધુને અક્ષરજ્ઞાન આપ્યું. એમના સાસુ તેમને પ્રાતઃકાળે ઉઠાડતાં, ગૃહકાર્ય કરાવતાં અને "શિવલીલામૃત" ના ૧૪ અધ્યાય સૂર્યોદય થતાં પહેલાંજ કરાવી લેતાં, એવા ધર્મચુસ્ત હતાં ! સાતવર્ષમાં શ્વસુર ગૃહમાં આમ ધાર્મિક અને વ્યાવહારિક જ્ઞાન મેળવ્યું. તેટલામાં તેમના પતિ ઇંગ્લંડ, અને ફ્રાંસ ચીનની મુસાફરી કરી પાછા સ્વદેશ આવ્યા.

**નર્સનું જીવન**

માન્ચેસ્ટરમાં મી. બર્ચને ત્યાં બબન ગોપાળ ગોખલે રહ્યા હતા. મી. બર્ચના બેન નર્સ હતાં અને તેઓ દર અઠવાડિએ ગરીબોમાં ફરી સેવા સુશ્રુષા કરતાં. આ પરથી શ્રી. બબન ગોખલેને પણ પોતાની પત્ની અવંતિકાબાઇને નર્સીંગનું શિક્ષણ આપવાનું મન થયું અને પોતાના કુટુંબના વિરોધ છતાં, તેમણે એ શિક્ષણ અપાવ્યું. અને ૧૯૦૦ માં અવંતિકાબાઇ નર્સીંગની પરીક્ષામાં પાસ થયાં. આ શિક્ષણમાં પણ પ્રભુની અગમ્ય કળા અને ભાવિનું સેવાકાર્ય સમાયેલું હતું.

શ્રી૦ બબન ગોખલેએ સોનગઢ વ્યારામાં દીવાસળીનું કારખાનું કાઢ્યું હતું, તેથી ત્યાંજ રહેતા. સન ૧૯૦૧ માં કે ૧૯૦૨ માં શ્રી૦ બબન ગોખલેને ડાયનામાઇટનો અકસ્માત થયો. એ દારૂગોળો હાથમાંજ ફાટી ગયો. કાન ફાડી નાંખે એવો ભયંકર અવાજ થયો. કાન બહેર મારી ગયા. આંખે અંધારા વળ્યા દિશાઓ શૂન્ય ભાસવા લાગી. શ્રી૦ બબન બેભાન બની ગયા. જુએ છે તો જે હાથમાં ડાયનામાઇટ હતો તે હાથનો પહોંચોજ ઉડી ગએલો, અને મોંઢા ઉપર સહસ્ર ધારાંથી રૂધીરની ધારાઓ વહી રહી હતી.

આ દેખાવથી ભલભલા પુરૂષની છાતી ફાટી જાય. પણ શ્રી૦ અવંતિકાબાઇ ધૈર્ય ધરી, પોતાની સાડી ફાડી પાટા બાંધી, તેમને ઘેર લઇ આવ્યાં. બે રાત અને દિવસ ખડે પગે ચાકરી કરી. ત્રીજે દિને ડૉક્ટર મળી શક્યા. ને ઓપરેશન કરી હાથ કાપી નાંખ્યો. આ સમયમાં શ્રી૦ અવંતિકાબાઇએ એટલી એકાગ્રતાથી ચાકરી કરી છે કે પાણી પખવાડે પણ ગયાં નહોતાં. આ પ્રમાણે નર્સના શિક્ષણનું સાર્થક કરી, પોતાના પતિને જીવતદાન દીધું.

૧૯૦૩ માં મુંબઇમાં શીતળાનો ઉપદ્રવ જોરમાં ફાટી નીકળયો. તે સમયે પણ આર્થર રોડની હોસ્પીટલમાં એમણે જે ધીરજ અને નિર્ભયપણે કામ કર્યું હતું તેથી મુગ્ધ થઈ આ નાનકડી નર્સની ડૉ. સર ચોકસીએ મુક્ત કંઠે પ્રસંશા કહી હતી.

**પરદેશગમન**

૧૯૧૩માં દક્ષિણના ઇચલકરન્જીના નરેશ વિલાયતમાં હતા. તેમનાં રાણીશ્રીને વિલાયત લઇ જવા માટે શ્રી૦ અવંતિકાબાઇ સાથે ગયાં. રાણીશ્રીને તેમના પતિને સોંપી, લંડનથી તેઓ છુટાં પડયાં, અને માન્ચેસ્ટર બર્મીંગહામ વગેરે સ્થળોની મુસાફરી કરી. તે વખતે મી૦ બર્ચનું કુટુંબ બ્લેકપુલમાં ( સમુદ્રકાંઠે માન્ચેસ્ટરમાં હવા ખાવાનું સ્થળ છે ) હતું. ત્યાં તેને મળવા ગયાં. ત્યાં તેમને સગાં પુત્રવધુ જેટલું સન્માન મળ્યું અને આગ્રહપૂર્વક બે માસ રોકી રાખ્યાં. તે દરમ્યાન ઇંગ્લીશ સોસાઇટીમાં સામાજીક કાર્ય કેવું થાય છે, તે ફરી ફરીને જોયું. અને પછી એકલાં મુંબઇ આવ્યાં. તેમાં નવાઇની વાત એ હતી, કે એમની આગબોટમાં એક પણ હિંદી ઉતારૂ નહોતો.

**સેવા સમર્પણ**

સને ૧૯૧૪માં એ દંપતીએ પોતાની સેવા, સર્વંટ ઑફ ઇન્ડીયા સોસાઇટીને સમર્પણ કરી. અને મીસીસ કારમાઇકર, મીસીસ વૉર્ડલો મીલતે અને મીસીસ અવંતીકાબાઇ ગોખલે આ ત્રિપુટીએ મીલ વીસ્તારમાં, મજુરોમાં ફરવા માંડયું. અને "કેશ" (બાળકો માટે પારણાં) સ્થા-

પવાની ચળવળ કરવા માંડી. આજે મીલો પાસે ઘણી ક્રેશ સંસ્થાઓ સ્થપાઇ છે, અને તેમાં મીલમજુરો, પોતાના બાળકો મૂકીને મીલોમાં કામ કરવા જાય છે અને બાળકોની સારવાર અને સંભાળ ક્રેશમાં લેવાય છે.

સ. ઇ. સોસાઇટી તરફથી અંત્યજો માટે "ફ્રેંન્ચ વિમોચન કમિટિ" ખોલી હતી. તેમાં બે ત્રણ વર્ષ સુધી કામ કર્યું અને ૧૫ થી ૧૬ હજાર રૂ. ની રકમ તે કાર્ય માટે આ દંપતીએ ધીરી હતી.

**પૂજ્ય મહાત્માજી સાથે મુલાકાત**

૧૯૧૬ માં લખનૌ કોંગ્રેસ મળી. ત્યાં મહાત્માજીની મુલાકાત થઇ અને ત્યારથી તેઓ ગાંધીભક્ત બન્યાં. ત્યાર પછી મહાત્માજી ચંપારણ ગયા. ત્યાંનું સેવાકાર્ય કોને સોંપવું તેના વિચારમાં હતા. ત્યાં ઠક્કર બાપાએ શ્રી૦ અવંતિકાબાઇનું નામ સૂચવ્યું અને મહાત્માજી સંતોષપૂર્વક તેમને સાથે લઇ ગયા.

**ચંપારણ્યમાં**

હિન્દુસ્થાન કેટલું ગરીબ, કેટલું નિર્ધન, કેટલું નિરક્ષર, અને કેટલું દુઃખી છે, તે જોવું હોય તો ચંપારણ્ય જુઓ. સાક્ષાત દરિદ્રનારાયણના દર્શન કરવા હોય તો ચંપારણ્યમાં થાય. મહાત્માજીએ અનેક થાણાં નક્કી કર્યાં. તે માંહેનું એક થાણું ખાસ અવંતિકાબાઇને સોંપ્યું. મીતાહારી સ્ટેશનથી ૨૨ થી ૨૫ મૈલ દૂર "બદરમા" ગામમાં શાળા ખોલી, તેમાં લગભગ ૧૫૦ બાળકો આવવા લાગ્યા. એ પ્રજામાં એવું ચેતન વ્યાપ્યું કે દૂર દૂર ૫ થી ૬ મૈલ દૂરથી પગે ચાલીને બાળકો ભણવા આવવા લાગ્યાં. તે સમયમાં આવી ઘણી શાળાઓ મહાત્માજીના પ્રયાસથી જુદે જુદે સ્થળે સ્થપાએલી હતી પણ તેમાં આશ્ચર્યની વાત એ બની છે કે તે સઘળીમાંથી માત્ર શ્રી૦ અવંતિકાબાઇ વાળી શાળાજ ટકી રહી છે.

**પડદાનો રિવાજ**

સામાન્ય રીતે ઉત્તર હિંદુસ્થાનમાં પડદાનો રિવાજ વધારે હોય છે. એ રિવાજમાં ખાસ કરીને સ્ત્રીઓ, પુરુષોની લાજ કાઢે છે. પણ ચંપારણ્યમાં તો એવો જબરો રિવાજ છે કે નવ વધુ એક બાળકની માતા થાય, ત્યાં સુધી સાસુને પણ-સ્ત્રી જાતિને પણ-મોઢું બતાવાતું નથી. તેવા રિવાજમાં પણ હિમ્મત ધરી, રાત્રે અંધારું થઇ જાય, એટલે શ્રી૦ અવંતિકાબાઇ સતાર વગાડી તુળસીદાસજીના ભજન ગાવા માંડયાં. અને આ સાંભળવા માટે પુરુષ વર્ગ પોતાના સ્ત્રીવર્ગને અંધારામાં સાથે લાવતા હતા. આવી રીતે સ્ત્રીઓના મન જીત્યાં. પછી સ્ત્રીઓના શિક્ષણની શાળા ખોલી, તેમાં અક્ષરજ્ઞાન ઉપરાંત સામાન્ય વિષયો શીખવવા માંડયા. આઠ પંદર દહાડે દર્શનને નિમિત્તે બહાર લઈ જઇ સૃષ્ટિસૌંદર્યનો ખ્યાલ આપતા.

વળી તેઓ નર્સ હોવાથી ઘેરે ઘેર ફરી લોકોને આરોગ્યના નિયમો સમજાવતાં. માંદાઓને દિવેલ અને ક્વીનીન આપતાં. આ પ્રમાણે ઘણા માણસોને સાજા કર્યાં હતાં.

**ચંપારણ્યના રસ્તા, કુવા અને જાજરૂ**

ત્યાંના રસ્તા સરખા કરવા માટે હાથે માટી પથરા ખોદી, સમાર કામ કરતાં.

ત્યાંના કુવા પાળ વગરના હોવાથી, રસ્તાનો ગંદવાડ પાછો કુવામાંજ જતો. તેથી તેઓએ બેત્રણ ફૂટ ઉંચી પાળો બાંધીને તેના લાભ લોકોને સમજાવ્યા હતા.

પડદાના ભયંકર રિવાજને લીધે, મળસ્કે અંધારામાં સ્ત્રીઓ પોતાના ઘરની ભીંતો પાસેજ મળ વિસર્જન કરતી. આથી જ્યાં જુઓ ત્યાં ગંદકીજ જોવામાં આવતી. આ માટે પાવડા લઇ ખાડા ખોદીને તેઓ મળ દાટી દેતા અને, તેમ કરવા લોકોને સમજાવતા.

આ કાર્યમાં મહાત્માજીના નાના પુત્ર દેવદાસ ગાંધી અને શ્રી. બબન ગોપાળ ગો-

ખલેએ ઘણો શ્રમ લીધો હતો તથા સાથ આપ્યો હતો.

## સાહિત્ય સેવા

શ્રી૦ અવંતિકાબાઇએ મહાત્માજીનું જીવન ચરિત્ર લખ્યું હતું. તેવામાં લોકમાન્ય તિલક મહારાજની ૧૯૧૭ ની કલકત્તા કોંગ્રેસમાં મુલાકાત થઇ, ત્યારે પ્રસ્તાવના લખવાની માંગણી કરી, અને તેમણે લખી આપી તેમાં તિલક મહારાજ લખે છે કેઃ—

**" મહાત્મા ગાંધીજીનો વિશ્વાસ હજી પણ અંગ્રેજો ઉપર છે. પણ વખત એવો આવશે, કે તેમનો વિશ્વાસ જરૂર ઊઠી જશે અને ગાંધીજીના આખાં જીવન ચરિત્ર એક નહિ, અનેક નહિ, પણ દર વર્ષે અનેક લખાશે. "** આ ભવિષ્ય કેટલું સત્ય નીવડયું છે તે તો સર્વને વિદિત છે.

આ ઉપરાંત વિલાયતનાં પ્રવાસ અને દક્ષિણ હિંદુસ્થાનનો પ્રવાસ, એ બે પુસ્તકો લખ્યાં છે. વળી હિંદ મહિલા સમાજનું અઠવાડિક પેપર બે વરસ સુધી પોતાના તંત્રીપણા નીચે ચલાવ્યું હતું.

## હિંદ મહિલા સમાજ

આ સમાજની સ્થાપના સને ૧૯૧૯ માં થઇ ત્યારથી પોતેજ તેના અધ્યક્ષ પદે છે. તેમાં દરરોજ ૨ થી ૩ વાગ્યા સુધી નિયમિત ડાયરેક્ટ મેથડથી અંગ્રેજી શિક્ષણ જાતે આપે છે. અને દર શનિવારે મેમ્બરો પાસે એકેક વ્યાખ્યાન અપાવી વક્તૃત્વ શકિતની તાલીમ આપવામાં આવે છે.

## અન્ય પ્રવૃત્તિઓ

મુંબઇની રાષ્ટ્રીય સ્ત્રીસભાના તેઓશ્રી ઉપપ્રમુખ છે. અને વાડીયા હોસ્પીટલ, મેટર્નીટી હોમ, કામા હોસ્પીટલ. અને યમુનાબાઇ હોસ્પીટલની મેનેજીંગ બોર્ડમાં પણ તેઓ કામ કરે છે. તથા નવ વરસથી મુંબઇની મ્યુનિસીપલ કોરપોરેશનમાં મેમ્બર છે.

## સ્વદેશ સેવા

સને ૧૯૧૯ માં અસહકાર શરૂ થયો ત્યારે મહાત્માજીની આ ચેલીએ સૌથી મોડી ખાદી ધારણ કરી હતી. આ વર્તનથી સૌને નવાઇ લાગતી. પણ શ્રી૦ અવંતીકાબાઇએ તો મુંગે મોંઢે જાતે કાંતવાજ માંડયું. સાત આઠ મહિના કાંતવાજ કર્યું, ત્યારે માંડ એક સાડી પૂરતુ કાંત્યું. બે રતલની એ સાડી વણાવી પહેરી, અતિ હર્ષિત થયાં, અને તેજ વેળાએ પ્રતિજ્ઞા કરી કેઃ—

" હવેથી મારા હાથેજ કાંતેલું કપડું પહેરીશ. બીજાના હાથના કાંતેલા સુતરના કાપડનો હવે પછી આ શરીરને સ્પર્શ થશે નહિ "

આ બીપણુ પ્રતિજ્ઞા પાળવા આજે જેલની લોખંડી દીવાલમાં જડકાયા છતાં ત્યાં પણ સતત્ કાંત્યાં કરે છે. અને ઓછામાં ઓછું ત્રણ હજાર વાર દરરોજ કાંતવાનો નિર્ધાર કર્યો છે. કાંતવાપર એવો કાબુ મેળવ્યો છે કે ૯ વાર લાંબી અને ૫૦ થી ૫૨ ઇચ પનાની તેમની સાડી માત્ર ૫૦ તોલા વજનનીજ થાય છે.

મહાત્માજીના અગ્રગણ્ય શિષ્યોમાં ; કાંતવાની બીપણુ પ્રતિજ્ઞા પાળનાર માંહેલાં શ્રી. અવંતિકાબાઇ ગોખલે પણ એક એવાં છે કે જેમણે મહાત્માજીનો વહાલામાં વહાલો " સુતરને તાંતણે—સ્વરાજ " નો સિદ્ધાંત એકનિષ્ઠાથી અખંડ પાળ્યો છે. તેમણે જેલ જતાં પ્રજાને સંદેશો પણ એજ આપ્યો છે, કેઃ—

**" ખૂબ ચરખા ચલાવજો, ઘણી ખાદી ઉત્પન્ન કરજો અને સ્વદેશીનું વ્રત પૂરૂં પાળી, અહિંસાના ધર્મનું પાલન કરી આઝાદી મેળવજો. "** આવી સાધ્વી સ્ત્રી, વૃદ્ધાવસ્થામાં સ્વદેશની મુક્તિ માટે, કારાવાસ સેવે છે, તો જરૂર હિંદ બંધનમુક્ત થશે, સ્વરાજ મેળવશે !

બાટલીમાં માત્ર ન ઔંશ એટલે અઢી રૂપી-આભાર દંતમંજન આવે છે. ટુથપેસ્ટ પણ સસ્તામાં સસ્તી આઠથી બાર આનાની આવે છે. બાર રૂપીએ શેરનું દંતમંજન અથવા ટુથપેસ્ટ અને રૂપીઆની કીંમતનું ટુથબ્રશ આ ગરીબ દેશને વાપરવું પરવડે ખરૂં ?

### દાંત સ્વચ્છ રાખવાનું સૌથી શ્રેષ્ઠ સાધન કયું ?

આનો જવાબ દરેક હીંદી જાણે છે પરંતુ દાતણ બિચારૂં બહુ સસ્તું રહ્યું અને તેનો ઉપયોગ કરતા જરા વખત જાય અને ચિવટ જોઇએ. બાકી વૈદકીય દૃષ્ટિએ દાતણમાં પીંછી અને દંતમંજન બન્નેનો સમાવેશ કુદરતે કર્યો છે. લીલા તાજા બાવળ અથવા લીમડાના દાતણમાં દાંત સાફ કરવાનો અને પેઢાં તંદુરસ્ત રાખવાનો અદ્ભુત ગુણ રહેલો છે. વળી વધારામાં જો જીભ આળી થઇ ગઇ હોય, મોઢામાં ચાંદા પડ્યા હોય અથવા ગળું અને કાકડા આવી ગયા હોય તો તેને પણ દાતણની છાલનો રસ ફાયદો કરે છે. જીંદગીભર તાજું દાતણ કરનારના દાંત સોએ સો ટકા તંદુરસ્ત મેં જોયેલા છે. દાતણ વાપરવામાં કળા રહેલી છે. દાતણનો બારીક કુચો કરવો જોઇએ. તેની છાલ કાઢી નાખવી ન જોઇએ. અને દાતણનો કુચો દાંત ઉપર ઉભો ઘસવો જોઇએ. સુકા દાતણનો કુચો બરાબર થતો નથી અને તે એવું સખત હોય છે કે તેનાથી અસોડાને નુકશાન થાય છે અને તેની અંદર પરૂં ઉત્પન્ન થાય છે અને દાંતમાંથી લોહી પણ નીકળે છે.

### પીંછી કયારે વાપરવી ?

જે લોકોને દરરોજ તાજા દાતણ મળી ન શકતા હોય અને જેઓ દરરોજ ઓછામાં ઓછી પંદર મીનીટ દાતણ કરવા પાછળ ગાળી ન શકતા હોય તેઓએજ પીંછી વાપરવી. પરંતુ દીવસના ૨૯ કલાકમાંથી ફકત પંદર મીનીટ પણ આ કાર્ય માટે બચાવી ન શકે તેવા કામવાળા મનુષ્યો આ દેશમાં બહુ વધારે હોઇ ન શકે. દાંતની સારી પીંછીઓ અત્યાર સુધી ૧૪ થી ૧૬ આનાની કીંમતે મળતી હતી. હમણા હમણા જરમન બનાવટની સારી પીંછીઓ મળે છે. કઇ પીંછી કેવા ઘાટની અને સખત કે નરમ વાળની લેવી તેનું બરાબર વર્ણન કરવું મુશ્કેલ છે. કયી બનાવટની પીંછી લેવી તે અહિં લખવામાં આવે તો અમુક કંપનીની ભલામણ કરી કહેવાય માટે એ બાબત દરેક વાંચકે પોતાના ડોકટરને પુછી લેવી. બાકી પીંછી લેવામાં બે વાત ખાસ ધ્યાન રાખવી. જેમના દાંતમાંથી જલદી લોહી નીકળતું ન હોય તેવા બધા માણસોએ સખત વાળનીજ પીંછી લેવી. અને પીંછીના વાળની ગોઠવણી એવી હોવી જોઇએ કે દાંતના ચોકઠાના ગોળાકારને પીંછીની રચના બંધ બેસતી આવે. પીંછીના વાળ બન્ને છેડે વચલા ભાગના વાળ કરતાં જરા ઉંચા હોવા જોઇએ. પીંછીના વાળની જો આવી રચના ન હોય તો તે દાંતના ચોકઠાને બંધ બેસતી આવે નહિ. વળી પીંછીના વાળ બે દાંતની વચ્ચેના નીચા ભાગને પણ સાફ કરી શકે તેવા ગોઠવાયલા હોવા જોઇએ. ટુંકમાં પીંછી એવા ઘાટની હોવી જોઇએ કે દાંતની હાર સામે તેને લગાડીને તો બરાબર બંધબેસતી આવી જાય.

પીંછી વાપરીને સાબુથી બરાબર બે ત્રણ વખત સાફ કરવી જોઇએ અને પીંછીના વાળને છેડે કચરો કે દંતમંજન ભરાઇને જામી ન જાય તેની ખાસ સંભાળ રાખવી જોઇએ. પીંછી ધોઇને ખીલાપર ખુલ્લી હવામાં સુકવી રાખવી જોઇએ. તેમાં હવા પણ

## હિંદની સ્ત્રી-શક્તિના પ્રતિનીધિઓ



સૌ. કમળાબ્હેન સોનાવાલા
ઉપનગર સત્યાગ્રહ છાવણીના પ્હેલા સરમુખત્યાર બ્હેન
( સરકારના ૯ માસના મ્હેમાન )



શ્રી. ડાહીબ્હેન દેસાઈ
ઉપનગર છાવણીના બીજા સરમુખત્યાર બ્હેન
(સરકારના ૧૦ માસના મ્હેમાન)



કુ. ત્રિશુલા દરૂ
મુંબાઇના કોન્ગ્રેસ પત્રિકાના તંત્રી
( સરકારના ૫॥ માસના મ્હેમાન )

મહેમાનના સત્કાર તરફ કે વિદાયગીરી તરફ ધ્યાન આપ્યું નથી. તેના યુવાન મિત્રોની ટોળી સહિત તે અતિશય આનંદથી નર્તકીના નૃત્ય-ગાન માટે ખર્ચેલા પૈસા વસુલ કરે છે. લગભગ ૧૦ વાગ્યા ત્યારે એક નવા મહેમાનને ચંદુલાલના પિતાએ આવકાર આપ્યો. તે સૉલિસિટર શ્રીકાન્ત હતો. ચંદુલાલના પિતાને મિલ્કત સંબંધમાં તે વારંવાર સલાહ આપતો અને તેનાં નાણાંની વ્યવસ્થા, જગતમાંથી સ્થાવર અને એવીજ બીજી બાબતોની ફેરબદલીનું કામકાજ કરતો હતો. સૉલિસિટર એક સુસંસ્કૃત અને વિદ્વાન પુરુષ હતો; તેનું દિલ નિખાલસ હતું અને ખાસ કરીને તેની પ્રકૃતિ સત્ય વાતનો સ્ફોટ કરી દેવાની હતી. એના આ ગુણોને લીધે એની ઘરાકી બહોળી હતી. જેટલા અસીલોનું કામકાજ તેને હાથ આવેલું તેટલામાંથી ૯૫ ટકામાં તેને યશ મળ્યો હતો અને તે દરેક અસીલની તેના પ્રત્યે પ્રસન્નતા રહેતી. ચંદુલાલનો પિતા સૉલિસિટર શ્રીકાન્તનો ગુણપૂજક બન્યો હતો; કારણ કે તેની ઘણીક બાબતોની સલાહને યોગે તેની સંપત્તિમાં વધારો થયો હતો. સૉલિસિટર આ કુટુંબમાં લગભગ ભળી ગયેલા જેવો હતો. તે જ્યારે જ્યારે અહીં મુલાકાતે આવતો ત્યારે ત્યારે કુટુંબીઓની ખબર અંતર પૂછતો અને સૌની સાથે જાતે વાતચીત કરીને પોતાના સુન્દર સ્વભાવનો પરિચય આપતો. આજ તેને એક ગૂંચવણભરેલા મુકર્દમાનાં કાગળીઆં સંબંધમાં પોતાની ઓફિસે રોકાઈ જવું પડયું હોવાથી તે સાયંકાલથી પાર્ટીમાં આવી શકયો ન હતો. ૧૦ વાગ્યા પણ કામ બાકી હતું જેથી થોડોક વખત તે મોકુફ રાખી ાા કલાકને માટે તે અહીં આવ્યો હતો.

બહારના ભાગમાં થોડીવાર વાતો કર્યા પછી ઘરના અંદરના ભાગમાં તે ગયો. મગનલાલની પત્ની જીવકોર, ઇતર સગાં સંબંધીઓ વગેરે સહિત વાત કરતાં કરતાં તેને ત્યાં એકાદ જણની ગેરહાજરી લાગી. તેણે પૂછયું: ' સુલક્ષણા અહીં કેમ નથી? બિમાર છે ?" જીવકોર. ગૂંચવાઇ. થોડો વખત અબોલ રહ્યા પછી તે બોલી: " હા એ માંદી છે. " આટલા શબ્દો પણ તે થડકાતે થડકાતે બોલી અને વળી તેના મોં ઉપર તે જવાબ દેતી વખતે ફિકાશ હતી, એ સૉલિસિટર નોંધ્યા સિવાય રહ્યો નહીં. તેણે વધુ પૂછપરછ કરી નહીં અને થોડી વાર બીજી ત્રીજી પ્રકીર્ણ વાતોમાં ભળીને વિદાયગિરી લીધી.

( ૪ )

સૉલિસિટર બીજે દિવસે સાંજે પોતાની ઓફિસમાં બેઠો હતો ત્યારે એક પારસી ગૃહસ્થે ત્યાં આવીને એક અગત્યના કેસમાં તેને રોકવા માગ્યો. તે એક પ્રતિષ્ઠિત અને ખાનદાન પારસી હતો. તેનો ' કેસ ' એવો હતો કે. તેનો જમાઇ દારૂડીઓ છે અને બદચાલનો છે. તેણે ગઇ કાલે રાતે કોઇ નાયકાને ત્યાં એક બે હિન્દુ છોકરાઓ સાથે દારૂ પીને તોફાન કર્યું હતું તેથી એક સારજંટે તે તોફાન કરનારાઓને પકડીને તેઓ પર ફરિયાદ માંડી; જેને પરિણામે ૧૫-૧૫ દિવસની સખ્ત કેદની સજા આજે તેઓને થઇ છે. જમાઇ આ રીતે કલંકિત ઠર્યાથી હવે તેની સાથેથી તેની પુત્રીના છૂટાછેડા કરવા માટે સબળ કારણ મળ્યું છે. કેટલાક વખતથી જમાઇની નીશાબાજ રીત માટે તે પારસી ગૃહસ્થની પુત્રી ખામોશી ધારણ કરી રહી હતી પણ હવે એ બેની પરણેલી જીંદગી સંપથી વહેવી અશકય છે. છૂટાછેડા માટેનો કેસ મજબુત હતો એટલે સૉલિસિટરે તે હાથમાં લીધો. તે ગૃહસ્થ ' કેસ ' નાં કાગળીઆં આપી ગયો અને આવતી કાલે

અદાલતમાં દાવો નોંધાવવાનું ઠર્યું. અસીલની વિદાયગિરી બાદ સોલિસિટર કાગળીઆં ઘેર વાંચવાના ઇરાદાથી પોતાની સાથે લઇ ઓફિસેથી વિદાય થયો.

રાત્રિના નવ વાગ્યાને સુમારે અચાનક મગનલાલ તેને ઘેર આવ્યો. તે હાંફળો ફાંફળો અને ગભરાયલો–મુંઝવાયલો જણાતો હતો. તેણે કહ્યું: "શ્રીકાન્તભાઇ, મારું તો નાક કપાઇ ગયું!" સોલિસિટરે એ વિષે પૂછ-પરછ કરતાં તેણે જણાવ્યું. "હું આજ સહવારનો બહારગામ ગયો હતો, હમણાંજ ૭॥ કલાક ઉપર પાછો ફર્યો, ત્યાં સાંજના રોજીંદા છાપામાં વાંચ્યું કે, ચંદુને દારૂપીને તોફાન કરવા માટે ૧૫ દિવસની સખ્ત કેદની શિક્ષા થઇ છે!" સોલિસિટર ચોંકયો. તેને અચાનક પેલા પારસી ગૃહસ્થના કેસની વિગત યાદ આવી. તે પારસીના જમાઇ સાથે કોઇ હિન્દુઓને પણ સજા થયાનું તેણે કહેલું યાદ આવ્યું. તેણે તરતજ તેનાં કાગળીઆં હાથમાં લીધાં. માજીસ્ટ્રેટની અદાલતમાં જેઓ સામે 'કેસ' ચાલેલો તેઓનાં નામ, આરોપની વિગત, સારજંટનો પુરાવો અને માજીસ્ટ્રેટનો ચુકાદો વગેરે તમામ બાબતોનાં કાગળીઆં તેમાં હતાં. હા! આરોપીઓમાં ચંદુલાલ મગનલાલનું નામ પણ હતું. માજીસ્ટ્રેટનો ચુકાદો કડક હતો. તેણે તેમાં ખાસ ટીકા કરી હતી કે, "ખાનદાન કુટુંબોના નબીરાઓ આવાં કલંકિત જીવન ગાળે છે, એ સમાજને શરમાવા જેવું છે."

સોલિસિટરે આ વાંચ્યા બાદ અભિપ્રાય આપ્યો: "આમાં આપણે કાંઇ કરી શકીએ તેમ નથી. હવે તો જ્યારે ચંદુ જેલમાંથી પાછો આવે ત્યારે તેને સારું જીવન ગાળવાનો ઉપદેશ આપવો અને ખરાબ રસ્તે જાય નહીં એની સંભાળ રાખવી એજ કરવાનું બાકી રહે છે."

"મુશ્કેલી ત્યાંજ છે ને?" મગનલાલ બોલ્યો: "અને મેં ઘણીવાર ટોકયો છે છતાં તેણે આવું જીવન ગાળ્યા કર્યું છે."

"આપ ખાત્રીપૂર્વક કહો છો કે, આપે એને ચેતવણીઓ આપેલી છે?"

મગનલાલે હા પાડી, સોલિસિટરે ડોકું ધુણાવ્યું અને કહ્યું: "હું નથી માની શકતો. આપની ગેરકાળજીનું જ આ પરિણામ છે. માત્ર તેના પ્રત્યે નહીં પણ તેની વહુ પ્રત્યે પણ આપની ગેરકાળજી છે."

"નહીં નહીં. એની વહુને તો અમારે કદી ટુંકાર સરખોએ કરવો પડયો નથી. એની વહુ એના જેવી નથી." મગનલાલે જવાબ દીધો.

"એની વહુ તરફની ગેરકાળજીનો મારો મુદ્દો આપ બરાબર સમજ્યા નથી." સોલિસિટરે કહ્યું: "ગઇ કાલે આપને ત્યાં અપાયલી પાર્ટીનો દાખલો લ્યો. એ પાર્ટીમાં આખું શહેર આવ્યું હતું પણ આપના પુત્રની વહુ નહોતી! એમ કેમ?"

મગનલાલ ફિક્કો પડી ગયો. સહેજ વાર થોભીને તે અચકાતે અચકાતે ગણગણ્યો: "એ નહોતી આવી એમાં હું શું કરું? એને બોલાવવી એ ઘરનાં બૈરાંનું કામ છે. હું તો એ ત્રણ દિવસથી કોઇ જાતની ફુરસદ મેળવી શકયો ન હતો."

"આપનાં પત્ની કહે છે કે, તે માંદી છે," સોલિસિટરે કહ્યુ: "મેં" તપાસ કરાવી છે. સુલક્ષણ માંદી હોવાનું કારણ ખોટું રજુ કરવામાં આવ્યું છે. એના પ્રત્યે ચંદુલાલ અને આપ તેના સસરા તેમજ આપની પત્ની તેની સાસુ બિલ્કુલ ધ્યાન દેતાં નથી. તેથી કંટાળીને પોતાને પિયર રહે છે. ગઇ કાલે આપને ત્યાંથી તેને નિમંત્રણ ગયું

## " ઝંડા ઊંચા રહે અમારા "





આઝાદ મેદાનમાં રાષ્ટ્ર-ધ્વજ

સ્ત્રી-શક્તિની હરિફાઇ




સંપાદકઃ સૌ. કપિલા મ. કાંટાવાળા

### ૩૮. પડીઆ.

૧॥ શેર કણકી
અચ્છેર ચાર જાતની દાળ
એટલે ૧ મુઠી ચોળાની દાળ
૧ મુઠી મગની દાળ
૧ મુઠી મઠની દાળ
૧ મુઠી તુવેરની દાળ
ખારો રૂપિયાભાર ૧
૧ જુડી કોથમીર
કોપરૂં ખમણેલું અડધા નાળીએરનું
હીંગ જરા
મીઠું ખપ પુરતું
હળદર જરાક
આદુ પૈસાભાર
લીલાં મરચાં અધોળ
પડીઆ ( ખાખરના—નાના ) આઠ દસ
છાશ આંગળું

કણકી તથા દાળ વીણી ઝાટકીને ઘંટી ઉપર આપણે જેમ ઢોકળાંનું સહેજ કકરૂં ભરડીએ, તેવી રીતે આ ભરડવાનું. આગલે દીવસે બપોરે લોટ છાશ નાંખીને બાંધવો. બીજે દીવસે તપેલામાં આંધણ મૂકી ચુલા અગર સ્ટવ ઉપર તપેલું મૂકવું. તપેલામાં ચાળણી મૂકવી. ખાખરાના પડીઆ ધોઇ તેલ ચોપડી તેમાં લોટ થોડો થોડો એટલે ચમચો ચમચો નાંખવો.

તપેલામાં ચાળણી ઉપર ત્રણ ચાર જેટલા માય તેટલા પડીઆ મૂકવા. વરાળથી ચઢે એટલે તપેલામાંથી કાઢી લઇ બીજા મૂકવા. ચઢતાં દશેક મીનીટ થશે. જેને ઘાટ કરવો હોય, તેણે પડીઆ મૂકતી વખતે લવિંગ ખોસી કોથમીર કોપરૂં છીણી ભભરાવવું. આ પડીઆનો ઘાટ કેક જેવો થાય છે. પહેલાં પડીઆ ધોઇ સાફ કરવાનાં; જરા તેલ પણ ચોપડવાનું. એના એ ખાલી પડીઆ કામમાં લઇ શકાશે.

વળી આ પડીઆને ( વાનીને ) ઇચ્છા હોય તો તેલનો તથા રાઇનો વઘાર મૂકી વઘારી શકાય. ઢોકળાંની માફક તપેલામાં એ ત્રણ થર પડીઆનાં નહિ, પડીઆનો એકજ થર મૂકવો.

### ૩૯. મઠાના દડા

ચાર બટાકા
મીઠું જરાક
૧૦ લીલાં મરચાં પાકેલાં ( લાલ )
૧ શેર દહીં

બટાકાને પાણીમાં બાફવા, અને બફાઇ જાય ત્યારે તે બટાકાને ખુબ ભાંગી નાખવા. ના ભંગાય તો નિશા ઉપર વાટવા. દહીંને શીખંડ જેમ કપડામાં મૂકી રેતી અથવા લીંપણ વાળી જમીન ઉપર કપડું પાથરવું. પાણી નીતરી ગયા પછી, પેલા બટાકાનો વાટીને લોચો કરી રાખ્યો હોય તે દહીંમાં

નાખી જરા મીઠું અને લીલાં મરચાં બી કાઢી નાખીને ખાંડી રાખ્યા હોય તે બધાં દહીંમાં નાખી ખૂબ ચોળી નાખીને નાના નાના ગોળા વાળવા, ને જમવા બેસે ત્યારે પીરસવા. આ મઠો જૂદી તરેહનો તેમજ દેખાવમાં સારો ત્રણ રંગી થશે. દડા ખૂબ કઠણ રાખવા એવીજ રીતે સુરણ વગેરેનો પણ થાય. એમાં પણ એ મશાલો નાંખી શકાશે, અગર ફેરફાર થઇ શકશે.

## ૪૦. ટમાટાની સંભેરી

૬ ટમાટા
૧ કાંદો
૧ સફરજન અથવા ૬ જેપુરી બોર
નવટાંક કીસમીસ
અધોળ મેંદો
મરી ખાંડેલાં ચપટી
મીઠું જોઇએ તો
ઘી અગર તેલ જરા

૭ પાકા મોટા પણ કઠણ ટમાટા લેવા, અને ટોચથી એટલે માથેથી જરા કાપવા અંદરથી ગર કાઢી લઇ જૂદો રાખવો. એક કાંદાની બારીક કાતરી કરી તેને સાંતળવી. લાલ થાય ત્યારે સફરજનની તેવીજ ઝીણી કાતરી કરી તે તથા ટમાટામાંથી કાઢી લીધેલો ગર તથા દરાખ સાફ કરીને અંદર નાખી દેવી. એ બધું એકઠું ત્રણ મીનીટ સાંતળવું. પછી અંદર લોટ અને મરી નાંખી દઇ જોઇએ તો મીઠું નાખી ચાંગળું પાણી નાખી ઉકળવા દેવું. એ ઉકાળે આવે, ત્યારે ઉતારી ઠંડુ પડવા દેવું. આ ઠંડુ પડેલું પૂરણ પેલા-ટમાટામાં ભરવું, અને ટમાટા પછી કઢાઇમાં ચુલે મૂકવાં. અગર કુકરમાં મૂકવા, જરા નરમ થાય, ત્યારે ઉતારી પીરસવા. ઉપર લખેલા મશાલાને બદલે બીજો ભાવે તે ભરી શકાય.



**હિન્દી સ્ત્રીઓપર અત્યાચાર :** [ લેડી સૌ. લક્ષ્મીબાઇ

આજે હિંદ પર રાજ કરતી પ્રજા સ્ત્રી-સન્માન અર્થે જગતમાં વિખ્યાત છે. તેજ રાજકર્તાઓ હિંદી સ્ત્રીઓ ઉપર અત્યાચાર થતો જોવા છતાં પોતે કશુંજ ન કરે અને મુગી સહાનુભૂતિની રાજનીતિ અખત્યાર કરે એ પગલું વખોડી કાઢવા જેવું છે.

સ્ત્રીઓ ઉપર આવી જાતના ગેરવ્યાજબી અન્યાયી અત્યાચારો હું નથી ધારતી કે દુનિયાના કોઈ પણ દેશમાં પોતાની સરકાર કે સરકારના અમલદારો તરફથી આજના જાગૃત થયેલા જમાનામાં કરવામાં આવતા હોય. હિંદુસ્તાનની જનતા એવા અત્યાચારો સહન કરતી મુંગી બેસી રહે છે, એનું કારણ તો સ્પષ્ટ છે કે પ્રજા પરાધીનતાની પરાકાષ્ઠાએ પહોંચી છે.




લેખિકા: શ્રી. ચંદુબહેન પારેખ

વ્હાલી સખી,

તારી ઘણા દિવસ પહેલાં આવેલી ચીઠ્ઠીનો તને જવાબ આપું છું. આપણી ચીઠ્ઠીનો વિષય તો તને યાદ જ હશે. "યુવાન થવા માટે તૈયારીઓ કરવી પડે કે નહિ?" આના જવાબના પ્રત્યુત્તરમાં તેં મને થોડા પ્રશ્નો પૂછ્યા, તેનાં જવાબો મારે આપવાના છે.

પણ બ્હેન, સાચું કહી દઉં ? મને તારા એ પ્રશ્નોના જવાબો લખવા નથી ગમતા. લખવાથી વળી કંઇક અનર્થ પરંપરા ચાલે તો ? તેના કરતાં આપણે મળીએ ત્યારે આનો વિચાર કરીએ તો કેમ ? સાચે જ મને તો લખવા કરતાં વાતો કરવી બહુ જ ગમે ! અને હું માનું જ છું કે વાતોથી વસ્તુ જેટલી સ્પષ્ટ થાય છે તેટલી લખવાથી નથી થતી.

બ્હેન, તને ખબર છે કે યુવાવસ્થા એ મનુષ્યના જીવનમાં બહુજ અગત્યનો ભાગ ભજવે છે. માણસના આખા ચરિત્ર્યનો આધાર યુવાવસ્થા ઉપર છે. માણસના શરીરનો આધાર પણ યુવાવસ્થા ઉપર છે. યુવાવસ્થા માણસે જાળવી લેવી જોઇએ છે. આજનો યુવાન પોતાની જુવાનીના તોરમાં એવા એવા તરંગો અને કાર્યો કરે છે કે બસ ! મોટે ભાગે તો યુવાનને એના ઉતાવળીઆ તરંગ અને કાર્યને માટે પસ્તાવો પણ થાય છે અને દુ:ખ પણ સહન કરવાનું આવી પડે.

આમાંથી યુવાન જો બચવા માગતો હોય તો તેણે આવા તરંગો કે કાર્યો ન કરવાં તેમ હું નથી કહેતી પણ તેણે એવો વિશ્વાસમય, ડાહ્યો સલાહકાર મિત્ર શોધી લેવો જોઇએ કે જે યુવાનને એના તરંગોમાં દોડાવ્યે જાય છતાંયે સાચી વસ્તુ શું છે તે પણ બતાવતો જાય. આથી યુવાન, યુવાન મટતો નથી પણ સાચો, સંપૂર્ણ યુવાન બને છે. નહિ તો શું થાય ! માણસ બાળક મટીને જેમ જેમ યુવાન થતો જાય તેમ તેમ તેનામાં સામાજીક બદીઓ આવતી જાય છે. તેમાં યુવાનનો વાંક નથી, સમાજનો વાંક છે. સમાજનું વાતાવરણ એવું છે કે જેને પરિણામે યુવાનમાં ( જો તે વિચાર કરતો થયો હોય તો ) અમુક જાતના વિચારો આવ્યા વિના ન રહે. ઘણી વખત તો યુવાન એ સમાજના પાપે એવી તો કુટેવોમાં સપડાયેલો હોય છે કે પછીથી તો તેને તેમાંથી છુટવું પણ મુશ્કેલ થઇ પડે પડે છે. અને યુવાનોને મુશ્કેલીઓ પણ ઓછી ઉભી નથી થતી, અનેક થાય છે; અનેકમાં તેનો જીવ જાય છે; અનેક ખરાબ હોવા છતાં તેને કરવાની ઇચ્છા થાય છે; અને કેટલાય તો જુવાનીમાં પ્રેમ પૂરતો ન મળવાથી જ્યાં ત્યાં પ્રેમનાં વલખાં મારે છે અને પછી ભેખડે ભરાય છે. પોતાના સુખને આડે તે સારું કે નરસું, ઇષ્ટ કે અનિષ્ટ જોતો નથી અને તોરમાં આવે તેમ કરે છે,

આ બધામાંથી યુવાનને બચાવી લેવો હોય તો ક્રાં તો તેને પ્રથમથીજ સાચી કેળવણી આપવી જોઇએ, ગંદા સમાજથી અલગ રાખવો જોઇએ અથવા તો તેને સલાહકાર મિત્ર હોવો જોઇએ. પહેલું મોટે ભાગે બનતું નથી. કારણ સમાજમાં રહેવા સરજાયેલ જીવ-બીચારૂં સમાજને છોડીને ક્યાં જાય ? જંગલમાં તો નાસી ન જ જવાયને ? ત્યાર એણે તો સમાજમાંજ રહીને તેની સામે લડીને સારા થવાનું, પોતાનું ચારિત્ર્ય ઉત્તમ બનાવવાનું.

સખી, આપણા સંબંધો જેવા છે તે જોતાં અને તેના અધિકારના જોર ઉપર કહું કે બ્હેન કોઇ દિવસ યુવાનીના મદમાં મલકાઇ જતી નહિ, (આ મારી વિનતિ આખી યુવાન આલમને છે પણ આજ તો અહિં તને ઉદ્દેશીને કહું છું.) તું જેટલા તર્કો કે કાર્યો કરવા પ્રેરાય તેટલા કોઇ પણ–તને વિશ્વાસ હોય, માન હોય, સાચી સલાહ આપનાર લાગતા હોય તેવાની સાથે કરજે. એકલી એકલી વિચાર કરી તે પ્રમાણે અમલમાં ન મૂકતી. આજે મને યુવાનો સાચી દિશા છોડી ખોટી દિશામાં પગલા માંડતા હોય તેમ લાગે છે. પુરૂષોને પક્ષે ગમે તેમ હોય પણ સ્ત્રીઓને પક્ષે મારાથી તે સહન નહિ થાય. સ્ત્રીઓનું જો સ્હેજ પતન થાય તો તે સમાજ જીરવવાની નથી અને સ્ત્રીઓ તરફ તો કોણ જાણે કેવીએ દ્રષ્ટિથી માણસો જોશે.

આ બધાનો અર્થ એમ નથી કે આપણે યુવાનો કંઇ પણ કરી બેસીએ. આપણે તો એકજ વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે આપણે યુવાન રહી સમાજમાં સારી છાપ કેમ પાડી શકીએ. આપણે જીવીએ છીએ ત્યાં સુધી સમાજ સાથે સંબંધ રાખવા વિના છુટકોજ નથી અને સમાજને ન સુધાર્યે છુટકો ક્યાં છે ? તેને પણ સુધારવી છે, એટલે આપણે આપણી યુવાનીને વેડફી ન નાંખતાં તેને સાચી દિશાએ લઇ જવી જોઇએ અને તેની પાસેથી સારામાં સારૂં કામ લેવું જોઇએ.



## નિષ્ફળ રાજનીતિ

[ લેડી સૌ. લક્ષ્મીબાઇ

સરકારે સમજવું જોઇએ કે સ્ત્રીઓપર થતા અત્યાચારોથી તો પ્રજામાં નવું બળ અને નવીન ચેતના જાગશે અને સુતેલી કે મંદ લાગણીને પૂર જોશ મળશે.

સ્ત્રીઓ પર આક્રમણ લઇ જનાર એકે રાજનીતિ જગતમાં સફળ નીવડી નથી. મનુષ્ય જાતનું કોઇ ભયંકર અપમાન આજ સુધી મનાયું હોય તો તે સ્ત્રી–ગૌરવને ઉતારી પાડવા અથવા એને અપમાનીત કરવામાંજ છે અને એ સહન કરી બેસી રહેવા જેટલી હિમ્મત વગરની કોઇ પ્રજા હોઇ જ શકે નહિ. હિંદુસ્તાનનો આખો ઇતિહાસ એથી ભરપૂર છે. સ્ત્રીત્વના સંરક્ષણ માટે જે હિંદુસ્તાને અનેક બલિદાનો આપ્યાં છે તે આજે પણ સહન કરી શકે નહિ.

# ભાગ્ય સુધારવા

ઢાળઃ—રૂપલા રાતલડીમાં ઉઘડે ઉરના...

ધોળી ખાદી સાડી પ્હેરી અંગ દીપાવજો હો બ્હેન !
કુલ ઉદ્ધારજો હો બ્હેન !
ખાદી ગાંધીનો સંદેશો દેશ ઉદ્ધારવા હો બ્હેન !
ભાગ્ય સુધારવા હો બ્હેન !

મોહન મંત્ર સુખે ભણે, ખાદી સુખ નિધાન;
રિધ સિધની એ માવડી, સાધનમાંય પ્રધાન.

એવી રૂડી ખાદી ઘેર બનાવી પ્હેરજો હો બ્હેન !
શાળો રાખજો હો બ્હેન !
લાવી તાંતણુ પીંજી પુણી ઘેર બનાવજો હો બ્હેન !
ચરખે કાંતજો હો બ્હેન !

ચરખો ગુંજન અહિં કરે, દુર ગુંજારવ જાય;
પરદેશી તે બળ થકી, પેટ પુરૂં ન કમાય.

ચરખો કાંતી વધારો સમૃદ્ધિ નિજ દેશની હો બ્હેન !
વ્હાલા દેશની હો બ્હેન !
ઘેરેઘેર વસાવો ચરખા એવા વ્હાલથી હો બ્હેન !
મનના કોડથી હો બ્હેન !

મનમાંહેથી ત્યાગજો, પરદેશીનો મોહ;
પરદેશી જો ધારશો, તો છે દેશનો દ્રોહ.

ત્યાગી વસ્ત્ર વિદેશી કરજો સેવા દેશની હો બ્હેન !
જગ ઉધારીણિ હો બ્હેન !
ઘુમજો રણમાં આવ્યું ટાણું લેવા સ્વતંત્રતા હો બ્હેન !
મુક્તિ સ્વતંત્રતા હો બ્હેન !

—“ અલીન્દ્ર ”




લેખકઃ રા. જદુરાય ડી. ખંધડીઆ.

જાણે નવાબ અક્કલબાજખાનની દશ રૂપીઆના ભાડાની ફળદ્રુપ જમીનના મૂળ માલીક નામદાર બેગમ સાહેબા હતા. તે દેશમાં બેગમ સાહેબ એન્ડ કંપની સોંઘવારી, સ્વતંત્રતા, સ્વરાજ વગેરે સર્વ સુખ ભોગવતી હતી. પરંતુ એ પ્રમાણે હજારો કલાકથી સ્વાતંત્ર્ય ભોગવતી એ પૃથ્વી પર, કોઇ ગૃહસ્થના કંદોરાના પહેરનાર, નવાબ અક્કલબાજખાન નામના મુરતીયાએ પીઠી ચોળી, મીંઢળ બાંધી, ને વરરાજાના ઘોડા પરથી ઉતરીને પગ માંડયો ત્યારથી એ દેશ પર ચામડાને પાયે પનોતી બેઠી ! મૂર્ખાઓ તેને ઘરજમાઇ કહેતા હતા !

ધીમે ધીમે આ નવા રાજા અને તેના દેશના માણસો જેવા કે નાથુ છગન, માવજી પુંજા, છના ભગા વગેરેએ પગ ઘુસાડવા માંડયા અને તેમણે પોતાનો પગદંડો જમાવવા માટે નીચે પ્રમાણે કાયદાઓ કર્યાઃ–

(૧) બેગમ સાહેબની ડોશીમા રેંટીયો કાંતતી હતી તે રેંટીયાની ત્રાક કાપી નાંખી જેથી કરી છના ભગાની દુકાનના ઝાપલો, ઘાઘરાપાટ અને પોલકાનું કાપડ એ દેશમાં ખુબ ખપે.

(૨) બેગમ સાહેબ અને તેની સગીવ્હાલીઓ પાસે શાક સમારવા માટે શીરોહીની તલવારો, દાળ હલાવવા માટે ભીમસેનની ગદા જેવા કડછાઓ, પગમાં અધમણ અધમણના તોપના ગોળા જેવા ચાંદીના સાંકળાઓ રહેતા હતા તે પ્રજામાં સુલેહ શાંતિ પથરાય એ હેતુથી તેમણે હથિયારબંધીનો કાયદો કરી નીચેના નિયમો સ્થાપ્યાઃ

અ. શાક સમારવા માટે તલવારોને બદલે ૬ ઇંચથી વધારે લાંબી નહિ એવી છરી, અને તે પણ અડધી કટાયલી વાપરવા દેવામાં આવશે.

બ. દાળ હલાવવા માટે અડધા ઇંચ ડાયામેટરની અને તે પણ પોલી કડછી વાપરવા દેવામાં આવશે.

ક. રોટલી વણવા માટે સાંબેલા જેવા ભયંકર વેલણો દુર કરી તેની જગ્યાએ બાવળના દાતણ જેટલા કદના અને વચમાં સ્હેજ ઉપસેલા તેવા વેલણોજ વાપરવા દેવામાં આવશે.

ડ. હાથમાં કાચની મુલાયમ બંગડી પહેરવા દેવામાં આવશે અને તે પણ છના ભગાની દુકાને અનેકી. એ સિવાય બીજેથી

---

* ૧૯૩૦ એપ્રીલની ૬ઠીએ મંડાયેલા ભારત–સ્વાતંત્ર્ય–યુધ્ધ દરમ્યાન ચાલેલું એક પેટા યુદ્ધનો ઇતિહાસ !

આવતી બંગડીઓ પર રસોડામાં દાખલ થતી વખતે જકાત લેવામાં આવશે. એટલે કે તેનું બીલ ચુકવવામાં આવશે નહિ.

૬. માથું ઓળવા માટે શિવાજી મહારાજના ભાલા જેવા મોટા દાંતીયાની સખત મનાઇ કરવામાં આવે છે. તેની જગ્યાએ માત્ર જાપાનીસ એકજ વખતમાં ભાંગી જાય એવી કાંસકીઓની મંજુરી છે. ઇત્યાદિ ઇત્યાદિ.

ધીમે ધીમે આ નવા રાજાએ ત્રીજોરી, કબાટ, દાણાંદુણી, ઘી મસાલાનો ભંડાર, વગેરેની ચાવીઓ પોતાને હાથ કરી લીધી; તેમજ ઘરનું રક્ષણ કરવા માટે રાખેલો દરવાન અને ઘરકામ કરવા માટે રાખેલા ભટ ઘાટી પોતા તરફથી નીમાઇને આવતા, અને કદી કદી તેનો ઉપયોગ બેગમ સાહેબને સોનાના પીંજરાની ગુલામીમાં ટકાવી રાખવા માટે કરવામાં આવતો.

ઇ. સ. ૧૭૦૨ માં તો આ પુરાણી રાણી સાહેબના હાથ, પગ, કાંડા, બાવડાં, પેટ વગેરે તેમજ લુગડાના કબાટ, દાણાના ડબ્બા, મસાલા ઘી તેલની બરણીઓ, ત્રિજોરી વગેરે આ નવા આવેલ રાજાના કબજામાં આવી ગયું હતું અને એ સાલમાં આ વરરાજાએ બેગમ સાહેબના માથાને હાથ કરવા, એટલે કે તેમની ચોપડીનાં કબાટનો કબ્જો મેળવવા પગ લાંબો કર્યો, તે માટે ધણી ધણીઆણી વચ્ચે પડોશી ( પ્લાસી ) ની અગાસી પર યુદ્ધ થયું ને તેમાં બેગમ સાહેબના ચીરંજીવીએ બાને દગો દઇ બાપાની આંગળી ઝાલવાથી બેગમ સાહેબ તે હારી બેઠા. આખરે ઇ. સ. ૧૮૦૨ માં તેમનું હૃદયનું દીલ્હી પડયું એટલે કે દીવાનખાનાનો તેમનો હક્ક જપ્ત કરી તેમને કાયમને માટે લાજ કઢાવીને રસોડામાં ધકેલી દીધા ત્યારથી બેગમ સાહેબ હારીને ચૂલા પાસે પચાસ વરસ સુધી હાથ જોડીને બેઠા તે બેઠા.

ઇ. સ. ૧૮૫૭ માં તેમના કેટલાક તોફાની પોરીયાઓ છગન મગનીઆએ બાના ચઢાવવાથી બાપા સામે બળવો કર્યો. પરંતુ એ બન્નેને અને તેની નિશાળના ગોઠીઆઓને સોટીના સ્વાદ ચખાડી નરમ ઘેંસ જેવા બનાવી દેવામાં આવ્યા. એવી રીતે ૬૩ વર્ષ વીતી ગયા. ત્યાં સુધી બેગમસાહેબની કુંપની નવાબસાહેબની કુંપની પાસે લાજ કાઢીને હાથ જોડીને અરજ ગુજારતી કે "અમને કંઇક સ્વરાજ આપો; છેવટ કંઇ નહિ તો મારે આજે બટેટાનું શાક કરવું કે રીંગણાનું એટલુંય નક્કી કરવાનો હક્ક આપો તોય બસ છે." પણ નવાબ સાહેબે સાફ સંભળાવી દીધું કે "હજી રીંગણા કે બટેટા પસંદ કરવાની લાયકાત તમારામાં નથી આવી માટે ચૂપ મરી રહો."

૧૯૨૦ની સાલમાં શેરીને નાકે કોઇ ગાંધીભાઇ રહેતા હતા તેમણે બેગમ સાહેબની હાલત જોઇ એક કરિયાણાનું પડીકું બાંધી આપ્યું ને તે દિવસથી બેગમ સાહેબનું બ્હેકયું. તેમણે નવાબ સાહેબ તરફના બધા ભય ફગાવી દઇ ધડાક અસહકાર જાહેર કર્યો. અલબત્ત નવાબસાહેબના માથા પર વેલણુ કે સાણસીનો ઘા ન કરવો એવી પ્રતિજ્ઞા લીધી પરંતુ હવે તેમણે પાડોશણો પાસે અને મિત્રોની પાર્ટીમાં કડક શબ્દોમાં નવાબસાહેબને ઝાડુ લઇને ઝાડવા માંડયા! "તમે આવા ને તમે તેવા. તમને પરણ્યા ત્રણસો વરસ કાઢયા. શું માણ્યા?" વગેરે શબ્દોથી નવાબનું ભોપાળું ખુલ્લું પાડવા માંડયું. એને પરિણામે બેગમ સાહેબના પીયરીયા બધા જોર પર આવ્યા. બધાએ ભેગાં મળી નવાબ સાહેબના અનેક કાર્યોનો બહિષ્કાર જાહેર કર્યો જેવો કેઃ—

(૧) નવાબ તરફથી અપાતાં ઇલ્કાબ-ખિતાબ જેવા કે વ્હાલી; પ્રિયા; પ્રિયતમા; મધુરી; લાડકડી. એ બધા ખિતાબો સામે નાકનું ટીચકું ચડાવવા માંડયું.

(૨) નવાબ સાહેબ રોજ સાંજે છગન મગન અને ચંચળીને ભણાવવા બેસાડતાં ને શીખવતાં કે "બાપા રાખે તેમ રહેવું" તેની અસર નાબુદ કરવા છોકરાઓને એં... એં.. ને બેં...બેં કરવાનું તેમજ તોફાન કરવાનું બેગમ સાહેબે શીખવાડી રાખ્યું.

(૩) નવાબ સાહેબે આણી આપેલ સાડી, છાયલો, ઘાઘરા, પોલકા બધા ઢેડ ભંગીયાને આપી દીધાં ને બાકી રહેલા તેનાથી સગડીની કાકડીઓ બનાવવા માંડી. તેની જગ્યાએ પીયેરથી બે ચાદરો મંગાવીને પહેરવા માંડી જેથી લોકો બેગમ સાહેબને ઘોબણનાં વેશમાં જોઇ નવાબ સાહેબની આબરૂના છાજીયાં લે.

(૪) નવાબ સાહેબનો સામાજીક બહિષ્કાર કરવા માટે તેમને ન્હાતી વખતે ગરમ પાણીને બદલે બરફવાળું ને ખાતી વખતે ઠંડા પાણીને બદલે ઉકાળેલું પાણી આપવા માંડયું. ટુવાલ માંગે તો કોટ આપે ને ટોપી માંગે ત્યારે ચોફાળ આપે ખાવાનો વખત થાય ત્યારે બેગમ સાહેબ પડોશમાં જતાં રહે અને છતાં રસોઇ ભૂલમાં ટાઇમસર થઇ જાય તો ભાતમાં મીઠું નાંખે ને દાળમાં એળીઓ નાંખે. આ પ્રમાણે તેમણે નવાબ સાહેબની તકેદારી જાળવવા માંડી.

(૫) નવાબ સાહેબના કાયદાઓ જેવા કે

અ. ઝાઝું બોલવું નહિ

ब. નવાબના વાંક કાઢવા નહિ;

क. નવાબ ચાલતા હોય ત્યારે વચમાં આડે આવવું નહિ;

ड. છગના ભગાની દુકાને ગાળો દેવા જવું નહિ;

વગેરે કાયદાઓ તેમણે છચોક ભાંગવા માંડયા.

(૬) છેવટ નવાબ સાહેબનો પગ દબાવવાનો જે કર હતો તે કર આપવો પણ તેમણે બંધ કર્યો.

નવાબ સાહેબ આ 'વાંદરી' થી કંટાળી ગયા! તેને સંતોષ આપવા માટે પોતાના દોસ્તદારોની સભા ભરી રસોડામાં કંઇક સુધારા બક્ષી નાંખ્યા! જેમકે રીંગણા કે બટેટામાં જાણે નક્કી કરવું બેગમના હાથમાં ખરું પરંતુ શું લાવવું તે તો નવાબનાજ હાથમાં! પણ બેગમ સાહેબ આખરે એ સુધારાથીયે કંટાળ્યા અને દશ વર્ષ પછી ફરીવાર એ લડત વળી પાછી જોરથી ઉપાડી.

આ વખતે નવાબ સાહેબે લાકડી, ગડદા, પાટુ, ગાળો, વગેરે અજમાવી જોયા. તોપણ બેગમ સાહેબ તો એકજ હઠ લઇને બેઠા છે કે "મારવી હોય તો મારી નાંખ પણ હું તો એકની બે નથી થવાની."

નવાબ સાહેબ હવે માથું ખંજવાળે છે કારણ કે હજી એ ગૃહરાણીનું ધમસાણ ચાલે છે!

---

## પોલીસનું અમાનુષી વર્તન

[ મુંબાઇમાં તા. ૪–૧૧–૩૦ ને રોજ માધવબાગમાં મળેલી મુંબાઇની મહિલાઓની સભામાં પ્રમુખસ્થાનેથી રજુ થયેલો ઠરાવ. ]

"રવિવાર તા. ૨૬–૧૦–૩૦ ને રોજ સ્ત્રીજાતિ પ્રત્યેની સર્વમાન્ય નીતિ મર્યાદાનું ઉલ્લંઘન કરી મુંબાઇની પોલીસે સ્ત્રીઓ પ્રત્યે જે અન્યાયી અને અમાનુષી વર્તન ચલાવ્યું છે તે પ્રત્યે મુંબાઇની સ્ત્રીઓની આ જાહેરસભા સખ્ત તિરસ્કાર જાહેર કરે છે અને એ અત્યાચારો માટે સીધી કે આડકતરી રીતે જવાબદાર પોલીસ અમલદારો સામે ઘટતાં પગલાં લેવા તથા ભવિષ્યમાં એવા બનાવ ન બને તે માટે યોગ્ય ધોરણો લેવા સરકારને આગ્રહ કરે છે."

ગુણસુંદરી

## મુક્તિ-સંગ્રામમાં મહિલા-રત્નો



મિસિસ અસફઅલી
(૧૨ માસ)



સૌ. ભક્તિલક્ષ્મી ગો. દેસાઇ
ખેડાનાં સર-મુખત્યાર



મિસિસ સેનગુપ્તા
(૪ માસ)

(૨) નવાબ સાહેબ રોજ સાંજે છગન મગન અને ચંચળાને ભણાવવા બેસાડતાં ને શીખવતાં કે " બાપા રાખે તેમ રહેવું " તેની અસર નાબુદ કરવા છોકરાઓને એં... એં...ને બેં...બેં કરવાનું તેમજ તોફાન કરવાનું બેગમ સાહેબે શીખવાડી રાખ્યું.

(૩) નવાબ સાહેબે આણી આપેલ સાડી, છાયલો, ઘાઘરા, પોલકા બધા ઢેડ ભંગીયાને આપી દીધાં ને બાકી રહેલા તેનાથી સગડીની કાકડીઓ બનાવવા માંડી. તેની જગ્યાએ પીયેરથી બે ચાદરો મંગાવીને પહેરવા માંડી જેથી લોકો બેગમ સાહેબને ધોબણનાં વેશમાં જોઈ નવાબ સાહેબની આબરૂના છાજીયાં લે.

(૪) નવાબ સાહેબનો સામાજીક બહિષ્કાર કરવા માટે તેમને ન્હાતી વખતે ગરમ પાણીને બદલે બરફવાળું ને ખાતી વખતે ઠંડા પાણીને બદલે ઉકાળેલું પાણી આપવા માંડયું. ટુવાલ માંગે તો કોટ આપે ને ટોપી માગે ત્યારે ચોફાળ આપે ખાવાનો વખત થાય ત્યારે બેગમ સાહેબ પડોશમાં જતાં રહે અને છતાં રસોઈ ભૂલમાં ટાઈમસર થઈ જાય તો ભાતમાં મીઠું નાંખે ને દાળમાં ઓળીઓ નાંખે. આ પ્રમાણે તેમણે નવાબ સાહેબની લક્કેબક્ક જાળવવા માંડી.

(૫) નવાબ સાહેબના કાયદાઓ જેવા કે

અ. ઝાઝું બોલવું નહિ

બ. નવાબના વાંક કાઢવા નહિ;

ક. નવાબ ચાલતા હોય ત્યારે વચમાં આડે આવવું નહિ;

ડ. બના ભગાની દુકાને ગાળો દેવા જવું નહિ;

વગેરે કાયદાઓ તેમણે છચોક ભાંગવા માંડયા.

(૬) છેવટ નવાબ સાહેબનો પગ દબાવવાનો જે કર હતો તે કર આપવો પણ તેમણે બંધ કર્યો.

નવાબ સાહેબ આ ' વાંદરી ' થી કંટાળી ગયા ! તેને સંતોષ આપવા માટે પોતાના દોસ્તારોની સભા ભરી રસોડામાં કંઈક સુધારા બક્ષી નાંખ્યા ! જેમકે રીંગણા કે બટેટામાં જાણે નક્કી કરવું બેગમના હાથમાં ખરૂં પરંતુ શું લાવવું તે તો નવાબનાજ હાથમાં! પણ બેગમ સાહેબ આખરે એ સુધારાથીયે કંટાળ્યા અને દશ વર્ષ પછી ફરીવાર એ લડત વળી પાછી જોરથી ઉપાડી.

આ વખતે નવાબ સાહેબે લાકડી, ગડદા, પાટુ, ગાળો, વગેરે અજમાવી જોયા. તોપણ બેગમ સાહેબ તો એકજ હઠ લઈને બેઠા છે કે " મારવી હોય તો મારી નાંખ પણ હું તો એકની બે નથી થવાની."

નવાબ સાહેબ હવે માથું ખંજવાળે છે કારણ કે હજી એ ગૃહરાણીનું ઘમસાણ ચાલે છે !

---

## પોલીસનું અમાનુષી વર્તન

[ મુંબાઈમાં તા. ૪-૧૧-૩૦ ને રોજ માધવબાગમાં મળેલી મુંબાઈની મહિલાઓની સભામાં પ્રમુખસ્થાનેથી રજુ થયેલો ઠરાવ. ]

" રવિવાર તા. ૨૬-૧૦-૩૦ ને રોજ સ્ત્રીજાતિ પ્રત્યેની સર્વમાન્ય નીતિ મર્યાદાનું ઉલ્લંઘન કરી મુંબાઈની પોલીસે સ્ત્રીઓ પ્રત્યે જે અન્યાયી અને અમાનુષી વર્તન ચલાવ્યું છે તે પ્રત્યે મુંબાઈની સ્ત્રીઓની આ જાહેરસભા સખ્ત તિરસ્કાર જાહેર કરે છે અને એ અત્યાચારો માટે સીધી કે આડકતરી રીતે જવાબદાર પોલીસ અમલદારો સામે ઘટતાં પગલાં લેવા તથા ભવિષ્યમાં એવા બનાવ ન બને તે માટે યોગ્ય ઇલાજો લેવા સરકારને આગ્રહ કરે છે. "




# કુમારી રૈહાના તૈયબજી

લેખકઃ શ્રી. સીતારામ જે. શર્મા.

લગભગ એક દસકા પહેલાં, અમદાવાદની ઐતિહાસિક મહાસભાના અધિવેશન પ્રસંગે, એ વિશાળ મંડપના નાનકડા વ્યાસપીઠ ઉપર ઉભાં રહીને ઉર્દુ જબાનમાં રાષ્ટ્રગીત ગાતાં બહેન રૈહાનાને સાંભળ્યાં હતાં.

તે પછી છેક હમણાં, ગયા દશેરાના દિવસોમાં એ બહેનને કડી પ્રાંતની પ્રથમ યુવક પરિષદના પ્રમુખ તરીકે સહેજ વધારે નજીકથી જોયાં, વિષય વિચારક સમિતિના સભાસદ તરીકે એમને એ સમિતિનું કામ ઉકેલતાં જોયાં, અને કડીનાં નરનારીઓની જાહેર સભા સમક્ષ નિદ્રાધીન મુસાફરને ઢંઢોળીને બેઠો કરી મુક્તિના પ્રવાસપંથે જવાની સલાહ આપનારૂં રણગીત સમું એવડા અર્થનું ભજન ગવરાવતાં સાંભળ્યાં.

આટલા પરિચયવાળો માણસ રૈહાના બહેનની ઓળખાણ ગુજરાતની ગુણસુંદરીઓને કરાવવાનું સાહસ કરે એ ચોકખી ધૃષ્ટતાજ છે; એવી ઓળખાણથી સંતોષ માનવાની વૃત્તિ સાથે 'ગુણસુંદરી' ના સહતંત્રીના લેખ મેળવવાના અતિ આગ્રહને લીધે, હું આ ધૃષ્ટતા કરવા તૈયાર થયો છું. એટલું અગાઉથી કહી લેવાની એટલા માટે જરૂર જોઉં છું કે, રૈહાના બહેનના જીવનનો વિશેષ પરિચય મેળવવાને આતુર વાચકો બધો દોષ મારા એકલાના ઉપર ન મૂકે.

[ ૨ ]

દુશ્મનોથી બરાબર ઘેરાઇ જવાથી અકળાયલી વાઘણ જેવા ચહેરાની, મર્દોના ઉપનામથી ઓળખાતા પુરુષોના ટોળા વચ્ચે જાગૃત સ્ત્રીશક્તિની એકાકી પ્રતિમા સમી, સહુને દોરતી, કવચિત ડારતી, કોઇ કોઇ વખત સગી બહેનની મમતાથી સમજાવતી, સહુની દૃષ્ટિને પ્રમુખ તરીકેના પોતાના સ્થાનની, પોતાની તરફ ખેંચતી સ્ત્રીમૂર્તિની કલ્પના કરો, એટલે રૈહાના બહેનની કંઇક કલ્પના તમારી સમક્ષ ખડી થશે.

તૈયબજી કુટુંબની ભૂતકાલીન પ્રતિષ્ઠા કે મહત્તા ગમે તેટલી હોય, પણ એ કુટુંબ ભૂતકાળની મૂડી વટાવીને જીવતું નથી. તે કુટુંબે વર્તમાનમાં પોતાનો ઇતિહાસ રચ્યો છે. એ ઇતિહાસ ગૌરવવંતો છે. પરંતુ પિતાના ગૌરવમાં ભાગ પડાવી વારસાહક્કની રીતે જીવવાનું રૈહાના બહેને સ્વીકાર્યું નથી. એમણે તો સ્વાધીનતાના સાચા ભક્તની માફક પોતાનો ઇતિહાસ કર્તવ્યથી રચવા માંડ્યો છે. સ્વ–ઉપાર્જિત પ્રતિષ્ઠા ઉપર જીવવાનું એમનું જીવનવ્રત છે. એ વ્રતની ગૌરવભરી છટા એમના માંદલા શરીરમાં તેજ ભરતા મુખમંડળ ઉપર છલકતી સદા સોહાય છે.

યુવાન હોવા છતાં વ્યાધિથી એમનું શરીર તવાયલું દેખાય છે. એ શારીરિક અશક્તિ અત્યારે દેશભક્તિથી ભડભડી રહેલા એમના હૃદયની વાંચ્છના પ્રમાણે એમને કામ કરતાં અટકાવે છે. પરંતુ એ અટકાયત એમને શલ્યની પેરે સતત ખુંચી રહેલી તો એમના ગુંગળાતા હૃદયની છાપ સ્વરૂપે એમની જ્યોતિથી ઝળુકતી આંખો દ્વારા દેખાઇ રહી છે.

"જો હું માંદગીથી અશક્ત ન હોત તો હું આ મંડપમાં તમારી સમક્ષ ભાષણ આપવા ખડી થઇ ન હોત, મારું સ્થાન તો યુદ્ધને મોખરે હોત." એવી વરાળ પણ એમના હૈયામાંથી શબ્દ રૂપે બહાર નીકળી ગઇ હતી.

જે વૃદ્ધ પુરુષ તુરંગમાંથી નીકળતાંજ ત્રણ અઠવાડીઆની અવધો આંકી પુનઃ જેલવાસ ભોગવવાના નિશ્ચયબળથી યુવકને શરમાવી દેતો હોય, તેની પુત્રી-માંદી માંદી છતાંય શરફરોશીની તમન્ના કેમ ન સેવે ?

અને રૈહાના બહેનની એવી કસોટીય થઇ ગઇ. યુવક પરિષદના પહેલાજ દિવસે બપોરેજ એમને તાવ ચડયો, છતાં સોંપાયલા સ્થાનને સૈનિકની સાવધાનીથી સાચવવા જેટલી દૃઢતા એમનામાં હતી. આખો દિવસ કડીના મનુષ્યોને પ્રખર તાપની તાવણીમાં તાવી તાવીને થાકેલો સૂર્ય, આછાં વૃક્ષોવાળી રેતીપૂર્ણ કડીની આથમણી દિશાએ વિશ્રાંતિ માટે ઉતર્યો, ત્યારે પરિષદમાં એકઠા થયેલાં સ્ત્રી પુરુષોને એમણે પોતાની તબિયતની વાત કરી; કદાચ એમને એજ રાત્રે કડી છોડી જવું પડશે એવું પણ દિલગીરી સાથે કહ્યું. સાંભળનારાં નિરાશ થયાં. સહુએ માન્યું રાત્રે રૈહાના બાનુને જવું પડશે.

[ ૩ ]

એ રાત્રે હજારો નરનારીઓની પ્રચંડ સભા કડીના ટિળક ચોકમાં મળી હતી. કુમારી રૈહાના તૈયબજીનું ત્યાં ભાષણ થવાનું છે, એવી હસ્તપત્રિકાઓ શહેરમાં વહેંચાઇ ગઇ હતી. પરંતુ એમનાથી આવી શકાશે નહિ એ વાત થોડાઓને મ્હોંઢેથી ઘણાઓને કાને ગઇ હતી. એમને જોવા-સાંભળવા આતુર સ્ત્રી-પુરુષો તેથી લગભગ નિરાશ થયાં હતાં.

પરંતુ ! . . .

દૂરથી મોટરનું ભૂંગળું વાગતું સંભળાયું. થોડીક વારમાં તો મોટર સભા ચોક આગળ આવીને ઉભી, અને તેમાંથી તાવથી ભરેલા દુબળા શરીરવાળાં રૈહાનાજ ઉતર્યાં. જનતાએ જોયું કે એ માંદલા-દુર્બળ શરીરમાં જ્વાળામુખી જેવી સજીવતા ઢંકાયલી હતી. એ જ્વાળામુખીએ રૈહાના બહેનને ન તો વડોદરે જવા દીધાં કે ન તો પથારીમાં સુવા દીધાં. એમણે તો આવીને પ્રાતઃકાળ થવા છતાં બેદરકારીની ઉંઘમાં ઘોરતી જનતાને સ્વતંત્રતાના માર્ગે પ્રયાણ કરવા ઢંઢોળીને જાગૃત કરવાનો પ્રાચીન સંદેશો નવીન સ્વરૂપે સંભળાવ્યો.

સંગીત ઉપરનો એમનો કાબુ, એમના ગળાની મિઠાશ એ તો સર્વવિદિત છે. મારા જેવો સંગીતશાસ્ત્રમાં કદી ચાંચ પણ નહિ બોળનાર એમની એ દિશાની ઓળખાણ તે શું આપવાનો હતો ?

બીજે દિવસે વિષયવિચારક મંડળને મોખરે પણ એમને બેઠેલાં અને કામ કરતાં જોયાં. એમને દવા લેવાનો આગ્રહ પણ નકામો ગયો. એ બહેનની ઝળગતા અગ્નિ સમી અડગ આત્મશ્રદ્ધા જ એમની ઔષધિ છે.

પરિષદના બીજા દિવસનો કાર્યક્રમ તેથી તો તેમણે એટલીજ અડગતાથી, ગંભીરતાથી શાંતિથી, વ્યવહાર કુશળતાથી અને ઘડીયાળ જેટલી નિયમિતતાથી સંભાળીને પાર ઉતાર્યો.

[ ૪ ]

પોતે સ્ત્રી છે એ વાતનું એમને સતત ભાન છે, અથવા તો કદાચ હતાશ અને નિર્માલ્ય બની ગયેલા દેશના પુરુષત્વને પડકાર આપવા માટે તેઓ એ ભાન રાખે છે. બાકી તો ભલભલા મર્દનેય બાજુએ બેસાડી રાખે એટલી એમનામાં મર્દાઇ છે. એ મર્દાઇને પોતે સ્ત્રી-સુલભ સ્વાભાવિક સુશીલતાથી ઢાંકી

શકવા મથે છે. પરંતુ એમની વાણીના ધોધવાટે, એમના પુરુષોચિત હાલન ચાલન દ્વારા અને ઘોર અંધારી રાત્રિમાં દૂર દૂર સળગતી જણાતી બે તાપણીઓ સમી, ચેતનથી સળગી રહેલી એમની વેધક દષ્ટિને રસ્તે એ મર્દાઇ છતી પડી ગયા વિના રહી શકતી નથી.

રૈહાના બહેનનું ભાષણ સાંભળવું એ તો માનવ જીવનની લહાણુ છે. આંટીઘુંટીવાળા અર્થશાસ્ત્રને તેના સાચા અર્થમાં કદાચ એ પુરેપુરૂં સમજી શકતાં નહિ હોય, ગુંચવણભર્યા આંતરરાષ્ટ્રીય રાજકારણની ગુંચો ઉકેલવા જેટલો વખતે એ દિશાનો એમનો ઊંડો અભ્યાસ નહિ હોય, બંધારણની કાયદાશાસ્ત્રીની દૃષ્ટિ હજી વખતે એમનામાં આછેરી ઉઘડી હશે, પરંતુ સુરપાણના જળધોધ સમો વાણીનો ધોધ એમના મુખમાંથી જ્યારે વહેવા લાગે છે, ત્યારે ગમે તેવા નિર્માલ્ય મનુષ્યોને પણ તેટલો વખત તો તે મર્દ બનાવી મુકે છે, હતાશ દિલોમાં આશાના દિપકો પ્રગટાવે છે, બ્હીકણ હૈયાંમાં મર્દાઇની જ્યોતિ ઝગાવે છે, અને જાતનોજ વિચાર કરવામાં ગૌરવ લેનારાઓનેય ઘડીભર દેશનો વિચાર કરતા બનાવી દે છે.


કુમારી રૈહાના તૈયબજી

અને એ માંદલા દેહવાળી બાઇના ભવ્ય અને તેજસ્વી મુખમાંથી સુંવાળા શબ્દો નીકળતા નથી, એમાંથી તો વરસે છે જ્વાળામુખીનો લાવા. રાષ્ટ્રભકિતથી લદબદ રાષ્ટ્રની પરાધીનતા સામેના ક્રોધથી સળગતા, પરતંત્રતાની બેડીઓ તોડવાના નિશ્ચયથી નક્કર બનેલા એ શબ્દો નહિ પણ સળગતા અંગારા છે. સાંભળનારાઓની નિર્માલ્યતાને, નામર્દાઇને, સંકુચીત સ્વાર્થવૃત્તિને તે બાળીને ભસ્મિભૂત કરી નાખશે એમ લાગે છે.

એ વાણીપ્રવાહ સ્વાભાવિક છે. નિખાલસ દિલનો એમાં પ્રતિધ્વનિ સંભળાય છે. એથીજ શ્રોતાઓનાં હૈયામાં તે સ્થાન લઇ લે છે. ગુજરાતી ભાષા બોલી ન શકે એટલી ગુજરાતીમાં વસતાં રૈહાના બહેનમાં ઉણપ તો ગણાયજ, છતાં સાદા ઉર્દુમય એમની હિંદી સમજી શકે તેમને માટે તો [ અને પુરુષોનો મોટો ભાગ તો તે બરાબર સમજી શકે છેજ ] ગુજરાતીની ઉણપનો ખંગ, જરૂર વાળી નાખે છે. પ્રચારક તરીકે રૈહાના બહેન અપૂર્વ કામ કરી શકે, એટલી બધી વકતૃત્વ શકિત એમનામાં જરૂર ખીલેલી છે. અને એમના જેવા માંદલા શરીરનાં બહેનને માટે તો ખરેખર એ આશીર્વાદરૂપજ છે.

[ ૫ ]

સ્ત્રીનો પોશાક એ અવશ્ય પહેરે છે, છતાં એની રૂઢીચુસ્તતાની સામે તો એમણે બંડ ઉઠાવ્યુંજ છે. કેશ કલાપ અને ચુડી એ તો કૌમારિકા અને સૌભાગ્યવતી સ્ત્રીઓને માટે ફરજિયાત મનાય છે. પરંતુ રૈહાના બહેને

તેઓ ચિંતા કરી રહ્યા હતા. ત્યાં રમેશ આવી પહોંચ્યો. રામજીવન બાબુ કંપની સરકારના રસલદાર હતા. એટલે, તેઓ, પોલીસને સ્વાધીન કર્યા પછી, રમેશને છોડવવાનો બધોયે પ્રયત્ન કરી શકે એમ હતું. એટલે રામજીવન બાબુએ કહ્યું:

" તમે જેને ગિરફતાર કરવા માંગો છો, તે રમેશ આ રહ્યો. પણ તમે એને કયા ગુન્હાસર પકડો છો, એ તમારે અમને જણાવવું જોઇએ. "

" એ હું કાંઇ જણાવી શકું એમ નથી."

કંપની સરકારના નાનાથી મોટા બધાયે અમલદારો, નજરાણા સ્વીકારવાને ટેવાઇ ગયા હતા. કંપની સરકારના કેપ્ટન કલાઇવ જેવા મોટા અમલદારથી માંડીને તે નાનામાં નાના સિપાઇ સુધી, સૌ કોઇને એ ટેવ પડી ગઇ હતી. સરકારી કચેરીમાંથી જરા સરખું કામ કઢાવવું હોય, તો પણ નજરાણું ધરવું પડે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ, તો લાંચ આપવી પડે. લાંચ આપ્યા વિના કોઇ પણ કામ સહેલાઇથી કે ઉતાવળે પાર પડી શકે નહિ ઉતાવળે કામ કઢાવી લેવા માટે લોકો પણ લાંચ આપતા થઇ ગયા હતા પરિણામે, અમલદારો, લાંચ લીધા પછીજ, લોકોનું કામ કરી દેતા. આ ટેવમાંથી ભાગ્યેજ કોઇક અમલદાર અપવાદ રૂપ રહ્યો હશે !

રામજીવન બાબુ આ જાણતા; પરંતુ તેઓ લાંચ લેવાની કે લાંચ આપવાની સખ્ત વિરૂદ્ધ હતા. પરંતુ, શ્યામસુંદર અનુભવી હતો. કામ કઢાવી લેવા માટે, જરૂર પડે તો થોડી લાંચ આપવી, એવો તેનો મત હતો. તે સમજી ગ્રેરી રહ્યા છેંશમાં કાંઇ પડયા વિના રમેશનો નથી. આંઆઓનુંગ્યો છે, તે અમએવી ઇચ્છા રાખું છું. આપણેજૈલ છે. એટલે ી, હા—ના [ બારડોલી તાલુકા વાનર પરિષ. દીધું.

બીજા પોલીસ ભાઇઓ માટે પણ એક જુદી રકમ આપી દીધી

આટલું કરવા છતાં, રમેશને કયા ગુન્હાસર પકડયો છે, તે તો જાણવામાં નહિ આવ્યું. પરંતુ રમેશને એક ગુન્હેગારની જેમ હાથકડી નાંખ્યા વિનાજ ફોજદારની કચેરીમાં લઇ ગયા.

રામજીવન બાબુ અને શ્યામસુંદર પણ કચેરીમાં આવ્યા. પોલીસ અમલદારે, રમેશને ફોજદાર સમક્ષ ખડો કર્યો. એટલે ફોજદારે કરડી નજરે, રમેશ તરફ દષ્ટિપાત કર્યો અને તે પછી ફરમાવ્યું કે: " આ કેદીને કોટડીમાં નાંખી, સખ્ત પહેરો રાખો "

બે સિપાઇઓ રમેશને ત્યાંથી લઇ ગયા. રમેશ ઉપર ચોકી કરનારા સિપાઇઓને પણ શ્યામસુંદરે ' બક્ષીસ ' આપી અને તે સાથે રમેશને બે વખત સારૂં ભોજન આપવાની, તેમજ બીજી રીતે તેને હેરાન ન કરવાની ગોઠવણ કરી દીધી.

પરંતુ રમેશનો ગુન્હો કયો ? એ તો હજી પ્રશ્નજ રહ્યો. એટલે એ જાણવા માટે તો ફોજદાર સાહેબની કૃપા મેળવવી જોઇએ. શ્યામસુંદરે ફોજદાર સાહેબને લળીલળીને સલામો ભરી, અને તેમના હાથમાં એક નાની શી થેલી ભેટ ધરી દીધી. અને પછી પ્રશ્ન કર્યો:

" આ યુવાનને કયા ગુન્હાસર પકડયો છે ? "

ફોજદાર સાહેબે, હદ પારની ગંભીરતા ધારણ કરી, કહ્યું: " ગુન્હા તો ઘણા છે..."

" એ યુવકનું અહીં કોઇ સગું નથી. એક તેના મિત્ર અહીં છે. જો એના ગુન્હાની ખબર પડે તો, તેનો બચાવ કરવાની અથવા સાચું ખોટું નક્કી કરવાની કાંઇ સૂઝ પડે. એટલે આપને આ વિનતિ કરૂં છું."

" પણ મને કાંઇ બધી ખબર નથી. હું તો માત્ર એટલુંજ જાણું છું કે આ ગુન્હો અહીં થયેલો નથી. "

" ત્યારે કયાં થયેલો છે ? એની તપાસ કયાં થશે ? "

" આ યુવક ઢાકા જીલ્લાનો રહીશ હોઇ, ત્યાંના નવાબ એની તપાસ કરનાર છે."

" પણ તપાસ થશે કયાં ? કલકત્તામાં?"

" નહિ, મુર્શિદાબાદમાં. "

" અને અપરાધ શો ? "

" નવાબના એક ફોજદારનું એણે ખૂન કરેલું છે. એ સિવાય બીજો કોઇ ગુન્હો નથી. "

ફોજદાર સાહેબની વધુ વાતચીત ઉપરથી માલુમ પડયું કે રમેશને જામીન ઉપર ન છોડવાનો હુકમ હતો. ઉપરાંત એક બે દિવસમાં રમેશને મુર્શિદાબાદ મોકલી આપવામાં આવશે, એટલું પણ જાણવામાં આવ્યું.

શ્યામસુંદરે આ બધી વાત રામજીવન બાબુને કરી. ફોજદારનાં ખૂનની હકીકત સાંભળી રામજીવન બાબુ થંભી ગયા. રમેશનાં પૂર્વ જીવનની બધી હકીકત તેઓ જાણતા હોઇ, તેમને વિશેષ ચિંતા થવા લાગી. દુર્ગાચરણ સિવાય પોતે કોઇને મોઢે રમેશના પૂર્વ જીવનની હકીકત કહી નહોતી. છતાં, આ બાબત કેમ પુટવા પામી, તે તેઓને સુઝયું નહિ. પરંતુ એ પૂરવાર કરવું મૂશ્કેલ હતું. અને રમેશ ગુન્હેગાર ઠરે તો ? રમેશને ફાંસીએ ચઢાવવાની સૂચના જરૂર થાય. કોઇ પણ રીતે રમેશને બચાવવો જોઇએ. પણ શી રીતે ? રામજીવન બાબુ એનો વિચાર કરી રહ્યા.

એ વિચાર કરતાં કરતાં રામજીવન બાબુને તેમના જુના મિત્ર કેપ્ટન રીડ યાદ આવ્યા. રીડ સાહેબને મળાય તો કાંઇક ઉપાય મળી આવે એવો વિચાર તેમને સૂઝયો અને તરત જ તેઓ કેપ્ટન રીડને મળવા ઉપડયા.

---

## પ્રકરણ ૩૨મું

મધ્યાહ્નનો સમય હતો. આકાશમાં વાદળાં જરા સરખાં પણ ન હતાં. એટલે સૂર્યનારાયણના પ્રખર કિરણો સર્વત્ર પથરાઇ રહ્યાં હતાં. શહેરનાં પુરૂષવર્ગનો મોટો ભાગ, નોકરીયાત વર્ગનો હતો. એટલે અત્યારે એ વર્ગ નોકરીએ પહોંચી ગયો હતો.

પુરૂષવર્ગની ગેરહાજરીને લીધે, બપોરે, સર્વત્ર સ્ત્રીવર્ગનું સામ્રાજ્ય વ્યાપે છે. આ સમયનો લાભ અનેક ફેરીયાઓ, ભૂત, ભવિષ્ય, વર્તમાન, ત્રિકાળનું જ્ઞાન ધરાવનાર દંભી જોષીઓ અને સ્ત્રીઓનાં વહેમમાં વધારો કરે એવી વશીકરણ, વગેરે વિદ્યા જાણવાનો ઢોંગ કરતી બાઇઓ, સારા પ્રમાણમાં લીએ છે,

તે વખતની સ્ત્રીઓ, મંત્રતંત્રમાં બહુ અંધશ્રદ્ધા ધરાવનારી હતી. આજે પણ આવી અંધશ્રદ્ધા ધરાવનાર સ્ત્રીઓનો અમુક વર્ગ તો છે જ. પરંતુ સ્ત્રીકેળવણીના પ્રચાર સાથે, એ વર્ગ દિન પ્રતિદિન ઘટતો જાય છે.

પુરૂષો આવી અંધશ્રદ્ધા અને વહેમોમાં માનનારા નથી હોતા. એટલે તેઓની હાજરીના સમય દરમ્યાન એવા વહેમોનો પ્રચાર કરનારા સ્ત્રીપુરૂષો ફાવી શકતા નથી. એટલેજ તેઓ પુરૂષોની ગેરહાજરીનો સમય સાધી અજ્ઞાન અને ભોળી સ્ત્રીઓને વહેમી બનાવી, તેઓની પાસે પૈસા કઢાવવાનો ધંધો આદરી બેઠા છે.

પ્રખર તાપ હોવાથી રસ્તો તદ્દન નિર્જન થઇ ગયો હતો. છતાં ભુત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનું જ્ઞાન ધરાવનારી એક બાઇ, રસ્તા પર ઘૂમી રહી હતી. બે ત્રણ જગાએ તે પોતાનું કામ સાધી આવી હતી.

ફરતાં ફરતાં, તે બાઇ દુર્ગાચરણ રાયના ઘર આગળ આવી પહોંચી. અને ત્યાં બારણું




**કયે રસ્તે ?** લેખકઃ રા. ચીમનલાલ જેચંદ શાહ, એમ. એ. સોલ એજન્ટઃ શ્રી પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૧-૮-૦.

"ગુણસુંદરી"ના એક આગલા તંત્રી રા. શાહની આ સાહિત્યકૃતિને આવકાર આપતાં અમે આનંદ પામીએ છીએ. "સુશીલાના પત્રો" ના સંપાદક તરીકે એમનું નામ સાહિત્યક્ષેત્રમાં જાણીતું છે. એ પ્હેલા પુસ્તકમાં તેમણે સ્ત્રી-પુરૂષના સંબંધ વિષે પત્રો દ્વારા થર્ચા કરી હતી. આ પુસ્તકમાં પણ એજ જુનો છતાં પ્રતિદિન નવો લાગતો વિષય તેમણે ટુંકી દ્વારા ચર્ચ્યો છે. આઠ ટુંકા કથાનકોમાં એ વિષય તેમણે વિવિધ દ્રષ્ટિએ વાચકો સમક્ષ મૂકયો છે અને તેમ કરતાં આપણા ગુજરાતના લગ્નજીવનની રસભરી મીમાંસા કરી છે. એમાંની એક વાર્તા "ડોકટરી જીવનના કેટલાક અનુભવો" નો આસ્વાદ વાનગી રૂપે આ માસિકના વાચકોને ગયા વર્ષના દીવાળી અંકમાં મળ્યો હતો. આપણા સમાજના અભ્યાસીઓને આ પુસ્તક એક સુંદર સાધન થઇ પડશે. પુસ્તકને સુંદર અને આકર્ષક બનાવવામાં ખર્ચનો ખ્યાલ બહુ ઓછો રખાયો છે. ગુજરાતના પ્રખર કલાકોવિદ ભાઇ રવિશંકર રાવળ અને "કુમાર" કાર્યાલયનાં તેમના સહાયકોએ આ પુસ્તકને છાપકલાની દ્રષ્ટિએ સર્વોત્તમ બનાવવામાં પોતાની સર્વ શક્તિઓ ખર્ચી છે. અમે ભૂલતા ન હોઇએ તો આવા સુંદર છાપકામવાળું આકર્ષક પુસ્તક ગુજરાતી ભાષામાં આ પ્રથમ જ છે. કોઇ પણ સારામાં સારા પાશ્ચાત્ય પુસ્તકને હરીફાઇમાં એ સ્હેજે ટક્કર મારે એવું બન્યું છે. "કુમાર" કાર્યાલયના સંચાલકોને તેમની એ સફળ મહેનત માટે અભિનંદન આપીએ છીએ.

**સ્વરાજ્ય જ્યોતસ્વિનીઃ** રચનાર સૌ. રૂક્ષ્મણી ર. પારેખ. મૂલ્યઃ ત્રણ આના.

અત્યારના સત્યાગ્રહ સંગ્રામે ગુજરાતી સાહિત્યને અજબ પ્રેરણા આપી છે. છેલ્લા છ માસના અરસામાં એ લડતને પોષે અને વેગવાન બનાવે એવું સાહિત્ય અનેક સ્વરૂપે પ્રકટ થવા લાગ્યું છે. એમાં સ્ત્રીઓનો હિસ્સો પણ ઓછો નથી. મહાત્માજીના આદેશને માન આપી જ્યારથી ગુજરાતી બ્હેનોએ ખોટી લજ્જા અને ભીરૂતા ત્યાગી સંગ્રામમાં ઝંપલાવ્યું છે ત્યારથી એ લડતનો રંગ ફરવા સાથે સ્ત્રી-ઉન્નતિને પણ અજબ વેગ મળ્યો છે, આજે એ લડતને કારણે અનેક બ્હેનો સ્વદેશ-ભાવનાના રંગથી રંગાઇ કેસરિયાં કરી રહી છે. આ પુસ્તકના લેખિકા બ્હેનનું હૃદય પણ એ ભાવનાથી ઓતપ્રોત થયું છે. એમ તેમના રચેલાં ગીત-રાસ ખાત્રી આપે છે. સાદા અને પ્રચલિત ઢાળોમાં સાદી ભાષામાં તેમણે પોતાનું હૃદય આ ગીતોમાં ઠાલવ્યું છે. ગુજરાતની દેશવ્રતધારી બ્હેનોને આ પુસ્તક અત્યંત ઉપયોગી થઇ હશે, એમાં જરાય સંશય નથી.

**અન્ય દેશોમાં અસહકાર :** ભાષાન્તર કર્તાઃ સૌ. રમીબાઇ મો. કામદાર પ્રકાશકઃ સૌ. ઉર્મિલા મહેતા, બી. એ મૂલ્યઃ છ આના.

હિંદ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર પાર્લામેન્ટના જાણીતા સભાસદ મી. ફેનર બ્રોકવેએ "નોન કોઓપરેશન ઇન અધર લેન્ડઝ" નામે એક નાનું પુસ્તક લખ્યું છે. એ પુસ્તકનું ભાષાન્તર જાણીતાં ગુજરાતી સન્નારી અને સ્વાતંત્ર્ય સંગ્રામમાં મુંબાઇની વિગ્રહ સભાના પ્રમુખ તરીકે સરકારની મ્હેમાની સ્વીકારનાર સૌ. બ્હેન રમીબાઇ કામદારે ૧૯૨૧ માં તૈયાર કર્યું હતું. અત્યારે તે યોગ્ય સમયે પ્રકટ થાય છે. હિંદની જનતાને એમાંથી અન્ય દેશોની લડત સંબંધી ઉપયોગી અને મનનીય માહિતી મળી શકશે. આ

માસિકના એક આગલા તંત્રી સૌ. બ્હેન ઉર્મિલા મહેતાએ એ પુસ્તક પ્રકટ કરી ગુજરાતી સાહિત્યના રાજકીય વિભાગમાં એક ઉપયોગી પુસ્તક ઉમેર્યું છે. સૌ. રમીબાઇએ લીધેલા શ્રમ માટે એમને ધન્યવાદ ઘટે છે.

**સ્ટવના અકસ્માતથી કેમ બચવું ?** લેખિકાઃ બ્હેન દીવાળીબાઇ રાઠોડ. પ્રકાશકઃ શ્રી પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય, મુંબાઇ, ૨. મૂલ્યઃ ચાર આના.

આપણા ઘરોમાં સ્ટવ વપરાવા માંડયો ત્યારથી વાપરનારના અજ્ઞાનને કારણે ઘણા અકસ્માતો બને છે. હમણાં હમણાં તો એ અકસ્માતોની સંખ્યા બેહદ વધી છે, અને તેનો ખાસ ભોગ ગુજરાતી બ્હેનો બને છે. એ ચૂલા વાપરવાની ઉપયોગી માહિતી બ્હેનોને મળે તો તેઓ અકસ્માતમાંથી જરૂર બચી શકે. આ ઉદ્દેશથી લેખિકા બ્હેને અત્યંત શ્રમ લઇ આ પુસ્તક તૈયાર કર્યું છે. તેમણે ચિત્રો સાથે સ્ટવની તેમજ કેરોશીનની બત્તીઓની વિગતવાર સમજણ આપી છે અને યોગ્ય સૂચનાઓ કરી છે. આ પુસ્તક દરેક ગુજરાતી ઘરમાં હોવું જોઇએ એટલુંજ નહિ પણ કન્યાશાળાઓમાં તેનો પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગ કરવો જોઇએ

**ભારતનું ઘડતરઃ** સંગ્રાહક અને પ્રકાશકઃ રા. રમણલાલ ચુનીલાલ. ભાગ ૧લો. મૂલ્યઃ છ આના

સ્વાતંત્ર્ય સંગ્રામ માટે મહાત્મા ગાંધીજી સાબરમતીથી તા. ૧૨ મી માર્ચે નીકળ્યા ત્યારથી માંડીને દાંડીમાં તા. ૬ ઠ્ઠી એપ્રીલે ચપટી મીઠું ઉપાડી આખા દેશને તેમણે જાગ્રત કરી દીધો ત્યાર સુધીના એમના મહાન પ્રવાસનો અહેવાલ સ્થળે સ્થળે કરેલા એમનાં ભાષણોની ટુંક નોંધ સાથે આ પુસ્તકમાં અપાયો છે. સૌ. બ્હેન હંસા મહેતાએ આ પુસ્તકની ટુંકી પણ માર્મિક પ્રસ્તાવના લખી છે મ ગાંધીજીની એ મહાન યાત્રાને પુસ્તકાકારમાં પ્રજા સમક્ષ મૂકવા માટે પ્રકાશકને ધન્યવાદ ઘટે છે શરૂઆતથી અત્યાર સુધીની મહાસભાની પ્રવૃત્તિનો ટુંક અહેવાલ આપી પુસ્તકની ઉપયોગિતા તેમણે વધારી છે.

( ૧) **રાષ્ટ્રપતિ જવાહિરઃ** પ્રકાશકઃ મે. સી. જમનાદાસની કંપની, બુકસેલર્સ, મુંબાઇ, ૨. ( ૨ ) **ભારતનો મહારથીઃ** લેખકઃ રા. છોટુભાઇ નારણજી જોશી, બી. એ. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. મૂલ્યઃ દરેકનું બે આના.

રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલના ઉપયોગી અને પ્રેરક જીવનની આ બન્ને પુસ્તિકાઓ ઝાંખી કરાવે છે. પ્હેલું પુસ્તક ગદ્યમાં તેમની જીવનકથા આલેખે છે અને વાચકને તેમનો વિવિધ દૃષ્ટિએ પરિચય કરાવે છે. બીજા પુસ્તકમાં કવિ ન્હાનાલાલની શૈલીમાં કાવ્યમાં પંડિતજીના જીવનની રસગાથા લેખકે ગાઇ છે. બન્ને પુસ્તકો પંડિતજીના ફોટોચિત્રોથી શણગાર્યાં છે. અત્યારના સમયે આ બન્ને પુસ્તકો ગુજરાતી વાચકવર્ગ માટે ઉપયોગી અને માર્ગદર્શક થશે.

( ૧ ) **સત્યાનાશઃ** મૂળ લેખકઃ શ્રી. રાજગોપાલાચાર્ય. અનુવાદક રા રણછોડજી કે. શાસ્ત્રી. મૂલ્યઃ દોઢ આનો. ( ૨ ) **પહેલો કલાલઃ** લેખકઃ કાઉન્ટ ટોલસ્ટોય. મૂલ્ય એક આનો. ( ૩ ) **દારૂથી થતો વિનાશઃ** લેખકઃ રા. મગનભાઇ દેસાઇ. મૂલ્યઃ બે પૈસા ( ૪ ) **જમનો દૂતઃ** મૂલ્યઃ એક આનો. પ્રકાશકઃ શ્રી પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ.

આ ચારે પુસ્તકો દારૂની બદી વિષે લખાયાં છે અને શ્રી દરિદ્રનારાયણ પ્રચારમાળાના પુસ્તક ૪, ૫, ૮ અને ૯ તરીકે અનુક્રમે પ્રકટ થયાં છે. ૧લામાં લેખકે દારૂથી એક સુખી કુટુંબનો કેમ વિનાશ થાય છે તે ટુંકી વાર્તા રૂપે બતાવ્યું છે. ૨જામાં વિખ્યાત મહાત્મા ટોલસ્ટોય નાટકના સ્વરૂપમાં ભોળા ખેડુતો એ બદીમાં કેમ સપડાય છે તે બતાવે છે ૩જા અને ૪થામાં પણ એ વ્યસનથી થતી પાયમાલીના શબ્દચિત્રો રજુ થયાં છે. ૧લું અને ૪થું બન્ને પુસ્તકો સચિત્ર છે. ચારે પુસ્તકો વાચકના મન પર સચોટ અસર કરે એવાં છે.

( ૧ ) **હુંડિયામણઃ** લેખકઃ રા. ડુંગરશી ધરમશી સંપટ. ( ૨ ) **હથિયારબંધીનો કાયદો અને લશ્કરી ખર્ચ અને લશ્કરઃ** લેખકઃ રા. રસિકલાલ. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. મૂલ્યઃ દરેકનું બે પૈસા.

મ. ગાંધીજીના ૧૧ મુદ્દામાંથી ૧લી પુસ્તિકામાં ૨જો અને બીજીમાં અનુક્રમે ૧૧ મો અને ૫મો—એમ ત્રણ મુદ્દા ચર્ચવામાં આવ્યા છે.

ટીઓ હિંદને ગુલામી ઝુંસરીમાં કેવી રીતે જકડી રાખે છે અને દેશના દ્રવ્યનું શોષણ કરે છે તે આ પુસ્તિકાઓ વાંચવાથી સ્પષ્ટ સમજાશે.

**વીરની હાકલ:** ભાગ ૨ જો: સંગ્રાહક: રા. રણછોડજી કે. મીસ્ત્રી. પ્રકાશક: ઉપર પ્રમાણે મૂલ્ય: ત્રણ આના.

આ પુસ્તક શ્રી દરિદ્રનારાયણ પ્રચારમાળાના ૧૦ મા પુસ્તક તરીકે પ્રકટ થયું છે અને એમાં સરદાર વલ્લભભાઈની ઓજસ્વી વાણીનો સંભાર હોઠસો ઉપર પાનામાં ખીચોખીચ ભર્યો છે સરદારશ્રી સાબરમતી જેલમાંથી બ્હાર આવ્યા પછી તેમણે કરેલાં જાહેર ભાષણો આ પુસ્તકમાં આવી જાય છે પ્રકાશકોએ પ્હેલા ભાગ તરીકે સરદારશ્રીની વીરગર્જનાઓનો સંગ્રહ કર્યો હતો, તે જપ્ત કરવાનું માન સરકારે આપ્યું છે આ ભાગને પણ એ માન મળે તો આશ્ચર્ય પામવા જેવું નથી. સરદારશ્રીની બાની વિષે બે મત છેજ નહિ. સાહિત્યની દૃષ્ટિએ પણ સરદારશ્રીના વક્તવ્યો જરૂર ઉચું સ્થાન લેશે.

**બાલ શ્રી કૃષ્ણ:** પ્રથમ ભાગ અને દ્વિતીય ભાગ: મૂળ લેખક: શ્રી કૃષ્ણલાલ વર્મા. અનુવાદિકા. બ્હેન તહેમીના રતનશા અને બ્હેન હેમકળા લક્ષ્મીદાસ. સંપાદિકા: સૌ. મુદ્રિકાબ્હેન અંજારીઆ. પ્રકાશક: શ્રી ગ્રંથ ભંડાર, લેડી હાર્ડીંજ રોડ, માટુંગા. મૂલ્ય: દરેકનું ચાર આના.

રા. વર્માએ મૂળ હિંદીમાં લખેલી શ્રી કૃષ્ણચંદ્રના જીવનની વાતો અનેક ચિત્રો સાથે બાળકોને ઉપયોગી થાય એવી ભાષામાં આ બે પુસ્તકોમાં અપાઇ છે. પુસ્તકોની ભાષા સ્હેલી અને સાદી હોઈ બાળકો તે હોંસે હોંસે વાંચી શકશે પુસ્તકની ટબછબ પણ બાળકોને સ્હેજે આકર્ષે એવી છે મોટા ટાઇપ, ત્રિરંગી પૂઠાં અને અનેક ચિત્રો આ પુસ્તકોનાં મુખ્ય આકર્ષણો છે. બાળસાહિત્યમાં આ બન્ને પુસ્તકોથી સારો ઉમેરો થાય છે, તે માટે લેખક, અનુવાદકો તેમજ સંપાદિકાને ધન્યવાદ આપીએ છીએ.

**આખરી ફેંસલો:** ભાગ ૧ લો અને ૨ જો: સંપાદક: રા. નટવરલાલ માણેકલાલ દવે. પ્રકાશક: શ્રી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય: અનુક્રમે આઠ આના અને બાર આના

અત્યારે રાજકીય વિષયના જે સંખ્યાબંધ પુસ્તકો પ્રકટ થાય છે તેમાં આ બે પુસ્તકો ઉંચું સ્થાન લેશે. મ ગાંધીજીની મનોદશાનું આબેહુબ ચિત્ર એ પુસ્તકો વાચકો સમક્ષ ખડું કરે છે. દુશ્મનને પણ પ્રમાણિક માનનાર મહાત્માજી લગભગ ચાર વર્ષ પ્હેલાં સંપૂર્ણ સ્વાતંત્ર્યની વિરૂદ્ધ હતા અને દેશને આસ્તે કદમ કુચ કરવાની સલાહ આપતા. એ મનોદશા ધીરે ધીરે કેમ પલટાઇ અને મહાસભામાં સંપૂર્ણ સ્વતંત્ર્યનો ઠરાવ કબુલ રાખી અત્યારના સંગ્રામમાં એમણે કેમ ઝુકાવ્યું તે આ પુસ્તકોમાં સંગ્રહેલાં તેમના ભાષણો અને લેખો સ્પષ્ટ કરે છે. ૧લા ભાગમાં ગૌહત્તી મહાસભાથી માંડીને એમની ઐતિહાસિક કુચ શરૂ થઇ ત્યાર સુધીનો અહેવાલ છે. ૨ જા ભાગમાં મહાત્માજી "આખરી ફેંસલો" કરવાને તા. ૧૨ મી માર્ચે નીકળી પડયા ત્યારથી તે તેમને સરકારે પોતાના મ્હેમાન બનાવ્યા ત્યાં સુધીની હકીકત છે. આ બન્ને પુસ્તકો દેશના છેલ્લા ચાર વર્ષના રાજકીય ઇતિહાસની ગરજ સારશે.

**ધડાવાળા ત્રાજવાં યાને હુંડિયામણનો ભેદ:** લેખક: રા. મગનભાઇ દેસાઇ. પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય: એક પૈસો. આ પુસ્તિકામાં મ. ગાંધીજીના ૧૧ મુદ્દામાં હુંડિયામણ વિષેનો બીજો મુદ્દો લેખકે ચર્ચી એ સાધન દ્વારા ઇગ્લાંડને સમૃદ્ધ કરવા કેવી બાજી રચાઇ છે તે બતાવ્યું છે. પ્રચાર માટે પુસ્તિકા ઉત્તમ સાધન થઇ પડશે.

**હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ:** મૂળ લેખક: મેજર બી. ડી. બસુ: અનુવાદક: રા. ગોપાલદાસ જીવાભાઇ પટેલ. પ્રકાશક: ઉપર પ્રમાણે મૂલ્ય: આઠ આના.

આપણી કહેવાતી માયાળુ સરકારે પોતાના દેશના વેપાર ઉદ્યોગોનો નાશ કરવામાં પોતાની સત્તાનો દુરૂપયોગ કર્યો છે એ વાત હવે સૌ કોઈ જાણે છે. એ આશય પાર પાડવા માટે પાર્લામેન્ટે અને અહિંની સરકારે કેવા કેવા ઉપાયો યોજ્યા હતા તે મેજર બસુ આ પુસ્તકમાં સ્પષ્ટ રીતે બતાવે છે. ખુદ અંગ્રેજ લેખકોના પુસ્તકો ઇસ્ટ ઇંડીઆ કંપનીના રીપોર્ટો અને એવાં જ બીજાં મૂળ સાધનો ઉપર આધાર રાખીને જ તેમણે પોતાના મંતવ્યો બાંધ્યા છે. આ પુસ્તક દરેક

હિંદીએ વાંચવું જોઇએ અને તેમાંથી દેશની પાયમાલી કેમ થઈ તે શીખી લેવું જોઇએ. આ પુસ્તક આડકતરી પણ સચોટ રીતે 'સ્વદેશી'-નો ઉપયોગી પાઠ શીખવશે.

**સંપૂર્ણ દારૂનિષેધ:** સંપાદક: રા. મગનભાઇ પ્રભુદાસ દેસાઇ. પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય આઠ આના.

દારૂના ઉપયોગથી મનુષ્યના શરીર અને આત્મા ઉપર કેવી વિનાશક અસર થાય છે તે દર્શાવતા અનેક ઉપયોગી અને મનનીય લેખો. મ ગાંધીજીએ લખ્યા છે. એ સર્વ લેખોનો સંગ્રહ કરી વાચક સમક્ષ મૂકવાને આ પુસ્તકના સંપાદકનો સ્તુત્ય ઉદેશ છે. સાથે સાથે તેમણે સરદાર વલ્લભભાઈ, મહાદેવભાઇ, રાજગોપાલાચાર્ય વગેરેએ લખેલા લેખો પણ આપ્યા છે અને પુસ્તકને જુદા જુદા ખંડોમાં વ્હેંચી એ આખો વિષય વિવિધ સ્વરૂપે રજુ કર્યો છે. અત્યારની દારૂનિષેધ-પ્રવૃતિમાં પ્રચારકાર્ય માટે આ પુસ્તક અત્યંત ઉપયોગી થશે.

**હૃદયપલટો અને અદભુત બલિદાન :** પ્રયોજક : રા. કેશવલાલ નગીનદાસ. પ્રકાશક: રા. એસ. જે. શાહ. અમદાવાદ. મૂલ્ય એક આનો. આ પુસ્તિકામાં વિખ્યાત હિંદી લેખક શ્રી. પ્રેમચંદજીની સરકારી અમલદારનો હૃદય પલટો બતાવતી એક ટુંકી વાર્તાનો અનુવાદ આપ્યો છે તેમજ જાણીતા ખ્રિસ્તિ સાધુ ટેલીમાકસના બલિદાનની કથા આપી છે.

**આંધી :** તંત્રીઓ : રા રમણચન્દ્ર દેસાઇ અને રા. જયન્ત શાસ્ત્રી. પ્રકાશક: શ્રી સાહિત્ય સદન, ભરૂચ. મૂલ્ય: રૂ, ૧-૦-૦

ભરૂચના ઉત્સાહી નવયુવકોએ સાહિત્યની સેવા માટે આ વાર્ષિક ચાલુ વર્ષથી પ્રકટ કરવાની શરૂઆત કરી છે. તંત્રીઓએ અત્યંત જહેમત ઉઠાવી સારા સારા લેખકો પાસેથી મનનીય તેમજ આહ્લાદક સાહિત્યકૃતિઓ મેળવી છે. ભરૂચના તેમજ ભરૂચ બ્હારના અનેક સાહિત્યવીરોએ એમાં પોતાની કૃતિઓ અર્પી છે. દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી, ડો. ચંદુલાલ દેસાઇ, રા. અંબાલાલ પુરાણી, પ્રો. બળવંતરાય ઠાકોર, રા. જયકૃષ્ણ વર્મા, પ્રો. દુરકાળ, રા. પ્રાણલાલ મુનશી, સૌ. લીલાવતી મુનશી, કુ. વિદ્યા કાપડીઆ વગેરે અનેક લેખક લેખિકાઓના લેખો એમાં સંગ્રહાયાં છે. તંત્રીઓને તેમના સફળ પ્રયત્નો માટે ધન્યવાદ આપીએ છીએ.

**વસુંધરા:** સંપાદકો: રા. દુ બી. ઠાકર અને રા. ચ ના આચાર્ય, કરાંચી. મૂલ્ય: સવા રૂપિયો. ભરૂચની જેમ કરાંચીના નવયુવકોએ પણ ચાલુ વર્ષે આ વાર્ષિક પ્રકટ કર્યું છે. એમાં પણ કરાંચીના અનેક સાહિત્યરસિકોએ પોતાની સાહિત્યકૃતિઓ આપી છે. અંકને બને તેટલો આકર્ષક બનાવવામાં તંત્રીઓએ સારી જહેમત ઉઠાવી લાગે છે.

**નિર્મળા અને બીજી વાતો :** લેખક: રા. દોલત ર. દેસાઇ. સંપાદિકા: સૌ. લલિતા દેસાઇ. મૂલ્ય: રૂ. ૧-૦-૦

અનાવિલ કોમના "સમૂળા સડી ગયલા" સંસારના ચિત્રો રજુ કરતો આ ટુંકી વાર્તાઓનો સંગ્રહ એ કોમના જાણીતા માસિક "અનાવિલ પોકાર" ની ચાલુ વર્ષની ભેટ તરીકે પ્રકટ થયો છે. કેટલેક અંશે અનાવિલ સંસાર સામાન્ય હિંદુ સંસાર જેવોજ હોવાથી આ વાર્તાઓ અન્ય જ્ઞાતિના વાચકોને પણ ઉપયોગી થઇ પડશે. વાર્તાઓમાં એ કોમની તળપદી ભાષા વપરાઇ હોવાથી લ્હેણુ સરળ અને કુદરતી બને છે, પરંતુ કેટલેક ઠેકાણે બિભત્સતા પણ આવી જાય છે આ પુસ્તકનાં સંપાદિકા તરીકે લેખકના પત્નીનું નામ કેમ અપાયું હશે તે અમે સમજી શક્યા નથી.

**સાદી શીખામણ :** પ્રકાશક : રા. મગનભાઇ શંકરભાઇ પટેલ. પુસ્તક ૮ મું. મૂલ્ય: રૂ. ૩-૦-૦.

થોડા વખત પ્હેલાં જ આ પુસ્તકના ૭ મા ભાગની સમાલોચના અમે કરી હતી ટુંક વખતમાં તેનો ૮ મો ભાગ પ્રકટ થાય છે. પ્રકાશક વિધવિધ પુસ્તકો ઉથલાવી તેમાંથી કેટલી ઝડપે સંગ્રહ કરે છે તેનો એ પુરાવો છે. આગલા પુસ્તકોની જેમ આ ભાગમાં પણ અનેક પુસ્તકોનું દોહન વાચકોને મળી રહેશે. મૂલ્ય કાંઇક વધારે પડતું જરૂર ગણાય

———

# સન્નારીઓને બે બોલ*

લેખક : ર૦ રમણલાલ વસન્તલાલ દેસાઇ, એમ એ.

નૂતન વર્ષનું પ્રભાત ઉગના પહેલાં તો આપણે ત્રિવિધ સ્ત્રીઆદર્શનું પૂજન કરેલું હોય છે. ધનતેરશનું લક્ષ્મી પૂજન; ચતુર્દશીનું શક્તિ પૂજન; અને દીપાવલિનું શારદા પૂજન. એ પૂજન વગર નૂતન સંવત્સર ઉપરનો પડદો આપણે ખસેડતા નથી; અને ખસેડીએ તો એ પ્રથમ દિવસ 'સપરમો દહાડો' ગણાતો નથી. બેસતા વર્ષને સુપર્વનો દિન ગણવો હોય તો તેની પહેલાં ત્રણે દિવસ સ્ત્રીપૂજન અવશ્ય કરવુંજ જોઇએ.

લક્ષ્મી, શક્તિ અને શારદા એ આર્ય સંસ્કૃતિએ ઉપજાવેલી સ્ત્રી સન્માનની ભાવના: એના કરતાં બીજી વધારે ઉચ્ચ ભાવના કયી હશે ! જગતનાં સુખ, સમૃદ્ધિ અને શાન્તિ લક્ષ્મીમાં મૂર્તિમાન થાય છે; જગતમાં જણાતાં પરાક્રમ, બલ અને તેજસ્વિતા મહાકાળી–મહાશક્તિના–સ્ત્રી સ્વરૂપમાં મૂર્ત થતાં આપણે જોઇએ છીએ; અને સંસ્કાર, વિદ્યા તથા કલાનું મૂર્ત સ્વરૂપ આપણે સરસ્વતિમાં નિહાળીએ છીએ. જગતને બીજું વધારે શું જોઇએ ? સુખ, સમૃદ્ધિ અને શાન્તિ; પરાક્રમ પ્રેરતું બલ; ઓજસ અને તેજસ્વિતા; સંસ્કાર વિદ્યા અને કલા. જીવનની પરિપૂર્ણતા અર્થે બીજું શું બાકી રહ્યું ? એ પરિપૂર્ણતા પ્રાપ્ત કરવા માટે સ્ત્રી તત્ત્વની આ પરમ ભાવના પૂજવી રહી. એ પૂજન વગરનું આખુંય વર્ષ નિરર્થક છે.

કોણ કહે છે કે સ્ત્રી એ મહાન ભાવનાને યોગ્ય નથી ? એવા પ્રતિવર્ષના જીવનભર પૂજનને પાત્ર નથી ? જગતમાંથી સ્ત્રીને દુર કરો. શુ રહેશે ? જગતનું નિષ્પ્રાણ ખોખુ. માનવીના સાહિત્યમાંથી સ્ત્રીને ખસેડી લો અને કલ્પના કરો કે કયું કાવ્ય, કયું નાટક અને કયી નવલકથા જીવશે ? માનવીનાં જ્ઞાન વિજ્ઞાન–Philosophy and Science–માંથી પ્રકૃતિનુ તત્ત્વ કહાડી લો. શું રહેશે ? વિચારશૂન્યતા. જગતને, સાહિત્યને અને ફિલસુફીને ફૂલ્યાં ફૂલ્યાં રાખતી સ્ત્રી સન્માન યોગ્ય નહિ તો બીજું કોણ ?

એ ત્રણ દિવસનાં સ્ત્રી પૂજન સાંકેતિક છે, મહોત્સવ રૂપ છે; આપણી નિત્ય ભાવનાને જનસમૂહ જોઈ જાણી શકે એવા જાહેર એકરાર રૂપ છે. એ સંકેત, એ મહોત્સવ અને એ એકરાર ખરાં છે કે ઉપર–ઉપરનાં છે તે સમજવા માટે આપણે આપણા આખા વર્ષ ઉપર–અને ક્રમે ક્રમે આપણા આખા જીવન ઉપર–નજર નાખવી જોઇએ. ભાવના અને આચાર વચ્ચે જેટલો ભેદ પડે એટલે અંશે આપણે આપણી ઉણપ સ્વીકારવી પડશે.

માનવી પરિપૂર્ણ નથી એટલે તેની ભાવના અને તેના આચાર વચ્ચે અમુક તફાવત તો રહે છે જ. પરંતુ એ ભાવનાને જીવનમાં ઉતારવાના પ્રામાણિક પ્રયત્નમાંજ

* શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી–મંડળના પ્રતિવર્ષના રીવાજ મુજબના આમંત્રણને માન આપી ગુજરાતની સન્નારીઓને ઉદ્દેશીને લખયેલો લેખ.

તેના હૃદયની સચ્ચાઇ સમાયલી છે. જગતની સન્નારીઓને આપણે લક્ષ્મી ગણી છે ? સરસ્વતિ તરીકે પૂજી છે ? એ પ્રશ્નના ઉત્તરમાં ગત વર્ષનો વિકાસ અને નવિન વર્ષની પ્રગતિ સમાયાં છે. એ પ્રશ્નનો ધ્રુજતે ધ્રુજતે પણ હકારમાં ઉત્તર ન અપાય ત્યાં સુધી કોઇપણ પુરુષ સન્નારીઓને એકે બોલ કહેવાને લાયક થતો નથી. તે 'બે બોલ' કહેવા જાય તો તેમાં તેની ભારે ધૃષ્ટતા કહેવાય-બે બોલમાં તે વધારેમાં વધારે આટલુંજ કહી શકે. સન્નારીઓ, તમે પૂજ્ય છો ! વંદનીય છો ! માનવ જાતના અને માનવ સંસ્કૃતિના આધાર રૂપ છો !

## સન્નારીઓ !

આખા જગતનો પૂજ્યભાવ આકર્ષાય એવું મહાન્ કાર્ય આપે ગત વર્ષમાં કર્યું છે. ગાંધીજીના રાજકીય વિચારો માટે ભલે મતભેદ હોય ! તેમના સંસાર સુધારાના પ્રયોગોમાં ભલે કોઇને ખામી દેખાય ! તેમની ધર્મ સુધારણામાં વિરોધ કરનાર કોઇ ભલે નિકળે ! તથાપિ પોતાની તપશ્ચર્યાના બળ વડે બ્રિટીશ સલ્તનતને હલાવી નાખનાર એ ગુજરાતનો તપસ્વી, અહિંસાત્મક લડતનો અદૃષ્ટપૂર્વ પ્રયોગ આદરી આખી રાજકીય શીલસરીને ફેરવી નાખતો, જગત-તપસ્વી બની ગયો છે એ વાત સહુ કોઇએ કબૂલ રાખવીજ પડશે પરાધિન, દુર્બલ, નિઃશસ્ત્ર હીંદવાસીઓમાં રહેલી અનેક શક્યતાઓના ભંડાર એ મહાત્માએ ખુલ્લા કરી દીધા છે. તેમાં હિંદની ગુપ્ત રહેલી અર્ધી શકિતને-સ્ત્રી શકિતને તેણે સચેતન કરી દીધી છે. હીંદની સ્ત્રીઓએ અજબ રીતે ઉપાડી લીધેલી ગાંધીજીની રણહાકના પડઘા હજી હીંદના વાતાવરણમાં ગુંજી રહ્યા છે. હીંદની સન્નારીઓ વીરરસનું એક ન ભૂલાય એવું મહાકાવ્ય આલેખી રહી છે. ઇતિહાસને કેટલાક વિચારકો પ્રસંગોનું પૂનરાવર્તન કહે છે. History repeats itself. પરંતુ અહીં તો સ્ત્રીઓ નવીન પ્રસંગો રચે છે; ઇતિહાસમાં તેવા પ્રસંગો જોયાએ નથી અને સાંભળ્યાએ નથી !

સ્વાતંત્ર્ય-યુદ્ધમાં પુરુષ સૈન્યની જોડાજોડ રહેતું સ્ત્રીસૈન્ય કદી કોઇએ નિરખ્યું છે ? હા, એકાકી ચાંદબીબી કે એકલ જોન ઑફ આર્ક સંગ્રામ શોભાવતી જાણી છે-પરંતુ હજારો ચાંદબીબીઓથી ઉભરાતું સ્ત્રીસૈન્ય તો ઇસુના ૧૯૩૦મા વર્ષમાંજ જોયું. વૉશીંગ્ટને અને ગેરીબાલ્ડીએ મુક્તિસંગ્રામ મચાવ્યા હતા ખરા, પરંતુ તેમના સૈન્યમાં સ્ત્રીઓ ન હતી. વર્તમાન હીંદનુંજ એ સુભાગ્ય છે કે આજે હજારો રાષ્ટ્ર-ધ્વજ ફરકાવતી નવિન યુગને સૃજે છે !

સ્ત્રીઓએ યુદ્ધમંત્રણા કદી કરી છે ? સૈન્યનું નેતૃત્વ કદી લીધું છે ? છુટી છવાઇ કોઇ ઇલાઝાબેથ કે સેંકડો વર્ષે બહાર આવતી કોઇ લક્ષ્મીબાઇ યુદ્ધમંત્રણા કરતી કે નેતૃત્વ ભોગવતી જાણી છે પરંતુ મહારથીઓને પણ ભૂલાવે એવી વ્યુહરચના ઘડતી અને એ રચનાને મોરચે શકિતની મૂર્તિ સમી ઝુઝતી સંખ્યાબંધ ઇલીઝાબેથો અને લક્ષ્મીબાઇઓ તો માત્ર ગયા વર્ષમાંજ નીહાળી. અને એ અગ્રસ્થાન સ્ત્રીઓ ખાલી જ ન રહેવા દે એ શું ઓછા આશ્ચર્યની વાત છે ?

અલેકઝાંડર અને નેપોલીયને ભર યૌવનમાં યશ લીધો. જર્મન જાદવાસ્થળીમાં બધા અગ્રણી વીરો વૃદ્ધ હતા. લશ્કરી શીલસૂરી ગુંચવણમાં પડી જતી કે સેનાપતિ યુવાન જોઇએ કે વૃદ્ધ ? હીંદી સ્ત્રી સેનાની જવાબ આપે-છે કે સેનાપતિ યુવાન હોય તોએ ચાલે અને વૃદ્ધ હોય તોએ ચાલે-કોલેજમાં ભણતી ૧૯ વર્ષની સોરીયા, કોલેજના શિક્ષણ ઉપરાંત જગતનું પર્યટન કરી આવેલાં

હંસા મ્હેતા, અને અનુભવ પૂર્ણ રમીબ્હેન એ સહુ કોઈ સેનાપતિ થવા લાયક છે એમ આ સન્નારીઓએ પૂરવાર કર્યું છે. દેશસેવામાં વયભેદ મિથ્યા છે એ તેમણે બરાબર બતાવી આપ્યું છે. અને તે કેટલા સમયમાં ? આ બધા પ્રસંગને હજી છમાસ કરતાં બહુ વધારે વખત થયો નથી.

- અને ભલભલા રાજ્યદ્વારીઓને ગુંચવનારા કોમેકોમ વચ્ચેના ઝગડા સન્નારીઓ જેવા ઉકેલશે તેવા બીજાઓથી શી રીતે ઉકેલી શકાશે ? મિસીસ લુકમાની, પેરીન કેપ્ટન અને અવંતિકા ગોખલે એકજ કાર્યમાં એકત્ર થાય પછી હીંદુ મુસ્લીમ ઘર્ષણ કે બહુમતિ અલ્પમતિના બાહુ માત્ર પડછાયાજ કેમ ન બની જાય ?

**સન્નારીઓ !**

જે જાગૃતિ વિષે મ્હેં ઉલ્લેખ કર્યો છે તે રાજકીય પ્રવાહમાં વહી ગઇ છે એમ કહી તેની સામે વાંધો લેવામાં આવે એ સંભવીત છે. રાજકીય લડતને માટે સ્ત્રીઓ યોગ્ય નથી અગર રાજકીય લડત સ્ત્રીઓ માટે યોગ્ય નથી એમ કદાચ કોઇ કહે-એમાં સ્ત્રીઓની મર્યાદા સચવાશે કે કેમ એમ કોઇ શંકા બતાવશે-ગૃહવ્યવસ્થામાં ગુંચવણ ઉભી થશે એવી પણ બ્હીક રહે. એ બધી શંકા અને બ્હીક જતાં એટલું તો હવે ગમતે અણગમતે કબૂલ કરવું જ પડશે કે સ્ત્રીઓએ જાહેરજીવનમાં સફળ રીતે ભાગ લીધો છે. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ જેવી પ્રતિષ્ઠિત સ્ત્રીસમાજોએ સ્ત્રીઓ માટે જાહેરજીવન ખુલ્લું કરી આપ્યું છે. જે જે ભાગ સ્ત્રીઓએ એ જીવનમાં ભજવ્યો છે તે સર્વદા યશસ્વી જ નીવડ્યો છે. રાજકીય જીવન જે જાહેરજીવનના એક વિભાગરૂપ છે તે જીવનમાં સ્ત્રીઓ યશસ્વી નહીં નીવડે એમ માનવાનું શું કારણ ? સ્ત્રીઓએ ગૃહજીવનમાં ભાગ લીધો છે અને તે જીવન પવિત્ર બનાવ્યું છે. જાહેર જીવનમાં જ્યાં જ્યાં તેમનો પ્રવેશ થયો છે ત્યાં તેમણે સુંદર વાતાવરણ ઉત્પન્ન કર્યું છે. રાજકીય જીવનમાંથી સ્ત્રીઓને પાછી પાડવા કરતાં એ જીવનમાં તેમનો થએલો પ્રવેશ વધાવી લઇ રાજકીય જીવનનું વાતાવરણ સ્ત્રીઓ દ્વારા પવિત્ર બનાવવાની તક લેવી એ જ હવે ઇચ્છવા યોગ્ય છે.

સ્ત્રી-જગતમાં બુદ્ધિજન્ય ચાંચલ્ય આવી ગયું છે. યૂરોપનાં અને એશિયાનાં સ્ત્રીમંડળો ભેગાં થઇ જગતને ઉપકારક થવા મથે છે. હિંદમાં પણ ઘણા પ્રાન્તોએ પ્રાન્તિક સ્ત્રીસમાજો વિકસાવી છે. અખીલ હીંદની પણ સન્નારીઓ એકઠી મળે છે, અને નારી જીવનના મહત્વભર્યા પ્રશ્નો ચર્ચે છે. આપણી નેશનલ કોંગ્રેસે સન્નારીઓને પ્રમુખસ્થાન આપ્યું છે. આપણી ધારાસભાઓ સન્નારીઓને ધીમે ધીમે આમંત્રણ આપે છે. પશ્ચિમનાં તો પ્રધાન-મંડળો પણ હવે સ્ત્રીઓને સ્થાન આપી પોતાનું ગૌરવ વધારે છે. બહુ ચર્ચાતી અને ચવાતી ગોળમેજી પરિષદમાં પણ બે સન્નારીઓને બોલાવવી પડી છે. છેલ્લા ૭ માસમાં સ્ત્રીઓએ જે જે કર્યું એ સહુની નજર આગળ તરી રહ્યું છે. સ્ત્રીઓનો રાજકીય પ્રવૃત્તિમાંથી હવે બહિષ્કાર કરી શકાશે ? એ અશક્ય બની ગયેલી વાતને શક્ય માનીએ તો પણ એવો પ્રયત્ન કરવાની કાંઇ જરૂર ? આપણા સ્વાર્થી, કલુષિત, હિંસાભર્યા અપ્રમાણિક જાહેર જીવન અને રાજકીય જીવનમાં સ્ત્રીઓ પ્રવેશ કરી તેને વધારે મૃદુ, વધારે સુંદર અને વધારે સાચું કેમ નહીં બનાવે ? સ્ત્રીઓમાં સૌંદર્ય વિશેષ છે; માર્દવ વિશેષ છે, સચ્ચાઇ વિશેષ છે.

હાલની રાજકીય લડતે સ્ત્રીઓને આટલા ભારે પ્રમાણમાં કેમ આકર્ષી છે તેનો હું જ્યારે વિચાર કરું છું ત્યારે મને તેનું એકજ

રહસ્ય જણાય છે. ગાંધીજીની લડત અહિંસાની છે; એ અહિંસાનો મૂળ પાયો પ્રેમ છે. કાયિક, વાચિક, અને માનસિક અહિંસા પરિપૂર્ણ રીતે બધાથી આ પ્રસંગે પળાતી નથી એમ કોઇ આરોપ મુકે તો તે છેક અસ્થાને તો નજ કહેવાય–વર્તમાનપત્રોમાં દરરોજ આવતા દિલ ઉશ્કેરનારા કટુ વાક્પ્રહારો, વિરૂદ્ધ મનવાળાઓની અધકચરા અહિંસકોદ્દારા, થતી ફજેતી, અંગ્રેજી ઢબનો પોશાક પહેરનારાઓની દીલગી અર્થે નિકળતા સરઘસોમાં ગરીબ બીચારા ગર્દભ ઉપર ગુજરતો જુની ધુળેહની યાદ આપતો અત્યાચાર અને અણગમતા અમલદારો કે આગેવાનોની કુટણી તથા હાય હાય એ આ પરમ વિશુદ્ધ લડતને ઝાંખપ આપનારા પ્રસંગો છે એમાં જરાપણ શક નથી. મહાત્મા ગાંધી તેને મંજૂર નજ કરે-એમાં હિંસાની અશક્તિ માત્ર છે.

પરંતુ એવા પ્રસંગો બનતા છતાં આ લડતમાં રહેલી અહિંસા અને સત્યનો આગ્રહ વિરોધીઓને પણ આકર્ષી રહ્યા છે. સ્ત્રીજાત સ્વભાવેજ અહિંસક છે. તે કોઇનું દુઃખ જોઇ શકતી નથી. માતા અને પત્ની તરીકે તેણે બીજાનું દુઃખ પોતે વ્હોરી લેવાની જગતના આરંભથી ટેવ પાડેલી છે. બાલકને માટે તે જીવ આપવા તૈયાર હોય છે; પતિને માટે તે જીવનભરનું સુખ ત્યજવા તત્પર હોય છે; પડોશીના ઘરમાં માંદગી હોય ત્યારે સ્ત્રી પહેલી ત્યાં જઇ બેસે છે; અજાણ્યાની પણ કમનસીબી સાંભળતાં તેના અંતરમાંથી ઉંડી હાય નિકળી આવે છે. માંદાની સારવારમાં તે રાત દિવસ જોતી નથી. દયામાં તેને પારકા પરાયાનો ભેદ રહેતો નથી! તેનું માનસ હિંસાને ક્ષણભર પણ આવકારી શકતું નથી. તેનું હૃદય અહિંસા માટેજ ઘડાયું હોય છે. એ સન્નારી અહિંસાની લડતને પોતાની કેમ ન બનાવે!

માનવજાતનો વિકાસ મ્હને તો એકજ સિદ્ધાંત ઉપર રચાયલો લાગે છે–અહિંસા. અહિંસાની ફીલસૂફી વિચારવાનું આ સ્થાન નથી. પરંતુ આપ જોઇ શકશો કે આખી દુનિયા ખુનામરકીના પિશાચની ચુંગાલમાંથી છૂટવા ફાંફાં મારી રહી છે. હેગ કોન્ફરન્સ, લીગ ઓફ નેશનસ, લશ્કરો ઘટાડવાની સંધી, કેલોગ પેકટ, યુરોપીય સંયુક્ત સંસ્થાનોની ભાવના, નેવલ કોન્ફરન્સ; આ બધું શું સૂચવે છે? પ્રજા પ્રજા વચ્ચેના ઝઘડા કરોડો માણસોને રેહેંસી નાંખવાથી મટતા નથી, એવી હવે ચોકસ ખાત્રી રાજદ્વારી પુરૂષોની થઇ ગઇ છે. ખુના મરકી વગરનો ઉપાય ખોળવા તેઓ માથાં પટકે છે. સાધક સાધ્ય વસ્તુની નજદીક આવી ઉભો છે, પરંતુ હજી તે વસ્તુનો તેણે સ્પર્શ કર્યો નથી. જુનાં પરાપૂર્વનાં અભિમાન અને અભ્યાસ તેને હજી અટકાવે છે. એ સાધ્ય વસ્તુ તે અહિંસા એમ સ્વીકારવા તેનું અભિમાન અને પૂર્વ સંસ્કાર રોકી રાખે છે. એ અહિંસાને જ્યારે ઓળખશે ત્યારે જગતની ખુનામરકી અદૃશ્ય થઇ જશે. હવે તે ઓળખવાના ક્રમમાંજ છે.

ઋષિમુનીઓનો એક વર્ત્તમાન વારસ સ્વતંત્ર્ય પ્રજાનાં અને પરતંત્ર પ્રજાનાં દુઃખ ટાળવાના મહામંત્ર તરીકે અહિંસાને જગત સમક્ષ રજુ કરી રહ્યો છે. અહિંસાના અવતાર રૂપ સ્ત્રીઓ અહિંસા એ શું છે, તેનું ભાન જગતને નહીં કરાવે તો કોણ કરાવશે?

અહિંસાનાં પણ ઉગ્ર સ્વરૂપ હોય. પરાધીન પ્રજાનું રાજકીય વાતાવરણ અહિંસાને પણ ઉગ્ર બનાવે એ સમજી શકાય એવું છે. તેથી ભય પામવાનું ખાસ કારણ પણ નથી. મહાશક્તિ એ સ્ત્રીત્વની ઉગ્ર ભાવના છે, અને તે આપણી સંસ્કૃતિએ સ્વીકારી છે.

સંગ લેશે તો સાજ સજું હો !
માથે ધરૂં રણમોડ !
ખડ્ગને માંડવ ખેલવાં, મ્હારે
રણલીલાના કોડ !

કવિ ન્હાનાલાલે પોતાની હૃદયંગમ વાણીમાં આ આપણી સ્ત્રીતત્ત્વની ઉગ્ર ભાવનાનું જ ચિત્ર આપ્યું છે. ચિતામાં બળતી સતિ એ આપણાજ દેશનો આદર્શ છે. કેસર સ્નાન કરી અગ્નિમાં કૂદી પડતી જુહારપ્રેમી ક્ષત્રિયાણી એ આપણું જ વંદનીય દૃશ્ય છે. કેસરી વસ્ત્રોથી સજ્જ થએલી સેવિકાથી હીંદુસ્થાન-ખાસ કરી હિંદનો સ્ત્રીસમાજ તો નજ ભડકે.

સન્નારીઓ, આપ વિનવો અને માનવી મદ્યપિ રહે ? આપ રોકો અને માનવી આપને અણગમતું વસ્ત્ર ખરીદે ? નહીંજ મહાત્માજીએ આપની શકિત પુરેપુરી પીછાની છે. જે અહિંસક હોય, જેનામાં પ્રેમનો અને વાત્સલ્યનો નિવાસ હોય તેનેજ કોઇ પણ બાબતમાં ના કહેવાનો હક્ક હોય. વ્યકિતની સમાજની નીતિનો જ્યાં પ્રશ્ન હોય ત્યાં આવી રીતની હા ના કરવાનો અધિકાર બહુ નાજુક પરિસ્થિતિ ઉભી કરે છે. એવી પરિસ્થિતિને પહોંચી વળવાની શક્તિ સ્ત્રીઓમાં જેવી હોય છે તેવી પુરૂષોમાં હોતીજ નથી. આવી રીતનો સ્ત્રીઓનો જાહેર જીવનમાં થતો સક્રીય પ્રવેશ ઘણા ઘણા કઠણ પ્રશ્નોનાં નિરાકરણ લાવી શકશે. મુત્સદ્દીઓના દાવપેચથી અને યુદ્ધવિરોના રૂધિરસ્નાનથી જે બની શકતું નથી તે કોઇ લક્ષ્મીની ઉદારતાથી, કોઇ મહા શકિતના ભ્રૂભંગથી અગર કોઇ સંરસ્વતીના સંગીતથી જરૂર બની શકશે

ચિત્ર વધારે પડતું ઉજમાળુ દોરાયું છે? કલ્પનામાં અતિશયોકિતના જ રંગ દેખાય છે ? જેને જે લાગે તે ખરૂં. મને તો વર્તમાન જગતમાં અને વિશેષતઃ વર્તમાન સ્ત્રીજગતમાં ભારે શ્રદ્ધા છે. ૪૦ વર્ષ પૂર્વની કોંગ્રેસમાં સ્વતંત્ર હિંદની કલ્પના શક્ય હતી? આજ એજ કોંગ્રેસ હિંદને સ્વતંત્ર બનાવવાનો નિશ્ચય કરે છે ! પ્રજા-સ્વાતંત્ર્યના સિદ્ધાંન્તોના પ્રયોગો કરનાર તરીકે પોતાને ઓળખાવતી બ્રીટીશ રાજ્યસત્તાથી તે વિરુદ્ધ બીજી કાંઇ દલીલ થઇ શકતી નથી, એટલે નાની મોટી કોમોના વિખવાદ આત્મઘાતક ના નિવડે એ જોવા માટે, અને અસજ્જ પ્રજા બીજાં પરદેશી રાજ્યો ( પોતે એવું જ એક પરદેશી રાજ્ય છે એ ભૂલી જાય છે ) ની આહુતી ન બને તેની સંભાળ લેવા માટે પરોપકાર તરીકે જ તે પોતાની દરમ્યાનગીરી ચાલુ રાખે છે એમ માને મનાવે છે. એ દલીલ કેટલાક પ્રમાણિક વિચારોને સત્ય લાગે છે. આજ સુધી સત્ય લાગતી હતી. તેની વિરૂદ્ધ કે તરફેણમાં અત્રે કાંઇ કહેવું અયોગ્ય જ છે. તથાપિ તલવારથી મેળવેલું હિંદ તલવારથી જ કબજે રાખીશું એવો દમામભર્યો બ્રીટીશરનો પોકાર તો હવે સદાયનો બંધજ થઇ ગયો છે. ૪૦ વર્ષમાં આ શું થઇ ગયું ? અશક્ય-અકલ્પ્ય વાત હવે સરળ, સહજ બની ગઇ છે.

પચીશ ત્રીશ વર્ષથી શરમાતે શરમાતે સ્થપાયલાં સ્ત્રીમંડળો, વનિતા વિશ્રામો. મહિલા આશ્રમો, સ્ત્રીસમાજોએ જાણે અજાણે સીધી કે આડકતરી રીતે જીવનમાં કેટલું પરિવર્તન કરી દીધું છે ? લોકોની ઝેરભરી ટીકા સહન કરી લપાતી છુપાતી શાળામાં જનાર પૂર્વની સન્નારીને ખ્યાલ હશે ખરો કે તેની દીકરી પુરૂષોની સભાઓમાં પણ પ્રમુખપદ લેશે ? લખેલું ભાષણ પણ ધ્રુજતાં ધ્રુજતાં વાંચી જનાર સન્નારીને હજારોની સંખ્યામાં ઉભરાતા-ધ્વજ ફરકાવતાં-સ્ત્રી-સરઘસોની કલ્પના આવી હશે ખરી ? છતાં એ બધું શકય બન્યું છે. તો પછી સ્ત્રીઓ જાહેર

જીવનમાં પ્રવેશી આજના કલુષિત અને સ્વાર્થમય રાજકાજને સુંદર અને પવિત્ર બનાવશેજ એવી આશામાં હું શા માટે અત્યુક્તિ માનું ?

હાલનું સ્ત્રીજીવન શું સંપૂર્ણ છે ? ખામી રહિત છે ? સામાજીક પ્રશ્નો ઉકલી ગયા છે ? અલબત નહીંજ. સ્ત્રીઓ હજી અભણ છે; તેમની તંદુરસ્તી જળવાતી નથી; બાળલગ્નો હજી અટક્યાં નથી; કન્યાવિક્રય અને વરવિક્રયની શરમાવનારી પ્રથા નાબુદ થઇ નથી; વિધવાઓનો હૃદયદ્રાવક પ્રશ્ન હજી સળગતોજ છે; સમાજની અનિષ્ઠ રહેણી સ્હામે બંડ તરીકે સ્ત્રીઓને પુરૂષોના સરખાજ હક્ક સ્થાપન કરવાની તીવ્ર ભાવના થઇ આવી છે; સ્ત્રીની પાસે કાંઇજ મીલકત નથી; મીલકત મેળવવાનું તેને શાસ્ત્રોએ કે રીવાજે કોઇ સાધન રાખ્યું હોય એમ જણાતું નથી; આર્થિક અને સાંસારીક પરવશતા ધનવાનોની અને બુદ્ધિમાનોની પત્નીઓને પણ સાલે એમ છે; બાળકોનો ઉછેર એ સ્ત્રીજીવનનો અતિ મહત્વનો ભાગ હોવા છતાં જન્મ કે ઉછેરતી બાબતમાં તેને કશી સ્વતંત્રતા નથી; સામાજીક અવ્યવસ્થા અને આર્થિક પરતંત્રતાના મહા વિપરીત પરીણામ રૂપ પતિતાઓના ખૂલ્લા દેહવિક્રયને જરા પણ અટકાવી શકાયો નથી

સ્ત્રીજીવનની અપૂર્ણતા અને ખામીની યાદી હજી વધારે લંબાવી શકાય એમ છે. પરંતુ એ ખામીઓ સન્નારીઓને કહી સંભળાવવામાં પુરૂષ જરા પણ શોભતો નથી. સ્ત્રીઓ પોતાની ખામી જોઇ જાણી શકે એટલી જાગૃતિ હવે તેમનામાં— તેમની આગળ પડતી બ્હેનોમાં આવી ગઇ છે. પુરૂષ તરફથી એ ખામીઓ તરફ ઘડી ઘડી આંગળી ચીંધવામાં ન આવે તોપણ ચાલે. અને સ્ત્રીઓની કયી ખામી માટે પુરૂષ જવાબદાર નથી ? તેનું પોતાનુંજ જીવન કયાં ખામી વગરનું છે ?

એટલે સ્ત્રીઓની ખામીઓનો વિચાર કરવાનું સ્ત્રીવર્ગને માટે રહેવા દેઇ સ્ત્રીજીવનની શકયતાઓનો વિચાર કરવાનુંજ મ્હને તો ગમે છે. પ્રગતિના દરેક પગલામાં ટીકાયોગ્ય ખામીઓ નહીં હોય એમ પણ નથી છતાં પ્રગતિ અને તેની સાથે નજરે પડતી ખામીઓને જુદી પાડયા શીવાય પ્રગતિને ભેળસેળ કરી દેવાની ભૂલ તો કોઇએ નજ કરવી જોઇએ.

સન્નારીઓ, સ્ત્રીજીવનની અપૂર્ણતા સંબંધી આપ જ વિચાર કરી લેજો આપ જ તેના ઉપાયો સૂચવી શકશો. જાહેર જીવનમાં આપનો પ્રવેશ સ્ત્રીજીવનની એવી અનેક ત્રુટીઓ દુર કરવા માટે બહુ જરૂરનો છે એમ શું આપને નથી લાગતુ ? મંડળોનાં સભ્ય બનવાથી કેટલી સન્નારીઓને બાળકો ઉછેરવાની મુશ્કેલી પડી ? સભાઓમાં હાજરી આપ્યાથી ગૃહવ્યવસ્થામાં અગવડો ઉભી થયાના કેટલા દાખલા હશે ? વધારે શિક્ષણ લીધાથી ગૃહજીવન કલુષિત બન્યું છે, એમ કેટલી શિક્ષિત સન્નારીઓને લાગ્યું ? સ્હામુ એમ પણ પૂછી શકાય કે મંડળમાં ભાગ ન લેતી, સભાઓમાં બીલકુલ ન જતી અને કેળવણીનો બહિષ્કાર કરતી સન્નારીઓનાં જીવન એટલાજ કારણે વધારે વ્યવસ્થિત છે ખરાં ?

આથીજ આપનો જાહેર જીવનમાં થતો સક્રીય પ્રવેશ હું વધાવી લેઉં છું; રાજકીય સત્તામાં આપ ભાગ પડાવશો તેથી જગતને ગેરલાભ થશે એમ મને તો લાગતું નથી. જાનવરોની પાછળ પથ્થરના ભાલા લઇ ફર્યા કરતા જંગલી હિંસક આદિ પુરૂષના જીવનમાં આપે પ્રવેશ કરી તેને સભ્ય અને સંસ્કારી ગૃહસ્થ આજે બનાવી દીધો છે. હજી રાજકીય રણક્ષેત્રમાં તે પોતાના ભાલા ભૂલ્યો

નથી. રાજદ્વારમાં તે પોતાની પ્રાચીન હિંસાને ચીવટાઇથી વળગી રહ્યો છે તેનું અમલ જંગલીપણું વારંવાર આગળ તરી આવે છે. જેમ આપે ગૃહજીવન શુદ્ધ બનાવ્યું સંસ્કાર અને મર્યાદા ગૃહજીવનમાં દાખલ કર્યા તેમ જાહેર જીવનને આપ વિશુદ્ધ, સંસ્કારમય અને શીલભર્યું કેમ નહીં બનાવી શકો ?

ગૃહજીવનની લક્ષ્મી, શક્તિ અને શારદા જાહેર જીવનમાં પ્રવેશ કરશે તોય તે લક્ષ્મી, શક્તિ અને શારદાજ રહેશે ! જાહેર જીવનમાં પ્રવેશ કરવાથી તેનું સ્વરૂપ બદલાવાનું નથી. લક્ષ્મીનું વાત્સલ્ય, શકિતનું ગૌરવ અને શારદાના સંસ્કાર ઉલટા વધારે વિસ્તૃત બનશે અને ગૃહજીવનની માફક લોકજીવનને પણ કલ્યાણમય બનાવશે.

આ બધું બે બોલમાંજ કહેવું હોય તો હું કયી રીતે કહી શકું !

સન્નારીઓ ! તમે પૂજ્ય છો ! વંદનીય છો ! માનવજાત અને માનવ સંસ્કૃતિના આધાર રૂપ છો !

એ શીવાય બીજા બોલ મ્હને જડતા નથી.



## દશ વર્ષની વીરબાળા

બારડોલીના સ્વરાજ્ય આશ્રમ ઉપર સુરતના કલેકટરે બીજાઓ સાથે ઓકટોબરમાં અચાનક દરોડો પાડયો. ગેરકાયદેસર સંસ્થામાં તેઓ છે એ આશ્રમમાંના કોઇને જણાવવામાં આવ્યું ન હતું. આશ્રમમાં સ્વયંસેવકો, મહેમાનો, રસોઇઆ, નોકરો, સ્ત્રીઓ, બાલકો સૌ કોઇ હતા. પોલીસ આવતાં શું છે તે જોવા બધા ઓરડામાંથી બહાર નીકળ્યા તે પછી કોઇને અંદર જવા દીધા નહિ. સ્ત્રીઓ અને છોકરાંઓને પણ તેમના ઓરડામાંથી બહાર કાઢયાં. ૧૦ વર્ષની એક નાની છોકરીથી આ સહન થયું નહિ, એટલે તેણે મી૦ ઇસ્માઇલ દેસાઇને, પોતાને નાસ્તો કરવાનો વખત થયો હોવાથી ઓરડો ઉઘાડવા જણાવ્યું. એ છોકરીનું નામ અન્નપૂર્ણા છે. બંને વચ્ચે નીચેનો સંવાદ થયો;

અન્નપૂર્ણા—" નાનાં બાળકોને ખોરાક પણ લેવા તમે ના પાડશો ? "

ઇસ્માઇલ—" હા; એવો હુકમ છે, એટલે મારે તે પાળવો જ જોઇએ. "

અન્નપૂર્ણા - " ત્યારે તમારી જગાનું રાજીનામું આપો અને અમારી સાથે જોડાવ; એટલે આવો હુકમ પાળવો નહિ પડે. "

ઇસ્માઇલ—" છોકરી, હવે હું તને બારણું ઉઘાડી, નાસ્તો લેવા દઇશ. "

અન્નપૂર્ણા—" હું એકલી નહિ લઉં. બધાને લેવા દો; નહિ તો કોઇને નહિ "

ઇસ્માઇલ ( છોકરીના બાપને )—" હું આ છોકરીને ચાહું છું. એને મારે ઘેર મોકલો; હું તેને મારી પુત્રી લેખીશ. "

અન્નપૂર્ણા—" તમે આ સરકારના નોકર છો ત્યાં સુધી હું તમારી પુત્રી થવા માંગતી નથી. "

આ બાદ શ્રી. ઇસ્માઇલ ચાલ્યા ગયા.

# ઈનામી પ્રશ્નો

સંપાદકો: કુ. યશસ્વિની અને શ્રી. રતીલાલ દલાલ

૧. નીચેના પાંચ શબ્દોમાંથી, ગુજરાતનાં એક આગેવાન સ્ત્રી-નેતાનું પંચાક્ષરી નામ બનાવો:—

દેવો, વિસર્જન, રક્ષા, સરિતા, લાવણ્ય.

૨. વીસ મીડાં એવી રીતે ગોઠવો અથવા એક બીજાં સાથે એવી રીતે જોડો કે જેથી બરાબર ૧૩ સમચોરસ થાય. એ સમચોરસોમાંથી પાંચ મીડાં એવી રીતે ભૂસી બતાવો કે જેથી એક પણ સમચોરસ રહે નહિ. ભૂંસી નાંખેલાં મીડાં લાલ શાહી કે પેન્સીલથી બતાવવાં.

## હરિફાઈમાં દાખલ થવા માટેની શરતો.

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઈ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ જરી લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઈ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૩ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૪ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. કુપન મોકલનાર પણ જવાબ એક સાદા કાર્ડમાં લખી તે કુપન સાથે પરબીડીઆમાં બંધ કરીને મોકલી આપે.

## ઓગસ્ટ માસના પ્રશ્નોનું પરિણામ

ઓગસ્ટ માસમાં બે પ્રશ્નો પૂછ્યા હતા. તેમાંથી બીજા પ્રશ્નના ઉત્તર ઘણા અસંતોષકારક મળ્યા છે. એટલે એ બીજો પ્રશ્ન આ વખતે થોડો સુધારી પાછો આપ્યો છે. બીજા પ્રશ્નનો જવાબ ૭૯ છે. બધું મળી ૨૩ જવાબો આવેલા તેમાંથી ૨૦ બહેનોના જવાબ ખરા છે. એક બહેનનો જવાબ ખોટો છે. બે જવાબો કાર્ડના નિયમનો ભંગ કરતા હોઇ તપાસ્યા નથી.

જવાબ આપનારાં કેટલાંક બહેનો અંગ્રેજીમાં જવાબ આપે છે, તેમને જણાવવાનું કે 'ગુણસુંદરી'ના તંત્રીઓ ગુજરાતી ભાષા સારી રીતે જાણે છે, માટે ગુજરાતીમાંજ જવાબો આપવા. ખરો જવાબ આપનાર બહેનોમાંથી **શ્રીમતી સુશીલાબહેન એમ. પટેલને** ઇનામનું પુસ્તક " વર્માની વિવિધ વાર્તાઓ " આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું.

**ખરા જવાબ આપનાર બહેનોનાં નામ નીચે પ્રમાણે છેઃ**

શ્રીમતી બહેનો (૧) સુશીલા પટેલ; (૨) જેઠારબહેન; (૩) નિર્મળગૌરી મંકોડી; (૪) સરલા ત્રિવેદી; (૫) સૂર્યબાળા ત્રિપાઠી; (૬) સુમતિબહેન; (૭) ઈન્દુમતી; (૮) સોમીબહેન જોશી; (૯) ગંગાબહેન; (૧૦) દયાકુંવર; (૧૧) કપિલાગૌરી ભટ્ટ; (૧૨) કમળાબહેન મગનલાલ; (૧૩) અનસૂયા વ્યાસ; (૧૪) કમળાગૌરી મદનલાલ; (૧૫) કાશીબાઈ ગોરધનદાસ; (૧૬) પ્રભાવતી ધ્રુપેલીયા; (૧૭) સોનુબાઈ ખોના; (૧૮) શાન્તાગૌરી ત્રિપાઠી; (૧૯) પદ્માવતી ચુંદુલાલ અને (૨૦) લીલાવતી દલાલ.

કુપન—ડીસેમ્બર ૧૯૩૦

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઈ બ્હેનો ઉખાણાની હરિફાઈમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન કાઢીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઈમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, "ગુણસુંદરી".

**સાભાર સ્વીકારઃ** (૧) **ત્રિરંગી કેલેન્ડર અને પંચાંગઃ** શ્રી ગોગ્રાસ ગોજીવદાન મંડળ તરફથી. ડોંબીવલીમાં ગોધનનું રક્ષણ કરતી આ સંસ્થા જાહેર પ્રજાની મદદથી સુવ્યવસ્થિત કામ કરી રહી છે. (૨) **ધોલેરા સત્યાગ્રહ પહોંચ-સ્વીકારઃ** ધોલેરાને કેન્દ્રસ્થાન રાખી ચલાવાતી એ રાષ્ટ્રીય લડતમાં પ્રજાએ ત્રણ માસના અરસામાં કુલ રૂ. ૭૨૦૦૦ ની અંજલી આપી છે, (૩) **પ્રમુખનું ભાષણઃ** શ્રી પ્રથમ કચ્છ શિક્ષણ સંમેલનના પ્રમુખ શ્રી માવજી ગોવિંદજી શેઠનું ભાષણ (૪) **રીપોર્ટઃ** શ્રી સોજીત્રા વિદ્યાદાનના (છઠ્ઠા) પવિત્ર દિવસની પરોપકારી યોજનાનો (૫) **મોઢેન્દુઃ** તંત્રીઓઃ રા. રવિશંકર હ. પંડયા અને રા. ઉમિયાશંકર બા. પંડયા ભાદ્રપદ–આસો અંક (૬) **ભાગ્યોદયઃ** તંત્રીઃ રા. જેઠાલાલ દેવશંકર દવે. દીપોત્સવી અંક. (૭) **જૈન મહિલાદર્શઃ** સંપાદિકાઃ શ્રી. પંડિતા ચન્દ્રાબાઈજી. ઉપ સંપાદિકાઃ શ્રી લલિતાબાઈજી. શ્રી ભારતવર્ષીય દિગમ્બર જૈન મહિલા પરિષદનું માસિક પત્ર શ્રાવણ અંક (૮) **Business:** તંત્રીઃ ડૉ. આર્થર રોય પુ ૧; અંક ૨. (૯) **નવિન રાષ્ટ્રીય રાસમાળા** લેખક રા પંકજ કાન્ત પાઠક. મુલ્યઃ એક આનો. (૧૦) **રીપોર્ટઃ** શ્રી વરણામા સેવા સમાજનો ૮ મો–૯ મો. સં. ૧૯૮૫-૬

# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળ

## સ્ત્રી વિદ્યાલયઃ પ્રથમ વર્ષ

ઉપરોક્ત મંડળ તરફથી તા. ૧૫ મી ફેબ્રુઆરી ૧૯૩૦ ને દિને મુંબાઇ હાઇકોર્ટના સુવિખ્યાત એડવોકેટ શ્રીયુત ભુલાભાઇ જી. દેસાઇના હસ્તે ભવ્ય સમારંભ કરી આ સ્ત્રી-વિદ્યાલય ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. શરૂઆત ૨૫ વિદ્યાર્થીનીઓથી થઇ હતી. પ્રથમ સત્રમાં એકંદર ૩૯ ની સંખ્યા દાખલ થઇ હતી. નવા વિદ્યાલય માટે આ સંખ્યા કાંઇ ખોટી ન ગણાય. શરૂઆતમાં તો એમ લાગ્યું કે વિદ્યાલય સારી રીતે ખીલશે અને એ સંબંધી બાંધેલી મહત્વકાંક્ષાઓ નજદીકના ભવિષ્યમાં ફળશે પરંતુ માર્ચ માસમાં મ. ગાંધીજીની ઐતિહાસિક કુચ શરૂ થઈ અને એપ્રીલમાં મીઠાના કાયદાનો સવિનય ભંગ આરંભાયો. આ લડતમાં મુંબાઇની પ્રજાએ પોતાનો યોગ્ય ફાળો આપવા માંડયો: આખું મુંબાઇ એ સબરસ-સંગ્રામમાં પડયું. તે પછી તુરતજ મ. ગાંધીજીએ પરદેશી કાપડ અને દારૂ નિષેધની પ્રવૃત્તિ હાથ ધરવાની બ્હેનોને આજ્ઞા કરી. પરિણામે વિદ્યાલયની ઘણી બ્હેનો તે પ્રવૃત્તિમાં જોડાઇ. જુન માસમાં નવી ટર્મ શરૂ થઇ ત્યારે ૫-૬ નીજ હાજરી રહી. જુની વિદ્યાર્થીનીઓમાંથી ૬ કાયમ રહી અને નવી ૬ વિદ્યાર્થીનીઓ વિદ્યાલયમાં જોડાઈ. વાર્ષિક પરીક્ષામાં પ્રથમ દિવસે એકંદરે ૧૨ બ્હેનો બેઠાં હતાં. પણ બીજે દિવસે એક બ્હેન અનિવાર્ય સંજોગોને લીધે હાજરી આપી શક્યાં નહિ, એટલે ૧૨માંથી ૧૧ બ્હેનોએ પૂરી પરીક્ષા આપી. તેમાંથી ૧૦ બ્હેનો પાસ થયાં છે, જેમના નામ તેમણે મેળવેલા માર્ક મુજબ અનુક્રમે નીચે પ્રમાણે છેઃ—

(૧) સૌ. સ્નેહલીલા જયંતિલાલ ઠક્કર,
(૨) કુ. કુસુમ છગનલાલ મારફતિયા.
(૩) સૌ. મનોરમા ભાનુચંદ્ર ઠક્કર.
(૪) સૌ. કુસુમ જયંતિલાલ મુન્શી.
(૫) સૌ. કળાવતી રતિલાલ બક્ષી.
(૬) કુ. વીરમતી વિઠ્ઠલદાસ જરીવાળા,
(૭) સૌ. કુંજલીલા જયકૃષ્ણ વર્મા.
(૮) કુ. રમાગૌરી રતીલાલ દલાલ.
(૯) સૌ. વિજયાલક્ષ્મી ગણપતરાય બક્ષી
(૧૦) કુ. સુરજબ્હેન ચુનીલાલ શેઠ.



સૌ. સ્નેહલીલા જયંતિલાલ ઠક્કર
"લક્ષ્મી-ચંદ્રક" મેળવનાર બ્હેન

ઉપરનાં પાસ થનાર બ્હેનો પૈકી પ્રથમ નંબરે પાસ થનાર બ્હેન બીજી ટર્મમાં કેટલેક માસ મોડાં દાખલ થયલાં, છતાં ચાલી ગયેલો તમામ અભ્યાસ ખાનગી વખતમાં તેમણે ઘેર તૈયાર કર્યો અને પરીક્ષાનાં પ્હેલે નંબરે આવ્યાં, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. ભવિષ્યમાં પણ એ બ્હેન એજ રીતે પોતાના અભ્યાસમાં ખંત અને ચીવટથી આગળ વધે એજ અભ્યર્થના. પરીક્ષામાં પ્હેલે નંબરે આવવા માટે. મંડળ તરફથી તેમને એક સુવર્ણ ચંદ્રક આપવાનું વિદ્યાલયની કમિટિએ ઠરાવ્યું છે, માટે એ બ્હેનને અમે અભિનંદન આપીએ છીએ.

ત્રીજે નંબરે પાસ થનાર બ્હેન સ્ત્રી-ઉપયોગી સામાન્ય જ્ઞાનના વિષયમાં સૌથી વધારે માર્ક મેળવી તે વિષયમાં પ્રથમ નંબરે આવ્યાં છે અને મંડળે ઠરાવ્યા મુજબનો સુવર્ણ ચંદ્રક મેળવવા ભાગ્યશાલી થયાં છે, તે માટે તેમને પણ અમે અભિનંદન આપીએ છીએ. એ બ્હેન એમના જ્ઞાનનો ઉપયોગ બીજી અશિક્ષિત બ્હેનોને માર્ગ-દર્શક થવામાં કરશે એવી આશા છે.

દસમા નંબરે પાસ થનાર કુ. સુરજ બ્હેન ચુનીલાલ શેઠે વિદ્યાલયના અભ્યાસના કુલ ૧૩૮ દિવસોમાંથી સૌથી વધારે-૧૩૩ દિવસ હાજરી આપી હોવાથી "ગુણસુંદરી"ના સંચાલકોએ સમર્પેલ "ગુણસુંદરી ચંદ્રક" મેળવવા ભાગ્યશાલી થયાં છે, તે માટે તેમને પણ અભિનંદ ઘટે છે, અન્ય બ્હેનો પણ એમની જેમ નિયમિત હાજરી આપે એવી અભિલાષા અસ્થાને નહિ ગણાય.

પરિસ્થિતિ વિકટ હોવા છતાં ઇશ્વર કૃપાથી વિદ્યાલયનું કામ નિયમિત રીતે ચાલ્યે જાય છે. સંજોગો સુધરતાં જે ભાવનાથી વિદ્યાલયની સ્થાપના કરવામાં આવી છે તે અવશ્ય ફળીભૂત થશે, એવું સ્વપ્ન સેવીએ તો અજુગતું નહિ ગણાય આશા અમર છે અને આત્મ વિશ્વાસ છે તો આદરેલું અવશ્ય પાર પડશે.



સૌ. મનોરમા ભાનુચન્દ્ર ઠક્કર
"ઉમા-ચન્દ્રક" મેળવનાર બ્હેન

## આભાર-દર્શન.

( ૧ ) ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી જે પ્રતિષ્ઠિત વિદુષી બ્હેનો સૌ. કુસુમબ્હેન …લાલ કણીઆ, બી. એ, અને કુ. પાર્વતીબ્હેન જાદવજી જોશી, બી. એ., નિસ્વાર્થપણે પોતાના કીમતી વખતનો ભોગ આપી પોતાના જ્ઞાનનો સદુપયોગ વિદ્યાલયની વિદ્યાર્થીનીઓને એ જ્ઞાનનો લાભ આપવામાં કરી રહ્યાં છે, તે માટે મંડળની મેનેજીંગ કમિટિ તેમનો આભાર માને છે અને ધન્યવાદ આપે છે. સૌ. કુસુમબ્હેન ભૂગોળ અને જાહેર વર્તમાન તેમજ કુ. પાર્વતીબ્હેન માતૃભાષા વિષયનું શિક્ષણ આપતાં હતાં અને તે સેવાનું કાર્ય તેમણે આ વર્ષે પણ ચાલુ રાખ્યું છે.

( ૨ ) ચાલુ વર્ષે બીજાં એક વિદુષી બ્હેન સૌ ભાનુમતી હીરાલાલ કણીઆ, બી. એ. આ સેવાકાર્યમાં જોડાયા છે અને પોતાનો સહકાર આપ્યો છે, તે માટે તેમનો પણ આભાર માનીએ છીએ.

( ૩ ) વિદ્યાલયને અંગે ખાસ કરીને આભાર તો આપણા જાણીતા સાક્ષર અને વિદ્વાન રા. રા. ભાઈ હિમતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ. નો માનવાનો છે. તેમણે ગયા વર્ષમાં લાગણીપૂર્વક પોતાના કીમતી સમયનો ભોગ આ વિદ્યાલયનો અભ્યાસક્રમ તૈયાર કરવામાં અને વર્ગમાં તે નિયમિત શીખવવામાં આપ્યો છે અને આ વર્ષમાં પણ તેમની એ સેવા ચાલુ છે તેમના જેવા કર્તવ્યનિષ્ઠ અને સેવાપરાયણ ભાઇના કીમતી સહાય મંડળ કે વિદ્યાલય વીસરી નહિ શકે.

( ૪ ) પ્રથમ વર્ષના અભ્યાસની પરીક્ષા લેવામાં કમિટિના આમંત્રણને માન આપી નીચેના બ્હેનો અને ભાઇઓએ સહકાર સાધ્યો છે અને સેવા આપી છે, તે માટે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ:—

રા. હિમતલાલ ગ. અંજારિયા.
,, મણીભાઇ પ્રા. દેસાઇ.
,, છમનલાલ લા. બક્ષી
, આત્મારામ ના. ખાનસાહેબ.
,, રામપ્રસાદ પ્રે. બક્ષી.
,, એચ. કે. બાપટ.
મિસિસ પરીનબ્હેન થાણેવાલા.
મિસ જરબાઇ અવારીયા.
શ્રીમતી રસિકમણી બી. દેસાઇ.

(૫) છેવટે ચાલુ વર્ષે વિદ્યાલયની જુદા જુદા

ારની વ્યવસ્થામાં પોતાની સેવાનો ફાળો આપ-ર વિદ્યાલય કમિટિના સભાસદો-સન્નારીઓ ને સજ્જનોનો પણ મંડળની કમિટિ ખાસ ાભાર માને છે અને તેઓ પોતાની સેવા ા વર્ષે પણ આપશે એવી આશા રાખે છે.

**ઇનામો આપવાનો સમારંભ.**

સ્ત્રી-વિદ્યાલયની પરીક્ષામાં ઉત્તીર્ણ થયલાં હેનેને પ્રમાણુ પત્રકો અને ચાંદ વગેરે આપવાનો ામજ મંડળના અન્ય શિક્ષણવર્ગોની પરીક્ષાઓમાં ાસાર થનાર બ્હેનોને ઇનામો વ્હેંચી આપવાનો મારંભ મંડળના હોલમાં તા. ૨૦ મી નવેમ્બરે મેસિસ શફી તૈયબજીના પ્રમુખપદે થયો હતો. એ પ્રસંગે નીચે પ્રમાણે ચાંદ તેમજ ઇનામોની વ્હેંચણી કરવામાં આવી હતી —

**સ્ત્રી-વિદ્યાલયઃ** ( ૧ ) **લક્ષ્મી ચંદ્રકઃ** સર્વ વિષયોમાં પ્રથમ નંબરે આવનાર સૌ સ્નેહશીલા જ. ઠક્કરને-લેડી લક્ષ્મીબાઇ તરફથી. ( ૨ ) "ઉમા-ચંદ્રક" સામાન્ય જ્ઞાનના વિષયમાં પ્રથમ નંબરે આવનાર સૌ. મનોરમા ભા. ઠક્કરને સ્વ. સૌ. ઉમિયાગૌરી રતિલાલ ઠક્કર સ્મારક ફંડમાંથી. (૩) "ગુણસુંદરી-ચંદ્રક" કુ. સુરજ બ્હેન ચુનીલાલ શેઠને નિયમિતતા માટે "ગુણસુંદરી" ના સંચાલકો તરફથી, ( ૪ ) આ ત્રણે તેમજ બાકીના સાત બ્હેનોને 'વિનીતા' થયાના પ્રમાણપત્રો.



કુ. સુરજબ્હેન ચુનીલાલ શેઠ
"ગુણસુન્દરી-ચન્દ્રક" મેળવનાર બ્હેન
આ બ્હેનને વિદેશી કાપડની ચોકી
માટે એક માસની સરકારની મ્હેમાની
પણ મળી છે.

**સંસ્કૃત વર્ગઃ** ( સ્વ. વસનજી જીવણદાસ સ્મારકમાંથી અપાયેલાં ઇનામો, ) ( ૧ ) માર્ગો-પદેશિકા-કુ. જયસુખ છગનલાલ રૂ. ૧૫; (૨) ગં. મમાબાઇ ખુશાલદાસ રૂ. ૧૦; (૩) કાવ્યવિનોદ-કુ. જીવનકળા મોતીલાલ રૂ. ૧૦; (૪) ગીતા, મહિમ્ન, રામરક્ષા-સૌ. નવલગવરી અમૃતલાલ રૂ. ૧૦;

**ગુજરાતી વર્ગઃ** ( સ્વ. મણીબાઇ પ્રભુદાસ સ્મારકમાંથી અપાયેલા ઇનામો ) ( ૧ ) ધોરણ ૫ મું—કુ. વસંત મગનલાલ; ધોરણ ૪ થું—કુ. કપિલા બાપુલાલ; ધોરણ ૩ જું—કુ. શાંતા નાથાલાલ; ધોરણ ૨ જું—કુ. ચંદનગારી કાંતિલાલ; ધોરણ ૧લું ઇચ્છાગવરી ધરમદાસ; બાળપોથી —શ્રી. મહાલક્ષ્મી હરગોવિંદદાસ.

**અંગ્રેજી વર્ગઃ** ( સ્વ નવલબાઇ દોરાબજી ભરડા સ્મારકમાંથી અપાયેલા ઇનામો. ) ધોરણુ ૧ લું—( ૧ ) કુ. વીમલા પ્રભુદાસ; ( ૨ ) કુ સુમિત્રા ઠાકોરલાલ; પ્રાઇમર એ—કુ. સુશિલા નવનીતલાલ, ( ૪ ) પ્રાઇમર બી—કુ. હીરાલક્ષ્મી જગમોહનદાસ

**ગુજરાતી, અંગ્રેજી તથા સંગીત વર્ગઃ** ( સૌ. કલાવતી ભવાનીદાસ મોતીવાળા-કન્યા ઇનામી ફંડમાંથી અપાયલા ઇનામો), (૧) ગુજરાતી ૬ ઠું ધોરણ-કુ. વીરમતી અમૃતલાલ, ( ૨ ) અંગ્રેજી ૪ થું ધોરણ-કુ. મૃદુલા ગોકલદાસ, ( ૩ ) અંગ્રેજી ૩ જું ધોરણ-કુ. મનોરમા દેશાઇ, ( ૪ ) અંગ્રેજી ૨ જું ધોરણ-કુ કુસુમ લાલા, (૫) સંગીત-હારમોનીયમ-કુ. ઇન્દીરા નાથાલાલ

**હુન્નર-ઉદ્યોગ ગૃહ :** (સ્વ. ગુલાબબાઈ રામદાસ સ્મારકમાંથી અપાયેલા ઇનામો) (૧) શીવણુ-સૌ, તારાબ્હેન મોહનલાલ કાપડીયા; ( ૨ ) કટીંગ-ગં. પુષ્પાવતી રંગીલદાસ; ( ૩ ) ફેન્સીવર્ક ગં. તારાબ્હેન મોહનલાલ કાપડીયા; (૪) ફેન્સી વર્ક-ગં. કુસુમલતા ર. મોદી (ગં. સુરજબ્હેન ચંદુલાલ કાજી તરફથી ચાંદીનું કપ આપ્યું); (૫) ફેન્સીવર્ક-કુ મૃદુલા ગોકલદાસ; (૬) ફેન્સી વર્ક જરીકામ-સૌ. તારાબ્હેન રણુજીતલાલ વકીલ, (૭) અંગ્રેજી ૫ મું ધોરણ-શ્રીમતી ગાંધી.

**સંગીત-વર્ગ :** ( ૧ ) દીલરૂબા તથા સિતાર —સૌ. લક્ષ્મીબ્હેન ક્રીસનદાસ, ( ૨ ) દીલરૂબા તથા સિતાર-સૌ. સવિતા મંગલદાસ. ( ૩ ) હારમોનીયમ-કુ. કલાવંતી લલ્લુભાઇ.

**વકતૃત્વકલાની હરિફાઇ :** (સ્વ. શેઠી પરસનબાઇ ગોકલદાસ પારેખ સ્મારકમાંથી અપાયેલા ઇનામો) (૧) ૧લું ઇનામ-સૌ. ગાર્ગી દ્વિજેન્દ્રરાય શર્મા (સુવર્ણ ચંદ્રક), (૨) ૨જું ઇનામ-કુ. વત્સલા હિમ્મતલાલ અંજારીઆ રૂ. ૭, ( ૩ ) ૩ જું ઇનામ-સૌ, પદ્માવતી ઇ. દેશાઇ, રૂ. ૪, ( ૪ ) ૪ થું ઇનામ-સૌ. સ્નેહશીલા જ. ઠક્કર રૂ. ૩.

ઓના માનમાં ઓકટોબરની તા. ૩૧ મી એ એગ્મોર ખાતે માનમાં તેમના 'એટહોમ 'નો મેલાવડો કરવામાં આવ્યો હતો. ડૉ. મુથુલક્ષ્મીએ સરકારની દમનનીતિ સામે વિરોધ દર્શાવી, મદ્રાસ ધારાસભાના સભ્યપદેથી રાજીનામું આપ્યું છે.

**વિદ્યાર્થીનીઓની શારીરિક તાલીમ :** બેંગલોરમાં મળેલી મૈસુર અર્થશાસ્ત્ર પરિષદમાં ઇંગ્લાંડથી અભ્યાસ કરી હમણાંજ પાછાં ફરેલાં મીસ ડીશોઝાએ છોકરીઓને આપવામાં આવતી કેળવણીમાં સુધારા દર્શાવ્યા હતા. રાજ્યની શાળાઓમાં વિદ્યાર્થીનીઓને ફરજીયાત શારીરિક તાલીમ આપવા તેમણે આગ્રહ કર્યો હતો.

**અદ્યારમાં સ્ત્રીઓની સભા** મદ્રાસની સ્ત્રીઓની એસોસીએશનના આશ્રયે મળી હતી. તેમાં મીસીસ અમ્મુ સ્વામીનાથન, મીસીસ ભાગીરથી અમ્મલ, મીસીસ રોબર્ટસન, મીસીસ કઝીન્સ વગેરેએ સ્ત્રીપ્રવૃતિ અને સ્ત્રીઓનાં કાર્ય સંબધમાં વિવેચનો કર્યાં હતાં. સ્વદેશી અને ખાદી પ્રવૃત્તિ પર ખાસ ભાર મૂકવામા આવ્યો હતો.

**પુનર્લગ્ન:** ( ૧ ) રાજમહેન્દ્રીમાં ઓકટોબર માસની આખરે, વિશ્વબ્રાહ્મણ કોમમાં શ્રીમતી ચિંતેમ્માએ શ્રી. મગુલુરી બ્રહ્મય ગુરુ સાથે પુનર્લગ્ન કર્યું. ( ૨ ) આનંદાશ્રમમાં ગયા માસમાં શ્રીમતી લીલાવતીએ શ્રી સી. એસ સંગમેશ્વરમ્ સાથે પુનર્લગ્ન કર્યું.

**બાલસુધાર:** જ્યોર્જ ટાઉનનાં અબ્રાહ્મણ સોશીયલ કલબના આશ્રયે ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડીએ 'બાલ સુધાર' એ વિષય ઉપર ભાષણ આપતા ઇંગ્લાંડ, જર્મની, ઇટાલી, ડેનમાર્ક અને બીજા દેશોની સરકારે બાલ સુધારના પ્રશ્ન સંબધમાં લીધેલાં પગલાંનું વિવેચન કરી, એવા પગલાં હિંદમાં [illegible]રકીર્દિ સફળ નાવડ મદદ માંગી હતી.

**મદ્રાસ ઇલાકા[illegible] સોમજી :** મુંબાઇ માસની તા. ૨૨ મી એ મદ્રાસમાં [illegible]મારી સોફિયાડીનીયર મહારાણીના પ્રમુખપદે મળી [illegible] મી. સોમદેકોને લગતા કેટલાક ઠરાવો પરિષદે પસાર [illegible]ીમ પ્રમુ‍ખી શિક્ષણ માટે વધુ સરળતાની માંગણી [illegible]થયો હતો

**શારદા કાયદો નહિ જોઇએ:** [illegible] ગૃહ- ઓકટોબરની આખરે જમીયત ઉલ ઉલેમાની [illegible]

મળી હતી, તેમાં પ્રાંતના જુદા જુદા ભાગોમાંથી ઉલેમાઓએ હાજરી આપી હતી. મુસ્લીમોને શારદા કાયદાના અમલમાંથી મુક્ત રાખવાનો ઠરાવ થયો હતો.

**જીવલેણ ભૂખમરો :** રાજશાહીમાં કૌટુંબિક ઝઘડાને લીધે બે મુસ્લીમ ભાઇઓ પાસે પાસેના મકાનમાં જ રહેતા હતા. નાનો ભાઇ ઘણો ગરીબ અવસ્થામાં હોવાથી એક જ વખત જમી શકતો. એક વખત એવો આવ્યો કે ૪૮ કલાક સુધી તે, તેની પત્ની કે છોકરાં કાંઈ ખાવાનું મેળવી શકયાં નહિ મોટા ભાઇને આની ખબર પડતાં, પોતાની પત્નીની જાણ વિના શેર ચોખા પોતાના નાના ભાઇની પત્નીને આપ્યા. તે રાંધવા માંડયાં, તેટલામાં મોટા ભાઇની પત્નીને ખબર પડતાં, તેને ઘેર આવી અને જે વાસણમાં ચોખા રાંધવા મૂકયા હતા તે વાસણનો નાશ કીધો. નાનો ભાઇ ઘેર આવ્યો, તો સ્ત્રી બાળકો રડતાં હતાં. કારણ જાણી, પોતે ચુપચુપ બાજુના ઓરડામાં ગયો અને ગળે ફાંસો ખાઇ આપઘાત કર્યો. આ જાણતાં તેની પત્નીએ પણ આપઘાત કર્યો મોટા ભાઇએ ઘેર આવતાં બધી બીના જાણી એટલે દાતરડાંથી પોતાની પત્નીનું ખૂન કરી, પોતે આપઘાત કર્યો

**ઘાતકી શિક્ષા માટે સજા :** પોતાની હકુમતમાંની ભગીર નેપાલી કન્યાને સખ્ત ઇજા કરવા માટે હાવરાના ડેપ્યુટી મેજીસ્ટ્રેટે મીસ્ટ્રેસ પોતીકા રાયતને બે આરોપસર ૬ અઠવાડીઆ અને ૬ માસ સખ્ત કેદની સજા કરી હતી. આ છોકરી પાસે સખ્ત ઘરકામ પોતીકા કરાવતી હતી. અને કેશબારીમાં કાવત્રાં કાંઇક ભૂલ થતાં લોખંડના તપાવેલા સળીયા વતી પેઢાંમાં તેમજ પીઠ પર ડામ મૂકયા હતા. આ સજા સામે અપીલ થઇ હતી તે રદ થઇ છે.

**૪૫ વર્ષના ઉપવાસ :** બી એસ. ઇન્ડાસ ( બાંકુરા ) ના બીકર ગામમા એક હિન્દુ વિધવા છે. તેણે ૪૫ વર્ષ થયાં, ખોરાક કે પાણી કાંઇ લીધું નથી. તે કાયસ્થ કુટુંબની છે અને તેનો ભાઇ પુરલીયાનો રહીશ છે તેનું વય ૬૦ વર્ષનું છે અને તેનું જીવન ધર્મમય બનો ગએલ છે. ગૃહ કામકાજ પ્રત્યે તે જરાય બેદરકાર

નથી. તેનું શરીર તદ્દન નિરોગી છે તેમ તે કદિ માંદી પણ પડી નથી.

**સીવીલ મેરેજ:** કલકત્તાની ચૌકત સ્મારક ગર્લ્સ સ્કુલના મુખ્ય શિક્ષિકા મીસ અઈશા બી-બીએ હિન્દુ ધર્મ અંગીકાર કરી શ્રી. સુધીર કુમાર બોઝ સાથે સીવીલ મેરેજ કર્યું છે. મીસ આઇશા બી. એ. છે અને મી. બોઝ એમ. એ. છે.

**હાય ગરીબી!** કલકત્તામાં વેપારમાં નુકસાની આવતાં નડેલી મુશ્કેલીને લીધે એક ભાઇએ પોતાની ૧૬ મહિનાની છોકરી અને પત્નીને મારી નાંખવા પ્રયત્ન કર્યો હતો.

**એશિયાઇ સ્ત્રી-પરિષદ:** લાહોરમાં જાન્યુઆરી માસમાં મળનારી આ પરિષદ માટે સારી તૈયારી થઇ રહી છે. એશીઆના ઘણા દેશો તરફથી પરિષદને સારો સત્કાર મળ્યો છે. જાવાની સ્ત્રીઓના પ્રતિનિધિઓ તરફથી પણ આ પરિષદને સત્કાર મળ્યો છે અને બે પ્રતિનિધિઓ મોકલવાનું જણાવવામાં આવ્યું છે. પરિષદના પ્રમુખસ્થાન માટે સીરીયાનાં શ્રીમતી નસીક આબેદ તેમજ બીજાં અરબસ્તાનના બે બહેનો ઉમેદવારી કરનાર છે. હિન્દનાં સારાં સારાં પ્રતિનિધિઓ અત્યારે કારાવાસ વેઠી રહ્યા છે ત્યારે આ પરિષદ ભરવી એ કાંઇક અજુગતું લાગે છે.

**પ્રકીર્ણ:** ( ૧ ) મુંબાઇમાં અનીતિને લગતા નવા કાયદા પ્રમાણે, ગયા માસમાં, અનીતિના કામ માટે મકાન ભાડે આપનાર મકાન માલેક અને ભાડું ઉઘરાવનાર બન્ને સામે સમન્સ કાઢવામાં આવ્યો છે. ( ૨ ) કોચીન રાજ્યમાં દેવદાસની પ્રથા તદ્દન નાબુદ કરવામાં આવી છે. આ વર્ષે નવરાત્રિ ઉત્સવો દરમ્યાન દેવમંદિરોમાં દેવદાસીઓ દ્રષ્ટિએ પડી નથી. ( ૩ ) લાહોરમાં દારના કોન્ટ્રાક્ટરની પત્ની અને ભાભી વચ્ચે ઝઘડો થતાં ભાભીએ ગ્યાસતેલ છાંટી આપઘાત કર્યો. ( ૪ ) રાંચીમાં ના. ગવર્નરે ઓક્ટોબરની આખરે બીરલા સ્ત્રી-ઇસ્પિતાલ ખુલ્લી મૂકી હતી. ( ૫ ) મુંબાઇ, ભાટીયા વોલંટીયર કોરના પેટા વિભાગ તરીકે સ્ત્રી વોલંટીયર કોરનો વર્ગ ખોલવામાં આવ્યો છે ( ૬ ) ઇન્દોરના માજી મહારાજા સર તુકોજીરાવનાં અમેરિકન પત્નીને પેરીસમાં બીજી પુત્રી અવતરી છે. તેનું નામ સીતા રાજે હોલકર રાખ્યું છે ( ૭ ) લંડનમાં છોકરાઓ માટે શાળા છોડવાની વય ૧૫ વર્ષની કરતો સરકારી ખરડો આમની સભામાં પસાર થયો છે. ( ૮ ) લાહોરના સુલતાન સર ઇબ્રાહીમે મીસીસ હેલન વિલ્સન નામની અંગ્રેજ બાનુ સાથે લંડનમાં લગ્ન કર્યું છે. ( ૯ ) શ્રીમતી જ્યોત્સના-બહેન શુકલ સુરતના વિદ્યાર્થી મંડળનાં પ્રમુખ ચુંટાયાં છે. ( ૧૦ ) ભરૂચનાં સ્ત્રીમંડળને મુંબાઇની વાડીમાં પેરીટીઝ તરફથી રૂ. ૨૦૦૦ ની મદદ મળી છે.

## વિદેશ

**હિન્દને સ્વતંત્રતા મળવી જોઇએ:** ફ્રેન્ડ ઓફ ઇન્ડિયા લીગની બ્રિસ્ટલ ખાતેની શાખાએ હિન્દનાં પત્રોને પત્ર લખી જણાવ્યું છે કે: તા. ૨૭ મી સપ્ટેમ્બરે બ્રિસ્ટલમાં મળેલી સ્ત્રીઓની સભામાં અનેક સંસ્થાના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. ઇગ્લાંડમાં આજે એક એવો વર્ગ છે જેની માન્યતા હિન્દને સ્વતંત્રતા આપવામાં આવશે અને આપવી જ જોઇએ એવી છે. ભૂતકાળમાં અમને પણ અમારા દુશ્મનો સામે લડવું પડયું છે. અમે અમારા પત્રો દ્વારા ભારપૂર્વક જણાવીએ છીએ કે એક દેશ બીજા દેશ ઉપર રાજ કરવાને લાયક નથી. હિન્દના અત્યારના સંજોગો જોતાં તેને તરત જ સ્વરાજ આપવું જોઇએ અને તેની ઇચ્છા હોય તો સામ્રાજ્યથી પણ તેને છૂટું પાડવું જોઇએ. આ સિવાય બન્ને દેશો વચ્ચે સુમેળ થવો અશક્ય છે. તમારી હાલની લડત આકરી છે, પણ તે તમે કદિય પડતી ન મૂકશો. સ્વતંત્રતાનો ધ્વજ તમે જરાય નહિ નમાવો એવી અમારી ખાત્રી છે. આપણે એ ભૂલવાનું નથી કે આપણી લડત સત્તા, લોકોની અને મુડીવાદ સામેની છે. પ્રજા-પ્રજા વચ્ચેની નથી. આ પત્ર ઉપર સભાનાં પ્રમુખ મીસીસ એમ લીડીગટનની સહી છે.

**હિન્દી સ્ત્રીઓની જરૂરીઆતો:** હિન્દનાં ભાવિના બંધારણમાં હિન્દી સ્ત્રીઓના લાભનું રક્ષણ થાય તે સંબંધી સુચનાઓનો એક પત્ર 'માંચેસ્ટર ગાર્ડિયન' પત્રમાં છપાયો છે. તેમાં વીમેન્સ ફ્રેન્ડસ લીગનાં પ્રમુખ ઇમેલીન પેથીક લોરેન્સ, માર્ગરેટ બેરાબી, ઇડા મેકલીન,

ઇડબ્લ્યુ આદવીક વગેરે જાણીતાં ૧૫ બહેનોએ સહી કરેલી છે. એ પત્રમાં જણાવ્યું છે કે હિન્દી સ્ત્રીઓના સવાલ પર ખાસ ધ્યાન આપવાની જરૂર છે અને કાંઇ નહિતો હિન્દી સ્ત્રીઓના હકકો ઉપર લઘુમતી જેટલું ધ્યાન આપવું જ જોઈએ.

**ભવિષ્યનાં બેરીસ્ટરો :** લંડનની કૌન્સિલ ઓફ લીગલ એજ્યુકેશન તરફથી લેવાયલી ઇન્સ ઓફ કોર્ટની માઇકલમસ પરીક્ષામાં નીચેના હિન્દી બહેનો પસાર થયાં છે:—

મીસ એગનીસ સ્વરૂપકુમારી ગાવર, (રોમન લૉ, ધ ક્રીમીનલ લૉ, અને પ્રોસીજર) લેડી ગ્લેડીસ મેરી ચેતરજી, (કોન્સ્ટીટ્યુશનલ લૉ, ઇંગ્લીશ અને કોલોનીયલ લીગલ હીસ્ટરી અને હિન્દુ અને મહોમેડન લૉ, મીસ નૂરજહાન મહમદ યુસુફ (ક્રીમીનલ લૉ અને પ્રોસીજર)

**દરેક સ્ત્રી ઇજનેરઃ** ઇજનેરી સ્ત્રીઓની સમાજની ૯મી વાર્ષિક પરિષદ ઓક્ષફર્ડમાં મળી હતી. તેમાં ૫૦ પ્રતિનિધિઓ હાજર હતા. પ્રમુખ સ્થાનેથી લેડી મોઇરે જણાવ્યું હતું કે “ભવિષ્યમાં છોકરાના જેમ છોકરીને પણ સાદું ઇજનેરી શિક્ષણ આપવાનું સલાહભર્યું થશે. આ પ્રશ્ન અત્યારે જીવનમાં સૌ કોઇને ગમે ત્યારે સ્પર્શે છે.”

**સહકારી સ્ત્રીઓની આંતર-રાષ્ટ્રીય પરિષદઃ** ઇન્ટર નેશનલ કો-ઓપરેટીવ વિમેન્સ ગીલ્ડની ત્રીજી ત્રિવાર્ષિક પરિષદ ઓગસ્ટની તા. ૨૧-૨૨ મીએ વીએનામાં મળી હતી. તેમાં જુદી જુદી ૨૩ પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી ૨૦ દેશોની પ્રતિનિધિઓ હાજર રહી હતી. ૨૮૭ પ્રતિનિધિઓ ઉપરાંત, પ્રજા સંઘ, આંતરરાષ્ટ્રીય મજુર ઓફિસ, આંતરરાષ્ટ્રીય સ્ત્રી-સંઘ, વગેરે જુદી જુદી સંસ્થાઓ તરફથી આમંત્રિત પ્રતિનિધિઓ પણ હાજર રહ્યા હતા. ‘સહકારી સમાજોમાં સ્ત્રીઓના હકો;’ ‘ભવિષ્યની માતાઓ’ ‘વિગ્રહનો ભય અને બંધી’. એ વિષયો ઉપર ચર્ચા ચાલી હતી.

પ્રજાસંઘની સભાના ઉપપ્રમુખ સ્થાને હંગેરીની સ્ત્રીઓની રાષ્ટ્રીય સભાનાં પ્રમુખ કાઉન્ટેસ આલ્બર્ટ એપોન્યી નીમાયાં છે. જીવદયાના પ્રશ્નો સંબંધનાં પમાં કમીશનનાંતેઓ પ્રમુખ નીમાયાં છે.

**અમેરિકામાં બાળલગ્નો !** અમેરિકાની શાળાઓના સુપરિન્ટેન્ડન્ટના વાર્ષિક હેવાલમાં જણાવ્યા પ્રમાણે ગયા વર્ષમાં ૪૮૩ છોકરા છોકરીનાં લગ્નને પરિણામે, તેઓના નામ કાઢી નાંખવાં પડયાં છે. આ રીતે નાની વયે થયેલાં લગ્નોમાં ૧ બાર વર્ષની બાળા, ૧ તેર વર્ષની બાળા, અને ૨૦ છોકરા છોકરીઓ ૧૪ વર્ષની વયના હતાં. ગટર મુકાદમ મીસ મેયોની સાવરણી તે તરફ ફરશે ?



## બાળક પ્રત્યે ખરો પ્રેમ

[ શ્રી. તારાબહેન

સાહિત્યમાં માતાપિતાના પ્રેમને ગાંડો કહેવામાં આવ્યો છે અને માબાપો બાળકોને ખવડાવી પીવડાવીનેજ રાજી રાખી તેમને ઉછેરવાનું જાણે છે અને તેમને યોગ્ય વલણ આપવા તરફ બેદરકાર રહે છે. પણ ગઈ કાલે મને લાગ્યું કે ખરેખર તેમ નથી. ધન્ય છે એ માતાઓને કે જેઓ પોતાનાં વહાલાં બાળકોને આવાઆવા શૌર્યભર્યા કાર્યમાં ભાગ લેવા રજા આપે છે અને એ રીતે બાળક પ્રત્યે ખરો પ્રેમ અને તેમના તરફની ફરજો શી રહેલી છે તે બરાબર જાણે છે.

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

" દેશની આ લડતમાં ઝંપલાવતાં, જ્યાં પુરુષો વિચાર અને વિલંબ કરી રહે, ત્યાં સ્ત્રીઓએ વિના વિલંબે ઝંપલાવ્યું છે. સદીઓની પરાધીનતાને આધીન થયેલી હિન્દી સ્ત્રીઓ, સિંહણ પોતાનાં સંતાન માટે લડી રહી હોય એવી રીતે, આજે સાંપ્રત લડતમાં આગળ પડી છે. "

—ડૉ. જી. વી. દેશમુખ

ભારતની સ્વતંત્રતાપ્રાપ્તિની આ લડતના ૯ માસમાં ભારતની સ્ત્રીશક્તિએ જે કાંઇ કરી બતાવ્યું છે, તે ભારતના સ્વાતંત્ર્ય ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે. ઉપર ટાંકેલા ડૉ. જી. વી. દેશમુખના શબ્દો, ભારતની સ્ત્રીશક્તિને અચ્છો પુરસ્કાર અર્પે છે. રૂઢી અને સમાજબંધનને આધીન થઇ, રસોડામાં જ પોતાનું જીવન વિતાવતી, ભારતની મહિલાઓ, ભારતની દરેક દરેક કોમની મહિલાઓ, આજે મુક્તિસંગ્રામને મોખરે ઘૂમી રહી છે; સાક્ષાત રણચંડિકાનું રૂપ ધારી, ભારતના રાજકીય પ્રસ્થનાં ગીત ગાઇ રહી છે. એ પડદો પણ ગયો; રૂઢીનાં બંધનોનો મોટે ભાગે નાશ થયો. અને સ્ત્રી પોતાનું અસ્મિતત્વ દર્શાવતી થઇ ગઇ. સ્ત્રીશક્તિની



કુ. લીલા સૈયદ
" કાળા રવિવારે " પરદેશ
થયલાં ૨૨ બ્હેનોનાં આગેવાન
( ૭ માસ )

આ જાગૃતિ એ ભારતનાજ નહિ પણ વિશ્વભરના એ તારણહાર મહાત્મા ગાંધીજીને આભારી છે. સ્ત્રીશક્તિનો રૂંધાયલો આત્મા તેણે સ્વતંત્ર હવાથી ઉત્તેજ્યો છે, સ્વતંત્ર થયે એ આત્મા ગમે તેવાં દમન છતાં રૂંધાશે નહિ. ભારતીય પ્રજાની ૧૫૦ વર્ષોની પરાધીનતા મીટાવવામાં, સ્ત્રીશક્તિ વિજય પ્રાપ્ત કરવા સર્જાયલી હોય, એમ આજનું વાતાવરણ પોકારી કહે છે. સમસ્ત ભારતને આજે એ પ્રેરણા પાઇ રહી છે. અને જ્યારે એનો અવાજ ભારતની બહાર દૂરદૂરના દેશોમાં ઉંડેરો પહોંચશે ત્યારે એ આખા વિશ્વને પ્રેરણા અર્પી રહેશે. કોઇપણ દેશના સ્વાતંત્ર્યપ્રાપ્તિના ઇતિહાસમાં, તે દેશની સ્ત્રીઓએ, આટઆટલો, અને આવો

ફાળો આપ્યો નથી. ભારત પોતાની સ્ત્રીશક્તિ માટે મગરૂર છે. સાચો ભારતીય એ સ્ત્રીશક્તિને નિત્ય વન્દતો રહેશે.

**મુંબાઇ અને પરાંઓ:**

મુક્તિસંગ્રામની શરૂઆતમાં પાછળ રહેલું મુંબાઇ, લડત જેમ જેમ ઝામતી ગઇ તેમ તેમ મોખરે આવતું ગયું છે. અને આજે તો મુંબાઇ જે કામ આપી રહ્યું છે, તે કામની બરોબરી કરી શકે એવું કામ-ગુજરાતને બાજુએ મૂકીએ, તો કોઇ શહેર આપી શક્યું નથી. મુંબાઇ એટલે વેપારીઓનું કેન્દ્ર. મુંબાઇને જો વેપારીઓની મદદ ન હોય, તો મુક્તિસંગ્રામની આટલી ખીલવણી પાછળ, મુંબાઇને ઘણો ભોગ આપવો પડયો હોત. વેપારીઓની સન્નિષ્ઠામાં હજીયે કેટલાકોને શંકા છે. વેપારીઓમાં અમુક વર્ગ આવો હોય પણ ખરો. છતાં, વેપારી આલમે સમગ્ર દૃષ્ટિએ અત્યાર સુધીમાં જે સાથ આપ્યો છે, તે તેઓ સદા માટે નિભાવી રાખે એ ઇચ્છવા યોગ્ય છે.

મુંબાઇની સ્ત્રીશક્તિ પ્રચંડ છે, મહાશક્તિશાળી છે. ઓક્ટોબર માસમાં મુંબાઇની સ્ત્રીશક્તિની સાચી પ્રતિનિધિ સમી એ સંસ્થાઓ રાષ્ટ્રીય સ્ત્રી-સભા, અને દેશસેવિકા સંઘ ગેરકાયદેસર સંસ્થાઓ ઠરી. હિન્દુસ્તાની સેવાદળ પણ એમાં આવી જાય છે. હિન્દુસ્તાની સેવાદળનો સ્ત્રીવિભાગ પણ મહાશક્તિશાળી છે. આ સ્ત્રીસંસ્થાઓને ગેરકાયદેસર ઠરાવી, મુંબાઇ સરકારે, તેણે કરેલી સેવાઓની કદર કરી છે.

'કેસરિયા સાડી' એ દેશસેવિકાઓનો રાષ્ટ્રીય પોશાક. દેશસેવિકા સંઘ ગેરકાયદેસર ઠર્યા બાદ, શ્રીમતી પેરીનબહેને મુંબાઇની સ્ત્રીઓને કેસરિયા સાડી પહેરવા હાકલ કરી અને પરિણામે ગયા માસથી જ્યાં જુઓ ત્યાં કેસરિયા સાડીનાંજ દર્શન થાય. મુંબાઇમાં કેસરિયા સાડી વિનાનાં ઘરો ભાગ્યે જ હશે. મુંબાઇની સ્ત્રી જનતા દેશસેવિકાઓની પડખે જ છે, એનો આથી વધુ કયો સચોટ પૂરાવો જોઇએ ?



કુ. કામાકોટી નટરાજન
( ૩ માસ )

ઓકટોબર નવેમ્બર માસમાં શ્રીમતી રમીબહેન કામદાર પછી, મુંબાઇની વિગ્રહસભાનાં પ્રમુખપદે આવી, બીજાં ત્રણ વધુ બહેનો જેલનિવાસ કરી રહ્યાં છે. મુંબાઇની ૧૨મી વિગ્રહ સભાનાં પ્રમુખસ્થાને આવનાર કુમારી સોફિયા સોમજી, મુંબાઇનાં પહેલાંજ મુસ્લીમ પ્રમુખ છે. તેમણે અનેક સભાઓમાં હાજરી આપી હતી. ગેરકાયદેસર ઠરેલી સંસ્થાઓને આશ્રયે ભરાતી સભાઓ પણ ગેરકાયદેસર ગણીને વિખેરી નાંખવાના પ્રયત્નો પોલીસ તરફથી થયા છે. આવા સંજોગોમાં લાઠીપ્રહારને મુખ્યસ્થાન હોય છે આવી જ રીતે લાલબાગમાં મળેલી એક સભા પોલીસે વિખેરી નાંખી હતી. આ સભામાં કુમારી સોફિયા સોમજીને પોલીસે ના

કર્યાં છતાં મક્કમતાથી ખડાં રહી, ભાષણ કરતાં, પોલીસે તેમને ગિરફતાર કર્યાં. અને સુધારેલા ફોજદારી કાયદાની કલમ ૧૭ ( ૧ ) અને ( ૨ ) ના બે આરોપોસર ત્રણ માસ, અને ૭ માસ સાદી કેદની સજા 'બી' વર્ગ સાથે કરી છે. બન્ને સજા ભેગી ભોગવવાની હોઇ, તેમને ૬ માસ સાદી કેદની સજા થઇ છે.

મીસ સોફિયા સોમજી પછી વિગ્રહ સભાનાં પ્રમુખસ્થાને, મુંબાઇનાં જાણીતા કાર્યકર્તા શ્રીમતી અવંતિકાબાઇ ગોખલે આવ્યાં. 'કોન્ગ્રેસ બુલેટીન'ના તંત્રી પદે પહેલાં એક બહેન કુમારી ખ્રિશાદ સૈયદ આવી ગયાં હતાં, તેમના પછી બીજાં એક બહેન પણ એ પદેથી જેલનિવાસ કરી રહ્યાં છે. તે બહેન કુમારી ત્રિશલા દરૂ બી. એ. છે. શ્રીમતી અવંતિકાબાઇ ગોખલે મુંબાઇના સમાજસેવકોમાં અગ્રપદે આવે છે. એમનાં જીવનનો પરિચય અમે અન્યત્ર આપ્યો છે. તે ઉપરથી શ્રીમતી અવંતિકાબાઇની સેવાઓનો ખ્યાલ આવી શકશે. શ્રીમતી અવંતિકાબાઇનું પ્રમુખપદ મુક્તિ સંગ્રામના ઇતિહાસમાં ચિરંજીવ રહે એવા અને નોકરશાહી માટે ભયંકર કલંકરૂપ 'કાળા રવિવાર' તા. ૨૬ મી ઓકટોબરના બનાવોથી ઘણું સ્મરણીય રહેશે. એ બનાવો સંબંધી આ બાદ ઉલ્લેખ થશે. શ્રીમતી અવંતિકાબાઇ પણ પ્રમુખપદે ઝાઝો વખત ટકી ન શક્યાં. તા. ૨૭ મી ઓકટોબરે તેઓ પકડાઇ ગયાં. અને તેમને પણ ૧૭ ( ૧ ) અને ( ૨ ) કલમ અનુસાર અનુક્રમે ૬ માસ, અને ૬ માસ સાદી કેદ, રૂ. ૪૦૦ દંડ યા ત્રણ માસ વધુ કેદની સજા થઇ છે. બન્ને સજા ભેગી ભોગવાની હોઇ, તેમને ૯ માસ સાદી કેદની સજા થઇ છે. તેમનાં જેવાં જાણીતા કાર્યકરને 'બી' વર્ગ આપવામાં આવ્યો છે. એ અયોગ્ય છે.



**સૌ. ઉજમબ્હેન મુલજીભાઇ સોલંકી**
કલકત્તામાં પીકેટીંગ માટે ચાર માસની મ્હેમાની એમને મળી છે.

'કોન્ગ્રેસ બુલેટીન'ના તંત્રી કુમારી ત્રિશલા દરૂ, પ્રમાણમાં વધુ વખત તંત્રીપદ ભોગવી શક્યાં પણ ગયા માસ દરમ્યાન તેઓ પણ એજ કલમ અનુસાર ૪ માસ સાદી કેદ અને રૂ. ૫૦ દંડ યા ૬ અઠવાડિયાં વધુ કેદની સજા પામ્યાંછે.

શ્રીમતી અવંતિકાબાઇ પછીની ત્રણ વિગ્રહસભાનાં પ્રમુખપદે પુરૂષો આવી ગયા,

તે પછી ૧૭ મી વિગ્રહસભાનાં પ્રમુખપદે શ્રીમતી ઉર્મિલાબ્હેન મહેતા આવ્યાં અને એજ વિગ્રહ સભાનાં ઉપપ્રમુખપદે શ્રીમતી વિરબાલા દીક્ષિત આવ્યાં શ્રીમતી ઉર્મિલા બહેન 'ગુણસુંદરી' ના માજી તંત્રી છે તેમનો પરિચય 'સ્ત્રીજગત્'માં આપ્યો છે. શ્રીમતી વીરબાલા દીક્ષિત ગુજરાતના સુપ્રસિદ્ધ કાર્યકર ડૉ. સુમન્ત મહેતાનાં બહેન થાય છે. ગઇ તા. ૨૬મીએ મુંબાઇમાં બારડોલી દિન ઉજવાયો. તે પ્રસગે એ બન્ને બ્હેનો સરઘસ કાઢતાં પકડાયાં અને ૮ માસ સાદી કેદ અને ૧૫૦નો દંડ યા ૭ અઠવાડિયાં વધુ કેદની સજા પામ્યા છે. તેમની પછી ૧૮મી વિગ્રહ સભાનાં પ્રમુખપદે શ્રીમતી ગંગાબ્હેન પટેલ, ઉપપ્રમુખ પદે શ્રીમતી શાન્તાગૌરી ભાસ્કર પટેલ, અને 'બુલેટીન'ના તંત્રીપદે કુમારી સુમતિ ત્રિવેદી આવ્યાં છે.

છેલ્લાં અવલોકન પછી, આ લખાય છે ત્યાંસુધીમાં, સૌથી વધુ કમકમાટી ભર્યો બનાવ તા. ૨૬ મી ઓકટોબરને રવિવારે બન્યો છે. મુંબાઇમાં એ 'કાળો રવિવાર' ચિરસ્મરણીય બની રહેશે. એ દિને, મુંબાઇની પોલીસે, રાષ્ટ્રધ્વજ વંદનની ક્રિયા કરવા માટે આઝાદ મેદાનમાં એકત્ર થયેલી દેશસેવિકા બહેનો પ્રત્યે વર્તાવેલો અત્યાચાર, ભારતના મુક્તિ સંગ્રામના ઇતિહાસમાં, સ્ત્રીશકિતનાં અપૂર્વ બલિદાનનાં નિરંતર સ્મારક તરીકે સુવર્ણાક્ષરે લખાશે. કોઇ પણ દેશની સુધરેલી સરકાર નહિ વર્તાવે એવો ત્રાસ તે દીને મુંબાઇની પોલીસે વર્તાવ્યો છે અને તે સામે મુંબાઇની જ નહિ પણ ભારતની અને દૂર દૂર સીલોન સુધીની હિન્દી પ્રજાએ પોતાનો પ્રચંડ વિરોધ દર્શાવ્યો છે.



કુ. દુર્ગાતાઇ નાહકરણી
( ૭ માસ )

મહા સભાના નિયમ મુજબ દરમાસના છેલ્લા રવિવારે રાષ્ટ્રધ્વજ વંદનની ક્રિયા થાય છે. ઓકટોબર માસના છેલ્લા રવિવાર તા. ૨૬ મી એ, આઝાદ મેદાનમાં, વિગ્રહ સભાનાં પ્રમુખ શ્રીમતી અવંતિકાબાઇ ગોખલેના હસ્તે, રાષ્ટ્રધ્વજવંદનની ક્રિયા થઇ હતી આગલે દિવસે, મુંબાઇના પોલીસ કમીશનરે એ ક્રિયા કરવા સામે પ્રતિબંધ મૂકયો હતો. પરંતુ પ્રજા હવે એટલી નીડર બની ગઇ છે, કે એવા પ્રતિબંધની તેના પર કાંઇ અસર થતી નથી. તે રવિવારે સવારથીજ રાષ્ટ્રધ્વજવંદનની ક્રિયા માટે, મુંબાઇનો માનવ સમૂહ—આબાળ વૃદ્ધ સ્ત્રી કે પુરૂષ, આઝાદ મેદાનમાં ઉપડયો હતો. પ્રતિબંધનો અમલ કરાવવા, તેમજ કાયદો અને વ્યવસ્થા જાળવવા, મુંબાઇની પોલીસ પણ તૈયાર થઇ. આઝાદ મેદાનમાં 'રાષ્ટ્રધ્વજવંદન'નાં સ્થાને એકત્ર થઇ રહી હતી. ઘોડેસ્વાર પોલીસ, સશસ્ત્ર ગોરા સાર્જન્ટો અને લાઠીધારી પીળી પાઘડી હાજર રહી હતી.

રાષ્ટ્રધ્વજવંદનની ક્રિયામાં હિન્દુસ્તાની સેવાદળની સ્વયંસેવિકાઓએ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. અનેક સ્થાનેથી, તેઓ મેદાનમાં આવી રહી હતી. વોડબીરોડ આગળ સેવિકાઓનું સરઘસ પોલીસે અટકાવ્યું હતું. વિગ્રહસભાનાં પ્રમુખ શ્રીમતી અવંતિકાબાઇ ગોખલે આવી પહોંચતાં હિંદુ-

સ્તાની સેવાદળની ૨૫ બહેનોએ તેમની ફરતે સાંકળ કરી લીધી અને ધ્વજવંદન ક્રિયા કરવાનાં સ્થાન આગળ આવી, તેમણે રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો અને સ્વયંસેવિકાઓનું વંદન સ્વીકાર્યું. શ્રીમતી કૃષ્ણાકુમારી સરદેસાઇ અને કુમારી સરોજિની બોરકર એ બે બહેનોએ બીજો મોટો રાષ્ટ્રધ્વજ ઉંચો કર્યો. વંદન સ્વીકાર્યા બાદ, શ્રીમતી અવંતિકાબાઇ ચાલ્યાં ગયાં. પરંતુ સેવિકા બહેનો ત્યાંજ ઉભી રહી. તે પછી તો આખાં મેદાનમાં જ્યાં જુઓ ત્યાં રાષ્ટ્રધ્વજ ફરફરી રહ્યા. અને પોલીસે, ઘોડેસવારોએ તેમ જ સાર્જન્ટોએ લોકો ઉપર તેમ જ સ્વયંસેવકો ઉપર લાઠી પ્રહાર શરૂ કર્યો અને માથાં ભાંગવા માંડયાં સ્વયંસેવિકાઓના હાથમાંથી રાષ્ટ્રધ્વજો ખુંચવી લેવા માટે,સાર્જન્ટોએ સ્વયંસેવિકાઓને શરીરસ્પર્શ કરી, મુક્કીના પ્રહાર કર્યા હતા. અને તેમ કરતાં છતાં પણ બહેનો હાથમાંથી રાષ્ટ્રધ્વજ છોડતી ન હતી. આવી રીતે, બહેનોને શરીરસ્પર્શ કરવો એ વર્તણુક જંગલીજ કહી શકાય. ભારતમાં બહેનોને કોઇ પણ પુરૂષ હાથ લગાડે એ અસભ્યજ નહિ પરંતુ જંગલી વર્તન ગણાય છે. આવી રીતે શરીરસ્પર્શ કરી મારવાનું સાર્જન્ટોનું કૃત્ય ઘણું અણઘટતું છે. આ સંબંધમાં શ્રીમતી અવંતિકાબાઇ ગોખલેએ યોગ્ય જ કહ્યું છે કે: " સાર્જન્ટોનું વર્તન હિન્દનાં સ્ત્રીત્વનું અપમાનકર્તા છે. હિન્દી સ્ત્રીઓ લાઠી પ્રહારો સહન કરશે, તેઓ પકડાવા તૈયાર છે, પરંતુ તેઓ પોતાનાં શરીરને કોઇ પણ સ્પર્શ કરે એ સાંખી રહેશે નહિ. એ તેઓને ઉકળાવી નાંખે એવું છે. "


સૌ. નવલબ્હેન દફતરી


સૌ. શાન્તાબ્હેન પટેલ
મુંબાઇની ૧૮મી વિગ્રહસભાનાં ઉપપ્રમુખ

આ લાઠીપ્રહારમાં ઇજા પામેલાની સંખ્યા સૌથી વિશેષ છે. કેટલીક બહેનોને પણ ઇજા થઇ છે. અને માથામાં ઇજા પામવાનું પ્રમાણ ૬૦ ટકા સુધી ગયું છે. મુંબાઇના દાક્તરોની સભાએ પણ આ ઇજાને ' ઘાતકી ' કહી છે.

હિન્દુસ્તાની સેવાદળની ૨૫ બહેનોમાંથી નીચેનાં ૨૨ બહેનો પકડાયાં છે. એ બહેનોનાં નામ નીચે પ્રમાણે છે:—

શ્રીમતી બહેનો ( ૧ ) લીલા સૈયદ ( કેપ્ટન ); ( ૨ ) કૃષ્ણાકુમારી સરદેસાઇ, ( ૩ ) લક્ષ્મી સુરજી વલ્લભદાસ, ( ૪ ) લીલાવતી તલવાર, ( ૫ ) ચીંદાબાઇ સરદેસાઇ, ( ૬ ) દુર્ગાબાઇ નાડકરણી, ( ૭ ) સરોજીની બોરકર,(૮) યમુના મરાઠે, (૯) કુસુમ ગાંધી, (૧૦) સીતાબાઇ બીજુર, (૧૧) રોહીણીબાઇ સખલકર, ( ૧૨ ) મથુરાબાઇ શિરાલી, ( ૧૩ ) કાશીબાઇ મયદેવ, (૧૪) લીંગુબાઇ ઉડુમલ, (૧૫) ત્રિવેણી વકીલ, (૧૬) મહાલક્ષ્મી બહેન ઝવેરી, (૧૭) ભાગીરથીબાઇ નાનાલાલ, (૧૮) લીલાવતી દફતરી, (૧૯) સુંદરાબાઇ માંગુલકર, (૨૦) ધોંડુબાઇ રેડકર, (૨૧) તનુબાઇ ખલ્લાડકર, અને (૨૨) મથુરાબાઇ લોટલીકર.

આ ૨૨ બહેનોમાંથી, કુમારી લક્ષ્મીબહેન સુરજી વલ્લભદાસ, કુમારી કુસુમ ગાંધી, કુમારી લીંગુબાઇ ઉડુમલ, અને કુમારી યમુના મરાઠે, એ ચાર બહેનોને ૧૬ વર્ષથી ઓછી વયની હોઇ કલમ ૧૭ (૧) અને (૨) ના આરોપોસર રૂ. ૫૦ દંડ વા એક માસ, અને રૂ. ૧૫૦ દંડ વા ૭ અઠવાડીયાં

સાદી કેદની સજા કરી હતી. અન્ને સજા ભેગી હોય એ બહેનોને રૂ. ૧૫૦ દંડ વા ૭ અઠવાડીયા સાદી કેદની સજા ભોગવવાની હતી કુમારી લક્ષ્મીબહેનનો દંડ તરતજ કોઇકે તેજ દિવસે ભર્યો હતો, જ્યારે બીજાં ત્રણ બહેનોનો દંડ કોઇકે પાછળથી ભર્યો હતો. એટલે એ ૪ બહેનોને છોડી મૂકવામાં આવી હતી. બાકીની બહેનોને એજ આરોપસર ૪ માસ સાદી કેદ અને રૂ. ૨૫૦ દંડ વા ૩ માસ વધુ કેદની સામટી સજા થઇ છે.

આ બહેનોનો કેસ ત્રીજી કોર્ટના મેજીસ્ટ્રેટ મી. ખંડાળાવાળા સમક્ષ નીકળ્યો તે વખતે લોકઅપમાંની શ્રીમતી કૃષ્ણાકુમારી સરદેસાઇ, શ્રીમતી વિઠાબાઇ સરદેસાઇ અને કુમારી લીલા સૈયદ, એ ત્રણ બહેનો પ્રત્યે, રાત્રે, સાર્જન્ટ મેકેન્ઝી અને કોન્સ્ટેબલ વિચારેએ ચલાવેલાં બીભત્સ વર્તન સંબંધી એડવોકેટ મી. પાધ્યેએ ફરિયાદ કરી હતી. આ પછી સાર્જન્ટ મેકેન્ઝીને ત્યાં હાજર કરતાં, ત્રણે બહેનોએ તેને ઓળખ્યો હતો. કોન્સ્ટેબલ વિચારે ત્યાં હાજર ન હતો.



કુ. લક્ષ્મીબ્હેન શ્રરજી વલ્લભદાસ

આ સંબંધી કુ. લીલા સૈયદના પિતા તરફથી ફરિયાદ નોંધાતાં સાર્જન્ટ મેકેન્ઝી અને કોન્સ્ટેબલ વિચારે સામે સમન્સ કાઢવામાં આવ્યા છે. સત્યાગ્રહીઓ તરીકે ત્રણે બહેનોએ પોતાને નામે ફરિયાદ કરવા ના પાડી છે.

ઉપરની ૨૨ બહેનો ઉપરાંત આઝાદ મેદાનમાંથી પકડેલી બીજી ૧૪ બહેનોને મુંબાઇની પોલીસ બોરીબંદર સ્ટેશનથી ૧૬ માઇલ દૂર વિકરોલી અને ભાંડુપ વચ્ચેના જંગલમાં ઉતારી આવી હતી. આ ૧૪ બહેનોમાં ૪ બહેનો માત્ર ૧૪ વર્ષની છે. આવી રીતે ૧૪ બહેનોને બળજબરીથી નિર્જન જંગલમાં ઉતારી આવવાનો બનાવ, ખરેખર કમકમાટી ઉપજાવે એવો છે. આ બહેનોને સાર્જન્ટો ઉતારી પાડતા હતા તે વખતે કોઇક ભાઇની ખાનગી મોટર ત્યાંથી પસાર થતી હતી. તેણે બધી પરિસ્થિતિ જાણી એટલે બહેનોને પોતાની મોટરમાં બે-

સાડી ભાંડુપ સ્ટેશને પહોંચાડી અને ત્યાંથી ટીકીટ કઢાવી આપી, એટલે બધી બહેનો મુંબાઇ આવી શકી. આવી રીતે બહેનોને, નિર્જન માર્ગે અસહાય દશામાં મૂકી આવવાનું વર્તન ' અત્યાચારી અને ઘાતકી ' કહી શકાય. વળી એ ૧૪ બહેનોમાંના એક બહેન કુમારી ગુલાબ બાબુરાવ પાટકર જણાવે છે તે પ્રમાણે બહેનોને લાત મારી, સાર્જન્ટો તેમના ઉપર થૂંક્યા હતા. કુમારી ગુલાબ બહેનને પેઢામાં લાત વાગ્યાથી, તરતજ બોરીબંદર સ્ટેશનથી ફ્રી ઇમરજન્સી ઇસ્પિતાલમાં આવવું પડયું હતું.

આવાં વર્તનનો ભોગ થનાર ૧૪ બહેનો નીચેની છેઃ—શ્રીમતી બહેનો વ્રજકુંવર બાઇ કાલિદાસ, લક્ષ્મીબાઇ ગિરધારીસિંહ, કસ્તુરબાઇ પરવત, રાધાબાઇ બાબુલનાથ, મોંઘીબાઇ કોચીનવાળા, નર્મદાબાઇ જેકીશન, પ્રભાવતી જીવનદાસ, અને કુમારી ગુલાબ બાબુરાવ પાટકર ( વય વર્ષ ૧૪ ); રતનબહેન, કુમારી શાન્તાબેન અંબારામ ( વય વર્ષ ૧૫ ); કપિલા ગાંધી, (વય વર્ષ ૧૪;) મંગલાબાઇ ( વય વર્ષ ૧૪ ); શ્રીમતી ચંચળબહેન પુરુષોત્તમ અને શ્રીમતી નર્મદાબહેન મહાદેવ. આમાં પહેલાં ૮ બહેનો દેશસેવિકા સંઘનાં છે. ૫ બહેનો કોટની મંગલ પ્રભાત ફેરીના છે. અને છેલ્લાં બહેન એમાંથી એકેય સાથે સંબંધ ધરાવતાં નથી.

કાળા રવિવારના લાઠી પ્રહારમાં બધું મળી ૬ બહેનોને ઇજા થઇ હતી. તેમાં એક બહેન તાત્કાલિક સારવાર કરવા ગયેલાં ફ્રી ઇમરજન્સી ઇસ્પિતાલનાં નર્સ શ્રીમતી જયલક્ષ્મી હતાં. આ બહેનપર ૧૦-૧૨ લાઠી પ્રહારો થયા હતા.

એજ રવિવારે સાંજે પણ સરઘસ નીકળ્યું હતું. અને આઝાદ મેદાનમાં ગયું હતું તે વખતે લાઠીપ્રહાર થતાં, એક સ્વયંસેવિકા શ્રીમતી ગુલાબબાઇ ભાઇશંકરને રાષ્ટ્રધ્વજ ખુંચવી સાર્જન્ટે ખૂબ માર માર્યો હતો.

' કાળા રવિવાર 'ના બનાવે, મુંબાઇની પ્રજાને ખૂબ ઉશ્કેરી મૂકી છે. સેવિકા બહેનો પ્રત્યે પોલીસે ગુજારેલા સીતમ સાથે, મુંબાઇની બધી કોમની પ્રજા એક સરખો વિરોધ દર્શાવી રહી છે. આ વર્તન સામે પ્રબળ વિરોધ દર્શાવવા, મુંબાઇની સ્ત્રીઓની પ્રચંડ સભા માધવબાગમાં લેડી મૌ. લક્ષ્મીબાઇનાં પ્રમુખપદે મળી હતી. તેમાં મુંબાઇના પ્રતિષ્ઠિત કુટુંબની સ્ત્રીઓએ પોલીસનાં અત્યાચા-

## હિન્દનાં સ્ત્રીત્વનું અપમાન

' કાળા રવિવાર 'નાં પોલીસના અત્યાચારો સામે પ્રબળ વિરોધ દર્શાવવા આઝાદ મેદાનમાં ડૉ. દેશમુખનાં પ્રમુખપદે મળેલી મુંબાઇના શહેરીઓની સભામાં નીચેના ઠરાવો થયા હતાઃ

( ૧ ) તા. ૨૬મી ઓક્ટોબરને રવિવારે રાષ્ટ્રધ્વજવંદનની ક્રિયા માટે આઝાદ મેદાનમાં એકઠી થયેલી, હિન્દી સ્ત્રીઓ પ્રત્યે થયેલાં સ્ત્રીસન્માન વિરોધી, ઘાતકી અને અમાનુષી વર્તન સામે, મુંબાઇના શહેરીઓની આ સભા સખ્ત વિરોધ દર્શાવે છે, અને ખાસ કરીને, કેટલીક સ્ત્રીઓને, શહેરની હદ બહાર લઇ જઇ એકલી મૂકી આવવાનાં પોલીસનાં વર્તન પ્રત્યે સખ્ત તિરસ્કાર દર્શાવે છે. પોલીસનું આવું વર્તન હિન્દનાં સ્ત્રીત્વનાં અપમાનરૂપ છે. અને સુધરેલી અને સભ્ય ગણાતી વર્તણુંકના બધા નિયમોનો ભંગ કરે છે એમ આ સભા માને છે.

( ૨ ) સંબંધ ધરાવતા અમલદારો સામે પગલાં લેવા અને આવા બનાવોનું પુનરાવર્તન કદી ન થાય, એવા હુકમો કાઢવા સત્તાવાળાઓને જણાવે છે.

( ૩ ). આ ઠરાવોની નકલો મુંબાઇના ગવર્નર, હિન્દના વાઇસરોય અને ગવર્નર જનરલ, હિંદી વઝીર અને પ્રજાસંઘને મોકલવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે.

શેને વખોડી કાઢયા હતા. બહેનો તરફના પોલીસનાં વર્તનને વખોડી કાઢવા માટે ભેગી મળેલી બહેનોમાં મહાસભાવાદીઓજ હતી એવું નથી; મુંબાઇની આ લડતથી અલીપ્ત રહેલી સ્ત્રી જનતા પણ એમાં પૂરેપૂરી સામેલ થઇ હતી.

મુંબાઇ મ્યુનિસિપલ કોરપોરેશનની ખાસ સભા આ અત્યાચારો વખોડી કાઢવા માટે મળી હતી. કોરપોરેશનના પ્રમુખ શ્રી. હુસેનભાઇ લાલજીએ આ સભા ભરાયા પહેલાં મુંબાઇના ના. ગવર્નરને પત્ર લખ્યો હતો. તેના જવાબમાં ના. ગવર્નરે પોલીસના વર્તનનો લૂલો બચાવ કરી પોલીસનું એ વર્તન 'ભાગ્યેજ અમાનુષી' કહી શકાય એમ જણાવ્યું હતું. તે સાથે ભવિષ્યમાં એવું વર્તન નહિ થાય એવી પોલીસ કમીશનરે ખાત્રી આપ્યાનું પણ જણાવ્યું હતું. દેશી વેપારી મંડળની, શેરદલાલોની, પારસી, તેમજ બીજી કોમની જાહેરસભાઓ પણ આ અત્યાચારો વખોડી કાઢવા ભરાઇ હતી.

પરંતુ, પોલીસનાં અત્યાચારોથી ઉકળેલી પ્રજા લાગણીનું સ્પષ્ટ નિદર્શન તો ગઇ તા. ૨૦ મી એ આઝાદ મેદાનમાં મળેલી મુંબાઇના શહેરીઓની વિરાટ સભામાં જ થયું. મુંબાઇના પ્રતિષ્ઠિત શહેરીઓએ, મુંબાઇના શહેરીઓની જાહેરસભા બોલાવવા માટે, મુંબાઇના શેરીફને નિવેદન કર્યું હતું. આ નિવેદન ઉપર ૧૦૦૦૦ સુધી સહીઓ થઇ હતી. પરંતુ મુંબાઇના શેરીફે, પોતે સરકાર-નિયુક્ત હોઇ, સભા બોલાવવા ના પાડી, એટલે મુંબાઇના એ પ્રતિષ્ઠિત શહેરીઓએ તા. ૨૦મી એ આઝાદ મેદાનમાં ડૉ. જી. વી. દેશમુખનાં પ્રમુખસ્થાને જાહેર સભા બોલાવી. એ સભામાં ડૉ. દેશમુખ ઉપરાંત. સર પુરગોત્તમદાસ, મી. મેયર નીમીમ, મી. નટરા-

## ખાદી અને રેંટિયો બેયને અપનાવો

[ શ્રીમતી સરલાદેવી અંબાલાલ

પરદેશી કાપડનો બહિષ્કાર એ સ્વરાજ્યસિદ્ધિનું સબળ સાધન છે. અને એ બહિષ્કાર ખાદીદ્વારા સિદ્ધ કરવાનો છે. લડતની શરૂઆતમાં પ્રજાએ ખાદીને અપનાવી લઇ ભંડારોમાંની ખાદી ખૂટાડી હતી. પણ ખાદી પહેરવાની સાથે તે ઉત્પન્ન કરવાનો સંદેશો પણ પ્રજાએ સમજી લીધો છે અને હવે ઢગલાબંધ ખાદી થવા લાગી છે. તે પૂનઃ ખરીદી નવી અને વિશેષ ખાદી ઉત્પન્ન કરવાનો માર્ગ સરળ કરી આપે. આ વાત બહિષ્કારની દૃષ્ટિએ કરી. પણ આપણા દેશના ગરીબ ખેડૂતોનો વિચાર કરશો તો પણ તમને ખાદી ખરીદવાનું મન થશે. ખેતીની કમાણી ખેડૂતના ગુજરાન માટે પૂરતી નથી અને તેથી તેની કમાણીમાં ઉમેરો કરવા માટે ગૃહઉદ્યોગની જરૂર છે. અને આવો ગૃહઉદ્યોગ તે રેંટિયોજ છે. એમના પાકના ભાવોમાં આજે ૨૫ થી ૫૦ ટકા જેટલો ઘટાડો થઇ ગયો છે. બીજા દેશોમાં બજાર ભાવ કરતાં વધુ કિંમતે પાક ખરીદી રાજ્ય સંકટ સમયે ખેડુતોને મદદ કરે છે; પણ અહીં તેવી રાહત અપાવવાના પ્રયત્નો વ્યર્થ ગયા છે. અને દુઃખ નિવારણનું કામ પ્રજાએજ કરવાનું છે. અને પૂ. ગાંધીજી નિવારણનો માર્ગ આપણને બતાવી ગયા છે. અને તે ખાદીને અપનાવવાનો છે. ઉત્તર હિન્દમાં ખેડુતને આજે શેર રૂના અઢી આના મળે છે. એ ખેડુત તેનું સુતર બનાવી વેચે તો તેને સાત આના મળે, એટલે ખેડૂતના કુટુંબના નવરાશના સમયનો ઉપયોગ કરવામાં આપણે મદદગાર થઇએ તો પણ તેઓ પોતાની ખોટ અમુક અંશે પૂરી કરી શકે. અનેક પ્રાંતોમાં વિકટ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવા અનેક ખેડૂત કુટુંબોએ કાંતવાની પ્રવૃત્તિ હાથ ધરી છે અને એ નવા રેંટિયાનું સુતર જાડું હોય અને તેની બનેલી ખાદી ખરબચડી હોય તો પણ આ ગરીબ પ્રજાની સ્થિતિ વિચારીને તમે નભાવી લેશો એવી વિનંતિ છે. [ ગિરફતારી પ્રસંગે આપેલો સંદેશ ]

જન, પ્રો. સોઆર્સ, ડૉ. દાદાચાનજી, શ્રી. રાજેન્દ્ર દલાલ, શ્રી. બી. જી. હોર્નિમેન, શેઠ લાલજી નારણજી, શ્રી. તેરસી વગેરેએ ભાષણો કરી, સરકારના વલણને સખ્ત શબ્દોમાં વખોડી કાઢયું હતું. આ સભામાં પસાર થયેલા ઠરાવો અમે અન્યત્ર આપ્યા છે. પોલીસના અત્યાચારી વર્તને પ્રજાની લાગણી કેટલી ઉકળાવી નાંખી છે, તે આ ઠરાવોથી સમજી શકાય એમ છે.

મુંબાઇના દેશસેવિકા સંઘ અને હિન્દુસ્તાની સેવાદળની સ્વયંસેવિકાઓની મુખ્ય પ્રવૃત્તિ વિદેશી કાપડની દુકાનો પર ચોકી કરવાની છે. એ બન્ને મંડળો ગેરકાયદેસર ઠરી ચૂકયા છતાં, તેમજ દેશસેવિકા સંઘની કચેરીને બારણે તાળું વાસ્યા છતાં ચોકીની પ્રવૃત્તિ અટકી નથી. બહેનો તો એવીને એવી નિડર રહી મુંબાઇમાં સર્વત્ર ચોકી કરી રહી છે. ન્યુચર્ની રોડ, મંગળદાસ મારકેટ, ઠાકુરદ્વાર, કોટ, ભૂલેશ્વર વગેરે લત્તાની દુકાનો ઉપરાંત વિદેશી કાપડની વખારો પર પણ બહેનોએ ચોકી શરૂ કરી ટેમરીન્ડલેન, કોટ, મા આવેલી મેસર્સ ફ્રિન્ડ લે એન્ડ કંપનીની વખારો પર સ્વયંસેવિકા બહેનો ચોકી કરે છે. તા. ૪ થી નવેમ્બરે, આવી રીતે ચોકી કરતી બહેનોને એક સામટી મોટી સંખ્યામાં પકડી છે. તા. ૪ થી નવેમ્બરે, ગેરકાયદેસર મંડળીને મદદ કરવાના આરોપસર ન્યુચર્ની રોડ, ઠાકુરદ્વાર, ભૂલેશ્વર, ગિરગામ, કોટ, મંગળદાસ મારકેટ વગેરે સ્થળોએ ચોકી

### સ્વાતંત્ર્ય સંગ્રામમાં નિર્ભય બલિદાનો

| | | | |
|---|---|---|---|
| ૨૨૪ | શ્રી. સોફિયા સોમજી | મુંબાઇ | ૬ માસ સાદી કેદ |
| ૨૨૫ | ,, અવંતિકાબાઇ ગોખલે | ,, | ૯ માસ સાદી |
| ૨૨૬ | ,, ત્રિશલા દર | ,, | ૪ માસ સાદી, રૂ. ૫૦ દંડ વધુ ૬ અઠવાડીયાં દંડ |
| ૨૨૭ | ,, લક્ષ્મીબહેન સુરજી | ,, | રૂ. ૧૫૦ દંડ વા ૭ અઠવાડીયાં સાદી |
| ૨૨૮ | ,, કુસુમ ગાંધી | ,, | ,, |
| ૨૨૯ | ,, લીંગુબાઇ ઉદુમલ | ,, | ,, |
| ૨૩૦ | ,, યમુના મરાઠે | ,, | ,, |
| ૨૩૧ | ,, લીલા સૈયદ | ,, | ૪ માસ સાદી, રૂ. ૨૫૦ દંડ વા ત્રણ માસ વધુ |
| ૨૩૨ | ,, કૃષ્ણાબાઇ સરદેસાઈ | ,, | ,, |
| ૨૩૩ | ,, લીલાવતી તલવાર | ,, | ,, |
| ૨૩૪ | ,, વિઠાબાઇ સરદેસાઇ | ,, | ,, |
| ૨૩૫ | ,, દુર્ગાબાઈ નાડકરણી | ,, | ,, |
| ૨૩૬ | ,, સરોજિની બોરકર | ,, | ,, |
| ૨૩૭ | ,, સીતાબાઇ ખજુર | ,, | ,, |
| ૨૩૮ | ,, રોહિણી સખલકર | ,, | ,, |
| ૨૩૯ | ,, મથુરાબાઇ શિરાલી | ,, | ,, |
| ૨૪૦ | ,, કાશીબાઇ મયદેવ | ,, | ,, |
| ૨૪૧ | ,, ત્રિવેણી વકીલ | ,, | ,, |
| ૨૪૨ | ,, મહાલક્ષ્મીબહેન ઝવેરી | ,, | ,, |
| ૨૪૩ | ,, ભાગીરથી નાનાલાલ | ,, | ,, |
| ૨૪૪ | ,, લીલાવતી દફતરી | ,, | ,, |
| ૨૪૫ | ,, સુંદરાબાઇ માંગલરકર | ,, | ,, |
| ૨૪૬ | ,, ધોંડુબાઇ રેડકર | ,, | ,, |
| ૨૪૭ | ,, તનુબાઇ ખલાડકર | ,, | ,, |
| ૨૪૮ | ,, મથુરાબાઈ લોટલીકર | ,, | ,, |
| ૨૪૯ | ,, લીલાવતી મહેતા | ,, | ૬ માસ સાદી |
| ૨૫૦ | ,, સરસ્વતી દવે | ,, | ,, |

કરતી દેશસેવિકા સંઘ તેમજ હિન્દુસ્તાની સેવાદળની સ્વયંસેવિકાઓને મોટી સંખ્યામાં પકડવામાં આવીછે. અને સજા પણ કરવામાં આવી છે. આ પહેલાજ સપાટામાં ૨૯ બહેનો સપડાઇ છે. અને તેમાંથી ઘણી ખરી સજા પામી ચૂકી છે. તે પછી, જ્યાં જ્યાં બહેનો ચોકી કરતી જણાય ત્યાં ત્યાં તેમને પકડવામાં આવે છે. કોઇક વખતે કોઇક કોઇક બહેનો, દેશસેવિકા સંઘ કે હિન્દુસ્તાની સેવાદળની સભ્યા છે એવું પુરવાર ન થાય, તો મેજીસ્ટ્રેટ સાહેબ, 'શાંત ચોકી એ ગુન્હો નથી' જણાવી, તેમને છોડી પણ મૂકે છે. આટલી મોટી સંખ્યામાં ધરપકડ થયા પછી, મંગળદાસ માર્કેટ બંધ થઇ છે,ને આ લખાય છે ત્યાં સુધી તો ઉઘડી નથી. ચનીરોડ પરના વિદેશી કાપડના વેપારીઓએ પણ કેટલાક દિવસ દુકાનો બંધ રાખી હતી, પરંતુ તે પાછી ઉઘડી છે અને તેઓની દુકાને ચોકી કરતી દેશસેવિકાઓ પકડાય પણ છે.

| | | | |
|---|---|---|---|
| ૨૫૧ | ,, લલિતા મજમુદાર | મુંબાઇ | ૬ માસ સાદી |
| ૨૫૨ | ,, મનુબહેન મહેતા | ,, | ,, |
| ૨૫૩ | ,, નંદુબહેન ઠાકોર | ,, | ,, |
| ૨૫૪ | ,, લીલાવતી વકીલ | ,, | ,, |
| ૨૫૫ | ,, આરતીગૌરી મહેતા, | ,, | ,, |
| ૨૫૬ | ,, ઇરાવતી ટીકીવાળા | ,, | ,, |
| ૨૫૭ | ,, ત્રિવેદી ( મીસ ) | ,, | ,, |
| ૨૫૮ | ,, વાઘલે ( મીસ ) | ,, | ,, |
| ૨૫૯-૨૬૨ | ૪ બહેનો | ,, | ,, |
| ૨૬૩ | શ્રી. તારાબાઇ સોનારકર | ,, | રૂ. ૧૦૦ દંડ વા છ અઠવાડીયા સાદી |
| ૨૬૪ | ,, વેણીબાઇ ભાગવત | ,, | ,, |
| ૨૬૫ | ,, સરસ્વતી દેશપાંડે | ,, | બે માસ સાદી રૂ. ૫૦ દંડ વા એક માસ વધુ |
| ૨૬૬ | ,, ઉમાબાઇ દેવધર | ,, | ,, |
| ૨૬૭ | ,, રતમાબાઇ મુડલીકર | ,, | ,, |
| ૨૬૮ | ,, બચુબાઈ વાગરે | ,, | ,, |
| ૨૬૯ | ,, મુક્તબાઇ મંગશીરકર | ,, | ,, |
| ૨૭૦ | ,, લક્ષ્મીબાઇ વાઘલે | ,, | ,, |
| ૨૭૧ | ,, ઇન્દિરાબાઇ સોનારકર | ,, | ,, |
| ૨૭૨ | ,, આલમીલા આયંગર | ,, | ,, |
| ૨૭૩ | ,, દેશસેવિકા | ,, | ,, |
| ૨૭૪ | ,, દેશ સેવિકા | ,, | |
| ૨૭૫ | ,, ગંગાબાઇ | મુંબાઇ | ૨ માસ સાદી, રૂ. ૫૦ દંડ વા એક માસ વધુ |
| ૨૭૬ | ,, શિરીનબાઇ નવલકર | ,, | ,, |
| ૨૭૭ | કુસુમ સોવાની | ,, | ૩ માસ સાદી, રૂ. ૧૦૦ દંડ વા છ અઠવાડીયાં વધુ |
| ૨૭૮ | ,, વિમલા સરદેસાઇ | ,, | ,, |
| ૨૭૯ | ,, લીલાવતી તોલાટ | ,, | ,, |
| ૨૮૦ | ,, સોમીબહેન ખીચડીયા | ,, | ,, |

આ લખાય છે, ત્યારે પરિસ્થિતિ એવી બની છે કે, મૂળજી જેઠા મારકેટ, જે વિદેશી કાપડ વેચવાનું મુખ્ય મથક છે, તે બંધ રહ્યાથી, કેટલાક કાપડીયાઓ, મેમણ મહોલ્લામાં માલ લઇ આવ્યા છે. અને ત્યાં વેચાણ થાય છે. આથી મેમણ મહોલ્લામાં ચોકી શરૂ થઇ છે. સ્વયંસેવકો પ્રત્યે ત્યાં ઘણું ખરાબ વર્તન થવાની ફરિયાદ આવતાં, તેમજ માર પણ પડતો હોવાથી, તા. ૨૩ મીએ વિમદ સભાનાં પ્રમુખ શ્રીમતી ઉર્મિલાબહેન

| | | | |
|---|---|---|---|
| ૨૮૧ | ,, કામાકોટી નટરાજન | ,, | ૨ માસ સાદી રૂ. ૬ દંડ વા એક માસ વધુ |
| ૨૮૨ | ,, ઇન્દ્રમણી ભટ્ટ | ,, | ,, |
| ૨૮૩ | ,, લક્ષ્મીબાઇ ગિરધારીલાલ | ,, | ૩ માસ સાદી રૂ. ૫૦ દંડ વા એક માસ વધુ |
| ૨૮૪ | ,, જડાવબાઈ ઝવેરી | ,, | ,, |
| ૨૮૫ | ,, જેઠીબાઇ આણંદજી | ,, | ,, |
| ૨૮૬ | ,, ભાનુમતી દવે | ,, | ,, |
| ૨૮૭ | ,, ચંદનબહેન શાહ | ,, | ,, |
| ૨૮૮ | ,, સુરજ ચુનીલાલ શેઠ | ,, | રૂ. ૧૦૦ દંડ વા એક માસ સાદી |
| ૨૮૯ | ,, મનોરમા શિંદે | ,, | રૂ. ૨૫૦ દંડ વા ૭ અઠવાડીયા સજા |
| ૨૯૦ | ,, રતનબહેન ધનજી | ,, | ,, |
| ૨૯૧ | ,, જમકુબહેન પદમશી | મુંબાઇ | રૂ. ૧૦૦ દંડ વા ૭ અઠવાડીયા સાદી |
| ૨૯૨ | લક્ષ્મીબહેન કિશનદાસ | ,, | ૪ માસ સાદી રૂ. ૧૦૦ દંડ વા ૭ અઠવાડીયા વધુ |
| ૨૯૩ | ,, ગંગુબહેન રામદાસ | ,, | ,, |
| ૨૯૪ | ,, કૃષ્ણાબાઇ નગરકટ્ટી | ,, | ૪ માસ સાદી રૂ. ૫૦ દંડ વા ૭ અઠવાડીયા વધુ |
| ૨૯૫ | ,, માણેકબાઇ મહેતા | ,, | ,, |
| ૨૯૬ | ,, કમળાબહેન સોનાવાળા | વિલેપારલે | ૮ માસ કેદ રૂ.૨૦૦ દંડ વા ૧ માસ વધુ |
| ૨૯૭ | ડાહીબહેન દેસાઈ | ઘાટકોપર | ૯ માસ કેદ રૂ.૧૫૦ દંડ વા ૧ માસ વધુ |
| ૨૯૮ | ,, નવાજબહેન હવેવાળા | વિલેપારલે | ૬ માસ કેદ રૂ.૧૦૦ દંડ વા ૧ માસ વધુ |
| ૨૯૯ | ,, દેવયાની દેસાઈ | ,, | ૪ માસ સાદી રૂ. ૧૦૦ દંડ વા એક માસ વધુ |
| ૩૦૦ | ,, હસમુખગૌરી મુનશી | વિલેપારલે | ૩ માસ સાદી રૂ૧૦૦દંડ વા ૧ માસ વધુ |
| ૩૦૧ | , મણિબહેન ભગવાનજી | ,, | ,, |
| ૩૦૨ | ,, આનંદીબાઈ પતકી | ,, | , |
| ૩૦૩ | ,, મંગળાગૌરી ભટ્ટ'મસ્તફકીર' | ,, | ,, |
| ૩૦૪ | ,, મુદ્રિકાબહેન અંજારિયા | ખાર | રૂ.૨૫૦ દંડ વા ૧ માસ ૩ અઠવાડિયાં સાદી |

મહેતા, તેમજ ઉપપ્રમુખ શ્રીમતી વીરબાળા દીક્ષિત ઉપરાંત વિગ્રહ સભાના બીજા સભ્યો એ ત્યાં દેખરેખ રાખી હતી.

તા ૪થી નવેમ્બરના સામાન્ય દરોડામાં પકડાયલી ૨૯ બહેનોમાંથી એક બહેન જેમણે પોતાનું નામ મીસ સત્યાગ્રહી જણાવ્યું હતું, તેમને નાની વયને અંગે, બાળકોની કોર્ટમાં તપાસ માટે મોકલ્યાં હતાં. બાકીનાં ૨૮ બહેનોમાંથી શ્રીમતી બહેનો (૧)લીલાવતી મહેતા, (૨) સરસ્વતી દવે, (૩) લલિતા મજમુદાર, (૪) મનુબહેન જયપ્રસાદ મહેતા, (૫)નંદુબહેન ઠાકોર, (૬) લીલાવતી વકીલ, (૭) આરતીગૌરી મહેતા (૮) ઇરાવતી ધીરજલાલ ટીકીવાળા, (૯) મીસ ત્રિવેદી, (૧૦) મીસ વાઘલે, અને બીજી (૧૧-૧૨-૧૩-૧૪) ૪ બહેનોને ૬ માસ સાદી કેદની સજા થઇ છે. (૧૫) શ્રી. તારાબાઇ સોનારકર અને (૧૬) શ્રી. વેલીબાઇ ભાગવતીને રૂ. ૧૦૦ દંડ અથવા ૭ અઠવાડિયાં સાદી કેદ અને(૧૭) સરસ્વતી દેશપાંડે, (૧૮) ઉમાબાઇ દેવધર, (૧૯) રતમાબાઇ મુડલીકર, (૨૦) બચુબાઇ વાગરે, (૨૧) મુક્તાબાઇ મંગલોરકર, (૨૨) લક્ષ્મીબાઇ વાગલે, (૨૩) ઇન્દિરાબાઇ સોનારકર, (૨૪) આલમીલા આયંગર, (૨૫) ગંગાબાઇ,(૨૬) દેશસેવિકા, (૨૭) દેશસેવિકા, અને (૨૮) શીરીનબાઇ નવલકર એ બહેનોને બે માસ સાદી કેદ રૂ. ૫૦ દંડ અથવા એક માસ વધુ કેદની સજા થઇ છે.

આ ઉપરાંત, દેશસેવિકા સંઘ અને હિંદુ-

સ્તાની સેવાદળના કામકાજમાં મદદ કરવા માટે શ્રી. કુસુમ સોવાની, વિમલા સરદેસાઇ, લીલાવતી તોલાટ, સોમીબહેન ખીરડીયા, ને ત્રણ માસ સાદી કેદ, રૂ. ૧૦૦ દંડ અથવા ૬ અઠવાડીયાં વધુ કેદની સજા થઇ છે. મીસ કામાકોટી નટરાજન, શ્રીમતી ઇન્દ્રમણી બહેને ૨ માસ સાદી કેદ અને રૂા. ૬ દંડ વા ના એક માસ વધુ કેદની સજા થઇ છે શ્રી. લક્ષ્મીબાઇ ગિરધરલાલ, શ્રી. જ-

| | | | |
|---|---|---|---|
| ૩૦૫ | ,, સુરજબહેન કાપડીયા | , | — |
| ૩૦૬ | ,, સુભદ્રા દવે | , | ૪ માસ સાદી |
| ૩૦૭ | , સરલા દવે | , | રૂ. ૨૫૦ દંડ વા ૧ માસ ૩ અઠવાડિયાં |
| ૩૦૮ | ,, જયદેવી દવે | ,, | ૪ માસ સાદી |
| ૩૦૯ | ,, ઇન્દુમતી નાયક | ,, | — |
| ૩૧૦ | ,, વૈદેહીબહેન | ,, | — |
| ૩૧૧ | ,, મુક્તાબહેન | ,, | ૪ માસ સાદી |
| ૩૧૨ | ,, હર્ષદાબહેન | ,, | રૂ. ૨૫૦ દંડ વા ૧ માસ ૩ અઠવાડિયાં |
| ૩૧૩ | ,, સવિતાબહેન | ઘાટકોપર | — |
| ૩૧૪ | ,, સુભદ્રાબહેન | ,, | — |
| ૩૧૫ | ,, રાયણબહેન | ,, | — |
| ૩૧૬ | ,, મોતીબહેન | ,, | — |
| ૩૧૭ | ,, જયકુંવર માણેકચંદ | ,, | — |
| ૩૧૮ | ,, તારાબહેન | ,, | — |
| ૩૧૯ | ,, જયકુંવરબહેન રણછોડદાસ | ,, | — |
| ૩૨૦ | ,, પ્રભાકુંવરબહેન | ,, | — |
| ૩૨૧ | ,, વીરબાઇ કુંવર | ,, | — |
| ૩૨૨ | ,, ફૂલીબહેન | ,, | — |
| ૩૨૩ | ,, સમર્થબહેન | ,, | — |
| ૩૨૪ | ,, ભાગ્યવંતી | ,, | — |
| ૩૨૫ | ,, મધુકાન્તા | ,, | — |
| ૩૨૬ | ,, લીલાવની | ,, | — |
| ૩૨૭ | ,, દેવકાંબહેન | ,, | — |
| ૩૨૮ | ,, હીરાબહેન | ,, | — |
| ૩૨૯ | ,, ચંદનબહેન | ,, | — |
| ૩૩૦ | ,, વીરબાળા | ,, | — |
| ૨૭૩ | ,, લીલાવની | ,, | — |
| ૨૭૪ | ,, ંવરબહેન | ,, | — |
| ૨૭૫ | ,, ગેંદાબહેન | ,, | — |

દંડ વા ૭ અઠવાડીયા મખ્ત કેદની અને જમકુ બહેન પદમશી ને રૂા. ૧૦૦ દંડ વા ૬ અઠવાડિયાં સાદી કેદની સજા થઇ છે. શ્રીમતી લક્ષ્મીબહેન કિશનદાસ જમમોહનદાસ, ગંગુબહેન રામદાસ ખીમજી, કૃષ્ણાબાઇ નગરકટ્ટી અને માણેકબાઇ મહેતા એ ૪ બહેનોમાં પહેલાં બે બહેનોને ૪ માસ સાદી કેદ રૂા. ૧૦૦ દંડ વા ૭ અઠવાડીયાં વધુ અને બીજાં બે બહેનોને ૯ માસ સાદી કેદ રૂ.

બીજાં કારણોસર નિર્દોષ ઠરાવ્યાં હતાં.

ચોકી કરતી સ્વયંસેવિકાંઓને કેટલીક વખત સત્યાગ્રહ કરવાની પણ ફરજ પડી હતી. અને એ સત્યાગ્રહનું પરિણામ સફળતામાં આવ્યું હતું.

આ ઉપરાંત નવાં વર્ષને દિવસે એટલે કે તા. ૨૨ મી. એ મુંબાઈની મહિલાઓનું પ્રચંડ સરઘસ ચોપાટી ઉપરથી આઝાદ મેદાનમાં આવ્યું હતું અને ત્યાં સભા ભરાઇ હતી. નવાં વર્ષને દિને સ્વરાજ સબરસની લ્હાણી પણ બહેનોએ કરી હતી તા. ૧૨ મી નવેમ્બરે અને તા.૨૮મી એ સ્વદેશી પ્રચારર્થે બહેનોનું મોટું સરઘસ નીકળ્યું હતું.સભાઓ ભરાઇ હતી ગાંધી જયન્તિ અને જવાહરદિન નિમિતે સભાઓ ભરાઇ હતી તથા સરઘસ

| | | | |
|---|---|---|---|
| ૩૪૧ | ,, ચંચળબહેન ફીલાભાઇ | ,, | ,, |
| ૩૪૨ | ,, અંગાબહેન | ,, | ,, |
| ૩૪૩ | ,, વિમળાબહેન | ,, | ,, |
| ૩૪૪ | ,, કાશીબહેન | ,, | ,, |
| ૩૪૫ | ,, મણિબહેન ચુનીલાલ | ,, | ,, |
| ૩૪૬ | ,, મણિબહેન ઇશ્વરભાઇ | ,, | ,, |
| ૩૪૭ | ,, જયાબહેન દેવશંકર | ,, | ,, |
| ૩૪૮ | ,, નર્મદાબહેન | નડિયાદ | ૬ માસ સજા રૂ. ૩૦ દંડ વા બે અઠવાડીયા વધુ |
| ૩૪૯ | ,, મદનબહેન | ,, | ,, |
| ૩૫૦ | ,, કાન્તાબહેન | ,, | ,, |
| ૩૫૧ | ,, ધનલક્ષ્મી ઉપાધ્યાય | ડાકોર | દોઢ માસ કેદ રૂ.૩૦ દંડ વા ૧૫ દિવસ વધુ |
| ૩૫૨ | ,, કાશીબહેન બકોરભાઇ | ,, | ,, |
| ૩૫૩ | ,, કાશીબહેન છોટાલાલ | ,, | ,, |
| ૩૫૪ | ,, ગંગાદેવી | શિકારપુર | રૂ. ૫૦ દંડ વા બે માસ સાદી |
| ૩૫૫ | ,, યશોદાબાઇ ભટ્ટ | જલગાવ | ૪ માસ સાદી |
| ૩૫૬ | ,, કિશોરીદેવી | અલાહાબાદ | ૩ માસ સખ્ત કેદ |
| ૩૫૭ | ,, કૃષ્ણા નેહરૂ | ,, | રૂ. ૫૦ દંડ વા એક માસ સાદી |
| ૩૫૮ | ,, શ્યામકુમારી નેહરૂ | ,, | ,, |
| ૩૫૯ | ,, અસફઅલી ( મીસીસ ) | દિલ્હી | એક વર્ષ સાદી |
| ૩૬૦ | ,, સેનગુપ્તા ( મીસીસ ) | ,, | ૪ માસ સાદી |
| ૩૬૧ | ,, વેદી ( મીસીસ ) | ,, | ૭ માસ સાદી |
| ૩૬૨ | ,, ચંદુબીબી | ,, | કોર્ટ ઉઠે ત્યાં સુધી |
| ૩૬૩ | ,, બીજરાણી | ,, | રૂ. ૫૦ દંડ વા ત્રણ અઠવાડિયાં |
| ૩૬૪ | ,, ચંદ્રાવતી | ,, | ,, |
| ૩૬૫-૬૯ | બીજી ૫ બહેનો | ,, | ,, |
| ૩૭૦ | શ્રી. ચંદુબીબી | ,, | ૬ માસ સાદી |
| ૩૭૧ | ,, સીતાદેવી | કાનપુર | ૧ વર્ષ સાદી |
| ૩૭૨ | ,, શાન્તિદેવી | આગ્રા | ૬ માસ સાદી |
| ૩૭૩ | ,, વિદ્યાવંતી દેવી | પ્રયા | — |
| ૩૭૪ | ,, સુવર્ણલતા દેવી | બનારસ | રૂ. ૧૦૦ દંડ |
| ૩૭૫ | ,, શર્મદાદેવી | દહેરાદુન | ૪॥ માસકેદ રૂ. ૫૦ દંડ |
| ૩૭૬ | ,, ભગવતી દેવી | ,, | ,, |
| ૩૭૭ | ,, બીશન દેવી | ,, | ,, |
| ૩૭૮ | ,, સમજબાઇ દેવી | ,, | ,, |
| ૩૭૯ | ,, વજીયાબાઇ | કલકત્તા | ૩ માસ સખ્ત કેદ |
| ૩૮૦ | ,, કાશીબાઇ | ,, | રૂ.૫ દંડ વા ૧ માસ સાદી |
| ૩૮૧ | ,, લાખાંબાઇ | ,, | ,, |

નીકળ્યું હતું. ટુંકમાં કહીએ તો મુંબાઇની સ્ત્રીશકિત સરકારની દમનનીતિને આધીન થઇ ગઇ નથી. તે મોખરે જ રહી વધુ પ્રબળ બની છે.

' કાળા રવિવાર ' ને દિને મુંબાઇમાં પકડાયલી બહેનોને યરવડા લઇ જવામાં આવી હતી ત્યાં એ બહેનોને કપાળેથી સૌભાગ્ય દર્શક કુંકુમ ચંદ્રક મેટ્રને ભૂંશી નાંખ્યાં હતાં, બંગડીઓ તોડી નાંખી હતી મંગળસૂત્ર તોડી નાંખ્યાં હતાં અને એ બહેનોને યુનીફોર્મ બાળી મૂકવાની ધમકી આપી હતી, હિન્દુ બહેનોને મને મંગળ સૂત્ર અને કુંકુમ ચંદ્રક તથા બંગડીઓ સૌભાગ્યનાં ચિહ્ન છે. બંગડી તોડી નાંખવી કે ચાંદલો ભૂંસી નાંખવો એ તેમને મન વૈધવ્ય આમંત્રણનાં ચિહ્ન છે. તે છતાં,

'જેલ મેન્યુલ' નો શબ્દે શબ્દ પાળવામાં હિન્દુ બહેનોની ધર્મભાવનાને પણ નષ્ટ કરવાનો પ્રયાસ થયો છે. આ વર્તન સામે પોકાર ઉઠતા મુંબાઇ સરકારે, 'એ' અને 'બી' વર્ગની પરણેલી હિન્દુ સ્ત્રીઓને કાચની અને 'સી' વર્ગની બાકીની બહેનોને હાથી દાંતની બંગડીઓ પહેરવાની અને પરણેલી સ્ત્રીઓને ચાંદલો કરવાની અને મંગળસૂત્રો પહેરવાની છૂટ આપી છે.

| | | | |
|---|---|---|---|
| ૩૮૨ | ,, કમળાબાઇ | ,, | ,, |
| ૩૮૩ | ,, સૂર્યાબાઇ | ,, | ૪ માસ સાદી |
| ૩૮૪ | ,, છબીલબહેન | ,, | ,, |
| ૩૮૫ | ,, મીઠી બહેન | ,, | ,, |
| ૩૮૬ | ,, અમૃતબહેન | ,, | ,, |
| ૩૮૭ | ,, સરસ્વતી બહેન | ,, | ,, |
| ૩૮૮ | ,, લક્ષ્મીદેવી | ,, | ,, |
| ૩૮૯ | ,, તારાદેવી | ,, | ,, |
| ૩૯૦ | ,, વિદ્યાદેવી | ,, | ,, |
| ૩૯૧ | ,, ચંદીદેવી | ,, | ,, |
| ૩૯૨ | ,, સાવિત્રી દેવી | ,, | ,, |
| ૩૯૩ | ,, ગંગાદેવી | ,, | ,, |
| ૩૯૪ | ,, પાર્વતી દેવી | લાહોર | ,, |
| ૩૯૫ | ,, પૂર્ણદેવી | ,, | ,, |
| ૩૯૬ | ,, પ્રકાશવતી દેવી | ,, | ૩ માસ કેદ રૂ.૧૫૦ દંડ |
| ૩૯૭ | ,, રઘુવીર કુંવર | અમ્રતસર | — |
| ૩૯૮ | ,, અનસૂયાબાઇ કાળે | નાગપુર | ૪ માસ સાદી રૂ- ૧૫૦ દંડ ૧ માસ વધુ |
| ૩૯૯ | ,, કાર્ત્યાયિની અમ્મા | કાળીકટ | ૬ માસ સાદી |
| ૪૦૦ | ,, નારાયણ કુટીઅમ્મા | ,, | કોર્ટ ઉઠે ત્યાં સુધી |
| ૪૦૧ | ,, મીસીસ સેમ્યુઅલ | ,, | ,, |
| ૪૦૨ | ,, માધવી અમ્મા | ,, | ,, |
| ૪૦૩ | ,, કલ્પ અમ્મા | ,, | ,, |
| ૪૦૪ | ,, ,, દુર્ગાતાઇ | અમરાવતી | ,, |
| ૪૦૫ | ,, પાર્વતીબાઇ પટવર્ધન | ,, | ,, |
| ૪૦૬ | ,, રમાદેવી ચૌધરી | કટક | ૪ માસ સાદી |
| ૪૦૭ | ,, ગુણેશ્વરી દેવી | નવગોંગ | રૂ. ૧૫૦ દંડ બે અઠવાડિયા સાદી |
| ૪૦૮ | ,, એક બહેન | ,, | ,, |
| ૪૦૯ | ,, રાણી રાજેન્દ્રકુમારી | હમીરપુર | — |
| ૪૧૦ | ,, સીતાદેવી | ,, | એક વર્ષ સાદી |
| ૪૧૧ | ,, ઉર્મિલા મહેતા | મુંબાઈ | ૮ માસ સાદી, રૂ. ૧૫૦ દંડ યા છ અઠ.વધુ |
| ૪૧૨ | ,, વીરબાલા દીક્ષિત | ,, | ,, |
| ૪૧૩ | ,, તારા બહેન | ,, | રૂા. ૧૦૦ દંડ યા છ અઠવાડિયા |
| ૪૧૪ | ,, શિવરાણીદેવી | લખનૌ | ૬ અઠ. સાદી |
| ૪૧૫ | ,, રાણી દેવી | ,, | ,, |
| ૪૧૬ | ,, રમા દેવી | ,, | ,, |
| ૪૧૭ | ,, ધનુ દેવી | ,, | ,, |
| ૪૧૮ | ,, જુલકબાઇ | કલકત્તા | ૪ માસ સાદી |
| ૪૧૯ | ,, કેસરબાઇ | ,, | ,, |

મુંબાઇનાં પરાંઓમાં પણ જાગૃતિ સારી છે. મુંબાઇની ઉપનગર સત્યાગ્રહ છાવણીએ ત્રણ બહેનોને સરમુખત્યાર પદેથી જેલ નિવાસ મેળવવાનો લ્હાવો આપ્યો છે. આ ત્રણ બહેનો તે શ્રીમતી કમળાબહેન સોનાવાળા, શ્રીમતી ડાહીબહેન દેસાઇ અને શ્રીમતી નવાજબહેન હવેવાળા છે. છેલ્લા બહેન તો જવાહરદિનની એક સામટી ધરપકડ સમયે પકડાયલાં. શ્રીમતી કમળા બહેન સોનાવાળાનો કેસ ઘણો લાંબો ચાલ્યો હતો એટલે એ બહેનને લોકઅપમાં એવી અગવડ પડી હતી કે એ બહેન પોતાના કપડાં બદલે તો પણ રસ્તે જતા લોક તે જોઇ શકે એમ હતું. આવી અગવડ સામે એ બહેને મેજીસ્ટ્રેટ આગળ સખ્ત શબ્દોમાં પોકાર ઉઠાવ્યો હતો અને મેજીસ્ટ્રેટ પોતે પોતાની મા બહેનો પ્રત્યે આવું વર્તન સાંખી રહે કેમ એવો સીધો પ્રશ્ન કર્યો હતો. શ્રીમતી કમળાબહેનને ૮ માસ સાદી કેદ અને રૂા. ૨૦૦ દંડ યા ૧ માસ વધુ કેદની; શ્રીમતી ડાહીબહેનને ૯ માસ

સાદી કેદ અને રૂા. ૧૫૦ દંડ યા એક માસ કેદની, અને શ્રીમતી નવાજબહેનને ૬ માસ સાદી કેદ રૂા. ૧૦૦ દંડ યા એક માસ વધુ કેદની સજા થઈ છે.

ચેમ્બુરનાં શ્રીમતી લુકમાનીને જેવી રીતે સજા ૨૬ કરી છોડી મૂકવામાં આવ્યાં હતાં, તેવીજ રીતે થાણાના સેસન્સ જડજના રેફરન્સ ઉપરથી મુંબાઈના ના. વડા ન્યાયમૂર્તિ અને મી. જસ્ટીસ મરરીએ ઘાટકોપરવાળાં શ્રીમતી કમળાબહેન સંઘવી જેમને ૪ માસ સાદી કેદ રૂા. ૧૦૦ દંડની સજા થયેલી હતી, તેમને છોડી મૂકવા હુકમ કર્યો છે. શ્રીમતી કમળાબહેન ૪ માસ ઉપરાંત દંડના ભાગની અર્ધી સજા તો ભોગવી ચૂકયાં છે.

ગયા માસની તા. ૧૬ મી એ પંડિત જવાહરલાલ નેહરૂના માનમાં સર્વત્ર ' જવાહીર દિન ' ઉજવાયો હતો. તે વખતે પરાંઓમાં સંખ્યાબંધ ધરપકડો થઈ હતી. વિલેપારલેમાં સરમુખત્યાર શ્રીમતી નવાજબહેન ઉપરાંત શ્રીમતી દેવયાની દેસાઈ, શ્રી. હસમુખગૌરી મુનશી, શ્રીમતી મણિબહેન ભગવાનજી, શ્રી. આનંદીબાઈ પતકી, અને શ્રી મંગળાગૌરી ભટ એટલાં બહેનો પણ પકડાયાં હતાં. તેમાં શ્રીમતી દેવયાની દેસાઈને ૪ માસ સાદી કેદ રૂા. ૧૦૦ દંડ યા એક માસ વધુ કેદની અને બાકીના બહેનોને ત્રણ માસ સાદી કેદ રૂા. ૧૦૦ દંડ યા એક એક માસ વધુ કેદની સજા થઈ છે. શ્રી. દેવયાની બહેન આગળ પણ ૧૫ દિવસ સરકારની મહેમાની માણી આવ્યાં છે.

એજ દિને ખારમાં નીચેનાં ૬ બહેનો પકડાયાં હતાં. શ્રીમતી બહેનનો મુદ્રિકાબહેન અંજારીયા, સુરજ બહેન કાપડીયા, સુભદ્રા દવે, સરલા દવે, જયદેવી દવે, ઇન્દુમતી નાયક, વૈદેહીબહેન, મુક્તાબેન, અને હર્ષદા બહેન. આમાં શ્રીમતી મુક્તાબહેન, કુમારી સુભદ્રા દવે અને કુમારી જયદેવી દવેને અગાઉ સજા થયેલી તે ધ્યાનમાં લઈ ૪ માસ સાદી કેદની અને બાકીનાં ત્રણ બહેનોને રૂ. ૨૫૦ દંડ વા એક માસ અને ત્રણ અઠવાડિયાં સાદી-કેદની સજા થઈ છે. બધી બહેનો જેલમાં ગઈ છે.

ઘાટકોપરનાં ૨૨ બહેનો પકડાયાં છે. તેમાં એક બહેન તો છેક ૮ વર્ષનાં છે. તેમને પાછળથી છોડી મુકયા હતાં. એ બહેનો શ્રીમતી સવિતા બહેન, સુભદ્રાબહેન નરસીંહદાસ, રાયલબેન દેવચંદભાઈ, મોતીબેન ભીમનલાલ, જયકુંવરબેન માણેકચંદ, તારાબહેન છગનલાલ, જયકુંવરબહેન રણછોડલાલ, પ્રભાકુંવર બહેન પુરૂષોતમ, નિરબાઈકુંવર ફૂલચંદ, ફૂલીબહેન કસ્તુરચંદ, સમર્થબેન મથુરાદાસ, ભાગ્યવંતી મનોરદાસ, મધુલતા શંકરલાલ, લીલાવતી ગિરધરલાલ, દેવકીબહેન ચાંપશી (વય વર્ષ ૮), હીરાબહેન અમૃતલાલ, ચંદનબહેન જેઠાલાલ, વિરબાળા જયસિંગલાલ, લીલાવતી હરગોવિંદ, કુંવરબેન શિવજી અને નર્મદાબહેન પ્રાણલાલ છે.

## ગુજરાત-કાઠિયાવાડ:

ગુજરાતના બનાવોમાં સૌથી વધુ ધ્યાન ખેંચે એવો બનાવ એ બારડોલી અને બોરસદ તાલુકાના ખેડુતોની હિજરતનો છે. સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ, અને પરમપૂજ્ય ગાંધીજીની ગિરફતારીને અંગે, ખેડુત પ્રજાએ, તેઓ કહે નહિ ત્યાં સુધી એક પાઈનું પણ મહેસુલ ન ભરવાનો મક્કમ નિર્ણય કર્યો. આથી સરકારે દમનનીતિનું જોર શરૂ કર્યું. એટલે ખેડુતોએ પોતાની માલ મિલકત ખસેડી શકાય એટલી વડોદરા રાજ્યની હદમાં ખસેડી દીધી. અને બાકીનાં ઘરબાર અને જમીન છોડી તેમણે હિજરત આદરી. ખેડુત પ્રજાનું આ સર્વસ્વાર્પણ કોઈ પણ દેશની પ્રજાનાં બલિદાનની તુલનામાં ચઢી જાય એવું છે. ખેડુત પ્રજા ઉપર અનેક જાતના જુલમો સુધરેલી સરકારની હિમાયતી નોકરશાહી ચલાવી રહી છે. મહેસુલ વસુલ કરવા માટે, જપ્તીઓ પણ થઈ રહી છે. એ જપ્તીઓ કરવામાં સ્ત્રીઓનાં કાનમાંના એરીંગો કે

બીજાં ઘરેણાં પણ જપ્ત કરવામાં આવ્યાં છે. સૂતેલાં બાળકોને બહાર કાઢી ઘોડીયાં પણ જપ્ત કરવામાં આવ્યા છે. કેટલેક પ્રસંગે તો અત્યાચાર થવાના બનાવો પણ બન્યા કહેવાય છે. પરંતુ ખેડુત પ્રજા એ સૌ કાંઇ મુંગે મોઢે સહન કરી પોતાની પ્રતિજ્ઞા જાન જતાંય પાળવા મક્કમ રહી છે. ખેડુત પ્રજાનાં આ સર્વ સ્વાર્પણમાં બહેનોનો સંપૂર્ણ સાથ છે. બહેનોની પૂરેપૂરી પ્રેરણા ખેડુત પ્રજાને ચેતન અર્પી રહી છે.

અમદાવાદમાં સર મુખત્યાર તરીકે શ્રીમતી સરલાદેવી અંબાલાલ સારાભાઇ નીમાયાં છે. તેમની સફળ કારકીર્દિ દરમ્યાન અમદાવાદે ચેતનવંતુ કાર્ય કરી બતાવ્યું છે. મહર્ષિ દાદાભાઇ નવરોજીનાં પૌત્રી શ્રીમતી ખુરશેદ બહેનને કેદ ઉપરાંત દંડની સજા થઇ હતી. પરંતુ તેમનો દંડ ભરાઇ જતાં તેમને છોડી મૂકયા હતાં. ગયા માસ દરમ્યાન તેઓ પાછાં ગિરફતાર થયાં છે. જવાહરદિનનાં સરઘસ બાદ તા. ૧૭ મી એ અમદાવાદમાં સંખ્યાબંધ આગેવાનો પકડાયાં. તેમાં શ્રીમતી સરલાદેવી, તેમનાં પુત્રી કુમારી મૃદુલા બહેન અને શ્રીમતી ખુરશેદ બહેન પણ હતાં. શ્રીમતી સરલાદેવીને, સરકારની ખાસ ભલામણથી, રૂા. ૧૦૦૦) નો દંડ કરવામાં આવ્યો છે જ્યારે કુમારી મૃદુલા બહેન અને શ્રીમતી ખુરશેદ બહેનને રૂા. ૫૦ દંડ વા ૧૫ સાદી કેદની સજા થઇ છે.

અમદાવાદમાં ગાંધીદિન અને જવાહરદિન ઉજવાયા હતા. તેમાં બહેનોએ આગળ પડતો ભાગ લીધો હતો. શ્રીમતી સરલાદેવી અને શ્રીમતી ખુરશેદ બહેને રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો હતો.

અમદાવાદની વિદેશી કાપડ બહિષ્કાર સ્ત્રી સમિતિએ ૭ માસ દરમ્યાન સુંદર કાર્ય કર્યું છે. સભાઓ. સરઘસો, દ્વારા પ્રચારકાર્ય કર્યું છે. ૨૫૦૦૦ જણે સ્વદેશીની પ્રતિજ્ઞા લીધી છે કાંતણ પીંજણ વગેરેનાં શિક્ષણનો પ્રચાર કર્યો છે. અમદાવાદમાં માણેકચોકના વિદેશી કાપડના વેપારીઓ બીજા ૬ માસ વિદેશી કાપડ ન વેચવા બંધાતા ન હતા. આથી તા. ૨૭ મીએ ૨૨ સેવિકા બહેનોએ સવારથી ઉપવાસ કર્યો એટલે રાત્રે ૧૦ વાગ્યે તેમણે તા. ૫ મી મે સુધી વિદેશી કાપડ ન વેચવા પ્રતિજ્ઞા લીધી.

સાબરમતી જેલમાં સ્ત્રીકેદીઓના હાથમાંની બંગડીઓ ફોડી નાંખ્યાથી ચકચાર જામી હતી. પાછળથી બંગડીઓ પહેરવા દેવાનું ઠર્યું છે.

ખેડાજીલ્લાનાં સરમુખત્યારપદે શ્રીમતી ભક્તિલક્ષ્મી ગોપાળદાસ દેસાઇ નીમાયાં છે. તેઓ કસોટીએ પસાર થઇ ચૂકેલાં કાર્યકર્તા હોઇ સારૂં કાર્ય કરી રહ્યાં છે. ગયે વર્ષે નડિયાદમાં ચોકી કરતી ૩૨ બહેનોને એક સામટી પકડી હતી. તેમાંથી ૧૮ બહેનોને છોડી મૂકી હતી. ૧૫ બહેનોને સજા થઇ છે. શ્રીમતી કસ્તુરબહેન જોરસિંહને ૬ માસ સખ્ત કેદ અને રૂા. ૩૦ દંડ અથવા બે અઠવાડીયાં વધુ કેદની સજા થઇ છે. શ્રીમતી બહેનો મહાલક્ષ્મી પટેલ, કમળાબહેન દ્વારકાદાસ, ચંચળબહેન માણેકલાલ, ચંચળ બહેન શીવાભાઇ, ગંગાબહેન સોમાભાઇ, વિમળાબહેન રાવજીભાઇ, ચંચળબહેન કિશાભાઇ, કાશીબહેન ચતુરભાઇ, મણિબહેન ઇશ્વરભાઈ, મણિબહેન ચુનીલાલ, જયાબહેન દેવશંકર, નર્મદાબહેન ચીમનલાલ, મદનબહેન શિવપ્રસાદ, અને કાન્તાબહેન ઓચ્છવલાલ એ ૧૪ બહેનોને ૫ અઠવાડિયાં સખ્ત કેદ અને રૂ. ૩૦ દંડ યા ૨ અઠવાડિયા વધુ કેદની સજા થઇ છે.

બોરસદ તાલુકાની બહેનો જોડે કામ કરવા માટે સાબરમતી આશ્રમમાંથી ૧૮ બહેનો બોરસદ આવી પહોંચી છે. આ બહેનોએ ભક્તિપુરમાં પોતાનું મથક રાખ્યું છે. અને તેઓ ત્યાંથી બધે પ્રવાસ કરી પ્રચાર કાર્ય કરે છે.

ઓકટોબરની આખરે ઉમરેઠમાં લાઠી પ્રહાર થયો હતો. તેમાં દૂધ લેવા જતાં શ્રીમતી કમળા બહેનને સખ્ત ઇજા થઇ હતી.

દંડ વસુલ કરવા માટે જપ્તી કરવા પોલીસ ઠામ ઠામે ફરી રહી છે. તેમાં અદાવતને લીધે કેટલેક સ્થળે મારફાડ પણ થાય છે. હળદર વાસમાં એક ઠાકરડાની સ્ત્રી તથા છોકરીને આ તાંજ કારણસર સખત માર પડયાની ફરિયાદ આવી છે. ઘોડાસરમાં સરસ્વણીવાળા શ્રી. રવિશંકર વ્યાસનાં બહેન શ્રીમતી ચંચળ બહેનને સખ્ત માર પડયો હતો. ડાકોરમાં ઠાસરા તાલુકાના મંત્રીનાં પત્ની શ્રીમતી ધનલક્ષ્મી ઉપાધ્યાયને પીઠાં પર ચોકી કરવા માટે દોઢ માસ કેદ અને રૂા. ૩૦ દંડ યા ૧૫ દિવસ વધુ કેદની સજા થઇ છે.

શ્રીમતી કાશીબહેન છોટાલાલ અને શ્રી. કાશીબહેન બકોરભાઇને પણ એટલીજ સજા કરવામાં આવી છે. શ્રીમતી ધનલક્ષ્મી અને બીજાં બહેનોનો દંડ વસુલ કરવા તેમના સસરાના ઘરેથી કેટલોક સામાન તથા વીંટી, જેવાં ઘરેણાં જપ્ત કર્યાં છે.

આશાપુરીમાં પીઠાં પર ચોકી કરતી બહેનો તરફ કેટલાક દારૂડીયાઓએ અસભ્ય વર્તન કર્યું હતું. આ બહેનો પોતાની સેવા બજાવતાં આવાં અપમાન પણ સહન કરી રહી છે.

ભરૂચમાં બાલસેવિકા સંઘ ઘણું સારૂં કાર્ય કરી રહ્યો છે. તે સરઘસો કાઢે છે; ખાદીનું વેચાણ કરે છે, અને બધી પ્રવૃત્તિમાં મોખરે રહે છે.

સુરતમાં જવાહરદિનને દિવસે નીકળેલાં સરઘસમાં શ્રીમતી જ્યોત્સ્ના બહેન શુકલની સરદારી હેઠળ બહેનોએ પણ આગળ પડતો ભાગ લીધો હતો. પોલીસે સરઘસ અટકાવ્યું હતું. અને આ બહેનોની ફરતે સાંકળ કરી રાખી હતી. આઠ કલાક સુધી બહેનોને આ રીતે પોલીસે રોકી રાખી હતી. તે બાદ પોલીસ ખસેડી લેતાં સરઘસ નીકળ્યું અને ડક્કા ઓવારે રાષ્ટ્રધ્વજ વંદન તથા સભાઓ થઇ.

વલસાડ તાલુકામાં મૂળી ગામે પહેલ સ્ત્રી સ્વરાજ સંઘની છાવણી હતી. તે પોલી તોડી નાંખતાં એજ તાલુકામાં ઉંડાચ ખા બીજી છાવણી ખોલવામાં આવી હતી. આ છાવણી તોડી નાંખતી વખતે અંદરની બહે નોને ચાલી જવા જણાવ્યું હતું. પરંતુ બહેને ત્યાંજ બેસી રહી હતી. એટલે કુમારી રે સુનાવાળા, શ્રીમતી અંબા બહેન દેસાઇ, મણિ બહેન દેસાઇ, અને કમળાવતી દેસાઇ એ ચા બહેનોને પકડી,૪ માઇલ દૂર બીલીમોરા સ્ટેશને પગે ચલવીને લાવવામાં આવી. અને ત્યાંથ વલસાડ લાવી છેક રાત્રે ૧૦ વાગે છોડી મૂકે

બારડોલી તાલુકામાં અત્યારે ખાસ પો લીસ રાખવામાં આવેલી છે. તે કિચન પોલીસને નામે ઓળખાય છે. એ ટુકડીન એક પોલીસ શિવરતનને સિંગોડ ગામન મુખીની એક કણબી સ્ત્રી ઉપર બળાત્કા કરવા માટે પકડવામાં આવ્યો છે. આ ક ણબી સરકારની વફાદાર પ્રજા છે. અમ લદારોને અનેક રીતની મદદ કરે છે. અ સ્ત્રી તા. ૧૩ મી નવેમ્બરે સાંજે ૪ વાગે ખેતરમાંથી પસાર થતી હતી. તે વખતે શિવ રતને તેને પકડી આ ગુન્હો કર્યો કહેવાય છે.

ધંધુકા, રાણપુર વગેરે સ્થળે પણ સર ઘસો, સભાઓ વગેરેમાં બહેનો સારો ભાગ લે છે. સરમુખત્યાર શ્રી દેવીબહેન પટ્ટણી પ્રવાસ કરી, પ્રેરણા આપે છે. નવાં વર્ષને દિને રાણપુરમાં સત્યાગ્રહી સબરસ વેચતાં, ત્રણ બહેનોને પોલીસે પકડી છોડી મૂકયાં હતાં. ભાવનગર અને બોટાદમાં વિદેશી કાપડ બહિષ્કાર માટે ચોકી થઇ રહી છે.

**મુંબાઇ ઇલાકો:**

સિંધમાં પકડાવાનું પહેલું માન લઇ જનાર શિકારપુરનાં આગેવાન શ્રીમતી ગંગા

દેવી છે. તા. ૧૧ મી નવેમ્બરે તેઓ ત્યાં પકડાયાં. કરાંચીમાં તેમનો કેસ ચાલ્યો. અને તેમને સરઘસના સત્યાગ્રહ માટે રૂ. ૫૦ દંડ અથવા બે માસ સાદી કેદની સજા થઇ છે.

હૈદ્રાબાદમાં પ્રો. વાસવાણીનાં પત્ની શ્રીમતી સતીદેવીની આગેવાની હેઠળ બહેનો ચોકી કરે છે. શ્રીમતી સતીદેવી પર એક વેપારીએ હલ્લો કર્યાથી ઘણી ઉશ્કેરણી થઇ હતી. સિંધ નેશનલ કોલેજના એક સત્યાગ્રહી સરમુખત્યાર પ્રો. શામદાસને કાઢી મૂકયાથી, કોલેજ પર ચોકી થઇ હતી. તેમાં પણ બહેનોએ આગળ પડતો ભાગ લીધો હતો.

મુંબાઇનાં જાણીતાં કાર્યકર શ્રીમતી યશોદાબાઇ ભટ્ટ છેલ્લાં ૭ માસ થયાં મહારાષ્ટ્રમાં પ્રચાર કાર્ય કરી રહ્યાં હતાં. તેમને જલગાંવમાં ૪ માસ સાદી કેદની સજા થઇ છે.

હોનાવરમાં પ્રભાત ફેરી સામે બંધી થતાં સંખ્યાબંધ બહેનોએ પ્રભાત ફેરીઓ કાઢી હતી. ઘણી બહેનો પકડાઇ હતી અને થોડી વાર બાદ છૂટી ગઇ હતી.

પુનામાં યુવકસંઘના પ્રમુખ શ્રી. ગાડગીલનાં પત્ની શ્રીમતી ગાડગીલે પોતાનું રૂ. ૮૦૦૦ નું મકાન સ્થાનિક મહાસભા સમિતિને ભેટ આપ્યું છે.

યવતમલમાં દારૂનાં પીઠાંના લીલાંઉ પ્રસંગે શ્રીમતી સુશીલાબાઇ ગાંધી અને શ્રીમતી રાધાબાઈ ઓકની આગેવાની હેઠળ ચોકી થતાં ઘણી ઓછી દુકાનોનું લીલાંઉ થઇ શકયું હતું. આથી આબકારી આવકમાં લગભગ ૫૦ ટકાની ખોટ જશે.

**સંયુકત પ્રાંત :**

અલાહાબાદમાં નવેમ્બરની શરૂઆતમાં 'જવાહર સપ્તાહ' નિમિત્તે સરઘસ નીકળ્યું હતું, તે સામે મનાઈ હુકમ નીકળ્યો હતો. નેહરૂ અને અને માલવીયા કુટુંબની બહેનોએ એમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો પોલીસે સરઘસ અટકાવ્યું હતું. એટલે બધાં બેસી ગયાં હતાં. આ વખતે પંડિત મોતીલાલજી અને શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂએ લોકોને મક્કમ રહેવા ઉપદેશ આપ્યો હતો. રાત્રે ૧૦ વાગ્યાબાદ સરઘસ જવા દીધું હતું. આ પછી તા. ૬ઠ્ઠી નવેમ્બરે શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂ, શ્રીમતી કૃષ્ણા નહેરૂ, વગેરેની આગેવાની હેઠળ સ્ત્રીઓનું સરઘસ નીકળ્યું હતું. તે મનાઈ છતાં સીવીલ લાઇન્સમાં ગયું હતું. પોલીસે ત્યાં તેને અટકાવતાં ૪ કલાક સુધી એટલે કે રાત્રિના ૧૦ વાગતાં સુધી બધાં બેસી રહ્યાં હતાં. સરઘસ સંબંધમાં સંયુકત પ્રાંતિના સર મુખત્યાર શ્રીમતી ઉમાનહેરૂનાં પુત્રી મીસ શ્યામકુમારી નેહરૂ, એડવોકેટ, અને પંડિત મોતીલાલજીનાં પુત્રી કુમારી કૃષ્ણા નેહરૂને ફકત રૂા. ૫૦ નો દંડ વા એક માસ સાદી કેદની સજા થઈ હતી. બન્ને નેહરૂ બહેનનો દંડ કોઇક અજાણી વ્યકિતએ ભરી દીધાથી તેમને છોડી મૂકી હતી. આથી પંડિત મોતીલાલજી વગેરે ઘણા દુઃખી થયાં છે. અલાહાબાદનાં આગેવાન સ્ત્રી કાર્યકર્તા શ્રીકિશોરી દેવીને પોલીસ અને લશ્કરમાં અસંતોષ ફેલાવવા માટે ઓકટોબરમાં ૩ માસ સખ્ત કેદની સજા થઈ છે. સંયુકત પ્રાંતમાં પકડાનારાં આ પહેલાંજ બહેન છે.

ઓકટોબરની આખરે પંડિત મોતીલાલજીની તબીયત જોવા મુંબાઇથી શ્રી. મુનશી દંપતી અલાહાબાદ આવ્યા હતાં. શ્રીમતી લીલાબહેને વિદ્યાર્થીઓને ઉપદેશતાં લડતમાં જોડાવા આગ્રહભરી વિનતિ કરી હતી.

દિલ્હીનાં ત્રીજા સર મુખત્યાર બેરીસ્ટર અસફઅલીનાં પત્ની મીસીસ અસફઅલી પાસે સારી ચાલ ચલગતના એક વર્ષના જામીન માંગવામાં આવ્યા હતા. તે

આપવાની ના પાડતાં તેઓને એક વર્ષ સાદી કેદની સજા થઈ છે.

ઓક્ટોબરની આખરે દિલ્હીનાં ક્વીન ગાર્ડન્સમાં ગેરકાયદેસર મંડળીનાં સભ્ય થવા માટે બંગાળના સુપ્રસિદ્ધ નેતા શ્રી સેનગુપ્તાનાં અંગ્રેજ પત્ની શ્રીમતી સેનગુપ્તા અને દિલ્હીનાં પાંચમા સર મુખત્યાર શ્રીમતી વેદીને તેમજ બીજાંઓને પકડયાં હતાં. શ્રીમતી સેનગુપ્તાને ૪ માસની સાદી કેદની સજા થઈ છે. શ્રીમતી વેદીને ૬ માસ સાદી કેદની સજા થઈ છે. શ્રીમતી ચંદુબીબીને કોર્ટ ઉઠે ત્યાં સુધીની કેદની સજા થઈ હતી બીજાં ૧૩ બહેનોમાંથી ૫ ને નિર્દોષ ઠરાવ્યાં હતાં. સ્વયંસેવિકાઓનાં કેપ્ટન શ્રીમતી બીજરાણી શ્રીમતી ચંદ્રાવતી અને બીજાં ૫ બહેનોને રૂ. ૫૦ દંડ વા ત્રણ અઠવાડિયાં સાદી કેદની સજા થઈ છે. જવાહર દિનને અંગે એક સામટી ધરપકડ થઇ તેમાં પબ્લીક પ્રોસીક્યુટર સ્વ. રા. સા. ગિરધારીલાલનાં પુત્રી શ્રી. ચંદાબહેન પણ છે. તેમને ૭ માસ સાદી કેદ મળી છે.

સ્વામી શ્રદ્ધાનંદનાં પૌત્રી શ્રીમતી સત્યવતી તા. ૨૬ મીએ છૂટયાં છે.

ફતેહગઢની સેન્ટ્રલ જેલમાં રાખવામાં આવેલી સ્ત્રી કેદીઓ પ્રત્યે ગુન્હેગારો જેવું વર્તન થાય છે. તેમના હાથમાંથી જેલરે બળજબરીથી બંગડીઓ કાઢી નાંખી હતી. કાનપુરનાં શ્રીમતી સીતાદેવીને એક વર્ષ સાદી કેદની સજા થઇ છે.

આગ્રામાં પોલીસને ઉશ્કેરવાના આરોપસર શ્રીમતી શાન્તાદેવીને ૭ માસની સજા થઇ છે. તેમની સાથે જેલમાં દોઢ વર્ષનું બાળક છે, તેને પીવા માટે દૂધ પણ મળતું નથી. લખનોમાં ૭ બહેનો પકડાઇ છે. તેમને કેટલી સજા થઇ તેની ખબર મળી નથી.

ગયાનાં આગેવાન કાર્યકર્તા શ્રીમતી વિદ્યાવતી દેવીને ગયા માસની તા. ૧૭ મી એ પકડયાં છે.

બનારસનાં પહેલાં સરમુખત્યાર બહેન શ્રીમતી સુવર્ણલતાદેવીને રૂ. ૧૦૦ નો દંડ થયો છે. દંડ ન ભર્યાં છતાં, વસુલ લેવાશે એમ જણાવી એ બહેનને છોડી મૂકયાં છે.

લખનૌમાં તા. ૯ મી એ પકડાયલાં સમર્થ નવલિકાકાર શ્રી. પ્રેમચંદનાં પત્ની શ્રીમતી શિવરાણી દેવી, શ્રીમતી રાણીદેવી, શ્રીમતી રમાદેવી અને શ્રીમતી ધનુદેવીને ૬ અઠવાડિયાં સાદી કેદની સજા લઈ છે.

દેહરાદુનના સરમુખત્યાર શ્રીમતી શર્મદા દેવી, શ્રીમતી ભગવતી દેવી, શ્રીમતી હિમશન દેવી અને શ્રીમતી રામજવાઇ દેવીને ૪॥ માસ સાદી કેદ અને રૂ. ૫૦ દંડ થયો છે, શ્રીમતી શર્મદા દેવીનો દંડ તેમના ઘરમાંથી કેટલીક મીલકત જપ્ત કરી વસુલ લેવાયો છે. લખનોનાં આગેવાન કાર્યકર્તા શ્રીમતી સુનીતિદેવી મિત્ર સજા પામી છૂટયાં છે.

**બંગાલ.**

કલકત્તામાં ગુજરાતી બહેનોની મોટી સંખ્યા ગિરફતાર થઇ છે એ ગુજરાતનું ગૌરવ વધારનારી વાત છે. દક્ષિણ કલકત્તા મહિલા સંઘના ગુજરાતી મદદનીશ મંત્રી શ્રીમતી વચ્છીબાઇ ( વય વર્ષ ૫૦ ) ત્રણ માસની સખ્ત કેદનીસજા પામ્યાં છે. કલકત્તામાં પ્રભાત ફેરીઓ સામે પ્રતિબંધ છે. તેનો ભંગ કરવા માટે શ્રીમતી કેશીબાઇ, લાખાંબાઇ, કમળાબાઇ, અને સૂર્યાબાઇ નામનાં ૪ ગુજરાતી બહેનોને રૂ ૫) દંડ યા એક માસ સાદી કેદની સજા કરી છે. બહેનોએ જેલ સ્વીકારી છે. પ્રભાત ફેરીમાંથી પકડાયલાં બીજાં ૪ ગુજરાતી બહેનો છબલ બહેન, મીઠીબહેન અમૃતબહેન અને સરસ્વતી બહેનને ૪ માસની સખ્ત કરી છે. પોલીસ કમીશનરના હુકમનો ભંગ કરી સરઘસ કાઢવા માટે શ્રીમતી લક્ષ્મીદેવી, તારાદેવી, વિદ્યાદેવી, ચંદાદેવી, સાવિત્રીદેવી, અને ગંગાદેવીને ૭-૭ માસની સખ્ત કેદની સજા થઇ છે. પં. મોતીલાલજી સાથે કલકત્તા આવેલાં કુમારી કૃષ્ણા નેહરૂને તા. ૨૪ મીએ માનપત્ર આપવામાં આવ્યું હતું.

બેલુરઘાટમાં સ્ત્રીઓએ ૧૪૪ મી કલમનો ભંગ કરી દારૂ અને ગાંજાની દુકાનો પર ચોકી કરી હતી.

કલકત્તામાં અગાઉ સજા પામેલાં શ્રીમતી જ્યોતીર્મયી ગંગુલી અને શ્રીમતી ઇન્દુમતી ગોએન્કાની તબીયત જેલમાં ઘણી બગડેલી રહે છે. બીમારીને કારણે, સજા પામેલાં શ્રીમતી વિમલ પ્રતિભાદેવીને તા. ૧ લી નવેમ્બરે છોડી મૂકયાં હતાં. શ્રીમતી જ્યોતીર્મયીને સજા પૂરી થતાં પહેલાં ગઇ તા. ૨૫મીએ છોડયાં છે.

પોલીસ કમીશનરના હુકમનો ભંગ કરી સરઘસ કાઢવા માટે કલકત્તામાં શ્રીમતી જુલકબાઇ અને કેશરબાઇને ૪ માસ સાદી કેદની સજા થઇ છે. અગાઉ સજા પામેલાં શ્રીમતી ઉર્મિલા દેવી, શ્રીમતી નિસ્તારીણી સરકાર, મીસ ઇલા સેન, શ્રીમતી લાવણ્યપ્રભા મિત્ર, મીસ ચેટરજી અને મીસ અલાબતી દે તા. ૨૮ મીએ છૂટયાં છે.

**પંજાબ:**

લાહોરમાં સ્વ. લાલા લજપતરાયનાં પુત્રી શ્રીમતી પાર્વતીદેવી અને બીજાં આગેવાન કાર્યકર શ્રીમતી પૂર્ણદેવીને રૂ. ૧૦૦૦૦ ના સારી ચાલચલકતના જામીન ન આપવા માટે ૬ માસ સાદી કેદની સજા થઇ છે. લુધીયાણા મહિલા સત્યાગ્રહ દળનાં પ્રમુખ શ્રીમતી પ્રકાશવતીદેવીને ૪ માસ કેદ અને રૂ. ૧૫૦ દંડની સજા થઇ છે.

લાહોરમાં અગાઉ સજા પામેલાં કુમારી મનમોહિની ઝુત્સી એમ. એ. ની પરીક્ષા પસાર થયેલાં તેમને સજા થઈ હોવાથી, ડીગ્રી ન આપવા પ્રિન્સિપાલ ગેરેટે પંજાબ સીંડીકેટમાં જણાવેલું પરંતુ સીંડીકેટ એવું પગલું લઈ શકે નહિ એમ સભામા ઠર્યું હતું.

અગાઉ સજા પામેલાં ઝુત્સી બહેનો અને બીજાં બહેનો મળી ૨૧ બહેનોને સજા પૂરી થતાં લાહોરની વીમેલ જેલમાંથી ગઈ તા. ૨૨ મી. એ છોડયાં છે આ બહેનોને શહેરમાં જવા માટે માત્ર ૩ ટાંગા આપ્યા હતા. ૨૧ બહેનો ૩ ટાંગામાં કેવી રીતે જઈ શકે ! બહેનોએ વધુ ટાંગા માંગ્યા અને સત્યાગ્રહ કર્યો છેક સવારના ૬ વાગ્યા સુધી બહેનો ટાઢમાં ધ્રુજતી થર થરતી ત્યાં બેસી રહી. છેવટે તેમના સગાં સંબંધીઓ તેઓને તેડી ગયાં. તેમનાં માનમાં સરઘસ અને સભા થયાં હતાં. જમાલપુરની સરકારી કન્યા હાઇસ્કુલમાં ભરત કામ માટે વિદેશી કાપડ લેવા રૂા. ૨) લાવવા વિદ્યાર્થીનીઓને ફરમાન થયું. આમ કરનારને શાળામાંથી કાઢી મૂકવાની ધમકી અપાઇ છે. અમૃતસરમાં શ્રીમતી રઘુબીરકુંવરને પકડાયાં છે.

**મધ્ય પ્રાંત :**

મધ્ય પ્રાંતનાં સર મુખત્યાર શ્રીમતી અનસૂયાબાઇ કાળે એ જુદા જુદા સ્થાને મુસાફરી કરી મહાસભાનો સંદેશ પહોંચાડયો હતો. ધારાસભાની ચુંટણીને અંગે ચોકીની વ્યવસ્થા કરી હતી. તેમાં બહેનોએ સારી સંખ્યામાં ભાગ લીધો હતો. તેમને ગિરફતાર કરી ૪ માસ સાદી કેદ અને રૂ ૧૦૦ નો દંડ વા એક માસ વધુ કેદની સજા કરી છે. જવાહરદિનના સરઘસમાં ૧૦૦૦ ઉપર બહેનો હાજર રહી હતી.

**પ્રકીર્ણ**

કાલિકટમાં જવાહર દિનનું સરઘસ કાઢવા માટે ૫ બહેનોને પકડવામાં આવી હતી. તેમાં આગેવાન મીસ કાર્ત્યાયીની અમ્મલ બી. એ. ને એક માસ સાદી કેદની, અને શ્રીમતી નારાયણી કુટ્ટી અમ્મા; મીસીસ સેમ્યુલ એરન, શ્રીમતી માધવી અમ્મા; શ્રીમતી કુન્ન અમ્મા, ને કોર્ટ ઉઠે ત્યાં સુધીની કેદની સજા થઇ હતી. વરાડના પહેલાં સર મુખત્યાર શ્રીમતી દુર્ગાબાઇ જોશી અને શ્રીમતી પાર્વતીબાઇ પટવર્ધનને અમરાવતીમાં ફકત ૭ માસ સાદી કેદની સજા કરવામાં આવી છે. અમરાવતીમાં પણ પીકાંના લીલાંક વખતે સ્વયંસેવિકાઓ ને ફકત દૂર રસ્તા ઉપર એકાંતમાં છોડી મૂકવામાં આવ્યાં હતાં. શ્રીમતી શાન્તાબાઇ દવેરીના ત્રીજાં સરમુખત્યાર નીમાયાં છે.

ઓરીસાના જેલનિવાસી નેતા શ્રીગોપબંધુ ચૌધરીના પત્ની શ્રીમતી રમાદેવીને ૪ માસની સજા થઇ છે.

નવગોગમાં શ્રીમતી ગુણેશ્વરી દેવી અને બીજાં એક બહેન ને રૂ. ૧૫ દંડ વા ર અઠવાડિયા કેદની સજા થઇ છે.

હમીરપુરનાં શ્રીમતી સીતાદેવીને એક વર્ષ સાદી કેદની સજા થઇ છે. તેમનાં પહેલાં રાણી રાજેન્દ્ર કુમારી સજા પામી ગયાં છે.

શ્રીમતી મીરાંબહેન ગયાં માસ દરમ્યાન મુંબાઇ, મદ્રાસ, બંગાળ, સં. પ્રાંત, સિંધ વગેરેના પ્રવાસે ગયાં હતાં. તેમણે ખાદી પ્રચાર કાર્ય સંબંધમાં આ પ્રવાસ કર્યો હતો. શ્રીમતી જાનકીદેવી બજાજ, તેમની બે પુત્રીઓ જોડે બંગાલ વગેરે સ્થાને પ્રવાસે ગયાં છે. પરદેશી કાપડના બહિષ્કાર સંબંધમાં તેઓ સારૂં પ્રચાર કાર્ય કરી રહ્યાં છે.

તા. ૩૦–૧૧–૩૦

જાણીતાં આઇરીશ કાર્યકર મીસીસ માર્ગરેટ કઝીન્સ મહાસભાનાં સભ્ય બન્યાં છે.

તામીલ નાડુ વિગ્રહ સભાના સભ્યો ત-રીકે શ્રીમતી પદ્માવતી આસર અને શ્રીમતી ભાગ્યલક્ષ્મી નીમાયાં છે.

મૈસુરના કેળવણી ખાતાંએ જવાહર દિનના સરઘસમાં ભાગ લેવા માટે મહારાણી સ્ત્રી કોલેજની શિક્ષિકા શ્રીમતી કનકલક્ષ્મી અમ્માને બરતરફ કર્યાં છે.

સરદાર વલ્લભભાઇનાં વીર પુત્રી શ્રીમતી મણિબહેન પટેલને પીઠાં પર ચોકી કરવાની ઉશ્કેરણી કરવા માટે ૪ માસ સખ્ત કેદની સજા થયેલી તે સામે રેફરન્સ થતાં મુંબાઇના વડા ન્યાયમૂર્તિ અને મી. જસ્ટીસ મરફીએ સજા ઘટાડી ત્રણ માસની કરી છે.



( " નોંધ " ચાલુ પાન ૩૨૦ )

કુટુંબની મહિલાઓ આ લડતમાં સંગીન હિસ્સો આપી હસ્તે મુખડે જેલનિવાસ સ્વીકારી રહી છે. ખાસ કરીને બારડોલી અને બોરસદ તાલુકાની બ્હેનોએ જે જુસ્સો બતાવ્યો છે અને આત્મભોગ આપ્યા છે તે વિસરાય એમ નથી પોતાનું સર્વ ફના થવા દઇને અને અમે તેટલી હાડમારીઓ અને જુલમો થતાં હોવા છતાં મક્કમ રહીને તેમણે હિંદમાતાની કુખ દીપાવી છે અને ઇતિહાસમાં પોતાનાં નામ અમર કર્યાં છે. એ સર્વનાં નિર્મળ બલિદાન સમક્ષ અમારૂં મસ્તક નમે છે.

**બાલ-વિભાગ** છેલ્લાં ચાર વર્ષથી વર્ષમાં એક વાર–દર વર્ષના માર્ચ મહિનામાં અમારા વાચકોના બાળકોના લાભાર્થ એક "બાળક-અંક" પ્રકટ કરવાની પ્રથા અમે દાખલ કરી છે ગુજરાતના જાણીતા બાલ-સાહિત્યના લેખકો અને બાલ-માનસના ઉંડા અભ્યાસીઓ શ્રી ગિજુભાઇ, શ્રીમતી તારાબ્હેન અને શ્રી ચન્દ્રશંકર મ. ભટ્ટના નિસ્વાર્થ અને સેવાપરાયણ સહકારને પરિણામે અમે દર વર્ષે દળદાર અંક વાચકોને આપી શકયા છીએ. એ અંક દ્વારા બાળકોને મનગમતું વાચન આપવા ઉપરાંત બાળકોના માબાપો અને શિક્ષકોને પણ બાળઉછેરમાં ઉપયોગી થાય એવું મનનીય સાહિત્ય અપાયું છે. એ અંકોની સફળતા માટે અમે એ ત્રણેના ઋણી છીએ. આ વર્ષે પણ એજ પ્રમાણે આવતા માર્ચ માસનો અંક "બાળક–અંક" તરીકે અપાશે શ્રી ગિજુભાઇ અને શ્રીમતી તારાબ્હેન સ્વાતંત્ર્યસંગ્રામમાં જોડાયાં હોવાથી તેઓ એ અંકના સંપાદનકાર્યનો ભાર આ વર્ષે ઉપાડી શકે એમ નથી. "બાળક-અંક" વાચકોને એમની ખોટ જરૂર સાલશે પણ તે માટે અમે નિરૂપાય છીએ પરિણામે એ અંકના સંપાદનકાર્યનો ભાર ભાઈશ્રી. ચંદ્રશંકર ભટ્ટ ઉ-પર આવી પડે છે. એ ફરજ એમણે સ્વીકારી છે તે માટે અમે એમના ઋણી છીએ. સાથે સાથે એ એ ભાઇની એક વધુ ઉદારતા અને નિઃસ્વાર્થ સેવા માટે પણ અમે આભાર માનીએ છીએ. વ-ર્ષમાં એક જ વખત બાળક અંક અપાય તેને બદલે દરેક અંકમાં અમારા વાચકોના બાળકોને ઉપયોગી થઇ પડે એવું થોડું ઘણું પણ વાચન આપી શકાય એવી અમારી લાંબા સમયથી ઇચ્છા હતી. એ ખોટ પૂરી પાડવાનો ભાર પણ ભાઇશ્રી ચન્દ્રશંકરે ઉપાડી લીધો છે અને અમને ચિંતા-માંથી મુક્ત કર્યાં છે. ચાલુ માસના અંકથી જ "બાલ-વિભાગ" શરૂ થાય છે અને અમને ખાત્રી છે કે એમાંની વાતનીઓ બાળકો હોંસથી સત્કારશે.




**સ્ત્રી-સંસ્થાઓ ગેરકાયદેસર**

ના. વાઇસરોયે નવમો વટહુકમ પ્રકટ કરી મુંબાઇની સ્ત્રી-શકિતના કેન્દ્ર સમી બે સંસ્થાઓ-રાષ્ટ્રીય સ્ત્રીસભા અને દેશસેવિકા સંઘને ગેરકાયદેસર મંડળો જાહેર કર્યાંના સમાચાર અમે ગતાંકમાં આપી ગયાં છીએ. એવી રીતે ગેરકાયદેસર ઠરેલાં અનેક મંડળોમાં શ્રી હિંદુસ્તાની સેવા-દળ પણ આવી જાય છે, જેમાં અનેક બ્હેનો દેશની સેવિકાઓ તરીકે કામ કરી રહી છે. સરકારનું આ પગલું ડહાપણભર્યું છે કે કેમ તેનો નિર્ણય તો ઇતિહાસ કરશે. પરંતુ અત્યાર સુધીના અનુભવ તો બતાવે છે કે સરકારના આવાં દમનના પ્રયત્નોથી અત્યારની લડતને વારંવર વેગ મળતો રહ્યો છે. સરકારનો હેતુ એવાં પગલાં ભરી લડતને દાબી દેવાનો હશે, પણ તે સફળ થઇ સક્યો નથી. ઉપર જણાવેલી સંસ્થાઓ ગેરકાયદેસર ઠર્યાં પછી તેમની કચેરીઓ પર દરોડો પાડી મળ્યાં તે સાધનો જપ્ત કરવાની પોલીસ વીધિ પણ થઇ ચૂકી છે. આથી દબાવાને બદલે મુંબાઇની બ્હેનો વધારે મક્કમ બની છે; દેશને ખાતર જેલ જવાની કે લાઠી ખાવાની તેમની તત્પરતા વધતી ગઇ છે. એ સંસ્થાઓ ગેરકાયદેસર જાહેર થયા પછી તુરત જ મુંબાઇની બ્હેનોનાં આગેવાન શ્રી. પરીન બ્હેને સર્વને કેસરિયા સાડી પ્હેરવાની વિનતી કરી હતી. પરિણામે બીજેજ દિવસે રંગારાઓને ત્યાં બે હજાર કરતાં વધુ સાડીઓ કેસરિયા રંગે રંગાવા આવી પડી હતી અને તે પછી નીકળેલા સ્ત્રીઓના સરઘસમાં લગભગ પાંચ હજાર ઉપર બ્હેનોએ કેસરિયા સાડી પ્હેરી તેના પરિણામની તેમને પરવા નથી એમ સાબીત કર્યું હતું.

**બહેનોની મક્કમતા**

આ પ્રમાણે માત્ર કેસરિયા સાડીઓ પ્હેરીને જ નહિ પરંતુ બીજી અનેક રીતે બ્હેનોએ પોતાની મક્કમતા અને દેશ સેવા માટેની ધગશની ખાત્રી આપી છે. એ બ્હેનોએ પરદેશી કાપડની ચોકીનું કામ જેવું ને તેવું ચાલુજ રાખ્યું છે. મુંબાઇના કાપડીઆઓ પોતાના વચનનો ભંગ કરી દુકાનો ખોલવા તૈયાર થઇ ગયા હતા પરંતુ બ્હેનોની મક્કમતાને લીધે તેઓ પોતાના પ્રયત્નમાં સફળ થઇ શક્યા નથી અને બજારો બંધ રાખવાનોજ નિર્ણય તેમને કરવો પડયો છે. એ મજબુત ચોકીના પરિણામે અત્યાર સુધીમાં અનેક બ્હેનો પકડાઇ છે અને સરકારની મ્હેમાની મેળવવા ભાગ્યશાળી થઇ છે. એ બ્હેનોના કાર્યની અને તેમને થયલી સજાની વિગતો આ અંકમાં "મુક્તિસંગ્રામ"ના લેખમાં અમે આપી છે. એ બ્હેનોએ જે દેશસેવાની લાગણી બતાવી છે અને આત્મભોગ આપ્યા છે તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. એ રીતે દેશને ખાતર જેલ સ્વીકારનાર બ્હેનોની સંખ્યા નાની સૂની નથી. ઉપરાંત બીજી રીતે લડતમાં મોખરે રહીને ગેરકાયદેસર મંડળના સભાસદો તરીકે યા એવા મંડળોના કામમાં મદદ કરવાના આરોપસર પણ અનેક બ્હેનો પકડાયાં છે. અને કેટલાંકને સજા થઇ ચૂકી છે. જ્યારે હજી અનેક બ્હેનોના મુકદમા અદાલતોમાં ચાલી રહ્યા છે. મુંબાઇમાં તા. ૨૬ મી ઓકટોબરે-"કાળા રવિવાર"ને દિને એ કારણોસર મોટી સંખ્યામાં બ્હેનોની ગીરફતારી થઇ હતી. વિરાટ સભાના પ્રમુખ સૌ. બ્હેન અવંતિકાબાઇએ આઝાદ મેદાનમાં રાષ્ટ્રધ્વજ ફરકાવ્યા પછી પોલીસે લાઠી ચલાવી હતી અને અનેક બ્હેનોના હાથમાંથી ધ્વજ ઝુંટવવાના પ્રયત્નો કર્યા હતા. ઉપરાંત લગભગ બાવીસ બ્હેનોને ગીરફતાર કરી હતી.

**પ્રજાનો વિરોધ**

આ "કાળા રવિવાર"નાં પોલીસના વર્તન વિરૂદ્ધ મુંબાઇની પ્રજાએ પ્રચંડ વિરોધ ઉઠાવ્યો છે. સામાન્યતઃ કાયદાની દૃષ્ટિએ

ગુનેહગારને પકડી અદાલતમાં હાજર કરી દેવામાં જ પોલીસની ફરજની સમાપ્તિ થાય છે. તેમ કરવાને બદલે પોલીસે પોતે કાયદાનો અનેક રીતે રીતે ભંગ કર્યો છે, અને બ્હેનોને વર્તનથી અપમાન પ્હોંચાડયું છે. ધ્વજ ઝુંટવવા માટે તેમણે સ્ત્રીઓના શરીરને સ્પર્શ કરી હિંદની બ્હેનોનું જે અપમાન કર્યું છે, તે કોઇ પણ પ્રજાજન સાંખી નહિ શકે. ઉપરાંત જે બ્હેનોને પકડી હતી તેમાંથી ૧૪ બ્હેનોને મુંબાઇની હદની બ્હાર ભાંડુપ અને વિક્રોલી વચ્ચેના જંગલમાં નિરાધાર છોડી મુકી તેમણે કાયદાનું પણ ભારે ઉલંઘન કર્યું છે. તે સિવાય જે બ્હેનોને પરહેજ કરી પોલીસ ચોકીમાં રાખેલી, તેમાંની ત્રણ બ્હેનોની બે પોલીસ અમલદારોએ રાતના મશ્કરી કર્યાની ફરિયાદ થઇ છે. આ છેલ્લી બાબત માટે એ બન્ને અમલદારો સામે ફરિયાદ કરવામાં આવી છે. આ પ્રકારના વર્તન માટે પ્રજા વિરોધ બતાવે એ કુદરતી છે. મુંબાઇની સ્ત્રીઓએ એવો વિરોધ દર્શાવવા માધવબાગમાં સૌ. શેઠ લક્ષ્મીબાઇના પ્રમુખપદે પ્રચંડ સભા ભરી હતી અને તે પ્રસંગે પ્રમુખે તેમજ અન્ય બ્હેનોએ પોલીસના વર્તનની સખ્ત શબ્દોમાં ખબર લીધી હતી. એવોજ વિરોધ મુંબાઇના શહેરીઓ તરફથી દર્શાવવા એક જાહેર સભા બોલાવવા શેરીફને વિનતિ પત્ર મોકલાયો હતો, જેમાં સાઠ હજાર ઉપર સહીઓ થઇ હતી. આટલું છતાં શેરીફ એ સભા બોલાવી શકયા નહિ અને શહેરીઓએ પોતે એ સભા ડૉ. દેશમુખના પ્રમુખપદે ભરી પોતાનો વિરોધ દર્શાવ્યો છે.

**સ્ત્રીઓ મોખરે કેમ ?**

આ વિરોધ દર્શાવતાં પ્હેલાં મુંબાઇની મ્યુનીસીપાલીટીના પ્રમુખ શ્રીયુત હુસેનભાઇએ ના. ગવર્નરને પત્ર લખી પોલીસના એ વર્તનનો ખુલાસો માંગ્યો હતો. બ્રિટિશ અમલદારોની રીત મુજબ તેમણે જવાબ આપતાં પોલીસનો લુલો પાંગળો બચાવ કરવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો છે. આટલું છતાં એ વર્તન માટે તેમણે પોલીસ કમીશનરને ચેતવણી આપી હોવી જોઇએ એવો ધ્વનિ તેમના જવાબમાંથી નીકળે છે. ના. ગવર્નર ખાત્રી આપે છે કે એવા બનાવો ફરી બનવા નહિ પામે. પરંતુ સાથે સાથે એ સાહેબ આક્ષેપ કરે છે કે હિંદીઓ જાણી જોઇને સ્ત્રીઓને મોખરે મૂકે છે. સૌ કોઇ જાણે છે કે સત્ય હકીકત શું છે. મ. ગાંધીજીએ તેમને લડતમાં લેવાની પ્રથમથી ના પાડી હતી. તેમની એવી માન્યતા છે કે બ્રિટિશો સ્ત્રી-સન્માનની ભાવના ઉત્કટ રીતે ધરાવતા હોવાથી આ લડતમાં સ્ત્રીઓને સાથે રાખવાથી તેમને નકામી મુંઝવણ થશે. આ માન્યતા અનુભવે સાચી પાડી નથી. હિંદમાંના બ્રિટિશ અમલદારોએ સ્ત્રી-સન્માનની ભાવનાને નેવે જ મૂકી છે. મહાત્માજીની આ માન્યતા છતાં જ્યારે બ્હેનોએ પોતે આગ્રહ કરીને કામ માંગી લીધું ત્યારે ન છૂટકે તેમણે તેમને દારૂનિષધ અને પરદેશી કાપડની ચોકીનું કામ સોંપ્યું અને તે પણ એક જ કારણે. સ્ત્રીઓ સ્વભાવત અહિંસક હોય છે અને ગમે તેવા સંજોગોમાં પુરૂષોની જેમ તેઓ ઉશ્કેરાઇ જાય એવો સંભવ નથી. પરિણામે સ્ત્રીઓએ ત્યારથી એ કામો પોતાનાં કરી લીધાં છે. એ બન્ને કામો એવાં છે કે કોઇ પણ સ્વાધીન દેશમાં સ્તુત્ય ગણાય અને એવાં કામ કરનારને પ્રજા અને સરકાર માનની નજરે જુએ. ખુદ બ્રિટનમાં ત્યાંની સ્ત્રીઓ સ્વદેશીની ચળવળ ચલાવી રહી છે. દારૂનિષેધની પ્રવૃત્તિ પણ એ દેશમાં તેમજ બીજા અનેક સુધરેલા દેશોમાં પ્રજાસેવકો કરી રહ્યા છે. એ દેશોની સરકાર એ કાર્યોને ગુનાહિત નથી ગણતી કે નથી એવાં મંડળોને ગેરકાયદેસર ઠરાવતી. હિંદમાં એને ગુન્હો ગણવામાં આવે છે અને તે માટે જેલનિવાસનું માન મળે છે. હિંદની સ્ત્રીઓ પોતાને સોંપાયલા એ કાર્યો માટે મક્કમતા બતાવતી હોય તો તે માટે દેશે મગરૂર થવાનું છે. ના. ગવર્નરના આક્ષેપનો જવાબ આપતાં ડૉ. દેશમુખે યોગ્યજ કહ્યું છે કે પુરૂષવર્ગ સ્ત્રીઓની એ મક્કમતા અને નિડરતા માટે અત્યંત મગરૂર છે. પુરૂષો એમને મોખરે મૂકતા નથી, પરંતુ તેઓ પોતાના દીલની લાગણીથી પ્રેરાઇ દેશસેવાના ખાતર જાતે મોખરે આવી છે; એમને અટકાવી શકાય એમ નથી; સરકારના એ માટેના પ્રયત્નો નિષ્ફળ જવાના છે. "કાળા રવીવારે" લાઠી પડયા પછી પણ અનેક જાહેર પ્રસંગોએ મોટી સંખ્યામાં હાજરી આપી બ્હેનોએ પોતાની એ નિડરતા સિદ્ધ કરી આપી છે અને સરકારને યોગ્ય જવાબ વાળ્યો છે.

**ચાંદલો, બંગડીઓ અને મંગલસૂત્ર.**

પોલીસના વર્તન ઉપરાંત જેલોના અધિકારીઓએ પણ કેટલીક આપખુદી ચલાવી હિંદી બ્હેનોની લાગણીને સખ્ત આઘાત દીધો છે. કહેવાય છે કે વડોદાની જેલમાં જે બ્હેનોને લઈ જવામાં આવ્યાં તેમનાં ચાંલ્લા ત્યાંની સ્ત્રી-અધિકારીએ ભૂંસી નાંખ્યા અને તેમની બંગડીઓ અને મંગલસૂત્ર તોડી નાંખ્યા હિંદમાં અંગ્રેજોને આવ્યે લગભગ અઢાસો વર્ષ થયાં છતાં તેમને એટલી ખબર નથી કે આ વસ્તુઓ હિંદુ સ્ત્રીઓને પોતાના પ્રાણથી પણ વધારે વ્હાલી છે? કહેવાય છે કે આ બાબતમાં પાછળથી કેટલીક રાહત અપવામાં આવી છે પરણેલી સ્ત્રીઓને ચાંલ્લા કરવાની અને બંગડીઓ તથા મંગલસૂત્ર પહેરવાની પરવાનગી અપાઇ છે. આમાં પણ ભેદ રાખ્યો છે. "એ" અને "બી" વર્ગની પરણેલી બ્હેનોને કાચની બંગડીઓ પહેરવાની અને "સી" વર્ગની પરણેલી બ્હેનોને દાંતની કે કચકડાની બંગડીઓ પ્હેરવાની પરવાનગી અપાઇ છે. કુમારિકા બ્હેનોને એ બધુ કરવાની હજી મનાઇ છે, એ વસ્તુઓનો અભાવ વિધવાવસ્થા સુચવે છે એટલી પણ એ અધિકારીઓને ખબર નહિ હોય? અને કાચની દાંતની કે કચકડાની બંગડીનો ભેદ શા માટે? અમે ઇચ્છીએ છીએ કે આ બાબતમાં રાખેલો ભેદ સત્વર દૂર કરવામાં આવે અને બહેનોની લાગણીને નકામી દુભાવાય નહિ

**મહિલા-રત્નો**

સૌ. બ્હેન રમીબાઇ કામદાર પછી મુંબાઇની લડતની તેમજ પરાંઓની લડતની આગેવાની લેવા અનેક મહિલા-રત્નો મોખરે આવ્યાં છે મુંબાઇમાં સો રમીબ્હેન પછી વિગ્રહ સભાનું પ્રમુખસ્થાન કુ સોફીઆ સોમજી નામના ખાનદાન અને યુવાન મુસ્લીમ બ્હેને દીપાવ્યું હતું. તેમના પછી એ સ્થાન સંભાળનાર બીજા મહિલા-રત્ન જાણીતાં દેશ સેવિકા સન્નારી સૌ અવંતિકાબાઇ હતાં એમની સાથે વિગ્રહસભાના એક સભાસદ અને કોન્ગ્રેસ પત્રિકાના તંત્રી તરીકેની જવાબદારી બ્હેન ત્રિગુણા દવેએ ઉપાડી લીધી હતી. એ બન્ને બહેનોના જેલનિવાસ પછી મુંબાઇની લડતની આગેવાની લેનાર અને વિગ્રહ સભાનું પ્રમુખસ્થાન દીપાવનાર સૌ. બહેન ઉર્મિલા મ્હેતાને "ગુણસુંદરી"ના એક આગવ તંત્રી તરીકે આ માસિકના વાચકો સારી રીતે ઓળખે છે. ગુજરાતના એક આગેવાન કુટુંબમાં જન્મ ધારણ કરી, ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરી. સમાજ સુધારા માટેની પોતાની નિડરતા એમણે સિદ્ધ કરી છે, એટલુંજ નહિ પણ સુયોગ્ય ગૃહિણી અને માતા તરીકેની પોતાની ફરજો બજાવવા ઉપરાંત સમાજ સેવા અને દેશસેવાના કાર્યોમાં સુંદર ફાળો આપ્યો છે. સાન્તાક્રુઝની અનેક સ્ત્રી-ઉપયોગી અને શિક્ષણ વિષયક પ્રવૃત્તિઓમાં તેમનું સ્થાન હંમેશાં મોખરે રહ્યું છે. એમાં એક બ્હેનને લડતની આગેવાની લેતાં જોઇ અમે ખરેખર મગરર થઇએ છીએ અને અભિનંદન આપીએ છીએ. મુંબઇના પરાંઓમાં-ઉપનગર છાવણીમાં પણ અનેક મહિલા-રત્નોએ એવીજ રીતે દેશની સેવા અર્થે આત્મભોગ આપ્યો છે. શ્રીમતી કમળાબ્હેન સોનાવાલા, શ્રીમતી ડાહીબ્હેન દેસાઇ અને શ્રીમતી નવાજબાઇ હુરેવાલાના નામ એ આગેવાન બ્હેનોની પંક્તિમાં ઉમેરાયાં છે. ખારમાંથી પણ અનેક બ્હેનોએ સરકારને પોતાની મ્હેમાની કરવાની તક આપી ભાગ્યશાળી બનાવી છે. એ બ્હેનોમાં સૌ. બ્હેન મદ્રિકા-અંજારિયાનું નામ મોખરે આવે છે. સમાજસેવા માટેની એ બ્હેનની પ્રવૃત્તિઓ જાણીતી છે. એમની સાથે એકજ કુટુંબની ત્રણ બ્હેનો-બ્હેન સુભદ્રા દવે, બ્હેન જયદેવી દવે અને બ્હેન સરલા દવેએ ફરીવાર સરકારની મ્હેમાની સ્વીકારવાની તત્પરતા બતાવી છે. વીલેપાર્લેમાંથી એવીજ રીતે સૌ. બ્હેન દેવયાની દેસાઇએ બીજીવાર એ મ્હેમાની ચાખવાની તક સાધી છે. તેમની સાથે આપણા જાણીતા લેખક રા. "મસ્તફકીર"નાં પત્ની સૌ. બ્હેન મંગળાગૌરી ભટ્ટ અને બીજા પણ અનેક બ્હેનો છે. ગુજરાતના પ્રદેશમાં પાટનગર અમદાવાદમાં શ્રીમતી સરલાદેવી અંબાલાલ અને અને તેમનાં પુત્રી કુ. મૃદુલા બ્હેન તથા કુ. ભારતી બ્હેન આ લડતમાં આગેવાન ભાગ ભજવ્યો છે. ઉપરાંત હિંદના દાદાના દૌહિત્રિ શ્રી. પરીન બ્હેનનાં નાની બેન શ્રી ખુરસેદ બ્હેને બીજી વાર મ્હેમાની મેળવવાનો સફળ પ્રયત્ન કર્યો છે. એજ રીતે ઘોલેરાની છાવણીનું સરમુખત્યારપદ શ્રીમતી દેવીબ્હેન શોભાવી રહ્યા છે. આ આગેવાન બ્હેનો ઉપરાંત અનેક ખાનદનું ધનવાન તેમજ મધ્યમ વર્ગની

( અનુસંધાન પાન ૩૧૭ જુઓ )

વિલે પાર્લેનાં જેલનિવાસી બ્હેનો



પાછલી હારમાં : સૌ. આનંદીબાઇ પંતકી; સૌ. ... નવાજબ્હેન હવેવાલા; સૌ. મણીબ્હેન પરમાર

આગલી હારમાં : સૌ. મંગલાગૌરી ભટ્ટ; સૌ. ... હસસુખગૌરી મુનશી; સૌ. દેવયાની દેસાઇ,

# શક્તિનો અવતાર

ધન્ય હો ધન્ય ભારતીનાર !
ધન્ય હો શૂર શક્તિ અવતાર !

મઘમઘતા મનુકુલને માંડવ, મધુરપ વેલ રસાળ,
કુસુમકોમળા, વજ્રકઠણ શા હૃદયતણા તુજ તાર !
જનેતા જીવનની સુકુમાર,
ધન્ય હો ધન્ય ભારતીનાર !

સ્નેહ, શૌર્ય, શ્રદ્ધાભર તારી હૃદયગંગ લહરાય,
પતિતપાવની જગસહરામાં અમૃતવીરડી થાય;
તરસ્યાંનો એકલ એ આધાર,
ધન્ય હો ધન્ય ભારતીનાર !

ભડભડતા જગકલહે બેઠા શૂન્ય બની મનુબાલ,
તુજ શુચિ સ્મિતની સ્વર્ગસુધાથી પાંગરતા પલમાંય,
સુભાગી કરતી સૌ સંસાર,
ધન્ય હો ધન્ય ભારતીનાર !

કડડડડ કરતાં આભ તૂટે ને ઉછળે સાગર સાત,
એવાં આ અમ રાષ્ટ્રમોક્ષના યુદ્ધે તુજ સહચાર !
મૂકાયે મર્દનાંય જ્યાં માન,
ધન્ય હો ધન્ય ભારતીનાર !
ત્યાગ ને સંયમના આકાર !
ધન્ય હો ધન્ય ભારતીનાર !
શક્તિના એકલ હો અવતાર !

—મનસુખલાલ મ. ઝવેરી



# અંતિમ અભિલાષ



લેખકઃ શા. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી

" પણ, વિનાયક આ મંદવાડમાંથી કાંઈ ખરાબ પરિણામ આવશે તો મારી પાછળ રમાની કેવી સ્થિતિ થશે તે હું સમજી શકતો નથી. તેનું નિષ્પાપ પણ ભગ્ન હૃદય છોડ ઉપરથી નીચે પડેલા સુંદર ફૂલ પ્રમાણે કરમાઈ જશે. "

" એવું અનિષ્ટ શા માટે બોલે છે ? મૂર્ખવેડા ના કર. ક્ષયરોગી સાજો થતો નથી એવું તને કોણે કહ્યું ? મરણોન્મુખ થયેલો માણસ શું સાજો થયાનો દાખલો નથી ? ભાગ્યમાં હોય તો બધું થાય છે. ડાહ્યા માણસોમાં કંઇ ને કંઇ ગાંડપણ હોય છે. "

" વિનાયક, તું એમ ના સમજતો કે હું મરણની ઇચ્છા રાખું છું. પરંતુ વાત બદલીને મારા મગજમાંથી વિષાદ દૂર કરવાનો તારો પ્રયત્ન જોઇ મને હસવું આવે છે."

" ભલે ત્યારે, તારે જે કહેવું હોય તે સુખેથી કહે. "

" સાચી વાત કરૂં તો રમાની આજના જેવી દુઃખથી ભરેલી સ્થિતિ ઉભી કરનાર હું જ છું. મારા મૃત્યુથી તેની ચારે દિશાઓ શૂન્ય બની જશે. કઠોર સમાજના કોરડા તેને અસહ્ય થઇ પડશે. હા ! દુર્દૈવ ! હું મારા હાથથી જ રમાનો અધઃપાત કરતો જાઉં છું !"

' રમેશ, ખરી વાત એ છે કે સુશિક્ષિત સમાજની આ દિશામાં થયેલી ભૂલ આજે તને યાદ આવી છે. બુદ્ધિના શિક્ષણ સાથે શારીરિક શિક્ષણની આવશ્યકતા આજના શિક્ષિત વર્ગને દેખાતી નથી, એ ખેદની વાત છે. "

" હું પણ એજ કહું છું. આપણી આજની શિક્ષણપદ્ધતિ જ ખામી ભરેલી છે. આપણા કેટલાક બુદ્ધિમાન માણસોને ઉગતી વયમાં કાળે ઝડપી લીધા છે તે હિંદુસ્તાનનું દુર્ભાગ્ય છે ! "

" તારા ઉપર આ પ્રસંગ આવ્યો એટલે તને આ વિચાર આવે છે. પહેલેથી જ જો થોડી કાળજી રાખી હોત તો આજનો વિકટ પ્રસંગ ન આવ્યો હોત. "

" મને તેનું બહુ દુઃખ નથી. બધે જ આ પરિસ્થિતિ છે, તો પછી હું મારા માટે શા માટે દિલગીર થાઉં ? આજના સુશિક્ષિત લોકોના ચહેરા તરફ બરાબર જોઇશ, તો જણાશે કે તે તદ્દન નિસ્તેજ છે, કર્તવ્ય શૂન્ય મનુષ્યના જેવા તદ્દન નિસ્તેજ છે. કસરત કરવાની મૂળથી જ બેદરકારી આ સ્થિતિના મૂળમાં છે. પરંતુ પરિણામે મારા જેવા કેટલાય તરૂણોની યુવાન સ્ત્રીઓ વૈધવ્ય દશા ભોગવે છે ! શિક્ષણ લેવાથી મનુષ્યમાં મહત્ત્વાકાંક્ષા ઉદ્દય પામે છે. કિન્તુ શારીરિક બળના અભાવથી એ મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ થઇ શકતી નથી. સમાજસેવા કરવાની મારી ઇચ્છા પૂરી થયા પહેલાં મારે આ સંસાર

છોડી જવો પડે છે એ વિચારે જ મને ખેદ થાય છે. "

"સમાજમાં જાગૃતિ લાવવાનું કામ સમાજના આગેવાનોનું છે. પણ કમનસીબે આપણા સમાજમાં આગેવાનો પોતપોતાનાં મન્તવ્યો પાછળ જ મરી ફીટે છે. સમાજની પ્રગતિ થાય એવાં તત્વોનો ફેલાવો કરવાને બદલે એ લોકો અંદર અંદર વાદ-વિવાદ અને ચર્ચામાં જ કાળક્ષેપ કરે છે. 'વિધવા વિવાહ' સંબંધી ભાષણ કરનારા કેટલી વિધવાઓના ફરીથી વિવાહ કરાવવા તૈયાર થયા છે? 'સ્નેહલગ્ન' ની હિમાયત કરનારા કેટલાકોએ 'સ્નેહલગ્ન' ને ઉત્તેજન આપ્યું છે? ખરું કામ કોને કરવું છે? તારી તબિયત સારી થાય એટલે તું અને હું આ ચળવળ ચલાવવા કમર કસીએ. અને ... "

વિનાયક વાક્ય પૂરું કરે તે પહેલાં રમા રમેશને આપવા દવા લઈ અંદર આવી એટલે બન્ને મિત્રોનો ઉપલો સંવાદ અધુરો રહ્યો.

( ૨ )

રમેશની વય હજી માત્ર ત્રીસ વર્ષનીજ હતી. તેના શરીરનો રંગ ઉજળો હતો અને ચહેરો હંમેશાં આનંદી રહેતો. રમેશના પિતા ઘણા સમયથી મુંબઈમાં આવી વસ્યા હતા અને અંગ્રેજી શિક્ષણ 'કેરીઅર' માટે અત્યંત આવશ્યક છે એ વિચારથી પ્રેરાઈ તેમણે રમેશને મેટ્રીક સુધી ભણાવીને સંતોષ ન માનતાં કોલેજમાં દાખલ કર્યો હતો, અને તેણે બી. એ. નો અભ્યાસ પૂરો કરી વકીલાતનું શિક્ષણ લેવા માંડયું હતું.

રમેશ મળતાવડો હતો, આનંદી હતો, એટલે કોલેજમાં ઘણા મિત્રો મેળવી શકયો હતો. વિનાયક તેનો પરમ મિત્ર હતો. એકાદ દિવસ કોઇ કારણસર રમેશ કોલેજમાં ના જઇ શકે તો વિનાયકને ચિંતા થયા વગર રહેતી નહીં અને કોલેજમાંથી છુટી રમેશને ઘેર જઇ તેને મળ્યા વગર ચેન પડતું જ નહીં. બન્ને મિત્રો કાવ્યશાસ્ત્રની ચર્ચામાં અગર કોલેજને લગતી કોઇ બાબતની ચર્ચામાં ઘણો સમય પસાર કરતા હતા.

વિનાયકના પિતા શ્રીમંત નહોતા. તે હાઇસ્કૂલમાં માસ્તર હતા, પણ તેટલા પગારમાંથી મુંબાઇનું ખર્ચ ઉપાડવું આકરું પડતાં તેમને ખાનગી ટયુશનોનો આશ્રય લેવો પડયો હતો. સુખેથી કમાઈ ખાવા જેવી તેમની સ્થિતિ હતી. વિનાયક પણ રમેશની સાથેજ બી. એ. થયો હતો અને તેણે પણ પોતાના પિતાની ઇચ્છાથી કાયદાનો અભ્યાસ કરવા માંડયો હતો. કારણકે વકીલાત એ તેમની દૃષ્ટિમાં સજ્જડ કમાણી કરાવનાર ધંધો લાગતો હતો.

જ્યારે રમેશ સીનિયર બી. એ. ના વર્ગમાં હતો ત્યારે તેનું લગ્ન કરવાની વાત નીકળી હતી; અને રમેશ પણ લગ્નગ્રંથીથી જોડાવા ઉત્સુક હતો એટલે બી. એ. માં પાસ થયા પછી રમા નામની એક સ્વજ્ઞાતિના સજ્જન ગૃહસ્થની સુશિક્ષિત પુત્રી સાથે તેનાં લગ્ન થઈ ગયાં. રમેશની માતા બચપણમાં મરણ પામી હતી, પણ તેના પિતાએ રમેશનાં લગ્ન મોટી ધામધૂમથી કર્યાં અને તેમાં પોતાની કેટલીક કમાણીનો ઉદાર હાથે વ્યય પણ કર્યો.

કાળા કેશ, તીરછાં નયન, વીજળીના જેવી ઝબુકતી કોરવાળી સાડી પહેરેલી સૌંદર્યની પ્રતિમા સમી નવવધુ રમા સાથે રમેશે ગૃહપ્રવેશ કર્યો. પણ થોડા જ સમયમાં રમેશની તબિયત લથડી. અભ્યાસનો બોજો હો, શરીર પ્રકૃતિ નાજુક હો, શક્તિનો વ્યય હોઃ જે હો તે ગમે તે હોઃ પણ ગૃહસંસારમાં જોડાયા પછી ચોથે વર્ષે તો રમેશને પથારીવશ થવાનો વખત આવ્યો.

( ૩ )

રમાના દુઃખની પરિસીમા નહોતી. તેના સૌભાગ્ય સૂર્યના અસ્ત થવાની ધાસ્તીથી તે આજે ગાભરી બની ગઈ હતી. તેનું રમણીય અને ચંદ્રના જેવું અમૃત દ્રવતું મુખ નિસ્તેજ બન્યું હતું. હમેશના નિયમ પ્રમાણે સૂર્યોદય થતાંજ તે ગૃહકાર્યમાં રોકાઇ ગઇ હતી; પણ તેનું ચિત્ત એકકે કામમાં ચોંટતું ન હતું. મધુ હજી પારણામાંજ સુતો હતો. તેનું બાલભાવપૂર્ણ મુખ જોઇ રમાના હૃદયમાં ચીરા પડતા હતા. રમેશ અને પોતાના નિરતિશય પ્રેમની એ દિવ્ય પ્રસાદી, નિરાશાના વાતાવરણમાં ભાવિ આશારૂપી એક કિરણ સમાન આ પુષ્પ ચિરંજીવ થાય એવી તે પ્રભુ પાસે સદૈવ પ્રાર્થના કરતી હતી.

વિનાયક રમેશના મંદવાડમાં રાત્રિ સુદ્ધાં પણ તેની પથારી આગળ જ રહેતો હતો. રમાએ ઘરકામ પતાવી લીધું અને રમેશ માટે કાંઇ પેય પદાર્થ તૈયાર કરવામાં પ્રવૃત્ત થઇ. ધીમે ધીમે તે તેની ઓરડીમાં જઇ જોઇ આવતી, પણ કશી હીલચાલ ન જોતાં પાછી ફરતી. તેના મનમાં અનેક તર્ક વિતર્કો ઉઠતા હતા મંદવાડથી રમેશનું લોહી વગરનું થયેલું શરીર અને તેનો કાળાશ પડતો ચહેરો રમાની આંખ આગળ તરતો રમેશને માટે પેય પદાર્થ તૈયાર કરી રમા નાનો મધુ જે ઉંઘમાંથી ઉઠયો હતો તેને લઇ રમાડવા લાગી. રમાની આંખમાંથી માતૃપ્રેમનાં આંસુ અસ્ખલિત વહેવા માંડયાં પણ પોતાના હૃદયના એ ભાવને તે દાબી દઇ મધુને અંદરના ખંડમાં લઇ ગઇ અને દૂધ પાયું. મધુની ભૂખ દૂર થવાથી તે આમ તેમ રમવા લાગ્યો પણ રમાની ચિંતા દૂર થઇ નહીં. તેની ડાબી આંખ ફરકતી હોય એવો તેને ભાસ થયો. કાંઇ અનિષ્ટ આવી પડવાના વિચારે સવારથી જ તેનું ચિત્ત અસ્વસ્થ હતું.

નવ-દશ વાગવાનો વખત થયો હશે. ધડકતા હૃદયથી રમાએ રમેશની ઓરડીમાં પ્રવેશ કર્યો અને તેની પથારી પાસે જઇ બેઠી. મધુ બહાર રમતો હતો. ઓરડીનું વાતાવરણ શાંત પણ ઉદાસીન હતું. રમેશની આંખો બંધ હતી. તે પથારીમાં નિશ્ચેષ્ટ પડયો હતો. રમા કોઇ માટીની પૂતળી પ્રમાણે સ્તબ્ધ બેઠી હતી. તેની આંખોમાંથી દુઃખનાં આંસુઓ બહાર સરતાં હતાં. ભીતિથી તેનું મોઢું ઉદાસીન બન્યું હતું. આવી સ્થિતિમાં થોડો સમય વીત્યા પછી રમેશે એકવાર આંખ ઉઘાડી ગ્લાનિપૂર્ણ નજરે રમા તરફ જોયું અને ફરીથી આંખો બંધ કરી દીધી.

વિનાયક પોતાને ઘેરથી પાછો આવી પથારીની એક બાજુ ભીંતને અડી બેઠો હતો. એકાએક રમેશે બૂમ મારી ' રમા, હવે શોક કરવો છોડી દે તારો આ રડતો ચહેરો જોઇ મારાથી શાન્તિથી તારી રજા લઇ નહી શકાય. મારો જીવ અહીંઆંજ ભટકયા કરશે.'

રમેશે રમાને ઉદ્દેશીને ઉપલા શબ્દો કહ્યા. અશક્તિથી તેનો અવાજ મંદ પડી ગયો હતો. ક્ષીણ અને મંદ અવાજથી તે એક એક શબ્દ બોલતો હતો; પરંતુ એ શબ્દ રમાના હૃદયમાં શલ્ય સમાન ભોંકાતો હતો. તેનું હૃદય ભરાઇ આવ્યું. આંસુ ભરેલી આંખે તેણે એક વાર મધુ તરફ જોયું અને પછી રમેશ તરફ નજર ફેરવી.

રમેશે પુનઃ બોલવા માંડયું: " રમા, હું તારી પાસેથી શાંતિથી રજા લેવા ઇચ્છું છું; તેમાં આંસુ લાવી અડચણ ના કરતી. તારા સ્નેહભર્યા સહવાસમાં હું હવે કલાક પણ નહીં ગાળી શકું. નાનપણમાંથી સ્વર્ગ ગયેલી મારી માતા મારી રાહ જોઇ રહી છે- જો તેની આંખોમાં કેવો વાત્સલ્ય ભાવ ભર્યો છે ! " આટલું કહી રમેશે દીર્ઘ શ્વાસ લીધો. આટલું બોલવાથી તેને થાક લાગ્યો હતો,

એટલે તેનો સ્વર વધુ ક્ષીણ થયો અને અવાજ ઘોઘરો થવા લાગ્યો.

" રમેશ ! આમ બોલબોલ કરીને થાકી જઈશ, માટે શાંત પડી રહે. " વિનાયકે રમેશના માથા ઉપર હાથ ફેરવી કહ્યું.

" વિનાયક હવે એ વાત જવા દે. મારે વિશેષ કહેવાનું રહ્યું નથી. રમા, મારી પછી તેં જેને ભાઈ કરીને માન્યો છે તે આ વિનાયક જ તારી સંભાળ રાખશે. મધુને ખોળામાં લઈ મારાથી બે શબ્દો પણ બોલી શકાયા નથી. તેની બરાબર સંભાળ રાખજે. વિનાયક, મધુના શિક્ષણનો ભાર તું તારા ઉપર લે છે કે ? રમા, મધુ તારૂં જીવન આશામય કરશે. એટલા માટે તેના ઉપર બેવડો પ્યાર કર. વિનાયક, હવે હું તમો સર્વની પ્રેમ પૂર્વક રજા માગું છું. દિલગીર ન થાઓ વિનાયક, તારી બ્હેનને હવે તુંજ સંભાળજે. આજે મારી સર્વ આશા મારી આંખો સામેજ ભસ્મીભૂત થાય છે. સુધારણા કરવાના બધા વિચારો થંડા પડી જાય છે. તમને બધાંને દુ:ખમાં નાખીને આ જગતનો ત્યાગ કરતાં મને દુઃખ નથી થતું, એમ ના સમજતાં પણ તેનું કારણ ? કારણ હું પોતેજ. શિક્ષણની ખાતર વ્યાયામ અથવા કસરત તરફ મેં જે અવગણના કરી તે મારા સર્વસ્વનો નાશ કરવામાં કારણભૂત છે. પણ વિનાયક, ભવિષ્યની પ્રજાને મારો છેવટનો સંદેશો કહેજે કે 'દેશનું હિત સાધવું હોય, સમાજની સુધારણા કરવી હોય તો માનસિક ઉન્નતિની સાથે શારીરિક ઉન્નતિ કરવાનું ન ભૂલે. એકપક્ષી ઉન્નતિ ધ્યેય સંપાદન કરવામાં પાંગળીજ' બની રહે છે. રમા, મારી એક છેવટની ઇચ્છા પૂરી કર. આંખો લૂછી નાખ અને ગીતાજી લાવી તેમાંથી સ્થિતપ્રજ્ઞની દશા સૂચક બે શ્લોક તારા કોમળ અવાજથી મને ગાઈ સંભળાવ. આજ મારી છેવટની ઇચ્છા."

પતિની આજ્ઞાનુસાર ખિન્નચિત્ત છતાં રમા ગીતાજી લાવી બીજા અધ્યાયના અંત ભાગના શ્લોકો બોલવા લાગી:

**प्रजहाति यदाकामान्**
**सर्वान् पार्थ मनोगतान् ।**
**आत्मन्येवात्मना तुष्टः**
**स्थितप्रज्ञस्तदोच्यते ॥**
**दुःखेष्वनुद्विग्नमनाः**
**सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः**
**स्थितधीर्मुनिरुच्यते ॥**

" બસ, રમા...તારૂં બોલવું હવે બંધ કર. તારો સદાકાળને માટે વિયોગ થતાં મારૂં મન પણ રડી ઉઠે છે. વિનાયક, મ...ને ક્ષ... મા કર... રમા, જાઉં છું. સંભાળજે...મધુ .. " શબ્દો પૂરા નીકળ્યા પહેલાંજ રમેશની આંખો બંધ થઈ ગઈ–સદાકાળને માટે બંધ થઈ ગઈ !






લેખકઃ શ. ઉમિયાશંકર જોશી

ઈલેકટ્રીક બત્તીઓથી જળહળીત ભભકાદાર શહેરો કરતાં આપણા દેશની વસ્તીનો મોટો ભાગ ગામડાઓમાં વસે છે. જ્યાંસુધી સાચી કેળવણીનો પ્રકાશ ગામડાઓમાં ફેલાયો નથી ત્યાંસુધી દેશની આઝાદીનો પ્રશ્ન ભાવિના પડદા પાછળ અથડાયા કરશે.

સાચી કેળવણી એટલે મનુષ્યને અંધકારમાંથી પ્રકાશમાં લઇ જનાર સમાજનો ધોરી માર્ગ. જે માર્ગે મનુષ્ય પોતાનું વ્યવહારિક જીવન સફળ બનાવી શકે, એટલું જ નહિ પણ મનુષ્ય તરીકેના પોતાના હક્ક સાબિત કરવા શક્તિમાન થઇ શકે, તેનું નામ કેળવણી.

મનુષ્યમાં શિક્ષણની ભૂખ અમુક ઉમરે જાગ્રત થાય છે અને એ પ્રસંગે ગામડાઓની અજ્ઞાન ગરીબ પ્રજા અનિમિષ નયને શહેરના કેળવાએલા વર્ગ તરફ આતુર નયને મીટ માંડે છે, જ્ઞાન પીપાસા અને સંસ્કારની તૃષા માટે ઝંખે છે.

આપણા સામાજીક જીવનમાં કુરીવાજો અને સંસ્કાર વિહીનતાએ જે ગાબડાં પાડયાં છે. તેથી જ આવી છિન્નભિન્ન દશામાં વર્ષોથી આપણો સમાજ સડી રહ્યો છે. સમાજ આખો કંઇ પુરૂષોથી ચાલતો નથી તેમ જ ગણી ગાંઠી સ્ત્રીઓમાં કેળવણીના સંસ્કાર પડયા તેથી શું થયું ? આપણે એ બ્હાના હેઠળ છૂટી શકીએ જ નહિ. સમાજનાં બન્ને અંગ સ્ત્રી અને પુરૂષ એ સમાજની અજોડ બેલડી ઉચ્ચ કેળવણીને પામેલ હશે તો જ, સંસાર સાગરમાં પડેલું વ્હાણુ સહીસલામત પાર ઉતરશે અને ડગલે અને પગલે આગળ વધતા સમાજ સાથે આપણે હરોલમાં ઉભા રહી શકીશું. નહિ તો સદીઓ સુધી અજ્ઞાનની ભયંકર ગર્તામાં સડયા કરીશું. એ તો દીવા જેવું ચોકખું છે કે કોઇ પણ દેશ, રાષ્ટ્ર કે ગામની ઉન્નતિનો આધાર કેળવણી ઉપર રહેલો છે. કેળવણી લીધેલ પ્રજા ગમે તેવું કષ્ટ વાળું જીવન સરળ રીતે ગુજારી શકે છે, કારણ કે કેળવણીના સંસ્કાર એ જીવન જીવવાનો એક મહાન કીમીયો છે.

ગરીબમાં ગરીબ ખેડુતમાં કેળવણીનાં બીજ રોપાણાં હશે તો જેટલું તે કમાશે તેમાંથી પોતાનું તથા પોતાના બાળકોનું યોગ્ય રીતે પોષણ કરશે એટલુંજ નહિ પણ તેનામાં સારા નરસાનો ભેદ પાડવાની સમજ તો જરૂર આવશે જ. જ્યારે કેળવણી રહીત મજુર પોતાની કમાણીનો ઘણો ભાગ વ્યસન અને ઉડાઉગીરીમાં વેડફી નાખશે. આનું મુખ્ય કારણ બુદ્ધિની કેળવણીનો તફાવત છે. સાચા કેળવણીના સંસ્કાર હોય તો દારૂ પીવાથી નુકસાન થાય છે એમ એ જરૂર સમજશે. બુદ્ધિની કેળવણી વાળો મજુર વધારે પૈસા કેમ એ કમાઇ શકે, પોતાના બાળકોની કેળ-

વણીની શું વ્યવસ્થા થઇ શકે, તે સબંધી યોગ્ય પગલાં લેવા હરદમ જહેમત લીધા જ કરશે. અનેક યુકિતઓ અજમાવવામાં રાત દિવસ માંડયો જ રહેશે અને પરીણામે સુખી અને તંદુરસ્ત જીવન ગુજારશે. આપણી પ્રજામાં જે જે બદીઓ પેસી જાય છે, તેનું મુખ્ય અને સબળ કારણ કેળવણીનો અભાવ છે.

અમેરીકામાં સાધારણમાં સાધારણ મજુર કે ખેડુત વાંચન અને વિચાર પ્રત્યે એટલો બધો અનહદ પ્રેમ ધરાવે છે કે જીવનની બીજી જરૂરીઆતોમાં કરકસર કરી એક એક દૈનિક વર્તમાનપત્ર તે જરૂર મંગાવે છે અને સગડી પાસે બેસી કુટુંબનાં બધાં માણસો તેનો ઉપયોગ કરે છે અને તાજા સમાચાર ઉપર વિવેચન ચલાવે છે. આળસ પ્રમાદ જેવી વસ્તુ એમના જીવનમાં કયાં દષ્ટિએ ન પડે. આટઆટલો શ્રમ વેઠી તેની સાથે સાથે આનંદ ઉત્સવો અઠવાડીયામાં એક દિવસ જરૂર કરવાના જ. મહેનત પછી તો આરામ આપણને ગમે છે. તેવા દાખલાઓ આપણા જીવનમાં કેટલીક વખત જરૂર બને છે.

સાચી કેળવણીના અભાવે આપણા સમાજમાં ભયંકરમાં ભયંકર વીતંડાવાદ જામ્યો છે. કેળવણીના અભાવે સાસુ વહુના ઝગડા, ઓરમાન માતા નમાયાં બાળકો તરફ ગુજારતી સીતમ, ગરીબ ગાય જેવી વિધવાઓની કફોડી સ્થિતિ આવાં બીજાં અનેક ચિત્રપટો લખવા બેસીએ તો લખતાં આખું પુસ્તક ભરાય તેટલાં દુઃખદ પરિણામો સાચી કેળવણીના અભાવને લીધે બને છે. છતાંયે આપણે આંખ મીચામણાં કરીએ છીએ, અને રહેજ હાવકું મોઢું રાખી કરીએ છીએ કે એ તો ભાઇ ધેરે ધેરે માટીના ચુલા છે, એ તો એમજ હોય. સદ્ હજાર અફસોસ ગુજારૂં છું આવી સમાજની વિષમ પરિસ્થિતિ ઉપર.

જે પ્રજાનું માતૃત્વ કેળવણી રહિત છે, જે પ્રજામાં પિતા પોતાની જવાબદારી સમજતો નથી, એ સમાજે પોતાની ઉન્નતિ માટે બહુ લાંબા સમયની રાહ જોવી પડશે

માતા પિતાના સંસ્કાર બાળકોમાં ઉતરે છે એ સત્ય ઘણા ઘણા રાષ્ટ્રો એ સ્વીકાર્યું છે. બાયરન ક્રોધી હતો કારણ કે એની માતા ક્રોધી હતી. ક્રોધમાં એક વખત એની માતાએ ચીપીઓ માર્યો હતો અને ક્રોધની છાયા કવિના કાવ્યોમાં ઠેર ઠેર નજરે પડે છે. રાષ્ટ્ર વીર શીવાજીને પ્રેરણા પાનાર એમની માતા જ હતાં. ફ્રાન્સનો ઇતિહાસ કહે છે કે નેપોલીયનમાં યુદ્ધના સંસ્કાર એની માતા પાસેથી જ મળ્યા છે. એવી એ મહાન શક્તિને આપણે ગુલામડી, રસોયણી કે ઘરનું કામ કરવાવાળી એક નોકરડી ગણીએ એ મહાન પાપ આપણા લલાટે નથી શું ?

આપણા દેશમાં સ્ત્રીઓની કેળવણી બહુ જ ઓછી છે, છતાંયે એમનું ધૈર્ય, એમની ટેક, પવિત્રતા, વાત્સલ્યતા, મધુરતાનો એક અથવા બીજી રીતે આપણને અનુભવ થાય છે. આ ગુણો હોવાનું કારણ માત્ર સંસ્કાર છે. આ સંસ્કારનો સંયોગ શિક્ષણ સાથે થાય તો મારી માન્યતા પ્રમાણે સ્વર્ગ જેવી વસ્તુ જે કલ્પનામાં છે તેનો પરોક્ષ રીતે અનુભવ થાય.

સાચા શિક્ષણ સાથે કુદરતના, કળાના, સૃષ્ટિ સૌંદર્યના નિરીક્ષણ માટે કેળવણીના પ્રકાશની પહેલી તકે જરૂર છે. અને આમ સાચા શિક્ષણદ્વારા સમાજનાં બે અંગ પ્રકૃતિ અને પુરૂષ બન્નેમાં સાચી મૌલિકતા આવશે. આવાં જીવનમાં આદર્શ મૌલિકતા મેળવવી એ મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે. જીવનની સાચી ચીલસુફી યોગ્ય કેળવણી, ઉત્તમ શિક્ષણ અને સંસ્કાર દ્વારા પ્રાપ્ત કરી શકાય.

## નબળું હૃદય અને તેના ઉપાય



કસરત નં. ૧



કસરત નં. ૨



કસરત નં. ૩



કસરત નં. ૪

નબળું હૃદય અને તેના ઉપાય



કસરત નં. ૫



કસરત નં. ૬



કસરત નં. ૭

# નબળું હૃદય અને તેના ઉપાયો

લેખકઃ રા. હોરમસજી ર. ગોરીમાર;
ડાયરેકટર, બોમ્બે વેટલીફ્ટીંગ એન્ડ ફીઝીકલ કલ્ચર કલબ.

નબળાં હૃદયવાળો માણસ પોતાની જીંદગી એક બોજા સમાન ગણે છે અને પોતાને દુનિયાથી કંટાળી ગયેલો ઇન્શાન સમજે છે. વારે વારે દાકતરોની સલાહ લઇને પણ તે કંટાળી જાય છે. હૃદય નબળું પડવાનું મૂળ કારણ ભારે ખોરાકનો બોજો છે. એનાથી પાચનશકિત બિલકુલ મંદ પડી જાય છે. દારૂ, કાફી, ગાંજો, બીડી વગેરે દરેક ખૂરી ટેવોથી હૃદય નબળું પડી જાય છે.

**નબળું હૃદય કેમ પારખવું ?**

સાધારણ કામ કરતાં જ્યારે હૃદય જોસભેર ધબકારા મારતું હોય, કાનોમાં ગણગણ અવાજ થતો હોય, આંખોની બાજુમાં કાળા ધાબા દેખાતા હોય, આંખોનું તેજ નબળું પડયું હોય, વારેઘડીએ ફેર આવતા હોય, તેમજ માથામાં ઘણઘણ અવાજ થતો લાગતો હોય ત્યારે સમજવું કે એ નબળાં હૃદયનાં ચિહ્નો છે.

નબળા હૃદયવાળો માણસ ઘણું કરીને જબરો ખાઉધરો હોય છે; પણ તેવા માણસે ખાવાની બાબતમાં બહુ સંભાળ રાખવી જોઇએ. કારણ કે નબળા હૃદયનું મુખ્ય કારણ એ છે. હોજરીમાંથી જ્યારે સારૂં લોહી હૃદયમાં જતું બંધ પડી જાય છે ત્યારે હૃદયના ભાગની બાજુમાં થોડોઘણો દુઃખાવો થાય છે. એ વખતે સાદો અને સહેલો ઉપાય એ છે કે ફલાનલના કટકાને થોડા ગરમ પાણીમાં ભીંજવીને તેને દરદવાળા ભાગ ઉપર વારેવારે મૂકવો. આથી દરદીને ઘણો આરામ મળે છે. ખોટી દવાઓના ઉપચારને બદલે આવા સાદા ઉપાયથી ૧૦૦ ટકા દરદીઓને રાહત મળે છે. આવા દરદીઓને તુર્તાતુર્ત સાદો ખોરાક તેમજ ચોખ્ખી હવામાં ખાસ ચાલવાની તેમજ હલકી શારીરિક-કસરત લેવાની મુખ્ય જરૂર છે.

ચાલવાની કસરતથી પાચનશકિત મજબુત થાય છે અને તેથી લોહી ઝપાટાબંધ હૃદયમાં ફરી વળી હૃદયને મજબુત બનાવે છે. શરીરને દરરોજ જરા ગરમ પાણીથી સાફ કરવું. જો દસ્ત સાફ ન આવે તો જુલાબ લઇ કબજીયાત દૂર કરવી. પાણી પૂરતું પીવું જોઇએ. ખાતી વખતે પાણી બિલકુલ પીવું નહિ, પણ ખાધા પછી ૧૦ થી ૧૫ મિનીટે પીવું. પરોઢીએ ઉઠીને ચોખ્ખી હવામાં ખાસ શ્વાસ લેવાની કસરત આવશ્યક છે. શ્વાસ લેવાની ફકત હલકા પ્રકારની કસરતથી હૃદય બહુ જલ્દીથી મજબુત બની જાય છે.

**કસરત ૧લી**

તમારા હાથ સીધા રાખી શ્વાસ લેતા જઇ જોડાયેલા પગો સાથે માથા ઉપર ઉચકો અને મોઢા વતે શ્વાસ છોડતા નીચે સીધા ઉતારો.

**કસરત ૨જી**

તમારા બંને પગો સાથે અને ઘુંટણમાંથી સીધા રાખી તમારા હાથ માથા ઉપર સીધા કરો. પછી ધીમે ધીમે નાક વતી શ્વાસ લેતા જઈ પગનાં આંગળાંઓ ઉપર તમારા સીધા હાથ લગાડો.

**કસરત ૩જી**

હાથ સીધા તમારી સામે રાખો, પછી શ્વાસ લેતા જઈને તેને ખભાની હારમાં સીધા લાવો.

**કસરત ૪થી**

તમારા હાથ સીધા ખભાની હારમાં રાખો. પછી શ્વાસ લેતા જઈ શરીરને જમણી તરફ તથા ડાબી તરફ મરડો.

**કસરત ૫મી**

ઉપલી કસરતોથી હૃદયની આસપાસ લોહી ફરી હૃદયને મજબુત બનાવે છે.

**કસરત ૬ઠ્ઠી**

જમીન ઉપર ચટાઇ પાથરી ચતા થાઓ. તમારા બંને હાથ પેટના નીચલા ભાગો ઉપર મૂકો, શ્વાસ લેતાં બંને પગો ગોઠણમાંથી સીધા રાખી ઉંચકો અને શ્વાસ છોડતાં સીધા નીચા કરો; તે વખતે તમારા પગો જમીનને લાગવા ન દેતા.

**કસરત ૭મી**

જમીન ઉપર ચટાઇ પાથરી સીધા સુઈ માથા પછવાડે બંને હાથ રાખી શ્વાસ લેતા જઇ વારા ફરતી જમણો તથા ડાબો પગ છાતી ઉપર રાખો.

આ કસરતોથી હોજરીના ભાગો મજબુત બને છે, તેથી પાચનશક્તિનો વધારો થાય છે અને લોહી ચોખ્ખું બને છે.

દરેક કસરતમાં નાક વડેજ આસ્તે આસ્તે શ્વાસ લેવો અને મોઢું થોડું થોડું ખુલ્લું કરી કાઢવો.

નાક વતી શ્વાસ લેવાથી ખાંસી તથા શળેખમ થતાં નથી અને હવા ગરમ બની સાફ થઇ અંદર જાય છે.

દરેક કસરત પહેલે દિવસે પાંચ વખત કરવી અને દરેક દિવસે એક એક વખત વધારવી. એ પ્રમાણે વીશથી પચીશ વધારવી એ પ્રમાણે વીશથી પચીશ વખત કરવી.

ઉપલી કસરતો નાની તથા મોટી ઉમ્મરનાં સ્રી તેમજ પુરૂષોને ઘણીજ ઉપયોગી થઇ પડશે.

---

# હિન્દ હિન્દીઓનો

૧

પ્રાચીન હિન્દીસ્થાને—
છે હિન્દ હિન્દીઓનો।
ને હિન્દ રોજ માનેઃ
જગ બંધુ હિન્દીઓનો।

૨

હિન્દે વસંત હિન્દી
એ મર્મ હિન્દીઓનો!
જન મ્હેતરીની સંધિ।
એ ધર્મ હિન્દીઓનો!

૩

આ જીન્દગી અમીરી
એ ખ્યાલ હિન્દીઓનો!
પ્રભુતા પ્રણય — અધીરો
એ હાલ હિન્દીઓનો!

લલિત

# અધઃપતન

લેખકઃ
કવિવર હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય

અનુવાદકઃ
શ્રી. "પીયૂષ"

[ આ નાટિકાના લેખક કવિવર હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય કવિ હોવા ઉપરાંત એક સમર્થ નાટ્યકાર છે. ભારતનાં પ્રમુખ સ્ત્રીનેતા શ્રીમતી સરોજિની નાયડુના એ ભાઇ છે. અને મુંબાઇમાંજ નહિ પણ આંતરરાષ્ટ્રમાં વિખ્યાતી મેળવનારાં, સ્ત્રીશક્તિનાં પ્રબળ પ્રતિનિધિ શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયના એ પતિ છે. શ્રી. હરીન્દ્રનાથે, શ્રીમતી કમળાદેવી સાથે, અમેરિકા અને યુરોપમાં પોતેજ રચેલાં નાટકો, અભિનય કલાના સુંદર નિરૂપણ દ્વારા ભજવ્યાં છે, અને તે સર્વત્ર વખણાયાં છે. અત્યારે શ્રી. હરીન્દ્રનાથ મુંબાઇની વિગ્રહસભાનું પ્રમુખસ્થાન લઇ, કારાવાસ ભોગવી રહ્યા છે. એ કારાવાસ દરમ્યાન તેમણે આ નાટિકા લખી છે. મને એક મિત્રદ્વારા એ પ્રાપ્ત થઇ. તેનો અનુવાદ ગુજરાતની જનતા સમક્ષ, 'ગુણસુંદરી' દ્વારા રજુ કરું છું. આ નાટિકામાં શ્રી. હરીન્દ્રનાથે પોતાની આદર્શ ભાવનાનો એકજ પ્રશ્ન ચર્ચ્યો છે. મારા જાણવા પ્રમાણે ગુજરાતી સાહિત્યમાં શ્રી. હરીન્દ્રનાથની આ પહેલીજ નાટિકા પ્રસિદ્ધ થાય છે.

આ પ્રસંગે શ્રી. હરીન્દ્રનાથ સંબંધી એક રમુજી પ્રસંગ ઉતારવાની લાલચ ચોભાવી શકતો નથી. ૧૯૩૦ના જાન્યુઆરીમાં, મુંબાઇમાં, અખિલ ભારતીય મહિલા પરિષદનું અધિવેશન મળ્યું હતું. એ પરિષદના સન્માન્ય મંત્રીસ્થાને શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય હતાં પ્રમુખસ્થાને ભારતકોકિલા શ્રીમતી સરોજિની નાયડુ હતા. પરિષદનાં ઉપસંહાર પ્રસંગે, શ્રીમતી સરોજિનીએ પોતાના ભાઇ શ્રી. હરીન્દ્રનાથ સંબંધી ઉલ્લેખ કર્યો. શ્રી હરીન્દ્રનાથનો પરિચય કરાવતાં, શ્રીમતી સરોજિનીએ, તેઓ પોતાના ભાઇ છે, કવિ છે, નાટ્યકાર છે એ બધું કહ્યા.પછી છેવટે ઉમેર્યુંઃ "a mere husband of our Organising Secretary." આખીયે પરિષદમાં ખડખડાટ હાસ્ય છવાઇ રહ્યું. શ્રીમતી કમળાદેવીનાં પ્રફુલ્લ મુખ પરનું તે પ્રસંગનું હાસ્ય હજુ હું ભૂલ્યો નથી.

તા. ૧૬-૧૨-૩૦ —પીયૂષ. ]

દૃશ્યઃ એક ગરીબ ગૃહનો આંતરભાગ
[પત્ની પિંજરમાંના પોપટ જોડે વાત કરી રહી છે]

પત્નીઃ ગરીબ બીચારૂં પંખી ! અને તે બજારમાંથી, તને એક રૂપીયામાં, માત્ર એક રૂપીયામાં ખરીદી લાવ્યા ! અને એ ગોળ. મૂર્ખ, ચાંદીના સીક્કા માટે, તેં તારી સ્વતંત્રતા ગુમાવી. તેં આકાશ પણ ગુમાવ્યું અને તારી પાંખોનોય કાંઇ અર્થ ન રહ્યો. તારાઓ તેં ગુમાવ્યા; વહતાં ઝરણાંના શુદ્ધ નીલાં પાણી ગુમાવ્યાં. અને ફૂલ ફલાદિનાં લીલાં ઝૂમખાં ! બીચારૂં પંખી ! તેં તારા આત્માનો અવાજ ગુમાવ્યો અને તે સાથે તારૂં પ્રિયપાત્ર પણ ગુમાવ્યું. તારી આંખો કેવી શોકાતુર છે ! સુંદર, ફિક્કું, લીલું પંખી ! સળીયા તરફ તું કેવી નિરાધારતાથી ચાંચ મારી રહ્યું છે ! તું તારી સ્વતંત્રતા માટે ઝંખે છે ! પરંતુ એ વ્યર્થ છે. કોઇક તને એક રૂપીયામાં લઇ આવ્યું ! શું-શું ! બીચારૂં પિંજરપૂરાયલું પંખી !

[ પુત્ર પ્રવેશે છે ]

પુત્રઃ મા, મા !

પત્નીઃ મારાં મોતી ! વ્હાલુડાં !

પુત્રઃ મા, પેલી કાળી ટેકરીઓની પાછળ વિહરવા મારે વાદળ બનવું છે !

**પત્નીઃ** ( તેને ભેટીને ) હા, ઠીક. હું સમજી.

**પુત્રઃ** ઝાડનાં પાંદડાં ધોવા મારે વરસાદ બનવું છે. મારે જાંબુડીયા રંગનું ધુમ્મસ બનવું છે, પીળું પંખી અને કિરમજી ફુલ બનવું છે. મારે હીરામાંનો રંગ બનવું છે. મારે વિજળી બનવું છે, વિજળીનો એકજ ચમકાર. મા! મારે લીલુંછમ ખેતર બનવું છે!

**પત્નીઃ** ઠીક, મારાં જીવન! આપણે નહિ બની શકીએ એવું ઘણું બનવા માંગીએ છીએ.

**પુત્રઃ** મા, મા. મા, હું મેઘધનુષ્ય, અને પતંગિયું અને દરિયા પર ઉગતો ચંદ્ર શા માટે બનવા માંગતો હોઈશ?

**પત્નીઃ** કદાચ કોઈક દિવસ તું એ બધું સૌન્દર્ય બની શકે તેટલા માટે, મારા વીર!

**પુત્રઃ** આજે સવારે, ક્રુર આંખો કાઢતા બાપુ આવ્યા અને તેમણે બંદુકથી મારી નાંખ્યો, તેવો શોકાતુર આંખોવાળો સુંદર પોપી ( કૂતરો ) હું બનું તો! મા, બાપુની આંખો તારી આંખો કરતાં જુદી છે? તારી આંખો તો સાંજના તળાવનું પાણી હોય છે તેવી ઠંડી છે અને બાપુની આંખો તો જાણે સળગતી ચિતાના ભડકા જેવી લાલ અને કઠોર! બાપુએ મારાં મરીબ પોપીને શા માટે મારી નાંખ્યો?

**પત્નીઃ** ભુલી જા, હવે એ બેટા! આવ, મને એક બકી તો ભરવા દે!

**પુત્રઃ** મા, મા, બાપુ તમને બકી ભરે ત્યારે તમારા મોંને કાંઈ ઈજા કરે છે ખરા કે?

**પત્નીઃ** છી–છી. જો સાંભળ! આવતી કાલે તો દીવાળી છે! આપણે રેતીનો નાનો સરખો કિલ્લો બનાવીશું અને આપણે .........

**પુત્રઃ** બા, તું મને બહુ ગમે છે!

**પત્નીઃ** મ્હારાં વ્હાલાં!

**પુત્રઃ** પણ બાપુને હું ધિક્કારું છું!

**પત્નીઃ** આવતી કાલે દીવાળી છે ને એટલે સો દીવા સળગાવીશું હોં! બેટા!

[ પતિ, ખૂબ પીધેલ સ્થિતિમાં પ્રવેશે છે ]

**પતિઃ** તેં કહ્યું ને કે આવતી કાલે દીવાળી છે? હા–હા–મૂર્ખો!–તું પીધેલો છે! દીવાળી તો આજે છે! ઘરમાંના બધાય દીવા સળગાવો અને મારી આંખોને તે હેરાન કરે તો તેને દફનાવો!

**પત્નીઃ** તમે રોજ આટલા બધા પીને કેમ ઘરે આવો છો?

**પતિઃ** જ્યારે હું પીધેલ હોઉં છું ત્યારે જરા સાવધ હોઉં છું. હું શા માટે જન્મ્યો, સ્ત્રીને શા માટે સર્જવામાં આવી, મારા હાથ કેમ સબળ છે, તારું મોં કેમ સુંવાળું છે એ બધું મને ત્યારે જ સમજાય છે!

**પુત્રઃ** બા, બા, મને ઉંઘ આવે છે.

**પતિઃ** ( પુત્ર પાસે જાય છે અને તેનું મોઢું સુંઘે છે ) છટ્ મૂર્ખા! તારું મોં કેવું ગંધાય છે!—હં, તું પીએ છે. ખરું ને કૂતરા! અને તેથીજ તું નકામો બકવાદ બહુ કરે છે—તારે તીડ બનવું છે, તારે વાદળ બનવું છે, તારે આ બનવું છે અને તારે તે બનવું છે. દારૂડીયા! અને તારી મા તો એને કવિતા કહે છે! તારી મા કહે છે કે તું કવિ છે! પીધેલ! તારું મોં વાસ મારે છે.

**પત્નીઃ** વાસ તો તમારું મોં મારે છે.

**પતિઃ** તું શું બોલે છે તેનું પણ તને ભાન નથી. પોતે શું બોલે છે તેનું ભાન કોઈ પણ સ્ત્રીને હોય છે ખરું? આવ, બેટા, દરિયાનાં પાણીથી હું તારું મોઢું ધોઉં, હોં!

**પત્નીઃ** મારાથી આ સહન નથી થતું.

**પતિઃ** તેં એ હક્ક પૂરતો ભોગવ્યો છે!

**પત્નીઃ** સૂઈજા, બેટા, સૂઈજા! કાલે રાત્રે તારી આંખનું પોપચુંય બીડાયું ન હતું.

પતિઃ શા માટે ન બીડાયું ? રાત્રિ તો ઉંઘવા માટેજ બનાવાઇ છે. એ હરામખોર, અંધકારને તુચ્છકારવાની, તિરસ્કારવાની હિંમત કરે છે ! આખી રાત્રિ આંખો ખુલ્લી રાખીને તેને અપમાનવા સાહસ કરે છે ! મૂર્ખો ! કાલે રાત્રે કેમ નહિ ઉંઘ્યો ?

પત્નીઃ કારણ કે તમે......આખી રાત્રિ અમે તમારી રાહ જોતાં જાગતાં બેસી રહ્યાં. મધ્યરાત્રે, આપણા બારણા આગળથી ભયંકર રોકકળ સાથે એક શબ પસાર થયું. મારો દીકરો બ્હીધો. અને તમે તો સવાર સુધી પાછા જ ન આવ્યા.

પુત્રઃ બા !

પતિઃ આળસુ ! મૂર્ખો ! તારે મારી સાથે દરિયે ન્હાવા આવવાનું છે. બેટા, આપણે ઉંડા ઉંડા પાણીમાં ડૂબકી મારીશું ! તારાં ઉન્હાં ગાત્રો તો દરીયાનાં મોજાંને ય ગમશે. બેટા, ઉંડાં પાણી તારી ઉંડી આંખોને ચૂમી લેશે. ( તેને ગમે તેમ ચુંબન કરે છે ) ચાલ, આજ સાંજે આપણે ભેગા સ્નાન કરીએ. આજે સાંજે–સૂર્ય અસ્ત પામે ત્યારે.

પત્નીઃ આજે નહિ, આજે નહિ, આવતી કાલે ભલે જજો.

પતિઃ આવતી કાલ જેવી કોઇ ચીજ નથી. આવતી કાલ એ તો મૂર્ખ જુઠાણું ! આજ જ સાચી છે. અત્યારેજ, અહીંજ, તું જોતી નથી ? તને લાગતું નથી ? અરે ! સંધ્યાનો પ્રકાશ તો સુરા જેવો છે; સુરા જેવો. જરા વધારે દારૂ ! ( ખીસ્સામાંથી શીશો કાઢી દારૂ પીએ છે ).

પત્નીઃ વળી પાછું ! અરે ઇશ્વર, એ શા માટે પીતા હશે !

પતિઃ સર્વ વસ્તુઓ પીધેલી છે. આ ખુરશી પીધેલી છે, ટેબલ પીધેલું છે. આ દિવાલ, આ જમીન, આ સીલીંગ, બધુંય પીધેલું છે. અરે, તારા કાળા વાળ પીધેલા છે અને તેથી તો ઇશ્વર પોતેજ પીધેલો છે ! તેનાં પીધેલપણાને પરિણામે તો વીંછી દેડકાં, સાપ, હીપોપોટેમસ, ગેંડો, રેલ, દુકાળ, મંદિરો, ધર્મ ગુરૂઓ, પૈસા ધીરનારાઓ, અને ઢગલાબંધ દેવાં વગેરે આપણને મળ્યાં છે ! ખરેખર ! ઇશ્વર પૂરેપૂરો પીધેલ છે, પીધેલ છે. તે માનવલોહીથી પીધેલ છે ! ( ડુસકાં ખાય છે અને પછી ખડખડાટ હસે છે, )

પત્નીઃ નહિ; આજે સાંજે તેને તમારી સાથે ન લઇ જતા. કૃપા કરી સાંભળો; હું તમને આજીજી કરૂં છું. સમુદ્ર તોફાની છે.

પતિઃ બેટા, તારે સમુદ્ર બનવું છે ? હા–હા–હા–કેટલું ઠંડું, ભૂરૂં અને આશ્ચર્યજનક !

પુત્રઃ બા, મને બહુ ઉંઘ આવે છે.

પતિઃ ( તોછડાઇથી ) ચાલ, ચાલ; તારે મોડેથી સૂવાનું છે. મોડેથી સૂજે–( શીશામાંથી છેલ્લું ટીપું પીએ છે અને શીશો ફેંકી દીએ છે )

પુત્રઃ મા, મા.

પત્નીઃ છોકરાને ઉંઘ આવે છે—

પતિઃ મોજાં તો જાગતાં છે !

( જાય છે )

પત્નીઃ ( પોપટને ) પિંજરમાં પૂરાયલું બીચારૂં પંખી ! તારે તારૂં પિંજર છે–મારે મારૂં નશીબ છે...બન્ને એવાં સંકોચાયલાં, સાંકડાં અને થાકેલાં છે !...

( બારણે ટકોરા થાય છે )

કોણ છે ?

રખડુઃ બારણું ઉઘાડ.

પત્નીઃ તમે કોણ છો ?

રખડુઃ એ તો હું, એક રખડુ.

**પત્નીઃ** ઘરના માલેક ઘરમાં નથી. પછી આવજો.

**રખડુઃ** આપણે બધા ઘરના–જેને આપણે દુનીઆ કહીએ છીએ–માલેક છીએ. બારણું ઉઘાડો.

**પત્નીઃ** ( બત્તી સળગાવવા જાય છે ) જરા થોભો, હું બત્તી સળગાવું છું. ( જાય છે ) એ અવાજ શાનો ? શું બત્તી બુઝાઈ ગઈ ? ના; એ તો એક સ્વપ્ન. ( બારણું ખોલે છે ) અંદર આવો; બીચારો રખડુ ! અરે તું તો વૃદ્ધ, થાકેલો અને ભૂખ્યો લાગે છે !

**રખડુઃ** હું વૃદ્ધ છું; થાકેલો છું, ભગ્ન-હ્રદય છું.

**પત્નીઃ** ગરીબ રખડુ !

**રખડુઃ** હજી તમને મારી દયા આવે છે ?

**પત્નીઃ** હજી દયા આવે છે ?–તમે કોણ છો ?—

**રખડુઃ** તમે મને ઓળખ્યો નહિ ?

**પત્નીઃ** મેં તમને લાંબા સમય ઉપર ક્યાંક જોયા હોય એમ મને લાગે છે...તમારો અવાજ હું ઓળખું છું. પણ હું તમને ઓળખતી નથી.

**રખડુઃ** નથી ઓળખતાં ?

**પત્નીઃ** ના.

**રખડુઃ** અને તમે મને ભૂલી ગયાં તેથી મારે તમને ઠપકો આપવો ન ઘટે. કારણ કે, મારા વાળ તો બરફ જેવા શ્વેત થઈ ગયા છે; જ્યારે તમારા વાળ તો પ્રભાત થવાનું હોય એવી ખાત્રીભરી રાત્રિ જેવા કાળા છે. મારી આંખો નિસ્તેજ–ઠંડી અને મરેલી છે જ્યારે તમે તો હજીય યુવાન, વસંતના પૂરે-પૂરાં અભિલાષી છો.

**પત્નીઃ** તમે કોણ છો ?

**રખડુઃ** હું ? તમારાં સ્ત્રીત્વને પગથારે ઉભેલો હું પહેલો પ્રણયી છું. હું માત્ર થોડીજ વાર માટે તમારો ગુપ્ત મહેમાન હતો. અને પછી આપણે છૂટા પડયાં. તમારાં પિંજરનાં સળીયા તોડવાની આશાથી હું પાછો આવ્યો છું.

**પત્નીઃ** પિંજરના સળીયા ?

**રખડુઃ** દરેક રાત્રિએ મેં તમારી ચીસો સાંભળી છે. પેલો બાયલો, જેને કાયદો તમારો પતિ કહે છે, તેણે એક વખત રસોડામાં તમારા ઉપર છરી ફેંકી. પરંતુ. તે તમારા કપાળેથી છટકી ગઈ, અને તેની રમત માટે તમે વધુ વખત માટે બચ્યાં. તમારા હાથ-માંની કાચની બંગડીઓ તોડી, તેણે લોહી કાઢયું હતું, તે હું જાણું છું. ઓ ઇશ્વર ! મારા પ્રભુ ! મેં તમને બધોય વખત ચાહ્યાં છે. તમારાં પિંજરનાં સળીયા તોડી તમને ખુલ્લાં આકાશમાં, જ્યાં તમે સ્વતંત્રતા અને પ્રકાશમાં કલ્લોલતાં ઝુલી શકો ત્યાં લઈ જવા, આવવાનો સમય આવી પહોંચ્યો છે એમ મને લાગ્યું એટલે હું અહીં આવ્યો છું.

**પત્નીઃ** હું નહિ આવી શકું, હમણાં તો હું નહિ આવી શકું; નહિ આવી શકું.

**રખડુઃ** મારે જવું જ જોઇએ. પણ જ્યારે જરૂર પડે ત્યારે મને બોલાવવાનું યાદ રાખજો. હું, રસ્તા પર પેલી બાજુએ આવેલી નાની નિર્જન ઝુંપડીમાં રહું છું.

**પત્નીઃ** જશો નહિ; જશો નહિ. મારે તમને એક છૂપી વાત કહેવાની છે.

**રખડુઃ** મારે તરત જ જવું જોઇએ.

**પત્નીઃ** જરા થોભો, અને છોકરાને તો જુઓ. તે એટલો સુંદર છે, એટલો મહાન છે, વાદળાંની જેમ આકાશમાં તરવાની, પંખીની જેમ કલ્લોલ કરવાની, રખડવાની અને રખડી રખડીને રખડુ બનવાની ભાવનાવાળો છે !

**રખડુઃ** પ્રભુ તેનું કલ્યાણ કરે !

( જાય છે )

**પત્નીઃ** ( બારણાં આગળ ઉભી રહે છે;

પતિ પ્રવેશે છે; ખડખડાટ હસે છે ) છોકરો ક્યાં છે ?

પતિઃ ( હસે છે. )

પત્નીઃ છોકરો ક્યાં છે ?

પતિઃ સમુદ્રને પૂછ !

પત્નીઃ શું ?

પતિઃ તારા કરતાં, દરિયાને એ છોકરા પ્રત્યે વધુ સ્નેહ હતો. ઓ ! ઓ ! એ એટલું વધુ આશ્ચર્યકારક દશ્ય !

પત્નીઃ છોકરો ક્યાં છે ?

પતિઃ સમુદ્રનાં મોજાં તેના શરીર ઉપર નૃત્ય કરી રહ્યાં; તેના હાથ તાળીઓ પાડી રહ્યા. પવન પંખીના જેવાં કલ્લોલગીતો ગાઈ રહ્યો. અને મોતી તો જાણે આંખોના જેમ કૂદી આવ્યાં. પ્રભુ ! કેવું દશ્ય ! પોતાનાં ગાત્રોને ઠંડા પાણીનો સ્પર્શ થતો છોકરાને બહુજ ગમ્યો. તેણે કહ્યુંઃ " બાપુ, ઘરે જાવ હું તો દરિયાની પરીઓ સાથે રમવા માગું છું." પરીઓનો રાજા ઉપર કૂદી આવ્યો અને તેને દરિયામાં લઈ ઉંડે ઉતરી ગયો. અરે ! એ કેટલું બધું આશ્ચર્યકારક દશ્ય હતું !

પત્નીઃ શું કહો છો ? શું તે ખરેખર ડૂબી ગયો ? બેટા, પુત્ર, તું ક્યાં છે ?

પતિઃ કાલે દિવાળી છે ને, ત્યારે તે પાછો ઘરે આવશે. હા–હા–હા.

પત્નીઃ શું તે ડૂબી ગયો ?

પતિઃ હવે, જો, સાંભળ ! હું તને સાચું કહું, આશ્ચર્યકારક સત્ય, મહાન નગ્નસત્ય કહું. દિવસોના દિવસો થયાં એ મૂર્ખાને હું તેની પોતાની જ સાથે વાતો કરતો સાંભળી રહ્યો છું. તેને આમ બનવું હતું અને તેને તેમ બનવું હતું. તે એક પીધેલના જેવી વાત કરતો હતો. હા–એ તો તેનાં લોહીમાં જ હતું. મારા પ્રપિતામહ દારૂડીયા હતા; મારા પિતામહ દારૂડીયા હતા; મારા પિતા દારૂડીયા હતા, અને હુંય દારૂડીયો છું. પાંચ પાંચ પેઢીથી એ લોહીમાં ઉતરેલું છે. મારો પુત્ર દારૂડીયો બને, એમ હું ઇચ્છતો ન હતો. તેથી હું તેને બાવડામાંથી પકડી દરીયે લઈ ગયો અને તેને ડૂબાડી આવ્યો.

પત્નીઃ મૂર્ખા ! એ તમારો પુત્ર ન હતો ! [ રખડુ શાન્તિથી પ્રવેશે છે અને દારૂડીયા તરફ તાકી તાકીને જોઈ રહે છે. ]



# રેંટિયો

( વ્હાલા વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ. )

ખમ્મા રેંટિયાના લઈએ વારણા રે લોલ;
રંકની મહુલીનો શણગાર જોઃ ખમ્મા...
દર્શન એનાં દુખડાં દળે રે લોલ;
કાંતતાં સદાય સુખકાર જોઃ ખમ્મા...
ધીંગો બેલી એ દીનહીનનો રે લોલ;
નોંધારાનો આધાર જોઃ ખમ્મા...
દેશની ચઢતીનો એ ચાંદલો રે લોલ;
ઉદયનો અથાગ અંબાર જોઃ ખમ્મા...
ઘર ઘર વિરાજી દેશ બિરદનાં રે લોલ;
ગાજજે વીરા ! ટંકાર જોઃ ખમ્મા...

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા




## પ્રકરણ ૩૩ મું

કંપની સરકારે પોતાના કેદીઓ માટે જે કારાગ્રહો બંધાવ્યાં હતાં, તે, તે વખતના કારાગ્રહોની સરખામણીમાં તો ઉત્તમ સુધારાના નમુનારૂપ હતાં. પરંતુ આજના કારાગ્રહોની સરખામણીમાં તો તે દોજખની ઉપમા પામે એવાં જ હતાં.

સંધ્યાકાળ થવાનો વખત થયો હતો એવે વખતે એક સ્ત્રી, ધીમે ધીમે કારાગ્રહના દરવાજા આગળ આવી પહોંચી. દરવાજા આગળના પહેરેગીરને એક ચીઠ્ઠી બતાવી, એટલે તેણે તુરંગમાંની એક મોટી ઓરડીનો માર્ગ દર્શાવ્યો.

રમેશ, જે ઓરડીમાં કેદ હતો તે ઓરડી, આગળ તે આવી પહોંચી. રમેશ એક બાંકડા પર સૂતો હતો.

તે સ્ત્રી ઓરડી આગળ આવી પહોંચી અને બોલી "રમેશ તમારૂં જ નામ કે?"

"હા; તમે કોણ છો?"

"મારે તમારૂં જ કામ છે. હું મંત્ર તંત્ર જાણનારી બાઈ છું અને લોકોનાં દુઃખ દૂર કરવાનું કામ કરૂં છું."

"પણ મારૂં તમને શું કામ છે? હું તો દુઃખી પણ નથી, તેમ સુખી પણ નથી."

ચારૂ પાસેથી ચીઠ્ઠી લઇ જનારી આ બાઇ હતી. એ કહેવાની જરૂર નથી.

તેણે ગંભીર સ્વરે કહ્યું: "મને એક માણસે, તમારી પાસે મોકલી છે."

"કોણે? તેનું નામ શું?"

"તેનું નામ ચારૂ; તેના બાપનું નામ દુર્ગાચરણ."

ચારૂ એ નામ સાંભળતાંજ રમેશ ચમકી ઉઠયો, તેના અંગે રૂંવાટી ઉભી થઈ ગઇ. પ્રિય પાત્રના નામ શ્રવણથી તે ઘણો આનંદીત થઇ ગયો. "પણ તમે અહીં કેવી રીતે આવી શકયાં?"

"પૈસાથી શું ન થઇ શકે?"

"ચારૂએ તમને મારી સમક્ષ શા માટે મોકલ્યાં?"

"તેણે એક પત્ર આપ્યો છે."

એટલું બોલી, તે બાઇએ રમેશના હાથમાં ચારૂનો પત્ર મૂકયો. એ પત્ર જોતાં રમેશ અત્યંત આનંદ પામ્યો. આભાર ભરી દષ્ટિથી, રમેશ, તે બાઇ તરફ જોઇ રહ્યો

"હું તમારો ઘણોજ આભારી છું. તમારૂં કામ બક્ષિસને પાત્ર છે, પરંતુ કારા-

ગ્રહમાંનો કેદી, આભારના શબ્દો સિવાય, બીજું શું આપી શકે ? ''

" હું કાંઇની અપેક્ષા રાખતી નથી. ચારૂએ આપને મોઢેથી સંદેશ કહાવ્યો છે કે ' જીવતી કે મરેલી, હું તમારી જ પત્ની છું; એ કદિ પણ વિસરશો નહિ. ' "

" નહિ; આ સંદેશ બરોબર નથી. આ કાંઈ મને સુખ આપે એવો સંદેશ નથી. મારે લીધે, તે જીંદગી પર્યંત ટળવળતી રહે, એ મને ન ગમે ! " રમેશ દીર્ઘ નિઃશ્વાસ નાંખી બોલ્યો.

" પણ ચારૂ તો અનેક જણે સમજાવ્યા છતાં માનતી નથી. જો તમે ચારૂને તમારૂં સ્મરણ રહે, એવી કોઇ વસ્તુ આપો, તો નિરંતર, એ તરફ પોતાનું ધ્યાન રાખી શકશે "

" એવી તે શી વસ્તુ આપું ? " થોડીવાર વિચાર કર્યા બાદ રમેશને યાદ આવ્યું: ' હા; એક વસ્તુ છે. પણ તે તમારે બહુજ સાચવીને આપવી પડશે. મારી પાસે, એક સંન્યાસીને આપેલ ચમત્કારિક વીંટી છે, એનો ઉપયોગ ઘણી સાવચેતીથી કરવાનો છે, એટલું ચારૂને કહેજો. "

" હું એ સંભાળથી આપીશ. તેને મન તો એ પ્રાણ બરોબર લાગશે. "

રમેશે, નાથુએ આપેલી મુદ્રિકા, તે બાઇના હાથમાં આપી.

" એકાદ નાનો સરખો પત્ર લખી દીધો હોત તો ? " મુદ્રિકા લઇને તે બાઇએ બીજું સૂચન કર્યું.

" શી રીતે લખું ?"

" લખવાની બધીએ સામગ્રી મારી પાસે છે. " એમ કહી, તે બાઇએ પોતાની થેલીમાંથી કાગળ શાહી અને કલમ કાઢી રમેશને આપ્યાં.

રમેશે ઉત્સાહથી નીચેનો પત્ર લખ્યોઃ-

" પ્રિય ચારૂ,

મારી આશા હવે છોડી દે. મને આજ રાત્રેજ મુર્શિદાબાદ લઇ જશે. ચારૂ ! મને મૃત્યુની શિક્ષા થનાર છે. એટલે મારી આશા છોડી; તું કોઇ યોગ્ય પાત્ર શોધી, લગ્ન કરજે અને સુખી થજે. તારૂં સરલ અને પવિત્ર હૃદય હું કદીએ ભૂલી જનાર નથી. મને સુખી કરવા માટે પણ તું લગ્ન કરી સુખી થા. એજ.

તારા સુખમાં સુખી થનારો, તારોજ
રમેશ. "

પત્ર લઇને, તે બાઇ ત્યાંથી ચાલી ગઈ. અને પછી રમેશ, ચારૂનું સ્મરણ કરતો ચોધાર આંસુએ રડી રહ્યો. કારાગ્રહની કાળી દિવાલોમાંથી તેનાં આંસુઓ કોણ લુંછી શકે, અથવા રૂદનનો ધ્વનિ પણ કોણ સાંભળી શકે ?

× × ×

તે બાઇ ત્યાંથી ચાલી ગઈ ત્યારે સંધ્યા થવા આવી હતી. તે ઉતાવળી ઉતાવળી, દુર્ગાચરણ બાબુને ઘરે આવી પહોંચી. અને એકદમ ચારૂની ઓરડીમાં ચાલી ગઇ.

ચારૂને ચીઠ્ઠી આપી. ચારૂએ તે હૃદય સરસી ચાંપી, વાંચી. ચારૂનાં નેત્રોમાંથી અશ્રુધારા વહી રહી.

" રમેશે એક નાનો સરખો સંદેશ મોંઢેથી કહાવ્યો છે. " તે બાઇ બોલી.

" શો ? "

" આજે લગભગ મધ્ય રાત્રિને સમયે, રમેશને મુર્શિદાબાદ લઈ જનાર છે. તે વખતે તેને મળવા માટે, તને ગંગા નદીના કિનારે બોલાવી છે. "

" ગંગા નદીના કિનારે ? અને તે યે મધ્ય રાત્રિએ ? "

" હા. "

"એમ કેમ બને ?"

"કેમ, હું તને ત્યાં લઇ જઇશ."

"પણ કોઇ જાણી જાય તો ?"

"જાણવાનું કોણ હતું ? એ સમયે તારા માતા-પિતા તો નિદ્રાધીન થશે. બરોબર સમય થતાં હું નીચેથી તને ધીમી બૂમ મારીશ. તું બહાર આવજે. અને આપણે બન્ને ત્યાં જઇશું. દોઢ–બે કલાકમાં તો આપણે પાછાં આવી રહીશું."

ચારનું દિલ માન્યું નહિ. એક અજાણી બાઇ સાથે, મધ્ય રાત્રે બહાર જવાનું મન તેને થયું નહિ. પરંતુ બીજી બાજુએ તેને તેનો વ્હાલો રમેશ યાદ આવ્યો. તેનું એ છેલ્લું દર્શન કરવાનો પ્રસંગ ગુમાવવો યોગ્ય લાગ્યો નહિ. અને છેવટે તેણે કબુલ કર્યું.

મધ્ય રાત્રિ પહેલાં પુનઃ મળવાનું જણાવી, તે બાઈ ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૩૪ મું

મધ્ય રાત્રિ થવાને થોડી જ વાર હતી. કલકત્તા શહેરનો અર્ધો અર્ધ વિભાગ અત્યારે નિદ્રાધીન થઇ ગયો હતો. ચંદ્રમાની શુભ્ર જયોત્સ્ના સર્વત્ર પથરાઇ રહી હતી. આખું યે દૃશ્ય મનોહર બન્યું હતું.

પરંતુ; એ મનોહર દૃશ્ય ચારૂને આનંદ પામવા સર્જાયું ન હતું. ચારૂ, તો એથી વિશેષ અસ્વસ્થ બની હતી. તેના મનમાં અનેક પ્રકારના વિચારો થઇ રહ્યા હતા. ઘડીમાં તેને એમ થતું કેઃ 'કોઇ અજાણી બાઈ સાથે, હું, ઉચ્ચકુલની તરુણ કુમારિકા, મધ્ય રાત્રિએ ક્યાં જાઉં ? મને કોઈ જોશે તો શું કહેશે ?' જ્યારે બીજી બાજુથી તેને વિચાર આવતો કે 'હવે થોડીજ વારમાં મારાં આયુષ્યનો અંત આવવાનો છે, તો આ તક કેમ સાધી ન લેવી ? રમેશનું દર્શન કરી, ગંગા નદીનાં પવિત્ર જળમાં સમાધી કાં ન લેવી ?' આ વિચારે ચારૂના મનનું સમાધાન થયું.

એટલામાં તો ચારૂની ઓરડી આગળ, નીચેથી એક તીણો સ્વર આવ્યો. ચારૂએ બારી વાટે જોયું, તો પેલી બાઈની આકૃતિ જણાઈ. ચારૂનું હૃદય એક વખત ફરી કમકમી ઉઠયું. પોતે આ ઘરનો હવે સદાને માટે ત્યાગ કરતી હતી; એ ભાવના તેના દિલમાં થઈ આવી. અને આંખોમાં ઝળઝળીયાં આવ્યાં. તરતજ સ્વસ્થ થઈ, તે ઘર બહાર નીકળી અને તે બાઈ પાસે આવી પહોંચી.

ચારૂને આવેલી જોઇ, તે બાઇ અત્યંત આનંદ પામી. તે ધીમેથી બોલીઃ "હવે મારી પાછળ પાછળ ચાલી આવ."

મધ્યરાત્રિને લીધે, નિર્જન થયેલા કલકત્તાના રસ્તાઓ પરથી ઉતાવળી ઉતાવળી બન્ને વ્યકિત ચાલવા લાગી. ઘણું ચાલ્યા છતાં, નિર્ણિત સ્થાન આવ્યું નહિ, એટલે ચારૂ જરા થાકી ગઇ. તેણે ધીમેથી પૂછ્યું: "હજી કેટલું દૂર છે ? ગંગાઘાટ એટલો બધો દૂર છે ?"

"જે ઘાટ ઉપરથી રમેશને લઇ જવાનો છે, તે ઘાટ જરા દૂર છે."

વળી બન્ને મુંગા મુંગા થોડું વધુ ચાલ્યાં. ચારૂ ઘણી થાકી ગઇ હતી. અને તે કાંઇક બોલવા જતી હતી. ત્યાંતો એક નજીકની ગલીમાં, તે બાઇ વળી ગઇ અને નાની ઝુંપડી સરખાં એક ઘર આગળ ઉભી રહી. તે ઘરનાં બારણાં ઉપર તે બાઇએ ધીમા ટકોરા માર્યા.

બારણું ઉઘડયું. ઘરમાં મંદ બળતા દીવાનો પ્રકાશ પડતો હતો. બારણું ઉઘાડનાર પુરૂષે પૂછ્યું:

"બન્ને આવ્યાં કે ?"

ચારૂનું આખું શરીર હવે તો ખૂબ કંપવા લાગ્યું. એટલામાં તે બાઇએ કહ્યું: "ચાલ; ઘરમાં ચાલ."

તે બાઇના હુકમ પ્રમાણે ચાલ્યા વિના

ચારૂ માટે બીજો કોઇ ઉપાય નહોતો. તે કાંઇક બોલવા જતી હતી, પણ તેનાથી કાંઇ બોલાતું ન હતું. ઘરમાં પ્રવેશ્યા પછી ઘણી વારે તે બોલી: "આપણે ક્યાં આવ્યાં?"

બાઇએ ગંભીર સ્વરે ઉત્તર આપ્યો: "તું મારે ઘરે આવી છે."

આ શબ્દો સાંભળી ચારૂના પગ થરથર કંપી ઉઠ્યા. તેનાથી ઉભા રહેવાયું નહિ. તે તરતજ નીચે બેસી ગઇ. તેનાં બધાંએ ગાત્રો શિથિલ થઇ ગયાં. મહામૂશ્કેલીએ, તે કંપતા સ્વરે બોલી:

"તું મને તારે ઘરે કેમ લઇ આવી? તેને મળવા નથી જવું ?"

"નહિ; તેનું જવાનું આજે બંધ રહ્યું છે."

"એમ હતું તો તેં મને પહેલેથીજ કેમ ન કહ્યું ? મને અહીં શા માટે લઇ આવી ?" ચારૂ ગભરાઇ ગઇ. તેના સ્વરમાં પણ ગભરાટ સ્પષ્ટ તરવરતો હતો.

"મેં તને આવવા કહ્યું હતું, એટલે જો હું ન આવી હોત તો તું મને જુઠી માનત. એટલે હું તને બોલાવવા આવી."

"તો હવે હું કયાં રહું ?"

"મારા ઘરમાં રહેવામાં કાંઇ હરકત છે ?"

"પણ મારે ઘરે નહિ જવાય ?"

"તું આજે જાય તો પછી તેને મળી કેમ શકશે ?"

"પણ અત્યારે ઘરે નહિ જાઉં, તો સવારમાં મારા પિતા માતા મને ન જોતાં ગભરાઇ નહિ જાય ? અને પછી હું ઘરે શી રીતે જઇ શકું ? મને ઘરમાં કોણ રાખશે ?"

"તો તું થોડીવાર અહીં બેસ. હું થોડીવાર થાક ખાઇ તને પાછી મૂકી આવું."

આ રીતે ચારૂના મનનું સહેજ સમાધાન કરી, તે બાઇ ઘરની અંદરના ભાગમાં ચાલી ગઇ. દીવાના પ્રકાશમાં તે ઘરમાંની નજીવી સામગ્રી સ્પષ્ટ દેખાતી હતી. તે ઉપરથી ચારૂએ માન્યું કે આ લોકો કોઇ નવા જ રહેવા આવેલાં હશે!

ઘરમાંના પુરૂષે ચારૂ તરફ એક નજર કરી. ચારૂ અત્યંત સુંદર લાગી. પછી તે બાઇ તરફ જોયું અને બન્નેએ કાંઇક રહસ્યમય નેત્રસંકેત કર્યો. આ જોઇ, ચારૂનાં ગાત્રોમાંથી પ્રસ્વેદ ઝરવા લાગ્યો.

લુંગડાંના છેડાવતી, ચારૂની આંખોમાંથી ટપકતાં આંસુ લૂંછવા તે બાઇએ પ્રયત્ન કર્યો અને તેમ કરતાં ચારૂની આંખોએ કોણ જાણે શું લાગ્યું, તે ચારૂની આંખો, ઘેનમાં ઘેરાવા લાગી. પાંચ–દશ મીનીટમાં તો ચારૂ બેભાન થઈ ગઈ.

"વાહ, તારી વિંટીમાં તો અજબ કરામત છે ને!" ચારૂને બેભાન હાલતમાં પડેલી જોઈ, પેલા પુરૂષે તે બાઇને અભિનંદન આપ્યું.

"પણ હવે આનું કરશું શું ?" તે બાઇએ ચારૂની વ્યવસ્થા કરવા વિષે પ્રશ્ન કર્યો.

"અરે કોઇ શ્રીમંત માણસને વેચી દેશું. આપણને પૈસા પણ મળશે અને આપણા માર્ગમાંનું આ કંટક પણ દૂર થશે."

તે બાઇ કાંઈ બોલી નહિ. તેના મનમાં કાંઇ બીજજ વિચાર ચાલી રહ્યા હતા.

(અપૂર્ણ)

## ઈનામી પ્રશ્ન

સંપાદક: કુ. યશસ્વિની

○ ○ ○
○ ○ ○
○ ○ ○

સામેના ૯ મીંડાને માત્ર ચાર જ લીટીથી જોડો, કે જેથી બે જ ત્રિકોણ બની શકે.

### હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઈ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૩ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૪ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. કુપન મોકલનાર પણ જવાબ એક સાદા કાર્ડમાં લખી તે કુપન સાથે પરબીડીઆમાં બંધ કરીને મોકલી આપે.

### દીપોત્સવી અંકના પ્રશ્નનું પરિણામ

ખરો જવાબ નં. ૩ છે.

આ પ્રશ્નના ૨૮ જવાબો આવ્યા હતા. તેમાં ૧૩ ખરા છે; ૧૨ ખોટા છે, અને ૩ પોસ્ટકાર્ડના નિયમનો ભંગ કરવા માટે તપાસાયા નથી. ગઇ વખતે સૂચના કર્યા છતાં, આ વખતે પણ અંગ્રેજીમાં એક બે જવાબ આવ્યા છે. હવેથી અંગ્રેજીમાં અપાયલા જવાબ તપાસવામાં નહિ આવે. ખરા જવાબ આપનાર બહેનોમાંથી સૌ. પ્રેમકુંવર પ્રાગજી ડોસા, એ બહેનને ઇનામનું પુસ્તક ' સોળ સુંદર વાર્તાઓ ભાગ ૨ જો ' આપવામાં આવે છે.

### ખરો જવાબ આપનાર બહેનોના નામ:

શ્રીમતી બહેનો ( ૧ ) પ્રેમકુંવર પ્રાગજી ડોસા, ( ૨ ) હીરાલક્ષ્મી મોદી, ( ૩ ) દેવુંબહેન આણંદજી, ( ૪ ) જેકોરબહેન વનમાળીદાસ, ( ૫ ) સુરજ ચં. કાજી, ( ૬ ) મણિબહેન શાહ, ( ૭ ) ઇન્દિરા વૈદ્ય, ( ૮ ) ઉર્વશી બુચ, ( ૯ ) લીલાવતી દલાલ, ( ૧૦ ) સરલા ત્રિવેદી, ( ૧૧ ) મણિબાઇ પૂજા, ( ૧૨ ) ખુશમનબહેન, ( ૧૩ ) તરલતા પટેલ.

**કુપન—જાન્યુઆરી ૧૯૩૧**

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, " ગુણસુંદરી ".




## સ્વદેશ

**શ્રીમતી ગંગાબહેન પટેલ :** મુંબાઇની ૧૮ મી વિગ્રહ સભાનાં પ્રમુખ શ્રીમતી ગંગાબહેન પાટીદાર કોમનાં વીરાંગના છે. કેટલાંયે વર્ષોથી તેઓ સ્ત્રીઉન્નતિના ક્ષેત્રમાં કાર્ય કરી રહેલાં છે. મ. ગાંધીજીએ શરૂ કરેલા મુક્તિસંગ્રામમાં તેઓ પહેલાંથી જ જોડાયલાં છે. અને અગાઉ ૧૫ દિવસ સરકારની મહેમાની માણી પણ આવ્યાં છે. ૧૮૯૦ માં તા. ૧૯ મી ડીસેમ્બરે પેટલાદ તાલુકાનાં ભાદરણ ગામે એમનો જન્મ થયેલો. છેક ૪॥ વર્ષની નાની વયે તેમનું લગ્ન ૭ વર્ષની વયના પતિ સાથે થયેલું. શ્રીમતી ગંગાબહેનનો શાળાનો અભ્યાસ તો કાંઇજ ન મળે. પણ ૧૯૦૮માં તેઓ પતિ સાથે મુંબાઇ આવ્યાં અને તે દરમ્યાન ૧૯૧૫ સુધીમાં તેમણે ગુજરાતીનો સુંદર અભ્યાસ કર્યો. 'ગુણસુંદરી' માં અને બીજાં પત્રોમાં તેઓ વખતોવખત લખતાં પણ ખરાં. ૧૯૧૭ માં તેઓ શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળમાં જોડાયાં. અને હજીયે કેટલાંય વર્ષથી તેઓ તેની મેનેજીંગ કમીટીનું સભ્યપદ ધરાવે છે. ૧૯૨૨ માં એ મંડળની એક શાખા સાન્તાક્રુઝમાં કાઢવામાં આવી. તેમાં પણ તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો છે. અને તેમાં ઉપપ્રમુખ તરીકે સેવા કરી રહ્યાં છે. ૧૯૨૬ માં પાટીદાર જેવી પછાત અને પડદામાં રહેનારી બહેનોનું શ્રી પાટીદાર સ્ત્રી મંડળ તેમણે સ્થાપ્યું અને તેનાં મંત્રી તેઓ બન્યાં. ૧૯૨૯ થી તેઓ સોશીયલ પ્યુરીટી લીગનાં મંત્રી બન્યાં છે. ગુજરાત-કાઠિયાવાડ જળપ્રલય વખતે પણ તેમણે સેવા બજાવી હતી.

**કુમારી સુમતિ ત્રિવેદી :** મુંબાઇની 'કોન્ગ્રેસ પત્રિકા' ના આ ત્રીજા તંત્રી બહેન, ૧૮ મી વિગ્રહ સભાનાં સભ્ય તરીકે ૬ માસની સરકારની મહેમાની માણવા ભાગ્યશાળી થયાં છે. એ બહેનનો જન્મ ૧૯૧૨ માં થયેલો હોઇ અત્યારે એ બહેન માત્ર ૧૮ વર્ષની વયનાં છે. ગુજરાતના સમર્થ કવિશ્રી ન્હાનાલાલ દલપતરામનાં એ બહેન ભાણેજ થાય. સાન્તાક્રુઝની પોદાર હાઇસ્કુલમાં એ બહેન અંગ્રેજીનું શિક્ષણ લેતાં હતાં. સંગીત અને ચિત્રકળાનાં એ બહેન શોખીન છે. મુક્તિસંગ્રામની શરૂઆતથીજ એ બહેને લડતમાં ઝંપલાવ્યું હતું.

**મીસીસ સગારામ સદાનંદ બી. એ.; એલ. ટી.;** મુંબાઇનાં સુપ્રસિદ્ધ દૈનિક વર્તમાનપત્ર 'ફ્રી પ્રેસ જર્નલ' ના તંત્રી શ્રી. સદાનંદ સામે સુધારેલા ફોજદારી કાયદાની કલમ ૧૭(૧) પ્રમાણે કેસ ચાલતો હોઈ, એ પત્રનો તંત્રભાર તેમનાં પત્ની મીસીસ સગારામ સદાનંદે લીધો છે. ફ્રી પ્રેસ ઓફ ઇન્ડિયા લીમીટેડના મેનેજીંગ ડીરેકટર અને તંત્રી તેમજ 'ફ્રી પ્રેસ જર્નલ' ના તંત્રી તેમજ પ્રકાશક તરીકેનો ભાર પણ તેમણે લીધો છે. મીસીસ સદાનંદ મદ્રાસ યુનિવર્સીટીનાં ગ્રેજ્યુએટ છે. અને મદ્રાસના કેળવણી ખાતામાં નીમાયલાં હતાં. તેઓ લાંબી રજા લઇ અત્રે આવ્યાં હતાં. ગઇ તા. ૧૦ મીએ તેમની રજા પૂરી થતી હતી. એટલે તેમણે મદ્રાસ કેળવણી ખાતામાંથી પોતાની નોકરીનું રાજીનામું આપ્યું છે. અંગ્રેજી દૈનિક પત્રના તંત્રીપદે આ બહેન આવ્યાં છે તે પ્રસંગે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

**ફાંસીને માંચડેથી બચાવો :** શોલાપુરમાં છેલ્લાં રમખાણ વખતે બે પોલીસનાં ખૂન થયેલાં. તે સંબંધમાં ત્યાંના ૪ ધનાઢ્ય રહેવાસીઓને ફાંસીની સજા થયેલી. તેમને માફી આપી, કેદની સજા કરવા મુંબાઇની સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ ધરાવતી ૧૪ સંસ્થાઓ તરફથી લેડી સૌ. લક્ષ્મી-

બાઇએ ના. વાઇસરોય અને લેડી ઈરવીનને તાર કર્યો છે. માહેશ્વરી મહિલા પરિષદ તરફથી પણ આવો તાર થયો છે.

**મજુરોમાં સમાજસેવાઃ** સેવામંદિરના ઓન. મંત્રી શ્રીમતિ મણિબહેન કારા એપ્રિલ ૧૯૩૦ સુધીના હેવાલમાં જણાવે છે તે પ્રમાણે મંદીરે આગલા વર્ષોની જેમ એ વર્ષમાં પણ પોતાનું કાર્ય સારી રીતે ચાલુ રાખ્યું હતું તારદેવ ઉપરનું કાર્ય પણ સારી રીતે પ્રગતિ કરી રહ્યું છે. પરંતુ ત્યાંથી હવે મુખ્ય મથક ફેરાસ રોડ ઉપરની સુધરાઇ ખાતાની ચાલોમાં બદલવામાં આવ્યું છે. એ ચાલોમાં હિન્દુ, મુસ્લીમ અને ખ્રિસ્તી મજુરોની પચરંગી વસ્તી છે મંડળે પોતાની પ્રવૃત્તિ ઉપરાંત છોકરાં છોકરીઓ માટે રમતગમતનાં સ્થાનો વધાર્યાં છે બાળકોની શારીરિક ખીલવણી તરફ પણ ધ્યાન આપવામાં આવે છે શ્રીમતી આતીયા બેગમ, શ્રીમતી હંસાબહેન મહેતા, શ્રીમતી જયશ્રી બહેન રાયજી વગેરે મંદીરને મદદ કરે છે. મંદીરની આ બધી પ્રવૃત્તિ સમાજ સેવા સંબંધી વિદેશમાં તાલીમ પામી આવેલાં કુમારી મણિ બહેન કારા અને કુમારી આનંદીબાઇ જોશી ચલાવી રહ્યાં છે.

— **શિક્ષિકા પરિષદઃ** મુંબાઇની મ્યુનિસિપલ કન્યાશાળાઓની શિક્ષિકાઓની પરિષદ સૌ. કુસુમગૌરી દેસાઇ બી. એ. ના પ્રમુખપદે ગયા માસમાં મળી હતી.

કાલબાદેવી રોડ ઉપર શુદ્ધ ખાદી વેચાણ માટે સ્વદેશી મંદીર ખોલવામાં આવ્યું છે. નિશાનપાડામાં મુસ્લીમ બહેનો માટે, મુસ્લીમ બહેનોને હાથેજ ચાલતો 'ખાતુન અંબાર' નામનો સ્ટોર શ્રીમતી આતીયા બેગમે ખુલ્લો મુકયો છે.

**નવાં દાકતર બહેનોઃ** કોલેજ ઓફ ફીઝીશીઅન્સ અને સર્જ્યન્સની પરીક્ષામાં નીચેનાં બહેનો પસાર થયાં છેઃ—શ્રીમતી બહેનો, માર્ગ લીલીયન ક્રોસ્ટી, ભાનુમતી મહેતા, કૃષ્ણાબાઈ પંડિત, જુલીયા પવાર, મેરી સમુદરે. માતૃભૂમિ દ્વારકાનાથ વાસુદેવ.

**આંતરકોમી લગ્નઃ** મુંબાઇમાં શ્રી. પેરીન રતનજી દુબાશ નામનાં ૨૫ વર્ષનાં પારસી બહેને શ્રી. રાજારામ જગતાપ નામના ૨૬ વર્ષના હિન્દુ જોડે રજીસ્ટ્રેશન વિધિથી લગ્ન કર્યું છે.

**લગ્નમાં સાદાઇ:** (૧) બોરીવલીમાં ઉજવાયેલાં ગાંધી દિનને દિવસે રાષ્ટ્રીય કાર્યકર ડૉ. બી. બી. જોશીનું લગ્ન કુમારી ગુલાબબાઇ વી. પંડીત જોડે અત્યંત સાદાઈથી થયું. વરવધુએ શુદ્ધ ખાદી પરિધાન કરી હતી. રાષ્ટ્રીય ફંડમાં સારો ફાળો આપવામાં આવ્યો હતો. (૨.) અષાડમાં ગઇ તા. ૧૧ મીએ અમદાવાદની ચંદ્રવીજય મીલ્સના માલેક શ્રી ચંદુલાલનાં પુત્રી શ્રીમતી સુનીલ અને અમદાવાદના મીલમાલેક શ્રી ભરત ભગતના શેઠ પુત્ર શ્રી પ્રાણસુખલાલનાં લગ્ન અત્યંત સાદાઇથી થયાં.

એ કુટુંબે ગુજરાતનાં સામાજીક ક્ષેત્રમાં સુંદર ફાળો આપ્યો છે. એજ કુટુંબનાં સંસ્કારી પિતા માતાનાં પુત્રી કુમારી વિનોદિની મુંબાઇ યુનિવર્સીટીની બી. એ. ની પરીક્ષા માન સાથે પસાર કરી, અને અમેરિકાની મીશીગન યુનીવર્સીટી તરફથી અપાતી બારબર શિષ્યવૃત્તિ મેળવી, અમેરિકા ગયાં અને એ યુનિવર્સીટીમાં અભ્યાસ કરી, એમ. એ. ની પદવી લઇ પાછાં હિન્દ આવ્યાં છે. સમાજશાસ્ત્ર અને શિક્ષણ એ બે એ બહેનના ઐચ્છિક વિષયો છે. આ શિષ્યવૃત્તિ ૮૦૦ ડૉલરની છે. પૂર્વ દેશની સ્ત્રીઓનાં શિક્ષણ માટે આવી ૮-૧૦ શિષ્યવૃત્તિઓ ખાસ કાઢવામાં આવેલી છે. કલકત્તાની યંગ મેન્સ ક્રીશ્ચિયન એસોસીએશન દ્વારા એની માંગણી કરવી પડે છે કોઇ પણ જાતના ભેદભાવ વિના, આર્ટસ, સાયન્સ કે મેડીસીન ગમે તે શિખવા માટે એ શિષ્યવૃત્તિ મળી શકે છે. ગુજરાતની બહેનો તરફથી, અમે શ્રી કુમારી વિનોદિની બહેનને તેમની સફળતા માટે અભિનંદન આપીએ છીએ. અને તે સાથે, ઇચ્છીએ છીએ કે ગુજરાતની બહેનોનાં જીવનમાંથી અજ્ઞાનતાનો અંધકાર દૂર કરી જ્ઞાનની જ્યોતિ ફેલાવવામાં પોતાનાથી બની શકે તેટલો ફાળો આપી, એ બહેન પોતાની કેળવણીને સાર્થક કરે.



કુ. વિનોદિની નીલકંઠ, એમ. એ.
[ 'કુમાર'ના સૌજન્યથી ]

શ્રી. વિનોદિની બહેન જણાવે છે કે અમેરિકાના લોકો હિન્દવાસીઓ પ્રત્યે ઘણી સહાનુભૂતિ ધરાવે છે અને જો કે આ દેશ વિશે તેમની માહિતી ઘણી ઓછી હોય છે, છતાં, જો તેમને ખરી હકીકત કહેવામાં આવે છે તેઓ તો આ દેશ માટે ઘણું માન રાખે છે ત્યાંનું ઉદ્યમીપણું, સ્વાતંત્ર્ય પ્રિયતા અને કોઇ પણ મહેનતનું કાર્ય હલકું નથી, એવી માન્યતા આપણે અનુકરણ કરવા યોગ્ય છે સ્વાશ્રય એ અમેરિકન લોકોનો મુખ્ય સિદ્ધાંત છે. મીશીગન યુનીવર્સીટી હિન્દુસ્તાનમાં હારવર્ડ અને કોલંબીયા જેટલી જાણીતી નથી. પણ અમેરિકામાં 'એન આરબર' (મીશીગન યુનિવર્સીટીનું સ્થળ) એ વિખ્યાત છે. ચીન, હિન્દુસ્તાન અને અન્ય દેશોના વિદ્યાર્થીઓ ત્યાં અભ્યાસ કરે છે.

**અમદાવાદમાં બાલમંદિર:** મોન્ટેસોરી પદ્ધતિ પ્રમાણે બાલકોને શિક્ષણ આપવા અમદાવાદ મ્યુનિસિપાલીટી તરફથી ડૉ. નવરોજીના બંગલામાં, શ્રીમતી તારાબહેન મોડકના હસ્તે બાલમંદિર ખુલ્લું મૂકાયું છે.

**ખડાયતા ભગિની સમાજ:** અમદાવાદનો વાર્ષિકોત્સવ ગયા માસમાં ઉજવાયો હતો. તે પ્રસંગે રાષ્ટ્રગીત, રાસ, સંવાદ, તકલી હરિફાઇ વગેરે કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. બાળાઓએ મગદળ અને લેઝીમના પ્રયોગો કર્યાં હતા.

**મુંબાઇ ઇલાકા વિદ્યાર્થી પરિષદ:** ગયા માસમાં સુરત ખાતે મળી હતી. તેના પ્રમુખસ્થાને શ્રી. કનૈયાલાલ મુનશી જવાના હતા. પરંતુ તેઓ અગત્યના કાર્યમાં રોકાઇ જતાં શ્રીમતી લીલાવતી મુનશીએ પ્રમુખ તરીકેનું કાર્ય બજાવ્યું હતું. સ્વાગતાધ્યક્ષ તરીકે શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુક્લે વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય લડતમાં ફાળો આપવા હાકલ કરી હતી. મીસ મુસ અને બીજાં કેટલાંક બહેનોએ પરિષદના કામકાજમાં ભાગ લીધો હતો.

**ભૂખ્યાંને રોટલો:** ગયા માસમાં જળગાંવ ખાતે, સૌ. હંસાબહેન મહેતાએ અખિલ ભારત ખાદી પ્રદર્શન ખુલ્લું મૂકતા જણાવ્યું કે: "આવા પ્રદર્શનોથી આપણા દેશમાં કેટલા પ્રકારનું કાપડ થાય છે તેનો આપણને ખ્યાલ આવે છે. છેક ૧૮ મી સદી સુધી, હાથે કાંતેલું અને હાથે વણેલું કાપડ એ હિન્દનો મુખ્ય વેપાર

હતો. યંત્રના સંશોધન સાથે એ ઉદ્યોગ પડી ભાંગ્યો. ગામડાંઓમાં ખાદી ઉત્પન્ન કરનાર ખેડુત પણ એને પરિણામે નિર્ધન બની ગયો. ગાંધીજીએ આ ઉદ્યોગનો પુનરુદ્ધાર કર્યો છે એ જીવદયાનું મોટામાં મોટું કાર્ય કર્યું છે. એ પુનરુદ્ધારથી હજારો ભૂખ્યાને રોટલો મળ્યો છે. ગરીબ ખેડુતો એ થી ભૂખે મરતા બચ્યા છે. ગરીબ સ્ત્રીઓ માટે એ મહાન આશિર્વાદ થઇ પડયો છે. ''

**મીસ જમના સાહેબ સિંઘ શાહાણીને** સિંધ, હૈદ્રાબાદમાં જ્યુડીશીયલ કમીશ્નર સિવાયની તમામ કચેરીઓમાં વકીલાત કરવાની સનદ મળી છે. સિંધમાં આ પહેલાજ બહેન, વકીલ છે.

**કન્યા કેળવણી માટે** કાશ્મીરના ના મહારાજાએ ૩૦ શિષ્યવૃત્તિઓ આપવા કબૂલ્યું છે. ...રી હાઇસ્કુલો માટે માસિક રૂા. ૧૦, ની ૧૦; કોલેજો માટે માસિક રૂા. ૨૧ ની ૧૦, અને બ્રિટિશ હિન્દમાં કેળવણી લેવા ઇચ્છતી કન્યાઓ માટે માસિક રૂા. ૪૦ ની બીજી ૧૦ શિષ્યવૃત્તિઓ અપાશે. મેટ્રીક અને સ્કુલલીવીંગ પરીક્ષામાં વધુ માર્ક્સ મેળવી પાસ થનાર છોકરીઓને સોનાનો અને મીડલ સ્કુલની પરીક્ષા પાસ કરનાર બે છોકરીઓને ચાંદીના ચાંદ આપવામાં આવશે.

**વડી ધારાસભામાં સ્ત્રીઓ :** ત્રાવણકોરની શ્રીમલય પ્રજાકીય વડીધારાસભામાં સરકારે જુદી જુદી કોમનું પ્રતિનિધિત્વ ધરાવતી ૫ સ્ત્રીઓ નીમી છે. વડીધારાસભામાં સ્ત્રીઓ નીમાવાનો આ પહેલોજ પ્રસંગ છે.

**પતિદેવ !** લખનોમાં એક પતિદેવને, પોતાની પત્નીનું નાક કરડી ખાધું. તે માટે ૩ માસ સખ્ત કેદની સરકારની મહેમાની મળી

**કુમારી ઉમા બોઝ:** કલકત્તા યુનિવર્સીટીની છેલ્લી બી. એસસી. પરીક્ષામાં પહેલા વર્ગમાં માન સાથે પસાર થવા માટે કુમારી ઉમા બોઝને મન્મથનાથ ભટ્ટાચાર્યજી સુવર્ણ ચંદ્રક અને સુના મણિ રૌપ્ય ચંદ્રક આપવામાં આવ્યો છે.

**અખિલ ભારતીય મહિલા પરિષદ:** ની સ્વાગત સમિતિ લાહોરમાં મીસીસ કઝીન્સના પ્રમુખપદે ગયા માસમાં મળી હતી. તેમાં લેડી અબ્દુલ કાદીર, પ્રમુખ, મીસ ફિરોઝુદ્દીન ચેરમેન; મીસીસ કોલ, મંત્રી; મીસીસ સુરી, સંયુક્ત મંત્રી, અને મીસીસ માયાં બશીર અહમદ ખજાનચી ચુંટાયા હતાં. પરિષદ તા. ૧૨-થી ૧૬ મી જાન્યુઆરી સુધી ટાઉનહોલમાં મળશે.

**કુમારી માણેક એમ. મહેતા:** મદ્રાસની ક્વીન મેરી કોલેજનાં રસાયણ શાસ્ત્રના અધ્યાપિકા છે. તેઓ ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડની ઇન્સ્ટીટ્યુટ ઓફ કેમીસ્ટ્રીનાં ફેલો ચુંટાયાં છે.

**આંધ્ર પ્રાંતિક મહિલા પરિષદ:** નું ચોથું અધિવેશન ડૉ. લક્ષ્મીદેવીના પ્રમુખપદે મછલી પટ્ટણમાં મળ્યું હતું. તે પ્રસંગે વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને પડદામાં બેસવું પડયું હતું. અજ્ઞાનતા દૂર કરવા માટે ફરજીયાત પ્રાથમિક કેળવણી, સ્ત્રીઓ માટે ખાસ કોલેજો, સ્ત્રીઓ માટે સંસ્કૃતની જુદી કોલેજો સ્થાપવા સંબંધમાં ઠરાવો થયા હતા

**શારદા કાયદો અને હિન્દ:** હૈદ્રાબાદની સ્ત્રીઓની એસોસીએશનની ૪ થી વાર્ષિક કેળવણી વિષયક પરિષદ બેગમ સાહેબા નવાબ મહરામ -ઉદ-દૌલાના હતો. મળી હતી. તેમાં મીસીસ અમીર હુસેને, હાવાદની નો ઠરાવ મીસીસ એમ. કે પીલાઇ, મોસાહ્ય રૂસ્તમજી વગેરેના અનુમોદનથી પસાર થયો છે: "બાળલગ્નના ખરડાનો પ્રશ્ન ફરી ઉપાડવાના હિન્દી સરકારના વલણ પ્રત્યે પરિષદ દિલગીરી દર્શાવે છે અને સ્ત્રીનાં શારીરિક આરોગ્ય અને કલ્યાણને ખાતર, લગ્ન વય ૧૪ વર્ષની રાખવાની જરૂર ભારપૂર્વક જણાવે છે."

**બાળલગ્ન માટે સજા:** નરહાસપુર તાલુકા (મૈસુર)માં બાળલગ્ન કરાવવા માટે, ગામના પુરોહીતને રૂા. ૩૦ નો દંડ થયો છે. વર અને વધુના માતાપિતાને પણ એટલીજ રકમનો દંડ કર્યો છે. આ સજા સામે મૈસુરની હાઇકોર્ટમાં અરજ થયેલી પણ તે ના વડા ન્યાયમૂર્તિએ કાઢી નાખી છે. ૮ વર્ષની નીચેની છોકરીનાં લગ્ન માટે આ સજા થઇ છે.

**શારદા કાયદો:** (૧) વડી ધારાસભાની બેઠક તા. ૧૪ મી જાન્યુઆરીથી શરૂ થનાર છે. તેમાં શારદા કાયદાને બાજુએ મુકી, તેમાં જણાવેલી

વયની અંદરનાં છોકરા છોકરીઓનાં લગ્ન કરવાની છૂટ મળે એવો ખરડો રજુ થનાર છે. (૨) નગરપારકરમાં શારદા કાયદાનો ભંગ કરી લગ્ન થવાનાં હતાં. પણ અસ્પૃશ્યોદ્ધાર પ્રચારક શ્રી નારણદાસે આવી કાયદો વાંચી સમજાવ્યો એટલે લગ્ન થતાં અટકયાં. (૩) ગીરનાડી (બારીસાલ)માં એક ખ્રિસ્તિએ પોતાની ૧૪ વર્ષની છોકરીનાં લગ્ન સગીરવયના છોકરા સાથે કર્યાં. આથી કેસ મંડાયો. છોકરો પુખ્ત વયનો થાય નહિ ત્યાં સુધી છોકરીને સાસરે ન મોકલવા હુકમ થયો. અને છોકરાના બાપ પાસે રૂા ૩૦૦ ના જામીન લીધા.

**પુનર્લગ્ન:** (૧) કોન્ડાપુર (હૈદ્રાબાદ સ્ટેટ) માં તા. ૧૫ મી નવેમ્બરે શુણે રેડી કોમમાં શ્રીમતી મલ્લામ્મા (વય વર્ષ ૧૮) એ ૨૫ વર્ષના યુવાન શ્રી તેલૈડી વેંકટરામ રેડી સાથે કર્યું. આ કોમમાં બાળલગ્નનો રિવાજ રૂઢ છે અને પુનર્લગ્ન નિષિદ્ધ છે. શ્રીમતી મલ્લામ્માનું લગ્ન ૫ વર્ષની વયે થયેલું અને ૭ વર્ષની વયે તે વિધવા થઇ હતી. (૨) સોજીત્રાના શ્રી. તુલસીભાઇએ નડીયાદના શ્રી. ત્રીકમભાઇની વિધવા પુત્રી મણિબહેન સાથે વડોદરામાં પુનર્લગ્ન કર્યું.

**આપઘાત:** (૧) કટકની રેવન્શો કોલેજની વિદ્યાર્થીની કુમારી જયંતિ વિશ્વાસે, યુનિવર્સીટીની પરીક્ષાના ભયને અંગે, કોલેજનાં તળાવમાં પડી આપઘાત કર્યો. (૨) હઝારીબાગ (પટના) જીલ્લાના દઇહર ગામમાં શ્રીમતી વાસુદેવકુમારીને પતિ પાછળ સતિ થવાનો પ્રયત્ન કરવા માટે, ત્રણ માસ સાદી કેદની સજા થઇ. તેને તેમ કરવા ભમાવનારા ૭ માણસોને ૯ માસ સખ્ત કેદની સજા થઇ.

**સ્ટવ સગડીના ખપ્પરમાં:** (૧) મલાડ ખાતે, લક્ષ્મીબાઇ નામની ૧૭ વર્ષની સ્ત્રી સગડી સળગાવતાં દીવાસળી સાડી પર પડતાં, સળગી, મરણ પામી. (૨) પરેલમાં કામાક્ષીબાઇ સગડી સળગાવતાં સાડી સળગી જવાથી દાઝી મરણ પામી, (૩) રોશનબી નામની મુસ્લીમ છોકરી મુંબાઇમાં, દીવાથી કપડાં સળગી જતાં દાઝી મરણ પામી.

**પરચુરણ:** (૧) પંજાબના નીશીઆરપુર જીલ્લાનાં ગઢશંકર તહસીલનાં સારોઆ ગામમાં બારેક 'હથિયાર બંધ લુટારુઓ સાથે ટક્કર' ઝીલી તુરતમાંજ પરણેલી ૧૫ વર્ષની હિન્દુ છોકરી ગોળીબારનો ભોગ બની મરણ પામી. (૨) મુંબાઇમાં ગીરગામ કો–ઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટ તરફથી સ્ત્રીઓ માટે સહકારી તાલીમના વર્ગો નાયીબાઇ કન્યાશાળામાં ખોલવામાં આવ્યા છે. (૩) અલ્હાહાબાદમાં પતિ ઉપર હલ્લો કરી ગંભીર ઇજા પહોંચાડવા માટે અઝીમન બીબી નામની એક સ્ત્રીને બે વર્ષ સખ્ત કેદની સજા થઇ. (૪) વાંદરા મ્યુનિસિપાલીટીમાં આ વર્ષે મીસીસ આલમીડા નામની બહેન પહેલીજ વખત સભ્ય ચુંટાયા છે. (૫) દિલ્હીમાં દર વર્ષે ભરાતું આરોગ્ય અને શિશુ સપ્તાહ પ્રદર્શન ડૉ. નંગલ નામનાં જર્મન બાનુના વિરોધને અંગે રાજકીય કારણસર મુલતવી રહ્યું (૬) આંતર રાષ્ટ્રીય મજુર કચેરીએ, ઉદ્યોગ ધંધામાં રાત્રિના કામ માટે સ્ત્રીઓને ન રોકવાનો સુધારો કરવા સંબંધમાં મત માંગ્યા છે. (૭) હિન્દની ખાણોમાં કામ કરતી સ્ત્રીઓની સંખ્યા ૧૯૨૯ ના વર્ષમાં ઘણી ઘટી છે. (૮) બોટાદમાં ૪૫ વર્ષની ઉપરના એક ગૃહસ્થ ૧૪-૧૫ વર્ષની છોકરીનો ભવ બગાડવા તૈયાર થતાં, કોર્ટ તરફથી મનાઇ હુકમ મેળવી લગ્ન અટકાવવામાં આવ્યું. (૯) અમદાવાદથી શ્રીમતી મીરાં બહેનના તંત્રી પદે 'ન્યુઝ ઓફ ઇન્ડિયા' નામનું સાપ્તાહિક પત્ર થોડા વખતમાં શરૂ થનાર છે (૧૦) સુરતના બાલ સંઘ તરફથી ગુજરાતના વાનરોની પરિષદ શ્રીમતી હંસા બહેન મહેતાનાં પ્રમુખપદે તા. ૨૭-૨૮ મીએ ભરાનાર હતી. (૧૧) પૂર્વ બંગાળામાં ભૂખમરાથી પીડાતા એક મુસ્લીમે, એક રૂપીયાની કિંમતની બકરી પેઠે પોતાની બાળપુત્રીને વેચી દીધી. (૧૨) પંજાબ ફ્લાઇંગ કલબમાં અત્યારે ૧૫ સ્ત્રી સભ્યો વિમાનમાં ઉડતાં શીખે છે (૧૩) નવસારીની શ્રીમતી રતન બહેન બામજી નામનાં પારસી બહેન પોતાનાં મરણ વખતે ૬ થી ૭ લાખની પૂંજી મૂકી ગયાં તે સર્વ પારસી કોમના લાભ માટે વાપરવા જણાવી ગયાં છે (૧૪) ફ્રેન્ચ સ્ત્રી વિમાની મેડમ માર્યસ હેલ્ટ્રૂજ તા ૧૪ મી એ અલ્હાહાબાદ આવી આગ્રા ઉપડી ગઇ છે.

## વિદેશ

**મીસ લીઉ માનચીંગની અપૂર્વ સિદ્ધિ:** ચીન અને તીબેટ વચ્ચેનો મિત્રાચારી ભર્યો સંબંધ ફરી સ્થાપવામાં કોઇ રાજદ્વારી પુરૂષે ન સાધેલી સફળતા મીસ લીઉ માનચીંગ નામની ૨૪ વર્ષની ચિની કુમારીએ મેળવી છે. ૧૯૦૬ માં કુમારી લીઉનો જન્મ થયો. ૬ વર્ષની વયે તેને શિક્ષણ માટે પેકીંગ મોકલવામાં આવી. ત્યાંની ગર્લ્સ નોર્મલ સ્કુલમાં એ ગ્રેજ્યુએટ બની. ત્યાંથી તે મીશનરી દાક્તરી કોલેજમાં જોડાઇ, પરંતુ બૌદ્ધ ધર્મને અંગે મીશનરીઓ જોડે વાંધો પડયો અને તેણે કોલેજ છોડી દીધી. આ બનાવે તેને રાજકીય કારકીર્દી પ્રત્યે પ્રેરી અને પરિણામે અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત થતાં આખા ચિનમાં ચીનાઇ વિપ્લવની એક વીરાંગના તરીકે તેનું નામ સર્વત્ર પંકાયું. નાનકીંગથી લ્હાસા–સીધી રીતે ગણતાં ૧૮૦૦ પરંતુ ખરી રીતે જોઇએ તો લગભગ એથી બેવડા અંતરની તેણે મુસાફરી કરી. કદાચ સ્ટીમરમાં, કદાચ પગપાળા તો ઉંટ ઉપર એમ ૮ માસ સુધી મુસાફરી કરીને હિન્દ થઇ તે નાનકીંગ પુનઃ આવી. તીબેટ અને મોંગોલીયાને ચીન જોડે ગાઢા સંબંધમાં લાવવા માટે કેટલાક સમયથી પ્રવૃત્તિ ચાલી રહેલી છે. તેને અંગે મીસ લીઉની મુસાફરી યોજાઇ હતી. બે વર્ષ થયાં નાનકીંગમાં મોંગોલીયા અને તીબેટને લગતી બાબતો માટે એક બ્યુરો સ્થપાયલી છે. મીસ લીઉ એ બ્યુરોમાં જોડાઇ. પરંતુ તે એક માત્ર કારકુન તરીકે. ૧૯૨૯ ના જુલાઇમાં, સરકારે મોંગોલીયા અને તીબેટને લગતી પહેલી પરિષદ ભરી. તે બાદ મીસ લીઉએ લ્હાસાની મુસાફરી આદરી. આ વર્ષના ફેબ્રુઆરીમાં તે અનેક વિટંબણાઓ વેઠી લ્હાસા પહોંચી. તીબેટમાં ખાસ કરીને લ્હાસામાં, તેણે ત્રણ માસ ગાળ્યા. તે દરમ્યાન દાલાઇ લામા જોડે તેણે ત્રણ મુલાકાતો લીધી. રાજકીય નેતાઓની મુલાકાતો લેવામાં અને લોકો સમક્ષ ભાષણો કરવામાં તેણે ઘણોખરો સમય ગાળ્યો. ચીનાઇ કુમીન્ટંગ પક્ષ અને રશીયાનો સામ્યવાદી પક્ષ એ બન્ને એક નથી અને કુમીન્ટંગ પક્ષ બૌદ્ધ વાદનો વિરોધી નથી એટલી દલાઇ લામાને ખાત્રી કરી આપવાનું મીસ લીઉનું મુખ્ય કાર્ય હતું. મીસ લીઉએ આ ખાત્રી કરી આપી અને પરિણામે પંચન લામા જે અત્યારે ચીનમાં દેશપારી ભોગવી રહ્યા છે, તે હવે તીબેટ પાછા ફરી શકશે. મીસ લીઉ ચીન આવ્યા બાદ તીબેટનું એક પ્રતિમંડળ નાનકીંગ આવ્યું છે અને તેણે જનરલ ચીઆંગ કૈશેકની મુલાકાત પણ લીધી છે. મીસ લીઉની સફળતાનો એ પૂરાવો છે.

**ચીનની યુવતીઓના** નેતા મીસ સૂમ ચેન્ગ અને ચીન પ્રેસના માલીક વચ્ચે ૨૬૦૦૦૦ ચાંદી ડોલરમાં એક અમેરિકન વ્યવસ્થા હેઠળનું પત્ર ખરીદી લેવાનો કોન્ટ્રાક્ટ થયો.

**સલામત :** ચીના ચાંચીયાઓએ પકડેલી બે મીશનરી અંગ્રેજ બાનુઓ મીસીસ હેવર્ડ અને મીસ ગોમર સેલ પઓટાએન ખાતેની મોગોલની ટેકરીમાં સલામત છે.

**હિન્દની સ્ત્રીઓનો મતાધિકાર :** લંડનમાં રોયલ એમ્પાયર સોસાયટીમાં બોલતાં, લેડી ચેટરજીએ સ્ત્રીઓના સંબંધી સાયમન હેવાલનો ફકરો ઉલ્લેખી જણાવ્યું કે મિલકતની યોગ્યતાના ધોરણને અંગે હિન્દી સ્ત્રીઓની મોટી સંખ્યા મત આપી શકતી નથી. આપણે ઇંગ્લાંડમાં જેઓ મતાધિકાર ધરાવીએ છીએ તેઓ સારી રીતે જાણીએ છીએ કે કેળવણી અને દાકતરી રાહતને લગતા પ્રશ્નોમાં ખરેખરો અવાજ સ્ત્રીઓ રજુ કરી શકે એમ ન હોય, તો હિન્દ પ્રગતિ કરી નહિ શકે. હિન્દમાં યોગ્યતાવાળી સ્ત્રી દાક્તરોની સંખ્યા ઘણી ઓછી છે. હિન્દમાં પુખ્ત વયનાને કેળવણી આપવાની જરૂર છે.

**હિન્દમાં સ્ત્રીઓનો દરજ્જો :** નવાં રાજબંધારણ પ્રમાણે હિન્દની સ્ત્રીઓનો દરજ્જો અને લાભ જળવાય તે માટે ગોળમેજી પરિષદને એક નિવેદન મોકલવામાં આવ્યું છે. તેની ઉપર ૧૬ જણે સહી કરી છે. તેમાં વાઇકાઉન્ટેસ એસ્ટર, મીસ મેગન લોઇડ જ્યોર્જ, લેડી સીંથીયા મોસલે, લેડી લેટન અને મીસીસ જિનરાજદાસ પણ છે. એ યાદીમાં સાયમન કમીશનના હેવાલ પ્રમાણે, મીલ્કતની યોગ્યતાવાળા પુરૂષની ૨૫ વર્ષની (કે ૨૧ વર્ષની ) પત્નીને અને એવી યોગ્યતાવાળા પતિની વિધવાને મતાધિકાર આપવાની ભલામણ થઇ છે આ બાબત નક્કી કરવા એક ખાસ સમિતિ નીમવાની સૂચના થઇ છે.

પતિની આવકમાંથી ઘરખર્ચ માટે ચોક્કસ રકમ મેળવવાનો સ્ત્રીને કાયદેસર હક્ક આપવાનો ઠરાવ હાઉસ પાર્લામેન્ટમાં મીસીસ એકર નોટે પસાર કરાવ્યો છે.

મીસ પેટ્રીક નેસ : શાહી ભૌગોલીક સોસાયટી ( Royal Geographical Society ) ની સભાનાં પહેલાં સ્ત્રી સભ્ય ચુંટાયાં છે.

મીસીસ કેરી ચેપમેન કેટ : રાષ્ટ્રજીવનમાં, વિજ્ઞાન, કલા, વિદ્વત્તા, સખાવત વા સામાજીક કાર્ય દ્વારા સૌથી બહોળો ફાળો આપનાર સ્ત્રીને અમેરિકન માસિક પિક્ટોરીયલ રીવ્યુ સિદ્ધિ પારિતોષિક ૫૦૦૦ ડોલરનું આપવામાં આવે છે. મીસીસ મેરી કેટને ૧૯૩૦ ના વર્ષનું આ ઇનામ મળ્યું છે. મીસીસ કેટ, આંતરરાષ્ટ્રીય શાન્તિ અને સ્ત્રીઓનો દરજ્જો વધારવા સંબંધમાં સુંદર કાર્ય કર્યું છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં સ્ત્રીઓનું છુટાપણું મેળવવા માટે તેમણે ૩૦ વર્ષોથી સતત સેવા કરી છે. અને કેટલીયે આગેવાન સંસ્થાઓની સ્થાપનામાં તેમણે ભાગ લીધો છે.

અમેરિકાનું પરિમિત જીવન: અમેરિકામાં એક સ્ત્રીને ૧૦ વર્ષનાં લગ્ન જીવનને પરિણામે ૧૩ બાલકો થયાં. છતાંય, પતિદેવ હજી વધારે બાલકની અપેક્ષા રાખી રહ્યો હોઇ તે સ્ત્રીએ અદાલતનું રક્ષણ માંગ્યું. દાક્તરે એ સ્ત્રીને એવી ચેતવણી આપેલી છે કે જો તેને હવે વધુ બાલક થશે તો તેની તબીયત ઘણીજ બગડી જશે. ૧૩ બાલકોમાંથી માત્ર પાંચજ જીવતાં છે. અને એક તો પાંગળું છે. પતિદેવનો એવો આગ્રહ છે કે જીંદગીને ભોગે પણ બાલકો જણવાની સ્ત્રીની ફરજ છે. કોર્ટે પતિને એક અમલદારની દેખરેખ હેઠળ રાખ્યો છે.





[ અનુસંધાન પાન ૩૬૨ થી ચાલુ. ]

પ્રકીર્ણ:

કોતુલપુર મહાસભા સમિતિના મંત્રી શ્રીમતી સાવિત્રીદેવી અને શ્રીમતી ચારૂબાલા દેવીને ગયા માસની શરૂઆતમાં પકડયાં છે.

મલ્લારપુરનાં આગેવાન સ્ત્રી કાર્યકર્તા શ્રીમતી સત્યબાલાદેવીને પકડયાં છે.

કૃષ્ણનગરમાં વિદેશી કાપડની દુકાનો ઉપર બહેનોએ ચોકી શરૂ કરી હતી. ૧૦-૧૨ વર્ષની છોકરીઓ અને વિધવાઓએ પણ તેમાં ભાગ લીધો હતો. બહેનોએ સત્યાગ્રહ પણ આદર્યો હતો.

નવેમ્બરની આખર સુધીમાં આસામમાંથી ૨૪ બહેનોને પકડવામાં આવી છે. તેમાંથી બે બહેનોને સજા પણ થઇ ગયેલી છે.

તા. ૨૭-૧૨-૩૦

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

ભારતની સ્ત્રીશક્તિએ, આ લડતમાં જે અપૂર્વ ભાગ ભજવ્યો છે તે આ લડતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયલું એક સર્વોત્તમ પ્રકરણ લેખાશે. આની બરોબરી કરી શકે એવું પશ્ચિમની પ્રજાએ કાંઇ પણ જોયું નથી. આ નાની, બ્હીકણ, સ્ત્રીઓ મોટી સંખ્યામાં જેલમાં ગઇ છે અને તેય સહુજ માફી માંગતાં સરકાર છોડી દીએ એવી સ્થિતિમાં. મુંબાઇમાં ધારાસભાની ચુંટણીને અંગે ચોકી કરતી બહેનોને મેં જોઇ. હુલ્લો કરતા પોલીસ અને મક્કમ શહેરીઓની વચ્ચે નિર્ભયતાથી ઉભેલી જાણે સંખ્યાબંધ જોન (Joans of Arc). મારફાડ અને ઘવાયલાઓને લઇ જવાનું દ્રશ્ય મને કંપારી છૂટાવતું; પરંતુ સ્ત્રીઓ તો જાણે એ એક રમત હોય તેમ જોઇ રહી હતી.

અમેરિકન પત્રકાર શ્રી. વીલીયમ શીરર

દિવસ પછી દિવસ વહ્યા જાય છે. તેમ મહિના વિત્યા. મુક્તિસંગ્રામને શરૂ થયે આજ ૧૦ માસ થયા. એટલામાં ભારતની સ્ત્રીશક્તિએ જે અપૂર્વ સાધના કરી છે, તેની એક અમેરિકન પત્રકારે કરેલી ઉપરની નોંધ ભારતની વગોવણી કરતી મીસ મેયોને ચરણે ભેટ ધરવા જેવી છે. મીસ મેયો જેવી ગટર મુકાદમનામાં સ્ત્રીશક્તિનું સાચું દર્શન કરવાની દૃષ્ટિ હોય એમ માનવાનું આપણી પાસે કાંઇ કારણ નથી. ભારતની સ્ત્રીશક્તિ જગતને પ્રેરણા આપવા જેવું આ મુક્તિસંગ્રામમાં કરી રહી છે, એને માટે કોઇને શંકા નહિ રહે, એ નિર્વિવાદ છે.

**મુંબાઇ અને પરાંઓ :**

ડીસેમ્બર અંકમાં આ લેખ છપાયો તે પ્રસંગે મુંબાઇની ૧૮ મી વિગ્રહ સભાનાં પ્રમુખસ્થાને શ્રીમતી ગંગાબહેન પટેલ હતાં; ઉપપ્રમુખસ્થાને શ્રીમતી શાન્તાગૌરી પટેલ હતાં. એમના પ્રમુખપદ દરમ્યાન પહેલોજ જાહેર પ્રસંગ, છેલ્લો લેખ લખાયા બાદ, તા. ૫ મીના ગાંધી દિનનો આવ્યો. એ દિવસે સવારના આઝાદ મેદાનમાં રાષ્ટ્રધ્વજ વંદનની ક્રિયા રાખવામાં આવી હતી. પોલીસ કમીશ્નરે તે સામે પ્રતિબંધ મૂકયો હતો. છતાં એ ક્રિયામાં બહેનોએ નિડરતાથી ભાગ લીધો હતો. માંડવી ખાતેથી શ્રીમતી જમના બહેનની સરદારી હેઠળ દેશસેવિકાઓએ સરઘસ આકારે આવી, આઝાદ મેદાનમાં પ્રવેશ કરતાં, પોલીસે સેવિકા બહેનોના હાથમાંથી રાષ્ટ્રધ્વજ ઝુંટવી લેવા પ્રયત્ન કર્યો. બે બહેનોને પોલીસે અટકાયતમાં લીધી હતી. પાછળથી તેમને છોડી મૂકી હતી. કોટ તરફથી પણ દેશસેવિકાઓનું સરઘસ નાના નાના રાષ્ટ્રધ્વજો સાથે આવ્યું હતું. આ બહેનોને પણ પોલીસે ઘેરી લીધી હતી. એટલે તેમણે બેઠા જ સત્યાગ્રહ કર્યો હતો, આ બહેનોને પકડવા પોલીસવાન મંગાવવામાં આવી. પરંતુ પોલીસ કમીશ્નરે આવી તેમને ન પકડવા જણાવ્યું એટલે બહેનો છૂટી થઇ અને રાષ્ટ્રગીતો ગાતાં મેદાનમાં તેમણે કૂચ કરી. બરાબર દશાવેરે વાગ્યે, બહેનોએ

રાષ્ટ્રધ્વજ ફરફરાવી, રાષ્ટ્રધ્વજવંદન કર્યું હતું. તેજ સાંજે આઝાદ મેદાનમાં સભા હતી. શ્રીમતી ગંગાબહેન પટેલ, ભાષણ કરવા ઉભા થયાં; તેમણે બે ચાર શબ્દોનો ઉચ્ચાર કર્યો નહિ ત્યાં તો તેમને પકડવામાં આવ્યાં. તેમની પછી ઉપપ્રમુખ શ્રીમતી શાન્તાગૌરી પટેલ અને 'કોન્ગ્રેસ બુલેટીન'નાં ત્રીજાં તંત્રી બહેન કુમારી સુમતિ ત્રિવેદીને પણ પકડવામાં આવ્યાં. આ ત્રણે બહેનો ઉપર ૧૭ (૧) અને (૨) કલમો પ્રમાણેના આરોપ મૂકી, દંડ ન ભરાતાં ૯ માસ સાદી કેદની સજા કરી છે.

તેમના પછી ૧૯ મી વિગ્રહસભાનાં પ્રમુખપદે શ્રીમતી સ્નેહલતા હઝરત આવ્યાં છે અને 'કોન્ગ્રેસ પત્રિકા'નાં તંત્રીપદે શ્રીમતી વીરબાલા આસર આવ્યાં છે.

ગયા માસ દરમ્યાન વિદેશી કાપડની ચોકીને અંગે એક અપૂર્વ પ્રસંગ બની ગયો છે. કાલબાદેવી રોડ આગળ વિદેશી કાપડથી ભરેલી એક લૉરી અટકાવવા માટે સત્યાગ્રહ આદરતાં શ્રી. બાબુ ગનુ નામનો એક સ્વયંસેવક શહીદ થયો. એ સ્થળે હજારો સ્ત્રી પુરૂષો એ વીર શહીદને અંજલિ આપી આવ્યાં છે. એ શહીદની ભવ્ય સ્મશાનયાત્રા નીકળી હતી. તેમાં ૨૦૦૦ ઉપર બહેનોએ ભાગ લીધો હતો. વિગ્રહસભાનાં પ્રમુખ શ્રીમતી સ્નેહલતા હઝરતે એ વીરને ખાંધ આપી હતી અને અગ્નિસંસ્કાર પણ તેમણે જ કર્યો હતો. વનિતા વિશ્રામ હોલમાં શ્રીમતી અન્નપૂર્ણા દેશમુખનાં પ્રમુખપદે એ વીર શહીદને અંજલિ અર્પવા મુંબાઇની મહિલાઓની એક સભા મળી હતી. તેમાં શ્રીમતી જયશ્રીબહેન રાયજી, શ્રીમતી રતન બહેન દમણીયા, શ્રીમતી શાન્તાબાઇ વેંકટરાય, શ્રીમતી સુશીલાબાઇ જયકર અને પ્રમુખ બહેને એ વીરને અંજલિ આપી હતી. શ્રીમતી લીલાવતી મુનશી, શ્રીમતી રતન બહેન મહેતા, વગેરે બહેનોએ પણ એ વીરને પ્રસંગોપાત અંજલિ આપી હતી.

પંડિત મોતીલાલજી જેલમાંથી છૂટયા બાદ સખ્ત બીમારી ભોગવતા હોઇ તેમને દીર્ઘાયુષ્ય મળે અને જલદી આરોગ્ય પ્રાપ્ત થાય તે માટે પ્રાર્થના કરવા મુંબાઇમાં 'મોતીલાલ નેહરૂ દિન' ઉજવાયો હતો તેમાં પણ બહેનોએ ભાગ લીધો હતો. શ્રીમતી રતનબહેન મહેતાની આગેવાની હેઠળ એક સરઘસ નીકળ્યું હતું. માંડવી પર લોહાણા મહાજન વાડીમાં મીસીસ કાસમઅલી જેરાજભાઇ પીરભાઇનાં પ્રમુખપદે બહેનોની સભા ભરાઈ હતી. તેમાં શ્રીમતી જયશ્રી બહેન રાયજી, શ્રીમતી પેરીન બહેન કેપ્ટન, શ્રીમતી રતનબહેન મહેતા વગેરે એ પંડિતજીને જલદી આરોગ્ય પ્રાપ્ત થાય તે માટે પ્રાર્થના કરી હતી. તા ૨૫ મીએ એવીજ રીતે પંડિત માલવીયા અને શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ માટે પ્રાર્થના થઇ હતી.

ગાંધી દિનને અંગે શ્રીમતી ગોસરબહેન કેપ્ટનનાં પ્રમુખપદે જાહેર સભા મળી હતી. ભૂલેશ્વર સ્વદેશી પ્રચારક મંડળ તરફથી નીકળેલાં તકલી સરઘસમાં પણ બહેનોએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો.

ગયા માસ દરમ્યાન મુંબાઇનાં ત્રણ અગ્રેસર બહેનો જેલનિવાસ ભોગવી પુનઃ પધાર્યાં છે. શ્રીમતી હંસાબહેન મહેતા ગયા માસની તા. ૧ લી એ છૂટી આવ્યાં હતાં. તે બાદ શ્રીમતી રમીબહેન કામદાર, તથા 'કોન્ગ્રેસ પત્રિકા'નાં પહેલાં તંત્રી બહેન કુમારી દિલશાદ સૈયદ પણ તા ૨૦ મીએ છુટી ગયાં છે. તેમને ગુજરાતની બહેનો તરફથી અમે આવકાર આપીએ છીએ. શ્રીમતી હંસા બહેનને અભિનંદન આપવા બહેનોની સભા મળી હતી.

સ્વદેશી પ્રચારને અંગે, ભૂલેશ્વર સ્વદેશી પ્રચારક મંડળ તરફથી તેમજ બીજી સંસ્થા-

ઓ તરફથી બહેનોનાં સરઘસો નીકળ્યાં હતાં. અને સભાઓ ભરાઇ હતી. તેમાં બહેનોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. મારવાડી ભાઇઓ તરફથી યોજાયલાં સ્વદેશી સપ્તાહને અંગે પણ બહેનોનું એક સરઘસ નીકળ્યું હતું. સરઘસમાં ખાદી વેચાણ માટે અખિલ ભારત ચરખા સંઘની એક ખાસ મોટર લોરી રાખવામાં આવી હતી. શ્રીમતી કાંતાબહેન ખાંડવાલા, શ્રીમતી શાન્તાદેવી પીટી, શ્રીમતી રતનબહેન દમણીયાએ સરઘસની આગેવાની લીધી હતી. શ્રી. ભાટીયા સ્ત્રીમંડળના આશ્રયે મળેલી એક સભામાં શ્રીમતી લીલાવતી મુનશી, અને શ્રીમતી તહેમીના જોશીએ સ્વદેશી પ્રચારને લગતાં વ્યાખ્યાનો આપતાં વિદેશી કાપડનો અને બ્રિટિશ માલનો સદંતર બહિષ્કાર કરવા હાકલ કરી હતી.

### સ્વાતંત્ર્યસંગ્રામમાં નિર્મળ બલિદાનો

| | | | |
|---|---|---|---|
| ૪૨૦ | શ્રી. ગંગાબહેન પટેલ | મુંબાઇ | ૯ માસ સાદી |
| ૪૨૧ | ,, શાન્તાબહેન પટેલ | ,, | ,, |
| ૪૨૨ | ,, સુમતિ ત્રિવેદી | ,, | ,, |
| ૪૨૩ | ,, બીવરબાઇ ભટવડેકર | ,, | ૩ માસ, રૂ. ૧૦૦ દંડ વા ૧॥ માસ વધુ |
| ૪૨૪ | ,, સુમતિ સખલકર | ,, | ,, |
| ૪૨૫ | ,, ગંગાબહેન ડી. પટેલ | ,, | ૨ માસ રૂ. ૧૦૦ દંડ વા ૧ માસ વધુ |
| ૪૨૬ | ,, સીતા પુવૈયા | ,, | ૪ માસ સાદી |
| ૪૨૭ | ,, મણિ અંકલેશ્વરીયા | ,, | ,, |
| ૪૨૮ | ,, વિદ્યાબહેન | વિલેપારલે | રૂ. ૧૫૦ દંડ વા ૧॥ માસ સાદી |
| ૪૨૯ | ,, જયાબહેન | ,, | ,, |
| ૪૩૦ | ,, કનુબહેન | ,, | ,, |
| ૪૩૧ | ,, કલાવતીબહેન | ,, | ,, |
| ૪૩૨ | ,, શ્રીમતીબહેન | બોરસદ | ૨ માસ સાદી |
| ૪૩૩ | ,, રૂક્ષ્મણીબહેન | ,, | ,, |
| ૪૩૪ | ,, લક્ષ્મીબહેન | ,, | ૧॥ માસ રૂ. ૩૦ દંડ વા ૧૫ દીવસ વધુ |
| ૪૩૫ | ,, ગોદાવરીબહેન | ,, | ,, |
| ૪૩૬ | ,, કૌશલ્યાબહેન | બલાડા | — |

વિદેશી કાપડની દુકાનો ઉપર ચોકી પૂર જોસમાં થઇ રહી છે. ન્યુચર્ની રોડ, મંગળદાસ માર્કેટ, મૂળજી જેઠા માર્કેટ, ફોર્ટ અને મેમણ મહોલ્લામાં વિદેશી કાપડની દુકાનો ઉપર સ્વયંસેવિકા બહેનો સખ્ત ચોકી કરે છે, મંગળદાસ માર્કેટમાં શ્રીમતી જયશ્રી બહેન રાયજીની દેખરેખ હેઠળ સખ્ત ચોકી થાય છે. પરિણામે કેટલાંક વધુ બહેનોને સરકારની મહેમાની માણવાનો પ્રસંગ આવ્યો છે. કોટમાં મેસર્સ કરંજીયા એન્ડ કંપનીમાં કાપડ લેવા જતાં એક પારસીબહેનને સ્વયંસેવિકાઓએ સમજાવવા જતાં પારસીબહેને સ્વયંસેવિકાઓને હાથે નખ માર્યાં હતા. મંગળદાસ માર્કેટમાં એક વેપારીએ સ્વયંસેવિકાને અપમાન ભરેલા શબ્દો કહેતાં તેણે સત્યાગ્રહ કર્યો હતો. એટલે આખરે વેપારીએ માફી માંગી હતી. મેમણ મહોલ્લામાં એક વેપારી વિદેશી કાપડની ગાંસડી બહાર લઇ જવા માગતો હતો. તે સામે સેવિકાબહેને સત્યાગ્રહ કર્યો હતો. છતાં વેપારી હાથગાડીવાળો લઇ આવ્યો. એટલે સેવિકા ગાડી નીચે સૂઇ ગઇ. પરિણામે, વેપારી તાબે થયો અને તેણે ગાંસડી પાછી દુકાનમાં ચઢાવી દેવી પડી. બહેનોની ચોકીનું પરિણામ એવુ સુંદર આવ્યું છે કે મંગળદાસ માર્કેટમાંની દુકાનોના માલે સીલ લાગવા માંડ્યાં છે. એક ચર્નીરોડ સિવાય લગભગ આખા શહેરની દુકાનો ઉપરના પરદેશી કાપડના માલને સીલ

## મુંબાઈની સ્ત્રી-શક્તિ



સૌ. સ્નેહલતા હઝરત
૧૯મી વિગ્રહસભાનાં પ્રમુખ



સૌ વીરબાળા દીક્ષિત
૧૭મી વિગ્રહસભાના ઉપપ્રમુખ
( સાડા નવ માસ )



કુ. સુમતિ ત્રિવેદી
કોન્ગ્રેસ પત્રિકાના ત્રીજા સ્ત્રી-તંત્રી



શ્રી. વીરબાળા આસર
કોન્ગ્રેસ પત્રિકાના ચોથા સ્ત્રી તંત્રી

મરાઇ ગયાં છે. ચર્ની રોડ ઉપર સ્વયંસેવિકાઓ અને પોલીસ બન્નેનો પહેરો એકી સાથે શરૂ થાય છે. દુકાનદારો છેક ૮ વાગ્યામાં દુકાનો ખોલે છે એટલે બહેનો આઠ વાગ્યાથી ચોકી શરૂ કરે છે.

ચોકી કરવાને અંગે જુદેજુદે સ્થળેથી પકડાયલાં નીચેનાં બહેનોને સજા થઇ છે. કુમારી ખીવરબાઇ ભટવડેકર અને કુમારી સુમતિ સુખલકરને ૩ માસ સાદી કેદ અને રૂ. ૧૦૦ દંડ યા ૬ અઠવાડિયાં વધુ કેદની સજા થઇ છે. શ્રીમતી ગંગાબહેન દાદાભાઇ પટેલને ૨ માસ સાદી કેદ અને રૂ. ૧૦૦ દંડ યા એક માસ વધુ કેદની સજા થઇ છે. આ બહેને હાઇકોર્ટ સુધી સજા સામે અપીલ કરી હતી પણ તે કાઢી નાંખવામાં આવી છે. કુમારી સીતા પુવેયા અને કુમારી મણિ અંકલેશ્વરીયાને ૪ માસ સાદી કેદની સજા થઇ છે. કુમારી સીતા ગ્રેજ્યુએટ બહેન છે અને તેઓ કુર્ગનાં પહેલાંજ જેલમાં જતાં બહેન છે. કુમારી મણિ એ જાણીતાં પારસી કુટુંબનાં છે.

ચોકી કરવા સંબંધમાં શ્રીમતી ઇન્જીબહેન બીમબાઇ, શ્રીમતી માણેકબાઇ જાગીરદાર, શ્રીમતી ભાનુમતી દલાલ અને શ્રીમતી સુરજબહેન દલાલને પકડયાં હતાં પરંતુ તેમને પૂરવાના અભાવે છોડી મૂકયાં હતાં.

ચોકી કરવા માટે સજા પામેલાં શ્રીમતી ગંગુબાઇ રામદાસ ખીમજી અને શ્રીમતી લક્ષ્મીબાઇ કૃષ્ણદાસ જગજીવનદાસને થયેલી સજા સામે, એક શેર દલાલે, વડીઅદાલતમાં અરજી કરી હતી. પરંતુ તે અરજી કાઢી નાંખી, સજા કાયમ રાખવામાં આવી હતી.

| | | | |
|---|---|---|---|
| ૪૩૭ | શ્રી. સુંદરબહેન | ભલાડા | — |
| ૪૩૮ | ,, વસુમતિ ઠાકોર | સુરત | રૂ. ૧૦૦ દંડ |
| ૪૩૯ | ,, લક્ષ્મી દેવી | શિકારપુર | ૩ માસ |
| ૪૪૦ | ,, કોશલ્યા દેવી | દિલ્હી | — |
| ૪૪૧ | ,, સાવિત્રી દેવી | ,, | — |
| ૪૪૨ | ,, રાજપતિ કૌલ | ,, | ૬ માસ સાદી |
| ૪૪૩–૪૫૧ | શ્રી. ૯ બહેનો | ,, | |
| ૪૫૨–૪૮૦ | શ્રી. ૨૯ બહેનો | ,, | ૨૦૦ દંડ વા છ માસ |
| ૪૮૧ | શ્રી. સલુકબાઇ | કલકત્તા | ૪ માસ સાદી |
| ૪૮૨ | ,, કેસરબાઇ | ,, | ,, |
| ૪૮૩ | ,, અરબાલા સેનગુપ્તા | ,, | રૂ. ૫૦ દંડ વા બે માસ |
| ૪૮૪–૪૮૮ | શ્રી. ૫ બહેનો | ,, | ,, |
| ૪૮૯ | શ્રી. આશાલતા પાલ | ,, | કોર્ટ ઉઠે ત્યાં સુધી |
| ૪૯૦ | ,, સુલોચનાબાઈ જવલે | અમરાવતી | ૬ માસ સાદી રૂ. ૨૫૦ દંડ વા ૪ માસ વધુ |
| ૪૯૧–૪૯૪ | શ્રી. ૪ બહેનો | ,, | — |
| ૪૯૫ | શ્રી. કે. શાન્તનમ્ | મદ્રાસ | ૬ માસ સખ્ત |
| ૪૯૬ | , એક બહેન | ,, | — |
| ૪૯૭ | ,, પદ્માવતી આસર | તીરૂપુર | છ અઠવાડિયાં સાદી |
| ૪૯૮ | ,, ભાગ્યલક્ષ્મી | ,, | ,, |
| ૪૯૯ | ,, સાવિત્રી દેવી | કોહલપુર | — |
| ૫૦૦ | ,, ચારૂબાલા દેવી | ,, | — |
| ૫૦૧ | ,, સત્યબાલા દેવી | મસ્લારપુર | — |
| ૫૦૨ | ,, શાન્તાદેવી | ઇટાવા | ૩ માસ |

ચોકીને અંગે સજા પામેલાં શ્રીમતી મનોરમાબાઇ શિંદે અને શ્રીમતી રત્નાબહેન યરવડા જેલમાંથી છૂટી પાછાં મુંબાઇ આવ્યાં છે.

મુંબાઇની વિમદ સભાના પ્રમુખો મીસ સોરીયા સોમજી, શ્રીમતી અવંતીકાબાઇ ગોખલે અને સેવિકાઓના કેપ્ટન શ્રીમતી અમૃત કુંવરને મુંબાઇની આર્થર રોડ જેલમાંથી યરવડા જેલમાં લઇ જવામાં આવ્યા છે. શ્રીમતી ચંદન મણિલાલ શાહ અને બીજાં ૫ દેશસેવિકા બહેનોને 'બી' વર્ગમાંથી 'સી' વર્ગમાં મૂકવામાં આવ્યાં છે. તેમને પણ આર્થર રોડ જેલમાંથી યરવડા જેલમાં ખસેડયાં છે.

શ્રી ભૂલેશ્વર સ્વદેશી પ્રચારક મંડળ તરફથી ગયા માસની શરૂઆતમાં ચરખા કાંતવાની હરિફાઇ થયેલી; તેમાં ભાગ લેનારાં શ્રીમતી વિમળાબહેન ઇશ્વરદાસ, શ્રીમતી ઇન્દુમતી કિશોરીલાલ અને શ્રીમતી સરસ્વતી વ્રજગોવિંદને અનુક્રમે રૂ. ૧૪, રૂ. ૯, અને રૂ. ૭, નાં ઇનામો મળ્યાં છે.

કાળા રવિવાર તા. ૨૬ મી ઓકટોબરને દિવસે મુંબાઇની ૧૪ બહેનોને પોલીસ વાનમાં બેસાડી ઘાટકોપર અને ભાંડુપ વચ્ચેનાં વિક્રોળીના જંગલમાં મૂકી આવવાના બનાવથી તો સૌ કોઇ માહિતગાર છે. એ ૧૪ બહેનોમાંના એક બહેન કુમારી ગુલાબ બાબુરાવ પારકર ૧૪ વર્ષની વયનાં સગીર છે. એ બહેને મેજીસ્ટ્રેટ મી. ખંડાળાવાળા સમક્ષ, પોતાને કાયદેસરના વાલીના રક્ષણમાંથી શહેરની મર્યાદા બહાર લઇ જવા માટે, સાર્જન્ટ સામે ફરિયાદ માંડી છે.

વિલેપારલેમાં તા. ૩૦ મી નવેમ્બરે, માસનો છેલ્લો રવિવાર હોઇ રાષ્ટ્રધ્વજવંદનની ક્રિયા થઇ હતી. તે પ્રસંગે ઘણાની ધરપકડ થઇ હતી. તેમાં શ્રીમતી જયાબહેન શ્રીમતી વિદ્યાબહેન, શ્રીમતી કૃષ્ણબહેન અને શ્રીમતી કલાવતીબહેન પણ પકડયાં હતાં. તેઓને રૂ. ૧૫૦ દંડ વા ૧॥ માસ સાદી કેદની સજા થઇ છે બહેનોએ દંડ ન ભરતાં જેલ નિવાસ સ્વીકાર્યો છે.

ચાન્દાકુઝમાં, જેલનિવાસ પામેલાં શ્રીમતી નવાઝબહેન, શ્રીમતી ઉર્મિલાબહેન મહેતા, શ્રીમતી ગંગાબહેન પટેલ વગેરેને અભિનંદન આપવા સભાઓ મળી હતી.

વિલેપારલેમાં ઉપનગર સત્યાગ્રહ છાવણી ગેરકાયદેસર ઠરતાં, છાવણીમાંથી પકડેલાં ત્રણ બહેનોની સજા વડી અદાલતે, બીજા સત્યાગ્રહીઓ સાથે રદ કરી છે. એટલે તેમને છોડી મૂકવામાં આવ્યાં છે.

ઘાટકોપરમાં ' જવાહર દિન ' ને દિવસે તા. ૧૬ મી નવેમ્બરે ૨૨ બહેનોને પકડેલાં. તેમાંથી ૧૦ બહેનોને છોડી મૂકેલાં છે. બાકીનાં ૧૨ બહેનો સામેનો મુકદ્દમો હજી ચાલે છે. જાન્યુઆરીમાં ચુકાદો આવનાર છે.

**ગુજરાત-કાઠિયાવાડ:**

અમદાવાદની સાબરમતી જેલમાંથી ગયા માસની તા. ૮ મીએ કુમારી મણિબહેન પટેલ અને કુમારી ખુરશેદબહેન સજા ભોગવી છૂટી આવ્યાં છે.

અમદાવાદમાં તા. ૮ મી એ, ફૂવારા પાસેની વિદેશી કાપડની દુકાનો ઉપર ૮ સ્વયંસેવિકાઓએ સવારથી સાંજ સુધી ઉપવાસ આદર્યા હતા. બહેનોએ સત્યાગ્રહ આદરતાં દુકાનો બંધ થઇ ગઇ હત. પોલીસે બહેનોને પરહેજ કરી એટલે તેમને સ્થાને બીજી ટુકડી આવી. સાંજના ૭ વાગ્યા સુધીમાં લગભગ ૩૦ ઉપર બહેનો પકડાઇ ગઇ હતી. દરમ્યાન કાપડના વેપારીઓએ માંહોમાંહે મસલત કરી વિદેશી કાપડ ન વેચવા કબૂલ્યું. આવી સમાધાની થતાં, સાંજે ૭ વાગ્યે ચોકી ખસેડી લેવામાં આવી, પરહેજ કરેલી બહેનોને છોડી મૂકી હતી. વિદેશી કાપડના માલે સીલ થવા માંડયું છે. છતાં, તા. ૧૬ મી એ પ્રતિજ્ઞાનો ભંગ કરી, એક દુકાને વિદેશી કાપડનું વેચાણ થતું માલમ પડયું. એટલે સ્વયંસેવિકાઓની એક ટુકડી તા. ૧૭ મી એ સવારથી, કાંઇપણ ખાધા કે પીધા વિના, તે દુકાને સત્યાગ્રહ આદરી બેઠી માણેકચોકના એક દુકાનદારે લેખિત માફી માંગી છે. એક બીજા દુકાનદારે ચોકી મંડળને રૂ. ૧) દંડ આપ્યો છે. એક ત્રીજા દુકાનદારે એ લત્તામાંથી બીજા લત્તામાં બીજી દુકાન ઉઘાડી. તેની બન્ને દુકાનોએ ચોકી થવા માંડી. પરિણામે તેણે દુકાન બંધ કરવા કબૂલ્યું હતું.

આમ અમદાવાદમાં સ્વયંસેવિકાઓના

સફળ સત્યાગ્રહને પરિણામે વિદેશી કાપડનું વેચાણ લગભગ બંધ થયું છે.

ગયા માસમાં અમદાવાદના ખાડીયા વોર્ડ તરફથી ગાંધી સપ્તાહ ઉજવવામાં આવ્યું. તે પ્રસંગે, શ્રીમતી નંદુબહેન કાનુગા, કુમારી મૃદુલાબહેન તેમજ બીજાં બહેનોએ સરઘસ ગોઠવવા પ્રયત્ન કર્યો હતો. એટલે લગભગ ૨૮ બહેનોને પોલીસે પકડી પાછળથી છોડી મૂકી હતી. એક દિવસ ખાસ 'સ્ત્રીદિન' રાખવામાં આવ્યો હતો. તે નિમિત્તે બહેનોનું સરઘસ નીકળ્યું હતું. શ્રીમતી લીલાવતી દેસાઈએ રાષ્ટ્રધ્વજવંદન કરાવ્યું હતું. અને પરદેશી કાપડનો સદંતર બહિષ્કાર કરવાની હાકલ કરવામાં આવી હતી.

નડિયાદના વિદેશી કાપડના વેપારીઓએ વિદેશી કાપડ ન વેચવાની કરેલી પ્રતિજ્ઞાનો સમય પૂરો થતાં, વિદેશી કાપડ વેચવાનું શરૂ કર્યું હતું. સ્વયંસેવિકા બહેનોએ તેમને તેમ ન કરવા ઘણું ઘણું સમજાવ્યું; છતાં તેઓ એકના બે થયા નહિ. એટલે નવેમ્બરની તા. ૩૦ મીની સવારથી, વિદેશી કાપડ વેપારીઓ સીલ ન કરે ત્યાંસુધી ૯ બહેનોએ દુકાનો આગળ બેસી ઉપવાસ શરૂ કર્યા હતા. આ બહેનો રાત્રિના પણ કકડતી ઠંડીમાં, રામધૂન લગાવતી ચોકી કરી રહી હતી. બહેનોની સંખ્યા બીજે દિવસે ૧૮ ની થઇ હતી. પરિણામે, વેપારીઓએ ૭ માસ સુધી વિદેશી કાપડ ન વેચવાનો ઠરાવ કર્યો છે.

તા. ૧૭ મીએ સાંજે, સાબરમતી જેલમાંથી છૂટી આવેલાં શ્રીમતી કાન્તાબહેન વકીલનું સ્વાગત કરવા ૨૫ બહેનો નડિયાદ સ્ટેશન ઉપર સામે ગઇ હતી. બાદ સરઘસ નીકળ્યું હતું. શરૂઆતમાંજ પોલીસ કોન્સ્ટેબલ મી. યુસુફે પોલીસ સાથે આવી, બહેનોને કાંઇપણ ગીત ન ગાતાં, વિખેરાઇ જવા જણાવ્યું. બહેનોએ માન્યું નહિ એટલે સરઘસ અટકાવ્યું. બહેનો બેસી ગઇ. એટલે થોડીવાર પછી સરઘસ જવા દીધું. પરંતુ વળી પાછું થોડે દૂર સરઘસ અટકાવવામાં આવ્યું. બહેનો વળી પાછી અડગ ઉભી રહી. છેવટે થાકીને સરઘસને આગળ વધવા દીધું. નિર્ણિતસ્થાને ગયા પછીજ સરઘસ વિખેરાયું.

બોરસદના કેટલાક કાપડીયાઓએ પ્રતિજ્ઞા ભંગ કરી વિદેશી કાપડ વેચવાનું શરૂ કર્યાથી તાલુકામાં પ્રચારકાર્ય કરવા આવેલી સાબરમતી આશ્રમની બહેનોએ ત્યાં ચોકી શરૂ કરી છે. પીઠાં પર પણ ચોકી થાય છે. ચોકી જોવા માટે મુંબાઇથી આવેલી બહેનોમાંથી ત્રણ બહેનોને પોલીસે બે કલાક સુધી લોક-અપમાં રાખી છોડી મુકી હતી. બોરસદનાં પીઠાં પર ચોકી કરવા માટે ગયા માસની શરૂઆતમાં શ્રીમતી શ્રીમતીબહેન અને શ્રીમતી રૂક્ષ્મણિબહેનને પકડી બે માસ સાદી કેદની સજા કરી છે અને તેમને 'સી' વર્ગ આપ્યો છે. આ બહેનો સાબરમતી આશ્રમમાંના છે. શ્રીમતી અમૃતબહેન અને શ્રીમતી સરોજિનીદેવીને પકડી છોડી મુક્યાં હતાં.

તે બાદ પણ આશ્રમનાં જ બીજાં બે બહેનો પીઠાં પર ચોકી કરતાં પકડાયાં છે. તેઓ શ્રીમતી લક્ષ્મીબહેન અને શ્રીમતી ગોદાવરી બહેન છે. તેમને ૧॥ માસ સાદી કેદ, રૂા. ૩૦ દંડ અથવા ૨૫ દિવસ વધુ કેદની સજા થઇ છે. સખ્ત ચોકીને અંગે વિદેશી કાપડ બીલકુલ ખપતું ન હોવાથી, કાપડીયાઓ વિદેશી કાપડ સીલ કરાવી રહ્યા છે. તા. ૧૭ મી એ બોરસદમાં 'બાળગનુ દિન' ઉજવાયો હતો. તેમાં દેશસેવિકાસંઘની બહેનોએ આગેવાની ભર્યો ભાગ લીધો હતો.

માતર તાલુકાના ભલાડા ગામે શ્રીમતી કૌશલ્યા બહેન અને શ્રીમતી સુંદર બહેનને ગિરફતાર કરવામાં આવ્યાં છે.

ઇસણાવમાં મહેસુલ ન ભરવા માટે એક

વિધવા બહેનની ૩૦ એકર જમીન જપ્ત થઇ છે. તેની ભેંસને ખાવા માટે ચારો પણ નથી મળતો; છતાં આ બહેન હસતે મુખડે બધું ય દુઃખ સહન કરી રહી છે.

દાવેલ (બોરસદ) ના શ્રી. મોતીભાઇ નાં વિધવા બહેન દિવાળી હિજરત કરી સીમમાં માંડવે રહેલાં તેઓ સાપ કરડવાથી મરણ પામ્યાં છે.

બોરસદમાં કેટલાક બદમાશોએ ઘરોને આગ લગાડી હતી. તે વખતે સેવિકાબહેનોએ આગ બુઝાવવામાં ઉપયોગી મદદ કરી હતી.

ભરૂચના દેશસેવિકા સંઘની સ્વયંસેવિકાઓ વિદેશી કાપડની દુકાનોએ તથા પીઠાં પર ચોકી કરી રહી છે. ૮ મો ગાંધી દિન ઉજવવા માટે સરઘસ નીકળ્યું હતું. તેમાં દેશસેવિકા બહેનો મોખરે રહી હતી. બાલસેવિકાઓ પણ સારું કાર્ય કરી રહી છે. શ્રીમતી કુસુમબહેન મુનશી પ્રસંગોપાત ભાષણો આપી ઉત્તેજન આપી રહ્યાં છે.

જંબુસરમાં પણ વિદેશી કાપડની દુકાનોએ બહેનો ચોકી કરી રહી છે. શ્રીમતી નર્મદાબહેન જોશી મંત્રી નીમાયાં છે. કરાડીમાં ગયા માસની તા. ૧૬ મીએ જવાહર દિન ઉજવાયો હતો. તે વખતે શ્રીમતી સારજા બહેને ખેડુતોને હિજરત કરવા સલાહ આપી હતી.

મટવાડના શ્રી. દાજીભાઇ હિજરત કરી જતા હતા. ગાડાંમાં તેમનાં વૃદ્ધ પત્ની સૌ. જમનાબહેન બેઠાં હતાં. ગાડું થોડે દૂર ગયું હશે ત્યાં તો કરાડીના પોલીસ પટેલે બીજા બે સાથે મળી સામાનથી ભરેલું ગાડું અટકાવ્યું અને મહેસુલનું દાણ માગ્યું. વૃદ્ધ જમનાબહેન કાંઇ એમ મહેસુલ આપે ? તેમણે તો રોકડો જવાબ આપ્યો. "ભલે માલ લઇ લેવ, તેની અમને જરાય ફિકર નથી જીવતાં હશું તો એ મેળવશું. ઇશ્વર સૌને આપી દેશે. અમે અમારી આબરૂ નહિ જવા દઇએ."

સુરતમાં ૮ માં ગાંધી દિન નિમિત્તે ગયા માસની તા. ૫ મી એ સવારે ૯ વાગે શ્રીમતી વસુમતી ઠાકોરની આગેવાની હેઠળ ૨૫ સ્વયંસેવિકાઓએ કિલ્લા મેદાનમાં પ્રવેશવા પ્રયત્ન કર્યો હતો. જીલ્લા સુપરિ. એ મેદાનમાં પ્રવેશવા દેવા ના પાડી હતી અને મંડળને ગેરકાયદેસર ઠરાવ્યું; પરંતુ બહેનો તો મક્કમ રહી હતી. એટલે સ્વયંસેવિકા બહેનના હાથમાંથી ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ઝુંટવી લેવામાં આવ્યો. અને શ્રીમતી વસુમતી ઠાકોરને પરહેજ કર્યાં. શ્રીમતી વસુમતીને રૂ. ૧૦૦ ના દંડની સજા કરવામાં આવી છે. દંડ જપ્તી કરી વસુલ કરવાનો હોઇ તેમને પરહેજ કર્યાં નથી. તા. ૧૬ મી ડીસેમ્બરે જવાહર દિન ઉજવાયો હતો. તે નિમિત્તે ડક્કા ઓવારે સભા મળી હતી. તેમાં શ્રીમતી જ્યોત્સ્ના બહેન શુકલે રાષ્ટ્રધ્વજવંદન કરાવી પરદેશી કાપડ તથા દારૂ તાડીનો ત્યાગ કરવાની જરૂર જણાવી હતી.

જલાલપુરમાં તાડીનાં પીઠાં પર બહેનો ચોકી કરે છે.

ચીખલીમાં નાની નાની બાલિકાઓ સાથે બહેનો દારૂ–તાડીનાં પીઠાં પર ચોકી કરે છે.

બારડોલી તાલુકામાં બામણી અને અકોટી ગામમાં પોલીસોએ બહેનો ઉપર બળાત્કાર કર્યાની ફરિયાદ આવી છે. બામણીમાં એક દુબળાનાં છાપરામાં પોલીસ ભરાયો. દુબળાનો ધણી હાજર ન હતો. એટલે તેણે બૂમ મારી. બે ચાર દુબળા એકઠા થઇ જતાં પોલીસ નાસવા લાગ્યો. પરંતુ દુબળાઓએ એને પકડયો. ફરિયાદ થઇ છે. અકોટી ગામના વેડીયા છનીઆની છોકરી તા. ૬ ઠ્ઠી એ ઘરમાં એકલી હતી. તેને એક પોલીસે ૪ આનાની લાલચ આપી સમજાવવા માંડી. છોકરી ફસાઇ નહિ એટલે પોલીસે એના ઉપર બળાત્કાર કર્યો એમ કહેવાય છે.

ગયા માસ દરમ્યાન પૂ. કસ્તુરબા ઓડ, ઉત્ત-

રસંડા, કરમસદ, વગેરે ગામોની મુલાકાતે ગયાં હતાં અને તેમણે ખેડુતોને બોધ આપ્યો હતો.

પારડીના શ્રી. રામસિંહ દેસાઇની પુત્રી બહેન વિદુબાઇએ લડતમાં જોડાવા પોતાની માતાની રજા માંગી. ગરાસ બંધ થશે ધારી લડતમાં જોડાવાની તેને ના પાડવામાં આવી. છતાં શ્રી વિદુબાઇ મક્કમ હતી. તેણે પોતાનો છેવટનો નિર્ણય જણાવ્યો. એટલે તેને ૮ દિવસ સુધી હાથ પગમાં બેડીઓ નાંખી એક કોટડીમાં પૂરી રાખી. ખૂબ માર પડયો છતાં તે પોતાનો નિર્ણય મક્કમ રાખી, લડતમાં જોડાઇ છે.

ધંધુકામાં તેમજ બીજે સરમુખત્યાર શ્રીમતી દેવીબહેન ભાષણો દ્વારા સારૂં પ્રચાર કાર્ય કરી રહ્યાં છે.

અમરેલીમાં વેરાવળથી આવેલાં શ્રીમતી સવિતા બહેનની સરદારી હેઠળ શ્રીમતી લાણુ બહેન, કુમારી જયા બહેન, કુમારી લીલાવંતી, શ્રીમતી કાશી બહેન તેમજ બીજી ઉચ્ચ કુટુંબની બહેનોએ વિદેશી કાપડની દુકાનો પર ચોકી શરૂ કરી છે. પરિણામે વિદેશી કાપડે સીલ કરી સ્વદેશીજ વેચવાના ઠરાવો થયા છે. બહેનોનું સરઘસ પણ નીકળ્યું હતું.

રાજકોટમાં પણ ૧૫ બહેનો વિદેશી કાપડની દુકાનોએ ચોકી કરે છે. પોરબંદર, બોટાદ અને જસદણમાં પણ બહેનો આં શુભ પ્રવૃત્તિ આદરી રહી છે.

**મુંબાઇ ઇલાકો :**

પુનાના છઠ્ઠા સરમુખત્યાર પદે શ્રીમતી લક્ષ્મીબાઇ આવ્યાં છે. પુનામાં વિદેશી કાપડનો વેપાર બંધ કરાવવા શ્રી. રાનડેની સહાનુભૂતિમાં શ્રીમતી ઉમાબાઇ બીડેએ ઉપવાસ શરૂ કર્યા છે. હવેરી ( ધારવાડ ) નાં સરમુખત્યાર પદે શ્રીમતી શાન્તાબાઇ આંબાધન આવ્યાં છે.

ગડગમાં મુલગુંડ ખાતે શ્રીમતી ઇન્દિરાબાઇ પ્રચારકાર્ય કરી રહ્યાં છે.

નીપાણીમાં કુમારી પાનબાઇને ૬ માસ સખ્ત કેદની સજા થઇ છે. અને તેમને સી વર્ગ આપવામાં આવ્યો છે. કુમારી પાનબાઇ નીપાણીના આગેવાન કાર્યકર્તા છે

બેલગામમાં પ્રભાતફેરીઓ સામે બંધી કાઢતાં સંખ્યાબંધ પ્રભાતફેરીઓ નીકળે છે. તેમાં બહેનો પણ ભાગ લીએ છે. પોલીસે બહેનોના હાથમાંથી રાષ્ટ્રધ્વજા ઝુંટવી લીધી હતી.

કરાંચીમાં સરમુખત્યારપદે આવેલાં શ્રીમતી ફીફીબહેન લાલવાણીની દેખરેખ હેઠળ વિદેશી કાપડની ચોકીનું કાર્ય થઇ રહ્યું છે. ગાંધી દિનને દિવસે મીઠું પકવવામાં બહેનોએ ભાગ લીધો હતો. સરઘસો નીકળે છે તેમાં બહેનો ભાગ લીએ છે.

શિકારપુરનાં આગેવાન કાર્યકર્તા શ્રીમતી લક્ષ્મીદેવીને પ્રભાતફેરી કાઢવા માટે પકડી ૩ માસની સજા કરી છે. સિંધમાંથી જેલમાં જનાર તેઓ બીજા બહેન છે.

**સંયુક્ત પ્રાંત :**

દિલ્હીમાં વિદેશી કાપડની દુકાનો પર ચોકી થાય છે. મેસર્સ ભોલારામની દારૂની દુકાનેથી ચોકી કરતાં ૬૦ ઉપર બહેનોને પકડવામાં આવેલાં છે. તેમાંથી ૨૯ બહેનોને રૂા. ૨૦૦ દંડ યા ૬ માસ સાદી કેદની સજા કરી છે. ૯ બહેનોને ચેતવણી આપી છોડી મૂકી હતી. આ બહેનોને સી વર્ગ આપવા સામે વિરોધ દર્શાવી ૪૦ તપાસ હેઠળના તેમજ કેદી બહેનોએ ઉપવાસ કરવા માંડયા હતા. મીસીસ સેનગુપ્તાએ પણ સહાનુભૂતિમાં ઉપવાસ કરવા માંડયા હતા. ઉપવાસને અંગે કેટલીક બહેનો બેભાન પણ થઇ ગઇ હતી. મી. ભોલારામની દારૂડીનું સરઘસ સ્વયંસેવિકાઓએ કાઢતાં પોલીસે તે વિખેરી નાંખ્યાં હતાં. શહેરમાં હડતાળ પડી હતી. અને બહેનોની સભા ભરાઇ હતી. પાછળથી આ બહેનોને ' બી ' વર્ગ આપવામાં આવતાં ત્રણ દિવસે ઉપવાસ ભાંગ્યા હતા

જેગાર એન્ડ કંપની અને જે. આર. મારટીન એન્ડ કંપનીની શાખાઓ પરદેશી કાપડ માટે વરદી મેગળવા કાશ્મીરી દરવાજા ઉપર ઉઘાડવામાં આવી હતી પરંતુ સ્વયંસેવિકાઓએ ચોકી કરી કોઇને અંદર જવા દીધા નહિ એટલે આખરે દુકાનનાં પાટીયાં ઉપાડી લેવા પડયાં હતાં.

દિલ્હીમાં સરદાર વલ્લભભાઇને અભિનંદન આપવા મળેલી સભામાં ભાષણ કરવા માટે સ્વામી શ્રદ્ધાનંદનાં પૌત્રી કુમારી કૌશલ્યાદેવીને પકડયાં છે. ' વલ્લભભાઇ દિન ' ને દિવસે કરેલાં ભાષણ માટે શ્રીમતી સાવિત્રીદેવીને પકડયાં છે. દિલ્હીનાં નવમાં સરમુખત્યારપદે આવેલાં શ્રીમતી રાજપતિ કૌલ ને બીજાં બહેનો સાથે પકડી ૬ માસ કેદની સજા કરવામાં આવી છે. એક વૃદ્ધ સ્ત્રી અને છોકરીને નાની વયનાં હોઇ છોડી મૂકયાં હતાં.

દિલ્હીની બાર એસોસીએશને કોર્ટમાં પહેરવાનો પોશાક સ્વદેશી રાખવાની વિનતિ કરતો ઠરાવ પસાર કરેલો. પરંતુ કેટલાકો એ ઠરાવનું પાલન કરતા ન હતા. એટલે સ્વયંસેવિકાઓ બારરૂમની મુલાકાત લઇ આવી, એ ઠરાવનું પાલન ન કરતા હોય એવાઓનાં નામો નોંધી લાવી હતી. અને બીજે દિવસથી, બા. બ. અબ્દુર રહમાન અને રા બ. રામકીશોર, એ બેની ચેમ્બરો પર તેમણે ચોકી શરૂ કરી હતી. કોઇપણ અસીલને એ બહેનો ઉપર જવા દેતી ન હતી. તેમ નીચે કોઇને આવવા દેતો ન હતી. છેવટે એ ઠરાવનો અમલ ન કરતા હોય એવાઓનાં નામ જણાવવાનું કબૂલાયાથી ચોકી બંધ થઇ હતી.

લખનૌમાં, ચોકી પહેરાને લગતાં વાઇસરોયનાં જાહેરનામાંની મુદત પૂરી થતાં તેની ઉઠમણાની ક્રિયા કરવામાં આવી હતી. તેમાં બહેનોએ ભાગ લીધો હતો. બહેનોએ છાજીયા લીધાં હતાં. અને જાહેરનામાંઓની ઠાઠડી કાઢવામાં આવી હતી. ગયા માસ દરમ્યાન લખનૌમાં બંગડી દિન ઉજવાયો હતો. બે વર્ષ સુધી પરદેશી કાપડ ન પહેરવાની પ્રતિજ્ઞા સ્વયંસેવિકાઓએ લેવડાવી હતી. રસ્તામાં વિલાયતી કાપડ પહેરેલો કોઇ માણસ મળે તો તેને બંગડીઓની ભેટ ધરવામાં આવી હતી.

લખનૌમાં મહાસભાથી સ્વતંત્રશ્રી, રાષ્ટ્રીય મહિલા સભા સ્થાપવામાં આવી છે. તેનાં પ્રમુખ શ્રીમતી સુનીતિદેવી મિત્ર છે. મંત્રી શ્રીમતી ગુરૂમુખસિંહ છે અને સ્વયંસેવિકાઓના કેપ્ટન શ્રીમતી પાર્વતીદેવી બન્યાં છે. શ્રીમતી ગોદાવરીદેવી ભાર્ગવ કામ ચલાઉ મંત્રી અને શ્રીમતી ગુલાબદીર ભાર્ગવ ખજાનચી નીમાયાં છે. મંડળને પોતાનો આશ્રમ અને પુસ્તકાલય છે. સભ્યોની સંખ્યા પણ મોટી છે.

કાનપુરમાં પીઠાં પર ચોકી કરવા માટે સજા પામેલાં ૧૬ બહેનો છૂટયાં છે. તેમના માનમાં સરઘસ કાઢવામાં આવ્યું હતું. તે પોલીસે અટકાવતાં બહેનો રાત્રિના ૮॥ વાગ્યા સુધી બેસી રહી હતી. રાત્રે ૯ વાગે સભા ભરી સરઘસ વિખેરી નાંખ્યું હતું. મેસર્સ જમશેદજીનાં પીઠાં પર ચોકી કરતાં મીસીસ પ્યારેલાલ અને બીજાં ત્રણ બહેનો સામે હલ્લો થયો હતો. ઇટાવામાં શ્રીમતી શાન્તાદેવીને ત્રણ માસની સાદી કેદની સજા થઇ છે.

મીરઠના ૬૦ વર્ષનાં વયોવૃદ્ધ કાર્યકર્તા શ્રીમતી ઉર્મીલા દેવીને પોતાના જેલવાસી પુત્રની મુલાકાત લેવા ન દીધી હતી. જવાબ મેળવવા માટેજ તેમને ૮ કલાક ઉભા રહેવું પડયું હતું. મહિલા સમિતિએ છૂટેલા કેદીઓના માનમાં ભોજન સમારંભ યોજ્યો હતો.

દેહરાદુનનાં કન્યા ગુરૂકુળના મુખ્ય શિક્ષિકા શ્રીમતી સરસ્વતી દેવીએ દેહરાદુનના સરમુખત્યાર ઉપર લખેલા પત્રમાં જણાવ્યું છે કે પોતાને તેમજ બીજાં સુશિક્ષિત ત્રણ બહેનોને જેલમાં પ્રાર્થના કરવા દેતા નથી. તેમ પુસ્તકો

પણ વાંચવા દેતા નથી. જે ખોરાક આપવામાં આવે છે તે પૂરતો નથી હોતો તેમ ખાવા યોગ્ય નથી હોતો. શ્રીમતી શ્યામાદેવી બીજાઓના હાથનો રાંધેલો ખોરાક નથી લેતાં. તેમને પૂરતું દૂધ પણ આપવામાં આવતું નથી.

અલાહાબાદની અગરવાળ કન્યાશાળાને ગ્રાન્ટ બંધ કરવાની ધમકી આપવામાં આવી છે.

**બંગાળઃ**

કલકત્તામાં બરાબઝારમાં આવેલી વિદેશી કાપડની દુકાનો ઉપર નારી સત્યાગ્રહ સમિતિ અને મહિલા રાષ્ટ્રીય સંઘની સ્વયંસેવિકાઓએ સખ્ત ચોકી કરી હતી. પરંતુ ચોકી કરતાં બહેનોને પકડયાં ન હતાં. શ્રીમતી સલુકબાઇ અને શ્રીમતી કેસરબાઇને પ્રભાતફેરીમાં ભાગ લેવા માટે ૪ માસ સાદી કેદની સજા થઇ છે.

બંગાળ મહિલા રાષ્ટ્રીય સંઘના આગેવાન શ્રીમતી અરૂબાલા સેનગુપ્તા અને બીજાં ૫ બહેનોને જાહેર રસ્તા ઉપર થતી આવજાવમાં હરકત કરવા માટે રૂા. ૫૦ દંડ યા બે માસ સાદી કેદની સજા થઇ છે. કુમારી આશાલતા પાલને સગીર વયને કારણે કોર્ટ ઉઠે ત્યાં સુધીની સજા થઇ હતી.

અગાઉ સજા પામી ચૂકેલાં શ્રીમતી મોહિનીદેવી, શ્રીમતી ઉર્મિલાદેવી, શ્રીમતી ઇન્દુમતી ગોએન્કા, શ્રીમતી લીલાવતી કપૂર. પોતપોતાની મુદતની પૂરતી સજા ભોગવ્યા બાદ ગયા માસ દરમ્યાન છૂટી આવ્યાં છે. શ્રીમતી મોહિની દેવી ૭૦ વર્ષનાં વૃદ્ધ કાર્યકર્તા છે. તેમને કલકત્તાની બહેનો તરફથી માનપત્ર પણ આપવામાં આવ્યું હતું. આ સભામાં શ્રીમતી સુવર્ણા સેને, પોતે જેલમાં કાંતેલું બે લાખ વાર સુતર રજુ કર્યું હતું.

સરઘસો અને સભાઓ સામેના મનાઈ હુકમનો ભંગ કરવા માટે કલકત્તામાં શ્રીમતી લક્ષ્મીદેવી અને બીજાં ૫ બહેનોને ગુન્હેગાર ઠરાવી સજા કરી હતી. તે સામે અપીલ થતાં વડી અદાલતે તેઓને નિર્દોષ ઠરાવી છોડી મુકયાં છે.

શ્રીમતી સોવ રૉય, શ્રીમતી સુવર્ણા સેન અને શ્રીમતી માલિની ગુપ્તા ૪ માસની સજા ભોગવી છૂટયાં છે.

શ્રીમતી જાનકીબાઇ બજાજ ગયા માસની શરૂઆતમાં કલકત્તા ગયાં હતાં. ત્યાં તેમણે સ્વતંત્રતાની લડતમાં ખાદીનું સ્થાન કેવું છે તે દર્શાવતાં વિવેચનો કર્યાં હતાં.

પંડિત મોતીલાલજીની માંદગીને અંગે શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂ કલકત્તા હોઇ, તેમને માનપત્ર આપવાનો સમારંભ નારી સત્યાગ્રહ સમિતિ તરફથી તા. ૨૦ મીએ થયો હતો. તે પ્રસંગે બોલતાં શ્રીમતી સ્વરૂપરાણીએ જણાવ્યું હતું કે "દેશને કાજે જ્યારે પોતાના વ્હાલાંઓ જેલમાં જઇ રહ્યાં હોય તે પ્રસંગે સ્ત્રીઓએ પડદો ફગાવી દેવો જ જોઇએ. બંધ બારણમાં સહીસલામત બેસી રહેવાનો આ સમય નથી." તેમના પુત્રી શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે પણ ભાષણ કર્યું હતું. કલકત્તાની બ્રહ્મોસમાજ ગર્લ્સ હાઇસ્કુલ ઉપર દરોડો પાડી પોલીસે શ્રીમતી કમળા ચેટરજી નામની વિદ્યાર્થીનીને પકડી પાછળથી છોડી મૂકી હતી.

**પંજાબ.**

લાહોરની ફોરમેન ક્રિશ્ચીયન કોલેજમાં બી. એ. વર્ગનાં એક વિદ્યાર્થીની કુમારી શ્યામા ઝુત્શી ઓકટોબર માસમાં ચોકીને અંગે ૭ અઠવાડિયા સાદી કેદની સજા ભોગવી છૂટયાં છે તેમની પાસે, કોલેજમાં ફરી દાખલ થતી વેળા ભવિષ્યમાં ચોકી નહિ કરવાની ખાત્રી માંગવામાં આવી. જે આપવાની તેમણે ના પાડી એટલે, તેમને કોલેજમાંથી બરતરફ કરવામાં આવ્યાં છે,

લાહોરમાં મીસીસ ધર્મવીરે સ્વદેશી બઝાર ખુલ્લું મૂકયું હતું.-મીસીસ ધર્મવીર આંગ્લ મહિલા છે. તેમણે જણાવ્યું હતું કે આપણે સ્વદેશીની પ્રતિજ્ઞા નહિ લઇશું તો હિન્દનાં ૬૦૦૦૦ સંતાનોનું અને વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજીનું બલિદાન વ્યર્થ જશે. આપણે સ્વદેશી બઝારો ખોલવાં પડે એ આપણે માટે શરમરૂપ છે. ભારતનું જે સંતાન સ્વદેશીનું પ્રથમ કર્તવ્ય ચૂકશે તેણે મોટામાં મોટું પાપ કર્યું ગણાશે.

અમૃતસરમાં પોલીસે બહેનોનું એક સરઘસ અટકાવ્યું હતું. અને તેને અમુક રસ્તે જવાની બંધી કરી હતી. બહેનોએ તે રસ્તે જવાની હઠ પકડી એટલે તેઓને અર્ધો કલાક રોકી જવા દીધાં. બાદ જલીયાનવાળા બાગમાં બહેનોની જાહેર સભા ભરાઇ હતી.

**મધ્યપ્રાંતઃ**

નાગપુરમાં તા. ૨૫ મીએ ગાંધી દિન ઉજવાયો હતો. તે પ્રસંગે બહેનો માટે ખાસ તકલી હરિફાઇ યોજવામાં આવી હતી. સાંજે મળેલી સભામાં મીસીસ ગાડગીલે ભાષણ કર્યું હતું. તા. ૧૦ મીએ ખાસ સ્ત્રી રાજકીય કેદી દિન ઉજવાયો હતો. વિદેશી કાપડની દુકાનો ઉપર દેશસેવિકાઓએ સખ્ત ચોકી શરૂ કરતાં મહાસભાની પરવાનગી મળે નહિ ત્યાં સુધી વિદેશી કાપડ ન વેચવા કાપડીયાઓએ વચન આપ્યું હતું. તા. ૨૬ મી એ બારડોલી દિન ઉજવાયો તેને અંગે દેશસેવિકાઓએ ખાદી ફેરી કાઢી હતી. સરઘસ નીકળ્યું હતું તેમાં ૧૦૦૦ ઉપર બહેનોએ ભાગ લીધો હતો. ખાદી વેચાણ ઘણું સારું થયું હતું.

અમરાવતીમાં ગઢવાલ દિન ઉજવાતાં, સરઘસ કાઢવાની મના કરવામાં આવી. છતાં સરઘસ નીકળ્યું. એટલે તેમાંથી શ્રીમતી સુલોચનાબાઇ જાવલે અને બીજાં ૪ બહેનોને પકડયાં છે. શ્રીમતી જાવલેને ૬ માસ સાદી કેદ અને રૂા. ૨૫૦ દંડ વા ૪ માસ વધુ કેદની અને શ્રીમતી લક્ષ્મીબાઇ દાંડિકરને ૪ માસ સાદી કેદ અને રૂા. ૧૦૦ દંડ વા ૩ માસ વધુ કેદની સજા થઇ છે.

**મદ્રાસઃ**

મદ્રાસમાં શ્રીમતી કે. શાન્તનમ્‌ને ૬ માસ સખ્ત કેદની સજા થઇ છે. વિદેશી કાપડની દુકાન ઉપર ચોકી કરવા માટે બીજાં પણ એક બહેનને પકડવામાં આવ્યાં છે.

તીરૂપુરમાં રાષ્ટ્રધ્વજ વંદનની ક્રિયામાં ભાગ લેવાની મના કર્યા છતાં, તેમાં ભાગ લેવા માટે શ્રીમતી પદ્માવતી આસર અને શ્રીમતી ભાગ્યલક્ષ્મીને પકડવામાં આવ્યાં હતાં. શ્રીમતી પદ્માવતી આસર ગુજરાતી બહેન છે. અને મુંબાઇનાં શેઠ પી. ડી. આસરનાં પત્ની થાય છે. તેઓ મદ્રાસની વિગ્રહ સભાનાં સભ્યપદે નિયુક્ત થયેલાં હતાં. તેમને રૂ. ૧૦૦ ના દંડની સજા કરવામાં આવી હતી. દંડ વસુલ લેવામાં આવશે એમ જણાતાં તેઓને છોડી મૂકયાં હતાં. પરંતુ પાછળથી દંડ વસુલ થઇ ન શકવાથી તેઓને પાછાં પકડી ૭ અઠવાડિયાં સાદી કેદની સજા કરી છે.

બરહામપુરમાં સજા પામેલાં શ્રીમતી સરલાદેવી બપોરે જેલમાંથી સજા ભોગવી છૂટયાં છે. વેલોરમાંની સ્ત્રીઓની જેલમાંના કેદી બહેનોની સ્થિતિ ઘણી ખરાબ છે એમ તેમણે એક મુલાકાતમાં જણાવ્યું હતું.

મદ્રાસની ધારાસભાના માજી ઉપપ્રમુખ, –જેમણે સત્યાગ્રહની લડતને અંગે એ પદેથી રાજીનામું આપ્યું છે–ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડીએ શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ જેવો કોઇએ તુર જેલમાં બીમાર છે તેઓને છોડી મૂકવા સરકારને વિનતિ કરી છે.

[ અનુસંધાન પાન ૩૪૯-૫૨ જુઓ. ]

## ગુજરાતની સ્ત્રી-શક્તિ

### સૌરાષ્ટ્રના સરમુખત્યાર



**શ્રી. દેવીબ્હેન પટ્ટણી**
વિખ્યાત વૈદરાજ ઝંડુભટ્ટજીના કુટુંબના આ સન્નારીને સાત માસ સાદી કેદની સજા થઇ છે.



**શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ**
સુરતની યુવાન જનતાનાં આગેવાન ગાંધીદિને અગ્રગણ્ય અને

### ત્રીજી વાર સરકારના મ્હેમાન



**શ્રી. ખુરશેદ બ્હેન**
હિંદના દાદાના આ દોહિત્રીને ચાર માસ સાદી કેદ અને રૂ. ૧૫૦ દંડ. યા દોઢ માસ વધુ કેદની સજા થઈ છે.




## દામ્પત્યના બોલ

મધુરી શી મોરલીના મધુરા કલ્લોલ,
એવા સખિ ! દંપતીના જીવનના બોલ.

સન્ધ્યા સોહાગભરી આવે સલૂણી,
ચન્દા ને સૂરજ હરખાય;
તેજનાં કિરણ કાંઇ તેજમાં ઢોળાય એવાં
એક બીજામાં ઢોળાયઃ
ડાળીએ ડાળીએ પાંદડાં પ્રોવાય,
એવા સખિ ! દેહ ને પ્રાણ ગૂંથાય.
મધુરી શી મોરલીના મધુરા કલ્લોલ.

લોહ કે પત્થરને પારસ પરસે,
થાય કાંચન મહામોલ;
નરનો દેવ થાય નારીપરસથી
એ નારી પારસને તોલ:
ફૂલડે ફૂલડે જેવા પરાગ,
એવા સખિ ! નરનારીના અનુરાગ.
મધુરી શી મોરલીના મધુરા કલ્લોલ.

સુખની સોહાગણ જગની વાડી,
મંહી ઉગી એ ચન્દનવેલ;
મેઘની ધાર સમી ધારા ગૂંથી રચ્યો
મેઘ શો મંડપમહેલ:
જેવી જગે હૈયાથી નીતરે ધાર,
એવા સખિ ! ગૃહકુળ ને સંસાર.
મધુરી શી મોરલીના મધુરા કલ્લોલ,
એવા સખિ ! દંપતીના જીવનના બોલ.*

વૈશાખ શુકલ પંચમી, ૧૯૮૬. — ન્હાંનાલાલ દલપતરામ કવિ

* આ કાવ્ય કવિશ્રીનાં પત્ની સૌ. માણેકબાઇની એકાવનમી જન્મતિથિને પ્રસંગે રચાયેલું છે.



મીસ કેથેલીન મૂન

# હિન્દ વિષે એક અંગ્રેજ કુમારિકા

લેખિકા :
મીસ કેથેલીન મૂન

[ નીચેનો પત્ર લખનાર બહેન મીસ કેથેલીન મૂન એક અંગ્રેજ કુમારિકા છે. દુનિયાના સ્કાઉટોની જામ્બૂરી લંડનમાં ભરાયલી. તેમાં ભાગ લેવા માટે મુંબાઇ ઇલાકાના ઉત્તર વિભાગના સ્કાઉટ વ્યવસ્થાપક શ્રી. ગુણવંતરાય ભટ્ટ પણ ગયેલા. તેમણે India Camp ' હિન્દ છાવણી 'માં હિન્દી કલાઓનું પ્રદર્શન ભરેલું ,તે જોવાને અનેક સંસ્કારી સ્ત્રી પુરૂષો આવેલાં. તેમાંનાં એક બહેન તે આ પત્ર લખનાર મીસ કેથેલીન મૂન. આ બહેન હિન્દી કલાઓમાં રસ લેતાં હોઇ શ્રી ભટ્ટ સાથે એમને વધારે પરિચય થયો. એ બહેને ત્યાં નાનકડાં બાળકો Wolf-cubs જેમને ગુજરાતમાં બટુકવીર (૭ થી ૧૨ વર્ષ) કહે છે-તેમની એક સેના ઉભી કરેલી છે અને તેને સ્વયંસેવા અર્પી છે. એ બહેન અને તેમનાં ભાવિ પતિ વિશ્વબંધુત્વના સાચા અને પૂરા હિમાયતી છે. શ્રી. ભટ્ટના પરિચયને પરિણામે, એમને એ બહેન સાથે પરસ્પર પત્રવ્યવહાર ચાલુ રહ્યો. શ્રી. ભટ્ટે હિન્દની હાલની પરિસ્થિતિ વિષે સાચી બીનાઓ રજુ કરતો પત્ર એ બહેનને લખેલો. તેને પરિણામે એ બહેનને હિન્દ પ્રત્યે લાગણી ઉત્પન્ન થઇ. શ્રી. સી. એફ. એન્ડ્રુઝ અને બીજા લેખકોના હિન્દ વિષેના પુસ્તકો વાંચ્યા અને હિન્દી પ્રશ્નનો ખાસ અભ્યાસ કર્યો. અને તે બાદ તેમણે આ પત્ર લખ્યો છે. ઇંગ્લાંડમાં પણ એવી બહેનો છે, જે હિન્દ પ્રત્યે સાચી સહાનુભૂતિ દર્શાવે છે અને હિન્દની બહેનો માટે પોતે શું કરી શકે તેનો વિચાર કરી રહી છે. મીસ મૂન એમાંનાં એક બહેન છે એમનો પત્ર ' ગુણસુંદરી 'માં પ્રકટ કરવા માટે મોકલી આપી, શ્રી. ભટ્ટે અમને બહુ આભારી કર્યાં છે. બીજી કેટલીક બહેનોના પત્રો પણ શ્રી. ભટ્ટ તરફથી અમને મળ્યા છે જે ક્રમશઃ પ્રગટ કરવામાં આવશે. ઉપતંત્રી ]

૬૪, લંડન રોડ,
સેન્ટ આલ્બન્સ હર્ટસ,
ઇંગ્લાંડ,
તા. ૪-૧૧-૩૦

વ્હાલા સ્કાઉટ બીરાદર,

તમારા પત્રથી હું ઘણી જ ખુશ થઇ છું. હિન્દ અને તેનાં સ્વાતંત્ર્ય યુદ્ધ પ્રત્યે તેણે મને રસ લેતી કરી છે. હિન્દીને થતા અન્યાયો પ્રત્યેની તમારી ઉંડી અને સહૃદયી લાગણીને લીધે, બ્રિટિશ વહીવટ પ્રત્યે મને ક્રોધ ઉપજ્યો છે. તેથી હું એ પ્રશ્નમાં વધુ ઉંડી ઉતરવા માંગું છું. તેથી મેં એક અંગ્રેજ શ્રી. સી. એફ. એન્ડ્રુઝનું લખેલું પુસ્તક હાલમાં જ મંગાવી વાંચ્યું છે. શ્રી. એન્ડ્રુઝ મીશનરી થવાના હતા; પરંતુ તેમ ન થતાં, મહાત્મા ગાંધીજી અને બીજા કાર્યકરો સાથે હિન્દની રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ઘણા સમયથી કામ કરી રહ્યા છે.

હું અંગ્રેજ છું; પરંતુ બ્રિટિશ વહીવટદારો હિન્દ તરફ જે રીતે વર્તી રહ્યા છે તેથી હું ઘણી જ દુઃખી થઇ છું. આવા મહાન

**દેશને પરાધીન રાખવાનો પ્રયત્ન કરવો એ ક્રૂરતા** છે અને મને આશા છે કે તમારાં શાન્ત દુઃખસહનથી બ્રિટિશ પ્રજાની તમારા તરફ ઉંડી સહાનુભૂતિ થશે. સામાન્યતઃ અંગ્રેજ પ્રજા એ નથી સમજતી કે કે હિન્દના ૫ થી ૬ કરોડ લોકો પેટ પૂરતું ખાવાનું પણ મેળવી શકતા નથી, અને તેઓ બ્રિટિશરોએ લાદેલી ખર્ચાળ સીવીલ સર્વીસનો ભાર સહન કરી શકે એમ નથી; પોતાનું ૨ પરદેશ મોકલી તેનો બનેલો માલ પોતે પાછો ખરીદ કરી શકે એમ નથી અને બ્રિટિશ રાજ એ તેઓને મન વિદેશી રાજ છે ( કારણ લંડનમાં જેની સત્તા છે એવું રાજ હજારો માઇલ દૂરની પ્રજા, જેની સંસ્કૃતિનું તેઓને જરા સરખું પણ ભાન નથી, માનવલાગણીને વશ થઇ શી રીતે રાજ કરી શકે ? ) સાયમન કમીશને બન્ને પ્રજાઓ વચ્ચે સમજુતી કરવામાં સારો ભાગ ભજવ્યો હોત, જો તેમાં હિન્દનું પ્રતિનિધિત્વ રાખવામાં આવ્યું હોત. પોતાનું પ્રતિનિધિત્વ ન હોવાથી, હિન્દે સાયમન કમીશનનો યોગ્ય સત્કાર કર્યો છે અને તેથી કમીશન સામાન્ય પ્રજાના સંસર્ગમાં પણ આવવા શકિતમાન નીવડયું નથી.

હિન્દમાં રાષ્ટ્રીય ભાવના આટલી બધી પ્રબળ થઇ છે એ બ્રિટિશરો સમજી શકતા નથી. હું જાણું છું ત્યાંસુધી, એક વ્યકિત તરીકે અંગ્રેજો તરફ કોઇ પણ રીતનો દ્વેષ ભાવ નથી. ( મહાત્મા ગાંધીજીએ કહ્યું જ છે કે કોઇ પણ અંગ્રેજ હિન્દ છોડે એમ પોતે ઇચ્છતા નથી; પણ તેઓ અહીં હિન્દની સેવા કરવા રહેવા જોઇએ. ) તમે તો તમારી બાબતોની વ્યવસ્થા તમે પોતે જ કરી શકો, એવું સ્વરાજ માગો છો.

મહાત્મા ગાંધીજીને, બ્રિટિશ વર્તમાનપત્રો રશીઅનો સાથે સરખાવી શકાય એવા ક્રાન્તિકાર આલેખે છે. પરંતુ ખરી રીતે, હું તો તેમને સુક્કલડી શરીરવાળા છતાં મહાન આત્માવાળા, પ્રજાને શાન્ત સત્યાગ્રહ કરવા દોરી શકે એવી અદ્‌ભુત શકિતવાળા, માનું છું; કારણ કે તેઓ પ્રજાનાં દુઃખોમાં ભાગ લેવા સદા તત્પર રહે છે. મેં એમનું સરળ ગ્રામ્યશિક્ષણનું પુસ્તક વાંચ્યું છે. તેઓ પ્રજાને કહે છે કે **પ્રથમ તેમણે પોતાનામાં જ સ્વરાજ મેળવવું જોઇએ, પછી કુટુંબ મંડળમાં, તે પછી ગામમાં અને ત્યારપછીજ તેઓ પૂર્ણ સ્વરાજને લાયક બનશે.**

જ્યારે સ્વરાજ પ્રાપ્ત થશે ( મોડું કે વહેલું એ મળવાનું જ છે. ) ત્યારે ભુલો તો થશે જ. ગ્રેટ બ્રિટને પણ સ્થિર સરકારની સાધના કર્યા પહેલાં અનેક ભૂલો કરી છે, તેમ હિન્દ પણ કરશે. ભૂલો કરવી અને અનુભવનો લાભ મેળવવો એ માર્ગે જ કાંઇક મૂલ્યવાન બંધારણ બાંધી શકાય છે. હિન્દે પોતાના નેતાઓ પસંદ કરી લેવાના છે. તેઓ જ્યાં આડા ફાટે ત્યાં તેઓને સીધી લીટીએ લાવવાના છે. આમ કરવા માટે હિન્દને સરકારની જરૂર છે. પણ તે હિન્દી પ્રજાના મતને જવાબદાર, બ્રિટિશ મતને નહિ.

તે છતાં, એક બાબત પણ વધુ સારી છે. નવાં રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુને પરિણામે હિન્દીઓ સરકારી અમલદારોનો કે જમીનદારોનો પહેલાનાં કરતાં તદ્દન ઓછો ભય રાખતા થયા છે. એ ઘણું જ સારું છે. એ એમ બતાવે છે કે તેઓનાં મન હવે પરાધીન નથી. તમે હિન્દમાં બ્રિટિશ પ્રજામત વિશે વિચાર કરો ત્યારે એક બાબત જરૂર ધ્યાનમાં રાખશો. એક સામાન્ય અંગ્રેજને, ( અમે એને The Man in the Street કહીએ છીએ. ) પરાધીનતા શું છે એની કલ્પના થવી મુશ્કેલ છે. તે પોતે તો કોઇ પણ દેશની પ્રજાને આધીન રહ્યો નથી. હિન્દ સંબંધમાં, કદાચ, તે વર્તમાનપત્રોમાં વાંચતો હશે. તે જાણે છે કે કાંઇ બધું

ઠીક લાગે નથી, પરંતુ એક પરાધીન પ્રજાનાં દુઃખો સહજ સાજ સમજવાં માટે ઘણી ઉંડી સહાનુભૂતિની જરૂર છે. અને અહીંજ, અમે જેઓ થોડું ઘણું સમજતાં હોઈએ એવા અંગ્રેજોએ મદદ કરવી જોઇએ. અમે જેના જેના સંસર્ગમાં આવીએ તે તે અંગ્રેજોને મારે જાગૃત કરવા જોઈએ.

અને અહીં એક બાબત મને ઉંડું દુ ખ કરી રહી છે. શ્રી. સી. એફ. એન્ડ્રુઝ કહે છે કે હિન્દીઓ સામે જાતીય દ્વેષભાવ પહેલાં હતો તેના કરતાં ઘણો વધી ગયો છે. એ ક્રુર છે, ઘાતકી છે **એક પ્રજાને, બીજી પ્રજા કરતાં પોતે ઉંચી છે એવો વિચાર કરવાનો કાંઇ અધિકાર નથી.** જાતીય રીતે કોઇ પણ સ્કાઉટ પોતાને વધુ ઉંચો માનતો નથી.

પરંતુ ઇંગ્લાંડમાં એક પણ વ્યકિત એવું ન માને તે માટે અમારે સતત કાર્ય કરવાનું છે. મારી પોતાની જાતિનાં ન હોય એવા ઘણાયે સ્ત્રી પુરૂષોને હું મળી છું. તેઓને હું મારા ભાઇ બહેનની જેમ ચાહું છું. મારા સૌથી વધુ પ્રિય અને નિખાલસ મિત્રોમાંનો એક હિન્દી છે. અને તેથી કોઇ પણ અંગ્રેજ હિન્દીને પોતાનાથી ઉતરતો માને એ હું સહન કરી શકતી નથી. આપણને તો સમસ્ત માનવજાતિની સેવા કરવા માટે સંસારમાં મોકલવામાં આવ્યાં છે.

હિન્દની સ્વતંત્રતા છીનવી લેવાના બ્રિટીશના પ્રયત્ન કેટલા ખોટા છે, એ જ્યારે ઘણા ખરા અંગ્રેજો સમજતા થશે, ત્યારે પ્રજામત હિન્દનાં ભલા માટે કાર્ય કરશે એમ હું ધારૂં છું. કારણ કે વ્યકિત તરીકે અંગ્રેજો ઘણા જુસ્સાવાળા છે અને તેઓ અન્યાય સહન કરી શકતાં નથી. સત્યનો હંમેશાં જય છે એ જરૂર માનશે.

હિન્દમાં જે ભયંકર બનાવો બની રહ્યા છે તે હું કદાચ સાંભળી શકીશ નહિ એમ તમે તમારા પત્રમાં જણાવો છો. ખરી રીતે એમ નથી. અમે ઇંગ્લાંડમાં એ બધુ જાણીએ એ સારૂં છે. અહીંના પ્રજામતમાં ખરી લાગણી ઉત્પન્ન કરીને, અમે તમને મદદ કરી શકીશું. તમારા દેશ સંબંધમાં તમારી સાથે ઘણી વાતો કરવાનું મન થાય છે; પરંતુ એ ખરેખર અસંભવિત છે. આપણે એક બીજાથી ઘણાં દૂર છીએ.

બ્રિટિશ વહીવટ તમારે માટે તો નિષ્ફળ જ નીવડયો છે. તે છતાં હું તમને જણાવીશ કે એક વખત બ્રિટિશ પ્રજામત જાગૃત થાય પછી તે નિષ્ફળ કદિ જનાર નથી. કવિવર રવીન્દ્રનાથ ટાગોર કહે છે કે તેઓ પોતે " પશ્ચિમની વ્યક્તિઓમાં માને છે...... આ વ્યકિતઓનાં જીવનમાં પૂર્વ અને પશ્ચિમનું લગ્ન થશે અને જ્યારે વિદેશી પ્રજાના ગળાંમાં પરાધાનતાનો ફાંસો મજબુત રીતે બાંધનારા રાજ્યદ્વારીઓનાં નામ હાસ્ય પાત્ર થશે ત્યારે, ભવિષ્યના વિરાટયાત્રા પંથે, તેઓનાં બલિદાનનો દીપક અખંડ ઝળહળતો રહેશે." આ વર્ષે મિત્રસમાજમાં તેમણે આપેલા સંદેશામાંથી આ ભાગ લીધો છે. મારા ભાવિ પતિ આ સમાજના સભ્ય છે (આ સમાજે પોતાના સિદ્ધાંતો માટે ઘણું ઘણું સહન કર્યું છે.) એટલે તમે સમજી શકશો કે તમારા કવિરાજ અને મારી સહાનુભૂતિ દ્વારા હું હિન્દ સાથે સંકળાયલી છું.

આ બધું મેં લખ્યું છે તેનું કારણ એટલું જ છે કે તમારા હૈયે જે અત્યારે વસી રહ્યું છે તે હું પણ કાંઇક સમજી શકું છું એટલું તમે જાણી શકો. મારી સર્વ શુભેચ્છાઓ તમારી સાથે જ છે.

લી. તમારી સ્નેહાળ

**(મીસ) કેથલીન મૂનના સ્નેહવંદન**

કન્યાના રથનું વર્ણન છે. મંત્રને અંતે કન્યાને કહેવામાં આવે છે " આ રંગરંગિત, સોનેરી, મજબૂત પૈડાંવાળો, કિંશુકનો બનેલો રથ જે હલકેથી ચાલે છે તેના ઉપર ચઢી જા. હે સૂર્યા, તું અમર જીવનની દુનિયામાં પ્રવેશ કરે છે. તારા પતિને માટે આ વરઘોડો આનંદદાયી બનાવજે. "

અથર્વવેદમાં એક ઠેકાણે અગ્નિની પ્રદક્ષિણા ( મંગળફેરા ) વિષે ઉલ્લેખ છે. " હે પૂષન્ ! એને ( કન્યાને ) અર્યમન્‌ના અગ્નિની પ્રદક્ષિણા કરવા દો. ( એનો ) સસરો પોતાના પુત્રો સાથે આતુરતાથી ઉભો છે. " આ શબ્દોનું વિવેચન કરતાં ગ્રીફીથ નામનો વિદ્વાન્ કહે છે કે પ્રદક્ષિણા કરવાનો અગ્નિ તે કન્યાના ઘરનો નહિ, પરંતુ વરના ઘરનો હતો. આ ઉપરથી લાગે છે કે મંગળફેરાનો વિધિ કન્યાને ત્યાં નહિ પણ વરઘોડો વરને ત્યાં પહોંચ્યા પછી કરવામાં આવતો હશે.

ઋગ્વેદના અને ખાસ કરીને અથર્વવેદના વિવાહમંત્રમાં કન્યાને આશીર્વાદ આપતા પુષ્કળ મંત્રો છે. કન્યાએ સાસરામાં કેમ વર્તવું તે વિષે અથર્વવેદમાં કેટલીક શીખામણ પણ આપવામાં આવી છે. " તારી નજર લગાડી કોઇનું અનિષ્ટ કરીશ નહિ. તારા પતિની હત્યારી ન બનીશ. દૃઢ થજે, છતાં ઘરનાં સર્વ પ્રત્યે વિવેકી, હેતાળ અને નમ્ર રહેજે. વીર પુત્રોની માતા થજે. તારા સસરા ઉપર સ્નેહ રાખજે. સુખી થજે, અને તારે લીધે અમારો પણ અભ્યુદય થજો. તારા પતિ કે સસરાની હત્યારી બનીશ નહિ. મૃદુ અને ચપળ બનજે. ઘરનાં પ્રાણી ( ઢોર ) નું કલ્યાણ કરજે. સસરા પર હેત રાખજે અને વીર પુત્રો ઉત્પન્ન કરજે. ઘરના આ અગ્નિની સંભાળ રાખજે. સૌમ્ય અને આનંદદાયી બનજે. "

અલબત્ત વરને માટે શીખામણનો એક પણ શબ્દ કોઇ ઠેકાણે નથી. પુરૂષને શીખામણની જરૂર હોયજ નહિ, એ તો સંપૂર્ણ જ હોય અને ભૂલને પાત્ર તો નારીજાતિજ હોય એવી માન્યતા એ પ્રાચીન સમયમાં પણ હશેજ.

વેદના સમયમાં વિધવાનું પુનર્લગ્ન એ સ્થાપિત થયેલો રીવાજ હતો અને એમાં કોઇ પ્રકારનું કલંક ગણાતું નહિ. અમુક ઉંમર સુધીજ વિધવા ફરી પરણી શકે એવો પણ કાંઇ કાયદો ન હતો. મૃત્યુ પામેલા પતિના ભાઇ અથવા પાસેના સગા સાથે પુનર્લગ્ન ( દીયરવટું ) કરવાનો રીવાજ બહુ જ પ્રચલિત હતો. ઋગ્વેદમાં અશ્વિનોની એક પ્રાર્થનામાં એ દેવોને પ્રશ્ન કરવામાં આવ્યો છે કે " જેમ વિધવા પતિના ભાઇને શય્યા તરફ લઇ જાય છે, કન્યા વરને આકર્ષે છે, તેમ તમને ઘર તરફ કોણ લઇ જાય છે ? " ઋગ્વેદના બીજા એક મંત્રમાં પણ આ રીવાજ વિષે લખ્યું છે. યાસ્કનું " નિરૂક્ત " પણ આ રીવાજને ટેકો આપે છે. એમાં લખ્યું છે " હે અશ્વિનો ! × × તમને ઘરમાં કોણ શય્યામાં સુવાડે છે, જેમ વિધવા દીયરને સુવાડે છે તેમ ? દેવર ( દીયર ) શબ્દ કયા શબ્દમાંથી ઉત્પન્ન થયો છે ? દ્વિતીય ( બીજો ) વર માટે " દેવર " અહિંયાં દેવર શબ્દની જે વ્યુત્પત્તિ બતાવી છે તે ઉપરથી લાગે છે કે દીયર સાથે પુનર્લગ્ન કરવાનો રીવાજ બહુ પ્રસરેલો હશે.

કોઇ પણ સ્ત્રી અને એના બીજા પતિનું મૃત્યુ પછી મિલન કરાવનાર જંત્ર વિષે લખતાં અથર્વવેદમાં કહ્યું છે " જો એ લોકો પંચૌદાન બકરો દાનમાં આપે તો ફરી પરણનાર સ્ત્રી અને તેનો પતિ કદિ છુટાં નહિ પડે. જો બીજી વારનો પતિ પંચૌદાન બકરો દક્ષિણાસહિત દાનમાં આપે તો એની સાથે ફરી પરણેલી સ્ત્રી ( મૃત્યુ પછી

જે લોકમાં ) હશે તેજ લોકમાં એનો વાસ થશે." જો વિધવા ફરી લગ્ન કરે તે અયોગ્ય લેખાતું હોત તો મૃત્યુ પછીના મિલન વિષે કાંઇ લખ્યું જ ન હોત, સ્મૃતિઓની માફક એમ જ લખ્યું હોત કે ફરી પરણનાર સ્ત્રી ઘોર નરકમાં પડે છે.

પતિ જીવતો હોય તો પણ એક છોડી બીજો થઇ શકતો એમ જણાય છે. અથર્વ વેદમાં એક ઠેકાણે લખ્યું છે કે "સ્ત્રીને બ્રાહ્મણ સિવાય બીજા દસ પતિ થઇ ગયા હોય તો પણ પછીથી જો બ્રાહ્મણ એનો હાથ ગ્રહણ કરે તો એજ એનો સાચો પતિ છે." અહિં સ્પષ્ટ લખેલું નથી કે દસ પતિ મૃત્યુ પામ્યા હોય કે જીવતા હોય. પરંતુ એક પછી એક દસ પતિ મરણ પામે ત્યાંસુધી સ્ત્રી જીવે એવો સંભવ નથી તેથી જીવતા પતિજ હશે એમ અનુમાન થઇ શકે. વળી જીવતા પતિજ પતિ તરીકે દાવો કરવા આવે તેથી તકરાર ન થાય માટે જ ચોખ્ખું લખ્યું હશે કે બ્રાહ્મણ જ સાચો પતિ ગણાય. પહેલો પતિ નપુંસક હોય, પતિત થવાથી જ્ઞાતિ બ્હાર થયો હોય કે પત્નીને છોડીને ચાલ્યો ગયો હોય ત્યારે પણ બીજો પતિ થઇ શકતો હશે એમ જણાય છે. પતિ ખોવાઇ ગયો હોય અને શોધ કરવા છતાં એને વિષે કાંઇ ખબર પણ ન મળે તો પણ સ્ત્રીથી બીજી વાર લગ્ન થઇ શકતું એમ ઋગ્વેદ ઉપરથી જણાય છે.

વેદના સમયના આર્યોમાં બહુ પત્નીનો રીવાજ પુષ્કળ પ્રચલિત હતો તે વિષે તો બીલકુલ શંકાજ નથી. ઋગ્વેદમાં ઠેકાણે ઠેકાણે બહુ પત્ની વિષે ઉલ્લેખ કરેલો છે. મૈત્રાયણી સંહિતામાં લખેલું છે કે મનુ ભગવાનને દસ પત્નીઓ હતી. દરેક રાજા યજ્ઞ કરવા બેસે તે વખતે એની ચાર રાણીઓ હાજર રહેતી. શતપથ બ્રાહ્મણમાં એક ઠેકાણે યજ્ઞનું વર્ણન કરતાં લખ્યું છે કે " પરિણીત જીવનની સંપૂર્ણતા માટે રાજાની ચાર રાણીઓ હાજર છે. મંત્રવિધિ વડે પવિત્ર કરેલી રાણી, માનીતી, અણમાનીતી અને " પાલાગલી " ચારે શણગારાયલી છે અને સોનાનાં આભૂષણ પહેર્યાં છે, " આ ચાર રાણીઓ અનુક્રમે મહિષી, પરિવૃક્તિ, વાવાતા અને પાલાગલી કહેવાતી. આ નામોના ખાસ અર્થ જાણવામાં આવેલા નથી, પરંતુ, જે રાણી પહેલી પરણેલી હોય તેજ ખરી રાણી ગણાતી. સાધારણ રીતે યજ્ઞમાં પત્ની વિષે એક વચનમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પરંતુ બહુપત્નીમાં કોઇ જાતની શરમ ગણાતી નહિ. એથી ઉલટું આજે પણ કેટલાક જમીનદારોમાં ગણાય છે, તેમ બહુ સ્ત્રીઓ પરણવામાં એક જાતની મોટાઇ ગણાતી. શતપથ બ્રાહ્મણમાં આવે છે કે " યજ્ઞના ઘોડાને પત્નીઓ તેલથી અભિષેક કરે છે, કારણ કે ઘણી પત્નીઓ હોય એ વૈભવની નિશાની છે. આ રીતે યજ્ઞ કરનારને વૈભવ પ્રાપ્ત થાય છે, અને એની પાસેથી તેજ, શકિત પ્રાણીઓ ( ઢોર ) કે સંપત્તિનો નાશ થતો નથી. "

આજની પેઠે વેદના સમયમાં પણ રાજાઓ જ વધારે ભાગે ઘણી સ્ત્રીઓ પરણતા. ઋગ્વેદમાં ઇંદ્રની સ્તુતિ કરતાં એક ઋષિ કહે છે " રાજા પોતાની સ્ત્રીઓ વચ્ચે રહે તેમ તું રહે છે. " બીજી અનેક જગાએ રાજાની ઘણી રાણીઓ વિષે લખેલું છે

ઝીમર નામનો યુરોપીય વિદ્વાન્ એમ ધારે છે કે વેદના સમયમાં બહુપત્નીનો રીવાજ વિકાસ પામતો જતો હતો પરંતુ ઋગ્વેદમાં જ બહુપત્ની વિષે એટલી બધી જગાએ લખેલું છે કે ઝીમરની માન્યતા ખરી લાગતી નથી. માત્ર થોડાં જ ઉદાહરણ લઇએ.

" હે સર્વ શકિતમાન્ પ્રભુ, જેમ ઉત્ક-



# પાપનું પાટીયું

લેખકઃ શ્રી. ચીમનલાલ જે. શાહ, એમ એ.

મારા મિત્ર ભાઇ સુમન દેખાવે શાંત પરંતુ સ્વભાવે જરા તીખા તેમ મશ્કરા છે. જ્યારે જ્યારે અમારે ત્યાં આવે ત્યારે ત્યારે કંઇ ને કંઈ મીઠી મશ્કરી એમને તો કરવાની હોય જ. એમના પત્નીને તો દિવસમાં કેટલીએ વાર પોતાની આ ટેવથી એ મુંઝવી નાંખતા હશે ! એક રવિવારે સાંજના હંમેશ મુજબ મારે ત્યાં આવેલા ત્યારે આવતા વેંત મેં પૂછ્યુંઃ

" સુમનભાઇ ! કમળાબેનને કેમ સાથે નથી લાવ્યા ! એ તો બીચારાં હવે તમારાથી થાક્યાં હશે. "

સુમનભાંઇ થોડી વારે જરા આછું સ્મિત કરી બોલ્યાઃ " સરલાબેન એ પાપનું પાટીયું હું તે કયાં જ્યાં ત્યાં સાથે ને સાથે ફેરવ્યા કરૂં ? એને કહેજો કે હું પણ હવે તો એનાથી કંટાળી ગયો છું. તમો બૈરાંઓનો તો અમારા ઉપર એટલો બધો ત્રાસ છે કે વાત જ ન કરો. તમારે અમારે માંટે સ્વપ્નામાં પણ થોડુંજ સારૂં બોલવું છે ? જ્યારે ત્યારે ભાંડવા ભાંડવા ને ભાંડવાજ. આપણો પેલો પ્રોફેસર શાહ હોય યા મોદી સોલીસીટર હોય પરંતુ કમળાને તો મારે માટે હર હંમેશ રોદણા જ રોવાનાં હોય. એને પૂછજો કે આજ દશ વર્ષમાં એક વચન પણ એણે મારે માટે બે સારા અક્ષરો કહી સંતોષ જાહેર કર્યો છે ? આપણા કવિજનો કહેશે કે એતો ભાઈ પ્રેમચેષ્ટા છે; એમાં આટલા બધા કંટાળો છો શાના ? સરલાબેન, ખરૂં કહું છું કે હવે એ બધી ચેષ્ટાઓનો અંત આવે તો સારૂં. નહિ તો આ પાપનું પાટીયું કોઇ દિવસ મને એવો મુંઝવી નાંખશે કે મારે હાથે ન કરવાનું કાર્ય થઇ જશે. "

સુમનભાઈની આટલી વાતો જરા શાંતિથી સાંભળી ખરી. પરંતુ કમળાબેન માટે ' પાપનું પાટીયું ' એ શબ્દો એમને મોઢેથી સાંભળવા પડે એ મારાથી સહન ન થયું. જરા આવેશમાં આવી, મેં કહ્યુંઃ " સુમનભાઇ, તમારૂં આ વર્તન મને તો જરાએ નથી ગમતું. એક તો બૈરીનો ભાવ ન પૂછો અને ઉપરથી આવા મ્હેણાં મારતા ફરો એ તમને ઠીક લાગે છે ? બૈરાંઓનો એવો તે શો ત્રાસ તમારા ઉપર આવી પડયો છે ? રાત દિવસ તમારા પ્રોફેસર અને સોલીસીટર મિત્રો સાથે ફર્યા કરો, બીચારાં કમળાબેનની તથા દીકરીની તો દરકાર પણ ન કરો, અને ઉપરથી તમારે માટે સંતોષ જાહેર કરે એવી ઇચ્છા રાખો, એ બધું કેમ બને ? તમે પણ એમને તમારા ઉડાવ જવાબોથી કયાં ઓછા મુંઝવી

નાંખો છો ? તમો પુરૂષો હવે તો અર્વાચિન યુગની સ્ત્રીની મનોદશા કાંઇક વધુ સમજો તો સારૂં, નહિ તો હાથના કર્યાં હૈયે વાગશે. જે દિવસે કમળાબેન ખરેખરા મુંઝાશે તે દિવસે આ જીવનજ અકારૂં લાગશે. જો સમજો તો ડાહ્યા થઇ એ બીચારાંને જેટલો સંતોષ આપી શકો તેટલો આપો. અને ઘડી ઘડી એમને ઉશ્કેરવાની ટેવ છોડી દો."

મારી આટલી વાતે સુમનભાઇ ગભરાય તેમ નહોતું. એ મનમાં બધું સમજતા'તા કે બીજા બધાનું ગમે તેમ પરંતુ એમને ત્યાં તો એકંદર તાઢક હતી. કમળાબેનની એમને માટેની અનન્ય ભક્તિ એમની ધ્યાન બહાર નહોતી. થોડી વારે જરા હસતા હસતા બોલ્યાઃ "સરલાબેન, માફ કરજો. પરંતુ તમે હજુ બાળક છો. હું દરેક સ્ત્રીને પોતાના પતિના પાપનું પાટીયું કહું છું તે એટલાજ માટે કે તમારા વર્ગમાં પતિને માટે કડવા વેણોજ બોલવા એવું કંઇક ધોરણ થઈ પડયું હોય છે. આપણો પ્રોફેસર એની કુસુમને બહાર ફરવા આવવાનું કહે તો તુરત કુસુમ બોલી ઉઠે, 'હં, આજે સરલાબેને કહ્યું હશે એટલે અમારાં ઉઘડી ગયાં નહિં તો અમારો ભાવ પણ ન પૂછો !' જો એકાદ પખવાડીયું ફરવા હરવા જવાનું ન થાય તો કુસુમથી બોલાઇજ જવાય કે 'તમે તમારે રખડયા કરો. અમારી તમને શી પડી છે ?' સરલાબેન, આમાં તમને કંઈ ન્યાય જેવું લાગે છે ? બીચારો શાહ તો નીચું ઘાલી સાંભળ્યા કરે અને કોઇ વખત બહુ કંટાળે તો જરા ટાણો મારેઃ 'દેવી, હશે; માફ કરો તો સારૂં.' બીચારા મોદીની પણ આજ દશા. એક દિવસ એની ઓફિસથી સાંજે અમે સાથે ઘર તરફ વળેલા. રસ્તામાં તે દિવસે જરા ઉલ્લાસમાં આવી એણે એની કાન્તા માટે બેચાર સારી સારી ચીજો લીધી. બીચારો જેવો ઘેર પહોંચ્યો તુરત કાન્તા પાસે પહોંચ્યો, અને કંઇ શાબાશી મળશે એવી આશામાં ને આશામાં બધું એની પાસે મુકયું. સરલાબેન ત[...] નહિ માનો પરંતુ કાન્તા બોલીઃ 'આ[...] મારે માટે તમે આટલા બધા ઉદાર થ[...] ગયા ? મને બનાવતા તો નથી ને ? [...] કયાં એમ બને તેમ છું !' બોલો બે[...] એ બીચારાને ખરી હોંશથી વધાવે[...] હોત તો કાન્તાબાઇને શું ગુમાવવાનું હતું. આ તો વાતજ એવી થઇ પડી છે કે તમે સ્ત્રીઓને અમારા પાપનાં પાટીયાં થઇ ફરવ[...] ગમે છે. અમારાથી પુણ્યનું કંઇ કામ થા[...] જ નહિ યા થતું નથી એમ તમો બધ[...] માની બેઠા હો છો. જો કોઇ વખત એ[...] કંઇ કાર્ય તમારી નજરે ચોકખે ચોકખુ[...] તરી આવે તો પણ તમે તો તમારો અવિશ્વાસ દેખાડવાના જ. વધુ આગળ શું કા[...] જોઇએ ? માઠું ન લગાડશો પરંતુ તમે મ[...] કોઈ દિવસ એમ કહ્યુ છે કે 'સુમનભા[...] તમે આ બહુ સારૂં કર્યું ? હરહંમેશ તમાર[...] હા માં હા મેળવીએ તોયે તમારો સ્વભા[...] અમારે જાળવવો પડે. તમે બીજા ચારન[...] દેખતાં અમારૂં અપમાન કરો તોયે કં[...] નહિ, અને તમે અમારી મીઠી મશ્કરી પણ સહન ન કરી શકો. આજ આટલા વર્ષોન[...] સંબંધ પછી પણ તમને ખાસ આમંત્રણે જોઇએ, તમને અવારનવાર મનાવવા પ[...] અને પાછું તમારી તહેનાતમાં ખડા રહેવુ[...] પડે તે તો જુદુંજ. સરલાબેન, ફરી કહુ છું કે આ બધી પણ મીઠી મશ્કરી જ છે. બાકી કેવળ અર્વાચિન સ્ત્રીની મનોદશા 'પાપનાં પાટીયાં' જેવી છે, એમ નથી. પ્રાચીન સ્ત્રીઓનું પણ તેમજ હતું. એકંદર સ્ત્રીનું માનસ જ એવું બચ્ચાં જેવું સાંકડું અને ચંચળ હોય છે કે પુરૂષને સ્ત્રીજીવનના

ઝીંઝા લઢાવા લૂંટવા હોય તો એને પંપાળવું પડે. એને મીઠી મશ્કરીઓ કરી છંછેડીએ ત્યાંસુધી તો ઠીક, પરંતુ એનો વિરોધ કરવામાં સાર ન નીકળે એ તમારી વાત સાથે હું મળતો છું. પરંતુ એમાં ગૌરવ લેવા જેવું તમારે શું રહ્યું? આપણા દામુકાકાને હું જ્યારે કહું કે, " કાકા, આ બાબત કાકીનું આમ માનવું છે; એ તો હઠ લઇને બેઠાં છે. હવે શું કરવું છે?" એ બીચારા તુરત કહે, " ભાઇ એને જેમ ઠીક લાગે તેમ કરજે. મારે એની સાથે માથાફોડ નથી કરવી." આપણા પ્રોફેસર વકીલને કહીએ કે, " શારદાબેનને તો ખોટું લાગ્યું છે." તો બીચારા કહેશે, " ભાઇ, જરા મનાવીને ઠેકાણે લાવજો." અને આપણા મકનજી બેરીસ્ટરને કહીએ કે " ભાઇ તમારાં ગુલાબબેન તમારે માટે રોદણાં રોતાં હતાં." તો કહેશે કે, " ભાઇ, જવા દોને એ તો ઘેર ઘેર માટીના ચૂલા." સરલાબેન, સંસાર તો આ બધાનો ચાલે છે, અને ચાલશે, પરંતુ તમારા વર્ગને માટે આમાં ગૌરવ લેવા જેવું ક્યાં રહ્યું?"

સુમનભાઇ પાપના પાટીયાંની વાત કરતાં આટલું બધું સંભળાવશે એ મેં પ્રથમ નહોતું ધાર્યું. હું સમજતી હતી કે આ બધી એમની મીઠી મશ્કરી હતી. છતાં એ બધાની પાછળ સ્ત્રીજીવન માટેનો પુરૂષવર્ગનો કંઇક અણગમો તો જરૂર હતો જ. સ્ત્રીપુરૂષના જીવનમાં અમુક હદમાં પ્રણયકલહ રહેશે એનો નિર્વિવાદ છે, પરંતુ બન્નેનો સંબંધ વધુ સરળ અને રસદાયી થાય એવું કોઇ ઇચ્છતું હોય તો આ પ્રણયકલહ જેટલો ઓછો થાય તેટલું સારૂં. રાષ્ટ્રજીવનના આ અવસરે આપણો સમય જીવનના આવા કડવા મીઠા લઢવાડો પાછળ ઓછો વીતે તો સારૂં, એમાં કોણ ના પાડશે? વળી આ 'હા' અને 'ના'ની બાંધછોડમાં કેટલાકના જીવન અકારાં થઇ પડયાં છે એ બધું આપણાથી ક્યાં અજાણ્યું છે? આમ છતાં જરા મલકાતા મોંઢે અને પૂરતી હાવભાવ પૂર્વક મેં ટાણો માર્યો: " સુમનભાઇ, આજે બીજું કોઇ મળ્યું નથી એટલે આ બેન ઠીક હાથમાં આવી છે. તમે ગભરાશો નહિ, પરંતુ તમો પુરૂષોના ચરિત્રો પણ મારાથી અજાણ્યાં નથી. યાદ છે? આપણી વિમળાને પેલો ડૉક્ટર પતિ કેટલી રીબાવે છે? વળી ભૂલી ગયા કે લોનાવલામાં પેલા છગુભાઇ એમના પત્નીને કેવાં ઝુડી નાંખતા? આ બધી બેનો પણ એમજ કહેને કે, બેન એ તો ઘેર ઘેર માટીના ચૂલા. મોડી રાતના રખડીને આવતા પતિઓની પત્નીઓ એમને માટે શું ધારતી હશે એ તમે કેમ ભૂલી જાવ છો? છતી સ્ત્રીએ આત્મજીવનની અન્ય કોઇ જ્યોતીમાં સમાઇ જતા પુરૂષો માટે અમો સ્ત્રીઓએ શું ધારવું? સ્ત્રીને 'સ્થૂળ જીવનની સહચરી' લેખતા પુરૂષો માટે તમને શું ઘૃણા નથી આવતી? સ્થૂળ જીવનની પશુતા પોષવા સ્ત્રીને પતિત દશાએ પહોંચાડનારા પુરૂષો માટે તો હું નથી ધારતી કે તમે ગૌરવ લેતા હોય? સુમનભાઇ, વધુ ન બોલાવો. વીશ વીશ અને પચીસ વર્ષ જેટલો સમય પરિણીત જીવન ગાળ્યા પછી પોતાની જોડદાર જતાં સ્મશાન વૈરાગ્ય જેટલી પણ ધીરજ ન રાખનારા તમો પુરૂષો માટે તમે કયે મોંઢે અમને આમ પાપનાં પાટીયાંની ઉપમા આપી રહ્યા છો? બાકી આપણી અંગત વાતને હું સ્પર્શ નહિ કરૂં. તમારે માટેનો મારો ભાવ તમારાથી ક્યાં અજાણ્યો છે! તમારી એ બધી મીઠી મશ્કરી હું તો સાંભળવાની અને તમને જવાબ પણ આપવાની. કેમ આ બધા માટે તૈયાર છો કે નહિ!"

સુમનભાઇ થોડા વખત તો શાંત બેસી રહ્યા. એમણે જોયું કે મને બહુ છંછેડવામાં સાર નહોતો. ફરી પાછા એમની હંમેશની ટેવ મુજબ ઉડાવતા હોય તેમ બોલ્યા, ' સરલાબેન, કંઇ નહિ તમારી સાથે ચર્ચા કરવામાં મજા નહિ. આ જોયું ? તમે તો ભભકી ઉઠયાં. ખરેખર, તમે તો જોગમાયાઓ છો. તમારાથી તો દૂર રહેવામાં જ મીઠાશ છે, પણ દૂર રહેવાતું નથી. હશે, પાપના પાટીયાંથી પીડાતા હો તો એ શબ્દોને ભૂલી જજો. વધુ તે બીજું શું કહું ? પરંતુ તમે હવે શું ધાર્યું ? વર્ષો પહેલાંની પેલી વાતો યાદ છે કે ભૂલી ગયાં ? તમને.. ......"

સુમનભાઇને વધુ બીજી વાતો કરતા સાંભળવા હું તૈયાર નહોતી. મેં પણ જરા મજાક કરતાં કરતાં કહી દીધું: "મારે તમારા જેવા કોઇ પુરૂષનું ' પાપનું પાટીયું ' થવું નથી. એ બાબત અત્યારે વધુ ઘેલાં ન કહાડશો. અત્યારે તો એટલું જ કે તમારૂં પાપનું યા પુણ્યનું પાટીયું અહિં લીધા સિવાય ન આવશો. એ પાટીયાં ઉપર તો તમે બંનેના જીવનના અનેક ચિત્ર ચિતરાયાં છે, ચીતરાઈ રહ્યાં છે અને ભાવીમાં ચીતરાશે. એ અનેક ચિત્રોમાંથી રાષ્ટ્રજીવનના ઘડતર કાર્યો રાષ્ટ્રના આ અવસરે નહિ પરિણમે તો કયારે પરિણમશે ? એ ચિત્રો પાછળ હર્ષ અને શોકના અનેક અશ્રુઓ ટપકયાં હશે હાસ્ય અને કરૂણાના ચિત્ર વિચિત્ર અનુભવો નોંધાયા હશે, અને સુખદુઃખના અવનવા અવસરો હજુ નોંધાશે. સુમનભાઇ, એ પાટીયાંની હવે વધુ મશ્કરી ન કરશો. જાવ, હવે તે બહુ મોડું થયું છે એટલે એ બીચારૂં પાટીયું ભાવભીનાં હૈયે તમારી રાહ જોઈ ઉભું હશે. જેવા ઘેર જશો તેવુ ભણુકશે, પરંતુ એ બધા પાછળ નર્યો સ્નેહ છે, અંતરની લાગણી છે. "

હું આટલુ બોલી ન બોલી ને સુમનભાઈ ચાલતા થયા. કમલાબેન રાતના અગીયારે એમને કેમ વધાવશે એ એમનાથી ભુલાય તેમ નહોતું. હશે, હવે તો હું પણ પોઢી જાઉ.

---

### ઇસણાવની જગદંબાઓ

ઇસણાવના એ રેવાબહેન પાતળાં, પ્રૌઢવયનાં અને શાન્ત, પરંતુ તેમની આંખોમાંથી તો આગના તણખા ઝરે. તેમની આંતરિક ઇચ્છાનું એ લક્ષણ. તેઓ અને તેમનાં પુત્રી તદ્દન નિર્ભય છે. પોલીસને તો તેમને જરાય ભય નથી. થોડાજ વખત ઉપર ગામના કેટલાક પટેલીયાઓ તેમના ઘરે, મહેસુલ ન ભરવાનું ચાલું રાખવું કે કેમ તેની ચર્ચા કરવા ભેગા મળવાના હતા. સભા મળે તે પહેલાં રેવાબહેન, આખીયે છાવણીમાં ફરી વળ્યાં. સભામાં આવનારા બધાયને મળ્યાં. અને તેમને કહ્યું: " જો તમે તમારા નિર્ણયમાં મક્કમ હો તો ભલે આવજો. પરંતુ નબળા મનના અને ઢીલા પોચાં મનનાંનો મારા ઘરમાં પ્રવેશ ન જોઇએ. " અને સૌ કોઇ મક્કમ હતા.

તે બાદ રેવાબહેનના પતિએ કાંઇક ઢીલું પોચું મન દેખાડયું. મા દિકરીએ તરતજ ઉપવાસ કરવા માંડયા અને બધું બરોબર થઇ ગયું.

[ ખેડા જીલ્લાનાં ગામડાંઓની મુલાકાત સંબંધમાં લખેલાં મીરાંબહેનનાં સ્મરણો ઉપરથી ]

# ફૂ*લ*વે*ણી

[ ૧ ]

## વાનરોના પાંચ ગુણો

સાવધતા, કાર્યતત્પરતા, આજ્ઞાપાલન, સ્વાધીનતા અને દેશપ્રેમ વગેરે ગુણો જે સ્કાઉટે કેળવવાના તે વાનરોએ પણ કેળવવાના છે.

### ૧ લો ગુણ સાવધતા–

સાવધતાનો ગુણ ખીલવ્યાથી શરીરમાં એક જાતની સ્ફુર્તિ આવે છે. તમે તો જાણો છો કે આપણો દેશ આજે કેટલો સુષુપ્ત છે. જ્યાં આંખ, કાન, નાક વગેરે બંધ હોય ત્યાં આસપાસ શું થાય છે તેનું ભાન કયાંથી રહે ? ચોર આવીને ચોરી જાય કે વાઘ આવીને મારી ખાય તોયે ઉંઘણસી, અસાવધને કયાંથી ખબર પડે ? આપણી પણ દશા એવી જ હતીને ? દેશનું કેટલુંએ ધન પરદેશ જતું રહ્યું એવી ખબર આપણને કયારે પડી ? આજે આપણો દેશ દુર્દશા ભોગવે છે. લોકો ગુલામ જેવા બન્યા છે લાખો માણસોને બે વાર ખાવાના સાંસાં છે. આ બધું જો આપણા પૂર્વજો સાવધ રહ્યા હોત, આંખકાન ઉઘાડાં રાખ્યાં હોત તો ના બનત. સાવધતાનો ગુણ અત્યારથીજ કેળવો.

### ૨ જો ગુણ–કાર્યતત્પરતા

સાવધતાની સાથે કાર્યતત્પરતા પણ જોઇએજ. ભય શું છે એ જાણ્યા પછી એનું નિરાકરણ કરવાની ઇચ્છા તેમજ શક્તિ આપણામાં હોવી જોઇએ.

### ૩ જો ગુણ આજ્ઞાપાલન

ત્રીજો ગુણ આજ્ઞાપાલન. એક સાચા સૈનિક તરીકે આ ગુણ તો બહુ જરૂરનો છે. લશ્કરી કાયદામાં પણ આ કાયદાભંગની શિક્ષા મોટી છે. સેનાપતિનો હુકમ ન માનનારને ઠાર કરવામાં આવે છે. એક સૈનિક માટે આજ્ઞાનું પાલન કરવુ એ આવશ્યક છે. જે આજ્ઞા પાળી શકતા નથી તે આજ્ઞા આપી શકતા નથી. આજે તો ઘણે સ્થળે દેખાય છે કે હુકમ કરનારા ઘણા હોય છે, પરંતુ હુકમ બજાવનારા થોડા છે આ કારણથીજ કામ આગળ ધપતું નથી. નેતા થવાનો લોભ ઘણાને હોય છે પણ એટલું યાદ રાખજો કે જેને સૈનિક થતાં આવડતું નથી તે નેતા થઇ શકતો નથી.

### ૪ થો ગુણ-સ્વાધીનતા

ચોથો ગુણ સ્વાધીનતા. તમે રાષ્ટ્રપતિ વિષેનું ગીત ગાઓ છોને ? 'સ્વાધીન બનો' 'સ્વાધીન બનો' એવી એક લીટી અંદર આવે છે સ્વાધીનતાનો અર્થ પણ ઘણો મોટો છે. સ્વાધીન બનવું, એટલે સ્વતંત્ર બનવું. સ્વતંત્ર બનવું એટલે માત્ર રાજકીય અર્થમાંજ નહીં, પણ દરેક અર્થમાં. તમારા નાનકડા જીવનમાં તો પરાધીનતા દર્શાવનારા ઘણા પ્રસંગો આવતા હશે. આજે તો પરાધીનતા આપણા દેશમાં મૂળ ઘાલી બેઠી છે. આપણાં કપડાંલત્તાં, આપણાં રમકડાં વગેરે અનેક ચીજો માટે આપણે પરદેશ પર આધાર રાખવો પડે છે. આપણો દેશ તો કેટલો મોટો છે; દેશની વસતી તેત્રીસ કરોડની છે; લોકોનો મોટો ભાગ કામ વિનાનો છે તે છતાં આપણે નજીવી ચીજો પણ દેશમાં પેદા કરી શકતા નથી. તમને નથી લાગતું કે એ શરમની વાત છે ? આપણું રાજતંત્ર પણ પરદેશીના હાથમાં છે એ કંઇ ઓછું કલંક છે ? માટે સ્વાધીનતા કેળવો અને બાળપણથીજ સ્વાધીન બનો કે ભવિષ્યમાં આ પરાધીનતાની જંજીર આપોઆપ તૂટે.

### ૫ મો ગુણ-દેશપ્રેમ

છેલ્લો ગુણ તે દેશપ્રેમ. દેશપ્રેમ ના હોય તો દેશને માટે આપણે શી રીતે ઉપયોગી થઇ શકીએ ? મેં શરૂઆતમાં કહ્યું કે દેશના લાભ માટે બાળકોનો ઉપયોગ થઇ શકે એ હેતુથી વાનરસેના સ્થપાઇ. તમારામાં દેશદાઝ ના હોય, દેશભક્તિ ના હોય, તો દેશને માટે તમે શું કરી શકો ? દેશ પરાધીન હોય તેને સ્વાધીન શી રીતે કરી શકો ? દેશ

મુંબાઇ મ્યુનીસીપલ કન્યાશાલા હસ્તકલા પ્રદર્શન.



ચિત્રકામ અને ક્રેપ પેપર વર્ક વગેરે

# ફૂ * લ * વે * ણી

[ ૧ ]

## વાનરોના પાંચ ગુણો

સાવધતા, કાર્યતત્પરતા, આજ્ઞાપાલન, સ્વાધીનતા અને દેશપ્રેમ વગેરે ગુણો જે સ્કાઉટે કેળવવાના તે વાનરોએ પણ કેળવવાના છે.

### ૧. લો ગુણ સાવધતા–

સાવધતાનો ગુણ ખીલવ્યાથી શરીરમાં એક જાતની સ્ફુર્તિ આવે છે, તમે તો જાણો છો કે આપણો દેશ આજે કેટલો સુષુપ્ત છે. જ્યાં આંખ, કાન, નાક વગેરે બંધ હોય ત્યાં આસપાસ શું થાય છે તેનું ભાન કયાંથી રહે ? ચોર આવીને ચોરી જાય કે વાઘ આવીને મારી ખાય તોયે ઉંઘણસી, અસાવધને કયાંથી ખબર પડે ? આપણી પણ દશા એવી જ હતીને ? દેશનું કેટલુંએ ધન પરદેશ જતું રહ્યું એવી ખબર આપણને કયારે પડી ? આજે આપણો દેશ દુર્દશા ભોગવે છે. લોકો ગુલામ જેવા બન્યા છે લાખો માણસોને બે વાર ખાવાના સાંસાં છે. આ બધું જો આપણા પૂર્વજો સાવધ રહ્યા હોત, આંખકાન ઉઘાડાં રાખ્યાં હોત તો ના બનત. સાવધતાનો ગુણ અત્યારથીજ કેળવો.

### ૨ જો ગુણ–કાર્યતત્પરતા

સાવધતાની સાથે કાર્યતત્પરતા પણ જોઇએજ. ભય શું છે એ જાણ્યા પછી એનું નિરાકરણ કરવાની ઇચ્છા તેમજ શક્તિ આપણામાં હોવી જોઇએ.

### ૩ જો ગુણ આજ્ઞાપાલન

ત્રીજો ગુણ આજ્ઞાપાલન. એક સાચા સૈનિક તરીકે આ ગુણ તો બહુ જરૂરનો છે. લશ્કરી કાયદામાં પણ આ કાયદાભંગની શિક્ષા મોટી છે. સેનાપતિનો હુકમ ન માનનારને ઠાર કરવામાં આવે છે. એક સૈનિક માટે આજ્ઞાનું પાલન કરવુ એ આવશ્યક છે. જે આજ્ઞા પાળી શકતા નથી તે આજ્ઞા આપી શકતા નથી. આજે તો ઘણે સ્થળે દેખાય છે કે હુકમ કરનારા ઘણા હોય છે, પરંતુ હુકમ બજાવનારા થોડા છે આ કારણથીજ કામ આગળ ધપતું નથી. નેતા થવાનો લોભ ઘણાને હોય છે પણ એટલું યાદ રાખજો કે જેને સૈનિક થતાં આવડતું નથી તે નેતા થઇ શકતો નથી.

### ૪ થો ગુણ–સ્વાધીનતા

ચોથો ગુણ સ્વાધીનતા. તમે રાષ્ટ્રપતિ વિષેનું ગીત ગાઓ છોને ? 'સ્વાધીન બનો' 'સ્વાધીન બનો' એવી એક ટુંક અંદર આવે છે સ્વાધીનતાનો અર્થ પણ ઘણો મોટો છે. સ્વાધીન બનવું, એટલે સ્વતંત્ર બનવું. સ્વતંત્ર બનવું એટલે માત્ર રાજકીય અર્થમાંજ નહીં, પણ દરેક અર્થમાં તમારા નાનકડા જીવનમાં તો પરાધીનતા દર્શાવનારા ઘણા પ્રસંગો આવતા હશે. આજે તો પરાધીનતા આપણા દેશમાં મૂળ ઘાલી બેઠી છે. આપણાં કપડાંલત્તાં, આપણાં રમકડાં વગેરે અનેક ચીજો માટે આપણે પરદેશ પર આધાર રાખવો પડે છે. આપણો દેશ તો કેટલો મોટો છે; દેશની વસતી તેત્રીસ કરોડની છે; લોકોનો મોટો ભાગ કામ વિનાનો છે તે છતાં આપણે નજીવી ચીજો પણ દેશમાં પેદા કરી શકતા નથી. તમને નથી લાગતું કે એ શરમની વાત છે ? આપણું રાજતંત્ર પણ પરદેશીના હાથમાં છે એ કંઇ ઓછું કલંક છે ? માટે સ્વાધીનતા કેળવો અને બાળપણથીજ સ્વાધીન બનો કે ભવિષ્યમાં આ પરાધીનતાની જંજીર આપોઆપ તૂટે.

### ૫ મો ગુણ–દેશપ્રેમ

છેલ્લો ગુણ તે દેશપ્રેમ. દેશપ્રેમ ના હોય તો દેશને માટે આપણે શી રીતે ઉપયોગી થઇ શકીએ ? મેં શરૂઆતમાં કહ્યું કે દેશના લાભ માટે બાળકોનો ઉપયોગ થઇ શકે એ હેતુથી વાનરસેના સ્થપાઇ. તમારામાં દેશદાઝ ના હોય, દેશભક્તિ ના હોય, તો દેશને માટે તમે શું કરી શકો ? દેશ પરાધીન હોય તેને સ્વાધીન શી રીતે કરી શકો ? દેશ

એમની સ્વ. પતિવ્રતાના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ... તરફથી ... ભેટ.



મુંબાઈ મ્યુનીસીપલ કન્યાશાળા હુન્નરકળા પ્રદર્શન.

જેવાં નાના નાનો કુમળી વયના બાળ-બચ્ચાંઓ સહિત, તાપ, તડકો ને તાઢ-તરસ વેઠતાં ભમે ત્યાં પડયાં છે. બીજું તો શું, પણ આપણે રજાઓના દિવસોમાં અવારનવાર એમનાં ઝુંપડાંમાં ફરીએ, ને એ ગરીબ અને નિરાધાર બાળકો સાથે પ્રીતિ બાંધીએ, દોસ્તી કરીએ, તેમનાં શિક્ષણમાં, આરોગ્યમાં ને રમતગમતમાં આપણે સંપૂર્ણ સાથ આપીએ ને એથી પણ વધુ બને તો, તેમના

અમેરીકાનું
...જો ઉપર બોલતાં
...ક સારા રીવાજો પણ
...છે. એક તો છૂટા
...મજુરો ખાસ કરીને લગ્ન કરી
...છૂટા છેડા કરે છે, અને છૂટા છેડાનો રીવાજ હોવાથી તેઓ પરણતા પહેલાં લાયકાત જોયા વગર પરણે છે. ત્યાંના બાળકો પણ કેટલા સ્વદેશપ્રેમી છે તેનો એક દાખલો આપું. મને એક ૭ વર્ષના છોકરાએ પૂછયું કે ' તમારે પ્રેસીડેન્ટ કોણ છે ? ' ત્યારે મેં જણાવ્યું ' અમારે તો રાજા છે. '' કયા રાજા ? ' છોકરાએ પૂછયું. મેં કહ્યું ' પાંચમા જ્યોર્જ. ' ત્યારે છોકરાંએ કહ્યું કે ' તે તો ઇંગ્લંડનો છે. ' હું પણ દિલગીર થઇ પણ જવાબ શો દેવો ?

[૪]

## આજની હિંદી સ્ત્રીઓ

બ્રિટિશ બોર્ડ ઓફ ટ્રેડના પ્રમુખનાં પત્ની મીસીઝ વીલીઅમ ગ્રેહામે લંડનમાં બ્રિટિશ સ્ત્રીઓની પરિષદ સમક્ષ ખાસ આપેલા ભાષણમાં તેણે આજની હિંદી સ્ત્રીઓની પ્રશંસા કરતાં નીચે પ્રમાણે વિચારો દર્શાવ્યા હતા:

"જે સ્ત્રીઓની સ્વતંત્રતા માટેની પ્રીતિ પ્રેરણાત્મક છે તેમના તરફ આપણી એવી ફરજ છે કે જે રાજદ્વારી કે બીજી વફાદારીથી બદલાતી નથી. આ દેશમાં એવી સ્ત્રીઓ છે કે જે હિંદનાં સામાજિક અનિષ્ટોથી મુક્ત છે અને બોલતી ફરે છે કે 'હિંદી સ્ત્રીઓને આપણે કેવી રીતે સહાય કરી શકીએ?' હિંદી સ્ત્રીઓ પોતાની જાતને મદદ કરવા સમર્થ છે, પણ આપણે તેમને તેમની મુક્તિ માટે પ્રયાસ કરવા દઇએ તો. હિંદની સ્ત્રીઓ પ્રથમ હિંદી છે અને પછીજ સ્ત્રીઓ છે.

તેઓ સામાજિક સુધારામાં અગ્રણી છે, તેઓ વ્યવસ્થિત છે. હિંદી સ્ત્રીઓની સંસ્થા સબળ મંડળ છે........આ અને આવી બીજી સંસ્થાઓ દ્વારા હિંદી સ્ત્રીઓએ મને મહાન લાગે એવાં કાર્યો કર્યાં છે. કેળવણી, બાળલગ્નનો સુધારો, અસ્પૃશ્યતાનિવારણ, મદ્યપાનનિષેધ, અનિષ્ટ રિવાજોનો ત્યાગ અને રાષ્ટ્રીય પ્રવૃતિના દરેક વિભાગમાં હિંદી સ્ત્રીઓ પૂરો ભાગ લીએ છે. આપણું કામ તેમને સ્ત્રી સ્વાતંત્ર્યવાદ ઉપર ભાષણ આપવાનું નથી, પરંતુ આપણા તરફથી તેમના ઉપર નંખાતા અંકુશો દૂર કરવાનું છે. જો આપણે એમ કરતાં ડરીએ તો આપણી શુદ્ધ નિષ્ઠા માટે બીજાઓ શંકા ઉઠાવે. હિંદને સમાનતા અને સ્વતંત્રતા આપ્યા વગર તમે હિંદી સ્ત્રીઓની સમાનતા અને સ્વતંત્રતા માટે મથન કરી શકો નહિ. બ્રિટિશ શહેનશાહતમાં જેઓ સ્ત્રીઓને સમાન શહેરીપણાના હક્કો પ્રાપ્ત કરાવવામાં લાગેલા છે તેમને હું આ બાબતનો વિચાર સોંપું છું. હિંદની સ્ત્રીઓને શહેરીપણાના ઉતરતા દરજ્જામાં હિંદના પુરૂષો નહિ પણ આપણે જ રાખીએ છીએ.

હિંદની સ્ત્રીઓને આપણી લુખી સહાનુભૂતિની જરૂર નથી. તેઓ પોતાના દેશ માટે સાચીજ લાગણી ધરાવે છે. હિંદમાં રાષ્ટ્રીય અને ગૃહ જીવન ઉપર તેમની લાગવગ અમર્યાદિત છે. તેમાંની કેટલીક તો આજે કેદમાં છે, પરંતુ હિંદની બધી પુત્રીઓને કેદખાનું સંઘરી શકે તેમ નથી. જો આપણે હિંદની સ્ત્રીઓને કેદમાં રાખીને આપણો માલ વેચી શકીએ અને આપણા શહેનશાહતની પ્રતિષ્ઠા જાળવી શકીએ તેના કરતાં શહેનશાહતમાંથી છુટા પડવાની આપણે પસંદગી કરીએ તો સારૂં."

---

## બધું બળી ગયું

પલાજમાં એકી સાથે ૭ ઘરો આગ લાગતાં બળી ગયાં હતાં. તેમાં એક ઘર તો ૭૫ વર્ષની વૃદ્ધ ખેડુત ડોસીનું હતું. તે બળી ગયેલાં ઘરનાં કાળાં થયેલા ચોતરા ઉપર બેસી, ઠોઇકે આપેલો દાણો સાફ કરી રહી હતી. અમારો અવાજ સાંભળી તેની આંખો અમારા તરફ જોઇ રહી. પરંતુ તેનાથી કાંઇ દેખાતું ન હતું.

"આ તમારૂં ઘર, મા?" અમે પૂછ્યું.

"હા; બધું ય બળી ગયું!" તેણે શાન્તિથી ઉત્તર આપ્યો.

(ખેડા જીલ્લામાં મીરાંબહેન)



## પ્રકરણ ૩૫ મું

મુર્શિદાબાદની અદાલતમાં આજે ખૂબ ગર્દી થઇ હતી. ન્યાયાસન ઉપર મીરજાફરખાન જાતે બીરાજ્યા હતા. મધુરેન્દ્ર વાદી હતો, રમેશ પ્રતિવાદી હતો.

બન્ને પક્ષના વકીલો પણ હાજર હતા. અદાલતમાં સંપૂર્ણ શાન્તિ છવાઇ રહી હતી.

મધુરેન્દ્ર તરફથી આવેલા એક સાક્ષી તરફ સૌ કોઇ તાકી તાકીને જોતું હતું. એ એક મોટો જમીનદાર હતો. ઉપરાંત મધુરેન્દ્રની જ્ઞાતિનો જ હતો. સોગંદ લેવાયા બાદ સાક્ષીની તપાસ શરૂ થઇ.

" તમારૂં નામ શું ? "

" રામશંકર રાય. "

" તમારો ધંધો શો ? "

" જમીનદારી. "

" તમે મધુરેન્દ્ર ચૌધરીને ઓળખો છો ?"

" હા; તેઓ મારી જ્ઞાતિના જ છે. "

" અને આ આરોપીને ? "

" હા; એ પણ મારી જ જ્ઞાતિનો છે. એનું નામ માધવેન્દ્ર છે. "

" માધવેન્દ્ર ઉપરના આરોપ સંબંધમાં તમે કાંઇ જાણો છો કે ? "

" હા. "

" જે જાણતા હો તે કહો. "

" માધવેન્દ્રે હુશિયારપુરના ફોજદારનું ખૂન કર્યું હતું. "

" તમે નજરો નજર જોયું હતું ? "

" હા; એ ભયંકર કૃત્ય મેં નજરો નજર નીહાળ્યું છે. "

" તમે ત્યાં શું કરતા હતા ? "

" હું એક સ્ત્રીને લઇને ત્યાં ગયો હતો."

" સ્ત્રીને લઇને ત્યાં જવાનું કારણ ? "

" ફોજદાર સાહેબને તરૂણ અને સુંદર સ્ત્રીઓ બહુજ ગમતી. એટલે તેમને માટે હું એક સ્ત્રીને લઇ ગયો હતો. "

" એ વેશ્યા હતી ? "

" નહિ; એક કુલવાન કુટુંબની યુવતી હતી. "

" તો આવાં કામમાં તેની સંમતિ તમને કઇ રીતે મળી શકી ? "

" તેના બાપને પુષ્કળ પૈસા આપી હું તેને લઇ આવ્યો હતો. તે વિધવા હતી. "

" ઠીક; પછી શું થયું ? "

" માધવેન્દ્ર પણ તે દિવસે ફોજદારને ઘેર હતો. આ સ્ત્રી સંબંધમાં કેટલીક

" તારા હાથનું હું ખાઉં ? તને પૂછતાં તુ લાજ નથી આવતી ? "

" ત્યારે અહીંઆ તને બીજા કોના હાથનું ખાવા મળશે ? અને કાંઇ ખાશે નહિ તો તું જીવશે કેવી રીતે ? "

ચારૂ રડતાં રડતાં જ બોલી: " મારે હવે જીવીને શું કરવું છે ? પણ એમાં હું બીજા કોઇનો દોષ શા માટે કાઢું ? એમાં મારો પોતાનો જ દોષ છે. મેં જાણી બુઝીને આ પગલું ભર્યું છે એટલે હવે જે થાય તે સહન કર્યે જ છૂટકો. પણ હવે તું કૃપા કરી મને સુખે મરવા દે. "

" અરે હું કાંઇ તને એમ છોડવાની નથી. તારૂં કૌમાર્ય ભ્રષ્ટ કરવાની યોજના મેં કરી છે. એક પુરૂષને......"

ચારૂએ તેને આગળ બોલવા ન દીધી. તેની આંખો લાલ લાલ થઇ ગઈ. તે અત્યંત ઉગ્ર દેખાવા લાગી: " ચૂપ ! એક શબ્દ પણ બોલીશ નહિ. મને ભ્રષ્ટ કરવાની શકિત તારામાં નથી. કોઇપણ પુરૂષની હિંમત નથી કે તે મારી સામે ઉભો રહી શકે. ઇશ્વર બધુંય સહન કરે છે પરંતુ સતિનું સતિત્વ ભ્રષ્ટ થાય એ તે કદિ જોઇ શકતો નથી. જો તને મૃત્યુનો ભય લાગતો જ હોય તો આવું કામ કદિ કરતી નહિ. "

ચારૂના આ બધા શબ્દો જાણે બકબકાટ રૂપ હોય, તેમ તે બાઇ સાંભળી રહી. પરંતુ તે કાંઇ પણ વિશેષ બોલી નહિ. મનમાં કાંઇ મક્કમ નિશ્ચય કરી તે ત્યાંથી ચાલી ગઇ.

( અપૂર્ણ )

---

## નિડરતાની તાલીમ આપો.

[ શ્રી ગિજુભાઇ

વાનરસેનાના બાળકો એ એક ઉગતો આંબો છે. આ આઝાદીની લડત છે અને તેમાં આપણે સૌને મોખરે રહેવાનું છે. સુરતમાં ૧૫૭ બાળકો સવિનય ભંગ માટે તૈયાર છે, એ ભારી વાત છે. એવું સારા ગુજરાતમાં કોઇ જગ્યાએ બન્યું નથી, એમ હું માનું છું. જો કે સુરત ધારે તો હજી વધુ આપી શકે. પણ માબાપો કદિ પછાત ન રહે. માબાપો બાળકો પરનો મોહ છોડી તેમને તૈયાર કરી એવો હલકો સંતોષ ન માને. સાચો પિતા કે સાચી માતા બાળકને આગળ કરી બેસી ન જાય. દરેક માતા પિતા મોખરે રહી ખપી જાય અને પછી પોતાના મોંઘામુલા ધનને તે રસ્તે આવવા જરૂર કહી જાય અને એમ ન કહે કે બેસી રહેજો. એ રીતે ખપી જશો તો સાચા છોકરા છોકરીના માબાપ થવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરશો અને તમને સ્વર્ગમાં પણ સંતોષ થશે. જો તમો–માબાપો– કાંઇ જ ન કરશો તો તમારાં છોકરાં પીછેહઠ કરશે. માટે તમારે તો તેમને નિડરતાની તાલીમ આપવાની છે, અને પોતે ખાસ ભાગ લઇ આગળ રહેવાનું છે. તો જ બાળકો પોતાનું કામ સંગીન રીતે કરી શકશે.

# અખિલ ભારતીય મહિલા પરિષદ

## લાહોરમાં મળેલું પાંચમું અધિવેશન

### સંપૂર્ણ કાર્યવાહી-ભાષણો અને ઠરાવો

અખિલ ભારતીય મહિલા પરિષદનું પાંચમું વાર્ષિક અધિવેશન લાહોરના ટાઉન હોલમાં તા. ૧૨ થી તા. ૧૬ મી સુધી મદ્રાસ ધારાસભાનાં માજી ઉપપ્રમુખ, ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડ્ડીનાં પ્રમુખપદે મળી હતી. હિન્દભરમાંથી પરિષદમાં હાજરી આપવા માટે પ્રતિનિધિઓ આવ્યાં હતાં પહેલા દિવસની બેઠકમાં પંજાબનાં કેળવણી ખાતાંના પ્રધાન મલીક ફિરોઝખાન નૂન, ડૉ. નારંગ જસ્ટીસ અને મીસીસ ભીડે, મંડીના રાણી સાહેબ વગેરેએ હાજરી આપી હતી.

#### ૧૯૩૦ માં પરિષદે કરેલું કાર્ય

પરિષદના વ્યવસ્થાપક મંત્રી રાણી લક્ષ્મીબાઇ રાજવડેએ ૧૯૩૦ નો નીચેનો હેવાલ રજુ કર્યો હતો:

"પરિષદનો ૧૯૩૦ના વર્ષનો હેવાલ રજુ કરતી વખતે, મુંબાઇમાં ચુંટાયલાં આપણાં પ્રમુખ શ્રીમતી સરોજિની નાયડુ અને માનદ્ વ્યવસ્થાપક મંત્રી શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય જેવાં બે ખડતલ કાર્યકરોની આપણને બહુ ખોટ સાલી છે એની પ્રથમ નોંધ કરવાની મારી ફરજ સમજુ છું. વળી કુદરતી પ્રતિકૂળતાને અંગે પણ પરિષદના કામકાજમાં ઘણી મુશ્કેલીઓ નડી છે.

શ્રીમતી સરોજિની નાયડુ જેવી વિશ્વ વ્યક્તિ જે સંજોગોમાં આપણી પાસે ન રહી શકી તે જાણીતી વાત છે. રાજકીય કાર્યના દબાણને અંગે શ્રીમતી કમળાદેવીએ એપ્રિલની શરૂઆતમાં જ પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું. તેમનું રાજીનામું સાર્વદેશીક દિલગિરિથી સ્વીકારાયું; કારણ કે તેમની નિઃસ્વાર્થ અને અપ્રતિહત સેવાને અંગેજ પરિષદ આજે આ સ્થિતિએ પહોંચી શકી છે. તે બાદ હાલનાં વ્યવસ્થાપક મંત્રી ચુંટાયાં ત્યાં સુધી એ કાર્ય આપણાં અધ્યક્ષ શ્રીમતી સુષમા સેને બજાવ્યું.

આ બે નેતાઓની ગેરહાજરીને પરિણામે આપણી પ્રવૃત્તિઓમાં ઘણી મંદતા આવી છે. જો કે તેઓ જે પ્રેરણા મૂકી ગયાં હતાં તે દ્વારા પરિષદે પોતાનું કાર્ય ચાલુ રાખવા પ્રયત્ન કર્યો છે. દિન પ્રતિદિન, રાજકીય કાર્યને અંગે એક પછી એક કાર્યકર્તાને પરિષદનું કાર્ય છોડી દેવાની ફરજ પડી.

#### પરિષદમાં રાજકારણ:

ગયે વર્ષે શ્રીમતી કમળાદેવીએ જણાવ્યું હતું તેમ પરિષદે મૂળ, કેળવણીમાં સુધારાને અર્થે સંસ્થા ચાલુ કરી; પરંતુ પાછળથી સ્ત્રીઓને લગતા બધાય પ્રશ્નો તેનાં કાર્યક્ષેત્રમાં વિસ્તારવામાં આવ્યા. આપણી પ્રવૃત્તિમાં રાજકારણનો સમાવેશ કરવાની કેટલાક વિભાગો તરફથી માંગણી થવા લાગી છે એવો મારો છેલ્લા વર્ષનો અનુભવ છે. આપણા બંધારણ વા ચોક્કસ સંજોગો અને આપણા કાર્યકરો જે વિભાગોમાંથી આવ્યા છે, તેના રાજકારણની વિચિત્રતાને પરિણામે જો આપણે એ ઇચ્છા પૂરી કરવાનો પ્રયત્ન કરીએ તો તે પરિષદનાં અસ્તિત્વને તો નહિ પણ પરિષદની સફળતાને જરૂર અંતરાય રૂપ થશે, આપણા બંધારણ પ્રમાણે, પરિષદની કોઇપણ સભ્ય દેશની બીજી કોઇ રાજકીય સંસ્થામાં જોડાય તે સામે પ્રતિબંધ છે જ નહિ. એટલે આટલી સ્વતંત્રતા રાજકીય પ્રશ્નો તરફ વલણ ધરાવતાં કાર્યકર્તાઓ માટે પૂરતી છે.

#### હિન્દભરમાં સ્ત્રીદિન:

માર્ચની તા. ૧ લી એ આખાં હિન્દમાં સ્ત્રી દિન ઉજવવામાં આવ્યો હતો એ ગયા વર્ષનો એક મુખ્ય બનાવ છે. આ દિને કાયમી સમિતિના જુદા જુદા સભ્યોએ ઠામઠામે સભાઓ ભરી હતી. અને મુંબાઇ પરિષદમાં પસાર થયેલા ઠરાવો સમજાવાયા હતા. આ સાથે સ્ત્રીઓની પ્રગતિને લગતા વિષયો ઉપર વ્યાખ્યાનો પણ યોજાયાં હતાં. આ દિવસ એકી સાથે ઉજવાયાથી પરિષદ માટે હિન્દમાં-

દેશી રાજ્યોમાં પણ અસરકારક પ્રચારકાર્ય થઇ શક્યું હતું.

ગયા વર્ષના અંત સુધી-૧૯૨૯-પરિષદના ૩૦ વિભાગો હતા. આ વર્ષ દરમ્યાન કોટા, આસામ અને કોંકણ એમાં ઉમેરાયા છે. કલકત્તા વિભાગે પણ હવે પોતાની પ્રવૃત્તિઓ ફરીથી શરૂ કરી છે.

કેળવણી વિભાગમાં પાયમાઈ યોજના એ મોટામાં મોટી સાધના છે. આ યોજનાની ચર્ચા માટે એક ખાસ બેઠક યોજવામાં આવનાર છે. એક ખાસ સમિતિએ આ યોજના ઘડી છે અને પરિષદના હદેદારોની સામનામાં એ મોટામાં મોટો ફાળો આપશે એવી ધારણા છે.

આ વિભાગની બીજી પ્રવૃત્તિઓ સંબંધમાં જણાવવાનું કે કન્યાશાળાઓ વગેરેનાં નિરીક્ષણ માટે પરિષદના સભ્યોને પરવાનગી મળે તે માટે પરિષદે જુદા જુદા પ્રાંતો અને રાજ્યોના કેળવણી ખાતાંના ડીરેકટરોને લખ્યું હતું. ઘણે ખરે સ્થળેથી આવી પરવાનગી મળી જતાં કેટલીક નિરીક્ષણ સમિતિઓ નીમવામાં આવી હતી અને તેમણે સંસ્થાઓની મુલાકાત લીધી હતી

પરિષદના સભ્યોની સીધી પ્રેરણાને પરિણામે બીહાર, અજમેર અને આસામમાં નવી કન્યાશાળાઓ, એક અંધશાળા અને મુસ્લીમ છોકરીઓ માટે એક ખાસ શાળા સ્થાપી શકાઇ છે. લખનૌ અને પટનામાં વધુ કન્યાશાળાઓ ખોલવામાં આવનાર છે કલકત્તામાં યુવાન ધંધાદારી સ્ત્રીઓ માટે એક હોસ્ટેલ અને મૈસુરમાં આદી કર્ણાટક છોકરીઓ માટે ખાસ બોર્ડીંગ હાઉસ સ્થાપવામાં આવ્યાં છે. પુખ્ત વયનાંઓને શિક્ષણ આપવા માટે મુંબાઇમાં ૪ સ્થાનકો ખોલ્યાં છે. અને વડોદરામાં એક ખોલ્યું છે. તેમાં સીનેમા અને લેન્ટર્ન સ્લાઇડના દેખાવોદ્વારા શિક્ષણ આપવામાં આવે છે. શાળામાં ન જઇ શકે એવાં પુખ્તવયનાં સ્ત્રી બાળકોને શિક્ષણ આપવા માટે ખાસ ફંડ સ્થાપવાની પૂર્વ બંગાળા વિભાગની ઇચ્છા છે અને એ રીતે ૫૦ સ્ત્રી બાળકોને શિક્ષણ અપાઇ પણ રહ્યું છે.

## પરિષદની સર્વોત્તમ સાધના:

ગયે વર્ષે હેવાલ રજુ કરતી વખતે પરિષદની સર્વોત્તમ સાધના, શારદા કાયદો પસાર થવાની ખબર શ્રીમતી કમળાદેવીએ આપી હતી. એ કાયદો આખા દેશમાં આવકાર પામ્યો એ સૌ કોઇ જાણે છે અને પરિણામે, આવા કાયદાની અગત્ય જાણી ઘણા દેશી રાજ્યોએ પોતાના રાજ્યમાં એવો કાયદો દાખલ કરવાની પ્રવૃત્તિ ઉપાડી છે. વડોદરા અને કોટાએ બાળલગ્નનો પ્રતિબંધ કરતા કાયદા પસાર પણ કર્યાં છે. પરંતુ દિલગિરિ સાથે જણાવવું પડે છે કે હિન્દુ અને મુસલમાનોનો ધર્મચૂસ્ત અને પ્રગતિવિરોધી વર્ગ એ કાયદો ભાંગવામાં રોકાયો છે. એ કાયદો પસાર કરાવવાની જહેમત ઉઠાવનારાઓની ગેરહાજરીનો લાભ લઇ વડી ધારાસભામાં એ કાયદામાંથી ચોક્કસ કોમને બાતલ રાખવાના સુધારાઓ રજુ થયા છે. સારે નસીબે, વડી ધારાસભા બરખાસ્ત થવાની વખતે એવા સુધારા દાખલ થયા હતા. પરંતુ અત્યારે પણ એવી સ્થિતિ રહી છે કે નવી ધારાસભામાં એ કાયદો ઉડાવી દેવાના પ્રયત્નો થવા સંભવ છે. અને જો ખરેખર આ પ્રયત્ન સફળ થાય તો-દેશની મોટામાં મોટી કુસેવા થશે. એ કાયદાને અમલમાં મૂકાવવામાં સરકાર કેટલી નિષ્ફળ ગઇ છે તે આપણે જોયું છે. એટલે એ કાયદાનું સંરક્ષણ એ આપણી એક પ્રવૃત્તિ હોવી જોઇએ.

એ કાયદા પ્રત્યે આ દેશની સ્ત્રીઓની લાગણી કેવી છે તે તો પરિષદની હિન્દમાંની એકે એક શાખાએ તેમાં સુધારા કરવાની સૂચનાને સખ્ત શબ્દોમાં વખોડી કાઢી છે એથી જાણી શકાય એમ છે. એ કાયદામાં કોઇ પણ જાતના સુધારા કરવા સામે વિરોધ દર્શાવતી અરજી લાગલગ ધરાવતી મુસ્લીમ બાનુઓએ ના. વાઇસરોયને કરી છે

આપણાં પ્રચારકાર્યને અંગે દેશભરમાં સ્ત્રીઓની સામાન્ય સ્થિતિ સુધરતી જતી હોવાનું માલમ પડયું છે. દિનપ્રતિદિન વધુ શાળાઓ, ઔદ્યોગિક શાળાઓ, મફત શિક્ષણ વર્ગો, ગરીબ સ્ત્રીઓને ગૃહકાર્યની તાલીમ એવી એવી પ્રવૃત્તિથી તેમજ સ્ત્રી કેળવણીની વિવિધ પ્રવૃત્તિઓ આપણા સભ્યોનું વધુ ને વધુ ધ્યાન ખેંચી રહી છે.

## વડોદરા રાજ્યમાં છુટાછેડા:

હિન્દુ સમાજમાં છૂટાછેડાના સિદ્ધાંતનો સ્વીકાર વડોદરા રાજ્યે કર્યો છે એમ રાજ્યે છૂટાછેડાનો કાયદો ઘડવા માટે એક સમિતિ નીમી છે તે ઉપરથી માની શકાય. આ અલબત્ત ઉત્તેજક છે.

સૌ. સરોજિની નાયડ



એશિયાઇ સ્ત્રી–પરિષદ્‌નાં
જેલનિવાસી પ્રમુખ

સૌ. હંસાબ્હેન મહેતા



અખિલ ભારતીય મહિલા–પરિષદ્‌નાં ઉપ–પ્રમુખ

ડા. મુથુલક્ષ્મી રેડી



અખિલ ભારતીય મહિલા પરિષદ્‌નાં
પ્રમુખ

મિસિસ હમીદઅલી



અખિલ ભારતીય મહિલા-પરિષદનાં
ઉપ-પ્રમુખ

મિસિસ સેન



અખિલ ભારતીય મહિલા-પરિષદનાં
ઉપ-પ્રમુખ

અને હિન્દને આ બાબતમાં વડોદરા રાજ્ય તરફથી આગેવાની મળે છે. હિન્દુ સ્ત્રીઓના વારસા હક્ક સંબંધમાં પણ આ રાજ્યે એક પેટા સમિતિ નીમેલી છે અને અમને આશા છે કે કાયદામાં રહેલી કેટલીક ગંભીર વિષમતા વડોદરા રાજ્યમાંથી તો દૂર થશેજ.

ત્રાવણકોર વિભાગે રાજ્યધારાસભામાં ૫ સ્ત્રીઓને નીમી છે અને મૈસુર વિભાગમાં રાજ્ય પ્રતિનિધિસભામાં બે સભ્યાઓ નીમાઇ છે. સ્ત્રી કેળવણી સંબંધમાં સરકાર અને કેળવણી ખાતાના ડીરેક્ટરને સલાહ આપવા માટે મદ્રાસ સરકારે સમિતિમાં એક બહેનની નીમણુંક કરેલી છે.

અસ્પૃશ્યતાનો પ્રશ્ન પણ જુદા જુદા વિભાગોએ ખાસ કરીને મદ્રાસે, અસ્પૃશ્યોના મંદિર પ્રવેશના હક્કનો સ્વીકાર કરીને, ઉત્તેજ્યો છે.

એક વર્ષ ઉપરથી પરિષદ મજૂર પ્રશ્નો તરફ પણ ધ્યાન આપી રહી છે. આથી ઔદ્યોગિક સ્થળોવાળા વિભાગોમાં મીલોની મુલાકાત લેનારી સમિતિઓ સ્થાપેલી છે. મુંબાઇમાં સ્ત્રી મજૂર પરિષદ સ્થાપવાનો વિચાર થયો હતો. તે જો કે કેટલાંક કારણોસર પડતો મૂકવો પડયો છે. પરંતુ ભવિષ્યમાં મજૂર પ્રશ્નોના ચર્ચા માટે એક ખાસ બેઠક ભરવાનો નિર્ણય થયેલો છે."

બાદ પરિષદની સફળતા ઇચ્છનારા સંદેશા વંચાયા હતા.

### લેડી અબ્દુલ કાદીરનું ભાષણ:

સ્વાગત સમિતિનાં પ્રમુખ લેડી અબ્દુલ કાદીરે, પડદામાં રહી, સ્વાગત કરતાં કરેલાં ભાષણમાં કહ્યું: "હિન્દના ઇતિહાસમાં, નહિ વિશ્વના ઇતિહાસમાં, ઘણી રીતે યાદગાર રહે એવા સમયે આપણે ભેગાં મળીએ છીએ. અને અત્યારે થયેલા ફેરફારોમાં હિન્દી સ્ત્રીઓનો દરજ્જો મુખ્યત્વે છે. સૈકા પહેલાં સમાજમાં તેઓનું હક્કસરનું સ્થાન ખુંચવી લેવામાં આવ્યું હતું. આજે તેઓ પોતાને સ્થાને પહોંચી રહી છે અને રાષ્ટ્રનાં વિધાનો ઘડવામાં તેઓની લાગવગ અસર કરી રહી છે. હિન્દની સ્ત્રીઓ પોતાનું સ્વત્વ સિદ્ધ કરતી થઇ છે એનો એક પ્રકાર તે આ પરિષદ છે. હિન્દની સ્ત્રીઓ, જેમની શક્તિ અને બુદ્ધિ અત્યાર સુધી સુષુપ્ત દશામાં રહી છે, તે હવે નિદ્રામાંથી જાગી છે અને એક કૂદકે તેમણે કેળવણી વિષયક, સામાજીક અને રાજકીય પ્રવૃત્તિમાં અગ્રસ્થાન મેળવી લીધું છે. પોતાનું તેમજ પોતાનાં બાળકોની કેળવણીમાં તેઓનો પોતાનોજ અવાજ હોવો જોઇએ એવો આજે તેઓ દાવો કરી રહી છે.

સ્ત્રી કેળવણીના પ્રચારમાં તેમજ સ્ત્રીઓની તંદુરસ્તીને હાનિકર્તા હોવા માટે પડદાની પ્રથાનો વિરોધ કરતા ઠરાવો પરિષદે અત્યાર પહેલાં કર્યા છે. જીવનભરથી પડદાનું પાલન મેં કર્યું છે છતાં કાંઇ એમ ન કહી શકું કે ઉપર જણાવેલા વાંધા વજુદ વિનાના છે હાલની પ્રથામાં કાંઇ પણ સુધારો કરવા ઇચ્છનાર બહેનોને મારી એક નમ્ર સૂચના છે કે જે ફેરફાર થઇ રહ્યો છે, તે પ્રત્યે તેમણે અધીરા થવું ન જોઇએ. શિક્ષિત અને પ્રગતિમાન સ્ત્રીઓએ ઓછું શિક્ષણ પામેલી સ્ત્રીઓને સ્ત્રીસુલભ સહાનુભૂતિથી મદદ કરવી જોઇએ અને નાગરિકોની ફરજોનું તેઓને ભાન કરાવી તેમાં પોતાનો હિસ્સો પૂરતી કરવી જોઇએ."

### ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડીનું ભાષણ.

પ્રમુખ સ્થાનેથી કરેલાં ભાષણમાં ડૉ. મીસીસ મુથુલક્ષ્મીએ પ્રથમ તો પંજાબની ઐતિહાસિક અગત્યનો સુંદર શબ્દોમાં ઉલ્લેખ કરી, પરિષદનાં સ્થાન લાહોરમાં વિધવાઓની સ્થિતિસુધારનાં મહાન કાર્યકર્તા સ્વ. સર ગંગારામ અને મહાન દેશભક્ત પંજાબના સિંહ સ્વ. લાલા લજપતરાયને અંજલિ આપી હતી. તે બાદ તેમણે કહ્યું.

"અહીં ભેગાં મળેલાં જુદા જુદા પ્રાંતોના પ્રતિનિધિ બહેનોએ પોતપોતાના પ્રાંતમાં સ્ત્રી કેળવણીની ખીલવણી અને સુધારા માટે ચોક્કસ યોજનાઓ ઘડી અમલમાં મૂકવાની ચળવળ ચલાવવી જોઇએ. બારીક નિરીક્ષણ કરતાં જણાશે કે અત્યંત અનુકુળ વાતાવરણવાળાં પ્રાંતોમાં પણ, આ પાંચ વર્ષો દરમ્યાન સ્ત્રી કેળવણીમાં અત્યંત ધીમી પ્રગતિ થઇ શકી છે. અને આનું મુખ્ય કારણ નવી અને સુધારેલી યોજનાઓ અમલમાં મૂકવા માટે જોઇતાં ફંડનો અભાવ છે. તેથી, સ્ત્રી કેળવણીની પુનર્ઘટના અને ખીલવણીની યોજનાઓ જો આપણે પાર પાડવી જ હોય તો સ્ત્રીઓએ ધારાસભાઓમાં, સ્થાનિક મંડળોમાં, સેનેટોમાં, સીંડીકેટોમાં અને કેળવણીનો અંકુશ ધરાવતાં મંડળોમાં પ્રતિનિધિત્વ મેળવવું જોઇએ.

છોકરીઓ માટે માધ્યમિક શાળાઓની સંખ્યા પણ ઘણી મર્યાદિત છે. જ્યારે નાના કસ્બાઓ અને ગ્રામ્ય વિભાગોમાં ઉચ્ચતર કેળવણી મેળવવાની સરળતાના તો તદ્દન વાખાં જ છે. આપણા આ વર્ષના કાર્યક્રમમાં પડદાનો નાશ, શારદા કાયદાનો અમલ અને ચાલુ કન્યાશાળાઓમાં સુધારા એટલાંને તો પહેલું જ સ્થાન મળવું જોઇએ. ફરજીયાત શિક્ષણની પ્રથા જ્યાં જ્યાં દાખલ થઇ છે ત્યાં ત્યાં એ સફળતા પામી છે. શાળાઓમાં છોકરીઓની સંખ્યા એકદમ વધી ગઇ છે અને તેથી એ જેમ વહેલી દાખલ થાય તેમ એ વધારે લાભદાયક છે.

પ્રાથમિક કન્યાશાળાઓમાં અંગ્રેજીના શિક્ષણની શરૂઆત કરવી એ મને યોગ્ય લાગતું નથી. પોતાની માતૃભાષાનું જ્ઞાન જ સાધારણ મેળવ્યા વિના જ્યાં છોકરીઓ નિશાળ છોડી દેવી હોય ત્યાં શરૂઆતથી જ અંગ્રેજીનું શિક્ષણ દાખલ કરવું એ તેઓની શક્તિનો અને પ્રજાના, પૈસાનો દુરૂપયોગ કરવા બરોબર છે. તેથી, આપણી બધી પ્રાથમિક શાળાઓની પ્રવૃત્તિ આપણી મુખ્ય ભાષાનાં શિક્ષણ તરફજ મુખ્યત્વે રહેવી જોઇએ. માધ્યમિક શાળાઓમાં અંગ્રેજી દાખલ કર્યું હોય તો ખાસ વાંધો નથી.

બધાંયે સાચાં શિક્ષણનો મૂળ આધાર આધ્યાત્મિક અને ધાર્મિક ધોરણે હોવો જોઇએ. વિદ્યાર્થીઓનાં નિત્યપાઠમાં સંતમહંતોની જીવનકથાઓને સ્થાન મળવું જોઇએ.

સામાજીક વિભાગનાં મુખ્ય કાર્યક્રમમાં પહેલું સ્થાન આપણાં સ્ત્રી બાળકોને પૂરતી દાક્તરી મદદ મળે તે જોવાનું છે હિન્દમાં માતૃત્વ અને શિશુ સંરક્ષક કાર્યની વ્યવસ્થા થવાની મોટામાં મોટી જરૂર છે. હિન્દમાં માતૃ મરણ અને બાલ મરણની સંખ્યા સૌથી વધારે છે છતાં એ બંનેમાં ઘટાડો કરવા માટે કાંઇ પણ વ્યવસ્થિત પ્રયત્ન થતો નથી.

બાલક જન્મતાં માતાનાં મરણ:

| | | |
|---|---|---|
| મદ્રાસમાં | ૧૦૦૦ જન્મે ૧૫ | (૧૯૨૬) |
| કલકત્તામાં | ૧૦૦૦ જન્મે ૩૮ | ,, |
| મુંબઇમાં | ૧૦૦૦ જન્મે ૧૩ | ,, |

આની સરખામણી આંતરરાષ્ટ્રીય આંકડા સાથે કરી શકીએ.

| | | |
|---|---|---|
| ઇગ્લાંડ અને વેલ્સ | ૧૦૦૦ જન્મે ૩.૯ | (૧૯૨૫) |
| ઓસ્ટ્રેલીયા | ૧૦૦૦ જન્મે ૫.૦ | ,, |
| જાપાન | ૧૦૦૦ જન્મે ૩.૦ | ,, |
| નેધરલેન્ડસ | ૧૦૦૦ જન્મે ૨.૬ | ,, |
| ન્યુઝીલેન્ડ | ૧૦૦૦ જન્મે ૪.૭ | ,, |
| યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા | ૧૦૦૦ જન્મે ૬.૫ | ,, |

હિન્દના આંકડા હસ્પિતાલો વગેરેમાંથી એકઠા કરેલા છે. હિન્દમાં માતાનાં મરણનો સરાસરી દર ૧૦૦૦ જન્મે ૧૨ નો આવે છે. આ રીતે આપણે એક વર્ષમાં ૧૦૦૦૦ ઉપર માતાઓ ગુમાવીએ છીએ, એ ખરેખર ગંભીર આક્ષેપ કહી શકાય.

બાલમરણનું પ્રમાણ:

| | | |
|---|---|---|
| મદ્રાસમાં | ૧૦૦૦ જન્મે ૨૭૫ બાલમરણ | (૧૯૨૬) |
| કલકત્તામાં | ૧૦૦૦ જન્મે ૩૧૭ બાલમરણ | ,, |
| મુંબાઇમાં | ૧૦૦૦ જન્મે ૪૧૯ બાલમરણ | ,, |

ઇગ્લાંડ અને વેલ્સમાં ૧૯૨૬ માં ૧૦૦૦ જન્મે ફક્ત ૭૦ બાળ મરણ થાય છે.

ગામડાંઓમાં શિશુ જન્મના પ્રસંગે ૩ ટકા સ્ત્રીઓ પણ સારી મદદ મેળવી શકતી નથી જીવનના કટોકટી ભર્યા સમયે તેઓને તાલીમ મળ્યા વિનાની દાયણોના હાથમાં સોંપવામાં આવે છે અને એ રીતે તેઓ સખ્ત પીડાય છે.

કેટલેક સ્થળે ૫૦ ટકા બાળકો તો એક વર્ષનાં થયા પહેલાં મરણ પામે છે. આપણે જ્યારે આ બધું સમજીએ છીએ ત્યારે પરિસ્થિતિ વધુ કરૂણ બને છે. આને માટે દરેક સ્થળે જ્યાં જ્યાં સ્ત્રીઓ માટે હસ્પિતાલ ન હોય ત્યાં ત્યાં તેની સ્થાપના કરવાની તેમજ ત્યાં કુશળ તાલીમ પામેલી દાયણો રોકવાની વ્યવસ્થા કરવી જોઇએ. શિશુકલ્યાણ અને માતૃત્વ સંબંધી દરેક કાર્યની યોગ્ય રીતે દેખરેખ રખાવી જોઇએ.

હિન્દ અત્યારે નવાં જીવનમાં પ્રવેશી રહ્યુ છે અને તેનાં સ્ત્રી પુરૂષોમાં અત્યારે મહાન જાગૃતિ આવી ચૂકી છે. આવા કટોકટીના સમયે, આપણી, સ્ત્રીઓની ફરજ ઉગતા રાષ્ટ્રવાદને કચડી નાંખવાની નહિ, તેના વધતા પ્રવાહને રોકવાની નહિ, પણ તેને યોગ્ય માર્ગે દોરવવાની છે. તે સાથે, આપણે બધા પ્રકારની હિંસા, અન્યાય અને માનવ હક્કો પ્રત્યે થતી અણુમાગી દખલગિરિ સામે બળવો જગાવ-

વાનો છે. આપણે આપણાં બાળકોને નિઃસ્વાર્થ, સ્વાશ્રયી, હિંમતવાન અને પૌરૂષવાળાં બનતાં શિખવવાનું છે અને ડહાપણભરી રીતે સેવા કરતા અને ઉમદા રીતે બલિદાન આપતાં પણ આપણેજ શિખવવાનું છે.

આપણે એ ભૂલવું ન જોઇએ કે રાષ્ટ્ર ઘડતરનાં કાર્યમાં સ્ત્રીઓ હમેશાં શહેરી, પત્ની અને માતા તરીકે ઉત્તમ અને કીર્તિવંત ભાગ ભજવી રહે છે. આપણે નાશ માટે નહિ પણ સર્જન કરવા માટે, તિરસ્કારવા માટે નહિ પણ ચાહવા માટે, જન્મેલાં છીએ. તેથી આપણે પ્રજામાં અને રાષ્ટ્રમાં જીવન, પ્રેમ, અને સૌન્દર્ય ઉત્પન્ન કરી સુલેહ અને શાન્તિને ઉત્તેજવાં જોઇએ. આ પરિષદે, દેશની સેવા માટે એક સમાન પ્લેટફોર્મ ઉપર હિન્દની બધી કોમોને, જાતિઓને એકત્રિત કરી છે. એ મિત્રાચારી અને બીરાદરીની ભાવના–જે આ પરિષદનું મુખ્ય લક્ષણ બની રહી છે તે–પ્રેમમાં, પૂર્ણ પવિત્ર અને સાદા માતૃપ્રેમમાં પરિણમો કે જેથી તે પોતાનામાં બધીયે માનવતાને સમાવી શકે. "

### પસાર થયેલા અગત્યના ઠરાવો:

તા. ૧૩ મી ની સવારે પરિષદની બીજી બેઠક મળી હતી. તેમાં મંત્રીએ અજમેર, પટના, કલકત્તા મહારાષ્ટ્ર, ઔંધ, સિંધ, વડોદરા, પંજાબ, પૂર્વ અને મધ્ય, મુંબાઇ, મદ્રાસ, હૈદ્રાબાદ, દખ્ખણ અને મૈસુરના હેવાલો વાંચ્યા હતા. બાદ બપોરની બેઠકમાં નીચેના ઠરાવો પસાર થયા હતા.

### ગૃહવિજ્ઞાન અને મુંબાઇ યુનિવર્સીટી:

(૧) અખિલ ભારતીય મહિલા પરિષદને ઘણા દુઃખ સાથે જાણ થાય છે કે જ્યારે બીજા પ્રાંતો અને દેશીરાજ્યો છોકરીઓ માટે મેટ્રીકના અભ્યાસક્રમમાં ગૃહવિજ્ઞાનનો ખાસ વિષય રાખે છે ત્યારે મુંબાઇ યુનિવર્સીટીની એકેડેમીક કૌન્સિલ ગૃહવિજ્ઞાનનો વિષય કાઢી નાંખી તેને સ્થાને સામાન્ય વિજ્ઞાનનો એકજ વિષય રાખવાનો વિચાર કરી રહી છે. પરિષદના અભિપ્રાય પ્રમાણે, કેળવણીના વિકાસની દરેક યોજનામાં કન્યા કેળવણી માટેની માંગણીઓને પહેલી પસંદગી અપાવવી જોઇએ. છોકરીઓ અને છોકરાઓ માટે પ્રાથમિક કેળવણી ફરજીઆત હોવી જોઇએ; ફરજીઆત કેળવણીની યોજનામાંથી છોકરીઓને બાતલ રાખવામાં આવે છે તે સામે આ પરિષદ વિરોધ દર્શાવે છે. પરિષદની માગણી એવી છે કે ફરજીઆત કેળવણીની યોજનાઓ જ્યાં જ્યાં થઇ હોય ત્યાં ત્યાં તેનો અમલ થવો જોઇએ અને વિદ્યાર્થીઓની ૧૨ વર્ષની વય થાય ત્યાંસુધી તેમની નિયમિત હાજરીની ખાત્રી માટે પ્રજાનો સહકાર મેળવવો જોઇએ. કારણ કે પરિષદ એ સમજે છે કે પ્રજાની પ્રગતિનું મોટામાં મોટું અંગ કેળવણી છે એટલે ભવિષ્યની કેળવણી માટે કેળવાયલી, ભણેલી માતાઓનો તેવો સહકાર જરૂર આપશેજ.

(૨) લાહોરની સરકારી કૉલેજમાં છોકરીઓ માટે જરૂર કરતાં ઘણી ઓછી સગવડ છે એ જાણી પરિષદને દુઃખ થાય છે. પરિષદ ભલામણ કરે છે કે એ સગવડો સુધારવા ગોઠવણ કરવી.

(૩) યુનિવર્સીટીઓમાં, ટ્રેઇનીંગ કૉલેજોમાં તેમજ શાળાઓમાં અપાતી કેળવણીમાં વિકાસ કરવા તથા સુધારા કરવા માટે આ પરિષદે પોતાના નિવેદનમાં ખાસ ભાર મૂક્યો છે સમાજ શાસ્ત્ર, ગૃહવિજ્ઞાન અને લલિતકલા, ગુજરાતી, સંસ્કૃત, અરબી, ઉર્દુ અને શારિરીક આરોગ્ય વિ. ના અભ્યાસક્રમને જે અગત્ય આવી બીજી પરિષદોમાં અપાઇ છે તેની સાથે આ પરિષદ સંમત થાય છે.

### પુખ્તવયની સ્ત્રીઓને કેળવણી:

(૪) પુખ્તવયની સ્ત્રીઓ માટેની કેળવણીનો પ્રશ્ન હાથ ધરવાની આ પરિષદને અગત્ય લાગે છે. અને તેથી પરિષદ, સરકારને મ્યુનિસિપલ અને બીજી સ્થાનિક સંસ્થાઓને અને સ્ત્રીમંડળોને ખાસ ભલામણ કરે છે કે પ્રૌઢ સ્ત્રીઓમાં સામાન્ય પ્રચાર માટે સ્થળો અને વર્ગો ઉભા કરવા તેમજ સીનેમાઓ, પુસ્તકાલયો, યોગ્ય પુસ્તક અને માસિકોના ગુજરાતીમાં પ્રકાશનો વિ. વસ્તુઓની વ્યવસ્થા કરવી. પરસ્પર સહકારની લાગણી રહે અને સામાન્ય કેળવણી મળે તે માટે એકજ શાળામાં બધી કોમોની છોકરીઓને કેળવણી આપવાની અગત્ય પણ આ પરિષદને લાગે છે.

### શારીરિક શિક્ષાનો વિરોધ

( ૫ ) છોકરા છોકરીઓને શાળામાં શારીરિક શિક્ષા કરવામાં આવે છે તે પ્રથા સામે પરિષદ

ત વિરોધ દર્શાવે છે અને દરેક જણને ભલા-મણ કરે છે કે એવું થાય તો સંબંધ ધરાવતા વાળાઓને રિપોર્ટ કરવો અને શારીરિક શિક્ષા કરવાની મનાઇ કરનારા કાયદાનો સખ્તાઇથી અમલ થાય કે નહિ તે બાબત સત્તાવાળાઓએ ધ્યાન રાખવું.

પરિષદની ત્રીજી બેઠક તા. ૧૪ મી એ મળી. તેમાં ભોપાલનાં દુવાગર બેગમ માતાનાં અવસાન માટે શોકદર્શક ઠરાવ પ્રમુખસ્થાનેથી પસાર થયો હતો. તે બાદ નીચેના ઠરાવો પસાર થયા હતાઃ

**સામાજીક કાર્યકરો માટે તાલીમ વર્ગો**

(૬) સ્ત્રીઓનાં દ્રષ્ટિબિંદુમાં થયેલા વિકાસ ને પરિણામે પરિષદને (અ) સામાજીક કાર્યકરો માટે ગામડાંઓમાં તાલીમ વર્ગો અને (બ) સામાજીક કાર્ય માટે મથકો સ્થાપવાનું યોગ્ય લાગે છે.

આ ઠરાવ શ્રીમતી તારાબહેન માણેકલાલ પ્રેમચંદે મૂકયો હતો અને તે મીસીસ શ્રીરંજન, મીસ વિન્સેન્ટ, મીસ કોપલેન્ડ અને મીસ રેના અનુમોદનથી સર્વાનુમતે પસાર થયો હતો.

હિન્દમાં આવતી દવાઓ અશુદ્ધ અને ઉતરતા પ્રકારની હોય છે તે સામે પુરતો અંકુશ મૂકવાને ઇચ્છતો ઠરાવ ડૉ. આથાવાલાએ મૂકયો હતો તે મીસીસ હમીદઅલીનાં અનુમોદનથી પસાર થયો હતો.

**માતૃત્વ અને શિશુકલ્યાણઃ**

ડૉ. મીસીસ માલિની સુખથનકરે નીચેનો ઠરાવ મૂકયો હતો:—

(૭) (અ) હિન્દમાં માતા અને બાળકોનાં મરણનું પ્રમાણ મોટું હોઇને, આ પરિષદ મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોને જણાવે છે કે બાળકો અને સ્ત્રીઓને દાક્તરી રાહત પૂરતાં પ્રમાણમાં મળે અને માતૃત્વ અને શિશુ કલ્યાણનું કાર્ય વિકાસ પામે, તે માટે દાક્તરી અને જાહેર આરોગ્ય ખાતાંમાં વહીવટી અમલદારો તરીકે સ્ત્રી દાક્તરોની નીમણુંક કરવી.

(બ) પરિષદ ભલામણ કરે છે કે દરેક પ્રાંતિક સરકારે માતૃત્વ અને શિશુકલ્યાણના અને દાયણોની ફરજીયાત નોંધણી કરવા માટેના કાયદા પસાર કરવા.

આ ઠરાવને મીસીસ વારકીકર, મીસીસ ફાટક, મીસીસ ભટ્ટ, મીસીસ દત્ત, મીસીસ ઇન્દ્રાણી બાલસુબ્રહ્મણ્યમ્, મીસ કેરોલ, અને મીસ ખદીજા ફીરોઝ-ઉદ-દિને અનુમોદન આપ્યું હતું.

**શારદા કાયદા પ્રત્યે સરકારનું વલણઃ**

( ૮ ) આ પરિષદ ના. વાઇસરોય, મધ્યસ્થ ધારાસભા અને સ્થાનિક સરકારોને શારદા કાયદો ચાલુ રાખવા અને તેની કલમોનો ચૂસ્ત રીતે અમલ કરાવવા જણાવે છે અને પોતાના વિભાગોને, યુવકોને, સ્ત્રીઓને તેમજ સામાજીક સંસ્થાઓ અને સુધારક સંસ્થાઓને વિનતિ કરે છે કે એ બાબતમાં પ્રજામત કેળવી કાયદાનું 'વ્યક્તિગત પાલન થાય એવો પ્રયત્ન કરવો અને એ કાયદાનો ભંગ થયો હોય એવા પ્રસંગો ઉપર હેવાલ કરવો.

મંડીનાં ના. રાણીએ આ ઠરાવ મૂકયો હતો. તેને મીસીસ રૂસ્તમજી, મીસીસ હુમાયુ મીરઝા, મીસ નગરી, મીસીસ વિશન નારાયણ, મીસ મુસ્તફી, મીસ હસન વગેરેએ અનુમોદન આપી એ કાયદો રદ્દ કરાવવાના થતા પ્રયત્નોની સખ્ત ઝાટકણી કાઢી હતી.

દેશની ગરીબાઇને અંગે સ્વદેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવાની સરકારને વિનંતિ કરતો તથા છોકરીઓ અને સ્ત્રીઓ માટે ઔદ્યોગિક તાલીમ મળે એવી વ્યવસ્થા કરવાની વિનતિ કરતો ઠરાવ મીસ લક્ષ્મી નિધને મૂકયો તે મીસીસ હસકર, મીસ ખેમચંદ, મમદોતના બેગમ, મીસીસ ફોઢલીના અનુમોદનથી પસાર થયો. તે બાદ બાળકોના ગુન્હાઓની તપાસ કરવા માટે જુદી અદાલત સ્થાપવાનો ઠરાવ પણ થયો હતો.

પરિષદની ૪થી બેઠક તા. ૧૫ મીએ મળી. તેમાં માનદ ખજાનચી મીસીસ હમીદઅલીએ પરિષદનો ગયા વર્ષનો હિસાબ રજુ કર્યો હતો, તે પસાર થયો હતો.

**હિન્દુ મુસ્લીમ સ્ત્રીઓના હક્કોઃ**

બાદ નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—

( ૯ ) મધ્યસ્થ અને પ્રાંતિક ધારા સભાઓમાં, જીલ્લા, મ્યુનિસિપલ અને બીજાં સ્થાનિક મંડળોમા, સ્ત્રીઓ અને બાળકોને અસર કરતાં હોય એવાં કમીશનો અને સમિતિઓમાં સ્ત્રીઓનું પૂરતું

પ્રતિનિધિત્વ રહેવું જોઇએ એવી પરિષદની ચોક્કસ માન્યતા છે.

હિન્દુ કાયદામાં સ્ત્રીઓનું સ્થાન વધુ યોગ્ય કરવા માટે તેમાં સુધારો કરવાનાં પગલાં મધ્યસ્થ ધારાસભાના સભ્યોએ જલદી લેવાં જોઇએ.

મુસ્લીમ સ્ત્રીઓને કુરાન દ્વારા મળતા હક્કો હાલના રૂઢીના કાયદાને સ્થાને મૂકાવા જોઇએ એવો આ પરિષદનો અભિપ્રાય છે.

શહેરો, કસ્બાઓ અને ગામડાંઓની અનારોગ્ય ભરી સ્થિતિ સુધારવાને લગતો ઠરાવ પણ થયો હતો

### અનેક પત્ની અને પડદો

(૧૦) આ પરિષદ ફરીથી વિનતિ કરે છે કે અનેક પત્ની અને પડદાના ચાલ વિરૂદ્ધ પ્રજામત કેળવવા ચોક્કસ પ્રયત્ન થવો જોઇએ.

મીસીસ હમીદઅલીએ આ ઠરાવ મુક્યો હતો. તેને મંડીનાં દુવાગર રાણી, મમદોતના બેગમ સાહિબા, મીસ ખદીજા ફીરોજઉદ્દિન, મીસીસ હુમાયું મીરઝા, વગેરેએ ટેકો આપતાં એ પ્રથા સામે સખ્ત વિવેચનો કર્યાં હતાં. ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

### દેવદાસીની પ્રથા:

(૧૧) દેવદાસીની પ્રથા નાબુદ કરવા માટે આ પરિષદ ત્રાવણકોર અને કોચીન રાજ્યોને અભિનંદન આપે છે અને એ પ્રથા અટકાવવા માટેનાં વડીધારાસભામાંના શ્રી ષણ્મુખમ્ ચેટીના ખરડાને ખરા હૃદયથી આવકાર આપે છે એ પ્રથા સામે વિરોધ દર્શાવવા પરિષદ સર્વ વિભાગોને આજ્ઞા કરે છે. પોર્ટુગીઝ સરકારે 'શેષ વિધિ' (એટલે કે છોકરીને અનીતિમય જીવનમાં નાખવા માટેની કૃત્રિમ લગ્નપ્રથા)નો પ્રતિબંધ કરતો હુકમ કર્યો તે માટે તેને અભિનંદન આપે છે. અને હિન્દી સરકાર અને પ્રાંતિક સરકારોને એવાં પગલાં તત્કાળ લેવા વિનંતિ કરે છે.

### અનીતિમાંથી બચાવ:

(૧૨) આ પરિષદ પોતાના સભ્યોને નીચેની બાબતોમાં મદદ કરવા વિનવે છે:—

(अ) દરેક પ્રાંતમાં મુક્તિગૃહો (Rescue Homes) સ્થાપવામાં,

(ब) સ્ત્રી બાલકોના અનીતિમય વેપાર સામે પ્રજામત કેળવવામાં,

(क) જ્યાં જરૂર હોય ત્યાં કુટણખાનાં બંધ કરાવવા કાયદો કરાવવાનાં પગલાં લેવાં તેમજ ચાલુ કાયદાઓનો યોગ્ય રીતે અમલ થાય તે માટે સ્ત્રી અમલદારોની નિમણુક કરવા સરકારને વિનતિ કરવી.

મીસ ખદીજા ફીરોજઉદ્દિન, મીસીસ કઝીન્સ, મીસ શેપર્ડ, મીસ ઍમચંદ વગેરેનાં અનુમોદન સાથે ઠરાવ પસાર થયો હતો.

હિન્દુ કોમમાંથી અસ્પૃશ્યતા નાબુદ કરવા ને લગતા શ્રી. ષણ્મુખમ્ ચેટીના ખરડાને ટેકો આપતો ઠરાવ મીસીસ વાગલેએ મૂક્યો હતો તે સૌ. તારાબહેન માણેકલાલ પ્રેમચંદ, મીસીસ ગણપતરામ, મીસીસ સ્વામીનાથનનાં અનુમોદન સાથે પસાર થયો હતો.

### મજુર સ્ત્રીઓની ઉન્નતિ:

(૧૩) જે જે કારખાનાંઓમાં સ્ત્રીઓની સારી સરખી સંખ્યા રોકવામાં આવેલી હોય તે તે કારખાનામાં પરિષદના મત પ્રમાણે નીચેની બાબતો જરૂરની છે: (अ) બાળકના જન્મ પહેલાં અને પછી તેમજ જન્મ દરમ્યાન માતાની અને બાલકની દેખરેખ અને સારવાર કરવા માટે સ્ત્રી દાક્તરની નીમણુંક (ब) સુવાવડખાનાંની સ્થાપના અને તાલીમ પામેલી સ્ત્રીઓને હાથે પૂરતા પ્રમાણમાં મદદ; (क) બાલકો માટે ઘોડીયાં વગેરેની અને નર્સીંગ હોમની સગવડ. પરિષદના મત પ્રમાણે આખા હિન્દ માટે માતૃત્વના લાભને લગતો કાયદો પસાર થવો જોઇએ.

દરેક મોટા ઔદ્યોગિક વિસ્તાર માટે સ્ત્રી ફેક્ટરી ઇન્સપેક્ટરની નીમણુક કાયદાની સંપૂર્ણ સીમા સામે તાત્કાળીક થવી જોઇએ આ ઇન્સ્પેક્ટરો દાક્તરો હોવાની જરૂર નથી. પણ તે સામાજીક કાર્યની તાલીમ પામેલી હોવી જોઇએ.

આ ઉપરાંત મજુર સ્ત્રીઓની કેળવણી, સારી રહેવાની સગવડ વગેરેની પણ ભલામણ કરતા ઠરાવો થયા હતા.

### આવતાં વર્ષનો કાર્યક્રમ:

પરિષદની પાંચમી અને છેલ્લી બેઠક તા. ૧૬ મી એ મળી હતી સવારની બેઠકમાં પાચમાઇ

જના ઉપર વિચાર થયો હતો. તે બાદ રાજકુમારી અમૃત કુંવરે નીચેનો ઠરાવ મૂકયો હતોઃ-

( ૧૪ ) ખાસ સમિતિએ પોતાના હેવાલમાં પોતાના આદર્શો અને આશાઓ વ્યક્ત કરતી જે યોજનાની હિમાયત કરી છે તેને પરિષદ આવકાર આપે છે અને એ યોજના માટે આર્થિક તેમજ અન્ય અનુમોદન મેળવીને એને વાસ્તવિક બનાવવા માટે પોતાથી બનતું સર્વ કાંઇ કરવા દરેક સભ્ય બહેનને વિનતિ કરે છે.

મીસીસ સ્વામીનાથને અનુમોદન આપતાં કહ્યું અંગ્રેજીમાં યોજના સમજાવી હતી. આ યોજના પ્રમાણે દિલ્હીમાં મધ્યસ્થ ગૃહવિજ્ઞાન સંસ્થા ( Central Home Science Institute ) સ્થાપવાની ભલામણ કરેલી છે.

મીસ ખદીજા ફીરોઝકદદીને આ સંસ્થામાં શિક્ષણ આપવાની ભાષા અંગ્રેજી હોવા સામે વાંધો ઉઠાવી માતૃભાષાદ્વારા શિક્ષણ અપાવું જોઇએ એમ જણાવ્યું હતું છતાં મીસીસ હમીદઅલી હકીમ, મીસીસ હાકમ, મીસ નવલકર વગેરેનાં અનુમોદન સાથ એ ઠરાવ પણ પસાર થયો હતો.

બપોરની બેઠકમાં આવતાં વર્ષ માટે કાર્યવાહકોની ચુંટણી નીચે પ્રમાણે થઇ હતીઃ

રાજકુમારી અમૃતકુંવર—અધ્યક્ષા.
મીસીસ સુષમા સેન—ઉપપ્રમુખ
મીસીસ હમીદઅલી— „
મીસીસ આર. ફરીદુનજી— „
મીસીસ માઇલ્સ ઇરવીંગ— „
મીસીસ કઝીન્સ— „
મીસીસ હંસા મહેતા— „
રાણી લક્ષ્મીબાઇ રાજવાડેઃ વ્યવસ્થાપક મંત્રી
મીસીલ લક્ષ્મીકુટ્ટી મેનન : મંત્રી; કેળવણી વિભાગ.

ડૉ. મીસીસ માલિની સુખથનકર : મંત્રી : સમાજીક વિભાગ

મીસીસ તારાબહેન માણેકલાલ પ્રેમચંદ : ખજાનચી.

મીસીસ માઇલ્સે આવતાં વર્ષનો કાર્યક્રમ રજુ કર્યો હતો. તે બાદ કેટલીક સુચનાઓ થઇ હતી. તે બાદ આભાર દર્શન, ઉપસંહાર વગેરે થયા બાદ 'વંદેમાતરમ્' નાં પોકારો સાથે પરિષદ વિસર્જન થઇ હતી.



## મોટામાં મોટું પાપ

[ શ્રી. તારાબહેન ]

સ્ત્રીઓનું ખાસ કાર્ય બાળઉછેરનું છે. સ્ત્રીઓ આખી મનુષ્ય જાતિને ઉછેરે છે. જો એ બાબતમાં અત્યાર સુધી આપણે જાગ્યા ન હોઇએ તો હવે જાગવાની ખાસ જરૂર છે. જો કે બાળકો માતા પાસે ઘણું ઘણું શીખે છે પણ તેઓ માતા પાસે બ્હીવાની વાત ખાસ શીખે છે. જો કે માતા બીજી અનેક રીતે બાળકનું હિતજ કરે છે એમાં શંકા નથી છતાં તે બાળકને બ્હીતાં શીખવે છે એ મોટામાં મોટું પાપ છે. આપણે બાળકો સમક્ષ બ્હીકનું અત્યંત મોટું વાતાવરણ ખડું કરીએ છીએ અને બાળકો તે શીખે છે અને આગળ જતાં કોઈ કાર્ય કરતાં ધ્રુજે છે. એવી માતાઓને જરૂર શત્રુ જ કહેવી જોઇએ કે જે બાળકોને બ્હીકણ બનાવે છે. જો કે આપણે ગંભીરપણે કાંઇ બ્હીકની વાતો કરતા નથી છતાં બાળકો પર તેની અસર પડે છે અને તે બીકણ થાય છે. એટલે બ્હેનોને મારે બાળઉછેરની બાબતમાં એક વાત ખાસ કહેવાની છે અને તે એ છે કે બાળકોને કદી બ્હીતાં ન બનાવવાં. જો એટલું આપણે કરીશું તો વીર માતા થવાનો હક જરૂર પ્રાપ્ત કરીશું.

# ઈનામી પ્રશ્ન

સંપાદકઃ રા. રતિલાલ દલાલ



આ સાથેના ૨૫ ખાનાંમાં ૧ થી ૨૫ સુધીના આંકડા એવી રીતે ગોઠવો કે જેથી દરેક બાજુથી ગણતાં સરવાળો ૬૫ થાય.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકનાં દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઈ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૩ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૪ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. કુપન મોકલનાર પણ જવાબ એક સાદા કાર્ડમાં લખી તે કુપન સાથે પરબીડીઆમાં બંધ કરીને મોકલી આપે.

## ડીસેમ્બરના પ્રશ્નોના જવાબ

ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ

( ૧ ) સરલાદેવી.

( ૨ )



× કરી છે તે મીડાં કાઢી નાંખતાં એકેય સમચોરસ નહિ રહે.

આ પ્રશ્નોના બધું મળી ૧૭ જવાબો આવ્યા હતા. તેમાં ૩ બહેનોના બન્ને ખરા ૦. ૧૪ બહેનોનો ૧ ખરો છે. આ વખતે ખોટાં જવાબ આપનાર એકેય બહેન નથી એ સંતોષની વાત છે. ખરા જવાબ આપનાર બહેનોમાંથી શ્રીમતી મોતીબાઇ તુલસીદાસ મહેતાને ઇનામનું પુસ્તક "સોળસુંદર વાર્તાઓ–ભાગ ૨ જો" આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું.

### ખરો જવાબ આપનાર બહેનોનાં નામ

બન્ને ખરાઃ શ્રીમતી બહેનો ( ૧ ) મોતીબાઇ મહેતા, ( ૨ ) સુશીલાબહેન પટેલ, ( ૩ ) લીલાવતી દલાલ.

એક ખરોઃ શ્રીમતી બહેનો ( ૧ ) મનોરમા વ્યાસ, ( ૨ ) પ્રભાવતી ધુપેલીયા, ( ૩ ) કમળા બહેન, ( ૪ ) હેમવતી ખોખાણી, ( ૫ ) ઇન્દ્રકાન્તા ( ૬ ) સરસ્વતી બહેન, ( ૭ ) પદ્માવતી, ( ૮ ) કળાવતી કોઠારી, ( ૯ ) હીરાબહેન, ( ૧૦ ) લીલાવતી શાહ, ( ૧૧ ) નિર્મળા વૈદ્ય, ( ૧૨ ) સવિતાગૌરી, ( ૧૩ ) કમળાદેવી, ( ૧૪ ) નામ નથી લખ્યું.

કુપન—ફેબ્રુઆરી ૧૯૩૧

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બહેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતા હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, "ગુણસુંદરી".



**ચરખાનું અર્થશાસ્ત્ર** [ શ્રીમતી તહેમીના જોશી ]

ઇંગ્લાંડે આપણને ચૂસી લીધા છે. તેથી આપણે હાડપીંજર જેવા થઇ ગયા છીએ. હાડકાં અને ચામડાં જ રહ્યાં છે. આવા કટોકટીનાં વખતે પરમેશ્વરે ગાંધીજીને અવતાર આપ્યો છે. તેમણે એક દોઢીયું પરદેશ મોકલવું ન પડે તેવો ચરખો આપણા આગળ ધર્યો. ૧૦ વર્ષની અથાક મહેનત પછી પણ જો આપણે ખાદી ન પહેરીએ, તો આપણે તિરસ્કારને પાત્ર છીએ. આપણા દેશમાં બધું ઉગે છે છતાં આપણી પાસે કાંઇ રહેતું નથી અને કુતરાં બીલાડાં જેવું વર્તન મળે છે.



# સમાલોચના

**દુર્યોધનઃ** લેખકઃ શ્રી. નાનાભાઈ પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્યઃ ત્રણ આના.

" મહાભારતનાં પાત્રો " વિષે સરલ અને સાદી ભાષામાં બાલમાનસના અભ્યાસી અને સિદ્ધહસ્ત લેખક શ્રી. નાનાભાઈએ બાર નાનકડાં પુસ્તકો લખવા ધાર્યાં છે. એમાંના બે " સૂત પુત્ર કર્ણ " અને " પાંચાલી " અત્યાર પ્હેલાં પ્રકટ થઇ ગયાં છે અને વાચકપ્રજાનો સારો આદર મેળવી ચૂક્યાં છે. દુર્યોધનનું જીવનચિત્ર રજુ કરતું આ ત્રીજું પુસ્તક એટલોજ આદર પામશે એમાં શંકા નથી. શ્રી. નાનાભાઇ સ્વાતંત્ર્યસંગ્રામમાં ઝંપલાવી અત્યારે સરકારી મ્હેમાની ચાખી રહ્યા છે. એ નિવૃત્તિના સમયનો ઉપયોગ તેઓ આ પુસ્તકો લખવામાં કરી રહ્યા છે. ગુજરાતે એમને એ નિવૃત્તિ આપવા માટે સરકારનો આભાર માનવો જોઇએ. એ નિવૃત્તિ ન મળી હોત તો જેટલાં જલ્દી એ પુસ્તકો મળવાનો સંભવ છે તેટલાં જલ્દી કદાચ ન મળત.

**સર્જાતું સાહિત્યઃ** સંપાદકઃ રા. "સાદીક." મુંબાઈ, વાર્ષિક લવાજમઃ રૂ. ૫-૦-૦. છુટકઃ ચાર આના. હળવું છતાં હલકું નહિ, એવા સાહિત્યના સંપાદક તરીકે રા. "સાદીક" નું નામ જાણીતું છે. " બેધડી મોજ " ના સહતંત્રી તરીકે તેમણે એ દિશામાં જે સેવા કરી છે, તે ભૂલાય એવી નથી. " બેધડી મોજ " થી છૂટા થયા બાદ રા. " સાદીકે " દર પખવાડીએ પુસ્તકાકારે " સર્જાતું સાહિત્ય " પ્રકટ કરવાની યોજના કરી છે. એના પ્હેલા પુસ્તકમાં ગુજરાતી વાચકવર્ગના માનીતા રા. જ્યોતિન્દ્ર હ. દવે, રા. છગનલાલ પંડ્યા, રા. ઇંદુલાલ યાજ્ઞિક, રા. ધનશંકર ત્રિપાઠી અને રા. "પીયૂષ" વગેરે લેખકોનો સહકાર તેમણે મેળવ્યો છે. અમે રા. " સાદીક " ને તેમના આ નવીન સાહસમાં વિજય ઇચ્છીએ છીએ.

**વાનરસેનાઃ** તંત્રીઃ રા. ચન્દ્રશંકર મણીશંકર ભટ્ટ. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૦-૦. છુટકઃ એક પૈસો. " વાનરસેના " કાર્યાલય, " પ્રતાપ " પ્રેસ, સુરત. રા. ચન્દ્રશંકરને " ગુણસુંદરી " ના વાચકો-ખાસ કરીને બાલવાચકો સારી રીતે ઓળખે છે. અમારા " બાલવિભાગ " ના એ બાલપ્રિય તંત્રીએ ગુજરાતના વાનરો માટે "વાનરસેના" નામે અઠવાડીક પત્ર કાઢવાની ગોઠવણ કરી છે. એના પ્હેલા છ અંકોમાં પ્રકટ થયલી સામગ્રી જોતાં બેધડક કહી શકાય કે ગુજરાતના વાનરોનું એ પત્ર અત્યંત માનીતું થશે. દરેક ગુજરાતી ઘરમાં, જ્યાં બાળકો કલ્લોલ કરતાં હોય ત્યાં આ પત્ર જરૂર જોઇએ. બાળકોને દેશભક્તિના મંત્રો શીખવવા માટે એ અણમૂલ સાધન છે. માબાપો બે રૂપિયા ખર્ચી જરૂર એનો લાભ પોતાના બાળકોને આપે

**જવાહર નહેરૂઃ** લેખક રા. નટવરલાલ માણેકલાલ દવે પ્રકાશકઃ શ્રી નવયુગ પુસ્તક ભંડાર, અમદાવાદ. મૂલ્યઃ આઠ આના.

પ્રકાશકે યોજેલી નવયુગ ગ્રંથમાલાનું આ બીજું પુસ્તક છે મુક્તિ-સંગ્રામની શરૂઆત પછી દેશને માટે પોતાના સર્વસ્વની આહુતિ આપનાર પ્રજાના જુવાન આગેવાન વીર જવાહરલાલના નાના નાના અનેક જીવન ચરિત્રો અત્યાર સુધીમાં પ્રકટ થયાં છે, એ સર્વમાં આ જીવન ચરિત્ર વધારે વિસ્તૃત છે અને દેશને માટે ફકીર થયલા એ અમીરજાદાના જીવનની અને તેના હૃદયની આપણને ઝાંખી કરાવે છે. લેખકે આ પુસ્તક

કરવામાં સારો શ્રમ લીધો જણાય છે. ભાષા શુદ્ધ અને સંસ્કારી છે. ખાસ કરીને યુવાનોને જીવન ચરિત્ર પ્રેરણાદાયી નીવડશે.

**ફાંસી:** લેખક: રા. પિનાકિન ત્રિવેદી, પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય: પાંચ આના

નવયુગ ગ્રંથમાળાનું આ ત્રીજું પુસ્તક વિખ્યાત ફ્રેંચ લેખક વિકટર હ્યુગોના એક સુંદર પુસ્તકનો અનુવાદ છે. ફ્રાન્સને જુલ્મી રાજાઓની ધુંસરી ફગાવી દેવા તૈયાર કરનાર આવું ક્રાન્તિકારી સાહિત્ય જ હતું. દેશના મુક્તિસગ્રામને ટાણે એમાંથી વાચકોને સારી પ્રેરણા મળશે. અનુવાદ મૂળ ફ્રેંચ ગ્રંથ પરથી થયો હોત તો વધારે ઠીક થાત. " લેખક " પોતાને લેખક કહેવાને બદલે 'અનુવાદક" કેમ નથી કહેતા, તે સમજાતું નથી.

**પ્રેમનો દંભ:** લેખક: કાઉન્ટ ટોલ્સ્ટોય. અનુવાદક: રા. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ. મૂલ્ય: રૂ. ૧-૪-૦.

મહાત્મા ગાંધીજી જેમને પોતાના ગુરૂ માને છે તે સંત પુરૂષ કાઉન્ટ ટોલ્સ્ટોયે લખેલી આ નવલકથા સ્ત્રી-પુરૂષ વચ્ચેના સંબંધ વિષે ઉદ્દામ અને પરિવર્તનકારી વિચારોથી રજુ કરે છે. યૂરપમાં જ્યારે એ પ્રથમ પ્રકટ થઇ ત્યારે એમાંના વિચારોએ અત્યંત ખળભળાટ મચાવ્યો હતો. રા. ભટ્ટે એ સુંદર પુસ્તકનો, સફળ શ્રમ લઇ, સાદી અને સરળ ભાષામાં અનુવાદ કર્યો છે. આ પુસ્તક શ્રી " પ્રસ્થાન " માસિકની સંવત ૧૯૮૬ ની ભેટ તરીકે પ્રકટ થાય છે.

**નવો જમાનો:** લેખક: રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. પ્રકાશક: રા. સોમાલાલ મંગળદાસ શાહ. મૂલ્ય: રૂ. ૧-૮-૦

અમદાવાદના સુપ્રસિદ્ધ અઠવાડીક પત્ર "ગુજરાતી પંચે" અત્યાર સુધીમાં પોતાના ગ્રાહકોને અનેક ઐતિહાસિક અને સામાજીક નવલકથાઓ ભેટ તરીકે આપી છે. આ પુસ્તક તેની ચાલુ વર્ષની ભેટ તરીકે અપાય છે. નામ પ્રમાણે ગુણ ધરાવતી હાલના "નવા જમાના" ના કેટલાક સામાજીક પ્રશ્નો ચર્ચતી આ સુંદર અને રસભરી નવલકથાના લેખક એ વિષયના સિદ્ધહસ્ત રા. ભાઇ ધનશંકર ત્રિપાઠી છે. આ માસિકના વાચકો પણ તેમની બાનીથી સુપરિચિત છે. એમની સામાજીક ટુંકી વાર્તાઓએ અમારા વાચકોને અનેક વાર આનંદ આપ્યો છે. પતિ-પત્નીના સંબંધ વિષેની આર્ય ભાવનાઓ, ઇચ્છા-લગ્ન, સરલ અને વિશુદ્ધ ગ્રામ-જીવન વગેરે બાબતો આ પુસ્તક વાંચકો સમક્ષ રજુ કરે છે અને આનંદ આપે છે. વાર્તા-શોખીન વાચકવર્ગને તે જરૂર આનંદ આપશે અને જુના વિચારવાળાને કેટલાક નવિન પાઠ શીખવશે.

**હિન્દુ સંગઠન:** અનુવાદક: શ્રી. નારાયણ વિસનજી ઠક્કુર, હિન્દુ ગૌરવ ગ્રંથમાળા, પુષ્પ ૩ જું. મૂલ્ય: રૂ. ૧-૮-૦

હિન્દુ સમાજનું સંગઠન સાધી એ મરણોન્મુખ જાતિને પૂનઃ સજીવન કરવા મથનાર અને એ માટે જ ધર્માંધ મુસ્લીમોને હાથે હુતાત્મા થનાર પ્રાતઃસ્મરણીય સ્વ. સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીએ અંગ્રેજીમાં લખેલાં પુસ્તકનો આ અનુવાદ રા. ઠક્કુરે પોતાની લાક્ષણિક બાનીમાં કર્યો છે. હિન્દુત્વનું અભિમાન ધરાવનાર પ્રત્યેક હિંદુએ આ પુસ્તક જરૂર વાંચવું જોઇએ. હિન્દુજાતિની અધોગતિ થવાના કારણો શું છે અને પરધર્મીઓ હિન્દુઓની મોટી સંખ્યાને પોતાના ધર્મ પ્રતિ કેવી રીતે આકર્ષી શકે છે અને એ સર્વમાંથી બચવા અને જાતિનું સંગઠન કરવા આપણે શું કરવું જોઇએ, એ બધું આ પુસ્તકના વાચનથી સમજી શકાશે

**પીકેટીંગનો પ્રભાવ :** લેખક: ન્યાયરત્ન લલ્લુભાઇ ભીમભાઇ દેસાઇ, મૂલ્ય: છ આના.

" રાજયોગી ", " દેવી ખડ્ગ " આદિ જાણીતા પુસ્તકોના લેખક રા. દેસાઇએ આ નાનકડી નવલકથા સાદી અને સરળ ગુજરાતીમાં લખી અત્યારને પ્રસંગે સાહિત્યની તેમજ મુક્તિસંગ્રામની સારી સેવા સાધી છે. મહાત્માજીએ દેશની બ્હેનોને પરદેશી કાપડ અને દારૂ-તાડીની ચોકીનું કામ સોંપ્યું ત્યારે ઘણાને તેમના એ પગલાં માટે શંકા થઇ હતી અનુભવે એમની દીર્ઘદ્રષ્ટિ સાબીત કરી છે. દેશની બ્હેનોએ એ બન્ને કલંક દૂર કરવા કેટલો ભોગ આપ્યો છે, તે સૌ જાણે છે આ પુસ્તકમાંની વાર્તા એ ચોકી-પીકેટીંગના કાર્યમાં દેશજનો ઉપર કેવી અસર થાય છે તે સચોટ રીતે સમજાવે છે. પતિત સ્ત્રી પુરૂષોનાં જીવન પણ એ

ચોકીની અસરથી પલટાવી શકાય છે, એમાં જરાય શંકા નથી.

**મદન મંદિર :** લેખક : રા. યશવંત સવાઇલાલ પંડયા : મૂલ્ય : દસ આના

"પડદા પાછળ" નાટક લખી સાહિત્યની દુનિયાની બત્રીસીએ ચડેલા આ પુસ્તકના લેખક રા. પંડયાને વાચકવર્ગ સારી રીતે ઓળખે છે. આ પુસ્તકમાં તેમણે જુદે જુદે સમયે લખેલા અને માસિકોમાં પ્રકટ થયેલા ચાર નાટકો, આપણને મળે છે. નાટકોનું વસ્તુ વિશ્વવિજયી કામદેવ–મદનનો પ્રભાવ છે. કૃષ્ણ અને કુબ્જા, શિવ અને મોહિની, વિષ્ણુ અને વૃંદા અને બ્રહ્મા અને સરસ્વતી–એ ચારની કથાઓ ભાવિક હિંદુઓને સુપરિચિત છે. એ કથાઓ નવિન સ્વરૂપે રા. પંડયા આ પુસ્તકમાં પૂનઃ રજુ કરે છે. નીતિના ઇજારદારોને કદાચ આ પુસ્તક જપ્ત કરવા જેવું લાગશે; રા પંડયા એની નકલો ઝટ વેચી નાખે તો સારું.

**ઇંદિરા અને બીજી વાર્તાઓ :** લેખક : રા. રંગીલદાસ લક્ષ્મીદાસ સુતરિયા, બી. એ,

રા. સુતરિઆએ બંગાલીમાંથી વિધવિધ વિખ્યાત લેખકોની વાર્તાઓનો અનુવાદ કરી આ પુસ્તકમાં તેમનો સંગ્રહ કર્યો છે ગુજરાતના વાચકોને પણ બંકિમચંદ્ર અને રવીન્દ્રનાથ ઠાકુરના નામો સુપરિચિત છે. અત્યાર પ્હેલાં એમની ઘણી કૃતિઓના ગુજરાતી અનુવાદ થયા છે આ પુસ્તકમાં બંકિમચંદ્રની એક લાંબી વાર્તા–"ઇંદિરા" ઉપરાંત બીજી છ ટુંકી વાર્તાઓ આપી છે. રવીન્દ્રનાથ ઠાકુરની બે, સ્વર્ણકુમારી દેવીની પાંચ અને દીનબંધુ મિત્રની એક–એમ કુલ ચૌદ ટુંકી વાર્તાઓ અપાઇ છે અનુવાદની ભાષા સાદી ને સ્હેલી હોઇ વાંચવી ગમે એવી છે. વાર્તાઓ મૂળ કેટલાંક પારસી માસિકોમાં પ્રકટ થઇ હતી અને સારો આદર મેળવી શકી છે.

**સાબરસ :** લેખકો : શ્રી ઇન્દુપ્રસાદ ભટ્ટ અને શ્રી. મણીલાલ ઠાકર પ્રકાશક: શ્રી નવયુગ પુસ્તક ભંડાર, અમદાવાદ મૂલ્ય: નવ આના.

મહાત્માજીએ આખરી ફેંસલો કરવા અત્યારનો સ્વતંત્ર્ય સંગ્રામ આરંભ્યો ત્યારથી આજ સુધીમાં એ પ્રવૃત્તિને પોષે અને વેગ આપે એવાં અનેક પુસ્તકો પ્રકટ થયાં છે. આ પુસ્તકના પ્રકાશકે પણ એવી જ એક ગ્રંથમાળા પ્રકટ કરવા માંડી છે, અને વાર્ષિક ગ્રાહકોને આ પુસ્તક ફક્ત સાડા સાત આનામાં મળી શકે છે. ગ્રંથમાળાનાં પ્હેલાં પુસ્તક તરીકે મહાત્માજીની પ્રથમ પ્રવૃત્તિ નીમકવેરા સામેનાં સત્યાગ્રહનું યોગ્ય સ્મારક બની રહે એવું ઉપયોગી માહિતિથી ભરપૂર આ પુસ્તક તેમણે પ્રકટ કર્યું છે. આ પુસ્તક તૈયાર કરવામાં "ફેડરેશન ઓફ ઇન્ડીઅન ચેમ્બર્સ ઓફ કોમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રી" એ અંગ્રેજીમાં તૈયાર કરાવેલા પુસ્તકનો લેખકોએ ઉપયોગ કર્યો છે. કેટલાક ફેરફાર સાથે મીઠાવેરો કેટલો અન્યાયી છે અને ગરીબ હિંદીઓને તેથી કેટલું આર્થિક અને શારીરિક નુકશાન થાય છે તેની ખાત્રી આ પુસ્તક વાંચનારને જરૂર થશે. શ્રી. કુમારપ્પાએ વિદ્વતાભર્યો "આમુખ" લખી આપી પુસ્તકની મહત્તા વધારી છે.

**ત્રિકમદાસનાં કાવ્યો અને ચરિત્રો:** સંપાદકો : રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ, અને રા. નયનસુખરાય વિનોદરાય મજમુદાર, બી. એ. એલએલ. બી. પ્રકાશક: શ્રી 'ગુજરાતી' પ્રેસના માલીકો.

આદિ કવિ નરસિંહ મહેતાના સમકાલિન અને પરમ ભક્ત પર્વત મહેતાના વંશજ ભકતકવિ ત્રિકમદાસે રચેલાં પર્વતાખ્યાન અને બીજાં કાવ્યોનો આ સંગ્રહ ગુજરાતી ભાષાશાસ્ત્રના અભ્યાસીઓ માટે અત્યંત ઉપયોગી થશે. સંપાદકોમાંના એક રા. મજમુદાર કવિશ્રીના વંશજ હોઇ તેમના જીવન વિષે આધારભૂત માહીતિ આપી શકે એમાં નવાઇ નથી. સંપાદકોએ પર્વત મહેતાનું ચરિત્ર તેમજ કવિનું ચરિત્ર તૈયાર કરવામાં સફળ શ્રમ લીધો છે. ઉપરાંત અભ્યાસીઓની દ્રષ્ટિએ જરૂરી એવી કેટલીક માહીતિ પણ તેમણે આપી છે.

**પ્રાચીન કાવ્યવિનોદ :** ભાગ ૧ લો: સંપાદક: રા. છગનલાલ વિદ્યારામ રાવળ. પ્રકાશક: શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબાઇ, મૂલ્ય : એક રૂપીઓ.

પ્રાચીન ગુજરાતી સાહિત્યના પ્રકાશક તરીકે જેમ ફાર્બસ સભાનું નામ જાણીતું છે. તેમ સાહિત્યના એક ઉંડા અભ્યાસી તરીકે રા. રાવળનું નામ પણ સુપરિચિત છે. રા. રાવળે અત્યંત

... .ક નરસિંહ, વલ્લિયા, નાકર, રત્નેશ્વર, દયારામ આદિ કવિઓનાં કાવ્યો આ સંગ્રહમાં ભેળાં કર્યાં છે. આ કાવ્યો ભાષાના અભ્યાસીની દૃષ્ટિએ ઉપરના પુસ્તકની જેમ અત્યંત ઉપયોગી થશે, એમાં શંકા નથી.

**વિજ્ઞાનની વીસ વાતોઃ** રા. માર્તંડ શિવભદ્ર પંડયા, બી. એજી. શ્રી સયાજી બાલજ્ઞાનમાળા, પૃ. ૮૮. મૂલ્યઃ છ આના.

દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ માટે ગુર્જરનરેશ શ્રી. સયાજીરાવે કરી આપેલી સગવડને પરિણામે બાળકો માટે કેટલાંક અણમૂલ પુસ્તકો આ માળાદ્વારા પ્રકટ થયાં છે. ગુજરાતી સાહિત્યમાં વિજ્ઞાનના–ખાસ કરીને બાળકો માટે–પુસ્તકો બહુ ઓછાં છે. એ ખોટ કેટલેક અંશે આ પુસ્તક પૂરશે. બાળકોને ગમે એવી સ્હેલી અને સરળ ભાષામાં કુદરતી વિષયોનું જ્ઞાન આપવાનો લેખકનો ઉદ્દેશ આ પુસ્તકમાં સફળ થયો જણાય છે. " વાતો " ને બદલે એને " સંવાદો " નું નામ વધારે બંધબેસ્તું થાત

**નવલવિહારઃ** લેખક અને પ્રકાશકઃ રા. રમણિકલાલ રતિલાલ મહેતા. મૂલ્યઃ રૂ. ૧–૦–૦.

આ સંગ્રહમાં લેખકની લખેલી અને અત્યાર પ્હેલાં માસિકોમાં પ્રકટ થઇ ગયલી ૧૧ વાર્તાઓ–નવલિકાઓ સંગ્રહાઇ છે. લેખકને ટીકાકારોનો ( કે ટીકાખોરોનો ) કડવો અનુભવ થયો છે, એમ તેમની અર્પણપત્રિકા ખાત્રી આપે છે. "પ્રસ્તાવના" લેખક ભાઇશ્રી પાઠક કહે છે તેમ ' આમાંની કેટલીક વાર્તાઓ ફરીને સુધારી લખવા જેવી " ઘણાને લાગે તો નવાઇ નથી. પરિશિષ્ટમાં અપાયલી લેખકની પ્રથમ વાર્તાની સરખામણી બીજી વાર્તાઓ સાથે કરીએ તો જરૂર લાગે છે કે ટીકાકારોએ કરેલી સૂચનાઓ અફળ નથી ગઈ. લેખક ભવિષ્યમાં નવલિકા સાહિત્યમાં સારો ફાળો આપી શકશે, એવી આશા આ વાર્તાઓ વાંચતા જરૂર લાગશે.

**૧. શાકિય મેઘદૂત (૨) કાવ્યકુસુમમાલા (૩) વાયસદૂતઃ** લેખકઃ રા. વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા. કાવ્યતીર્થ.

રા. ગણાત્રા સંસ્કૃત અને ગુજરાતી ભાષામાં સુંદર કાવ્યો રચી શકે છે, એમ અત્યાર પ્હેલાંના એમના સફળ પ્રયત્નોએ સાબીત કર્યું છે. પ્રથમ પુસ્તકમાં એક સત્યાગ્રહી તરૂણ વિદ્યાર્થી યરોડાજેલ નિવાસી મહાત્માજીને મેઘ સાથે સંદેશો પાઠવે છે. બીજામાં શેઠ નારાયણજી પ્રેમજી કોટકના પુત્રી શ્રી. લક્ષ્મીબ્હેનના શુભ લગ્નોત્સવ પ્રસંગે લખાયલાં મંગલાચરણના કાવ્યોનો સંગ્રહ છે. ત્રીજામાં કવિએ એક રાષ્ટ્રપ્રેમી વિદ્યાર્થીને વાયસ–કાગડા સાથે પોતાના ગુરૂને સંદેશો મોકલવાની સગવડ કરી આપી છે. કોલેજના વિદ્યાર્થીઓ આ કાવ્ય જરૂર વાંચે.

**શ્રી સયાજી સાહિત્યમાળાઃ** પ્રકાશકઃ શ્રી ભાષાંતર શાખા, વિદ્યાધિકારી ઓફીસ, વડોદરા. સોલ એજન્ટઃ મે. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લી. વડોદરા. શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવે ઉદારતા પૂર્વક કરેલી યોજનાને પરિણામે આ માળાના પુસ્તકો તૈયાર કરાવી પ્રકટ કરવામાં આવે છે, અને અત્યાર સુધીમાં પરભાષામાંથી અનુવાદિત તેમજ સ્વતંત્ર રીતે રચાયલાં અનેક અણમૂલા પુસ્તકો એ માળાએ ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ માટે આપ્યાં છે.

**પુષ્પ ૧૭૮ઃ લિંગવિચારઃ** લેખકઃ ડૉ. ચંદુલાલ સેવકલાલ દ્વિવેદી, એમ બી. બી એસ. મૂલ્યઃ તેર આના. આ પુસ્તક લેખકે સ્વતંત્ર રીતે તૈયાર કર્યું છે અને તેમ કરવામાં પોતાના વૈદક સંબંધી જ્ઞાનનો અને અનુભવનો સુંદર ઉપયોગ કર્યો છે. ખાસ કરીને આ પુસ્તક સ્ત્રીઓ માટે વધારે ઉપયોગી જણાશે. બાળકોના ઉછેર સંબંધી તેમજ બીજી સામાજીક બાબતો વિષે એમાં ઉપયોગી માહીતિ અપાઇ છે.

**પુષ્પ ૧૭૯ઃ સ્વયંપ્રેરણાઃ** લેખકઃ રા. રવિશંકર અંબાશંકર છાયા; બી. એ, એલએલ. બી. મૂલ્યઃ રૂ. ૧–૨–૦ સામાન્ય જનસમાજને વિજ્ઞાનના વિષયોમાં બહુ ઓછો રસ પડે છે આટલું છતાં આ વિષય એવો છે કે વૈજ્ઞાનિકો કરતાં સામાન્ય જનસમાજે તેનો વધુ ઉપયોગ કરવો જોઇએ. સ્વયં–સૂચના બુદ્ધિપૂર્વક થાય તો અનેક દુઃખ દરદો આપોઆપ ટળી જાય અને મનુષ્ય જાતિ વધારે સુખી અને નિરોગી જીવન માણી શકે. લેખકે પાશ્ચાત્ય પુસ્તકોમાંથી અનેક બનેલા બનાવોના દાખલા ટાંકી આ વાત સિદ્ધ કરી છે.

પુષ્પ ૧૮૦: ગ્રામ-જીવનમાં સહકાર્ય: લેખક: રા. કેશવલાલ અંબાલાલ ઠક્કર, બી. એ., એલએલ. બી. મૂલ્ય: બાર આના આ પુસ્તકના લેખકે વડોદરા રાજ્યના સહકારી ખાતામાં મદદનીશ અધિકારી તરીકે દસ વર્ષનો અનુભવ મેળવ્યો છે અને એ અનુભવના પરિણામ રૂપ આ પુસ્તક છે. સહકારી પદ્ધતિ અને તેથી ગ્રામ્ય પ્રજાને કેટલો ફાયદો થાય છે તે આ પુસ્તક ઉપરથી સહજ જાણી શકશે, એ પદ્ધતિના અભ્યાસીઓ માટે પુસ્તક ઉપયોગી થશે.

પુષ્પ ૧૮૧: ગ્રામ્યહિન્દની પુનર્ઘટના: અનુવાદક: રા. ઠાકોરલાલ મોહનલાલ દેસાઇ, બી. એ મૂલ્ય: ૦-૧૩-૦

અંગ્રેજીમાં શ્રીયુત એફ. એલ. બ્રેઇને રચેલા Re-making of Village India નામના પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. મૂળ પુસ્તકની એક વર્ષના અરસામાં જ બીજી આવૃત્તિ થઈ હતી. આ હકીકત તેમાં આપેલી માહીતિ કેટલી ઉપયોગી છે, તેની સાબીતિ આપે છે. હિંદના ગામડાંઓનો આર્થિક દૃષ્ટિએ પુનરુદ્ધાર કરવા માટે જે જે બાબતો જરૂરી છે, તે સર્વની ચર્ચા એમાં કરી છે. ખેદ એટલોજ થાય છે કે આવી માહીતિ માટે આપણે પાશ્ચાત્ય વિદ્વાનો અને તેમના પુસ્તકોનો ઉપયોગ કરવો પડે છે. કોઇ હિંદી વિદ્વાન આ બાબતમાં સ્વતંત્રપણે અનુભવ મેળવી સુચનાઓ કરે તો તે વધારે ઉપયોગી બને એમાં શકા નથી.

પુષ્પ ૧૮૩: વૈદકીય કાયદાશાસ્ત્ર: લેખક: વૈદરાજ બાપાલાલ ગરબડદાસ શાહ. મૂલ્ય: રૂ. ૧-૯-૦. "મેડીકલ જ્યુરીસપ્રુડન્સ" વિષે અંગ્રેજીમાં અને બીજી પાશ્ચાત્ય ભાષાઓમાં અનેક પુસ્તકો છે પણ આપણા ગુજરાતી સાહિત્યમાં આવું એક પણ પુસ્તક ન હતું. લેખકે એ ખોટ પૂરી વૈદકના અભ્યાસીઓ ઉપર ઉપકાર કર્યો છે. અંગ્રેજીમાં આધારભૂત ગણાતા લાયન્સના પુસ્તક ઉપરથી અને ડૉ. દેવપ્રસાદના બંગાલી પુસ્તક ઉપરથી તેમણે આ પુસ્તકની રચના કરી છે. એમાંની માહિતી આપણા વૈદોને અત્યંત ઉપયોગી જણાશે.

પુષ્પ ૧૮૪: મંગોપાર્કની મુસાફરીઓ: અનુવાદક: રા. સુમંત નાયજી ભટ્ટ, બી. એ. મૂલ્ય: રૂ. ૧-૧૪-૦. હિંદના આર્થિક અને ઐતિહાસિક વિષયના અભ્યાસીઓ અને સંશોધકો માટે અંગ્રેજીમાં અનેક મુસાફરોના વૃતાંતોનાં પુસ્તકો મળી શકે છે. ગુજરાતી ભાષામાં એ જાતના પુસ્તકોની મોટી ખોટ છે. અઢારમી સદીની આખરે હિંદની મુસાફરીએ આવી ગયલા આ પ્રખ્યાત મુસાફરના અનુભવોનો વૃતાંત અંગ્રેજીમાંથી લેખકે અનુવાદિત કર્યો છે. ભાષા સાદી અને સરલ હોઇ વાંચવી ગમે તેવી છે. અમે ઇચ્છીએ છીએ કે માળાના સંચાલકો પ્રાચીન હિંદની ઝાંખી કરાવે એવા અનેક મુસાફરોના વૃતાંતો અનુવાદ કરાવી આપણા સાહિત્યને સમૃદ્ધ કરે.

લગ્ન ગીતાવળી: સંયોજક: સરલા મગનલાલ દીવાનજી. મળવાનું ઠેકાણું: મેસર્સ આર. આર. શેઠની કંપની. મુંબાઇ. ૨ મૂલ્ય: આઠ આના આવૃત્તિ બીજી.

આ પુસ્તકમાં શ્રી સરલા બ્હેને નાના મોટાં ૧૮૪ ગીતોનો સંગ્રહ કર્યો છે. એ બધાં ગીતોને ફક્ત લગ્નનાં ગીતોજ ન કહી શકાય એમાંના ઘણાખરાં બીજાં માંગલિક પ્રસંગોએ પણ ગાઇ શકાય એવાં છે. ગીતોની યોગ્ય ગોઠવણી થઇ હોત તો ઉપયોગ કરનારને વધારે સરળતા થાત. જાણ્યે અજાણ્યે કેટલાક નહિ ઇચ્છતા યોગ્ય-ફટાણા જેવાં ગીતો પણ એમાં ઘુસી ગયાં છે. ભાષાના અભ્યાસીની દૃષ્ટિએ આવો સંગ્રહ કદાચ કીમતી ગણાય પણ વ્યવહારિક ઉપયોગિતાની દૃષ્ટિએ એનું મૂલ્ય ઘણું ઓછું છે. અત્યારે જુના જમાનાના સાસુ વહુના ઝઘડા અને રૂસણાં દૃષ્ટિ સમિપ લાવવાને બદલે ઉન્નત અને ઉદાર ભાવના ભર્યાં ગીતોની વધારે જરૂર છે. આપણો સંસાર સુધારવા માટે એ એક જ સુંદર અને સરલ માર્ગ છે, અને એ દૃષ્ટિએ આપણા ગીતોમાં સુધારો થવો જોઇએ. "ઉમા-ગીતાંજલિ" એ દિશામાં અનુકરણીય માર્ગ બતાવે છે. સ્વ. કવિ બોટાદકરની "રાસતરંગિણી" ની લોકપ્રિયતા પણ એજ નવી દૃષ્ટિને આભારી છે. આશા છે ત્રીજી આવૃત્તિમાં સંયોજક બ્હેન આ સુચનાનો અમલ કરશે

અરવિંદ: (હસ્તલિખિત) તંત્રી: રા. નટવરલાલ દવે, અમદાવાદ. અમદાવાદના વિદ્યાર્થીઓ

અને યુવકો તરફથી નીકળતાં આ માસિકનો દીપોત્સવી અંક ઉંચા પ્રકારની સાહિત્ય અને કલા સામગ્રીથી યુક્ત છે. કવિશ્રી ન્હાનાલાલથી માંડીને ગુજરાતના ઉગતા લેખકો સુધીની કૃતિઓ એમાં પ્રકટ થઇ છે. કવિશ્રી ન્હાનાલાલનું કાવ્ય 'દામ્પત્યના બોલ' ઘણું સુંદર લાગવાથી, કવિશ્રીની રજાથી અમે આ અંકમાં પ્રકટ કર્યું છે આ ઉપરાંત શ્રીમતી મીરાંબહેન અને સ્વામી વિદ્યાનંદજીના પ્રેરક સંદેશ, શ્રી. લલિતજી, શ્રી કેશવભાઈ શેઠ, દેશળજી પરમાર વગેરેનાં કાવ્યો અને વર્તમાન વાતાવરણને યોગ્ય લેખો જરૂર વાંચવા જેવાં છે. કલાસામગ્રી પણ સારી કહી શકાય એવી છે. સારા અક્ષરોથી જો આ માસિક લખાય તો એ ઘણું દીપી નીકળે.

સાભાર સ્વીકારઃ (૧) વાર્ષિક રીપોર્ટઃ **શ્રી ભરૂચ સ્ત્રી-મંડળ ૧૯૨૯–૩૦.** એક વર્ષના અરસામાં આ મંડળે ઉપયોગી અને પ્રશંસનીય કાર્ય કરી બતાવ્યું છે. ભવિષ્યમાં અમે તેના સંચાલકો પાસે વધુ આશા રાખીએ છીએ. (૨) **જૈનમહિલાદર્શઃ** સંપાદિકઃ શ્રી પંડિતા ચન્દાબાઇજી, ઉપ-સંપાદિકાઃ શ્રી લલિતાબાઇજી, ભારતવર્ષીય દિગમ્બર જૈન મહિલાપરિષદનું હિંદી માસિક વર્ષ ૧; અંક ૯. (૩) **સુપ્રભાતમ્ઃ** સં. શ્રી. કેદારનાથ શર્મા. અખિલ ભારતવર્ષીય સંસ્કૃત સાહિત્ય સંમેલનનું સંસ્કૃત માસિક, વર્ષ ૮; અંક ૧. (૪) **બ્રાહ્મણ ધર્મપત્રિકાઃ** સંપાદકોઃ પં. કૃષ્ણદત્ત શાસ્ત્રી અને રા. મગનલાલ જ. મજમુદાર. વર્ષ ૨; અંક ૧-૨. (૫) **મોઢેન્દુઃ** તંત્રીઃ રા. રવિશંકર હ. પંડયા. વર્ષ ૨; અંક ૧૦. (૬) **જૈનયુગઃ** તંત્રીઃ રા. હરિલાલ એન. માંકડ, બી. એ., વર્ષ ૬; અંક ૧–૨. (૭) **કલાપીઃ** તંત્રીઃ રા. 'જમન.' સહતંત્રીઃ રા. 'સુંદરશ્યામ.' વર્ષ ૩; અંક ૧. (૮) **સીનેમાયુગઃ** તંત્રીઃ રા. રામદાસ રૂપારેલ. પુ. ૧; અંક ૧૮–૧૯-૨૦. (૯) **ઘડીભર મોજ અને સીનેમા ફેનઃ** તંત્રીઃ રા. ભોગીકુમાર પુ. ૪; અંક ૭.



## સ્ત્રીઓમાં અજબ જાગૃતિ

[ શ્રીમતી શારદાબહેન મહેતા ]

રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડાઇમાં ગાંધીજીએ શરૂઆતથી જ સ્ત્રીઓને દાખલ કરી છે. બીજા દેશોની લડાઇઓમાં માત્ર પુરૂષોજ ભાગ લે છે. પણ આપણી લડત જુદા જ રૂપની છે. જગતે ન જોએલું અહિંસક યુદ્ધ ગાંધીજીએ દૈવી પ્રેરણાથી યોજ્યું છે, અને તેનું પરિણામ જોવા આખા જગતની દૃષ્ટિ હિન્દ તરફ છે. સ્ત્રીઓ અહિંસક યુદ્ધમાં ભાગ લે તેવી મહાત્માજીની શરૂઆતથી જ ઇચ્છા હતી. અને તેમને પરદેશી કાપડના બહિષ્કારનું અને દારૂનિષેધનું કામ સોંપ્યું, જે ૮ માસથી બહેનો કરી રહી છે. આજે સ્ત્રીઓમાં અજબ જાગૃતિ આવી રહી છે. બીજા રાજ્યોમાં સરકાર સ્ત્રીઓની જાગૃતિ તરફ સદકાર અને સંતોષ બતાવે પણ અહિં તો સદ્ભાવ બતાવવો દૂર રહ્યો પરંતુ પોલીસ તરફથી અનેક અત્યાચારો તેમના ઉપર થાય છે.




## સ્વદેશ

**ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ :** મુંબાઇ, રફથી ગયે વર્ષે ' સમાજમાં પરિવર્તન ' એ વિ-ષ ઉપર ગુજરાતી હિન્દુ સ્ત્રીઓ પાસે નિબંધો ાંગવામાં આવ્યા હતા. એ નિબંધોનું પરિણામ ોચે મુજબ આવ્યું છેઃ—બહેન સરલા વીરજી ંગડીયા, અમરેલી, પહેલું ઇનામ રૂ. ૪૦; બીજું અને ત્રીજું ઇનામ મળી રૂ. ૩૦ પરીક્ષકની સૂ-ના મુજબ કુમારી પુષ્પા છોટાલાલ પારેખ અને રુલતા હરિલાલ પટેલને સરખી રીતે વહેંચી આપવામાં આવશે. સ્વ. જયાવંતી દુલેરાય સ્મારક ંડમાંથી ઉપરનાં ઇનામો અપાશે.

**જેલોમાં સ્ત્રી કેદીઓની સ્થિતિ :** હિ-દની રાષ્ટ્રીય મહિલા સભાની કારોબારી સમિતિએ હિન્દની જેલોમાં સ્ત્રી કેદીઓની સ્થિતિ કેવી છે તે તપાસવા માટે મીસીસ એફ. એલ તાલીયારખાન, મીસીસ ફેજ તૈયબજી, મીસ વિંગેટ, ડૉ. મીસીસ સુખથનકર, અને દરેક પ્રાંતમાંથી એક એક પ્રતિનિધિ ઉપરાંત સામાન્ય મંત્રી એટલાની એક સમિતિ નીમી છે. આ સંબંધમાં સૂચના કરવા માંગતી બહેનોએ, સૌ. હંસા મહેતા, ૨૭, નેપીઅન્સી રોડ, મુંબાઇ નં. ૬ ને લખવું.

**નવા દાક્તરો:** (૧) મુંબાઇ યુનિવર્સીટીની એમ. બી. બી. એસની ઉત્તરની પરીક્ષામાં નીચેનાં બહેનો પાસ થયાં છેઃ-શ્રીમતી બહેનોઃ કાશી અવાતી; દુર્ગા શ્રીનિવાસ પ્રાવિર; તારાબાઇ તોમ-લોર; ગુલ કાબરાજી, સરજુ પંડિત, ગુલ વજીફદાર અને અહલ્યાબાઇ ગુપ્તે. શ્રીમતી કાશી અવાતીને ચાર્લ્સ મોરહેડ ઇનામ, અને શ્રીમતી ગુલ વજીફ-દારને વાઇસરોયનો રૌપ્યચંદ્રક, ઉપરાંત બીજી ત્રણ શિષ્યવૃત્તિઓ મળી છે.

(૨) પહેલી એમ. બી. બી. એસ. પરીક્ષામાં નીચેનાં બહેનો પસાર થયાં છેઃ-શ્રીમતી બહેનો, એલીસ બેન્જામીન, કારમાઇટી કામા, ઇન્દિરા ચવ્હાણ, લ્યુસી ફર્નાન્ડીઝ, ઓલગા, ચપલા કરંદીકર. તેહમી માદન, સુનંદા પરાંજપે, ચંદ્રકાન્તા રોહાતગી અને સરસ્વતી વોરા. શ્રી. ચંદ્રકાન્તા રોહાતગીને લેડી રે શિષ્યવૃત્તિ મળી છે.

(૩) બીજી એમ. બી. બી. એસ. ની પરીક્ષામાં નીચેનાં બહેનો પસાર થયાં છેઃ-શ્રીમતી બહેનો કૌર બળવંત, એલન બીલીમોરીયા, દુર્ગા દાભોલકર, તેહમી દાવર, સીલવીઆ ડીઆ, એરીલ ડીમોન્ટી, મંજુલા જાદવ, ફ્રેની કાપડીયા ગુલ મોબેદજી, કેશર નવલકર, લીલા પ્રધાન અને ચીમા ઠક્કર.

**ગુજરાતી શાળાઓનું કાર્ય:** મુંબાઇ મ્યુનિસિપલ ગુજરાતી શાળાઓમાં થતાં કાર્યનું પ્રદર્શન ડીસેમ્બરમાં ભરાયું હતું. તેમાં કન્યાશાળાઓનો એક આકર્ષક વિભાગ પણ રાખવામાં આવ્યો હતો. આ વિભાગમાં છોકરીઓએ કરેલું શિવણ, ગુંથણ તેમજ ચિત્રકામ રજુ કરવામાં આવ્યું હતું. છોકરીઓએ કરેલું કાર્ય સુંદર કહી શકાય એવું હતું. પ્રદર્શનને ફત્તેહમંદ બનાવવામાં શ્રી. હિંમતલાલ અંજારિયા અને મીસ શિરિનબાઇ દાલાલનો મોટો હાથ હતો.

**બે પારસી બહેનો :** ગયે વર્ષે ના. શાહેનશાહના દરબારમાં હાજર થવાનું માન મેળવનારાં બે પારસી બહેનો મીસ સુના સોરાબજી બાટલીવાળા અને મીસ ભીખુ સોરાબજી બાટલીવાળા માંથી મીસ સુના લંડનની અર્થશાસ્ત્રની કોલેજમાં પત્રકારિત્વનો અભ્યાસ કરી હિન્દ પાછાં ફર્યાં છે. બીજાં બહેન લંડનમાં કાયદાનો અભ્યાસ કરે છે. કોન્સ્ટીટ્યુશનલ અને રોમન લૉમાં પહેલા વર્ગમાં માન સાથે પસાર થનારાં તેઓ પહેલાંજ હિન્દી બહેન હતાં.

**મુસ્લીમો અને શારદા કાયદો:** મુંબાઇની તહાફુઝ નામોઆસ શરીયતની કાર્યવાહક સમિતિ એ શારદા કાયદાનો વિરોધ કરતો ઠરાવ કર્યો હતો. અને ગયા માસની તા. ૧૬ મી એ એ કાયદા સામે વિરોધ દર્શાવવા સરઘસ કાઢયું હતું અને સભા ભરી હતી. તેમાં કાયદાની વિરુદ્ધમાં ભાષણો થયાં હતાં અને તે રદ કરાવવા માટે વાઇસરૉય સમક્ષ પ્રતિનિધિમંડળ મોકલવાનો ઠરાવ કર્યો હતો.

**સુધારક લગ્ન:** નડિયાદના શહેરી શ્રી. અંબાલાલ પુ પરીખે બરેલી ( સં. પ્રાંત ) ના વણીક કુટુંબનાં સંસ્કારી કન્યા કુમારી સરલાદેવી ગુપ્તા સાથે લગ્ન કર્યું છે. શ્રીમતી સરલાદેવી અંગ્રેજી, સંસ્કૃત અને હિન્દીનું સારું જ્ઞાન ધરાવે છે. ગુજરાતમાં આંતર પ્રાંતીય વણિક લગ્ન કદાચ આ પહેલું જ હશે.

**પ્રથમ ગુજરાત વાનર પરિષદ:** સુરતમાં તા. ૨૭-૨૮ મી ડીસેમ્બરે શ્રીમતી હંસાબહેન મહેતાનાં પ્રમુખપદે મળી હતી. શ્રીમતી હંસાબહેન પરિષદ માટે સુરત આવી પહોંચતાં તેમને ભવ્ય સતકાર અર્પવામાં આવ્યો હતો. પરિષદમાં ૫૦૦૦ વાનરોએ હાજરી આપી હતી ગુજરાતના લગભગ દરેક જીલ્લા તાલુકામાંથી વાનર સેનાઓ ઉતરી પડી હતી. શ્રીમતી હંસાબહેને વાનરોમાં હોવા જોઇતા ગુણો દર્શાવ્યા હતા. જે આ અંકમાં ' ફૂલવેણી ' માં આપવામાં આવ્યા છે.

**વૃદ્ધ લગ્ન :** (૧) કચ્છ માંડવી વાળા જીવણદાસ ધરમસી ૬૫ વર્ષની વયે ૧૧ વર્ષની બાળાનો ભવ બગાડવા તૈયાર છે. આ વૃદ્ધ વરરાજાને સંધીવાનું દરદ પણ છે. જાણવામાં આવ્યા પ્રમાણે આ સોદો પાર ઉતારવા માટે છોકરીના પિતાને રૂ. ૧૨૦૦૦ આપવાનું ઠરેલું છે, તેમાંથી રૂ ૬૦૦૦ તો અપાઈ પણ ગયા છે. આ ખબર ઉપરથી લોકસેવક શ્રી ગોકળદાસે કોર્ટને અપીલ કરતાં લગ્ન અટકાવવાનો મનાઇ હુકમ કરવામાં આવ્યો હતો. (૨) મોડાસાના દશાનિમા વણિક કોમના ૫૦ વર્ષના એક ગૃહસ્થ ૧૪ વર્ષની બાળાનો ભવ બગાડવા તૈયાર થયા છે. આ ભાઇ પોતાને સુધારક કહેવડાવે છે અને મોડાસા તાલુકાના સરમુખત્યાર બની જેલમાં પણ જઇ આવ્યા છે.

**વૃદ્ધલગ્ન અને કન્યાવિક્રય:** કચ્છ માંડવીમાં ભાટીયા મહાજને તા. ૧૫ મી ડીસેમ્બરે ઠરાવ કર્યો છે કે વૃદ્ધલગ્ન હાલના જમાનાને યોગ્ય ન હોવાથી ૪૫ વર્ષની ઉપરના કોઇ પણ ગૃહસ્થે લગ્ન કરવું નહિ. તેમ કરનારનો તથા કન્યાપક્ષનો બહિષ્કાર કરવો. આવાં લગ્નમાં મદદ કરનાર પણ જ્ઞાતિનો ગુન્હેગાર ઠરશે. કન્યાવિક્રય કરનાર ગૃહસ્થ પણ જ્ઞાતિનો ગુન્હેગાર ઠરશે અને જ્ઞાતિ તેનો બહિષ્કાર કરશે.

**હૈદ્રાબાદમાં વિધવા પુનર્લગ્ન:** હૈદ્રાબાદમાં હિન્દુ વિધવાઓમાં પુનર્લગ્ન કાયદેસર ઠરાવવાની ચળવળ ઉપાડી લેવામાં આવી છે. એ સામે વિરોધ હોવા છતાં હૈદ્રાબાદની વડી અદાલતના માજી ન્યાયમૂર્તિ પંડિત કશવરામે રાજ્યની ધારાસભા સમિતિમાં એવી મતલબનું બીલ રજુ કર્યું છે. રાજા બહાદુરજી કૃષ્ણાચાર્યની આગેવાની હેઠળ વિરોધીઓએ વિરોધ દર્શક ભાષણો કરવા માંડયાં છે.

**અનીતિ માટે સ્ત્રી બાલકોનાં વેચાણ** થાય છે તે ,સંબંધમાં હૈદ્રાબાદ સિંધના શ્રી. દયારામ પરશરામ ભીરચંદાની એ જાન્યુઆરી ૧૯૩૦ માં મુસાફરીની શરૂઆત કરી હતી. તેમણે છોર. ઉપરકોટ, બારમર, જેસલમેર, અજમેર, જયપુર, અલવર, દિલ્હી, કલકત્તા. મુંબાઇ અને અમદાવાદની મુલાકાત લીધી હતી. તેમને માલમ પડયું છે કે ધારવા કરતાં આ અનિષ્ટ ઘણા મોટા પ્રમાણમાં પ્રચાર પામેલું છે તેથી પોતે એવા નિર્ણય ઉપર આવ્યા છે કે સિંધમાંથી આ અનીતિમય વેપાર અટકાવવા માટે ૧૯૨૯ માં મુંબાઇ સરકાર અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓની એક સંયુક્ત પરિષદ બોલાવવાની સૂચના શ્રી. જયરામદાસે મુંબાઇ ધારાસભામાં કરી હતી. મુંબાઈ સરકારે એ સંબંધમાં દેશીરાજ્યો સાથે પત્રવ્યવહાર ચલાવવા કબૂલ્યું હતું. પરંતુ એ અનીતિમય વેપાર આખા હિન્દમાં ચાલતો હોઈ એને હિન્દભરનો પ્રશ્ન બનાવવાની જરૂર છે. પ્રજા સંઘની સભાએ આ સંબંધમાં એક સમિતિ નીમી છે, તેમજ આ પ્રશ્ન દેશી રાજાઓએ તથા હિન્દી પ્રજાએ ઉપાડી લેવા જેવો છે એમ બતાવે છે. તેથી મુંબાઇની સમાજ સુધાર સંઘ જેવી અખિલ હિન્દની સંસ્થા ઉભી કરવાની

જરૂર છે અખિલ ભારતીય મહિલા પરિષદ અને સમાજસુધારા પરિષદે પણ આ પ્રશ્નો ઉપાડી લેવા જોઇએ.

**ભદંભદોની પરિષદઃ** ડીસેમ્બરની આખરે જળગાંવમાં વર્ણાશ્રમ ધર્મપરિષદ મળી હતી. તેમાં શારદા કાયદો, વિધવા પુનર્લગ્ન અને એવા બીજા સમાજ સુધારાને લગતા કાયદાઓનો વિરોધ કરતા ઠરાવો પસાર થયા હતા. અંત્યજોએ હિન્દુ તરીકે વર્ણાશ્રમી હોઇ પરિષદમાં પ્રવેશવા માટે સત્યાગ્રહ આદર્યો હતો. તેમાં અંત્યજ સ્ત્રીઓએ પણ ભાગ લીધો હતો ૩ સ્ત્રીઓ પુરૂષો સાથે પકડાઇ હતી. પરંતુ પાછળથી બધાંને છોડી મૂકયાં હતાં.

**પુનર્લગ્ન–ગુન્હો ?** : અલ્વર દરબારે સનાતની હિન્દુઓમાં વિધવા પુનર્લગ્નની બંધી કરતો અને તેને ગુન્હો ઠરાવતો હુકમ કર્યો છે.

**દેવદાસીની પ્રથાઃ** વડી ધારાસભાની બેઠકમાં શ્રી. આર. કે. ષણ્મુખમ્ ચેટી સમાજ સુધારાને લગતા બે ખરડા રજુ કરનાર છે. એક ખરડો અસ્પૃશ્યતા નિવારણને લગતો છે અને બીજો ખરડો હિન્દુ મંદિરોમાં સેવાર્થે સ્ત્રીઓને દેવદાસી તરીકે અર્પણ કરવાની પ્રથા અટકાવવાને લગતો છે

**લગ્નવય વધારોઃ** કાનપુર મહિલા એસોસીએશનની ત્રીજી વાર્ષિક બેઠક તા. ૨૦ મી ડીસેમ્બરે મંડીના રાજમાતા રાણીસાહેબા લલિતકુમારીનાં પ્રમુખપદે મળી હતી. તેમાં નીચેના ઠરાવો પસાર થયા હતા. (૧) છોકરા છોકરીની લગ્નવય વધારી ૨૧ અને ૧૬ વર્ષની કરવાની ભલામણ કરતો, (૨) છોકરીઓ માટે પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાની કાનપુર મ્યુનિસિપાલીટીને વિનંતિ કરતો, (૩) એક પત્ની જીવતી હોવા છતાં બીજી વાર પરણવાની હિન્દુ કે મુસ્લીમને બંધી કરતો કાયદો ઘડવાની સરકારને વિનંતિ કરતો, (૪) જરૂર પડે તો પોતાનું જીવન નિભાવી શકે એવો એક હુન્નર શાળામાં દરેક છોકરીને શિખવાય એવી ભલામણ કરતો, અને (૫) સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા સાધવા માટે, તેઓને વારસામાં મળેલી મિલકતમાં ભાગ આપવો અને સરકારની દરેક કચેરીનાં બારણાં તેઓ માટે ખુલ્લાં રાખવાં.

**ચર્ચા હરિફાઇઃ** અલીગઢ યુનિવર્સીટી યુનીયનને આશ્રયે ગયા માસમાં અલીગઢમાં છઠી અખિલ હિન્દ આંતર કોલેજ ચર્ચાની હરિફાઇ થઇ હતી. તેમાં લાહોરનાં મીસ આઇ. એમ. ડેવીડને સ્ત્રીઓનું પહેલું ઇનામ અને લાહોરનાં મીસ સેનગુપ્તાને પ્રો. કલીમનું ખાસ ઇનામ મળ્યું છે.

**મુસ્લીમ સ્ત્રીઓને વધુ સ્વતંત્રતા:** બનારસમાં ડીસેમ્બર માસની આખરે મળેલી સમસ્ત હિન્દ મુસ્લીમ કેળવણી પરિષદમાં મીસ આતીયા ફૈઝિનો ઇસ્લામી 'સ્ત્રીઓની કેળવણી માટે દિલ્હીમાં મધ્યસ્થ સંસ્થા સ્થાપવાનો ઠરાવ પસાર થયો હતો. ખા. બ. અબ્દુલ્લાએ ઇસ્લામી સ્ત્રીઓને વધુ છુટાપણું આપી તેમનો દરજ્જો વધારવાની હિમાયત કરી હતી

**કુમારી સરલા દેસાઇ :** મુંબાઇની એક વિદ્રદ સભાના માજી પ્રમુખ શ્રીમતી ઉર્મિલા બહેન મહેતાનાં બહેન કુમારી સરલા દેસાઇ બનારસની સ્ત્રી વિદ્યાપીઠમાં અભ્યાસ કરે છે. અલાહાબાદ યુનિવર્સીટી યુનીયનને આશ્રયે મળેલી અખિલ ભારત ચર્ચા પરિષદમાં એ બહેનને સુવર્ણચંદ્રક મળ્યો છે.

**પતિદેવ !** છરી વતી પોતાની પત્નીનું ખૂન કરવા માટે કલકત્તાના એંગ્લો-ઇન્ડીઅન સી. એ. થોમસને ફાંસીની સજા થઇ છે.

**મુસ્લીમ સ્ત્રીઓ શારદા કાયદાની હિમાયત કરે છેઃ**—વગદાર અને આબરૂદાર કુટુંબની મુસ્લીમ બાનુઓની મોટી સંખ્યાએ ના. વાઇસરોય ઉપર એક યાદી મોકલી કેટલાક મુસલમાન ગૃહસ્થોએ તેમને શારદા કાયદાના અમલમાંથી મુસ્લીમ કોમને મુક્ત રાખવાની અરજ કરેલી તેનો વિરોધ કર્યો છે એમ કરતાં તેમણે જણાવ્યું છે કે ગૃહસ્થોને મુસ્લીમ બાનુઓની વતી બોલવાનો કરોજ હક નથી. અમારા વિચારો અમેજ દર્શાવી શકીએ તેમ છીએ. વળી આ કાયદો પુરૂષો કરતાં સ્ત્રીઓને વધારે અસર કરનારો છે. આ લોકો શરીયતના કાયદામાં આથી ફેરફાર થાય છે એમ કહે છે; પરંતુ વારસાનો અને છુટાછેડાનો જે મુસ્લીમ કાયદો અત્યારે અમલમાં છે તે શરીયતના ફર્માનથી વિરૂદ્ધ છે; છતાં તેઓ કાંઇ બોલતા નથી. જ્યારે કાંઇ રાજકારી હેતુ સાધવો હોય છે ત્યારેજ આ અવળે માર્ગે દોરવાયલા મુસ્લીમો વગેરે વિનતિ કરે છે. શારદા કાયદો સતીના કાયદા કરતાં પણ વધારે મહત્ત્વનો છે અને માનવતાના એક મોટા કાર્ય સમાન છે.

પુનર્લગ્ન : (૧) નસવાડીના દશાલાડ જ્ઞાતિના એક યુવક શ્રી. ચંદુલાલ પુ. શાહે ઉજ્જનની ગુર્જર ગૌડ બ્રાહ્મણ વિધવા શ્રીમતી કમળાબાઇ સાથે ઇન્દોરમાં ડીસેમ્બર માસમાં પુનર્લગ્ન કર્યું. (૨) લખનૌમાં ધૈગર ટૈંડર ખત્રી કુટુંબનાં શ્રીમતી ચમેલીદેવીએ ઇન્દોરના શ્રી. શંભુનાથ સેગલ સાથે સાથે નવેમ્બરની આખરે પુનર્લગ્ન કર્યું.

સ્ટવ સગડીના ભોગ : જેનમબાઇ નામની મુસ્લીમ છોકરી દીવાથી કપડાં સળગી જતાં મુંબાઇમાં ડીસેમ્બર આખરે મરણ પામી.

પ્રકીર્ણ : (૧) નડીયાદની સ્ત્રીઓની ઇસ્પિતાલના લેડી ડૉકટરે મ્યુનિસિપાલીટીના સેનેટરી કમીટીના ચેરમેન ડૉ બાપુભાઇ ઉપર બળાત્કાર કરવાનો પ્રયત્ન કરવા માટે ફરીયાદ માંડી છે. (૨) બેંગલોરમાં ૮ વર્ષથી ઓછી વયની છોકરીનાં લગ્ન કરવા માટે પુરોહિત વેંકટાચલીયા અને બીજા બે જણને સજા થયેલી તે સામે કરવામાં આવેલી અપીલ કાઢી નાખવામાં આવી છે (૩) મુંબાઇમાં અલીમાબાઇ નામની મુસ્લીમ સ્ત્રીએ મગજની અસ્થિર દશામાં કપડાં સળગાવી આપઘાત કર્યો (૪) અમદાવાદમાં વડોદરાનાં કન્યા મહાવિદ્યાલયની બ્રહ્મચારીણીઓએ ડીસેમ્બરમાં પ્રયોગો કર્યાં હતા. (૫) ઇન્દોરના માજી મહારાજાના મુસ્લીમ મંત્રી મીસ હંસાબાઈ સાથે પરણનાર હતા. પરંતુ એ સગપણ તૂટી ગયું છે. (૬) ભરૂચ મ્યુનિસિપલ શાળા મંડળની તા. ૯ મી ફેબ્રુઆરીએ થનારી ચુંટણી માટે શ્રીમતી અનસૂયા પટેલ અને શ્રીમતી સરસ્વતી બહેને ઉમેદવારી કરી છે. (૭) મુંબાઇનાં દૈનિક પત્ર ' ફ્રી પ્રેસ જર્નલ ' ના તંત્રી, મુદ્રક અને પ્રકાશક શ્રીમતી સાગરમ પાસે પત્ર અને પ્રેસ મળી રૂ ૪૦૦૦ ની જામીનગીરી લેવાઇ છે. (૮) અખિલ હિન્દ જીવદયા પરિષદની છઠી બેઠક શ્રીરંગમમાં ગયા માસમાં ડૉ. એની બીસાન્ટનાં પ્રમુખપદે મળી હતી. (૯) આરાકની ઉશ્કેરણીથી પતિને ખોરાકમાં ઝેર આપી મારી નાંખવા માટે ભીવરબાઇને થએલી સજા સામે હાઈકોર્ટમાં, અપીલ થતાં, પુરાવાના અભાવે આરોપીને નિર્દોષ ઠરાવાઇ છે. (૧૦) દાદર કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટ અને પરેલ કેથોલીક કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટી લીમીટેડના આશ્રયે પરેલમાં સહકારી ધોરણે સ્ત્રીઓનો સ્ટોર્સ ખુલ્લો મૂકાયો. (૧૧) મુંબાઈમાં લુહાર સ્ટ્રીટમાં શ્રીમતી હંસા બહેન મહેતાએ ' ઇન્ડિયા હાઉસ ' ખુલ્લું મૂકયું. (૧૨) ત્રિપ્લીકેનમાં પતિ સાથે તકરાર થતાં એક સ્ત્રી પોતાનાં બાળકનું પહેલાં ખૂન કરી પોતે આપઘાત કરી મરણ પામી. (૧૩) અમીર નાદીરશાહે કાબુલમાં સ્ત્રીઓ માટે જુદી ઇસ્પિતાલ કાઢવા હુકમ કર્યો છે.

## વિદેશ.

સ્ત્રી-સેનાપતિ: શ્રીમંતોને લૂંટી ગરીબોને મદદ કરવા માટે ચીનમાં જાણીતી લુટાર સ્ત્રી વિધવા ચાંગ રાષ્ટ્રીય સરકારમાં એક લશ્કરી ટુકડીની સેનાધીશ બની છે. વિધવા ચાંગ હોનાનના એક વેપારીની પત્ની હતી. લુટારૂઓએ એ શહેર કબજે કરતાં તેના પતિ બાળકોને કતલ કરી નાંખ્યા. એટલે વિધવા ચાંગ ગાંડી બની અને પછી લુટારૂ બની. હવે તે રાષ્ટ્રીય સરકારમાં સેનાધીશના હોદ્દે આવતાં પ્રજાનો ખૂબ સત્કાર પામી રહી છે.

હિન્દ દુનીઆને દોરશે : હિન્દમાં વર્ષો સુધી ગામડામાં સમાજ સેવાનું કાર્ય કરી પાછાં ફરેલાં મીસીસ નોરાહ રીચાર્ડઝે વેલસોલના યુનીટેરીયન ચર્ચમાં ભાષણ કરતાં જણાવ્યું કે આજની વાસ્તવિક સંસ્કૃતિના અર્થમાં હિન્દ જ્યારે સુધરશે ત્યારે પૂર્વને નામે તે દુનીઆને દોરશે

બેગમ ફરૂખી : પ્રીવી કૌન્સિલની જ્યુડીશીયલ સમિતિ સમક્ષ હાજર થનાર પહેલાં જ હિન્દી સ્ત્રી બેરીસ્ટર છે.

સ્ત્રીઓના હકના ખાસ હિમાયતી પાર્લામેન્ટના મજુર પક્ષના સ્ત્રી સભ્ય ડૉ. એથલ બેન્ટહામ ગયા માસમાં અવસાન પામ્યાં છે

લંડનથી પેકીંગ : જાણીતી વિમાન-બાલા મીસ એમી જોનસન ગયા માસની તા. ૧ લી એ લંડનથી વિમાનમાં બર્લિન, વોરસો, મોસ્કો અને ઓમ્સ્ક થઇને પેકીંગ જવા ઉપડી હતી. પરંતુ વોરસોથી ૬૦ માઇલ ઉત્તરે તા. ૪ થીએ ઉતરવાની તેને ફરજ પડી હતી. તેનું વિમાન તૂટયું હતું. આથી તેણે આ સાહસ હાલ તરત માટે પડતું મૂકયું છે.

ધંધામાં નિષ્ફળતા : બ્રિટનમાં સ્ત્રી-ધંધાદારીઓ નિષ્ફળ થઇ રહી છે. ૧૯૨૯ ના વર્ષમાં નાદાર થનાર સ્ત્રી-ધંધાદારીઓની સંખ્યા વધી છે.

૧૯૨૮ માં આવી સંખ્યા ૪૮૪ ની હતી. તે ૧૯૨૯ માં ૫૦૨ ની થઇ છે.

**અમેરિકામાં સ્ત્રી-હોદ્દેદારો:** પાન પેસીફીક સ્ત્રી પરિષદે કરેલી આંકણી ઉપરથી માલમ પડયું છે કે હવાઇમાં સરકારી નોકરીમાં ૫૦ સ્ત્રીઓ છે. તેમાં મીસીસ જેવેટ એ હાઇડ યુનાઇટેડ સ્ટેટ્સમાં જકાતખાતાંના કલેક્ટરની પદવીએ આવનાર પહેલાંજ બહેન છે. બીજાં એક બહેન મીસીસ એલીઝાબેથ પોઇન્ટેસટર મદ્યનિષેધ ખાતામાં અગત્યનો હોદ્દો ધરાવે છે. મીસીસ ગુરી. ટી. લોમનસ, અને મીસીસ માર્ગરેટ ટકન ફેડરલ સર્વીસમાં છે. પ્રાદેશિક સરકારમાં પણ સ્ત્રીઓ સારા હોદ્દા ધરાવે છે. મીસીસ ઇ. સી. થોમસ ગવર્નરના ખાનગી મંત્રીને સ્થાને આવનારાં પહેલાંજ બહેન છે. મીસ એમ. હેસ્ટર લેમન તંદુરસ્તીખાતાંના રજીસ્ટ્રાર છે અને મીસ મે બેર તંદુરસ્તીમંડળનાં મંત્રી છે. મીસીસ ફેઇથ એક્ષટેલ અને મીસીસ હનાહ મેથ્યુઝ સર્વેયર ખાતામાં છે. મીસીસ સી. ડબલ્યુ. સ્વીટ્ઝ જેલ નિરીક્ષકોનાં મંડળમાં છે. ઔદ્યોગિક શાળાઓનાં મંડળમાં પણ ઘણાં બહેનો છે. ડેપ્યુટી એટર્ની જનરલ અને ડેપ્યુટી સીટી અને કન્ટ્રી એટર્નીને સ્થાને પણ બે બહેનો છે.

**સફળતા !** ન્યુયોર્કમાં દશ લાખ સ્ત્રીઓએ ૮ કરોડ ડૅાલરનું રોકાણ ક્લબ હાઉસોમાં કર્યું છે. આમાં તેઓને ઘણી સારી સફળતા મળી છે.

---

## હિન્દુ સ્ત્રીઓના વારસા હક્ક:

વડોદરા રાજ્યમાં હિન્દુ સ્ત્રીઓના વારસા હક્ક સંબંધી હિન્દુ કાયદામાં ફેરફાર સૂચવવા માટે ના૦ ગાયકવાડ નરેશે એક સમિતિ નીમી હતી. વધતી જતી સ્ત્રી કેળવણી સાથે સ્ત્રીઓના દરજ્જામાં ઘટતો ફેરફાર થવાની આવશ્યકતા સ્વીકારીને આ સમિતિ નીમાઇ હતી. આ સમિતિએ પોતાની ભલામણો રજુ કરતો હેવાલ પ્રકટ થયો છે. તેમાં સ્ત્રીને પુત્રી, પત્ની અને વિધવા હોય ત્યારે તેને કેવા પ્રકારના વારસા હક્ક મળવા જોઇએ તેની સૂચનાઓ કરી છે. પુત્રી તરીકે સ્ત્રીને પોતાના તેનુ લગ્ન થાય ત્યાં સુધી કુટુંબને ખર્ચે લગ્ન કરવાને જ અને નિભાવનો હક્ક હાલના કાયદા પ્રમાણે રહે છે. સમિતિ સમક્ષ પડેલી જુબાનીમાં પુત્રીને વધારે હક્ક આપવાનો વિરોધ કરનારાની સંખ્યા મોટી છે. એટલે નિભાવ અને લગ્ન ખર્ચના હાલના જ હક્કો રહેવા દેવાનું સમિતિને યોગ્ય લાગ્યું છે. લગ્ન થતાં તો સ્ત્રી પત્ની તરીકેના હક્કોની જવાબદારી પતિના કુટુંબ ઉપર રહે છે. પિતા પોતાની જીંદગી દરમ્યાન પોતાની પુત્રી તરફના પ્રેમને અંગે જોઇતું કરે છે અને પરણેલી પુત્રીને, તે વિધવા થાય તે વિના કાંઇ હક્કો આપવાની જરૂર નથી. વિધવા પુત્રી સંબંધમાં સમિતિની ભલામણ એવી છે કે વિધવા સ્ત્રી પોતાના પિતાના કુટુંબની આશ્રિત તરીકે રહે તો તેને પિતા અથવા વારસો કાઢી મૂકી શકે નહિ. અને પિતાની મિલકતમાંથી તેના નિભાવ અને રહેઠાણ મેળવવાનો તેને હક્ક રહેવો જોઇએ.

# સમસ્ત એશીયાની મહિલા પરિષદ્

**એશીયાના દેશોની લગ્નપ્રથા–પ્રજાનો ધ્વંસ કરતાં દારૂ અને અફીણ,–એશીયાની મજુર સ્ત્રીઓની સ્થિતિ–સ્ત્રી–ન્યાયાધીશો અને સ્ત્રી–જુરરોની જરૂર–પરિષદે પસાર કરેલા ઠરાવો.**

એશીયાની મહિલાઓ વચ્ચે સાંસ્કૃતિક સંબંધ જળવાઇ રહે એ હેતુથી બોલાવવામાં આવેલી સમસ્ત એશીયાની મહિલા પરિષદ લાહોરના ટાઉન હોલના ચોગાનમાં ખાસ બાંધેલાં મંડપમાં તા. ૧૯ મીથી તા. ૨૪ મી જાન્યુઆરી સુધી ભરવામાં આવી હતી. એશીઆના જુદા જુદા ૧૦ દેશોમાંથી પ્રતિનિધિ બહેનો પરિષદમાં હાજર રહેવા આવ્યાં હતાં.

**પ્રમુખસ્થાને શ્રીમતી સરોજિની નાયડુઃ**

સીલોન, બર્મા, જાપાન, જાવા, અફઘાનીસ્તાન વગેરે દેશોથી આવેલા પ્રતિનિધિઓની સભા તા. ૧૯ મીની સવારે મળી હતી. તેમાં શ્રીમતી સરોજિની નાયડુની પ્રમુખસ્થાને ચુંટણી થઇ હતી. શ્રીમતી સરોજિની નાયડુ યરવડા જેલમાં હોઇ તેમના ઉપર નીચેનો તાર કરવામાં આવ્યો હતોઃ—

એશીયાઇ પરિષદનાં પ્રમુખસ્થાને તમે સર્વાનુમતે ચુંટાયાં છો. કૃપા કરી સંદેશ મોકલશો. તમે અમારી સાથે ક્યારે જોડાઇ શકશો તે જણાવશો ”

શ્રીમતી સરોજિની નાયડુની ગેરહાજરીમાં પરિષદની જુદા જુદા દિવસની બેઠક માટે પ્રમુખોની વરણી નીચે પ્રમાણે થઇ હતીઃ—

તા. ૧૯ મી સોમવારઃ લેડી બંદનાઇક ( સીલોન )
તા. ૨૦ મી મંગળવારઃ મીસ ઓંગ, ( બર્મા )
તા. ૨૧ મી બુધવારઃ મેડમ હોશ ( જાપાન )
તા. ૨૨ મી ગુરૂવારઃ મીસ કમરૂદ્દીન (અફઘાનીસ્તાન)
તા. ૨૩ મી શુક્રવારઃ ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડ્ડી (હિન્દ)
તા. ૨૪ મી શનિવારઃ મીસીસ ફોજદાર ( ઇરાન )

**પરિષદની શરૂઆત**

સોમવાર તા. ૧૯ મીએ સાંજે ૪॥ વાગે ટાઉન હોલના ચોગાનમાં ખાસ ઉભા કરેલા મંડપમાં સમસ્ત એશીયાની મહિલા પરિષદની શરૂઆત થઇ હતી.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરનાં એક ગીતગાનથી પરિષદની શરૂઆત થઇ હતી.

કપૂરથાલાનાં ના. મહારાણીનું સ્વાગતનું વ્યાખ્યાન, તેમની ગેરહાજરીને પરિણામે તેમનાં પુત્રી મંડીનાં રાણી અમૃતકુંવરે વાંચ્યું હતું. એશીઆના પ્રતિનિધિઓને હૃદયસ્પર્શી સત્કાર અર્પતાં તેમણે એશીઆના જુદા જુદા દેશોના પ્રતિનિધિઓને એકત્ર કરવામાં મળેલી સફળતા માટે પરિષદને ઉત્તેજનારાઓને અભિનંદન આપ્યું હતું. સમક્ષ પરેલા ઉમદા આદર્શો અને તે આચારમાં મૂકવાની અત્યંત જરૂરીઆત તરફ તેમણે ખાસ ભાર મૂક્યો હતો.

મીસીસ હમીદઅલીએ પરિષદના પ્રમુખસ્થાને શ્રીમતી સરોજિની નાયડુને ચુંટવાનો પ્રતિનિધિઓનો નિર્ણય જાહેર કર્યો હતો.

સોમવારનાં અધિવેશનનું પ્રમુખસ્થાન લેડી બંદનાઇકે લીધું હતું.

મીસીસ ફરીદૂનજીએ કહ્યું કે પુરૂષોની પડખે રહીને કામ કરવાનો હક માંગવાનો સમય હિન્દી સ્ત્રીઓ માટે આવી ગયો છે. સીલોનમાં પુખ્તવયનાં સ્ત્રીપુરૂષો માટે મતાધિકાર મેળવવામાં મેળવેલા મહાન વિજય માટે તેમણે લેડી બંદનાઇકને અભિનંદન આપ્યું હતું.

રાણી લક્ષ્મીબાઇ રાજવાડેએ પંડિત મદનમોહન માલવીયા, શ્રીમતી સરલાદેવી, જેરૂસલમની યહુદી સ્ત્રીઓની સમાન હક સંસ્થા, ત્રાવણકોરના ના મહારાણી રીજન્ટ જીનેવાની સ્ત્રીઓના આંતરરાષ્ટ્રીય શાન્તિ અને સ્વતંત્રતા સંઘઃ એ. બી. એકેન્ડી, શ્રીમતી હંસા મહેતા, આંતર-

રાષ્ટ્રીય શાન્તિ અને સ્વતંત્રતાસંઘનો બ્રિટિશ વિભાગ, પ્રો. રાધાકૃષ્ણ, હિન્દ સેવકસમાજ, જાપાનની આંતરરાષ્ટ્રીય સંબંધો માટેની સમિતિ, ઇરાનની દેશભક્ત સ્ત્રીઓની એસોસીએશન વગેરે તરફથી પરિષદની સફળતા ઇચ્છતા આવેલા સંદેશા વાંચ્યા હતા.

બાદ તેમણે પરિષદનો ટુંકો ઇતિહાસ કહેતાં, એનું અસ્તિત્વ, એની પ્રેરણા કરનારા આદર્શો અને એણે કરેલી કાર્યસાધના પરત્વે ટુંક વિવેચન કર્યું હતું. આ વિચારનાં મૂળ ઉત્પાદક મીસીસ કઝીન્સને અભિનંદન આપી, એશીઆના દેશોએ પરિષદ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી, તે માટે ખુશી બતાવી હતી: જાપાન, બર્મા, અફઘાનીસ્તાન, સીલોન, અને ઇરાન (પર્શીયા)થી પરિષદ ૧૮ પ્રતિનિધિઓ મેળવી શકી છે. બીજા દેશો પણ ભવિષ્યમાં આનું અનુકરણ કરે એવી તેમણે આશા દર્શાવી હતી.

લેડી ખંદનાઇકે પોતાને પ્રમુખ ચુંટવા માટે આભાર માની જુદા જુદા દેશોના પ્રતિનિધિઓને એકત્ર કરવાનો પ્રયત્ન કરવા માટે હિન્દની સ્ત્રીઓને અભિનંદન આપ્યું હતું. પોતાના વિચારોની આપ લે કરવા અને પોતાના પ્રશ્નોની ચર્ચા કરવા માટે આ તકનો પૂરેપૂરો ઉપયોગ કરવા તેમણે પ્રતિનિધિઓને જણાવ્યું હતું.

જુદા જુદા દેશના પ્રતિનિધિઓએ પહેલાં પોતાની માતૃભાષામાં અને પછી અંગ્રેજીમાં પરિષદની સફળતા ઈચ્છી હતી.

ચીનના જનરલ (કવિ) લીયુ ખાન હોન અને પંજાબના ખેતીવાડી ખાતાના પ્રધાન સરદાર જોગેન્દ્રસિંહે પરિષદને ઉદ્‌બોધન કર્યું હતું. સરદાર જોગેન્દ્રસિંહે કહ્યું કે સ્ત્રી અને પુરૂષ લાંબી અને શ્રમભરી મુસાફરીએ નીકળ્યાં છે. પોતે સ્ત્રી અને પુરૂષ કહે છે તેનું કારણ એ છે કે જ્યાં સ્ત્રીઓ દોરે છે ત્યાં પુરૂષો તેને અનુસરે છે.

### શ્રીમતી સરલાદેવી ચૌધરાણીનો સંદેશ

સમસ્ત એશીઆની મહિલા પરિષદને શ્રીમતી સરલાદેવી ચૌધરાણીનો નીચેનો સંદેશ મળ્યો હતો:—

એશીઆના જુદા જુદા ભાગોમાંથી ભેગી મળેલી બહેનોને હું મારાં હાર્દિક અભિનંદન આપું છું અને ઇચ્છું છું કે પૂર્વનાં દરેક સંસ્કૃતિ કેન્દ્રના પ્રતિનિધિને પોતાનાં સ્વદેશ પાછાં ફરતાં પોતાના ચોક્કસ સંસ્કૃતિમય જીવનને પરિપોષવા અને અર્વાચીનવાદના ફરજીઆત પ્રવાહથી તે ઘસડાઇ ન જાય તે જોવામાં આ પરિષદ બળ આપે. વધુમાં હું આશા રાખું છું કે આપણે ચર્ચા કરવા માટે એકત્ર થયા કરીએ તેના કરતાં, પુનર્ઘટના કાજે આપણી શક્તિઓને સંગ્રહી રાખતાં આ પરિષદ આપણને શીખવે. એશીઆની મહિલાઓ એક બીજીને સમૃદ્ધ કરવા અને વધુ સારી રીતે સમજવા માટે એકત્ર મળવાની કોઈ નવી પદ્ધતિને ઉપજાવે. તેની બધીયે પ્રવૃત્તિમાં એશીઆના આત્માનું પ્રતિબિંબ ભલે પડે.

ડૉ. (મીસીસ) મુથુલક્ષ્મી રેડીએ પંજાબ તરફથી પ્રમુખનો આભાર માની પ્રતિનિધિઓને હૃદયભર્યો આવકાર આપ્યો હતો અને તેમણે એવી આશા દર્શાવી હતી કે સૌ કોઇ પોતપોતાને દેશ માનવતા અને એકલાં હિન્દ કે એશીયાજ નહિ, પણ આખા વિશ્વને, સમજવાનો આદેશ લેતાં જાય.

લેડી ખંદનાઇકે મીસીસ કઝીન્સ અને બીજાઓને અભિનંદન આપતાં પહેલી બેઠક પૂરી થઇ હતી.

### એશિઆના દેશોની લગ્નપ્રથા

બીજા દિવસની બેઠક તા. ૨૦-મીએ મીસ મી ઓંગ (બર્મા) નાં પ્રમુખપદે મળી હતી. બર્માનાં એક પ્રતિનિધિ મીસ દવાહ ટા એ પ્રમુખ બહેનનો પરિચય કરાવતાં કહ્યું કે તેઓ બર્માનાં એક સારામાં સારાં સામાજીક કાર્યકર્તા છે.

મીસ મી ઓંગે કહ્યું કે હિન્દી સ્ત્રીઓનું આમંત્રણ બર્માએ સ્વીકાર્યું તેનું કારણ એ છે કે હિન્દની સ્ત્રીઓ જે કાર્યનો આરંભ કરે છે તે અપૂર્વ સફળતા પામે છે એવી ચોક્કસ માન્યતાને આભારી છે

ડૉ. મીસીસ મુથુલક્ષ્મીએ ગૌરવવંતા પ્રાચીન કાળની સંયુક્ત કુટુંબની પ્રથાની યાદ આપી જણાવ્યું કે તે કાળમાં પિતા એ કુટુંબનો

વડો ગણાતો છતાં માતાનું દેવી તરીકે સન્માન થતું. પશ્ચિમની સંસ્કૃતિના આગમન અને સંયુક્ત કુટુંબની પ્રથાના અંત સાથે વૃદ્ધ પિતા માતા અને નાનાં બાળકોની યોગ્ય સંભાળ લેવાની નથી અને તેથી તેઓ કેટલીક વખત મહોલ્લાઓમાં ભીખ માંગતા માલુમ પડે છે

**મીસીસ હમીદઅલીએ** મુસ્લીમ રીત રિવાજો ઉપર બોલતાં મુસ્લીમ સ્ત્રીઓ તરફ ખરાબ વર્તન થાય છે એ આક્ષેપનો તેમણે ઇન્કાર કર્યો. અને કહ્યું કે પશ્ચિમના દેશોની માફક પુરૂષો બહાર ફરતા ફરે છે અને તેઓનાં ઘર વગેરેની વ્યવસ્થા સ્ત્રીઓજ કરે છે. કુરાનમાં અનેક પત્નીની છૂટ હોવાનો ઇન્કાર કરી તેમણે જણાવ્યું કે વારસાહક્ક સંબંધના શરીયતના કાનૂનો સર્વોત્તમ છે. મુસ્લીમ સ્ત્રીઓ સખાવતો વિગેરે દ્વારા પોતાના પૂર્વજો ને લગતી ક્રિયા કરે છે. એશીઆના રિતરિવાજોમાં એટલી બધી સમાનતા છે કે આપણે બધાં એકજ કુટુંબના છીએ અને એકજ કુટુંબમાંથી આવ્યાં હોઇએ એમ લાગે છે.

### મુસ્લીમ સ્ત્રીઓના ત્રણ હક્કો

**લેડી અબ્દુલ કાદીરે** મુસ્લીમ સ્ત્રીઓને ઇસ્લામે આપેલા ત્રણ મહાન હક્કોને ઉલ્લેખતાં જણાવ્યું કે ઇસ્લામી સ્ત્રીઓ પોતે પતિ પસંદ કરી શકે છે, જો તેઓને સગીર વયમાં પરણાવી હોય તો તેઓ પુખ્ત વયની થતાં લગ્નભંગ કરી શકે છે અને તેઓને વારસા હક્ક છે હિન્દમાં આ હક્કો આચારમાં નથી મૂકાતા તે દિલગિરિ થવા જેવું છે. મુસ્લીમ સ્ત્રીઓએ આ હક્કો મેળવવા માટે ચળવળ કરવી જોઇએ.

### મલબારની સ્ત્રીઓના હક્કો

**મીસીસ સ્વામીનાથને (મલબાર)** પોતાના વિભાગની સ્ત્રીઓ સંબંધમાં જણાવ્યું કે તેઓ મિલકત ઉપર સંપૂર્ણ હક્ક ધરાવે છે અને પુરૂષોથી વધારે તો નહિ પણ પુરૂષોના જેટલીજ સ્વતંત્રતા ધરાવે છે. તેઓની કુટુંબપ્રથામાં દાદી, અથવા માતા અને બાળકોનો સમાવેશ થાય છે અને પતિ બાળકોનો પિતા હોવા છતાં, તેને કુટુંબમાં કાંઇ હક્ક નથી. ત્યાં કાયદેસર સ્ત્રી એટલે સર્વસ્વ છે. પરંતુ કમભાગ્યે પશ્ચિમના સુધારા મલબારમાં પણ ઘર કરી રહ્યા છે. મલબારમાં સ્ત્રીઓને પુરૂષો કરતાં હમેશાં પ્રથમ સ્થાન મળે છે. સ્ત્રી અને પુરૂષ બન્નેને ઇચ્છા થાય તે વખતે છૂટા પડવાનો સરખો હક્ક છે. પતિએ હમેશાં પત્નીને મળવા માટે પત્નીને ઘેર જવું પડે છે. કોઇપણ છોકરીને પોતાના પતિનું ઘર પણ જોવા જવા દેવામાં આવતી નથી. બાળકો હમેશાં માતાનાં નામ ઉપર જ કૌટુમ્બીક નામ ધારણ કરે છે. છોકરાં પૂર્વજો માટે ક્રિયાઓ કરે છે પરંતુ તે પિતા કે દાદાઓ માટે નહિ પણ મામાઓ, કે એવા માતૃપક્ષનાં સગાંઓ માટે કરે છે. ખરી રીતે કહીએ તો દુનીયામાં સ્ત્રીઓ જે હક્કો મેળવવા માટે લડે છે તે બધાય હક્કો અને સ્વતંત્રતા કાયદેસર મલબારની સ્ત્રીઓને મળેલાં છે.

### બર્માની સ્વતંત્ર સ્ત્રી

**મીસીસી મા ઞ્યા સ્વે ( બર્મા )** એ જણાવ્યું કે બર્માની સ્ત્રીઓને સમાન હક્કો છે, બર્માની સ્ત્રીઓ ઘર દીવડો નથી પરંતુ તેઓ ઘણું ખરૂં પોતાના પતિઓથી આર્થિક રીતે સ્વતંત્ર છે. બર્મામાં લગ્ન એ ધાર્મિક ક્રિયા નથી. અને તેમાં ધર્મગુરૂને તો કાંઇજ સ્થાન નથી. ખરૂં કહીએ તો લગ્ન માટે કાંઇ ક્રિયાની જરૂર નથી. કોઇપણ સ્ત્રી કે પુરૂષ એમ કરવા ઇચ્છતાં હોય તેઓ જાહેર રીતે પતિ અને પત્ની તરીકે રહેવા માંડે. કોઈ પણ સગીર વા ગાંડો માણસ લગ્નમાં સંમતિ આપી શકે નહિ. પતિ અને પત્ની વચ્ચે અનુક્રમે ૩ કે ૧ વર્ષ સુધી કાંઇ વ્યવહાર ન રહે તો તેઓ પરસ્પર સંમતિથી છૂટાછેડા કરી શકે છે.

### સીલોનમાં લગ્ન એટલે દિવાની કરાર

**મીસીસ હાંના ફૂને ( સીલોન )** પશ્ચિમની સંસ્કૃતિનો વિરોધ કરતાં કહ્યું કે તેથી છૂટાછેડા વધ્યા છે; પતિ અને પત્ની વચ્ચે ભેદભાવ ઉત્પન્ન થયો છે અને સ્ત્રીઓ માતૃત્વની જવાબદારી લેવામાં બેદરકાર બની છે

સીલોનનાં એક બીજાં પ્રતિનિધિ **મીસીસ આર એસ. એસ ગવરહાના** એ કહ્યું કે તેઓના રીતરીવાજો હિન્દુઓના રીત રીવાજને ઘણા મળતા આવે છે અને તેઓ માતાઓને અને ભગવાન બુદ્ધને સરખુંજ માન આપે છે. તેઓના દેશમાં લગ્ન એ દિવાની કરાર લેખાય છે અને પરણ્યા પછી પણ સ્ત્રીઓ પોતાના નામ રાખી શકે છે.

ઇરાનના પ્રતિનિધિ મીસીસ ફેરોઝદારે કહ્યું કે મુસ્લીમ, ઝોરાસ્ટ્રીયન કે બહાઇ ઇરાનીઓ કોઇ પણ કોમની છોકરીઓની સંમતિ લગ્ન માટે જરૂરની છે ઈરાનમાં બાલલગ્નની પ્રથાનો પણ અંત આવતો જાય છે. અને હવે ઇરાનમાં છોકરીઓને ૧૮ થી ૨૦ વર્ષની વયે પરણાવવામાં આવે છે. ઇરાની છોકરીઓને શીરીયતના કાનૂનો પ્રમાણે વારસા હક્કનો લાભ મળે છે. ઇરાનમાં સ્ત્રીઓ રાંધવા કરવાનું ગૃહ કાર્ય કરે છે અને પોતાને જોઇતું કાપડ જાતે જ વણી લીએ છે.

અફઘાનીસ્તાનનાં પ્રતિનિધી **મીસ કમલુદ્દીને** કહ્યું કે અમારા દેશમાં બાલગ્ન ભાગ્યેજ થાય છે અને આજે ૧૮ કે ૧૯ વર્ષની છોકરીઓનું લગ્ન થઇ શકે છે પરંતુ ૫૦ વર્ષ પહેલાં તો લગ્ન માટેની વય ૩૦ વર્ષની ગણાતી હતી. અફઘાનીસ્તાનની સ્ત્રીઓને શરીઅતના કાનૂનોનો પણ લાભ મળે છે.

**મેડમ હોશી** ( જાપાન ) એ પોતાની માતૃભાષામાં જણાવ્યું કે જાપાનમાં છોકરીઓ પોતે જ અથવા તેમનાં મા બાપ તેઓ ૧૩ થી ૨૦ વર્ષની વયની હોય તે દરમ્યાન તેઓનાં લગ્નની વ્યવસ્થા કરે છે. કુટુંબ પ્રથા સંબંધમાં તેમણે જણાવ્યું કે માત્ર સૌથી મોટો પુત્ર જ કુટુંબ સાથે રહે છે. તેના વિનાના બીજા બધાયે પોત પોતાનાં ઘર જુદાં માંડી લેવાં પડે છે.

રાણી લક્ષ્મીબાઇ રાજવાડે એ હિન્દમાં ચાલુ રહેલી જુદી જુદી પ્રાચીન અને અર્વાચીન લગ્ન પ્રથાઓનું વિગતવાર બ્યાન કર્યું હતું.

મીસ ફીરોઝુદ્દીને જણાવ્યું કે ઇસ્લામમાં સ્ત્રીઓને ઉંચામાં ઉચુ સ્થાન આપવામાં આવેલું છે. ઇસ્લામમાં બાલલગ્ન નથી. ઇસ્લામના વારસા હક્ક દુનીયામાં સૌથી વધુ સારા છે અને ઇસ્લામી સ્ત્રીઓને છૂટા છેડા કરવાનો અધિકાર છે.

એક પારસી બહેને હિન્દના પારસીઓના રીત રીવાજોનું બ્યાન કર્યું હતું.

**પ્રજાનો ધ્વંસ કરતાં દારૂ અને અફીણ**

પરિષદની ત્રીજી બેઠક તા. ૨૧ મી ને બુધવારે જાપાનનાં મેડમ હોશીનાં પ્રમુખસ્થાને મળી હતી.

મેડમ હોશી હાલમાંજ હિન્દ આવ્યાં છે. તેઓ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનાં શાન્તિનિકેતનમાં સંસ્કૃતનો અભ્યાસ કરે છે. જાપાનમાં પણ તેઓ સંસ્કૃતનો અભ્યાસ તો કરી શકત પણ હિન્દમાં તેઓ હિન્દી સ્ત્રીત્વનો સંપૂર્ણ અભ્યાસ કરવા ઇચ્છે છે.

બર્માનાં એક પ્રતિનિધિ મીસ મી ઓંગે કહ્યું કે અમારા ધર્મમાં અફીણ અને બીજા કેફી પદાર્થોનો પ્રતિબંધ હોવા છતાં અને બ્રિટિશના આગમન પહેલાં બર્મામાં એવા પદાર્થો થતા કે વેચાતા ન હોવા છતાં, હવે એ માટે છૂટથી પરવાના અપાય છે. માત્ર ચીનાઓનેજ તે ખરીદવા દેવામાં આવે છે છતાં બર્મીઝો એ સહેલાઇથી મેળવી શકે છે.

મીસ કુરે (સીલોન) જણાવ્યું કે કોલમ્બોમાં બાલમરણ સંબંધમાં કાંઇક કામ થયું છે અને બીજે સ્થાને પણ તેની વ્યવસ્થા થઇ રહી છે. મોટાં શહેરોમાં સરકારી સુવાવડખાનાં હોવા છતાં ગામડાંના લોકોને દાકતરી રાહત મળી શકતી નથી. ગરીબાઇ, અનારોગ્યભરી સ્થિતિ અને અયોગ્ય ખોરાકને અંગે સીલોનમાં બાલમરણનું પ્રમાણ ઘણું મોટું છે. પાસ થયેલી દાયણો રાખવાથી હવે જરા આ પ્રમાણ ઓછું થતું જાય છે.

ડૉ. મુથુલક્ષ્મી રેડીએ હિન્દ માટે જણાવ્યું કે હિન્દમાં ૭૦ લાખ લોકો અટકાવી શકાય એવા રોગોથી મરણ પામે છે. અને ૨૦ ટકા નાદુરસ્ત તબીયતને અંગે અશક્ત બને છે ૧૦૦ બાલ જન્મે ૫૦ કાં તો મરે છે અથવા પુખ્તવય પ્રાપ્ત કરતાં પહેલાં અપંગ બને છે ૫૬૦૦૦ માણસો દિઠ માત્ર એકજ હસ્પિતાલ છે અને રેડ ક્રોસ સોસાયટી અને બીજી સંસ્થાઓ પોતાથી બની શકે તેટલું બધુંય કરે છે છતાં હજી ખીલવણી કરવાને ઘણો મોટો અવકાશ છે.

રાણી લક્ષ્મીબાઇ રાજવાડે એ કહ્યું કે હિન્દ બીજા કોઇ પણ દેશ કરતાં અને દુનીયાની દાક્તરી જરૂરીયાતને જરૂરનું હોય તેના કરતાં પાંચ ઘણું વધારે અફીણ ઉત્પન્ન કરે છે. અને એમાંનું અધી અર્ધ હિન્દમાંજ ખપી પણ જાય છે. દારૂ અને અફીણની દુકાનોના પરવાના સામે જાહેર પ્રજામત કેળવવાની જરૂર છે અને સરકાર પાસે પ્રતિબંધક કાયદો કરાવવાની જરૂર છે. પ્રજાની શારીરિક અને નૈતિક અધોગતિથી ઉત્પન્ન થતું મહેસુલ સરકારે ન લેવું જોઇએ.

ઇરાનનાં મીસ મુસ્તફાખાને કહ્યું કે અમારા શાહ શારીરીક આરોગ્ય માટે દાક્તરી તાલીમ લેવા વિદ્યાર્થીઓને અમેરિકા ફ્રાન્સ અને જર્મની મોકલે છે. અફઘાનીસ્તાનનાં પ્રતિનિધિ મીસ કમલુદીને કહ્યું કે અમીર નાદીરશાહ પ્રજાનાં આરોગ્ય તરફ ધ્યાન આપી રહ્યા છે અને તેમણે સ્ત્રીઓ માટે હૉસ્પિતાલ પણ ખોલી છે.

મીસ સેન ગુપ્તાએ સરકાર દેશનાં આરોગ્ય પાછળ પોતાની મહેસુલને માત્ર એકજ ટકો વાપરે છે અને અફીણ અને દારૂના વેપારમાંથી મહેસુલ મેળવે છે તે માટે દિલગિરિ દર્શાવી હતી.

ડૉ. મુથુલક્ષ્મીએ જણાવ્યું કે સરકાર પાસે આપણે બધી આશા તો ન રાખીએ પણ તેણે આપણુને કેળવણી અને આરોગ્ય સંબંધી વ્યવસ્થા તો આપવી જ જોઇએ. જો તે એમ ન કરી શકતી હોય તો તેણે આપણી બાબતો આપણુને સંભાળવા દેવી જોઇએ.

ડૉ. ( મીસીસ ) શેયે લાહોરમાં અનારોગ્ય ભરી સ્થિતિવાળાં ઘરો હોવા માટે દિલગિરિ દર્શાવી બાલકોને રમવા માટેનાં ચોગાન અને ચોખ્ખી હવા મળે એવી રીતે મકાનો બાંધવા સૂચના કરી હતી

૫૫૦૦૦ ખ્રિસ્તિ સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ ધરાવતાં મીસ માયા દાસે કહ્યું કે હિન્દમાં જ નહિ પણ આખાં એશીઆમાં વૈજ્ઞાનિક મદ્યનિષેધની સૂચનાઓ આપવાની જરૂરીઆત છે.

ન્યુઝીલેન્ડથી પ્રેક્ષક તરીકે આવેલાં મીસ રોબર્ટસને ભવિષ્યની માતાઓ અને બાલકોને યોગ્ય ખોરાક મળે તેની અને ચોકખાઇની અગત્ય દર્શાવી હતી.

### એશીયાના મજુરોની સ્થિતિ

પરિષદની ચોથી બેઠક તા. ૨૨ મીને ગુરૂવારે અફઘાનીસ્તાનનાં મીસ કમલુદીનનાં પ્રમુખપદે મળી હતી. તેમણે કહ્યું કે મજુર સુધારામાં યુરોપ ઘણું આગળ વધી ગયું છે. એશીઆ સામાન્ય રીતે અને હિન્દ ખાસ કરીને આ બાબતમાં પછાત છે.

ઇરાનના બેગમ મૌલાબક્ષે ઇરવામમાં સ્ત્રીઓના હક્કો ઉપર નિબંધ વાંચતાં જણાવ્યું કે અમારા દેશમાં સ્ત્રીઓ પડદા વિના મહોલ્લામાં જઇ શકે છે, સભાઓ ભોલાવી શકે છે અને જાહેર પ્રવૃત્તિમાં સારો ભાગ લઇ શકે છે.

મીસ મે એંગે શાહી મજુર કમીશન સમક્ષ બર્માની ધારાસભાએ જે યાદી રજુ કરેલી, તેમાંથી ફકરાઓ વાંચી જણાવ્યું હતું કે અમારા દેશમાં હજી મજુરોનો પ્રશ્ન ઉત્પન્ન નથી થયો. કામ કાંઇ બહુ સખ્ત નથી; અને પગાર બહુ ઉડાઉ પણ નથી તેમ બહુ ઓછા પણ નથી અમારા દેશમાં સ્ત્રી એ કુટુંબની વડી છે અને કેટલીકવાર તો કુટુંબનો આધાર પણ તેના ઉપરજ છે. બાળકોની મજુરીનો સખ્ત પ્રતિબંધ થવાની જરૂર તેમણે દર્શાવી હતી.

મીસીસ ડી મેલ્હો ( સીલોન ) એ જણાવ્યું કે મુડીવાદીઓ અને મજુરોએ પરસ્પરનાં કલ્યાણમાં ફાળો આપવો જોઇએ.

ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડીએ જણાવ્યું કે હિન્દમાં ૩૦ લાખ સ્ત્રી મજુરો છે. હજી સુધી મજુરો વ્યવસ્થિત થયા નથી. તેમના પગાર ઓછા છે તેમની રહેવાની જગા અસંતોષકારક છે. માંદા પડે તે માટેના વિમાની કાંઇ વ્યવસ્થા નથી. બાલકો માટે ઘોડીયાં અને બીજી સરળતા ઘણી ઓછી મીલોમાં પૂરી પડે છે ગર્ભવંતી સ્ત્રીઓને ૮ માસ સુધી કામ ઉપર જવા દેવામાં આવે છે. અને કારખાનાંઓનો કાયદો અહીં કાગળીયાં ઉપર જ રહે છે. મજુરોનું આવું શોષણ થતું અટકાવવા માટે મજુર સંઘો અને સામાજીક કાર્યકરોની વધુ જરૂર છે.

શ્રીમતી ડૉ. ગુર્જેર વિલ્સને જણાવ્યું કે કેટલાંક કારખાનાંઓમાં સ્ત્રીઓને ઘણું ખરાબ કામ સોંપવામાં આવે છે. અજ્ઞાનને અભાવે કામદારો; કામદારોને રાહત આપનારા કાયદાનો લાભ લઇ શકતા નથી. મજુરો માટે માંદગીના વિમાની અત્યંત આવશ્યકતા છે. આ માટે પ્રજામત કેળવવાની તેમણે માગણી કરી હતી.

મીસ કેમ્પબેલે કારખાનામાં કામ કરતાં નાનાં બાલકોનાં જીવનનું તાદૃશ વર્ણન કરી જણાવ્યું હતું કે તેઓને પેટનો ખાડો પૂરવા માટે સૂરજ ઉગે ત્યારથી તે આથમે ત્યાં સુધી કામ કરવું પડે છે.

મીસીસ હાકમે જણાવ્યું કે કારખાનામાં કામ કરતાં સ્ત્રી બાળકો પ્રત્યે મુડીવાદીઓનાં વર્તાવની સરકારે જાહેર તપાસ કરાવવી જોઇએ. કારખાનાંઓની મુલાકાત લઈ મજુરોનાં પ્રશ્નોમાં રસ લીએ એવા સામાજીક કાર્યકર્તાઓની જરૂર પણ તેમણે બતાવી હતી.

મીસીસ કઝીન્સે કહ્યું કે મજુરી ને કારખાનાં સાથે સરખાવાની જરૂર નથી. એશીઆ એ મુખ્યત્વે ખેતીવાડી પ્રધાન પ્રદેશ છે. તેમણે મજુરીનાં કાર્યની કઠોરતા અને સુંદર લલિતકળાની પ્રભુતાની સરખામણી કરી હતી. એશીઆના હુન્નરની તેમણે ઉંડી પ્રશંસા કરી કહ્યુ કે એ મેળવવા માટે બધા દેશો એક બીજા સાથે હરિફાઇ કરી રહ્યા છે.

મીસીસ હમીદઅલીએ આભાર માન્યો હતો.

## સ્ત્રી ન્યાયાધીશોની જરૂર.

પરિષદની પાંચમી બેઠક તા. ૨૩ મીને શુક્રવારે મીસીસ હમીદઅલીનાં પ્રમુખપદે મળી હતી. તે વખતે 'સ્ત્રીઓ અને સરકાર' એ વિષય ઉપર પ્રતિનિધિ બહેનોએ ભાષણો કર્યાં હતાં.

લેડી બંદનાઇકે દિલગિરિ દર્શાવી કે આપણી પ્રાચીન સંસ્કૃત પ્રથાને સ્થાને વિદેશી પ્રથા આવતી જાય છે પરંતુ આખરે આપણે જાગ્યાં છીએ. જીવનનાં દરેકે દરેક ક્ષેત્રમાં સ્ત્રીઓ શિખરે પહોંચ્યાના દાખલા આપી તેમણે જણાવ્યું કે સ્ત્રીઓ પુરૂષોથી કોઇ પણ રીતે ઉતરતી નથી. સીલોનમાં સ્ત્રીઓને મતાધિકાર પણ મળ્યો છે પરંતુ ગામડીઆઓ નથી આની પ્રસંશા કરી શકતા કે નથી એનો ઉપયોગ કરી શકતા.

મીસીસ ગુણસેખરે જે એક સ્ત્રી વિદેશીને પરણે તો તેના હકો પર કાયદેસર થતી વિરૂદ્ધ અસર દર્શાવી હતી અને આખી દુનીઆમાં સ્ત્રીઓનો સમાન રાષ્ટ્રવાદ રાખવાની જરૂરીઆત જણાવી હતી.

માંડલેનાં મીસ દાન્હ ટા એ જણાવ્યું કે બર્મામાં સ્ત્રી મ્યુનિસિપલ કમીશનરો ઘણી છે; મ્યુનિસિપલ શાળાઓમાં શિક્ષિકાઓ, નિરીક્ષિકાઓ, વકીલો, ઓનરરી મેજીસ્ટ્રેટો પણ ઘણા છે. અને આવતી ચુંટણીમાં ધારાસભામાં પણ સ્ત્રીઓ આવે એવો સંભવ છે. છતાં સ્ત્રીઓના મુકદ્દમાઓની તપાસ ચલાવવા માટે સ્ત્રી ન્યાયાધીશો કે જુરરો નથી એ દિલગિરિ ભર્યું છે કુટણખાના વગેરેમાંથી છોકરીઓને મુક્ત કરવા માટે સ્ત્રી પોલીસ પણ નથી. આ દિશામાં ચળવળ કરવાની જરૂર છે.

મીસ લઝીએ આંતરલગ્નથી સ્ત્રી બાળકો સંબંધમાં ઉપજતી રાષ્ટ્રવાદની અરાજકતાની ગુંચવણો જણાવી સમાન રાષ્ટ્રવાદ હોવાની ભલામણ કરી હતી.

ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડીએ હિન્દી સ્ત્રીઓના મતાધિકારનો ઇતિહાસ કહેતાં જણાવ્યું કે મદ્રાસમાં હિન્દની સ્ત્રીઓને પહેલો મતાધિકાર મળ્યો એ પણ કહેતાં આનંદ થાય છે કે હિન્દમાં ઘણી સ્ત્રી ઓનરરી મેજીસ્ટ્રેટો, ધારાશાસ્ત્રીઓ વગેરે છે. સ્ત્રી જુરો અને સ્ત્રી ન્યાયાધીશોની જરૂર હોવાના મીસ દાન્હ ટાના મત સાથે તેમણે સંમતિ દર્શાવી હતી. તેમણે જણાવ્યું હતું કે દેશ પોતાનાંજ ધોરણે પૂરેપૂરો ખીલી શકે તે માટે સંપૂર્ણ જવાબદાર સરકારની ખાસ જરૂર છે.

મીસીસ ઇટાન્ગા કુને (સીલોન) સીલોનનો સ્ત્રીમતાધિકારનો ઇતિહાસ આલેખી તેનો બરોબર ઉપયોગ થતો ન હોવાથી દિલગિરિ દર્શાવી હતી.

મીસીસ ફ્રોઝદારે (ઇરાન) જણાવ્યું કે પોતાના દેશનો મુસ્લીમ વિભાગ બહુમતે અજ્ઞાનતામાં સડી રહ્યો છે અને તેથી તેઓમાં લગ્નના પણ હાસ્યપાત્ર રિવાજો ચાલી રહ્યા છે. સ્ત્રીને મિલ્કતમાં કાંઇ પણ ભાગ નથી મળતો એટલુંજ નહિ પણ છુટાછેડા મળતાં બાળકો ઉપર પણ તેઓનો કાંઇ હક્ક રહેતો નથી. ઇરાન સરકાર ખાસ શિષ્યવૃત્તિઓ આપી બીજા દેશોમાં છોકરાઓને કેળવણી લેવા મોકલે છે પણ છોકરીઓ માટે આવી કાંઇ વ્યવસ્થા કરતી નથી.

મીસીસ ફરીદુનજીએ કહ્યુ કે પરિણિત સ્ત્રીઓને મતાધિકારની બાબતમાં તો ગેરલાભજ છે કારણ કે મિલ્કત તેઓના પતિઓને નામે રજીસ્ટર્ડ થતી હોઇ ઘણી ઓછી સ્ત્રીઓ મત આપી શકે છે.

મીસ મે ઓંગ (બર્મા) મિશ્રલગ્નથી ઉભી થતી ગુંચવણો જણાવી હતી.

મીસીસ કઝીન્સે જાપાન સંબંધી જણાવ્યું કે ત્યાં ૯૫ ટકા વર્ગ ભણેલો હોવા છતા જાપાનની સ્ત્રીઓને રાજકીય સભામાં ભાગ લેવાની કાયદાથી બંધી થયેલી હતી. જાપાનની સ્ત્રીઓને હજી સુધી મતાધિકાર નથી.

જાવાના પ્રેક્ષક મીસ સીનાર્યંતીએ જણાવ્યું કે અમારા દેશની સ્ત્રીઓને મતાધિકાર નથી તેમજ ધારાસભાઓમાં બેસવાની પણ છૂટ નથી.

મીસ રાજપક્ષે આંતરરાષ્ટ્રીય સહકારની અગત્ય દર્શાવી હતી.

ડૉ. મુથુ લક્ષ્મીરેડ્ડીએ જણાવ્યું કે આપણે આપણા યોદ્ધાઓ કરતાં પયગમ્બરોને વધુ અગત્ય આપી રહ્યા છીએ એ વિશ્વશાન્તિ માટે ઘણું લાભકારક છે, મહાત્મા ગાંધી અને ડૉ. ટાગોર આપણે સવ એક મહાન માનવતામાં છીએ એવું જણાવીને મહાન સેવા બજાવી રહ્યા છીએ.

મીસીસ કઝીન્સે એશીઆઇ પ્રતિનિધિઓને મહાત્મા ગાંધીજીના ચરખાનાં ભરત કામ વાળી શુદ્ધ ખાદીની સુંદર થેલીઓ ભેટ આપી હતી.

### પરિષદે પસાર કરેલા ઠરાવો.

શનિવારે બપોર પછી પરિષદની બેઠક સંપૂર્ણ થઇ છે. પરિષદે કેળવણી, ધર્મ, કેફી પદાર્થો, મદ્યનિષેધ, તંદુરસ્તી, સંસ્કૃતિ, સ્ત્રીપુરૂષોના સમાન દરજ્જા, બાલકોના હક્કો, પોતાના વિચારો પ્રમાણે ચાલવાની છૂટ, વિશ્વશાન્તિ, સ્ત્રી બાલકોના વેપારની અટકાયત અને મજુરને લગતી બાબતો ઉપર ૧૧ ઠરાવો કર્યાં છે.

પહેલો ઠરાવ એશીઆના તમામ છોકરા છોકરી માટે મફત ફરજીયાત કેળવણીની વિનતિ કરે છે. બીજો ઠરાવ એવો છે કે જુદી જુદી કોમો વચ્ચે ધાર્મિક છૂટાપણું, પ્રેમ અને સંપનો જુસ્સો ચાલુ રહે તે માટે શાળાઓમાં મહાન ધાર્મિક નેતાઓનાં જીવન અને ઉપદેશનું શિક્ષણ આપવામાં આવે અને કોલેજોના અભ્યાસક્રમમાં વિશ્વ ધર્મનો અભ્યાસ રાખવામાં આવે. ત્રીજો ઠરાવ એવી ભલામણ કરે છે કે દારૂ, અફીણ અને બીજા કેફી પદાર્થોનાં ઉત્પન્ન સામે પ્રતિબંધ અને મર્યાદા મૂકવાની અને વિદ્યાર્થીઓમાં દારૂ વિરૂદ્ધ પ્રચાર કાર્ય કરવું. ચોથો ઠરાવ જાપાન સિવાયના એશીઆના બીજા દેશોને તંદુરસ્તીને લગતી યોજનાઓ અને પૂર્વમાં ખાસ પ્રચારમાં હોય એવા રોગો અટકાવવા માટે સંશોધન સંસ્થાઓ, તેમજ અર્વાચીન વિજ્ઞાનને અનુસરીને સ્વદેશી દવાઓના ઉદ્યોગને ખીલવવામાં પૈસા ખર્ચવાની ભલામણ કરે છે.

### અનેક પત્ની રાખવાનો રિવાજ

પાંચમો ઠરાવ ઉચ્ચ આધ્યાત્મિક ભાન જાળવી રાખવાની જરૂરીઆત પર ભાર મૂકી, આશા રાખે છે કે એશીયાની સ્ત્રીઓ અર્વાચીન યુગના જડવાદથી દોરવાઇ ન જતાં એ ઉચ્ચ ધોરણ જાળવી રાખે.

૬ ઠો ઠરાવ અનેક પત્ની રાખવાનો રીવાજ નાબુદ કરવાની અને બાલકોનાં વાલીપદ, મિલ્કત, છૂટા છેડાના હક્ક, પુખ્ત વયના સર્વને મતાધિકાર અને પરિણિત સ્ત્રીઓના રાષ્ટ્રવાદ સંબંધમાં સરખા હક્કો આપવાની વિનતિ કરે છે.

૭ મો ઠરાવ અનુકૂળ થઇ પડે એવા બાળકો માટેનો કાયદો ઘડવા અને બાલલગ્નની બદીનો નાશ કરવા વિનતિ કરે છે.

ઠરાવ ૮ મોઃ માનવજાતિનું સમીકરણ સમૃદ્ધ કરવા માટે દરેક દેશની દરેક વ્યક્તિને પોતાના વિચારો પ્રમાણે વર્તવાની નિર્બંધ છૂટ હોવી જોઇએ. તેથી આ પરિષદ એમ માને છે કે દરેક દેશને સંપૂર્ણ જવાબદાર સરકાર હોવીજ જોઇએ.

નવમો ઠરાવ પ્રજાસંઘને ખરાં અંતઃકરણથી અનુમોદન આપે છે અને સંઘ માટે વ્યક્તિગત વા સમૂહબદ્ધ બને તે બધુંય કરવા સ્ત્રીઓને વિનતિ કરે છે.

૧૦ મો ઠરાવ કૂટણખાનાં નાબૂદ કરવાની અને સંમતિવય ૧૮ વર્ષની કરવાની વિનતિ કરે છે.

છેલ્લો અને ૧૧ મો ઠરાવ સ્ત્રીઓના કામ કરવાના કલાક, પગાર. અને તેમની માંદગી, અકસ્માત, વૃદ્ધાવસ્થા, માતૃત્વના લાભ, રહેઠાણ, દાકતરી મદદ વગેરે માટે યોગ્ય પ્રબંધ કરવા માટે કાયદો ઘડવાની માંગણી કરે છે.

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

**વર્ષ (૧૯૩૦) ની પ્રવૃત્તિનું ટૂંકું અવલોકન, ચાલુ ચળવળમાં સ્ત્રીઓએ ભજવેલા ભાગનો ઉલ્લેખ કર્યા વિના, પૂરું કરી શકાય નહિ. કુદરતી રીત શરમાળ, વિનયી અને જાહેરજીવનથી અપરિચિત હોવા છતાં, મહાત્માજીના સંદેશ તેઓ ઉપર વિજળીના ચમકારા જેવી અસર કરી છે અને દેશની મુક્તિ કાજે પોતાના પતિ અને પુત્રની પડખે રહી તે લડી રહી છે. આ દેશના ઇતિહાસમાં કટોકટીને સમયે સ્ત્રીઓએ યાહોમ જંપલાવ્યાના ઘણા બનાવો મળી આવશે; પરંતુ આ બનાવ અપૂર્વ છે આજે ચાલી રહેલી ચળવળ ખરેખર આશ્ચર્યકારક છે. કારણ કે સ્ત્રી-હિન્દુ, પારસી કે મુસ્લીમ-એ પુરૂષે રાખેલાં એકાંત બંધનમાંથી, પુરૂષ જોડે તેની બધીયે પ્રવૃત્તિમાં સરખો ફાળો લેવા માટે સળગતાં જાહેર જીવનમાં જંપલાવ્યું છે. રાષ્ટ્રીય લડતની આ દૃષ્ટિમાં મુંબાઈ પછાત રહ્યું નથી. લડતમાં એ તો મોખરે રહ્યું છે.**

[ 'બોમ્બેક્રોનિકલ ' માં a Publicist ]

ભારત-૧૯૩૦ નાં વર્ષનાં-ની સમાલોચના કરનાર કોઇ પણ લેખક સૌથી પહેલો ઉલ્લેખ મ. ગાંધીજીનાં મહાભિનિષ્ક્રમણનો કરશે. એ મહાભિનિષ્ક્રમણનો ઉલ્લેખ કરતાં, ભારતના મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓએ જે અપૂર્વ ફાળો આપ્યો છે તેની સૌથી પહેલી નોંધ કરવી જોઇશે. સમાજ સુધારકોના વર્ષોના પ્રયત્નથી જે નથી બની શક્યું તે મ. ગાંધીજીની એકજ પ્રેરણાથી માત્ર ૧૧ માસમાં બની શક્યું છે. ભારતની સ્રીશક્તિને અત્યાર સુધી ઘરના ખુણામાં ભરાઇ રહેલી, રસોડામાં ગોંધાઇ રહેલી અને જાહેરજીવનમાં કાંઇ ન સમજતી રાખવામાં આવેલી હોઇ, તેની સ્થિતિ સુધારવાના તનતોડ પ્રયત્નો કરવામાં આવ્યા હતા. પરંતુ કહેવું જોઇશે કે એ સ્રીશક્તિને યોગ્ય માર્ગ દર્શન મળ્યું ન હતું. તેનેજ પરિણામે એ સ્રીશક્તિ દબાયલી રહી હતી; કચડાઇ રહી હતી. મ. ગાંધીજીએ સ્રીશક્તિની સાચી પરખ કરી અને યોગ્ય માર્ગદર્શન કર્યું અને તેને પરિણામે, આજે એની પરિસ્થિતિ ઉત્પન્ન થઇ ચૂકી છે કે જ્યાં જુઓ ત્યાં સ્ત્રીજ મોખરે રહે છે. મ. ગાંધીજી પણ કાકા કાલેલકરદ્વારા સંદેશ પાઠવે છેઃ **" નજીકના ભવિષ્યમાં હિન્દ સ્વતંત્રતા જિતશે, જરૂર જિતશે, તે ખાસ કરીને હિન્દની સ્રીઓના પ્રયત્નોને આભારી હશે. "**

**મુંબાઇ અને પરાંઓઃ**

જાન્યુઆરીના અંકમાં આ માસિક સમાલોચના કરી તે વખતે મુંબાઇની ૧૯ મી વિગ્રહ સભાનાં પ્રમુખસ્થાને શ્રીમતી સ્નેહલતા હઝરત અને મંત્રીસ્થાને શ્રીમતી વિજયાલક્ષ્મી આસર હતાં. પરંતુ અંક બહાર પડી તા. ૧ લી જાન્યુઆરીએ વાંચકોના હાથમાં જાય તે વખતે તો એ બન્ને બહેનો સરકારની મહેમાની મેળવવા ભાગ્યશાળી થઇ ચુક્યાં હતાં. તા. ૨૮ મી ડીસેમ્બર એટલે ડીસેમ્બર માસનો છેલ્લો રવિવાર. હમેશના નિયમ મુજબ તે દિને, મહાસભા તરફથી આઝાદ મેદાનમાં રાષ્ટ્રધ્વજવંદનની ક્રિયા થનાર હોઈ પોલીસે

પ્રતિબંધ કર્યો હતો. બરોબર સવારે ૮ વાગે શ્રીમતી સ્નેહલતા હઝરત અને બીજાં સભ્યો એ મેદાનમાં પ્રવેશ કર્યો અને રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો. એટલે પોલીસે આવી તેમને ગિરફતાર કર્યાં અને તે બાદ લોકો ઉપર લાઠી પ્રહાર થયો. આ લાઠી પ્રહારનો ભોગ કેટલાંક બહેનો અને બાલકો પણ થયાં હતાં. કુમારી ગુલાબ બાબુરાવ પારકર નામનાં ૧૪ વર્ષનાં બહેનના હાથમાંથી રાષ્ટ્રીય વાવટો ઝુંટવી લેવા માટે સાર્જન્ટ સાથે હોંસાતોંસી થઇ હતી અને તેને પરિણામે એ બહેનને ઇજા થઈ હતી. બીજાં એક બહેન શ્રીમતી ઝવેરબાઈ પ્રેમચંદને પણ ઇજા થઈ હતી. શ્રીમતી સ્નેહલતા અને શ્રીમતી વિજયાલક્ષ્મીને ૧૭ (૧) અને (૨) કલમો સર ભેગી ૬ માસ સાદી કેદની સજા થઈ છે.

ગયા માસ દરમ્યાન વિદેશી કાપડની દુકાનો પર ચોકી કરવાનું સ્વયંસેવિકાઓએ ચાલુ રાખ્યું હતું. મૂળજી જેઠા મારકેટ, મંગળદાસ મારકેટ, ન્યુ ચર્નીરોડ તેમજ મેમણ મહોલ્લા અને કોટમાં હોર્નબીરોડ ઉપર આવેલી રેશમી કાપડની દુકાનો પર પણ કોઇક વખતે, ચોકી થઇ હતી. મેમણ મહોલ્લામાં ચોકી સખ્તાઇથી ચાલે છે. અને ત્યાં જ ચોકી કરતાં ન બનવા જેવા બનાવો પણ બન્યા છે. મેમણ મહોલ્લાના વિદેશી કાપડના વેપારીઓ પોલીસની મદદ લઇ સ્વયંસેવિકાઓને પકડાવે છે એટલું જ નહિ પણ ભાડુતી મવાલીઓ રાખીને પણ સ્વયંસેવિકાઓને રંજાડવાનો પ્રયાસ કરે છે. પોલીસ આવીને લોકોને મારે છે. ચોકી કરતાં સ્વયંસેવિકા–સ્વયંસેવકોને પણ મારે છે. પરિણામે મેમણ મહોલ્લામાં ગયા માસમાં કેટલીક બહેનો ઇજા પણ પામી છે. બહેનોને ખૂબ હેરાન કરવામાં આવ્યાથી અહિંસક પઠાણોને કેટલેક સ્થળે ચોકી કરવા મૂક્યા છે. કેટલાક મવાલીઓએ સ્વયંસેવિકાઓ ઉપર હલ્લા કર્યા હતા. પરિણામે એક બહેનની તો સાડી પણ તદન ફાટી ગઈ હતી. ચોકી કરતા પઠાણો ઉપર બહેનો દેખરેખ રાખે છે. મૂળજી જેઠા મારકેટની ગણેશવાડીમાં પરદેશી કાપડના એક



પાટણમાં વિદેશી કાપડ પર સીલ કરાવવા માટે બ્હેન રેહાના તૈયબજીની સરદારી હેઠળ પ્રજાનો પ્રકોપ.

વેપારીએ વેચેલો માલ ખસેડતાં સ્વયંસેવકોએ સત્યાગ્રહ આદર્યો હતો. આથી ૧૮ સ્વયંસેવકોની ધરપકડ થઇ હતી. તે બાદ લોકોએ ત્યાં મોટી ધમાલ મચાવી હતી. અને દુકાનનો માલ સાચવવાની ફરજ દેશસેવિકાઓને માથે આવી પડી હતી, બહેનોએ રાત્રિ દિવસ ચોકી કરી દુકાન સાચવી હતી એટલું જ નહિ પણ લોકોને શાન્ત રાખ્યા હતા. ગઇ તા. ૨૪ મી એ ચકલામાં વિદેશી કાપડથી ભરેલું એક ગાડું અટકાવવા જતાં કેટલાક મવાલીઓ એકઠા થઇ ગયા હતા. ત્યાં તેમાંના એકે ચોકી કરતી સેવિકાના હાથમાં ખંજર જોયું હતું. અને પછીથી તે મવાલીએ તેજ ખંજર સેવિકાને મારવા પ્રયત્ન કરતાં એક પઠાણ - સ્વયંસેવકે મવાલીનો હાથ પકડી લીધો હતો. ગઈ તા. ૨૮ મીએ પણ મેમણ મહોલ્લામાં શ્રીમતી મનોરમા શિંદે નામનાં સેવિકા ઉપર હલ્લો થયો હતો. તેમને થોડી ઇજા થઇ છે. તેમને પકડયાં છે.



**શ્રી. કુસુમબ્હેન દેશાઇ**
મ. ગાંધીજીના મંત્રી અને બરચના આગેવાન કાર્યકર્તા બ્હેન. "શોલાપુર ૨" માટે ચાર કલાક પોલીસ લૉક-અપની મ્હેમાની માણી આવ્યાં છે.

ચોકીને પરિણામે ગયા માસ દરમ્યાન નીચેનાં બહેનોને સજા થઇ. શ્રીમતી ચંદ્રાબાઇ બાલકૃષ્ણ પુરૂષોત્તમ અને શ્રીમતી ચંચળબહેન પુરૂષોત્તમને ૩ માસ સાદી કેદ; શ્રીમતી સરસ્વતીબાઇ કુળકર્ણી, અને શ્રીમતી આઇબાઇ ઇન્જીનીયરને ૪ માસ સાદી કેદ અને શ્રીમતી શાન્તાબાઇ નામની ૧૫ વર્ષની બહેનને ૩ માસ સાદી કેદની સજા થઇ હતી. કુમારી શાન્તાબાઇની વય ૧૫ વર્ષની હોઇ, જો તે જામીનગિરિ આપે તો તેના તરફ ઉદારતાથી વર્તવા ઇચ્છા બતાવી મેજીસ્ટ્રેટે ફરીથી ચોકી ન કરવા જણાવ્યું. તેનો ઉત્તર આપતાં એ બહેને કહ્યું: "હું ફરીથી ચોકી કરીશ, ચોકી કરીશ." શ્રીમતી કોંડીબાઇ નીંબકર અને શ્રીમતી શાંતાબાઇ મડકરીને ૪ માસ સાદી કેદની સજા થઇ છે.

જાન્યુઆરીની તા. ૧ લી એ વહેલા પ્રભાતે સ્વાતંત્ર્યદિન ઉજવાયો હતો. રાત્રિનો સમય હોવા છતાં તેમાં હજારો લોકોએ ભાગ લીધો હતો. ઠામઠામે સભાઓ ભરાઇ હતી. પોલીસે સખ્ત લાઠીપ્રહાર કર્યો હતો. તેથી ૫ બહેનોને પણ ઇજા થઇ હતી.

તા. ૫ મી એ હમેશના જેમ ગાંધી દિન ઉજવાયો હતો. શ્રીમતી લીલાવતી મુનશીએ ચોપાટી ઉપર રાષ્ટ્રધ્વજ વંદન કરાવ્યું હતું. તા. ૪ થી એ મૌલાના મહમદઅલીનાં અવસાનની ખબર તે દિવસે આવ્યાથી તેમને પણ અંજલિ આપવામાં આવી હતી. સ્ત્રીઓની એક સભામાં જુદાં જુદાં બહેનોએ મૌલાનાની સેવાના વખાણ કર્યાં હતાં. શ્રીમતી પેરીનબહેન, શ્રીમતી કાન્તાબહેન ખાંડવાળા, શ્રીમતી જયશ્રી બહેન રાયજી શ્રીમતી લીલાવતી હસોટી, શ્રીમતી રતનબહેન વગેરે મુખ્ય બોલનારાં હતાં.

શોલાપુરમાં અગાઉ થયેલા તુફાની પ્રસંગે બે સિપાઇનાં ખૂન થયેલાં તે માટે શોલાપુરના

૪ ધનાઢ્ય શહેરીઓને ફાંસીની સજા થયેલી. આ સજા સામે વડી અદાલતમાં અપીલ થતાં એક ન્યાયમૂર્તિને આરોપીઓ નિર્દોષ લાગ્યા હતા. પણ બીજા ન્યાયમૂર્તિએ છેવટે સજા કાયમ રાખ્યાથી તેઓને તા. ૧૧ મીએ ફાંસી આપવામાં આવી. પ્રજાની દૃષ્ટિ એ ૪ જણ નિર્દોષ છે. એટલે તેમના માનમાં મુંબાઇની વિગ્રહ સભાએ તા. ૧૬. મી એ શોલાપુર શહીદ દિન ઉજવ્યો. આ દિવસે એક નવો કાર્યક્રમ વડી અદાલત ઉપર ચોકી કરવાનો રખાયો હતો. એ સ્વયંસેવિકાઓએ વડી અદાલત પર ચોકી કરી હતી. શ્રી ન્યાયમૂર્તિ મડગાંવકરની મોટર આગળ આ બહેનો સૂઇ ગઇ હતી. તેમને સાર્જન્ટોએ સખ્ત મારી હતી. એક બહેન તો ત્યાં બેભાન થઇ ગઇ હતી. બન્ને બહેનોને ઇસ્પિતાલમાં મોકલવી પડી હતી. શહેરમાં સંપૂર્ણ હડતાલ હોઇ શાન્તિ જાળવવામાં પણ બહેનોએ સારી મદદ કરી હતી.



કુ. ગુલાબ પારકર (ઉ. વર્ષ ૧૪) મુંબાઇથી લઇ જઇ વિક્રોલીના જંગલમાં છોડી આવવા માટે સારજંટ ઉપર ફરિયાદ કરનાર બ્હેન.

ગાંધી દિનને અંગે તથા મૌલાના મહમદ અલીનાં અવસાન માટે શોક દર્શાવવા સરઘસ નીકળ્યું હતું. તેમાં ઘણાં બહેનોએ ભાગ લીધો હતો. શ્રીમતી હંસા બહેનનાં પ્રમુખ સ્થાને સભા મળી હતી. બીજી પણ સભાઓ મળી હતી. તેમાં શ્રીમતી કપિલાબહેન, શ્રીમતી લીલાવતી હાંસોટી, શ્રીમતી હીરાબહેન ઝવેરી વગેરે એ વિવેચનો કર્યાં હતાં. ખાદી પ્રચાર અને સ્વદેશીને ઉત્તેજન આપતાં ખાસ વ્યાખ્યાનો થયાં હતાં સ્વામી સત્યદેવજીએ પણ બહેનોને ઉપદેશ આપ્યો હતો.

તા. ૨૬ મી જાન્યુઆરીએ સ્વાતંત્ર દિન ઉજવાતાં શ્રીમતી રતનબહેન મહેતાએ રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો હતો.

ચોકી કરવા માટે સજા પામેલાં કુમારી કે. નટરાજન દંડ ભરાઇ જતાં ગયા માસમાં છૂટી આવ્યાં છે. મુંબાઇની આર્થરરોડ જેલમાંથી શ્રીમતી ઉર્મિલા મહેતા, શ્રીમતી ગંગાબહેન પટેલ, શ્રીમતી શાન્તાબહેન પટેલ, શ્રીમતી વીરબાલા દીક્ષિત અને કુમારી સુમતિ ત્રિવેદીને ગયા માસમાં યરવડા લઇ જવામાં આવ્યાં છે.

કાળા રવિવાર તા. ૨૬ મી ઓકટોબરને દિને પોલીસ લોક અપમાં સાર્જન્ટ મેકેન્ઝી અને કોન્સ્ટેબલ વિચારેએ કુમારી લીલા સૈયદ અને બીજાં બહેનોની મર્યાદા ભંગ કરે એવા ચાળા કરી છેડતી કરેલી તે સંબંધી મંડાયલી ફરિયાદ તા. ૧૧ મી માર્ચ ઉપર મુલત્વી રહેલી છે. એજ દિને વિક્રોલીના જંગલમાં ૧૪ બહેનોને મૂકી આવવાથી, ૧૪ વર્ષના કુમારી ગુલાબ પારકરે સ્ત્રી હરણના આરોપસર એક સાર્જન્ટ સામે ફરિયાદ માંડેલી છે. આ સાર્જન્ટનું નામ જે. એ. શીનાન હોવાનું માલમ પડ્યું છે. આ સાર્જન્ટે પોતે પોલીસ કમીશ્નરના હુકમથી એમ કર્યું હતું એવું જણવ્યું છે. વધુ તપાસ તા. ૨૭ મી ઉપર મુલત્વી રહી હતી.

ઘાટકોપરમાં તા. ૧૬ નવેમ્બરે પકડેલાં ૧૨ બહેનોને તા. ૩ જી જાન્યુઆરીએ સજા થઇ છે. એ બાર બહેનોનાં નામ નીચે પ્રમાણે છેઃ–શ્રીમતી બહેનો સમરથ બહેન, ફૂલકુંવર શાહ, મણિબાઇ મગનલાલ, પ્રભાકુંવર દોશી સુભદ્રાબાઇ ઠાકર, મોતીબાઇ કામદાર, સવિતાબહેન કામદાર, નરભેકુંવર ફૂલચંદ, ઝમકબાઇ, જયકુંવર, તારાબાઇ અને રળીયાતબાઇ છે. બધાં બહેનોને રૂ. ૩૦ નો દંડ અથવાં એક માસ સાદી કેદની સજા થઇ છે. ઘાટકોપરમાં તા. ૧ લી જાન્યુઆરીએ સ્વાતંત્ર્યદિન ઉજવાયો હતો, તે પ્રસંગે સભા, સરઘસ વગેરેની બંધી કરતો હુકમ થયો હતો એ હુકમનો ભંગ કરવા માટે ઘાટકોપરનાં સરમુખત્યાર શ્રીમતી નવલબહેનને ત્રણ અઠવાડિયાં સાદી કેદ રૂ. ૨૫ દંડ વા એક અઠવાડિયું વધારે કેદની સજા થઇ હતી.



કુ. મધુકાન્તા દફતરી
"જવાહર દિને" આ નાની બાળાને પણ ઘાટકોપરની પોલીસે પકડી હતી પણ પાછળથી છોડી મૂકી હતી.

ચેમ્બુરનાં સરમુખત્યારપદે કુમારી યમુનાબાઇ આમરે આવ્યાં છે.

ચાંણ્માં સ્વાતંત્ર્યદિન ઉજવવા સરઘસ નીકળ્યું હતું. તેમાં બહેનોએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. બીજાં પરાંઓમાં પણ ઠીક પ્રવૃત્તિ ચાલી રહી છે.

**ગુજરાત-કાઠિયાવાડ:**

અમદાવાદમાં કાલુપુરમાં આવેલી વિદેશી કાપડની દુકાનોના માલિકોએ માલ ન વેચવાની પ્રતિજ્ઞાનો ભંગ કરી છૂપી રીતે માલ વેચતાં તેની દુકાને સ્વયંસેવિકાઓએ ચોકી કરી હતી. માણેક ચોકમાં આવેલી એક બીજી દુકાને પણ આવી જ રીતે ચોકી થઇ હતી.

ગાંધી દિનને દિવસે અમદાવાદમાં પૂ: કસ્તુરબાને હાથે શુદ્ધ ખાદી વેચાણ માટે ખાદી ભંડારની સ્થાપના કરવામાં આવી છે. પૂ: કસ્તુરબાએ ખાદી સિવાય બીજું કાંઇ પણ ન પહેરવાની જરૂર ભારપૂર્વક જણાવતાં કહ્યું હતું કે "હિન્દ અત્યારે સ્વતંત્રતાની લડતમાં રોકાયું છે ત્યારે આપણી મુખ્ય પ્રવૃત્તિ ખાદીની જ હોવી જોઇએ. આ તો બલિદાન આપવાનો સમય છે... ખેડા જીલ્લાના ખેડુતોએ જિતવા અથવા તો ખપી જવાનો નિર્ણય કર્યો છે. ગુજરાતને આજે સલાહની જરૂર નથી ગુજરાત તો લડતમાં મોખરે છે. તેણે તો ઘણો ભોગ આપ્યો છે. ગુજરાત પોતાનાં બલિદાનથી લડત જીતશે."

મૌલાના મહમદઅલીના અવસાનથી દુઃખ થઇ, પૂ. કસ્તુરબાએ પોતાને અત્યંત દુઃખ થયું છે એવી મતલબનો તાર શ્રીમતી મહમદઅલીને લંડન કર્યો હતો. શ્રીમતી મીરાં બહેને પણ તેમનાં શોકમાં સહાનુભૂતિ દર્શાવી હતી.

મહર્ષિ દાદાભાઇ નવરોજીનાં પૌત્રી કુમારી ખુરશેદબહેન, આ મુક્તિસંગ્રામ દરમ્યાન ત્રીજીવાર જેલમાં જવાનું મહાભાગ્ય મેળવી શકયાં છે. ધોળકા તાલુકામાં તેઓ મુસાફરી

કરી રહ્યાં હતાં. ત્યાં તેમને સરોદા ગામમાંથી ૧૧ મો વટહુકમ ભાંગવા માટે ગિરફતાર કરી ૪ માસ સાદી કેદ અને રૂ. ૧૫૦ દંડ અથવા ૧।। માસ વધુ કેદની સજા થઈ છે.

જમીન મહેસુલ સત્યાગ્રહની લડતમાં બારડોલી અને બોરસદ એ બે તાલુકા મોખરે રહેલા છે. બોરસદમાં પીઠાંની ચોકીનું કામ પણ પૂર જોશમાં ચાલે છે. ડીસેમ્બર માસની આખરે બોરસદનાં પીઠાં પર ચોકી કરતાં શ્રીમતી વાસંતીબહેન અને શ્રીમતી શશિકાન્તા બહેનને ગિરફતાર કર્યાં હતાં. જાન્યુઆરીની શરૂઆતમાં બીજાં બે બહેનોને સજા થઈ છે. શ્રીમતી વિમળાબહેનને ૧ માસ કેદ રૂ ૧૦૦ દંડ વા ૬૫ દિવસ વધુ અને શ્રીમતી તારાબહેનને ૧।। માસ અને રૂ. ૬૦ દંડ વા ૧૫ દિવસ વધુ કેદની સજા થઈ છે. સત્યાગ્રહ આશ્રમનાં બીજાં સ્વયંસેવિકા શ્રીમતી મધુબહેન અને શ્રીમતી મૈત્રી બહેનને પણ ગયા માસની શરૂઆતમાં ગિરફતાર કર્યાં હતાં.

બોરસદમાં તાલુકા સમિતિથી સ્વતંત્રપણે પીઠાંની ચોકી કરવા માટે એક મંડળની સ્થાપના થઈ છે.

ગયા માસમાં આખા બોરસદ તાલુકામાં સ્વરાજ દિન ઉજવાયો હતો. તેને અંગે સ્ત્રીઓનાં સરઘસો તાલુકાનાં લગભગ બધાં ગામોમાં નીકળ્યાં હતાં. બોરસદમાં બહેનોનાં સરઘસ ઉપર પોલીસે ધૂળ ફેંકી હતી.

પૂ. કસ્તૂરબાએ શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઈ સાથે બોરસદનાં ગામડાંઓની મુલાકાત લીધી હતી. રાસ, બોચાસણ, આંકલાવ, વગેરે ગામોના લોકોને ઉત્તેજન અને પ્રોત્સાહન આપ્યું હતું.

બોરસદમાં તા. ૧૫ મી એ સત્યાગ્રહ આશ્રમનાં સેવિકા શ્રીમતી લીલાવતી બહેન આસરને પકડયાં હતાં. તેમને એક આખી રાત્રિ લોકઅપમાં પૂરી રાખ્યાં હતાં. લોકઅપમાં તેમનું નામ મેળવવા માટે એક કોન્સ્ટેબલ આવ્યો હતો. તેને નામ આપ્યાં છતાં, તેણે શ્રીમતી લીલાવતી બહેનના પતિનું નામ પૂછ્યું હતું. હિન્દુ સ્ત્રી પોતાના પતિનું નામ ન બોલી શકે એ સૌ કોઈ સારી રીતે જાણે છે. છતાં એ નામ બોલાવવા આગ્રહ થયો. તે બાદ મુંબાઈનું સીરનામું પૂછ્યું. શ્રીમતી લીલાવતી બહેને, વર્ષોથી સાબરમતી આશ્રમમાંજ રહ્યાં હોઈ, ત્યાંનું સીરનામું આપ્યું હતું. અને મુંબાઈમાં પોતાનું ઘર નથી એમ જણાવ્યું. એટલે કોન્સ્ટેબલે 'મુંબાઈનું સીરનામું આપતી નથી' એમ પોલીસ સબ ઈન્સ્પેક્ટરને ફરિયાદ કરી. એટલે એ બહેનને સબઈન્સ્પેક્ટરે પોતાની કચેરીમાં બોલાવ્યાં. ત્યાં સબ ઈન્સ્પેક્ટરે એ બહેનને ગાળ દીધી. એટલે જરા ગૃહસ્થાઈભર્યું બોલવા શ્રીમતી લીલાવતીબહેને જણાવ્યું. આથી " તે ખુરસી ઉપરથી ઉઠયો અને મને મોઢામાં તમાચો માર્યો. આથી મને બેભાન થવા જેવું લાગ્યું. પછી તેણે મારા વાળ પકડયા અને મને જમીન પર ચાર વખત પટકી અને પછી કેર-



સૌ. નંદગૌરી મનુભાઈ ઠાકર

વિદેશી કાપડની ચોકી માટે સરકારે એમને ૭ માસની મ્હેમાનીનું માન આપ્યું છે.

કરાંચીના સરમુખત્યાર



**ડા. કીકીબ્હેન લાલવાણી**
એમને બે માસ સાદી કેદની સજા કરવામાં આવી છે.

## શ્રીમતી લીલાવતી આસર



ઉપરના ભાગમાં ડાબી બાજુએ બેઠેલાં બ્હેન લીલાવતીને બોરસદમાં પીઠાની ચોકી માટે ત્રણ માસ સખ્ત કેદ અને રૂ. ૫૦ દંડ યા દોઢ માસ વધુ કેદની સજા કરવામાં આવી છે.

હિંદના " જવાહર "



**સૌ. કમલા નેહરૂ**
એમને ૭ માસ સાદી કેદની સજા કરવામાં આવી છે.

## ઘાટકોપરનાં જેલનિવાસી બ્હેનો




નીચે બેઠેલાં: શ્રી. નરભેકુંવર; શ્રી. સવિતાબ્હેન; શ્રી. મોતીબ્હેન.
વચલી હારમાં: શ્રી. સમર્થબ્હેન; શ્રી. રજિયાતબ્હેન; શ્રી. પ્રમાકુંવર; શ્રી. જેહારબ્હેન.
પાછલી હારમાં: શ્રી. મણીબ્હેન; શ્રી. તારાબ્હેન; શ્રી. ફુલકુંવર; શ્રી ઝમકબ્હેન.
[ રૂ. ૩૦ દંડ યા એક માસ સાદી કેદ. દંડ નહિ ભરતાં સર્વેએ જેલ સ્વીકારી છે ]

લીક વખત લાત મારી અને હું બેભાન બની." શ્રીમતી લીલાવતી બહેને જીલ્લા ડેપ્યુ. કલેક્ટર સામે કરેલાં નિવેદનમાંથી ઉપલી હકીકત લીધી છે. શ્રીમતી લીલાવતી બહેનને ૩ માસ સખ્ત કેદ અને રૂ. ૫૦ દંડ અથવા ૧ માસ વધુ સખ્ત કેદની સજા થઇ છે. શ્રીમતી લીલા બહેન ઉપર ગુજરેલા સીતમ સંબધમાં તપાસ કરી બોરસદના પહેલા વર્ગના મેજીસ્ટ્રેટે નીચેનો ચુકાદો આપ્યો હતો: "ફરિયાદણને સાક્ષી નથી અને ફરિયાદ કરવા ના પાડે છે. ફોજદાર પાસે સાક્ષીઓ છે અને મને લાગે છે કે વાયુ આવવાથી (હીસ્ટીરીયા) પછડાઇને આ ઇજા તેમને થઇ હોય!"

બહેનો ઉપર કેવો સીતમ બોરસદમાં વર્તી રહ્યો છે તેનો એક વધુ પૂરાવો આ રહ્યો. તા. ૧૪ મીએ ખેતરમાં ચારો ચરતી ભેંસોની રખેવાળી કરતાં એક બહેનને 'ગર્ભવંતા હોવા છતાં પેટમાં લાત મારી હતી. અને એ બહેન બેભાન બની ગયાં હતાં. શ્રીમતી લીલાવતી બહેન ઉપર ગુજરેલા સીતમ સામે વિરોધ દર્શાવવા તા. ૧૮ મીએ બોરસદમાં બહેનોની સભા મળી હતી. અને તે બાદ બહેનોએ સરઘસ કાઢયું હતું. આ સરઘસ પોલીસે અટકાવ્યું હતું, એટલે આઠ બહેનો બેસી ગઇ હતી. તેમાંથી શ્રીમતી જડાવ બહેન, શ્રીમતી સવિતાબહેન, શ્રીમતી નર્મદાબહેન, શ્રીમતી કાશીબહેન અને શ્રીમતી જયાબહેનને પકડયાં હતાં

### સ્વાતંત્ર્યસંગ્રામમાં નિર્મળ બલિદાનો

| | | | |
|---|---|---|---|
| ૫૦૩ | શ્રી. સ્નેહલતા હઝરત | મુંબાઇ | ૬ માસ સાદી |
| ૫૦૪ | ,, વિજયાલક્ષ્મી આસર | ,, | ,, |
| ૫૦૫ | ,, ચંદ્રાબાઇ | ,, | ૩ માસ સાદી |
| ૫૦૬ | ,, ચંચળબહેન | ,, | ,, |
| ૫૦૭ | ,, સરસ્વતી કુલકર્ણી | ,, | ૪ માસ સાદી |
| ૫૦૮ | ,, આઇબાઇ ઇન્જીનીયર | ,, | ,, |
| ૫૦૯ | ,, શાન્તાબાઇ | ,, | ૩ માસ સાદી |
| ૫૧૦ | ,, કાંડીબાઇ નૌબકર | ,, | ૪ માસ સાદી |
| ૫૧૧ | ,, શાન્તાબાઇ ગડકરી | ,, | ,, |
| ૫૧૨ | ,, નવલબહેન | ઘાટકોપર | ૩ અઠવાડિયાં સાદી, રૂ. ૨૫ દંડ વા એક અઠવાડિયું વધુ |
| ૫૧૩ | ,, ખુરશેદબહેન | ધોળકા | ૪ માસ સાદી, રૂ. ૧૫૦ દંડ વા ૧॥ માસ વધુ |
| ૫૧૪ | ,, વાસન્તીબહેન | બોરસદ | — |
| ૫૧૫ | ,, શશિકાન્તાબહેન | ,, | — |
| ૫૧૬ | ,, વિમળાબહેન | ,, | ૧ માસ, રૂ ૧૦૦ દંડ વા ૧૫ દિવસ વધુ |
| ૫૧૭ | ,, તારાબહેન | ,, | ૧॥ માસ, રૂ. ૩૦ દંડ વા ૧૫ દિવસ વધુ |
| ૫૧૮ | ,, મધુબહેન | ,, | — |
| ૫૧૯ | ,, મૈત્રીબહેન | ,, | — |
| ૫૨૦ | ,, લીલાવતી આસર | ,, | ૩ માસ સખ્ત રૂ. ૫૦ દંડ વા ૧॥ માસ વધુ |
| ૫૨૧ | ,, જડાવબહેન | ,, | — |
| ૫૨૨ | ,, સવિતાબહેન | ,, | — |
| ૫૨૩ | ,, નર્મદાબહેન | ,, | — |
| ૫૨૪ | ,, કાશીબહેન | ,, | — |
| ૫૨૫ | ,, જયાબહેન | ,, | — |
| ૫૨૬ | ,, વસુમતીબહેન | ,, | — |
| ૫૨૭ | ,, ભક્તિલક્ષ્મી દેસાઇ | ,, | — |
| ૫૨૮ | ,, કૈલાસ્યાબહેન | માતર | ૨ માસ સખ્ત |

શ્રીમતી લીલાવતી બહેન ઉપર ગુજરેલા સીતમ સામે વિરોધ દર્શાવવા તા. ૨૧ મીએ ખેડા જીલ્લા મહાસભા સમિતિએ આખા જીલ્લામાં 'શ્રી સીતમ દિન' ઉજવવાનું ઠરાવ્યું હતું. આ દિવસે બોરસદની આજુબાજુમાં આવેલાં રાસ, બોચાસણ, ઢુંઢાકુવા, સુણાવ, ધર્મજ, ભાદરણ આંકલાવ, વાસણા, વડદલા વગેરે ઘણાં ગામોમાંથી સંખ્યાબંધ બહેનો બોરસદ આવી હતી. રાસની ૭૦ બહેનો બોરસદના બજારમાંથી પસાર થતી હતી. તેમના ઉપર લાઠી ધારી પોલીસ તૂટી પડી હતી. એક ૫૦ વર્ષનાં ડોસીનો કાન પકડી પોલીસે થાપટ મારી હતી. ત્રણ ચાર બહેનોને લાઠી મારી ગિરફતાર કર્યાં છે. બાદ બધી બહેનો લાઠી ચોકમાં એકત્ર થવા માંડી. ત્યાં પણ પોલીસે આવી લાઠી પ્રહાર શરૂ કર્યો. આશ્રમના અનુભવી શ્રીમતી ગંગા બહેનને પોલીસે માર્યાથી તેઓ લોહી લોહાણ થઇ ગયા હતાં. ખેડાના સર મુખત્યાર શ્રીમતી ભક્તિલક્ષ્મી બહેન ચોકમાં જતાં હતાં. તે દરમ્યાન તેમને પણ ગિરફતાર કર્યાં છે.' શ્રીમતી બહેનો શકરી બહેન, શ્રીમતી કલાવતી બહેન, શ્રીમતી મૈત્રીબહેન, શ્રીમતી ગંગા બહેન, શ્રીમતી શાન્તાબહેન શ્રીમતી સુરજ બહેન વગેરેને સખ્ત ઇજા થઇ હતી. શ્રીમતી લક્ષ્મી બહેન અને શ્રીમતી મધુમતી બહેનને પકડી છોડી મૂકયાં હતાં શ્રીમતી વસુમતી બહેનને પકડયાં છે. શ્રીમતી મણિ બહેન પટેલને પણ પકડી છોડી મૂકયાં હતાં. આખો દિવસ પોલીસની

| | | | |
|---|---|---|---|
| ૫૨૯ | " સુંદરબહેન | " | " |
| ૫૩૦ | , ડાહીબહેન | આણંદ | — |
| ૫૩૧ | " દીવાળીબહેન પટેલ | " | ૨॥ માસ |
| ૫૩૨ | , કાશીબહેન પટેલ | " | " |
| ૫૩૩ | " સુરજબહેન પટેલ | " | " |
| ૫૩૪ | " મહાલક્ષ્મીબહેન પટેલ | " | " |
| ૫૩૫ | " કાશીબહેન આમડીવાળાં | " | — |
| ૫૩૬ | " જ્યોત્સ્નાબહેન શુક્લ | સુરત | રૂ. ૨૦૦ દંડ |
| ૫૩૭ | " વસુમતી ઠાકોર | " | રૂ. ૩૦૦ દંડ |
| ૫૩૮ | " વિલાસિકા | " | રૂ. ૫૦ દંડ |
| ૫૩૯ | " કુસુમબહેન | " | " |
| ૫૪૦ | " સર્યુદાબહેન | " | " |
| ૫૪૧ | " વસુમતી કાપડીઆ | " | " |
| ૫૪૨ | " હસમુખબહેન ત્રિવેદી | " | " |
| ૫૪૩ | , રત્નમણિબહેન | " | " |
| ૫૪૪ | " વીરમતીબહેન કાપડીઆ, | " | " |
| ૫૪૫ | " કુસુમબહેન ત્રિવેદી | " | " |
| ૫૪૬ | " કૌશલ્યાબહેન | " | " |
| ૫૪૭ | " શારદાબહેન આપ્ટે | કરાડી | રૂ. ૧૦૦ દંડ વા ૩ માસ સાદી |
| ૫૪૮ | " ગજરાબહેન દેસાઇ | વલસાડ | રૂ. ૭૫ દંડ વા ૨ માસ સાદી |
| ૫૪૯ | " અંબાબહેન દેસાઇ | " | રૂ. ૫૦ દંડ વા ૨ માસ સાદી |
| ૫૫૦ | " દેવીબહેન પટ્ટણી | ધોલેરા | ૭ માસ સાદી |
| ૫૫૧ | " ફીફીબહેન લાલવાણી | કરાંચી | ૨ માસ સાદી |
| ૫૫૨–૫૭૨ | વીસ બહેનો | " | કોર્ટ ઉઠે ત્યાં સુધી |
| ૫૭૩ | શ્રી. લક્ષ્મીબાઇ સોહાની | બેલગામ | — |
| ૫૭૪ | " મંગુબાઇ સોહાની | " | — |
| ૫૭૫ | " કાશીબાઇ ગદ્રે | " | — |
| ૫૭૬ | " લક્ષ્મીબાઇ જોશી | " | — |
| ૫૭૭ | " સત્યભામાબાઇ પ્રભુ | " | — |
| ૫૭૮ | " મનુબાઇ ગુંજીકર | " | — |
| ૫૭૯ | " કમળાબાઇ ગુંજીકર | " | — |
| ૫૮૦ | " કમળાબાઇ નાયક | " | — |

મારફાડ ચાલુ રહી હતી. બધું મળી લગભગ ૨૦૦ બહેનોને પોલીસની લાઠીથી ઇજા થઇ છે. તે બાદ પાા વાગ્યે ૫૦૦–૬૦૦ બહેનોનુ સર-ઘસ સુણાવનાં શ્રીમતી ગંગા બહેન પટેલની સરદારી હેઠળ નીકળી લાઠી ચોકમાં ગયું હતું. અને ત્યાં સભા મળી. તેમાં શ્રીમતી ભક્તિ લક્ષ્મી દેસાઇ જે ભાષણ કરવાનાં હતાં તે શ્રીમતી ગંગા બહેને વાંચ્યું હતું. અને જીલ્લામાં પોલીસ જે અત્યાચાર ગુજારી રહી છે તે સામે વિરોધદર્શક ઠરાવ કર્યો હતો.

બોરસદમાં બહેનો ઉપર ગુજારવામાં આવેલો ત્રાસ પૂ. કસ્તુરબા, લેડી વિદ્યાગૌરી નીલકંઠ, લેડી સુલોચના ચિનુભાઇ અને શ્રી. અમૃતલાલ ઠક્કરે સખ્ત શબ્દોમાં વખોડી કાઢ્યો છે.




| | | | |
|---|---|---|---|
| ૫૮૧ | „ યેસુબાઇ પાટીલ | „ | — |
| ૫૮૨ | „ તારાબાઇ જોશી | „ | — |
| ૫૮૩ | „ શાન્તાબાઇ કોવાડકર | „ | — |
| ૫૮૪ | „ યમુનાબાઇ ધારવાડકર | „ | — |
| ૫૮૫ | „ પાર્વતીબાઇ કારજેકર | „ | — |
| ૫૮૬ | „ દુર્ગાબાઇ કારજેકર | „ | — |
| ૫૮૭ | „ શાન્તાબાઇ નાડકરણી | „ | — |
| ૫૮૮ | „ તુલસીબાઇ | „ | — |
| ૫૮૯–૫૯૧ | શ્રી. ૩ ગુજરાતી બહેનો | દિલ્હી | ૧ માસ સાદી |
| ૫૯૨ | શ્રી. કૌશલ્યાબાઇ | „ | ૫ માસ સાદી |
| ૫૯૩ | „ વાસન્તીદેવી | „ | ૬ માસ સાદી |
| ૫૯૪ | „ ચંબેલીદેવી | „ | — |
| ૫૯૫ | „ કમળા નેહરૂ | અલાહાબાદ | ૬ માસ સાદી |
| ૫૯૬ | „ યશોદેવી | મીરઠ | — |
| ૫૯૭ | „ શ્યામરાણી ચહાણી | લખનૌ | ૬ માસ રૂ. ૧૦૦ દંડ વા ૧ માસ વધુ |
| ૫૯૮ | „ મીસીસ આવસ્થી | „ | ૬ માસ સાદી |
| ૫૯૯–૬૦૨ | શ્રી. ૪ બહેનો | „ | „ |
| ૬૦૩ | શ્રી. સત્યવતીદેવી | આગ્રા | ૪ માસ સાદી રૂ. ૫૦ દંડ |
| ૬૦૪ | „ દુર્ગેશ્વરી | બનારસ | — |
| ૬૦૫ | „ રમાદેવી | „ | — |
| ૬૦૬–૬૦૮ | શ્રી. ત્રણ બહેનો | „ | — |
| ૬૦૯ | શ્રી. રમાદેવી | અજમેર | — |
| ૬૧૦ | „ વિજયાદેવી | „ | — |
| ૬૧૧ | „ સત્યભામાદેવી | બીઆવર | — |
| ૬૧૨ | „ લાવણ્યપ્રભા વિશ્વાસ | કલકત્તા | રૂ. ૫૦ દંડ વા ૧ માસ |
| ૬૧૩ | „ જશોદાદેવી | „ | „ |
| ૬૧૪–૬૧૭ | શ્રી. ૪ ગુજરાતી બહેનો | „ | „ |
| ૬૧૮ | શ્રી. નિર્ઝરિણી સરકાર | „ | રૂ. ૫૦ દંડ વા ૧ માસ |
| ૬૧૯ | „ મોતીબાઇ | „ | „ |
| ૬૨૦ | „ મણિબાઇ | „ | „ |
| ૬૨૧ | „ સુહાસિનીદેવી | „ | „ |
| ૬૨૨–૬૨૪ | શ્રી. ૩ બહેનો | „ | „ |
| ૬૨૫ | „ જોગેશ્વરીદેવી | „ | — |

કઠાણાના એક ગર્ભવંતા સત્યાગ્રહી બહેન બાઇ દિવાળીને મહેસુલ ન આપવા માટે પેઢામાં સખ્ત લાતો પ્રહાર થયો છે.

રાસમાં લાલબા નામનાં એક બહેનને ઘરે તા. ૨૬ મી ડીસેમ્બરે એક પોલીસ ઘુસી ગયો હતો. આ બહેનને પોલીસે ચપ્પુ વતી ડરાવી. તેણે સાસુને બૂમ મારી. એટલે છેવટે તે નાસી ગયો.

નડિયાદનાં દેશસેવિકા સંઘના આગેવાન કાર્યકર્તા શ્રીમતી કપિલા બહેન અને શ્રીમતી જડાવ બહેન પ્રચારાર્થે પેટલાદ ગયાં હતાં.

શોલાપુરના ૪ શહીદોના માનમાં તા. ૧૪ મી એ ડાકોરમાં સંપૂર્ણ હડતાળ પડવા સાથે બહેનોનું સરઘસ નીકળ્યું હતું. તેમાં નાની છોકરીઓએ પણ ભાગ લીધો હતો. સરઘસ-

માંથી શ્રીમતી કાશીબહેનને પકડી છોડી મૂકયાં હતાં. પોલીસે એક સરઘસ અટકાવતાં જુદી જુદી જગાએથી ૪–૫ સરઘસો નીકળ્યાં અને તે એક જગાએ એકઠાં થઇ ગયાં. એટલે લોકોને જરા સરખી ચેતવણી આપ્યા વિના પોલીસે ગોળીબાર કર્યો. આ ગોળીબારથી શ્રીમતી કમળા નામની ૧૫ વર્ષની એક બહેનની ડાબા હાથની અંગુઠા પાસેની આંગળી તૂટી ગઇ હતી. પોલીસે લાઠીપ્રહાર પણ કર્યો હતો. તેને લીધે બહેનો અને નાના બાળકોને ઇજા થઇ છે. એક બહેન ગિરજાના ઘરેમાં સાદા પોશાકવાળી પોલીસ અને પોશાકવાળો પોલીસ એ બે જણ ઘુસી ગયા હતા અને એ બહેનના બે વર્ષના છોકરા ઉપર લાઠી પ્રહાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. આ ઉપરાંત પણ બીજાં ઘણાં નિર્દોષ બહેનોને ઇજા થઇ છે.

| | | | |
|---|---|---|---|
| ૬૨૬ | ,, સ્વદેશકુમારી | લાહોર | — |
| ૬૨૭-૬૪૯ | શ્રી. ૨૩ બહેનો | ,, | — |
| ૬૫૦ | શ્રી. વિદ્યાવતી | અમૃતસર | — |
| ૬૫૧-૬૫૬ | ૬ દેશસેવિકા | નાગપુર | ૪ માસ સાદી |
| ૬૫૭-૬૫૮ | ૨ દેશસેવિકા | ,, | ૨ માસ સાદી |
| ૬૫૯ | શ્રી. શકુન્તલાદેવી | મદ્રાસ | ૬ માસ સાદી |
| ૬૬૦ | ,, અંજલક્ષ્મી અમ્મલ | ,, | ,, |
| ૬૬૧ | મીસીસ સેમ્યુઅલ આરોન | કાલીકટ | ૬ માસ સાદી |
| ૬૬૨ | , વેદવતી અમ્મા | ,, | ,, |
| ૬૬૩ | ,, સ્નેહલતાંબાઇ | ,, | ,, |
| ૬૬૪ | મીસીસ ટી. વી. નારાયણ | ,, | ,, |
| ૬૬૫ | , એક બહેન | ,, | ,, |
| ૬૬૬ | ,, સુનીતિબાળા દાસ | કરીમગંજ | — |
| ૬૬૭ | શ્રીમતી જગતનારાયણ | બીહાર | — |
| ૬૬૮ | શ્રી. મનોરમા શિંદે | મુંબાઇ | — |
| ૬૬૯ | ,, ડાહીબહેન | કરાંચી | — |
| ૬૭૦ | ,, ગિરિબાલા રોય | કલકત્તા | રૂ. ૫૦ વા ૧ માસ |
| ૬૭૧ | ,, સુનીતિદેવી | મુઝફ્ફરપુર | — |
| ૬૭૨-૬૭૬ | શ્રી. ૫ સત્યાગ્રહી બ્હેનો | કાલીકટ | ૧ વર્ષ સખ્ત કેદ |

પૂ. કસ્તુરબા જાન્યુઆરીની તા. ૨ જી એ ડાકોર ગયાં હતાં. ત્યાં શ્રી રણછોડરાયજીને વિદેશી કપડાંના વાઘા ચઢતા જોઇ તેમને લાગી આવ્યું હતું. એટલે તેમણે ખાદીનો એક તાકો પ્રભુશ્રીને વાઘા માટે અર્પણ કર્યો હતો. સખ્ત ચોકી અને પૂ. કસ્તુરબાના પ્રયત્નને પરિણામે ડાકોરના કાપડીયાઓએ ૫ માસ સુધી વિદેશી કાપડ નહિ ખરીદવા કે વેચવા ઠરાવ્યું છે.

ઉમરેઠમાં ગયા માસની શરૂઆતમાં બીનજકાતી મીઠાંનું વેચાણ થયું હતું. અને સરઘસ કાઢી સભા ભરાઇ હતી. સભામાંથી શ્રીમતી કાશીબહેન નામનાં સ્વયંસેવિકાને પકડી છોડી મૂકયાં હતાં. વિદેશી કાપડનો વેપાર બંધ કરાવવા કેટલાક ભાઇ બહેનોએ ઉપવાસ કર્યા હતા.

માતરમાં શ્રીમતી કૌશલ્યાબહેન અને શ્રીમતી સુંદર બહેનને ૨ માસ સખ્ત કેદની સજા થઇ છે.

સત્યાગ્રહ આશ્રમનાં સેવિકા શ્રીમતી ડાહી બહેન રાવજીભાઇ પટેલ ડાકોર જતાં હતાં, તેમને આણંદ સ્ટેશનેથી પકડી સજા કરવામાં આવી છે. મહેમદાવાદનાં શ્રીમતી પાર્વતી બહેનનો રૂા. ૧૫ નો દંડ વસુલ કરવા માટે પોલીસે કેટલીક વસ્તુઓ જપ્ત કરી છે.

આણંદમાં શ્રીમતી સુરજબહેન પટેલ, શ્રીમતી દીવાળીબહેન પટેલ, શ્રીમતી કાશી બહેન પટેલ અને શ્રીમતી મહાલક્ષ્મી બહેન વ્યાસને એક માસ કેદ, રૂા. ૫૦ દંડ વા ૧॥

માસ વધુ કેદ મળી કુલ ૨૫ા માસ કેદની સજા કરી છે. તા. ૧૭ મી એ શ્રીમતી કાશી બહેન ગામડીવાળાંને બીજી વાર પકડયાં છે.

નડિયાદમાં ડીસેમ્બર માસની આખરે સ્ત્રી દિન ઉજવાયો હતો. નવ ઠેકાણે બહેનોએ અખંડ રેંટીયા ચલાવ્યા હતા. પછી સંતરામ મહારાજના મંદિરમાં બધી બહેનોએ ભેગાં મળી રામધુન મચાવી, પ્રાર્થના કરી હતી. શ્રીમતી કપિલા બહેને પ્રસંગોચિત વિવેચન કર્યું હતું. ડીસેમ્બરની તા. ૨૬ મી એ જેલમાંથી છૂટી આવેલા એક નેતાનો સત્કાર કરવા દેશસેવિકા સંઘની બહેનોનુ સરઘસ સ્ટેશન પર ગયું હતું. સ્ટેશનથી થોડે દુર પોલીસે સરઘસ અટકાવ્યું હતું. એટલે બહેનો એ કલાક સુધી બેસી રહી હતી. રાત્રે ૮ા વાગે બહેનોને જવા દીધી હતી.

ઉત્તરસંડામાં ડીસેમ્બરની આખરે ગાંધી સપ્તાહને અંગે સ્ત્રી દિન ઉજવાયો હતો. રાષ્ટ્રગીતો — રાષ્ટ્રગરબા ગવાયા હતા બહેનો પ્રભાતફેરી રોજ કાઢે છે. ગયા માસની તા. ૧૩ મી એ ઉત્તરસંડા ગામજ મીન મહેસુલની સત્યાગ્રહમાં જોડાય તે માટે ૭ બહેનોએ ઉપવાસ આદર્યા હતા. ચાર દિવસના ઉપવાસને અંતે બહેનો ધારેલું પાર પાડી શકી છે.

ભરૂચમાં દેશ સેવિકા સંઘ મુંગુ મુંગુ પણ સારૂં કાર્ય કરી રહ્યો છે. પીઠાં અને કાપડની દુકાનો પર ચોકી કરવાનું કાર્ય સંઘની બહેનો કરે છે. પીઠાની ચોકીને પરિણામે દારૂનું વેચાણ લગભગ ૭૦ ટકા ઘટી ગયું છે.

## મહાત્મા ગાંધીજી અને બીજા આગેવાનોનો છૂટકારો.

ગોળમેજી પરિષદમાં વડાપ્રધાને હિન્દ વિષે કરેલી જાહેરાત ઉપર વિચાર કરવા માટે વાઇસરોય લોર્ડ ઇરવીને તા. ૨૫મીએ મ. ગાંધીજી અને ૧૯૩૦ની તા. ૧લી જાન્યુઆરીથી જેઓ હિન્દી મહાસભાની કાર્યવાહક સમિતિના સભ્યો તરીકે કામ કરી ચૂક્યા હોય તે સર્વ આગેવાનોને જેલમાંથી મુક્ત કરવાનું ફરમાન કર્યું. તે અનુસાર મ. ગાંધીજી અને શ્રીમતી સરોજિની નાયડુ તા. ૨૬મીને સોમવારે રાત્રે ૧૧ા વાગ્યે યરવડાના કારાગારમાંથી મુક્ત થઈ મંગળવારે વહેલાં પ્રભાતમાં મુંબાઇ આવી પહોંચ્યા હતા. મુંબાઇમાં તેમનાં દર્શન માટે મોટી મેદની જામી હતી મંગળવારે સાંજે આઝાદ મેદાનમાં પૂ. ગાંધીજી અને અન્ય નેતાઓના દર્શન કરવા માટે લગભગ ૪–૫ લાખની વિરાટ મેદની ભેગી મળી હતી. તેમાં બહેનોની સંખ્યા પણ ઘણી મોટી હતી. આવી મોટી મેદની કાબુમાં ન રહી શકયાથી ધક્કા મુક્કિ થઇ હતી. તેને પરિણામે કેટલાક ભાઇઓ ઉપરાંત ૪ બહેનો ઇજા પામ્યાં હતાં. ત્રણ બહેનોને બેભાન હાલતમાં ઇસ્પિતાલમાં મોકલવામાં આવ્યાં હતાં. તેમાંના ૬૦ વર્ષની વયનાં શ્રીમતી લક્ષ્મીબાઇ શામજીનું ઇસ્પિતાલમાં અવસાન નીપજ્યું છે. કેટલી બહેનોના હાથમાંથી બાળકો પડી જતાં તેમને ઇજા થઇ હતી.

શ્રીમતી સેનગુપ્તા તેમના પતિ સાથે મુક્ત થયાં છે. અને રાષ્ટ્રપતિ જવાહરલાલ તથા તેમનાં પત્ની શ્રીમતી કમળાનેહરૂ પણ મુક્ત થયાં છે.

મ. ગાંધીજી, બીજા આગેવાનો સાથે તા. ૨૭મીને મંગળવારે રાત્રે અલાહાબાદ ઉપડી ગયા છે. તેમની સાથે શ્રીમતી સરોજિની નાયડુ અને શ્રીમતી હંસાબહેન મહેતા પણ ગયાં છે.

તા. ૨૭મીએ કલકત્તાની કેટલીક મહાસભા સંસ્થાઓ ગેરકાયદેસર ઠરી છે. તેમાં નારી સત્યાગ્રહ સમિતિને ગેરકાયદેસર ઠરાવવામાં આવી છે.

મહાત્મા ગાંધીજીએ જેલમાંથી છૂટવા બાદ આપેલી મુલાકાતમાં જણાવ્યું છે કેઃ "**મારા મત પ્રમાણે, જ્યારે છેલ્લા દશકાનો ઇતિહાસ લખાશે ત્યારે તેમાં સર્વોત્તમ સ્થાન હિન્દની બહેનોને અપાશે. તેઓએ સ્વરાજ્યને વધારે નજીક આણ્યું છે તેમણે પોતાના અને પ્રજાના દરજ્જામાં વધારો કર્યો છે.**"

ભરૂચમાં તા. ૧૬ મી એ શોલાપુર દિન ઉજવાયો હતો. મેજીસ્ટ્રેટની મનાઈ છતાં સરઘસ કાઢ્યું હતું. તે વખતે દેશસેવિકા સંઘના કેટલાંક બહેનોને અટકમાં લીધાં હતાં. પોલીસે લાઠી પ્રહાર કર્યો તેમાં બહેનોને પણ ઈજા થઈ હતી. શ્રીમતી કુસુમબહેન દેસાઈ, શ્રીમતી નર્મદાબહેન ભટ્ટ, શ્રીમતી સવિતા ભગવતલાલ દવે, શ્રી મંજુલાબહેન દીવાન વગેરેને પકડી પાછળથી છોડી મૂકયાં હતાં.

જંબુસરમાં પણ એજ દિવસે બહેનોનું સરઘસ નીકળ્યું હતું. આ સરઘસને વિખરાઈ જવા જણાવ્યું પરંતુ તે વિખેરાયું નહિ એટલે શ્રીમતી કુમુદબહેન જોશી, શ્રીમતી ચંદનબહેન, શ્રીમતી લક્ષ્મીબાઈ, શ્રીમતી ભાગીબહેન એ ચાર બહેનોને પકડી રાત્રે છોડી મૂકયાં હતાં.

અંકલેશ્વરમાં શ્રીમતી લીલાબહેન હાંસોટીએ વિદેશી માલનો બહિષ્કાર કરવા આગ્રહ ભરી વિનતિ કરી હતી. તા. ૧૬ મીએ શોલાપુર દિન ઉજવાતાં શ્રીમતી જેકોરબહેન વિદ્યાર્થી, શ્રીમતી કાંતાગૌરી, શ્રીમતી ઉમિયાગૌરી માસ્તર, શ્રીમતી સવિતાબહેન ગાંધી, શ્રીમતી જમનાબહેન, શ્રીમતી રમણીકગૌરી સોની એ ૭ બહેનોને ગિરફતાર કરી પાછળથી છોડી મૂકયાં હતાં. લાઠી પ્રહારથી એક બે બહેનોને પણ ઈજા થઈ હતી.

આમોદમાં ગયા માસમાં સ્વયંસેવિકા બહેનોએ ઉપવાસ આદરવાથી, વિદેશી કાપડે સીલ કરાવવા કાપડીયાઓ તૈયાર થયા હતા. દરજીઓએ ૪ માસ સુધી વિલાયતી કાપડ ન સીવવા ઠરાવ કર્યો છે.

સુરતમાં ગાંધીદિન ઉજવાયો હતો. તે વખતે શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુકલ અને શ્રીમતી વસુમતી ઠાકોરની આગેવાની હેઠળ ૩૬ બહેનો સરઘસને મોખરે ચાલતી હતી. પોલીસે બહેનોને ગિરફતાર કરી હતી. આમાંથી શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુકલને બે આરોપોસર રૂ. ૨૦૦, શ્રીમતી વસુમતી ઠાકોરને બે આરોપોસર રૂા. ૩૦૦ અને બીજાં બહેનો શ્રીમતી વિલાસિકા, શ્રીમતી કુસુમબહેન શ્રીમતી સર્યુદાબહેન, શ્રીમતી વસુમતીબહેન કાપડીયા, શ્રીમતી હસમુખબહેન ત્રિવેદી, શ્રીમતી રત્નમણિબહેન, શ્રીમતી વીરમતીબહેન, કાપડીયા, શ્રીમતી કુસુમબહેન ત્રિવેદી અને શ્રીમતી કૌશલ્યાબહેનને બે આરોપોસર રૂ. ૫૦ ના દંડની સજા કરી છે. ૩ બહેનોને નિર્દોષ ઠરાવ્યાં હતાં.

તા. ૧૬ મીએ સુરતની વિદ્યાર્થી એસોસીએશન તરફથી શોલાપુર દિન ઉજવાયો હતો. તે માટે મેજીસ્ટ્રેટના હુકમનો ભંગ કરવા માટે પ્રમુખ શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુકલને પકડી છોડી મૂકયાં હતાં, પાછળથી તેમના ઉપર સમન્સ કાઢવામાં આવ્યો છે.

કરાડીમાં ડીસેમ્બરની આખરે સબરસ સત્યાગ્રહ આદરવામાં આવ્યો હતો. શ્રીમતી ગુલાબબહેન ફકીરભાઈ, શ્રીમતી સોનાબાઈ, શ્રીમતી મોતીબહેન, શ્રીમતી કાશીબહેન વગેરેએ તેમાં ભાગ લીધો હતો. કરાડા આશ્રમવાળા શ્રી. આપ્ટેની તપાસ થતી હતી. તે વખતે કોર્ટમાં હાજર રહેલાં તેમનાં પત્ની શ્રીમતી શારદાબહેન આપ્ટેને પકડયાં હતાં. અને તેમને મછાડ ગામમાં ભાષણ કરવા માટે રૂા. ૧૦૦ દંડ વા ૩ માસ સાદી કેદની સજા કરી છે. દંડ ન ભરતાં શ્રી. શારદાબહેને જેલ સ્વીકારી છે. બારડોલીવાળાં શ્રીમતી ડાહીબહેનને મીઠાંના કાયદાના ભંગ માટે કરાડી મટવાડમાં પકડયાં છે.

વલસાડમાં શોલાપુર દિનને અંગે ૧૪૪ મી કલમ પ્રમાણેનો મનાઈ હુકમ ભંગ કરી સરઘસ કાઢવા માટે શ્રીમતી ગજરાબહેન દેસાઈ, શ્રીમતી ચંપાબહેન દેસાઈ, શ્રીમતી મંગળાબહેન ગોળવાળા અને શ્રીમતી પાર્વતીબહેન દેસાઈ એ ૪ બહેનોને પકડયાં હતાં,

તેમાંથી શ્રીમતી ગજરાબહેન અને શ્રીમતી અંબાબહેનને અનુક્રમે રૂ. ૭૫ અને રૂ. ૫૦ દંડ વા બે માસની સજા થઇ છે.

ચીખલીમાં બહેનો પીઠાં ઉપર ચોકી કરે છે. રાજુલામાં પણ બહેનોએ ચોકી કરવા માંડી છે. પીઠાંવાળા બહેનો ઉપર કચરો નાંખી હેરાન કરે છે છતાં બહેનો ચોકી કરેછે. પીપળોદમાં પણ બહેનો પીઠાં પર ચોકી કરેછે. એક પીધેલ પઠાણે દાતરડાંથી બહેનોને મારવાની ધમકી આપી હતી.

વાનરસેના પરિષદને અંગે સુરત ગયેલાં શ્રીમતી હંસા બહેને જલાલપુર તાલુકાના હિજરતીઓનાં માંડવાની મુલાકાત લઇ રેંટિયા વર્ગ ખુલ્લો મૂકયો હતો.

ગયા માસ દરમ્યાન ધોલેરાના ૧૩ માં સરદાર શ્રીમતી દેવીબહેન પટ્ટણી ગિરફતાર થતાં, તેમને ૪ માસ સાદી કેદ રૂા. ૧૦૦ દંડ વા ૧।। માસ વધુ કેદની સજા થઇ છે. બે આરોપોસર આ સજા ભેગી અમલમાં મુકાતાં તેઓને ૭ માસ જેલ ભોગવવી પડશે.

ચાણસ્મામાં શ્રીમતી લક્ષ્મીબહેન દોસાણીએ બીજા ભાઇઓ સાથે વિદેશી કાપડની દુકાનો ઉપર સખ્ત ચોકી કરી ઉપવાસ શરૂ કરતાં કાપડીઆઓએ વિદેશી કાપડે સીલ કરવા કબુલાત આપી હતી.

ગયા માસની શરૂઆતમાં પાટણમાં સામુદાયિક સત્યાગ્રહ સફળ થયો હતો. કડી પ્રાંત યુવકસંઘના કાર્યકર્તાઓ સાથે પૂ. અબ્બાસ સાહેબનાં પુત્રી કુમારી રૈહાના તૈયબજીની આગેવાની હેઠળ ૭૦૦ સ્ત્રીપુરૂષ બાળકોએ વિદેશી કાપડની દુકાનો ઉપર ઉપવાસ આદરી ચોકી શરૂ કરી હતી. તા. ૫ મીથી ૮ મી સુધી આ ઉપવાસક્રમ ચાલુ રહ્યો. ૩ વર્ષની છોકરીથી માંડી ૭૦ વર્ષનાં ડોસી સુધીનાંએ આ સત્યાગ્રહમાં ભાગ લીધો હતો. શ્રીમતી રૈહાના બહેનની તબીયત સારી રહેતી ન હોવા છતાં, તેમણે આ તપશ્ચર્યા આદરી હતી. શ્રીમતી રૈહાના બહેન સંગીતની ધૂન મચાવી તથા ભાષણ કરી પ્રેરણા આપી રહ્યાં હતાં. રાત્રિ દિવસ ચોવીસે કલાક આ ઉપવાસ સત્યાગ્રહ ચાલુ રહ્યો હતો. પરિણામે કાપડીયાઓ વિદેશી કાપડને સીલ કરાવવા તૈયાર થયા હતા. શ્રીમતી રૈહાના બહેનને નબળી તબીયતને અંગે વખતોવખત મૂર્છા પણ આવી હતી.

ભાવનગરમાં વિદેશી કાપડના વેપારીઓએ તા. ૨૯મી ડીસેમ્બરે વિદેશી કાપડના માલે સીલ કરવા કબૂલેલું. તેને ૨૨ દિવસ થઇ ગયાં છતાં કાંઇ પણ થયું નહિ, અને ચોરી છૂપીથી વિદેશી કાપડનો નિકાલ થવા માંડયો એટલે તા. ૨૦મીની રાત્રીથી ઉપવાસ શરૂ થયા છે. તેમાં શ્રીમતી શારદાબહેન પુલચંદ શાહ અને શ્રીમતી સોનાબહેન કાનજીભાઇ પણ જોડાયા છે.

પોરબંદરની બહેનોમાં અજબ જાગૃતિ આવી છે. બહેનોએ એક મોટી સભા ભરી લગ્નસરામાં પણ આગળ ઉપર લીધેલું વિદેશી કાપડ ન પહેરવા ઠરાવ કર્યો છે અને સેવિકા બહેનોની એક ટુકડી ઉભી કરી છે. ૧૬ બહેનો વિદેશી કાપડની દુકાને ચોકી કરવા પણ મંડી છે. બધું મળી ૨૨ બહેનો ચોકીના કામમાં જોડાઇ છે. ખોજા કોમે પણ વિદેશી કાપડનો બહિષ્કાર કરવા ઠરાવ્યું છે.

કાઠિયાવાડમાં ઠામ ઠામે વિદેશી કાપડનો વેપાર બંધ કરાવવા બહેનો નીકળી પડી છે. મહુવામાં સ્વયંસેવકોએ ઉપવાસ શરૂ કર્યા. તેમની સહાનુભૂતિમાં આખા ગામના સ્ત્રી પુરૂષ બાલકો લગભગ ૩૦૦૦ ની સંખ્યામાં ઉપવાસ કરવા મંડયા. પરિણામે વેપારીઓ વિદેશી કાપડે સીલ કરવા કબૂલ થયા.

અમરેલીમાં પણ મોટા મોટાં ખાનદાન કુટુંબની બહેનો શ્રીમતી સવિતાબહેનની આગેવાની હેઠળ ચોકી કરવા નીકળી પડી હતી. બહેનોએ ઉપવાસ આદર્યા અને પરિ-

ણામે કાપડીયાઓ વિદેશી કાપડે સીલ લગાડવા તૈયાર થયા. અમરેલીની ઘણી ખરી બહેનો ચલાલા, કુંડલા વગેરે સ્થળે ફરી ચોકીનાં કાર્યમાં જુસ્સો આપી રહી હતી.

બોટાદ, લાઠીદડ વગેરે ઘણાખરાં ગામડાંઓમાં વિદેશી કાપડે તાળાં મરાઇ ગયાં છે.

લખતરમાં પણ વિદેશી કાપડનો વેપાર બંધ કરાવવા બહેનોએ ઉપવાસ કર્યા હતા. તેમાં મ. ગાંધીજીનાં પુત્રવધુ શ્રીમતી નીમુબહેન, શ્રીમતી કમળાબહેન તથા એક વૃદ્ધ ડોસી મા પણ જોડાયાં હતાં. આખરે વિદેશી કાપડે સીલ થયાં હતાં.

રાજકોટની બહેનો પણ ઠીક મદદ કરી રહી છે. નાગનેશમાં પણ વિદેશી કાપડે સીલ થયાં છે.

**મુંબાઇ ઇલાકો:**

કરાંચીનું રાષ્ટ્રીય સ્ત્રીમંડળ તા. ૫ મીએ ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યું છે.

કરાંચીમાં તા. ૧૧ મી એ રામબાગ મેદાનમાં સભા ભરવાનો પ્રયત્ન કરતાં ૨૦ બહેનોને પકડયાં છે. આ બહેનો તપાસ હેઠળ હતાં તે વખતે તેમને સી વર્ગમાં રાખવામાં આવ્યાં હતાં. આ બહેનોને કોર્ટ ઉઠે ત્યાં સુધીની શિક્ષા ફરમાવવામાં આવી હતી. કરાંચીના સરમુખત્યાર શ્રીમતી ઠીકીબહેન લાલવાણીને ૨ માસ સાદી કેદની સજા થઇ છે. હવેની સમિતિમાં કુમારી પાર્વતી ગિદવાણી પણ નીમાયાં છે.

શિકારપુરનાં પહેલાં બાનુ સરમુખત્યાર શ્રીમતી ગંગાદેવી બે માસની જેલ ભોગવી ગયા માસમાં હૈદ્રાબાદ જેલમાંથી છૂટયાં છે. તેમણે કરાંચીમાં મનાઇ હોવા છતાં સરઘસની આગેવાની લઇ સભામાં ભાષણ આપ્યું હતું.

સિંધમાં પ્રચારકાર્ય માટે બે બહેનો કેટલાક કાર્યકર્તાઓ સાથે પ્રવાસ કરી રહ્યાં છે.

ખાદી પ્રચારાર્થે શ્રીમતી મીરાંબહેન સિંધના પ્રવાસે ગયાં હતાં. ખાદીપ્રચારને અંગે તેઓ ભાષણો કરી રહ્યાં છે. જેકારાબાદમાં તેમને ભાષણ કરવાની મનાઇ થઇ છે.

સીરસી ( ધારવાડ ) માં પ્રભાતફેરીઓ સામે બંધી હોવા છતાં ડીસેમ્બરની આખરે બહેનોની ૪ ટુકડીએ પ્રભાતફેરી કાઢી હતી. બધી બહેનોને ગાળ દઇ પકડી હતી. બધું મળી ૫૦ બહેનો પકડાઇ હતી. પાછળથી બધીને છોડી મૂકી હતી.

બેલગામમાં મનાઇ હુકમ છતાં બહેનોએ રાષ્ટ્ર ધ્વજ વંદન કરવા જવા માટે સરઘસ કાઢયું. એટલે કેટલાંક બહેનોને પકડી જામીન ઉપર છોડયાં. પણ બીજાં બહેનોએ શાંતિથી ધ્વજ વંદન માટે સરઘસ કાઢયું. એટલે પોલીસે નીચેનાં બહેનોને પકડી જામીન ઉપર છોડયાં છે. શ્રીમતી લક્ષ્મીબાઇ સોહાની, શ્રીમતી ગંગુબાઇ સોહાની, શ્રીમતી કાશીબાઇ ગદ્રે, શ્રી. લક્ષ્મીબાઇ જોશી, શ્રી. સત્ય ભામાબાઇ પ્રભુ, શ્રી મનુબાઇ ગુંજીકર, શ્રી. કમળાબાઇ ગુંજીકર, શ્રી. કમલાબાઈ નાયક, શ્રી. યેસુબાઇ પાટીલ, શ્રી. તારાબાઇ જોશી, શ્રી. શાન્તાબાઈ કોવાડકર, શ્રી. યમુનાતાઇ ધારવાડકર, શ્રી. પાર્વતીબાઇ કારજેકર, શ્રી. દુર્ગાબાઈ કારજેકર, શ્રી. શાન્તાબાઈ નાડકરણી અને શ્રી. તુલસીબાઇ અનીહિન્દી. બીજાં બહેનો તો શાન્તિથી આવી ધ્વજવંદન કરી જતાં રહ્યાં.

**સંયુક્ત પ્રાંત:**

દિલ્હીમાં વડીધારાસભાની બેઠક તા. ૧૪ મીએ શરૂ થતાં, નવા પ્રમુખ ''ચુંટાય ત્યાંસુધી પ્રમુખ સ્થાન લેવા માટે'' શ્રી. ષણ્મુખમ ચેટીને જણાવ્યું હતું. એટલે દીલ્હીની સ્વયંસેવિકાઓએ શ્રી. ષણ્મુખમ્ ચેટી પાસે રાજીનામું અપાવરાવવા તેમને નિવાસસ્થાને ચોકી કરી હતી. ચોકી કરવા પહેલાં, બહેનોએ આજીજી ભર્યો પત્ર લખી શ્રી. ચેટીને

હતી. અને કેટલાંક કાગળીયાં તથા ચોપડાં જપ્ત કર્યાં હતાં. એક બીજી વિદ્યાર્થીની, પિતાને ઘરે રહેતી હતી ત્યાં તેના ઓરડાની પણ ઝડતી લીધી હતી.

**પંજાબ:**

લાહોરમાં બઝાર હદીમાં ચોકી કરવા માટે ગયા માસમાં એકી સાથે ૨૪ બહેનોને ગિરફ્તાર કરવામાં આવી હતી. આમાં શ્રીમતી સ્વદેશકુમારી તેમજ, ઝુત્સી બહેનો પણ છે. શ્રીમતી સ્વદેશકુમારી અને બીજી બે બહેનોને દુકાનદારોએ ગાળ દીધી હતી. હજી ચોકી ચાલુ છે. આ પકડેલાં બહેનોને રૂ. ૧૦૦૦ ના જામીન ઉપર છોડવા જણાવ્યું હતું, પરંતુ તેમણે જામીન આપવા ના પાડતાં કેસ ૨૪ મી ઉપર મુલતી રહ્યો હતો.

અમૃતસરમાં શ્રીમતી વિદ્યાવતી પકડાયાં છે.

**મધ્યપ્રાંત-બીરાર:**

જંગલમાંથી લાકડાં કાપી લાવવા માટે આકોલામાં એક ખેડુત બહેનને ગિરફતાર કરવામાં આવ્યાં. તે સામે વિરોધ દર્શાવી ૫૦૦-૬૦૦ બહેનોએ જંગલ સત્યાગ્રહ કરી જંગલમાંથી લાકડાં કાપી લાવી ખુલ્લાં બઝારમાં તેનું વેચાણ કર્યું. તા. ૨૪ મીથી આકોલાનાં ભગિનિ મંડળે શ્રીમતી ગંગુબાઇ બાપટની સરદારી હેઠળ ચોકી શરૂ કરી છે.

માલવણમાં બહેનોએ ગયા માસ દરમ્યાન સરઘસ કાઢયું હતું.

નાગપુરમાં એક મુસ્લીમ વેપારીની દુકાન ઉપર ચોકી કરવા માટે ૬ સ્વયંસેવિકાઓને ૪ માસ સાદી અને બે બહેનોને ૧ માસ સાદી કેદની સજા થઇ છે.

શોલાપુરના શહીદોના માનમાં નાગપુરની બહેનોએ સરઘસ કાઢયું હતું.

**મદ્રાસ:**

મદ્રાસમાં શ્રીમતી શકુન્તલાદેવી અને શ્રીમતી અંજલક્ષ્મી અમ્મલને ૬ માસ સાદી કેદની સજા થઇ છે.

તામીલ નાદુ વિગ્રહસભાના સભ્યપદે શ્રીમતી લક્ષ્મી આવ્યાં છે.

પેડાપુરમમાં તા. ૨૬ મી ડીસેમ્બરે ધનુર્માસ માટે ભેગી મળેલી મંડળી ઉપર પોલીસે લાઠી પ્રહાર કર્યો હતો. તેથી શ્રમતી કામેશ્વરામ્મા અને બીજાં સ્ત્રી બાળકોને પણ ઇજા થઇ હતી.

કાલીકટનાં સરમુખત્યાર શ્રીમતી સેન્યુઅલ આરોન, શ્રીમતી વેદવતી અમ્મા શ્રીમતી સ્નેહલતાબાઇ, મીસીસ ટી. વી. નારાયણ અને બીજા એક બહેનને રાષ્ટ્રધ્વજવંદન કરવા માટે પકડી ૬ માસ સખ્ત કેદની સજા કરવામાં આવી છે. વધુમાં ૬ માસ સારી ચાલ રાખવા માટે રૂ. ૧૦૦નાં બે જામીનની પણ માંગણી થઈ છે. કાલીકટમાં ૫ સત્યાગ્રહી બહેનોને એક વર્ષ સખ્ત કેદની સજા થઇ.

ખાદી અને સ્વદેશી પ્રચાર માટે મુંબઈથી શ્રીમતી એમ. કમલમ્ અને તેમના બે બ્હેનો કેનેનોર ગયાં છે.

**પ્રકીર્ણ:**

તા. ૨૬ મી જાન્યુઆરીએ આખાં હિંદમાં સ્વાતંત્ર્ય દિન ઉજવાયો હતો.

કરીમગંજમાં મહિલાસંઘના મંત્રી શ્રીમતી સુનીતિબાલા દાસને ૧૪૪ મી કલમનો ભંગ કરવા માટે પકડયાં છે. બીહારમાં શ્રીમતી જગતનારાયણલાલને પકડયાં છે.

કર્ણાટકનાં પહેલાં સત્યાગ્રહી બહેન શ્રીમતી અંબુતાઇ ૨ માસ સજા ભોગવી છૂટયાં છે.

ગૌતીનાં શ્રીમતી ચંદ્રપ્રભા સૈકીઆની પાસે રૂ. ૧૦૦૦ ની બે જામીનગીરી કેમ ન માંગવી એવી નોટીસ આપવામાં આવી છે.

મુઝફ્ફરપુરમાં શ્રીમતી સુનીતિદેવીને પકડયાં છે.

તા. ૨૯-૧-૩૧

" મોટાભાઇ "



ચિત્રકાર : ] રસિકઃ સૈરી, તને ગમે તે આમાંથી લઇ લે [ રા. કનુ દેસાઇ

पत्नी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फ[illegible] गुज[illegible]ती सभाने
શ્રીયુત [illegible] આણંદજી ચાવડા.
ત[illegible] ..વિનય સપ્રેમ ભેટ.




પુસ્તક ૧૬ : માર્ચ ૧૯૩૧ : અંક ૧

# કજીઆળો !

[ ગુજરાતના એક જાણીતા કવિ, જેઓ દેશસેવા કરતાં રાજકેદી બન્યા છે, તેમનું આ કાવ્ય છે. તંત્રી ]

કોણ કહે કજીઆળો મુજને ?
કોણ કહે કજીઆળો રે ?
બ્હેન કહે કજીઆળો વીરને
બ્હેન કહે કજીઆળો રે !

મન મારૂં આકાશે તરતું,
વાદળીઓની સાથે ફરતું,
બા કહેશે કે 'લેસન કર તું !'
ઠપકો દેતી ઠાલો રે—કોણ

ઍરોપ્લેનને ઉડતું દેખું,
જાણે જઈ ગગનમાં ઠેકું,
બાપુ ત્યાં ગોખાવે લેખું !
મરજો લેખાંવાળો રે !—કોણ૦

ઘુંટું જ્યાં પાટી પર મીંડાં,
સાંભરતાં રૂપાળાં ઈંડાં,
શોધું છું ક્યાં ક્યાં પંખીડાં
બાંધે બેઠાં માળો રે ?—કોણ૦

ઉંડા ઉંડા દરિયા ઉપર,
શી રીતે દોડે છે સ્ટીમર ?
પૂછું રે કોઇ આપો ઉત્તર !
મારી શંકા ટાળો રે—કોણ૦

પૂછું તો બા ! શીદ ખીજાતાં ?
કેમ નથી કંઇ ગીતો ગાતાં ?
મુંગા મુંગાં ઉંઘી જાતાં,
કેમ જશે શિયાળો રે—કોણ૦

મારા મનના કૈંક વિચારો,
કોને જઇ હું કહું બિચારો ?
ડગલે ડગલે મળતો ડારો,
કોઇ ન કાં પંપાળો રે ?—કોણ૦

આવી દૂધલિયાળી રાતો;
કહો આ તારાઓની વાતો;
શી રીતે આ આભ સુહાતો !
ઝગમગ ભાત્યો વાળો રે—કોણ૦

ખીજાયા વિણ, ખોળે લઇને,
સમજાવો આલિંગન દઈને;
બેસીશ ડાહ્યો ડમરો થઇને
હું તો સાવ સુંવાળો રે ! કોણ૦

પણ જો તરછોડયા કરશો તો,
મોઢું મચકોડયા કરશો તો,
મનડું સંકોડયા કરશો તો.
વધશે મુજ ગોટાળો રે.

કોણ કહે કણી 'મુજને ?
કોણ કરે કણીઆળો રે ?

'રાજકેદી'




વોરાજીની દાઢી લાંબી ને પાતળી હતી. માથે વોરાજી નાની સરખી ટોપી પહેરે. અંગે અંગરખું ને નીચે પહોળી ચોયણી.

વોરાજી વહેલી દુકાન ઉઘાડે ને સાવરણી લઇ વાળી નાખે. વોરાજી અંગરખું ખીલીએ મૂકે ને સદરો પહેરી સગડી સળગાવે, ખૂણામાં એક સગડી તે ઉપર એક ભુંગળું. ભુંગળું છાપરામાંથી બહાર જાય ને સગડીના ધુમાડા કાઢે. સગડી તપે ને ખડીયા તપવા મૂકે. વોરાજી ટીનનો ડબ્બો કાપીને કટકા કરે, ને બાટલીમાંથી એસીડ કાઢે. વોરાજી ઘાસલેટ બાળવાના ડબ્બા બનાવે. આમ કરીને પતરૂં વાળે ને રેલી દે. નાનું પતરૂં ઉપાડે ને મોઢીયાનો ઘાટ બનાવે. લાંબી પટ્ટી ઉખાડે ને ભુંગળી બનાવે. એટલી બધી ભુંગળી કરી નાખે, એટલા બધા ડબલાના ઘાટ કરે ને પછી ભુંગળી,

મોઢીઉં ને ડબલું રેવતા જાય ને એક એક ડબ્બો કરતા જાય.

વોરાજી લોઢાની કીટલીઓ બનાવે. ડબ્બા બનાવે. ગળણીઓ બનાવે. બાટલી કાઢવાની ખડીઓ બનાવે. પીચકારીઓ બનાવે, દિશાએ જવાનાં ડોલચાં બનાવે.

વોરાજી બાર ઉપર એક વાગ્યે રોટલા જમવા જાય. બે વાગ્યે પાછા આવીને નવો માલ વેચવા માટે ગોઠવે ને ફ્રેમો જડવા બેસે. કૃષ્ણની ફ્રેમ જડે, ક્રાઇસ્ટની ફ્રેમ જડે ને કોઇક મહાત્માની છબી આપી ગયું હોય તો તેની ફ્રેમ પણ કાઢે જ. ગોપિચંદની ફ્રેમ ને ગોવિંદસીંગની ફ્રેમ ને બધાની ફ્રેમો વોરાજીની સામે એક સરખી. લાંબી ફ્રેમોમાંથી બાજુઓ કાપી કાઢે. પૂઠા ઉપર છબી મૂકે, છબી ઉપર કાચ મૂકે, ફ્રેમો ગોઠવી ખીલીઓ લગાડે. એક ફ્રેમ સંધાયઃ પાંચ દશ ફ્રેમો વોરાજી કરી નાખે.

વોરાજી નાની નાની ચીજો પણ વેચે, બટન વેચે, સોય વેચે, ડાબલી વેચે, શીશીઓ વેચે, શીશા વેચે, પંપુડાં પણ વેચે. અઠવાડિયે એક વાર વોરાજી ફેરીએ નીકળે. કોથળા લે, ગાસલેટના ડબા ઉપાડે શીશા ને શીશીઓ ખરીદે, ને જુના માલને નવો કરવા જુનો માલ લઇ આવેઃ વખતે વોરાજી ફેરીઆ થઇને ફરે, કાંસકી વેચે, સોય વેચે, બંગડી ને વીંટીઓ ને દાંતિઆં વેચે. બપોરે સ્ત્રીઓ નવરી હોય ઘેર બેઠાં કાચનાં કચોળાં, ને માથાની પીનો આપી વોરાજી બમણો ભાવ લે, ને તર ખીસ્સે પાછા વળે.

વોરાજી સાંઝ પડયે ઘેર જાય. ટોપી કાઢી હેઠા બેસે. દિવસ આખાની મહેનત, ખાસો મજાનો થાક લે. વોરાજી નિરાંતે બેસે. વોરાજીને માથે દેવું નહિ, દુશ્મન નહિ, વોરાજીને મોટી ચિંતા નહિ, ફિકર નહિ, વોરાજીને કલબ નહિ, પાર્ટી નહિ, વોરાજીને લખવું નહિ, વાંચવું નહિ, વોરાજી લેખક નહિ, તંત્રી નહિ.

વોરાજી ને વોરીજી લાડવા કરીને ખાય. સકીનાને સાચવે, પીસાને કુરાન પઢાવે. ને રાત દિવસ મઝા કરે!

# ઢેલડી

ઢેલડી ભગવાનની ભાણેજ,
ઢેલડી રાતે રમવા નીસરી રે.

ઢેલડીને પગ પરમાણે ઘુઘરા રે
ઢેલડીને ઘુઘરે લીધો વાદ, ઢેલડી ભગવાનની ભાણેજ,
ઢેલડી રાતે રમવા નીસરી રે.

ઢેલડીને નાક પરમાણે નથડી રે,
ઢેલડીને નથડી એ લીધો વાદ,
ઢેલડી ભગવાનની ભાણેજ,
ઢેલડી રાતે રમવા નીસરી રે.

ઢેલડીને, ડોક પરમાણે આંસડી રે,
ઢેલડીને આંસડીએ લીધો વાદ,
ઢેલડી ભગવાનની ભાણેજ,
ઢેલડી રાતે રમવા નીસરી રે.

ઢેલડીને હાથ પરમાણે ચુડલા રે,
ઢેલડીને ચુડલે લીધો વાદ,
ઢેલડી ભગવાનની ભાણેજ,
ઢેલડી રાતે રમવા નીસરી રે.

ઢેલડીને કાન પરમાણે વા ળી ઉં રે,
ઢેલડીને વાળીએ લીધો વાદ,
ઢેલડી ભગવાનની ભાણેજ,
ઢેલડી રાતે રમવા નીસરી રે.

# આ બધો મહીમા છે!

આ સૂરજ ને ચાંદો છે,
આ દરિયો ને નદી છે,
આ ડુંગરો ને પહાડ છે,
આ ધરતી ને આકાશ છે,
આ બધા એનો મહીમા છે!
આ કીડી ને આ કુંજર,
આ ગરૂડ ને આ ચકલી,
આ રાઈ ને આ કોળું,
આ અળશીયું ને આ અજગર,
આ બધો એનો મહીમા છે!
શિયાળો પછી ઉનાળો ને,
ઉનાળા પછી ચોમાસું ને,
ચોમાસા પછી શિયાળો ને,
વળી પાછું એનું એ.
આ બધો એનો મહીમા છે!
આ મગતરૂં ને આ માનવી,
આ કુવો ને આ મહેલાતો,
આ કણ ને આ હીરો,
આ રંક ને આ રાજા,
આ બધો એનો મહીમા છે!
એને આપણે ચરણે જઇએ,
એને આપણે અનુસરીએ,
એને આપણું અર્પણ કરીએ,
એમ આપણે કૃત થઇએ,
આ બધો એનો મહીમા છે!

ગિજુભાઇ




લેખકઃ રા. વિષ્ણુપ્રસાદ અમૃતલાલ ભટ્ટ

હું નાનો હતો ત્યારે–ફળીઆમાં ખાડો ખોદી કુવો કરતો, સાંઠીકાંનું મંઠાણુ કરતો અને ગારાના બળદ કરી જોડતો. કોઇક-વાર સુતારને ત્યાં જતો ને લાકડાના બળદ લઈ આવતો. લાકડાનું ગાડું ને લાકડાના બળદ જોડી ગાડું હાંકતો. કેવી મજા! ગારામાં તો હું બહુ રમતો. ગારાની તો રેલગાડી બનાવતો ને ઘાસલેટવાળું છાણું મૂકી તાપ કરતો; પણ રેલગાડી તો ચાલતી નહિ એટલે નિરાશા થતી–એક ઘર ભાંગે તેટલી નિરાશા થતી.

હું નાનો હતો ત્યારે–દેડકું ભાળું કે છોડુંજ નહિ. દેડકાં પકડવાં મને બહુ ગમતાં. જ્યારે તે મુતરી જાય ત્યારે છોડી દેતો. રાતે પાંજરામાં કટકો રોટલો મૂકતો એટલે ઉંદરડા બહુ ભરાતા. પછી તેમની પુંછડી પકડી તેમને ખીજવતો. ટીડડાં પકડવા ખેતરોમાં દોડતો; પણ હાથમાં ન

આવે ત્યારે રોતો. પારેવાંને તો દરરોજ ફળીઆમાં ચણ નાંખતો. તેમને ચણતાં જોઇ મને બહુ આનંદ થતો. આજે પણ તેમને ચણતાં ભાળી બહુ ખુશી થાઉં છું.

હું નાનો હતો ત્યારે-ખેતરોમાં વાસે જતો. વાંસળી સાંભળવી મને બહુ ગમે, અને ખંજરી વગાડતાં તો થાકું જ નહિ. ખંજરી બોદી બોલે એટલે એને તપાવતો. એક દિવસ ધૂનમાં ને ધૂનમાં એટલી તપાવી કે તે બળી ગઇ!

હું નાનો હતો ત્યારે—નવરાત્રિમાં ગરબી બહુ ગાતો. "ભીમે ગેડીઓ લીધો હાથ." એ ગરબી હું બહુ ચગાવતો. રાસડા ગમે પણ ગરબી જેવા નહિ. ગરબી ગાયા પછી વેશ કાઢીએ ત્યારે પ્રહ્લાદજીનો વેશ હું લેતો. પ્રહ્લાદજી મને બહુ ગમે. કેવી એમની ભક્તિ ને કેવું એમનું ભણતર!

હું નાનો હતો ત્યારે-મને થતું કે હું સારામાં સારો ખેડુત બનું. ખેતીમાં કેવી મઝા! ભજન લલકારવાં ને હળ હાંકવું અને એમને કાંઇ દુઃખ છે?

હું નાનો હતો ત્યારે-ચોકખાઇ તો બહુ રાખું. મારી ગાયની ગમાણ સાફ રાખું, મારી બાને દૂધનું દોણું સાફ કરી દઉં, કોઢમાંથી છાણ ઉસરડી લઉં અને ઢાળીઉ પણ ચોકખું રાખું.

હું નાનો હતો ત્યારે-આવું આવું કરતો કારણકે એવું મને બહુ ગમતું.

---

## લોભી સાધુ

એક નાના ગામડામાં એક ગરીબ વાણીઓ રહેતો હતો. તેને ત્યાં એક વખત કોઇ સાધુ આવ્યા.

'તુમેરા નામ કયા?' વાણીએ પૂછયું.

'હુમેરા નામ સંતોષદાસ'. સાધુએ જવાબ આપ્યો.

'તુમ જમેગા કે સીધા લેગા?' વાણીએ પૂછયું.

'દોનું કરેગા'. સંતોષદાસ બોલ્યા.

'તો તો હું ગરીબ માણસ મરી જાઉં'. વાણીએ દીન પ્રાર્થના કરી.

'તો તો બારમા બી ખાઉં!' સાધુ મહારાજે પોત પ્રકાશ્યું.

'નામ પાડનારી ભૂલી!' વાણીએ કહ્યું.

'ભ્રમર'




## નવટાંકું

ટીપુંક તેલ મેં માગી લીધું,
નવટાંકું નવટાંકું.

મેં નાંખ્યું, મારી નણુદીએ નાખ્યું,
નવટાંકું નવટાંકું.

વધ્યું એટલું કુલડીમાં રેડ્યું,
નવટાંકું નવટાંકું.

પાડોશણ આવી દેવતા લેવા,
નવટાંકું નવટાંકું.

ઠેબુ મારી ઢોળી નાખ્યું,
નવટાંકું નવટાંકું.
રાંધણીઆમાં રેલમ છેલમ,
નવટાંકું નવટાંકું.
ઓસરીમાં પાટ ભરાણી,
નવટાંકું નવટાંકું.
શેરીમાં તો વહાણ ચલાવ્યાં,
નવટાંકું નવટાંકું.
ગામનો મુખી ઘેંસ ખાય લુખી,
નવટાંકું નવટાંકું.
ગામનો પટેલ પાડે ચડીઓ,
નવટાંકું નવટાંકું.
પટલાણી તો પૂંછડે વળગી,
નવટાંકું નવટાંકું.
ગામનો પગી ઘોડે ચડીઓ,
નવટાંકું નવટાંકું.
શેઠના છોકરાં શીંકે ચડીઆં,
નવટાંકું નવટાંકું.
ઢેઢનાં છોકરાં ઢોળે ચડીઆં,
નવટાંકું નવટાંકું.
ટીપુંક તેલ મેં માગી લીધું,
નવટાંકું નવટાંકું.
મેં નાખ્યું મારી નણદીએ નાખ્યું,
નવટાંકું નવટાંકું.



## ગણાનું ઝાડ

એક હતો ભરવાડ. તેના ઘરમાં તેની મા શિવાય કોઈ નહતું. ભરવાડ રાજાનાં ઢોર ચરાવતો. સવારે જાય અને સાંજે ઘેર આવીને ખાય.

એક દિવસ તે રાજાએ બધા ચાકરોને ગણા કરીને ખવરાવ્યા; પણ ભરવાડ તે વખતે નહિ હોવાથી, તેને ગણા મળ્યા નહિ. ભરવાડને ખબર પડી. ત્યારે તેણે રાજા પાસે જઈને કહ્યું, "મહારાજ, કાલે બધાંને ગણા ખાવા મળ્યા. માત્ર મને જ નથી મળ્યા."




રાજા ને રાણી હતાં,
ઇશ્વર પારવતી હતાં.

પારવતીએ કહેવા માંડયું,
" બાઇઓ રે બ્હેનો
વરત કાઢો, વરતોલું કાઢો,
પાનાં ને પુસ્તક કાઢો.

પહેલું પાનું બ્રહ્માનું,
બીજે પાને રૂદ્રગણો,
ત્રીજે પાને ગાયમાતા.

વરત આવ્યાં. કેમ થાય ? કેમ નહિ ?
થાય તો કરીને બા.
શ્રાવણુ શ્રાવણુ મહાશ્રાવણુ
અમાસ કેરા દહાડા આવ્યા.

ચારે ગાંઠે ચારે સેરે,
પીળી પટ્ટી દોરો બાંધીએ,
નયણાં ભૂખ્યાં વાત સાંભળીએ,
વાત ના સાંભળનાર હોય તો

ગાયમાને ગાળે કહીએ
તુલસીમાને કયારે કહીએ
પીપળાને પાન કહીએ
સૂરજની સાખે કહીએ
ધરતીને ધ્યાન કહીએ
માનવી લોકને મોઢે કહીએ.

ગાય તુલસી પૂંજીએ તો ખાઇએ,
નહિ તો અપવાસ કરીએ,
પીપળો ને સૂર્ય પૂંજીએ તો ખાઇએ,
નહિ તો અપવાસ કરીએ,
ધરતી પૂંજીએ તો ખાઇએ,
નહિ તો અપવાસ કરીએ.

લીલાં વસ્ત્ર પહેરીએ નહિ,
લીલાં વસ્ત્ર ઓઢીએ નહિ,
માથે નહેરી દઇએ નહિ,
ખેર કંકોડીએ નાહીએ નહિ,
આંબુ જાંબુ ખાઈએ નહિ,
લીલોતરી અનાજ ખાઈએ નહિ,
નખેતર વસ્તુ ખાઇએ નહિ

રાજાની રાણી તો વરત લઈને ઘેર ગઈ.

ઘેર જઈને ખાવા બેઠી
હાથના કોળીઆ હાથમાંજ રહ્યા
મ્હોંના કોળીઆ મ્હોંમાંજ રહ્યા
બારણેથી રાજાજી આવ્યા
કેમ રાણી, "હાથનાં કોળીઆ હાથમાંજ છે ને ?
મ્હોંના કોળીયા મ્હોંમાં જ છે ને ?"
"મેં તો મારી ગાયમાની વાત નથી સાંભળી
હું તો મારી ગાયમાંની વાત સાંભળું
તો ખાઉં નહિ તો અપવાસ કરૂં"

"ઘેલાં રાણી ગાંડાં રાણી
અત્યાર સુધી કોણ ભૂખ્યું હશે ?"
ગામમાં ઢંઢેરા પીટાવો
અત્યાર સુધી કોણ ભૂખ્યું હોય ?

રાજાના કુંવર શિકાર રમવાને ચાલ્યા
ડુબળી બારણે બેઠી જ છે ને
"ડુબળી, ડુબળી" તેં ખાધું કે ભૂખી છું ?

"તમે રાજા લોક અમે ડુબળ લોક
અમને કયાંથી ખાઇએ કયાંથી નહિને ?"

"મારી રાણી વાત કહે હુંકારો ધરને
હાથે ઠુંઠી છું પગે લંગડી છું ને
આંખે આંધળી છું. કાને બહેરીજ છું ને"

રાજાજી કહે, "મ્યાનો મોકલું
મ્યાનામાં બેસીને તું આવજે"
"સારૂં જ ને"

રાજાજીએ મ્યાનો મોકલ્યો
મ્યાનામાં બેસીને ડુબળી આવી

રાણી બેઠાં ઉપલે માળ
ડુબળી બેઠી વચલે માળ
રાણીએ વાત કહી
ડુબળીએ હુંકારો ભર્યો
હુંકારો ભરતાં ઉંઘનું ઝોલું આવ્યું
પેટની છોકરીએ હુંકારો ભર્યો.

ઘેર જઈને છોડી આવી
આંબલીઆ ડાળ છે ને
સરોવરીઆ પાળ છે ને
આરે ઝોળી બાંધી જ છે ને

ચકલાં ચીંચી કહીને રમાડે છે ને
હાડીઆ હાલા ગાય છે ને

રાજાનો કુંવર શિકાર રમવાને આવ્યો
"ડુબળી ડુબળી તારી છોડી વેરે હું વરૂં"
તમે રાજા લોક અમે ડુબળ લોક
"કેમ વરાય ? કેમ નહિ"
"વરાય તોય વરૂં ? ન વરાય તોય વરૂં"
"મારે શું ? બારે દહાડે આવજે"

આઠે વારે આવજે
કંકુનો પડો લાવજે
નાડાનો છડો લાવજે
લીલું શું નાળીએર લાવજે
બેસવાને પાટ લાવજે
ઓઢવાને ઘાટ લાવજે
નવરંગી ચોરી ચીતરાવજે
આલા લીલા વાંસ વઢાવજે
આવીને વરી જજે

આઠે દહાડે આવ્યો
આઠે વારે આવ્યો
કંકુનો પડો લાવ્યો

નાડાનો છડો લાવ્યો
પીળું શું પાનેતર લાવ્યો
બેસવાને પાટ લાવ્યો
ઓઢવાને ઘાટ લાવ્યો

નવરંગી ચોરી ચીતરાવી
આલા લીલા વાંસ વઢાવ્યા
આવીને વરવા બેઠો
એક મંગળ બે મંગળ
ત્રણ મંગળ ચાર મંગળ

પાંચમે મંગળ પરણી ઉતર્યાં.
"રાણી, રાણી, દેશ ચાલો."
"ઘેલા રાજા, ગાંડા રાજા,
આપણો દેશ શાં ?
દેશાવર શાં ?"

"આપણે હોયજ ના ?
ખાવાં હોય તો ખાઇ લ્યો ને
પીવાં હોય તો પી લ્યો ને
ખાવું નથી પીવું નથી"

આગળ અઘોર વન આવશે
સારૂજ ને
અહીંનાં ખાધાં અંહીનાં પીધાં પોગતાં હશે ?
એ તો એક વન ગયાં, બે વન ગયાં.
ત્રીજે વને ભૂખો ને તરશ્યો લાગી
"ઘેલા રાજા, ગાંડા રાજા"
ભૂખો ને તરશ્યો લાગી.
મે કહ્યુંજ તુંને
ખાવું હોય તો ખાઇ લ્યો ને
પીવું હોય તો પી લ્યોને

રડતાં ને કકળતાં મેલ્યા

તુલશી મા આવ્યાં
બાઇઓ બેનો કેમ રડો છો ?
ને કેમ ઝઘડો છો ?
દુઃખે રડીએ પાપે રડીએ

તમારાં દુઃખ પાપ અમને કહોને
થશે નહિ ને મળશે નહિ ને
થશે મળશે તે કરીશું
માથાને મ્હેરે કરીશું
ખાંડાની ધારે કરશું
પગની પનોતે કરશું
તુલશી મા પરતાપે કરશું.
મ્હારે શું કરોજ ને

શ્રાવણ શ્રાવણ મહા શ્રાવણ
અમાસ કેરા દાહાડા આવ્યા
ચાર ગાંઠે ચાર સરે
પીળી પટ્ટી દોરડાં બાંધીએ
નયણાં ભૂખ્યા વાત સાંભળીયે

લીલાં વસ્ત્ર ઓઢીએ નહિ
લીલાં વસ્ત્ર પહેરીયે નહિ
માનો નહેરી દઇએ નહિ
બેર કંકોડીએ નાહીએ નહિ
આંબુ જાંબુ ખાઇએ નહિ
લીલોતરી અનાજ ખાઇએ નહિ
ગાય તુલશી પૂજીએ તો ખાઈએ
નહિ તો અપવાસ કરીએ
વાત સાંભળીએ તો ખાઈએ
નહિ તો અપવાસ કરીએ

એ તો ગાય તુલશી પૂજે તો ખાય
નહિ તો અપવાસ કરે
પીપળો ને સૂરજનારણ પૂજે તો ખાય
નહિ તો અપવાસ કરે

ધરતી પૂજે તો ખાય
નહિ તો અપવાસ કરે
વાત સાંભળે તો ખાય
નહિ તો અપવાસ કરે

એણે તો એક વરસ કર્યાં
બે વરસ કર્યાં
ત્રણ વરસ કર્યાં
ચાર વરસ કર્યાં
ચોથે વરસે તુલશીમા તુષમાન થયાં
એને તો પાંચ પુતર આલ્યા
મંદિર માળીઆં આલ્યા
ગોખ જાળીયાં આલ્યા
ઘીના દીવા બળેજ છેને
ફૂલના દીવા ફૂલેજ છેને
પાંચે કુંવર હીંચોળા ખાટે હીંચકે જ છેને.

રાજાજી કહે છે જ ને
"ચાકરો રે નોકરો
જાવને જોઈ આવોજને
પેલી રાણીની શી વલે ?"
"ઘેલા રાજા, ગાંડા રાજા,
બાર બાર વરસ થઇ ગયાં
શી ઉપજ ને શી નીપજ."

"જાવને જોઇ આવોજને."
ચાકર નોકર જોવાને ગયા
"રાજાજી રે રાજાજી
કામણ છેને કૌતક છેને
ઘીના દીવા બળેજ છેને
ફૂલના દીવા ફૂલેજ છેને
પાંચે કુંવર હીંચોળા ખાટે હીંચેજ છેને."

"જાવને પાંચે કુંવરને જમવાનું કહી આવો."
"રાણી રાણી પાંચે કુંવરને જમવાનું કહ્યુ"

"હું ન જાણું મારી તુળશી મા જાણે
તુળશી માને ક્યારે કહો."
તુળશી માને ક્યારે કીધું.

તુળશી માએ પાંચ કુંવરને નવરાવ્યા
ધોવરાવ્યા, પીળાં પીતામ્બર પહેરાવ્યાં
ને જમવા મોકલ્યા.
પાટલા ઉપર બેસાડી
માથા વાઢી,
છાબ ભરી ખાવું મોકલ્યું.
"લો રાણી ભેટ લ્યો."

"હું ના લઉં મારી તુળસી માને આલો."
તુળસી માને ક્યારે મેલ્યું
તુળસી માએ ઉઘાડી જોયું
"મેર રાંડ હત્યારી; ઘોજારણ પાપણી,
આ શા કરમ કર્યાં ?
નેતરની સોટી મારી
કુંભનો ઘડો ઢોળ્યો
પાંચે કુંવર હતા એવાં થઈ ગયા !"

"ચાકરો રે નોકરો
જાવને જોઇ આવોને
પેલી રાણીની શી વલે. ?"

ચાકરો નોકરો જોવાને ગયા
"રાજાજી રે રાજાજી
કામણ છે ને કૌતક છે !"
"શું કામણને કૌતક છે ?"
ઘીના દીવા બળેજ છે ને
ફૂલના દીવા ફૂલેજ છે ને
પાંચે કુંવર હીંચોળા ખાટે હીંચેજ છે ને ?
શી ઉપજ છે ને શી નીપજ છે

લીલો શો છોડ છે ને
ઉંચું શું ટીંબુ છે ને

જાવને લીલા શા છોડને ઉપાડી લાવો
ઉંચા શા ટીંબાને ખોદી લાવો
હું તો ન જાઉં
મને તો પ્રાયશ્ચિત થાય
રાણીજી કહે છે હીંડોને હું આવું
રાણીજી ગયાં

ગૈર હાથ કોદાળી
પગમાં પાવડી
ખસ મસ કરતી જાય છે ને
એક ટચકો માર્યો
બે ટચકા માર્યાં
ત્રીજે ટચકે મૂર્છા ખાઇને પડી
નવાં રાણી પૂજા કરવા આવ્યાં
મારે મા આપણે ક્યારે કોણ પડયું ?
કોણ જાણે મા

હત્યારણ ઘોજારણ પાપણી પડી હશેજ ને
આપણે શું પૂજા કરવા આવ્યાં તે પૂજા
કરીને જાવજને

નારે મા સજીવન કરો
એનું પાપ એને હોય.
તેમાં આપણે શું ?

નેતરની સોટી મારી, કુંભનો ઘડો ઢોળ્યે.
બાર વરસની અસ્ત્રી થઇને રહીને
"અમને આલો અમને આલો "
"તારાથી થશે નહિ ને
તારાથી પળશે નહિ. "
"થશે પળશે ને કરી શું ને
માથાને મેરે કરીશું
ખાંડાની ધારે કરીશું
પગની પનોતે કરીશું ને
તુળશી માને પરતાપે કરીશું. "
મારે શું કરોજને

શ્રાવણ શ્રાવણ મહા શ્રાવણ
અમાસ કેરા દહાડા આવ્યાં
ચારે ગાંઉ ચારે સરે
પીળી પચ્છી દોરડું બાંધે
નયથ ભૂખ્યા વાત સાંભળીયે
વાત ન સાંભળનાર હોય તો
ગાયને ગાળે કહીએ



તુળસીને કયારે કહીએ
પીપળાને પાન કહીએ
સૂરજની સાખે કહીએ
ધરતીને ધ્યાન કહીએ
લીલાં વસ્ત્ર ઓઢીએ નહિ
માથે નહેરી દઇએ નહિ.
ખેર કંકોડીએ નહાઇએ નહિ
આંબુ જાંબુ ખાઇએ નહિ
લીલોતરી અનાજ ખાઇએ નહિ.
ગાય તુલસી પૂજીએ
નહિ તો અપવાસ કરીએ
પીપળો કે સૂરજ પૂજીને ખાઇએ
નહિ તો અપવાસ કરીએ.
ધરતી પૂજીને ખાઇએ
નહિ તો અપવાસ કરીએ
વાત સાંભળીએ તો ખાઈએ
નહિ તો અપવાસ કરીએ.

એ તો ગાય તુલસી પૂજે તો ખાય ને
ન પૂજે તોય ખાય.
પીપળોને સૂરજ પૂજે તોય ખાય ને
ન પૂજે તોય ખાય.
ધરતી પૂજે તોય ખાય ને ન પૂજે તોય ખાય.
વાત સાંભળે તોય ખાય ને ન સાંભળે
તોય ખાય.
લીલાં વસ્ત્ર ઓઢે ને
લીલાં વસ્ત્ર પહેરે
માથે જૂરી દેયે ખરી
ખેર કંકોડીએ નહાયે ખરી
આંબુ જાંબુ ખાયે ખરીને
નખેતર વસ્તુ ખાયે ખરી

એણે તો એક વરસ કર્યાં
બે વરસ કર્યાં
ત્રણ વર્ષ કર્યાં.
ચોથે વર્ષે તુળશીમાં કોપાયમાન થયાં
કાણી કુબડી છોડી આલી
તુલશીમાને કયારે પછાડી

નવા રાણી પૂજા કરવાં આવ્યાં
"મા રે મા, આપણે કયારે કોણ પડયું?"
"દૈવ જાણે હત્યારણ ઘોજારણ પાપણી પડીજ
હશે ને"

આપણે શું પૂજા કરીને જાઓ
"ના રે મા સજીવન કરો."
નેતરની સોટી મારી, કુંભનો ઘડો ઢોળ્યો.
"અમને આલો, અમને આલો,
ફરી ફરી અલાય નહિ
ફરી ફરી થાય નહિ"
"ફરી ફરી આપોજ ને
મારે શું કરોજ ને"

શ્રાવણ શ્રાવણ મહા શ્રાવણ
અમાસ કેરા દહાડા આવ્યા.
ચાર ગાંઠે ચાર સરે
પીળી પટી દોરડાં બાંધીએ
નયણાં ભૂખ્યા વાતો સાંભળીએ
વાત સાંભળનાર ન હોય તો
ગાયને ગાળે કહીએ
તુલશી માને કયારે કહીએ
પીપળાને પાન કહીએ
સૂરજની સાખ કહીએ
ધરતી ને ધ્યાન કહીએ

લીલા વસ્ત્ર ઓઢીએ નહિ
,, ,, પહેરીએ નહિ
માથે નહેરી દઇએ નહિ
ખેર કંકોડીએ નહાઇએ નહિ

બધું ગામ નિસ્તબ્ધ થઇ જતું, માત્ર રાતના ચોકીદારની માફક પ્રહરે પ્રહરે શિયાળવાં હુકા હુકા કરતાં ત્યારે ય મીટ મીટ કરતો ઝીણો દીવો લેઇ બંસી કામ કરે તો આવી કેટલીયે રાત તેણે કહાડી હતી ઘરમાં એવું કોઈ ન હતું કે તેને કામ કરતાં અટકાવે બંસીએ પોતાના પ્રમાણમાં જેટલો પૌષ્ટિક ખોરાક હતો, તે પણ બંધ કર્યો હતો. શરીર-પરતું ગરમ વસ્ત્ર પણ જૂનુ થઇ ગયું હતું, ને એનાં કાણાંમાંથી ટાઢ પેસતી હતી. ગયાં બે વરસથી દરેક શિયાળામાં બંસી મનમાં ધારે કે આ વખત રકમ એકઠી કરૂં અને આને ચલાવી લેઉં. બીજા થોડા રૂપિઆ હાથમાં આવશે એટલે આવતે વર્ષે બે કાણુ-લીવાળા પાસેથી લેઇશ. પણ ધાર્યા પ્રમાણે દિવસો આવ્યા નહિ. પરિણામે થોડા વખતમાં તેનું શરીર ટકે નહિ એવું થઇ ગયું.

છેવટ કંટાળીને તેણે રસિકને કહ્યું "ભાઇ, વણાટનું કામ હું એકલો ચલાવી શકતો નથી. તું મને મદદ કર." રસિકે કશો જવાબ આપ્યો નહિ. ફક્ત મોઢું વાંકું કર્યું. શરીર સારૂં નહિ હોવાથી બંસીને સ્વભાવ બગડી ગયો હતો. તે રસિકને વઢયો, અને બોલ્યો " બાપદાદાનો ધંધો છોડી તું જો રાત દિવસ હોહા કરતો ફરીશ, તો તારી દશા શી થશે ?"

વાત ખોટી ન હોતી; પણ રસિકના મનમાં થયું કે આટલો મોટો અન્યાય તેણે તેના જીવનમાં કોઇ દિવસ સહ્યો નથી. તે દિવસે ઘેર તેણે કશુંય ખાધું નહિ. જાળ હાથમાં લેઇ તળાવ ઉપર માછલા પકડવા ગયો શિયાળાનો બપોર, ભાગલા ઉંચા ઝાડ ઉપર શાલીક પક્ષી નાચે છે, પાછળ આંબાવાડીઆમાં હોલો ઘુઘુ બોલે છે,. અને ઓવારા ઉપર એક પતંગીયું તેની ધોળી પાંખો એકઠી કરી તડકો ખાય છે. વાત એવી હતી રસિક કે ગોપાલને આજ લાઠી શિખવાડવાનો હતો. પણ ગોપાલે તેના આપવાનાં કાંઇ નિશાન ન દીઠાં ત્યારે ગોપાલે રસિકની માછલાં પકડવાની ટોપલી લેઇ આસ્પેરભાવે બૂમા બુમ કરવાં માંડી. રસિકે તેના ગાલમાં ચુંટી ખણી એક ધોલ મારી.

રસિક ક્યારે તેની પાસે પાન માગે એ આશાએ સૌરભી જ્યારે ઘાટની પાસે ઘાસમાં બેઠી છે, એને વખતે રસિકે એકદમ તેને કહ્યુ, " સૌરી, બહુ ભૂખ લાગી છે, કશું ખાવાનું લાવી આપીશ ? " સૌરભી ખુશી થઇ ઉતાવળી દોડતી દોડતી ઘેર ગઈ, અને ખોળો ભરીને મમરા આણ્યા. રસિક તે દિવસ મોટાભાઇ પાસે બિલકુલ ગયો નહિ.

બંસીનું મન અને શરીર ખરાબ હતું, રાત્રે તેણે તેના બાપને સ્વપ્નમાં જોયાં સ્વપ્નમાંથી જાગ્યા પછી તેનું મન એથીયે વધારે વ્યાકુળ થઇ ગયું. વંશ જતો રહેવાની શંકાએ તેના બાપને સ્વર્ગમયે ઉંઘ આવતી નથી, એમ તેના મનમાં લાગ્યું.

બીજે દિવસે કાંઇક જોર કરીને તેણે રસિકને કામે બેસાડયો. રસિક કામ કરવા બેઠો; પણ તેને કામમાં ફાવ્યું નહિ. તેનો હાથ ઉતાવળો ચાલે નહિ, ઘડી ઘડી સુતર ઉકેલતાં તેનો બધો વખત જતો રહે, બંસીએ વિચાર્યું કે એને અભ્યાસ નથી; એટલે આમ થાય છે, થોડા દિવસ જશે એટલે હાથ જશે; પણ રસિકને કામ કરવાની દરકાર ન હતી. તેમજ ઇચ્છા પણ ન હતી, વિશેષમાં તેના ભાઇબંધો જ્યારે તેને બોલવા આવતા અને જોતાં કે રોજ સારા માણસની માફક ફરનારો રસિક તેના બાપદાદાના જૂના ધંધામાં

કામ કરવા લાગી ગયો છે. ત્યારે રસિકને મનમાં ખૂબ રીસ અને શરમ આવતી.

બંસીએ તેને તેના ભાઇબંધ સાથે કહેવડાવ્યું કે સૌરભીની સાથે રસિકનો વિવાહ નક્કી કરવાનો છે. બંસીએ મનમાં ધાર્યું કે નક્કી આ સારી ખબરથી રસિકનું મન નરમ પડશે. પણ તેવું ફળ તો દેખાયું નહિ." તે બોલ્યો, મોટાભાઇએ મનમાં ધાર્યું હશે કે સૌરભીની સાથે વિવાહ કર્યાથી મને મોક્ષ લાભ થશે. પણ એ એમની ભૂલ છે."

અચાનક સૌરભી પ્રત્યેના એના વ્યવહારમાં એવો ફેરફાર થઇ ગયો કે તે બિચારી ફરી તેની પાસે આવવાની હિંમત પણ કરી શકતી નહિ. બધી વાત જાણીને કે કોણ જાણે કેમ આ નાની શાન્ત છોકરી રડવા લાગી. હાર્મોનિયમ વગાડવામાં બધી છોકરીઓ કરતાં તેનો અધિકાર કાંઇ વધારે હતો, તે તો જતો જ રહ્યો–ત્યારપછી રસિકનો રોજ હુકમ કરવાનો અધિકાર તેની ઉપર હતો તે પણ રહ્યો નહિ.

આટલા દિવસ રસિકે આ ગામમાં રાધાનાથના મંદિરમાં, નદી કીનારે કામારઘાટ, તળાવ, બજાર વગેરે બધીય જગામાં પોતાના આનંદ અને રમવા માટે અધિકાર મેળવ્યો હતો. બધી જગામાં તેની એક કે બેઠક હતી. જે દિવસે જ્યાં ખુશી પડે ત્યાં કોઇ દિવસ એકલો, કોઇ દિવસ ટોળા સાથે કાંઇને કાંઇ લેઇને જતો. આ ગામ અને થાનાગડના જમીનદારનાં ઘર સિવાય તેને બીજું કશુ જોયું ન હતું.

પણ આજ આ ગામમાં તેનું ચિત્ત હવે રહ્યું નથી. દૂર દૂર બહુ દૂરને માટે તેનું છટ્ફટ્ કરવા લાગ્યું. બેસી તેની પાસે બહુ કામ કરાવતો નહિ; પણ આટલો થોડોય વખત કામ કરવાથી જાણે તેનો બધો વખત શોકમય થઈ ગયો.

થાનગડના જમીનદારના એક છોકરાએ સાઇકલ આણી હતી ને તેની ઉપર બેસતાં શીખતો હતો. રસિક પણ બહુ થોડાજ વખતમાં તેની ઉપર બેસતાં શીખી ગયો. જાણે તેના પોતાના પગનાં તળીયાં. શો ચમત્કાર! શો આનંદ! શી સ્વાધીનતા! આ વાહન જાણે તીક્ષ્ણ સુદર્શનચક્રની માફક અનાયાસે રસ્તો કાપી ચાલ્યું જાય. રામાયણ મહાભારતના વખતમાં માણસ કોઇ કોઇ વખત દેવનાં અસ્ત્ર વાપરતાં, આ પ જાણે તેવીજ જાતનું!

રસિકને થયું કે આવી સાઇકલ ન હોય તો તેનું જીવન નકામું છે. કીમત કાંઈ વધારે છે? માત્ર એકશો પચીશ રૂપિઆ. આ એકશો પચીશ રૂપિઆથી માણસ એક નવી શક્તિ મેળવી શકે, આટલું સસ્તાં તો વિષ્ણુનું ગરૂડ વાહન અને સુર્યનો અરૂણ સારથિય સૃષ્ટિકર્તાએ બનાવ્યાં નથી! અને ઇન્દ્રના ઉચ્ચૌશ્રીવા માટે તો સમુદ્રમંથન કરવો પડયો હતો! પણ આ પૃથ્વી વિજયી સાઇકલ તો પોતાની ગતિથી સૌને સ્તબ્ધ કરી દે છે. ને કીમત? માત્ર એકસો પચીશ રૂપિઆ રસિકને લાગ્યું જાણે દુકાનના એક ખુણામાં ભીંતને ટેકો દેઇને એક સાઇકલ તેની વાટ જોઇ ઉભી રહી છે.

મોટાભાઇ પાસે કશું માગવું નહિ એવું રસિકે પણ કર્યું હતું. પણ તે પણ રહ્યું નહિ. મોટાભાઇ પાસે જઇ તે બોલ્યો, "મને એકશોપચીશ રૂપિઆ ઉધાર આપો."

બંસીનું શરીર ખરાબ થઇ ગયું હતું અને તેમાંયે તેની પાસે કેટલાય દિવસથી

રસિકે કાંઇ મસ્તી કરી ન હતી, તેથી બંસીને રાતદિવસ વેદના ખૂબ પીડતી હતી. એટલે તેની સામે રસિકને બારણામાં હાજર થએલો જોઇ એક ઘડીમાં તેનું હૃદય નાચી ઉઠયું. મનમાં થયું, જવા દે, આમ તાણાતાણી કરી ચાલી શકે નહિ, રૂપિઆ આપી દેઉં. પણ વંશ ? રસિક તો તદ્દન મૂર્ખો છે. એકશો પચીશ રૂપિઆ આપું તો બાકી શું રહે ! ઉધાર ! રસિક એકશો પચીશ રૂપિઆ ઉછીના આપી શકે ! જો તેવાં સંભવ હોય ત્યારે તો બંસી નિરાંતે ફરી શકે.

બંસીએ મનને પત્થર જેવું કઠણ બનાવી કહ્યું. "એકશો પચીશ રૂપિઆ હું કયાંથી લાવું ?" રસિકે ભાઇને કહ્યું, "જો આ રૂપિઆ ન મળે તો હું લગ્ન પણ નહિ કરૂં."

બંસીએ રોષથી કહ્યું, વાહ રે ! કન્યાને રૂપિઆ આપવા પડે અને વળી વરને પણ આપવા પડે ! આવો રિવાજ તો મારી સાત પેઢીએ પણ કોઇ વખત સાંભળ્યો નથી."

એ દિવસથી રસિક ખુલ્લી ઉઘાડી રીતે તાંતના કામમાંથી નિવૃત્ત થયો. કોઇ પુછે ત્યારે કહે, "મારૂં શરીર સારૂં નથી." જો કે વણાટના કામ વગર તેના આહાર વિહારમાં કાંઇ દુઃખનું લક્ષણ જણાયું નહિ. બંસી મનમાં મનમાં અભિમાન કરી કહેવા લાગ્યો "ભલે, હું એને હવે કોઈ દિવસ કામ કરવાનું કહીશ નહિ." આમ કહી રીસ ચઢાવીને પોતાના શરીરને વધારે દુઃખ દેવા લાગ્યો. થયું એવું કે સત્યાગ્રહને પરિણામે અચાનક હાથવણાટના કપડાના ભાવ બહુ ચઢી ગયા, બધા વણકરો બીજા કામમાં હતા. તેઓ ઘણાખરા વણાટમાં પાછા ફર્યા. ચંચળ સટ્ટો ઉંદરની માફક વણકરોના ઘરમાં રાતદિવસ દોડવા લાગી. હમણાં એક ઘડી તાંત બંધ પડતી તો બંસીનું મન અસ્થિર થઇ જતું. આ વખતે જો રસિક તેને મદદ કરે તો એ વરસનું કામ છ મહિનામાં થાય. પણ તે થઈ શકે નહિ. એટલે બંસી ભાગલે શરીરે પણ બહુ મહેનત કરતો.

એક દિવસ સાંજના જ્યારે બંસીના હાથ હવે આગળ ચાલતા નથી, પીઠ બધી દુખે છે. નકામો કામમાં બધો ગોટાળો થાય છે, અને તે ઉકેલતાં નકામો બધો વખત જાય છે. એવે વખતે થોડા વખત ઉપર આણેલું હાર્મોનિયમ અચાનક વાગતું તેણે સાંભળ્યું. એવો પણ વખત હતો કે જ્યારે કામ કરતાં કરતાં રસિકનું હાર્મોનિયમ સાંભળતો, ત્યારે ગર્વે અને આનંદે બંસીનું મન હસી ઉઠતું, આજે એવું થયું નહિ. તે તાંત ફેંકી દેઇ ઘરના આંગણામાં ગયો. જઇને જોયું તો એક અપરિચીત માણસને રસિક હાર્મોનિયમ સંભળાવે છે. આથી તેનું તાવથી થાકી ગએલું શરીર વધારે સળગી ઉઠયું. મોંઢામાં જેમ આવે તેમ તે બોલ્યો. રસિકે ઉદ્ધત થઈ જવાબ આપ્યો, "તમારા ખાવામાં જો હું ભાગ રાખું તો હું–" વગેરે વગેરે જવાબો આપ્યા. બંસીએ કહ્યું, "હવે ખોટી મોટાઇ કરવાનું કામ નથી. તારી શક્તિ કેટલી છે તે બહુ દીઠી છે, આપણા જેવાને, શેઠીઆની માફક વાજાં વગાડી, નવાબી કર્યે ચાલશે નહિ." કહી તે ચાલતો થયો. ઘરમાં જઇ બંસી સાદડી ઉપર સુઇ ગયો. તે દિવસ તાંતે બેસી ન શકયો.

રસિક માત્ર વિનોદ કરવા માટે સાથીને બોલાવી લાવી હાર્મોનિયમ વગાડતો હતો, તેવું ન હતું. થાનગઢમાં જે સરકસ આવ્યું હતું, તેમાં રસિક નોકરીની ઉમેદવારી કરવા ગયો હતો, તે મંડળીમાંના એકજણની પાસે પોતાની શક્તિનો પરિચય કરાવવા માટે તે

જેટલાં સંગીત જાણતો હતો તેટલાં તેને સંભળાવવામાં તૈયાર થયો હતો, તેવે વખતે સંગીતની વચ્ચે કાંઇ જુદોજ સૂર આવી પહોંચ્યો.

આજ સુધી બંસીના મોઢામાંથી કોઇ દિવસ આવાં કઠણ વાક્યો નીકળ્યાં ન હતાં. આજે વપરાયેલી કઠોરતા માટે ધીરે ધીરે એના મનમાં પસ્તાવો થવા લાગ્યો. વ્હાલસોયા રસિકનું બાળપણ એને સાંભર્યું. જ્યારે રસિક એક શબ્દ પણ બોલતાં શિખ્યો ન હતો, જ્યારે તેના નાના હાથમાંથી સુતરનું રક્ષણ કરવું મુશ્કેલ થતું. જ્યારે તેનો ભાઇ માત્ર હાથ લાંબો કરે કે તુરતજ તે બીજાની પાસેથી કુદીને તેને વળગી પડતો. અને તેના વાળ પકડી તાણાતાણી કરતાં તેનું નાક પકડી દાંત વગરના મોંઢામાં પેસાડવાનો પ્રયત્ન કરતો, તે બધું પ્રસંગો મનમાં સાંભર્યા પછી બંસીના હૃદયમાં કાંઇ કાંઇ થવા લાગ્યું. તે હવે ચુપ શકયો નહિ. કરૂણ સ્વરથી તેણે રસિકને કેટલીયે વાર બોલાવ્યો, પણ કાંઇ ઉત્તર મળ્યો નહિ. તેથી તે તાવ હતો છતાં ઉઠ્યો, જઇને જોયું તો હાર્મોનિયમ પાસે પડયું છે. અંધારામાં રસિક શાન્ત થઇ એકલો બેઠો છે. ત્યાં જઇ બંસીએ કમરમાંથી એક લાંબી થેલી ખોલી નાખી. રૂંધાએલા સ્વરે બોલ્યો, “ભાઇ! આ લે, મારા આ બધા રૂપિયા તારે માટે છે. તારી વહુ ઘરમાં લાવીશ એમ જાણી આ રૂપિઆ એકઠા કરતો હતો, પણ મારા ભાઇ! મારા ગોપાલ! મારી એ શકિત નથી. કે હું તને રડાવીને રૂપિઆ એકઠા કરી શકું. તું સાઇકલ લાવ, તારે જે ખુશી હોય તે કર.”

રસિક ઉભો થઇને, પણ લેઇને, કઠોર સ્વરે બોલ્યો “સાઇકલ લાવવી હશે, વહુ લાવવી હશે, તો તે બધું હું મારા પોતાના પૈસાનું કરીશ. તમારા એ રૂપિઆને હું અડીશ નહિ.” કહી બંસીના ઉત્તરનો રાહ જોયા વગર એ ચાલ્યો ગયો. બંનેની વચ્ચે આ રૂપિઆની વાત કહેવાનો રસ્તો રહ્યો નહિ. અને હવે તે વાત કહેવી અસંભવિત થઇ ગઇ.

રસિકનો ભકત ગોપાલ આજકાલ અભિમાનથી દૂર દૂર રહે છે. રસિકની પાસે થઇ તેને દેખા દેઇને એકલો માછલાં પકડવા જાય, પણ પહેલાંની માફક તેને બોલાવે નહિ. અને સૌરભીની તો વાતજ નહિ. રસિકની સાથે તેની અક્કા છે, એકેવાર જન્મની અક્કા. અથવા તેણે એટલી મોટી જબરી અક્કા કરી છે કે રસિકને સ્પષ્ટ જણાવવાનો પ્રસંગ નહિ મળવાથી તે ઘરના ખુણામાં અભિમાને ઘડી ઘડી આંખોમાં પાણી ભરાઇ આવતાં.

આવે વખતે એક દિવસ બપોરના રસિકે ગોપાલને ઘેર જઇ તેને બુમ પાડી. પહેલાં તો ગોપાલે પહેલાંનું સંભારી લડવાનો ભાવ કર્યો, પણ તે બહુ વખત સુધી રહ્યો નહિ. બેઉ જણાનો હાસ્યાલાપ સારો જામ્યો. રસિકે કહ્યું, “ગોપાલ, મારું હાર્મોનિયમ તું રાખીશ ?”

હાર્મોનિયમ! આટલું મોટું દાન! કળીના વખતમાં શું આ સંભવ છે? પણ ગોપાલને જે ચીજ સારી લાગે અને કોઈ રોકે નહિ તો તે અસંકોચે લેવાની શકિત વધારે પ્રમાણમાં હતી, એટલે આ હાર્મોનિયમનો તેણે વગર વિલંબે અધિકાર કરી લીધો. અને કહી દીધું કે ફરી માગીશ તો પણ મળશે નહિ.

રસિકે જ્યારે ગોપાલને બુમ મારી ત્યારે તેણે માન્યું હતું કે નક્કી તે બુમ અંદર બીજા એક જણે સાંભળી હશે. પણ ઘણી

રીસાય, પણ તેટલામાં તો તે જાગી ઉઠે. અને યાદ આવે કે ભાઇ તેની પાસે નથી. સાથે મનમાં એમ પણ થાય જાણે કે આ શિયાળામાં રાત્રે તેની ઉપર પોતાનું કપડું નહિ ઓરાઢી શકવાથી પથારીમાં પણ શૂન્ય તેના ભાઇને શાન્તિ નથી. તરતજ તે અર્ધી રાતે મનમાં વિચાર હતો કે કાલે સવારે ઉઠીને ઘેર પાછો જઇશ પણ બરાબર ઉંઘમાંથી જાગ્યા પછી ફરી તે સખ્ત પ્રતિજ્ઞા લેતો. પોતાના મનમાં વારંવાર જપતો કે હું પણ ના રૂપિઆ એકઠા કરીં, સાઇકલ ઉપર બેસી ઘેર જઇશ. તો જ હું પુરૂષ: તો જ મારૂં નામ રસિક.

એક દિવસ મંડળીના મેનેજરે તેને 'વણકર' કહી ખરાબ ગાળો દીધી, તે દિવસ રસિક તેના થોડાંક કપડાં, થાળી વાડકો, વગેરે તેના ઋણમાં ત્યાં રાખી ખાલી હાથે બહાર ચાલ્યો ગયો, આખો દિવસ તેને કશુંય ખાવાનું મળ્યું નહિ. જ્યારે સંધ્યાને વખતે ગાયો નિરાંતે ચરે છે, ત્યારે તેને એક જાતની ઇર્ષ્યા થઇ, સાથે સાથે મનમાં એમ પણ થવા લાગ્યું કે, પૃથ્વી આ પશુ પક્ષીની મા છે, પોતાને હાથે કોળીઓ તેમના મોંઢામાં મુકે છે. અને માણસ તો જાણે તેની કોઇ શોકયનો છોકરો. તેમાંજ ચારે બાજુ આટલું મોટું મેદાન' શુન્ય લાગે . કયાંયે રસિકને માટે મુઠી અનાજ નથી! નદીને કિનારે જઇ રસિકે અંજલિ ભરી થોડું પાણી પીધું. આ નદીને ભૂખ નથી, તરસ નથી, કાંઇ ચીંતા નથી, કાંઇ પ્રયત્ન નથી, ઘર નથી તોય ઘરનો અભાવ નથી, સામે અંધારી રાત્રિ આવે છે તોય તે સામે મોઢે નિઃશબ્દે ચાલી જાય છે. આ આ વિચારતાં વિચારતાં રસિક એક દષ્ટિએ પાણીના વ્હેણુ તરફ તાકીને બેઠો છે. વખતે એમ વિચારતો હશે કે માનવજીવનને આ બંધનહીન નિશ્ચિંત પાણીની ધારા સાથે ભેળવી દેવાય તો માત્ર શાન્તિ થાય! તેજ વખતે એક તરૂણ આવ્યો અને માથા ઉપરથી એક પોટલી નીચે ઉતારી તેની પાસે બેસી એક છેડામાંથી પૌઆ કાઢી ખાવા લાગ્યા. આ માણસ રસિકને કાંઇક વિચિત્ર લાગ્યો.

પગમાં બૂટ નથી, ધોતીઆ ઉપર પહેરણ, માથે ટોપી પહેરી છે આમ છતાં તરત જ સ્પષ્ટ જણાય એમ હતું કે પૈસાદારનો છોકરો છે. પણ મજુરની માફક પોટલી ઉંચકી તે આમ કેમ ફરે છે તે તે સમજી શકયો નહિ, બંને જણને વાતો કરતાં વાર લાગી નહિ. અને પૌંઆ ખાવામાં રસિકે ઠીક પ્રમાણમાં ભાગ લીધો. આ છોકરો કલત્તાની કૉલેજનો વિદ્યાર્થી હતો. વિદ્યાર્થીઓએ સ્વદેશી કપડાંની દુકાન ખોલી છે, તેને માટે તે કપડાંની દુકાન ખોલી છે, તેને માટે તે કપડાં લેવા ગુજરીમાં આવ્યો હતો. તેનું નામ સુબોધ. તેને કશો સંકોચ નથી, વાંધો નથી. આખો દિવસ હાટમાં ફર્યા પછી સંધ્યાકાળે પૌંઆં ખાય છે.

આ બધું જાણી રસિકને પોતાના સંબંધી બહુ શરમ આવી. એકલું તેય નહિ, તેના મનમાં થયું જાણે મુક્તિ મળી. જે આમ ખાલી પગે મજુરની માફક પોટલું ઉંચકી શકે, તેના જીવનનું દુઃખ એક ક્ષણમાં તેના મોઢાં આગળ પમાર થઇ ગયું. તે વિચારવા લાગ્યો, આજ મારે ઉપવાસ કરવાનું કશું કારણ ન હતું. મેં ધાર્યું હોત તો પોટલું ઉચકી શકત.

સુબોધ જ્યારે પોટલું માથે મુકવા ગયો, ત્યારે રસિકે તેને અટકાવી કહ્યું "પોટલું



હું ઉંચકીશ" સુબોધ તેથી નારાજ થયો. "હું વણુકરનો છોકરો છું. હું તમારૂં પોટલું ઉંચકી શકીશ. તને કલકત્તા લઇ જાવ," પહેલાં હોત તો "હું વણુકર" એમ રસિક કોઇ દિવસ બોલી શકત નહિ. તેનો વાંધો જતો રહ્યો છે. સુબોધ હશી પડયો અને બોલ્યો. "તમે વણુકર ? હું તો વણુકરને જ ખોળવા નિકળ્યો છું. આજકાલ એમના ભાવ એટલા બધા વધી ગયા છે કે કોઇ અમારી નિશાળમાં શિક્ષક તરીકે આવવા રાજી નથી."

રસિક વણાટશાળામાં શિક્ષક થઇ કલકત્તા આવ્યો. થોડા વખતં પછી ઘરખર્ચ જેટલું કાંઇક બચાવી શકયો. પણ સાઇકલની વાતને તો હજી બહુ વાર છે. અને વહુની વરમાળની વાત જ નહિ ! એટલામાં વણાટશાળા પહેલાં જેમ અચાનક ઉઘડી હતી તેમ અચાનક બેસી પડવાની તૈયારી કરવા લાગી. કમિટીના સભ્યો કમિટી નિમે ત્યારે કામ બહુ સુંદર થાય; પણ એ કામ કરવા બેસે ત્યારે પરિણામ શુન્ય આવે. તેઓએ જુદા જુદા દેશથી જુદી જુદી જાતની તાંત આણી હતી, ને

ઘણી તૈયારી કરી હતી; પણ આમ છતાં છેવટે એવું પરિણામ આવ્યું કે વેપાર ભાગી પડવા લાગ્યો.

રસિકથી હવે સહી શકાયું નહિ, ઘર તરફ પાછા ફરવા માટે તેનો પ્રાણ વ્યાકુળ થઇ ગયો. આંખની સામે માત્ર પોતાના ગામની જુદી જુદી છબી દેખાવા લાગી. પુરોહિતનો અડધો ગાંડો છોકરો, તેના પાડોશીની વાછરડી, નદીના રસ્તે તાડ, એક બાજુ ઉંડા પાણી પાસે માછલાં પકડવાની જાળ બાંધવા માટે એક વાંસ ઉભો કર્યો છે, ગામને રસ્તે જુદી જુદી ઋતુની જુદી જુદી સુગંધ હવામાં આવે છે. અને પેલી ભાઇબંધોની મંડળી, પેલો ચંચળ ગોપાળ, મોટી મોટી વિશાળ આંખો વાળી સૌરભી આ બધી સ્મૃતિની વેદનાથી રોજ તેનું મન દુઃખી થવા લાગ્યું. રસિક ગામમાં રહેતો ત્યારે જુદી જુદી જાતનાં આનંદ અને ચેતન મળતાં. અહીં તો તે એકેવારે બંધ થઇ ગયું છે. અહીં તેની કશી કીંમત નથી. વણાટશાળાનું કામ માત્ર કામની વિટંબણાને લીધે કરતો, બાકી તેનાથી તેનું મન ભરાતું નહિ. થીએટરની રોશની તેના ચિત્તને પતંગીઆની માફક મરણને રસ્તે તાણતી હતી. માત્ર પૈસા એકઠા કરવાની પ્રતિજ્ઞા તેને બચાવે છે. આખી પૃથ્વીમાં માત્ર તેને ગામ જવાનો રસ્તો તેની પાસે એકેવારે બંધ છે. એટલા માટે ઘેર જવાની તાણ દરેક ઘડીએ તેને પીડા કરે છે. વણાટશાળામાં પહેલી તો સારી આવક મળી હતી, પણ જ્યારે હવે તે આશા રહી નથી જ્યારે તે બે મહિનાનાં ખર્ચ જેટલું ય લાવી શકયો નહિ. ત્યારે તેને પોતાને ત્યાં રહેવાની ઇચ્છા થતી નથી. બધી શરમ સ્વીકારી માથું નીચું કરી, ભાઇના આશ્રયે જવા માટે તેનું મન ઉંચું નીચું થવા લાગ્યું.

જ્યારે તેનું મન જઉં જઉં કરતું હતું, ત્યારે તેના ઘર પાસે ધામધૂમ લગ્ન હતાં, સંધ્યાકાળે વાજાં વાગી વર આવ્યો, તે દિવસે રાતના સ્વપ્નું આવ્યું કે તેને માથે મુગટ છે, પોશાક પહેર્યો છે, અને તે વાંસની ઝાડીની પાસે ઉભો છે, મહોલ્લાની છોકરીઓ સૌરભીને “તારો વર આવ્યો છે” કહી ચીઢવે છે, સૌરભી ચીઢાઇને રડી પડી, રસિક તેમને શિક્ષા કરવા છુટવા માગે પણ તેનાં કપડાં વાંસમાં ભરાઈ જાય, ડાળમાં તેનો મુગટ ભરાઇ જાય, કોઇ પણ પ્રકારે તે રસ્તો કરી તેમાંથી બહાર નિકળી શકે નહિ. રસિક જાગી ઉઠયો. તેને તેના સ્વપ્ના ઉપર બહુ શરમ આવી, વહુ તેને માટે નક્કી કરી છે પણ તે વહુને ઘરમાં લાવવાની તેની યોગ્યતા નથી, પોતાની આવી અયોગ્યતા બદલ એને ઘણી શરમ આવી. એણે નક્કી કર્યું, આવી-આટલી બધી દીનતા સ્વીકારી કોઇ પણ પ્રકારે ગામમાં પાછો જંઇ શકીશ નહિ.

જ્યારે અનાવૃષ્ટિ ચાલે, ત્યારે દિવસ ઉપર દિવસ જાય તોય વાદળ દેખાય નહિ. જો વાદળ દેખાય તો વરસાદ આવે નહિ, અને વરસાદ આવે તો માટી પણ ભીંજાય નહિ.-પણ જ્યારે વરસાદ પડે ત્યારે એક ખૂણામાં વાદળ હોય અને જોતજોતામાં આકાશ છવાઇ જાય, અને એટલો બધો વરસાદ પડે કે જાણે પૃથ્વી તણાઇજશે, અચાનક રસિકના ભાગ્યમાં તેવું જ થયું.

જાનકીનંદી બહુ પૈસાદાર હતો. તેને એક દિવસ કોઇની પાસેથી ખબર મળી કે વણાટશાળાના શિક્ષક તેમની જ્ઞાતિના છે. બીજે દિવસે વણાટશાળા આગળ તેની ગાડી આવી ઉભી રહી, તેમને રસિક સાથે કેટલીક વાતચીત થઇ અને તેને બીજે જ દિવસે રસિક વણાટશાળાનું ઘર છોડી જાનકીબાબુના જ ત્રણ માળના મોટા ઘરમાં રહેવા ગયો.

જાનકીબાબુને વિલાયતની સાથે કમિશન્ એજંસીનો મોટો વેપાર ચાલતો હતો. તે વેપારમાં કોણ જાણે કેમ રસિકને એક સામાન્ય કામમાં નીમી સારા પ્રમાણમાં પગાર આપવા મંડયા. આની રસિકને પણ સમજણ પડી નહિ. તે કામ માટે માણસ ખોળવાની જરૂર હોય નહિ. અને માણસ મળે તો તેનું આટલું માન પણ હોય નહિ. જાનકીબાબુ તેને ઘરમાં રાખી ખૂબ અને તેની સંભાળ રાખવા લાગ્યા. રસિક તોય આટલા સ્નેહનું કારણ ખોળી શકયો નહિ.

પણ તેનો સારો ગ્રહ હવે બહુ દૂર નથી, તેનું વર્ણન કહેવું જરૂરનું છે.

પહેલાં જાનકીબાબુની સ્થિતિ આવી ન હતી, તે જ્યારે દુઃખ વેઠીને કોલેજમાં ભણતા ત્યારે તેમના સહાધ્યાયી હરમોહન હતા. તે બ્રહ્મસમાજી હતા. આ કમીશન એજંસીનો હરમોહનના બાપનો વેપાર હતો. તેમનો એક મુરબ્બી અંગ્રેજ સોદાગર તેના બાપને બહુજ ચાહતો. તેમણે તેના બાપને આ વેપાર ખોળી આપ્યો હતો. હરમોહને તેના સહાધ્યાયી જાનકીને આ કામમાં લેઈ લીધો હતો.

ઉગતા યૌવનમાં જાનકીનો સમાજ સંસ્કાર માટેનો ઉત્સાહ તે ગરીબ અવસ્થામાંય હરમોહન કરતાં કાંઇ ઉતરતો ન હતો. એટલે તેના બાપ મરી ગયા પછી તેની બ્હેનનો વિવાહ ભાગી તેને મોટી ઉંમર સુધી ભણાવાનું ચાલુ રાખ્યું આથી તેના સમાજમાં જ્યારે તેની બ્હેનનો વિવાહ થવો અસંભવ હતો, ત્યારે હરમોહને તેનું સંકટ દૂર કરવા પોતે જાતેજ તે છોકરી સાથે લગ્ન કર્યાં.

ત્યાર પછી બહુ દિવસ ચાલ્યા ગયા છે, હરમોહન મરી ગયો છે, તેની બ્હેન પણ મરી ગઇ છે. લગભગ બધો વેપાર જાનકીને આવ્યો છે. ધીમે ધીમે ઝુંપડામાંથી ત્રણ માળનું મકાન થયું. જૂનાં ધાતુનાં વાસણને અપમાન કરી કહાડી મુકી, સોનાનાં વાસણ સુપો રાણીની માફક ઘરમાં ફરવા લાગ્યાં.

આવી રીતે તેનું નસીબ જેટલું થોડા વખતમાં ખીલી ઉઠયું, તેટલો તેનો ઉત્સાહ પણ થોડા વખતમાં નરમ પડી ગયો. કોઇ પણ પ્રકારે પૂર્વના ઇતિહાસને છાનો રાખી સમાજમાં જવા તે તૈયાર થઇ રહ્યો. પોતાની છોકરીનો વિવાહ ન્યાતમાંજ કરવો, એવી એની હઠ, પૈસાનો લોભ આપી એક બે વરને રાજી કર્યા હતા, પણ તેના કુટુંબીઓને ખબર પડી એટલે તુરત જ તેમણે વિવાહ ભંગાવ્યો. સારો ભણેલો વર ન હોય તો પણ ચાલે. આમ વિચારી કન્યાના આખા જીવનનું બલિદાન આપીને પણ ન્યાતમાં ભળવા એ રાજી થયા.

આવા વખતે તેમને વણાટશાળાના માસ્તરની ખબર મળી. તે થાનાગડના વસાક વંશનો છોકરો છે. તેના પૂર્વ પુરૂષ અભિરામ વસાકનું નામ સૌ જાણે છે, અત્યારે તેમની દશા ઉતરતી-છે. પણ કુળમાં તેઓ તેમના કરતાં ઉંચાં છે.

દૂરથી દેખી ગૃહિણીને છોકરો પસંદ પડયો. પોતાના ધણીને પૂછયું, "છોકરો કેટલું ભણેલો છે?" જાનકીબાબુએ કહ્યું "કાંઇ નહિ.' આજકાલ ભણેલા વધારે એટલે એમાં સ્હેજ વાંધો ઉઠે. ગૃહિણીએ પૂછયું, "પૈસા?" જાનકીબાબુએ કહ્યું, "એનો તો અભાવ છે, મારા પક્ષમાં એ તો લાભ છે." ગૃહિણીએ કહ્યું, "સગાં વહાલાંને તો બોલાવવાં પડશે." જાનકીબાબુએ કહ્યું, "પહેલાં ઘણીવાર તે પરીક્ષા

થઇ ગઇ છે, તેથી તો કુટુંબીઓ દોડી આવે છે, અને વિવાહ ભંગાવે છે. માટે આ વખતે તો નક્કી કર્યું છે કે પહેલાં લગ્નજ કરી નાંખવું, પછી પ્રસંગ આવ્યે કુટુંબના માણુસો સાથે વાતચીત કરવી."

રસિક જ્યારે રાતદિવસ તેને ગામ જવાની ચિંતા કરતો હતો, અને થોડા વખત કેમ કરી એકદમ ખૂબ રૂપિઆ એકઠા થાય તેના વિચાર કરતો હતો, પણ તેના વિચારનો કિનારોજ આવતો ન હતો, તે વખતે તેની સામે પૈસા ને કન્યા બંને હાજર થયાં, તેથી તે એક ઘડી આશ્ચર્યમૂઢ થઇ ગયો.

જાનકીબાણુએ પૂછ્યું, " તમારા ભાઇને ખબર આપવાની ઇચ્છા છે ? " રસિકે કહ્યું, " ના, તેની કાંઇ જરૂર નથી. " તેને એમ હતું કે બધું કામ પુરૂં કરી મોટાભાઇને આશ્ચર્યચકિત કરી નાખીશ. કામ નહિ કરનારા રસિકની કેવી જાતની શક્તિ છે, તે તેમને પ્રત્યક્ષ બતાવીશ. એટલે તેમના મનમાં શંકા રહેશે નહિ.

શુભ વખતે વિવાહ થઇ ગયો. બધી ભેટમાં રસિકે સૌથી પહેલી એક સાઇકલ લીધી.



તે વખતે માહ મહિનો પૂરો થવા આવ્યો છે. નદીની પેલીપાર ગોવાળોએ ઝુંપડાં બાંધી ગાયો ભેંસોને લઇ વાસ કર્યો છે. નદીનાં પાણી ઉતરી ગયાં છે. લોકોએ નદીપાર ઉતરવાની શરૂઆત કરી છે.

રસિકે સારૂં ધોતીઉં પહેર્યું છે, રેશમી ખમીશ, ખમીશની ઉપર કાળો કોટ છે, પગે રંગીન મોજા અને ચકચકિત કાળા વિલાયતી બૂટ પહેર્યા છે. પાકી સડકે સાઇકલ ઉપર બેસી ચાલ્યો આવે છે. જ્યારે તેના ગામની કાચી સડક આવી, ત્યારે તેણે સાઇકલનો વેગ ઓછો કર્યો. ગામના લોક તેનો આવો પોશાક જોઈ ઓળખી શકયા નહિ. તે પણ કોઈ સાથે બોલ્યો નહિ. તેની ઇચ્છા હતી કે બીજા લોક ઓળખે તે પહેલાં પહોંચી જવું. જ્યારે તે ઘર આગળ આવ્યો ત્યારે છોકરાંની આંખ આગળથી મોટાભાઇ પાસે છટકી શકયો નહિ. તેઓ એક ઘડીમાં તેને ઓળખી શક્યાં. સૌરભીનું ઘર પાસેજ હતું. છોકરાં તે બાજુ દોડી જઇને બુમો પાડવા લાગ્યાં. સૌરભીનો વર આવ્યો, સૌરભીનો વર આવ્યો. ગોપાળ ઘરમાં હતો, તે બહાર આવે તે પહેલાં રસિક તો ઘર સામે આવી પહોંચ્યો.

ત્યારે સંધ્યા થવા આવી છે. ઘરમાં અંધારૂં છે, તાળું વાસેલું છે, જનહીન ઘરમાં જાણે કોઇ રડીને કહે છે, " કોઇ નથી, કોઇ નથી." એક ઘડીમાં રસિકની છાતીમાં કેવુંયે થવા લાગ્યું, તેની આંખ સામે બધું અસ્પષ્ટ દેખાવા લાગ્યું. તેના પગ કંપવા લાગ્યા. બંધ બારણા આગળ તે ઉભો રહ્યો તેનું ગળું સુકાવા લાગ્યું. કોઇનેય બોલવાની તે હિંમત કરી શકયો નહિ. દૂર મંદિરમાં જે ઘંટા વાગી રહ્યા છે, તે જાણે તેના ગયા જીવનની કથા કહી આપતા હોય, તેમ તેના કાનમાં અથડાવા લાગ્યા. આ માટીની દિવાલ, આ બંધ બારણાં, હાલી ગએલી ખજુરી, આ બધું જાણે ખોવાએલા સંસારની માત્ર છબી, કશુંય જાણે સાચું નહિ.

ગોપાલ પાસે આવી ઉભો રહ્યો, રસિકે તેના સામું આડી નજરે જોયું. ગોપાલ કશું ય બોલ્યા વગર નીચી આંખે જોઇ રહ્યો, રસિક બોલી ઉઠયો, " સમજ્યો છું, સમજ્યો છું. મોટાભાઇ નથી ખરૂં ને?" એમ કહી તે બારણા પાસે બેસી પડયો. ગોપાલે તેની પાસે બેસીને કહ્યું, " ભાઇ રસિક, ચાલ મારે ઘેર ચાલ. " રસિક તેના બે હાથ છોડાવી દેઇ બારણા પાસે માટીમાં આળોટવા લાગ્યો. " ભાઇ ! ભાઇ ! " જે ભાઇ તેના પગનો



અના ૮ સાંભળતાંજ પોતે દોડી આવતા, તે ભાઇ ક્યાંયે જડયા નહિ.

ગોપાલના બાપ આવી રસિકને બહુ સમજાવી તેમને ઘેર લઇ ગયા. રસિકે ત્યાં પ્રવેશ કરતાંજ એક ઘડીમાં જોયું, સૌરભીએ પેલા તેના ચીતરેલાં કપડાંથી એક ચીજ બહુ પ્રયત્ને ઢાંકી રાખી છે. રસિક પાસે આવ્યો ત્યારે તે સમજી શકયો કે તે કપડાની અંદર ચીજ છે તે તેની નવી સાઇકલ! તરત તેને અર્થ સમજી શકતાં વાર લાગી નહિ. તે ખૂબ રડવા લાગ્યો.

રસિક ગયા પછી બંસીએ રાત દિવસ મહેનત કરી સૌરભીની પૈઠણ અને આં સાઇકલ લાવવા માટે પૈસા એકઠા કર્યા હતા. જેમ થાકેલો ઘોડો મહામહેનતે દોડીને ગમતી જગાએ પહોંચીને તરતજ પડીને મરી જાય, તેમ જે દિવસે પૈઠણના રૂપિઆ પુરા થયા અને પોસ્ટ ઓફીસમાંથી વી. પી. થી સાઇકલની રસિદ મળી તેજ દિવસે તે કામ કરતો અટકી પડયો, તેની તાંત બંધ થઇ ગઇ. ગોપાળના બાપને બોલાવી તેનો હાથ પકડી તે બોલ્યો, " હજુ એક વરસ રસિક માટે રાહ જુઓ. આ તમારા હાથમાં પૈઠણના રૂપિઆ આપી જાઉં છું. જ્યારે રસિક આવે ત્યારે તેને આ સાઇકલ આપજો, અને કહેજો કે 'જ્યારે તેં ભાઇ પાસે રૂપિઆ માગ્યા હતા, ત્યારે હતભાગી ભાઇ આપી શકયો ન હતો. પણ તેથી મનમાં રીસ ન રાખીશ."

મોટાભાઇના રૂપિયા હું લઇશ નહિ, એવી એક દિવસ પ્રતિજ્ઞા કરી રસિક ચાલ્યો ગયો હતો, વિધાતાએ તેની એ કઠોર પ્રતિજ્ઞા સાંભળી હતી. આજ જ્યારે રસિક પાછો આવ્યો. ત્યારે જોયું કે મોટાભાઇની ભેટ તેને માટે આટલા દિવસ રાહ જોઇ રહી હતી, પણ તે ગ્રહણ કરવા માટે તેનાં હૃદયદ્વાર એકે વારે બંધ છે. તેના મોટાભાઇએ જે તાંતે આખું જીવન વણી પોતાના ભાઇને દાન કર્યું છે. તે તાંતની પાસે બધું છોડી પોતાનું જીવન પુરું થાય એવી રસિકને બહુ ઇચ્છા હતી, પણ હાય! એ તો કલકત્તા શહેરમાં રૂપિઆ સાટે સદાને માટે- પોતાના જીવનનું બલિદાન આપી આવ્યો છે!*

**શાન્તાબ્હેન ન. પટેલ**

* શ્રી રવીન્દ્રનાથ ટાગોરની એક કથા ઉપરથી.

# આટલું તો કરી ઘો



૧. ખીચડી પકાવી ઘો

કાળો પાણો કરકરીઓ, રાતે પાણે રાય
અમદાવાદના ગઢ ઉપર ખીચડી પકાઈ.

૨. દરિયો ધુણાવો.

બટકુંક રોટલો, થીનું ઘી, દરિયો ધુણે રાતને દિવસ

૩. દરિયાને છીંડી પાડો.

એક કોઠામાં બતરી કોઠા, તેમાં રમે નાના મોટા,
નાને મોટે નાંખી ગોળી, ભાગી રે હરણની ટોળી,
હરણ ખાય હેરાફેરા, ભાંગ્યાં રે દિલ્હીનાં દેરાં,
દિલ્હી ઉપર આણમાણ, ભાંગી રે મોતીની માણ,
માણ ઉપર મોતી, બીબી આવે રોતી,
બીબીના હાથમાં ઘોડો, ફોડયો મિયાંનો હોકો,
હોકાનાં બે કાચલાં, સોનાનાં બે માછલાં
માછલે કરી લીંડી, દરિયામાં પડી છીંડી.

૪. મીનીને જોડીયું પહેરાવી ઘો.

કોઠી ઉપર કોઠીયું ને મીની પેરે જોડીયું.

૫. લંકાની દોણી લાવી ઘો.

રાતાં બગલાં રણે ચડ્યાં, પાણી દેખી પાછાં ફર્યાં
એક બગલાંનો ભાંગ્યો હોઠ, લાવ્યાં રે લંકાનો લોટ
એક બગલાંની ભાંગી દોણી, લાવ્યાં રે લંકાની દોણી.

૬. મહાદેવના વિ'વા કરી ઘો.

પતાશાની પોળમાં પંદર પગથીયાં ચડવાં
પંદર પગથીયાં ઉતરવાં
મહીં મહાદેવનાં દરશન કરવાં

દરશન દરશન દીવા
મહીં મહાદેવના વિ'વા.

૭. મીનીને ઘાઘરી પહેરાવી દો.

સામે આવ્યા વાઘરી, મીની પહેરે ઘાઘરી

૮. ઉંદરને વેઢ પહેરાવો.

સામે આવે ઢેઢ, ઉંદર પહેરે વેઢ

૯. વાડામાં વાછડા રમાડી દો.

અહીંથી આવ્યા પટેલ, અહીંથી આવ્યાં પટલાણી;
બેએ વાળ્યો કાછડા, વાડામાં રમે વાછડા.

૧૦ માધાની મા રોવરાવો.

બારા ઉપર સોઈ ને માધાની મા રોઈ.

૧૧. બીબીને રોવરાવી દો.

અંગ તાણું, તંગ તાણું, તંગના દોરા તાજા,
હાથી ઉપર ગઢ ચણાવું, રમતા આવે રાજા,
રાજાના હાથમાં સોટી ને બીબી આવે રોતી.

૧૨. સો હાથી ભણાવી દો.

સો અવળાં કમાડ, સો બવળાં કમાડ
સો દીવી બળે, સો હાથી ભણે.

૧૩. દરિયો ખસેડી દો.

વંડી ઉપર દસ્તો, દરિયો જાય ખસ્તો

૧૪ વછેરી રમાડો

અહીંથી નાંખી પછેડી, વાદળમાં રમે વછેરી.

૧૫ ભગવાન પાસેથી કુંચી લાવો.

ખજુરની ડાળય ઉંચી, ભગવાન પાસેથી લાવો કુંચી.

---

# કુકડીબાઇનો ન્યાય

ઉનાળ નો દહાડો હતો. કુકડીબાઇ પોતાના ખેડુત માલિકના આંગણામાં ફરતાં હતાં ને બચ્ચાં માટે ચણ શોધતાં હતાં. આંગણામાં એક બાજુ મોટો ઉકરડો હતો. કુકડી ફરતી ફરતી ત્યાં ગઇ. ઉકરડો વરખોળતાં વરખોળતાં કુકડીને તો ઘઉંનો દાણો જડયો.

"આ શું ? ઘઉનો દાણો ? હાશ. લે બાઇ, હું તો એને વાવીશ." કુકડી તો રાજી-ના રેડ થતી બોલી.

ખેડુતનાં પાળેલાં બીજા કેટલાક પશુ પંખી તેનાં પડોશી હતાં. કુકડીએ ઘેર આવી બતકને બોલાવી, "બતકબ્હેન બતકબ્હેન, મને આ ઘઉનો દાણો વાવ-માં જરા મદદ કરશો ને ?"

"નારે બ્હેન, મને તો કયાં નવરાશ છે ?" કહી બતક તો ચાલતું થયું.

ત્યાં તો બિલાડી બહાર ગઇ હતી તે આવી.

"મીનીબ્હેન, મીનીબ્હેન, આવો ને જરાક. આ ઘઉં વાવું છું તે જરા ખાડો ખોદવા લાગોને" કુકડીએ કહ્યું.

"હજી હું તો બહારથી ચાલી આવું છું. બાઈ, મારા બચોળીઆં ભૂખ્યાં મારી રાહ જોતાં હશે." એમ કહી એણે ઘર બારણું વાસ્યું.

કુકડીને થયું, "પેલું કુક્કર તો જ; મદદ કરશે. તે તો બહુ ભલુંને પરગજુ છે

પણ કોણ જાણે કેમ, એણે પણ આ તો ના જ કહી.

છેવટે કુકડીએ જાતે જ બધું કા કર્યું. જમીનમાં એક નાનો ખાડો કર્યો તેમાં દાણો મૂકયો ને ઉપર માટી વાળી

ઉનાળો પૂરો થયો. વાદળાં થવા લાગ ને વરસાદ આવ્યો. કુકડીએ વાવેલો ઉંનો દાણો તો ઉગ્યો. રૂપાળો કોંટો ફુટયો લીલાં કુંળાં પાન આવ્યાં. પવને ને પ્રકા તેને તંદુરસ્ત રાખ્યો. વખત જતાં ઉંબીએ આવી ને માંહે ઘઉંના મજાના દાણા થય

લણણી-ટાણું થયું. કુકડીએ દાતર લીધું ને ચાલી. ઘઉં લણ્યા, ઉપણ્ય ને પછી ફાંટ ભરીને ઘેર આણ્યા.

ઘઉને સાફસુફ કર્યા ને કોઠીમાં ભય

શિયાળો આવ્યો. જૂના ઘઉં થ રહ્યા, એટલે કુકડીએ તો નવા ઘઉંની કો ઉખેળી. સાણામાંથી માણુ ઘઉં કાઢીને તાં પોટકી બાંધીને ચાલી દળણું દળાવ

બધાં પડોશીઓને પૂછ્યું, "કોઈ આ-વશો વારાફરતી આ પોટકી ઉપડાવવા ? હું એકલી નહિ ઉપાડી શકું."

પણ ન દીધી દાદ બતકે, ન આપ્યો જવાબ બિલાડીએ કે ન સાથે આવ્યું પેલું કુક્કર !

પોટલી માથે મૂકી કુકડી તો ચાલી. બિચાર પોઈસા ખાઈ એ તો ત્યાં પહોંચી.

ખળખળ વહેતા પાણીના એક ઝરાને કાંઠે જ આ હળણાં વાળી રહેતી હતી. કુકડીએ ઘંટીવાળાને ઘંઉ આપ્યા ને પોતે નદી કાંઠે જઇ નાહી ધોઇ ને થાક ઉતાર્યો.

ત્યાં તો ઘઉં દળાઈ ગયા.

લોટની પોટલી ખાંધે મૂકી ધીમે ધીમે કુકડી ઘેર આવી. ખૂબ થાકી ગઈ હતી એટલે વાળુ કરીને ઉંઘી જ ગઈ.

બીજે દહાડે સવારે ઉઠીને કુકડીએ તો આટો ચાળ્યો, અંદર મોણ નાખ્યું ને હળવે હળવે લોટમાં પાણી નાખતી ગઇ ને કણેક બાંધતી ગઈ. બધો લોટ બંધાઇ રહ્યો ત્યારે નાનાં નાનાં ગુંદલાં કરી એણે તો મજાની પૂરીઓ વણી નાખી અને નાની એવી કડાઈ સગડી પર મૂકી એ બધીને તળી પણ ખરી.

એક મોટી તાસક ભરીને પૂરીઓ થઇ.

ત્યાં તો કોણ જાણે કયાંથી બતક આવ્યું.

કેમ કુકડી બ્હેન, શું પૂરીઓ બનાવી ? વાહ, કેવી મજાની છે ! એમ કહી એ તો જામ્યું.

ત્યાં તો મીનીબાઇને ગંધ આવી એટલે એ પણ પૂંછડી હલાવતી આવી ને ડાહી થઇને એક બાજુ બેઠી.

કુક્કર પણ ભોંય સુંઘતું સુંઘતું આવ્યું.

એટલી વારમાં કુકડાને ઘેર આવવાનો વખત થયો ને તે આવ્યો.

હાથપગ મ્હોં ધોઇ એને માટે નાખેલા પાટલા પર એ તો જમવા બેઠાં. બાજુમાં કુકડી અને તેનાં બચ્ચાં કચ્ચાં પણ બેઠાં. નિરાંતે સૌ જમ્યાં.

બતક કહે, "મને કુકડી બ્હેન ?"

બીલ્લી કહે, "મને કુકડી બા ?"

કુક્કર કહે, "મને કુકડી બાઇ ?"

કુકડી કહે, "ઉભાં રહો. પહેલાં તો મહેનત કરે એને મળે"*

ગિરીશ

* અંગ્રેજી પરથી ફેરફાર સાથે.



# ખોટો સિંહ

એક હતો શિકારી. તે જુદાં જુદાં જંગલોમાં ફરે; હરણુ અને સસલાં, મોર અને કોયલ જેવાં પશુપક્ષીનો શિકાર કરે; અને માંસ ખાઇને જીવે.

એક દિવસ એ શિકારી કોઇ બેટ તરફ આવી ચઢયો. ત્યાં તેણે ઘણો શિકાર કર્યો. પણ જંગલોમાં તેને કેટલીકવાર વરૂ, વાઘ, હાથી કે સિંહ જોવામાં આવતા. એમને જોઈ એ બિચારો બહુ બીએ. પણ શિકારનો એને શોખ હતો એટલે જીવતું જોખમ ખેડીને પણ શિકારી જંગલમાં ભટકતો.

એક વાર ફરતાં ફરતાં તેણે એક મરેલો સિંહ દીઠો. એ સિંહને જોઈ તેને વિચાર થયો. ;" આનું ચામડું કાઢું, એ ચામડું હું ઓઢું, ને પછી હાથીઓનાં ટોળાંને નસાડું, વરૂ વાઘને બીવરાવું અને આ બેટનો રાજા થઈ બેસું." શિકારીએ તો તેમ કર્યું અને ચાર પગે તે ચાલવા અને વનમાં મ્હાલવા લાગ્યો. હાથીઓનાં ટોળાં તો બ્હીને ઝાડોનાં ઝુંડમાં ભરાવા લાગ્યાં,

વળી આ ખોટા સિંહને બીજો વિચાર આવ્યો. " આ હાથીઓનો હું મહારાજાધિરાજ બનું તો કેવું સારૂં! પણ તે કેમ બને ? "

શિકારી માંસ ખાતો હતો અને સાથે દારૂ પણ પીતો હતો. એને દારૂ બનાવતાં પણ આવડતો હતો. એકવાર તેણે દારૂનાં પીપ ગોઠવી મિજબાની કરી. પછી શિયાળને મોકલી સૌ હાથીઓને બોલાવ્યા. કેટલાક આવ્યા, કેટલાક ન આવ્યા; કોઇએ દારૂ પીધો, કોઇએ દારૂ ઢોળી નાંખ્યો.

એ મિજબાનીમાં એક બડો હુશિયાર કાણો હાથી હતો. તેણે આ વનરાજને પૂરો ઓળખી લીધો. જાણી ગયો કે એ સિંહ નથી–શિકારી છે. પણ ત્યાં એ કાંઈ બોલ્યો નહિ.

પાછળથી તેણે બધા હાથીઓને બોલાવી આ વાત કરી. દારૂ પીને ગાંડા બનેલા એક બે હાથીએ એ વાત માની નહિ; પણ જ્યારે તેમને દારૂનો નશો ઉતરી ગયો ત્યારે સૌ જણ એકમત થયા.

તેઓએ ઠરાવ કર્યો કે હવે સિંહથી કોઇ કાળે બીવું નહિ. સૌએ શું થાય છે તે જોવું.

હવે ખરો ખેલ શરૂ થયો. પેલો સિંહ શિકારે આવ્યો ત્યારે હાથીનું ટોળું પાસે થઇને પસાર થયું. સિંહ હરખાણો, પણ સૂંઢ ઉંચી કરી કોઈ હાથીએ તેને સલામી દીધી નહિ. આથી સિંહને ક્રોધ ચડયો. તે ગર્જ્યો; પણ એ ગર્જના સિંહની નહોતીઃ માણસની ચીસ હતી.

આ ઉપરથી આખું ટોળું તેના તરફ ધસ્યું. સિંહ તો બે પગે નાઠો. નાસતાં નાસતાં પેલું ચામડું ભોંય પર પડી ગયું. બાપડો શિકારી મુઠીઓ વાળીને દોડયો. આગળ શિકારી ને પાછળ હાથીનું ટોળું.

પછી તો શિકારીનું કાળજું ફાટી ગયું. હાથીઓ પણ સૂંઢો ઉંચી કરીને તેની લગોલગ આવી પહોંચ્યા.

એવામાં દરિયાનો કાંઠો આવ્યો. શિકારીએ અંદર પડતું મેલ્યું. હાથીઓએ જોયું કે સિંહ મહારાજ ભરતીનાં મોજાંમાં બૂડી મુઓ હતો.

ત્યાર પછી બેટમાં કોઇ શિકાર કરતું નહોતું. અને સઘળે શાન્તિ શાન્તિ થઇ રહી હતી.

રશળજી પરમાર

---

કયાંનો હતો રાખેંગાર ?
કયાંની સતી રાણકદે ?
કયાનાં હલામણ સોન ?
કયાનાં શેલત વિજાણંદ ?
કયાનો રાખાવત ભલા
બાબરીઆ કુળ તણો ?
કયાંનો હતો રાખેંગાર ?

# સુગરી

સુગરી ચકલીના જેવડું પ્રાણી છે. રંગમાં, કદમાં અને ચાંચની જાડાઈમાં તેઓ લગભગ મળતાં આવે છે. તેનો રંગ ઝાંખો રતાશ પડતો હોય છે. સુગરી માળા બાંધવામાં ઘણું હોશિયાર પંખી છે. ઝાડ ઉપર લાંબા લટકતા જે માળા જોવામાં આવે છે તે સુગરીબાઈના હોય છે. સુગરી પાતળા ઘાસના રેસાઓનો માળો બનાવે છે. તાંતણાઓને એવી સરસ આડી અવળી રીતે વણી દે છે. સુગરીનો માળો મોટો હોય છે છતાં વજનમાં તે બહુ ભારે હોતો નથી. ચોમાસામાં સખ્ત પવનમાં માળો ન ઉડે તે માટે માળા ઉપર સુગરી માટી લગાવી દે છે. કેટલાક કહે છે કે સુગરી પોતાના માળામાં આગીઆ ચોટાડે છે, જેથી માળામાં અજવાળું થાય." સુગરી પોતાના માળામાં આ રીતે બત્તી રાખે છે. કેટલાક આ વાતમાં માનતા નથી. માળો ગોળ હોય છે, તે ઝાડની ડાળીએ લટકાવેલો હોય છે. માળામાં બે ખંડ હોય છે. એકને તળીઉં હોય છે ને બીજો તળીઆ વિનાનો નીચેથી કાણાવાળો હોય છે. તળીઆવાળામાં ઈંડાં મૂકે છે. કાણાવાળામાંથી પક્ષી અંદર પેસે છે. માળામાં જવા માટે સુગરીને નીચેથી માળામાં પેસવું પડે છે. બીજાં પક્ષીને આવી રીતે માળામાં પેસવું અઘરૂં પડે છે. કાગડા, હોલા, ખીસકોલીઓ, એરૂ વગેરે આ માળામાં પેસી શકતાં નથી. સુગરીઓ ઘણુંખરૂં એક સાથે પોતાના માળા બાંધે છે. એકજ ઝાડ ઉપર આઠ-દશ માળા જોવામાં આવે છે. ઘણીવાર કેટલાક માળાઓ અધુરા જોવામાં આવે છે. આમાં તળીઉં હોતું નથી. એ છત્રી જેવા દેખાય છે. લોકો આને ઝુલા અથવા હીંચકા કહે છે મનાય છે કે જ્યારે માદા ઈંડા સેવવા બેસે છે ત્યારે નર ઝુલામાં હીંચકતો હીંચકતો માદા પાસે ગીત ગાય છે. લોકો સુગરીને પાળે છે. પાંજરામાં તેને ઘાસ આપવાથી તે ઘણીવાર અંદર માળો બાંધે છે. તેઓને પાળનારાઓ તેમને કેટલીક ગમ્મત રમત કરી બતાવતાં શીખવે છે. મોઢામાં બે હોઠ વચ્ચે રાખેલો દાણો કે હાથ ઉપર રાખેલો દાણો તે ઉડીને લઈ લે છે.

જિલુભાઈ

# સક્કરખોરા

આ પક્ષી નાનાં અને સુંદર પક્ષીઓમાંનું એક છે. તે લગભગ ચકલી જેવડું અથવા તેનાથી નાનું હોય છે. એની ચાંચ લાંબી, વળેલી અને છેડે સોય જેવી અણીદાર હોય છે. જીભ લાંબી અને પાતળી નળીના આકારની હોય છે. એના વડે ફૂલોમાં રહેલ મધને તે ચુસે છે. લગભગ બધાં ફૂલોમાં મધ હોય છે. મધમાખો મધ ચુસીને મધપુડામાં જમા કરે છે; પણ સક્કરખોરા મધને સીધું ચુસીને ગળી જાય છે. કોઇ કોઈ ફૂલ એવું હોય છે કે એના ઉપર તેનાથી બેસી શકાતું નથી આથી તેને ફૂલ ફરતાં ઉડતાં ઉડતાં મધ ચુસવું પડે છે. કેટલાંક બહુ મોટાં ફૂલોમાંથી મધ ચુસવા માટે ફૂલની બાજુથી એક કાણું પાડી મધને ચુસેછે.

નર સક્કર પગથી માથા સુધી ભૂરા વાનનો હોય છે. જ્યારે સૂર્ય પ્રકાશતો નથી હોતો ત્યારે પક્ષી લગભગ કાળું લાગે છે; પણ સૂર્યના તડકામાં કોઇ વાર તે સુંદર લીલો દેખાય છે, કોઈ વાર ભભકદાર નીલો દેખાય છે.

માદાનો ઉપલો ભાગ ધૂળીઆ રંગનો ને નીચલો ભાગ ઝાંખો પીળો હોય છે.

ઈંડાં મૂકવાની ઋતુ ખલાસ થયા પછી નરમાદાના રંગ લગભગ સરખા થઈ જાય છે. માત્ર નરની દાઢીથી તે પેટ સુધી ભૂરા રંગનો પટો જોવામાં આવે છે. જાન્યુઆરીથી ઓગસ્ટ સુધી આ પક્ષી બહુ મધુર ગાય છે. એનાં માળાની રચના ઘણી સુઘડ અને ચતુરાઈથી કરેલી હોય છે. તેનો માળો ડાળીએ લટકતો હોય છે. સુગરીના માળાની પેઠે. પણ આ માળો જમીનથી બહુ ઉંચો નથી હોતો. ઘણીવાર તો એક વારથી પણ નીચે હોય છે.

માદા કરોળીઆનાં પડ લઈ આવે છે, અને તેને ડાળ ઉપર ચોડી દે છે. પછી સૂકું ઘાસ ને પાંદડાં લાવીને તે એને ચોટાડે છે. વળી કરોળીઆનાં પડ ઘાસ અને પાંદડાં લગાડે છે. ને ફરી તેને ઘાસ ને પાંદડાં લગાડે છે. આ રીતે ઘાસ, પાંદડાં ને કરોળીઆના પડનો તે માળો બનાવે છે. એક બાજુથી અંદર જવાનું

હોય છે ને ઉપર દરવાજા જેવું રાખે છે. ઈંડાં મૂકવાની સુંવાળી રેશમ જેવી ગાદી બનાવે છે. તેમાં તે બે કે ત્રણ નાનાં ઈંડાં મૂકે છે. ઈંડાનો રંગ દુધીઓ હોય છે. એના ઉપર રાખોડીઆ રંગનાં ટપકાં હોય છે. માળો બાંધવામાં નર માદાને મદદ કરે છે અને કાગળ, લુગડાંના ટુકડા, દોરી, બ્લોટીંગ એવું એવું લાવી આપે છે.

સૌથી વહેલો માળો બાંધનાર પક્ષીઓમાં સકકરખોરો પણ છે. ફેબ્રુઆરીમાં તેનાં ઈંડાં જડી આવે છે. જો કે માર્ચ ને એપ્રિલ મહિનામાં તો બણી ૮ આવે છે. એનો માળો રહેજે ઓળખાય એવો નથી. ઉપલક નજરે ડાળીમાં કે ઝાંખરામાં ભરાયેલ સૂકા ઘાસના ડુચા જેવો બીજો છે. નર માળો બાંધવામાં ઈંડા સેવવામાં ને બચ્ચાંને ખવરાવવામાં કાંઈ ભાગ લેતો નથી. આ જરા વિચિત્ર તો છે. ઘણાંખરાં પક્ષીઓમાં તો નર ને માદા બન્ને માળો બાંધે છે ને બચ્ચાંને ખવરાવવામાં ભાગ લે છે. માળા ઘણા નીચા બાંધવામાં આવે છે તેથી ઘણીવાર સાપ ને ખીલકોળીઓ તેનાં ઈંડાં ખાય જાય છે. કાગડાઓ અને હોલાઓ પણ તેનાં ઈંડાંને ઉપાડી જાય છે. છતાં સકકરખોરાની ઓલાદ વધ્યે જાય છે ને લગભગ દરેક ગામડામાં તે જોવામાં આવે છે.

ગિજુભાઇ



કયાં છે ગઢ ગિરનાર ?
કયાં છે નીર ભાદરનાં ?
કયાં છે ઘોડી પાંચાળની ?
કયાં છે ભેંસ શંગવંકી ?
કયાં છે સિંહ ડાલામથા ?
કયાં છે વીર કાઠીજાયા ?
કયાં છે ગઢ ગિરનાર ?
કયાં છે નીર ભાદરનાં ?

# વાળાક અને ઘોઘાબારામાં

ચી. ભાઇ ન્હાનુ,

મહુવાથી ગાડા રસ્તે મુસાફરી કરી તળાજા આવી પહોંચ્યા છીએ. તળાજા જૂના વખતનું શહેર છે વાળા લોકોના કબ્જાનો આ પ્રદેશ હતો તેથી તેને વાળાક પ્રદેશ કહે છે. તળાજા વાળાઓના સમયનું શહેર છે. જ્યારે એભલવાળો વળામાં રાજ્ય કરતો હતો અને ત્યાંના બ્રાહ્મણોનો જુલમ અસહ્ય થઇ પડયો ત્યારે એભલવાળે આ તળાજામાં આવીને એકી સાથે હજાર કન્યાઓને કન્યાદાન આપીને પરણાવી ને વળામાંથી વાલમ બ્રાહ્મણોને હાંકી કાઢયા. જે ધંધુકા આવીને વસ્યા છે. તે વખતનો ઘીનો કુવો, મંડપ વગેરે અહીં બતાવાય છે. તળાજાના પાદરમાં શેત્રુંજી નદી છે તેને સામે કાંઠે તળાજાની ટેકરી છે ત્યાં જૈન મંદિરો છે. અને ઘણાં ભોંયરાં છે. સભામંડપ વગેરે ઘણું જ સરસ છે.

અહીંથી તળાજા ટ્રામવેમાં નીકળવું હતું પણ તરતજ મોટા ગોપનાથ યાદ આવ્યા. અહીંથી સાત ગાઉ દૂર મોટા ગોપનાથ છે. નરસીંહ મહેતાએ જે ગોપનાથની સ્તુતિ કરીને રીઝવ્યા હતા તે આ ગોપનાથ કે મહુવા પાસેના ગોપનાથ તે નક્કી નથી. પણ આ ગોપનાથની જાહોજલાલી અગાઉ સારી હશે એમ લાગે છે. હાલમાં મંદિરના મહંતનો કબ્જો છે નાના ગોપનાથ ત્રાપજથી થોડે છેટે છે. ત્રાપજમાં ભાવનગર સ્ટેટનો હવા ખાવાનો બંગલો છે.

મોટા ગોપનાથથી અમે નકળંગ ( નિષ્કલંક ) મહાદેવના દર્શને ઉપડયા. દરીઆ વચ્ચે આવેલ આ મહાદેવજી ઘણાજ પ્રખ્યાત છે. ત્યાં મોટો મેળો ભરાય છે. દરીઆમાં ભરતી આવે ત્યારે આ મહાદેવના ઓટલા પર ઉભેલને આંચ આવતી નથી, પણ ચોગરદમ પાણીને પાણીજ. ખંભાતનો અખાત ઘુઘવાટા કરતો ઘેરું ગર્જન કરી રહ્યો હોય છે.

જૂનાં ઐતિહાસિક સ્થળો વિસરાઇ જવાથી જૂનો ઇતિહાસ પણ નાશ પામતો જાય છે. પણ એના પ્રતિ જો ધ્યાન આપીને જૂના સ્થળોને રક્ષણ અપાય તો જરૂર એ જૂના ઉપરથી કાંઇક જાણવાનું મળે.

અહીંથી દોઢેક ગાઉ દૂર ખારી મીઠી વીરડી છે. દરીઆની ભરતી વખતે બે વીરડી ગાળી તમે દૂર ખસી જાઓ. ઉપર ભરતીનાં પાણી ફરી વળે અને ઓટ વખતે જઇને પેલી બન્ને વીરડીનાં પાણી તમે ચાખો તો એકમાં ખારું અને બીજામાં મીઠું પાણી તમને પીવા મળશે. શો ચમત્કાર ! આવાં અનેક સ્થળો કાઠિયાવાડમાં છે પણ તે બધાનો વિગતવાર ઇતિહાસ કયાં છે ?

ખોખરાના ડુંગરો જોઇ નાંખ્યા, અને ત્યાંથી તરતજ અમે ઘોઘા આવવા ઉપડયા. અનંતકાળના ઝપાટે ચડેલું ઘોઘા અત્યારે પાયમાલ થઇ ગયું છે. છતાંય એની જૂની પ્રસિદ્ધ સમૃદ્ધિ અને જાહોજલાલીની સાક્ષી પુરતું નવખંડા પાર્શ્વનાથનું દહેરું હજુ હયાત છે. પાલિતાણાની જાત્રા કરનાર દરેક જાત્રાળુ ઘણું કરીને અહીં દર્શન કરવા આવેજ છે. દરીયા કાંઠે ગવર્નમેન્ટે દિવાલ ચણાવી છે જેથી ગામને કાંઇક સલામતી છે. અહીંની દીવાદાંડી દૂરથી દેખાય છે. પીરમ સામેજ દેખાય છે. આ પીરમમાં ગોહિલકુળદિપક મોખડાજીએ સિંહને મારેલો. અને તે પછી મુસલમાન બાદશાહોના વખતમાં લશ્કર આવેલું અને મોખડાજી અને તે બાદશાહ વચ્ચે યુદ્ધ થયેલું ત્યારે મોખડાજીનું ધડ રાતદિવસ સુધી લડેલું છેવટે ગળીનાં તાતણો નાખીને આણ દીધેલી ત્યારેજ એ ધડ પડયું. જેનો પાળીઓ હજુએ ઘોઘામાં છે.

પીરમ એ ગોહિલવંશની જૂની રાજધાની. રાણપુરમાં રાણાજી ગોહિલ મરાયા પછી

તેમની એક રાણીને ઉમરાવા મોકલેલાં તેમને અવતરેલ પુત્ર મોખડાજીએ પીરમ કબજે કરી ત્યાં ગાદી કરેલી. એ વખતે ઘોઘા મોટું બંદર હતું. કાઠિયાવાડ અને ગુજરાતના વહાણો અહીં લંગરાતાં. અત્યારે એમાનું કાંઇજ નથી રહ્યું ફક્ત એ વખતની જાહોજલાલી બતાવતું સોનારીયા તળાવ છે.

અહીંના બે સોની ભાઇએ ઉપર માતાજી પ્રસન્ન થયાં અને કહ્યું કે " વહેલી સવારે બંદર ઉપર જજે. ત્યાં દૂરથી વહાણ આવતું દેખાશે. તેનો ધણી પણ બંદર ઉપર હશે વહાણ ડૂબવાની તૈયારીમાં દેખાય ત્યારે તે વહાણ તું ખરીદી લેજે. પછી વહાણ ડૂબવાને બદલે તરશે અને સડસડાટ આવીને ઉભુ રહેશે તું તે બધો માલ ઘેર લઇ જજે.' પણ એણે તો ખાત્રી માગી એટલે માતાએ કહ્યું કે " સવારમાં બંદર ઉપર જતાં ચુંદડી, મોડીઓ અને અર્ધો, રૂપીયો પડેલો તને જડશે. " અને સવારમાં થયું પણ તેમજ ! થોડી વારમાં માતાના કહેવા પ્રમાણે બધું બન્યું ને વહાણ ખરીદાયું. માલ બધો એક મિત્રને ઘેર નાખ્યો. ખજુરનાં વાડીઆ હતાં. વાણીઆની દાનત ફરીને ચાલ કાઢી જુએ તો સોનું નીકળ્યું. એ તો પૈસાદાર બની ગયો. પણ બધાં આંધળાં થયાં. અને એ નાણામાંથી સોનારીયું તળાવ થયું. એમાં હજુએ કોઇથી સતકાર થતો નથી કારણ કે તરતજ પાણી લાલ બની જાય છે, અહીંનું પાણી ખારું છે પણ જળસ નામનો એક કુવો છે ત્યાંનું પાણી મીઠું છે. અહીંના બોરીંગમાંથી નીકળતું પાણી ગંધક મિશ્ર ગરમ છે, અને નાહવાથી કપડાં પીળાં પડી જાય છે,

અહીંઆ એક મોટું ઝાડ છે. તેનું નામ રૂખડો. તેનું થડ ઘણું જ મોટુ છે. બે ચાર જણ સાથે હાથ પહોળા કરે અને સમાય એવડું મોટું ગણાય. ગામ ભાંગી ગયું છે. પરંતુ અહીંઆ ખારવા લોકોની વસ્તી ઘણીજ છે. પણ બધા દેશાવર રહે છે.

પણ આ બધી વાતમાં હું દિવ જવા ઇચ્છતો હતો તે રહી ગયું. દિવમાં જવા માટે ત્યાં કોઇ ઓળખીતું હોય તોજ રજા મળે. તે સાધન મારી પાસે નહતું એટલે જવાયું નથી. પણ જેટલું સાંભળ્યું છે જાણ્યું છે તે લખવું તો પડશેજ.

દિવ એ પોર્ટુગીઝ લોકોનું સંસ્થાન છે. હિંદથી સ્વતંત્ર છે જેથી તેને હિંદના કાયદા લાગુ પડતા નથી. દીવ બેટ હોવાથી કાઠિયાવાડમાંથી દિવમાં જવા માટે પૂલ બંધાવેલો છે. રાત્રે તે સંકેલી લેવાય છે. અગાઉ આ શહેરમાં એવો કાયદો હતો કે કોઇ છોકરું પરણ્યા વગરનું હોય અને તેના મા બાપ બન્ને મરી જાય તો પાદરી લોકો તેને કબજે લે અને તેને ખ્રીસ્તી બનાવે. કાકા, મામા મોટાભાઇ કે બીજા કોઇની તકરાર ચાલે નહિ, એક વખત એક માણસ ગુજરી ગયો. તેની સ્ત્રી અગાઉ ગુજરી ગઇ હતી, જેથી છોકરો એકલો થઇ ગયો. તે એક બ્રહ્મક્ષત્રિયના કારખાનામાં નોકરી કરતો હતો જેથી તે કારખાનાની માલેક બાઇએ બીજા એક નોકરની કન્યા તેને રાતમાં પરણાવી દીધી સવારમાં પાદરી લોકો પેલા છોકરાનો કબજો લેવા આવ્યો પણ બાઇએ તે પરણેલો છે એમ કહીને પાછા વાળ્યા. પણ તે ઉપરથી તેને શાન્તી થઈ નહિ. તેણે એક રૂમાલ વણીને રંગાવ્યો તેમાં એક અરજી તે વખતની પોર્ટુગીઝ રાણી ઉપર કરીને પોતે ગોવા ગઇ. ત્યાં ગવર્નરના બંગલે તે માથે બળતી સગડી લઇને ગઇ. ગવર્નરે તેનું દુઃખ સાંભળ્યું અને તેની અરજી પોર્ટુગાલ દેશમાં મોકલી અરજી વાંચતાં રાણીનું અંતઃકરણ પીગળી ગયું અને તે કાયદો તરતજ રદ કરવામાં આવ્યો. આ વીરનારી તે જેઠીબાઇ! આવી અનેક વાતો સાંભળીને દિવ જોવાનું મન હતું પણ સગવડ નહિ હોવાથી જવાયું નહિ, ને મનની મનમાં રહી ગઇ.

હવે અહીંથી ભાવનગર જઇશ. તે ગોહિલવાડનો ભાગ શરૂ થશે.

મનુભાઇ લેખાણી

# ભાગ્યનો પત્થર

એક ગામમાં ભીખુ નામે ઘણોજ ગરીબ માણસ રહેતો હતો. તેને લગભગ આઠ દસ સંતાન હતાં. જંગલમાંથી લાકડાં કાપી લાવી તે ગામમાં વેચતો, અને જે કાંઇ મળે તેથી મહામુશ્કેલીએ તે પોતાના કુટુંબનું પોષણ કરતો. એક વખત ભીખુ લાકડાંનો ભારો લઇને ગામ તરફ આવતો હતો તેવામાં રસ્તામાં તેને બે લૂંટારા મળ્યા. તેમણે તેનાં લાકડાં બળજબરીથી લઇ લીધાં. બિચારો ભીખુ પોક મૂકીને રડવા લાગ્યો.

એક સાધુ આ રસ્તેથી જતો હતો. તેણે ભીખુના રડવાનો અવાજ સાંભળ્યો. તે તેની પાસે ગયો, અને પૂછ્યું "ભાઈ, કેમ રડે છે ?" ભીખુએ ઉત્તર આપ્યો "બાપુ, હું ગરીબ માણસ છું. લાકડાંનો ભારો લાવીને હું મારૂં ગુજરાન મહામહેનતે કરૂં છું. આજે લૂંટારા ભારો લઇ ગયા. મારાં બાળકોને હું આજે શું ખવડાવીશ ?" "શાન્ત થા ભાઇ. ઇશ્વર કોઇનો ગયો નથી." સાધુએ કહ્યું. "જો. અહિંથી પૂર્વ દિશામાં દૂર જઈશ ત્યાં એક બીજું જંગલ છે. તેમાં એક તળાવ આવે છે. તેની વચમાં એક મન્દિર છે. ત્યાં દરેક જીવના ભાગ્યના પત્થર રાખ્યા છે. તેમાંથી તારો પત્થર શોધી લેજે."

ભીખુ આ સાંભળી ખુશ થયો. સાધુને પ્રણામ કરી તે પત્થરની શોધમાં આગળ ચાલ્યો. રસ્તામાં એક ઉંટ મળ્યું. તેની પીઠ ઉપર સોના ચાંદીના થેલા લાદેલા હતા. ઉંટે પૂછ્યું "ભાઈ ક્યાં જાવ છો ?" "ભાગ્યનો પત્થર શોધવા." ભીખુએ ઉત્તર આપ્યો. ઉંટ આ સાંભળી ઈચકિત થઈ ગયું અને કહ્યું "ભા સાહેબ, મારા ભાગ્યનો પત્થર પણ શોધી લાવજો. કેટલાંય વર્ષોથી ભારથી લઘાઇને કંટાળો આવ્યો છે."

ભીખુ તો આગળ ચાલ્યો. થોડે દૂર જતાં નદી આવી. તેમાંથી એક મગરે માથું ઉંચું કર્યું. તેણે પૂછ્યું "ભાઈ, ક્યાં જાવ છો?" ભીખુ બોલ્યો "ભાગ્યનો પત્થર શોધવા." મગરે કહ્યું "જરા મારા ભાગ્યનો પત્થર પણ શોધજો. કેટલાંક વર્ષોથી મારા પેટમાં બહુ દરદ થાય છે." થોડે દૂર આગળ જતાં એક સિંહ આવ્યો. તેણે પણ ભીખુને એજ પ્રશ્ન પૂછ્યો. ભીખુએ પણ પ્રથમની માફકજ ઉત્તર આપ્યો. સિંહે કહ્યું, "ભાઇ, મારા ભાગ્યનો પણ પત્થર શોધી લાવજે. મારા પગનો કાંટો મને બહુ ત્રાસ આપે છે."

કેટલાક દિવસો સુધી આમ તેમ ભમીને ભીખુ તલાવની પાસે આવી પહોંચ્યો. એક નાની સરખી હોડીમાં

બેસીએ તો તળાવની વચ્ચે પહોંચી ગયો. ત્યાં કરોડો પત્થર પડેલા હતા. પત્થર બધા આરસના હતા, અને તેમાં કાંઇ લખ્યું ન હતું. રાત પડી અને ચન્દ્રનો પ્રકાશ ફેલાવા લાગ્યો, એટલે પત્થરો ઉપર અક્ષરો દેખાવા લાગ્યા. એક ઉપર તેણે પોતાનું નામ " ભીખુ " જોયું. ભીખુ લખતાં વાંચતાં શિખેલો હતો, એટલે અક્ષરો વાંચતાં મહેનત પડી નહિ. તેની જીંદગીમાં જે જે બનાવ બન્યા હતા તે સઘળા ભીખુ નામની નીચે લખેલા તેણે વાંચ્યા. આ જોઇ તે ઘણો જ અચંબો પામ્યો.

તેણે પત્થરને ફેરવી નાખ્યો. ત્યાં ઉંટ, મગર અને સિંહને મદદ કરવાની રીત લખેલી હતી એક ખુણામાં એવું પણ લખેલું હતું કે " તમે થોડા વખતમાં ધનવાન થઈ જશો " આખી રાત ભીખુને ઉંઘ આવી નહિ, અને સવાર થતાં સુધી તે આ જગ્યાએ સ્તબ્ધ ઉભો રહ્યો. સૂર્યનાં કિરણ ફેલાતાં પત્થર ઉપરના અક્ષરો દેખાતા બંધ થઈ ગયા.

ભીખુ પછી ત્યાંથી ઘર તરફ પાછો ફર્યો. આજે તે ઘણો જ ખુશમીજાજમાં હતો. પહેલો તે સિંહની પાસે આવ્યો. તેને પગે વાગેલો કાંટો તેણે દાંતથી પકડીને ખેંચી કાઢયો. સિંહ ઘણો ખુશી થયો. તે તેને પોતાની ગુફામાં લઈ ગયો. ગુફામાં ઝવેરાતનો ઢગલો કરેલો હતો. તેમાંથી એક ગાંસડી બાંધીને લઈ જવા તેણે ભીખુને કહ્યું. ભીખુએ તેની ઈચ્છા પ્રમાણે એક ગાંસડી બાંધી અને રાજા લઈ ચાલતો થયો.

જતાં જતાં તે મગર પાસે આવી પહોંચ્યો. તેને જોઇને મગર આનંદથી બોલ્યો " કેમ, ભાઈ, મારો પત્થર જોયો ? " " હા, જોયો, " ભીખુ એ કહ્યું, "તારા પેટમાં એક રત્ન ગયું છે. જો તેને ગમે તે પ્રકારે કાઢી નાખે, તો તું સારો થઈ જાય. " મગરે પ્રયત્ન કરીને તે બહાર કાઢયું. ત્યાર પછી તેની પીડા જતી રહી. તેણે રત્ન ભીખુને આપ્યું, જે તે ઉંટની પાસે ગયો.

ઉંટ પણ ભીખુને જોઇને ખુશી થઈ ગયો અને બોલ્યો " કેમ પત્થર શોધી કાઢયો ? " ભીખુએ કહ્યું " હા તમે બેસી જાવ. " ઉંટ બેસી ગયું, અને ભીખુએ પછી બધા થેલાને જમીન ઉપર નાખી દીધા. આથી ઉંટને ઘણી જ શાન્તિ થઈ, અને તે બોલ્યો " ભાઈ ભલું થજો તારૂં. આજે મારી પીઠ હલકી થઈ. હવે તું બધું મારી પીઠ ઉપર લાદે દે અને તારે ઘેર હું તે પહોચાડી દઉં. "

આ સઘળી કીંમતી વસ્તુઓ લઈને ભીખુ ઘેર પહોંચ્યો. તેના ઘરમાં તો આનંદનો પાર ન રહ્યો. તે દિવસથી ભીખુ તેના કુટુંબ સાથે આનંદથી દિવસો પસાર કરવા લાગ્યો.*

કૃષ્ણચંદ્ર ગંગાશંકર ભટ્ટ

* સૂચિત

# " પરીના દેશમાં "

રવિવારને દિવસે રમુ ભરનિદ્રામાં પડ્યો હતો. એવામાં એને એક સુંદર સ્વપ્નુ આવ્યું. તેમાં તેણે પોતાની સામે એક પરીને જોઇ. પરી રમુને કહી ગઇ કે "રમુ, જો તારે અમારા દેશમાં આવવું હોય તો પૂનમને દિવસે પાસેની નદીને કાંઠે આવજે. હું તને અમારા દેશમાં લઇ જઇશ" એમ કહી પરી અદ્દશ્ય થઇ ગઇ.

રમુ જાગ્યો ને જુએ છે તો પરીએ નહિ ને કોઇ નહિ! પોતે તો પથારીમાં સુતો હતો. રમુ તરત ઉઠયો ને સીધો પોતાની બા પાસે ગયો.

રમુ—બા, બા, આજે મને એક સુન્દર સ્વપ્નું આવ્યું: તેમાં પરી મને કહી ગઇ કે રમુ 'જો તારે અમારા દેશમાં આવવું હોય તો પાસેની નદી પર આવજે. હું તને અમારા દેશમાં લઈ જઇશ.' માટે બા, હું તો પરીના દેશમાં જવાનો!

બા—રમુ, સ્વપ્નાં તે કદિ સાચાં પડતાં હશે કે?

રમુ—હા, બા, સાચે જ પરી મને કહી ગઇ છે. એ સ્વપ્નું સાચું જ છે.

બા—રમુ, હું તને જવા દેવાની નથી.

રમુ—બા, હું તો પરીના દેશમાં જઇશ જ.

બા—રમુ, આમ હઠ ના કરીએ આપણાથી તે વળી પરીના દેશમાં જવાતું હશે કે?

રમુએ વિચાર્યું કે હમણા બા માને એમ નથી. હજી પૂનમને તો વાર છે. માટે એ વાત હાલમાં પડતી મૂકું તો સારૂં.

✠

પૂનમને હવે એક દિવસ બાકી છે. રમુ એજ વાત પાછી પોતાની બા અગાડી કાઢી.

રમુ—બા, સાચે જ તું મને પરીના દેશમાં જવાની રજા નહિ આપે?

બા—રમુ, હજુ એની એ જ વાત? હું તને રજા આપવાની જ નથી.

રમુ—નહિ આપે તો હું સત્યાગ્રહ કરીશ?

બા—તો તને આજે ખાવાનું એ નહિ આપું.

રમુ—બા, બહુ સારૂ. તારૂ ખાવાનું એ જોઇતું નથી અને હવે નિશાળે એ જવાના નથી. કારણ કે હું નિશાળે જાઉં છું કે મહેતાજી તરત મને ગોખવાનું આપી દે છે. હું પરીના દેશના હવાઈ કિલ્લા બાંધવામાં મશગુલ હોઉં ત્યાં તો ઉપરથી સોટી જ પડી હોય:

રમુની બાએ વિચાર્યું કે રમુ આમ માને તેમ નથી. એને જવાની રજા આપીશ તો એ રાજી થશે. એને પરીના દેશમાં લઇ જવાવાળું કોણ બેઠું છે ? થોડી વાર નદીને કાંઠે ફરી થાકીને પાછો આવશે.

બા—રમુ, જા ખુશીથી જા. તને મારા આશીર્વાદ છે.

રમુ—બા, તારો ઘણોજ ઉપકાર.

પૂનમનો દિવસ છે. રમુ પણ ભારે આનંદમાં છે. રમુ નવાં લુગડા પહેરી નદીને કાંઠે ગયો. નદી ભારે વેગમાં વહે છે. તેના ખળ, ખળ, ખળ, થતા અવાજથી રમુને ઘણો જ આનંદ થયો. એવામાં ખરરર અવાજ આકાશમાં થયો. રમુએ જોયું તો એક સરસ કંઇ વિમાન જેવું ચાલ્યું આવે છે. જોતજોતામાં તે નીચે આવ્યું. તે વિમાન નહોતું પરી હતી.

પરી—રમુ, તું આવી પહોંચ્યો છે ?

રમુ—પરી બ્હેન જે, જે, હા, હું આવી પહોંચ્યો છુ.

પરી—રમુ, જે, જે, લે આ પવન પાવડી ઉપર બેસી જા. હમણાં આપણે પરીના દેશમાં જઇ પહોંચીશું.

રમુ પવન પાવડી ઉપર બેસી ગયો તેવીજ પાવડી ખર્રર્ર અવાજ કરતી ઉડી તે ઘડીમાં આવી પહોંચી પરીના દેશમાં.

રમુ તો પરીનો દેશ જોઇ આભોજ બની ગયો,

શું મહેલનું તેજ ! રમુની આંખે અંધારા આવવા લાગ્યાં. પરીએ રમુને નવી આંખ આપી. પછી રમુને કહ્યું, "રમુ, હવે જો મ્હારો દેશ. "

રમુ—ઓ....હો ! પરીબ્હેન, આવા સોના રૂપાના મ્હેલ તો આજેજ જોયા. શું એની બાંધણી ! ને શું બાંધવાવાળાની કારીગરી !

પછી પરી પોતાના મહેલમાં રમુને લઇ ગઇ. પરીનો મહેલ સોનાનો હતો. અંદર અનેક જાતનાં વાજીંત્ર વાગતાં હતાં. અનેક જાતના અત્તરોની ફોરમ ઉડતી હતી. આખો મહેલ હીરા માણેકથી જડેલો હતો. રમુને તો એ ખૂબ ગમી ગયો.

હવે પરી રમુને મૂકીને પોતાના કામને અર્થે ગઇ. રમુને કહેતી ગઇ, કે "આ બધી પરી છે તે આ મહેલની નોકર છે. માટે જે જોઇએ તો માગી લેજે."

રમુ તો પરીનો રાજા થઇને બેઠો. રમુ હુકમ કરે તે પ્રમાણે સૌ વર્તે. પછી રમુને આખો મહેલ જોવાનું મન થયું, તેથી તેણે એક પરીને હુકમ કર્યો. એક પરીએ રમુને સાતે માળ બતાવ્યા. રમુ તો જોઇને ખુશ, ખુશ થઇ ગયો, રમુ માટે ખાવાનું તૈયાર, સુવાનું તૈયાર, બેસવા ઉઠવાનું તૈયાર, આવું મળશે. એવો રમુને સ્વપ્નેય ખ્યાલ નહોતો.

સાંજે પરી આવી પહોંચી. પરી રમુને બાગમાં ફરવા લઇ ગઈ. રમુને બાગ એવો તો સુંદર લાગ્યો કે તેનું વર્ણનજ ન થઇ શકે.

રમુ—પરીબ્હેન, આ તમારો બાગછે?

પરી—હા, રમુ.

રમુ—આ....હા! કેવો સુન્દર! આવો બાગ તો મેં કદીએ જોયો નથી. પાસેના ઝાડ ઉપર કયું પંખી ગીત ગાય છે?

પરી—રમુ, એ બુલબુલ છે.

રમુ—ઓહો! એ કેવું મીઠું બોલે છે! આ બાગનાં ફૂલઝાડ પણ કેવા ખીલ્યાં છે. ઓહો! પેલા દાડમના ઝાડ ઉપર પણ કેટલાં દાડમ આવ્યાં છે અને નારંગીનું ઝાડ ફળના ભારથી છેક નમીજ પડયું લાગે છે.

થોડેક ગયા ત્યાં તો ખળ, ખળ, ખળ, વહેતાં ઝરણાં ને મીઠાં ગીત ગાતાં પંખીને જોઇ રમુ ગાંડો ઘેલો બની ગયો.

રમુ—પરીબ્હેન, ચંપાનાં ઝાડ ઉપર લીલું, લીલું, છે તે શું?

પરી—એ તો પોપટ ભાઇ છે.

રમુ—ઓહો પોપટભાઇ શું તમારૂં રૂપ છે!

પરી ને રમુ હવે મહેલ તરફ પાછા વળ્યા. હમણા તો મહેલનું રૂપ તદ્દન ફેરવાઇ ગયું છે. આથમતા સૂર્યના તેજથી આખો મહેલ ઝગઝગાટ થઇ રહ્યો છે. રાતના આઠ વાગ્યા છે બધાજ ખાવાની તૈયારી કરી રહ્યા છે. રમુ ને પરી માટે ખાસ ઓરડો હતો. તે પરી રમુને તેડી ગઈ.

પરી—રમુ આ ખાટલા ઉપર બેસ, હવે આપણે ભોજન કરીશું.

ટેબલ ઉપર અનેક જાતનાં ફળો તથા અનેક જાતના સુકા મેવા તથા બત્રીસે વાનિનું ભોજન મૂકેલું હતું. પરી ને રમુ જમી ઉઠયાં.

પરી—રમુ, મ્હારા દેશના મહેલો દિવસનાં ત્રણવાર રૂપ બદલે છે. સવારે, સાંજે, ને અત્યારે. માટે ચાલ હમણાનું રૂપ બતાવું.

પરી ને રમુ બહાર આવ્યા. રમુની નવાઇનો પાર રહ્યો નહિ, આખા મહેલને અનેક જાતની રંગબેરંગી અગણિત બત્તીઓ મૂકેલી હતી, એટલે મહેલ કાંઈ જુદોજ લાગતો હતો.પછી સંગીતના ઓરડામાં ગયાં. ત્યાંથી પણ રમુને ઉઠવાનું મન ન થાય. રમુ રાત્રે નવેક વાગે સુતો. પથારી પણ રમુએ સ્વપ્નેય નહિ જોઇ એવી! રમુ સાત વાગે ઉઠયો, દાતણ કર્યું, પછી સ્નાનના ઓરડામાં ગયો. ત્યાં ચોમેર અત્તરો ને અનેક જાતના સુંગધી વાળાં તેલો હતાં. પછી પરીઓએ આવીને તેને અત્તરો ને તેલથી નવરાવ્યો. પછી પરીના દેશનાં લુગડાં પહેરાવ્યાં. નાસ્તો કરી પરીને રમુ નગર જોવા ગયાં. પરીએ આખું નગર બતાવ્યું. સાંજે ઘેર આવ્યાં.

હવે રમુ પોતાની બાને ભૂલી ગયો ને હવે અહીં પરીઓનો રાજા થઇને બેઠો. એક દિવસે પરીએ રમુને કહ્યું, "રમુ, હવે તારે તારા દેશમાં જવું જોઇએ. તારી બા તને બહુ જ સંભારે છે."

રમુ—હા પરીબ્હેન, હું આજે જ જઇશ. કોઇક દિવસ પાછો આવીશ.

પરી—રમુ, તું જાય તે પહેલાં તને મારા દેશની ભેટ આપવાની છું.

રમુ—પરીબ્હેન, તમે શું આપશો ?

પરી—રમુ, લે આ ચિંતામણિ. જે તને જોઇતું હશે તે મળશે. હવે એ મણિને કહે કે મને મારા દેશમાં પહોંચાડ.

રમુ—પરીબ્હેન, આવી જ ભેટ મારે જોઇતી હતી. હવે જે જે.

પરી—રમુ જે જે.

પછીથી રમુએ ચિંતવ્યું. ઘડીમાં રમુ પોતાના આંગણામાં આવી પહોંચ્યો ! ક્યાં પરીઓનો દેશ ને ક્યાં રમુનું આગણું! રમુ તો આભોજ બની ગયો. પહેલાં તો રમુને સ્વપ્નું જ લાગ્યું; પણ પોતાના હાથમાં મણિ જોઇને વિચાર્યું. કે ના સાચુંજ છે. રમુ એકદમ પોતાની બા પાસે દોડી ગયો.

બા—રમુ, રમુ, તું આવ્યો ક્યાંથી ? આટલા દિવસ ક્યાં ગયો'તો ?

રમુ—બા, હું ન હોતો કે'તો કે હું તો પરીના દેશમાં જવાનો છું. હું તો પરીના દેશમાંથી આવું છું.

બા—રમુ, એમ તારી પરીના દેશની થોડી વાતો કરીશ કે ? ભૂલી તો નથી ગયો ને ?

રમુ—બા, એમ ભૂલું તેમ નથી. આ....હા! શું પરીનો દેશ ! હું તને પરીના દેશની અજાયબી બતાવું.

હવે રમુએ ચિંતવ્યું કે પરીના જેવો સોનાનો મ્હેલ બની જાવ; ઘડીમાં રમુનું માટીનું ઘર હતું તે સાત માળવાળું સોનાનું ઘર થઇ ગયું. આ જોઇ રમુની બાને હર્ષના આંસુ આવી ગયાં. રમુએ ફરી ચિંતવ્યું કે પરીના જેવોજ બાગ અને મહેલમાં નોકર ચાકર થઇ જાવ. ઘડીમાં તૈયાર.

રમુ—જોયું બા, પરીઓના દેશની અજાયબી ? હવે એ દેશની ટુંકામાં વાત કહું તે સાંભળ.

પહેલું તો અહીંના જેવું ગોખવાનું કેદખાનું જોયું નહિ. બધાંજ બાળકોએ પોતાની મેળે ભણવું રહ્યું, પોતાની મેળે રમવું રહ્યું; પોતાની મેળે જ્ઞાન મેળવવું રહ્યું; બધુંજ પોતાની મેળે કરવું રહ્યું. બધાંજ બાળકો એવાં સંપીલા કે બા, તેનું વર્ણનજ થઇ શકે નહિ ! બીજું ત્યાંના માણસો કેવાં? અહીં આપણા ગાંધી બાપુ છે ને ! તેવાં તો ત્યાં માણસો રહે. બા, એનું નામ તે દેશ. બધાજ પોતાના દેશને પ્રાણ આપે. બા, તારાથી તો જવાય જ નહિ, તું તો ત્યાં ભૂલીજ પડી જાય ! પણ હું તને કોઇક દિવસ પરીના દેશમાં તો લઇ જઇશ. હમણાં નહિ, કોઇક દિવસ.

# લસ્સી

## ( એક લહેજતદાર પીણું )

પંજાબમાં જાઓ તો ત્યાંના લાંબા ચોડા, મોટા, તાજા અને તગડા લોકો જોઈ તેઓ શું ખાતા હશે તેનો વિચાર સ્હેજે આપણા મનમાં ઉઠે. નાનાં બાળકો બે, ચાર કે છ મહિનાનાં પણ હૃષ્ટપુષ્ટ લાગે અને ત્યાંની સ્ત્રીઓ પણ એવીજ જબરી હોય છે. પંજાબનાં હવાપાણી તો બહુ સરસ છે જ અને ત્યાંનું અનાજ કાંઇક વધારે પુષ્ટિકારક હશે, તેમ પણ બને.

ત્યાં નાના મોટા બધાં ઓછામાં ઓછું બે વખત તો દૂધ પીએ જ અને તે પણ મોટું તાંસળું અથવા સવાશેરનો એક મોટો પ્યાલો ભરીને. ત્યાં દૂધ નવ પૈસાનું એક શેર એટલે આપણું અઢી શેર મળે છે. ઘણા ખરા તો ઘેર જ ગાય અથવા ભેંસ રાખે છે. ત્યાંની ગાયો ભેંસો બહુ જબરી, ખૂબ દૂધ આપે એવી હોય છે, બકરી આપણા અહીંની ગાય જેટલું દૂધ આપે અને તેની કીંમત આપણી ગાય જેટલી. ત્યાં ગાયની કીંમત ૯૦–૧૦૦ રૂપિયા લગભગની અને ભેંસ ૨૦૦ થી ઓછે ન મળે.

વર્ષમાં આઠ મહિના ત્યાં સખ્ત ગરમી રહે છે. ગરમી ત્યાં આગળ મહા મહિનાથી શરૂ થાય તે ભાદરવા સુધી રહે. અને તે દિવસોમાં લોકો લસ્સી ખૂબ પીએ છે. આ બાજુ જેમ ચાની હોટેલો તેમ ત્યાં આગળ લસ્સીની દુકાનો. પંજાબ ચા પીવામાં સમજતું જ નથી. કોઈ મુંબઈગરા ચાના શોખીન જાય તો કડવી ચા પીવી પડે અને કાં તો જાતે બનાવી લેવી પડે ને એમ કરતાં હાંસી થાય તે તો જુદી.

લસ્સી એટલે દહીંને વલોવીને બનાવેલી છાશ. પણ તે પંજાબનું માખણ ને તરથી ભરેલું દહીં. છાશમાં ખાંડ અને બરફ નાખે એટલે નારંગીના રસ જેવો સ્વાદ આવે. કોઈ તેમાં મીઠું પણ નાખે. કોઈ મ્હેમાન આવે તો પણ ત્યાંના લોકો આ લસ્સીજ ધરવાના. ઘણા તો આ લસ્સી દિવસમાં ત્રણ ત્રણ વાર પીએ છે. ત્યાંની છાશમાં પેટનો દુખાવો, અજીર્ણ, કબજીયાત, સંગ્રહણી વગેરે અનેક રોગો દૂર કરવાની અજબ શકિત છે; તેથી ઉનાળામાં મગજમાં ઠંડક રહે છે. બહુ તરસ લાગતી નથી. અને નબળાં થઈ ગયેલાં આંતરડાંને બળ મળે છે. સવારમાં તુરત ઉઠીને નયણે કોઠે લસ્સી નથી લેવાતી. પણ કંઇક ખાધા પછી તરત તે લઇ શકાય છે.

આ ઉનાળામાં આપણે લસ્સીની લહેજત લેવી જોઇએ.

અમે કેટલાએ ટેકરા ચઢયા અને ઉતર્યા, ' હિંગરાજને હડે ' અમે ઉભાં રહ્યાં હતાં, ત્યાંથી નીચે જોતાં પાલિતાણા શહેરનો ને ખેતરોનો દેખાવ બહુજ સુંદર લાગતો હતો. ટ્રેઇન તો રમકડાંની ગાડી જેવી લાગતી હતી.

પછી અમે ઠેઠ ઉપર ગયાં. ત્યાં તો પહેલાં શિખરો, ધજાઓ, અને સૂર્ય-તેજમાં ચમકારા કરતા સૂવર્ણ કળશો દેખાયા ! અહાહા ! કેટલો આનંદ ! કેવી મજા ! અત્યાર સુધી તો ડુંગર બધો વેરાન અને ઉજ્જડ લાગતો હતો. છેલ્લા ટેકરા પર થોડાં લીલાં ઝાડ હતાં.

અમે અંદર કિલ્લામાં ગયાં ત્યાં તો મોટું શહેર. કેટલાય માણસો. બધે આરસપહાણના નાંનાં મોટાં દહેરાં. પણ બધાંમાં મૂર્તિ એકજ હતી. આ કિલ્લામાં કેટલાએ ભાગ હતા, જે ' ટુંક ' ના નામે ઓળખાય છે.

૯ થી ૧૧ અમે મંદિરમાં ફર્યાં. અને પછી શેત્રુંજી જોવા ગયાં. તેમાં નહાયાં. બહુજ મોટી નદી. આપણી 'આજી' તો તેની દીકરી ગણાય ! નદીમાં પાણી પણ ચોકખું હતું. અમે બાર વાગે પાછા ઉતરી આવ્યાં હતાં.

બ્હેન, તેં 'દાદીમાની વાતો' વાંચી છે ને ? મેં ઘોળામાંથી 'ચુંદલડી' અને 'દાદાજીની વાતો' લીધી છે.

હું આ વર્ષે પાસ થઈ પાંચમીમાં પડી છું. અને આ વખતથી અંગ્રેજીનો અભ્યાસ કરવા વિચાર છે. તારૂં શું છે ? લખજે હો ! બાને તથા બ્હેનને અને રસિકને મારા પ્રણામ. એજ

લિ. તારી વ્હાલી બ્હેન
પુષ્પાકુમારી



# બોરસદના પોલીસ અત્યાચારોની કલંકકથા

ભારતની સ્વતંત્રતાની લડતના ઇતિહાસમાં હિન્દની સ્ત્રીઓએ આપેલા અપૂર્વ અને જ્વલંત ભોગનો ઉલ્લેખ સૌથી વહેલો થશે. અને તેમાંયે મુંબાઇ અને ગુજરાતની બહેનોએ, ગુજરાતનાં હિજરતી ગામડાંઓની બહેનોએ પોતાનાં માદરવતનને પ્રતિજ્ઞાપાલન કાજે, વંદન કરી, માલમિલકત અને ઉભા પાક સાથેનાં ખેતરો છોડી, પરદેશી હદમાં માંડવા પાડી અનેક પ્રકારનાં દુઃખો સહન કરીને આત્મસ્વાર્પણની જે અપૂર્વ ભૂમિકા ભજવી છે તે એ ઇતિહાસમાં સદાકાળ સ્મરણીય રહેશે. એ ઇતિહાસમાં પ્રજાપક્ષ માટે સદાકાળ ગૌરવ લેવા જેવો, અને નોકરશાહીના વહીવટ માટે સદાયે કલંકરૂપ રહેનારો બનાવ, તા. ૨૧ મી જાન્યુઆરીએ બોરસદમાં બન્યો.

**નોકરશાહીનું કલંક**

સત્યાગ્રહ આશ્રમનાં સેવિકાબહેન શ્રીમતી લીલાવતી આસર ઉપર પોલીસે લોકઅપમાં કહેવાતા ગુજારેલા અત્યાચાર સામે આખા જીલ્લાનો પ્રબળ વિરોધ દર્શાવવા તા. ૨૧ મી જાન્યુઆરીએ આખાયે ખેડા જીલ્લામાં શ્રી સીતમદિન ઉજવવાનું ખેડા જીલ્લાની મહાસભા સમિતિએ ઠરાવ્યું. અને એ મુજબ આખાયે જીલ્લામાં એ દિન ઉજવાયો. બોરસદમાં એ દિન ઉજવવા માટે આખાયે બોરસદ તાલુકાની બહેનો ભેગી થઇ હતી. તાલુકાનાં ૨૬ ગામોમાંથી લગભગ ૧૨૦૦-૧૩૦૦ જેટલી બહેનો બોરસદ ગામે એ દિન ઉજવવા માટે આવી હતી. આ બહેનો ૮ ટુકડીઓમાં વહેંચાઇ જઇ ૬ ધર્મશાળાઓમાં ઉતરી હતી. તા. ૨૧ મી જાન્યુઆરીની સવાર પહેલાં કોઇ પણ બહેન બોરસદમાં આવી ન હતી. સામાન્ય નિયમ પ્રમાણે સરઘસ વગેરે કોઇ પણ કાર્યક્રમ શાન્તિથી પાર પાડવાનો પોલીસનો વિચાર નથી હોતો ત્યારે ફોજદારી કાયદાની ૧૪૪ મી કલમ પ્રમાણે સભા સરઘસ વગેરેની બંધી કરવામાં આવે છે. તા. ૨૧ મીએ બોરસદમાં આવો કોઇ રીતનો હુકમ થયો ન હતો.

**શ્રી સીતમદિન**

બહેનોની ૮ ટુકડીઓમાંથી ત્રણ ટુકડીઓ પોતાના મુકામની ધર્મશાળામાં પહોંચી ગઇ ત્યાર બાદ પોલીસે પોતાનું જોર બતાવ્યું. બોરસદનાં બજારમાંથી દુકાનદારો પાસે ફરજીયાત દુકાનો બંધ કરાવી. આથી લોકો ત્રાસ પામ્યા અને જરા ગભરાયા. કેટલાક લાયબ્રેરીમાં ભરાયા ત્યાં પણ પોલીસે દોડી જઇ લાયબ્રેરીમાંના લોકોને સખ્ત મારી લાયબ્રેરી ખાલી કરાવી. આ વખતે દસ્તાનો ભોગ

**પોલીસના લાઠીમહાર**

## પ્રકાશનખાતાંનો ઢાંકપીછોડો

બોરસદમાં સ્ત્રીઓનાં સરઘસ ઉપર પોલીસની અસભ્ય અને નિર્દય વર્તણુંક સંબંધમાં થતા આક્ષેપો ખરા છે, તે વિષે મારા મનમાં જરાયે શંકા નથી; અને છતાં સરકારી પ્રકાશનખાતાંના ડીરેક્ટરે ઢાંકપીછોડો કરનારો ખુલાસો બહાર પાડયો છે. મને ખાત્રી છે કે, આ બાબતમાં સાચી નિષ્પક્ષપાત તપાસ કરવામાં આવશે તો સરકારી પ્રકાશનખાતાંનો ડીરેક્ટર સ્થાનિક સત્તાવાળાઓ, જેઓ તેમના જંગલીપણા સામે અસત્યનું મિશ્રણ કરતાં અચકાતા નથી, તેમના હાથમાં કેવો રમી ગયો છે તે માલમ પડશે. હું જાણું છું કે હું સખ્ત ભાષા વાપરી રહ્યો છું. પણ આથી ઓછી સખ્ત ભાષા વાપરવી એ મારે માટે અસત્ય જ થશે. મને મળેલી ખબરો સાચી માનવામાં હું ખોટો છું તેવું પૂરવાર કરી આપવામાં આવશે તો લાગતાવળગતા સત્તાવાળાઓની માફી માંગવામાં હું પાછો પડીશ નહિ.

—મહાત્મા ગાંધીજી

૭

થનારા પુરુષો જ હતા. પરંતુ આ બે લાઠીપ્રહારો થઇ ગયા બાદ બહેનો ઉપર લાઠીપ્રહારો થયા હતા.

બહારગામથી આવેલી બહેનો પોતાના મુકામે થોડો આરામ લીધે પછી, આઝાદ મેદાનમાં એકત્ર થાય અને તે બાદ ત્યાંથી મોટું સરઘસ કાઢી લાઠીચોકમાં જાય. જ્યાં આગળ સભા ભરી પોલીસ અત્યાચારો સામે વિરોધ દર્શાવતો ઠરાવ કરવાની યોજના હતી. આઝાદ મેદાનમાં જવા માટે નીકળેલી બહેનો ઉપર એક નહિ, બે નહિ પણ ૪ વખત સખ્ત લાઠીપ્રહારો પોલીસે કર્યા હતા. બઝાર સ્ટ્રીટ, આઝાદ મેદાન, અને લાઠી ચોકની ઉત્તર અને દક્ષિણ બાજુ, લાઠી પ્રહારો થવાનાં મુખ્ય સ્થળો હતાં. સરઘસમાંથી આગલી, પાછલી અને વચલી હારમાંથી બહેનો ઉપર લાઠી પ્રહાર થયા છે. રાઇફલના કુંદાઓથી બહેનોને હડસેલવામાં આવી છે, લાત પ્રહાર કરવામાં આવ્યો છે અને કેટલીક બહેનોના વાળ ખેંચી તેમને નીચે પટકવામાં પણ આવી છે. આમાંએ જે બહેનોના હાથમાં રાષ્ટ્રધ્વજ હતો અને જે બહેનોએ એ રાષ્ટ્રધ્વજ સહેલાઇથી પોલીસને સ્વાધીન ન કરી દીધો તે બહેનોને પોલીસે પશુની માફક તૂટી પડી સખ્ત માર માર્યો છે એક બહેનનાં અઢાર માસનાં એક બાળકને પણ માથામાં સખ્ત લાઠી પ્રહાર થયેલો છે એ પોલીસની પાશવતા કેટલી હદે પહોંચી હતી, તેનો સ્પષ્ટ પૂરાવો છે. પોલીસના પ્રહાર એટલા બધા સખ્ત હતા કે લાત, પાટુ, ફટકા, કુંદાના ઘસા વગેરે સહન કર્યા પછી કેટલીયે બહેનો બેભાન બની ગઈ હતી. અને કેટલીક બહેનોને તો અર્ધા કલાક વિના ભાન

પણ આવ્યું ન હતું. લાઠીપ્રહારથી ઇજા પામનાર બહેનોની સંખ્યા લગભગ ૨૦૦ જેટલીની માલમ પડી છે. તેમાં લગભગ ૫૦ જેટલી બહેનોને ગંભીર ઇજા થઈ છે. પેટલાદનાં શ્રી દશા વણીક મહિલામંડળ તરફથી શ્રી સીતમ દિને ' ઇજા પામેલાં બહેનોની સંપૂર્ણ યાદી અમને મળી છે. જેમાં ઇજા પામનાર બહેનોની સંખ્યા ૧૮૦ ની આપવામાં આવી છે. આ બહેનો કયા ગામની છે, તેઓની ઉંમર કેટલી છે, તેઓને કેવી રીતની ઇજા થયેલી છે એ બધું વિગતવાર એ યાદીમાં જણાવવામાં આવ્યું છે વળી મુંબાઇથી આ બનાવ બન્યા પછી ૧૦ દિવસ બાદ હિન્દ સેવક સમાજના બે પ્રતિનિધિઓ શ્રી. આર. આર. બખલે, અને શ્રી. કરસનદાસ ચીતલીયા બોરસદ તાલુકામાં ૪ દિવસ આખા ગાળી જે તપાસ કરી આવ્યા છે, તેનો હેવાલ તાજેતરમાં જ પ્રકટ થયો છે. આ ભાઇઓ બનાવવાળા દિવસ પછી ૧૦ દિવસ મોડા ત્યાં ગયા છતાં, તેઓ સરઘસમાં ઇજા પામેલી ૧૧૧ બહેનોનાં નિવેદનો લઇ શક્યા છે. તેઓના હેવાલમાં જણાવ્યા પ્રમાણે સરઘસમાં ભાગ લેનાર બહેનોની સંખ્યા લગભગ ૧૨૦૦ જેટલી છે. તેમાં ભાગ લેનારાં ગામડાંઓની સંખ્યા ૨૬ ની છે અને ૧૫૬ બહેનોને ઇજા થઇ છે. આમાં ૨૯ બહેનોને થયેલી ઇજાની નિશાનીઓ તો ૧૦ દિવસ પછી પણ તેઓ નજરે નીહાળી શક્યા છે.

આવા સત્તાવાર આંકડાઓ ઉપરથી આપણે ચોકસ કહી શકીએ કે ઇજા પામનાર બહેનોની સંખ્યા ૧૫૦ થી વધુ અને ૨૦૦ ની અંદર છે.

## સ્ત્રીત્વની પ્રતિષ્ઠા સાચવી

જે બહેનોને માન આપવા આજ આપણે ભેગાં મળ્યાં છીએ એ બહેનો સારાં વક્તા નથી પરંતુ તેમણે હિન્દનાં સ્ત્રીત્વની પ્રતિષ્ઠા સાચવવામાં અપૂર્વ હિંમત દર્શાવી છે. આજની સ્થિતિમાં આવા બનાવો અસામાન્ય નથી. એવા બનાવો ફરી પણ બને. બોરસદની બહેનોના જેટલો અહિંસાપ્રેમ અને હિંમત આખાં હિન્દની બહેનો બતાવતી જાય એટલે હિન્દની કમનસીબી નહિ રહે. બોરસદની બહેનોએ હસતે મોઢે લાકડીના પ્રહારો ખમ્યા છે અને તેઓ હજુય મક્કમ રહી છે. ગમે તે સંજોગોમાં તેઓ સરઘસ કાઢવા તૈયાર હતી. જ્યારે દેશના દરેકે દરેક ભાગમાં બહેનો આવો જુસ્સો બતાવશે ત્યારે દેશ અપૂર્વ લાભ પામશે.

[ મુંબાઇની મહિલાસભાનાં પ્રમુખસ્થાનેથી ]

—પૂ. કસ્તુરબા

બોરસદ જેવાં ગામમાં, શાન્ત અને અહિંસક બહેનો ઉપર આવી રીતે હલ્લો કરી, નોકરશાહીએ, સ્ત્રીસન્માનની ભાવનાને પૂરેપૂરી અભરાઇએ મૂકી છે એમ કહેવા કરતાં, સ્ત્રીસન્માનનો ધ્વંસ જ થઇ રહ્યો છે, એમ ચોક્ખું કહેવું વધુ ઉચિત થઇ પડશે.

**પાણી પણ નહિ આપ્યું**

અને આ બધામાં સૌથી વધુ દુઃખદ વાત તો એ છે કે ઇજા પામેલી બહેનોને પાણીની તરસ લાગે તો પણ તેઓને પાણી પૂરું પાડવામાં ન આવે કેટલીક બહેનોને સખ્ત ઇજા થયેલી હોવા છતાં તેઓને તત્કાળ સારવાર માટે દવાખાનામાં કે ઇસ્પિતાલમાં મોકલવામાં ન આવે, અને જે બહેનોને ઇજા પામ્યા પછી પણ લૉકઅપમાં રાખેલી તેઓની સારવારની પણ કાંઇ વ્યવસ્થા કરવામાં ન આવે. અથવા કહો કે એમ કરવાની દરકાર જ ન થાય, એ અત્યાચારોની પરાકાષ્ટા નહિ તો બીજું શું સૂચવે છે? કોઇ પણ દેશની સ્ત્રીઓ તરફ આવા પ્રકારનું વર્તન થયેલું, તે દેશની પ્રજા કદિયે ન સાંખી લીએ. પરંતુ, હિન્દની પ્રજા, આજે મ. ગાંધીજીના અહિંસા અને સત્યના સિદ્ધાંતને પાળી રહી છે; એ બન્ને પ્રબળ તત્ત્વોને હિન્દની પ્રજાએ પોતાના જીવનમાં વણી લીધેલાં છે અને તેથી જ હિન્દની પ્રજા આજે આવા અત્યાચારો શાન્તિ અને સંયમ રાખી સહન કરી રહી છે. સામો પ્રતિકાર વાળવા કરતાં પ્રતિકાર સહન કરી લેવા માટે વિશેષ આત્મબળની જરૂર છે. અને બોરસદની પ્રજાએ, ઇજા પામનાર બહેનોએ અને તેઓને ઇજા પામતી જોનાર ભાઇઓએ જે અહિંસાનું પાલન કર્યું છે તે ખરેખર અપૂર્વ અને અભિનંદનને પાત્ર છે.

## સુધારાનો આડંબર

બોરસદમાં બહેનોની માનવતાએ ગુજરાતના ઇતિહાસનું પ્રકરણ જે સોનેરી હતું તે દીવ્ય બનાવ્યું છે. ગુજરાતની બહેનોએ જે કરી બતાવ્યું છે તેનો જગતમાં જોટો શોધ્યો જડે તેમ નથી. સ્ત્રી–સન્માનનો ઇજારો પશ્ચિમે લીધેલો કહેવાતો હતો, પણ જે લોકો સુધારાનો આડંબર કરતા હતા તે પશુ રૂપે રજુ થયા છે. સ્વરાજ્ય તો ક્યારનું યે આવી ગયું છે. જેટલે અંશે આપણો આત્મા સામર્થ્યવાન બને છે, તેટલે અંશે આપણે મનુષ્ય મટીને દેવ બનીએ છીએ. બોરસદમાં બહેનોએ બહાદુરીથી જે સહન કર્યું તે માટે આપણે ગર્વ લેવો જોઇએ, આનંદ લેવો જોઇએ.

—શ્રી. કનૈયાલાલ મુનશી

**દાઝ્યા પર ડામ**

આ છતાં યે, સરકારે તો પોતાની હમેશની દાઝ્યા ઉપર ડામ દેવાની નીતિનું જ પાલન કર્યું છે. બોરસદના અત્યાચારોથી પ્રજાપોકાર સળગી ઉઠયો. એટલે સરકારના પ્રકાશન ખાતાંનાં ડીરેકટરે મુંબાઇમાં બેઠાં બેઠાં, સ્થાનિક અમલદારો તરફથી મળેલી એકતરફી માહિતીઓ ઉપરથી બે લાંબા લીફાફા બહાર પાડી 'બોરસદનું સત્ય' પ્રજા આગળ ખુલ્લું કર્યું. કહેવું જોઇશે, કે એ યાદીઓ પ્રકટ કરી સરકારી પ્રકાશનખાતાંએ અમલદારોની સ્થિતિ વધુ કફોડી કરી મૂકી છે, અને બોરસદ સંબંધી સત્ય હકીકત ઉપર ખાસ કરીને પ્રકાશ પાડવામાં સ ય આપ્યો છે. સરકારના લીફાફા, પોલીસના બચાવમાં અને તેના અત્યાચારો પર ઢાંક પીછોડો કરવાના સ્પષ્ટ હેતુથી તૈયાર થયેલા માલમ પડી આવ્યા છે. અને બોરસદમાં જાતે જોઇ, તપાસ કરી આવેલી અનેક આગેવાન વ્યક્તિઓએ એ લીફાફાઓ સામે સખ્ત ચાટકણી કાઢી સામાં આહ્‌વાન આપ્યાં છે. સરકારના લીફાફા ભલે ગમે તે કહે. પણ એટલું તો ચોક્કસ છે કે "બોરસદની પોલીસ સરઘસો વિખેરી નાંખવા મ ટે મક્કમ થયેલી હતી. અને સરકાર તરફથી મળેલી સૂચનાઓનો જરા સરખો પણ વિચાર કર્યા વિના તેઓએ સ્ત્રીઓ ઉપર નિર્દયતાથી હલ્લો કર્યો હતો. સ્ત્રીઓ ઉપર કરવામાં આવેલો હલ્લો સૌથી વધુ સખ્ત અને ઘાતકી હતો." આ છતાયે સરકારી માહિતી પ્રમાણે તો "૨૧ જણને સહજસાજ ઇજા થયેલી છે."

બચાવનો રદીયો

પોલીસનાં વર્તનનો બચાવ કરતાં સરકારી પ્રકાશનખાતાં તરફથી કેટલાક બેહુદા આક્ષેપો કરવામા આવેલા છે. સરકારી પ્રકાશન ખાતાંની નોંધ પ્રમાણે "પોલીસ ઉપર વ્યવસ્થિત હલ્લો કરવા માટે ગામનો પુરૂષ વર્ગ, ધારીયાં, લાઠી અને છરીથી શસ્ત્રસજ્જીત થઈ રહ્યો હતો. સરઘસમાંથી બહેનોએ પોલીસ ઉપર પત્થરા ફેંક્યા હતા અને તેથી બે પોલીસને ઇજા થઇ હતી. અને સરઘસની આગલી હારમાંથી બહેનોએ પોલીસ ઉપર ધુળ ફેંકી હતી." અત્યાર સુધીમાં બોરસદની મુલાકાત લઈ આવનાર સૌ કોઇએ આ બાબતનો સચોટ રદીયો આપી દીધો છે. હિન્દસેવક સમાજના પ્રતિનિધિઓના હેવાલમાં આ સંબંધમાં સ્પષ્ટ રદીયો આવી રીતે આપવામાં આવ્યો છેઃ

"સરકારના બધાં દ્રષ્ટિબિંદુઓ પત્થરા ફેંકાવાનું, ધુળ ફેંકાવાનું અને બે પોલીસને ઇજા થવાનું જણાવે છે. અમારી પાસેના પૂરાવા ઉપરથી માલમ પડે છે કે એક પણ પોલીસને ઇજા થઇ નથી. અને આ સત્ય છે એવો અમને સંતોષ થયો છે. બોરસદમાં અમે એક પણ પત્થર જોયો નથી. એટલે તાલુકામાંથી પત્થરા ત્યાં લાવવામાં આવ્યા હોય એ અમારી કલ્પનામાં આવી શકતું નથી. અમને જરાયે શંકા નથી કે આ બાબત પાછળથી સુઝી આવેલી છે. ધુળ ફેંકાવા સંબંધમાં પણ એમજ સમજવું. આવા પ્રકારની હેરાનગતિ કરવામાં ભાગ લેવા જેટલી સ્ત્રીઓ ઉદ્ધત બને એ કલ્પનામાં આવવું મુશ્કેલ છે."

પોલીસે બહેનોને ગાળ દીધાનું સરકારી યાદીમાં અસ્પષ્ટ કબુલાયું છે પરંતુ તે સાથે એવું જણાવાયું છે કે બહેનોએ ગાળ દઇ પોલીસને ઉશ્કેરી હતી. હિન્દની મહિલાઓ અને તેમાંયે કુળવાન કુટુંબની મહિલાઓ ગાળાગાળી વાપરવા સુધીની હદે નીચી ઉતરી ગઇ છે એમ માનવા અમે સાફ સાફ ના પાડીશું. ઉલટું હિન્દની સ્ત્રીઓમાં રહેલી મર્યાદા તેમની પાસે આવા કોઈ પણ પ્રકારનું વર્તન કરાવા નજ દીએ એમ સૌ કોઇ હિન્દીને તો ખાત્રી જ છે. ટુંકામાં કહીએ તો સરકારી પ્રકાશનખાતાંની યાદીઓ પોલીસનાં આપખુદ વર્તન ઉપર ઢાંકપીછોડો કરવા માટે જ યોજાઈ છે.

તપાસની ના શા માટે?

જો સરકારને પોલીસના વર્તન માટે જરાયે શંકા ન હોય, અને પોલીસનું વર્તન યોગ્યજ હતું એમ લાગતું હોય, તો પ્રજા તરફથી થતા પોલીસ અત્યાચારના અનેક આક્ષેપોની નિષ્પક્ષપાત તપાસ કરાવવા શા માટે ના પાડવામાં આવે છે? બોરસદના અત્યાચારોની નિષ્પક્ષ તપાસ કરાવવાની દેશી વેપારી મંડળની તેમજ અન્ય સંસ્થાઓની માંગણી નકારવામાં આવી છે. અને સરકારે પોતાની યાદીઓ પ્રકટ કરી સંતોષ માન્યો છે એ જ પોળામાં કંઈ કાળું હોવાની શંકા ઉપજાવે છે. સરકાર તપાસ કરવાની જાતે તો ના પાડે છે, પરંતુ પ્રજા પાસેથી પૂરેપૂરી વિગતો મેળવી, સત્ય શું છે તેની પ્રજાને જાણ કરાવનાર શ્રી. અમૃતલાલ ઠક્કર અને શ્રી કાદુભાઈ દેસાઇ જેવા કાર્યકરોને બોરસદમાં પ્રવેશવાની પણ મના કરે અને એ રીતે સત્ય બહાર આવતું અટકાવે ત્યારે વધારે શંકા ઉપજ્યા વિના રહેતી નથી. પ્રજાના આગેવાનો, પૂ. ઠક્કર બાપા, પૂ. કસ્તુરબા, લેડી સુલોચના ચીનુભાઈ અને શ્રીમતી વિદ્યાબહેન, શ્રીમતી તારા બહેન મોડક, મીસીસ ક્ષમા રાવ, અને જાતે કેસો તપાસી પ્રજાને નિવેદન કરનાર ડૉ. ભાસ્કર પટેલ જેવાની યાદીઓને સરકાર કાંઇ હિસાબમાં લેખતી નથી. અને મામુલી પોલીસનો બચાવ કરે છે એ અત્યંત શોચનીય વાત છે.

આગેવાનોનાં નિવેદનો

ઘણાં ખરાં આગેવાનોએ બોરસદના અત્યાચારો પર પ્રકાશ પાડતાં નિવેદનો કર્યાં છે. તેમાંથી થોડાં સંબંધમાં અત્રે ઉલ્લેખ કરવો વાજબી લેખાશે. પૂ. કસ્તુરબા પોતાનાં નિવેદનમાં જણાવે છેઃ "બહેનો ઉપર આવો અત્યાચાર ગુજરાતમાં, બલ્કે આખાં હિંદુસ્તાનમાં પહેલી વાર થયો છે. આવું કસાઇપણું મેં મારી જીંદગીમાં ક્યાંય જોયું નથી." લેડી સુલોચના ચીનુભાઇ અને લેડી વિલાગૌરી નીલકંઠ પોતાનાં સંયુક્ત નિવેદનમાં જણાવે છેઃ "સ્ત્રી

જાતિ ઉપર આવાં ત્રાસદાયક વર્તન ચલાવનારને શું કહેવું તે સમજાય તેમ નથી. × × × પોલીસે કેવળ ઉશ્કેરણીને વશ થઇ સ્ત્રી જાત પર હાથ ઉંચકવાની નાલાયક ચાલ ચલાવી છે." શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીમંદિરવાળાં શ્રીમતી તારાબહેન મોડક પોતાની લાંબી યાદીમાં એક ગંભીર આક્ષેપ કરે છેઃ 'એક બે બહેનોને અબુહદ માર માર્યા પછી બાવડું ઝાલીને ન લખી શકાય એવું ગંદુ કૃત્ય પણ એક બેશરમ પશુએ કર્યું." ઠક્કર બાપા જણાવે છેઃ "તે દિવસે પોલીસની વર્તણુંક હીચકારી ઘાતકી અને જંગલી હતી." બોરસદની બાર એસોસીએશને અને મ્યુનિસિપાલીટીએ પણ સ્વતંત્ર નિષ્પક્ષ તપાસની આવશ્યક્તા સ્વીકારી છે.

**પ્રજાનો પુણ્ય-પ્રકોપ**

અને આવા પ્રકારના અત્યાચારો સામે પ્રજા કોપે એમાં આશ્ચર્ય શું ? બોરસદના અત્યાચારોથી સૌ કોઇનાં હ્રદય હચમચી ઉઠયાં છે. પ્રજાએ એ અત્યાચારો સામે પોતાનો પુણ્યપ્રકોપ જાહેર કર્યો છે. મુંબાઇમાં પાટીદાર એસોસીએશનને આશ્રયે, તેમ જ મુંબાઇના આગેવાન બહેનો તરફથી તેમ જ બીજી સ્ત્રીઓની બે ત્રણ સભાઓ ભરવામાં આવી હતી. તેમાં પૂ. કસ્તુરબા, સૌ. લીલાબહેન મુનશી, સૌ. કાન્તાબહેન ખાંડવાળા, સૌ. જયશ્રી બહેન રાયજી, શ્રી કનયાલાલ મુનશી, મીસીસ ક્ષમા રાવ, શ્રીમતી અન્નપૂર્ણાબાઇ દેશમુખ વગેરેએ એ અત્યાચારો સામે સખ્ત તિરસ્કાર જાહેર કર્યો હતો. પરાંની બહેનોની પણ વિરોધદર્શક સભા મળી હતી. અને એ ઉપરાંત અમદાવાદ, સુરત, ભરૂચ, તેમ જ અન્ય અનેક સ્થળે છેક કલકત્તા સુધી આ અત્યાચારો સામે સખ્ત વિરોધ દર્શાવવામાં આવ્યો હતો.

બહેનો ઉપર આવી રીતે થયેલો અત્યાચાર એ પોતાને સુધરેલી કહેવડાવતી સરકારનો સુધારા અને સ્રીસન્માનનો દંભ ખુલ્લો કરે છે.

**શ્રી સીતમદિન ઉજવો**

આવા પ્રકારના અત્યાચારોથી પ્રજા કદિએ ત્રાસી જવાની નથી. પ્રજા ઉલટી એથી વધુ સહનશીલ બની, વેગવાળી બને છે. પ્રજામાં આવા અત્યાચારોથી જુસ્સો વધે છે અને એ રીતે અત્યારે ચાલી રહેલી સ્વતંત્રતાની ચળવળને વધુ બળ મળે છે. છતાંયે આવા અત્યાચારોનું સ્મરણ તાજું રાખવા માટે એક દિવસ સાર્વદેશિક—અખિલ ભારતીય સ્રી-સીતમદિન ઉજવવાની યોજના કરવી આવશ્યક છે. અમને આશા છે કે બોરસદની બહેનોએ આપેલા આત્મભોગ અને આત્મસહનનાં અપૂર્વ દ્દષ્ટાંતના સત્કાર રૂપે એટલું કરવાની જરૂર છે. અંતમાં બોરસદની વીરાંગનાઓને તેમનાં આત્મસહન માટે અભિનંદન કરીશું.

---

**"ગુણસુંદરી" એ ગયા છ માસમાં શું આપ્યું ?**

૧૨૦ ફોટો – ચિત્રો
૧૮ વાર્તાઓ યા નાટક
૨૦ સ્રી–ઉપયોગી લેખ
૨૭ રાસ – કાવ્ય

—ઉપરાંત—

ચાલુ વાર્તા, મુક્તિસંગ્રામમાં મહિલાઓ, સ્રી – જગત્, સ્રી – પરિષદોના અહેવાલ, ઇનામી ઉખાણા, વગેરે

**ખાત્રી કરવી હોય તો આ અંકને છેડે આપેલી અનુક્રમણિકા જુઓ**

---



# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

હિન્દની મહિલાઓએ સૌથી વધુ ભોગ આપ્યો છે અને તેઓએ સૌથી વધુ વીરતા પણ બતાવી છે. તેઓ ત્રણથી ચાર ઇંચ ઉંચાઇમાં વધી ગઇ છે અને એ રીતે તેઓએ હિન્દની ઉંચાઇમાં પણ વધારો કર્યો છે. હિન્દને પોતાનું માથું ઉંચકવાની તેઓએ તક આપી છે. લડતમાં હિન્દની મહિલાઓએ લીધેલો ભાગ અવર્ણનીય છે. જ્યારે આ લડતનો ઇતિહાસ લખાશે ત્યારે હિન્દની સ્ત્રીઓએ આપેલા ભોગોને સૌથી આગળ પડતું સ્થાન આપવામાં આવશે.

મહાત્મા ગાંધીજી.

આવતી તા. ૧૨ મી એ, હિન્દની સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્તકાજે મ. ગાંધીજીએ પોતાના શૂરા સત્યાગ્રહીઓ સાથે સાબરમતી આશ્રમમાંથી મહાભિનિષ્ક્રમણ આદર્યે એક વર્ષ પુરું થઇ બીજું વર્ષ બેસશે. હિન્દની સંપૂર્ણ સ્વતંત્રતાની લડતનું પહેલું વર્ષ ખતમ થઇ બીજું વર્ષ શરૂ થશે. એ એક વર્ષના કાલાવધિમાં ભારતીય પ્રજાએ કેટલી પ્રગતિ કરી છે, તે સ્વતંત્રતાની ચળવળનાં અત્યંત વ્યાપક સ્વરૂપથી સહેજે આંકી શકાય એમ છે. સ્વતંત્રતા માટેની આ લડત સામાન્ય પ્રજામાં આજે ઘર કરી રહી છે, તે ઉપરથી આપણે સહેજે એમ કહી શકીએ કે હિન્દનો સામાન્ય પ્રજાવર્ગ સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઇચ્છા રાખી રહ્યો છે એટલું જ નહિ પણ એ ધ્યેયની પ્રાપ્તિ માટે પોતાથી બનતો સર્વ ભોગ આપવા પણ તૈયાર થયો છે સંપૂર્ણ. સ્વતંત્રતા માટેની લડતમાં અહિંસા અને સત્યની સંપૂર્ણ જાળવણી કરવાનું મુખ્ય કર્તવ્ય પણ પ્રજાએ સારી રીતે પાળ્યું છે. એ સંબંધમાં મ. ગાંધીજીએ દિલ્હીમાં નીચેના ઉદ્ગાર કાઢ્યા છેઃ "આખાં હિન્દે, ખાસ કરીને, હિન્દની ગ્રામ્ય જનતાએ, લીધેલા ભાગ ઉપરથી હું કહી શકું, કે આપણે સત્ય અને અહિંસાની પ્રતિજ્ઞાનું સર્વાંશે પાલન કર્યું છે." પૂર્ણસ્વરાજ મેળવવાનું આપણું મુખ્ય શસ્ત્ર વિદેશી કાપડનો અને બ્રિટિશ માલનો બહિષ્કાર કરી, ખાદી અને સ્વદેશીને અપનાવવાનું છે. છેલ્લાં વર્ષમાં આ સંબંધમાં થયેલી પ્રવૃત્તિનો સમગ્ર વિચાર કરીશું તો માલમ પડશે કે આપણે વિદેશી કાપડનો બહિષ્કાર સારા પ્રમાણમાં સાધ્યો છે. બ્રિટિશ માલનો બહિષ્કાર પણ ઠીક થઇ શક્યો છે અને ખાદી તેમજ સ્વદેશીને ઉત્તેજન ઘણું મળ્યું છે. છતાં હજીયે આપણે વિદેશી કાપડનો અને બ્રિટિશ માલનો બહિષ્કાર તો ચાલુજ રાખવાનો છે. હિન્દમાં વિદેશી કાપડનું એક તસુ પણ આપણને નહિ પાલવે. આપણા ગરીબ, ભૂખે મરતા સંખ્યાબંધ ભાઇબહેનોના હાથમાંથી આ રીતે રોટલો ઝુંટવી લેવાય તે આપણે કદિએ સહન નહિ કરી શકીએ. સરકારની આબકારી આવકમાં સારો સરખો ઘટાડો થયેલો અંદાજપત્રો ઉપરથી માલમ પડે છે. આ ઉપરથી આપણે કહી શકીએ કે મદ્યનિષેધની પ્રવૃત્તિ પણ ઘણે અંશે સફળ થઇ છે. એકંદરે જોતાં આ લડત સમુદાયની છે, વ્યક્તિની નથી. અને તેથીજ એ આટલાં પ્રબળ રૂપમાં ખીલી ઉઠી છે. એ ખીલવણીમાં ઇશ્વરનો સાચેજ હાથ છે. એનું પરિણામ પણ મ. ગાંધીજીના શબ્દોમાં કહીએ તો "ઇશ્વરને જ આધીન છે."

## મુંબાઇ અને પરાંઓ:

ગયા માસ દરમ્યાન મુંબઇમાં મેમણ મહોલ્લા, મૂળજી જેઠા મારકેટ મંગળદાસ મારકેટ, ન્યુચર્ની

રોડ, અને હોર્નબી રોડ ઉપરની વિદેશી કાપડની દુકાનોએ દેશસેવિકા બહેનોએ સખ્ત ચોકી કરી હતી. મેમણુ મહોલ્લામાં વિદેશી કાપડનો વેપાર મુસ્લીમોના હાથમાં હોઇ ત્યાં ચોકીને અંગે અનેક વખત ન છાજતા બનાવો બનતા રહ્યા છે. દેશ-સેવિકા બહેનોની આજીજીભરી વિનતીને માન આપી કેટલાકો લીધેલો માલ પણ પાછો આપી આવે છે. પરંતુ સેવિકાબહેનોની આજીજીની અસર વેપારીઓ ઉપર ઠીક થઇ નથી. વેપારીઓ ભાડુતી મવાલીઓ રોકી સ્વયંસેવકોને મરાવે છે અને જાતે પણ હલ્લો કરવામાં ભાગ લીએ છે. પોલીસની મદદ પણ સારા પ્રમાણમાં લીએ છે. આવી રીતે માર મૂરાવતાં કેટલીક વખતે સેવિકા બહેનો પણ મારનો ભોગ થઇ પડે છે. વિદેશી કાપડની ગાંસડીઓથી ભરેલી હાથગાડી અટકાવવા માટે સેવિકાબહેનોને વખતો વખત સત્યાગ્રહ આદરવાની ફરજ પડી હતી. વિદેશી કાપડની ગાંસડીઓ વાળી હાથગાડી સેવિકાબહેનો અટકાવે એટલે પોલીસ આવી પહોંચે, પોલીસ સેવિકા બહેનોને હડસેલે, ધક્કા મારે અને બહુ બહુ તો ગિરફતાર કરી કે કોરડનમાં રાખી ગાંસડીઓ ખસેડાવી લઇ જાય અને આવી રીતે વિદેશી કાપડનો વેપાર મેમણુ મહોલ્લામાં સામાન્ય રીતે થઈ રહ્યો છે. સ્વયંસેવકો અને સેવિકાબહેનો ઉપર આવી રીતે થતા હલ્લા સામે વિરોધ દર્શાવી કેટલાક મજુરોએ અને હાથગાડીવાળાઓએ પણ વિદેશી કાપડની ગાંસડીઓ ન ઉપાડવાનો ઠરાવ કર્યો છે

વિદેશી કાપડથી ભરેલી હાથગાડી અટકાવવા માટે શ્રીમતી વિદ્યાબહેન જયરલાલ, શ્રીમતી ચંચળબાઇ છોટાલાલ અને શ્રીમતી ધનગૌરી ઠાકોરદાસને ૪ માસ સાદી કેદની સજા થઇ છે. તા. ૨૪ મીએ કુમારી ગુલાબ પારકર અને શ્રીમતી લક્ષ્મીબાઇ કીર્તિકરને મેમણુ મહોલ્લામાંથી પકડી અનુક્રમે ૩ માસ અને ૪ માસ સાદી કેદની સજા કરવામાં આવી છે.

મેમણુ મહોલ્લામાં ચોકી કરતાં ૧૪ સેવિકા બહેનોએ ઉપવાસ પણ કર્યા હતા.

સેવિકા બહેનોને હાથે થતું ચોકીનું કાર્ય નીહાળવા માટે પૂ. કસ્તુરબાએ કાપડ મારકેટોની મુલાકાત લીધી હતી.

મેમણુ મહોલ્લામાં ચોકી કરવા માટે અકાલી-દળની સ્વયંસેવિકાઓના કેપ્ટન શ્રીમતી મનોરમા-બાઇ શિંદેને ૩ માસ સાદી કેદની સજા થઈ હતી, મેમણુ મહોલ્લામાં આ બહેન ઉપર ૫-૬ વખત હલ્લો થયો હતો. છતાં એ બહેન મક્કમ રહી ચોકી કર્યે જ જતી હતી. ' જવાહર દિન ' ને દિવસે આ બહેન ૧॥ માસની સજા પામી. ભોગવી પણ ચૂકયાં છે. મેમણુ મહોલ્લાની ચોકીમાં તો મવાલીઓએ ચપ્પુનો પણ ઉપયોગ કરવા ધમકી આપી હતી. આવી ધમકીને ન ગણકારતાં સ્વયં-સેવિકા બહેને સામો પડકાર કર્યો હતોઃ " અમને ચાકુ મારી મારી નાંખો પણ કોઇ પણ સંજોગોમાં અમે વિદેશી માલ લઇ જવા દેશું નહિ. "

શ્રીમતી રતનબહેન ધનજી નામનાં એક બીજાં સેવિકા બહેન પાસે રૂા. ૫૦) ના જામીન લેવાયા છે.

બોરસદમાં તા. ૨૧ મી જાન્યુઆરીએ, ઉજવાયલા શ્રી-સીતમદિનને અંગે પોલીસે ગુજારેલા અત્યાચાર સામે તિરસ્કાર દર્શાવવા મુંબાઇમાં બહેનોની ચાર ઉપર સભાઓ મળી હતી. અને સરઘસ પણ કાઢવામાં આવ્યાં હતાં. એ સભાઓમાં બોરસદમાં પોલીસે ગુજારેલા અત્યાચારો ઉપર સખ્ત શબ્દોમાં વિવેચનો થયાં હતાં અને બોરસદની વીર બહેનો તરફ સહાનુભૂતિ દર્શાવવામાં આવી હતી. મુંબાઇનાં આગેવાન મહિલા સમાજે આ કાર્યમાં સારામાં સારો સહકાર આપ્યો હતો.

ખાદી વેચાણને અંગે પણ સ્ત્રીઓનું સરઘસ નીકળ્યું હતું. તેમાં પૂ. કસ્તુરબા તેમજ જેલમાં જઇ આવેલ બીજાં બહેનોને હાથે ખાદીનું વેચાણ કરવામાં આવ્યું હતું.

ગયા માસ દરમ્યાન એક અત્યંત ગંભીર અને શોકકારક બનાવ દેશભક્ત પંડિત મોતીલાલ નેહરૂનાં સખ્ત બીમારી બાદ થયેલાં સ્વર્ગગમનનો હતો. પંડિત મોતીલાલજી ભારતના મ. ગાંધીજી પછીના પહેલા જ રાજપુરૂષ હતા. દેશસેવા કાજે તેમણે આપેલો મહાન ભોગ, તેમજ દેશ કાજે મરણ પર્યંત તેમણે કરેલી સેવાઓને પરિણામે આખા દેશનું હૃદય તેમણે જિતી લીધું હતું. ૭૦ વર્ષની વયે, તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરીએ તેમનું અવસાન, દેશની ખરેખરી કટોકટીને સમયે થયું. તેમનાં અવસાનથી દેશને ભારે ખોટ ગઇ છે અને

એ ખોટ કદિયે ન પૂરાય એવી છે. પંડિત મોતીલાલજીને અંજલિ આપવા માટે તા ૭ મીએ પૂ. કસ્તુરબા, શ્રીમતી રમીબહેન કામદાર, શ્રીમતી જયશ્રીબહેન રાયજી, શ્રીમતી પેરીનબહેન કેપ્ટન, શ્રીમતી કાન્તાબહેન ખાંડવાળા વગેરેની આગેવાની હેઠળ મુંબાઇની મહિલાઓનુ સરઘસ નીકળ્યું હતું, તે જુદા જુદા લત્તાઓમાં ફરી આઝાદ મેદાનમાં ગયું હતું. ત્યાં પૂ. કસ્તુરબાનાં પ્રમુખપદે સભા ભરી પંડિતજીને અંજલિ આપવામાં આવી હતી.

બાદ મ. ગાંધીજીની આજ્ઞાનુસાર તા. ૧૫ મીએ પંડિત મોતીલાલજીનો શ્રાદ્ધદિન ઉજવાયો હતો. એ દિવસની ઉજવણીમાં આખાં હિન્દમાં બહેનોએ પણ સારો ભાગ લીધો હતો સરઘસો નીકળ્યાં હતાં, સભાઓ ભરાઇ હતી અને તેમાં મ. ગાંધીજીએ સૂચવેલી જાહેરાત વાંચવામાં આવી હતી.

અખિલ ભારત સ્વદેશી પ્રદર્શન સમિતિની વ્યવસ્થા હેઠળ શ્રીમતી લીલાવતી મુનશીના હસ્તે માધવબાગમાં એક સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મુકાયું હતું.

મુંબાઇની ૨૪ મી વિગ્રહ સભાનાં ઉપપ્રમુખપદે શ્રીમતી ઇન્દિરાબાઇ કોલ્હાટકર અને એક મંત્રી તરીકે શ્રીમતી પીરોજ પડકે આવ્યાં છે.

૧૯૩૧-૩૨ ના વર્ષ માટે તાડી અને દારૂનાં પીઠાંના પરવાનાદારોને તા. ૧૭ મીએ બપોરે ૧૦ાા થી ૧૨ વાગ્યા સુધીમાં ચોક્કસ ફી આપી જવાની નોટીસ મુંબાઇના કલેક્ટર તરફથી આપવામાં આવી હતી. આ વખતે લગભગ ૩૦૦ જેટલી સેવિકા બહેનોએ જુનાં કસ્ટમ હાઉસ આગળ ચોકી કરી હતી. શ્રીમતી પેરીનબહેન કેપ્ટન એ ઉપર દેખરેખ રાખતાં હતાં પહેલાં ૧૦ બહેનોની કોરડન કરવામાં આવી હતી. તે કેટલાક સાર્જન્ટો એ તોડી નાંખી હતી, આ ઝપાઝપીમાં શ્રીમતી ભાનુમતી દલાલ અને બીજાં ૬ બહેનોને ઇજા થઇ હતી. તે પછી સ્વયંસેવકો અને સેવિકા બહેનોની સખ્ત કોરડન કરવામાં આવી એટલે એક પણ પરવાનાદાર અંદર જઇ શક્યો નહિ અને એ રીતે ચોકી સફળ થઇ.

મુંબાઇની વિગ્રહ સભાના માજી પ્રમુખ શ્રીમતી અવંતિકાબાઇ ગોખલે યરવડા જેલમાં છે. તેમનું વજન ૨૧ રતલ ઘટી ગયું છે. તેમણે ૬૦૦૦૦ ઉપર વાર સુતર કાંત્યું હતું તેની સાડી તૈયાર થઇને જેલમાં મોકલવામાં આવી છે તે જેલ મેટ્રન પણ ખુશ થઇ હતી.

કાળા રવિવાર તા. ૨૬ મી ઓક્ટોબરને દિવસે આઝાદ મેદાનમાંથી ૧૪ બહેનોને પોલીસ વાનમાં વિક્રોળીના જંગલમાં લઇ જઇ છોડી મુકવામાં આવેલી. તેમાંના ૧૪ વર્ષનાં કુમારી ગુલાબ બાબુરાવ પારકરે, હરણ કરી ગેરકાયદેસર અટકમાં રાખવાના આરોપસર સાર્જન્ટ ફીનાન સામે ફરિયાદ માંડેલી તે મેજીસ્ટ્રેટે કાઢી નાંખી છે.

મુંબાઇની મ્યુનિસિપલ કોરપોરેશનની તારીખ ૨૩ મીની બેઠકમાં ના. વાઇસરોયને માનપત્ર આપવા સંબંધી ઠરાવ ઉપર ચર્ચા થનાર હોવાથી દેશસેવિકા બહેનોની મોટી સંખ્યા કોરપોરેશન હોલમાં બેસવા માંગતી હતી. તેઓને દેખાવો ન કરવાની ખાત્રી આપવામાં આવે તો જ હોલમાં બેસવા મ્યુનિસિપલ કમીશ્નરે જણાવ્યાથી બહેનોએ કોરપોરેશન ઉપર સખ્ત ચોકી કરી ઠરાવની વિરૂદ્ધ મત આપવાનું કબૂલ કરે તેને જ અંદર જવા દીધા હતા. પોલીસ બોલાવાઇ પછી તેણે ૧૭ બહેનોને પકડી પાછળથી છોડી મૂકી હતી પોલીસે બહેનોને સખ્ત ધક્કા માર્યા હતા. એક બહેન બેભાન થયાં હતાં. શ્રીમતી શાન્તાબહેન હબલે અને શ્રીમતી વત્સલા બહેન નાડકરણીને વધારે ઇજા થતાં ઇસ્પિતાલમાં રહેવું પડયું, શ્રી. રાજકુમારી પુરૂષોતમદાસને અને તેમના પતિને પણ માર પડયો હતો.

પરાંઓની મહિલાઓએ પણ બોરસદની બહેનો ઉપર થયેલાં અત્યાચારો સામે સખ્ત વિરોધ દર્શાવ્યો હતો. પંડિત મોતીલાલજીનાં અવસાન નિમિત્તે તેમજ શ્રાદ્ધ દિન નિમિત્તે સરઘસો નીકળ્યાં હતાં અને સભાઓ ભરાઇ હતી.

થાણામાં તા. ૧૧, ૧૨, ૧૩, અને ૧૪ મીએ પીઠાંની હરરાજીને અંગે શ્રીમતી સવીતાબાઇ ઉકમાની, કુમારી યમુના બખરે, કુમારી ગુલાબ ચેંબુરકર. શ્રીમતી સુમતીબાઇ અને શ્રીમતી લાડની આગેવાની હેઠળ સખ્ત ચોકી મનાં લીલાહતું પરિણામ લગભગ શૂન્યમાં આવ્યું હતું.

## ખેડાની સ્ત્રી-શક્તિ



[illegible]વોલ ગામનાં શ્રીમતી જમના બ્હેન જેમને છાતી પર ઘા પડયા છે

૨. સત્યાગ્રહાશ્રમનાં શ્રીમતી ગંગા બ્હેન જેમને ગળાં ઉપર ઘા પડયા છે.

૩. રાસનાં શ્રી. ગંગાબ્હેન ઘીજાભાઇ જેમને મુંગો માર પડયો છે

૪. સ્ત્રી-સીતમ દિને સરકારના મહેમાન બનેલા ઉઠાના સરમુખત્યાર શ્રીમતી શક્તિલક્ષ્મી દેસા[illegible]

૫. મુંબાઇના શ્રીમતી લક્ષ્મીબ્હેન જેમને મારતા ગાડી પકડયા

[illegible]

તરફથી સવિનય સપ્રેમ ભેટ.

પરાંઓ માટેનાં બીજાં પીડાંઓની હરરાજી તા. ૨૧ મી એ વાંદરામાં થનાર હોઇ જ્યાં મેજીસ્ટ્રેટ ૧૪૪મી કલમ પ્રમાણે હરરાજીમાં ભાગ લેનારાઓ સિવાય કોઇ પણ ૪ જણને ભેગા થવાની મના કરતો હુકમ કર્યો હતો. તે સામે વિરોધ દર્શાવી શ્રીમતી રતનબહેન મહેતા, કુમારી કામાકોટી નટરાજન અને બીજી મળી પરાંની ૪૫ આગેવાન બહેનોએ શાન્ત રીતે ચોકી કરવાનો પોતાનો મક્કમ નિર્ણય જાહેર કરતો પત્ર મેજીસ્ટ્રેટને લખ્યો હતો. અને એ મુજબ તા. ૨૧ મી એ પરાંઓની ૭૫ જેટલી બહેનો વાંદરા મામલતદારની ઓફીસ આગળ ચોકી માટે એકત્ર થઇ હતી. પોલીસે બધા રસ્તા ઘેરી લીધા હતા. છતાં બહેનો અગાઉથી ઓફિસે પહોંચી ગઇ હતી. હરરાજીમાં ભાગ લેનારાઓ અને મહાસભાના કાર્યકરો સાથે થએલી મસલતને પરિણામે મ. ગાંધીજી અને વાઇસરોય વચ્ચે ચાલતી વાટાઘાટનું પરિણામ આવે તેટલા માટે હરરાજી એક પખવાડીઆ માટે મુલત્વી રાખવાનું કલેકટરે સ્વીકાર્યું હતું. પોલીસની ધક્કામુક્કિ અને લાઠીથી કેટલીક બહેનોને ઇજા થઇ હતી.

ગુજરાત—કાઠીઆવાડ:

શ્રીમતી સરલાદેવી અંબાલાલ સારાભાઇ પછી ગુજરાત પ્રાંતિક મ સમિતિના સરમુખત્યારપદે આવનારાં બીજાં બહેન શ્રીમતી લીલાવતી દેસાઇ છે. તેઓ અત્યારે એ પદ ભોગવી રહ્યાં છે.

બોરસદમાં 'સ્ત્રી-સીતમદિન'ને દિવસે બહેનો ઉપર ગુજરેલા અત્યાચાર સામે અમદાવાદમાં પણ વિરોધદર્શક સભાઓ મળી હતી. તેમાં પોલીસના વર્તન સામે તેમજ તેના બચાવ માટે સરકારી માહિતીખાતાં તરફથી પ્રકટ થએલી યાદીઓ સામે સખ્ત વિવેચનો થયાં હતાં. શ્રીમતી વિદ્યાબહેન અને લેડી સુલોચના ચીનુભાઇ જાતે જઇ તપાસ કરી આવેલાં, તેમણે પોતે જાતે જે જોએલું તેનું તાદશ વર્ણન પણ કર્યું હતું.

તા. ૬ ઠીએ અમદાવાદમાં પીઠાંની હરરાજી શહેરથી ૪ માઇલ દૂર શાહીબાગમાં થનાર હોઈ આગલા દિવસથી જ એક ટુકડી ચોકી કરવા માટે પહોંચી ગઇ હતી. એ તારીખે આખા દિવસમાં ૬૬૩ જણની પકડાપકડ થઇ હતી; તેમાં ૧૬૫ બહેનો હતાં. પકડાયલાં બહેનોમાં શ્રીમતી સરલાદેવી અંબાલાલ, તેમની ત્રણ પુત્રીઓ કુમારી મૃદુલા, કુમારી ભારતી અને કુમારી નીલા, શેઠ રણછોડદાસનાં પુત્રી શ્રીમતી રમાબહેન, ડૉ. કાનુગાના પત્ની શ્રીમતી વિજયાગૌરી, અમદાવાદનાં સરમુખત્યાર શ્રીમતી લીલાવતી દેસાઇ, કુમારી વિનોદિની નીલકંઠ વગેરે મુખ્ય હતાં. આ બધાંયને સાંજે છોડી મૂક્યા હતા

વીરમગામની બહેનોમાં સુંદર કાર્ય કરી રહેલાં શ્રીમતી સુંદરાબહેન ભાગવતને જાન્યુઆરીની આખરે ગિરફતાર કર્યાં છે.

તા. ૧૮મી જાન્યુઆરીએ બોરસદમાં શ્રીમતી જડાવબહેન, શ્રીમતી કાશીબહેન અને શ્રીમતી જયાબહેન ને રૂા. ૪૦ નો દંડ અથવા ૪૦ દિવસની સજા થઇ છે. દંડ વસુલ કરવા શ્રીમતી જયાબહેનનાં ગળાંમાંથી ફોજદારે અઢી તોલાનો સોનાનો અછોડો લઇ લીધો હતો.

બોરસદમાં 'સ્ત્રી-સીતમદિન' ને દિવસે પકડેલાં ખેડા જીલ્લાનાં સરમુખત્યાર શ્રીમતી ભક્તિલક્ષ્મી ગોપાળદાસ દેસાઇને ૬ માસ કેદ, રૂ. ૨૦૦ દંડ વા ૧॥ માસ વધુ કેદની સજા થઈ છે. તેમની સાથે ૧૦ માસનું નાનું બાળક પણ છે.

બોરસદમાં પીઠાંપર ચોકી કરતાં શ્રીમતી મણિબહેન, શ્રીમતી શારદાબહેન, શ્રીમતી પ્રભાવતીબહેન, શ્રીમતી મણિબહેનને પકડી પાછળથી છોડી મૂક્યાં હતાં.

બોરસદમાં પ્રચારકાર્ય કરતાં પકડાયલાં સાબરમતી સત્યાગ્રહ આશ્રમનાં બે બહેનો શ્રીમતી રૂક્મણીબહેન અને શ્રી. શ્રીમતીબહેન સજા ભોગવી ગયા માસમાં છૂટયાં છે.

ભરૂચમાં તા ૧૬ મી એ પીઠાંની હરરાજી થનાર હોઇ દેશસેવિકા સંઘે દારૂ તાડી બહિષ્કારને અંગે અગાઉથી જ પ્રચારકાર્ય આરંભી દીધું હતું. તેને અંગે સરઘસ કાઢી સભા ભરવામાં આવી હતી. અને તેમાં હરરાજીમાં ભાગ ન લેવાની હાકલ શ્રીમતી કુસુમબહેન મુનશીએ કરી હતી. તા ૧૬ મી અને ૧૭ મી એ હરરાજી થતાં સ્વયંસેવકો ભેગાં દેશ સેવિકાસંઘની સેવિકાઓએ સખ્ત ચોકી કરી હતી. તા. ૧૬ મી એ લગભગ ૬૦ જેટલી બહેનોને પકડવામાં આવી

ચોકી કરવા માટે શ્રીમતી સરલાદેવી, શ્રીમતી કુંદરાણી સિંહ, અને શ્રીમતી વિનોદિની સરકારને રૂા. ૧૦૦ દંડ યા બે માસ સાદી કેદની સજા થઇ છે. મહીયરામાં જમાઇને આશ્રય આપવા માટે શ્રીમતી કંગલી કોહુનીને ૬ માસ સખ્ત કેદની ... થઇ છે.

પંડિત મોતીલાલજીનાં અવસાન માટે શોક દર્શાવવા સ્ત્રીઓની સભા મળી હતી. અને સરઘસ નીકળ્યું હતું.

**પંજાબ:**

લાહોરમાં સ્વાતંત્ર્યદિનનું સરઘસ કાઢવા ... બે તુલસી બહેનો અને બીજું ... ૧૦૦૦ ની ... મહેતા ભરૂચ ગયાં હતાં. તેમણે ત્યાં સભામાં શુદ્ધ ખાદી પહેરવાની પ્રતિજ્ઞા લેવા બહેનોને આગ્રહભરી વિનતિ કરી હતી.

અંકલેશ્વરમાં જંબુસર તાલુકાના મંત્રી શ્રીમતી નર્મદાબહેન જોશીના પ્રયત્નથી કેટલાક કાપડીઆઓએ વિદેશી કાપડે સીલ કર્યું છે. શ્રીમતી સવિતાગૌરી આમોદીએ વિદેશી માલે સીલ કરાવવા માટે ઉપવાસ કર્યા હતા.

જંબુસરમાં બહેનોએ પીઠા પર પણ ચોકી શરૂ કરી છે.

સુરતમાં તા. ૨૮ મી જાન્યુઆરીએ કેસરીયા દિન ઉજવાતાં કેસરીયા સાડી સજેલી ૩૦૦-૪૦૦ બહેનોનું સરઘસ નીકળ્યું હતું અને ...

**પ્રકીર્ણ:**

કરાંચીનાં પહેલાં સરમુખત્યાર બહેન શ્રીમતી કીકીબહેન લાલવાણીએ તા. ૬ ઠ્ઠીથી જેલમાં ઉપવાસ શરૂ કર્યાં હતા શ્રી. જમશેદ મહેતાએ સમજાવ્યાથી તેમણે ૪ થે દિવસે ઉપવાસ છોડયા હતા. શ્રીમતી કાશીબહેન કોટક છઠ્ઠાં સરમુખત્યાર નીમાયાં છે. તેઓ તા. ૧૬ મીએ પકડાતાં શ્રીમતી કસ્તુરબહેન શર્મા નવાં સરમુખત્યાર નીમાયાં છે. કરાંચીના સીટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં મીઠું વેચવા માટે ... સુરતના વિદ્યાર્થીસંઘના પ્રમુખ અને એક આગેવાન કાર્યકર્તા શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુક્લને સોલાપુર શહીદ દિનને અંગે સરઘસ મનાઇ હુકમ છતાં કાઢવા માટે ૨ માસ સાદી કેદની સજા થઇ હતી. ૧૧૭ મી કલમ પ્રમાણેના એક બીજા આરોપસર તેમને ૪ માસ સાદી કેદની વધુ સજા થઇ છે. અગાઉ શ્રીમતી જ્યોત્સ્નાબહેનને રૂા. ૨૦૦ ના દંડની સજા થઇ ગયેલી છે. ઉપરાંત ચોપમાં તો તેઓ પહેલી વખત જઇ આવ્યાં છે. સુરતનાં ૮ માં સરમુખત્યાર શ્રીમતી વિલાસિકા ચન્દ્રવદન મહેતા તા. ૧૬ મીએ ગિરફતાર થતાં ૯ મા સરમુખત્યાર તરીકે કુમારી મધુમતી સોપારીવાળાની નીમણુંક થઇ છે.

સુરતની ૭૫ છોકરીઓએ ઉપવાસ કરી બ્રિટિશ



શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુક્લ

સુરતના આગેવાન કાર્યકર્તા જેમને બે આરોપસર ૬ માસની સજા થઇ છે.

માધવબાગમાં સ્ત્રીઓની વિરાટ સભા



સંધિ પછી સરદાર વલ્લભભાઈ અને પંડિત જવાહરલાલ મુંબાઈ આવ્યા ત્યારે તેમના ભાષણો સાંભળવા મુંબાઈની સ્ત્રીઓની આ વિરાટ સભા મળી હતી.




પુસ્તક ૧૬મું ] એપ્રીલ ૧૯૩૧ [ અંક ૨જો

## રણનાં રણશિંગડાં વાગ્યાં વ્હાલમજી !

રણનાં રણશિંગડાં વાગ્યાં વ્હાલમજી !
ઉઠો ને કંથ. મ્હારા યુદ્ધે મ્હડો–
જનની પુકારે ઉંઘો સિંહનાં સંતાન શું ?
છાજે સમાધિ વીર ! જંગે ઝુકો–
રણનાં—૦

રણમાં છે દેશના યોદ્ધા, વ્હાલમજી !
રણમાં વીરાંગનાં રાસે રમે–
રણમાં સંતાન વીર ભીષ્મ ને અર્જુનનાં–
મુક્તિને કાજ મૂકી માથું ઘૂમે.
રણનાં—૦

ધમકારે પાદના ધરતી ધ્રુજાવતા–
સુભટો સ્વદેશ-દાઝ દીલમાં ધરી,
ભારતમુક્તિને કાજ પડતાં પતંગ જેમ–
રણમાં વિજય કે મૃત્યુ વરી.
રણનાં—૦

—" મધુપ "




લેખકઃ કવિશ્રી ન્હાનાલાલ દલપતરામ

પતિની અવિરત પ્રેરણા પત્ની છે, ને પત્નીની અખંડ ને સતત પ્રેરણા પતિ છે એ તો સંસારજૂનાં સત્યો છે ને મુજ પરત્વે એ સંસારસત્ય અનેકધા મ્હેં ઉચ્ચારેલું છે. એ દામ્પત્યપ્રેરણામાંથી નિર્ઝરેલાં મ્હારાં કાવ્યોનો સંગ્રહ કરી છપાવવાનો મનોરથ દીર્ઘ કાળથી હતો. મ્હારાં ઘણું ખરાં ગીત રાસ કાવ્ય નાટક વાર્તાઓનો મધ્યવર્તી મીમાંસા વિષય લગ્નવિધાનનું કો સ્વરૂપ હોય છે. એટલે દામ્પત્યના કાવ્યસંગ્રહમાં શું શું લેવું ને શું શું ન લેવું એ વિચારવમળ વારવાર મૂંઝવતો. આખરે એવો નિર્ણય કીધો છે કે દામ્પત્ય જેનો પ્રધાન રસ હોય એવાં કાવ્યોની એક મંજરીમાળ ગૂંથવી. મ્હારા બે રાસગ્રંથોમાંથી તો, પુનરૂક્તિના ભયે, આમાં નમૂના જ લીધા છે. વીરની વિદાય ( ૧૯૦૬ ) ને કાઠિયાણીનું ગીત ( ૧૯૧૮ ) એ પતિને સંબોધેલાં પત્નીમુખનાં કાવ્યો છે; પણ એ કાવ્યબેલડીનો પ્રધાન રસ વીર રસ છે, દામ્પત્યરસ નથી, તેથી આ સંગ્રહમાં એ લીધેલાં નથી. શાસ્ત્રીય પરિભાષા રચીને બોલવું હોય તો દામ્પત્યરસ એ આ સંગ્રહની મર્યાદ દોરી છે.

પૂર્વમાં આપણે દેશે વાલ્મીકિજીએ દામ્પત્યભાવને પૂજ્યો–પૂજાવ્યો અને પશ્ચિમમાં ગ્રીસ દેશે હોમરે દામ્પત્યભાવને પૂજ્યો–પૂજાવ્યો છે. દામ્પત્યવિનાશમાં એકે સુવર્ણનગરી લંકાનો વિનાશ ગાયો, ને બીજાએ વજ્રદુર્ગ ટ્રોયનગરનો વિનાશ વર્ણવ્યો. એ રસર્ષિઓને પગલે ચાલીને ઇંગ્રેજ કવિવર ટેનીસને, પોતાના Idylls of the King નામના મહાકાવ્યમાં, Sole અને Sense નો વિરોધ વિસ્તાર્યો, અને દામ્પત્યવિનાશમાં મહારાજ આર્થરના સામન્ત મંડળની ચક્રપરિષદનો વિધ્વંસ ભાખ્યો. ગીતગોવિન્દમાં રાધાકૃષ્ણની વિહારલીલા વર્ણવતાં જયદેવને પદ્માવતીની દામ્પત્યલીલા સાંભરી હતી. કાલીદાસે તો એક શબ્દ માત્રમાં દામ્પત્યનો સાર સંચ્યો છે. અલકાપુરી વર્ણવી રહ્યો મેઘદૂતમાં યક્ષ મેઘને નિજ કુલધામનાં એંધાણ આપે છે ત્હાં યક્ષ કહે છેઃ

**तत्रागारं धनपतिगृहादुत्तरेणास्मदीयम्**

ઘર અમારૂં, કુળ અમારૂં, સન્તાનો અમારાં. મ્હારાં નહિ, અમારાં. પતિપત્નીનું સહુ મ્હારૂં મટી ' અમારૂં ' થાય, **अस्मदीयम्** અને એજ દામ્પત્યરસનું પરમ રહસ્ય.

---

* કવિશ્રીનાં દામ્પત્યરસથી ભરેલાં કાવ્યોનો સંગ્રહ 'દામ્પત્ય સ્તોત્રો' નામે સુંદર રૂપરંગમાં મુદ્રિત થઇ પ્રકટ થયો છે, તેની આ પ્રસ્તાવના છે. એ સંગ્રહ આ કાર્યાલયમાંથી રૂા. ૧-૮-૦ ની કિંમતે મળી શકશે.

નવયુગના ગુજરાતે દામ્પત્યરસનાં પ્રથમ ગીત ગાયાં દલપતરામે. 'રામલક્ષ્મણ વનમાં સિધાવતાં' એ ધોળયુગ્મક અને 'એ માસે ના જઈએ રે પિયુ ! પરદેશમાં' એ બારમાસી દલપતયુગમાં રસથી ને કોડથી જનતામાં ગવાતાં ઝીલાતાં. પછી દામ્પત્યકાવ્યો લખ્યાં છે દલપત-શિષ્ય બુલાખીએ. એમનાં પત્નીનું નામ વીજળીઃ અને વીજળી સરખી પ્રેરણાજ્યોત એ રમણીએ કવિપતિમાં પ્રગટાવી હતી. પણ सोऽहं सोऽहं સતી રટે, सोऽहं सोऽहं કન્થ; તથા

જીવનામૃત ઝીલવનાર નારી ! તું નારાયણીઃ
નરને નીવડાવનાર નારી ! તું નારાયણીઃ

એ કહીને આપણા કવિ લલિતજીએ તો દામ્પત્યની અવધિ ગાઈ છે.

પિસ્તાળીશેક વર્ષો ઉપર મેરી કોરેલીએ ઇગ્લાંડમાં કહ્યું કે The institute of marriage is at present on its trial. આજકાલ લગ્નસંસ્થા કસોટીએ ચ્હડી છે. એ ખરૂં છે કે સંસારે રાજ્યદેશે નીતિ-ભોમકામાં સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતા જગતભરમાં વિસ્તરે છે, પ્રિયા અને પત્ની વચ્ચેના રસભેદ નાટકનવલકથાઓમાંથી દેશ-દેશને સંસારે ઉતરે છે ત્હો યે—અને તેમ છતાં યે લગ્નસંસ્થા માનવસંસાર જેટલી ચિરંજીવ છે. પ્રિયાને પત્ની કરવાના જ ઘણા ખરાંને હજી કોડ છે. કોક વાર ઠોકર ખાય ત્હેને લંગડો કો નથી કહેતું; કોક વેળા મદ્યમસ્ત થાય ત્હેને દારૂડીઓ કો નથી ભાખતું. સદ્વૃત્તિયોની પેઠે લગ્નવૃત્તિયો યે ક્યારેક ઠોકર ખાય તેથી લગ્નસંસ્થા નહિ પડી ભાગે. કારણો બે છે. એક તો એ કે લગ્નસંસ્થાનો લોપ કરી ત્હેને સ્થાને શું સ્થાપવું ? એ પ્રશ્ન હજી લગ્નોચ્છેદક નવસંસારશાસ્ત્રીઓ ઉકેલી રહ્યા નથી. અને બીજું એ કે રામાયણયુગ ને મહિપતયુગથી માંડીને જનતાના હૃદયદેશે રાજ્ય કરતી દામ્પત્યમહિમાની જગત્કવિતા દેશદેશમાં એટએટલી છે કે એ પૃથ્વી પાવનકારી કાવ્યો ને એના રસપિંડો યશરકાયે જીવે છે ત્હાંસુધી લગ્નસંસ્થા પણ જીવશે. લગ્ન-કવિતા જેટલી લગ્નસંસ્થા સંસારે ચિરંજીવ છે.

દામ્પત્યભાવનું પરમ રહસ્ય શું ? દામ્પત્યભાવની પરમ 'બ્રાહ્મી સ્થિતિ' કઈ ? દામ્પત્યરસને વર્ણવતાં વિધવિધની રત્ન ચમકતી ઉપમાઓ જગતના કવિવરોએ આપેલી છે. મહાકવિ કાલીદાસ કહે છે કે જગતના પિતરો वागर्थाविव संपृक्तौ—વાણી ને અર્થ સમાં સજોડ છે. કવિવર ટેનીસન કહે છે કે Like perfect music set to noble words—ઉમદા શબ્દોને વરાવેલા પરિપૂર્ણ સંગીત સરિખડાં. ભવભૂતિ કહે છે કે जीवितं मे द्वितीयम्. અમરૂશતકના છેલ્લા મુક્તકમાં અમરૂ પૂછે છે કે कोऽयमद्वैतवादः ? દામ્પત્યરસની ફિલસુફીની મીમાંસક દૃષ્ટિને તો કદાચ દલપતરામનાં વચનોમાં દામ્પત્યભાવની 'બ્રાહ્મી સ્થિતિ' દર્શાશેઃ કારજસવિરહમાંની કારજસ અને મિસિસ કારજસને વર્ણવતી દલપતરામની ઉપમા પરમ સત્યવાહક લાગશે.

બહાર બે રૂપ, પણ અન્દર જણાય એક;
ગુણે સ્ટીરિયોસકોપ પ્રતિમા પ્રકારનાં.

પતિપત્નીનું દ્વૈત, છતાં દંપતીનું અદ્વૈત; દ્વૈત ભૂંસાતું નથી, છતાં અદ્વૈત રચાય છે; અદ્વૈત-દશામાં યે વ્યક્તિદ્વૈત અખંડ રહે છે. દ્વૈતે સાચું ને અદ્વૈતે સાચુંઃ દામ્પત્યરસનું એ અદ્ભુતત્વ ને દામ્પત્યભાવનું એ પરમ રહસ્ય સ્ટીરિયોસકોપમાંની એ પ્રતિમાઓના ઉપમા-મંડળમાં પ્રત્યક્ષ છે; ને દામ્પત્યરસના મીમાંસકો જેમ જેમ ચિન્તનમનન કરશે તેમ તેમ વધારે પ્રત્યક્ષ થશે. ટુંકામાં: દામ્પત્ય એટલે દ્વૈતાદ્વૈતની રસલીલા.

---




# અખિલ એશીઆ સ્ત્રી પરિષદ્ (લાહોર)

લેખિકાઃ

સૌ. તારાબાઇ મા. પ્રેમચંદ, જે. પી.

ઈ. સ. ૧૯૩૧ ના જાન્યુઆરીની ૧૬ મી તારીખે, સાંઝના, અખિલ હિન્દ સ્ત્રી પરિષદ્ પૂરી થયા પહેલાંથીજ બધાંના વિચારો તો એશીઆ પરિષદ્ ભણી વળેલા હતાં. પ્રતિનિધિ તરીકે કોણ હશે? કેવા હશે? વગેરે કંઇ કંઇ તરંગો ચાલી રહ્યા હતા. તે સાંજેજ બર્માના બે, અને જાપાનનાં એક પ્રતિનિધિ આવ્યાં હતાં, અને એ મહેમાનોને તાળીઓથી વધાવી લેવામાં આવ્યાં હતાં.

તા. ૧૭ મીથી ટાઉન હોલના ખુલ્લા મેદાનમાં કામ ચાલવા માંડયું હતું. પહેલાં તો પરિષદ્ ટાઉન હોલમાંજ ભરાવાની હતી પરન્તુ આમન્ત્રણની ઉપરા ઉપરી ઘણી માગણી થવાથી કાર્યકર્તાઓને લાગ્યું કે ટાઉનહોલ ન્હાનો પડશે; તેથી એક મ્હોટો શમીઆનો બંધાવો શરૂ થયો અને બે દિવસમાં સરસ તૈયાર થઇ ગયોઃ પ્લેટફોર્મ ગોઠવાઈ ગયું, અને તા. ૧૯ મીએ બપોરના ૪ વાગતાં તો બધી ખુરસીઓ ભરાઈ ગઇ. શમીઆનાના સુશોભિત રંગો સાથે પૂરો મેળ ખાય તેવું વાતાવરણ તો શરૂઆતના સંગીતે ઉભું કર્યું હતું. શ્રીમતી સુશીમા સેને ગોઠવેલું "ઓરકેસ્ટ્રા" ખરેજ કોઇ પણ પરિષદ્‌ને યશ અપાવે તેવું હતું, અને ખાસ કરીને સમસ્ત એશીઆની સ્ત્રીઓની પ્રથમ પરિષદ્‌ને.

કપુરથલાનાં મહારાણી સ્વાગત સમિતિનાં પ્રમુખ હતાં, પરન્તુ નાદુરસ્તીને કારણે તેઓ આવી શકયાં ન હતાં એટલે તેમનાં પુત્રી જે મંડીના રાણી છે તેઓએ પ્રમુખનું સ્વાગતનું ભાષણ વાંચી સંભળાવ્યું. મંડીના રાણી સાહેબ કેળવણીમાં ઘણો રસ લે છે અને ખાસ કરીને સ્ત્રીકેળવણીમાં ઘણી ઉત્કંઠ ધરાવે છે. આર્યાવર્તની સ્ત્રીઓએ વર્ષો થયાં બધાં સંજોગોમાં તેમનું ગૌરવ જાળવી રાખ્યું છે તો સારા એશીઆની સ્ત્રીઓએ ભેગાં થઇને, પૂર્વ દેશની સારી વસ્તુઓને ઉત્તેજન આપી, પશ્ચિમનું આંધળું અનુકરણ કરવાને બદલે, આર્ય દેશની સંસ્કૃતિને જાળવી રાખવાની જરૂર દર્શાવી હતી.

ત્યાર પછી રાણી લક્ષ્મીબાઇ રાજવડેએ પરિષદ્‌ના વિચારનો ઉદ્ભવ કેમ અને કયાર થયો તે સમજાવ્યું અને હિન્દુસ્થાન તરફથી સ્વાગત કર્યું. ૧૯૩૦ના જાન્યુઆરી માસમાં મુંબઇમાં આ પરિષદ્ મળી હતી

ત્યારે તેનાં મુખ્ય દશ કાર્યકર્તાઓના નામથી છત્રીસ દેશમાં આમન્ત્રણો મોકલાયાં હતાં; તેના જવાબમાં પંદર સોળ બ્હેનો પરિષદ્‌માં હાજરી આપી શકયાં હતાં, અને હઝારો માઇલોની મુસાફરી કરી, પોતાનાં કુટુમ્બ અને ઘરને છોડી, જે ઉમદા આશયોથી પ્રેરાઇને બ્હેનો લાહોર સુધી આવ્યાં હતાં તેમને ધન્યવાદ આપો.

પ્રતિનિધિઓની પહેલી સભામાં સરોજિની દેવી પ્રમુખ ચૂંટાયા. તેમનું શરીર ચાર દિવસો વચ્ચે પૂરવામાં આવ્યું હતું તો પણ તેમનો આત્મા તો પરિષદ્‌ના કાર્યમાં જોડાએલો હતો. તેમની ગેરહાજરી છતાં પણ તે પ્રમુખ ચુંટાયા તેજ બતાવે છે કે તેમના તરફ સ્ત્રીઓનો કેટલો આદર અને સત્કાર છે. તેમની સ્મૃતિજ માત્ર પ્રેરણા આપી રહી હતી.

ત્યાર પછી સીલોનનાં સ્ત્રી દાકતરને પ્રમુખની જગ્યા આપવામાં આવી હતી. નેપાળથી બે, બર્માનાં બે, જાપાન તરફથી બે, ઇરાન અફઘાનીસ્થાન અને સીલોન તરફથી દશ પ્રતિનિધિઓ હાજર હતાં., એમણે પહેલાં પોતપોતાની માતૃભાષામાં પ્રાર્થના અને સંદેશો કહી સંભળાવ્યા પછી ભાંગી તુટી અંગ્રેજી ભાષામાં સમજાવ્યું. અંગ્રેજી તો તેમને બહુ થોડું આવડતું હતું પરન્તુ;તેમની ભાવના પરથી તેમનું કહેવું સમજી શકાતું હતું. ગમે તેટલી ભાષાની મુશ્કેલી હોય પણ જો હૃદયની ઇચ્છા ભળવાની હોય તો તે અશક્ય નથી તેનું આ બ્હેનોએ ભાન કરાવ્યું.

ચીન તરફથી પ્રતિનિધિ તો કોઇ નહોતું પરન્તુ "લીગ ઓફ નેશન્સ" તરફથી શાન્તિ પ્રચાર વાસ્તે નીમાયેલા જનરલ લીન–ચેન–હોન ત્યાં હાજર હતા. તેમણે ભાષણ કર્યું. બહુજ ભાંગી તુટી ભાષામાં બોલતા હતા, પણ વિચારો વ્યકત કરવાની તીવ્ર ઇચ્છા અને લોકોની સમજવાની ઇંતેજારી હતી તેથી ઘણાં તેમનું ભાષણ સમજી શકયાં. તેમણે કહ્યું કે પુરૂષો તો લડી જાણે, ભાગ પાડી જાણે, પરન્તુ માતા એજ પ્રજાની નેતા છે. બાળકને માતા જ શિક્ષણ આપે છે; માટે માતાને નમસ્કાર. દુનીઆમાં પ્રેમમય વાતાવરણ ઉભું કરવામાં સ્ત્રીઓજ મદદ કરી શકશે ને કરશે એવી આશા બતાવી હતી.

મીસીઝ કઝીન્સ કે જેમણે દુનીઆની મુસાફરી કર્યા પછી એશીઆની સ્ત્રીઓને ભેગી કરવાના સ્વપ્નાં સેવ્યાં હતાં તેમની વર્ષભરની અથાગ મહેનતનું સુંદર પરિણામ જોઇને બધાંને સન્તોષ થાય તેવી, પહેલા દિવસની બેઠક સુન્દર સંગીત સાથે શરૂ અને પૂરી થઈ.

મીસીઝ કઝીન્સ તો આગળ આવ્યા વગરજ પોતાના કામનો પૂરેપૂરો હિસ્સો આપ્યા કરતાં હતાં.

હિન્દ બહારથી જો કે ચૌદજ બ્હેનો લાહોર સુધી પ્રતિનિધિ તરીકે આવ્યાં હતાં પરન્તુ તેમના દેશમાં સેંકડો બ્હેનોએ આ આ વિષયો પર વિચારો કર્યા હશે, તેમના દેશમાં વર્તમાનપત્રોમાં વાંચ્યું હશે, અને હાજર ન રહી શકયાં હોય તો પણ ઘેર બેઠાં ઘણી બ્હેનો એ "એશીઆ એટલે એકજ પ્રદેશ" એવા વિચારો સેવ્યાં હશે.

સરલા ભાભીએ આ તૈયાર કર્યો, અને આ પાન ચાલતું હતું તે વખતે તેમણે તેમની હમેશની રીત પ્રમાણે ફરી પાછું અમને શીખામણ આપવાનું શરૂ કર્યું. પ્હેલાં તો એમના પતિદેવને સંબોધી બોલ્યાં કેઃ

" જો જો, લોજમાં જમવા ના જતા. ગઇ વખતે મારા મોટા ભાભીના સીમંતમાં ગઇ હતી ને લોજમાં આઠ દહાડા જમતાંજ તમે માંદા પડી ગયેલા, અને તમારા મંદવાડનો તાર આવતાં મારા બાપાનો જીવ ઉંચો ચડી ગયલો. આ વખતે દાણોદુણી, ઘી, તેલ, મસાલા, બધું ઘરમાં પડયું છે. ઘીનો ડબ્બો હજી અર્ધો ભરેલો છે. ઘરમાંજ રસોઇ કરજો. બાજુવાળા ચંપાબ્હેનને મેં કહી રાખ્યું છે. પાણી ભરવાની, ઘર સાફ કરાવવાની વગેરે ગોઠવણ એ તમને કરી આપશે, અને લોટ અને ઘી મોકલાવશો તો રોટલી ભાખરી પણ કરીને મોકલશે. દાળ ભાત શાક તો તમે જાતેજ કરી લેજો. "

પછી મારા તરફ ફરીને બોલ્યાં: " મનુભાઈ! તમે પણ એટલા દિવસ અહિંજ રહેજો. તમારી કોલેજની વીશી કરતાં સારૂં; અને તમે સાથે હશો તો એમને સ્હોવાઇ પણ જશે. "

કંચન મારા કરતાં બે ચાર વર્ષ મોટો હોવાથી સરલા ભાભી નાનકડા દીઅરની માફકજ મારી જોડે રોફથી વર્તતાં. અને વિનતિ કે સૂચના કરવાને બદલે હંમેશાં જાણે હુકમજ કરતાં હોય તેમ બોલતાં, પણ હશે. ' બાઇ માણસને કોણ બોલાવે, ' એમ માની હું તેમનો રોફ સહન કરી જતો.

આઠ દહાડા કંચનની સાથે રહેવામાં મને જરા પણ વધિ ન હતો પણ તેનું ઘર ચલાવવામાં ચંપાબ્હેનની મદદ લેવા જવાની વાત મને રૂચી નહિ. શું આપણે પુરૂષો કમ છીએ? કોલેજમાં અભ્યાસ કરીએ, બસો બસો ચારસો ચારસો પાનાના પુસ્તકો મોઢે કરી નાંખીએ તો શું એક સાધારણ નાનકડું ઘર ચલાવતાં ન આવડે? બૈરાંઓ એમનાં મનમાં શું ખાંડ ખાતાં હશે! દસ ચોરસ ફીટની બે ઓરડીઓ સાફ રાખે તેમાં તો જાણે આખું રાજ ચલાવતાં હોય એવો રોફ કરે! છટ્! એ કામ આપણે ઉપાડી લેશું. ચંપા બંપાની કાંઇ જરૂર નથી, એમ વિચારી સરલા ભાભીને કહ્યું કે " આપ બેલાશક ભાવનગર સીધાવો. ઘર અમે બધું ઉપાડી લઇશું. તમારી ચંપા કે ચંચળની મદદની અમને કાંઇ પણ જરૂર નથી. "

" રહેવા દો, મનુભાઇ! હું ઠીક કહું છું. જેના કામ તે તેજ કરે. મેં જે ગોઠવણ કરી છે તેથી તમારી સરળતા વધશે અને મારી વસ્તુઓનો ઉપયોગ થશે. નહિં તો તમારા બે જણના હાથમાં ઘર સોંપીએ તો શું નું શું થઇ જાય. "

" કંચન, પ્રોટેસ્ટ કર, પ્રોટેસ્ટ. મુગો મુગો સાંભળ્યા શું કરે છે? આપણે ઇન્ટરમાં ત્રીગોનોમેટ્રી ભણ્યા, પ્રીવીઅસમાં ભેંસનું દહીં અને દહીંનું માખણ કરે એવી બોલ્ઝીયા શીખ્યા તો આઠ દહાડા ઘર ચલાવવાના કામમાં તે શું મોટી ધાડ મારવાની છે કે મારા સરલા ભાભી આટલો રોફ મારે છે? કહી દે એમને કે એમણે લગરીકે ચિન્તા ન કરવી. આપણે બધું સંભાળી લેશું. "

મારા ઉશ્કેરવાથી કુતેની પત્ની આગળ હમેશ ઠંડા રહેતા કંચનને પણ સ્હેજ પાનો ચઢયો. તે બોલ્યો કેઃ " દેવી, આપ મા મુંઝાઓ. અમે બે જણા ખુશીથી ઘર ચલાવશું. બાજુવાળા પાડોશી બહુ ભલાં છે પણ તેમને તકલીફ આપવાની જરૂર નથી. "

આઠેક વાગે વીકટોરીઆ નીચે આવીને ઉભી રહી. ગાડીમાં સામાન ગોઠવાયો. સરલા

ભાભી, તેમની પાડોશણો ચચંળ અને ચંપા જોડે કંઇ ગુસપુસ વાતો કરી આવ્યાં. કણુંને અથડાયલા દબાયલા હાસ્ય–સ્વરોથી અમારી સામે કંઇક કાવતરું રચાયું હોય એવી મને દહેશત લાગી. પણ કદાચ એ મનના ખોટા ખ્યાલ હશે એમ ધારી, એ વાત હું ત્યાંજ ભૂલી ગયો.

ડબ્બો તો સદભાગ્યે સારો મળી ગયો. સાથે સાથે ઠેઠ ભાવનગર સુધીનો સથવારો પણ હાથ આવી ગયો. એટલે સરલાભાભી અને બાળુ વિષેની અમારી ચિંતાઓ તો સ્ટેશન પરજ–નિર્મૂળ થઇ ગઇ.

ટ્રેનને ઉપડવાનો ૯–૨૫ નો સમય પણ સાડા આઠ વાગ્યાના અમે તેમને ડબ્બામાં બેસાડી દીધેલાં. એ એક કલાકના અરસામાં બીજી કંઇ પણ વાતો કરવાને બદલે કંચનલાલના ધર્મપત્નીએ અમને એમનાં ઘર સંબંધીજ માહિતિ આપ્યા કરી. “ દુધ રોજ અર્ધો શેર સવારે ને અર્ધો શેર સાંજે લેજો. સાંજને માટે તપેલી ચંપાબ્હેનને આપતા જજો એમાં એ લઇ રાખશે. શુક્રવારે ધોબણ આવવાની છે તેની પાસે પચીશ-લુગડાં છે. એ લુગડાનું લીસ્ટ અભરાઇ ઉપર શાક સમારવાની છરી જ્યાં રહે છે, એની બાજુમાં મારૂં ભાગવત પડયું રહે છે, તેની અંદર છે. લુગડાં લીસ્ટ પ્રમાણે બરોબર મેળવી લેજો. ધોબણ રાંડ બહુ લુચ્ચી છે. શાક પેલી કાશી રોજ આપી જાય છે, એની પાસેથી લેજો. પણ દરરોજ શું અને કેટલું લીધું તેનો હિસાબ નોંધજો. બે પાલી ઘઉ દળાવી રાખ્યા છે. લોટ ચાર દિવસ ચાલશે. લોટ ખૂટી જાય તો ચંપાબ્હેનના ઘાટીને કહેજો દળાવી લાવશે. આપણો રામો દેશમાંથી કાલે તો આવવાનો છે એટલે એ ચિંતા તો તમારે કરવાની નથી. અથાણાની બરણીમાં આદુ હળદર અને મરચાં નાખ્યાં છે, તે બે ચાર દિવસ પછી તૈયાર થશે. ગુંદા અને સંભારીઆ કેરીનું અથાણું તૈયાર થઇ ગયું છે, પણ રાતે બરણી ન ઉઘાડતા. ” વગેરે વગેરે.

આ બધી સલાહો મને તો એવી કંટાળાભરેલી લાગતી હતી કે હું તો ખીજવાઇને તેમનું ભાષણ ચાલતું હતું ત્યારેજ દૂર લટાર મારવા નીકળી ગયલો; પણ કંચન કોઇ તાબેદાર શિષ્ય ગુરૂજી પાસેથી બોધ શ્રવણ કરતો હોય તેમ ગાડીની બારી આગળ કોણી ટેકવી મુંગે મોઢે સાંભળ્યા કરતો હતો. સીટી વાગી. ગાડી ઉપડી. ગાડી ઉપડતાં ઉપડતાં પણ ‘તબિઅત અને ઘર સંભાળજો.’ એ શિખામણના વચનો અમારા તરફ ફેંકવાનું સરલાભાભી ચૂક્યાં નહિ.

મેલ સ્ટેશનમાંથી અદશ્ય થયા પછી કયે રસ્તે જવું એ વિષે અમે વિચાર કરવા લાગ્યા–ટ્રેનમાં, ટ્રામમાં કે વિકટોરીઆની સ્હેલ કરતા ! મારો વિચાર સમુદ્ર તરે વિકટોરીઆમાં સ્હેલ કરતાં કરતાંજ લેમીંગ્ટન રોડ જવાનો હતો પણ સરલાના કરકસરના બોધની અસર કંચન ઉપર સચોટ થયલી હોવાથી પ્હેલેજ દિવસે ધડ દઇને દોઢ રૂપીઓ ગાડી માટે ફેંકી દેવાની તેણે હિમ્મત બતાવી નહિ. આખરે પાએક કલાક વિચાર કર્યા પછી અમે ટ્રેનમાંજ ગ્રાંટરોડ થઇ ઘેર પાછા આવ્યા; અને હોટલમાં નાસ્તો કરવા જવાની વૃત્તિને મહામુશ્કેલીએ દબાવી દઇ પેટમાં લાગેલી સખ્ત ભુખને શાંત કરવા સ્વયંપાક કરવાનો નિશ્ચય કર્યો. કંચનેજ કહ્યું “દોસ્ત આજની રાત આપણે ચાહથીજ પતાવીએ તો ? ”

“ હઇ ઓ, એટલામાં હારી જાય છે કે ? પ્હેલે દિવસે તે પણ વળી ? તને ભુખ લાગી છે કે નહિ ? ”

“ લાગી છે. ”

" તો આપણે પૂરી, શાક, દાળ, ભાત ખીચડી બધું બનાવશું."

"અરે પણ દાળ ભાત અને ખીચડી ભેગા ક્યાંથી થાય ?

"કંઇ નહિ. પૂરી ને શાક બનાવશું!" : દાળ કે કઢી ને સ્થાને ચાહને નીભી હું. આપણા લોકોમાં કેદી સુધારો થશે. આ અપ-ટુ-ડેટ જમાનામાં તો ભોજન પણ અપ-ટુ-ડેટ થવાં જોઇએ. શીખંડ પૂરી ને બાસુદી પૂરી હોય તો શા માટે આઇસક્રીમ પૂરી નહિ ? શા માટે કોફી ને ભાત નહિ ? રાસબરી સાથે રોટલી કેવી લાગે ? ચાલ બીજી વાત બાજુએ મૂકી મૂળ વાત પર આવી જા. ચાહ કોણ બનાવે છે ? તું ચાહ ઉપાડી લે તો હું શાકની તૈયારી કરૂં."

પ્હેલાં પૂરી કરવી કે પ્હેલું શાક કરવું એ વિચાર ઉપજ્યો. અને એમ કે પૂરીની ખટપટ જો કંચન ઉપાડી લ્યે તો શાક બનાવતાં મને બહુ સારૂં આવડતું હતું, પણ તેની દાનત મારા જેવીજ ખોરા ટોપરા જેવી હતી. ચાહની તૈયારી તેણે કરેલી હોવાથી તે એમજ ધારતો હતો કે રસોઇનું બધું કામ હુંજ માથે ઉપાડી લઇશ. આખરે એમ નક્કી થયું કે ચાહ પીધા પછી બદનમાં જરા તાઝગી આવે ત્યાર બાદ તૈયારી કરવી.

ચાહને ઈન્સાફ આપ્યો. ગણત્રીની ખબર નહિ હોવાથી ભૂલથી અર્ધી તપેલી ભરીને થઇ હતી. પ્હેલાં તો એમ વિચાર થયો કે બે ચાર પાડોશીઓને ઉઠાડી તેમને પણ એક એક કપ નઝર કરવો, અને સરલાની વિદાયમાં ચા-પાર્ટી આપવી. પણ રાતના સાડા દશ વાગ્યે એ લોકોને ઉઠાડતાં કદાચ મેણાં સાંભળવા પડે એ ભયથી અથવા અમારી દોંશ નહિ પણ ગણત્રીની ભુલથીજ અમો દિલેદરિયાવ બન્યા છે, એમ એ લોકો જાણી જાય એ ભયથી અમે બન્ને હિમ્મત અને ખંતથી ચારચાર પ્યાલા ચઢાવી ગયા. ચા પીધા પછી રસોઇ કરવાની અમારી વૃત્તિ જરા નરમ પડી ગઇ. કંચને જ કહ્યું; "બિરાદર મનુ! મારો દૃષ્ટિકોણ સ્હેજ બદલાયો છે. ક્ષુધા આમ ને આમ શાંત થઇ ગઇ તો શા માટે રાતના તકલીફ ઉઠાવવી!"

"નહિ!" મેં કહ્યું "પેલીનું મેણું ટાળવા આજ રાતના કૈંક કરવું તો ખરૂં. બીજો મોટો પ્રોગ્રામ બાજુએ રાખી પૂરી તે શાક તો જરૂર કરીએ. ચાલ, પૂરી માટે તું કમર કસ; શાક હું ઉઠાવી લઉં."

મેં અભરાઇ પરથી છરી શોધી કાઢી અને કંચનને કહ્યું કે "બટાટા લાવ; ઝપાટા બંધ કાપી નાંખું."

"અલ્યા ગુજરાતી તો બરોબર બોલતાં શીખ. કાપી નાખું ન કહેવાય. શાક મોળવું કે શાક સમારવું કહેવાય. એ શું મરઘા બટકાં કે બંકરાની વાત છે કે ક્યારનો કાપી નાંખુ, કાપી નાંખુ કર્યા કરે છે?"

"હવે ડાહ્યો ના થા. પેલા સાક્ષરોની માફક ભાષાના શબ્દાર્થમાંજ પડયો ન રહે."

હું બટાટા શોધવા લાગ્યો. તે પૂરી માટે લોટ શોધવા લાગ્યો. એટલામાં ચોકડી આગળની અભરાઇ ઉપર હાથ ફેરવતાં તેણે ઓચિંતિજ બુમ મારી, "દોસ્ત, ફતેહ! સરલા પૂરીઓ તો મૂકી ગઈ છે. બટાકાની પતરી અને થોડું ક અથાણું પણ સાથે છે. જોયું શુભ નિશ્ચય કરીએ તો ખુદાની ગેબી મદદ આમ મળે છે. આળસ રાખી સુઇ રહ્યા હોત તો આમાંથી પણ જતે. રસોઇ સવારે કરશું. અત્યારે તો. આને ઇન્સાફ આપીએ" એમ કહી, અમે બન્ને ત્વરાથી ટીમણના બાકી વધેલા હિસ્સાને ઇન્સાફ આપવા મંડી ગયા.

આઠ દહાડા મારે ત્યાંજ રહેવાનું હોવાથી બીજે દહાડે સવારે સાડા ચાર વાગ્યામાં દુધવાળા ભૈયાએ બારણું ઠોક્યું. ત્યારે પ્હેલો હું હું ઝબકી જાગ્યો. પણ કંચનના ઘરનું દુધ કંચન પોતે લે એ બ્હેતર, એમ ધારી કંચનને હાંક મારી તેણે જવાબ ન દીધો. ઢંઢોળ્યો. કાંઈ બોલ્યો નહિ. છેવટે પાણી છાંટયું ત્યારે એ મીસ્તર બેઠા થયા અને ચીડાઈને બોલ્યો: "તારે લઇ લેવુ'તું.ને." "ઘર તારૂં અને દુધ હું લઉં, એ લોકોમાં ઠીક ન લાગે, માટે જ તને ઉઠાવવો પડયો."

બબડતા, ફફડતા, ચટકતાં તેણે દુધ લીધું અને ભૈયાને દમ માર્યો કે "સબેરમાં ઇતના જલ્દી કાયકુ આતા હૈ. કલ આઠ બજે આવ."

ભૈયો ગયા પછી જરાક આડે પડખે થઈ ગયા. અજવાળું થાય એટલે ચાહ કરશું એમ ધારી અમે પથારીમાં પાછા લેટી ગયા, તે મોઢા પર તડકો આવતાં જાગ્યા, અને બેબાકળા બની ઘડીઆળ સામે નજર કરીએ છીએ તો સાડાનવ થયલા જોઈ ધ્રાસકો પડયો. અગીઆર વાગ્યે તો કોલેજમાં પ્હોંચવું જોઇએ અને હજુ તો ન્હાવું ધોવું, ચ્હા ને રસોઇ બધું બાકી છે. કેમ પ્હોંચાશે?

ચ્હા પછી કરશું, એમ ધારી પ્હેલાં ન્હાવાની તૈયારી કરવા માંડી. રાતમાં લ્હેરમાં ને લ્હેરમાં જમ્યા પછી અમે માટલું ખલાસ કરી નાંખેલું. હાથ ધોવામાં હાંડો ખાલી થઈ ગયલો. ફકત ગાગરમાં થોડુંક પાણી હતું. એક ગાગરમાં બે જણા કેમ ન્હાય? હાંડો નળેથી ભરી આવવો પડવાનો. આજ વખતે કંચનના દુષ્ટ રામાની ગેરહાજરી અમને યાદ આવી અને તેની એ ન માફ થઇ શકે એવી બેદરકારી, હરામખોરી માટે અમે સખ્તમાં સખ્ત શબ્દોમાં પ્રોટેસ્ટ જાહેર કર્યો.

"પણ તું પાણી ભરી આવ. નળ ચાલ્યો જશે." પ્રોટેસ્ટોથી કાંઇ નહિ વળે એમ ધારી મેં કંચનને ઓર્ડર કર્યો.

"દોસ્ત તું લઈ આવની. એટલું કામ તું નહિ કરે!" કંચને નરમ ઘી જેવી માગણી કરી. તેનો વિવેક જોઇ હું ઉશ્કેરાઇ ગયો. "હું તારી સાથે રહું છ. તારો મ્હેમાન, તને રસોઇમાં મદદ કરૂં છ તે બસ નથી? ઉપરથી તું મને પાણી ભરાવે છ? હેલ્કરો બેલ્કરી સમજે છે?"

કંચને પાળ ઉપરથી હાંડો લીધો અને બારણું ઉઘાડી નળ પર જવાની તૈયારી કરી.

"અલ્યા પણ આ પાટલુન નેકટાઈ સાથે પાણી ભરવાં જવાય?" મેં કહ્યું. રાતના પાટલુન ટાઈ પ્હેરીનેજ સુઇ રહ્યા હતા. કાઢવાની કડાકુટ ન્હોતી કરી.

"એમાં શું થઇ ગયું? કામ કરવું તેમાં શરમાવાનું શાનું?"

મી૦ કંચનલાલ હાથમાં હાંડો સાથે ચાલીના નળ પર ગયા. મેં ચાહ માટે સ્ટવ સળગાવવાની શરૂઆત કરી. હજી પ્રાઇમસમાં પીન ભરાવું છું ત્યાં નળ પરથી કંચને મારા નામની બુમ મારી. હાથમાંનું કામ પડતું મુકી હું ત્યાં દોડયો.

"કેમ શું છે, અલ્યા?"

"આ હાંડો ઉપડતો નથી."

"તો ઓથમીર પેલી ગાગર લેવીતીને? આવડો મોટો હાંડો શું કામ ઉપાડી લાવ્યો? કંઈ નહિ હવે કમર પર લઇ લે. અરે! નહિ માથા પર મુક. ભર્યો છે તે લઈ ગયા વગર છુટકો?"

"તું મદદ કર આપણે બેઉ જણા લઇ જઇએ."

"નહિ, મને ચાલમાં ઉંચકતા શરમ લાગે. અંધારે અંધારે હોત તો પાણી તો

શું પણ તારા ઘરનું ઝાડુ પણ કાઢી આપત."

"થેંક્યુ', પણ અજી આપ બેઠીએ, અજી આપ બેઠીએ' કરવામાં પેલા મીયાં-ભાઈઓની ગાડી ઉપડી ગઈ તેમ આ હાંડો ઉપાડવાની માથાઝીકમાં આપણે આપણું કામ ચૂકીશું. ચાલ જોઉં તો, આપણે બન્ને ઉપાડી લઈએ."

'હર હર મહાદેવકી જે' કરતાંકને અમે બન્ને એ હાંડાને ટાંગાટોળી કરી ઉપાડી લીધો અને જેવા અમારી ઓરડીમાં હાંડા સાથે પેસવા ગયા તે વખતે જ અમારા કાને પાડોશની ચંચળી અને પેલી ચીબાવલી ચંપીનો ગરબો અથડાયો 'બેડું ભારે ને હું તો નાજુકડી નાર, કેમ કરી પાણીડાં ભરાયરે-ભમ્મરીઆ કૂવાને કાંઠડે "...ક્ષોભને લીધે કે કોણ જાણે શાથી ઓરડીમાં પેસતાંજ કંચનના હાથમાંથી હાંડો છટક્યો અને તેનું સર્વ વજન અણચિંતવ્યું મારા હાથ પર આવી જતાં મારા હાથમાંથી પણ છટકી મોટા અવાજ સાથે તે જમીન પર 'રડી પડયો.' હાંડાના પાણીથી બચવા જ્યાં હું ખસવા ગયો ત્યાં તો આ માટે તૈયાર રાખેલા કાચના પ્યાલા રકાબી અને દુધની પતેલી મારી ઠેબે ચઢતાં તેમનાં હાડકાં ખોખરાં થતાં તેઓ પણ 'ખડખડાટ હસી પડયાં.' આ જોઈને જાણે 'મધુર મધુર' સળગતા પ્રાઈમસને ય ગુર છૂટયું હોયની તેમ તે પણ 'છુસ' મારી ગયો! આ બધું એક ક્ષણમાં બન્યું. કંચન તો આ બધું જોઈ આભો જ બની ગયો હતો, એટલામાં પાડોશમાંથી એક બાજુ ચંપી અને તેનો 'બેટર હાફ' (પતિ) અને બીજી બાજુથી ચંચળી અને તેનો બાપ આ ધમસાણમાં કાંઈ ઓછું હોય તે પૂરું કરવા અમારી ઓરડીમાં ફૂટી નીકળ્યાં.

"આસ્યું બેરયાબ! આવાં જુવાન જોધ જેવા બબ્બે પહેલવાનો બબ્બે હાથે મંડયા તોય હાંડો બોયે પછાડયોને! અમને કહ્યું હત તો પાણી ના ભરી આલત કે?"

-આ બોલનાર તે પેલી ચંચળી! હવે જુઓ એનો બાપ બોલે છે તેઃ "દીકરી! આનું નામ તે સ્વરાજ્ય! હું તો સમજ્યો કાંઈ ભારોટિયો તૂટી પડયો હશે! ચાલ દીકરી ચાલ, વાતમાં કાંઈ માલ નથી."

ચંચળ ને એનો બાપ ટળ્યાં એટલે હું બોલ્યો. "આનું નામ તે પાડોશી! પૂછતાં નથી, ગાછતાં નથી કે ભાઈ તમને કાંઈ વાગ્યું? તેને બદલે ઉલટી મશ્કરી! આવા રોંચ જેવા જ્યાં પાડોશી હોય ત્યાં હિંદુસ્થાનને ક્યાંથી સ્વરાજ મળે? Ah me!"

હેમલેટના બાપના ભૂતની મારફ છાતીએ ભમભમ્ મૂક્કા મારી To be or not to be નો હું જ્યાં અભિનય કરવા જાઉં છું ત્યાં ચંપાનો વર બોલ્યો "બધાં કાંઈ સરખાં હોય છે? ચાલો મારે ત્યાં. તમારી ભાભી આ બધું પાણી ઉસેડી ઓરડી સાફ કરી દે એટલામાં હું તમને ચ્હા બનાવી દઉં."

મેં 'પડે પડે પણ ટંગડી ઉંચી' રાખવાનો વિચાર તો કીધો પણ કંચનનું દયામણું મોઢું જોઈ ચંપાના વરનું સ્વાગત સાભાર સ્વીકારી લીધું!

ચ્હા પી 'ઠંડા' થઈ અમે અમારી ઓરડીએ પાછા ફર્યા ત્યારે તો ચાલાક ચંપાએ અમારી ઓરડી, પાણી ઉસેડી અને ભાંગેલા પ્યાલા રકાબીનો ખુરદો એકઠો કરી સાફ 'કંચન' જેવી કરી મૂકી હતી!

"બેન, માફ કરજો; બહુ તસ્દી પડી" મેં વિવેક કીધો.

"અરે એમાં માફ શું કરવાનું. સરલા-બેન તો અમારી સાથે કદીય જુદાઈ રાખતા નથી પણ આ કંચનભાઈને પાક ચઢી' જાય

। કાંઇ અમારી સેવા સ્વીકારે ? બાકી વિચાર તો તમે બન્ને ભાઇઓ આ હાથે કરવાની કડાકૂટ કરો તે કરતાં ભેન નથી તેટલા દિવસ અમારે ત્યાંજ પીવાનું રાખો એમ કહેવાનો હતો !" એ કહ્યું. પણ સ્વાત્માભિમાન કોઇ જ ચીજ છે ! એટલે મેં કહ્યું "આવું હમેશાં બનતું નથી, પણ—"

"પણ શું હજીય માની જાઓ કે 'નાં કામ તેજ કરે !' બાકી અમારો જોરો છે ! લ્યો બેસો. કાંઇ કામકાજ તો જરૂર મને કહેજો," એમ કહી તો ગઇ.

કંચને મારી સામે ડોળા કકડાવ્યા ! વિચાર અને કંઇક અંશે મારો વિચાર ચંપાના વ્હાલભર્યાં આમંત્રણને નિદાન જના દિવસ માટે તો સ્વીકારી લેવાનો હતો એ તો આમ 'હસતું નોતરું અને તું તેડું' કરી ચાલી ગઇ એટલે હવે થાય ?

"દોસ્ત ચાલ. ના'વાની બેઠક આજ ૪પર મુલતવી રાખી અત્યારે આપણે દે પૂરી ને શાક બનાવી કાઢીએ," કંચને ાહમાં આવી કહ્યું. પણ મારો ઉત્સાહ પડી ગયો હતો.

"મારે તો કોલેજ જવાનો વખત થવા વ્યો છે. તું તારે પૂરી શાક બનાવી તે ઇ ઓરીસ જજે, અને વધ્યું સધ્યું મારે ટે ઢાંકી રાખજે. એટલે કોલેજથી આવી મારે ખાઇ લઇશ." મારી આ મિઠ્ઠી જેવી સુચના કંચનને ગળે ઉતરે એમ હતી તો પણ મેં તો સિદ્ધાં લુગડાં રી ચોપડા લઇ કોલેજ જવાની તૈયારી ી એટલે એનું બોલવું એના ગળામાંજ ળાઇ રહ્યું !

કોલેજથી આવી પાડોશના ઘરમાંથી કંચને ઓરીસ જતાં રાખેલી ઓરડીની ચાવી લઇ તાળું ખોલી ચોપડા ટેબલ પર પછાડી હું સિધ્ધો રસોડામાં ગયો. મારી નજરે સંચા ઉપર ઢાંકીને મૂકેલી એક પતેલી પડી. અધીરાઇથી પહેરેલે કપડેજ મેં ઢાંકણું ખોલ્યું તો તેમાં પૂરી ને શાક દેખાયા. ઝડપથી તે પાછું ઢાંકી હાફકોટ તથા કોલરટાઈ ઉતારી ખમીસની બાંય ચઢાવી મેં હાથ તથા મોઢું સાબુથી ધોઇ નાંખ્યા; દાંતિયાથી વાળ ઓળ્યાં અને મોજાં, પાટલુન અને ખમીસ એમ ને એમ પહેરેલાં રાખી થાળી લઇ ગેલીસ ખભેથી ઉતારી હું ધબ દઇને પાટલે બેઠો અને તપેલી ખોલી તેમાંથી પૂરી શાક કાઢવા જાઉં છું ત્યાં તો પૂરીને લાલ કીડીની લંગાર લાગેલી મારી નજરે ચઢી. થાળીમાં પાણી રેડી તેમાં પૂરી શાકનું પતેલું નહિ મૂકવા બદલ કંચનની સાત પેઢીને છોલાટતાં મેં પૂરી વાળી તપેલીને ઢાંકણું ઢાંકી દીધું અને પાછો હું ઉભો થઇ ગયો. ઉઠતાં પાટલુન ઘુંટી સુધી સરકી ગયું હતું તેને ઉંચે ચઢાવી ખભે ગેલીસ ભરાવી પાછો હાફકોટ લાદી ઓરડીએ તાળું વાસી હું બહાર નીકળી પડયો. કારણ કીડી ઉતારી પૂરી ખાવાની ધીરજ મારામાં હવે રહી નહિ હતી. ભૂખના દુઃખથી જવાની ઉતાવળમાં કુંચી મારા ખીસામાં રહી ગઇ. અર્ધે રસ્તે તે વાત યાદ તો આવી પણ કંચનની અક્ષમ્ય ભૂલ બદલ તેને શિક્ષા કરવાના શુભ ઉદ્દેશથી કે પછી પાછા ફરવાના આળસને લીધે હું તો ખીસામાં કુંચી સાથે પહોંચ્યો રતુભાઇના 'સુરતી હોટલ'માં ! ત્યાં બબ્બે હાથે આડું અવળું ઝાપટી દસ્સ થઇ ગયલા પેટનો ભાર પચાવવા હું ગયો હેંગીંગ ગાર્ડન ! રાત્રિના આઠેકને સુમારે લહેરથી ટહેલતો ટહેલતો હું ઓરડીએ આવ્યો ત્યારે કંચન પૂરીમાંથી

પતે મુખડે એણે કહ્યું, " ભાઇઓ ! તમારી આફતની કદર ન કરું એવો હું નિષ્ઠુર નથી. પણ આવે અવતારે તમને ભાંગી રાતે વાસણ માંજવાની તકલીફ લેવી પડી તે પહેલા મને કે મારી વહુને તમે ' કન્સલ્ટ ' કીધાં હોત તો આ બાબતનો કંઇક રૂચિકર નીવેડો આવી શકતે ફીકર નહિ, હવે પલાળ્યું છે એટલે પૂરું બોડો, પણ જેનાં કામ તેજ કરે, એટલું યાદ રાખો આપણો રામો આટલાં આટલાં વાસણો માંજે છે તોયે તે કેમ-માંજે છે તેની ખબરે પડતી નથી ત્યારે તમારો વાસણ ઘસવાનો ઘોંઘાટ તો આખી ચાલીમાં સંભળાઇ રહ્યો છે. વળી સરલાબેન હતે તો તે તમને શીખામણ પણ આપતે કે આવી કાંકરીવાળી ધૂળથી તમારા જેટલી ડીગ્રીના પાવરથી વાસણ ઘસવામાં આવે તો તે બીજે દિવસે ડોબરાં થઇ વાસણના ભંગારની હૉસ્પિતાલમાં મોકલવા પડે. વળી તમારાં વેશ તો જુઓ ! નાક આગળ માટીની મૂછ ઉગી છે, કપાળે માટીનું ત્રિપુંડ થઈ ગયું છે. હાથપર ને છાતીએ જાણે ભસ્મ લગાવી હોય–"

પણ ચંપાનો વર વધુ ભાષણ ભસે તે પહેલાં ખરડાયલે હાથે મેં ધોતીઉ પહેરી લીધું અને કંચને કછોટો છોડી નાંખ્યો તે ધીમેથી ગણગણ્યોઃ " મેં ધાર્યું હતું કે તેં બારણું વાસ્યું હશે ? "

મેં ધીમેથી જવાબ વાળ્યોઃ " મને ભ્રમણા હતી કે તે તેં દીધું હશે ! "

પણ ચંપાનો વર વધારે વાર ઉભો રહ્યો નહિ; તે ગયો એટલે બારણે અડગરી લગાવી ફગલાયલે મોઢે અમે ગુડ્ઝ ટ્રેનની સ્પીડે ' જેમતેમ વાસણ માંજી વખત થતાં પથારી પાથરી સૂઈ ગયા.

બૈરી વગરના પારસીભાઇઓ કહે છે તેમ ' હદિસા ' તે કેટલા વર્ણવીએ અને કેટલા છોડી દઇએ ! ધનતેરસ વગરની દીવાળી શી ! તેમ બૈરી વગરનું ઘર કેવું ? એ દિવસ રહીને સરલાનો ભાવનગર પહોંચ્યાનો કાગળ હતો તેમાંય ઘર સંબંધી થોડું ઘણું ભાષણ હતુંઃ ' વાસણ ચીકણાં ન રહે માટે રામાને ચણાનો લોટ વાસણ માંજવા માટે થોડો આપજો. ગોળીનું ઢાંકણું, ડોયો, તાંબાની પવાલી વગેરે માંજવા માટે આંબલી ને ચીકાખાઇ અથવા આંબલી ને મીઠું આપજો, જેથી વાસણને ડાઘ ન પડે અને નવા ચકચકતા રહે; રામો વાસણ માંજી લાવે એટલે ચોખ્ખાં પાણીથી તે પાછાં વીંછળી કોરાં થાય એટલે તેના સ્ટેન્ડમાં ભરાવી દેજો. કપડાંમાં જેમ ગરમ પાણી, સાબુના કટકા અને 'સોડાએશ' નાંખી તે ધોઇએ છીએ તેમ ચોકડી પણ સાબુ ને સોડાથી બ્રશ વડે ઘસીને ધોવાનું રામાને કહેજો..." વગેરે વગેરે.

મને કંચને કાગળ વાંચવા આપ્યો. તે વાંચી ચીઢતો એવી ચઢી પણ શું થાય ?

આજે જમવામાં અમે ખોદાબક્ષ ઇરાનીની હોટલનું છડાંનું આઇસક્રીમ અને પૂરી તથા કાઢી ભાતનો ' પ્રોગ્રામ ' રાખ્યો હતો. પૂરી તો આઇસક્રીમ સાથે ખાઇ શકયા પણ કાઢી અને ભાત ખાતા કંઇક ઉલટીની અસર થવાથી કાઢી એકલી પી ગયા અને વધેલો ભાત કાઢી નાંખ્યો. પણ કમબખ્ત આઇસક્રીમ બીજે દિવસે સળેખમમાં ફૂટી નીકળ્યું. સખ્ત શરદીને લીધે અમારા બન્નેનું માથું એવું ભારે થઇ ગયું હતું કે તે દિવસ તો અમે ' ફાસ્ટ ને વીજલ ' માં ખેંચી કાઢ્યો. આ ' સત્યના પ્રયોગો વધારે લંબાવવાની અમારી ઇચ્છા હાલ તો રહી નહિ હતી. પણ ' કોક ને કોક દિ ' અમારા આ ખોરાક સંબંધી અખતરામાં, ફતેહમંદ થઇ દુનિયાને છક્ક કરી નાંખીશું એવી અમારી

ાત્રી હોવાને લીધે સ્વરાજ્ય પ્રાપ્તિના બીજા િવસથી આ પ્રયોગો પાછા ચાલુ કરવાની મારી ઉમેદ હતી. સર્વ શક્તિમાન પ્રભુ નિર્વિઘ્ને પાર પાડો !

વખત, ઉકરડો અને કન્યાનું વય એ ણ ભરાઇ જતાં વાર લાગતી નથી. દિવસ ર દિવસ વહી ગયા. રામો પણ બે દિવસ ાં દેશમાંથી આવી ગયો હતો; સરલા ભાભીનો પણ કાગળ હતો કે તે કાઠીઆ- ાડ એક્સપ્રેસમાં રવાના થઈ મુંબાઇ આવ- ાર હતાં. મેં આગલે દિવસે રામાને બે ૈસા વધુ આપી તેની પાસે ઓરડીમાંથી ાળા ઝપટા કઢાવી તે બરાબર સાફ કરાવી ાખી; ફરનીચર તો મેં અને કંચને જાતેજ ાળજીથી લૂછી નાંખ્યું.

બીજા દિવસની સવારે અમે સરલાભાભી તથા બેબી, અને પોટલાં વખતસર સહી- સલામત ઉતારી ઘેર લાવ્યા. ન્હાના વખતે ભાવનગરી પેંડા અને બદામના રોટલાના ભુસા ભારતાં મેં પૂછ્યું: "સરલાભાભી, ઘર બરાબર ચોખ્ખુ રાખ્યું હોય એમ તો લાગે છે ને? અને હાથે રસોઇ કરી જમવાની લહ- ઝત તો અલૌકિક! કેમ કંચનભાઈ! ખરી વાતને!"

કંચને કાંઈ જવાબ તો દીધો નહિ પણ સરલાભાભી બોલ્યાં: "તમારાં બન્નેનાં મોઢાં તો લેવાઇ ગયલાં લાગે છે; એટલે હજીય હું 'જેનાં કામ તેજ કરે' એ વાતમાં મક્કમ છું. ઘરની ચોખ્ખાઇની બાબતમાં તો હું જોઇ તપાસી સાંજે અભિપ્રાય આપીશઃ આજ સાંજના તમારે અહીંજ જમવાનું છે, હું કે!"

સાંજે વાળુ કીધા પછી સરલાભાભીની ધારા છૂટી. સરદાર વલ્લભભાઇની છટાથી એણે અમને ઝાપટયા: "ધૂળ ને ધમાસો! આ ચોકડી પણ કાળી કાળી મેસ જેવી, આ ભીંતે તેલ ઘીના ડાઘો, લોટમાં ઉંદ- રની લીંડીઓ, ચોખામાં કિલ્લા, અથાણું કહાડી બરણી પાછી ઢાંકવાની ફુરસદ મળી નહિ હોય એટલે તેના પર પણ ફુગ ચઢેલી, આ પાટીઆ પરનાં વાસણો ચીકણાં લાહી જેવાં, ચાર પાંચ કાચના પ્યાલા રકાબીનો પત્તો નથી, વાસણમાં એક બે ચમચા અને બે પતેલી તથા ત્રણ નાનાં છીબાંઓ દેખાતાં નથી એટલે વળી પાછાં તે ખરીદી લેવાં પડશે, પાડોશીના ઘરનાં એક બે જૂનાં ડોબરાં જેવાં વાસણો આપણે ત્યાં ભૂલાં પડી ગયલાં લાગે છે. વળી આ કેવો મઝાનો પાણીનો હાંડો હતો તેને પણ મોટો ગોબો, ઘી તેલ ચોરાઈ ગયાં કે ઢોળાઈ ગયાં તે પ્રભુ જાણે પણ બે જણને બે માસ ચાલે એટલાં હું મૂકી ગઇ હતી તે પણ આઠ દિવસમાં સફાચટ, મારાં નવાં તાળાંનો પણ પત્તો નથી; ઓ ભગવાન શું ગણાવું ને શું નહિ. દીઅરજી મારા રે! સવારે તમે મારો અભિપ્રાય માંગ્યો હતો ને? લ્યો સાંભળો ત્યારે અને પ્રામાણિકપણે કબૂલ કરો કે 'જેનાં કામ તેજ કરે'!

અમારી 'સાહિત્ય 'સેવાનું આમ સમગ્ર દ્રષ્ટિથી અવલોકન સાંભળી અમે તો બન્ને ઠંડા થઇ ગયા અને મનમાં તો કબૂલ્યું કે 'જેનાં કામ તેજ કરે!'



# તપસ્વીનીને

બ્હેની, તપ તપતી કે કાજ ?
ત્હારા તીખા દેખું ત્યાગ !

કુળકિર્તિ કે જગની લાજે, ધર્મ, પુણ્યનો માર્ગ ?
આ ભવ સાટે કે પરભવ માટે ઉગ્ર બન્યા તવ યાગ !
બ્હેની ! તપ તપતી કે કાજ ?

સંસારસાગર વાસના ભરિયો, મોહની ઉછળે લાટ ;
અવનિ આખી ભિંજે ઉભી, અણભિંજ્યા તવ ઘાટ !
બ્હેની ! તપ તપતી કે કાજ ?

આભને આરે ચન્દા ઝૂરે, ભોમે ત્હું વીધિ રૂઠેલ ;
વિજોગી કેરાં વસમાં વ્હાણાં, સૂકે આયુષ્ય વેલ.
બ્હેની ! તપ તપતી કે કાજ ?

યોગી બેઠા યોગગુફાએ, વૈરાગી વન કેરી વાટ ;
ધૂણી ત્હારી ચોગમ ચેતે, તો યે પુણ્યના પાટ.
બ્હેની ! તપ તપતી કે કાજ ?

સુન્દર દેહે યૌવન ઓપે, વાયુ ન પ્રેહના વાય ?
માનવતા જો અડગતા તો પ્રભુ શાં પુજન થાય.
બ્હેની ! તપ તપતી કે કાજ ?

—નારાયણ છો. દ્વિવેદી



# બાળલગ્ન

લેખિકાઃ
શ્રી. ગુણિયલ દેસાઇ

બાળલગ્નનો વિષય ચર્ચતાં પહેલા, લગ્ન એટલે શું એ પ્રશ્ન સ્વાભાવીક રીતે ઉત્પન્ન થાય. લગ્ન એટલે એક બીજા પ્રત્યેનો અરસપરસ સ્નેહ અને નહિ કે માત્ર લોકોને જણાવવા ખાતર શરીરનાં લગ્ન. પતિ અને પત્નીના હૃદયમાંથી ઉછળી આવતી શુદ્ધ પ્રેમની ભાવનાઓનો સંયોગ તેજ ખરેખર લગ્ન છે. અને બીજા શરીરનાં દરેક લગ્ન એક ફારસ સમાન માનવા જેવા છે. સ્ત્રી એ પુરુષની સહધર્મચારિણી કહેવાય છે. એટલુંજ નહિ પણ પુરુષને સન્માર્ગ દેખાડનારી, અને પ્રોત્સાહન આપનારી એક દૈવી શક્તિ છે. લગ્નનું વહાણ સહિસલામત કીનારે હંકારવા સ્ત્રી અને પુરુષની મદદની ઘણી જરૂરીયાત છે.

લગ્ન એટલે એક ઉત્તમમાં ઉત્તમ પ્રકારની મિત્રતા. સ્નેહની ઐક્યતા વિના મિત્રતા હોઈ શકેજ નહિ, તો જ્યાં મિત્રતા ન હોય ત્યાં લગ્ન કેમ સમજવા ? જ્યાં સુધી એક બીજાના હૃદયનાં લગ્ન થયાં નથી ત્યાં સુધી લગ્ન થયા એમ માની લેવું એ તદ્દન ભૂલભરેલું છે. લગ્નનું મુળ પ્રેમ હોવું જોઇએ, અને જ્યાં પ્રેમ હોય ત્યાંજ લગ્ન સંભવી શકે, અને નહિતર તો લાકડે માકડુ વળગાડ્યું બરાબર છે. ખરાં આદર્શ લગ્ન એટલે તો જ્યાં માનસીક, નૈતિક અને શારીરીક શક્તિઓનું સંમીલન તેજ. જ્યાં જ્યાં સ્નેહલગ્ન છે ત્યાં ત્યાં સ્વર્ગ છે.

પ્રીતિભર્યું જે લગ્ન છે,
તે લગ્ન સાચું નામ છે,
પ્રીતિ વિનાનું લગ્ન તે
નહિ લગ્ન પણ બદનામ છે.
સુખમય બનાવે જીંદગી
જો લગ્ન પ્રીતિથી ભર્યું,
ઝેરી બને છે જીંદગી
જો લગ્ન પ્રીતિ વણ કર્યું.

લગ્નની આ ઉચ્ચ સ્થીતિને પ્રાપ્ત કરવા માટે સ્ત્રી અને પુરૂષ બન્ને ભણેલાં, સંસ્કારી, સદ્ગુણી અને સમજણવાલા હોવા જોઇએ. સાધારણ રીતે જો જોઇએ તો પુરુષની પરણવાની વય ૨૫ થી ૨૭ વર્ષની, ને સ્ત્રીની ૨૦ થી ૨૨ વર્ષની હોવી જોઇએ. કારણ કે આટલી વયે જો લગ્ન થાય તોજ તેનો આદર્શ સમજી શકે. નાની ઉમરમાં લગ્ન કરવાથી તેઓ જોઇએ તેવો વિદ્યાભ્યાસ કરી શકતાં નથી. પોતાની શક્તિઓને ખીલવી શકવાની પુરી તક પણ મળતી નથી. શરીર નબળું થાય છે અને તેથી સંસારનો દરેક જાતના બોજો માથે લેવા અસમર્થ થાય છે. યોગ્ય વયના થયા વિના લગ્ન કરવાથી તેઓમાં દંપતી-પ્રેમ ન હોય એ સ્વાભાવિક છે. લગ્ન નાની ઉમ્મરમાં કરવાથી લગ્નનો પવિત્ર હેતુ સચવાતો નથી, અને કેટલીએ એવી કુમળી કળીઓ જ્યાં ત્યાં કચડાઈ જાય છે. વળી બાળલગ્નથી નિર્બળ

સંતતિ પેદા થાય છે, જ્યારે આજે તો ભારતને ઉંચુ લાવવા માટે, પ્રાણ આપનારા, શૌર્યવાળા અને પરાક્રમી વીરનરોની જરૂરીયાત છે. એવા વીર નરનારીઓ ૨૫ વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્ય પાળેલું હોય તોજ પેદા થાય છે.

આજ કાલ તો વિદ્વાન પુરુષો પણ છતી વિદ્યાયે તેનો પુરતો ઉપયોગ નથી કરતાં, ને બાપદાદાના ચાલી આવતા રિવાજોને, ભલે તે ખોટા હોય કે હાનીકારક હોય, તો પણ તેને પકડી, છતી આંખે ઉગતી સુકોમળ કળીઓને ક્યાંએ જકડી નાખે છે. આવા વિચાર વિદ્વાન પુરુષ ધરાવે એ ઘણું શોચનીય છે. જ્યારે વિદ્વાન પુરુષો આવા વ્યર્થ રિવાજ સામે વિરોધ નહિ કરી શકે તો પછી અભણ તો શું જ કરે? બીચારી કુમળી કળીઓની આમજ નાનપણમાં ...ા આશાઓ નાશ પામે છે. તે બીચારીઓનો આખો સંસાર રસમય લાગવાને બદલે, ઉજ્જડ રણ સમાન અકારો થઇ પડે છે.

બાળલગ્નથી, વિધવાઓની સંખ્યા પણ વધતી જાય છે, અને તે વધેજ એ સ્વાભાવીક છે. વળી પોતાની અમુલ્ય જીંદગીઓ લેનાર એ બાળલગ્ન જ જોખમદાર છે. કારણ કે જ્યારે એક નાની બાળા હસતી, રમતી અને ઉમંગી જે વયે હોવી જોઇએ, તે ઉમ્મરે માતા થઇ બેસે છે. અને લગ્નનો બોજો સ્હેવા અસમર્થ હોવાથી જીંદગી ખોઈ બેસે છે.

લગ્નને એક નાનીસુની વાત સમજી માબાપ પણ લગ્નના લ્હાવા લેવા તત્પર થાય છે. આ ઉપરથી માલુમ પડે છે કે લગ્નને એક પવિત્ર કાર્ય ન સમજતાં એક ઢીંગલાં ઢીંગલીની રમત સમજવામાં આવે છે.

છેવટે બાલિકાઓને પૂર્ણ શિક્ષણ અપાય, તેઓ પ્રેમાળ પત્ની ને યોગ્ય માતા બની શકે, અને બાળલગ્ન બંધ થાય તેવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.



# સ્વતંત્રતા

( ફોરે ફુલડાં રે, જોવાં બાગ બગીચે. એ ઢાળ )

વંદું વંદું રે; દેવી સ્વતંત્રતાને;
હું આનંદું રે, તુજ ગૌરવગાને.—
તું તો મહામૂલી રે, જીવનથી જ જડી;
ફાલી ને ફૂલી રે, મર્દોને હૈયે ખડી.—
તુજને ભજતાં રે, સહેવી દુઃખઝલિ;
રક્ષણ કરતાં રે, તન ધન જાય ડુલી.—
ત્હોય તું વ્હાલી રે, સ્વાતંત્ર્યની દેવી !
કરીએ રખવાળી રે, રહીએ ત્હને સેવી.—

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા




લેખક: રા. નર્મદાશંકર વ. દ્વિવેદી

ચોપાટીનો થંડો પવન વીલ્સન કોલેજની પાછળ આવેલી એક બીલ્ડીંગના ચોથા માળે આવેલા ફ્લેટની બારીઓમાંથી ધીમે ધીમે અંદરના દિવાનખાનામાં પ્રવેશ કરતો હતો. ગરમીની મોસમ શરૂ થએલી હોવાથી બારીઓના પડદા સંકેલી લીધા હતાં, જેથી સાયંકાળના સમીરને આવવાનો પુરતો અવકાશ મળે.

વીજળીની બત્તીનો તેજસ્વી પ્રકાશ તેને ફરતા રેશમી કવરથી ઝાંખો થતો હતો અને એવા પ્રકાશમાં બેરીસ્ટર આનંદ કંઇક કાગળીયાં ફેરવી રહ્યા હતા. આજે તેઓ એટલા બધા કામમાં ગુંથાએલા હતા કે સાંજ પડવા આવી છતાંય તેઓને બહાર ફરવા જવાનો પણ વિચાર આવ્યો નહિ. બીજા કશા પણ વિચાર વગર બેરીસ્ટર સાહેબ કાંઇક કાગળીયા જોઈ રહ્યા હતા અને વચમાં વચમાં ખુરસીમાં પીઠ ટેકવી જરા આરામ લેતા હોય તેમ વિચારનિમગ્ન થઇ જતા હતા.

સાડા સાતને ટકોરે પુષ્પા અંદર આવી અને થોડાં ગુલાબનાં તાજાં ફુલ એક કાચના ફ્લાવરવાઝમાં મુકી તેને પોતાના પિતાના મેજ ઉપર ખાલી જગ્યામાં મુક્યું અને મુકતાં મુકતાં બોલી:

" પિતાજી, આ ગુલાબ તમને બહુ ગમે છે ખરૂં ને ? આજે ખાસ ક્રાફર્ડ માર્કેટથી મેં મંગાવ્યાં છે. જુઓ તો ખરા, કેવાં nice ( સુંદર ) છે ? "

બેરીસ્ટર સાહેબે કાગળીયાંમાંથી ઉંચું જોયું અને એક દૃષ્ટિ પુષ્પા તરફ ફેરવી અને બીજી દૃષ્ટિ ગુલાબનાં ફુલો તરફ ફેરવી અને સંતોષદર્શક મુખમુદ્રાથી કહ્યું:

" પુષ્પા, બાબુ શું કરે છે ? "

" બાબુ એના રૂમમાં છે. હં, પણ પિતાજી તમે આજે અમોને સીનેમા જોવા લઇ જવાનું કહેતા હતાને ? કેમ આજે આપણે જઇશું ને ? " પુષ્પા ઉત્સુકતાથી બેરીસ્ટર સામે જોઇ રહી.

" હા. હા. એતો હું ભૂલી જં ગયો. પણ જોની મારાથી આજ બહાર નીકળી શકાય તેમ નથી, કારણ કે એક ગૃહસ્થ મને મળવા આવનાર છે; પણ તમે-તું અને બાબુ આપણા રામા સાથે જઇ જોઇ આવો. હમણાં જ તૈયાર થઇ જાઓ. બીજા શોનો સમય થવા આવ્યો છે. "

પુષ્પા હરખાતી હરખાતી દિવાનખાનામાંથી બહાર નીકળી.



આવનાર ગૃહસ્થે સાડા આઠ વાગે આવવાનું જણાવ્યું હતું. મુલાકાત ટેલીફોનથી

ગોઠવવામાં આવી હતી. બરાબર સાડા આઠ થયા એટલે બેરીસ્ટર મુલાકાત માટે તૈયાર થઈ બેઠા. કાગળીયાં સંકેલી ટેબલના ખાનામાં મૂકયાં અને ખુરશીમાં ટટાર થઇ બેઠા. ગુલાબની સુવાસ લેતા લેતા તેઓ ભૂતકાળનાં દશ્યો ફરીથી યાદ કરતા હતા.

પોણાનવ થતાં જ બહારથી કોઈની ઘંટડી સંભળાઈ અને બીજી જ ક્ષણે રસોયો એક યુવતીને દીવાનખાનામાં દાખલ કરી ગયો.

આવનાર યુવતી આધેડ વયની હતી, ૩૦ થી ૩૫ ની વચ્ચેની હતી, છતાં તેના શરીરનો બાંધો અને તંદુરસ્તી એવા પ્રકારનાં હતાં કે તે ૨૫ થી ૨૭ વરસની યુવતી જેવી લાગતી હતી. તેના શરીરનો રંગ ગૌર હતો અને આસમાની રંગના પોલકા અને સાડીમાં એ રંગ હતો તેથી વધારે ગૌર લાગતો હતો. તેનાં કપડાંનો ઠસ્સો, હાવભાવ, હલન ચલન આકર્ષક અને મોહક હતાં.

" હલો, ગુડનાઈટ, મીસીસ ભટ, તમે અત્યારે કયાંથી ? " બેરીસ્ટરે આવનાર યુવતીનો સત્કાર કર્યો અને તેને પોતાની સામેની ખુરશી પર બેસવાની ઇશારો કરી.

" ગુડનાઇટ, મી. આનંદ; તમારૂં જરા કામ હોવાથી અત્યારે તમને તસ્દી આપવી પડી છે, તો માફ કરજો. " મીસીસ ભટે ખુરશીમાં બેસતાં બેસતાં શિષ્ટાચાર દર્શાવ્યો.

" અત્યારે મારૂં કામ ? ટેલીફોનથી ના ચાલતે ? હું તો તમોને બે દિવસ પહેલાં જ મળ્યો હતો. " બેરીસ્ટરે આશ્ચર્ય દર્શાવ્યું.

" હા. પણ રૂબરૂ મળવાની જરૂર હતી, એટલે જ આવી છું નહિ તો કાંઇ તમને અત્યારે થોડી તસ્દી આપું ? "

" કાંઈ નહિ. એમાં તસ્દી શાની ? તમે ગમે ત્યારે આવી શકો છો ! ચા મુકાવું કે ? "

" ના, ના, મેં હમણાં જ પીધી છે. "

" પણ મેં નથી પીધીને. અને મારાથી કાંઇ એકલાં થોડી પીવાશે ? " બેરીસ્ટરે પોતાની તીવ્ર નજર મીસીસ ભટ ઉપર ફેરવી.

બેરીસ્ટર આનંદ કાબેલ માણસ હતો. મનુષ્યના ચહેરા ઉપરથી તેના મનના વિચારો પારખવામાં તેની જોડી આખા મુંબાઈમાં નહોતી. સાડા આઠ વાગે જે ગૃહસ્થે મુલાકાતે આવવાનું કહ્યું હતું તે નવ થવા છતાં પણ આવ્યા ન હતા અને તેને બદલે પોતાના એક મિત્ર જે થોડાં વરસ પહેલાં મૃત્યુ પામ્યા હતા તેની બૈરી મળવા આવી હતી. ઓચિંતીજ આવી ચડી હતી એમાં તેને કાંઈક ભેદ જણાયો અને મીસીસ ભટને જોતાં વેંતજ તેઓની એ શંકા વધારે દઢ થઇ; કારણ કે મીસીસ ભટ કોઇ દહાડો ન પહેરે એવા સુંદર પોશાકમાં અને ઠસ્સામાં સજ્જ થઇને આવી હતી. જરૂર આની પાછળ કાંઈક ગુપ્ત હેતુ હોવો જોઇએ.

બેરીસ્ટર આનંદે કોરપોરેશનના સભ્યપદ માટે ઉમેદવારી બહાર પાડી હતી. વરણી બીજેજ દહાડે થવાની હતી. અને બેરીસ્ટરની લોકસેવા અને બીજી લાયકાત જોતાં તેમની વરણી થવાની બધાને પાકી ખાત્રી હતી.

જે ગૃહસ્થ મળવા આવનાર હતા તે તેમના હરીફ હતા. તે ત્રણ વરસથી કોરપોરેશનમાં દાખલ થયા હતા, અને બીજા સારા હરીફને અભાવે અને કંઇક દાવપેચથી ચુંટાયા કરતા હતા. પણ આ વખતે બેરીસ્ટર આનંદની હરિફાઇ તેમને ભારે પડે તેમ હતું અને તેથી કંઇક સમાધાની કરવાના આશયથી તેમણે બેરીસ્ટરને રાત્રિના સાડા આઠ વાગ્યે મળવાનું જણાવ્યું હતું.

આડી અવળી વાત કરતાં ચાના પ્યાલા આવ્યા. બન્નેએ ચા પીવાની શરૂઆત કરી.

"બોલો, મીસીસ ભટ, હવે તમે શા હેતુથી આજે આવ્યાં છો તે કહો."

"હું, જુઓની, મારા ધણી તમારા ખાસ મિત્ર હતા અને મૃત્યુ વખતે વીલ કરી તમને તેની મિલકતના ટ્રસ્ટી નીમી ગયા છે; પણ તમે એ ટ્રસ્ટ બરાબર સાચવતા નથી અને મારી જરૂરીઆત પ્રમાણે મને પૂરતા પૈસા આપતા નથી. આ બાબતનો હું ખુલાસો મેળવવા આવી છું." મીસીસ ભટે ઉપલા શબ્દો ઉચ્ચાર્યા, પણ તેની છાતીના ધબકારા વધતા જતા હતા.

બેરીસ્ટર આવા આક્ષેપ માટે તૈયાર ન હતા, પણ એવો આક્ષેપ સાંભળવો એ કાંઇ અસાધારણ બાબત ન હોતી.

તેને પ્રથમ થયેલી શંકા વધારે દૃઢ થઈ; તેથી બહારથી સંપૂર્ણ શાન્તિ રાખી તેમણે ઉત્તર આપ્યોઃ

"મીસીસ ભટ, તમે ભૂલો છો! તમારો આક્ષેપ ખોટો છે તમને કોઇએ ભરમાવ્યાં લાગે છે!"

મીસીસ ભટ છેલ્લા વાકયથી ચમકી.

"અને તમારે એકને માટે માસિક રૂ. ૨૦૦)ની રકમ શું ઓછી છે? એક ટ્રસ્ટી તરીકે હું મારૂં કર્તવ્ય બરાબર સમજું છું."

ચા પીવાઈ રહી હોવાથી બન્નેએ પોતાનાં રકાબી પ્યાલા ટેબલ ઉપર મૂકયા અને વાતચીત આગળ ચલાવી.

"મારા ધણીની મિલકતમાં મારો હિસ્સો નહિ કે? અને તમને ગમે તેમ વેડફી નાંખવાનો અધિકાર કોણે આપ્યો?"

"તમારો હિસ્સો કાયદાએ ઠરાવેલો અને તમારા ધણીના મૃત્યુપત્ર (વીલ)માં નક્કી કરેલો-હિસ્સો તમને મળ્યો છે, મળ્યા કરે છે અને મળ્યા કરશે. અને વેડફી નાંખવાનો ફરીથી આક્ષેપ કરશો તો મીસીસ ભટ, મારે તમને ઘરની બહાર કાઢવાની ફરજ પડશે; સમજ્યાં?" બેરીસ્ટરના શબ્દોમાં કડકા હતી અને આંખોમાં તેજનો ચમકારો હતો.

"એમ કે?" કહી મીસીસ ભટે એ વક્ર દૃષ્ટિ બેરીસ્ટર તરફ ફેંકી અને ખુરશી ઉપરથી ઉભી થઇ પોતાનાં કપડાં પીંખવા માંડયા, પોતાનો કેશ કલાપ જરા છુટો મુકયો, એકાદ બે લટ કપાળ આગળ છુટી પડતી કરી, સાડીની પીન કાઢી નાખી, તેને કરચલીઓ વાળવા માંડી, ચોળીને પણ તાણવા લાગી અને તાણવાથી તેનો ઉપલો ભાગ જરા ફાટયો પણ ખરો, વચમાં વચમ તે દાંત કચકચાવતી હતી, ક્રોધથી આંખે લાલ કરતી હતી અને તે સાથે આંખમાંથ આંસુ સારવાનો સફળ પ્રયાસ કરતી હતી.

બેરીસ્ટર તો આ જોઈ આભાજ બની ગયો. આમ થવાનું કારણ તે કાંઇ સમજી શકયા નહિ. શું મીસીસ ભટને હીસ્ટીરીઅ થઇ આવ્યું હતું? શું તેનું મગજ ભમ ગયું હતું? બેરીસ્ટરને કંઈ સમજ પડી નહિ

મીસીસ ભટ એકાએક આગળ વધી અને ટેબલને ફરી બેરીસ્ટર બેઠા હતા ત્યાં પડેલી એક ખુરશી લઇ બારીમાંથી નીચે ફેંકી.

"હં, હં, આ શું?" કહેતાંકને બેરીસ્ટરે ઉઠીને મીસીસ ભટનો હાથ પકડી લેને મહામહેનતે ફરીથી તેની ખુરશી ઉપર બેસાડી

એટલામાં તો બે માણસો, અને બે પોલીસ દિવાનખાનામાં દાખલ થયા. મીસીસ ભટે તેમના તરફ કાકલુદીભરી દૃષ્ટિ ફેંકી; અને આંસુથી આંખ વધુ ભીની કરી.

બેરીસ્ટર આનંદે જોયું કે નક્કી કાંઇક ભેદ-પ્રપંચ રચાય છે અને આગલે દહાડે થનારી વરણીમાં મારો દાવ ઉંધો વાળવાની આ રમત લાગે છે. તેણે યુક્તિથી અને શાંતિથી કામ લેવાનો નિશ્ચય કર્યો. તે પોતાની ખુરશીમાં સ્થિરતાથી બેસીજ રહ્યો.

એમાંથી એક માણસ બોલ્યો: "કેમ બ્હેન શું છે? શું તમારૂં અપમાન થયું છે? શું તમારી આબરૂ પર હુમલો થયો છે? કેમ રડો છો ? ખરૂં કહો!"

બીજો માણસ બોલી ઉઠયો: "હા. હા. એમજ લાગે છે. જુઓની આ તેના બાલ, આ તેનાં ચોળાયેલાં કપડાં. આ બધું શું સૂચવે છે ?"

એક પોલીસે કહ્યું: "કેમ બાઈ, શું છે! શું આ સાહેબે તારી લાજ લુટવાની કોશીષ કરી છે કે ?"

હીબકાં કરતાં મીસીસ ભટ બોલી: "હા. એ મુઓ મારી લાજ લુંટવા માંગતો હતો. એ મને ઓળખે છે. હું તેને મળવા આવી હતી. મારી નિરાધાર સ્થિતિનો અને એકાન્તનો એ લાભ લેવા માગતો હતો."

બેરિસ્ટર મીસીસ ભટ સામે ક્રોધથી તાકી રહ્યો; પણ મીસીસ ભટે તેના સામે જોવાની હિમ્મત કરી નહીં.

બેરિસ્ટરે બેઠાં બેઠાં જ પૂછ્યું: "મીસીસ ભટ, તમને આ શું સૂઝયું ? શું તમે પણ એના કહેવાથી આ ખટપટમાં સામેલ થયાં ? જાણો છો કે જેણે તમને આવી રીતે મને ફસાવવા મોકલ્યાં છે તે તો કદાચ નહિ ફસાય, પણ તમારી સ્થિતિ બહુ કફોડી થઈ પડશે."

"શરમાઓ જરા. બેરિસ્ટર થયા તેથી શું થયું ? મિત્રપત્ની ઉપર ખરાબ દૃષ્ટિ કરતાં શરમ નથી આવતી?" મીસીસ ભટ તડૂકી ઉઠયાં.

"ચોર કોટવાળને દંડે એ કહેવત આજ સાચી પડતી દેખું છું, પણ તમે કે જેને મેં બ્હેન જેવાં ગણી આટલા દિવસ સુધી તમારી ખબર રાખી, તમારી મિલકત સાચવી રાખી તેનો આ બદલો !" બેરિસ્ટર કંઈક ખેદથી બોલ્યા.

એજ ક્ષણે મી. માખણીયા અંદર દાખલ થયા. પહેલા માણસે મી. માખણીયાને ઉદ્દેશીને કહેવા માંડયું: "ઠીક લો, સારૂં થયું. તમે આવી પહોંચ્યા, નહિતર અમારે તમારી ઓફીસ સુધી અટો થાત. જુઓ આ મી. આનંદ બેરિસ્ટર તેમના મરણ પામેલા મિત્રની પત્ની ઉપર બળાત્કાર ગુજારવા મથતા હતા; પણ સદ્‌ભાગ્યે તેની મુરાદ બર આવે તે પહેલાં તો અમે બાઇની બૂમ સાંભળતાંજ અહીં દોડી આવ્યા. હવે તમે આ ખબર આવતી કાલના છાપામાં છાપી નાંખજો—રખે ભૂલતા."

મી. માખણીયા એક દૈનિક છાપાના રિપોર્ટર હતા. તેણે તુર્તજ નોંધ કરવા માંડી; બેરિસ્ટરને તેને જોઇ વિશેષ આશ્ચર્ય થયું. તેને બધો ભેદ સમજાવા લાગ્યો; એક પછી એક ઘટના તેને ઉકલવા લાગી.

તેણે મી. માખણીયા તરફ કડક નજર ફેંકી અને કહ્યું: "મીસ્તર, તમે અહીં કેવી રીતે આવી ચડયા ?"

પ્રથમ તો મી. માખણીયાં જરા વિચારમાં પડયા, પણ તુર્તજ જવાબ આપ્યો: "એ તો આ રસ્તેથી હું જતો હતો; ત્યાં ઉપર શોરબકોર સાંભળીને આવ્યો."

"ત્યારે તમે પણ આ કાવતરાંમાં સામિલ છો, એમને ? ફિકર નહીં. બેસો. હમણાંજ તમોને ખબર પડશે કે એક પ્રતિષ્ઠિત માણસની આબરૂ લેવાનું કાવતરૂં કરવામાં કેટલું જોખમ છે !" આમ કહી બેરિસ્ટરે ખુરશી પરથી ઉભા થઇ ગામ દેવીની પોલીસ ચોકી ઉપર ટેલીફોન કરી પોલીસ ઇન્સ્પેકટરને બોલાવ્યો.

તેના આવવાની રાહ જોતાં બેરિસ્ટરે મીસીસ ભટને ફરીથી ધમકી આપવા માંડીઃ "મીસીસ ભટ, આ પોલીસની તેમજ આ બે માણસોની અને પેલા છાપાંના રિપોર્ટરની મને દયા નથી આવતી. પણ મને તમારી દયા આવે છે. તમે ભલે ગમે તે લોભથી

દોરાઇને આ અવળે માર્ગે ચડયાં હો. તમારો આ ગુન્હો ગમે તેટલો અક્ષમ્ય અને ભયંકર હોય છતાં એક મિત્રપત્ની તરીકે, મારા એક સાથીનાં પત્ની તરીકે અને અત્યાર સુધી મારી બેન તરીકે મેં તમને ગણેલાં હોઇને તમારા ઉપર કામ ચલાવવા મારૂં મન પાછું પડે છે; પરંતુ લાચાર છું. કારણ કે જો તમે આ ગુન્હાનો ઇન્કાર નહીં કરો, તો પછી મારે માટે બીજો રસ્તો રહેતો નથી. કારણ કે મી. ગાબરૂીઆ જે અત્રે ભાડુતી, -લાંચખાઉ રિપોર્ટર તરીકે કાવતરાંમાં સામેલ થયા છે તે આ બધો હેવાલ છાપાંમાં છાપી મારે તો આવતી કાલે થનારી ચુંટણીમાં મારા તો બારજ વાગી જાય અને મારી બેઆબરૂ થાય તે તો જુદી. બીજું, મારી આબરૂ સાચવવા ખાતર મારે તમારા ઉપર ફરિયાદ માંડવી પડશે તે માટે હું દિલગીર છું, અત્યંત દિલગીર છું. "

બેરિસ્ટરના ઉપલા ગંભીર રીતે બોલાયલા શબ્દોની ધારેલી અસર થઇ. મિસીસ ભટ હૃદયથી તો ડરતી જ હતી, તે હવે બહારથી ધ્રુજવા લાગી. ધ્રુજતાં ધ્રુજતાં તેના હોઠ ઉઘાડ બીડ થતા હતા.

" બોલો, સત્ય હકીકત કહેશો તો તમે નિર્ભય છો. " બેરીસ્ટરે આશ્વાસન આપ્યું.

બે માણસો અને પોલીસ પણ જરા ગભરાયા.

" મને એક માણસ તરફથી આ પ્રમાણે કરવા માટે રૂ. ૧૦૦૦ મળેલા છે. "

" કોના તરફથી ? "

" તે હું નથી જાણતી ! "

" પણ પૈસા કોણે આપ્યા ? "

" કોઇ અજાણ્યો શખ્સ હતો. "

" શું તમે રૂ. ૧૦૦૦ની ખાતર આવું કહેવા લલચાયાં ? "

મિસીસ ભટે શરમથી નીચું જોયું.

" અને તમે ખુરશી નીચે શા માટે ફેંદી ? "

" આ બે માણસો નીચે મોટરમાં હતા, તેમને જાણ કરી ઉપર બોલાવવા માટે."

" અને આ પોલીસમેનનું શું ?"

" તેની મને ખબર નથી. "

" અને આ છાપાંના રિપોર્ટરને કયાંથી ખબર પડી ? "

" તે પણ મારા જાણવામાં નથી. "

ઉપલા સવાલ જવાબ પૂરા થતાં જ બે માણસો અને પોલીસ એક પછી એક ઝપાટાબંધ દિવાનખાનામાંથી બહાર નીકળી દાંદર ઉતરી રસ્તા પર ઉભી રાખેલી મોટરમાં બેસી પલાયન થઇ ગયા.

" જાઓ મિસીસ ભટ, આ બધું મને બદનામ કરી ચુંટણીમાં ન ફાવવા દેવા માટે મારા હરીફે રચેલા કાવતરાંનું પરિણામ છે. તમે તેનો ભોગ થઇ પડયાં છો; પણ તેમાં તમારો પણ દોષ છે; કારણ કે તમે મારા જેવા આબરૂદાર ગૃહસ્થની આબરૂ લેવાના કાવતરામાં જાણીજોઇને સામેલ થયાં છો. તમારી જગ્યાએ જો બીજું કોઇ હતે તો જરૂર હું તેના ઉપર બદનક્ષીનો આરોપ મુકી કામ ચલાવત. તમારે લીધે જ બીજા સંડોવાયેલા શખ્સોને પણ મારે જતા કરવા પડે છે, સમજ્યાં ? "

મિસીસ ભટ ઉપકારની લાગણીથી દબાઇ જતાં બોલ્યાં.

"મારી ભૂલ થઇ. માફ કરો. ફરીથી એવી ભૂલ નહિ થવા દઉં."

" ભલે, સિધાવો, "

" ગુડનાઇટ ! "

" ગુડનાઇટ ! "

દિવાનખાનામાં પુનઃ શાન્તિ પ્રસરી ગઇ. બેરિસ્ટર આનંદે ફરીથી ટેલીફોન કર્યો અને જાણે કશું જ ના બન્યું હોય તેમ પોતાનાં કાગળીયામાં ગુંથાઇ ગયા.

## ચાલુ વાર્તા



### પ્રકરણ ૩૭ મું

મુર્શિદાવાદનાં કારાગ્રહની સામેનાં વિશાળ ચોગાનમાં આજે રમેશને ફાંસી દેવામાં આવનાર હોઇ, મોટી માનવમેદની એકત્ર થઇ હતી. ફાંસી દેવાની લગભગ બધી તૈયારી થઇ ગઇ હતી, માત્ર કેદીને લાવવાની જ રાહ જોવાતી હતી. એકત્ર મળેલી મેદનીમાં ફાંસી સંબંધી અનેક વિચારોનો પરસ્પર ઉહાપોહ થઇ રહ્યો હતો. કેટલાક દયાળુ હૃદયના પુરુષો ફાંસી દેવાની કઠોર પ્રથા સદંતર નાબુદ થવી જોઇએ એવો અભિપ્રાય દર્શાવતા હતા. જ્યારે ખૂનનો બદલો ખૂનથીજ લેવાવો જોઇએ એવો મત દર્શાવનારાઓની સંખ્યા પણ કાંઈ છેક નાની ન હતી.

આકાશમાં વાદળાં ચઢી આવ્યાં હતાં. વીજળીના કડાકા થઇ રહ્યા હતાં, અને વૃષ્ટિના આગમનના એ પૂર્વ સૂચનો થઇ રહ્યા બાદ વરસાદનું એક સખ્ત ઝાપટું પણ પડી ગયું. છતાંએ, એક કેદીને ફાંસીએ ચઢતો જોવાની હોંસ (!) લોકોમાં એટલી બધી હતી કે ત્યાંથી કોઇ જરા સરખું પણ ખસ્યું નહિં.

વૃષ્ટિ બંધ થઈ અને શૃંખલાબદ્ધ રમેશને સિપાઇઓની ચોમેર સુરક્ષિત દશામાં વધસ્થાન આગળ લાવવામાં આવ્યો.

તેના મુખ ઉપર મૃત્યુને ભેટવાની અણી આવ્યા છતાં, સદાની પ્રસન્નતા જ હતી; વિષાદની એક છાયા સરખી પણ નજરે પડતી ન હતી. તેનું નિર્દોષ મુખ જોઇ લોકોમાંથી પણ ઘણાની સહાનુભૂતિ તેના તરફ ગઇ. “ અરે રે ! બીચારો અકાળે માર્યો જશે ! ” પરંતુ એ સહાનુભૂતિના આંતરોદ્‌ગાર પોલીસ ફોજદારના કઠોર હૃદયને ક્યાં પહોંચે એમ હતું ? ફોજદારે રમેશના હાથમાંથી લોખંડની શૃંખલા કાઢી નાંખી, તેને ફાંસીએ ચઢાવવાનો હુકમ દીધો.

બે સિપાઇઓએ રમેશને વધસ્થાન ઉપર ચઢાવ્યો અને તેઓ ફોજદારના હુકમનો અમલ કરવાની તૈયારીમાં હતા, તેટલામાં, વિશાળ માનવમેદનીને ભેદતો એક ઘોડેસ્વાર જોશભેર વધસ્થાન નજીક આવતો માલમ પડયો. સૌ કોઇ થંભી ગયા. એ એક અંગ્રેજ અમલદાર હતો. એ અમલદાર તરતજ ફોજદાર સમક્ષ પહોંચ્યો. તે કલકત્તાથી આવ્યો હતો. બીજી કાંઈ પણ વાતચીત કર્યા પહેલાં તેણે ફરમાવ્યું: “ રમેશ નામના જે કેદીને તમે ફાંસી દેનાર છો, તેને ફાંસી દેશો નહિ.”

પ્રેક્ષકવર્ગમાંથી ઘણા આનંદ આનંદ પામ્યા. પણ ફોજદારનું મુખ ઉતરી ગયું.

અંગ્રેજ અમલદાર પાસેથી વિશેષ ખુલાસો મેળવવા તેણે સામો પ્રશ્ન કર્યો " ફાંસી કેમ ન દેવી એ જણાવશો ? "

" એનું કારણ તમને પાછીથી સમજાશે."

" પણ ફાંસી ન દેવાનો નવાબ સાહેબનો હુકમ તમે લાવ્યા છો ? "

" નહિં, હું કલકત્તાથી સીધો જ અત્રે આવ્યો છું. મારી પાસે કંપની સરકારનો હુકમ છે. "

" આપને એ કહેવાની જરૂર નથી કે હું કંપની સરકારનો નોકર નથી, પણ નવાબ સરકારનો નોકર છું. મારે નવાબ સાહેબના હુકમનું પાલન કરવું જોઈએ. એટલે કેદીને બરોબર સમયે ફાંસી દેવામાં આવશે. "

" પણ તમે થોડીવાર થોભો. હું નવાબ સાહેબનો હુકમ તમને લાવી દઉં છું. "

" નહિ, હુકમમાં લખેલો સમય મોકુફ રાખવામાં નહિ આવે. "

ફોજદારનાં આ કઠોર વર્તનથી અંગ્રેજ અમલદારને સખ્ત રોષ ઉત્પન્ન થયો. દમદાટી વિના ફોજદાર સમજશે નહિ, એમ તેઓ સમજી ગયા. એટલે તેમણે કહ્યું: " એ બધું હું કાંઈ ન સમજું. હું તમને હુકમ કરું છું કે **આ કેદીનો કબજો મને તાબડ-તોબ આપો.** "

આ હુકમની અસર ફોજદાર ઉપર સચોટ થઇ. તે સમયમાં અંગ્રેજોનું સામર્થ્ય કેટલું હતું તે સર્વના ધ્યાનમાં હતું. અંગ્રેજની વિરૂદ્ધ કાંઈ પણ પગલું ભરવું એ જીવને જોખમમાં નાંખવા બરોબર હતું.

હવે ફોજદાર બરોબર સમજી ગયો. એટલે તે અંગ્રેજ અમલદાર નવાબ મીરજા-ફરખાન પાસે ઉપડયો.

નવાબ સાહેબ મિત્રમંડળ સહિત આનંદવાર્તાલાપ કરી રહ્યા હતા. ત્યાં એ અંગ્રેજ અમલદાર પહોંચી જતાં, કંપની સરકારના રેસીડન્ટને આવેલા જોઇ, નવાબ સાહેબ અત્યંત આશ્ચર્ય પામ્યા. અને સાહેબને આમ અકસ્માત આવવાનું કારણ પૂછ્યું.

" કલકત્તાથી આપના ઉપર એક જરૂરી હુકમ આવ્યો છે. તે લઇ બીજા કોઇ કરતાં મને પોતાને જ આવવું વધારે ઇષ્ટ લાગ્યું એટલે હું તરતજ અત્રે આવ્યો છું. "

નવાબ સાહેબે શીર ઝુકાવી પૂછ્યું, " શું ફરમાન છે, જનાબ ! "

" બીજું કાંઈ નહિ; માત્ર આજે જે કેદીને ફાંસી દેવાની તમે શિક્ષા ફરમાવેલી એ કેદી તમારે મને સ્વાધીન કરવાનું ફરમાન છે. "

" ઠીક; પણ આટલી નજીવી બાબત માટે આપે તસ્દી લેવાની ખાસ જરૂર ન હતી."

" તેને તરતજ ફાંસી દેવાની તૈયારી થઈ રહી છે એવી મને ખબર મળવાથી, હું જાતેજ આવ્યો. "

" કાલે સાંજેજ એને ફાંસી દેવાનો હુકમ થયો. પણ આટલી બધી વહેલી એ ખબર કલકત્તા કેમ પહોંચી તેથી મને આશ્ચર્ય ઉપજે છે ! "

" નહિ, કલકત્તા સુધી એ ખબર પહોંચી નથી. તમે જે કેદીને સજા કરી છે એ કેદીને સજા કરવાનો તમને અધિકાર જ નથી તેથી એ કેદીને કલકત્તા મોકલી દેવાનો હુકમ થયેલો છે. મુર્શિદાબાદમાં પ્રવેશ કર્યા પછી જ મને એ કેદીને ફાંસી દેવામાં આવનાર છે એવી ખબર પડી. એટલે હું સીધો તમારી પાસે ન આવતાં, ફોજદારને પહોંચ્યો અને તે કેદીને ફાંસીએ ચડતો અટકાવ્યો. "

" કંપની સરકારનો હુકમ મને માન્ય છે. પણ આ અધિકાર મને નથી એનું કારણ સમજાયું નહિ કર્નલ કલાઇવે ફોજદારી કજીયાઓનો નિકાલ લાવવાની મને

સત્તા આપી છે. અને હવે પાછી તેમાં દખલગિરિ કેમ થાય છે ? "

" આ કેદીને શિક્ષા કરવાનો તમને અધિકાર નથી તેનાં કારણો છે. એક તો એ કલકત્તાનો રહેનારો છે. વળી લાલપલટણનો સૈનિક હોઈ રજા ઉપર આવી કલકત્તાં રહેલો છે, એ તમને કદાચ ખબર નહિ હોય. "

" પણ એ મૂળ તો ઢાકા જીલ્લાનો રહેવાસી છે. અને ત્યાં જ ગુન્હો કરી પલાયન કરી ગયેલો છે. "

" પણ એણે શો ગુન્હો કર્યો છે ? "

નવાબ મીરજાફરખાને રમેશ ઉપર ચાલેલા મુકદમાના બધાં કાગળીયા રેસિડન્ટ સમક્ષ હાજર કર્યાં. તે સર્વ ઉપર ઉપરથી જોઈ તેમણે કહ્યું: " કલકત્તામાં કંપની સરકારના ન્યાયાધીશ સમક્ષ આનો ન્યાય થશે. માટે એ કેસના બધાં કાગળીયાં, સાક્ષી પૂરાવા વગેરે સર્વ સાથે કેદીને તરત કલકત્તા મોકલવાની વ્યવસ્થા કરો. "

નવાબ સાહેબે કંપની સરકારના હુકમને માથે ચઢાવી, સર્વ વ્યવસ્થા કરી આપી. તુરતાતુરત માટે તો રમેશ બચી ગયો.

---

## પ્રકરણ ૩૮ મું

કલકત્તામાં કંપની સરકારની અદાલતમાં રમેશ સામેના મુકદમાની ફરી તપાસ શરૂ થઈ. જે ગુનાહ બદલ નવાબ સાહેબે રમેશને ફાંસીની સજા કરી હતી તે ગુનાહ સર રમેશ કલકત્તાની અદાલતમાં નિર્દોષ ઠર્યો. એટલુંજ નહિ પણ રમેશને નિર્દોષ ઠરાવતાં ચુકાદામાં ન્યાયાધીશે એવો ઉલ્લેખ કર્યો કે "સ્વાભિમાન ધરાવતો કોઈ પણ મનુષ્ય, આવી પરિસ્થિતિમાં, એક પશુ જેવા મનુષ્ય તરફથી એક અબળા પર અત્યાચાર થતો જોઈ રહે એ કોઈ પણ રીતે શક્ય નથી. એટલે અત્યાચારી માણસનું રમેશે, અબલાનાં રક્ષણ માટે ખૂન કર્યું છે અને એ રીતે એ અબળાને અત્યાચારમાંથી બચાવી, તેનાં શીયળનું રક્ષણ કરવાનું પ્રશંસનીય કાર્ય કર્યું છે. આથી હું રમેશને નિર્દોષ ઠરાવું છું. "

રમેશને તરતજ મુક્ત કરવામાં આવ્યો; તેને દરવાજામાંથી બહાર નીકળતાં પહેલો જ રામજીવન બાબુનો ભેટો થયો. બન્ને મિત્રો દર્પાવેશમાં ભેટયા. રમેશને ખાત્રી થઈ હતી કે તેના છૂટકારા માટે આટઆટલી મહેનત કરનાર રામજીવન બાબુજ હતા. એટલે રમેશે રામજીવન બાબુનો આભાર માનતાં કહ્યું: " તમારી ખટપટને પરિણામે આજે હું એક ભયંકર આફતમાંથી મુક્ત થયો છું. "

રામજીવન બાબુ અને રમેશ, ત્યાંથી સીધા ઘેર ગયા; રમેશ ભયંકર ચિંતામાંથી આરામ મળતાં થોડોક સમય તો ઘસઘસાટ ઉંઘી ગયો.

રમેશ, પોતાના ગામથી ભાગી જતાં, તેની બધી મિલકત તેના કાકા મધુરેન્દ્રે પચાવી પાડી હતી. હવે રમેશ નિર્દોષ ઠરી ચૂકયો હતો એટલે એ મિલકત મેળવવા માટે દાવો માંડવાનો રામજીવન બાબુનો વિચાર હતો. રામજીવન બાબુએ પોતાનો વિચાર રમેશને જણાવ્યો. મધુરેન્દ્રને વડીલ તુલ્ય માનનાર રમેશે કાકા સામે દાવો માંડવા ના પાડી. પરંતુ રામજીવન બાબુની વ્યવહારુ દલીલો આગળ રમેશનું કાંઈ ચાલ્યું નહિ. અને થોડાજ દિવસમાં મધુરેન્દ્ર ઉપર દાવો પણ મંડાઈ ગયો. કંપની સરકારનો સમન્સ પહોંચવાથી મધુરેન્દ્ર કલકત્તા આવી પહોંચ્યો.

તે સમજી ગયો હતો કે હવે પોતાનું કાંઈ ચાલે એમ નથી, એટલે તે રામજીવન બાબુને મળ્યો અને આ દાવાનો તડજોડ પરસ્પર સમજુતીથી કરી નાંખવા તેણે અત્યંત આગ્રહ કર્યો. આથી, સમજુતી થઈ ગઈ.

અને રમેશની–માધવેન્દ્રની મિલકત તેને પાછી મળી.

આ દાવાને અંગે જે થોડાક દિવસો કલકત્તામાં પસાર થઇ ગયા, તે દરમ્યાન ચારૂ ક્યાંક ગુમ થઈ ગયાની ખબર તેને મળી ગઇ હતી. એટલે તેનું ચિત્ત તદ્દન અસ્વસ્થ રહેતું હતું. નિર્દોષ ઠર્યા પછી, ચારૂ સાથે લગ્ન કરી ગૃહજીવનનો લ્હાવો લેવાનાં તેનાં સ્વપ્નાં જાણે ઓસરતાં લાગ્યાં. ચારૂની શોધ-ખોળ તો ચાલુજ હતી. તેમાં તેણે પોતાની તરફથી પણ શોધ કરાવવા માંડી. અને મુકદ્દમાની સમજુતી થયા પછી, તે પોતે પણ ત્રણેક માસ ચારૂની શોધમાં ગામેગામ રખડી આવ્યો પરંતુ ચારૂનો પત્તો ક્યાંય લાગ્યો નહિ એટલે તે અઠધો હતાશ થઇ ગયો.

રામજીવન બાબુએ કોઈ બીજી લાયક છોકરી સાથે લગ્ન કરવા તેને ઘણું ઘણું સમજાવ્યો પરંતુ " ચારૂ વિના બીજી કોઇને નહિ પરણું " એવા રમેશના મક્કમ નિર્ણય આગળ તેમનું કાંઈ ચાલ્યું નહિ. એટલે અંતે એ બાબુનો પ્રયત્ન તેમણે છોડી દીધો અને કેટલાક ગુપ્તચરો દ્વારા ચારૂની શોધ કરાવવા માંડી.

---

## પ્રકરણ ૩૯ મું

માધવેન્દ્ર–હવે આપણે રમેશને એનાં મૂળ નામેજ ઓળખીશું–બાધરપુર આવ્યો એટલે તેના કાકાએ તેની સર્વ માલ મિલ્કત તેને સ્વાધીન કરી દીધી. કાગળ–દસ્તાવેજ આદિ પણ સમજાવી દીધા. અને ગણોતીયાઓ વગેરે પ્રજાજનોએ પણ માધવેન્દ્રનો અધિકાર સ્વીકાર્યો. અને થોડાજ વખતમાં પોતાની ઉદાર ભાવનાને લીધે માધવેન્દ્રે લોકોનાં હૈયાં જીતી લીધાં. પોતાની સંપત્તિની વ્યવસ્થા કરવા માટે માધવેન્દ્રે એક કાબેલ યુવકને મેનેજર તરીકે નીમ્યો હતો.

પોતાને મળેલી અતુલ સંપત્તિમાંથી કાંઈક સખાવત વગેરે પાછળ થોડોક ઉપયોગ કરવાની માધવેન્દ્રની ઇચ્છા હતી. એટલે આંધળાં, લૂલાં, વગેરે અપંગો તેમજ અનાથ બાળકો વગેરે માટે રહેવાની-જમવાની સગવડ વાળી એક વિશાળ ધર્મશાળા તેણે બંધાવી. અને તેનો નિભાવ કાયમ માટે થયા કરે એવો પ્રબંધ પણ કર્યો. ધર્મશાળાની પાસેજ એક ધર્માદા દવાખાનું પણ ઉઘાડ્યું. અને તે પછી થોડા દિવસ બાદ એક વિદ્યાલય સ્થાપી ગામના છોકરાઓ માટે શિક્ષણની પણ વ્યવસ્થા કરી આપી. આથી માધવેન્દ્ર પ્રજામાં અત્યંત માનીતો થયો. સૌ કોઇ તેની પ્રસંશા કરવા લાગ્યા. અને એ રીતે માધવેન્દ્ર બાધરપુરમાં સૌથી વધુ સન્માનનીય વ્યકિત બન્યો.

દિવસમાં એક વખત, પોતાના કાકાને મળવાનો નિયમ માધવેન્દ્રે રાખ્યો હતો. એક સાંજે, તે પોતાના કાકાને મળી ઘરે જતો હતો, તે વખતે મંદિરમાં આરતીનો ઘંટનાદ થયો. એટલે દર્શન કરી, પછી ઘરે જવાનો વિચાર કરી માધવેન્દ્રે મંદિરમાં પ્રવેશ કર્યો.

આરતી થઈ રહી. માધવેન્દ્રે દર્શન કર્યાં અને ત્યાંથી પાછો ફરવા જાય છે, ત્યાં દેવમૂર્તિથી થોડે દૂર એક ભૈરવીને બેઠેલી જોઇ. કોણ જાણે કેમ, પણ એ ભૈરવીને જોતાં જ તે જરા ચમક્યો, અને ભૈરવી પણ કાંઈક ચમકી હોય એમ લાગ્યું. એટલુંજ નહિ પણ ભૈરવી તરતજ ત્યાંથી ચાલી ગઇ. ભૈરવી પુનઃ આવશે ધારી માધવેન્દ્ર ઘણો સમય ત્યાં થોભી રહ્યો પરંતુ ભૈરવી પાછી ફરી નહિ.

માધવેન્દ્રની કુતુહલ વૃત્તિ વધી. તેણે પૂજારીને પાસે બોલાવી પૂછ્યું: " મહારાજ! અત્યારે અહીં એક ભૈરવી હતી, એ કોણ છે, તે તમે જાણો છો ? "

મહારાજે નમ્રતાથી કહ્યું: " બાપે મેં

પહેલી વારજ જોઈ હોય એમ લાગે છે. એ તો એક સિદ્ધિ પામેલી સ્ત્રી છે. તમારા કાંકા એની પાસે યોગાભ્યાસ કરે છે."

"તે અહીં કેટલાક દિવસથી આવી છે?"

"પહેલાં આષાઢ માસમાં આવી હતી. તે પછી કાંઇક કામે બહાર ગઇ હતી, ત્યાંથી બે અઢી મહિને થોડાક દિવસથી અત્રે પાછી આવી છે."

"તેની સાથે બીજું કોણ છે?"

"બીજું કોઈ નથી. તે એકલીજ છે. બંગાળી અને હિન્દી ભાષામાં તે બહુ સારૂં બોલી શકે છે."

"ઠીક. પણ તમે કહ્યું ને કે તે સિદ્ધિ પામેલી સ્ત્રી છે. એ તમે કેમ જાણ્યું?"

"તેનું સામર્થ્ય જોઇને! કોઈ પણ મનુષ્યને માથે સ્પર્શ કરી, તે બેશુદ્ધ બનાવી શકે છે અને તેની પાસેથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન બોલાવે છે."

"મારે તેની સાથે થોડીક વાતચીત કરવી છે. માટે તમે તેને પૂછી ક્યારે મળવું તે મને જણાવશો."

"સારૂં. હું આજે રાત્રે જ તેમને મળવા જનાર છું. તે વખતે હું તેમને આ જણાવીશ."

"મને જેમ બને તેમ જલદી જણાવશો. તેમનું સામર્થ્ય જોઇ હું યે યોગ્ય શિક્ષણ લઇશ."

બીજે દિવસે પૂજારીએ ખબર આપી કે ભૈરવી માધવેન્દ્રને મળવા ઇચ્છતી નથી. અને યોગ્ય શિક્ષણ આપવા પણ તૈયાર નથી. અને એનું કાંઇપણ કારણ જણાવવા પણ તેણે ચોક્ખી ના પાડી હતી.

માધવેન્દ્રને ભૈરવીમાં હવે શંકા આવી. એટલે તેને ભૈરવીની રાત્રિચર્યા જોવાની ઉત્કંઠા થઇ. ભૈરવી જે સ્થળે રાત્રે યોગશિક્ષણ આપવા બેસે છે, તે સ્થળ અને તેની બધીયે ક્રિયા બરોબર નીરખી શકાય એવાં ગુપ્ત સ્થળની વ્યવસ્થા માધવેન્દ્રે પૂજારી દ્વારા કરી.

(અપૂર્ણ)



[ ફુલવેણી—અનુસંધાન પાન ૧૦૮ થી ચાલુ ]

સવાલ થઇ પડયો. પછી બધી બહેનોએ ભુમાબુમ કરવા માંડી એટલે ડાકટરને બોલાવી સારવાર કરાવી. પછીથી અમે એક ઘંટ રાખવો જોઈએ એમ સૂચના કરી કે જેથી રાત્રીને ટાઇમે કોઇ સીક થઇ જાય તો ખબર ઘંટ વગાડી આપી શકાય. એટલે ઘંટની વ્યવસ્થા થઇ છે. 'એ' કલાસવાળાને કોલનવોટર વીગેરે પરચુરણ દવા ગોળીઓ રાખવા દેતા હતા પરંતુ એક વર્ગની બાઇ બીજા વર્ગની કેદી બાઇને મળી શકે નહીં એવી વ્યવસ્થા હોવાથી તે દવા અમો રાખતા. બીજી બાઇઓને માટે તેનો ઉપયોગ થઇ શકતો ન હતો. આ ઉપરાંત માનસિક યાતનાનું દુઃખ જબર હતું. પ્રવૃતિમય જીવનવાળાને માનસિક યાતના રહે એ સ્વાભાવિક છે. કામ સાથેની શિક્ષા પામેલ બહેનોના મોઢા પર વિશાદની છાયા અમોએ જોઇ નથી. બધી બહેનો પ્રફુલ્લિત થઇ વખત પસાર કરતી હતી. આપણી બહેનોએ આ લડતમાં ઘણો ફાળો આપ્યો છે. સ્વદેશી કાપડની કીંમત આપણી બહેનોએ હવે પીછાણી છે તે આનંદની વાત છે. વિદેશી વસ્ત્રોને ભવીષ્યમાં ન અડકવાની તમો પ્રતિજ્ઞા લો એમ હું ઇચ્છું છું."

# ફૂ * લ * વે * ણી

## [ ૧ ] અજંતાનાં સ્ત્રીપાત્રો.

અજંતાની માનવસૃષ્ટિમાં સ્ત્રીપાત્રનું સ્થાન બહુ જ ઉંચું દેખાય છે એ સમયમાં વસ્ત્રો થોડાં હોવા છતાં સ્ત્રીઓમાં કલા અને વિનય સાનંદાશ્ચર્ય ઉપજાવે એવાં દેખાય છે, એટલું જ નહિ પણ સારા યે સંસારમાં સ્ત્રી તેની અપૂર્વ મધુરતા ફેલાવી રહેલી લાગે છે. ચિત્રકાર સ્ત્રીપાત્ર દોરતી વખતે બહુ સંયમ પૂર્વક તેનાં શરીર પ્રમાણો અને અંગ-પ્રત્યંગની છટા સાચવી શકયો છે. રાણી હોય કે રાજકુમારી હોય પરિચારિકા હોય કે નર્તકી હોય, પણ કોઇ ઠેકાણે તે જરા પણ અધમતા ધારણ કરતી નથી. તે બધે સમર્યાદ સુંદરી જ દેખાય છે.

વળી સ્ત્રી તરફ પાપવૃત્તિ થાય એવું એક પણ ચિત્ર ભર્યા અજંતામાં નથી. દરેક સ્નેહયુગલમાં પણ આત્માની મીઠી હૂંફ અને એકતાનતા જ દેખાય. એ ચિત્રો સાંસારિક હોવા છતાં, અશ્લીલતાની કલ્પના સુદ્ધાં થાય નહિ એટલું શુદ્ધ વાતાવરણ તેમાં જળવાઇ રહે છે. ચિત્રકારોએ બહુ ઝીણવટ નજરથી સ્ત્રીનાં દેહડોલન, હાથ પગના અભિનય, અંગુલિની લીલાઓ અને કેશકલાપની વિવિધ છટા આલેખ્યાં છે. અજંતાનાં કેશકલાપોનો કોઇ સંગ્રહ કરે તો એક અનેરો કલાગ્રંથ જ બને. વાળ ઉપર કેટલા પ્રકારની લીલા થઇ શકે તે પૂરું જાણવું હોય તેણે અજંતાની ભીંતનો દરેક ભાગ નિરખી નિરખીને જોવો જોઇએ. માથા પરના મુકુટોના પ્રકાર પણ ત્યાં એટલા જ વિવિધ છે, અને તે એટલી વિગતે ચિતરાયા છે કે કોઇ સોની કે ઝવેરી તેમાં એકેએક રત્નો અને મોતી વીણી વીણીને ગણી શકે, અને ધારે તો તે પરથી નવા મુકુટ બનાવી શકે.

અજંતામાં એ કાળમાં સ્ત્રીઓ ખૂબ સ્વાતંત્ર્ય અને સન્માન માણતી હશે તે સ્પષ્ટ દેખાય છે. નગરમાં, વાટિકામાં કે વનમાં તે સ્વેચ્છાએ વિહાર કરી શકતી; સમાજમાં કે રાજદરબારમાં સર્વ સ્થળે સર્વ કાળે તેની હાજરી રહેતી. રાજદરબારનું પ્રતિહારીપણું પણ ચિત્રોમાં સ્ત્રીઓ જ કરતી દેખાય છે. ભગવાન બુદ્ધને પગલે ચાલતા અજંતાના નિર્વાણકામી વિરક્ત સાધુઓ પણ સંસારમાં સ્ત્રીઓનો તિરસ્કાર કરતા જણાતા નથી જાણે સૃષ્ટિનું ઉત્તમાંગ હોય એમ જ તેને દરેક સ્થળે સ્થાન મળ્યું છે. ચિત્રકાર તેનાં પાત્રોને વાચા આપવાને અસમર્થ છે. પણ તેનો બદલો તેણે સ્ત્રીપાત્રોના ચહેરાના ભાવોમાં અને હાથની વિવિધ મુદ્રામાં સંપૂર્ણતઃ પૂરી દીધો જણાય છે. પ્રણામ કરતા હાથો, પાત્ર ધરી રહેલી હથેલી, અથવા પંખો કે ચામર ઢાળી રહેલી કરાંગુલિઓની અસંખ્ય છટાઓનો અજંતામાં મોટો કોષ છે. ઢોલ પર તાલ દઇ રહેલી આંગળી કે કરતાલ બજાવતી હથેલીઓ અને તેની સાથે નૃત્યમય સ્થિતિમાં ઉભાં રહેલાં માનવીઓ જુઓ તો લાગે કે અજંતાના ચિતારાએ એક અદ્ભુત જમાનો જોયો, જીરવ્યો અને ભોગવ્યો છે ઘણા માણસો અજંતા જોયા પછી એ જાતના હાવભાવ અને છટાનો અનુભવ કરતા તથા તેની હિલચાલ માણતા નજરે પડયા છે. અજંતા જોયા પછી એ યુગના માનવીઓ આગળ આપણે જાણે કે કાંક કોર ને જરઠભરત જેવા લાગીએ છીએ

( કુમાર ) રવિશંકર રાવળ.

## [ ૨ ] ગુર્જર સુંદરીની પ્રશંસા ..

ઓસ્ટ્રેલીયન ન્યાયાધીશ મી. પીટીગ્રુન જેઓ થોડા મહીના પૂર્વે મહાત્મા ગાંધીની અહિંસક ચળવળનું જાતે અવલોકન કરવા હિંદ આવેલા, તેમણે મહાત્માજીને તેમ.જ ગુજરાત અને હિંદની

પરિસ્થિતિ જોયા પછી ' બાપુ ગાંધી ' નામની ૫૬ પાનાની નાની પુસ્તિકા અંગ્રેજીમાં પ્રકટ કરી છે. તેમાં ગુર્જર સુંદરીઓના પોષાકની પ્રશંસા કરતાં કહ્યું છે:

" સ્ત્રીઓ જે સાડી નામનું વસ્ત્ર પહેરે છે તે સામાન્ય રીતે એક જ સરખા રંગનું હોય છે અને ઘણુંક ભરી કસ્ચલીઓ વાળીને પહેરાય છે, કોઇ વાર તે માથા ઉપર ઓઢવામાં આવે છે અગર તો માથાના લીસા વાળથી નીચે રાખવામાં આવે છે. આ સાડીને જૂદી જૂદી ઘડીઓમાં રાખીને પહેરી શકાય છે; કેઇ વાર ખભાથી કેડ સુધીનો પાછલો ભાગ ખુલ્લો રાખીને. કોઇ વાર છાતી ઢાંકીને અને તે પછી કેડ સુધીનો ભાગ ખુલ્લો રાખીને પરંતુ સાડીની સુંદરતા અને તે એવી તો અવર્ણનીય વિનયશીલતાથી પહેરાય છે કે તેથી તે એક સહુથી ઉત્તમ 'રાષ્ટ્રીય પરિધાન થઇ પડે છે. અને માનુષી લાવણ્યની એ ઉચ્ચ પૂજારણ-મેરમ પાવલોવા જ્યારે કલકત્તામાં હતી ત્યારે તેણે હિંદી સ્ત્રીઓને પોતાનો રાષ્ટ્રીય પહેરવેશ છોડી યૂરોપીયન પહેરવેશ ન ધારણ કરવાની કાળજી ભરી સાવચેતી આપી હતી. આશ્ચર્ય નથી. "

## [ ૩ ] જેલ અને સ્ત્રીઓ

મુંબઇના ભ.ગીની સ્ત્રીમંડળના આશ્રયે સ્ત્રીઓની એક જાહેર સભામાં ગુરૂવાર, તા. ૧૩-૨-૩૧ ના રોજ શ્રીમતી રમીબેન કામદારે પોતાના જીવનનો અનુભવ સભા સમક્ષ રજુ કરતાં કહ્યું:

" છાપામાં જેલ સબંધી જુદી જુદી વિગતો આવતી જાય છે. હું સ્ત્રીઓને માટે જેલમાં કેવી વ્યવસ્થા છે તે અનુભવ પરથી કહીશ. પ્રથમ તો મારે કહેવું જોઇએ કે જે એ. બી. સી. કલાસનું વર્ગીકરણ કરવામા આવ્યું છે તે ઇચ્છવા યોગ્ય નથી. જ્યાં સૌએ સાથે એકજ લડાઇને માટે દુ:ખ ભોગવવાનું હોય ત્યા આવું વર્ગીકરણ ઇચ્છવા યોગ્ય નથી. અહીંની જેલમાં એ. બી. સી. કલાસને માટે અનુક્રમે ત્રણ ઓરડા છે. પ્રથમ તો અમારા ' એ ' કલાસના ઓરડામાં ત્રણ ચાર જ સ્ત્રીઓ હતી. પછીથી જયારે સંખ્યા આઠથી દસની વધી, ત્યારે અગવડો વધતાં શાન્તિનો અભાવ અમોને જણાતો 'એ' વર્ગવાળાને ઘરનો ખોરાક કપડાં ચા વિગેરે બધું મળતું એટલે 'એ' વર્ગવાળાને વિશેષ મુશ્કેલી જણાતી નથી. અમારો ઓરડો ૭ વાગે સાંજે બંધ કરવામાં આવતો હતો. સ્ત્રીમેટ્રનની નીચે એક બાઇ અમારી દેખરેખ માટે રહેતી હતી. તેને ફાંસીની સજા થઇ હતી. પરંતુ બાઇ સગર્ભા હોવાથી સરકારે તેને કેદની શિક્ષા આપી હતી. તે પોતની મરજી પડે તો બહારના કંપાઉન્ડમાં અમોને થોડો વખત ફરવા આપે. 'બી' કલાસવાળાને ભાત દાળ અને પાંઉ આપવામાં આવે છે અને અમુકજ કપડા. તેમાં ઓઢવાના પોતાના ઘરના નહીં. 'સી' કલાસવાળાને એક ઓરડો, એક કામળો ઓઢવાનો ને ખાવામાં રોટલી, સસ્તું શાક, એક ઘોટાનો વાટકો ને એક રકાબી. 'એ' કલાસવાળાને ટાઇમ્સ પત્ર વાંચવાનું મળતું. 'બી' કલાસમાં સંખ્યા છ આઠની હોય તો એક પત્ર મળે. 'સી' કલાસવાળાને કંઇ નહીં. મુલાકાતમાં, 'એ' કલાસને પંદર દિવસે, 'બી' કલાસને મહીને ને 'સી' કલાસને ત્રણ માસે એક વખત અપાતી. બંગડી માટે હવે વાંધો લેવામાં આવતો નથી. તે સિવાયની કોઈ વસ્તુ રાખવા દેવામાં નહીં આવે. સુપરિન્ટેન્ડન્ટ કડક બહુ છે કેમકે તેને ત્યાંના વાતાવરણમાં કામ લેવાનું હોય છે. દર મંગળવારે ડૉકટર તપાસવા આવે સવારે સુપરિન્ટેન્ડન્ટ બીજા બે પુરૂષો સાથે આવે ત્યારે બધા કેદીઓએ ન્હાઈ ધોઇ તૈયાર થઇ જવું જોઇએ. તે વખતે મેટ્રન સાથે હોય છે. 'એ' અને 'બી' કલાસની કેદી બાઇઓ મોટે ભાગે રેંટીયા કાંતી વખત પસાર કરતી હતી. દર મંગળવારે સુપરિન્ટેન્ડન્ટ આવે ત્યારે લાઇનબંધ ઉભું રહેવું પડતું. ગંગુબેન રામદાસને 'એ' માંથી 'બી' માં, ઉર્મીલાબહેનને પણ 'એ'માંથી 'બી' માં મૂકયાં ત્યારે તેઓને ઘણું લાગી આવ્યું હતું. પ્રથમથી 'બી' વર્ગમાં રાખ્યા હોત તો સારૂં થાત પણ 'એ' માંથી 'બી' માં મૂકાય એટલે સ્વાભાવિક બ્હેનોને ઘણું લાગી આવે. એક વખતે 'સી' કલાસની એક બહેન મધ્યરાત્રિએ બેભાન થઈ ત્યાં ઓરડા બંધ રહેતા એટલે ડૉકટરને સારવાર માટે બોલાવાય કેમ તે

[ અનુસંધાન પાન ૧૦૬-૫ર જુઓ ]

# ઈનામી પ્રશ્ન

સંપાદક: કુ. યશસ્વિની

**પ્રશ્ન:** માસિકના ચાલુ અંકમાં પૃષ્ઠ નં. ૮૩ ઉપર એક હાસ્યરસિક લેખ પ્રગટ થયો છે. તે રા. મસ્તફકીર અને રા. છોટાલાલ જાગીરદારનો ભેગો લખેલો છે. એમાં રા. મસ્તફકીરનો લખેલો ભાગ કિયો છે અને રા. જાગીરદારનો લખેલો ભાગ કિયો છે તે જણાવો.

## હરિફાઈમાં દાખલ થવા માટેની શરતો

( ૧ ) આ ઉખાણાની હરિફાઈમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઈ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઈ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઈમાં ભાગ લઈ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઈમાં નામ દાખલ નહિ થાય. ( ૩ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૪ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઈ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. કુપન મોકલનાર પણ જવાબ એક સાદા કાર્ડમાં લખી તે કુપન સાથે પરબીડીઆમાં બંધ કરીને મોકલી આપે.

## જાન્યુઆરી માસના પ્રશ્નનું પરિણામ

ખરો જવાબ આ પ્રમાણે છે:

આ પ્રશ્નના ૨૦ જવાબ આવ્યા હતા. તેમાં દશ ખરા છે. તેમાંથી શ્રીમતી ઇન્દુમતી જ. ઠાકોરને ઇનામનું પુસ્તક "સોળ સુંદર વાર્તાઓ, ભાગ ૨જો" આપવામાં આવે છે, જે તેમણે મંગાવી લેવું.

### ખરો જવાબ આપનાર બહેનોનાં નામ

શ્રીમતી બહેનો: ( ૧ ) ઇન્દુમતી ઠાકોર, ( ૨ ) હિરાબહેન મોદી, ( ૩ ) મધુમતી, ( ૪ ) દીવાળીબહેન ભગત, ( ૫ ) કળાવંતી કોઠારી, ( ૬ ) કાન્તાબહેન મહેતા, ( ૭ ) પ્રેમકુંવર ડોસા, ( ૮ ) વિદ્યાગૌરી ઘડાવાળા, ( ૯ ) લીલાવતી દલાલ અને ( ૧૦ ) લક્ષ્મીબહેન કસ્તુરચંદ.

**કુપન—એપ્રિલ ૧૯૩૧**

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, "ગુણસુંદરી".

# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

## સભાસદોને ખબર

**સ્વ. જમનાબાઇ સક્કાઇની સંવત્સરી**

મંડળનાં સદ્‌ગત પ્રમુખશ્રી જમનાબાઈ નગીનદાસ સક્કાઈની સંવત્સરી તા. ૮ મી એપ્રિલ ૧૯૩૧ ને બુધવારે હોવાથી તે દિવસે સાંજે ૪ા વાગ્યે (સ્ટાં. ટા.) મંડળના હોલમાં એક મેળાવડો થશે. આ પ્રસંગે સ્વીટ્ઝરલેંડથી ગં. સ્વ. ભાનુમતી, શ્યામજી કૃષ્ણ વર્માએ મંડળના શ્રી વિદ્યાલય અને બાળવિભાગ માટે રૂપીઆ એક હજારના પુસ્તકો ભેટ આપ્યા છે, તે કબાટો ખુલ્લા મુકવામાં આવશે. મંડળના સંગીત શિક્ષણ વર્ગની બ્હેનો સંગીત વગેરે કરશે. તમો વખતસર પધારી આભારી કરશો.

**સોમવાર તા. ૨૦મી એપ્રિલ ૧૯૩૧**

**ઇનામી નિબંધની લેખિત પરીક્ષા**

**વિષય—સમાજસેવા અને તેના પ્રકાર**

મજકુર મંડળ તરફથી મંડળના સભાસદોને તેમજ અન્ય ગુજરાતી હિંદુ સ્ત્રીઓને સવિનય જણાવવામાં આવે છે કે **સમાજસેવા અને તેના પ્રકાર** વિષેનો નિબંધ લખવાની હરીફાઇની પરીક્ષામાં જે બ્હેનો બેસવા માગતા હોય તેમણે પોતાના નામ ઠેકાણા સાથે મંડળનાં સેક્રેટરીએ ઉપર તા. ૧૦મી એપ્રિલ ૧૦૩૧ સુધીમાં મોકલી આપવા.

મજકુર નિબંધ લખવાની હરીફાઇની પરીક્ષા તા. ૨૦મી એપ્રિલ ૧૯૩૧ ને સોમવારે બપોરે દોઢ વાગ્યે (સ્ટાં. ટા.) ગીરગામ બેક્રરોડ મંડળના હોલમાં શરૂ થશે. નિબંધનું લખાણ ફુલ્સકેપ કાગળ ઉપર એક બાજુ લગભગ ૫ થી ૬ પાનામાં સમાવેશ થાય તેટલુંજ લખવું જોઇએ. નિબંધ લખવાને કાગળો વગેરે મંડળમાંથી અપાશે.

આ હરીફાઇમાં ફતેહમંદ થનારાઓને અનુક્રમે રૂપીઆ પચીસ, વીસ અને દશના ત્રણ ઇનામો સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રીભોવનદાસ સ્મારક-ફંડમાંથી અપાશે.

**યુરોપથી એક ગુજરાતી બ્હેનની ભેટ**

સ્વીટ્ઝરલેંડથી ગં. સ્વ. ભાનુમતી શ્યામજી કૃષ્ણ વર્મા તરફથી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના શ્રી વિદ્યાલય અને બાળવિભાગ સારૂ પોતાની બ્હેનોના ઉત્તેજનાર્થે રૂ. ૧૦૦૦) રૂપીઆ એક હજારની રકમ પુસ્તકો ખરીદ કરવાને શ્રીયુત ધનપ્રસાદ હીરાલાલ વકીલ મારફત મળી છે. મંડળનાં સેક્રેટરીઓ આવી ઉદાર મદદ માટે તે બ્હેનનો ઘણો આભાર માને છે.

**મળેલી ભેટો**

રૂ. ૨૧) સૌ. કમળાગૌરી કલ્યાણદાસ જેઠીસનદાસ તરફથી તેમની પુત્રી બ્હેન સુલોચનાના લગ્ન પ્રસંગે.

રૂ. ૨૧) સૌ. વિમળાગૌરી ભગવાનદાસ પારેખ તરફથી તેમની પુત્રી બ્હેન જયવતીના લગ્ન પ્રસંગે.

રૂ. ૧૧) શા. ભગવાનદાસ ગોરધનદાસ તરફથી તેમની પુત્રી બ્હેન કુસુમના લગ્ન પ્રસંગે.

રૂ. ૫) સૌ. કમળાવંતી નટવરલાલ ખંભાતી તરફથી તેમના સ્વ. સાસુ વીરકોરબાઇના સ્મરણાર્થે.

**સભાસદોને નમ્ર અરજ**

મંડળનાં ઘણા ખરા સભાસદોએ ફરીફરીને જણાવ્યાં છતાં હજી સુધી ચાલુ વર્ષનું લવાજમ ભર્યું નથી ( સપ્ટેંબર ૧૯૩૦ થી ઓગષ્ટ ૧૯૩૧ સુધીનું ) એટલુંજ નહીં, પણ જે સભાસદો પોતાનું રહેવાનું ઠેકાણું બદલે છે તેઓનો મોટો ભાગ પોતાના નવા ઠેકાણાની બીલકુલ ખબર પણ આપતા નથી. તેઓના નામે ટપાલમાં મોકલેલા કાગળો પોષ્ટ ઓફીસમાંથી પાછા ફરે છે. માટે હવેથી તેવા પાછા આવેલા કાગળોના સભાસદોને વિનયપૂર્વક જણાવવાનું કે ઠેકાણું બદલાવ્યા સિવાય હવેથી મંડળની ખબરો વગેરે તેમના નામે મોકલાશે નહી. એપ્રીલ ૧૯૩૧ની આખર સુધીમાં જે સભાસદોએ પોતાનું ચાલુ વર્ષનું લવાજમ નહી ભર્યું હોય તેઓને બંધ થયેલા ગણવામાં આવેછે.





# સમાલોચના

**સ્નેહલક્ષ્મીઃ** લેખકઃ શ્રી. કેશવલાલ હ. શેઠ. પ્રકાશકઃ રા. નારાયણજી ગો. ડોસાણી, વ્યવસ્થાપક, સેવાસમિતિ પુસ્તકાલય, અમદાવાદ. મૂલ્યઃ રૂ.૩-૦-૦.

ગુજરાતની બ્હેનોના પ્રિય કવિ શ્રી. કેશવલાલ શેઠની આ કૃતિ "સમાજ જીવન" માસિકમાં ચાલુ વાર્તા તરીકે કટકે કટકે પ્રકટ થઇ ત્યારે જ અમને અત્યંત ગમી ગઇ હતી. એ કૃતિએ સાબીત કરી આપ્યું કે ભાઈ કેશવલાલ એક સારા રાસ-લેખક-કવિજ નહિ પણ ઉત્તમ નવલકથાકાર પણ છે. એમનો ટુંકી વાર્તાઓનો સંગ્રહ "ફુલછાબ" પણ અત્યાર પ્હેલાં પ્રકટ થયો છે. આ સામાજીક નવલકથામાં એમણે આપણા સડેલા હિન્દુ સંસારનો વાસ્તવિક ચિતાર આપ્યો છે અને ધર્મને નામે, રીવાજને નામે, જ્ઞાતિને નામે જે જોહુકમી ચાલી રહી છે તે ઉઘાડી પાડી છે. વસ્તુગુંથણી અને પાત્રાલેખન પણ જોરદાર બન્યાં છે, અને વાર્તા એટલી રસભરી બની છે કે પૂરી કર્યા સિવાય મૂકવાનું મન ન થાય. આ વાર્તા પુસ્તકાકારે પ્રકટ કરી ગુજરાત સમક્ષ મૂકવા માટે અમે પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ. આટલું છતાં પ્રકાશકે પોતાના "બે બોલ" માં જે અણઘટતો હુમલો લેખક ઉપર કર્યો છે, તે અમે સમજી શકતા નથી. એ હુમલામાં બે મુદ્દા તરી આવે છે. એક તો એ કે લેખકે ઉર્દુ-ફારસી ભાષાના શબ્દો પોતાના લખાણમાં વાપર્યા હતા. અત્યાર પ્હેલાં ભાષાને સમૃદ્ધ કરવા માટે ફારસી શબ્દોનો ઉપયોગ શ્રી. મણીલાલ નભુભાઇ, "કલાપી," "કાન્ત," બોલાશંકર વગેરે અનેક લેખકોએ કર્યો છે, છતાં તેમનું એ કાર્ય કોઇએ અયોગ્ય નથી માન્યું. ઉલ્ટું ભાષાને એમ કરી સમૃદ્ધ કરવા માટે લેખકનો આભાર માનવો જોઇએ. બીજી વાત એ કે "લેખકે કેટલેક ઠેકાણે વગર જોઇતું લંબાણ કર્યું હતું." છાપકામનું બીલ ઓછું કરવા માટે આમ કહેવાય તો જુદી વાત છે. નહિ તો દરેક સારો લેખક પ્રમાણ રાખીને જ પોતાના વિચારો વ્યક્ત કરે છે. મૂળ વાર્તામાં એ-રીતે પ્રમાણ બ્હાર લંબાણ થયું હોય, એમ અમે જોયું નથી. પાત્રોના નામો પણ પ્રકાશકે બદલ્યા છે અને એમની "અનુભવી નજરે" ભાષાના દોષ પણ સુધાર્યા છે. પ્રકાશકે અત્યાર પ્હેલાં કોઇ નવલકથા લખી હોય એવું જાણવામાં નથી; બાકી કલમના ગોદા તો સૌ કોઇ મારી શકે છે. અમને શંકા રહે છે કે લેખકની ભાષા અને ગુંથણીમાં સુધારા કરવાની આવી અણઘટતી છુટ લેતાં પુસ્તક સુધરવાને બદલે કદાચ બગડયું હશે. શ્રી. કેશવલાલ શેઠ જેવા પ્રતિષ્ઠિત લેખક આ પ્રકારની છુટ ચલાવી લે છે તેથી અમને અત્યંત આશ્ચર્ય થાય છે.

**સ્વતંત્રતાના સંદેશઃ** લેખકઃ શ્રી. કેશવલાલ હ. શેઠ. મૂલ્યઃ પાંચ આના.

દેશના સ્વતંત્રતાના સંગ્રામે સાહિત્ય ઉપર અજબ અસર કરી છે. એ સંગ્રામના સિદ્ધાંતોને પોષે એવું અને લોકરૂચીને અનુકુળ થાય એવું ઢગલાબંધ સાહિત્ય પ્રકટ થઇ ચૂકયું છે. શ્રી. કેશવલાલ શેઠના કવિ હૃદયમાં પણ એ સંગ્રામે અવનવી ઉર્મિઓ જગાડી અને એ લોકપ્રિય રાસલેખકે ગુજરાતની બ્હેનોને ચરણે "કેસરિયાં" અને "રણુતા રાસ" નામે બે સંગ્રહો મૂકયાં. બ્હેનોએ એ સંગ્રહોની નકલો જોતજોતામાં ખૂટાડી દીધી. આ ત્રીજું પુસ્તક પણ એ જ સંગ્રામની ભાવનાને પોષે છે. જગતભરના ઇતિહાસમાંથી સંચય કરીને આ નાનકડા પુસ્તકમાં સ્વતંત્રતાના સંદેશ તેમણે પોતાની કવિત્વભરી શૈલીમાં રજુ કર્યા છે. ગુજરાત એ સૂણશે અને સત્કારશે એમા શંકા નથી

કાવ્ય-સાહિત્ય-મીમાંસાઃ લેખકઃ સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. ગ્રથિત કરનારઃ રા. અતિસુખશંકર ક. ત્રિવેદી અને રા. વ્યોમેશચન્દ્ર જ. પાઠકજી. મૂલ્યઃ રૂ. ૧-૮-૦.

સાહિત્યના આજીવન સેવક તરીકે સ્વ. કમળાશંકરભાઇનું નામ જાણીતું છે. અનેક ઉપયોગી ગ્રંથો લખી તેમણે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. કાવ્ય અને સાહિત્ય વિષયના તેમના અનેક પ્રકીર્ણ લેખોનો સંગ્રહ કરી આ પુસ્તક સ્વરૂપે ગુજરાત સમક્ષ ધરવામાં બન્ને સંપાદકોએ જે સેવા કરી છે, તે માટે તેમને ધન્યવાદ આપીએ છીએ. રા. પાઠકજીએ લખેલું સ્વર્ગસ્થનું જીવન-ચરિત્ર અનેક ઉગતા સાહિત્યસેવકો માટે જરૂર માર્ગદર્શક થશે.

દ્વિરેફની વાતોઃ લેખકઃ શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક. પ્રકાશકઃ પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૧-૪-૦.

શ્રીયુત પાઠકને "પ્રસ્થાન" ના તંત્રી તરીકે જ નહિ પણ સાહિત્યના એક ઊંડા અભ્યાસી અને વિવિધ પ્રકારના એક સમર્થ લેખક તરીકે ગુજરાતી આલમ સારી રીતે ઓળખે છે. તેમની વાતોનો આ સંગ્રહ પ્હેલી વાર ૧૯૮૪ માં પ્રકટ થયો હતો; આ બીજી આવૃત્તિ છે. અઢી વર્ષના અરસામાં પહેલી આવૃત્તિ ખુટાડી દઇ વાચકવર્ગે બીજી આવૃત્તિ માંગી એ પુસ્તકનો જે સત્કાર કર્યો છે, તે સર્વથા યોગ્ય છે. વાર્તાઓ માટે અમારો અભિપ્રાય અમે પ્હેલી આવૃત્તિની સમાલોચના કરતાં આપ્યો છે, એટલે અત્યારે વિશેષ કહેવાનું રહેતું નથી. અમે ઇચ્છીએ છીએ કે શ્રીયુત પાઠક એમની વાર્તાઓનો બીજો સંગ્રહ પણ સત્વર પ્રકટ કરે.

સ્વૈર વિહારઃ લેખક અને પ્રકાશકઃ ઉપર પ્રમાણે મૂલ્યઃ રૂ. ૧-૮-૦.

શ્રીયુત પાઠકે "પ્રસ્થાન" માસિકમાં ચાલુ પ્રશ્નોને અંગે લખેલા લેખોનો આ પુસ્તકમાં સંગ્રહ થયો છે. એમાંનું કેટલુંક અમુક સમય અને સંજોગોને ઉદ્દેશીનેજ લખાયલું હોઇ હંમેશ માટે કદાચ ઉપયોગી ન જણાય, તેમ છતાં એમાં ઘણું એવું પણ છે જે પુસ્તકાકારે લાંબો સમય જીવવાને લાયક ગણી શકાય. માસિકોમાં પ્રકટ થતું સાહિત્ય માટે ભાગે એવું હોય છે, જે એક વાર વંચાઇ ભુલાઇ ન જવું જોઇએ, પરંતુ સ્થાયી સ્વરૂપમાં પ્રજા પાસે રહેવું જોઇએ. "પ્રસ્થાન" કાર્યાલયના સંચાલકોએ આ પ્રથા સ્વીકારી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવવા પ્રયાસ કર્યો છે તે માટે ધન્યવાદ આપીએ છીએ. આ સંગ્રહમાંથી શ્રીયુત પાઠક જેવા ઊંડા અભ્યાસીના વિવિધ વિષય પરત્વે વિચારો જાણવાનો લાભ આપણને હંમેશ માટે મળે છે.

ભીમસેનઃ લેખકઃ શ્રી. નાનાભાઇ. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્યઃ ચાર આના.

મહાભારતનાં પાત્રોની લેખમાળાનું શ્રીયુત નાનાભાઇનું આ ચોથું પુસ્તક છે. હજી બીજાં આઠ પુસ્તકો બાકી છે. છેલ્લું પુસ્તક "દુર્યોધન" પ્રકટ થયું ત્યારે આપણને આશા અપાઇ હતી કે "શ્રી. નાનાભાઇ અત્યારે જેલમાં હોવાથી બાકીનાં પુસ્તકો ત્વરાથી મળશે" સંધિ થતાં એ આશા નિર્મૂળ થઇ છે કારણ નાનાભાઈ જેલમાંથી પાછા શ્રી. દક્ષિણામૂર્તિ ભવનમાં આવી ગયા છે. એ સંસ્થાના સંચાલનના કાર્યભારમાંથી સમય ફાજલ પાડી નાનાભાઇ આ પુસ્તકો ક્યારે પૂરાં કરી આપશે, તે હવે શંકાસ્પદ વાત છે. અમે તો ઇચ્છીએ છીએ કે બાકીનાં આઠ પુસ્તકો પૂરાં થતાં સુધી એ જેલમાં રહ્યા હોત ! અમારું ચાલે તો અમે એ કામ માટે જરૂર એમને જેલમાં પાછા મોકલી આપીએ ! આશા છે નાનાભાઇ પોતાનું એ ઋણ જલ્દી અદા કરશે અને એમના ઉપર જપ્તી લાવવાની વાચકોને ફરજ નહિ પાડે. આગલા ત્રણ પુસ્તકોની જેમ આ પુસ્તક પણ આબાલવૃદ્ધ સર્વને ગમી જાય એવું બન્યું છે, અને તેથી જ બાકીના પુસ્તકો માટે આતુરતા વધે છે.

જાલીમ જલ્લાદઃ લેખકઃ રા. અંબાલાલ નુ. શાહ. મૂલ્યઃ બાર આના.

અત્યારના જમાનાને અનુકૂળ થાય એવું આ એક રૂપક નાટક છે. બ્રિટિશ હિંદનો કબજો કેવી રીતે મેળવી શક્યા અને તેમાંથી છુટવા માટે પ્રજાએ શું કરવું જોઇએ, તે બતાવવાનો લેખકે આ નાટકમાં પ્રયાસ કર્યો છે. નાટક લખવાનો લેખકનો આ પ્રથમ પ્રયાસ હોઇ પાત્રાલેખન ને

વસ્તુની ગુંથણી જોઇએ તેવાં જોરદાર ન થાય એ કુદરતી છે. આટલું છતાં એનો ઉદ્દેશ જમાનાને અનુકુળ હોઇ વાંચવા લાયક છે, એમાં શંકા નથી.

**વિપ્લવની વાતોઃ** પ્રકાશકઃ શ્રી. ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. મૂલ્યઃ ત્રણ આના.

અત્યારના જમાનાને અનુરૂપ અને અનુકુળ થય એવું સાહિત્ય પ્રકટ કરવા માટે શ્રી ગાંડીવ સાહિત્ય મંદિર જાણીતું છે. આ નાનકડી પુસ્તિકામાં માતૃભુમિ માટે દેહનાં બલિદાન આપનાર વ્યક્તિઓની ત્રણ ટુંકી વાર્તાઓ અપાઇ છે. એ દેશ ભક્તોની પ્રવૃત્તિઓ હિંસાના સિદ્ધાંત પર સ્થાયલી હોવા છતાં અત્યારના સમયે હિંદી જનોને એમાંથી ઘણું પ્રેરણા લેવા જેવું મળશે. દેશભક્તિનો નિઃસ્વાર્થ પાઠ તો એમાંથી જરૂર શીખવાનો મળશે.

**ગોરા કે ગોઝારા ?** લેખકઃ શ્રી. બર્નાર્ડ શૉ. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય : બે આના.

ઇગ્લાંડના સુપ્રસિદ્ધ લેખક બર્નાર્ડ શૉ ના નામથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. ઇજીપ્તના દેન્શાવાઇ નામે ગામમાં કેટલાક અંગ્રેજ અમલદારોએ પ્રતિબંધ છતાં કબુતરો મારેલાં. ગામડીઆઓ તેમની સામે થયા, એ ધૃષ્ટતા માટે બ્રિટિશ અદાલતે ચારને ફાંસીની સજા અને એનેકને કેદની કે ફટકા મારવાની સજા કરી આ પ્રસંગ ઉપર લખતાં શૉ બ્રિટિશ ન્યાય અને નીતિની સખ્ત શબ્દોમાં ખબર લે છે. બ્રિટિશ ન્યાયમાં અને મૈત્રીમાં જેમને હજી વિશ્વાસ હોય તેમણે આ પુસ્તિકા ખાસ વાંચવી જોઇએ.

**પંડિત મોતીલાલ નહેરૂઃ** લેખકઃ રા. છોટુભાઇ ના. જોશી. બી. એ. પ્રકાશકઃ મે. સી. જમનાદાસની કંપની, મુંબાઇ, ૨. મૂલ્યઃ પાંચ આના.

શાહેનશાહ જેવું અમીરી જીવન ગાળતા અને દેશને માટે ફકીરી સ્વીકારનાર મોતીલાલજીનું જીવનચરિત્ર આ નાનકડા પુસ્તકમાં આલેખાયું છે. ભાષા સાદી ને સરળ હોઇ સૌને વાંચવું ગમે એવું છે. હિંદના એ મહાપુરૂષના જીવનમાંથી ગુજરાતના વાંચકોને દેશભક્તિનાં અનેક સુંદર પાઠ શીખવાના મળશે. દેશને માટે એમણે કેટલો મોટો ભોગ આપ્યો છે તે આ પુસ્તક બતાવશે.

**બારડોલીની હિજરતઃ** લેખકઃ શ્રી. ગિજુભાઇ. પ્રકાશકઃ-શ્રી. પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ, મૂલ્યઃ અઢી આના.

પ્રકાશકો તરફથી પ્રકટ થતી શ્રી સરસ્વતી ગ્રન્થમાળાના બીજા વર્ષનું આ છઠ્ઠું પુસ્તક છે. શ્રી. ગિજુભાઇની હૃદયમાં સચોટ અને સોંસરી ઉતરી જાય એવી લાક્ષણિક શૈલિથી આ માસિકના વાંચકો અજાણ નથી. બારડોલીએ સ્વાતંત્ર્ય સંગ્રામમાં હિજરત કરીને આપેલો ભોગ પણ જગજાહેર છે. શ્રી. ગિજુભાઇની કલમ અને બારડોલીના અપૂર્વ આત્મભોગનું આ પુસ્તકમાં સંમિલન થયું છે. એમણે દોરેલા શબ્દચિત્રો અને આલેખેલા પ્રસંગો વાંચકને એ આત્મભોગનું યથાર્થ ભાન કરાવશે.

**પુજારીને પગલેઃ** લેખકઃ રા. જયસુખલાલ કૃ. મહેતા, એમ. એ પ્રકાશકઃ ઉપર પ્રમાણે. મૂલ્યઃ ચાર આના.

શ્રી. સરસ્વતી ગ્રન્થમાલાનું આ સાતમું પુસ્તક છે. શ્રી. મહેતાની સ્વદેશપ્રીતિ જાણીતી છે, સ્વાતંત્ર્યદેવીની પ્રતિમા વિનાના ભારતના શૂન્ય મંદિરમાં મહાત્મા ગાંધીજી જેવા પુજારીએ દેવીની પૂનઃ પ્રતિષ્ઠા કરવા જે જે પ્રયત્નો કર્યાં છે, તે સર્વ ભારતવાસી જાણે છે. શ્રી. મહેતાએ આ વાત ભક્તિભાવભીની શૈલિમાં આ પુસ્તકમાં વર્ણાવી છે.

**મહાત્મા ગાંધીજીની ૧૧ શરતોઃ** લેખકઃ અધ્યાપક ખુશાલ તલકશી શાહ. પ્રકાશકઃ શ્રી ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્યઃ ચાર આના.

મહાત્માજીએ ગયા વર્ષના માર્ચની ૧૨ મી તારીખે સાબરમતીથી દાંડી સુધીની ઐતિહાસિક મહાયાત્રા શરૂ કરી તે પહેલાં વાયસરાયને પત્ર લખી સ્વરાજ્યના ૧૧ મુદ્દા દર્શાવ્યા હતા. એ ૧૧ મુદ્દાઓને છુટક છુટક સમજાવવાનો કેટલાક લેખકોએ અત્યાર પહેલાં પ્રયત્ન કર્યો છે. અ. શાહ એ સર્વ મુદ્દાઓ આ પુસ્તકમાં આર્થિક તેમજ રાજકીય દૃષ્ટિએ સ્પષ્ટ કરે છે. મહાત્માજીના એ ૧૧ મુદ્દામાં સ્વરાજ્ય કેવી રીતે સમાઇ ગયું છે, તે જાણવા ઇચ્છનાર આ પુસ્તક જરૂર વાંચે.

**સંઘ વ્યાયામઃ** યોજકઃ રાજરત્ન પ્રો. મા-

લિકરાવ: પ્રકાશક: શ્રી કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મંડળ, ભાવનગર. મૂલ્ય: બે આના.

આપણે ત્યાં અખાડાની પ્રવૃત્તિ જામવા માંડી તે પ્હેલાં અંગ્રેજી પદ્ધતિએ ડ્રીલ શાળાઓમાં કરાવાતી અને તેને માટે શિક્ષકો અંગ્રેજી ભાષામાંજ હુકમો આપતા. અખાડા અને સ્વયંસેવક સેનાઓની વધતી જતી પ્રવૃત્તિને કારણે આવા એક પુસ્તકની ખાસ જરૂર હતી. વડોદરાની જુમ્માદાદા વ્યાયામશાળાના અધિષ્ઠાતા પ્રો. માણિકરાવ એ કળામાં સિદ્ધહસ્ત હોય એમને હાથે આ પુસ્તક યું છે તે જોઇ અમને આનંદ થાય છે. પુસ્ત- સંઘ-વ્યાયામ ડ્રીલ માટે દેશી ભાષાના શબ્દો ંગ્રેજી શબ્દોની સામ સામે આપ્યા છે. ઉપરાંત યામનો શિક્ષણક્રમ પણ બતાવ્યો છે. અમને ખાત્રી છે કે પુસ્તક અત્યારના સંજોગોમાં ઘણું ઉપયોગી થઈ પડશે.

**રણુરસિયાંના રાસ:** લેખક: શા. મૂળજીભાઇ પી શાહ, વડોદરા. મૂલ્ય: છ આના.

સ્વાતંત્ર્યસંગ્રામે સાહિત્યનાં પ્રદેશ ઉપર અત્યાર પ્હેલાં કેટલી અને કેવી અસર કરી છે, તે વાચકવર્ગથી અજાણ્યું નથી. આ રાસસંગ્રહ પણ તેનું દૃષ્ટાંત છે આ નાનકડા પુસ્તકમાંના ૫૧ રાસના વિષય એ સંગ્રામમાંથી જ કવિને લાધ્યા છે અને એ સંગ્રામને અંગે જનતાના હૃદયમાં જે લાગણીઓ ઉછળી રહી હતી, તેમને શબ્દદ્વારા વ્યક્ત કરવાનો તેમણે સફળ પ્રયત્ન કર્યો છે. આ રાસસંગ્રહ ગુજરાતની ગરવી રાસપ્રિય બ્હેનોને અત્યંત ગમી જાય અને તેઓ એનો ઉપયોગ પોતાના હવે પછીના રાસોત્સવોમાં છૂટથી કરે તો અમને જરાય આશ્ચર્ય નહિ થાય.

**ભારતીય સંગીતકલા:** લેખક: શ્રી. મહારાણીશંકર શર્મા. નોટેશન યોજક: શ્રી. શ્રીધર લક્ષ્મણ જંબેકર. પ્રકાશિકા: શ્રી. ઈચ્છાબેની મ. શર્મા. મૂલ્ય: રૂ ૩-૦-૦

અનેક લોકપ્રિય નાટકોના લેખક અને જાણીતા કવિ શ્રી. મહારાણીશંકર શર્મા સંગીતકલાના ઊંડા અભ્યાસી અને જાણકાર છે. એમણે રચેલું આ પુસ્તક સાહિત્યમાં એ કલાના પુસ્તકોમાં મોખરે વિરાજશે. આ પુસ્તમાં તેમણે ૧૦ જુદા જુદા હસ્તાદી રાગોની તેના પલટાએ સાથે સમજણ આપી છે અને તે માટે વાહન તરીકે ધાર્મિક અને રાષ્ટ્રભાવભર્યાં રસમયાં ૭૬ કાવ્યોનો ઉપયોગ કર્યો છે. ઉપરાંત સંગીતશાસ્ત્ર વિષે સુંદર વિસ્તૃત નિબંધ લખ્યો છે. આ પુસ્તકમાંના નોટેશન શ્રી. જંબેકરે તૈયાર કરી આપ્યાં છે. પુસ્તક બાળબોધ ટાઇપમાં છાપ્યું છે એટલે ગુજરાતી નહિ જાણનાર એ કલાના અભ્યાસીઓ પણ તેનો લાભ લઇ શકશે. દરેક સંગીતપ્રિય માણસે આ પુસ્તકની નકલ પાસે રાખવી જોઇએ; એની સહાયથી શાસ્ત્રીય પદ્ધતિએ એ કલાનો અભ્યાસ અને વિકાસ કરવામાં અત્યંત સરળતા થશે.

**ગુજરાતી બીજી-ત્રીજીના પત્રો:** લેખક રા. દલપતરામ કેશવલાલ દવે. મૂલ્ય: પાંચ આના.

આ પુસ્તકના લેખકે આપણા બાળકો માટે શાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગમાં લેવાતી વાચનમાળાઓની ત્રુટીઓ બતાવવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે. સરકારી, ગુજરાત વિદ્યાપીઠની અને ત્રિવેદી વાચનમાળાની એમ ત્રણ પ્રકારની ચોપડીઓ અત્યારે વપરાય છે; અને એ ત્રણેની બીજી અને ત્રીજી ચોપડીની ત્રુટીઓ આમાં બતાવી લેખકે બાળ-જગત્ ઉપર ઉપકાર કર્યો છે. આશા છે એ પુસ્તકોના પ્રકાશકો તેમની સૂચનાઓ ઉપર ધ્યાન આપશે અને સુધારા કરશે.

**બટુક વાર્તાઓ:** લેખિકા: શ્રી. મેરી સેમ્યુઅલ સોલંકી. પ્રકાશક: રા. મોહનલાલ દામોદર મહેતા, રાજકોટ. મૂલ્ય: બે આના.

ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિમાં શ્રી. તારા બ્હેનના હાથ નીચે શિક્ષણ મેળવી અત્યારે અમદાવાદના મ્યુનીસીપલ બાલમંદિરમાં કામ કરી રહેલાં બ્હેન મેરી સોલંકીએ બાળકોને ગમે તેવી સ્હેલી ભાષામાં આ વાર્તાઓની પુસ્તિકા રચી છે. બાળકો તે હોંસે હોંસે વાંચશે એમાં શંકા નથી. વાર્તાઓને અનુરૂપ ચિત્રો પણ અપાયાં છે.

**કેટલીક જુની વાર્તાઓ:** લેખક અને પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય: પાંચ આના.

ઉપર જણાવેલું પુસ્તક નાના બટુકો માટે છે, જ્યારે આ પુસ્તક સ્હેજ મોટી ઉમ્મરના બાળકોની જરૂરિયાત અને રૂચી લક્ષમાં રાખીને લખાયું છે. એમાંની વાર્તાઓ જો કે જુની અને કેટલેક અંશે

જાણીતી છે છતાં તે નવા સ્વરૂપમાં અને બાળકોને ગમે તેવી લેખિકાબ્હેનની ભાષા શૈલીમાં અહિં રજુ થાય છે. આ બન્ને પુસ્તકો માટે લેખિકા બ્હેનને અભિનંદન આપતાં અમે આશા રાખીએ છીએ કે તેઓ બાલ સાહિત્યની સેવા કરવાનું આ કાર્ય ચાલુ રાખશે.

**ગલગોટા:** લેખક: શ્રી. દેશળજી પરમાર. મૂલ્ય: દસ આના.

ત્રણ ચાર વર્ષની ઉમ્મરના નાના બાળકોને સ્હેજે ગમી જાય એવું આ પુસ્તક આપણા બાલ સાહિત્યમાં સારો ઉમેરો કરે છે. શ્રી. પરમારની સાદી સુંદર કવિતાઓને શ્રી રવિશંકર પંડિતે આકર્ષક અને સુંદર ચિત્રોથી શણગારી મૂર્ત સ્વરૂપ આપ્યું છે. બાળકો એ જરૂર હોંસથી સત્કારશે. આવાં પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં ભાગ્યેજ જડશે.

**કાગળની કરામત:** સંયોજક: શ્રી. દલપતરામ કેશવલાલ દવે. મૂલ્ય: રૂ. ૧-૪-૦.

શાળાઓમાં નાના બાળકો આનંદ સાથે જ્ઞાન મેળવી શકે એવી કાગલોમાંથી જુદા જુદા નમુના બનાવવાની ૨૫ રીતો આ પુસ્તકમાં આપી છે. કાગલમાંથી પણ અનેક ઘરગથુ ઉપયોગની વસ્તુઓ બનાવી શકાય, એવી ખાત્રી આ પુસ્તકમાંથી આપણને મળી રહે છે. પ્રાથમિક શાળાની દરેક લાયબ્રેરીમાં આ પુસ્તક હોવું જોઇએ. શિક્ષકો એમાંથી બાળકોને ઘણું નવું શીખવી શકશે.

**Ideal Eye-Sight & How to obtain it:** લેખક: સ. વી. વી. કરમારકર, બી. એ, એલએલ. બી. મૂલ્ય: છ આના.

આપણી આંખની રચના કેવા પ્રકારની છે, કયી રીતે વાપરવાથી આંખને નુકશાન પહોંચે છે, આંખના મુખ્ય દર્દો શા છે, આંખને કેમ વધારે મજબુત બનાવી શકાય યા બગડેલી આંખને કેમ સુધારી શકાય વગેરે બાબતો આ પુસ્તિકામાં લેખકે ચર્ચી છે. પુસ્તક એવા ઝીણા ટાઇપમાં છપાયું છે કે આંખને જરૂર નુકસાન કરે. એ છાપતાં લેખકે પોતાના મંતવ્યો અમલમાં મૂક્યા નથી.

**આશાની ઇમારત:** લેખક: શ્રી. ચાંપશી વિ. ઉદેશી. મૂલ્ય: બાર આના.

રાજપુત જમાનાના અડગ ટેક અને શૌર્યને નવલકથામાં ગુંથવાનો શ્રી. ચાંપશીનો આ ત્રીજો પ્રયાસ છે. આ વાર્તા કટકે કટકે એમના "નવચેતન" માસિકમાં પ્રકટ થઇ ગઇ છે અને વાચકવર્ગનો સારો આદર પામી છે. પુસ્તકાકારે તેને સ્થાયી રૂપ આપવા માટે અમે એમને ધન્યવાદ આપીએ છીએ. એમનાં આગલાં બે પુસ્તકો "જંજીરને ઝણકારે" અને "તાતી તલ્વાર"ની જેમ આ "આશાની ઇમારત" પણ વાચક પ્રજાનો સારો આદર મેળવશે, એમાં શંકા નથી.

**શ્રી ग्रन्थ नाम प्रकाश:** લેખક: શ્રી અમરનાથ વહલ, અલાહબાદ. મૂલ્ય: આઠ આના.

મહાત્મા કબીરજીના વચનામૃતોનો તેમના એક શિષ્ય મદનસાહેબે કરેલો સંગ્રહ આ પુસ્તકમાં લેખકના ભાવાર્થ સાથે હિંદી ભાષામાં પ્રકટ થયો છે કબીરજીના એ વચનામૃતોમાં દુનિયાના સર્વ ધર્મોનું દોહન આવી જાય છે. લેખકે દરેક કડી નીચે આપેલા સરલ ભાવાર્થથી એ વચનોનું હાર્દ સમજવામાં ઘણી સરળતા થશે. ધાર્મિક વૃત્તિવાળાં વાચક વર્ગ માટે આ પુસ્તક ઉપયોગી થશે.

**શ્રીદક્ષિણામૂર્તિભવન: અહેવાલ: ૧૯૨૯ અને નાણાં પ્રકરણ: જુન ૧૯૨૯ થી મે ૧૯૩૦:** આ આદર્શ વિદ્યામંદિરનો અહેવાલ એ મંદિરની શુભ પ્રવૃત્તિઓની ઝાંખી કરાવે છે. અત્યાર સુધીમાં ભવનના સંચાલકોએ જે ઉપયોગી કાર્ય કરી બતાવ્યું છે, તેને લીધે એ સંસ્થા આખા ગુજરાતની માનીતી થઇ પડી છે. સંચાલકો એટલાજ ઉત્સાહથી ભવિષ્યની પ્રવૃત્તિ કરતા રહેશે અને જનતા પણ તેમને નાણાંની મદદ એટલી જ તત્પરતાથી આપતી રહેશે, એવી અમે આશા રાખીએ છીએ.

**સંસ્કાર સિંચન:** શ્રી ભાવનગર સ્ત્રી-કેળવણી મંડળ અને મહિલા વિદ્યાલયનો અહેવાલ: ૧૯૨૯-૩૦. પ્રકાશકો: શ્રી. જ્યોતિબાળા ઇ. હોરા અને શ્રી. હરજીવનદાસ કા. મહેતા, મંત્રીઓ.

સ્વ. ભાઇ દાણીના પ્રયાસથી સ્થપાયેલી ભાવનગરની આ નમુનેદાર સંસ્થા સ્ત્રી-કેળવણીના અને રાષ્ટ્રીય સેવાના પ્રદેશોમાં જે સંગીન ફાળો આપી રહી છે, તે સૌ કોઇ જાણે છે. ભાઇ દાણીના અવસાનથી અને ભાઇ બલવંતરાય રાષ્ટ્રીય સંગ્રામમાં જોડાયાથી સંસ્થાને કેટલીક ખોટ પડી છે,

પરંતુ તે પૂરવા બ્હેન જ્યોતિબાળા હોરાએ તેમજ અન્ય ભાઇ બ્હેનોએ બનતો પ્રયાસ કર્યો છે. સંસ્થાની વિશેષતા એ છે કે કર્વે વિદ્યાપીઠના શિક્ષણક્રમ મુજબ માધ્યમિક કેળવણી માટે વ્યવસ્થા કરવા ઉપરાંત મોટી ઉમ્મરની પરિણિત બ્હેનો માટે મહિલા વિદ્યાલય પણ ચલાવાય છે. એક કુમારી મંદિરની હજી ઉણપ રહી છે, જે ઉદાર જનતા સત્વર પૂરી કરી આપશે એવી આશા છે. સંસ્થાના સંચાલકોને તેમણે લીધેલા નિઃસ્વાર્થ શ્રમ માટે અમે ધન્યવાદ આપીએ છીએ.

આનંદ: ખાસ આષ્ટે અંક: ફેબ્રુઆરી ૧૯૩૧: મૂલ્ય: આઠ આના. આ જાણીતા મરાઠી બાલમાસિકે પોતાના સ્વર્ગસ્થ તંત્રીના સ્મરણચિન્હ તરીકે આ દળદાર ખાસ અંક પ્રકટ કર્યો છે. એ પ્રસિદ્ધ મરાઠી ભાષાના સાક્ષરનું જીવન ચરિત્ર આપવા ઉપરાંત વિધવિધ લેખક લેખિકાઓએ તેમના ઉપયોગી જીવનની ઝાંખી આ અંકમાં કરાવી છે, અને સદ્‌ગતને લેખાંજલિ અર્પી છે. સ્વર્ગસ્થે કરેલી યોજના મુજબ આજે બાલશિક્ષણના પ્રદેશમાં આ માસિક અત્યંત ઉપયોગી કાર્ય કરી રહ્યું છે.

અપના સોપ: બનાવનાર: અપના સોપ એન્ડ કેમીકલ વર્કસ, ગીરગામ, મુંબાઇ. વિલાયતી સનલાઇટ સોપને ટક્કર મારે એવો, ચરબી કે એવી બીજી કોઇ વસ્તુના ભેળ વિનાનો, ફક્ત તેલમાંથી બનેલો આ શુદ્ધ સ્વદેશી સાબુ રાષ્ટ્રીય સંગ્રામનું એક સુંદર પરિણામ છે. રેશમી, ગરમ કે સુતરાઉ કાપડ ધોવામાં આ સાબુ અત્યંત સંતોષકારક કામ આપે છે પ્રજા આવી દેશી બનાવટોનો જ ઉપયોગ કરે તો મફતમાં પરદેશ ઘસડાઇ જતું આપણું ઘણું નાણું દેશમાં જ રહે અને દેશીજનો ભૂખે મરતાં બચે-દેશ સમૃદ્ધ બને.

સાભાર સ્વીકાર: (૧) જ્ઞાનવિકાસ: તંત્રી: રા. છોટુભાઇ દાજીભાઇ દેસાઇ: પુ ૧, અંક ૧. (૨) જૈન મહિલાદર્શ: સં. શ્રી પંડિતા ચન્દ્રબાઇજી. ઉપ. સં. શ્રી. લલિતબાઇજી. વ. ૯: અંક ૧૦. (૩) ઘડીભર મોજ અને સીનેમા ફેન: તંત્રી રા. ભોગીકુમાર. પુ. ૪; અંક ૧૩. (૪) સીનેમા યુગ: તંત્રી: રા. રામદાસ રૂપારેલ પુ. ૧; અંક ૨૧ થી ૨૩. (૫) પ્રચારક: તંત્રી: રા ચન્દ્રમણી મોતીલાલ. વ. ૬; અંક ૧ (૬) પ્રણામી ધર્મપત્રિકા: સં. પં. કૃષ્ણદત્ત શાસ્ત્રી અને રા. મગનલાલ જે. ગજ્જર. વ. ૨; અંક ૩-૪. (૭) મોઢેન્દુ: તંત્રી: રા. રવિશંકર હ. પંડ્યા. વ. ૨; અંક ૧૨. (૮) કમર: તંત્રી: રા. મહમદ ઉસમાન સુરતવાલા. પુ. ૧; અંક ૩. (૯) યુવક પત્રિકા: તંત્રી: રા. શાન્તિલાલ ના શાહ. માર્ચ ૧૯૩૧. (૧૦) સહકાર: તંત્રી: રા. ચતુરભાઇ વિ. પટેલ. વ. ૧, અંક ૧. (૧૧) વાર્ષિક નિવેદન: શ્રી શિવાજી પુસ્તકાલય, વ્યારા. સન ૧૯૨૯-૩૦ (૧૨) અઢારમો વાર્ષિક રિપોર્ટ: શેઠ નારાયણજી ધનજી તથા ભુલચંદ મેઘજી લોહાણા બોર્ડીંગ: સન ૧૯૨૯-૩૦. (૧૩) મહાત્મા ગાંધીજીનો ફોટો: ધી ગ્રેનીય લાઇફ એસ્યુ. કંપની લી. તરફથી. મહાત્માજી દાંડીની કુચ માટે નીકળ્યા તે સમયનો સુંદર ફ્રેમમાં મઢાવવા લાયક રંગીન ફોટો. (૧૪) ચાન્ક બ્રાન્ડ ચાહનું કેલેન્ડર: એજન્ટસ. મે. સપટ એન્ડ કંપની, મુંબાઇ, ૨.

## આજની સ્ત્રીઓનો ધર્મ

સ્ત્રીજીવનમાં જે ગુપ્ત શક્તિઓ રહેલી છે, તેનો વાસ્તવિક વિકાસ થાય એવી કેળવણી તેને મળવી જોઇએ અને સ્ત્રી ગૃહમન્દિરમાં તેમજ સમાજમાં યોગ્ય સ્થાન લઇ શકે તેવી એને બનાવવી જોઇએ. કેળવણી એવી મળવી જોઇએ કે જે વડે સ્ત્રીઓ સાચો સેવિકાધર્મ સમજે ને આચરે. કેળવણી એને એવી ન મળે, જેથી તે 'ખર્ચાળ પુતળી' બની જાય. સ્ત્રીઓ અધિકારની બાંગ પોકારે છે, પણ તેમણે વિચારવું જોઇએ, કે અધિકારની સાથે જ સ્વધર્મ પણ સંકળાયલો છે. પ્રાચીન સ્ત્રીઓને ઝાઝા અધિકાર ન્હોતા-ત્યારે તેમને કરવાનાં કૃત્યો પણ ઝાઝાં ન્હોતાં. તેમને જે કાર્યો કરવાનાં હતાં, તે તેઓ બહુ સુન્દર રીતે બજાવી શકતી. આજની સ્ત્રીઓએ પણ પોતાનો ધર્મ સુન્દર રીતે બજાવવો જોઇએ. કશા પણ હેતુ વગરનું જીવન, એ ખરું જીવન જ નથી

—શ્રીમતી શ્યામકુમારી નહેરૂ




## સ્વદેશ

### ભગિનિ સમાજનું વાર્ષિક સંમેલન!

મુંબાઇનાં શ્રી ભગિનિ સમાજ તરફથી વાર્ષિક ઉત્સવ તેમજ સ્વ. શ્રી. ગોખલેજીની ૧૬ મી સંવત્સરી ફેબ્રુઆરીની આખરે શ્રીમતી મુદ્રિકા બહેન અન્જારિયાના પ્રમુખપદે ઉજવાઇ હતી. પ્રમુખપદેથી અને શ્રી. જયસુખલાલ મહેતાએ શ્રીમાન ગોખલેનાં જીવન અને સેવાકાર્ય ઉપર વિવેચન કરી સ્વ. ગોખલેજીની મહત્તા દર્શાવી હતી. ભગિનિ સમાજનાં પ્રમુખ શ્રીમતી તારાબાઇ માણેકલાલે સમાજનો વાર્ષિક હેવાલ રજુ કર્યો હતો. પંડિત હૃદયનાથ કુંજરૂએ પણ ગોખલેજીનાં જીવન • વિશે વિવેચન કર્યું હતું.

**બે જીવતી સ્ત્રી પર ત્રીજી:** ધામણ ( તા. નવસારી )ના એક ગ્રેજ્યુએટ પ્રથમ પત્ની ગુજરી ગયા બાદ ૧૩ વર્ષની એક કન્યાને પરણ્યા હતા. થોડો વખત તેની સાથે રહી તેને ફારગતી આપી અને ૧૬ વર્ષની બીજી કન્યા સાથે ગયે વર્ષે ત્રીજી વાર લગ્ન કર્યું. આ સ્ત્રીને બે માસની બાળકી પણ છે. આને પણ એ ભાઇએ ફારગતી આપી છે. હવે આ ભાઇ 13-14 વર્ષની છોકરીને ચોથી વાર મહા માસમાં પરણનાર હતા એવી ખબર 'મુંબાઇ સમાચાર'માં શ્રી. માધવભાઇ કાળીદાસ પટેલ નામના ભાઇએ આપી છે.

વડોદરા રાજ્ય મહિલા • પરિષદની પહેલી બેઠક કડીમાં ગયા માસની તા. ૮ મીએ અમદાવાદનાં શારદા મંદિરવાળાં શ્રીમતી સવિતા બહેન ત્રિવેદીનાં પ્રમુખપદે મળી હતી. શ્રીમતી શારદા મહેતા, લેડી વિદ્યાગૌરી, શ્રી. મનોરમા બહેન ચીનુભાઇ, કુ. રેહાના બહેન સાથે ૩૦૦૦ બહેનો હાજર હતાં. સૌ. શારદાબહેને શ્રીમતી સવિતા બહેને ચાલુ લડતમાં લીધેલા ભાગનો ઉલ્લેખ કરી તેમને પ્રમુખપદ લેવા વિનતિ કરી હતી. પ્રમુખ બહેને પોતાના ભાષણમાં સ્ત્રીજીવનને પ્રેરક માર્ગદર્શન કર્યું હતું અને અગત્યના સવાલોની ચર્ચા કરી હતી. પસાર થયેલા ઠરાવોમાં મુખ્યત્વે મૌ. મહમદઅલી અને પંડિત મોતીલાલ નહેરૂનાં અવસાન માટે શોક દર્શાવનારો; વડોદરા રાજ્યની સ્ત્રીઓનું સંગઠન કરવાનો, બ્રિટિશ હિન્દમાં સ્વરાજની ચળવળમાં ભાગ લઇ રહેલી બહેનોને અભિનંદન અને ધન્યવાદ આપનારો મહિલા પરિષદનું બંધારણ ઘડવા સમિતિ નીમનારો, તેમજ કન્યા કેળવણી, રેંટિયા-ખાદી વગેરેના પ્રચાર સંબંધી એક સમિતિ નીમવાના હતા.

વડોદરા રાજ્ય યુવક પરિષદ પણ એજ અરસામાં મળી હતી. તેમાં સ્વાગત સભાના પ્રમુખ પદેથી શ્રીમતી રેહાનાબહેન તૈયબજીએ યુવાનોને પ્રેરક ઉદબોધન કર્યું હતું.

**સમાજમાં સ્ત્રીઓનું સ્થાન:** અમદાવાદમાં મહિલા પાઠશાળાનાં અધ્યાપિકા શ્રીમતી ઇંદુમતી એચ મહેતા પી. એ. એ " સમાજમાં સ્ત્રીઓનું સ્થાન " એ વિષય ઉપર લેડી વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપદે ભાષણ આપતાં જણાવ્યું: "

" સમાજમાં સ્ત્રીઓનું સ્થાન અધમ થઇ ગયું છે. તેમને ઘણો અન્યાય થયો છે. શાસ્ત્રકારો અને કવિઓએ સ્ત્રીઓને હલકી ગણી છે પુત્ર અને કન્યાના જન્મ પ્રસંગથી, જે ભેદભાવ ચાલુ થાય છે, તે છેક સુધી રહે છે. જન્મથી જ સ્ત્રીઓના ત્યાગની શરૂઆત થાય છે. બચપણથી જ એવાં બીજ રોપાય છે. સ્ત્રીને એટલી હદ સુધી હીણવામાં આવે છે કે તેને પોતાની જાતને માટે પણ સ્વમાન રહેતું નથી. દીકરાઓને દરેક રીતે સગવડ અપાય છે. ધર્મમય જીવન અને

ત્યાગ, એ બે ચીજો સ્ત્રીઓને ફાવે છે. સ્ત્રીઓમાં કળાનું તત્વ છે, પણ તેને પોષણ મળતું નથી. જીવનવિકાસનાં લક્ષણો દાબી દેવામાં આવે છે. "Right of culture" પુરૂષોજ મેળવી શકે છે. પુરૂષો સ્ત્રીઓને, સતી સીતા જેવી થવા ચાહે છે, પણ પોતે રામ જેવા થતા નથી. નીતિનું ધોરણ સર્વે માટે સરખું જ છે. પ્રેમ અને શ્રદ્ધા, એ ઇનસાનનાં જવાહીરો છે. પરતંત્રતાની બેડીઓ, સ્ત્રીઓને ખુંચે છે. સમાજમાં અનીતિ અને સડો છે. એનો ઉપાય, બંનેને શેમાં રાખવાથી સમાજ સુધરશે. સમાજજીવનનું ઘડતર સ્ત્રીઓજ કરશે. મહાન શિવાજીનું ચરિત્ર ઘડનાર, તેની માતા જીજીબાઈ હતાં. હાલની લડતમાં સ્ત્રીઓનો ફાળો કિંમતી છે. સ્ત્રીઓના વિકાસ માટે, શિક્ષણગૃહો ઉઘાડવાં જોઇએ. તેમાંજ તેમની ઉન્નતિ છે."

લેડી વિદ્યાગૌરીએ ઉપસંહાર કરતાં કહ્યું કે 'સ્ત્રીઓનો આત્મા જાગૃત થયો છે. ત્યારે અસમાનતા નહિ ચાલે. અમોને પુજા જોઇતી નથી ધરતા હક્કો આપો, મનુષ્યત્વ સમજો અને વિકાસનાં સાધનો આપો.



ડૉ. ભાનુમતી મ્હેતા

**ડૉ. ભાનુમતી મહેતા'** અમદાવાદ નિવાસી શ્રી દેવપ્રસાદ મ. મહેતાનાં પુત્રી અને 'વિસમી સદી'માં શ્રી. 'મલયાનીલ'નાં નામ હેઠળ 'ગોવાલણી' આદિ સુંદર નવલિકાના લેખક સ્વ. શ્રી કંચનલાલ વાસુદેવ મહેતા, એમ. એ. એલ. એલ. બી નાં એ પત્ની. ૧૯૦૧ માં એમનો જન્મ થયો બાળપણથીજ પિતૃગૃહના સારા સંસ્કારો પડયા. શ્રી. કંચનલાલ જેવા સંસ્કારિ પતિ મળતાં એ સંસ્કારો ખીલ્યા; ત્યાં ૧૮ વર્ષની કુમળી વયે એ બહેન વૈધવ્ય પામ્યાં. "બાળલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી." એ કવિઉક્તિને જીવનમાં ધારી, વૈધવ્ય જીવન સેવાર્થે અર્પવાનો નિશ્ચય કર્યો. તેને પિતા માતા તરફથી પોષણ મળ્યું. શ્રી. ભાનુમતી બહેને અભ્યાસ શરૂ કર્યો. મેટ્રીક સુધી પહોચ્યા બાદ ૧૯૨૪ માં બી. જે. મેડીકલ સ્કુલમાં દાખલ થયાં અને ૧૯૩૦ના ઓકટોબરમાં એલ. સી. પી. એન્ડ એસ. ની પરીક્ષા પસાર કરી આ દરમ્યાન ગરીબો અને પીડાતાંઓને મદદગાર થવાની પ્રવૃત્તિ તેમણે ઉપાડી હતી. પરીક્ષા પસાર કર્યા બાદ પોતાના સહાધ્યાયી મિત્ર ડૉ. કૃપાશંકર જાની સાથે ગોમતીપુરમાં ગરીબોના ઝુંપડાઓ વચ્ચે દવાખાનું ખોલી સેવાભાવનાને આચારમાં મૂકી છે.

**સ્ત્રીઓ માટે ગૃહવિજ્ઞાન કૉલેજઃ** હિન્દી સ્ત્રીઓનાં કેળવણી ફંડની સમાજની વાર્ષિક સભા દિલ્હીમાં જાન્યુઆરી માસની આખરે મળી હતી. તેમાં ગૃહવિજ્ઞાન કૉલેજને લગતી યોજના પસાર થઇ હતી. એ સંસ્થા માટે ના. નિઝામે રૂા બે લાખ, સર વિકટર સાસુને રૂા. ૫૦૦૦૦ અને બીજાઓ મળી સારી સરખી રકમ મળ્યાનું ગયા માસમાં જાહેર થયું છે. ના. લોર્ડ ઇરવીને ફંડ માટે અપીલ કરી છે.

**મધ્ય પ્રાંતમાં સ્ત્રીશિક્ષણઃ** ૧૯૨૯ ૩૦ના વર્ષમાં મધ્ય પ્રાંત અને બીરારની સરકારે સ્ત્રીકારેલી શાળાઓમાં છોકરીઓની હાજરી ૪૧૨૦૪ હતી તે વધીને ૫૩૪૭૯ થઇ છે. છોકરીએ

માટેની શાળાઓમાં ૨૩ નો વધારો થયો છે. સ્થાનિક મંડળોએ ૧૯ પ્રાથમિક શાળાઓ ખોલી હતી.

**પુનર્લગ્ન:** ( ૧ ) મુંબાઇની વિધવા વિવાહ સહાયક સભા, આર્યસમાજ અને સુધારા સમાજ તરફથી નીચેનાં વિધવા પુનર્લગ્નો થયાં છે. શ્રી. ગંગાબાઇ ( વય વર્ષ ૨૦ ) અને શ્રી. શિવદર્શન ( વય વર્ષ ૩૦ ); શ્રી. ઇચ્છાબાઇ ( ૨૪ ) અને શ્રી. મગનલાલ વલ્લભભાઈ ( ૩૯ ); શ્રી. રમાબાઇ ( ૨૨ ) અને બહાદરસિંહ ( ૩૦ ); શ્રી. તારાબાઇ જોશી ( ૩૯ ) અને શ્રી. યશવંતરાય જોશી ( ૩૯ ); શ્રી. ઇન્દિરાબાઇ ( ૨૫ ) અને ગોવિંદ રાજારામ દાણી ( ૩૦ ); શ્રી જમુબાઇ ( ૨૫ ) શ્રી. ચીમનલાલ ( ૩૫ ); શ્રી સીતાબાઇ સત્વશીલા અને શ્રી. નરેન્દ્રનાથ.

**હિન્દુ-ખ્રીસ્તિ લગ્ન:** બંગલોરમાં ફેબ્રુઆરી માસમાં 'વસંતસેના'ની ફિલ્મમાં કામ કરનાર નટી મીસ એનાક્ષી રામરાવ એજ ફિલ્મના ડિરેક્ટર મી. ભવનાની જોડે લગ્નથી જોડાયાં છે. મીસ રામરાવ ખ્રિસ્તિ છે અને ક્વીન મેરી કોલેજના ઑનર્સ ગ્રેજ્યુએટ છે. શ્રી ભવનાની મુંબાઈના હિન્દુ છે અને ફિલ્મ ઉદ્યોગના પુરોગામી છે.

**પતિદેવ:** મુંબાઇમાં કલાર્ક રોડ ઉપર રહેતા શવજી નામના પતિદેવે પોતાની પત્નીને માથામાં મસાલો ખાંડવાનો પત્થર મારી સ્વધામ પહોંચાડી.

**પ્રકીર્ણ:** ( ૧ ) ધારવાડ ખાતે બાળ ગુન્હેગારો માટેની હુન્નર એપ્રિલની તા. ૧લીથી બોર્સ્ટલ ઇન્સ્ટીટ્યુટ બનશે. ( ૨ ) વાંકીઆમાં એક લગ્ન પ્રસંગે વરકન્યાએ વિદેશી કપડાં પહેર્યાં હતાં એ સ્વયંસેવકોએ ચોકી કરી વરકન્યા પાસે ચોરીમાં સ્વદેશી કપડાં પહેરાવ્યાં હતાં. ( ૩ ) કલકત્તામાં હુગલી નદીમાં ડૂબતી એક સ્ત્રીને બચાવવા જતાં મી. સી. સી. મુરે નામના યુવાને પ્રાણ ખોયો ( ૪ ) મદ્રાસમાં પુનર્લગ્ન કરવા ઇચ્છતી હિન્દુ વિધવાઓ માટે વિધવા સહાયક સભા તરફથી ગૃહ ખોલવામાં આવ્યું છે ( ૫ ) અમદાવાદની મુનિસિપાલીટીએ કાઢેલી ગર્લ્સ હાઇસ્કુલના પ્રિન્સિપાલ તરીકે કુમારી વિનોદિની નીલકંઠની રૂ. ૧૦૦) ના માસિક પગારે નિમણુંક થઇ છે. ( ૬ ) લાહોરમાં ઉદ્યોગ ખાતાં તરફથી જાન્યુઆરીની આખરે સ્ત્રીઓનાં કળા કૌશલ્યનું પ્રદર્શન ખુલ્લું મુકાયું હતું ( ૭ ) સ્ત્રીઓના હિન્દી ખ્રિસ્તિ ટેમ્પરન્સ યુનિયનની ૧૯ મી વાર્ષિક પરિષદ્ તા. ૭ મીથી તા. ૧૨ મી માર્ચ સુધી મીસ મેરી કે. કેમ્બલના પ્રમુખપદે મળી હતી. આ સંઘના સભ્યોની સંખ્યા દસ લાખ ઉપર છે.

**ઇંગ્લાંડમાં હિન્દી વિદ્યાર્થીનીઓની** વધતી જતી સંખ્યાને સલાહ અને મદદ આપવા માટે હિન્દના વડા કમીશનરે ઇંગ્લાંડની હિન્દી કચેરીનાં કેળવણી ખાતામાં મીસ હોપ બોઝની નીમણુંક કરી છે. બ્રિટિશ યુનિવર્સીટીઓ અને શિક્ષણ સંસ્થાઓમાં પોતાની દેશભગિનિઓનું હિત સચવાય તેની તેઓ દેખરેખ રાખશે. મીસ બોઝ બંગાળના યુવતી છે. ૧૯૨૦ માં તેઓ કેમ્બ્રીજમાં અર્વાચીન ભાષાઓનો અભ્યાસ કરવાં ગયાં ત્યારના તેઓ ત્યાં જ છે. લંડનમાં હિન્દી સ્ત્રીઓની હોસ્ટેલ સ્થાપવા તેઓ આતુર છે.

**આજની હિન્દી સ્ત્રીઓ:** લંડનની બેડનફોર્ડ કૉલેજમાં ફેબ્રુઆરીની તા. ૨૦ મીએ મીસ એલીનોર રેથબોનનાં પ્રમુખપદે મીસીસ રામેશ્વરી બ્રીજલાલ નેહરૂએ ઉપરના વિષય ઉપર ભાષણ કરતાં કહ્યું:—" પ્રાચીન હિન્દનાં ધર્મ અને સંસ્કૃતિના રીતરિવાજને પરિણામે હિન્દમાં જાતીય ધર્ષણોનો અભાવ છે. હિન્દની આસમાની સુલતાનીમાં સ્ત્રી એ સમાજનું મુખ્ય અંગ રહી છે અને અજ્ઞાનતા અને બીજી અયોગ્યતાઓ છતાં આજે પણ તેઓ એજ સ્થાન ભોગવી રહી છે. હિન્દની સ્ત્રીઓ કેળવણીમાં પછાત છે પરંતુ તેનું મુખ્ય કારણ એ છે કે ઘણીખરી શાળાઓ અને કોલેજોમાં તેમને અનુકૂળ થાય એવી રીતે શિક્ષણ આપવામાં આવતું નથી. સ્ત્રીકેળવણીનો પ્રચાર અને સુધાર એ આજની હિન્દની સ્ત્રીઓની મુખ્ય જરૂરીઆત છે.

**લેડી સીંથીયા મોસલેએ** પાર્લામેન્ટના મજુર પક્ષમાંથી રાજીનામું આપ્યું છે.

**સ્ત્રીબાળકોની સંભાળ:** આમની સભામાં સ્વતંત્ર પક્ષનાં મીસ રેથબોને એક ખરડો રજુ કર્યો છે. તેમાં પતિ વસીયતનામું કરે તેમાં પોતાની પત્ની તેમજ માબાપની મદદ ધરાવવાને યોગ્ય બાળકો માટે ઘટતી જોગવાઇ કરાવું સૂચવાયું છે. એ ખરડો સંયુક્ત પાર્લામેન્ટની કમીટી પર મોકલાયો છે.

સ્ત્રીઓના દરજ્જા સંબંધી તા. ૧૭ મી ડીસેમ્બરે નિવેદન મોકલનારી વ્યક્તિઓના પ્રતિનિધિ મંડળ સાથે લોર્ડ શાંકી અને હિન્દી વજીર મી. બેને લંડનની હિન્દી કમિટીમાં પ્રાથમિક ચર્ચા કરી હતી.

**મીસ મેયો ફરી પાછાંઃ** ' મધર ઇન્ડિયા ' નામનું પુસ્તક લખી ગદર મુરાદમની ઉપમા પામી ચૂકેલાં મીસ મેયોએ ફરી પાછી સાવરણી ઉપાડી છે અને ' મધર ઇંડીઆ 'નો બીજો ભાગ કર્યો છે. ' મધર ઇન્ડિયા ' માં થયેલા આક્ષેપોની તપાસ કરવા માટે નીકળેલી સમિતિનો હેવાલ પણ તેમાં ઉપચાર્યો.

**જાપાનમાં સ્ત્રીઓને** મતાધિકારના સમાન હક્કો આપનારો ખરડો ધારાસભામાં દાખલ થયો છે.

**વહેમના ખપ્પરમાંઃ** મીલાઝો, ( મેસીના, સીસીલી ) માં એક છોકરીને આંકડી આવતી હતી. દાક્તરોની દવા કરી પણ કાંઈ સુધારો ન થયો એટલે તેની સાવકી મા છોકરીને કોઇ જાદુગરણી પાસે લઇ ગઇ. ૮૩ વર્ષની આવી એક જાદુગરણીએ ઉપાય બતાવ્યો કે જેટલી વખત આંકડી આવે તેટલી વખત છોકરીના ડાબા પગમાં સીવવાની એક કે બે સોય આરપાર ભોંકી રાખવી. આ રીતે છોકરીના પગમાં ૬૪ સોય ભોંકવામાં આવી. છોકરીની સ્થિતિ ગંભીર બનતાં તેને ઇસ્પિતાલમાં લાવવામાં આવી. સર્જને ૪૦ સોયો પગમાંથી કાઢી છે. બીજી નીકળી શકી નથી છોકરીની સાવકી મા અને બીજી બે સ્ત્રીઓને પકડી છે

**પૂર્વ આફ્રિકામાં પ્રો કર્વેઃ** પુનાનાં હિન્દી મહિલા વિશ્વવિદ્યાલયનાં સંસ્થાપક પ્રો કર્વે તેમનાં પત્ની સાથે આફ્રિકા ગયા છે. જાન્યુઆરીમાં તેઓ મોમ્બાસા પહોંચ્યા હતાં તેમણે ભાષણ કરતા એક નાની થેલી ભેટ કરવામાં આવી હતી.

**બે અવસાનઃ** (૧) સુપ્રસિદ્ધ રશિયન નર્તકી મેડમ આના પાવલોવા તા. ૨૩ મી જાન્યુઆરીએ ૪૫ વર્ષની વયે અવસાન પામી છે. (૨) સુપ્રસિદ્ધ ગાયિકા ડેમ મેલ્બા તા. ૨૩ મી ફેબ્રુઆરીએ સીડનીમાં અવસાન પામી છે.



[ મુક્તિસંગ્રામ—અનુસંધાન પાન ૧૨૬ થી ચાલુ ]

રતનબજારમાં હજીય ચોકી થાય છે. મીસીસ ફ્રેન્સ પણ ચોકીનાં કામમાં જોડાયાં છે.

સંધી થયા છતાં કોઇ કોઇક સ્થળે તેની શરતોનો સરકાર તરફથી ભંગ થાય છે. પેગપુરમમાં શ્રીમતી દુર્ગાબાઇ સુબલક્ષ્મી ગર સ્ત્રીકેળવણી વિશે હાઇસ્કુલના વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ કરતાં હતાં. પોલીસે તેમને વિખેરાઇ જવા જણાવ્યું હતું. તેમ ન થતાં લાઠી પ્રહાર થયો હતો. શ્રીમતી દુર્ગાબાઇને પગ ઉપર પ્રહાર થયો હતો.

**પ્રકીર્ણઃ**

કરાંચીનાં ડિક્ટેટર સરમુખત્યાર શ્રીમતી કાશીબહેન કોટકને છ માસ સખ્ત કેદની સજા થતાં ૭ મા સરમુખત્યારપદે શ્રીમતી કસ્તુરબહેન જીવરાજ આવ્યાં હતાં. તેઓ પણ પકડાઇ જતાં શ્રીમતી મહેરબાઇ કદમર સરમુખત્યાર નીમાયા હતા. કરાંચીનાં રાષ્ટ્રીય સ્ત્રીમંડળનાં પ્રમુખ શ્રીમતી સરસ્વતીબાઇ અને મંત્રી રમાલક્ષ્મી પરેલને તા. [illegible] મી [illegible] પકડયાં હતાં

શિકારપુરનાં લેફન્સ એન્ડ કંપનીની દુકાન ઉપર શ્રીમતી જમનાબહેન ચોકી કરતાં હતાં ત્યાં એક યુરોપીયન આવ્યો અને તેણે પીસ્તોલ કાઢી દરવાજેથી ચાલી જવા અને નહિ તો પીસ્તોલ મારવાની ધમકી આપી. પણ શ્રીમતી જમનાબહેન મક્કમપણે ત્યાં ઉભા રહ્યા અને તે યુરોપીયનને પીસ્તોલ ચલાવવા પડકાર કર્યો. આથી તે ત્યાંથી ચાલી ગયો હતો.

ઇન્દોરમાં ચોકી સખ્ત ચાલે છે.

શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયને મેંગલોરમાં ભવ્ય સત્કાર મળ્યો હતો. રેલ્વે સ્ટેશનેથી સરઘસ કાઢી તેમને લઇ જવામાં આવ્યાં હતાં. તેમણે રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો હતો, તે દરમ્યાન ભાષણ કરતાં તેમણે જણાવ્યું હતું કે હજી લડાઇ અર્ધીજ લડાઇ છે. સ્વતંત્રતા મેળવવા માટે હિન્દીઓએ ઘણું કરવાનું છે તેમણે પોલીસ અત્યાચારોનો વિરોધ કર્યો હતો. [ તા. ૨૨-૪-૩૧

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

આપણી રાષ્ટ્રીય લડત આટલો વખત ચાલુ રાખ્યા પછી હાલમાં તહકુબ રાખવામાં આવી છે. તમારો હિસ્સો નજર આગળથી વિસરાય તેમ નથી, અને તમારી શક્તિ, જાગૃતિ, ત્યાગ, વ્યવસ્થા અને બલિદાનથી આખી દુનિયા અજબ થઇ છે. તમારા ભોગ તો ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે. આપણે હજી વધુ કાર્ય કરવાનું છે. આપણા ઘણા ભાઇ બ્હેનો જેલમાં ગયા છે અને લાઠીઓ ખાધી છે. પણ આપણે જ્યાં સુધી આપણી સ્વતંત્રતા મેળવી શકીએ નહિ ત્યાં સુધી લડાઇનો અંત આવવાનો નથી. હાલની તહકુબીથી તમે એમ સમજતાં હો કે લડાઇ પૂરી થઇ છે એટલે ઘેર જઇને હવે સૂઇ રહેવું તો તેમાં તમારી ભૂલ છે. તેમ કરશો તો તમારૂં અત્યાર સુધીમાં કરેલું કાર્ય પાણીમાં જશે.

[ મુંબાઇની મહિલા સભામાં ]

સરદાર વલ્લભભાઇ પટેલ

મ. ગાંધીજીએ ભારતની મુક્તિ કાજે મહાભિનિષ્ક્રમણ આદર્યે એક વર્ષ પૂરૂં થાય તેના થોડા જ—માત્ર ૭ દિવસ અગાઉ યુદ્ધવિરામની જાહેરાત થઇ છે. મ. ગાંધીજી અને નોકરશાહીના પ્રતિનિધિ ના. વાઇસરોય વચ્ચે દિવસોની મસલત પછી તહકુબીની શરતો નક્કી થઇ અને તા. ૫ મી માર્ચે એ શરતો પ્રકાશમાં મૂકાઇ. તે બાદ બન્ને પક્ષ તરફથી આક્રમણાત્મક પ્રવૃત્તિઓ બંધ કરવામાં આવી. તહકુબીની શરતોથી યુવાનોમાં કેટલાકને અસંતોષ થયો છે. થાય; પરંતુ સૈનિકો તરીકે સેનાપતિની આજ્ઞાને માન આપવું એ પ્રથમ ફરજને લક્ષ્યમાં લઇ આજે આખોયે દેશ મ. ગાંધીજીની એ શરતો સ્વીકારી તેનું પાલન કરી રહ્યો છે. મ. ગાંધીજી, સરદાર વલ્લભભાઈ, પંડિત જવાહરલાલ નેહરૂ વગેરે એ એ શરતો વિગતવાર સમજાવી પ્રજાને યુદ્ધ વિરામની શરતો પાળી મહાસભાની પ્રતિષ્ઠા વધારવા હાકલ કરી છે, એટલે હાલ તુરત માટે તો મુક્તિ સંગ્રામ અટક્યો છે, વિરામ પામ્યો છે. સંધીની શરતોમાં શાન્ત ચોકી કરવાનો હકક સ્વીકારાયો છે અને દરીયા કાંઠે વસતા લોકોને પોતાના ઉપયોગ માટે મીઠું બનાવવાનો તેમ એકત્ર કરવાનો હક્ક મળ્યો છે. ગોળમેજી પરિષદની બેઠકમાં હાજરી આપવાની ભૂમિકા અત્યારે તો તૈયાર થઇ રહી છે.

**મુંબાઇ અને પરાંઓ:**

ગયા માસની સમાલોચના થઇ તે વખતે મુંબાઇની ૨૪ મી વિગ્રહસભાનાં ઉપપ્રમુખપદે શ્રીમતી ઇન્દિરાબાઇ કોલ્હાટકર હતાં અને મંત્રીપદે કુમારી પીરોજ વડકે હતાં. આઝાદ મેદાનમાં મીઠું પકવવા માટે તેમને ગિરફતાર કરી ૪ માસ સખ્ત મજુરી સાથની સજા કરવામાં આવી હતી. ડી વોર્ડ જીલ્લામાં સમિતિનાં સરમુખત્યાર શ્રીમતી રતનબહેન મહેતાને ચોપાટી ઉપર મીઠું પકવવા માટે પકડયાં હતાં. તેમને ૩ માસ સાદી કેદની સજા થઇ હતી. શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય ફેબ્રુઆરીની તા. ૨૮ મીએ છુટી મુંબાઇ આવ્યાં હતાં. ત્યારે તેમનો સારો સત્કાર થયો હતો. તા. ૫ મીએ પ્રસિદ્ધ થયેલી તહકુબીની શરતો તા. ૬ ઠ્ઠીએ સર્વત્ર જાણીતી થઇ ગઇ. અને તે બાદ રાજદ્વારી કેદીઓને પણ છોડવામાં આવ્યાં તેમાં મુંબાઇથી પકડેલાં બધા બહેનો ગયા માસ દરમ્યાન છુટી ગયાં છે.

સંધી થયા છતાં વિદેશી કાપડનો બહિષ્કાર તેમજ મદ્યનિષેધ સાધવા શાન્ત ચોકી કરવાની

હેનોએ ચોકી કરતાં ઘણી ઓછી કિંમતે પીઠાંની હરરાજી થઇ શકી હતી. ૨૧ દુકાનોમાંથી ૧૮ દુકાનો વેચાઇ હતી. તેમાં ચેમ્બુર મહાલ અને ટ્રોમ્બેની એક પણ દુકાન નથી. આ દુકાનો વેચાતી લેવાનું કોઇએ સ્વીકાર્યું નહિ. એ ચેમ્બુરની સ્વયંસેવિકાઓનો પ્રતાપ છે. ચેમ્બુરમાં દસ માસ સુધી બહેનોએ ચોકી કરી હતી.

ફેબ્રુઆરી માસની આખરે વિલે પારલેમાં કુમારી મણિબહેન પટેલે સ્ત્રીઓની સભામાં ભાષણ કર્યું હતું. શાન્તાક્રુઝમાં પણ તેમણે એક સભામાં ભાષણ કરી બહેનોને કર્તવ્યનો બોધ કર્યો હતો.

ઘાટકોપરમાં મોઢ જ્ઞાતિ તરફથી શ્રીમતી ફુલકુંવર બહેનને તેમની રાષ્ટ્રીય સેવાની કદરદાનીમાં અભિનંદન આપવામાં આવ્યું હતું.

ગુજરાત

કાઠિયાવાડ:

સંધી થયા બાદ મ. ગાંધીજી અમદાવાદ આવ્યા હતા. ત્યાં તા. ૧૦ મી માર્ચે લેડી સુલોચના ચીનુભાઇના હસ્તે તેમને અમદાવાદના જનસમાજ તરફથી માનપત્ર અને થેલી આપવામાં આવ્યાં હતાં; મ ગાંધીજીનાં દર્શન માટે લોકોની મોટી ઠઠ જામી હતી. માણેકચોકમાં સ્ત્રીઓની મોટી સભા ભરવામાં આવી હતી. તેમાં ગાંધીજીએ ભાષણ આપતાં બહેનોને ખાદી પહેરવા જણાવ્યું હતું. સભામાં એટલી મોટી સંખ્યામાં બહેનો એકઠી થઇ હતી કે ગાંધીજી સભામાંથી ચાલી ગયા બાદ અત્યંત કચડાકચડી થઇ હતી. તેને પરિણામે ૮ બહેનોને ઇજા થતાં ઇસ્પિતાલમાં મોકલવાં પડયાં હતાં. એક બહેન-શ્રી. મૂળચંદ આશારામ શાહનાં પત્ની તો એથી મરણ પણ પામ્યાં છે. ગાંધીજીને આથી ઘણો ખેદ થયો છે.

ખેડા જીલ્લાનાં દારૂનાં પીઠાંનું લીલામ નડિયાદમાં ગયા માસની શરૂઆતમાં થયેલું. તે પ્રસંગે નડિયાદ અને બોરસદનાં બહેનોએ સખ્ત ચોકી કરી હતી, શ્રીમતી તારાબહેન મોડક અને બીજા કેટલાંક બહેનોને પકડયાં હતાં બહેનોની ટુકડીને પોલીસે કોરડનમાં બેસાડી રાખી હતી. ખેડા જીલ્લાની ૯૦ માંથી પણ ૩૦ દુકાનો હરરાજ થઇ શકી હતી અને ભાવ પણ ૫૦ ટકા ઓછા ઉપજ્યા છે. નડિયાદમાં તા. ૩જી એ શ્રીમતી મદનબહેનને ઘરે દરોડો પાડી પોલીસે રૂ. ૯૦ દંડ પેટે વસુલ કર્યાં હતા. શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઇ તા. ૮ મી એ સાંજે છૂટીને બોરસદ આવી પહોંચતાં તેમનું અપૂર્વ સ્વાગત થયું હતું.

ભરૂચમાં ફેબ્રુઆરી માસની આખરે વસ્તી ગણત્રીના બહિષ્કારને અંગે ૩૦ દેશસેવિકાઓ અને ૧૫૦ વાનરોને પકડી છોડી મૂકયા હતા.

કડી પ્રાંતમાં કુમારી રેહાના તૈયબજી સ્વદેશી પ્રચારનું સ્તુત્ય કાર્ય કરી રહ્યાં છે.

## સમાન દરજ્જાની માંગણી

લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, શ્રી. હંસા મહેતા, શ્રી. રમીબાઇ કામદાર, શ્રી. અવંતિકાબાઈ ગોખલે, શ્રી. સ્નેહલતા હઝરત, શ્રી. રતનબાઇ મહેતા, શ્રી. ગોસી બહેન કેપ્ટન, શ્રી. પેરીનબહેન કેપ્ટન, શ્રી. કાશીબાઇ કોઠારે, શ્રી. કુસુમ દેસાઇ, શ્રી. જયશ્રી રાયજી, શ્રી ક્ષમા રાવ અને શ્રી. અન્નપૂર્ણા દેશમુખ, એ બહેનોએ મ. ગાંધીજી, પંડિત જવાહરલાલ નેહરૂ, સરદાર વલ્લભભાઇ પટેલ અને શ્રીમતી સરોજિની નાયડુને મહાસભાના આગામી અધિવેશનમાં નીચેનો ઠરાવ પસાર કરવા વિનતિ કરી છે:—

"રાજકીય ચળવળની સામાજિક તથા રાજકીય બાજુએ હિંદની સ્ત્રીઓએ જે અગત્યનો ભાગ ભજવ્યો છે, અને અહિંસાના કાર્યમાં દેશકાજે 'અપૂર્વ' ભોગ આપીને જે બીનશરતે સેવા કરી છે તે જોતાં, આ મહાસભા માને છે કે હિંદની સ્ત્રીઓને પુરૂષોના જેવોજ મતાધિકાર મળવો જોઇએ. આ હક તેઓને મેળવી આપવા, અને દેશનાં ભવિષ્યમાં યોગ્ય અને અસરકારક રીતે તેઓ પોતાનો ભાગ ભજવી શકે તે માટે બને તેટલા ઉપાય પ્રયત્નો કરવા"

શ્રીમતી સરોજિની નાયડુએ આ ઠરાવને અનુમોદન આપી હિન્દની સ્ત્રીઓ કોઇપણ જાતનું રક્ષણ માંગતી નથી, માત્ર સમાનતાના ધોરણે રહેવા માગે છે એટલું સ્પષ્ટ કરવા જણાવ્યું તેના ઉત્તરમાં જણાવાયું કે "અમારે તો અમારો ન્યાયી હક મિલકત ધરાવવાનો હકજ જોઇએ છે. અને મતાધિકાર જોઇએ છે. અમારે કોઇપણ જાતનો ભેદભાવ કે ખાસ અનામતનો હક જોઇતો નથી."

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ



મંડળના ઉત્પાદક અને સદ્‌ગત પ્રમુખ શ્રી જમનાબાઈ સક્કઈની સંવત્સરી ઉજવવા તેમજ સત્યાગ્રહ–સંગ્રામમાં જેલ જઇ આવેલાં બ્હેનોને અભિનંદન આપવા તા. ૮–૪–૩૧ ના દિને માધવબાગમાં મળેલી સભા




પુસ્તક ૧૬મું ] મે ૧૯૩૧ [ અંક ૭મો

# આર્ય મહીલાઓને*

લેખિકા : સૌ. દીપકબા દેસાઈ

( ઢાળ—'અહો બ્રહ્મનાદ ગાજે' )

શૂરી આર્ય મહીલાઓ ત્હમે દેશને દીપાવો
આવો આવો ભારતના ચોકમાં !
ભેગાં મળી લ્હાવ લૈયે આપણે ઉમંગમાં-શૂરી૦

( સાખી )

વીરાંગનાઓ વિશ્વમાં, વીરતાથી વખણાય;
વિમલ સુચરિતો ત્હેમનાં, ઊતારો ઊર માંહ્ય.
ભારતી માતાની સેવા સ્નેહથી સહુ કરો-શૂરી૦

( સાખી )

શક્તિ રૂપે અવનિમાં, ઝળહળી રહો સન્નાર,
ધરણીતલ ઝૂલાવીને, સફળ કરો અવતાર;
કીર્ત્તિદીપક સખી ! જગતમાં પ્રકાશજો-શૂરી૦

---

* નવા પ્રકટ થનાર " રાસ બત્રીશી " માંથી



# બાલમંદિરની બાલકો પર અસર

લેખકઃ શ્રી. વામનભાઈ ઠાકોર

[ શાન્તાક્રુઝમાં મોન્ટેસોરી પદ્ધતિથી ચાલતાં બાલમંદિરમાંના બાલકોનો પરિચય, બાલમંદિરના એક મુખ્ય સંચાલક શ્રી. વામનભાઇ આ લેખ દ્વારા કરાવે છે. બાલમંદિરમાં પ્રવેશતી વેળા એ બાલકો કેવાં હતાં અને અત્યારે એ કેવાં છે, એનો આ પરિચય દ્વારા વિચાર કરતાં બાળકો ઉપર બાલમંદિરની અસર કેટલી થાય છે તે સમજાશે. ]

## (૧) કુમારભાઇ

કુમારભાઇ આવ્યા ત્યારે ૩॥ વરસના હતા હાલ તેમની ઉમર ૫ વર્ષની છે. તેમને લગભગ અડધા અડધા કલાકે તાણુ આવતી. તેમના માબાપ દવા કરી થાકેલા હતા. બાલમંદિર ઉઘડ્યું ને મહીના પછી તેમણે પગ મુકયો. તેમની સાથે તેમની બેન પણ બાલમંદિરમાં મુકાઇ. " એને તાણુ આવે છે ત્યારે અમુક જાતનું રડશે. પછી ચોક્કસ તાણ આવશે. આવે ત્યારે માથે પાણીનું પોતુ લગાડજો." " આ એની બેન બાલમંદિરમાં તાણુ આવવા પહેલાં રોશે તો તમને જગાડશે." લગભગ આવા શબ્દો કે સૂચનાથી તેમના મા અમારા કુમારભાઇને મૂકવામાં આવ્યા. તેમણે બાલમંદિરમાં પગ મુકયો.

પહેલા તો સીલીન્ડર્સ લીધા. થોડીવાર લક્ષ છોડી દીધા ફરવા માંડ્યું. મારી જોડે વાત કરવા આવ્યા. વાર્તા મેં કહી તે સાંભળવા બેઠા. વચ્ચે વચ્ચે તે ટુંકું હાથી ઉપર કે ઉંટ ઉપર વિવેચન કરતા. ભાષા તદ્દન તોતડી. પીરસવાનો વખત થયો. તેમને પાણી પીરસવાનું સોંપ્યું. પહેલાં તો પ્યાલા ભર્યા, પોણા ભર્યા. પછી પીરસતા હાથનું સમતોલપણું નહી તેથી પાણી ઢોળાવા માંડ્યું. સમતોલપણા માટે કસરત કરવા જાય પણ થતી નહીં. પાણી ઢોળાયું અને પ્યાલો પડી ગયો. બીજે દિવસે તેમજ બન્યું. અઠવાડિયા લગી તેમજ તેમને ચલાવવા દીધું. રસ્તામાં ઘેર જતા આવતાં પડી જતા. પગ ઉપર સમતોલપણું જોઇએ તેવું ન હતું. તેથી બાલમંદિરમાં પણ ઉંબરેથી કે પગથીયું ચઢતાં પડતા. ઘણી ફેરી ઉંઘી જતા. કામ બરાબર રસથી ને હોંસથી કરતા. એક દિવસ મણકા પરોવવામાં પડયા. લાલ મણકો લીધો પણ બીજો મણકો જે પીળો હતો તેને પણ તેમણે લાલ કહીનેજ લીધો. તેમણે તો કંઠી બનાવી. ખુશ થયા. " જુવો કેવી કંઠી બનાવી. " આમ કરી આમ મણકા પરોવ્યા. " વિગેરે. બરોબર ચોખ્ખું નહીં બોલતા તેમ મારો કાન પણ ટેવાયલો નહીં.

એટલે હું બરોબર તેમનું વર્ણન સમજતો નહીં. સાર સમજી હા કે નામાં જવાબ વાળતો. મેં તેમને પીરસવાનું જ સોંપ્યા કર્યું. ટાવર પસંદ નહીં હતો. રંગની પેટીઓ, સીલીન્ડર્સ, ને લાકડાના દટ્ટા તેમને બહુજ ગમતા. ત્રિકોણ તો તેમને તેમના જીવ જેટલો વ્હાલો હતો. લીટી ઉપર ફરવામાં અડબડીયા ખાતા. વામનભાઈ તથા બાલમંદિર સારૂ તેમને ખાસ માન હતું. તેમને બાલમંદિર ઘર જેવું લાગે છે. કપડા પ્હેરી ટાઇમસર તૈયાર રહે છે. આમન્યા બરોબર પાળે છે. તાણુ છેજ નહીં એમ હાલ જણાય છે. હાલ તે વાંચવા હરખથી મંડયા છે. "દેડકો ઉંઘે છે" વાંચી ઘણા ખુશી થાય છે. જમવાનો "જ" તેમને બહુ ગમ્યો. કાંપવામાં "જ" કાપતા. કાતરનો Control બહુ ઝડપથી મેળવ્યો હતો. તેમાં એકાગ્રતા અતિશય રાખતા. વાવવાને મારે ઘેરથી રાઇ પણ લાવતા. ને ઉગાડતા એક ફેરી કાગળ વાવવાનો પ્રયોગ પણ કરી-જોયેલો. "બાલમંદિરમાં કાગળ જોઇએને" કહી કાગળ વાવ્યો હતો. પણ નિરાશ થયા હતા. લખવાની તૈયારીમાં છે અને ગણતરીમાં આવનાર છે. હેતાળ બહુ છે.

## ( ૨ ) તરલા

તરલાબેન તો ચન્દુબેન જોડે આવ્યાં. બહુજ રોફમાં હતા. કપાળે કરચલી હતી. બાલમંદીરના એક પગથીયાં ઉપરાંત બીજું ચઢવા નહોતા માગતાં. તેમની બેન ચન્દુ અંદર આવી બેઠાં. પણ તે તો નોકર જોડે બ્હાર જ બેઠાં "અંદર આવવું હોય તો આવજો." તે સાંભળી ડોકું ધુણાવ્યું—મીજાસમાં. થોડી વાર પછી બીજું પગથીયું ચઢયાં ને ઉપર આવ્યાં. મેં ( તલુ ) cylinder આપ્યું. જરા બતાવ્યું. તે કાંઇ તેમને ખુબ પસન્દ પડયું. આખો દીવસ તેજ રમ્યા. એકાગ્રતા અજબ હતી. મેં તેમનું નામ ઋષી પાડેલું. Cylinder ઋષી." એ cylinder સાથે લગભગ દોઢસો બસો વાર રમ્યાં; આ પછી Tower લીધો. Pose બહુજ સરસ લેતા. ગાવા બેસતાં ને એક ધ્યાનથી સાંભળતાં. "કાળી કાળી વાદળીમાં વિજળી ઝબુકે" તે તેમને ગમતું. 'એક બીલાડી મળી છે' તે પણ ગમતું. ગાતી વખત બરોબર તાલ આપતા, મોં મલકાવતા. મંજીરા પણ હરખથી વગાડતા. મીજાસ કે રોફ નરમ પડેલો, પણ હતો તો ખરો. હવે હોંસથી પીરસતાં ત્રિકોણ વિગેરે પારખે છે. ટટ્ટુનો ટ તેમને બહુ જ ગમ્યો. બીજો છત્રીનો છ વિગેરે. આમ બાલમંદિરને ઘર ગણી લીધું. માટી કામ સરસ કરવા માંડયું. બાલમંદિરના first assistant જેવું કામ કરવા માંડયું. Lead કરવા માંડયું. હાલ મુંબાઇ સ્કુલમાં છે પણ તેમની મહેરબાની પુરેપુરી છે.

## ( ૩ ) ભદ્રિકાબેન ( વય: ૬ પૂરાં )

પહેલે દિવસે આવ્યાં શરમાતાં કોઇ કામ કરતું જુએ તો છોડી દેતાં. પહેલાં આવી માટીને અડયાં. જાત જાતના ઘાટ બનાવ્યા—બંગડી, વીંટી, પેનસીલ, ગોળી વિગેરે. મણકા હરખથી પરોવતા. cylindersને અવારનવાર અડતા. લાલ પેનસીલ ને કાગળ તેમને લેવા ગમતા. નોટબુક ભરી તે ત્રિકોણ, ચોરસ કહાડતા. એક ચિત્તે કામ કરતા. પણ જો ઉંચું જુએ ને કોઇ કામ કરતા જુએ કે કોઇ visitor બાલમંદિરમાં આવે તો તુરત તે શરમાઇ છોડી દેતાં. શરીરે પાતળા. પીરસવાનો વાવવાનો, ફુલ ભેગા કરવાનો શોખ હતો. જાત

જાતનું ઘાસ ભેગું કરતા. દરિયેથી છીપલાં પણ લાવતા. એક દિવસ તેમણે પૂછયું "તમારું ઘર કયાં છે?" મેં કહ્યું: "મુંબાઇ." મેં પુછયું: "તમે આવશો, મારે ઘેર?" તેમણે હરખાઈ હા કહી. તેજ બપોરે appointment કરી ને ફરાક પહેરી મારી જોડે મુંબાઈ આવવા તૈયાર થયાં. આસપાસના પાડોશીઓ સ્હેજ અચંબો પામ્યા હતા. એક બ્હેને કહ્યું. "જો જો ભાઇ સંભાળજો. એકલી લઇ ન જતા. એકલી ગયેલી જ નથી. માની જોડે જ રહેલી છે." વિગેરે મેં કહ્યું, "ઠીક જો જો; તે મારી સાથે આવ્યાં; છબી પડાવી" મારે ઘેર ખાધું ને નિરાંતે હસતાં ઘેર પાછાં આવ્યાં. હજી તે તેમને યાદ છે. રંગ પુરવામાં બરોબર છે. પાડોશીના છોકરાંની વર્તણુકથી જલદી નથી આગળ વધતા. વળી માંદગી તેમ લાગલાગટ મહિનો દેશમાં ગયેલાં એટલે પ્રગતિ ધીમી છે. વાંચવામાં ને ગણવામાં પડયાં છે. તેમના ઘર આગળથી જ્યારે જાઉં છું ત્યારે બાહાર ઉભા હોય તો અચૂક બોલાવે છે. હાલ તે lead કરે છે.

### (૪) વાસંતી (વયઃ ૪ વર્ષ)

આ બ્હેન આવ્યા તે જ દિવસે કોઈ છોકરું રડતું હતું. તેમને લાગ્યું કે અહીં રડવાનું ચાલે છે. બે દિવસ ન આવ્યાં. ત્રિજે દિવસે આવ્યાં. છબીઓ જોવા માંડી. ખુશ થયાં. પીરસતા ન હતા. માટી કામ ને મણકા લીધા. કંઈ લાંબી ને સરસ બનાવતાં; હરખથી બતાવતાં. કાગળ કાપવાનું કામ પણ સારૂં કરતાં. તે પણ બળીયા તે ઉંટાટીયાથી પાછાં પડેલાં. હેતાળ ને બહુજ observant હતા. ટંડા પણ ખરાં. માંદા પડતાં ત્યારે તે સંભારતા.

### (૫) ચન્દુબેન (વયઃ વર્ષ ૪)

તરલાબેનનાં બેન-ટંડા, બહુજ ટંડા. આવીને બેસે તો તેમનાથી ઉઠાતું નહીં. કાંઈ ચીજ જોઇએ તો મંગાવતા; જાતે લેતા નહીં. તેમના બેનની ઉપર નજર રાખતી. દોઢ ડાહ્યલું બોલતાં. પગ બન્ધાવતાં, તેમજ બીજા અંગો. પાસે માણસ બેસનાર જોઇએજ. પીરસવાવાળા સારાં હતાં.

### (૬) રજનીબેન. (વય વર્ષ ૪ પૂરાં)

પહેલે દિવસે આવ્યાં બે જણા સાથે. બહુજ હઠીલી છે તેવું તેમના વિશે કહેવામાં આવ્યું. બીજે ત્રિજે દિવસે તે દોરડાના હિંચકેથી પડયાં. વાગ્યુ કંઇજ નહીં હતું. હાથ છુટી ગયો હતો પણ shock લાગી ગયો. પાછા ઘેર જવાની હઠ પકડી; મોકલવાં પડયાં; પછી નહીં આવતાં. ઘેર જઇ પરબીડીયાંથી મિત્રાચારી રાખી. પહેલાં, સ્કુલની બાઇ સાથે આવતાંજ નહીં. બા સાથે જ આવે. આવવાનો આગ્રહ જ કરે. માટી કામ અને મણકા તે ગાતાં ગાતાં કરતાં. કંઈ કરતા ડંકો વાગ્યાનું ગીત ગાતાં. કંઈ લાંબી બનાવતા. બટનના frames પણ કરમથી લેતા. કાગળ કાપવાનું તથા ચોટાડવાનું કામ હરખથી કરતાં. હવે મારી જોડે આવે છે. છતરીનો છ, જ, બરફ, તજ વિગેરે વાંચવા માંડયાં છે. પીરસવાનો બુધવાર રોજ ગોખતા. પોલીસની લાઠી સાચું ખાસ ગુસ્સે થાય છે. લાઠી મારે તો હું મારૂં વિગેરે બોલતાં. કેસરીયું ફરાક પહેરતાં. હવે તે આજ્ઞાપાલક ને leading child છે. સૂચના તુરત લે છે. પદ્ધતિસર બધું કરે છે.

### (૭) ગૌતમભાઇ (વયઃ વર્ષ ૪)

તેમની બ્હેન સાથે આવ્યા. પહેલા આવેલા

પણ બા વગર નહીં જ ચાલે. બા કયાં ગઈ, કહી તેમની આંખો ભીની થતી. બીજીવાર જેની કયાં ગઈ, કયાં ગઈ પુછી ગદગદ થતાં. બીજી ઓરડીમાં ગઈ હોય તો પણ ગદગદ થઇ જતા. પીરસવાનો શોખ દેખાયો; માટી કામનો પણ. દેડકા પ ણીમાંથી બોળી કહાડતા. મમરા ખવડાવતા અને ખુબ જ હરખાતા. બકરીનાં બચ્ચાં વિગેરેની વાત બહુજ ગમે છે. મારી સાથે ફરવાનો પણ બહુજ શોખ છે. હીંચકાનો પણ બહુ શોખ છે. હવે તેમનામાં પોતાની જાતનો વિશ્વાસ આવ્યો છે. પોતે પોતાનું કામ કરે છે. છોકરું બદલાઇ ગયું છે.

### (૮) બાલુભાઇ–નાનુભાઇ.

વિષ્ણુ નોકર વગર બાલમંદિરમાં રહી જ નહીં શકતા. વિષ્ણુ જરા દૂર ગયો તો રડી પડતા. હોલની અંદર પેસતા જ નહીં. પુછુ તો જવાબ જ ન મળતો. હવે તેઓ આનન્દથી વાંચે છે. રમે છે. દુકાન દુકાન રમવાનું બહુ જ ગમે છે. કાગળના પૈસા બરોબર ગણે છે. ત્રિકોણ, ચોરસ પણ ગમે છે. પીરસવાનો શોખ પણ છે. હવે હરખથી આવે છે. જોતાં જ બોલાવે છે. અક્ષરમાં આનંદ માને છે. મારી તરફ નમ્રતાથી ને સભ્યતાથી વર્તે છે.

---

## જય જન્મભૂમિ !

[ અમદાવાદ ગામે આજ, શહેર છે સારૂં રે...એ ઢાળ ]

દુનિયામાં અનુપમ માત ! જય જય જન્મભૂમિ !
જશ ત્હારા છે વિખ્યાત, જય જય જન્મભૂમિ !...

જગ—સંસ્કૃતિનો આધાર, જય જય જન્મભૂમિ !
તું ત્રિભુવન તારણહાર, જય જય જન્મભૂમિ !...

ફુલવાડી છો સુખકાર, જય જય જન્મભૂમિ !
ફળફુલ જ્યાં અપરંપાર, જય જય જન્મભૂમિ !...

જ્યાં લસતી લીલા લ્હેર, જય જય જન્મભૂમિ !
જ્યાં પરમેશ્વરની મ્હેર, જય જય જન્મભૂમિ !...

તું એક અજબ, અણમોલ, જય જય જન્મભૂમિ !
કોણ આવે ત્હારે તોલ ? જય જય જન્મભૂમિ !...

નમીએ નમીએ ! ઓ માત ! જય જય જન્મભૂમિ !
ધરીએ ચરણે અમ જાત, જય જય જન્મભૂમિ !...

—ચન્દ્રકાન્ત મંગળજી ઓઝા

# અર્પણ*

પૂર્વે કો યુગમાં એક ગિરિને ઘાટ ગૌરવે
પુરુષે આદર્યો યજ્ઞ, હોમ્યા હુતાશમાં હવિ.
ન સ્વિકારી વદ્યા દેવો: 'એહ છે અધૂરી પૂજા. ૧

'નથી એ સહુ અંગની પૂજા,
નથી એ પૂજન સર્વ ભાવનું.
ઋષિ છો, વીર છો, વરાયુ છો;
પણ છો એકલડા, અપૂર્ણ છો.' ૨

નરની હુંપદને વાગ્યા બોલ એ વજ્રબાણ શા.
'વન જીત્યાં, પ્હાડ જીત્યા સરિતસાગર;
આભ ને અવની જીત્યાં: એ અપૂર્ણ શું હું નર ?' ૩

વિચર્યો વનમાં નૃસિંહ એ;
હતી દૃષ્ટિ કંઈ વિશ્વજીતની:
ઉડી એ ક્ષણ પૃથ્વિ માપતી,
ક્ષણમાં વીંધતી નીલ વ્યોમને. ૪

ઘટાઓ ડોલતી આંબ, માથે મંજરી વર્ષતી:
ગયો સંસારયાત્રી એ કો સરોવર કુંજમાં. ૫

કળીએ કળીએ મધુકરો
ઉરજન્મ્યા કંઇ ગીત ગુંજતા;
વિટપે વિટપે વિહંગડાં
વળગી બેલડીએ વિહારતાં. ૬

નીતર્યાં આભની છાયા નિર્મળાં નીર ઝીલતાં;
ને સ્હામે તીરે રમતાં દીઠાં સારસસારસી. ૭

કુંપળો શું અનીલ લાડતા,
ગૂંથતાં પીંછથી પીંછ પંખીડાં;
તરુ ભીતર મોરઢેલડા
નયણો નેણની માંહિ ઢાળતાં. ૮

ફૂલડાં ફૂલડાં વેરી ફૂલની પીચકારીએ
ઉઘાડતાં મૂઠી હૈયાંને વસન્ત રમતી વને. ૯

જળના ફૂલના સુમાર્દવે,
વનસૌન્દર્યે, વસન્તલક્ષ્મીએ,

---

* 'દામ્પત્યસ્તોત્રો' શિર્ષક દામ્પત્યરસથી ભરેલા કાવ્ય સંગ્રહનું.

મધુરાં ગીત, વિશ્વસૌખ્યે
નરનો એ નરભાવ ઝંખવ્યો. ૧૦

થઈ કઠોરતા કૂંળી, નમી એ નર વ્યાઘ્રતા;
ઢળી પડ્યું ઉછળતું એ પ્રૌઢું પૌરુષપોપચું. ૧૧

નિરખ્યું વનમાં ઉંડું ઉંડું,
નિરખ્યાં સારસ, નીર નિરખ્યાં;
ઉરનો વનનો જ વિશ્વનો
પરખ્યો દૈવી વસન્તમન્ત્ર ત્હાં ૧૨

પછી તે તિથિએ હાર્યો વિશ્વનેતા નૃસિંહ એ;
જીતી વસન્તની રાણી ભવાની ભવશોભના. ૧૩

પ્રકૃતિપુરુષે વસન્તમાં
જગતે તે દિન બીજ રોપિયું;
અણુ એહ પ્રફુલ્લ્યું-પાંગર્યું,
સખિ ! એનો પ્રગટ્યો વિરાટ આ. ૧૪

દામ્પત્યભાવો જનના છાયા એ દેવભાવની;
પૂરો વસન્તની રાણી સૌના સૌ સદ્મનોરથો. ૧૫

રવિની રવિકાન્તિ જેવી છે,
જ્યમ છે ચન્દ્રની ચારુ ચન્દ્રિકા;
વનકાન્તિ વસન્તઃ એહવી
નર કેરી નરકાન્તિ નાર છે. ૧૬

હળીને એકબીજામાં બે નેત્રો એકદૃષ્ટ રહે,
એકલગ્ન થજો એમ સંસારે સર્વ દંપતી. ૧૭

મલકી શરમાતી વીજળી
વિરમે છે જ્યમ મેઘઉરમાં,
હૃદયે ત્યમ રહેજો તું હળી
સ્મરી લેજે સખિ! આજ એ તિથિ. ૧૮

અણભૂલી અણભૂલાતી લખી દામ્પત્યની સ્મૃતિ,
તાહરાં પ્રેરણાસ્તોત્રે વધાવું છું ત્હને, સખિ ! ૧૯

કરમાયલને વસન્ત છે ને,
જ્યમ રોગી જનને છે ઔષધિ;
જગતે જ્યમ મર્ત્યને સુધાઃ
પતિની સંજીવની સુપત્ની છે. ૨૦

—ન્હાનાલાલ દલપતરામ કવિ




# પ્રગતિને પંથે

( એક સત્ય ઘટના )

લેખકઃ રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

[ એક સાચા બનાવનું આ રમ્ય શબ્દ-ચિત્ર છે. જુના વખતના હિન્દુ સમાજમાં પુત્રીઓને લગ્નવિષયક પ્રશ્નમાં ભાવ પણ પૂછાતો ન હતો. હવે શિષ્ટ, શિક્ષિત હિન્દુ માબાપોનાં માનસ કેવાં પલટાઇ ગયાં છે અને કેવી ગૌરવાસ્પદ પ્રગતિને પંથે હિન્દુસમાજ કૂચ કરી રહ્યો છે, એનો ખ્યાલ આ ઘટના આપે છે. ]

વિજયા, રા. બા. વિનયચંદ્રની શાણી અને સરલ મનરક પુત્રી હતી. રા. બા. વિનયચંદ્ર રાજનગરમાં પહેલા વર્ગના માજીસ્ટ્રેટ હતા. પોતાની પુત્રી એક નમૂનેદાર પત્ની બને, એક નમૂનેદાર માતા બને, એક નમૂનેદાર સદ્‌ગુણશીલ આર્ય લલના બને એવી ઉત્કટ અભિલાષા તેમને હતી અને તે પૂરી કરવા માટે તેમણે એક શિક્ષિકા દ્વારા વિજયાને શિક્ષણ આપવા માંડયું હતું. તે ૮ વર્ષની થઈ ત્યારથી શિક્ષિકા શિરિન, હમેશાં તેને દરરોજ બે કલાક શીખવવા આવતી. વિજયા ૧૩ વર્ષની થઇ. પાંચ વર્ષ દરમ્યાન તે ઘણું શીખી છે. ભરત, ગુંથણ, શીવણ આદિમાં તે પારંગત બની છે. સંગીતમાં તે પ્રવીણ બનીછે. તે વિવિધ રાગરાગણીઓ વગાડી ગાઈ શકે છે; તેનો મંજુલ કંઠ સાંભળનારને ઘણો આહ્‌લાદક લાગે છે, અને શિક્ષિકા શિરિન પણ તેનું સંગીત સાંભળી આશ્ચર્ય પામે છે. ગુજરાતી ભાષા વાંચતાં લખતાં આવડવા ઉપરાંત તે અંગ્રેજી ચાર ચોપડીઓ સુધીનું શિક્ષણ મેળવી શકી છે. ચિત્રકામ પણ તે સારું જાણે છે. માણસોના મ્હેરા હજુ સ્પષ્ટપણે અને આબેહુબ કાઢતાં તેને નથી આવડતા પરંતુ પુરુષો અને સ્ત્રીઓના જુદા જુદા પોષાકો, નદીનાળાંના દેખાવો, પ્રાણીઓનાં ચિત્રો વગેરે તે બહુ સારી રીતે ચીતરી શકે છે. કલ્પનાશકિતથી, નવીન ચિત્ર કાઢવાનું કામ તે કરી શકે છે. ફક્ત એક અમુક માણસની છબી ઉપરથી તેનું મ્હોં બરાબર કાઢી શકવામાં તે પાછી પડે છે. નીતિ સંબંધી, સ્નેહ સંબંધી, તથા સદ્‌ગુણો સંબંધીના તેના વિચારો ઉત્તમ પ્રકારના છે, તેનું વર્તન શુદ્ધ અને સ્નેહભર્યું છે. એકંદરે આજ પોતાની તેર વર્ષની વયે આ બાળા એક એવી સદ્‌ગુણોવેત કન્યા બનેલી છે કે જે કોઇ તેની સાથે વાતચિત કરે છે કિંવા તેના સંબંધમાં આવે છે તે તેને માટે માન ધરાવ્યા વગર રહી શકતું નથી. આ સઘળું શિક્ષિકા શિરિનને પ્રતાપે છે એમ વિજયા અને તેનાં માતાપિતા કહે છે. જ્યારે શિક્ષિકા શિરિન કહે છે કે એ બધુ આ સરલ બાલાની ગ્રહણશકિતને આભારી છે; પરંતુ એ શબ્દો કહેતી વખત શિક્ષિકાના હૃદયમાં તો એજ લાગણી રહેલી હોય છે કે “ આને મેં બધું શીખવ્યું છે. ”

✠

રા બા. વિનયચંદ્ર એક દિન પોતાના દિવાનખાનામાં પોતાનાં પત્ની વિદ્યાગૌરી સાથે બેઠા બેઠા વાર્તાચિતો કરે છે. વાતમાંથી વાતમાં વિદ્યાગૌરીએ કહ્યું: ત્યારે હવે તમે મારી વિજયાનું શું કરવા માગો છો ? હવે ક્યાં લગી એ બાપનો ભારો ઉછેરશો? મીરાંબાઇ રાખવી છે ? તમે કહેતાં'તા ને કે બે ત્રણ જગ્યાઓએ પત્રો લખ્યા છે, પણ તેનું પરિણામ શું આવ્યું તે તો મને જણાવ્યું નહીં. "

વિનયચંદ્રે હસીને કહ્યું: હું એક આબરૂદાર માણસ રહ્યો એટલે કાંઇ ખાસ કોઇ ગરીબને મારી કન્યા આપી શકું નહીં. વિદ્યા સંપત્તિમાં તે ગ્રેજ્યુએટ તો હોવો જ જોઇએ અને ધન સંપત્તિ રીતસરની હોવી જોઇએ. કુલ ખાનદાન અને ઉત્તમ હોવું જોઇએ અને એ છોકરો પોતે ગુણવાન્ હોવો જોઇએ. આવો વર મળે નહીં ત્યાં લગી હું મારી પુત્રી ને મારે ત્યાં કેમ ન રાખું ? આટઆટલું તેને યોગ્ય શિક્ષણ આપ્યા પછી હું કાંઇ એ રત્નને કુવામાં નાંખવા માગતો નથી.

વિદ્યા: એ તો મારોએ મત નથી પણ તમને કોઇ વર હજી સુધી મળ્યો નથી કે શું છે તે તો કહો ?

વિનય: હજી લગી કોઇ પણ એવો વર મળ્યો નથી, મારા ચાર પાંચ મિત્રોને લખ્યું છે અને સારો વર શોધવા તેઓએ વચન આપ્યું છે. જ્યાં લગી નથી મળ્યો ત્યાં લગી આપણે શાન્તિ રાખી બેસી રહેવું એવો મારો મત છે.

વિદ્યા: પણ તેનો કન્યાકાળ વહી જાય છે તે?

વિનય: તેનું પ્રાયશ્ચિત કરીશું. શાસ્ત્ર ક્યાં પ્રાયશ્ચિત્ત કરવાની બારી નથી રાખતું. એમ કર્યા શિવાય આપણો છૂટકો નથી.

વિદ્યા: પણ મારી કને આપણી નાતનાં ઘણાં માગાં આવતાં જાય છે.

વિનય: વારુ, એમાં તને કોઇએ લાયક વર લાગ્યો ?

વિદ્યા: ના, ઘણા તો એવા છે કે જેમને માટે ખરાબ વાયકાઓ સંભળાય છે. કોઇ તો કાળા અક્ષરને કૂટી મારે એવા છે; કોઇ ફક્ત ઉંઠા સુધી જ ભણેલા છે. એમાંનો એકકે મારી વિજયાથી વધારે ભણેલો નથી.

વિનય: થયું ત્યારે. એવા સાથે મારી પુત્રી વરાવીને, પછી જન્મભર સુધીના તેના છૂપા શ્રાપોનો ભોગ થઇ પડવા મારી વૃત્તિ નથી.

વિદ્યા: ત્યારે આપણે શું કરવું ?

વિનય: શાંતિ ધારણ કરી બેસી રહેવું. "

✠

એક બાજુ જ્યારે વિજયા રૂપી વેલ ફાલી ફુલીને સુંદર બનતી હતી ત્યારે બીજી બાજુએ તેનાં માતાપિતાને તેની સંબંધમાં અનેક ચિંતાઓ ઉત્પન્ન થતી હતી. આવામાં એક દિન વિનયચંદ્રના એક મિત્ર ચારરાયનો પત્ર આવ્યો: સ્નેહી શ્રી,

આપણી જ્ઞાતિના અલકપૂરના પ્રસન્નવદનરાય નામે એક સજ્જન એ નગરમાં શ્રીમંત ગણાય છે. તેમનો પુત્ર નીતિરાય, હાલ પ્રિવિયસમાં છે. ભણવામાં ચબરાક છે. ગયે વર્ષ મેટ્રીકમાં ઠીક નંબરે પાસ થયેલો છે. પ્રસન્નવદનરાયનાં પત્ની હયાત નથી. તેમની વિધવા ભાભી, પોતાનાં ત્રણ છોકરાં સાથે તેમના ગૃહનો કારોબાર ચલાવે છે. પોતે સ્વભાવે બહુ સુશિલ છે. વિધવા ભાભી, જો નિષ્પક્ષપાતપણે કહું તો કડક છે પણ તે પોતાનાં છોકરાંને સુધારવાના ઉદ્દેશથી કેમ ન હોય ? તોપણ આપણી વિજયા પોતાના ઉત્તમ ગુણોથી તેનું મન હરણ કરી લેશે એમ હું તો નિઃશંક માનું છું. આ વસ્તુસ્થિતિ છે. વિશેષ હકીકત માટે જો તમારી ઇચ્છા હોય તો હું ત્યાં આવું યા તો તમે કાંઇ કામનું બ્હાનું કાઢી અત્રે આવી જશો. જેમ રૂચે તેમ ફુરસદે ઉત્તર આપશો.

લી. સદાનો તમારો ચારુ.

વિજ્યાનાં માતાપિતાએ, આ સંબંધમાં વિચાર કરી જોયો. માજીસ્ટ્રેટ પોતે અલકપુર ગયા, જરૂરી માહિતી મેળવી. તેમણે એ છોકરાને વધુ નાણી જોવા માટે એક યુક્તિ કરી. પ્રિવિયસની બીજી "ટર્મ" એ છોકરો રાજનગરમાં ભરે તો? અલકપુર કરતાં રાજનગરની કોલેજનું શિક્ષણ ઉત્તમ છે. આ બ્હાનાં સાથે ચારૂરાયની સમજાવણી પછી અંતે, રા. બ. વિનયચંદ્રની ઇચ્છાનુસારજ, નીતિરાયને રાજનગર ભણવા મોકલવાનું અને માજીસ્ટ્રેટ સાહેબને ત્યાં રહેવાનું ઠર્યું.

✠

જાનેવારી માસ બેસી ચુકયો છે. પ્રસન્નવદનરાયનો પુત્ર નીતિરાય, રાજનગરના માજીસ્ટ્રેટ રા. બા. વિયનયચંદ્રને ત્યાં આવેલો છે અને તેને અહીં કેમ મોકલ્યો હતો તેનું ગુપ્ત કારણ તે પોતે જાણતો નથી. વિજ્યા પણ જાણતી નથી. બહાર તો એમજ કહેવાતું કે અલકપુર કરતાં રાજનગરનું "શિક્ષણ સારું હોવાથી અને ચારૂરાયના મિત્રનો પુત્ર હોવાથી તે અહીં ભણવા આવ્યો છે. કોઈક લોકો રા. બા. વિનયચંદ્રનું ગુપ્ત રહસ્ય સમજી પણ ગયા હતા. કોઈ બટકબોલા તો ઉઘાડે છોક કહેતા કે એ છોકરાનું વિજયા સાથે લગ્ન કરવાનું છે, ઇત્યાદિ. એક બાજુ વિજયાનો અભ્યાસ અને બીજી બાજુ નીતિરાયનો અભ્યાસ ધમધોકાર રીતે ચાલે છે. રા. બા. વિનયચંદ્રની દેખરેખ બન્ને ઉપર સરખી છે–કહો કે નીતિરાય ઉપર હાલમાં વિશેષ છે. તેઓ તેને સાંજના કોઇ વાર પોતાની પાસે બોલાવે છે અને અભ્યાસ સંબંધી તેમજ અન્ય વિષયો સંબંધી તેની સાથે વાતો ચિતો કરે છે.

✠

ધીમે ધીમે નીતિરાય અને વિજયાનો પરિચય થતો ગયો. તેઓ એક બીજા સાથે કૈં કૈં વિષયો વિષે વાતોચિતો કરે છે. વિજ્યા પોતાના અભ્યાસ દરમ્યાન પોતાને કઠણ લાગતા કોઇ વિષયોમાં નીતિરાયની મદદ લે છે. અને નીતિરાય તેનો ખુલાસો કરે છે. માજીસ્ટ્રેટ સાહેબ તેઓના મિલનમાં આડે આવતા નથી. તેઓ ફકત એટલીજ સંભાળ રાખે છે કે આ બે જણાં કુમાર્ગે વહે નહીં. ઘણીવાર આખું કુટુંબ બેઠું હોય છે અને વિજ્યા પોતાનું સંગીત લલકારે છે. ઘણીવાર બધાં બેઠાં હોય છે તે વચ્ચે વિજ્યા અને નીતિરાયના અભ્યાસની પરીક્ષા કરવા માજીસ્ટ્રેટ સાહેબ ખુલ્લા પ્રશ્નો પૂછે છે અને તેઓ ઉત્તર દે છે, આમ પરિચય, વિચારો અને જ્ઞાનમાં વૃદ્ધિ થતી રહે છે. દિવસો, અઠવાડિયાં અને મહિનાઓ વહી ગયા. નીતિરાયની પરીક્ષા આવી. ઇશ્વરકૃપાએ તે સફલ નીવડયો. આ બાજુ વિજ્યા અંગ્રેજી પાંચમી ચોપડી સુધી શીખી ગઇ અને તે ઉપરાંત બીજી યોગ્ય કુશલતાઓ સંપાદન કરી શકી. આ સમય દરમ્યાન વિજ્યા અને નીતિરાયનો સ્નેહ વધ્યો હતો. નીતિરાયને એવા વિચારો આવ્યા હતા કે આ બાળા મારી પત્ની થાય તો સારું. વિજ્યાને નીતિરાયનો સ્વભાવ માફક આવી ગયો હતો. તેના વિચારો તેને અનુકૂલ પડયા હતા. તેનો હસમુખો સ્વભાવ કે જે ફક્ત તેણે વિજ્યા પ્રત્યેજ બતાવ્યો હતો તે તેને ગમી ગયો હતો. તેને નીતિરાય નજદીક ન હોય તો ગમતું નહીં. તેની સાથે કોઇના કોઈ વિષય ઉપર વાતો જ કર્યા કરવી તેને ગમતી હતી.

આ સર્વ બનાવો વિનયચંદ્ર કે તેની પત્નીથી અજાણ્યાં ન હતાં. તેમને નીતિરાય કુલીન લાયક યુવક લાગ્યો છે. તેની ઉચ્ચ ભાવનાઓથી માહિતગાર થયા પછી તેને વિષે તેમને સારો અભિપ્રાય થયો છે અને તેમને લાગ્યું છે કે અમારી પુત્રીને આ યુવક સુખી કરશે જ. જૂન માસમાં પરીક્ષાનું પરિ-

શુભ જણાય તે પહેલાંની રજામાં નીતિરાયને ખાસ તેને ઘેર જવા દેવામાં આવ્યો નહીં. એ રજા દરમ્યાન આ યુવક યુવતિ દિવાનખાનામાં બેસતાં, વાર્તાનાં કિંવા કોઇ વિચારમય પુસ્તકો વાંચતાં અને વિજયાની માતા છૂપી રીતે તપાસ રાખતી કે તેઓ યોગ્ય પ્રકારનું વર્તન રાખે છે કે નહીં

✠

અંતે આ સ્થિતિનો અંત આવ્યો. એક દિન નીતિરાય બહાર ગયો હશે તે વખતે માતાએ પોતાની પુત્રીને પાસે બોલાવી ઘણા જ હેતથી નીતિરાય સંબંધીના તેના વિચારો પૂછ્યા. સરલ બાલાએ નિખાલસપણે પોતાના નીતિરાય પ્રત્યેના માનભર્યા વિચારો જાહેર કર્યા. માતાએ આનંદિત થઇને પૂછયું: "શરમાઇશ નહીં. બોલ, તારું એની સાથે લગ્ન કરીએ તો ?" વિજયા ખરે ! શરમાઈ ગઇ. નિરુત્તર રહી. માતાએ ઘણું ઘણું પૂછ્યું ત્યારે પુત્રીએ ફક્ત શરમાતે શરમાતે સ્મિત કર્યું. એની આ પ્રકારની સંમતિ માટે માતાએ એને સ્નેહદાન દીધું.

✠

તે દિવસે કોણ જાણે શાથી પણ નીતિરાય ઘેર આવ્યો ત્યારે વિજયા તેની પાસે જઇ શકી નહીં. ભાવી જીવનના ભારના વિચારોથી કદાચ તેના પગ ભારે થઇ ગયા હોય ! નીતિરાયને ખબર ન હતી કે, માતાએ આજે પુત્રીની સંમતિ લીધી છે અને જે રમ્ય ભાવના પોતે પોષી રહ્યો છે તે હવે વ્યવહારમાં આવનાર છે. વિનયચંદ્ર સાથે તે ફરવા ગયો. ફરીને પાછો આવ્યો. સૌ જમ્યાં. સૌને નિદ્રા લેવાનો સમય થયો પરંતુ વિજયા તેના અભ્યાસ ખંડમાંથી બહાર આવી જ નહીં. નીતિરાયે વિનયચંદ્રને વિજયાની તબીયત વિષે પૂછ્યું. "તેની તબીયતની લગીરે ચિંતા કરવા જેવી નથી." એટલોજ જવાબ તેને મળ્યો. તે પોતાના ખંડમાં સુઇ ગયો. રાત્રે તે જાગ્યો ત્યારે માજીસ્ટ્રેટ સાહેબ અને તેમના પત્ની દિવાનખંડમાં બેઠાં બેઠાં મોડે સુધી કંઇક વાતો કરતાં રહેલાં જણાયા. "કંઇક પણ નવી ઘટના છે! અને તે વિજયા સંબંધીજ છે," એમ નીતિરાયને લાગ્યું. લગભગ ૦॥ કલાક વહી ગયા પછી "હવે એજ વિજયાનો વર" એવા શબ્દો વિદ્યાગૌરીના મુખથી બોલાયલા તેણે સાંભળ્યા. નીતિરાય મનમાં મલકાઇ ગયો. હર્ષની લાગણીથી છવાયલા હૃદયે તે ઉંઘી ગયો.

બીજે દિવસે તેને જવાનું હતું. તેનો મેળાપ વિજયા સાથે તે દિવસે પણ થઇ શક્યો નહીં. પણ તેનું હૃદય આશાભર્યું હતું એટલે મેળાપ ન થયો તેથી તેને ક્ષોભ થયો નહીં.

થોડાક જ દિવસ તેને વતન પહોંચ્યાને વીત્યા ત્યારે મંગલ વધાઇ મળી કે વિજયા સાથે તેનું વેવિશાળ થયું છે. હવે ઇંટરનો અભ્યાસ તેને અલકપુરમાં કરાવવામાં આવ્યો. તે બી. એ. જુનીયરમાં હતો તે દરમ્યાન વિજયા સાથે તેનું લગ્ન થયું. વિજયા અને નીતિરાય, ઉભયનાં હૃદયમાં જ ફક્ત આ લગ્નને લીધે આનંદસાગરનાં મોજાં ઉછળતાં હતાં, એમ ન હતું-વિજયાનાં માતા પિતા અને નીતિરાયનાં માતા પિતાના હૃદયોમાં યે એ સાગરની છોળો આવતી રતી.

વાચક ! આ ઘટના તમને કેવા તરંગ અર્પે છે ? તમને નથી લાગતું કે-જ્યારે હિન્દુ સંસારમાં ઢીંગલા ઢીંગલીનાં લગ્નને બદલે આવાં સમજણાં, સંમતિવાળાં યુવક-યુવતિઓનાં લગ્ન વધતાં જશે ત્યારે દેવભૂમિ હિન્દમાં દેવ દેવીઓની જડ મૂર્તિઓમાં જીવની જે ઉણપ છે, તે પૂરી પડશે અને સજીવ દેવદેવીઓ વાળું હિન્દ મહાન દેવ-મન્દિર બનશે !

એ સુભાગી દિન સત્વર સમિપે આવો એજ ઇચ્છા.

# સૌન્દર્યની વેલ

૧

સરજનહારે સરજત વેરી, સૃષ્ટિને શણગારી;
સૃષ્ટિને શણગાર અનેરી સરજી સુન્દર નારીઃ
નારીમહિમાની બલિહારીઃ
પ્રકૃતિને સર્જન, પ્રકટી પ્રેમગંગ પુણ્યકારી;
પુણ્યભર પગલે ડગલાં ભરતી કુમારિકા-કુલક્યારીઃ
ક્યારી કુસુમલ બાલકુમારીઃ

૨

મહિયર-માંડવ મ્હોરે કન્યા, કલાઝરણ ઝીલનારી;
હલકે હલકે છલકે હૈડે વસન્તની ખુમારીઃ
ન્યારી રૂપછટા ધરનારીઃ
વસન્તવરણી વેલી, રૂમઝુમ યૌવન પદ સંચારી;
સોહાગણ સંસાર સુહાવે, પત્નીરૂપ પધારીઃ
ખારી ખલક, મધુ કરનારીઃ

૩

શક્તિમૈયા, ભક્તિસેવનાં કલ્યાણક વ્રતધારી;
મંજુલ મંજરિ-ફૂલ ઉછેરે સ્વાર્પણથી સન્નારીઃ
સારી સૃષ્ટિ બને પૂજારીઃ
એકલવાયાં જીવનવનમાં નન્દનવન સૃજનારી;
પુત્રી, પત્ની ને માતાનાં ત્રિવિધ તપ તપનારીઃ
નારી ! અદ્‌ભુત રૂપ અવતારી,
ત્હારી તપસ્યાની બલિહારીઃ

—કેશવ હ. શેઠ




લેખક: રા. કલ્યાણરાય ન. જોષી

શોડીક બેનો સાથે શિક્ષક તરીકે એકવાર હું વિચાર-ગુંજન કરી રહ્યો હતો. આગલે દિવસે એ બેનો સાથે કોઈ વિદ્વાન અમલદારનું ભાષણ સાંભળવા હું ગયો હતો. બેનોને પૂછ્યું છું કે વ્યાખ્યાનકાર પાસેથી શું જાણવા જેવું ગાંઠે બાંધી લાવ્યાં? બિચારી બેનો કંઈ ઉત્તર આપે? તેમના ચિત્તમાં તો કંઈ કંઈ શબ્દોના લોચા વળતા હોય, પણ સમાજે બેનોને તો માત્ર લખવા વાંચવાના શબ્દકોષની માહિતીજ આપી હોય; તેથી મનના લોચા બતાવનાર શબ્દો તેમને ક્યાંથી જડે? કોઈ પણ શક્તિ વાપર્યા વગર કસાતી નથી અને કસાયા વગરની શક્તિ ઉપર ભરોસો રાખી તે અણીને વખતે વાપરી શકાતી નથી. મારી એ શિષ્યાઓ હજી બહુ સમજુ; ઉમ્મરે તો પુખ્તજ અને સંસારના વા તો સૌને વાઈ ગયા હતા. એક બેન મોઢાં પાસે સાડીનો છેડો ઢાંકી બોલ્યાં—" સાહેબ, વ્યાખ્યાન તો રાજભક્તિનું હતું તેટલું સમજાયું. પરંતુ વ્યાખ્યાનકારનું મોઢું અથથી ઇતિ સુધી એક જ ઢબનું હતું એટલે બધું વ્યાખ્યાન ગ્રામોફોનની રેકૉર્ડના શબ્દો જેવું લાગ્યું. "

એક બેનની મુખપતી જાળી ઉઘડી એટલે બીજાં બેન પણ બોલવાને લલચાયાં.

" સાહેબજી, સાચું કહું? મને તો એ મોઢું એટલે કોરો કાગળ લાગ્યો. ચહેરા ઉપર કંઈ લખ્યું જ ન હોય તેવો ચહેરો એ વ્યાખ્યાનકારનો હતો. એવું તો કેમ ગમે?"

મેં તરતજ વાત ઉપાડી લીધી; " કોરો કાગળ "—એ ઉપમા મને આબાદ લાગી. એ ઉપમામાંથી મારે જોઈતો ગુંજનનો વિષય મને મળી ગયો હું ઘણી ખરી વાર વર્ગમાં પૂર્વમાં તૈયારી કર્યા વગર જવાની ટેવવાળો તો ખરોજ પણ તેની સાથે એ ભાન પણ ખરૂંજ કે હું સાધન સંપન્ન છું એટલે શિષ્યાઓને ભાવતું ભોજન તો પીરસી શકાશે જ.

જુઓ બેન, તમને કોરા કાગળ જેવાં મોઢાં ન ગમે તેનું કારણ સમજ્યાં? આપણે માણસો બોલીએ છીએ ત્યારે આપણે જે કહેવાનું હોય છે તે કેવળ જીભેથી બોલાતા શબ્દો વડે જ કહી શકાતું નથી. અલબત્ત શબ્દો પસંદ કરેલા હોય તો કહેવાની અસર ઠીક થાય પરંતુ શબ્દો ઉપરાંત બોલનારનો [illegible]ો કેટલીક વાત સમજાવી શકે છે. અને

તે લ્હેકા ઉપરાંત હાથ પગ અને શરીરની ગતિથી પણ કહેવાની વાત સચોટ કહી શકાય છે; અને એ બધાંથી ન થઈ શકે તેવું સમજાવવાનું કામ આપણા ચહેરા ઉપરના સ્નાયુના ચલન વલનથી થઇ શકે છે. ઘણી વાર શબ્દો કરતાં પણ ચહેરા ઉપરના સ્નાયુના ચલન વલન વિશેષ સમજાવી શકે છે. શબ્દો જેને માટે શોધ્યા ન જડે તે ભાવ ચહેરા ઉપરના સ્નાયુના ચલન વલનથી સહેજમાં [illegible]વી શકાય છે.

આમ હું બોલી રહ્યો હતો ત્યાં એક બે વિચક્ષણ બેનો તો સમજી ગયાં કે માસ્તર સાહેબે અમુક નખરાંબાજ બેન ઉપર પ્રહાર કરવાનો વિષય શોધ્યો લાગે છે. કોઇ તો તરલા-ચકોર–ચબરાક–બેન તરફ જોવા પણ લાગ્યાં.

મેં આગળ ચલાવ્યું.

જુઓ, બેન, એવા કોરા કાગળ જેવાં મોઢાં રાખે પાલવે તેમ નથી. આપણી આંખો નાચવી જોઇએ, આપણા ગાલ સ્ફુરવા જોઇએ આપણા હોઠનું સ્પંદન થવું જોઇએ, આપણા ભવાંનો સંકોચ વિકાસ થવો જોઇએ, કપાળની કરચલીઓ આપણે કબજે હોવી જોઇએ અને નાકના ફોણવા ધમીએ ત્યારે ધમાય તેવી ધમણ જેવા હોવા જોઇએ. એ બધી ગતિ અર્થવાહક–અર્થસૂચક–હોય છે. એ ગતિ જેમણે સાધી નથી તેની પાસે એમનો ચહેરો એ કોરો કાગળ જ છે. સુંદર કાગળ હોય–છતાં અક્ષર તેના પર પાડતાં ન આવડયા તો એ કાગળની સુંદરતા શા કામની ? તરલા બેન બોલ્યાં–" અને સાહેબ તમે આંખને નચાવવાની વાત કહી તે શું સારું લક્ષણ કહેવાય !" મેં કહ્યું: જુઓ બેન આંખમાં તો મોર નાચે અને મેના બોલે, આંખમાં તારા ટચકે અને વીજ [illegible] વચ્ચેજ રહેવાને જાગે; આંખમાંથી તો અમૃત પણ [illegible] 'માં રાખીએ અને કાળોતરો પણ ડોકીઆં કરે. આંખ એ તો જાદુનું ઘર–આંખ એ તો દુખીઆંનો વિસામો, આંખ એ તો પ્રેમનું મંદિર, આંખ એ તો ખુદાનું નૂર ..બેન શું કહું તમને ? આંખની ભાષા કંઇ કોઇ કોષની મદદથી ઉકેલી નથી શકાતી. એ તો સંસ્કારી ચિત્ત ઉકેલે સમભાવની રોશનીથી......માટે આંખને નચાવવાનું કામ સારું છે કે ખરાબ તે તમે સમજી લો. હા, એક વાત છે. સમજ્યા વગર આંખ નાચે એ સમજ્યા વગરના " ઇન્કીલાબ ઝીન્દાબાદ "...ના પોકાર કરવા બરાબર છે. એવી બન્ને ક્રિયાઓના કર્તા ઠપકાને પાત્ર છે.

વિચક્ષણ બેન વચ્ચે બોલ્યાં—" એ તો સમજાય છે કે તમે અમને ઠપકો આપો છો કે સમજ્યા વગર આંખો ટમટમાવવી એ સારું નહિ. પણ સાહેબ એ મોઢાંના ભાવ કંઇ શીખ્યા શીખાતા હશે ?"

હું બોલ્યોઃ હા, બેન, ચહેરા પરના ભાવ આણવા એ જરૂરનું છે. જુઓ થોડીક સૂચના આપું. હાથના સ્નાયુ જેમ વ્યાયામથી કેળવાય છે, તેની ગતિ આપણે કબજે રાખીએ છીએ, તેમ ચહેરા પરના સ્નાયુ, આંખની કીકીના સ્નાયુ, ભવાંની, કપાળના સ્નાયુ અને નાકના ફોણવાના સ્નાયુ વખતો વખત હલાવી ચલાવી તેની જડતા દૂર કરવી જોઇએ.

તમારી આંખને ગોલ, લંબગોળ; અને જેટલા અંશો આપી શકાય તેટલા અંશોવાળા વર્તુલના આકારમાં–ઉઘાડ બીડ કરવાની ટેવ રાખવી. કંઇ બોલીએ, કંઇ સાંભળીએ, કંઈ જોઇએ, કંઈ અનુભવીએ [illegible] આપણી આંખ પહોળી કે સાંકડી [illegible] [illegible] વરસે [illegible]

આંખની કીક [illegible]

આનંદ કે ભય, ઉત્સાહ કે નિરાશા, જ્ઞાન કે અજ્ઞાનથી એ કીકીની ગતિથી દર્શાવી શકાય.

આંખની ભીનાશ પણ ઓછી વધતી કરવાની ટેવથી એક અજબ સાધન ભાવ દર્શાવવા માટે આપણને મળે છે. ગાલ પરની સુરખી ગાલ પરના સ્નાયુના સ્પંદનથી આવે છે. તમે એનો ક્યાં અજાણ્યા છો? શરમના શેરડા તમારા ચહેરા પર કેટલીએ વાર ઉતર્યા હશે; અને ગાલમાં હસવાની કળા પણ તમારામાંના કેટલાંકને તો સાધ્ય છે. એ કંઇ એનોએ ઇજારે લીધેલો હક્ક નથી. મરદો પણ એ હક્ક ભોગવે છે. એનો ગાલમાં હસે તો મરદો મુછમાં હસે.

આવું આવું ઘણુંય કહેવાનું છે. પણ આપણો પીરીઅડ પૂરો થવા આવ્યો છે. હવેથી ધ્યાનમાં રાખજો કે નિશાળમાં છોકરીઓને શીખાડો કે ટટ્ટાર ઊભાં રહેવું, પાટલી પર વાંકા ન બેસવું, તેની સાથે સાથે તેમને શીખાડજો કે કોઈ પાસે જઇએ ત્યારે મોઢું કોરા કાગળ જેવું ન રાખવું. હોઠમાં હાસ્ય તો રાખીજ મૂકવું. આંખને તો સાવધ જ રાખવી; કીકીઓ તો "પીંગપૉંગના" દડા જેવી સ્થિતિસ્થાપક જ રાખવી. અને ગાલ તો "લીટમસ પેપર" જેવા તેજ રાખવા.

જેમ વ્યાયામ શિક્ષક કહે છે કે શરીર સામે આયનો રાખી વ્યાયામ કરવાથી શરીર ઠીક ખીલે છે. તેમ હું પણ કહું છું કે નવરાશ હોય ત્યારે આયનો મોઢાં સામો રાખી મોઢાંના સ્નાયુની કસરત કરવાની ટેવથી મોઢું ઠીક ઠીક ભાવદર્શક બને છે. **એ વ્યાયામ તે ભાવદર્શક વ્યાયામ.** *

* [ પાટણના હસ્તલિખિત ત્રિમાસિક-"સાધના" માટે લખ્યો હતો તે લેખ. ]

## હિન્દુ સમાજમાં સ્ત્રીઓ

"તમે બહારના શાહીવાદનો નાશ કરવા સાથે તમારા ઘરનો શાહીવાદ પણ નાબુદ કરો. હિન્દુ સમાજમાં સ્ત્રીઓની જે ત્રાસદાયક સ્થિતિ છે, તે જુઓ. હિન્દુ સ્ત્રી પ્રત્યે કેવું શરમભરેલું વર્તન ચલાવવામાં આવે છે! તેમની સમક્ષ જે આદર્શો રજુ કરવામાં આવે છે તે ઝાંઝવાનાં જળ જેવા હોય છે. તેમની માનસિક, શારીરિક અને આર્થિક ઉન્નતિ માટે કંઈજ જીવ જેવા પ્રયાસો થતા નથી. હિન્દુ સમાજમાં સ્ત્રીઓ અને પુરૂષો માટે નીતિનાં ધોરણ જે જુદાં જુદાં રખાયલાં છે, તે બન્નેને સરખી રીતે લાગુ પાડો. જે કહેવાતા સદ્‌ગુણોની હારમાળાથી તમે કંટાળ્યા હો, તે સ્ત્રીઓને ગળે શું કરવા ઘાલો છો? સ્ત્રી વિધવા થતાં તે અનહદ દુર્દશા ભોગવે છે અને પતિ વિધુર થતાં તે શું કરે છે! મોટા મોટા આદર્શવાદી યુવકોનાં ઘરમાં ય આવો સડો હોય છે; માટે પ્રથમ તમે તમારાં ઘર નહિ સુધારો તો દેશ શી રીતે સુધરવાનો હતો!"

—શ્રીમતી કમલાદેવી ચટોપાધ્યાય



# ઝીનૈડા વાસિલીવ્હના



લેખકઃ શ્રી. અરવિન્દ નર્મદાશંકર શાસ્ત્રી

સને ૧૯૦૬ ના ઓકટોબરની ૧૩ મી તારીખ હતી. સીમનેફ ગાર્ડની પ્રસિદ્ધ રેજી-મેન્ટનો કમાન્ડર મેજર જનરલ મીન કોઇ કાર્ય માટે જઇ રહ્યો હતો. જે સમયે એ પીટરહોફ ( Peterhof ) સ્ટેશન પર પહોંચ્યો તેજ વખતે એકાએક કોઇએ પીસ્તોલ લઇ એના પર આક્રમણ કર્યું. પીસ્તોલનું નિશાન અચૂક લાગ્યું. વાતવાતમાં જનરલ મીનનો પ્રાણ–પંખેરૂ આ નશ્વર દેહ ત્યજી પરલોકમાં ગયો. એના પર આક્રમણ કરનાર એક અર્ધવયસ્કા મહિલા હતી. એજ સ્થાન પરથી એને તરતજ પકડવામાં આવી. આ આકસ્મિત ઘટનાથી સ્ટેશન પર ખળભળાટ મચી રહ્યો. ગિરફતાર થએલી યુવતીને એનું નામ તેમજ ઠેકાણું પુછવામાં આવ્યું પરન્તુ એણે પોતાનું નામ તેમજ ઠેકાણું આપવાની સાફ ના પાડી. પણ એટલામાં એક સીપાઇ કે જેણે ગિરફતાર થતાં પહેલાં એને કોઇ જગ્યાએ જોઇ હતી તેણે એને ઓળખી લીધી. યુવતીનું નામ ઝીનૈડા વાસલીવ્હના કોનો-પ્લિયાની કોવ્હા ( Zinaida Vasiliovna Konopliannikova ) હતું. એ ગિરફતાર થઈ અને એને પોતાના ભાગ્યના ફેંસલાની પ્રતિક્ષા માટે જેલખાનામાં નાંખવામાં આવી.

લગભગ ૧૦ મહીના પછી રશિયન સરકારની નિંદ્રા ઉડી ગઇ અને એ વીરાંગના માટે ન્યાયાલયના દ્વાર ખોલ્યા. એક ખાસ અદાલત સેન્ટપીટર અને સેન્ટપોલના કીલ્લામાં બેઠી. આ ખાસ અદાલત ૭ કર્નલ, એક ગિરફતાર કરનારો અધિકારી અને કેટલાક સાક્ષીઓની બનેલી હતી. આ ખાસ અદાલત સન્મુખ તે સુન્દર અને નમ્ર યુવતીને પોતે કરેલા કાર્યની તપાસ માટે લાવવામાં આવી. જ્યારે ખાસ અદાલતના અધિકારીઓ કોર્ટમાં દાખલ થયા ત્યારે આરોપીને ઉભા થવાની વિનતિ કરવામાં આવી. પણ તે યુવતીએ આ ટ્રીબ્યુનલને જરા પણ માન આપવાની સાફ ના પાડી. કારણમાં તેણે જણાવ્યું કે "મને આ અદાલતના ન્યાય પ્રત્યે જરા પણ શ્રદ્ધા નથી, હું આ અદાલતની સત્તા સ્વીકારી શકતી નથી અને આથી એનું સન્માન કરવા માટે પણ હું તૈયાર નથી."

જ્યારે એણે કરેલાં કાર્યોનો ખુલાસો માંગવામાં આવ્યો ત્યારે એણે નીચે પ્રમાણેનું બ્યાન કર્યું હતું. એણે કરેલો એકરાર ઘણોજ સુન્દર હતો. બળવાના ઇતીહાસમાં અને મુખ્યત્વે કરીને રશિયાના બળવાના ઇતીહાસમાં આ એકરાર એક અગત્યના દસ્તાવેજ તરીકે લેખાશે.

"હું એક સામ્યવાદી ક્રાન્તિકારી મંડળની સભ્ય હતી પણ અત્યારે ઉત્તરીય મંડળની સભ્ય છું. મેં જનરલ મીનને માર્યો છે. એના અનેક કારણો છે. હું તમને બધાને ડીસેમ્બરના દિવસોનું સ્મરણ કરવા કહું છું.

એ મહીનાના બનાવો આપની જાણ બહાર હશે નહિ. જનરલ મીન અને રીમેને એ દિવસોએ પ્રજાની સાથે એક શત્રુ પણ ન વર્તે એવી રીતે વર્તન ચલાવ્યું હતું. સેંકડો અને હજારો મનુષ્યોના રક્તથી રશિયાના રસ્તાઓ રંગવામાં આવ્યા હતા. હું તમને પુછુંછું કે શા માટે મોસ્કોના માણસોનો સંહાર કરવામાં આવ્યો હતો ? એનો ઉત્તર એ છે કે કામદાર વર્ગ કે જે અજ્ઞાનતા અને દરિદ્રતાથી રીબાતો હતો તે નિકોલસ બીજાનો મેનીફેસ્ટો વાંચી ઉશ્કેરાઇ ગયો અને એમાંથી બચવા માટે અત્યાચારની વિરૂદ્ધ સ્વતંત્રતા અને શાન્તિને માટે વિપ્લવનો ધ્વજ ફરકાવ્યો. મારો પણ આ હત્યાના સંબંધમાં એકજ ઉત્તર છે અને તે એ છે કે જનરલ મીને સ્વતંત્રતાના ઉત્પાદકોનો વિધ્વંસ કર્યો હતો. મેં એને એટલા માટે માર્યો કે એણે નિરપરાધી અને ભોળી જનતાના રક્તથી મોસ્કોના રસ્તાઓ ખરડયા હતા.

", મારા કેદ પકડાયા પછી મને પુછવામાં આવ્યું કે મીનને મારી નાંખવાની તને કોણે સત્તા આપી હતી ? સમાજવાદી ક્રાન્તિકારી મંડળના સભ્ય તરીકે હું જવાબ આપીશ કે–" અમારા મંડળે ત્રાસદાયક નીતિ અખત્યાર કરીને ઝાર સલ્તનત સામે મોરચાં માંડવાનો નિશ્ચય કર્યો હતો. રક્તપાતનો ઉત્તર રક્તપાતથી જ આપવો એવું અમારા મંડળનું ફરમાન હતું. આવી નીતિ અખત્યાર કરવી એ અમને જરા પણ પસંદ નથી, પરન્તુ સરકારજ અમને આવી નીતિ અખત્યાર કરવાની ફરજ પાડે છે, હું તમને આ પ્રજાના નામ પર પુછું છું કે અમારા હજારો દેશવાસીઓને વર્ષોથી અજ્ઞાનતામાં, ગરીબાઈમાં કેદખાનાઓમાં, દેશપારીઓમાં, મૃત્યુના મુખમાં અને અમારા હજારો બાન્ધવોને ગોળીએથી વીંધી નાંખવાનો તમને કોણે હક્ક આપ્યો હતો ? હું તમને પુછું છું કે આ હક્ક તમે કેવી રીતે મેળવ્યો ? તમે એ હક્ક તમારી સત્તા વડે મેળવ્યો, તમારા પોતાના સ્થાપેલા કાયદાઓ વડે મેળવ્યો અને એ ઉપર પાદરીઓએ પોતાના હાથ ફેરવ્યા. પણ યાદ રાખો હવે નવા અધિકારોનો જન્મ થતો જાય છે. સર્વત્ર જનતાનો અધિકાર રહેશે. આ અધિકારોની સામે તમે જીવન અને મરણની લડાઇ જાહેર કરશો.

" હવે હું તમને મારા જીવનને લગતી કેટલીક હકીકતો કહીશ. ટ્રેઇનીંગ કોલેજમાં એક શિક્ષિકા તરીકેનું શિક્ષણ મેળવ્યા પછી મારી નીમણુક લાઇફલેન્ડ પ્રાન્તના એક નાના ગામની શાળાની શિક્ષિકા તરીકે થઇ. સરકાર અત્યારે જેવી રીતે વર્તે છે. તેવીજ રીતે આગળ પણ વર્તતી હતી. બાલ્ટીક પ્રાન્તમાં રશિયાના રીત રિવાજ દાખલ કરવા માટે ત્યાં બાંધેલી સરકારી શાળાઓમાં રશિયન શિક્ષકો અને શિક્ષિકાઓને મોકલવામાં આવતા હતા. આ લોકો તેઓને રશિયન ભાષામાં શિક્ષણ આપતાં હતા. હું જ્યાં આગળ શિક્ષિકા તરીકે ગઇ હતી તે ગામની સ્થિતિ તદ્દન ખરાબ હતી. એની ત્રણે બાજુએ જંગલ આવેલું હતું અને એક બાજુએ પાઇપસ સરોવર આવેલું હતું. એ ગામના રહીશોની સ્થિતિ તદ્દન ભયાનક અને કંપારી ઉપજાવે એવી હતી. એઓમાં ગરીબાઇ તો એટલી બધી હતી કે ભાગ્યેજ એમને એક ટંકનું ભોજન સુખેથી ખાવા મળતું હોય. આ ગામના લોકોને રહેવા માટે પુરતી જગ્યા પણ ન હતી, કારણ કે ત્યાંની બધી જમીનો સરકારે તેમજ જમીનદારોએ પહેલેથીજ હસ્તગત્ કરી લીધી હતી. ગામની પ્રજા સરોવરમાંથી જે કંઇ મળતું તેના પર પોતાનું ગુજરાન ચલાવતી હતી. એટલે કે તેઓ માછલીઓ પર પોતાનો આખો દિવસ

અને રાત્રી ગુજારતાં હતાં. હું પોતે કંગાલીયત હાલતે ઉછરી છું, એટલે કંગાલીયત એ શું છે તે સારી રીતે જાણી શકું છું. આમ છતાં પણ હું એવા જીવનથી ભયભીત ન્હોતી થઈ. પણ મને આશ્ચર્ય એ થાય છે કે એ લોકો ત્યાં કોઈ પણ જાતની આશા વગર કેવી રીતે જીવન ગાળતાં હશે? હું તેઓની ભાષાથી અજ્ઞાન હોવાથી સહાનુભૂતિ દર્શાવ્યા સિવાય બીજું કંઈ પણ વધારે કરી શકતી ની. મારૂં કાર્ય શાળામાં શિક્ષણ આપવાનું હતું. તે પણ મને પુરતો સંતોષ આપી શક્યું નહિ. મારે બાળકોને રશિયન ભાષામાં શિક્ષણ આપવું પડતું હતું અને આથી ઘણી વખતે મને એ ન્હાના ભુલકાઓ કે જેઓને ફરજ્યાત પરભાષા શીખવી પડતી હતી તેમના તરફ દયા ઉપજતી હતી. હું જ્યારે બોલતી ત્યારે એ બાળકો દુઃખી આંખે મારા સામું જોતાં અને જાણે કે કહી રહ્યા હોય તેમ કહેતાં કે "શા માટે એમને અમારી માતૃભાષામાં બોલવા દેવામાં નથી આવતાં?" નાના બાળકોને તેઓના દેશનો વિશાળ ઇતીહાસ હોવા છતાં પણ રશિયાના ઓલીગસ (Oligus) અને રૂરીકસ (Ruriks) વિષે શીખવું પડતું હતું તે ખરેજર દયાજનક હતું. આથી બાળકો પોતાના દેશના ઇતીહાસથી સદા અજ્ઞાન રહેતાં હતાં.

"ત્યાં એક વર્ષ કાર્ય કર્યા પછી પીટરહોફ જીલ્લાના એક રશિયન ગામડામાં ઝેમોસ્ટોવે (Zemostove) સ્થાપેલી શાળામાં મારી બદલી થઈ. આ શાખાની આજુબાજુના વાતાવરણ ઘણું ખરાબ હતું. શાખાની સામે સીપાઈઓનો એક જમાદાર રહેતો હતો. પાડોસની એક ઉંચી ટેકરીવાળી જગ્યા પર એક પાદરી અને એક જ્યોતિષી રહેતા હતાં, શાળા ચારે તરફ આવાં મનુષ્યોથી ઘેરાએલી હતી. કોણ જાણે એ લોકો હંમેશાં મારી તરફ વક્ર દૃષ્ટિથી જોતાં હતા. આ લોકો મારા વિષેની અનેક સાચ્ચી જુઠ્ઠી વાતો રશિયન સત્તાવાળાઓને મોકલી તેઓને મારી વિરૂદ્ધ ભંભેરતાં હતા. જ્યોતિષી કદાચ મને બહારના ગામવાળા લોકો જોડે વાતો કરતાં જોતો કે તરતજ તે શાળાના અધિકારીઓ પાસે દોડી જતો અને કહેતો કે એ શાળાનું કામ છોડીને આમતેમ ફરી બીજું કામ કરી રહી છે. જો હું કંઈ નિર્દોષ ભાષણ આપતી અને તે પાદરીના સાંભળવામાં આવતું કે તરતજ એ અધિકારીઓ પાસે દોડી જતો અને કહેતો—ઓહ! આ ઓરત તો ટોલ્સટોયના સિદ્ધાન્તોનો પ્રચાર કરે છે. જો હું બાલકોના આનંદ માટે નાટક કે કંઈ રમત–ગમતનો કાર્યક્રમ ગોઠવતી કે તરતજ સીપાઈ પોતાની વફાદારી બતાવતો અધિકારીઓ પાસે દોડી જતો અને કંઈક સાચી જુઠ્ઠી વાતો મારે માટે કહેતો. આ બધી વાતો પાંચ વર્ષ પહેલાં બની ગઈ હતી. આ લોકોની ભંભેરણીથી મને ઘણી વખત પ્રાન્તના ગવર્નર તરફથી બોલાવવામાં આવતી હતી. ૨ા વર્ષ સુધી હું આ કહેવાતી 'પવિત્ર' શાળામાં રહી અને ત્યાર પછી મને રજા આપવામાં આવી. હું પણ આ લોકોના વર્તનથી કંટાળી ગઈ હતી એટલે રજા મળતાં મને જરા પણ દુઃખ થયું નહિ. અનુભવોથી હું જાણી શકી હતી કે ગામના અજ્ઞાન દેશીઓને તેઓની અજ્ઞાનતામાંથી દૂર કરવાનું મારાથી બની શકે એમ હોવા છતાં પણ હું તેઓને કંગાલીયતનું કારણ સમજાવી શકવા અસમર્થ હતી. આવા સંજોગોમાં તેઓનાં કુમળા મગજોમાં આવા કારણો ઘુસાડવાં એ પણ અશક્ય હતું. આથી હું એ ખ્યાલ પર આવી કે જ્યાંસુધી સમાજની રચના નવેસરથી થાય નહિ ત્યાં સુધી આ સ્થિતિ સુધરે એમ નથી. આથી

સમાજનું પરિવર્તન કરી દેશને ઉન્નત કરવાના હેતુથી હું વિપ્લવવાદી મંડળમાં દાખલ થઈ.

"આ પછી હું તરતજ કેદ પકડાઇ. હું પકડાયા પછી એક કિલ્લાના કેદખાનામાં રહી. ત્યાર પછી મને એમાંથી મુક્ત કરવામાં આવી. હજુ છુટયાને ભાગ્યેજ પંદર દિવસ પણ ન થયા હશે એટલામાં તો મને વળી પાછી પકડવામાં આવી. આ વખતે મને લગભગ આઠ-મહીના સુધી રાખ્યા પછી છોડી મુકવામાં આવી. આ વખતે જેલમાંથી છુટયા પછી હું તરતજ બહારગામ ગઇ. આમ મેં રશિયાની બ્હાર ઘણા દિવસો રખડવામાં ગાળ્યા. કેટલાક વખત પછી હું પાછી રશિયામાં આવી. ધરપકડો અને ફાંસીની સજાઓએ મારા ક્રાન્તિકારી વિચારોને નરમ પાડ્યા નહિ પરન્તુ આગળ ને આગળ વધારે દ્રઢ કરતા ગયા. હું સ્પષ્ટતાથી જોયા કરતી હતી કે રશિયામાં રક્તપાત, અત્યાચાર કે અગ્નિકાંડ સિવાય રાજ્યનો બીજો કોઇ પણ અર્થ કરવામાં આવતો ન હતો. મેં ખુલ્લું જોયું કે મદાંધ અને તુમાખી સરકાર જો જીવતી હોય તો તે એના હિંસાત્મક કાર્યોનેજ આભારી છે. મારા જીવનના અનુભવે મને શીખવાડયું કે જ્યાં સુધી જુની પ્રથા નાબુદ ન થાય ત્યાં સુધી નવી પ્રથાની રચના કરવી એ ઘણું મુશ્કેલ છે. જો એક જણ વિચારોનો મુકાબલો સંગીનો અને બરછીઓ સાથે કરી શકે નહિ તો બીજી બાજુએ તલવાર અને સંગીનોનો મુકાબલો એકલી વિચારધારાઓ વડે પણ કરી શકાય નહિ. આ માટે મેં મારૂં નામ ભયંકર ( terrorist ) ક્રાન્તિકારી દલમાં લખાવ્યું.

મદાંધ અને તુમાખી સરકાર મોતનાં છેલ્લાં ડચકાંયાં ખાતી હતી. સ્વેચ્છાચારિતા તથા એકતંત્ર રાજ્યના દિન સમાપ્ત થઇ ગયા હતા. જાપાન સાથેના યુદ્ધમાં વારંવાર રશિયાની જે હાર થતી હતી એ એક અર્થસૂચક નાશની નિશાની હતી. સરકારી નોકરોએ ઓકટોબરમાં જે હડતાલ પાડી હતી એથી સરકાર ઘણી ગભરાઈ ગઇ હતી. વિશાળ ઝારશાહીના વિનાશ માટે એના સામ્રાજ્યમાં ચારે તરફ સુરંગ ખોદાઈ ગઈ હતી. ફક્ત એમાં એક અંગારો મુકવાનોજ બાકી હતો. આ સમયે લોકોને સંતુષ્ઠ અને શાન્ત કરવા માટે ઝારે જાહેર કર્યું કે " સરકાર તમને સ્વતંત્રતા આપવા માટે તૈયાર છે. " પણ એક હાથે સ્વતંત્રતા આપવાની વાતો થતી હતી ત્યારે બીજા હાથે ગામડાના અને શહેરોના હજારો નિર્દોષોની કતલો કરાતી હતી. ઝારનું દમન-ચક્ર રશિયાની ભૂમિ પર જોરથી ફરી રહ્યું હતું. આખા દેશમાં ધરપકડો અને ઘાતકી સજાઓનો અમલ પાછો શરૂ થયો. દમનનીતિનો યુગ હોવા છતાં પણ પ્રજાએ અપૂર્વ શાન્તિ ધરી. સરકારે ડયુમા (Duma રશિયાની જનસભા )ની ચુંટણી પોતાના હાથમાં લેવા કેવા કેવા ઘૃણિત અને અન્યાયી કાર્યો કર્યા હતા, એ કોઇનાથી પણ અજાણ્યું નથી. અત્યાચરો અને દમનનીતિઓ છતાં પણ સરકારને આ કામમાં પરાજય પ્રાપ્ત થયો. ડયૂમા હંમેશા નિષ્પક્ષ અને ઉદાર વિચાર ધરાવતી હોવી જોઇએ અને હજુ સુધી એ એવીજ રહી હતી. એણે નિર્ભયતાથી પક્ષપાત કર્યા વગર ન્યાયના નામ પર સરકારની વિરૂદ્ધ પણ ચુકાદો આપ્યો હતો. ઝાર સરકારે પહેલાં તો ડયૂમાના આ કાર્યને જરા પણ ગણકાર્યું નહિ પણ જ્યારે એના લોભી અને ક્રૂર નોકરોએ પ્રજાની ભૂમિઓ જપ્ત કરી પચાવી પાડવાની નીચ યુક્તિઓ કરી ત્યારે ડયુમા એના વિરૂદ્ધ ચુકાદો આપે એવો ભય ઉત્પન્ન થવાથી ઝારે એનો નાશ કર્યો. ઝાર સલ્તનતે પ્રજાના હક્કો પર ત્રાપ

મારી ડયુમાનો નાશ કરી સ્વેચ્છાચારિતાનો માર્ગ નિષ્કન્ટક કરી દીધો. હવે નિરંકુશ બનેલા ઝારે પ્રજા પર અસહ્ય ત્રાસ વર્તાવવો શરૂ કર્યો. પણ આ બધું નિરર્થક ગયું. **ધરપકડો કેદખાનાઓ, દેશપારીઓ કે જપ્તીઓ, ફાંસીઓ. માંચડાઓ કે ગોળીબારો, ઘાતકી અખતરાઓ કે જુલ્મો પ્રજાની લડતને જરા પણ રોકી શકતાં નથીજ.**

" તમે મને પ્રાણદંડની સજા કરી શકો છો. હું તમારી બન્દિની છું. ચાહે તો તમે મને ફાંસીના માંચડા પર લટકાવો કે ચાહે તો સાઇબેરિયાની ભીષણ ખીણોમાં પટકી દો, અથવા ચાહે તો કઠોર યાતનાઓ દ્વારા મારો સંહાર કરો, મને એની લેશ માત્ર પણ પરવા નથી. હું પૂર્ણ આશા અને વિશ્વાસની સાથે એકજ પ્રાર્થના કરીશ કે– એ મારા દેશ-બાન્ધવો મને ક્ષમા કરો–હું તમારી કંઇ પણ સેવા કરી શકી નથી. મને એકજ જીવન મલ્યું છે, તો પણ હું સંપૂર્ણ વિશ્વાસથી મરૂં છું કે એ દિવસ નજીક આવશે કે જે વખતે આ જુલ્મી સિંહાસનનો નાશ થશે અને રશિયાની આ વિશાળ ભૂમિ પર સ્વતંત્રતાનો સૂર્ય પૂર્ણ તેજથી ઝળહળશે. "
( you may sentence me to death Whereever I have to die on the gallows; Parden me, my people ! I could give so little to you I have only one life And I shall die with full faith that a day will come when the throne will be demolished, and on the vast plains of Russia the sun of freedom will shine brilliantly. ) "

ઝીનૈડાને ફાંસીની સજા કરવામાં આવી. ન્યાયાધિકારીઓએ એના કોમળ શરીરને તલ્વાર કે બંદુકની ગોળીથી દૂર રાખવા માટે રેશમની દોરાથી એનો પ્રાણ લેવાનો વિચાર રાખ્યો. સને ૧૮૮૧ માં સોફિયા પેરોવસ્કિમાને પ્રાણદંડની આજ્ઞા આપવામાં આવી હતી, ત્યાર પછી આજે પહેલીજ વખતે એક અબળાને પ્રાણદંડની આજ્ઞા આપવામાં આવી હતી.

આ મુકર્દમા વિષેનો હેવાલ તેમજ કોર્ટ માર્શલના ન્યાયાધીશોના અને અધિકારીઓના નામો પ્રગટ નહિ કરવાની ઝાર સલ્તનતે છાપખાનાવાળાઓને સખ્ત તાકીદ આપી હતી. આથી ઝીનૈડાના મુકર્દમા વિષેના હેવાલથી પ્રજા અજ્ઞાન હતી. એના સબંધીઓને તેમજ મિત્રોને પણ એનો બીલ્કુલ મેળાપ થવા દીધો ન હતો. સજા થયા પછી ઝીનૈડાને જયુરીના એક સભ્યના હાથમાં સુપરત કરવામાં આવી. સભ્ય ઝીનૈડાની છેલ્લી પળ સુધી હાજર હતો ઝીનૈડાએ મરણનાં મુખ સમીપ જતાં જે પ્રકારનું ધૈર્ય, નિર્ભયતા અને સાહસ દાખવ્યું હતું તેનું એણે રોમાંચક વર્ણન કર્યું હતું. એના વર્ણન ઉપરથી પ્રજા જાણી શકી હતી કે ઝીનૈડા મરણાન્ત સુધી દ્રઢ અને નિર્ભય રહી હતી.

ન્યાયાલયની બેઠક સેન્ટપીટર અને સેન્ટ-પોલના કીલ્લામાં બેઠી હતી. કિન્તુ ઝીનૈડાને સ્કલસર્બર્ગના કિલ્લામાં ફાંસી આપવાનું નક્કી કરવામાં આવ્યું.

ઝીનૈડાને ફાંસી આપવા માટે એક કમીશન નીમવામાં આવ્યું હતું. કમીશન કેટલાક સૈનિકો તથા કેટલાક ન્યાયકર્તા અધિકારીઓ અને એક ડોકટરનું બનેલું હતું. ડોકટરનું કામ ફકત લાશની તપાસ કરવાનું જ હતું. એક નાની નૌકા વધ-ભૂમિ પર લઇ જવા માટે પહેલેથી જ તૈયાર રાખવામાં આવી

હતી. કમીશન અને ઝીનૈડા એ નૌકામાં બેઠાં. આ વખતે ચારે બાજુએ નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય છવાઈ રહ્યું હતું. મુસાફરી દરમ્યાન બધા સભ્યો શાન્ત અને ગંભીરલાગતા હતા. એઓ એક બીજાની નજર છુપાવી બેઠા હતા. ડોકટરની મુસાફરીમાં ઘણી ભયજનક સ્થિતિ હતી. આથી પોતે ભયનો માર્યો કોઈ જગ્યાએ પડી ન જાય, એટલા માટે હોશીયારી અને સાવધાનપણું રાખવા અને પોતાની ધ્રુજતી શકિતને એકત્ર કરવા માટે એણે બ્રોડકાનો ( એક જાતનો દારૂ ) એક મોટો ગ્લાસ ઢીચ્યો હતો.

મુકરર કરેલી જગ્યાએ આવતાં કમીશન થોભ્યું અને ફાંસી દેવાની છેલ્લી ક્રિયા કરવા માંડી એટલામાં કે સભ્યે જોયું કે ફાંસીની ક્રિયામાં કંઈ ભૂલ થએલી છે. એટલે તરતજ એણે ફાંસી મુલતવી રાખવાની હીમાયત કરી પણ એની આ દરખાસ્ત સામે બીજા કેટલાક સભ્યોએ સખ્ત વાંધો લીધો.

" શું આપણે જંગલી પ્રાણીઓ છીએ કે, જ્યારે એ પોતે મરવા માટે તત્પર બની છે ત્યારે શા માટે આપણે એને વિલંબ કરાવી પાપમાં પડવું જોઇએ ?" એક સભ્યે પોતાના હૃદયનો ઉભરો કાઢયો.

કમીશનના સભ્યોમાં આ સાંભળી એકાએક ફેરફાર થઈ ગયો! અને નક્કી કરવામાં આવ્યું કે ફાંસી મુલતવી રાખવામાં આવશે નહીં.

કમીશનના પ્રધાન અધિકારીઓએ ઝીનૈડાને પુછ્યું કે તું તારા સંબંધીઓને તેમજ મિત્રોને છેલ્લો પત્ર લખવા માગે છે અને જો તેમ કરવા માંગતી હોય તો તને સંપૂર્ણ ખાત્રી આપવામાં આવે છે કે તારો તે પત્ર કંઈ પણ હરકત વગર તારા સગાં સંબંધીઓને હાથોહાથ પહોંચાડવામાં આવશે. " પરંતુ વીરાંગના ઝીનૈડાએ પોતાના અન્ત સમયે જુલ્મી ઝારના અધિકારીઓનો અનુગ્રહ પોતાના પર લેવા માટે સાફ ના પાડી. આહ! ધન્ય છે એ વીરાંગનાને કે જેણે પોતાના જીવનની છેલ્લી અભિલાષા મૃત્યુને આરે ઉભેલી હોવા છતાં પણ પ્રગટ ન કરી.

ફાંસીને માટે સંપૂર્ણ તૈયારીઓ થઈ ગઇ એટલે ઝીનૈડા આનંદિત હૃદયે અને દૃઢતાભર્યા પગલે નિર્ભયતાપૂર્વક ફાંસીના માચડા પર જઇ ઉભી રહી ફાંસી દેનારે એને ગળામાંથી કોલર કાઢવાનું કહ્યું. તેણે એ કાઢવા માંડયું, પણ કોલરની ગાંઠ સજ્જડ થઇ ગયેલી હોવાથી એ નીકળી શકયું નહીં. એટલે તરતજ ઝીનૈડાએ બળ કરી એકજ ઝટકામાં એ તોડી નાંખ્યું અને જમીન પર ફેંકી દીધું. જલ્લાદ હવે એના હાથ બાંધવા માંગતો હતો પણ ઝીનૈડાએ એને હાથ ખુલ્લા રાખવા વિનંતિ કરી. આ પછી એણે જલ્લાદને કહ્યું કે તું મને તારો જરા પણ સ્પર્શ કર્યા વગર ફાંસી દેવાની રીત બતાવી દૂર ખસી જા એટલે હું મારે હાથે ફાંસીની રીત પુરી કરીશ. એની વિનંતિ ઉપરથી ફાંસી દેવાની રીત એને બતાવવામાં આવી. ફાંસીની રીત મલતાંજ એ એકદમ લાકડા ઉપર ચઢી અને બીજા ખુલાસાની કંઇ પણ રાહ ન જોતાં એણે પોતાના ગળામાં રેશમની દોરી નાંખી પગના જોરથી નીચેનું ટેબલ દૂર ખસેડી મુકયું...

આ બધું એણે એટલી શીઘ્રતાથી પુરં કર્યું કે જોનારા વિચારમાંજ રહી ગયા. કમીશનનો મંત્રી કે જેના ઉપર યથા વિધિ ન્યાયાલયની આજ્ઞા સંભળાવવાનો ભાર હતો તેણે હજુ તો અર્ધું પણ આજ્ઞાપત્ર વાંચ્યુ ન હતું. એટલામાં તો આ દેવીનો પ્રાણ આ અસાર સંસાર ત્યજી પરલોકને પંથે ગયો ! એની જીવનલીલાનો અન્ત




લેખક: રા. સનાતન જન્મશંકર બુચ

હું સ્ટેશને પહોંચ્યો ત્યારે મધરાત થઈ. ભરુચથી મ્હારે મુંબાઈ જવું હતું. વડોદરાથી ગાડી છૂટી ગઇ હતી એટલે થોડીવાર રાહ જોઇ ત્યાં મેઇલ આવ્યો. ગાડીમાં ગીર્દી બહુ ન્હોતી પણ બધા ડબામાં માણસો સૂતાં હતાં. જગ્યા શોધતાં શોધતાં એક ડબ્બાના બે ખાનાવાળા ભાગ પાસે આવ્યો અને અંદર જોયું તો તે લગભગ ખાલી જ હતો. એક સ્ત્રી અંદર એક ખાનામાં બેઠી હતી. બીજું ખાનું છેક ખાલી હતું. એ સ્ત્રીનો ડબ્બો નથી એટલી ખાત્રી કરીને હું બીજા ખાનામાં ચ્હડી ગયો. એક બારી આગળ બીછાનું બીછાવી દીધું ને બેઠો. થોડી મીનીટમાં ગાડી ઉપડી. અજવાળી ચૌદશ હતી એટલે દૂધ જેવી રાત હતી. હજી એ જ મેઇલ ગાડી ચાલી હશે એટલામાં બીજા ખાનામાં બેઠેલી બાઇ મ્હારા ખાનામાં આવીને મ્હારી સામેની બેઠક ઉપર બેઠી. આથી હું જરા વિમાસણમાં પડયો અને આશ્ચર્યથી એની તરફ મેં જોયું. તાત્કાલિક મ્હને જરા વ્હેમ પણ આવ્યો પણ એને જોતાં એ કુલીન અને જાજરમાન જુવાન સ્ત્રી જણાઇ. અલબત, મ્હારો વ્હેમ દૂર થયો પણ વખત જવા લાગ્યો તેમ મ્હારૂં આશ્ચર્ય વધવા લાગ્યું અને એના ત્યાં આવવાનો અર્થ શું હતો એ સ્હમજવા હું પ્રયત્ન કરવા લાગ્યો. એ આવીને નીચે મોઢે બેસી રહી હતી ને કોઈ કોઈ વાર બારીની બ્હાર નજર નાંખતી હતી. અન્તે મ્હેં એ બાબત પડતી મૂકી અને પાછો સ્વસ્થ થઇ બ્હાર જોતો બેઠો. એકાન્તમાં એ બાબતમાં વિશેષ લક્ષ આપવું મ્હને યોગ્ય લાગ્યું નહિ. પણ બીજું સ્ટેશન આવ્યું ત્યાં હું ધારતો હતો એ ખોટું પડયું કે અમે એકાંતમાં હતાં. ગાડી ઉભી રહેતાં એ બાઇ બેઠી હતી એ જ ખાનાના ઉપરના પાટિયા પરથી એક માણસ ઉતર્યો ને જરા સ્ટેશન ઉપર ફરવા ગયો. એ બારણું વાસીને જરા આગળ ગયો કે તરત પેલી બાઈ મારી પાસે બોલી ઉઠી: "ભાઇ! ત્હમે આવ્યા તે બહુ સારૂં થયું. પેલો બદમાશ મ્હને કયારનો ઉપર બેઠો ત્રાસ આપતો હતો ને સતાવવા માગતો હતો. હું તો કયારની ભગવાન પાસે માગતી હતી કે કોઈ આવે તો સારૂં—" એટલું બોલી રહી ત્યાં પેલો માણસ પાછો આવ્યો ને બારણું ઉઘાડી અંદર ચ્હડયો હું એટલાં વાકયોમાં બાઈની સ્થિતિ કંઇક સમજી શકયો. પેલો માણસ ઓચિંતોજ કાંઈ કરે તે માટે તરતજ મ્હેં મ્હારાં આત્મસંરક્ષણનાં સાધનો તપાસ્યાં ને તૈયાર રાખ્યાં. પણ એ માણસ પાછો ઉપર જઇને બેઠો કે

સૂતો. મ્હેં પેલી બાઇને નીશાનીથી સાન્ત્વન આપી નિશ્ચિન્ત રહેવા કહ્યું અને નીરાંતે સૂવા સૂચના કરી. પણ એ સૂતી નહિં. હું જોઇ શકતો હતો કે એનો ભય હજી બહુ ઓછો ન્હોતો થયો. કારણ કે એ વારેઘડિયે પાછળ જોયા કરતી હતી.

બીજું સ્ટેશન આવ્યું ત્યાં પેલો માણસ પાછો ઉતર્યો. પણ આ વખતે ગાડી ઉપડી ત્યાં સુધી એ પાછો આવ્યો નહિં. ગાડી ઉપડવાની તૈયારી થઇ ત્યારે મ્હેં બ્હાર જોયું તો એ ક્યાંય જણાયો નહિં. ગાડી ચાલતી થઇ. હું મ્હારી બેઠકે બેઠો.

"હાશ, બહુ સારૂં થયું કે એ ગયો. હવે એ નહિ આવે." પેલી બાઇ બોલી ઉઠી. અલબત ડબ્બામાં બીજું કોઈ ન્હોતું જ એટલે મ્હને ઉદ્દેશીને જ એ બોલી એમ મ્હારે સમજવું રહ્યું. "હા પણ ન ગયો હોત તો યે શું? હું અહીં છું ત્યાં સુધી એ શું કરી શકત?" મ્હેં કહ્યું.

"એ ખરૂં, ભાઇ! પણ એ ખૂની જાતના હરામખોર એટલે બ્હીવું પડે. તમને ખબર નથી પણ આ માણસ એક હાથ લાંબો છરો પાસે રાખે છે."

"પણ એ હતો કોણ? મ્હને માફ કરજો. પણ બ્હેન! ત્હમારે આમ એકલાં રાતની મુસાફરી ન કરવી જોઇએ. કોઇ સથવારે જ નીકળવું જોઇતું હતું."

'ના, ના, એમ તો હું એનાથી બહુ નથી ડરતી. હું યે મ્હારા સંરક્ષણનું સાધન પાસે રાખું છું. અને ભાઇ, સથવારો તો કોનો લઉં?" ત્હેણે નિશ્વાસ મૂકયો ને ઉમેર્યું, "સાચો સથવારો ઇશ્વરનો. એ મ્હારૂં રક્ષણ કર્યા જ કરે છે એ ત્હમે અત્યારે જ જોયું. એના જ પ્રેર્યા ત્હમે અત્યારે આવી ચ્હડયા છો."

હવે મ્હને આ બાઇ માટે આશ્ચર્ય કુતૂહલ થયું. વાતચીતને લીધે એનો કાંઇક પરિચય મ્હને થયો તો લાગ્યું કે એની બોલી પૂરેપૂરી સંસ્કારી હતી. એનો પહેરવેશ ઉચ્ચ કુલીન કુટુંબની સ્ત્રીના જેટલો જ સંસ્કારી ને મર્યાદશીલ હતો. એના બોલવામાં ને મોઢા ઉપર તેટલી જ મર્યાદશીલતા હતી. તેમ છતાં એની હિમ્મત જોઇને મ્હને આશ્ચર્ય થયું. આવી સંસ્કારી બાઇની પાછળ બદમાશ ફરે એવી એની પરિસ્થિતિ શી હશે એ જાણવા મ્હને કુતૂહલ થયું. ઘણા વિચાર પછી મ્હેં સંકોચથી પ્રશ્ન કર્યો: "બ્હેન! માફ કરજો પણ ત્હમે કોણ છો ને ક્યાં જાઓ છો એ ત્હમને વાંધો ન હોય તો કહો."

ક્ષણભર વિચાર કરી એ બોલી, "હું કોણ છું એ ત્હમારે જાણવું છે? ઠીક, તો આપણે પૂરતો સમય છે ને એકાન્ત છે. સવાર સુધી વખત ગાળવો જ છે એટલે ત્યાં સુધીમાં હું ત્હમને મ્હારી આખી વાત કહી શકીશ. મ્હારૂં સાચું ઓળખાણ કરાવવા મ્હારે આખી વાત કહેવી જ પડશે. અને શાથી પણ મ્હને ત્હમારામાં વિશ્વાસ આવે છે તેથી તમારી પાસે મારૂં હૃદય જરા હળવું કરૂં એમ થાય છે. એક જાદુ જેવા સંબંધો સિવાય કોઇ પોતીકું ન હોવાથી હૃદયમાં બહુ ભાર ભરાયા કરે છે તેથી એ હળવું કરવાની હમેશાં ઇચ્છા રહે છે." એ બાઇ ખૂબ જ જ ગંભીર બનીને નીચી નજરે સ્હામી બેઠકે સ્વસ્થ બેઠી ને પોતાની જીવનકથા કહેવા માંડી. હું એ એકચિત્તે સાંભળવા લાગ્યો.

"હું ત્હમને મ્હારી બધી જ વાતો કહી નાંખીશ. પોતાની ભૂલો બીજા પાસે કબૂલ કરવામાં યે હૃદયની એક પ્રકારની શુદ્ધિ થાય છે એમ મ્હારી માન્યતા છે.

"પ્હેલાં તો ત્હમને કહી દઉં કે હું કુમારિકા યે નથી, સૌભાગ્યવતી યે નથી તેમ વિધવા યે નથી; અને સાથે સાથે કહું કે ને

ત્રણ સિવાયનો ચોથો પ્રકાર–વેશ્યા યે નથી. ત્હમે કદાચ ધાર્યું હશે તેમ હું કોઇ પણ સંસ્કારી કુટુંબમાં જન્મી નથી. હું શાળામાં ભણી નથી. અરે, પંદર વર્ષ સુધી ચોપડી શું કહેવાય એની પણ મ્હને ખબર ન્હોતી. હું એક ગરીબ ખેડુતની એકની એક છોકરી છું. મ્હારાં માતાપિતાની સ્થિતિ મ્હારા ન્હાનપણમાં કાંઇક સારી હતી. અમારૂં ગામ વડોદરા પાસે છે ત્યાં અમે બધાં સુખેથી રહેતાં હતાં. ખેતી ઉપર અમારો ગુજારો સાદી પણ સારી રીતે ચાલતો હતો. તે વખતના દિવસો મને બહુ યાદ નથી પણ હું આઠેક વર્ષની થઇ ત્યારે એકવાર એક અમારા સગા અમારે ત્યાં આવ્યા હતા. એ મુંબાઈમાં કોઇ કારખાનામાં નોકરી કરતા હતા. એમની એ દિવસની મુલાકાત એ જ અમારા કુટુંબના અધઃપાત ને વિનાસનું બીજ થઇ. એમણે તે દિવસે મુંબાઇના રોજગારની વાતો કરી, ત્યાં કેવા સારા પગાર મળે છે ને સારી રીતે રહેવાય છે તે કહ્યું ને ઘણું ઘણું એવું કહ્યું કે મ્હારા બાપનું ચિત્ત ચળ્યું. એમને એ વાતો ગળે ઉતરી. અમારા એ સગાના કપડાં લત્તાંના ભભકાથી એ લોભાયા અને ખેતીનો 'ગંદો' ધંધો છોડી એમને સારાં કપડાં લત્તાં પ્હેરીને ફરવાનું મન થયું. એમણે તો એજ દિવસે નિશ્ચય કર્યો કે હવે મુંબાઈ જઇ કમાવું અને કયારે જવું એ યે ઠરાવી દીધું, સગા ગયા ને અનિષ્ટ બીજ વાવી ગયા. મ્હારા બાપે જમીન બીજા કોઇને ભાડે આપી અને એકાદ મહીના પછી તો અમે મુંબાઇ તરફ પ્રયાણ કર્યું. અમે કોઇ દિવસ રેલ્વેમાં મુસાફરી નહિ કરેલી. એ પ્હેલી મુસાફરી સંભારતાં આજે પણ કાંઇક રમુજ થાય છે. મ્હને યાદ છે કે અમે આ બેઠક ઉપર બેસતાં તો ખૂબ જ ગભરાયાં હતાં ને આખી મુસાફરી નીચે જ બેસીને કરી હતી.

અમે મુંબાઇ પહોંચ્યાં. પેલા સગાને લખ્યું હતું તે સ્ટેશને આવ્યા હતા. અમે ત્રણે મુંબાઇના ભભકાથી અંજાઇ ગયાં. અમે એ સગાંની સાથે એક ગીચ વસ્તીવાળા લત્તામાં ગયાં ને રહ્યાં, પણ થોડા જ દિવસમાં મ્હારી મા ને હું અમારે ગામ પાછાં આવ્યાં. એમ અમે શાથી તરત જ પાછાં આવ્યાં, એની વાત મ્હને સમજણી થતાં કરેલી. અમે મુંબાઈ પહોંચ્યાં ને બીજેજ દિવસે પેલા સગાએ મ્હારા બાપને કહ્યું કે " આ બૈરાં છોકરાંની વેઠ સાથે શું લાવ્યો છે ? અહીં મુંબાઇમાં એ ન પરવડે. અહીં તો કમાવું ને મૉજ કરવી. પોતાનાં બૈરાં છોકરાં હોય ત્યાં એમ મૉજ ન થાય. " આવી આવી વાતો એવી સચોટ રીતે મારા બાપના મન ઉપર બેસાડી કે એમને અમે અકારાં થઇ પડયાં. અને ભાઇ ! માણસનું ચિત્ત પાણી જેવું છે. નીચાણ હોય ત્યાં જ એ ઉતરી પડે. અમને એમણે મોકલી દીધાં–અથવા કાઢી મૂકયાં એમ કહું તો ચાલે. પછી યથેચ્છ વર્તન પ્રમાણે અધઃપાતને માર્ગે જવા લાગ્યા. શરૂઆતમાં તો અમને મહીને કાંઇક મોકલતા રહેતા હતા. પાછળથી એ યે બંધ થયું. અરે, બે વર્ષ સુધી તો ન પત્ર કે ન ખબર એવી સ્થિતિ રહી. પણ મ્હારી મા–" આટલે આવતાં બાઇનો કંઠ જરા રુંધાયો. જરા વાર અટકીને એણે આગળ ચલાવ્યું, " ભાઇ, ત્હમને શું કહું ? મ્હારી મા તો એક રતન હતી. ગરીબોમાં પતિવ્રતનો આદર્શ કેટલે સુધી ખીલે છે એનું એ એક અપૂર્વ દ્દષ્ટાન્ત હતી એ માના સંસ્કારો જ આજે મ્હને બચાવે છે ને બળ આપે છે. એણે ત્યારે મ્હને જરાયે ન જણાવા ન દીધું કે મ્હારા બાપ શાથી ઘણા વખતથી નથી આવ્યા. એ તો રોજ રાત્રે રડયા કરે ને ત્યારે હું રડવાનું કારણ પૂછું તો ઉત્તર ન આપતાં મ્હને ઉંઘાડી દે.

"એ વર્ષ પછી મારા બાપ થોડા દિવસ માટે આવ્યા. અમે કેમ નિર્વાહ કરીએ છીએ એની પરવા સુદ્ધાં ન કરી ને ઉલટા, મ્હારી મા ઉપર ખોટાં આળ ચ્હડાવી, માર મારી પાછા મુંબાઇ ગયા તે છેક ચાર પાંચ વર્ષે પાછા માંદગી લઇને આવ્યા. તે દરમિયાન મ્હારી મા મેહેનત કરી જેમ તેમ અમારો નિર્વાહ કરતી. હું બાર તેર વર્ષની થઇ ત્યાર પછી તેને સારી મદદ કરવા લાગી. પણ તે પછી એકાદ વર્ષમાં એ બહુ જ માંદી પડી. એના હૃદયને સખત આઘાત લાગ્યા કરતો હતો તે હવે જીવલેણ થયો. એને પોતાની સ્થિતિ અસહ્ય લાગી. બિચારી રોજ પોતાની રીતે વ્રતો અને પ્રાર્થનાઓ કરે. અધૂરામાં પૂરૂં મ્હારા મોસાળમાં એને કોઇજ નહતું. આ બધી મુશ્કેલીઓથી એ સખ્ત માંદગીમાં સપડાઇ ને મ્હારા ખુબ પ્રયત્નો છતાં ન જ બચી. થયું. હું એકલી પડી. આ વખતે મ્હારૂં વય લગભગ પંદર વર્ષનું હતું. એ પછી થોડા જ મહીનામાં મ્હારા બાપ ભયંકર માંદગી લઇને ઘેર આવ્યા. મ્હેં એમની પણ બનતી ચાકરી કરી. જમીન વેચીને દવા કરી. એમને પછી ખૂબ પશ્ચાત્તાપ થયો ને મ્હારી અનેક વખત મારી માગ્યા કરતા. અમને ત્રાસ આપવા માટે અનેક વખત મોકળે મોઢે રડી પડતા. એ પાપના તડફડાટનું સ્મરણ મ્હને હંમેશાં કંપાવે છે. એ તડફડાટમાં જ એ પણ ગયા. હવે તો હું છેક નિરાધાર બની ગઈ. જમીન પણ રહી ન્હોતી. એ ગામમાં તે પછી મ્હને રસ ન રહ્યો. જ્યાં માબાપ ગયાં ત્યાં કેમ ગોઠે ?

"જૂજ કિંમતે ઘર વેચી હું વડોદરે આવીને રહી અને કાંઇક કામના શોધમાં પડી. પણ ત્યાં ગઇ ત્યારે મ્હારે એક બીજો ભય ઉભો થયો. હું તે વખતે ખીલતી જુવાનીમાં હતી. ગરીબ છતાં મ્હારૂં શરીર કાંઇક ગોરૂં ને ઘાટીલું હતું એટલે મ્હારે એના મોહથી થતાં પરિણામો દૂર કરવાનું કામ આવી પડ્યું. પણ એ હું દૂર ન જ કરી શકી. મ્હારી ન્હાની પુંજી ખલાસ થઇ ગઈ, કામ કાંઇ સારૂં મળ્યું નહિ તેથી એક દિવસ હું નિરાશ થઇને મ્હારી ખોલીમાં બેઠી હતી. એ કમકમાટી ઉપજાવતો પ્રસંગ મ્હને બરાબર યાદ છે. સ્હાંજ પડી ગઇ હતી. ત્યાં એક માણસ અંદર આવ્યો. હું ચમકી ને કાંઇક ગભરાઇ. એ માણસે મ્હારી પાસે દસ રૂપૈયાની નોટ ફેંકી અને પાછા વળીને બારણું વાસ્યું. થયું, મ્હારૂં સર્વસ્વ એણે તે દિવસથી નષ્ટ કર્યું. મ્હારાં દુર્ભાગ્ય કે હું મ્હારી માની શિખામણો તે સમયે વિસરી ગઇ. પેટને માટે સર્વસ્વનો વિનાશ થતો અટકાવ્યો નહિં. આજે એ સ્થિતિનો વિચાર કરતાં અલબત્ત હું મ્હને ક્ષમા નથી જ આપી શકતી. પણ હું જોઈ શકું છું કે કેટલીયે દુર્ભાગી સ્ત્રીઓને બિચારીને ન છૂટકે અનીતિનાં, અધર્મનાં ને અધઃપાતનાં કામ કરવાં પડે છે, પોતાનું સર્વસ્વ જે શીલ ચારિત્ર્ય તે લૂંટાવા દેવું પડે છે.

"હું તો ભાન ભૂલી. એ પુરુષ કોઈ સારી સ્થિતિનો હશે એમ લાગ્યું. મ્હારૂં જીવન તો કાળો કોયલો બનતું ગયું. અન્તે મ્હને એક બાળક આવ્યું. ત્યાર પછી પેલા માણસને મ્હેં જોયો જ નહિં. મ્હને ફસાવીને એ પાછો દેખાયોજ નહિં. પાછી હું ગરીબીમાં સપડાઇ ને બાળકને લીધે મ્હને મ્હારી ભૂલ સમજાઇ. તે પછી બીજા કોઇ પણ પુરુષ સાથે સંબંધ ન બાંધવા નિશ્ચય કર્યો. બાળકને સાથે રાખી હું મજૂરી જ કરવા નીકળી. પણ એમાં મ્હને મ્હારો વાન નડ્યો. મ્હારૂં બાળક બહુ ન જીવ્યું. હું વળી એકલી પડી. હવે તો સારો કાયમનો ધંધો શોધી લેવો એમ નિશ્ચય કરી કોઇ સારા ઘરમાં ચાકર તરીકે રહેવા નોકરી શોધવા લાગી. માની

શિખામણોએ હવે મ્હને સાચું બળ આપ્યું ને નીતિ સિવાયનો કોઇ માર્ગ ન લેવા મ્હેં પ્રતિજ્ઞા કરી.

મ્હારાં સદ્ભાગ્ય હશે તે એક બહુ જ સારી જગ્યા મળી ગઇ. એમ કહું કે મ્હારું ભાગ્યચક્ર ફર્યું. એક ભાઇ એકલાજ રહેતા હતા ને એમના ઘરનું બધું કામકાજ કરે એવી બાઈ એમને જોઈતી હતી. મ્હને તેમણે લેવા કબુલ કર્યું. સવારથી તે સ્હાંજ સુધી એમને ત્યાં જ મ્હારે રહેવું ને વાસણ માંજવાં, ઘર સાફ કરવું, કપડાં ધોવાં અને ઘરમાં બધું વ્યવસ્થિત રાખવું એમ નક્કી થયું. ટુંકામાં, રાંધવા સિવાય બધું ઘર કામ હું કરતી. મ્હારા શેઠ–હું એમને ભાઇ કહેતી-હાથે જ રાંધતા ને મ્હારે માટે પણ બનાવતા. ભાઈ જમીને નોકરીએ જાય એટલે હું જમતી. આખું ઘર એ મ્હને વિશ્વાસે સોંપીને જાય. એમનું એકલા રહેવાનું કારણ તો એમનાં વહુ ગુજરી ગયાં હતા તે જ.

" પણ ભાઈ, એ મ્હારા ભાઇ તો શું માણસ! એમના જેવું માણસ તો લાખોમાં એક હોય. એમનો નિયમિત રોજનો વ્યવહાર ખરેખર આદર્શ હતો. એમને પ્રતાપે જ હું આજ છું એ છું. એમની મીઠાશ તો ખરેખર અજબ જ. મ્હને ચાકરાણી તરીકે એમણે કદી યે તોછડાઇથી બોલાવી નથી. કોઈ વાર મ્હારી ભૂલ થઇ ગઇ હોય, કે કામમાં ખામી રહી ગઇ હોય તો મ્હને મીઠાશથી ને રમૂજમા કહેતા કે 'રાધાબ્હેન, આપને જરા આ ધ્યાનમા લેવા મ્હારી વિનંતિ છે.' એ તો મ્હને હમેશાં યાદ રહે છે. એમણે પછી મ્હને રાંધતાં યે ધીમે ધીમે શીખવ્યું ને એ કામ પણ મ્હને સોંપ્યું.

" મ્હારી નૈતિક પ્રગતિને અનુકૂળ આ સ્થાન મળવાથી હું બહુ જ સુખી થઇ. વચ્ચે એમ થયું કે આ બદમાશ દમણ્યાં જે ગયો તે મ્હને કનડવા લાગ્યો. દિવસ આખો તો ભાઇને ત્યાં હું હોઉં એટલે એ કાંઇ ન કરે પણ તો યે ઘર પાસે કેટલી યે વાર ફર્યા કરે. અંતે મ્હારે મ્હારી ઓરડી છોડીને ભાઇના ઘરમાં જ એમણે એક ન્હાની ઓરડી આપી તેમાં રહેવા આવવું પડયું. અને એ ફેરફાર તો મ્હને વિશેષ ઉપકારક થઇ પડયો. ઘરમાં જ રહેવા ગયા પછી ભાઇએ મ્હને ભણાવવાનું શરૂ કર્યું. રાત્રે દરરોજ એક કલાક મ્હને એ ભણાવે. મ્હેં એમને મ્હારી વાત કહી દીધી હતી. એટલે પછી મ્હને રોજ સંયમનો, નીતિનો, ધર્મનો મહિમા સમજાવે. એમ મ્હને એમણે ઉન્નતિને માર્ગે દોરી. એમને ત્યાં બે વર્ષ રહી તેટલામાં તો હું ખૂબ જ ભણી ને દરરોજ એમની પાસે બેસીને કાંઇને કાંઇ સાંભળતી તેથી મ્હારું જ્ઞાન વધ્યું. હું પછી જરાયે અણઘડ ગામડિયણ ન રહી. એમણે મ્હને ચોકખું બોલતાં શીખવ્યું, સંસ્કારી વર્તન શીખવ્યું ને સંસ્કારી પહેરવેશ પહેરતાં શીખવ્યું.

" પણ હું એવી નસીબદાર કયાંથી કે એવી સ્થિતિ વધું ટકે? એક અનિષ્ટ નડયું ને અમારે છૂટાં થવું પડયું. મ્હારે માટેની એમની આટલી *નિઃસ્વાર્થી કાળજી* પણ લોકોની આંખે આવ્યા વગર રહે? ભાઇ મ્હને સાદાં કપડાં લઇ આપે તે હું પહેરતી, સ્વચ્છ રહેતી એનો બ્હારનાં માણસોએ અવળો જ અર્થ કર્યો. ભાઇને એ વાતની ખબર ત્યારે ન્હોતી પડી પણ મ્હેં એ જાણ્યું ને કેટલીક વાર સાંભળ્યું એ ખરું. એવા ખાનદાન ને ચોકખા ગૃહસ્થ ઉપર આવતાં એ આક્ષેપો હું સહન ન કરી શકી, તો પણ પ્હેલાં તો મ્હેં મ્હારે વિષે જ સુધારો કર્યો. સાદાં પણ કોરવાળાં લુગડાં મ્હારે માટે લેવાતાં તે મ્હેં કોર વિનાનાં પહેરવા માંડયાં. એના રંગ પણ બેસ કરાવી નાંખ્યા.

પહેરવેશમાં મ્હેં છેક જ સાદાઈ કરી નાંખી. કપાળમાં ચાંલ્લો સુદ્ધાં ન કરવા લાગી. પણ તેથી લોકો જે બોલતાં હતાં તે કોઈ પણ રીતે ઓછું ન થયું.

"અન્તે એ ઘર છોડવાનો જ મ્હેં નિશ્ચય કર્યો. મ્હારા પાલનકર્તા અને મ્હારા ઉગારનાર ને તારનાર એવા સત્પુરુષના ચારિત્ર્ય ઉપર મ્હારે લીધે જ આક્ષેપ આવે તો હવે મ્હારે કોઈ પણ ભોગે ત્યાંથી દૂર થવું જોઈએ એમ મ્હને લાગ્યું. જો કે સાથે સાથે જ મ્હને લાગ્યું કે હું ઘણું ઘણું ગુમાવીશ. મ્હારૂં ભણતર, મ્હારી પ્રગતિ, મ્હારી ઉન્નતિ એ બધાનાં દ્વારો મ્હારે માટે બંધ થશે એ મ્હેં જોયું. અને કાંઈ ભાઈએ મ્હને જવા કહ્યું જ ન્હોતું છતાં મ્હારૂં હૃદય મ્હને એ બધો આપભોગ આપીને પણ ભાઈની પ્રતિષ્ઠાને બચાવવા બહુજ પ્રેરવા લાગ્યું. એક રવિવારે બપોર પછી મ્હેં મ્હારી ઇચ્છા ભાઈ પાસે વ્યક્ત કરી: 'ભાઈ, હવે હું જાઉં તો કેમ?' એ એકદમ ચમક્યા 'કેમ ક્યાં જવું છે?" એમણે પૂછ્યું.

'મ્હારૂં પ્રારબ્ધ બીજે અજમાવવા." મ્હેં મંદતાથી ઉત્તર આપ્યો.

'અહીં ત્હારૂં પ્રારબ્ધ શું ખોટું છે? અહીં કૈં ઓછું પડ્યું કે શું?'

'ભાઈ, ઓછું તો શું પણ વગર પગારે તમારી ગુલામી કરવા હું ભવોભવ માગું એટલું મ્હને અહીં સુખ છે. ત્હમે મ્હને એક અણઘડ ગામડિયણને ઘડી ઘડીને આજ છું એવી કરી છે. ત્યાં મ્હને ઓછું કેમ સંભવે? પણ મ્હારાં અન્નજળ અહીંના હવે ખૂટયાં છે. મ્હારા નસીબમાં આ બધું ક્યાંથી હોય? દુનિયા ઝેરીલી છે એ ત્હમે મ્હને અનેક વખત સમજાવ્યું છે. હવે મ્હેં એ અનુભવ્યું છે. શેઠ નોકરના સંબંધમાં યે એ દૂષણ જુએ છે. મ્હને ત્હમે સારી રીતે રાખો છો પણ ત્હમને ખબર નથી કે દુનિયા ત્હમારી ઉપર ખોટાં આળ ચ્હડાવે છે. મ્હેં એ એટલાં સાંભળ્યાં છે કે હવે મ્હારાથી અહીં ન જ રહેવાય એમ લાગે છે. મ્હારા ઉદ્ધારનારના ચારિત્ર્યને મારે લીધે ખોટી એબ પણ ન લાગવી જોઈએ એમ મ્હને હવે લાગ્યું છે. હવે મ્હને ત્હમે રજા આપો.'

"ભાઈએ તે દિવસે તો મ્હારી વાત હસી કાઢી ને મ્હને એવી વાતોમાં ધ્યાન ન આપવા કહ્યું. એ પછી ઘણા દિવસ ગયા અને તે દરમિયાન હું એમને ચેતવતી જ રહી. અન્તે એમણે મ્હારી ઇચ્છાને વશ થઈને રજા આપી. મ્હેં મુંબાઈ જવા ઇચ્છા દર્શાવી હતી તે પ્રમાણે એમણે ત્યાંના બે ત્રણ ભલામણ પત્રો લખી આપ્યા. રજા લેવાની હતી તે દિવસે એમણે સજળ આંખે મ્હને કહ્યું: 'રાધા! તું અહીં નોકર તરીકે રહી છે પણ તું રહી ત્યારથી જ કોણ જાણે શાથી પણ મ્હને ત્હારી ઉપર ખુબ હેત હતું. જાણે મ્હારી બ્હેન સાથે રહેતી હોય એવું જ મ્હને હમેશાં લાગ્યું છે. હજી યે લોકોના બોલવા માટે મ્હને જરાયે ભય નથી જ, પણ ત્હારી સૂચના ને ઇચ્છા હું માન્ય રાખું છું ને રજા આપું છું. ત્હારી જીવનકથા જાણીને ત્હને ધર્મનો, સદાચારનો, શીલનો માર્ગ મ્હેં બતાવવા પ્રયત્ન કર્યો છે. ત્હારૂં જીવન કોયલા જેવું કાળું બની ગયું હતું તેને ત્હેં હવે પશ્ચાત્તાપ અને વ્રતભજનાદિથી ઠીક બાળવા માંડયું છે. મ્હારી ત્હને એટલી જ વિનંતિ છે કે એને એટલે સુધી બાળી દેજે કે ત્હારૂં જીવન ધોળી રાખ જેવું શુભ્ર બની જાય. ત્હારી આજની સંસ્કારિતા એટલે સુધી વધી છે કે હવે તો તું કનિષ્ટ કુટુંબને લાયક રહી જ નથી. ત્હારી વિવેકશક્તિ મ્હેં ખીલવી છે તો

હવે ધ્યાનમાં રાખજે કે ત્હારે યોગ્ય કોઇ ન મળે તો પરણીશ નહિં; ન પરણાય તો શું? એમાં ત્હારું પ્રાયશ્ચિત માનજે. પણ હવે સદાચાર ભૂલીશ માં. એ વધારજે, વાંચન વધારજે, અભ્યાસ વધારજે અને જ્યાં હો ત્યાં પ્રભુને વિસારીશ માં. ત્હને જ્યારે મુશ્કેલી આવે ત્યારે મ્હારાં દ્વાર ત્હારે માટે ચોવીસે કલાક ખુલ્લાં છે. નિયમિત પત્રો લખજે. તું મ્હારી આજથી બ્હેન જ છે.' મ્હેં રડતાં રડતાં એ બધું સાંભળ્યું, એમનો ઉપદેશ અક્ષરશઃ પાળવાની ખાત્રી આપી ને રજા લીધી.

"તે પછી આજે પાંચ વર્ષ વીતી ગયાં છે. એમની પાસે અવારનવાર ગયા કરૂં છું. આજે ત્યાંથીજ પાછી ફરૂં છું. હું હવે સાંપત્તિક દ્દષ્ટિએ અતિશય સારી સ્થિતિમાં છું. એમને ત્યાંથી છૂટીને મ્હારે નોકરી શોધવી પડી ને એક સીનેમા કંપનીમાં જોડાઇ. શરૂવાતમાં હું સાધારણ નટી હતી. હવે હું એક કંપનીમાં મુખ્ય નટી છું. પૈસે ટકે તો વૈભવ ભોગવી શકું એટલું મેળવું છું. પણ મ્હારા હૃદયની વેદના જરા યે નથી શમી. મ્હારા ભાઇની શિખામણ મ્હેં આજ સુધી અક્ષરશઃ પાળી છે. અભ્યાસમાં મ્હને શાન્તિ મળે છે તે લીધા કરૂં છું. હવે આ જમાનો મીરાંબાઇનો નથી કે સાધુઓની સંગત મળે. નહિં તો આ બધું છોડી દેવાની ઇચ્છા રહે છે. આ જમાનો બદલાયો છે. મ્હારા જેવી અસંખ્ય દુર્ભાગી સ્ત્રીઓ અસંસ્કારથી કે મ્હારા જેવા સંયોગોમાં મૂકાવાથી ન છૂટકે લપસે છે ને દુરાચારી જીવન ગાળે છે. મ્હને તો એવી સ્ત્રીઓનો ઘણો પરિચય ધંધાને અંગે થાય છે ને મ્હેં જોયું છે કે સંયોગવશાત્ જ એ લોકો અનિતિમય જીવન ગાળે છે. હું આટલું તો જોઇ શકી છું કે સ્ત્રી માત્રનો સ્વભાવ જ સદાચાર છે. એમાં જે સ્ત્રીઓ દુરાચાર કરે છે તે બિચારી સમાજની પરિસ્થિતિને લીધેજ ન છૂટકે અસ્વાભાવિક બને છે. મ્હારો જ દાખલો દઉં કે મ્હારે આ ધંધામાં ન છૂટકે જોડાવું પડયું છે કારણ કે મ્હારે માટે સમાજના કુલીન વિભાગમાં સ્થાન નથી. મ્હેં મુંબાઇનાં અનેક સ્ત્રીમંડળોમાં જોડાવા ઇચ્છા કરી પણ એ બધાનાં દ્વાર મ્હારે માટે બંધ જોયાં. સ્ત્રીઓના સમારંભોમાં યે હું ભાગ નથી લઈ શકતી, કારણ કે હું કુલીન નથી, હું મારા પતિનું નામ આપી શકું તેમ નથી, મ્હારા નામની પાછળ કોઈ કુલીન નામ નથી, અને તેથી હું દુરાચારી જ સ્ત્રી છું. 'ત્હમારા વર શું કરે છે?' એ પ્રશ્નનો ઉત્તર ન આપવો પડે તેથી જ હું સ્ત્રીઓના ડબ્બામાં નથી બેસતી. આવા બદમાશોની બ્હીકને લીધે હું સેકંડ કે ફર્સ્ટમાં નથી બેસતી.

"આવી મ્હારી પરિસ્થિતિ છે, આ મ્હારી ટુંકી જીવનકથા છે. મ્હારી તો સંપૂર્ણ શ્રદ્ધા છે કે ભલે દુનિયા મ્હને તિરસ્કારે કે મ્હારો બહિષ્કાર કરે અને મ્હેં ન છૂટકે જ સ્વીકારેલા વ્યવહાર માર્ગને જ નજરમાં રાખે પણ પ્રભુના સામ્રાજ્યમાં હું અકુલીન નથી જ."

રાધાએ વાત પૂરી કરી. પૂર્વમાં તેજની ટશરો ફૂટી.

# ફૂ * લ * વે * ણી

## [ ૧ ] એક અમેરિકન સ્ત્રીસંસ્થા.

અમેરિકા અત્યારે બધી દિશામાં જગતનું ધ્યાન ખેંચી રહ્યું છે. કેળવણીના ક્ષેત્રમાં તે નવા અખતરા કરી રહ્યું છે. ત્યાંના વિશાળ મકાનો, વિશાળ કારખાનાંઓની જેમ ત્યાંના ગંજાવર વિશ્વવિદ્યાલયો પણ જગતને આકર્ષે છે. પરંતુ હિંદમાં જેમ સરકારની યુનીવર્સીટીઓ અને કોલેજોમાં ભવ્ય મકાનોની મોહિનીથી ન અંજાતાં કેટલાયે ગુજરાત વિદ્યાપીઠ, કર્વે વિદ્યાપીઠ અને શાંતિનિકેતનમાં જઈ વિદ્યાભ્યાસ કરે છે, તેમ અમેરિકામાં પણ કેટલીક ખાનગી શિક્ષણ સંસ્થાઓ ત્યાંના પ્રમાણમાં નાના પાયા ઉપર કામ કરી રહી છે. એ નાની શિક્ષણ સંસ્થાઓ આપણી કોલેજોની બરોબરી કરી શકે એટલી મોટી હોય છે; પણ અમેરિકાના પ્રમાણમાં નાની ગણાય. આવી સંસ્થાઓમાં લીન્ડનવુડ કોલેજ ઘણી આગળ પડતી છે.

આ કોલેજ ખાસ સ્ત્રીઓ માટેની છે. તેનો અભ્યાસક્રમ ચાર વર્ષનો છે અને આર્ટસ ( સાહિત્ય ), વિજ્ઞાન અને સંગીતના વિષયો શિખવાય છે. તેમાં વરસ દહાડે ૫૦૦ થી વધુ વિદ્યાર્થીઓ દાખલ કરવામાં આવતા નથી.

૧૮૨૭ માં આ કોલેજની સ્થાપના મસુરી નદીના સુંદર તટ ઉપર લીન્ડનનાં વૃક્ષોમાં કરવામાં આવી હતી અને તેનું નામ પણ તેને જ આભારી છે. આ પ્રમાણે એ સંસ્થાએ એક સૈકો ૧૯૨૭ મા પૂરો કર્યો છે.

કોલેજના પ્રમુખ ડો. જોહન રોમર છે. તેની સાથે વાતચીત કરવામાં મોજ આવે છે. તે કાર્યદક્ષ વ્યક્તિ છે. તે આશાવાદી છે અને ભલી લાગણીનો પ્રસારક છે. ત્યાં ભણવા આવતી છોકરીઓનાં હૃદય તે બરાબર પારખી શકે છે અને તેમને યોગ્ય દિશાએ વાળે છે. કોલેજની વ્યવસ્થા મોટે ભાગે વિદ્યાર્થીઓ દ્વારા સહકારી યોજનાએ ચાલે છે.

ડો. રોમરને મદદ કરનારાં સ્ત્રી પુરુષો પણ ઉચ્ચ આદર્શવાળાં અને શિક્ષણની ઉંચી લાયકાત ધરાવનારાં છે. કોલેજને તેઓ શહેરીપણાની પ્રયોગશાળા માને છે અને જ્ઞાનનો વધુ ને વધુ ફેલાવો કરવાનો તેમનો આશય છે.

અધ્યાપકો વિદ્યાર્થીઓના મિત્રો જેવા બની રહે છે. ત્યાં ભણતી કન્યાઓ વારંવાર અધ્યાપકોની મુલાકાત લે છે, અને તેઓ ગમે તેટલા કામમાં હોય છતાં તેમને મદદ કરવા હમેશાં તત્પર રહે છે.

લીન્ડનવુડ કોલેજમાં ભણતી કન્યાઓ મર્યાદાશીલ અને સુંદર છે. તેમની રીતભાત સારી છે, પોષાક પહેરવાની ઢબછબ અને અન્ય રહેણી પણ મજાની છે. તેઓની નમ્રતા જેટલી જોઈએ તેટલી છે. શ્રીમંત અને ગરીબ વિદ્યાર્થીઓ ત્યાં એકજ દરજ્જો ધરાવે છે.

લીન્ડનવુડ કોલેજ પ્રજામતવાદી ધોરણે ચાલે છે. પૈસા કે સામાજિક સ્થિતિ ભેદ પાડતી નથી. બધાને સરખીજ તક મળે છે. વિદ્યાર્થીઓ ઓછામાં ઓછું ખર્ચ કરે એમ સત્તાવાળાઓ ઇચ્છે છે. વિદ્યાર્થીઓની સગવડ માટે કોલેજ તરફથી એક બેંક ઉઘાડવામાં આવી છે. અને તેમાં નાણાં મૂકવાનો વિદ્યાર્થીઓને આગ્રહ કરવામાં આવે છે.

સેંટ ચાર્લ્સ કે જ્યાં આ કોલેજ આવેલી છે તે સિવાયના વિદ્યાર્થીઓને કોલેજમાં હોસ્ટેલમાં રહેવાની ફરજ પડે છે અને આ હોસ્ટેલનું વાતાવરણ ઘરના જેવું બનાવવાના પ્રયાસો કરવામાં આવે છે.

હોસ્ટેલના દરેક વિભાગ ઉપર દેખરેખ રાખનાર હાઉસમધર શિસ્ત જાળવવા કરતાં સહકાર કૌટુમ્બિક ભાવનાને ઉત્તેજન આપે છે. કામકાજ

અને રમત ગમતની વ્યવસ્થા માટે વિદ્યાર્થીને પ્રમુખ નીમેલો હોય છે. દરેક વિદ્યાર્થી પોતાના રૂમની સંભાળ રાખે છે. વરસને અન્તે સ્વચ્છતા જાળવવા માટે વિદ્યાર્થીઓને પાંચ ઇનામો આપવામાં આવે છે.

હોસ્ટેલમાં રહેતા વિદ્યાર્થીઓ માટે કેટલીક સૂચનાઓ તૈયાર રાખેલી હોય છે, તે ત્યાંના વાતાવરણનો અચ્છો ખ્યાલ આપે છે. જેમકે (૧) તમારી બાજુમાં રહેનાર હાજર ન હોય ત્યારે તેના ઓરડામાં ન જતા (૨) તમારા સાથીની ચીજો તેને પૂછયા વગર ના વાપરતા. (૩) વારંવાર ઘેર કાગળ લખતાં રહો; કારણ કે તેઓ તમારા પત્રની રાહ જોતા હોય છે અને ઘરનાં માણસોનો સમય અપારાબંધ જતો નથી. (૪) માત્ર એકજ છોકરી સાથે ન રમો, કોલેજમાં ૫૦૦ છોકરીઓ છે (૫) કસરત કરવાનું ભૂલતાં નહિ (૬) કોલેજમાં ડઝનબંધ ટ્રંક ના લાવો. થોડા, સાદા પોષાક પૂરતા છે. (૭) માંદાની ખબર પૂછતા રહો. (૮) તમારૂં વ્યક્તિત્વ જાળવી રાખો.

લીન્ડનવુડ કૉલેજમાં વિદ્યાર્થીઓની તંદુરસ્તી પાછળ લક્ષ અપાય છે. દરેક વિદ્યાર્થીની શારીરિક લાયકાતની નોંધ રાખવામાં આવે છે વિદ્યાર્થીઓ માંદાં પડે ત્યારે કૉલેજના દાક્તરની તેમજ તાલીમ પામેલી નર્સની સારવારમાં તેને મૂકવામાં આવે છે.

રમત ગમતોમાં હોસ્ટેલની અંદર રમી શકાય તેવી રમતો ઉપરાંત ટેનીસ, ગોલ્ફની રમતો રમાય છે અને બીજી કસરત માટે અખાડા હોય છે

પ્રમુખ રોમર ને તેની સ્ત્રી લગભગ તમામ કામમાં મદદ કરે છે. મીસીઝ રોમર દરેક વિદ્યાર્થીના વ્યક્તિત્વ ઉપર ખાસ ધ્યાન આપે છે. દરેકને તે બધી બાબતોમાં સલાહ આપે છે. જ્યારે જુઓ ત્યારે તેના મુખ ઉપર હાસ્ય ફરકતું હોય છે. વિદ્યાર્થીઓ તેને ' મધર રોમર ' કહીને બોલાવે છે.

લીન્ડનવુડ કૉલેજનું ખાસ અંગ સ્ટુડન્ટ સેલ્ફ ગવર્મેન્ટ એસોશીયેશન છે. આ મંડળ વિદ્યાર્થીઓને પાળવાના નિયમો ઘડે અને તેનો અમલ પણ કરે છે. દરેક વિદ્યાર્થી તેનો સભ્ય હોય છે. તેના પ્રમુખને ઘણી સત્તા છે. તે કોઇ પણ હાનિકારક અસર થાય એવા વિદ્યાર્થીને કોલેજમાંથી રજા આપી શકે છે.

આ કોલેજનો આશય સ્ત્રીઓને તેમનાં જીવનકાર્ય માટે લાયક બનાવવાનો છે. સ્ત્રીશિક્ષણ સંબંધી હાલમાં બે વિચારો પ્રવર્તે છે (૧) સ્ત્રીને મનુષ્ય જાતિ ટકાવી રાખવાનું કાર્ય કરવાનું હોઇ તદનુસાર શિક્ષણ આપવું. (૨) બન્ને જાતિનાં મન એકજ પ્રકારનાં હોઇ બન્નેને એકજ પ્રકારનું શિક્ષણ આપવું. લીન્ડનવુડ કોલેજમાં એવી માન્યતા છે કે સમાજની સામાજિક અને આર્થિક વ્યવસ્થા પ્રમાણે બન્ને જાતિઓનાં કર્તવ્યો ભિન્નભિન્ન છે, માટે બન્નેનો વિકાસ પણ પૃથક્ પૃથક્ રીતે થવો જોઇએ અને એ રીતે ત્યાં શિક્ષણ આપવામાં આવે છે. જે છોકરી જે કાર્ય માટે વધારે લાયક હોય અને જે માટે તેને ખાસ રસ હોય તે કાર્યની તેને તાલીમ આપવામાં આવે છે. આટલા માટે તેઓની વલણ જાણી લેવા માનસિક પરીક્ષાઓ કરવામાં આવે છે; એટલે છોકરીઓની નૈસર્ગિક શક્તિનો ખ્યાલ આવી શકે છે.

કોલેજની શરૂઆતમાં દરેક વિદ્યાર્થી સમક્ષ અભ્યાસ કેમ કરવો, અંગત આરોગ્ય, પુસ્તકાલયનો ઉપયોગ અને સ્ત્રીઓ માટેના મુખ્ય ધંધા એ બાબતો ઉપર વ્યાખ્યાનો આપવામાં આવે છે. આ સાથે જ ચાલુ અમેરિકન સંસ્કૃતિ ઉપર પણ વ્યાખ્યાનો અપાય ને તેમાં વર્તમાન અમેરિકન જીવનની પાછળ રહેલા આર્થિક, સામાજિક અને રાજદ્વારી પ્રવાહની સમીક્ષા કરવામાં આવે છે.

ટુંકામાં કહીએ તો તેમાં અભ્યાસ કરતી કન્યાઓ પોતાની વિવિધ શક્તિઓ અને ગુણેનો ઉચ્ચતમ વિકાસ સાધી શકે છે અને પોતાની જવાબદારી અને કર્તવ્યો બજાવવા માટે તેમને સર્વ રીતે લાયક બનાવે છે.

[અંગ્રેજી ઉપરથી] નર્મદાશંકર વ. દ્વિવેદી

## [ ૨ ] ઇરાનમાં સ્ત્રી જાગૃતિ

હિન્દની સ્ત્રીઓ એકલી જ પુરૂષો કરતાં સમાજમાં નીચું સ્થાન ભોગવે છે એમ નથી. દુનિયાના લગભગ બધાજ દેશોમાં સ્ત્રીઓનો દરજ્જો પુરૂષો કરતાં ઉતરતો ગણાય છે. અને કેટલીક બાબતોમાં તો હિંદની સ્ત્રીઓ અન્ય દેશની સ્ત્રીઓ અપેક્ષાએ વધુ સારી સ્થિતિમાં છે.

ઇરાન કે જ્યાં ૧૯૨૧માં રીઝાશાહની સરદારી હેઠળ નવું શાસનતંત્ર શરૂ થયું છે ત્યાં રીઝાશાહના આગમન પહેલાં ઇરાની સ્ત્રીઓ ગુલામી અવસ્થા ભોગવતી હતી અને હજીયે મોટો ભાગ એવીજ સ્થિતિ ભોગવે છે. પરંતુ રીઝાશાહ પહેલવીના શાસનકાળમાં સ્ત્રીઓને પુરુષોની ગુલામીમાંથી મુક્ત કરી સમાજમાં તેનો દરજ્જો ઉચ્ચ કરવાના પ્રયાસ થઇ રહ્યા છે. પણ જેવી રીતે હિંદમાં સ્ત્રીઓની સ્વતંત્રતાની ચળવળને અતિ જૂના વિચારવાળાઓ સુધારાને નામે વગોવે છે અને તેનો વિરોધ કરે છે તેવીજ રીતે ઇરાનના જુના વિચારના લોકો, ધર્મગુરૂઓ વગેરે આ ચળવળને નિંદે છે; છતાં આ ચળવળ ધીમે ધીમે આગળ ધપતી જાય છે.

રીઝાશાહના ગાદી ઉપર આવ્યા પછી સ્ત્રીઓને સ્વતંત્રતાની સિદ્ધિ અર્થે 'પર્શીયન પેટ્રીઓટીક વીમેન સોસાયટી' નામની સંસ્થા સ્થાપવામાં આવી છે, જે અનેક પ્રકારની મુશ્કેલીઓ છતાં કાર્ય કરી રહી છે. આ સંસ્થા સ્ત્રીઓનાંજ નેતૃત્વ નીચે ચાલે છે અને રાજ્ય તરફથી તેને આશ્રય મળે છે. ઇરાનમાં સ્ત્રીપ્રવૃત્તિની આ કેન્દ્ર સંસ્થા કહી શકાય.

આ સંસ્થાના છ ઉદ્દેશો આ પ્રમાણે છે.

(૧) સ્ત્રીઓની સ્વતંત્રતા; તેમના મુખ ઉપરથી પડદો દૂર કરવો.

(૨) સામાજિક, શહેરી અને રાજદ્વારી ક્ષેત્રોમાં તેમના હક્કો સ્થાપિત કરવા.

(૩) ૧૬ વર્ષથી નાની વયની છોકરીનાં લગ્નનો પ્રતિબંધ.

(૪) પુરૂષે અનેક સ્ત્રી પરણવાની પ્રથા રદ કરવી.

(૫) છુટાછેડા થતાં ધણી પાસેથી સ્ત્રીધન તરીકે અમુક રકમ કે માલમિલકત મેળવવાને લગતા ખાસ નિયમો.

(૬) સ્ત્રીઓ અંદર અંદર છુટથી હળી શકે અને પોતાના પ્રતિપક્ષીઓ સાથે વાદ વિવાદ કરવાના હક્કોની સ્થાપના.

આ બધી કલમો ઇસ્લામની મૂળ ભાવનાથી વિરૂદ્ધ છે અને ઇસ્લામની સામે ખુલ્લું બંડ કરવા સમાન છે.

મુલ્લાંઓના રોષ સામે ટકી રહેવાનું કાર્ય વિકટ હોવા છતાં રાજ્યાશ્રય તેમજ પ્રજાના કેટલાક વર્ગના ટેકાથી આ ચળવળ પગભર થઇ શકી છે. આ મંડળ સ્થપાયા પહેલાં ૧૯૧૬ માં ખાનુમ શાહાનાજ આઝાદ અને તેની પહેલાં ૧૯૦૭ માં લેડી ખાનુમ મહતાબ ખાન એસકન્દરીએ પણ આવાજ પ્રયાસો કરેલા હતા. લેડી મિસ્સ્યુર ખાનુમ અફશર જે અદ્યાપિ વિદ્યમાન છે તેણે 'અકબર મદ્રેસા' સ્થાપી છે; ત્યાં વિદ્યાર્થીઓમાં સ્ત્રીઓની મુક્તિનાં બીજ રોપાય છે. (મોડર્ન રિન્યુ)



## વનિતાવિશ્રામ ટ્રેનિંગ કૉલેજ, મુંબાઇ:

ગુજરાતી બ્હેનોને કેળવણીના કાર્ય માટે તાલીમ આપતી આ એક ઉત્તમ સંસ્થા છે. જે બાઇઓએ ગુજરાતી વર્નાક્યુલર ફાઈનલની પરીક્ષા પાસ કરી હોય અથવા અંગ્રેજી પાંચમું ધોરણ પુરૂં કર્યું હોય તેમને આ કૉલેજના પહેલા વર્ષમાં દાખલ કરવામાં આવે છે. આ વર્ષે દાખલ થવા ઇચ્છતાં બાઇઓએ બુધવાર તા. ૧૦ મી જુને કૉલેજમાં હાજર થવું. વધુ વિગત માટે પ્રિન્સીપાલ, કુ. સાકરબ્હેન પ્રે. શાહ, બી. એ., એલ. ટી. ને લખી પૂછાવવું.

## ચાલુ વાર્તા




### પ્રકરણ ૪૦ મું

સાંજને સુમારે વરસાદ પડવા લાગ્યો. વરસાદ એકધારો વર્ષતો હતો એટલે પવન પણ ઠંડો વાતો હતો. ધીમે ધીમે અંધારૂં થઈ ગયું અને રાત્રિની ભીષણતા વધવા માંડી. આવે વખતે માધવેન્દ્ર ઘરમાંથી બહાર નીકળી મંદિરમાં ગયો અને ઠરાવેલી જગાએ લપાઈને અંદરની ઓરડીમાં શું બને છે તે જોવા લાગ્યો.

ઓરડીમાં એક ઉંચા આસન ઉપર ભૈરવી બેઠી હતી. તેનાથી થોડેક દૂર ત્રણ માણસો બેઠા હતા. માધવેન્દ્રે ભૈરવીનું એકી નજરે નિરીક્ષણ કર્યું. જેમ જેમ ભૈરવી તરફ તેની નજર વધારે બારીક થતી ગઈ તેમ તેમ તેને કાંઈ જુની ઓળખાણ યાદ આવવા માંડી અને છેવટે ભૈરવી કોણ છે તે તેના જાણુવામાં આવી ગયું. આશ્ચર્યમાં ગરક થયેલો માધવેન્દ્ર અંદર શું બને છે તે એક ધ્યાનથી જોઈ રહ્યો.

માધવેન્દ્રનો કાકો મધુરેન્દ્ર ભૈરવીની સામે બે હાથ જોડીને બેઠો હતો. ભૈરવી કાંઈ ગંભીર વિચારમાં પડી હોય એમ લાગતું હતું. ઘણો સમય વિચાર કર્યા પછી તેણે એક લાંબો નિઃશ્વાસ નાંખ્યો અને તે મંદ સ્વરે બોલી. "મારી ભવ્ય દૃષ્ટિમાં ઘણી ભયંકર આગાહી થઈ છે."

મધુરેન્દ્ર ગભરાયો. તેણે પ્રશ્ન કર્યો: "શું મા, મારે માટે કાંઈ સારૂં નથી?"

"સારૂં તો નથી જ; ભયંકર છે."

"પરંતુ તેનો કાંઈ ઉપાય છે કે નહિ?"

"હા છે. પણ શો ઉપાય છે તે જોવા માટે મારે કોઈક પણ એક જણ ઉપર યોગનિદ્રાનો પ્રયોગ કરવો પડશે."

"મા, મારે માટે એટલું જરૂર કરો. કેટલાયે સમયથી હું મારૂં ભાવિ જાણવાની ઈચ્છા કરી રહ્યો છું પણ આપની કૃપા હજીય થઈ નથી."

"આજે તારી ઈચ્છા પૂરી પડશે; પણ પ્રયોગ કોના ઉપર કરૂં?"

મધુરેન્દ્ર પોતાની પાસેજ બેઠેલા વિશ્વાસુ મિત્ર તરફ દયાભરી નજર નાંખી એટલે પ્રયોગ માટે તેણે તૈયારી બતાવી.

ભૈરવી મનમાંજ કાંઈક મંત્ર ગણગણી. તે બાદ પેલા માણસના કપાળ ઉપર પોતાનો હાથ ફેરવ્યો. એટલે તે માણસ તરતજ અચેતન થઈ ગયો. એટલે ભૈરવીએ કહ્યું: "આજે તારે જે પૂછવું હોય તે પૂછી લે,

આજે તારા બધાએ પ્રશ્નોનો ઉત્તર મળશે. આવતી કાલે હું અહીંથી ચાલી જનાર છું."

"કેમ માજી; આ સેવકને સંકટમાં નાંખી ચાલી જશો ?"

"યોગનિદ્રામાં પડેલો માણસ જે ઉત્તર આપે તે પ્રમાણે તારું કામ કરજે; એટલે બસ. હું પાછી આવીશ. પણ કાલે તો મારે જવુંજ જોઇશે."

"ત્યારે હું પહેલો પ્રશ્ન એજ કરી લઉં કે માધવેન્દ્રની સંપત્તિ મને મળશે કે નહિ ? માધવેન્દ્ર મારી સાથે કેવો નાતો રાખશે. માતાજી, પહેલાં આનો ખુલાસો મેળવો."

ભૈરવીએ બેશુદ્ધ મનુષ્યના માથા ઉપર હાથ મૂકી પ્રશ્ન કર્યો: "માધવેન્દ્ર કાકા તરફ કેવો ભાવ રાખશે ?"

"બહારથી સરળ પણ અંદરથી વાંકો. મધુરેન્દ્રનો પુત્ર તેના હાથે માર્યો જશે."

"કારણ ?"

"પ્રેમની પ્રતિસ્પર્ધા !"

"એનું મરણ ટળી શકે એમ નથી ?

"ટળી શકે; પણ માધવેન્દ્રનું અસ્તિત્વ ન હોય તોજ !"

"તો શું માધવેન્દ્રનું મૃત્યુ પહેલાં થશે ?"

"નહિ થાય, તો આપણે લાવવું. વિષપાન કરાવીને તેને મારી શકાય."

"એ કેમ બની શકે ?"

"આવતી કાલથી માધવેન્દ્રને રોજ ભોજનમાં થોડું થોડું ઝેર આપવું, એટલે તે રીબાઈ રીબાઇને મરી જશે. કોઈ રોગથી તે મરી ગયો છે એમ લોકોને લાગશે."

"એથી પાપ નહિ લાગે ?"

"નહિ, ઈશ્વરે એવી જ રીતે તેનું મૃત્યુ નિર્માણ કર્યું છે. ઇશ્વરનું નિર્મિત કાર્ય કરવામાં પાપ કેવું ?"

જે મુખ્ય જાણવાનું હતું તે જણાઈ ગયું. એટલે ભૈરવીએ મધુરેન્દ્રને પૂછયું. "હવે કાંઇ પૂછવાનું બાકી છે ?"

"નહિ, હવે બાકી શું રહ્યું છે !"

ભૈરવીએ વળી પાછો કાંઇ મંત્ર ભણી પાણીની બે છાંટ બેશુદ્ધ માણસની આંખો પર છાંટી, પાંચ સાત મીનીટમાં તે માણસ ભાનમાં આવી ગયો.

હવે પોતાને જાણવા જેવું કાંઇ નથી. એમ માની માધવેન્દ્ર ત્યાંથી સ્વસ્થાને ચાલી ગયો.

ઘરે આવીને માધવેન્દ્ર પોતાની આંખે નીહાળેલા બનાવ ઉપર વિચાર કરવા મંડયો. તેના મનમાં અનેક વિચાર આવવા લાગ્યા. એક વખત તો એમ થઈ ગયું કે કાકાને બોલાવીને સર્વ સંપતિ તેમને ચરણે ધરી દઉં, પણ પછીથી તેને એવો વિચાર સુઝયો કે કાકાને એથી જરાય વિશ્વાસ બેસવાનો નથી.

પછી તેના વિચાર ભૈરવી તરફ વળ્યા. "ભૈરવીમાં આટલું બધું સામર્થ્ય આવ્યું કયાંથી ? યોગનિદ્રામાં પડેલો માણસ કાકાનો અત્યંત વિશ્વાસપાત્ર માણસ હતો; એટલે તેના વિષે શંકા લાવવાને કાંઇ કારણ ન હતું. તો શું તેણે કહી તે બધીય ભવિષ્યવાણી સાચી હશે !" ઘણો સમય સુધી તે આ વિષે વિચાર કરતો રહ્યો પણ કાંઇ ચોક્કસ નિર્ણય તેનાથી થઈ શકયો નહિ. આખરે તેણે પોતાના કારભારીને હાંક મારી કહ્યું: "નદીને કિનારે એક નાની પણ મજબૂત હોડી તૈયાર રાખવાની વ્યવસ્થા કરો, મારે એ હોડીની ખૂબ પરવાની છે હોડીનો હાંકનાર પણ હુંશીયાર હોવો જોઇએ. હું પાછો ક્યારે આવીશ તે ચોક્કસ નથી. માટે મારે કોઇ પણ જાતની ચિંતા ન કરવી."

(ચાલુ)

### ખરા જવાબ આપનાર બહેનોનાં નામ નીચે પ્રમાણે છેઃ

શ્રીમતી બહેનોઃ (૧) સવિતાબહેન, (૨) નિવેદિતા મહેતા, (૩) મોતીબાઇ મહેતા, (૪) ગુલાબ સંઘવી, (૫) ફેઇથબેન, (૬) હીરા, (૭) સરસ્વતી ભટ્ટ, (૮) સવિતાગૌરી ડોક્ટર, (૯) અન્સુમતિ શ્રોફ, (૧૦) પદ્માવતી લાલાજી, (૧૧) સોનબાઈ ખોના, (૧૨) માલતી દવે, (૧૩) નંદગૌરી દેસાઇ, (૧૪) લીલાવતી દલાલ, (૧૫) નિર્મળા ઝવેરી, (૧૬) નંદગૌરી નરભેરામ, (૧૭) મંગળાબહેન, (૧૮) જ્યોત્સ્ના, (૧૯) સરસ્વતી મોદી, (૨૦) ધીરજબહેન દેસાઇ, (૨૧) માણેકબાઇ, (૨૨) દેવુંબહેન ચાવડા, (૨૩) કુંવરીશ્રીબા રાજબા બાલુભા, (૨૪) રૂક્મણી બકરી, (૨૫) રાધાબાઇ રતનસી, (૨૬) સરીતાબાઇ, (૨૭) કાન્તાબહેન, (૨૮) પુષ્પાવતી દેસાઇ, (૨૯) ચન્દ્રમણિ મોદી, (૩૦) કમળાલક્ષ્મી ઉપાધ્યાય, (૩૧) લલિતાબહેન, (૩૨) ગુણવતીબાળા માંકડ, (૩૩) પદ્માવતી જેટલી, (૩૪) કપીલા ભટ્ટ અને (૩૫) માણેકબાઈ.

| | |
|---|---|
| ગુજરાતી સ્ત્રીશક્તિ : | શ્રી. અંબાલાલ નૃ. શાહનો લેખ. |
| સેનગુપ્તા : | બંગાળના સિંહ શ્રી. સેનગુપ્તાના પરિચય કરાવતો શ્રી. ભદ્રકુમાર યા |
| યકીર્તને : | શ્રી. મનઃસુખલાલ ઝવેરીનું કાવ્ય. |
| : | સૌ. હંસાબહેન મહેતાના જેલના અ |
| ન્તિમાં સ્ત્રીઓનો હિસ્સો: | રશિયાની રાજ્યક્રાન્તિમાં બહેનોએ ળાની નોંધ લેતો રા. અરવિંદ શા |

### કેળવણી-સર્વ રોગોની અકસીર દવા

**શ્રી. સવિતા ત્રિવેદી**

આપણું સ્ત્રીજીવન કેટલું અસહાય છે ! પુરૂષો પરના આપણા અવલંબને આપણને છેક પાંગળાં બનાવી દીધાં છે. પરદેશની સ્ત્રીઓ તો જુઓ ! એનાં મુખપરની લાલી કેવી ! એનું ચાપલ્ય કેટલું ! હરવા ફરવાની છૂટ, કેળવણી, પુરૂષો સાથેના સમાન હક્ક અને સ્વાતંત્ર્યથી સ્ત્રીજીવન ત્યાં કેટલું વિકસી રહ્યું છે ? અને આપણે ત્યાંની દશા તો જુઓ ! નથી કેળવણી, નથી સ્વાતંત્ર્ય, નથી સમાન હક્ક, નથી સંસ્કારી વાતાવરણ. આજ કેટલાંય વર્ષોથી આપણે આની આ દશાના રોદણાં રડીએ છીએ. આ દશામાંથી આપણી મુક્તિ કેવી રીતે થાય ? ખરી રીતે તો કેળવણી એજ સર્વ રોગોની અકસીર દવા છે.

[ વડોદરા રાજ્ય મહિલા પરિષદ્નાં પ્રમુખસ્થાનેથી. ]

# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

## સ્વ. જમનાબાઇ સક્કઇ સંવત્સરી

### જેલ જઈ આવેલાં બ્હેનોને અભિનંદન

મંડળના આશ્રય હેઠળ બુધવાર તા. ૮ મી ...રીલે માધવબાગમાં સ્ત્રીઓની એક સભા મળી ...ી. પ્રમુખસ્થાન ડૉ. માલિની સુખથનકરને ...પ્યું હતું. સત્યાગ્રહની લડતમાં જેલ જઇ આવે... બ્હેનો-સૌ. ...વંતિકાબાઈ ...ખલે સૌ. ...સા મ્હેતા, ...ૌ. સ્નેહલતા ...શરત વગેરેએ ...જરી આપી ...તી.

ઇશ્વર સ્તુ...ે પછી સૌ. ...ધાબ્હેન પં...યાને "જમ...ા-જયન્તિ" ...ં ગાન ગાયું ...તું. તે પછી ...ી. ચન્દ્રશંકર ...ંડયાએ સ્વ. જમનાબ્હેનના ...જીવનકાર્ય વિષે વિવેચન કરી ...બાઇની સ્ત્રી...ઓ વિષે તેમણે ...રેલા સફળ પ્રયત્નોની ઝાંખી કરાવતાં જણા...વ્યું કે "જમનાબ્હેન જન્મ્યાં તે પહેલાંનું ગુજરાત જુઓ અને પછીનું ગુજરાત જુઓ. ...આ બે વચ્ચે મોટો તફાવત લેશો. તેમનાં જન્મ પહેલાં એક પણ મહીલા મંડળ હસ્તી

## જમના-જયન્તી

[ મરાઠી સાખી ]

"ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડલ" ઉજવે જયન્તી આજે,
જમનામૈયા- મંડલ-માતા સ્વર્ગમહીં બીરાજે,
તો યે હાજરં આત્માએ-કૈં મીઠી આશિષ આપે. ૧

મોહમયીની મહિલા મિથ્યા જીવનવ્યય કરતી'તી;
ન્હાનાં ન્હાનાં નિજ જગતોમાં ન્હાની ચીજ ભરતી'તીઃ
ન્હોતી દૃષ્ટિ કૈં મ્હોટી-એની સૃષ્ટિ હતી છોટી. ૨

જમનામૈયા જાગ્યાં જાતે-જગવી નારી-સૃષ્ટિ,
મેઘનાદ સમ સાદે ગાજ્યાં વર્ષી ચેતનવૃષ્ટિઃ
જાગી સારી સ્ત્રીજાતિ-જગ જ્યાં ત્યાં સોહાતી. ૩

આભારી મંડલ-મહિલાઓ મોંઘી સ્મૃતિ સંઘરે છે,
ઉજવી જયન્તી સહુ બ્હેનોને "મૈયા" થવા પ્રેરે છેઃ
બ્હેનો મૈયા સંભારે-મૈયાપગલે એ ચાલે. ૪

—ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા

ધરાવતું નહોતું, અને જમનાબ્હેને આ ધ્યાનમાં લઇને મહીલા મંડળોને જન્મ આપીને સ્ત્રીઓમાં જાગૃતિ ઉત્પન્ન કરી હતી. દુનિયામાં ઘણી ગૃહલક્ષ્મીઓ હશે જેઓએ પોતાનાં સંસાર સફળ કર્યાં હશે, પણ જાહેરમાં તેમણે કાંઇ પણ કર્યું હશે નહિ. પણ જમનાબ્હેને તો ગૃહલક્ષ્મી થવા ઉપરાંત જગદંબા તરીકે નામ કઢાવ્યું છે. તેમને એક પણ સંતાન નહતું, અને જ્યારે તેઓને તે માટે પુછવામાં આવતું હતું ત્યારે તેઓ એમ કહેતાં હતાં કે દુનિયાના તમામ બચ્ચાંઓ મારાં સંતાનો છે, અને મારાં ખરાં સંતાનો તરફ જેટલો હું પ્રેમ રાખી શકું તેટલો જ પ્રેમ હું કોઇ પણ બચ્ચાંને માટે રાખી શકું છું. તેમના જન્મ ઉપરથી આપણને પ્રેમનો પાઠ શીખવાનો મળે છે.

સૌ. કુસુમગૌરી મુનશીએ તે બાદ જેલ જઇ




**સ્વ. હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા**

પ્રાચીન ગુજરાતી સાહિત્યના પરમ ઉદ્ધારક અને અર્વાચીન સાહિત્યમાં સાદી અને સરલ ભાષા શૈલિના ઉત્પાદક રાવ બહાદુર, સાહિત્ય માર્તંડ હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના અવસાનથી ગુજરાતી સાહિત્યે એક અણમૂલ રત્ન ગુમાવ્યું છે. આપબળથી જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં આગળ વધનાર એ મહાન નરે ગુર્જર નરેશ સર સયાજીરાવના અંતઃકરણમાં પ્રાચીન ગુજરાતી સાહિત્ય માટે પ્રીતિ ઉપજાવી એ સાહિત્યના ઉદ્ધાર માટે રાજ્ય તરફથી નાણાંની સારી જેવી રકમ અલગ કઢાવી હતી અને તેની સહાયથી ધૂળમાં દટાયલા અનેક પ્રાચીન કવિઓનાં કાવ્યરત્નોનો ઉદ્ધાર કર્યો હતો. સામાન્યતઃ દરેક સાક્ષર પોતાને સૌથી વધારે મોટો માને છે અને બીજાની પ્રસિદ્ધિ સાંખી શકતો નથી સ્વ હરગોવિંદદાસભાઇ એ અસૂયાના દુર્ગુણથી સર્વથા પર હતા એમ તેમણે પ્રાચીન કાવ્યોના ઉદ્ધારથી સિદ્ધ કરી બતાવ્યું છે. જાતે સમર્થ સાક્ષર હોવા છતાં-માત્ર ગદ્ય-લેખક જ નહિ પરંતુ પદ્ય-લેખક હોવા છતાં-પ્રાચીન કવિઓને પ્રસિદ્ધિમાં આણવા એમણે જરાય દિલ ચોર્યું નથી. એમના એ શુભ અને અથાગ પ્રયત્નો વિના ગુજરાત એ અણમૂલ સાહિત્યરત્નોથી કદાચ વંચિત રહ્યું હોત. પરંતુ પ્રાચીન સાહિત્યનો ઉદ્ધાર એમણે ન કર્યો હોત તોય ગુજરાતનો વાચકવર્ગ એમને એમના પોતાના ગ્રંથો માટે આભારની લાગણી સાથે લાંબા સમય સુધી સંભારશે. સામાન્ય જનતાની દૃષ્ટિએ એમણે અનેક ઉપયોગી દિશામાં પોતાની સમર્થ કલમ ચલાવી છે; પરંતુ સ્ત્રીઓ અને બાળકો માટેના વાચનના ક્ષેત્રમાં તેમણે સૌથી વધારે અને સંગીન ફાળો આપ્યો છે. તેમણે રચેલાં ગ્રંથો એ ક્ષેત્રની કેટલીક મોટામાં મોટી ખોટ પૂરી પાડે છે. એ ગ્રંથોમાં તેમણે સુધારા અને સ્ત્રીકેળવણી વિષે દર્શાવેલા વિચારો આજે પણ મોટે ભાગે સર્વમાન્ય મનાય એવા છે. ખાસ કરીને બાળકોને "ટચુકડી સો વાતો" ના સંગ્રહો આપી આપણું એ ભૂલાઇ જતું સાહિત્ય એમણે તાજું કર્યું છે અને યુવાન માતાઓના હાથમાં બાળ-કેળવણીનું સારામાં સારું સાધન મૂક્યું છે. એમના અવસાનથી આ ક્ષેત્રને લાંબા સમય સુધી ન પૂરી શકાય એવી ખોટ પડી છે. અમે સ્વર્ગસ્થના કુટુંબી જનોના-ખાસ કરીને તેમના સાહિત્યરસિક પુત્ર-પુત્રીઓના દુઃખમાં ભાગ લઇએ છીએ અને સ્વર્ગસ્થના આત્માને પરમ શાન્તિ મળે એમ પ્રાર્થીએ છીએ

**આવતો અંક**

લગભગ છેલ્લાં બાર માસ દરમિયાન મ. ગાંધીજીની આજ્ઞાને માન આપી ગુજરાતની બ્હેનોએ દેશના સ્વાતંત્ર્ય સંગ્રામમાં મોખરે રહી જે ફાળો આપ્યો છે, તેની નોંધ અમે અવારનવાર એ માટેના ખાસ લેખમાં તેમ જ આ "નોંધ"માં દર મહિને લીધી હતી. એ માસિક સરવૈયાં ભેગાં કરી આખા વર્ષનું સરવૈયું કાઢવાનો સમય હવે આવી પ્હોંચ્યો છે. દીલ્હીમાં જે સંધિ ફેબ્રુઆરી માસમાં થઇ અને જે મહાસભાએ કરાંચીની બેઠકમાં માર્ચની આખરે સ્વીકારી, તે સંધિપત્રે હાલ તુરત સંગ્રામ મુલત્વી રહ્યો છે. એ સંગ્રામમાં દેશની બ્હેનોએ જે ફાળો આપ્યો છે તે સૌ કોઇ જાણે છે અને તે માટે એ વીર બ્હેનોનાં મુક્તકંઠે વખાણ કરે છે. આવતો અંક "દેશસેવિકા અંક" કરી અમે પણ અમારી માનની અંજલિ એ વીર બ્હેનોના ચરણે-તેમણે દેશ માટે આપેલા આત્મભોગને ચરણે ધરવા ઇચ્છીએ છીએ. એ અંક માટે અમારા સહૃદય લેખક બ્હેનો અને બંધુઓના સહકારથી જે સામગ્રી તૈયાર કરી છે તેની ઝાંખી આ અંકમાં જ અન્યત્ર આપીએ છીએ અમને ખાત્રી છે કે એ સામગ્રી સાથેનો અંક દેશની વીર પુત્રીઓએ આપેલા ભોગ અને બતાવેલી અડગ હિમ્મતને યથાર્થ મૂર્તિમંત કરશે અને ભાવિ પ્રજાને એ દેશભક્તિને માર્ગે પ્રેરશે.

માતુશ્રી કસ્તુરબા



શ્રી જગમોહન મીસ્ત્રીએ કાગળ અને કાતરનો ઉપયોગ કરી આ સુંદર-છાયા-છબી
"સેવિકા-અંક" માટે ખાસ તૈયાર કરી છે

દેશસો.વ.કા. અંક




પુસ્તક ૧૬મું ] જુન ૧૯૩૧ [ અંક ૪થો

## શક્તિનાં સ્વરૂપ

અમે શકિતનાં સ્વરૂપ
અમે ભારતી સ્વરૂપ
પુનિત હૃદય આરતી ઉચ્ચરીએ. અમે૦

અમે પ્રેમનાં મુહૂર્ત (૨)
અમે દિવ્ય ને અદ્ભુત (૧)
પ્રગટ પ્રાણ પ્રણવમંત્ર પ્રેરીએ. અમે૦

અમે સહજ ભાવપૂત
અમે અમર શાન્તિદૂત
જગત આત્મ અર્પણો આચરીએ. અમે૦

—દેશળજી પરમાર

# કેસરકન્થા

૧

ભર ઉનાળે વસન્ત મ્હોરે, ફોરે દાંડી દાડી ;
કેસૂડાંએ કેસરિયાળી કન્થા જો ! ઓઢાડી !
અમરવેલડીઓએ ભાલે બીજ-ટીલડી ચોડી !
ગૂર્જરી કોણ કહે ગાંડી ?

૨

સૂની ક્યાં છે વનકુંજો, ને ક્યાં છે સૂની વાડી !
કલ્લોલે છે કેસરિબચ્ચાં બુલન્દ પડઘા પાડી !
ગરવી મારી ગૂર્જરીને કોણ કહે ગાંડી ?
ગૂર્જરી કોણ કહે ગાંડી ?

૩

ક્ષાત્રબીજની લીલિ લતાએ કીર્તિ શ્વેત ઉગાડી ;
શાતા પ્રેમલ પાલવડે જો ! સજી કેસરી સાડી !
તપે ત્રિરંગી ધ્વજ સાહી, સુજ ભારત દીવાદાંડી !
ગૂર્જરી કોણ કહે ગાંડી ?

૪

ભવન-ભવનની મેનાઓ પરવશ પિંજરિયાં તોડી—
ગગન ગજાવે, ધરા ધ્રૂજાવે, પારધિતીર મરોડી ;
પ્યારાં એના પોપટજીના છન્દ-વિહારો છાંડી !
ગૂર્જરી કોણ કહે ગાંડી ?

૫

ભરી ભરી ભવકુંજો ગાજે, ગાજે મન્દિર-વાડી ;
ઝૂકાવે કુળ-કુટુમ્બ બચ્ચાં કેસરિ પડઘા પાડી :
મરજીવાં ઝૂઝે, મુક્તિનું નિશાન અટલ માંડી !
ગૂર્જરી કોણ કહે ગાંડી ?

૬

વજ્રપાંખથી પ્રબળા ! તેં અન્ધાની આંખ ઉઘાડી !
'જયો જયો જગદમ્બા'-શોરે ગાજે નન્દનવાડી !
એ જ શક્તિમૈયાની, ભૈયા ! પીટાવો જય-દાંડી :
ગૂર્જરી કોણ કહે ગાંડી ?
ગૂર્જરી સ્વાર્પણ-ગૌરવ ગાંડી :

—કેશવ હ. શેઠ

# ગુજરાતની સ્ત્રીઓ

લેખિકાઃ શ્રીમતી લેડી વિદ્યાબ્હેન નીલકંઠ

કોઈ પણ પ્રજા કે વ્યક્તિની લાયકાતની કસોટી થાય તેવા પ્રસંગોથી જ થાય છે. યુરોપના મહાન યુદ્ધ વખતે, હજારો નવજુવાનો સુખસંપત્તિ અને વૈભવ છોડી રણક્ષેત્રનાં કષ્ટ વેઠવા ગયા હતા. જેઓ દિવસમાં દસ વાર મોઢું ધુએ ને વાળ હોળે, નિત્ય નિત્ય કપડાં બદલે, સમાસમાનાં ભોજન આરોગે, જરાપણ અગવડ ન વેઠે તેઓ સુકું પાકું ખાવાનું, ન્હાવા ધોવાનું નામ નહીં અને કપડા મેલને જુઓથી ભરેલાં તેમજ જમીનની અંદર ખાડા ખોદી જાનવરની [illegible] માફક રહેવાનું, એવું એવું વેઠવા તૈયાર થઈ ગયા હતા. માબાપની આશારૂપ એકના એક પુત્રો પતંગીઆં દીવા પર ઝંપલાવે એમ મરણને શરણ થઈ ગયા હતા. ત્યારે સર્વ કોઈને એમજ લાગતું કે વૈભવની પરિસીમાએ પહોંચેલી પ્રજાઓ અવસર આવ્યે બધું છોડી કર્તવ્યને માર્ગે જવામાં દુઃખ પડે તેપણ વેઠવા તૈયાર થઈ છે તે જ તેમની ખરી લાયકાત પુરવાર કરે છે.



શ્રીમતી લેડી વિદ્યાબ્હેન નીલકંઠ

આને મળતોજ પ્રસંગ પાછલા વર્ષ દરમીયાન આપણા દેશમાં ઉપસ્થિત થએલો

હતો. સુખ શૈયામાં પોઢનાર અને જરા પણ આંચ ન વેઠેલી તેવા નવયુવકો રાત દિવસ ટાઢ તડકો વેઠી રસ્તાપર ચોકી કરતા અને જેલનાં મહાકષ્ટ વેઠવા હજારોની સંખ્યામાં તૈયાર થઈ ગયા હતા. માર ખાવો, અને જેલનું કષ્ટમય જીવન ગાળવું એ યુદ્ધમાં પ્રાણ આપવા સરખું જ કઠણ કામ હતુ અને તેવી કસોટીમાં દેશના હજારો મનુષ્યોએ પસાર થઇ પોતાની લાયકાત પુરવાર કરી છે.

આજ પ્રસંગોએ આપણી સ્ત્રીઓએ પણ અદ્ભુત મનોબળ બતાવ્યું છે. જેમણે ઘરના આંગણા બહાર ભાગ્યેજ પગ મુકયા હોય, ઘુમટા બહારનું જગત પણ થોડું જ જોએલું હોય, રાત્રીમાં એકલાં ફરતાં ડરતી હોય તેવી સ્ત્રીઓ સર્વ પ્રકારના કષ્ટ વેઠવા તૈયાર થઇ ગઇ એ ઘટના સર્વને આશ્ચર્યમાં મુગ્ધ કરે તેવી છે. ભણેલી, અભણ, શ્રીમંત, નબળી અને સશક્ત, કુટુંબથી વીંટળાએલી તેમજ એકલવાઇ, જુવાન, વૃદ્ધ અને બાળક એ સર્વેએ પોતાની સર્વ શકિતઓ દેશને અર્પવાની અજબ હિંમત બતાવી છે એ વસ્તુસ્થિતિથી કોઈપણ હિંદીને ગર્વ થાય તેમ છે. બહેનોએ પણ માર ખાવાની, જેલનાં કષ્ટ વેઠવાની, ખડે પગે સેવા કરવાની, ઘરબાર, માલમીલકત છોડી જંગલમાં જઇ વસવાની જે દૃઢતા બતાવી છે એ કોઈ પણ પ્રજાને શોભાવે તેમ છે.

દેશભરમાંથી આવી વીર રમણીઓ નીકળી આવી છે છતાં ગુજરાતને ભાગે એનો જશ બહુ મોટા પ્રમાણમાં આવ્યો છે. ગુજરાતની સ્ત્રીઓએ ગુજરાતમાં, મુંબાઇમાં, કલકત્તામાં અને જ્યાં જ્યાં તેઓ રહે એ ત્યાં પોતાનું પાણી બતાવી આપ્યું છે એ વાતની કોઇ ના પાડી શકે તેમ નથી. ગુજરાતની સ્ત્રીઓએ દુઃખ સહન કરવાની અખુટ શકિત બતાવી છે સર્વસ્વ સમર્પણ કરવાની ત્યાગવૃત્તિ બતાવી છે અને ટેક જાળવવાની દૃઢતાનું અપૂર્વ પ્રદર્શન કર્યું છે. મુંબાઇમાં અને બીજાં સ્થળે ચોકી કરનાર બહેનોએ અડગ શ્રદ્ધાથી કામ કર્યું છે. ગુજરાતનાં ગામડાંમાં હીજરત કરનારાં કુટુંબોમાં જઈ વાત કરતાં તેમના સ્ત્રીજનોની હિંમત અને કર્તવ્યપરાયણતા જોઈ છક થઇ જવાય તેવું હતું. તેઓને જરા પણ આશા નહોતી કે જે ઘર, ખેતર, માલમીલકત છોડીને આવ્યા છે તેનું પુનઃ દર્શન થશે. એક મહાત્માજીના વચન પર અખૂટ વિશ્વાસ રાખી જે સહન કરવું પડે તે કરવા, જે ભોગ આપવા પડે તે આપવા તેમણે નિશ્ચય કર્યો હતો. સ્વરાજ્ય એટલે શું, સ્વરાજ્યમાં એમને લાભ થશે કે નહીં તેનો વિચાર તેમાંનાં થોડાનેજ હશે પરંતુ જે કર્તવ્યનો માર્ગ તેમને દેખાડવામાં આવ્યો તે માર્ગે સુખદુઃખનો વિચાર સુદ્ધાં કર્યા સિવાય, કાંઇ પણ બદલો, વેતન વિના સાચા સૈનિકોનું જે દૃષ્ટાંત તેમણે જગતને દર્શાવ્યું છે તેની પ્રશંસા જેટલી કરીએ તેટલી ઓછી છે.

ગુજરાતની સ્ત્રીઓમાં કેટલી શકિત રહેલી છે તેનું માપ આ પ્રસંગ આવ્યો ન હોત તો કોઇ કાઢી શકત નહીં. એક વરસ ઉપર કોઇએ કહ્યું હોત કે સ્ત્રીઓ અમુક કાર્ય કરશે તો તેને હસી કાઢવામાં આવત.

કેટલાંક વર્ષ પર અમેરિકાથી દારૂબંધીનું કામ કરનાર બહેનો આવી હતી. તેમણે પોતાના દેશમાં દારૂની અટકાયત કરવા સ્ત્રીવર્ગે કેવા પ્રયત્ન કરી રહ્યો હતો અને એ પ્રયાસને અંગે કેટલી દારૂબંધીને સફળતા મળી હતી એ બ્યાન કર્યું અને અમને કહ્યું કે દારૂ અટકાવવાનું કામ સ્ત્રીઓએજ હાથ ધરવાનું છે—એ હકીકત સાંભળી અમે નિરાશાથી એજ જવાબ દીધો કે અમેરિકામાં અમે તે હજી પણ અમારા દેશની સ્ત્રીઓથી

એ કાર્ય ઉપાડાય એમ અમને ભાસતું નથી. અને તે વખત કોઈ સફળતા પણ મળી નહીં. ગાંધીજીએ સ્ત્રીઓને આમંત્રણ આપ્યું ત્યારે પણ દારૂના સંબંધમાં સ્ત્રીઓએ પોતાના સંશય પ્રદર્શિત કર્યા હતા. છતાં ગુજરાતમાં સ્ત્રીઓએ એ કાર્ય કેટલા ઉત્સાહપૂર્વક ઉપાડી લીધું અને ખેડા જીલ્લામાં તેમજ અન્ય સ્થળે બહેનોએ તે માટે જેલમાં જવામાં પણ પાછી પાની ન કરી એ વૃત્તાંત તાજો જ છે, દેશમાંથી દારૂની બદી કાઢવા માટે અસ્ખલિત પ્રયત્ન કરવા પડશે એ આપણે ધ્યાનમાં રાખવાનું છે. જે જે અનિષ્ટો આપણી પ્રજામાં હોય તેનું નિવારણ કરવા આપણી સ્ત્રીઓએ કટિબંધ થવું જોઇએ અને જે શૌર્ય, જે દેશપ્રીતિ, જે સ્વાર્પણની ભાવના, જે કષ્ટ સહન કરવાની શક્તિ અને સૈનિકને છાજતું જે આજ્ઞાંકિતપણું સ્ત્રીઓએ જગતભરને વિસ્મયમાં નાખી દે તે પ્રકારે દર્શાવ્યું છે તે જોતાં કોઇ પણ કાર્ય તેમને માટે અસંભવિત નથી એ માન્યતા અસ્થાને નથી. ગુજરાતની સ્ત્રીવર્ગની શક્તિ સુમાર્ગે વહી દેશોદ્ધારમાં તેમનો ભારે ફાળો આપે એ શુભેચ્છા છે.

# સ્ત્રીશક્તિનું અદ્‌ભૂત દર્શન

લેખકઃ શ્રી. ગિજુભાઇ

ગયા વર્ષમાં સત્યાગ્રહની લડત દરમ્યાન આપણને સ્ત્રીશક્તિનું અણધાર્યું અને અદ્‌ભૂત દર્શન થયું છે. આજ દિવસ સુધી તે શક્તિની સહાયથી આપણે દૂર રહ્યા. અને તેથી આપણું કામ એક હાથે, એક પગે, એક પાંખે ચાલ્યું ને તેથી ઢસરડાતું રહ્યું; આને માટે જો કોઇ જવાબદાર હોય તો આપણે પુરૂષોજ છીએ. કયા સ્વાર્થ માટે એ શક્તિને બહાર આવતાં આપણે રોકી, બલ્કે એ શક્તિનો સ્વીકાર પણ કર્યો નહિ તે કદાચ આપણે કહી શકીએ નહિ અને કબુલ તો કરીએજ નહિ. પણ એ ભૂતકાળને જવા દઇ વર્તમાનને આપણે સમજીને સ્વીકારી લઇએ.

જે સ્ત્રીશક્તિ સ્વરાજ લેવામાં આપણને સાથ આપી આપણે ત્યાં સ્વરાજ આણશે તેજ શક્તિ આપણા ઘરમાં અને જીવનમાં સાચું સ્વરાજ, સ્ત્રી અને પુરૂષ બન્નેનું સ્વરાજ સ્થાપશે અને આજનો રગશીઓ થઇ ગએલો ગૃહસ્થાશ્રમ ફરી પાછો ગતિમાન કરશે સુખી, ઉદાત્ત અને ભવ્ય કરશે.

શક્તિનું સામર્થ્ય જગતની તમામ પ્રજાઓએ અને વ્યક્તિઓએ હર હમેશ અંદરથી અને બહારથી જુદે જુદે વખતે સ્વીકાર્યું છે અને તે સ્વીકારની જુદી જુદી પ્રતિમાઓ ઉભી કરી છે. એકવાર ભૂલ ખાધા પછી ફરીવાર હિંદ-આજે એજ પુરાતન શક્તિનું પુનર્પ્રસ્થાપન કરવા તત્પર છે એમાં શંકા નથી. નજીકનાજ ભવિષ્યમાં સ્ત્રીશક્તિની સંપૂર્ણ સંસ્થાપના હિંદ ઉપર જ્યારે થઈ રહેશે ત્યારે હિંદના આબાળવૃદ્ધ સૌની સૂરત બદલાઇ જશે. તે વખતે પુરૂષનો સર્વ પ્રયત્ન સો ટકા સફળ થશે અને પ્રકૃતિની ખીલવણી અનુપમ થશે. પુરૂષ પ્રકૃતિના સહચારમાં હિંદ દુનિયાને ગૃહસ્થ જીવનનું અને પ્રજાજીવનનું નવું રૂપ, નવો આદર્શ બતાવશે અને જગતને દોરશે.

# સ્ત્રી અને રાષ્ટ્રકાર્ય

લેખિકા : સૌ. હંસા મહેતા, બી. એ.

દેશના મુક્તિસંગ્રામમાં સ્ત્રીઓએ અણધારેલી શક્તિ વ્યક્ત કરી અન્ય દેશોમાં ન બનેલું કાર્ય કરી બતાવ્યું છે. હિંદુસ્તાનની સ્ત્રીઓએ આજે તો દુનિયાને પોતાના કામથી આંજી છે. દુશ્મનોએ પણ આ યુદ્ધમાં સ્ત્રીઓએ જે ફાળો આપ્યો છે તેના મુક્ત કંઠે વખાણ કર્યા છે. યુદ્ધ તો હવે થોડા કાળને માટે વિરમ્યું છે અને આપણે તો ઈશ્વર પાસે એટલુંજ માગીએ કે હિંદુસ્થાનની જે વ્યાજબી માગણીઓ છે તે સ્વીકારવામાં આવે, આપણો દેશ ખરેખરો સ્વતંત્ર બને અને યુદ્ધ હંમેશને માટે વિરામે. સ્ત્રીઓએ જેણે આ સંગ્રામમાં ભાગ લીધો છે તેમનું ખરૂં કાર્ય તો હવે શરૂ થાય છે. આટલી બધી બહેનોમાં જે જાગ્રતી આવી છે તે કાયમ રહે, બહેનો પાછી ઘરના ખૂણામાં સંતાઇ ના જાય એને માટે હવે ખાસ કાળજી રાખવાની છે.

હવે પછી સ્ત્રીઓનું કાર્ય શું ? વિનાશ કરવો એ તો ઘણી સ્હેલી વાત છે. તોડી ફોડી ને ભુકો કરતાં તો એક બાળકને પણ આવડે. ખરેખરૂં કામ તો સર્જન કરવાનું છે. સર્જનનું કામ હવે શરૂ થાય છે. આપણે તો આખા દેશને નવો બનાવવાનો છે. રાજકીય, સામાજિક અને નાગરિક એ દરેક ક્ષેત્રમાં સ્ત્રીઓએ પોતાનો હીસ્સો આપી સ્ત્રીઓ પણ રાષ્ટ્રનું મહત્વનું અંગ છે અને જેમ રાષ્ટ્રને સ્વતંત્ર બનાવવામાં તેમજ રાષ્ટ્રને સંગીન બનાવવામાં સ્ત્રીઓની એટલીજ જવાબદારી છે એ સિદ્ધ કરી બતાવવાનું છે. જે જે બહેનો આજે બહાર પડી છે તે બહેનો આ કાર્ય ઉપાડી લે એવી મારી વિનંતી છે.

ગાંધીજીએ કહ્યું છે કે જે બહેન કામ કરે અને કરાવી શકે એ સરદાર-નેતા બની શકે. જે જે બહેનો આજે દસ દસ મહિનાથી દેશસંગ્રામમાં ઝઝુમી રહી છે તે તો જરૂર નેતા બની પોતાના લતામાંથી જ કાર્યની શરૂઆત કરે. લતાઓ મળી પોતાના વોર્ડનું એક મધ્યસ્થ મંડળ સ્થાપે, અને બધાં વોર્ડના મંડળો મળી એક આખા શહેરને માટે મધ્યસ્થ મંડળ સ્થાપે આવું મંડળ ચાહે તો સ્ત્રીઓ પાસે અનેક કાર્ય કરાવી શકે અને એક જીવન્ત સંસ્થા બને.

એવું મંડળ શું કામ કરાવી શકે તેની બહુ જ ટુંકી રૂપરેખા અત્રે આપું છું. પહેલું તો સ્ત્રીઓનું અજ્ઞાન દૂર કરવાનો પ્રયત્ન કરે. જે ભયંકર નિરક્ષરતા આ દેશમાં છે તેને લીધે જગતભરમાં આપણી તુલના બહુ હલકી થાય છે. એ કાળું કલંક તો આપણે દૂર કરવું જ જોઇએ. બીજું સ્ત્રીઓને મ્યુનીસીપાલટી તેમજ ધારાસભાની ચુંટણીમાં મત આપવાનો અધિકાર છે, પરંતુ આ હક સ્ત્રીઓ ઘણા ઓછા પ્રમાણમાં ભોગવે છે. સ્વતંત્ર ભારતમાં તો મતાધિકાર વિસ્તૃત થશે. એકવીસ વર્ષની ઉપરના દરેક સ્ત્રી પુરૂષને મતનો અધિકાર મળે કે કેમ એ એક સવાલ છે, પરંતુ આજે છે તે કરતાં મોટા પ્રમાણમાં સ્ત્રી પુરૂષોને

મતનો અધિકાર મળશે એ તો ચોક્કસ છે. એ મતનો ઉપયોગ શી રીતે કરવો, મત આપનારની જવાબદારી કેટલી મોટી છે વગેરેનું શિક્ષણ સ્ત્રી પુરૂષ બંનેને આપવાની જરૂર છે. પરંતુ ઉપર કહેલ સ્ત્રીમંડળ માત્ર સ્ત્રીઓનેજ આ જાતનું શિક્ષણ આપી શકે તો એ ઘણું છે.



સૌ. હંસાબ્હેન મ્હેતા, બી. એ.

સામાજિક બાબતમાં પણ સ્ત્રીઓએ પોતાના વિચારો જાહેર કરવાના છે. દેશમાંથી સામાજિક સડાઓને દૂર કરવા પણ સત્યાગ્રહ શરૂ કરવો પડે તો તેને માટે પણ સ્ત્રીઓએ તૈયાર રહેવું જોઇએ. સામાજિક પ્રશ્નો તો ઉકેલાયા વિનાના એટલા બધા પડયા છે કે એની ટીપ અહીં આપવી મુશ્કેલ છે. જેટલા બને તેટલા પ્રશ્નો ઉપાડી લેવાય તો સારૂં. અનેક સ્ત્રી સંસ્થાઓએ અત્યારે પણ આ કામ ઉપાડી લીધું છે પરંતુ સામાજિક કાર્યને માટે જેટલા બહેનો જોડાય તેટલા ઓછા છે.

સ્ત્રીના નાગરિક હક્કો વિષે પણ આપણી બહેનોને હજી સુધી ભાન નથી. શહેર સુધારણા, સારા સવડવાળા નહિ કે માત્ર ભાડા ખાવાના-ઘરો, સારા રસ્તાઓ, સ્વચ્છ પાણી સ્વચ્છ દૂધ, સ્વચ્છ ખોરાક વગેરે વગેરે ઘણી બાબતો છે કે જેમાં સ્ત્રીઓએ હજી સુધી માથું માર્યું નથી. એમ એ બાબતોમાં સ્ત્રીઓ રસ લેતી થાય તેમજ નાગરિક જીવન સુધારવા પ્રયાસ કરે એ અગત્યનું છે.

ટુંકાણમાં સ્ત્રી એ એક નાગરિક છે, સ્ત્રી એ એક સમાજનું અંગ છે, સ્ત્રી એ એક રાષ્ટ્રનું પણ અંગ છે એ ભાવના સ્ત્રીમા જેટલી જલદી જાગશે તેટલું દેશને માટે સારૂં છે. આ કાર્ય આવું સ્ત્રીમંડળ ઉપાડી લે અને જે રાષ્ટ્રભાવના સ્ત્રીમાં જાગવા પામે છે તેને સતેજ રાખે તો આપણને મળનારી સ્વાતંત્ર્યતાનો આપણે ઉત્તમ રીતે ઉપયોગ કરી શકીશું. એ રીતે અન્ય દેશોએ સરખામણીમાં આપણા દેશને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરાવવામાં મદદગાર થઇશું.




લેખિકાઃ સૌ. ક્ષમા રાવ
અનુવાદકઃ રા. મૂળશંકર ન. દ્વિવેદી

ગાઢ જંગલમાં દાવાનળ ઝપાટાબંધ પ્રસરે છે, તેજ પ્રમાણે મજુરી કરીને ગુજરાન ચલાવનાર એકાદ નાનકડા ગામમાં પેટ ભરવાની નવી કલ્પના નિકળે તો તે પ્રસરતાં વાર લાગતી નથી અનુપને ભવિષ્ય આંકતાં ન આવડયું તેથી જ તેને જીવનમાં કરૂણ પ્રસંગ જોવા મળ્યો. ગામમાં આવીને અનુપમે એવા તો પ્રયોગ શરૂ કર્યા કે એકાદ અનુભવી માણસ તેને માટે પોતાની સારી જીંદગી ખર્ચી નાંખતાં આનંદ પામે.

અનુપ ગામમાં આવ્યો ત્યારે ખાંધે રેંટીઓ અને પુણી લઇને આવેલો. આ રેંટીઆથી તેને દેશસેવા કરવાની ઇચ્છા હતી. પરંતુ સામે દેખાતી મીલનું ભૂંગળું જોઇ તે જરા ખંચકાતો. તેની મોટી મા આજ મીલમાં કામ કરતી હતી.

અનુપનાં માબાપ આજ મીલમાં કામ કરતાં મરણ પામ્યાં હતા. તેના મોટી માએ તેને ભવિષ્યના સુખ માટે ગુજરાત વિદ્યાપીઠમાં મોકલ્યો, જ્યાં તેણે પરીક્ષાઓ પસાર કરી. ધીરે ધીરે આજુબાજુના વાતાવરણથી તે સમજ્યો કે રેંટીઆ શિવાય દેશદારિદ્રય ટળી શકે એમ નથી. આ છાપ પાછળથી તેના હૃદયમાં કોતરાઇ રહી. વિદ્યાપીઠ છોડયા પછી જ્યારે તે બહાર આવ્યો ત્યારે તેની વય ૨૦ વર્ષની હશે.

અનુપ મધ્યમસર ઉંચો, સામાન્ય તંદુરસ્ત અને હસમુખો હતો. તેના હોઠમાં ધારેલું કાર્ય પાર પાડવાની ઇચ્છા દેખાતી હતી.

તેની મોટી માએ જ્યારે તેને પાછો બોલાવ્યો ત્યારે તેને તેના અવનવા વિચારોની કલ્પના પણ નહોતી તેની મોટીમા ગિરીજા એમજ સમજતી કે ભણેલ ગણેલ અનુપને મીલમાં કારકુન તરીકે જરૂર નોકરી મળી શકશે.

અનુપ જ્યારે ગામમાં આવ્યો ત્યારે તેની મોટી મા સાધારણ માંદગીમાં હતી. ઝુંપડા જેવા ઘરમાં તેની મોટી મા હીચકતી બેઠી હતી. અનુપને તેની મોટી માએ આવકાર આપ્યો. થોડી વાર થયા પછી જુના લુગડાંની ગાંસડી છોડતાં ગિરીજા બોલીઃ

"આપણા મારતર મીલમાં તને જગ્યા આપશે, અને તને જગા મલે તો પણ હું તો મીલમાં કામે જઇશ."

અનુપને ઉત્તમ આદર્શો અને વિચારો દેખાડવા માટે આ પળ સારી લાગી નહિં. તે સ્વસ્થપણે બેઠો અને કાંઈ બોલ્યો નહિ.

નોકરીની વાત આગળ ધપાવવા ગિરીજા બોલીઃ "આપણા શેઠ તો બહુ સારા અને દયાળુ છે; છતાં ઘણાં માણસો તેનાથી અસંતુષ્ટ રહે છે."

"તેઓ શા માટે અસંતુષ્ટ રહે છે ?" અનુપે પૂછ્યું.

"એ લોકોમાં એક સરખી આગળ ને આગળ ધપવાની મરજી હોય છે. પહેલાં વધારે પગારની માગણી કરી કામની હડતાલ પાડી, હવે પગાર વધ્યા ત્યારે કામ ઓછું જોઈએ છે, એમ કહેતાં સાંભળ્યું છે." જરા ચિડાઈને ગિરીજાએ જવાબ દીધો.

"મોટી મા! માણસ કાંઈ હમેશાં પાયરની જેમ રહી શકવાના નથી. પોતાના સુખમાં વધારો થાય એમ દરેક માણસ ઇચ્છે છે. બીજાની નોકરી કરનાર હમેશાં રાજી રહી શકતો નથી. તાબેદારી-પરાધીનતામાંથી મુક્ત થતાં પુરું સુખ માલૂમ ભોગવી શકે છે."

## શ્રીમતી લીલાબહેનની શુભેચ્છા

'ગુણસુંદરી'એ સ્ત્રીઓનું માસિક છે. અને આજે સ્ત્રીઓની શી ફરજ રહેલી છે એ વાત એણે સ્પષ્ટ બતાવી આપવાની છે; અને દેશભરમાં સ્ત્રીઓમાં આવેલી જાગૃતિ એણે સાચવી રાખવાની છે. અને કાર્ય કરીને વધેલી સ્ત્રીશક્તિને નવા કાર્યોની દિશા બતાવવાની છે.

'ગુણસુંદરી'નો આ સેવિકા અંક છે. એમાં સેવિકાઓ દ્વારા એણે લખાવ્યું છે અને તેની પ્રેરણાથી નવી સેવિકાઓ બનાવવાની એ આશા રાખે છે. સેવિકાઓ હોય તો સેવાને નામે લડે નહીં પણ જ્યાં જ્યાં સેવા કરવાના ક્ષેત્રો હોય ત્યાં પોતાની સેવા આપે. એમને અધિકારનો ગર્વ ન હોય પણ પોતાની ત્રુટીઓનું ભાન હોય આ દેશમાં આવી લાખો સેવિકાઓના કામની જરૂર છે.

'ગુણસુંદરી' બધાને સાચી ગુણસુંદરીઓ બનવાનું કહે છે, બધાને સાચી સેવિકાઓ બનાવવાને ચાહે છે. આ સેવિકા અંકની પ્રેરણા પાંચ બહેનોના હૃદયમાં યે ઉતરે તો તેનો આ પ્રયત્ન તો સાર્થક છે.

—લીલા મુનશી

હૃદ્ય વિચારોની ભાવનામાં ગિરીજા કાંઈ સમજી નહિ, એટલે તે બોલીઃ "તાબેદારી છોડતાં દુઃખ આવીને ઉભું રહે છે"

બોલવાથી ગિરીજાને અધિક શ્રમ થશે એમ સમજી અનુપ આગળ વાત કરતાં અટક્યો. ગિરીજાના સુક્કા-લોહી વગરના હાથ ઉપર પોતાના હાથ ફેરવ્યો. શ્રમિત થયેલી ગિરીજા થોડીવારમાં નિદ્રાવશ થઈ.

અનુપ ધીરે ઉઠીને બારણું ઉઘાડીને બહાર ગયો. બહાર દૃષ્ટિ લંબાવી તે જોવા લાગ્યો. ગામમાં સર્વત્ર શાંતિ હતી. બાજુમાં શાંતિ નથી એમ બતાવવા લીમડાની ડાળો ઘડી ઘડી ઝુલી રહી હતીઃ ઝાડના છાંયા હેઠળ અનુપ ઉભો રહ્યો અને નવિન ઉદાત્ત વિચારોમાં તે મગ્ન બની ગયો. ત્યાંથી ગામ બહાર આવેલી મીલનું ભૂંગળું તેને દેખાતું હતું. મીલની આજુબાજુ બપેજ તાડનાં ઝાડ હતાં: ભૂંગળામાંથી નિકળતો થોડો થોડો ધૂમાડો અનુપને જ્વાલામુખી સરખો દેખાતો હતો. તારાના મંદ પ્રકાશમાં અનુપના હૃદયમાં ઘોળાતા વિચારો-ભાવનાનો અંદાજ કરવો

કોઇથી પણ શક્ય ન હતો. મીલના સહવાસથી આરોગ્યરહિત બનેલાં જીવોનો વિચાર કરતા અનુપને ભૂતકાળનાં મધુર સ્મરણો યાદ આવ્યાં, અને તેજ સ્થિતિ આજે બદલાયેલી જોઇ તેણે દુઃખનો નિસાસો નાંખ્યો.

બીજા દિવસથી જ રેંટીયાપ્રચાર કરવાનો તેનો વિચાર હતો, પણ પ્રથમ તો મોટી માનો વિરોધ હતો. ૩૦ વર્ષ સુધી જેણે મીલમાં જીંદગી ગાળી હતી, તેને રેંટીયામાં રહેલો ફાયદો કે રેંટીયાના મધુર સંગીતમાંથી ઉત્પન્ન થતો જીવન પલટો તેના મગજમાં પણ કયાંથી હોય ? મોટી માની જેમ બીજા મજુરો પણ તેનો વિરોધ કરે એ સ્વાભાવિક હતું. મીલના નિર્દય યાંત્રિક જીવનમાં તે બધાં સત્ત્વહીન બન્યાં હતાં. આયુષ્ય વ્યથામાં જાય છે, તેનાં કરતાં સુખી રીતે રહેવું કેટલું શક્ય હતું તેની તેમને જો ખાત્રી થાય તોજ આ માર્ગ તેમને પસંદ પડે. રેંટીયા પર કાંતીનેજ સ્વાવલંબી થવાનું જો તેઓ સમજી શકે તો તેઓ સ્વાતંત્ર્યના સૂર્યપ્રકાશમાં આનંદ પામી શકે. અનુપને મજુરોના અસંતોષની વાત યાદ આવી. હું બરાબર ટાણેજ આવ્યો છું એવી તેને મનપૂર્વક ખાત્રી થઈ. આ વિચારથી તેનું મોઢું હસું હસું થઈ રહ્યું. પુનઃ તેણે ઝુંપડીમાં પ્રવેશ કર્યો.

પગરવ ન થવા દેતાં તે ઘરમાં જઈ ગિરીજાના મુખ તરફ ઘડીભર જોઈ રહ્યો. બાલપણમાંથી તેને ઉછેરી મોટો કર્યો અને જે લાલનપાલન કર્યું હતું તે યાદ આવ્યું અને ભાવપૂર્વક ગિરીજાને નમસ્કાર કરી તે બાજુની ઓરડીમાં સુવા માટે ગયો.

બીજે દિવસે સવારમાં વહેલી ઉઠી ગિરીજા રસોઇની ખટપટમાં પડી. ભવિષ્યની સુખી જીંદગીના સ્વપ્નાંમાં તે પોતાનું દુઃખ ભૂલી ગઇ.

✠

કાંતવાના વિચારથી અનુપે રેંટીઓ તૈયાર કર્યો. ' આ શું છે ? ' ગિરીજાએ પૂછ્યું. કેમકે ગિરીજાએ આવો રેંટીઓ હજુ સુધી જોયો ન હતો.

અનુપ બોલ્યોઃ " જે પવિત્ર કાર્યને માટે હું થોડો સમય આપું છું ને આ ભક્તિભર્યું કાર્ય કરૂં છું. "

" આ કયું પવિત્ર કાર્ય ! " ગિરજા બોલી.

આ અનુપના કાર્ય તરફ તે જોઇ રહી. જે મહા પુરૂષે મંત્ર ઘણાને પઢાવ્યો છે તેનું નામ ગિરીજા જાણતી હતી, પણ તેને ખબર નહોતી કે પોતાનો પુત્ર-પણ તેનો એક શિષ્ય છે. એમ તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

અનુપ શું કરે છે તે તરફ તે આશ્ચર્યથી જોવા લાગી.

' તું રોજ આ પ્રમાણેજ કામ કરે છે કે ! "

" હા ! સવારે બે કલાક અને સાંજે બે કલાક "

આટલું બોલતાં ગિરીજાના ચહેરા પર નિરાશા તે જોઈ શક્યો અને થંભી ગયો.

પોતાના જીવનમાં આ ખરેખરો કટોકટીનો પ્રસંગ છે, એ તેના ધ્યાનમાં આવ્યું. ગિરીજાએ બાંધેલાં સુખ સ્વપ્નાં ઉપર પોતાને નિરાશા પથરાવવી પડશે એમ તે જાણતો હતો. કોઇ પણ વખતે આ વસ્તુ અનિવાર્ય હતી.

" મીલમાં ગયાં પછી આ કામ માટે તને વખત નહિ મળે. " ગિરીજા એકદમ મુદ્દાની વાત પર આવી.

" પણ હું આજ કામ કરીશ. મીલમાં જવાનો મારો વિચાર નથી " આટલા શબ્દો તે માંડ માંડ બોલ્યો. રેંટીયાના અવાજમાં આ શબ્દો શમી ગયા.

અનુપનો આ જવાબ સાંભળી ગિરીજાના મન પર ખુબ દુઃખદ આઘાત થયો અને તેનું મોઢુ ફીકાશ મારી ગયું. તે જોઇ



સૌ. કમળાબ્હેન સોનાવાલા
ઉપનગર છાવણીના પ્હેલા સરમુખત્યાર



સૌ. ઉર્મિલા મહેતા
મુંબાઇની ૧૭મી વિગ્રહ-સભાના પ્રમુખ

અનુપ બોલ્યો; "હું આખો વખત નકામો નહિ જાવા દઉં એની તમે ખાત્રી રાખો."

"પણ બેટા ! પૈસા કમાઈને તારે હવે ઘર સંભાળવું જોઈએ. હવે હું બહુ વખત કામ કરી શકું એમ નથી. પગ સુજી જવાથી મારાથી ચલાતું પણ નથી."

"મા, ખાત્રી રાખ કે આપણને ખાવા પુરતું હું રોજ કમાઈ શકીશ. તું ચિંતા ન કર"

ગિરીજા કાંઈ બોલી નહિ, એટલે અનુપ દુઃખભર્યે અવાજે બોલ્યો "મને મારૂં પવિત્ર કાર્ય કરવા દો."

"એટલે તું શું કરે છે ?" ગિરજા બોલી. પોતાના હૃદયમાં રહેલા વિચારો માને સમજાવવા તે બોલ્યો:

"તું મીલ છોડી દે અને રેંટીઆ પર સુતર કાંત એવી મારી પ્રાર્થના છે. તને જરૂર પેટપુરતું મળશે."

"શું મીલ છોડવાનું કહે છે ? તું તો ગામ છોડવાની શિખામણ પણ આપીશ ! આટલું બધું તું બોલશ, પણ કેવી રીતે !" ગિરીજા ભયથી બોલી.

રેંટીઆનો ગૂં...ગૂં...અવાજ ચાલુ હતો. અનુપને ઠેકાણે લાવવાને ગિરીજા બોલી: "તારા આવા બોલ ફરી બોલતો નહિ. નહિતો આગસુ લોકો તેનો જુદો અર્થ કરશે."

"પણ હું તેમને રેંટીઆ પર સુતર કાઢતાં શિખવીશ. રેંટીઆથી તેમનો અસંતોષ દૂર થશે."

## સંદેશ કોણ મોકલે ?

ગાંધીજીએ હિંદની બહેનોને તેમની શક્તિનો પરિચય કરાવ્યો છે. બહેનોએ હજારો વરસ લગી જાણે-અજાણે અહિંસા ધર્મ-પ્રેમ ધર્મ કેળવ્યો. તેની પાછળ રહેલી સુપ્ત શક્તિ ગાંધીજીએ જગાડી. હવે બહેનો માટે સંદેશ કે આશિષ કોણ મોકલે ? ભારતવર્ષ બહેનો પાસેથીજ અહિંસા શક્તિનો સંદેશ મેળવવા આતુર છે.

ગૂજરાત વિદ્યાપીઠ<br>અમદાવાદ<br>૧૫-૪-૩૧

કાકા કાલેલકર

ગિરીજાની કપાળની કરચલીઓ વધારે વિશાળ બની. છોકરો કોઈ જુદે જ માર્ગે ચઢયો છે તેના સામે થવામાં માલ નથી; એમ સમજી તેણે બોલવું બંધ રાખ્યું.



તેજ દિવસે એજ ગામનો એક ડોસો ગિરીજાને મળવા આવ્યો. તેનો એક હાથ ગયો હતો. તેનું નામ રામજી હતું.

ગિરીજાએ સામે ધરેલ પિત્તળના દાબડામાંથી સોપારી લેતાં રામજી બોલ્યો "ગિરીજાબાઈ ! અનુપ તો ન ઓળખાય એવો થઈ ગયો છે તે હવે આપણી સાથે રહેવા લાયક નથી" એમ કહી તેણે અનુપ સામે જોયું.

ગિરીજા બોલી "ના, રામજીભાઈ, મારો અનુપ દશ વર્ષ પહેલાં જેવો હતો તેવો જ આજે છે."

"ગામના કોઈ પણ રહેવાશી કરતાં મારામાં કાંઈ વિશેષ ઇચ્છા નથી. પરંતુ મારી ઇચ્છા મીલમાં નહિ પણ તેવું જ કામ કરવાની છે" અનુપે રામજીની શંકાનો ખુલાસો કર્યો.

રામજી ગિરીજા સામું જોઈને બોલ્યો. "મીલ છે તો આપણું બધું ચાલે છે."

ગિરીજાએ માથું હલાવ્યું. પરંતુ પોતાનો પક્ષ મજબૂત કરવા અનુપ બોલ્યો: "મીલથી જ ગામનું સત્યાનાશ વળી ગયું છે. થોડાં જ વર્ષ પહેલાં લોકો ખેતી કરતા અને સુતર કાઢતા ત્યારે જેટલાં સુખી હતાં તેટલા આજે ક્યાં છે ? અત્યારે તો ખરો ઉદ્યોગ છોડી અસંતોષી જીવન તેઓ ગાળે છે."

અનુપનું બોલવું સાંભળી રામજીને ગઇ જીંદગી યાદ આવી અને તે બોલ્યોઃ ' મારી જુવાનીમાં મારો હાથ આજે મીલમાં ગયો, અને ત્યારથી મને ત્રણ રૂપીયા પેન્શન મળે છે. તે બદલ ઇશ્વર આપણા માલીકનું કલ્યાણ કરશે. "

અનુપે જવાબ દીધોઃ " મીલમાં ન જતાં ખેતી કરીને અને સુતર કાઢીને જીંદગી ગાળી હોત તો હાથ જવાના દહાડા આવત નહિ. મીલના દરેક મજુરનો જીવ કાયમ ભયમાં હોય છે. "

રામજીને જવાબ આપવાની સૂજ ન પડી, એટલે તેણે ડોકું હલાવ્યું અને ગિરીજાને ઉદ્દેશીને બોલ્યોઃ

" ગિરીજાબાઇ, તમારો છોકરો તો હુશિયાર છે પરતું તેનું બોલવું મને સમજાતું નથી. "



વખતને જતાં કયાં વાર લાગે છે ? કેટલાંક અઠવાડીયાં આમ નિકળી ગયાં. અનુપના વિચારો જરા પણ પાછા પડયા ન હતા. તેણે ગિરીજાને સમજાવવા પ્રયત્ન કર્યો, પણ તેણે દાદ દીધી નહિ. ઉલટું ગિરીજાના મનમાં એવું હતું કે વખત જતાં અનુપ ઠેકાણે આવશે અને મીલમાં જગ્યા સ્વીકારશે. પણ બનાવ તેથી ઉલટોજ બન્યો. આથી ગિરીજાએ મનમાં વિચાર કર્યો જે વિચાર બુદ્ધિવાદથી સિદ્ધ નહિ થાય તે કાળક્રમે ઠેકાણે આવશે. તેથી તેણે એ બાબતમાં બોલવું બંધ કર્યું.

અનુપે ગામમાં રેંટીયાપ્રચાર માટે જે જે તક મળતી તે તે તેણે જવા દીધી નહિ. પહેલાં તો તેનું બોલવું સાંભળવા માટે કોઇ તૈયાર ન હતું. મોટા માણસો તો તેનું બોલવું સાંભળતાજ ન હતા. કેટલાક તરૂણો તેના તરફ અચંબાથી જોઈ રહેતા, તો કેટલાક માત્ર મશ્કરી કરતા અને હસતા. પણ અનુપ લેશ માત્ર પાછો હઠયો નહિ અને તેણે પોતાનું કાર્ય ચાલુજ રાખ્યું. તેની રહેણીકરણીનું ચિંતાજનક પરિણામ તેના શરીર પર દેખાવા લાગ્યું. ગાલ બેસી ગયા અને ચામડી કૃશ થઇ ગઈ. આવી સ્થિતિ છતાં તેણે પોતાનું કાર્ય પૂર્વવત ચાલુ રાખ્યું.

થોડાંક અઠવાડીયાં પછી ઘણા લોકોને એમ લાગ્યું કે અનુપની વાત સાવ નાખી દીધા જેવી નથી. પોતાનાજ સુતરના વણેલાં કપડાં પહેરવાની અભિમાનવૃત્તિ જાગૃત કરવાનું તે ચૂકયો નહિ. અને વળી આપણે સ્વતંત્ર થવું—કોઇની તાબેદારી નહિ ઉઠાવવી પડે, એ વિચાર પણ તેણે લોકોમાં ઠસાવ્યો.

વખત જતાં થોડાક અનુયાયીઓ અનુપે મેળવ્યા. કાંતતા શિખવા માટે રોજ નવાં નવાં સ્ત્રી, પુરૂષો, છોકરાં તેની પાસે આવવાં લાગ્યાં. છેવટે વાત વધતાં બુઢ્ઢાઓએ ગામના પટેલ પાસે ફરીયાદ કરી. અને અનુપને ઠીક ઠીક શબ્દોમાં આ કાર્ય બંધ કરવાનું કહ્યું, પટેલને સમજાવવા અનુપે પ્રયાસ કર્યો. પણ નિષ્ફળ.

આ વાતને બહુ દિવસ ન થયા એટલામાં મીલનાં સંચામાં એક માણસે જાન ગુમાવ્યો. તે માણસના નુકશાન બદલ અરજી કરવામાં આવી. પણ મીલના વ્યવસ્થાપકે તેને ધુતકારી કાઢી. આ તકનો લાભ લઇને અનુપે લોકોને સ્વતંત્ર થવા સૂચવ્યું.

થોડા વખતમાં કાંતનાર મંડળી વધવા લાગી, સ્વાભિમાનનો મંત્ર લોકોના દિલમાં ફેલાવા લાગ્યો. અનુપનો ઉપદેશ લોકોમાં ઉતર્યો, અને કામ આગળ વધવા લાગ્યું.

એક દિવસે સાંજે ગિરીજા મીલમાંથી કંટાળીને આવી અને બોલીઃ " મીલ મજુરો ફરી એકવાર હડતાલ પાડવાનો વિચાર કરે છે ? "

" વળી પાછી-શી ગડબડ છે ? " અનુપ બોલ્યો.

" આટલો બધો લાંબો વખત સુધી તે લોકો કામ કરવા ઇચ્છતા નથી. "

" નકામા વખતમાં ને લોકોને કાંઈ બીજું કામ કરવાનો વિચાર છે. "

" તને તો રેંટીઆનાં સ્વપનાં આવતાં જણાય છે. !

અનુપ બોલ્યો નહિ, તેથી ગિરીજા આગળ વધીઃ " મીલવાળા જાણે છે કે આ બધા અસંતોષનું કારણ તું જ છે. એ લોકોએ મને કહ્યું છે કે થોડા દિવસ તારા રેંટિયાનું કામ પડતું નહિ મૂકે તો આપણે ભૂખે મરવાનો દિવસ નજીક આવશે. "

કાંઇ પણ ન બોલતાં અનુપ પોતાનું કાર્ય કર્યે જતો હતો.

" હવે આવતી કાલે હોળી છે. હોળી સુધી લોકો કામ પર રહેતો ઠીક નહિ તો આ વખતનું બોનસ જશે. કોણ જાણે શું થવા બેઠું છે ! તું આવ્યો તેથી ચાર માણસોને જમવા બોલાવવાના હતા પણ હોળી કરવા માટે ચાર પૈસા પણ નથી. " એમ કહી ગિરીજા રાંધવાની તૈયારી કરવા લાગી.

અનુપે ચિંતાપૂર્ણ નેત્રે ગિરીજા સામું જોયું અને તેના પીળા પડેલા શરીરને જોઇ, તે રેંટીઓ બાજુએ મૂકી રસોઈ કરવા માટે ઉઠયોઃ

" આજ હું રસોઇ કરૂં છું; તું આરામ લે. " ગિરીજાએ તેને તેમ કરવા દીધું.

ગિરીજા ઓસરીમાં બેસી આમતેમ જોવા લાગી.

અનુપને સમજાવવા માટે ફરી તેણે પ્રયાસ કરતાં કહ્યું: " કાલે સારો દિવસ છે. માટે તું કામપર ચડી જા " આખું વાક્ય તેણે ખૂબ આજીજીભરી રીતે ઉચાર્યું હતું.

અનુપે જવાબ ન દીધો. ગિરીજા તપકીરની દાબડીમાંથી તપકીર લઇને એક બે છીંક ખાઈ બોલીઃ " તેં હવે નકામા દિવસ ખૂબ ગાળ્યા. "

" શું હું નવરો બેસી રહું છું ! મેં મારા નિયમ પ્રમાણે રોજ કામ કર્યું છે. " અનુપ તો પોતાનાજ વિચારમાં મગ્ન હતો.

ડોસીએ નિસાસો નાખ્યો.

" અનૂ ! તેં ઘણાં વરસ થયાં મીલ જોઇ નથી તેથી તને આમ થાય છે. જો તું એકવાર આવી મીલ જોઈ લે તો તને ખબર પડે કે તે કેવી છે. "

અનુપે માથું હલાવ્યું.

" રેંટીયાની ખરીદી માટે મારે પૂના જવાનું છે. "

" શું બીજા રેંટીયા લેવા ? "

" હા ! મારે બીજા માણસો માટે જરૂર છે ! "

ગિરીજાએ કચવાટભર્યું મોઢું કર્યું, ત્યારે અનૂપ બોલ્યોઃ " મારી પ્રતિજ્ઞા પૂરી કરવા દે. "

ગિરીજાને ઉપલા શબ્દો નકામા બડબડાટના લાગ્યા, તેથી તેણે માથું ધુણાવ્યું.

થોડી વાર સુધી બન્ને ચૂપ રહ્યાં. પછી પછી અનૂપ બોલ્યોઃ " સાંજના તો હું પાછો આવીશ. "

ગિરીજાને આગલા દિવસો યાદ આવ્યા અને બોલીઃ " રામ જાણે ! મેં ત્રીસ વરસ કેવાં દુઃખમાં ગાળ્યાં છે. તારે માટે કંઇ કંઇ આશાઓ મેં બાંધી હતી; અને તું આજે આમ નકામા દિવસ કાઢીશ ! "

અનૂપ રેંટીઆ તરફ જોતાં બોલ્યોઃ " આપણા હિતને માટે જે જરૂરનું છે તેજ હું કરૂં છું. લોકોને સ્વાભિમાની અને સ્વતંત્ર થવા માટે હું કહું છું. આપણા પાસે આવું

સરસ સાધન હોવા છતાં ત્યાં આપણે શા માટે જવું ? શું આપણે કોઇના તાબેદાર છીએ ? "

" ગરીબી પાસે વિચારોનું કંઇ ચાલતું નથી. મીલના વ્યવસ્થાપકે કાલે જ કહ્યું કે હવે તને છેલ્લી વાર તક આપું છું. જો અનુપને કામે ચઢવું હોય તો આવે, નહિ તો ફરી આ તક નહિ મળે. તો પછી મને આશ્વાસન દેવા તૈયાર છેને ? "

બોલતાં બોલતાં ડોશીએ થોડી વાર વિસામો લીધો અને અનુપ ન બોલ્યો તેથી આગળ ચલાવ્યું: " આપણને પૈસા મળે પછી કેવા સુખના દિવસ આવશે તેનો વિચાર કર. ઝુંપડીને નવું છાપરું નાખી પાકી બાંધણી કરીશું."

અનુપના વિચારો આગળ વધ્યા:

" ગુલામીથી મૂક્તિ મળતાં જે આનંદ થાય છે તેની તને કલ્પના નથી. તે આનંદનો રેંટીઓજ માર્ગદર્શક છે."

આ વખતે અનુપના મુખ પર શ્રદ્ધા અને હેતુનિષ્ઠાની સ્પષ્ટ છાપ દેખાતી હતી.

બીજે દિવસે ગિરીજા કામ પર જવા નીકળી. વચમાં હનુમાનનું મંદિર આવતું હતું. ત્યાં દર્શન માટે અનુપ સાથે આવતો હતો.

ચંપાનું ફુલ તોડતાં ગિરીજા બોલી: " આજ સાંજ પહેલાં તું મીલમાં આવી જઇશને ? "

" જો હું એટલો બધો વહેલો આવીશ તો જરૂર તેડવા આવીશ ! "

એવામાં ડોશીના પગમાં ઠેસ વાગવાથી તે બોલી: " આ પણ મારો જીવ લેશે. "

" મા ! ત્યારે ઘેર જઇ આરામ ન લ્યો ! "

" ના! આજ તો મારાથી ઘેર નહિ જ રહેવાય. " કહીને હસવા જેવું મોઢું કર્યું અને મીલના રસ્તા પર ચાલવા લાગી.

ગિરજાને જોવાય ત્યાં સુધી જોઇને અનુપે વિશ્વાસ નાંખી પૂનાનો રસ્તો લીધો.

સુરજ આથમતાં અનુપ ખાંધ પર બે રેંટીઆ લઇને આવતો હતો. તે જ્યારે ગામના પુલ પાસે પહોંચ્યો ત્યારે તેને મીલ પાસે ભડકા દેખાયા. તેને લાગ્યું કે હોળી આવી ન હોય. મીલમાં આગ તો નથી લાગીને ! મોરીમાનું શું થયું હશે ? તેની છાતી ધડકવા લાગી. સીધું ઘેર જવું કે મીલ પર જવું એ વિચારમાં તે ગુંચવાયો અને ઝપાટાબંધ પોતાની ઝુંપડી આગળ પહોંચ્યો. ગિરીજા ઘરમાં ન હતી. ઝટપટ રેંટીઆ મૂકી તે મીલ પાસે પહોંચ્યો.

આગ પ્રચંડ ભઠ્ઠીની પેઠે સળગતી હતી. તેને ઠારવા માટે તનતોડ પ્રયાસ પણ નિષ્ફળ નિવડતા હતા. દરવાજા બહાર ઉભેલા લોકોમાં તેણે પોતાની મા માટે શોધ કરી પણ તે દેખાણી નહિ તેથી તે મીલમાં જવા માટે ધસ્યો, પણ તેને તેમ કરતો અટકાવવામાં આવ્યો, પણ તે એટલો બધો આભરો બની ગયો કે તે બીજે દરવાજે થઇને એ બળતા ભડકામાં દાખલ થયો. અંદર જઇને ગિરીજાને મોટી બૂમો મારવા લાગ્યો, પણ બહારના કોલાહલમાં કાંઇ સંભળાતું ન હતું. અનુપે એક પછી એક ઓરડા શોધવા માંડયા, પણ કયાંય ગિરીજાનો પત્તો લાગ્યો નહિ. તે પાછો ફર્યો. તેનું મોઢું કાળું પડી ગયું હતું. તેનું મગજ ફરતું હતું. તે બેશુદ્ધ બનીને નીચે આવી ઢળી પડયો.

થોડીવાર પછી અનુપ આગળ લોકો

ભેગાં થયાં. તેના મિત્રો બોલ્યાઃ " અમે તો સમજ્યા કે તું પણ ડોશી ભેગો ગયો. "

ત્યાં વળી બીજો કોઈ બોલ્યોઃ " ગિરીજાનો જીવ આજ સુધી મીલમાં વળગ્યો હતો, જે આજે મીલ સાથેજ ઉડી ગયો છે."

આ હોળીમાં લુગડાની એક કટકી પણ બચવા ન પામી.

ઘણા લોકોએ આ આગના પશ્ચાત્તાપ રૂપે મીલમાં કામ ન કરવાની પ્રતિજ્ઞા લીધી. " બસ આજથી મીલની નોકરી હરામ છે ! "

" તમને આ કાર્ય માટે પસ્તાવો તો નહિ થાયને ! " અનૂપ બોલ્યો. દુઃખથી તેનો અવાજ ઘોઘરો થઇ ગયો હતો.

બધા ઘર તરફ વળ્યા. એવામાં એક જણ બોલ્યોઃ " આજથી કુદરતી ભૂત દયાના ધર્મ પ્રમાણે આયુષ્યના નવજીવનનું મંડાણ આપણે કરી શકીશું કે ? "

ચંદ્રના પ્રકાશમાં પાંદડાંઓનો અવાજ બોલતો હતો કેઃ " હવેજ નવજીવનની ખરી શરૂઆત ગણાય. " ×

× મરાઠી ઉપરથી મુક્ત અનુવાદ.



## સ્ત્રીઓના હક્કો—

[ શ્રીમતી પદ્માવતી આસર

હિન્દની સ્ત્રીઓને એકજ વસ્તુ શીખવવામાં આવી છે. તમારી ફરજ સારી રીતે બજાવો અને તેનું સારું ફળ આપોઆપ આવી જશે. હિન્દના પુરૂષો બીજા દેશના પુરૂષો કરતાં જરાય ઓછું સ્ત્રીસન્માન ધરાવતા નથી. અને આ જમાનામાં—જ્યારે હિન્દના સ્ત્રી પુરૂષોએ ત્રીજાજ પક્ષ સાથે લડવાનું છે, ત્યારે સ્ત્રીઓએ પોતાની માતૃભૂમિની સાચી અને એકનિષ્ઠ સેવા બજાવવાની જરૂર છે. ભવિષ્યની સ્વરાજ સરકાર અને તેનું બંધારણ સ્ત્રીઓના હક્કોને જરૂર માન આપશે. દેશની રાજકીય લડતમાં સ્ત્રીઓનો આટલો મોટો ભાગ આગળ પડતો ભાગ લેવા તૈયાર થયો એટલી એકજ બાબત સ્ત્રીઓના હક્કો નહિ ભૂલાઇ જાય એની ખાત્રી રૂપ છે.

કાર છે તેવા સૌ કોઈએ આજ પ્રજાને કહેવું જોઈએ કે રૂ કપાસ વેચવાં એ મહા પાપ છે. રૂ કપાસનું સૂતર કાંતીનેજ વેચવું જોઈએ. સ્વદેશી ધર્મ મુજબ તો દરેક પ્રદેશમાં રૂ કપાસ જ્યાંના ત્યાંજ કાંતવા જોઈએ. અત્યારે હીંદમાંથી રૂ પરદેશ જાય છે અને પરદેશમાંથી કાપડ બનીને હીંદમાં આવે છે. આ પરદેશી કાપડ પાછળ હીંદમાંથી લગભગ ૬૫ કરોડ જેટલા રૂપીઆ પરદેશ ઘસડાઈ જાય છે. સ્વદેશીની સફળતાને સારૂ આપણે પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરવો રહ્યો ને નવું કાપડ ઉત્પન્ન કરવું રહ્યું. એક વખત એવો હતો કે જ્યારે હિંદનું કાપડ જગવિખ્યાત હતું. ખુદ ઇંગ્લંડમાં હીંદની મજલીનનું ઉંચું કાપડ એટલું માનીતું હતું કે ત્યાંના વણકરોને હીંદી માલની આયાતથી એટલી તો બીક લાગવા માંડી કે તેઓ દરેક રીતે એ હીંદી ઉદ્યોગની અદેખાઈ કરવા લાગ્યા. લોકવાયકા છે કે પરીણામે હીંદી વણકરના અંગુઠા કાપી તેમને મજલીનનું કાપડ પેદા કરતા અટકાવ્યા. હીંદી રેશમ અને કાપડના માલ સામે મોટું દાણ નાખવામાં આવ્યું. આ રીતે હીંદના નામાંકિત ઉદ્યોગને તોડી પાડવા માટે પરદેશી સરકારે પોતાથી બનતું કર્યું.

છેલ્લાં ૫૦ વર્ષ થયાં આ ઉદ્યોગ પુનઃ સંજીવન થવા પ્રયત્ન કરે છે. ચઢતી પડતી સૌની છે. આપણા દેશના સદભાગ્યે મહાત્મા ગાંધીજી જેવા મહાન પુરૂષનો અવતાર થયો. તેમણે દેશને સ્વદેશીનો મંત્ર શીખવ્યો. આપણને સ્વરાજ્ય-મંદીરમાં પ્રવેશ કરવાને સારૂ સ્વદેશીની જરૂરીયાત જણાવી પરદેશી કાપડનો બહીષ્કાર વીના સ્વરાજ્ય ન મળે તે સમજાવ્યું. બંગાલાના ભાગલાના વખતમાં સ્વદેશી ચળવળને ઉત્તેજન મળ્યું હતું પણ મીલમાલેકોના સ્વાર્થને લીધે સ્વદેશીની ચળવળ સંપૂર્ણપણે સફલતા મેળવી ના શકી. મુડીવાદ એ સ્વાર્થી પ્રાણીની પરીસીમા છે. એ સૌ ધનીક અને નફો કરનાર પહેલાં અને સ્વદેશપ્રેમી પછી. આ કારણથીજ હીંદનો મીલ ઉદ્યોગ આટલા વર્ષ સુધી પગભર થઈ શકયો નહી. આવાં કારણોને લીધે ગાંધીજીએ વણકર નીશાળ અને ચરખાને ઉત્તેજીત કરવા પાછળ જે શક્તિનો વ્યય કર્યો છે તેટલો મીલ ઉદ્યોગની ખીલવણી અથવા સંરક્ષણ માટે નથી કર્યો. ઠેકઠેકાણે ગાંધીજીએ સ્વદેશીની મતલબ સમજાવતાં કહ્યું છે કે "આપણે ૬૦ કરોડ રૂપીઆ કાપડ પાછળ પરદેશ જતા બચાવવા માગીએ છીએ એટલુંજ નહીં પણ આપણે તેટલા રૂપીઆનું કાપડ કરોડો સ્ત્રી પુરૂષોની મારફત તૈયાર કરાવી તેમનાં ઘરમાં કરોડો રૂપીઆ દાખલ કરવા માગીએ છીએ. તેમ કરીને આપણે હિંદુસ્તાનમાંથી ભુખમરાનો બહિષ્કાર કરવા માગીએ છીએ. તેથી પરદેશી કાપડના સંપૂર્ણ બહિષ્કારને હું ભુખમરાનો બહીષ્કાર ગણું છું. વળી આપણા સદાવ્રતો વધતાં જાય છે. લાખો માણસો આળસુ બની કેવળ ભીક્ષા પર રહેતા થઈ ભગવું લજવે છે. સશક્ત માણસ કામ ન કરે તો ન ખાય. આજે આપણી પાસે એવું કામજ નથી કે જે દરેક ભિક્ષુકને સોંપી શકાય. જ્યારે રેંટીયો ને શાળ દેશમાં પ્રતિષ્ઠા પામશે, ત્યારે જેઓ પ્રજાને જ્ઞાન દેતા હશે તેવા બ્રાહ્મણ ફકીરોજ માત્ર ભિક્ષા માગતા હશે." ચરખાનો પુનરૂદ્ધાર કરતાં તેમને પોતાને પ્રજા પુરાણા જર્જરીત સમજે તેની પણ તેમને દહેશત નથી. ચરખો આજના સંચાસામગ્રીવાલા મીલ ઉદ્યોગનો કદાચ સંગીત હરીફ ન બને. પણ પહેલામાં જે અન્યાયના બીજ રહ્યાં છે તેના મોટાં ઝાડ થઈ ન પડે માટે તે સામે ચરખારૂપ પ્રતિકાર રાખ્યો છે. મજુર વર્ગના પ્રાથમિક હકોનું પરિપાલન થાય અને અસ-

માન દ્રવ્ય વહેંચણીથી ઉદ્‌ભવતો સામાજીક અન્યાય અટકે તે માટે ચરખારૂપી પ્રતિકાર રાખ્યો છે.

કાપડ ઉદ્યોગનો દાખલો આપણા તમામ ઉદ્યોગની વર્તમાન પરીસ્થિતિના નમુનારૂપ છે. લોખડ અને પોલાદનો આપણો દેશી ઉદ્યોગ કાપડ ઉદ્યોગ જેટલોજ પુરાણો અને જાણીતો છે. એની કારીગરી બે હજાર વર્ષ પૂર્વે દમાસ્કસમાં મશહુર હતી, અને આજે પણ દિલ્લીના પોલાદી કીર્તિસ્તંભ અને ધારના તેવાજ નમુનાથી તેની જાહોજલાલીની કંઇક આપણે કદર કરી શકીએ છીએ. પણ નિર્બંધ વેપારની લાભકારી રાજનીતીએ બ્રીટનને ફરમાવ્યું કે બ્રીટીશોએ બનાવેલો માલ અહીં છુટથી આવવા દેવો, અને તેથી આ દેશના ઉદ્યોગનો નાશ થયો.

આજ પ્રમાણે હીંદી વહાણવટાનો ઉદ્યોગ એક વખત જગજાણીતો હતો. આપણાં વહાણો દુનીયાના ઘણા ખરા બંદરો સાથે વેપાર કરતાં પણ બ્રીટીશ આંખમાં આ હુન્નર પણ ખુંચ્યો ને માત્ર એક સૈકામાં તો આ હુન્નરને તોડી પાડયો. હવે આપણા વેપારીઓની આંખ ઉઘડી છે કે જ્યાં સુધી દરીયાના વેપારની ચાવી આપણા હાથમાં નથી ત્યાં લગી આપણને વેપારમાં આર્થીક લાભ થવાનો સંભવ નથી. આટલા દાખલા ઉપરથી આપણે જોયું કે હીંદુસ્તાનમાં હુન્નર ઉદ્યોગ જે પરદેશી રાજતંત્રને લીધે નાશ પામ્યા લાગે છે તેમાં દોષ આપણા લોકોનોજ મોટે અંશે જણાય છે. આપણે સ્વદેશી સિદ્ધાંત ભુલી ગયા ને પાશ્ચાત્યનું અનુકરણ કરવા પાછળ રહ્યા તેથી આપણા દેશની પાયમાલી થઇ પણ આ ચાલુ લડતથી પ છી સ્વદેશીને વેગ મળ્યો લાગે છે. અત્યારે સ્વદેશીનો પુનરોદ્ધાર કરવા પાછળ લોકોએ પ્રયત્ન કરવા માંડયો લાગે છે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવું તે પ્રમાણે હવે જો આ તક આપણો દેશ ગુમાવશે તો વળી પાછો દેશને જાગ્રત કરવો મુશ્કેલ પડશે. સ્વરાજ્ય અને સુસ્તી એ બેને હાડવેર છે. આળસુ કદી બહાદુર ન થઈ શકે. અત્યારે તો સાહસિક થઇને સ્વદેશી ઉદ્યોગને દરેક દિશામાં ખીલવણી કરવા માટે કમ્મર કસવી જોઇએ. આપણા લોકોમાં વસ્તુઓ માટે માગણી થાય કે તરત તે પુરી પાડવી જોઇએ, તે બાબત બહુ બેદરકારી દેખાડવામાં આવે છે. આથી ઘરાક દેશી લેવાની ઇચ્છા રાખતો હોવા છતાં કંટાળીને પછી જે મળે તે લઇ લે છે. માગણી પ્રમાણે માલ પુરો પાડવા માટે ઝડપની જરૂર વેપારમાં આવશ્યક છે. આપણા દેશમાં છુટાછવાયા સુંદર વસ્તુ બનાવનાર કારીગરોની તો ખોટ નથી પણ-જથાબંધ ચીજો વેચતા, જ્યારે જોઇએ ત્યારે ચીજો પુરી પાડવામાં ઢીલ ના થાય તે ચાનક રાખતા હજી લોકો શીખ્યા નથી. દુર દુર અજાણ્યા ગામોમાં સુંદર વસ્તુઓ અને પણ શહેરમાં રહેનાર પ્રજાને તે કેમ મેળવવી, તે કયાં બને છે; વીગેરેની ખબર પડતી નથી એટલે દેશમાં બનતા સુંદર નમુનાઓના સંગ્રહસ્થાન તથા યાદીના પુસ્તકોનો સંગ્રહ શહેરોમાં હોવા જોઇએ, જ્યાંથી દરેક માહીતી મેળવી શકાય. સ્વદેશી બઝાર પણ અવરનવર ગામેગામ ભરવાની જરૂર છે. હુન્નર પણ આપણા લોકોમાં વંશપરંપરાનો હોય છે તે કેટલીક વખત તો સગો બાપ પણ છોકરાથી હુન્નર છુપો રાખે છે. આથી દેશમાં કારીગરોની સંખ્યા ગણી ગાંઠી રહે છે. સંઘબળથી હુન્નરની ખીલવણી થાય તે આમ વ્યક્તિની મહેનતથી સંપૂર્ણ થઇ શકતી નથી. વળી આપણા લોકોમાં જોઇએ તેટલી પ્રોમાણિકતા નથી. શરૂઆતમાં માલની માગણી વધારવા તેને સુંદર આકર્ષક પેદા કરે છે પણ ધારે

કાર છે તેવા સૌ કોઇએ આજ પ્રજાને કહેવું જોઇએ કે રૂ કપાસ વેચવાં એ મહા પાપ છે. રૂ કપાસનું સૂતર કાંતીનેજ વેચવું જોઇએ. સ્વદેશી ધર્મ મુજબ તો દરેક પ્રદેશમાં રૂ કપાસ જ્યાંના ત્યાંજ કાંતવા જોઇએ. અત્યારે હીંદમાંથી રૂ પરદેશ જાય છે અને પરદેશમાંથી કાપડ બનીને હીંદમાં આવે છે. આ પરદેશી કાપડ પાછળ હીંદમાંથી લગભગ ૬૫ કરોડ જેટલા રૂપીઆ પરદેશ ઘસડાઇ જાય છે. સ્વદેશીની સફળતાને સારૂ આપણે પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરવો રહ્યો ને નવું કાપડ ઉત્પન્ન કરવું રહ્યું. એક વખત એવો હતો કે જ્યારે હિંદનું કાપડ જગવિખ્યાત હતું. ખુદ-ઇંગ્લંડમાં હીંદની મજલીનનું ઉંચું કાપડ એટલું માનીતું હતું કે ત્યાંના વણકરોને હીંદી માલની આયાતથી એટલી તો બીક લાગવા માંડી કે તેઓ દરેક રીતે એ હીંદી ઉદ્યોગની અદેખાઇ કરવા લાગ્યા. લોકવાયકા છે કે પરીણામે હીંદી વણકરના અંગુઠા કાપી તેમને મજલીનનું કાપડ પેદા કરતા અટકાવ્યા. હીંદી રેશમ અને કાપડના માલ સામે મોટું દાણ નાખવામાં આવ્યું. આ રીતે હીંદના નામાંકિત ઉદ્યોગને તોડી-પાડવા માટે પરદેશી સરકારે પોતાથી બનતું કર્યું.

છેલ્લાં ૫૦ વર્ષ થયાં આ ઉદ્યોગ પુનઃ સંજીવન થવા પ્રયત્ન કરે છે. ચઢતી પડતી સૌની છે. આપણા દેશના સદભાગ્યે મહાત્મા, ગાંધીજી જેવા મહાન પુરૂષનો અવતાર થયો. તેમણે દેશને સ્વદેશીનો મંત્ર શીખવ્યો. આપણને સ્વરાજ્ય-મંદીરમાં પ્રવેશ કરવાને સારૂ સ્વદેશીની જરૂરીયાત જણાવી પરદેશી કાપડના બહીષ્કાર વીના સ્વરાજ્ય ન મળે તે સમજાવ્યું. બંગાલાના ભાગલાના વખતે સ્વદેશી ચળવળને ઉત્તેજન મળ્યું હતું મીલમાલેકોના સ્વાર્થને લીધે સ્વદેશીની ચ૦ સંપૂર્ણપણે સફલતા મેળવી ના શકી. મુડીવાદ એ સ્વાર્થી પ્રાણીની પરીસીમા છે. એ સૌ ધનીક અને નફો કરનાર પહેલાં અને સ્વદેશપ્રેમી પછી. આ કારણથીજ હીંદનો મીલ ઉદ્યોગ આટલા વર્ષ સુધી પગભર થઇ શકયો નહી. આવાં કારણોને લીધે ગાંધીજીએ વણકર નીશાળ અને ચરખાને ઉત્તેજીત કરવા પાછળ જે શક્તિનો વ્યય કર્યો છે તેટલો મીલ ઉદ્યોગની ખીલવણી અથવા સંરક્ષણ માટે નથી કર્યો. ઠેકઠેકાણે ગાંધીજીએ સ્વદેશીની મતલબ સમજાવતાં કહ્યું છે કે "આપણે ૬૦ કરોડ રૂપીઆ કાપડ પાછળ પરદેશ જતા બચાવવા માગીએ છીએ એટલુંજ નહીં પણ આપણે તેટલા રૂપીઆનું કાપડ કરોડો સ્ત્રી પુરૂષોની મારફત તૈયાર કરાવી તેમનાં ઘરમાં કરોડો રૂપીઆ દાખલ કરવા માગીએ છીએ. તેમ કરીને આપણે હિંદુસ્તાનમાંથી ભુખમરાનો બહિષ્કાર કરવા માગીએ છીએ. તેથી પરદેશી કાપડના સંપૂર્ણ બહિષ્કારને હું ભુખમરાનો બહીષ્કાર ગણું છું. વળી આપણા સદાવ્રતો વધતાં જાય છે. લાખો માણસો આળસુ બની કેવળ ભીક્ષા પર રહેતા થઈ ભગવું લજવે છે. સશક્ત માણસ કામ ન કરે તો ન ખાય. આજે આપણી પાસે એવું કામજ નથી કે જે દરેક ભિક્ષુકને સોંપી શકાય. જ્યારે રેંટીયો ને શાળ દેશમાં પ્રતિષ્ઠા પામશે, ત્યારે જેઓ પ્રજાને જ્ઞાન દેતા હશે તેવા બ્રાહ્મણ ફકીરોજ માત્ર ભિક્ષા માગતા હશે." ચરખાનો પુનરદ્ધાર કરતાં તેમને પોતાને પ્રજા પુરાણી જર્જરીત સમજે તેની પણ તેમને દરકાર નથી. ચરખો આજના સંચાસામગ્રીવાલા મીલ ઉદ્યોગનો કદાચ સંગીન હરીફ ન બને. પણ પહેલામાં જે ... બીજ રહ્યાં છે ... મોટાં ... માટે તે સામે ... ખારૂ૫ ... મજુર વર્ગના ... મેક ... ... ય અને અસ-



**શ્રી. રતનબ્હેન મહેતા**
રાષ્ટ્રીય સ્ત્રી–સભાનાં સંચાલક



**કુ. સોફીયા સોમજી**
૧૨મી વિગ્રહ–સભાનાં પ્રમુખ



**સૌ. અનસૂયાબાઇ કાલે**
મધ્યપ્રાંતના મુખ્ય કાર્યકર્તા



**સૌ. લીલાવતી દેસાઇ**
અમદાવાદનાં સરમુખત્યાર



શ્રી. કમલા નેહરૂ



શ્રી. વીરબાળા આસર
મુંબાઇ વિગ્રહસભાના મંત્રી



કુ. મણીબ્હેન
પટેલ





જેલ નર્ક છે તેવું બીજું કારણ એ છે કે કોઈપણ જાતનાં નિયમન વિના ઘણાઓ ત્યાં જાય છે અને એમ ધારે છે કે રાજકીય કેદીઓ તરીકે તેઓ કાંઇ પણ કરી શકે છે. ભવિષ્યનાં માર્ગદર્શન તરીકે હું સૂચના કરૂં છું કે આવા ઝઘડા માટે જેઓ જેલમાં જવા ઇચ્છે તેઓએ ઓછામાં ઓછા એક માસ સાબરતી આશ્રમમાં જઇ ત્યાંના નિયમોનું ચૂસ્ત પાલન કરવું. ત્યાં કેવું સખ્ત જીવન ગુજારવું પડે છે તેનો તેઓને ખ્યાલ આવશે. આવાં સખ્ત જીવન અને નિયમનથી જેલનાં નર્કને પણ સ્વર્ગ બનાવવાનું શકય બને છે.

હવે થોડુંક જેલો જ માટે. જેલોમાં રાત્રિના જે હવા ઉજાસને લગતી સ્થિતિ રહે છે તેમાં તાત્કાળિક સુધારો કરવાની જરૂર છે. જેઓને ઝાઝો સમય જેલોમાં રોકાવાનું છે તેઓ માટે એકસરખાં ભોજનની વ્યવસ્થા ઘણી ખરાબ છે. એટલાજ ખર્ચે એમાં જુદી જુદી જાતનો ખોરાક આપી શકાય. લાંબી મુદતના કેદીઓને લખવા વાંચવાનું શિખવાની પણ સરળતા મળવી જોઇએ

જુદી જુદી જેલોમાં એક સરખું વર્તન પણ હોતું નથી, અને આને લગતી વ્યવસ્થા સત્તાવાળાઓની, ઇચ્છા ઉપર જ છોડી દેવામાં આવે છે. આર્થર રોડ જેલમાં એક ચમચો અને ટંબલર. મોજમઝાહની વસ્તુ ગણાય છે, જ્યારે યરવડામાં એનો છૂટથી ઉપયોગ થવા દેવાય છે. ખુલ્લી હવામાં રમતગમતો રમવી, પુસ્તકો વાંચવા વગેરે બાબતમાં પણ એમજ છે.

તેથી, જો અંદરથી કાંઈ સુધારા થાય અને જેલોનું નિત્યકર્મ યોગ્ય જુસ્સાથી થાય તો સામાન્ય ગૃહજીવન-જેનાથી આપણી સ્ત્રીઓ ટેવાયલી છે તેનાથી જેલજીવન જરાય સખ્ત નથી. મારા પોતાના જ અનુભવ ઉપરથી હું કહીશ કે સત્યાગ્રહીના ચૂસ્ત નિયમો જે પાળે છે તેને મન જેલજીવનની સખ્તાઇનો જરાય ભય નથી. રાજકીય કેદીઓની સામાન્ય તંદુરસ્તીને અસર કરનાર જીવનની સખ્તાઇ નહિ પણ માનસિક ભૂખમરો છે.

---

## તાલીમ અને નિયમનની જરૂર [ ડૉ. હાર્ડીકર

રશિયામાં આજે સ્ત્રીઓ પુરૂષોની માફકજ લશ્કરી તાલીમ લે છે અને લશ્કરમાં નોકરી પણ કરે છે. ઇગ્લાંડ અને અમેરિકામાં પણ સ્ત્રીઓ પોલીસનું કામ કરે છે ત્યારે હિન્દની સ્ત્રીઓ પછાત કેમ રહે ? આ માટે તાલીમ અને નિયમનની જરૂર છે. એના વિના કોઇ કાર્ય સિદ્ધ નહિ થાય. માટે સેવિકાદળની જરૂરીઆત લક્ષમાં રાખી એને માટે પ્રવૃત્તિ શરૂ કરો.



ભારતને પોતાનું કરી, ખાદીપ્રચારદ્વારા ગરીબોની અપ્રતીમ સેવા કરનારાં સંસ્કારી આંગ્લ મહિલા

# સંસ્કારમૂર્તિ મીરાંબહેન

પરિચય કરાવનાર : શ્રી નટવરભાઈ દવે

( ૧ )

૧૨મી માર્ચે મહાત્માજીએ પોતાના ૮૦ સૈનિકો સાથે મુક્તિસંગ્રામાર્થે કૂચ કરી, ત્યારે આશ્રમમાં સૂનકાર વ્યાપ્યો. માત્ર એ સૂનકારમાં શ્રી મીરાંબ્હેનનું એકાકી ગુંજન અલૌકિક હતું.

મીરાંબ્હેન કેવાં હશે ? એમનો સ્વભાવ કેવો હશે ? એ શા કારણે આશ્રમમાં રહ્યાં હશે ? એ પ્રશ્ન મને કેટલાયે સમયથી થયા કરતો. પણ આશ્રમમાં જવાનો અવસરજ ન આવતો. છેવટે અમારાં હસ્તલિખિત 'અરવિંદ' ના સંગ્રામઅંકમાં જવાંમર્દ જનતાને પ્રેરણા આપે-ઉપદેશે એવા લખાણની માગણી કરવા મારા મિત્ર સાથે હું ગયો. મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે મીરાંબ્હેન એક આંગ્લ કુમારી ગુજરાતી પહેરવેશમાં રહેતાં હશે ! શું તેને ફ્રૉક અને ઉંચી એડીના બુટ ન ગમ્યા કે સાદી ચંપલ અને શુદ્ધ સાદો ખાદીનો પહેરવેશ પરિધાન કર્યો હશે ?

મીરાંબ્હેન મીરજાપુરના અખિલ ભારત ચરખાસંઘની કચેરીમાં ચરખો કાંતતાં બેઠાં હતાં; ત્યારે મને એમ થયું કે આ બાનુ આજે યંત્રવાદમાં આગળ વધેલા—મશીનરી યુગમાં નિષ્ણાત એવા દેશના વતની છે, છતાં રેંટિયા જેવી પુરાણી વસ્તુને પ્રધાનપદ શા કાજે આપી રહ્યાં છે ? અમે તેમને વંદન કર્યું. તેમણે અમને બેસવા માટે આસન આપ્યું. તરતજ તેમણે અમને સિધો પ્રશ્ન કર્યો: "તમે કાંતો છો ?" મારા મિત્રે જવાબ આપ્યો કે તે કાંતે છે ને વધારામાં રેંટિયાવર્ગ પણ ચલાવે છે. મીરાંબ્હેન આ સાંભળી ખુશ થયાં ને પછી તો પ્રશ્નપરંપરા ચાલી. રેંટિયાવર્ગમાં એકલો કાંતણવર્ગ છે કે પીંજણવર્ગ પણ છે ? મેં જવાબ આપ્યો કે વર્ગ તાજેતરમાંજ ખોલ્યો છે, એટલે હજીસુધી પીંજણવર્ગ ખોલ્યો નથી. પરંતુ સંખ્યા વધે તો તે કરવા વિચાર છે. વાત કરતાં ચરખો

ચાલતોજ હતો. આજ અરસામાં બીજા એક ભાઇ તેમને અમુક સ્થળે ભાષણ કરવા લઈ જવા માટે બોલાવવા આવ્યા. તેમણે તેને પણ એજ પ્રશ્ન કર્યો: "તમે કાંતો છો ?" પેલા ભાઇએ જવાબ આપ્યો; "હું કાંતતાં જાણતો નથી, એટલે રેંટિયો ચલાવતો નથી." અમારી સાથે હસી ખુશીથી વાતો કરતાં મીરાંબ્હેન એકદમ ગુસ્સે થયાં. સહજ ભવાં ચઢ્યાં. રેંટિયાની ગતિ ઓછી કરીને બોલી ઉઠયાં કે "તમારો દેશ કેટલો ગરીબ છે તેનું તમો શહેરીઓને ભાન નથી ને આ રીતે ભાન થશે પણ નહિં. આજે ગામડાના લોકોને પેટ પૂરતું ખાવાનું પણ મળતું નથી. સવારથી સાંજ સુધી મજુરી કરતા મજુરને-ખેડુતને માંડ પેટપૂરતું અનાજ મળી રહે છે. અને તમે એ ખેડુતની મજુરીના ફળ ઉપર તાગડધિન્ના કરો છો ! જો તમારે તમારા દેશની બેકારી ટાળવી હોય તો રેંટિયો ચલાવ્યેજ છૂટકો." તે ભાઇના મન ઉપર આથી એવી આબાદ અસર થઇ કે તરતજ રેંટિયો ખરીદયો.

મીરાંબ્હેને રેંટિયાને પ્રધાન સ્થાન શાથી આપ્યું છે, તેનું રહસ્ય સમજાયું. કામદારો કલાકો સુધી વૈતરૂં કરે ત્યારે પેટ પૂરતું માંડ મેળવી શકે અને જ્યારે મુડીવાદીઓ થોડી મીનીટની દેખરેખ ઉપર લાખો રૂપિઆનો નફો મેળવી મોટી મ્હેલાતોમાં મોજ કરે તે તેમને કેમ ગમે ? તેમને તો જોઇએ છે મજુરીના વખત પ્રમાણેનું પુરેપુરં મહેનતાણું. તે માને છે કે રેંટિયા વગર હિંદનો ઉદ્ધાર નથી. ને ખરેખર દર વર્ષે ૬૦ કરોડનું આવતું કાપડ બંધ થાય તો હિંદના આઠ લાખ ગામડાં આબાદ થાય. બલ્કે હિંદ ખેતીપ્રધાન દેશ હોઈ આબાદીને શિખરે પહોંચે, તો નવાઈ નહિં.

મીરાંબ્હેન પાસેથી આવી સુન્દર અસરો મેળવી ઉપરાંત તેમની સાદાઇની છાપ મારા મન ઉપર લેતો આવ્યો. લક્ષાધિપતિની પુત્રી અહીં સઘળા ભોગવિલાસ છોડીને તદ્દન સાદાઇમાં રહે છે. પગમાં નથી ક્રોમ કે વેનીસનના શુઝ; ફકત સાદામાં સાદી રીતે સીવેલી ચંપલથી પોતે ચલાવી લે છે. અને પહેરવેશમાં ગુજરાતી રીતે પહેરેલી ખાદીની શુદ્ધ સાડી છે.

( ૨ )

મીરાંબ્હેનના નામથી જાણીતાં થએલાં એ આંગ્લ કુમારી મિસ મેડલીન સ્લેડનો જન્મ ઇ. સ. ૧૮૯૨ માં ઇંગ્લાંડમાં થયો હતો. તેમના પિતા સર એડમંડ સ્લેડ બ્રિટિશ નૌકાખાતાંના એક અગ્રેસર અમલદાર હતા. તેમનાં માતા અને બ્હેન હયાત છે. અને તેઓ લંડનમાં રહે છે. ઇંગ્લાંડના ઉચ્ચ સમાજમાં શ્રીમંતનાં પુત્રી તરીકેનું વૈભવી જીવન ગાળનાર અત્યારે હિંદના ગરીબ-ખેડૂતોની સાથે બાપુજીના સિદ્ધાંતનું પાલન કરી રહ્યાં છે. એક વખત તેમને પૂછ્યું: તમોએ ઇંગ્લાંડમાં બાપુજીની ખ્યાતી કયાંથી સાંભળી ?" ત્યારે તેમણે મને સર્વ હકિકત જણાવી:

"જ્યારે હું યુરોપના પ્રવાસે ( ઈ. સ. ૧૯૨૪ ) નીકળી ત્યારે મેં રોમાં રોલાંના થોડાક પુસ્તકો વાંચવા માટે લીધાં હતાં. પણ જ્યારે આ પુસ્તકો વાંચ્યાં ત્યારે મને તે લેખકને મળવાનું મન થયું. જેથી તેને મળવા માટે હું પેરીસ ગઇ ત્યાં તેઓ મને મળ્યા અને લગભગ એક કલાક સુધી વાતચીત કરી; પરંતુ બાપુજી વિષે કંઇ પણ વાત કાઢી નહિ. આથી મને ઘણો અસંતોષ થયો.

"થોડાક સમય પછી મેં તેમને મળવાની રજા માગી. હું પેરીસ તેમને મળી. આ વખતે મોં. રોમાં રોલાએ વાત કહાડી કે 'હું ગાંધીજી વિષે એક પુસ્તક લખું છું.'

જો કે હજી અંગ્રેજોને આ વાતની ખબર નથી પરંતુ હું માનું છું કે તેઓ પ્રભુના નવા અવતાર છે ' અને પછી તેમણે મને બાપુજીનાં પુસ્તકો વાંચી જવાની ભલામણ કરી ત્યાંથી હું સ્વિટ્ઝર્લાંડ ગઇ અને મદ્રાસથી બાપુજીના લખેલાં પુસ્તકો મંગાવ્યાં અને એ પુસ્તકો વાંચ્યા પછી મો. રોમારોલાંની વાત સમજાઇ અને તે દિવસથીજ મારૂં જીવન બદલાઇ ગયું. એક સમય એવો હતો કે હું લંડનમાં નાચતી અને શરાબ પીતી, ગાતી અને ન કરવાનું કરતી. પેરીસમાં મારા કેટલાક હિંદી મિત્રોએ મારાં વસ્ત્રો માટે ખાદી મંગાવી આપી ને મારા જુના પોશાકને રજા આપી.

પછી મેં જાતે બાપુજીને પત્ર લખ્યો, અને આશ્રમમાં જોડાઉં કે કેમ તે પૂછાવ્યું. બાપુએ કેટલીક કડક સરતો સાથે પત્ર લખ્યો. મેં તે કડક સરતો કબુલી અને વરસના અખતરા માટે હિંદ આવી. અને અહિં બાપુજીના સહવાસમાં અપૂર્વ શાન્તિ અને આનંદ મળવાથી મેં મારી ઇચ્છાથી અહીંનું જીવન ધારણ કરી કાયમનો આશ્રમવાસ સ્વીકાર્યો છે. "

સત્યાગ્રહ-આશ્રમમાં હૃદયકુંજની સામે સાબરમતીના જમણા કિનારે એક લંબચોરસ ઓરડીમાં શુદ્ધ ખાદીના ધોળા ગુજરાતી પોશાકમાં બપોરના વખતે રેંટીઓ કાંતતી કોઈ બાનુ બેઠી હોય તો તમારે જરૂર માની લેવું કે તે આંગ્લકુમારી મિસ મેડલીન સ્લેડ અથવા મીરાંબ્હેન હોવાં જોઇએ.

( ૩ )

દાંડીના દરિયા કિનારે મહાત્માજીએ મહાસાગરમાંથી મીઠું ઉપાડયું. ને પછી તો સર્વત્ર સબરસ સંગ્રામ ખેલાયો. બાપુજીયે ધરાસણાનો કિલ્લો સર કરવાનો ઠરાવ કર્યો ને તેમની ધરપકડ થઇ અને તેમને યરોડા મંદિરમાં રાખવામાં આવ્યા. શ્રી મીરાંબ્હેન આશ્રમના એક સંચાલક નીમાયાં એટલે તે અમદાવાદમાંજ રહ્યાં. શ્રી મીરાંબ્હેન ઉપર બાપુજીયે આટલો બધો વિશ્વાસ કેમ મૂકયો હશે? રેજીનોલ્ડ અને મીરાંબ્હેન બન્નેને યુદ્ધમાં સીધી રીતે ભાગ લેવાની હોંસ હતી પરંતુ શાથી બાપુજીએ ના પાડી હશે? એ પ્રશ્ન મને ઘણીવાર થયા કરતો. પહેલી મુલાકાત લીધા પછી હું તેમને આશ્રમમાં મળવા ગયો; તે દિવસે તેઓ પહેલાના જેવાં હસમુખા અને આનંદી જણાતાં ન હતાં. મેં તેમને ગમગીનીનું કારણ પૂછયું' તેમણે કહ્યું " મને યરોડા મંદિરમાં બાપુને મળવા જવાની સરકાર તરફથી ના પાડવામાં આવી છે. " મેં કારણ પૂછયું: " શું સરકાર તમારાથી ગભરાય છે કે બાપુજીથી!" " એ વાત જુદી છે, બાપુએ સરકારને કહેવડાવ્યું છે કે મળવાની છુટ આપો તો બધાને મળવાની આપો, નહિતર હું કોઇને નહિ મળું. સરકારને ગળે આ વાત ઉતરતી નથી. અને આમ બાપુ ત્યાં એકલા છે. તેમના મિત્રો, સગાંવહાલાં એકલાં છે. " મીરાંબ્હેન શાન્ત થઈ ગયાં. હું પણ શાન્ત રહ્યો. વિચાર થયો કે બાપુ એકલા છે તેમાં મીરાંબ્હેનને શું? આશ્રમનું એકેએક જણ આજે બાપુજીને બાપુ તરીકે લેખે છે. દરેક પોતાને બાપુજીનાં ચિરંજીવી તરીકે ઓળખાવે છે. વસુદેવને કેદમાં પડેલા જોઈ કૃષ્ણને લાગતું તેમ આશ્રમના રહીશોને બાપુજી જેલમાં હોતાં લાગી રહેતું.

મેં વાત બદલી. મારા રેંટિયાવર્ગમાં સુતરનો ઢગ થએલો હતો. ખાદીની વાત સાંભળી તેમના મુખપરના ભાવ બદલાયા. તે કહેવાં લાગ્યાં કે, ' પહેલાં ખાદીની ટાંચ પડતી હતી. તે હવે નહિ પડે ને શહેરે શહેર હવે સસ્તી ખાદી પહોંચાડી શકાશે; કારણ કે આજે

ઠેર ઠેર સુતરના ઢગ પડ્યા છે એવા રિપોર્ટ મારી પાસે પણ આવી ગયા છે. ને શહેર ખરેખર ખાદીમય થઇ રહેશે. "

મીરાંબ્હેન ખાદી પાછળ આટલાં બધાં શાને મંડ્યા હશે ? ખેતરમાં ખેતી કરતો મજુર આઠ મહિના મજુરી કરી ચાર મહિના એશઆરામમાં વિતાડે છે. તે કામમાં ગુંથાયલો રહે તે માટે, એને વચલા વર્ગની સ્ત્રીઓ નવરાશનો વખત ચાડીચુગલીઓ અને વાતોમાં ગુમાવે છે, તેના કરતાં કમાણી સાથે વખતનો સદઉપયોગ કરે, એમ હશે ? આજે તેમણે શહેરમાં ઠેકાણે ઠેકાણે રેંટિયાવર્ગો ખોલાવ્યા છે ને તેની અઠવાડીએ અઠવાડીએ મુલાકાત પણ લે છે. તે માને છે કે ૪૫ કરોડનું કાપડ પહેરતી હિંદની સ્ત્રીઓ પોતાના માટે અને કુટુંબીજનોને માટે કાપડ તૈયાર કરી એ બચાવશે તો હિંદને સ્વરાજ આપોઆપ મળી રહેશે.

વર્ષાદની ઋતુ હતી. હું તેમને મળવા ગયો ત્યારે સાંજ પડેલી હતી. અને વધારામાં વરસાદ પડતો હતો. તે વખતે શ્રી મીરાંબ્હેન, શ્રી શંકરલાલ બેંકરની સાથે ચરખાસંઘ સંબંધી વાત કરી રહ્યાં હતાં. મેં બારણામાં પગ મૂકયો એટલે તેઓ તરત પોકારી ઉઠયાંઃ " What ? heavy rain ? "

મેં હકારમાં જવાબ આપ્યો કારણ કે તે વખતે હું વરસાદથી પલળેલો હતો. અને તરતજ અંદર બોલાવ્યો અને બેસવા માટે આસન આપ્યું. યરોડા મંદિરમાંથી આવેલ બાપુજીનો પત્ર વાંચ્યો ને કહ્યું કે, " તેમણે તો ખૂબ કાંત્યું છે. તેઓ દિવસે દિવસે વધુ તાર આવે તેવો પ્રયત્ન કરી રહ્યા છે. સાથે ગીતાજીનું ભાષાંતર પણ કરવા માંડયું છે." મીરાંબ્હેન. એટલે. રેંટિયો અને ખાદી; એ શિવાય તેમની પાસે બીજી વાતજ ન મળે. બાપુજી કહેતા હતા કે ' I am mad after Independence ' તેમ મીરાંબ્હેન કહે છે કે ' I am mad after Khaddar.' તો તેમાં આશ્ચર્ય થવા જેવું કંઇજ નથી. વાત ઉપરથી વાત નિકળતાં તેમણે મને પ્રશ્ન કર્યોઃ " તમે વહેલા કેમ નથી આવતા ? " મેં જવાબ આપ્યોઃ " હું ભણું છું અને બપોરના વખતે શાળામાં જાઉં છું. " " ભણું છું " શબ્દ સાંભળતાંજ મારા ઉપર ગુસ્સે થઇ તેઓ બોલ્યાં, " ત્યારે તમારા બાપ બ્હેનોને તમો દગો દો છો. જ્યારે તમારો સંત એકાંતવાસ સેવે, જ્યારે આખોય દેશ યુદ્ધ, યુદ્ધ કરી રહ્યા હોય, ત્યારે તમે ભણશો ? તમોને-યુવાનોને ભણવાનું શોભે ? ઇંગ્લાંડના વિદ્યાર્થીઓએ છેલ્લા મહાન યુદ્ધમાં ચોપડીઓને ટોલ્લે મુકી હતી. ને આજે તમારૂં એ ભણતર નકામું છે. એ ભણતર પાછળ તમે તમારા હાડમાંસ ચુસાવી રહ્યા છો. ખરેખર તમને તો ખોટું લાગશે પણ હિંદ જેવી મહાન અને પવિત્ર ભૂમિ ઉપર હજી તમારા જેવા કેટલાયે રહ્યા હશે ? ગુલામી શિક્ષણ લઇ હજીયે તમારા દેશને ગુલામીમાં સબડાવવા માંગો છો ? "

હું ખરેખર ગુન્હેગાર હતોજ; હું શાન્ત બેસી રહ્યો. તેમનો દેશપ્રેમ જોઈ હું તો દીંગ થઇ ગયો, દરેકને પોતાના દેશનું અભિમાન હોવુંજ જોઇએ-મીરાંબ્હેનના બોલવામાં એક અજબ જાદુ છે. પેલે દિવસે પેલાને રેંટિયાની વાત કરતા તેણે રેંટિયો ખરીદી લીધો. આજે આ વસ્તુ મારા પર આવી. શિક્ષણ છોડવું કે ચાલુ રાખવું એ વિચારો વચ્ચે ઝોલા ખાતો હું ત્યાંથી ઉઠયો.

( ૪ )

લંડન અને પેરિસના મહેલોમાં મોજ માણતી એ આંગ્લકુમારી આજે આશ્રમની નાનકડી ઓરડીમાં રહી દિવસો આનંદમાં ગુજારી રહી છે. મોટી મ્હેલાતો છોડી

તેથી તેને દુઃખ થતું નથી. પરંતુ તે દુઃખી છે; ભારતની પરાધીનતાથી, પોતાના દેશભાઈઓની ક્રૂરતાભરેલી વર્તણુંકથી તેમનું હૃદય ધ્રુજે છે. દધિચિ ઋષિના આરે આવેલ ઉદ્યોગમંદિરમાં નદીની અડોઅડ તેમની ઓરડી છે. એ નાનકડી ઓરડીમાં તેમણે ખાવાની, સુવાની અને બેસવાની વ્યવસ્થા કરી દીધી છે. બે તપેલી, બે થાળી, બે વાડકા, સ્ટવ, દીવો તથા બે પેટીઓ, પુસ્તકોમાં બાપુજીની ગીતા, ( હીંદી ભાષામાં ) બાઇબલ અને ગ્રેગ સાહેબનું ખાદી વિષેનું પુસ્તક આ એમની મિલ્કત છે.

તે ઉત્તરહિંદની મુસાફરીએ જઈ આવ્યાં હતાં. ખાદીની ધુન સાથે ઠેર ઠેર ખાદીઆશ્રમો, કાર્યાલયો, રેંટિયાવર્ગો તપાસ્યા, ને રેંટિયા પ્રવૃતિની ખાત્રી કરી પાછા આવ્યાં. તે બાદ અન ‑ાશ્રમમ. માટે આશ્રમમાં ગયો ત્યારે બાપુએ કેટલીક કડ‑ાં હતાં. મને લાગ્યું કે મેં તે કડક સરતો કે કરી ને ખરેખર તેમને ખતરા માટે હિંદ આર‑ેદી અને સળેખમ જીના સહવાસમાં અપૂર્વ સા.. ‑ગી દરમીયાન મળવાથી મેં મારી ઈચ્છાથી અ‑ ‑ાં તેથી ધારણ કરી કાયમનો આશ્રમવાસ ‑ભાવે છે."

સત્યાગ્રહ‑આશ્રમમાં હૃદયકુંજની ‑તે સાબરમતીના જમણા કિનારે એક લંબચોર‑ ઓરડીમાં શુદ્ધ ખાદીના ધોળા ગુજરાતી પોષાકમાં બપોરના વખતે રેંટીઓ કાંતતી કોઈ બાનુ બેઠી હોય તો તમારે જરૂર માની લેવું કે તે આંગ્લકુમારી મિસ મેડેલીન સ્લેડ અથવા મીરાંબ્હેન હોવાં જોઇએ.

( ૩ )

દાંડીના દરિયા કિનારે મહાત્માજીએ મહાસાગરમાંથી મીઠું ઉપાડયું. તે પછી તો સર્વત્ર સબરસ સંગ્રામ ખેલાયો. બાપુજીએ ધરાસણાનો કિલ્લો સર કરવાનો ઠરાવ કર્યો ને તેમની ધરપકડ થઇ અને તેમને યરોડા

મુસાફરીના અનુભવની વાત કરવા માંડી. બિહારમાં રેંટિયાપ્રવૃતિ પુર જોસમાં ચાલે છે. કલકત્તા વિદ્યાર્થીઓ અને બ્હેનો લડતમાં આજે આગળ પડતો ભાગ લઇ રહ્યાં છે ને સરઘસો કહાડવા બાબત ઘણી બ્હેનોને સરકાર જેલમાં સડાવી રહી છે. પરંતુ મદ્રાસની વાત કરતાં તેમનો ઉત્સાહી સ્વર જરા હલકો પડતો જણાયો. મદ્રાસ હજી લડતમાં પાછળ છે. ત્યાંના લોકો હજી ડરે છે. તે મુંબઇની વાત આવતાં તેમણે કહ્યું કે મુંબઇ આજે આખા હિંદમાં આગળ પડતી લડત લડી રહ્યું છે.

મેં તે દિવસે રાઉન્ડટેબલ વિષે પૂછતાં તેમણે કહ્યું કે " આજે હિંદના ખરા પ્રતિનીધિઓ તો જેલમાં છે. જે વિલાયત ગયા છે તે શું દલદર ફીટાડશે ? " આમ તેઓને પણ રાઉન્ડટેબલ ઉપર વિશ્વાસ નથી એટલે કે પોતાના દેશભાઇઓ ઉપર વિશ્વાસ નથી. કયાંથી હોય ? માણસાઇને અભરાઇ પર મુકી જુલ્મની હદ વટાવી જાય તેવાં તેમનાં કર્તવ્ય જોઇ કયો સ્વદેશાભિમાની માણસ મુંગે મોંએ બેસી રહે ? તેઓ માને છે કે બન્ને ધ્વજો, રાષ્ટ્રધ્વજ અને યુનીયન જેક સાથેજ ઉડવા જોઇએ એટલે કે મિત્રતાના સંબંધે ઉડવા જોઇએ.

( ૫ )

પોતા‑ રણછોડભાઇ એટલે અમદાવાદનું છે. વર્‍ચ્ચોમોલું રત્ન. શ્રી. મીરાંબ્હેનને હું તેમ આ‑યારે મળવા જાઉં ત્યારે ત્યારે તેઓ લાગી ‑બીઅતના સમાચાર પૂછે જ. ( તે ‑ોડ જેલમાં હતા. ) હું ગયો સુતરનો ‑ મીરાંબ્હેન, મહાદેવભાઇને પત્ર સાંભળી ‑ પરંતુ એમનું મગજ એ કહેવાં લાગ‑યું હતું. કાગળ લખે અને હતી. તે ‑ત પણ કરે. છતાં પત્રમાં લગારે સસ્તી ખાદી ‑શેઠ રણછોડભાઇની તબીયત

પૂછતાં મેં જણાવ્યું કે તેમની તબીઅત સારી રહે છે, ને તેઓ ખુશીઆનંદમાં છે. તે દિવસે તેઓ બારડોલી અને બોરસદના ગામડાઓમાં શ્રી. બ્રેલ્સફર્ડની સાથે જનાર હોવાથી મારી સાથે વધુ વાતચીત થઇ શકી નહિ. પરંતુ તે દિવસની ઉતાવળ ઉપરથી એટલું તો લાગ્યું કે પોતાના જાતભાઇઓએ હિંદની અભણ અને અબુદ્ધ પ્રજા ઉપર ગુજારેલા જુલ્મો સાંભળતાં તેમનું કાળજું ચીરાઇ ને હૃદય વલોવાઇ જતું લાગ્યું. ને પોતાના જાતભાઇઓએ કરેલા જુલ્મોના પાપનું પ્રાયાશ્ચિત કરવા, ગામેગામ રખડવા ને આશ્વાસન આપવા નીકળ્યાં.

મીરાંબ્હેન પોતાને ભારતની સેવા કરતાં જેલમાં જવું પડે તો પોતાને અહોભાગ્ય માને છે. હું તેમને મળવા ગયો ત્યારે તે News of India માટે લેખો લખી રહ્યાં હતાં. મેં તેમને શું લખો છો તે બાબતનો પ્રશ્ન કર્યો. તેમણે જવાબ આપ્યો કે નવા નીકળનાર પત્ર માટે નોંધ લખું છું. મેં તેમને કહ્યું ' પ્રેસ ઓરડીન્સ પ્રમાણે તમારી પાસે જામીનગીરી માંગશે અને તમે નહિ આપો તો જેલમાં પૂરશે.' 'જેલમાં પુરશે' એ શબ્દો સાંભળીને તેઓ હસ્યાં. જેલમાં આજે હિંદના સીતેર હજાર ભાઇબ્હેનો છે. ત્યાં જેલનો શો ડર ? શું આપણે ચોરી, લુંટફાટ કરી છે કે જેલથી ડરીએ ? પણ ધારો કે હું જેલમાં જાઉં તો તમે મને મળવા આવશો કે નહિ ? હું શું જવાબ આપું ? મારામાં હજી તેમના જેટલો ત્યાગ નથી. તેમને તેમના પેપરમાં મદદ કરવાનું કહેતાં મેં હા પાડી પૂછ્યું: 'તેમાં શું શું છાપવાના છો ?' ત્યારે તેમણે કહ્યું: 'શહેરેશહેરની મંગ્રામને લગતી સાચી ખબરો, બાપુજીના જેલના પત્રો, અમેરિકાવાળા ગ્રેગના પત્રો અને એન્ડ્રુઝના સંદેશાઓ લેવામાં આવશે.'

છેવટે મુસાફરી દરમિયાન કેટલીક નવીન ચીજો લાવેલા તેમાંથી મને થોડી આપતાં કહ્યું, 'આજે સરકારને જપ્ત કરવાનું ગાંડપણ લાગ્યું છે. કદી વખતે સાબરમતી આશ્રમ જપ્ત કરે ને આવી વસ્તુઓ સરકારના હાથમાં જાય તેના કરતાં તમારી પાસે રહે તો સારૂંને ?' મેં ખુશીથી તે વસ્તુઓ સ્વીકારી.

બાપુજીના પત્રોના અક્ષરો આશ્રમના થોડાકજ માણસો ઉકેલી શકે છે. અને તેમાંના શ્રી. મીરાંબ્હેન એક છે. હું ગયો ત્યારે તાજેતરમાંજ બાપુનો પત્ર આવેલો હતો. મીરાંબ્હેને મને વાંચવા આપ્યો. હું તો ફક્ત 'ચિ. મીરાં ( ગુજરાતીમાં ) અને Y. M. 20-12-30' એટલુંજ વાંચી શક્યો. બાપુના અક્ષરો ઓળખવામાં શ્રી. મીરાંબ્હેને આટલા થોડા વખતમાં આવી સરસ કાબેલીયત શી રીતે મેળવી હશે ? એ પણ એક પ્રશ્નજ છે એમ નથી લાગતું ? તેમની ખંત અને હોંશીઆરીજ આજે તેમને આગળ દોરી રહી છે.

( ૬ )

શ્રી. મીરાંબ્હેન જન્મે ઇંગ્લાંડનાં છે પણ કાર્ય કરવામાં હિંદુસ્તાનને પસંદ કરે છે. પોતાને ભારતના કહેવડાવવામાં ગૌરવ માને છે. ભારતની સેવા કરવામાં ગૌરવ લે છે. હિંદી કહેવડાવવામાં ભાગ્યશાળી માને છે. પૂ. બાપુને પિતા તરીકે ઓળખાવવામાંજ પોતાના જીવનનું સાફલ્ય માને છે. સત્ય અને અહિંસાને માર્ગેજ શાન્તિને દ્વારે પહોંચાશે એમ તેમનું હૃદય પુકારે છે.

તેઓ અક્ષરજ્ઞાને કાચાં છે પરંતુ અનુભવે બધાને પુરાં પડે તેમ છે. હિંદી ભાષા ઉપર જોઇએ તેવો કાબુ તેમણે મેળવ્યો છે. ઉર્દૂ પણ પઢી લેવા વિચાર રાખે છે. ગુજરાતી ભાષા જરા વાંચતા અને બોલતાં આવડે છે. આંગ્લપ્રદેશી હોવા છતાં માંસાહારમાં માનતા નથી. ફળાહારમાં તેઓ નારંગી, લીલીદ્રાક્ષ,

આવાંછ તે. તમારી દેશી દુકાનમાં જ્યારે નેટ ની 'સારી' ક્યાં છે? જોઉં અપાઓ તો! મોતાં દેશસેવિકા થીઆં! આય એક પીળું મુઉ, એબ લગામણું ચીથરું પહેર્યું એટલે થીઆં-સેવિકા!"

સેવિકાઃ—"બ્હેન તમે કોણ કહેવાઓ? દાદાભાઇ જેવા નરરત્ન, તમારી જાતમાં થઇ ગયા તેનું સ્મરણ તો કરો. કૃપા કરી પાછાં જાઓ."

ખરીદનારઃ—ચુપ કરો, ગરબર નહિ જોઇએ. હલકટ, દુકાને ઉભુ રહેતાં લાજ પન નથી આવતી. બીજાઓ કોન થીઆં ને કોન નઈ તેની અમુને શું પંચાત!"

સેવિકાઃ—બ્હેન ગુસ્સે ન થાઓ. કૃપા કરી એક પણ સાડી ન લેતાં. એમાં આપણા દેશનો વિનાશ છે."

ખરીદનારઃ—"બાઈ મુગી મુગી ઉભી રહે. તને કોઇ 'વતારતું' નથી. ઘણી છો. કરાં નઇ હોશે તે મુઇ દાધાબળી આય એમ ભટકેછ. એમ 'સવરાજ' આવી મરવાનુંછ જે-મુઓ ખાનાખરાબીનો રસ્તો લઇ બેથાંછ તે."

સેવિકાઃ—"બ્હેન તમારે બોલવું હોય તે બોલો. તમે મારાં બ્હેન છો પણ કૃપા કરી પરદેશી કાપડથી પરદેશીઓને ન્યાલ ન જ કરશો"

ખરીદનારાં બાઈ ભાવની પૂછપરછ કરી કાપડનું બંડલ બાંધી મૂકવાનું નક્કી કરી ખાલી હાથે પાછાં ચાલ્યાં. જતાં જતાં સેવિકા બ્હેન ઉપર ઉપકાર કરતાં હોય તેમ બોલ્યાં-"લે બાઇ, તું કટકટ કરેછ, તો મુનું નઇ લેતી."

સેવિકાએ પોતાની જીત માની-પણ લેનાર અને વેચનારને ઓળખી શકી નહિ. અને પછી—

થોડા મહીના પછી એક બીજો બનાવ બન્યો. રાત્રિના આઠ સાડાઆઠનો વખત હતો. કાપડ—ચોકી ઉપરની બ્હેનો ઘેર જવાની તૈયારીમાં હતી. એટલામાં એક દુકાનમાં એક અપ ટુ ડેટ-યુગલ દાખલ થયું. પરંતુ સેવિકાને સંતોષ આપનાર કારણ-એ હતું કે એ યુગલમાંના બ્હેને સ્વદેશી સાડી પહેરી હતી. એટલે સ્હેજ પૂછ્યુંઃ "બ્હેન શું લેશો?" આ પ્રશ્ન સાંભળતાંજ પેલા—કોટ પાટલુનવાળા ભાઇ તડુકી ઉઠયાં. "તમને શું પંચાત! અમારે શું લેવુંછ તે અમે જાણીએછ, સમજ્યાં?"

સેવિકા—"માફ કરજો ભાઇ. બ્હેને સ્વદેશી સાડી પહેરી છે. એટલે અમારી ખાત્રી છે કે કાપડ તો નહિજ ખરીદો. પણ બીજું પણ તમારા જેવાએ શા માટે લેવું?"

પેલા ભાઇ તો જાણે સ્વપ્નામાંથી જાગી ઉઠયા હોય તેમ મોટી-બરાડ પાડી ઉઠયાઃ "તમને શું છે? મારે શું લેવું ને શું નહિ તે જોવાનું કામ મારું છે."

સેવિકા—(હસતાં હસતાં બોલી) હા, ભાઇ પૈસા તમારા પાકીટમાં છે. એટલે તમારે તેનો કેમ ઉપયોગ કરવો એ તમારા હાથમાં છે. પણ મારી ફરજ છે કે તમો ભાઇ શું લ્યો છો તે જોવું. અને દેશને નુકશાન કરતી અનુચિત વસ્તુ ન લેવા દેવી."

ભાઇ, સેવિકાની અવજ્ઞા કરી પત્ની તરફ ફર્યા અને કહેવા લાગ્યા. "ચાલો તમારે લેવું હોય તે લઈ લ્યો. એ લોકોના (સેવિકામાં) માં કોઈ જાતનો મેનર નથી." અને તુરતજ સેવિકા સામે જોઈ તેમણે વધાર્યું. "પહેલાં તમને માણસાઈ શું તે શિખવાની જરૂર છે. સમજ્યાં?" સેવિકા હસી પડી. "ભાઈ, માણસાઇ હોત તો દેશના કરોડો માણસને ભૂખે મરતાં મૂકી અમે પરદેશી કપડાં પહેર્યાં હત. માણસાઇ હોત તો આજે અમારે ચોકી કરવા શું કરવા ઉભા રહેવું જોઇએ?

માણસાઈ અમે શોધવા નથી નીકળ્યા, કેળવવા નિકળ્યાં છીએ. માણસાઈ ભૂલવાથી થએલા પાપનું પ્રાયશ્ચિત કરવા હું આટલી રાત્રે આ સ્થળે ઉભી છું. કૃપા કરી તમો ભાઇ પણ સજોડે મારી પ્રાયશ્ચિતની ક્રિયામાં સહાય કરો. અને એક પણ પૈસો પરદેશીને નહિ આપતાં સીધા ખાદીભંડારમાં જાઓ." પેલા ભાઇ તો અંદરના ભાગમાં ઘુસ્યા કે જ્યાંથી આ માથાકુટ કરનારી દેખાય નહિ. પણ થોડીજ પળમાં સામેજ પેલી સેવિકાને જોઈ.

ભાઇ તો એકદમ ડોળા, કકડાવી બોલ્યા: "તમને કાયદાનું ભાન છે?"

સેવિકા—"ભાઇ, કાયદાનું જ્ઞાન મને નથી, એમ તમે શા ઉપરથી જાણ્યું?"

ભાઈ—"અરે! તમારાથી દુકાનમાં અવાયજ નહિ. કાયદો ના કહે છે."

સેવિકાઃ—ભલાભાઇ, ન ગભરાઓ. તમારા દેશની બ્હેનો તદ્દન અજ્ઞાન નથી. 'ભલા' દુકાનદાર ભાઇની રજાથીજ હું અંદર આવી છું."

ભાઇઃ—"તમારી આ વર્તણુકને માટે અમુક નેતા, પરમ દિવસે આવવાના છે તેમની પાસે ફરીયાદ કરવાનો છું. તમારૂં નામ આપો."

સેવિકાઃ—"મારૂં નામ તો તમારા દેશની બ્હેન, હિંદી સ્ત્રી, રાષ્ટ્રસેવિકા; વધારામાં મારો સેવિકા નંબર. એ સીવાય બીજું મારૂં નામ હું મારે ઘેર મૂકીને આવી છું."

ભાઈ—તમો કયા અધિકારથી આટલો ત્રાસ આપો છો તે તો કહો!"

સેવિકાઃ—ભાઇ, ત્રાસ! ત્રાસ કેવો? બ્હેનો તે ત્રાસ આપે? અને પૂછો છો કયા અધિકારે? તમારી મહાસભાના આદેશના અધિકારે.'

થોડી વારે સેવિકા બ્હાર જઇ પાછી આવી અને શાંતિથી કહેવા લાગી "ભાઇ, આપના જેવા બેરિસ્ટર દેશનો આર્થિક વ્યય ન અટકાવે ત્યારે કોણ અટકાવશે?"

પેલા ભાઇ સામું જોઇ રહ્યા. સેવિકા આગળ વધી, "જુઓને મહાત્માજીથી માંડીને લગભગ અગ્રગણ્ય બધાએ નેતાઓ કાયદાશાસ્ત્રીઓ છે. એટલે આપે તો ગર્વ રાખવો જોઇએ કે સાચી કેળવણી લીધેલો હિંદી એ દેશ ઉદ્ધારક નેતા થવા સર્જાયલો હિંદી છે. મોડે કે વહેલે તમારા જેવાએ તો દેશનો સાથ કરવોજ પડશે."

ભાઈ ખડખડાટ હસી પડી બોલ્યા: "અરે હું બેરીસ્ટર છું તે તમે કેમ જાણ્યું? શું તમો સી. આઇ. ડી. નું કામ પણ કરો છો કે શું?"

સેવિકા—"ભાઇ, લડત ચાલ્યે છ મહીના થઇ ગયા. તમો દોઢ વર્ષમાં બેરિસ્ટર થાઓ છો. અને તે હિસાબે અમે તમારાથી ત્રીજા ભાગનો કોર્સ કર્યો છે, એમ તમને ખાત્રી આપું છું. અલબત અમારી કોર્ટ, તમારી કોર્ટથી જૂદી છે ખરી! આ મારાં બ્હેનને કે આપને મારા બોલવાથી ખોટું લાગ્યું હોય તો ક્ષમા કરશો. અને હવે તો મારી ખાત્રી છે કે આપ પાછા પધારશો."

બેરિસ્ટરે પ્રસન્ન વદને બે હાથ જોડી સેવિકાને પ્રણામ કર્યાં અને કોઈ વખત મળવાનું આમંત્રણ આપી દુકાન છોડી ગયા—

સેવિકાના કાર્યમાં આવતી વિપત્તિ રૂપે દેખાતી અડચણો પોતે કુનેહથી બુદ્ધિથી દૂર કરવી જોઇએ એ રહસ્ય સેવિકા સમજી છે. વિનોદ કયાં અને કોની સમક્ષ હોય, વિનય કોની પાસે, કડકાઇનો દેખાવ કોની પાસે અને નમ્રતા કોની પાસે દાખવવી તે આજની સેવિકા જાણતી થઈ છે.

સેવિકા સ્નેહથી, પ્રેમથી, બુદ્ધિયુક્ત વાદવિવાદથી વિનતી કરે. તેના શરીરે પહેરેલા વસ્ત્રો શુદ્ધ ખાદીનાંજ હોય. તેના વર્તન ઉપર લેશ કે અણીઆ ઉપર કાનાર વિદેશી



# ધૂળી ડોસી

લેખક રા. ચુનીલાલ વર્ધમાન શાહ

(૧)

"હેં ભાઈલા! અહીં મારો ગાંડીયો છે?" પાંસઠેક વર્ષની એક ડોસીએ છાવણીની ઇસ્પીતાલમાં પેસતાંજ એક સ્વયંસેવકને પૂછ્યું.

"ગાંડાલાલ? અહીં તો કોઈ નથી." જવાબ મળ્યો.

દૂર બિછાનામાં પડેલા એક જુવાને બુમ મારીઃ "ઓ મા! અહીં આવો, આ તરફ આવો."

ડોસીએ ગાંડીયાનો સ્વર ઓળખ્યો, પણ ક્ષણભર આમ તેમ નજર કર્યા પછી એ અધીરી વત્સલ આંખો ગાંડીયાના મુખ સુધી પહોંચી. "ઓ, મા તને વાગ્યું છે બેટા? કેવું ક વાગ્યું છે ભાઈલા?" એમ બોલતાં ધૂળી ડોસી દર્દીઓના ખાટલાની વચ્ચેથી માર્ગ કાઢતાં ઉતાવળાં ચાલ્યાં. ગાંડીયાના બીછાના પાસે પહોંચી, વાંકા વળી, એ સૂતેલા જુવાનને માથે હાથ ફેરવ્યો.

"તું વળી સતીયાગરીયામાં ક્યારે જોડ્યો? આપડે વળી ઈ હોય! ભણીએ અને ભણી રહી એટલે ધંધા કરીએ." ડોસીએ શિખામણ આપવા માંડી.

લીંબડીના એક ભાવસાર કુટુંબનો એ છોકરો હતો. અઢારેક વર્ષની ઉમર હશે. ધૂળી ડોસીની દીકરીનો એ દીકરો થાય. ડોસી તેને 'ગાંડીયો' કહેતાં, પણ તેનું નામ તો હતું મીઠાલાલ, પોતાને કાંઈ બહુ વાગ્યું નથી, માત્ર કમર પર એક સોટો વાગ્યો છે અને સાથળ પર ઘા પડયો છે, રાત્રે તાવ આવ્યો હતો પણ અત્યારે તાવ નથી; એ પ્રમાણે જવાબો આપીને તેણે ડોસીને શાન્ત કર્યાં, માતામહી અને દૌહિત્રના કારમા મેળાપનું કુતૂહલ જોવાને બે–ચાર સૈનિકો આસપાસ એકઠા થઈને બેઠા. મીઠાલાલે કહ્યું: "મા, આપણે ગરીબ માણસ રહ્યાં; દેશને માટે આપણે બીજું તો શું કરી શકીએ? એટલે હું તો સત્યાગ્રહમાં ભળ્યો અને લડાઈ ચાલશે ત્યાં સુધી રહેવાનો છું. આ સામે બેઠા તે ત્રંબકલાલ નોકરી છોડીને આ કામમાં જોડાયા છે."

"તમને શો પગાર મળતો'તો ભાઈ?" ડોસીએ સહજ પૂછ્યું.

"મહિને દોઢસો રૂપિયા."

"દોઢસો રૂપિયાનો પગાર તમે છોડયો? ઓ બાપ!" ડોસીનું કાળજું ચડકવા લાગ્યું.

"અને મા! આ પ્રભાકર, મનસુખ અને છગન; ત્રણે સગા ભાઈઓ છે; એ ત્રણેને તેમનાં માબાપે ખુશી થઈને લડાઈમાં જવાની રજા આપી છે."

ડોસી. ત્રણે તરફ જોઈ રહ્યાં.

"હેં ગાંડીયા! તમે બધા માર ખાવામાં

"તમે ઝુંપડીવાળી વસતીને માટે વૈતરાં કરો છો, ત્યારે અમે ઘરડાં શું કામ આવશું? હું એકલી છું, રામનામ લઈને દી કાઢું છું; રોજ તમારાં પાંચ-પચીસ કપડાં ધોઈ આપીશ, એમાં શું હું ઘસાઈ જઈશ?" ધૂળી ડોસીએ પોતાનો આગ્રહ પકડી રાખ્યો.

ડાક્ટર પાસે ડોસીની માગણી મુકાઈ. ડાક્ટરે તે હસતી આંખે સ્વીકારી. રોજ ધૂળી ડોસી ચાદરો, પાટા, દર્દીઓનાં કપડાં ધોવા નદી પર લઈ જાય અને સાંજે પાછાં ધોઈને આપી જાય. ઇસ્પીતાલમાં કપડાંની ગંદકીનું નામ રહ્યું નહિ. ચેપ ઉડવાનો બીજો બનાવ ત્યાર પછી કોઈ દિવસ બન્યો નહિ.

( ૩ )

છાવણીના પહેલા સરદાર સુધાકર પકડાયા અને જેલમાં ગયા, અને ત્યાર પછી તો અનેક સરદારો અને સૈનિકો ઉપરાઉપરી પકડાયા. જૂના જેલમાં ગયા, નવાની ભરતી થતી ગઈ એટલે છાવણી અને ઇસ્પીતાલ ચાલુ જ રહ્યાં. એમ ને એમ નવ માસ વહી ગયા.

છાવણી અને ઇસ્પીતાલ પહેલાંની પેઠે જ ચાલતાં, પણ હવે પહેલાની પેઠે છાવણીમાં ભાષણો આવતાં નથી. સરદાર પકડાય ત્યારે ગામમાં સરઘસ નીકળે પણ હવે તો સરઘસ પણ નાનાં ને નાનાં થતાં જતાં. પહેલાં સરઘસોમાં બ્હેનો અને સેવિકાઓ ઉભરાઈ જતી, હવે સોગંદ ખાવા માત્ર બે-ચાર બાઈઓ દેખાય. ભાષણો બંધ થતાં હવે રસોડું ઉઘાડવામાં આવ્યું હતું. રાષ્ટ્રગીતોની ધૂન હવે ઓછી થઈ ગઈ હતી. વખત વહેતાં બહુ ફેરબદલો થઈ ગયો. પણ બે જણ બદલાયાં નહોતાં: એક ગણેશજી ડાક્ટર અને બીજાં ધૂળી ડોસી. સેંકડો દર્દીઓ ગણેશજી ડાક્ટરના હાથ હેઠળથી પસાર થઈ ગયાં, અને હજારો કપડાં ધૂળી ડોસીને હાથે ધોવાઈ ચૂક્યાં.

૪

યુદ્ધ ગયું અને યુદ્ધવિરામ આવ્યો. ગામમાં પુનઃ ઉત્સાહ ઉભરાયો. સરદારો અને સૈનિકો જેલોમાંથી છૂટી છૂટીને આવવા લાગ્યા. મીઠાલાલ પણ સાબરમતી જેલમાંથી છૂટીને સૌથી પહેલો માને પગે લાગવા આવ્યો. ડોસી સાત દિવસથી તાવે પટકાઈ પડેલાં અને શરીરે ખૂબ જ લેવાઈ ગએલાં. મીઠાલાલને જોતાં જ ડોસી ખાટલામાં બેઠાં થયાં અને દૌહિત્રને માથે હાથ ફેરવતાં બોલ્યાં: 'બેટા, ઇસ્પીતાલમાં મેલાં કપડાંનો તો ઢગ થયો હશે, પણ શું કરું? હું તાવે પડી છું.'"

"માજી! હવે તો ઇસ્પીતાલ બંધ થઈ ગઈ."

"કેમ?"

"હવે તો લડાઈ પણ બંધ થઈ ગઈ, કારણ કે સરકાર સાથે સંધિ થઈ છે. અમે બધા જેલમાંથી એકી સાથે છૂટી આવ્યા ને?"

ધૂળી ડોસીને પોતાનો ગાંડીયો જેલમાં ગયો હતો તેની ખબર નહોતી અને યુદ્ધ વિરામનીય ખબર નહોતી. એમને એ ખબરની જરૂર પણ નહોતી. ઇસ્પીતાલનાં કપડાં ધોઈ આપવાના ધર્મની બહાર તેમણે ડોકીયું જ કર્યું નહોતું. માતામહીનું એ બેખબરપણું અને માંદગીને બિછાનેથી સૌથી પહેલાં કપડાં ધોઈ આપવાની જ કાઢેલી વાત, એ બેઉ ઉપર વિચાર કરતો મીઠાલાલ પોતાના મનને પૂછતો હતો: 'કામનારહિત કર્મ કહેવાય છે તે શું આ હશે?'"

ડોસીથી વધુ વખત ખાટલામાં બેસી રહી શકાયું નહિ. તે પાછાં સૂઈ ગયાં. મીઠાલાલ માનું માથું દાબવા લાગ્યો. કલાક ગયો અને ડોસીની આંખ જરા જંપી એટલામાં ઘોંઘાટ સંભળાયો અને તે સાથે "મહાત્મા ગાંધીજીકી જે"ની ગર્જના કાને પડી. જોતજોતામાં ધૂળી ડોસીના ઘરનું આંગણું સ્ત્રી પુરુષોથી ભરાઈ ગયું.




**સૌ. લીલાબ્હેન મુનશી**

બ્લૉક 'સ[illegible]' સાહિત્ય"ના સૌજન્યથી




સૌ. ગોશીબ્હેન કેપ્ટન
દેશસેવિકા સંઘનાં જનેતા

સરદાર સુધાકર અને ડાક્ટર ગુણીશક્તિના ગળામાં ફૂલના તથા સૂતરના હાર હતા. તેમની પાછળ સૈનિકો તથા સેવિકાઓનું ઝુંડ હતું. "આ બધું મારે ત્યાં શું છે?" એમ બોલતાં ડોસી જાગીને ખાટલામાં બેઠાં થઇ ગયાં અને ફાટી આંખે જોઇ રહ્યાં. સરદારે અને ડોક્ટરે પોતપોતાના કંઠમાંના હાર કાઢીને ડોસીના ગળામાં પહેરાવ્યાં અને બેઉએ ધૂળી ડોસીને નમન કર્યાં. બેઉના માથા પર ડોસીના હાથ વિરામ્યા ખરા, તેમનું અંતર ઉલાસ્યું, પણ એમને ખબર ન પડી કે પોતાને એ હાર શા માટે પહેરાવવામાં આવ્યા હતા!

---

# સ્ત્રીશક્તિ શું ન કરી શકે?

[શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયનાં એક ભાષણમાંથી]

દુનીઆ આજે હિન્દની કસોટી તેની સ્ત્રીઓની સ્થિતિ ઉપરથી કરે છે. આપણી પ્રાચીન સ્ત્રીઓનાં ગૌરવના ગુણગાન ગાવાં સહેલાં છે. પરંતુ જો તમે આજની જ પરિસ્થિતિ લક્ષમાં લ્યો તો તે આપણી વિરૂદ્ધ જાય છે. જેલની દિવાલોમાં રહે રહે પણ મને વર્તમાનપત્રોદ્વારા જે ખબરો મળે છે તે ઉપરથી મારા ઉપર એવી છાપ પડી છે કે જુની રૂઢીઓને ફગાવી દઇ આજે સ્ત્રીઓ લડતમાં મોખરે ઝઝુમી રહી છે. પરંતુ રસોડું કદિયે ન છોડનારી સ્ત્રીઓ મહોલ્લાઓમાં નીકળી પોલીસની સામે ખડી રહે, પોલીસની લાઠીઓના પ્રહારો ખમે એ ખરેખર અપૂર્વ બીના છે.



શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાય

મુંબાઇની બહેનો શું કરી રહી છે તે તમે તો વર્તમાનપત્રોદ્વારા વાંચ્યાં હશે. હું ધારું છું તેમ કાંઇ નહિ તો ૭૦૦ થી ૧૦૦૦ સ્ત્રીઓ મુંબાઇએ સ્વયંસેવિકાઓ તરીકે આપી છે અને ૨૦૦ કે ૩૦૦ તો તેમાંથી જેલમાં પણ જઇ આવી છે. જુના વિચારનાં ધોરણે રહેનારી અને ઉછરેલી સ્ત્રીઓ, જેમણે બીજાના હાથનું પાણી પણ પીધું ન હોય, તેઓ ખરાં હૃદયથી લડતમાં જ પલાવી ચૂકી છે. અને જ્યારે તેઓ જેલમાં આવી ત્યારે તેઓ બીજાઓ ભેગું સહન કરવા તૈયાર થઇ એટલું જ નહિ પણ મુસ્લીમ કે ખ્રિસ્તિના હાથનો રાંધેલો ખોરાક પણ લેવા તત્પર થઇ. સમય આવે સ્ત્રીશક્તિ પણ જાગી ઉઠે છે, એનો આના સિવાય બીજો કયો ઉત્તમ પૂરાવો આપી શકાય?

મુંબાઇમાં સ્વયંસેવક બાબુ ગેનુ મોટર નીચે કચરાઇ મરણ પામ્યો. તેને સ્મશાનમાં મુંબાઇની બહેનો કેવી રીતે લઇ ગઇ તે તો તમે સાંભળ્યું હશે. તેને અગ્નિદાહ દેવાની ક્રિયા ગુજરાતની એક સંસ્કારી ગણાતી બહેને કરી. દેશની હાલત એવી આશ્ચર્યકારક પડી છે અને તેનું ખેંચાણ એવું લોહચુંબક જેવું છે કે તેણે સૈકાઓની ચાલતી આવેલી રૂઢીઓને પણ ફગાવી દીધી છે. આ ફેરફારો કેટલા થોડા સમયમાં થઇ ગયા તેનું જો આપણે માપ કાઢીએ તો સ્ત્રીઓ શું કરી શકે અને શું નહિ તે સહેજે સમજી શકાય. એ પણ ખરૂં છે કે દરેક સ્ત્રીને પોતાના વિકાસ અને આત્મનિર્ણય માટે પૂરતી તક મળવી જ જોઇએ, સામાજિક આડખીલીઓ દૂર થવી જ જોઇએ અને જુના જડ નિયમો જમીનદોસ્ત થવા જોઇએ.

# ગાંધીયુગની શક્તિ

લેખિકા : સૌ. કાન્તાબ્હેન ખાંડવાળા, બી. એ.

હિન્દના અંધકારમય વર્તમાન વાતાવરણ પર પ્રકાશ પડયો. ગુલામીના, બીન-કેળવણીના, માનસિક અને શારિરીક નબળાઇના આવરણો ઉંચકાવા માંડયાં. સત્ય અને અહિંસાના પૈડાં પર સ્વરાજ્ય યુદ્ધનો રથ રચપાયો. એ યુદ્ધના આયુધો આત્મબળ, આત્મભોગ, અસ્પૃશ્યતા લઇ કૃષ્ણની જેમ ગાંધી રથે ચઢયા. લોખંડી આયુધોને ઠેકાણે કૃષ્ણના સુદર્શન ચક્ર જેવું રેંટીયા ચક્ર એજ માત્ર એનું હથીયાર.

૧૨ મી માર્ચની કુચની સુવર્ણપ્રભાત ઉગી. આકાશમાં મહાત્માજીએ હિન્દની નારીસ્વરૂપ રૂપી ઉષાને કેસરીયા રંગે-દેશરૂપી આકાશને વીંટતી દીઠી. એને યુદ્ધના વિજયના શુકનો થયાં. એ કેસરીયાનું જુથ અહિંસાત્મક યુદ્ધમાં રમણે ચઢયું. ગુલામીનો, કાળા રૂઢીરિવાજોનો પડદો ચીરી એ શક્તિ બ્હાર પડી. પુરૂષોના જીવનમાં પાછળ ઘસડાનારી નારીશક્તિ આજે એની નેતા થઇ, તેઓના જીવનમાં પ્રકાશ પાડવા સમર્થ બની. ઈંગ્લીશ સલતનત આ નબળી પ્રજાની દયા ખાઇ રહી હતી કે હજી તમે બાળકો છો, સ્વતંત્રતા મેળવવા યોગ્ય નથી. નાહક કરી અથડાઇ માંહોમાંહ લઢી મરશો. તમારી સ્ત્રીઓને કેળવો, અસ્પૃશ્યતાને દૂર કરો, કોમી ભેદોના ઝગડા પતાવો કે સ્વરાજ્ય તમારૂં છે. પણ જ્યાં હિન્દની સ્ત્રીશક્તિએ પોતાનું બળ બતાવ્યું કે આ હમેશની એની દલીલ તેઓ મુકી ન શકયાં. આ યુદ્ધમાં આ દરેક વસ્તુ દૂર થઇ જતી જોઇ તેઓના હૃદય ધબકી રહ્યા. અધુરામાં પુરૂં સ્ત્રીઓએ સબળ શક્તિથી વિદેશી માલના બહિષ્કારનું શસ્ત્ર ખુબ મજબુત કર્યું. માર્કેટમાં દાખલ થતા. વેપારીઓના અંતર પણ નમી પડયાં. તેઓ પણ પોતાની નબળાઇથી ઝાંખા પડવા માંડયાં. અનેક વેપારીઓનાં મુખમાંથી શબ્દો નીકળ્યા: 'જગદંબાઓ કેસરીઆ કરી ઉતરી પડી છે, હવે તો જે દેશદ્રોહી થશે તે ખરેખર શક્તિના શાપ વ્હોરશે!' સ્ત્રીઓનું બળ તેઓ પર પણ જામ્યું. અનેક દુઃખો છતાં દેશની લડતમાં સાથ આપ્યો. આવી રીતે સ્ત્રીઓ અનેક રૂઢી રીવાજના બંધનો તોડી, કુટુંબજાળ છોડી દેશની આઝાદી માટે તૈયાર થઇ ગઇ.

સ્ત્રીઓએ માત્ર વિદેશી માલના બહિષ્કારનુંજ કાર્ય ન્હોતું હાથ ધર્યું. દેશની કંગાળ હાલત લાવતા દારૂના દુર્વ્યસનમાંથી પોતાના જાતભાઇને ઉગારવાનું કામ પણ તેઓએ ઘણે ભાગે હાથ ધર્યું. દારૂનું વ્યસન તોડીને દેશની સંપતિ દેશમાં રહે એ કાર્ય કરવા મથી રહી. ઘણાના જીવન આ લડતમાં તેઓએ સુધાર્યા.

મુંબઇની ધારાસભાની ચુંટણીના દિને સ્ત્રીઓએ ખરેખર પોલીસને પણ હંફાવી. કેસરીયા કરેલી બ્હેનો તો જેલમાં જવાના કે ગમે તે પરિણામે પણ મત આપનારાઓને વિનવી દૂર કરવા લાગી. જે સલતનતનું આપણે કામ નહિ તેની સભાઓમાં કેમ જવાય! શહેરની અન્ય બ્હેનો પણ પકડાતી જતી બ્હેનોની ખાલી પડેલી જગ્યા સંભાળવા કેસરીયા કરી નીકળી પડી. લગભગ ચારસો બ્હેનોએ જેલોના લોકઅપમાં રહેવાનો લ્હાવો લીધો.

સ્ત્રીઓએ ભાટચારણના કાર્યને પણ ઉપાડી લીધું. સવારે પ્રભાતફેરીમાં પોતે પુરૂષો

જોડે ફેરી શહેરના ખુણેખુણામાં સ્વદેશપ્રેમના ગીતોથી દેશબંધુઓને જગાડતી ફરવા લાગી. સ્વતંત્રપણાનો પવન સર્વત્ર ફેલાવવા લાગી.

રાજ્યકારભારમાં માથું ન મારનારી, તેનો શબ્દ પણ ભાગ્યે સમજનારી એવી શોચનીય સ્થિતિમાં મુકાયેલી બ્હેનો આ સમયે તો તેમાં પણ હોશીયાર થઈ રહી. દેશમાં ઠેકાણે ઠેકાણે સંગ્રામસમિતિમાં જોડાઈ બહુ કુશળતાથી તે કાર્યભાર વહી રહી. તે સમયે ટાઢ વર્ષાદ તાપ કશાની પરવા કર્યા વગર સરઘસમાં કે સભાઓમાં કે બીજા કોઇ પણ કાર્યમાં જવા અચકાતી નહિ. શારિરીક કેળવણીની ઉપયોગિતા પણ એટલીજ જોઈ તેની પણ તાલીમ લેતી હતી, આ સાદા સરળ જીવનમાં અનેક ગુંચોથી ભરેલી રાજકીય ચળવળ પણ ગમે તેવી અભણ કે ભણેલી સ્ત્રી સમજી શકે એવી સાદી સરળ થઇ રહી.



સૌ. કાન્તા ખાંડવાળા

છેવટે બોરસદી બ્હેનોએ અને હિજરત કરી ગયેલી બારડોલીની સ્ત્રીઓએ તો હિન્દના ઇતિહાસમાં અમરતાજ મેળવી છે. ખેડુતપત્નીઓ પોતાના પતિ સાથે ખેતરમાં ગમે તેવા હાલે પડી રહેવા તૈયાર થઇ ગઇ. અરે, નબળા પુરૂષોને કેટલીક સ્ત્રીઓએ કલ્લા ઉતારી આપ્યા કે તમે આ પ્હેરો, અમે જેલ જઇશું. આ રીતે તેઓને ફરજનું ભાન કરાવ્યું. એક દિવસતો દુ:ખનો ઉદગાર ન્હોતો કાઢ્યો પણ આનંદથી રણગીતો ગાઇ રેંટીઓ બને ત્યારે ફેરવી આનંદના શોર મચાવતી.

બોરસદની બ્હેનો પર પોલીસના લાઠીચાર્જે આ સ્ત્રીશક્તિનો પુરેપુરો ખ્યાલ આપ્યો. કેટલી સહનશીલતા, કેટલી દઢતા, કેટલું સ્વમાન! એક બ્હેનના અપમાને હજારો બ્હેનોનો અંતરાત્મા સળગી ઉઠ્યો. પોલીસોની લાઠી પડતાં સામી છાતીએ ઝીલી રહી ઘા. ખાઇ નીચે પડતા તેમની મદદ આપવા આવનારને તિરસ્કારી રહી. પોલીસની લોરી આવી ત્યારે તેઓમાંથી કંઇક બોલી ઉઠી: અમારામાં શક્તિ હશે તો અમારી કોંગ્રેસ હોસ્પીટલમાં જઇશું નહિ તો અહીં મરી જઇશું પણ તારી લોરીમાં તો કદી નહિ બેસીએ.

ખરેખર આ શક્તિનો પ્રતાપ આ રણના નેતાને છે. શક્તિ ખીલવવી એ ભાષાથી કે ભાષણોથી કે પુસ્તકોથી નથી બનતું પણ કાર્યની દિશામાં વાળવાથી બને છે.

હાલના યુદ્ધવિરામ સમયે પણ સ્ત્રીઓમાં નિરાશા નથી. તેઓ તો સમજી ગઇ છે કે આ સમય કાર્ય વધારે સંગઠિત કરવાનો છે, સ્ત્રીઓમાં વધારે ઉત્સાહ પ્રેરવાનો છે, સ્વદેશી ધર્મ વધારે પ્રસારવાનો છે. આ શક્તિ બધી અત્યારે પરદેશી માલના બહિષ્કાર અર્થે, દારૂના દુર્વ્યસન દૂર કરવા અર્થે, અસ્પૃશ્યતા અને કોમી ભેદ ટાળવા માટે વપરાઇ રહી છે અને જેમ જેમ આ શક્તિ વધારે બળવતી થશે તેમ તેમ આ દેશની ઉન્નતિ વધારે અને વધારે થશે.

# શ્રી જ્યોત્સ્ના શુક્લ

લેખિકાઃ સૌ. જયમનગૌરી જ્યો. પાઠકજી

**આ** નામની કોઈ સ્ત્રી નથી. એ તો ઉપનામ છે. એ પ્રસિદ્ધ સન્નારીનું મૂળ નામ પ્રિયમતી ત્રિવેદી. નર્મદના મુખ્ય શિષ્ય, 'વિજયવાણી'ના તથા 'સૃષ્ટિસત્ત્વ'ના જાણીતા પ્રખ્યાત લેખક કવિ વિજયાશંકરનાં એ ભત્રીજી થાય. એ ભણતાં ત્યારે જમાનો એવો હતો કે છોકરી ભણે તે પર ખૂબ ટીકા થાય. તોયે અંગ્રેજી ત્રણ ચોપડી સુધી એમણે અભ્યાસ કર્યો ખરો પછી એ ગટ્ટુસુખરામ શુક્લ નામના એક જ્ઞાતિજનને પરણ્યાં, ને પ્રિયમતી ત્રિવેદી થયાં—પ્રિયમતી શુક્લ.

આ લગ્નથી એમના જીવનમાં પહેલો પલટો થયો. ગટ્ટુસુખરામ વડોદરામાં ગંગનાથ ભારતીય વિદ્યાલયમાં શિક્ષક હતા. તેમની દેશભક્તિ ઉદ્દામ તિલકપક્ષી હતી. પ્રખ્યાત દેશભક્ત શ્રી. ગંગાધરરાવ દેશપાંડે આદિ દક્ષિણીઓનો સહવાસ તેમને બહુ હતો. પ્રિયમતી પણ એમની જોડે આ સંબંધોમાં આવ્યાં. આથી એમને બેવડો લાભ થયો. મરાઠી એઓ શીખી ગયાં. ને તે એટલું સારું કે નાની સરખી બે મરાઠી વાર્તાઓનો એમણે ગુજરાતીમાં અનુવાદ પણ કરીને છપાવ્યો—'મન્દિરા' અને 'જ્યારે સૂર્યોદય થશે'. બીજો લાભ એ થયો કે એમનામાં સ્વદેશપ્રેમના બીજ રોપાયાં.

દુર્ભાગ્યે, એ બીજમાંથી વૃક્ષ થાય તે પહેલાં એમને અકાળ વૈધવ્ય આવ્યું. એમને પિયર પાછાં આવવું પડ્યું. સ્વદેશપ્રેમની ઉચ્ચ ભાવનાથી રંગાયલી તરુણીને પોતાનું યૌવન જુદા જ આદર્શોવાળા પિયરમાં નિષ્ક્રિય ગાળવું પડે એનો ત્રાસ કેટલો થાય એ સહેજ કલ્પી શકાય એવું છે. પણ એ ત્રાસમાં જ એમને પોતાનો મંથનકાળ પસાર કરવો પડ્યો. એ દરમ્યાન, 'એક સ્ત્રી' 'એક બહેન', 'એક સ્ત્રી જન' એવાં વિવિધ ઉપનામોથી 'સુન્દરી સુબોધ' વગેરે માસિકોમાં એ લેખો લખતા હતા ખરાં. કાળે કરી પિયરની પરિસ્થિતિ ફેરવાઈ એટલે એઓ પહેલી તકે 'ચેતન'ના અધિપતિ તરીકે બહાર આવ્યા. આ વેળા નામ પાછું એમનું ફરી ગયું હતું. પ્રિયમતી શુક્લ હવે બન્યાં—જ્યોત્સ્ના શુક્લ.

એ વેળા એમના જીવને બીજો પલટો લીધો હતો. એમણે કાવ્યો લખવા માંડ્યાં હતાં! પાંચેક વરસ સાહિત્ય સેવા યથાશક્તિ કરી પણ સાહિત્યના શાન્ત પ્રદેશ કરતાં રાજપ્રકરણની યુદ્ધભૂમિ તરફ સૌની પેઠે એમને પણ વધારે વલણ હતું, એટલે સુરતમાં સુદર્શન નીકળ્યું તેનાં એઓ હોંસભેર અધિપતિ થયાં. પછી સત્યાગ્રહનો બીજો જુવાળ ગયે વર્ષે આવ્યો તેમાં એ આગળ ખેંચાઈ આવ્યાં. સરકારે એમને અનેકવાર જતાં કર્યાં, પણ એમને જેલજીવનના કોડ હતા. ફરી ફરીને એમણે કાયદાનો ભંગ કરવા માંડ્યો. પોલિસ અમલદાર એમનાપર એટલા ચીડવાયલા કે એમને જોઈને એક તો "કાળી બૂ! તું પાછી આવી કેમ!" એમ કહી એમને છાતીએ ચીમટા પણ દીધા હતા. આજે સુરતના સૌમ્ય પ્રકૃતિના ઠરે-

કટર પણ હાર્યો, એમને છ મહિનાની સાદી કેદ મળી, ને 'જ્યોત્સ્ના શુક્લ ઝિન્દાબાદ'ના પોકારો થયા. સંધિને પરિણામે એ વહેલાં છુટી ગયાં તોયે કૃતકૃત્યતાના લહાવા એ જીવનભર માણી શકશે.

લડત દરમ્યાન હતું તેટલું હવે એમનું અગત્ય રહેશે કે નહીં તે કોણ જાણે, પણ એટલું ખરૂં કે આજની ગુજરાતણોમાં જ્યોત્સ્ના શુક્લનું વ્યક્તિત્વ સૌથી નિરાળું છે. એ નાગર છે પણ નાગરણનું ચાતુર્ય એમનામાં નથી. એઓ હિન્દુ છે પણ હિન્દુ ધર્મના ખાસ આચારોપર એમને લેશ પણ શ્રદ્ધા નથી. એ સન્નારી છે છતાં સન્નારીના તો શું પણ સાધારણ સ્ત્રીના વિશિષ્ટ ગુણો પણ એમનામાં નથી. લોકાપવાદનો એમને ભય નથી, બાળકો પર એમને ભાવ નથી, માંદાની માવજત તરફ એમને વૃત્તિ નથી. પરન્તુ સ્ત્રીઓના ખાસ અવગુણો પણ એમનામાં નથી એ એમની વિશિષ્ટતા છે.



શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ

સ્વભાવે સ્વતંત્ર છતાં જાતે કમાવાને એ તૈયાર ન થયાં એ નવાઇભરેલું છે. (તબીયતનું કારણ આગળ મૂકાય એમ નથી કેમકે જેલમાં જવાને એ એજ તબીયતે તૈયાર થઈ શકયાં.) પરિણામે કુટુમ્બમાં રહી એમને એટલું સહન કરવું પડયું કે કુટુમ્બસંસ્થાનાં તો એઓ કટ્ટાં શત્રુજ બની ગયાં લાગે છે. કુટુમ્બીઓ એક પછી એક યમરાજને ઘેર જતાં જાય છે તેમ તેમ એઓ વધારે સ્વસ્થ બની પોતાનું કાર્ય કરતાં જાય છે. આનો અર્થ એમ નથી કે છેવટે એઓ તદ્દન એકલાં રહી જાય તો ગુજરાતને બદલે હિન્દભરમાં જાણીતાં થાય એવી દેશસેવા કરે; પણ એટલું જ કે અત્યાર સુધી એમણે આવેશ કે દ્વેષથી પ્રેરાઇનેજ લેખો લખ્યા છે ને કાર્યો કર્યાં છે તેને બદલે પ્રેમનીજ પ્રેરણા લઇ કામ કરે તો એમનું જીવન વધારે સફળ બને.

પરંતુ એમ થતા પહેલાં એમના જીવનમાં ત્રીજો પલટો આવવાની જરૂર છે. પિયરનું પ્રિયમતી નામ એમણે છોડયું છે પણ સાસરાની શુક્લની અટક હજી વળગી રહી છે. એ શુક્લપણું પણ છૂટી જાય તો શ્રી. જ્યોત્સ્ના પૂર બહારમાં ખીલે! આમાં કશી નવાઇ નથી કારણ કે એ જ્યોત્સ્ના પાછળ કોઇ ચંદ્ર નથી.

# સૌ. લીલાબહેન

લેખકઃ શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે, એમ એ.

સુપ્રસિદ્ધ ગુજરાતીઓનાં સબળ ને માર્મિક રેખાચિત્રો આલેખનાર સૌ. લીલાબહેન વિષે એટએટલું ખરુંખોટું તેમજ અતિશયોક્તિ અથવા હીનોક્તિથી ભરેલું લખાયું છે, કે હવે એમના વિષેના લખાણોમાં વધારો કરવાની મને ઇચ્છા નથી. છતાં 'ગુણસુન્દરી'ના ઉપતંત્રી રા. ચન્દ્રેશ શુકલના દઢ ને સતત આગ્રહની અવગણના પણ હું કરી શકું એમ નથી. એટલે 'ગુણસુન્દરી'ના આ દેશસેવિકા અંકમાં સૌ.. લીલાબહેનની દેશસેવાની ભાવના વિષે ઈસારોજ માત્ર કરી હું સન્તોષ માનીશ.

શ્રીયુત મુનશી મીઠાના કાયદાનો ભંગ કરી સરકારના મહેમાન બન્યા તેજ દિવસે મારા એક મિત્રે મને પૂછયું, " મુનશીને લીલાબહેને અટકાવ્યા નહિ ? " મેં સામો પ્રશ્ન પૂછયો, " અટકાવવાનું કંઇ કારણ ?" એઓ જરા ગૂંચવાયા ને પછી એમણે જવાબ વાળ્યો, " કારણ તો ખાસ શું હોય ? પણ મુનશી જેલમાં જાય તે કંઇ એમને ગમે ?" " આટઆટલા પુરુષો જેલમાં ગયા ને જાય છે અને જેલ જનારાના સગાંવહાલાંઓ તે બદલ સગર્વ આનન્દ પ્રદર્શિત કરે છે તેમાં તમને નવાઈ નથી લાગતી ને લીલાબહેનને મુનશી જેલ જાય તે નહિ ગમે એમ શા પરથી ધારો છો ? " " છેક એમ નહિ, પણ લીલાબહેનને આપણી પ્રાચીન ભાવના તરફ પક્ષપાત નથી એટલે એમને આ લડત તરફ સહાનુભૂતિ નહિજ હોય એમ હું ધારતો હતો. " " સ્વરાજ્ય એ પ્રાચીન ભાવના નથી અને આ લડત સ્વરાજ્ય માટેની છે એટલે તમારો-વાંધો ખોટો છે. " એમ કહી મેં એ વાત એટલેથી અટકાવી.

પ્રાચીનતા તરફ સૌ. લીલાબહેનને નિરતિશય પૂજ્યભાવ નથી; નવીનતા તરફ એમને વિશેષ પક્ષપાત છે. સાહિત્યમાંએ એમને પ્રાચીન કરતા નવીન લેખકો વાંચવા વધારે ગમે છે; રાજદ્વારી તેમજ ઇતર વિષયોમાં છેક છેલ્લી ખબરો મેળવવા એ હંમેશ આતુર રહે છે. એ સર્વ ખરૂં છે પણ જે જે પ્રાચીન તે સર્વ અધમ એમ એમણે કદી કહ્યું નથી, અને એમ માન્યું હોય એમ પણ લાગતું નથી.

પ્રાચીનતાની ઉપાસના એ દેશભક્તિનું એકમાત્ર કારણ હોત તો સૌ. લીલાબહેન કદાચ દેશભક્તિની ભાવનાથી પર રહ્યાં હોત પરંતુ માનવસમાજના સદ્ભાગ્યે દેશભક્તિ બીજા અનેક કારણોથી ઉત્પન્ન થાય-છે. જે જે પ્રાચીન તે સર્વ પૂજનીય; આપણું તેટલું બધુંજ ઇષ્ટ અને પરદેશી તે સર્વ અગ્રાહ્ય: એવી ભાવનામાંથી જે પ્રકારની દેશભક્તિ જન્મે છે તે કરતાં સૌ લીલાબહેનની દેશભક્તિની ભાવના જૂદી છે 'પ્રભો ! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દે ' એ એમની દેશભક્તિની ભાવનાનો પ્રધાન સુર નથી. તેમજ ' પ્રભો ! આ જીર્ણ ભારતને વિલાયત તું બનાવી દે ' એમ પણ એ માગતાં નથી. દીન, હીન, અજ્ઞાન ને અંધકારમાં પડેલો જેવો છે તેવો પણ આ દેશ મારો છે ને એને દુનિયાના બીજા સ્વતંત્ર ને સમૃદ્ધ

દેશ જેવો બનાવવો એ આપણો ધર્મ છે એ પ્રકારની એમની ભાવના છે.

સમાજનાં અનિષ્ટો સામે એમણે જીવન ને સાહિત્યમાં વિરોધ ઊઠાવ્યો, અને મ. ગાંધીજીની હાકલ પડતાં રાજનાં અનિષ્ટ સામેના વિરોધમાં એમણે પોતાનો સૂર પૂર્યો. સ્ત્રીએ કંઇ નહિ તો પુરુષને દેશસેવાના કાર્યમાં પ્રેરવો, હૃદયદૌર્બલ્યનો પ્રસંગ આવતાં તેને એ કાર્યથી ચલિત થતો અટકાવવો એ સૌ. લીલાબહેનની ભાવના, આ સ્વાતંત્ર્યયુદ્ધ શરૂ થયું તે પહેલાં 'ગુજરાત'માં પ્રસિદ્ધ થએલું 'સત્યાગ્રહ' નામનું નાટક જેણે વાંચ્યું હશે, તેને પ્રતીત થયા વિના નહિ રહી હોય.

અને સાહિત્યમાં જે ભાવના એમણે દર્શાવી તે કરતાંય વિશેષ એમણે પ્રસંગ આવતાં કરી બતાવ્યું. સત્યાગ્રહના યુદ્ધમાં, 'સત્યાગ્રહ' ની એમની નાયિકા પેઠે માત્ર પતિના પ્રેરક બળ રૂપે જ ન રહેતાં, એમણે જાતે પણ ઝંપલાવ્યું.

અને એ યુદ્ધમાં એમણે જે ફાળો આપ્યો છે તે વિષે, જેણે વર્તમાનપત્રો વાંચવા ઉપરાંત અથવા કોઈ કોઈ સભામાં હાજરી આપવા સિવાય બીજું કંઇ કાર્ય કર્યું નથી તેણે કાંઇ પણ લખવું એ ધૃષ્ટતા કહેવાય.

કેટલાકને ઇષ્ટસિદ્ધિ બહુ સહેલાઇથી થાય છે, અને કેટલાકને તે માટે લાંબી તપશ્ચર્યા કરવી પડે છે. શ્રીયુત મુનશીને જેલ ઘણી સહેલાઇથી મળી, અને સૌ. લીલાબહેનને એ માટે દીર્ઘ ને કઠિન તપશ્ચર્યા કરવી પડી. પરંતુ એમની તપશ્ચર્યાથી આપણને ઘણો લાભ થયો. એમની કાર્યસાધકતા. જે કામ માથે લીધું હોય તેમાંજ બીજાં બધાં કામો ભૂલીને પણ મંડયા રહેવાની વૃત્તિ, સાધ્યને સિદ્ધ કરવાનો તીવ્ર તલસાટ, ઝીણી ઝીણી વિગતોનું બારીક નિરીક્ષણ, ઘા કરવા કે ઘા ઝીલવા મોખરે આવીને સ્વસ્થતાથી ઊભા રહેવાની અને એ સર્વ ઉપરાંત જે કહેવું અથવા કરવું હોય તે સ્પષ્ટ ને નિર્ભય રીતે કહી દેવાની અથવા કરી નાખવાની રીતઃ એ એમનાં લાક્ષણિક ગુણો આ યુદ્ધ દરમ્યાન એ તપશ્ચર્યાને પરિણામેજ પ્રત્યક્ષ થયાં.

'ગુજરાત' માટેની નવી વ્યવસ્થા કરવા એમની સલાહ લેવાની હોય, એમના પત્રો આવ્યા હોય અને તે માટે એમની પાસે જવાબ લખાવવાના હોય, ત્યારે હું એમને મળવા કોંગ્રેસ હાઉસમાં પ્રસંગોપાત્ત જતો. જ્યારે જ્યારે હું જતો, ત્યારે હંમેશાં એ કાં તો વેપારીઓ સાથે વાટાઘાટમાં રોકાયા હોય, અથવા તો યુદ્ધની નવી વ્યૂહરચનાની સમિતિ સાથે ચર્ચા કરતાં હોય, કે ઓચિંતાં આગળ ભેગાં થયેલાં ટોળામાં શાન્તિ સ્થાપવા ઊપડી ગયાં હોય. એક સેકંડની પણ એમને નવરાશ ભોગવતાં મેં જોયાં નથી. આટઆટલી જહેમતની કદર કરી સરકારે એમને જેલમાં મોકલી પરાણે નિવૃત્તિ આપી. પણ એ નિવૃત્તિની અવધિ પૂરી થતાં અને સન્ધિ થયા પછી હજી પણ દેશસેવાના કાર્યમાંથી એ નિવૃત્તિનો વખત માત્ર ભોજન સમયેજ અને તે પણ અધૂરોજ મેળવી શકતાં હશે, એમ લાગે છે.

આવી સેવિકાઓ જે દેશની સેવા કરી રહી છે, તે દેશની ઉન્નતિ અનિવાર્ય છે; અને જે સાધ્યની સિદ્ધિ માટે સૌ. લીલાબહેન ને અન્યાન્ય દેશસેવિકાઓ અવિરામ પ્રયત્નો કરી રહ્યાં છે, તે સાધ્ય માત્ર સ્વપ્નમાંજ નહિ પણ સદેહે આ જીવનમાં સિદ્ધ થશે એ આશા વધારે પડતી નથી.



# સૌ. લીલાબહેન

લેખકઃ શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે, એમ. એ.

સુપ્રસિદ્ધ ગુજરાતીઓનાં સબળ ને માર્મિક રેખાચિત્રો આલેખનાર સૌ. લીલાબહેન વિષે એટએટલું ખરુંખોટું તેમજ અતિશયોક્તિ અથવા હીનોક્તિથી ભરેલું લખાયું છે, કે હવે એમના વિષેના લખાણોમાં વધારો કરવાની મને ઇચ્છા નથી. છતાં 'ગુણસુન્દરી'ના ઉપતંત્રી શ્રી. યજ્ઞેશ શુકલના દઢ ને સતત આગ્રહની અવગણના પણ હું કરી શકું એમ નથી. એટલે 'ગુણસુન્દરી'ના આ દેશસેવિકા અંકમાં સૌ. લીલાબહેનની દેશસેવાની ભાવના વિષે ઇસારોજ માત્ર કરી હું સન્તોષ માનીશ.

શ્રીયુત મુનશી મીઠાના કાયદાનો ભંગ કરી સરકારના મહેમાન બન્યા તેજ દિવસે મારા એક મિત્રે મને પૂછ્યું, "મુનશીને લીલાબહેને અટકાવ્યા નહિ?" મેં સામો પ્રશ્ન પૂછ્યો, "અટકાવવાનું કંઇ કારણ?" એઓ જરા ગૂંચવાયા ને પછી એમણે જવાબ વાળ્યો, "કારણ તો ખાસ શું હોય? પણ મુનશી જેલમાં જાય તે કંઇ એમને ગમે?" "આટઆટલા પુરુષો જેલમાં ગયા ને જાય છે અને જેલ જનારાના સગાંવહાલાંઓ તે બદલ સગર્વ આનન્દ પ્રદર્શિત કરે છે તેમાં તમને નવાઈ નથી લાગતી ને લીલાબહેનને મુનશી જેલ જાય તે નહિ ગમે એમ શા પરથી ધારો છો?" "ઠેક એમ નહિ, પણ લીલાબહેનને આપણી પ્રાચીન ભાવના તરફ પક્ષપાત નથી એટલે એમને આ લડત તરફ સહાનુભૂતિ નહિજ હોય એમ હું ધારતો હતો." "સ્વરાજ્ય એ પ્રાચીન ભાવના નથી અને આ લડત સ્વરાજ્ય માટેની છે એટલે તમારો વાંધો ખોટો છે." એમ કહી મેં એ વાત એટલેથી અટકાવી.

પ્રાચીનતા તરફ સૌ. લીલાબહેનને નિરતિશય પૂજ્યભાવ નથી; નવીનતા તરફ એમને વિશેષ પક્ષપાત છે. સાહિત્યમાંએ એમને પ્રાચીન કરતા નવીન લેખકો વાંચવા વધારે ગમે છે; રાજદ્વારી તેમજ ઇતર વિષયોમાં છેક છેલ્લી ખબરો મેળવવા એ હંમેશ આતુર રહે છે. એ સર્વ ખરું છે પણ જે જે પ્રાચીન તે સર્વ અધમ એમ એમણે કદી કહ્યું નથી, અને એમ માન્યું હોય એમ પણ લાગતું નથી.

પ્રાચીનતાની ઉપાસના એ દેશભક્તિનું એકમાત્ર કારણ હોત તો સૌ. લીલાબહેન કદાચ દેશભક્તિની ભાવનાથી પર રહ્યાં હોત પરંતુ માનવસમાજના સદ્‌ભાગ્યે દેશભક્તિ બીજા અનેક કારણોથી ઉત્પન્ન થાય છે. જે જે પ્રાચીન તે સર્વ પૂજનીય; આપણું તેટલું બધુંજ ઇષ્ટ અને પરદેશી તે સર્વ અગ્રાહ્યઃ એવી ભાવનામાંથી જે પ્રકારની દેશભક્તિ જન્મે છે તે કરતાં સૌ. લીલાબહેનની દેશભક્તિની ભાવના જૂદી છે. 'પ્રભો! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દે' એ એમની દેશભક્તિની ભાવનાનો પ્રધાન સૂર નથી. તેમજ 'પ્રભો! આ જીર્ણ ભારતને વિલાયત તું બનાવી દે' એમ પણ એ માગતાં નથી. દીન, હીન, અજ્ઞાન ને અન્ધકારમાં પડેલો જેવો છે તેવો પણ આ દેશ મારો છે ને એને દુનિયાના બીજા સ્વતંત્ર ને સમૃદ્ધ

મત બાંધીજ શકે નહીં. અને છતાં એમ બન્યું છે. પણ એ તો મનુષ્ય સ્વભાવ છે !

સુરતની બ્હેનોએ લડતમાં કેવો અને કેટલો ફાળો આપ્યો ? પ્રશ્નનો ઉત્તર કઠીન છે. લડતમાં ઓછો વધતો ભાગ લેનાર સુરતની ઘણી બ્હેનો લડત શરૂ થઈ એ પ્હેલાં જાહેરજીવનથી કેવળ અપરિચિત હતી, ઘરની બ્હારની દુનિયાનું એમને કશુંજ જ્ઞાન નહીં હોય એમ પણ કેટલાંકને માટે તો કહી શકાય. અને છતાં એ બ્હેનોએ લડતની શરૂઆતથી તે છેવટની ઘડી સુધી પોતાને સોંપાયલું કામ માત્ર સેવાવૃત્તિથી પૂરૂં કર્યું છે. સુરત જીલ્લો દારૂ તાડીને માટે ખાસ પ્રખ્યાત છે. ખુદ સુરત શહેરમાં લગભગ સાઠ પીઠાં છે. અને લડત દરમ્યાન એ પીઠાંવાળાઓએ બ્હેનોનાં સખ્ત પીકેટીંગથી ત્રાસીને વગર લાઇસન્સે બીજા સ્થળોએ પીઠાં ખોલીને એની સંખ્યા એ અઢીગણી વધારી મૂકી હતી. અને છતાં મદ્યનિષેધનું કામ કરનાર બ્હેનોએ રહેજ પણ કંટાળ્યા વિના વ્હેલી સવારથી મોડી રાત સુધી પીઠાઓ પર મજબુત પ્હેરો ભરીને પીઠાંવાળાઓને સજ્જડ હંફાવ્યા હતા. આ રીતે પરદેશી કાપડના પીકેટીંગનું કામ પણ મોટે ભાગે બ્હેનોનેજ માથે હતું.

અને આ તો ગાંધીજીએ પોતે જે એ કામ ખાસ બ્હેનોનેજ સોંપ્યાં હતાં તેની વાત થઇ. પણ સુરતના બ્હેનો એટલાથી સંતોષ પામે એ અશક્ય હતું. પીકેટીંગના ઓર્ડિનન્સોનો અમલ સુરતમાં થતો નહોતો, અને એમને તો કાયદાભંગ કરીને લડતમાં જેમ આવવું હતું. એટલે થોડાંક બ્હેનોએ એ દિશામાં પણ કામ કરવા માંડયું, અને સુરતની મહાસભા સમિતિ ગેરકાયદેસર થયા થયા પછી તો બ્હેનોમાં એક જાતનું અપૂર્વ ચેતન આવ્યું. કદાચ એ ઇશ્વરી બક્ષિસ હતી એમ પણ કહી શકાય, કારણ કે એ સમયે લડત રંગ પર ચઢી હતી અને સુરતના લગભગ બધાજ મુખ્ય કાર્યકર્તાઓ સરકારના મ્હેમાન થઇ ચુકયા હતા. જો બ્હેનોમાં આવું ચેતન અને યાહોમ ઝંપલાવવાની તમન્ના ન જાગી હોત તો કદાચ રંગ પર ચઢેલી લડત કેવળ નિશ્ચેતન બની જાત. ખરૂં કહીએ તો થોડાક કાળ એવો હતો જ્યારે સુરતની લડતનો રંગ ફકત બ્હેનોને લીધે દીપી રહ્યો હતો.

પણ જેમણે સાચા દિલથી લડતમાં ઝંપલાવ્યું હતું એમને પોતાનાં આ સુંદર કાર્યોની કયાં ખબર હતી ? ખરૂં જોતાં તો એ વિષે કંઇ વિચાર કરવાનોયે એમને અવકાશજ ન્હોતો. સવારનું ઝઝકળું ન થયું હોય તે પહેલાં, બપોરના તડકામાં, અથવા રાત્રીના અંધકારમાં, સ્થળ, સમય કે સંજોગોનો વિચાર કર્યો વિના જ્યારે જે કામ આવી પડે તે કરવાને ખડે પગે તૈયાર રહેવું એજ માત્ર એમની અંતરની અભિલાષા. પોતાનાં આ કામોની નોંધ કોઇ લે છે કે નહીં એ જાણવાની પણ એમણે કદી દરકાર કરી નથી. એ બ્હેનોના પર વર્તમાનપત્રોમાં લેખો નથી લખાયા, એમની છબીઓ છાપાંઓમાં પ્રગટ નથી થઈ; અરે એમનાં નામો પણ હજી સુધી કોઇએ જાણ્યાં નથી.

બાકી, સુરતની બ્હેનોએ પ્રખર તડકામાં તપતાં ને ધોધમાર વર્ષાદમાં ભીંજાતાં, પીઠાંઓ પર અને કાપડની દુકાનો પર પીકેટીંગ કર્યું છે. સુરતની બ્હેનોએ ખાદીના તાકાઓ ઉંચકીને સુરતની ગલીગલીએ ખાદીનો પ્રચાર કર્યો છે. સુરતની બ્હેનોએ ધારાસભાની ચૂંટણીને નિષ્ફળ બનાવવામાં પૂરેપૂરો ફાળો આપ્યો છે. અરૂણોદય પણ થયો ન હોય, જ્યારે સુરતની સામાન્ય જનતા તો પાછલી

રાતની નિદ્રા લેતી હોય, ત્યારે ૧૪૪ મી કલમનો ભંગ કરવા માટે બ્હેનોની ટુકડીએ નિર્ભયપણે પોલીસોનાં મજબુત કોર્ડન તોડયાં છે, સુરતની બ્હેનોએ પોલીસોનાં ટોળાં વચ્ચે ધસી જઇને ધ્વજવંદન કરાવ્યાં છે, સુરતની બ્હેનોએ અનેકવાર પોલીસોને હંફાવી પોતાના ધ્વજનું રક્ષણ કર્યું છે, મનાઇ કરેલા સરઘસોમાં અને સભાઓમાં જવાની એમને ટેવજ પડી ગઇ હતી. અને આખા શહેરને ૧૪૪ મી કલમ લાગુ પાડવામાં આવે એ દિવસ તો એ બ્હેનોના મનને કોઇ અપૂર્વ ઉત્સવના દિવસ જેવો લાગતો.

અને છતાં પોતાનાં એ કાર્યો વિષે એમને કશું કહેવાનુંજ નથી. 'દેશને માટે જે કરવું જોઇતું હતું તે કર્યું એમાં શું ?' આ જ નિર્મળ ભાવના.

પણ મ્હને લાગે છે કે હવે હું લખવાનું બંધ કરૂં તો સારૂં. કદાચ મ્હારાથી એમનો પક્ષપાત થઇ પણ જાય ! પણ કેટલાંક બ્હેનોએ જે નિર્મળ ભાવનાથી લડતમાં કામ કર્યું છે તે ભૂલ્યું ભૂલાય તેમ નથી. આ સંખ્યા બહુ મર્યાદિત હતી એજ એક દુઃખની વાત છે. પરંતુ ભવિષ્ય હંમેશાં ઉજ્જવલ હોય છે. એટલે ફરી એવો પ્રસંગ ઉભો થશે ત્યારે બ્હેનોની શક્તિમાં તેમજ સંખ્યામાં અદ્દભુત પ્રગતિ થશે એવી આશા રહે છે.

---

## ચોકીની શરતો

[ મ. ગાંધીજી

( ૧ ) સીધો કે આડકતરો બળાત્કાર ન થવો જોઇએ.

( ૨ ) ધમકીનો દેખાવ ન થવો જોઇએ, તેથી એક જ સ્થળે એક વખતે પાંચકથી વધારે ચોકીદારો ન હોય.

( ૩ ) વિવેકસરી વિનવણી કરવા અને પત્રિકા વગેરે વહેંચવા ઉપરાંત કંઇ ન થવું જોઇએ.

( ૪ ) વિદેશી કાપડના વેપારીઓ વચનભંગ કરે તેને માટે મહાસભાસમિતિઓએ દંડ ન લેવો જોઇએ.

( ૫ ) વિદેશી કાપડ ખરીદનાર સામે પોકારો ન થવા જોઇએ.

( ૬ ) ખરીદવા આવનારની આસપાસ સાંકળ ન કરવી જોઇએ.

( ૭ ) વિદેશી કાપડ લઈ જનાર ઘરાક અથવા ગાડીનો રસ્તો રોકાય એવી રીતે આડા સુવું ન જોઇએ.

# કલકત્તાની ગુજરાતી સ્ત્રીશક્તિ

લેખક: સ્વ. અંબાલાલ નૃ. શાહ

સંસ્કારસમૃદ્ધ બંગાળી સ્ત્રીજીવનના વિકાસની સાથે ગુજરાતી સ્ત્રીજીવન જ્યારે પડદા પાછળ ધકાતું હતું, ત્યારે આજના સત્યાગ્રહના વેગવાન્ પ્રવાહો બધે ફરી વળ્યા નહોતા. કલકત્તાની અંદર સ્ત્રીઓનામાં એકલાં બહાર નીકળવાની તથા મુંબઇની જેમ ઘરગથુ બધાં બહારનાં કામો પતાવી લેવાની શક્તિ નથી, એમ કહેવા કરતાં કલકત્તાના હિન્દુ સ્ત્રીજીવનની મર્યાદા અંકુશિત હતી એને કારણે તેમના જીવનનો વિકાસ માત્ર આલસ્ય સેવવા સિવાય બીજામાં નહોતો એમ કહી શકાય.

સાધારણતઃ બધે નોકરોથી કામ કરવાનું હોવાથી, ખાનપાન અને એક ઘેરથી બીજે ઘેર ઘૂમવા તથા પ્રમાદમાં યેનકેન પ્રકારેણ વિતંડાવાદમાં તેમનુ જીવન આજે પણ પસાર થતું હોત; પરંતુ કલકત્તાના સ્ત્રીજીવનમાં અજબ ચમકારનું તે જ પ્રકાશ્યું ત્યારથી એમનાં દિદાર બદલાયાં અને આખા જીવનમાં એકદમ કાયાપલટો થયો. સૌ. સૌદામિની મહેતા, પોતે સંસ્કારી અને સુધારક રમણભાઇ નીલકંઠના પુત્રી હોવાથી, તેમજ મું. વિદ્યાપીઠનાં સ્નાતિકા હોવાથી એઓ પોતે પ્રચલિત પ્રવાહમાં કેમ તણાઈ શકે ? માનીએ કે એમનો અને એમના જેવા બીજાં સંસ્કારી બહેનોનો ઉગ્ર તનમનાટ બીજી બહેનોના વિકાસના સાધક બન્યો. એ ક્ષણ કલકત્તાના સ્ત્રીજીવનના વિકાસમાં કાયમ સ્થાન લેશે, એમાં શક નથી.

એટલે સૌ. કેસરબહેન ભીમાણી તથા સૌ. સૌદામિની મહેતા સંયુક્ત મંત્રીઓ રહી, ગુજરાતી સ્ત્રીમંડળનો શુભારંભ થયો. જ્યાં સંસ્કાર અને વિકાસ માટે કોઇ મંડળ નહોતું ત્યાં જેવી રીતે આશા રાખી શકાય તે કરતાં પણ વિશેષ ઉત્સાહથી કામનો આરંભ થયો. શિવણ, ભરત ગુંથણ અને રેંટિયા કલાસની સાથેજ જેઓ ગુજરાતી ભાષાના અભ્યાસ ઉપરાંત આગળ વધેલા હોય અને જેમને અંગ્રેજી જ્ઞાનની જરૂર હોય, તેવી બહેનો માટે અંગ્રેજી વર્ગ પણ ખોલવામાં આવ્યો. સુભાગ્યવશાત્ આ કાર્યને પ્રેરણા પાઇ શકે તેવાં પ્રમુખ ઉપપ્રમુખપણ ઠીક મળી આવ્યાં. પ્રમુખ સૌ.ચંદાબહેન તથા ઉપપ્રમુખ સૌ. જડાવલક્ષ્મી બહેન આ દિશામાં એવી નિયમિતતાથી કામને સરાડે પાડવા લાગ્યાં કે જેથી કરીને ઉપર જણાવેલા વર્ગોને માટે સુયોગ્ય શિક્ષિકા બહેન પણ મળી આવ્યાં. સૌ. ધનલક્ષ્મી પરીખ પોતે મેટ્રિક હોઇ આ કામ વધારે દીપવા લાગ્યું અને કલકત્તાનું નારીમંડળ અહીં ઉભરાવા લાગ્યું. બંધ બારણે તથા પુરુષોથી જુદા રહી કામ કરવાની પદ્ધતિ હોવા છતાં તેથી જે શ્રીગણેશ મંડાયા, તેથી ઉત્તરોત્તર પ્રગતિનાં બી વવાયાં.

પણ સ્ત્રીજીવનની ઉષા પ્રગટાવવામાં સત્યાગ્રહ ચળવળે જે વેગ આપ્યો તે અનનુભૂત ગણાશે. લાજ મરજાદના કલુષિત અને સંકુચિત વાતાવરણમાંથી કલકત્તાના સારા ગુજરાતી નારીસમાજનો ઉદ્ધાર કરવાનો બે મંત્રી બહેનોનો જે એકજ આશય હતો અને એ રીતે પુરુષની દુનિયામાં ડોકિયું કરાવવાનો

વિચાર હતો, તેથી આગળ નીકળી આવવાને– પુરુષોની આંકી આપેલી 'લાઇન દોરી' તોડવા માટેનું એક આગળનું પગલું ભરવાનો અવસર તો મહાત્માજીની ચળવળે જ આપ્યો.

સૌ. સૌદામિનીને પોતાના નવયુગને બંધબેસતા વિચારોને વેગ આપવામાં તથા ખાદી પ્રતિનો તરવરતો પ્રેમ, શ્રીમંત હોવા છતાં સાદાઇને કુદરતી રીતે વરેલાં ખાદીભક્ત ઉપપ્રમુખ બહેન સાથેની એકસંપી અને સહાનુભૂતિથી સ્વદેશસેવાની ઉષ્મા મળવી જોઇએ તે આખરે મળી રહી. ઘણીક વખતે એવું બને છે કે અંતરમાં છૂપાઈ રહેલી શક્તિ અવસર વિના બહાર આવતી નથી, એટલે પોતે શક્તિમાન હોવા છતાં, પોતે પોતાને અશક્તિમાન માની ભક્તિભાવનો વિકાસ થઇ શકતો નથી. અને એમ પણ બની જાય છે કે પ્રસંગ નહિ મળવાથી એ અમૂલી શક્તિ વેડફાઈ જાય છે અને ફોરમતી સુવાસનો સરસ લ્હાવો વણ અનુભવ્યો રહી જ જાય છે:

Full many a gem of purest ray serene.

કેટલાંય નારીરત્નો, જો આ સત્યાગ્રહ ચળવળ ન હોત તો દટાઇ રહેત અને જે સુંદર જાહેરાત એ સ્ત્રીશક્તિની થઈ શકી છે, તે થવાનો આવો અમૂલો પ્રસંગ ન જ આવત. માત્ર ઘરમાં ગૂંથાઈ રહેવાની અને તેની ચાર દિવાલોમાં વસતી પ્રજા એટલે સારા જગતનું વિશાળ ક્ષેત્ર અંકાઇ જાય છે, એમ માનનારી નારી આજે કેટલી પૂજ્ય અને શક્તિશાલિની સિદ્ધ થઇ ચૂકી છે, એ જોતાં નારીસ્વાતંત્ર્યના વિરોધીઓ ચૂપ બની જાય એમ છે.

કલકત્તામાં પણ એમજ બન્યું. બહાર ડગ મૂકવામાં ગભરાતી સ્ત્રીઓ, અમજાના છાપમાંથી વિમુક્ત બની સજાગ થઈ અને મલભલા અમલદારોને તેજવાન જવાબ આપી શકતી થઇ એ આ યુગનોજ પ્રભાવ આંકી શકાય. બંગાળી સ્ત્રી-સમાજની સંસ્કૃતિ આગળ નીચું જોવું પડે એ સ્થિતિને ક્યાંય વટાવી જનાર ગુજરાતી સ્ત્રીઆલમે મોખરે રહી, **ગુજરાતી** નામ પંકાવ્યું કર્યું. એ પણ એ ગુજરાતી સ્ત્રીમંડળનાજ પ્રતાપે. ગુજરાતી ધર્મસ્વને ઓપાવનાર અહીંના સ્ત્રીવર્ગે, ઘેરઘેર ફરી વળી ખાદીનો જબરદસ્ત ઉઠાવ કરાવીને જ નિરાંત ન લીધી. જેમ શેરને માથે સવાશેર પાકે તેમજ એક એકથી ચડિયાતી કાર્યશક્તિ ધરાવનારી યુવતીઓનો તનમનાટ સ્વરાજપંથે વળ્યો અને પરિણામ એ આવ્યું કે 'ગુજરાતી સેવિકાસંઘ' સ્થપાયો.

ઉક્ત સંઘનું કાર્યક્ષેત્ર પણ કંઈ મર્યાદિત નહોતું. જેણે કદિયે પુરુષોના મંડળનો અનુભવ લીધેલો નહિ તેણે તેમની કાર્યવાહી વણલખી હોવા છતાં કૃતિમાં એવી અજબ સ્ફૂર્તિથી ઉતારી કે કલકત્તાનો ગુજરાતી સમાજ ગર્વિષ્ઠ ડોકે ઉંચું જોઇ શકે, એવી સ્થિતિ આવી ઉભી.

સૌ. હીરા વ્યાસ, પોતાના પતિ ડૉ. વ્યાસની ઉત્તેજના અને ચોવીશ કલાકની સતત મદદથી બહાર આવ્યાં અને મંત્રીપદ શરૂઆતમાં સૌ. બચુબહેન વસંતના હાથમાં આવ્યું ત્યારથી જ તેમના કાર્યમાં ખંતથી આવેગ આવતો થયો હતો. પરંતુ સરકાર આ વિરોધી કાર્યપ્રદેશનો વિસ્તાર થતો જોઇ તે કેમ સાંખી શકે ? પરિણામ એ આવ્યું કે એમને જેલ સિધાવવું પડયું. સૌ. હીરા વ્યાસ આથી મંત્રીપદ પર આવ્યા; પરંતુ તુરતમાં જ તેમને ગુજરાતમાં જવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં એક પ્રખર ખંતીલા બહેન સૌ. હેમકુંવરબહેને તે પદ શોભાવ્યું. તેઓ મંત્રી બન્યાં ત્યારે સેવિકાસંઘમાં દશ જ સભ્યો હતાં; પરંતુ પોતે એક અજબ

પ્રતિભાશાળી વ્યક્તિ હોઇ અને મિલનસાર સ્વભાવને લઇ સૌને ટુંક વખતમાં પ્રિય થઇ પડયાં અને જે ક્ષેત્ર વણખેડાયલું ગણાતું હતું તેમાં દશની જગ્યાએ ૧૬૦ સભ્યો જેવડી સંખ્યા થઇ ગઇ. જો હેમકુંવરબહેન આ પદ પર ઠેઠ લગી રહી શકયા હોત તો કલકત્તાની સ્ત્રીશકિતનો આથી સુંદર પરિચય પામવાનું પણ બની શકત.

જેટલો વખત સૌ. ધનલક્ષ્મી પરિખ, જેઓની પિછાન આગળ ઉપર ગુજરાતી સ્ત્રીમંડળનાં શિક્ષિકા તરીકે અપાઇ ગઇ છે, તેઓ 'સેવિકાસંઘ'ના પ્રમુખ રહ્યાં, તેટલો વખત તેમણે તેમની વિદ્વતા અને અનુભવથી આ સંઘનો વધુ વિસ્તાર કરવામાં તનતોડ મહેનત કરી હતી, પરંતુ તેઓ પોતે વધુ કરી શકે છે, એનો પરિચય જનતાને થાય તે પૂર્વે તેમણે રાજીનામું આપી દીધું.

બહાર તો કામના ગંજ ખડકાયા હતા અને નજર પહોંચાડી પહોંચે એમ નહોતું; છતાં પણ જે હિમ્મત અને ધગશથી બહેનોએ સાથ આપ્યો, તે પ્રશંસનીય હતો. અને એ ફનાગીરીનો ઉદાર પંથ હતો. 'પિકેટિંગ'માં સ્ત્રીઓ શું સમજે ? પણ ભણે-લાને ભણતાં જેની ગમ ન પડે કે વાર લાગે છે, તે આજે વિરાટ્ યુદ્ધક્ષેત્રમાંથી સ્વાનુભવના પાઠ ઉત્સાહપૂર્વક ભણતાં હતાં. મહાસભાની દેશને હાકલ હતી કે આજે સ્ત્રીઓ પડદામાં ન રહી શકે; પણ તેમનું કૌવત બતાવવાનો અદ્ભુત પ્રસંગ હતો. એટલુંજ નહિ પણ પ્રાચીન કાળથી ગવાતી આવતી કીર્તિને-કેસરીયાં કરતી યુવતીઓની વાતોને-આજે તાજી કરવાનો અણમૂલો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. જે સ્વપ્નની વાતો હતી તે સાચી કરી બતાવી દુનિયાને વિસ્મયાન્વિત કરવાની હતી એમ કહીએ, એના કરતાં માત્ર પશુતા પર મુસ્તાક રહેનાર પ્રજાને આત્મિક બલનો સાક્ષાત્કાર કરાવી આપવાનો હતો. આ કાર્યમાં બંગાળી સ્ત્રીઓનો પૂરતો અને સંતોષકારક સાથ હતો; પરંતુ તેમની ફરજ ગુજરાતની જન્મભૂમિને દીપાવવાની હતી એટલે બંગાળી સ્ત્રીઓ કાર્યક્ષેત્રમાં બહાર આવે, તે પૂર્વે પોતાનો નાક રાખવાનું એઓ ભૂલ્યાં નથી જ. આ એક ગુજરાતી અસ્મિતાનો પ્રસંગ છે. કલકત્તામાં વસતી ગુજરાતી વસ્તી, બંગાળી વસતીને હિસાબે નહિ જેવી ગણાય; છતાં એક વખત પોતાના કર્તવ્યને સમજી લીધા પછી ચ્યૂત નહિ થનાર ગુજરાતી યુવ-



**સૌ. જડાવલક્ષ્મી રામજી હંસરાજ,**
કલકત્તા ગુજરાતી સ્ત્રીમંડળના ઉપપ્રમુખ

તીઓને ધન્યવાદ ઘટે છે કે તેમણે જેલ જવાની પહેલ કરી સ્ત્રીશક્તિનો પરચો બતાવ્યો. કલકત્તાની સ્ત્રીપ્રવૃત્તિમાં જ્યાં જોશો ત્યાં ગુજરાતી સ્ત્રીશક્તિ નજરે ચડતીજ અને સૌ. સૌદામિની મહેતા, એક વખત તકલી હરિફાઇ સારા કલકત્તા માટે ગોઠવાયલી તેમાં તેઓએ પ્રમુખ તરીકે રહી જે સુંદર છાપ પાડેલી તે ગુજરાતી ગૌરવને શોભારપદ ગણાશે. 'ગુજરાત સેવિકાસંઘ' માં તેઓ પોતે અગત્યની પદવી પર હોત તો મને ખાત્રી છે કે ઉક્ત સંઘ જે કાર્ય બતાવી શકેલ છે તેને વધારે વ્યવસ્થિત, વધારે સુંદર અને વધારે પ્રેરક બનાવી શક્યાં હોત.

પણ આ પૂરતું નહોતું. પ્રભાતફેરી પણ સરકાર સહન ન કરી શકે તો 'ગુજરાત સેવિકાસંઘ' કેમ સાંખી લે? ઉત્સાહને જરા પણ ઓસરવા દીધા સિવાય, કાર્યક્રમને જરાય હટવા દીધા સિવાય અને નિરાશાને ક્યાંય ધકેલી મૂકી એક પછી એક કાર્યો રજૂ થતાં ગયાં. પ્રભાતફેરી, 'પિકેટિંગ', ખાદી-ફેરી વગેરે દિશાનાં કાર્ય વેગવાન કરી મૂક્યાં. જેઓ આ મંડળમાં હજી લગી જોડાવાં બાકી હતાં તે સૌ જોડાયાં અને આ પાર વિનાના ઉત્સાહ ઘોધ આગળ સરકારે પણ પકડાપકડી ચાલુ રાખી આ જાતની ધમ્માચકડી એવી રમણે ચડી કે કોઇને આ સિવાય બીજું કશું સૂઝતું જ નહિ. અને સૂઝે પણ કેમ? આનું પરિણામ એ થયું કે બચુબહેન વસંત, ગોદાવરીબહેન, મિટ્ઠીબહેન, છબલબહેન, અમૃતબહેન, સરસ્વતીબહેન, સુરજબહેન, વગેરે ત્રીશેક બહેનો એક પછી એક સરકારની મહેમાન બની ચૂકી.

પરંતુ આટલું બસ નહોતું. વિદ્યાર્થી જગતમાં તેમના ભણતર વિષે સ્થિત્યંતર થયું હતું અને એથી એમના માનસમાં જે પ્રતિબિંબ પડ્યું તેનું પરિણામ એ થયું કે કુમારિકા સંઘ અને વાનરસેના એવાં બાળક બાળિકાનાં બે નવાં મંડળો અસ્તિત્વમાં આવ્યાં. રતનબહેન જેઠીની બાહોશી રજેરજ જાણે તેમની પુત્રી પદ્માવતીમાં ઉતરી હોય તેમ નાની વય હોવા છતાં પણ અને ગુજરાતી ચાર ચોપડી જેટલું જ જ્ઞાન હોવા છતાં પણ જે અજબ સ્ફુર્તિ એણે બતાવી એથી કુમારિકા સંઘનું મંત્રીપણું શોભી ઉઠ્યું. કુ કુસુમ પણ આજ કોટિમાં આવી શકે છે અને એવી રીતે સરકારને બત્રીસલક્ષણાંનો ભોગ આપવાની બધી વ્યવસ્થિત તૈયારી થઇ ગઇ હતી.

સરકારનો છેલ્લામાં છેલ્લો રોષ કલકત્તામાં આઝાદ મેદાનમાં રાષ્ટ્રધ્વજ વંદન વખતે વ્યક્ત થયો છે, જે વખતે વ્યવસ્થિત રીતે નીકળેલા સ્ત્રીઓના જબરદસ્ત સરઘસે દેખાવ આપ્યો હતો અને સરકારના લાઠીરાજને હસતે વદને વધાવ્યો હતો.

ગુજરાતી રમણીઓ આવી રીતે તનતોડ મહેનત ખડે પગે આપી રહી હતી. એ જોતાં સરકારને મુંબઇની જેમ કલકત્તા ખાતે પણ જબ્બર પીછેહટ કરવી પડશે, એનાં સ્પષ્ટ ચિહ્નો દેખાવા લાગ્યાં. એજ અવસરે ગાંધી-ઇરવિન સંધિ થતાં બધું ઠારે પડ્યું.

યુદ્ધનાં પડઘમ જ્યારે વાગતાં હોય છે, ત્યારે આગળ પાછળનો કોઇને કશો વિચાર આવતો નથી; પરંતુ શાન્તિ પથરાતાં અનેક રાગ ઉત્પન્ન થાય છે; પરંતુ એ સંભળાતો કોલાહલ કંકાસનો નથી હોતો ભાવિ વ્યવસ્થિત કાર્યક્રમનો હોય છે, એટલે વસ્તુસ્થિતિ એવી બને છે કે જુધ્ધે ચડેલી વીરાંગનાઓ યુદ્ધપ્રિય હોઈ શાન્તિ સામ્રાજ્ય નાપસંદ કરે છે દેશની આઝાદી માટે મથતી વીરાંગનાઓના આ અભિલાષો સિદ્ધ કરવા ગાંધીજી

આજે મોખરે છે અને મહાસભાના ભવિષ્યના આદેશ મુજબ સૌ કોઇ તૈયાર હો !

ભાવિ કાર્યક્રમના ઘડતરમાં સૌએ સૌનો શ્રમ ઠાલવવાનો છે એટલે અતિ સાનિધ્યમાં રહેલ યુદ્ધને માટે સૌ સરંજામ સાથે કટિબદ્ધ થવાની હવે અનિવાર્ય જરૂર છે.

ગુજરાતી સ્ત્રીશક્તિનો સ્વાનુભવ સૌને મળી ગયો છે, એટલે નારીપ્રગતિ અનિવાર્ય છે. પણ ન્યૂનતાઓ વીણી લઈ, શંકર જેમ હળાહળને ગળે ઉતારી જઇ નીલકંઠ બન્યા, તેમ મહિલાઓ ' અબળા ' નામના કલંકને સદંતર ધોઇ નાંખવા માટે જલદ દુઃખાનુભવો લેવા તૈયાર હો !



## સ્ત્રીસેવિકાની જરૂર

ભીલ સેવામંડળ (દાહોદ)ને ભીલ બાલિકાઓને માટે બાલિકાશ્રમ ચલાવી શકે, તેવાં એક બ્હેનની તાત્કાલિક જરૂર છે. વ. ફા. ટ્રેઇન્ડ સીનીઅરની પરિક્ષાઓ પસાર થયેલા યા અનુભવી સંસ્કારી બ્હેન ઉમેદવારી કરી શકશે. વેતન લાયકાત પ્રમાણે માસિક રૂ. ૪૦-૫૦ સુધી. આ સંબંધી પત્રવ્યવહાર અ. વિ. ઠક્કર, ભીલ સેવામંડળ, દાહોદ, ( પંચમહાલ ), એ શીરનામે કરવો.



## સ્ત્રીની અવગણના

[ મ. ગાંધીજી

' નિઃશસ્ત્ર લડનારા રાષ્ટ્રની શક્તિ 'ને સ્ત્રીની દશાની સાથે સરખાવીને લખનારે અહિંસાની અને સ્ત્રીની અવગણના કરી છે. સ્ત્રીને જો પુરૂષે નીચોવી ન હોત અથવા સ્ત્રી ભોગમાં પડી પુરૂષને વશ ન રહી હોત તો સ્ત્રી પોતાની અનંત શક્તિ જગતને બતાવી શકત. આ લડાઇમાં તેણે પોતાની શક્તિની થોડી ઝાંખી કરાવી છે. જ્યારે પુરૂષોના જેટલોજ અવકાશ સેવાકાર્યને સારૂ તે મેળવી લેશે, પોતાની સંઘશક્તિ વધારી મૂકશે, ત્યારે આ દેશને અને જગતને તેની અદ્ભુત શક્તિનું દર્શન થશે.

**'નવજીવન'**, તા. ૩-૫-૩૧



## બહાદુર સ્ત્રીઓ

[ મી. એચ. એમ. બ્રેઇલ્સફર્ડ

'પુરૂષો કરતાં સ્ત્રીઓએ ધીરજવાળી અને હિમ્મતવાળી શ્રદ્ધાની વધારે શક્તિ બતાવી છે.' આ હિન્દી સ્ત્રીઓ પોલીસના હુમલા અગર કેદખાનાની યાતનાનું જોખમ ખેડે છે, એટલુંજ નહિ, પણ એ કરતાં વધુ આકરાં કામો કરે છે. આ સદાયે રક્ષાયલી હિન્દુ સ્ત્રીઓને ગંદા લત્તાઓનાં પીઠાં પાછળના દરવાજા ઉપર ચોકી કરતાં જોઇએ છીએ. તેઓ ગંદી જગ્યામાં દારૂડીઆનાં અપમાનો સહી લેતી આઠ આઠ કલાક સુધી એકલી બેસશે.



# જેલપિંજરમાં

લેખિકાઃ સૌ. હંસા મહેતા બી. એ.

જગતના ઇતિહાસમાં આપણી છેલ્લી લડાઇ અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કરશે કારણ કે તેનું મુખ્ય અંગ અહિંસાનું અમોઘ શસ્ત્ર હતું. મરવાની અને મારવાની એ લડાઇ ન્હોતી. સ્વરક્ષણને કાજે એક આંગળી સરખી પણ ઉંચી કર્યા સિવાય જીવન ઝુકાવી દેવાના આપણા સૈનિકોને પાઠ પઢાવવામાં આવ્યા હતા. સ્વદેશને કાજે આવી રીતે પ્રાણ પાથરનારાઓ મહાન વિરલાઓ હોય છે. પણ આ નિઃશસ્ત્ર જંગમાં એક અદ્દભૂત હકીકત તો એ બની છે કે હિન્દુસ્તાનની જે સ્ત્રીશકિત આજ સુધી બ્હીકણ, અજ્ઞાન, ચગદાએલી અને બીજી અનેક રીતે ઉતારી પાડવામાં આવેલી હતી તે સમયને સુયોગ્ય ઝળકી ઉઠી હતી, એટલુંજ નહીં પણ પુરૂષોની પડખે ઉભા રહીને તેણે દુશ્મનના ઘાવ સરખે હીસ્સે ઝીલ્યા હતા. હિંદી સ્ત્રીઓએ દેશની હાકલને અજબ ઉત્સાહ ને ખંતથી ઝીલી લીધી હતી તે જોઇને એક યુરોપીય સન્નારીએ કહ્યું હતું કે, " હિંદી સ્ત્રીઓ શતકોના શતકો આગળ વધી ગઇ છે. " અને હું પણ જે જે બ્હેનોએ પોતાના સૈકા જૂના પડદાઓ બહાદુરીથી ચીરી ફેંકી દઇને જંગમાં ઝુકાવ્યું હતું, જે જે બ્હેનોએ ઉન્હાળાના પ્રખર તાપમાં તપતાં કે વર્ષાની વીંઝાતી ઝડીઓમાં નીતરતાં મહાત્મા ગાંધીએ ત્હેમને સોંપેલું કામ નિર્ભયતાથી જારી રાખ્યું, અને જે બ્હેનોએ પોતાનો દેશ સ્વતંત્ર થાય એટલા માટે કારાવાસને સહર્ષ અપનાવ્યો, તે સહુ બ્હેનોને મ્હારાં અભિનંદન આપું છું.

એક યા બીજા કારણે આખાયે હિંદમાંથી લગભગ એક હજાર સ્ત્રીઓને જેલની દિવાલોમાં પૂરવામાં આવી હતી. જો એ દરેક બ્હેન પોતાનો હિંદુસ્તાનમાંની જૂદી જૂદી જેલોનો પૃથક પૃથક અનુભવ લખે તો તો એક રસભર્યું પુસ્તક થાય. ઘણે ભાગે દરેક જેલમાં જૂદું જૂદું અનુભવવાનું મળે છે. મ્હારા અનુભવો મુંબઇની આર્થર રોડ જેલનાજ છે અને મ્હારે જે કંઇ થોડું ઘણું કહેવાનું છે તે એ જેલ પૂરતુંજ છે.

## વર્ગણી.

કેદીઓની વર્ગણી માટે ઘણું કહેવાઇ ગયું છે. એ ઉપર મ્હારે વિસ્તૃત વિવેચન કરવાની જરૂર રહેતી નથી. મને લાગે છે કે રાજકીય કેદીઓએ હાલની પ્રણાલિકા અનુસાર અ, બ ને ક વર્ગમાં વ્હેંચાઇ ન જતાં પોતે પોતાનોજ એક અલગ વર્ગ બનાવવો જોઇએ. બીજા ગુન્હેગાર કેદીઓ કરતાં એમના પ્રત્યે નીરાળું વર્તન ચલાવવામાં આવતું હોવું જોઇએ. આ બીજા ગુન્હેગારો બ અને ક એમ બે વર્ગમાં વ્હેંચી નાંખવામાં આવ્યા હોય છે, અને તેમાંથી યુરોપીઅનોને અને ગોરી ચામડીવાળા એંગ્લો-



સૌ. સ્નેહલતા હઝરત
૧૯મી વિગ્રહ-સભાનાં પ્રમુખ



શ્રી. ડાહીબ્હેન દેસાઇ
ઉપનગર છાવણીના
સરમુખત્યાર



શ્રી. ખુરશેદ બહેન
હિંદના દાદાના દોહિત્રી



સૌ. વીરબાળા દીક્ષિત
૧૭મી વિગ્રહ-સભાના ઉપપ્રમુખ



કુ. દિલશાદ સૈયદ
કોન્ગ્રેસ પત્રિકાનાં તંત્રી



સૌ. ભક્તિલક્ષ્મી દેસાઇ
ખેડાના સરમુખત્યાર



બ્હેન લીલાવતી આસર
બોરસદ પોલીસ અત્યાચારના ભોગ



બેગમ અસફઅલી
દીલ્હીના આગેવાન કાર્યકર્તી

ઇન્ડીઅનોને અચૂક બ વર્ગમાં મૂકવામાં આવ્યા હોય છે, જ્યારે હિંદીઓને ક વર્ગમાં મૂકવામાં આવ્યા હોય છે. જે રાજકીય કેદીઓને બ અને ક વર્ગમાં લાવ્યા હતા તેમને તે વર્ગના અન્ય ગુન્હેગાર કેદીઓ માફક જ ગણવામાં આવતા હતા.

અ વર્ગના કેદીઓને એક લોખંડનો ખાટલો, કાથીની પથારી, ચાદર, ધાબળી ચાર વાંસડાને છેડે બાંધેલી મચ્છરદાની, એક ટેબલ અને એક ખુરસી રાખવાનો હક્ક હતો; તેઓ પોતે ઇચ્છે તો પોતાની પથારી મંગાવી શકે. તેઓ પોતાનો ખોરાક જેલને બદલે બહારથી મંગાવી શકે. અઠવાડીઆમાં એક વખત ધોબીને ધોવા માટે કપડાં આપી શકે. એક સાથે તેઓ આઠ પુસ્તક વાંચવા રાખી શકતા અને એંગ્લો-ઇન્ડિયન અગર તો એવાજ સામ્ય વિચારવાળા બીજા હિંદી દૈનિકો તેઓ, અલબત્ત પોતાનેજ ખર્ચે, મંગાવી શકતા. મ્હને સાધારણ દૈનિક પત્રો ઉપરાંત "પંચ", "ઇલસ્ટ્રેટેડ લંડન ન્યુસ" અને "ઇન્ડીઅન સોશીઅલરીફોર્મર" મળતાં. પણ હજી પણ મ્હને સ્હમજ નથી પડતી કે શા માટે લંડન "ટાઇમ્સ"ની પરદેશ માટેની અઠવાડિક આવૃત્તિ મ્હને મળતી બંધ કરવામાં આવી હતી. અ વર્ગના કેદીઓને પોતાનાં સગાંસંબંધીઓને પખવાડીઆમાં એક વખત મળવાનો હક્ક હોય છે અને પખવાડીઆમાં એક કાગળ લખવાનો અને મેળવવાનો હક્ક હોય છે.

## બ વર્ગ

બ વર્ગના કેદીઓને એક કાથાની પથારી અને ધાબળી રાખવાની છૂટ છે. તેઓને પણ એક સાથે આઠ ચોપડીઓ રાખવાની છૂટ હતી પણ ફક્ત એકજ અઠવાડિક "ઇલસ્ટ્રેટેડ વીકલી ટાઇમ્સ ઓફ ઇન્ડિયા" સિવાય બીજાં કોઇ પત્રો મળતાં નહીં. તેમને મહિનામાં એકજ મુલાકાતનો હક્ક રહેતો અને કાગળ પણ મહિનામાં એકજ લખાતો કે મળતો. ત્હેમનો ખોરાક અ વર્ગ કરતાં જૂદો ન્હોતો પણ બહારથી મંગાવવાનો ત્હેમને હક્ક ન્હોતો. ખોરાકની ચીજો સ્હવારમાં મળતી. એ પાંઉ, માખણ, ખાંડ, દૂધ અને ચ્હા સ્હવારે આઠ વાગે મળતાં; દાળ ભાત અને એક શાક અગીઆર વાગે મળતાં; અને ફરી બપોરે ચાર વાગે ચ્હા ને દૂધ મળતાં. કેદીઓનો આ જાતિનો ખોરાક. કેટલીયે વાર જ્યહાંસુધી ઉપરી અમલદારનું ધ્યાન ખેંચવામાં ન આવે ત્યહાંસુધી એકનું એકજ શાક બનાવવામાં આવતું. આ પ્રમાણે સ્હવારે મળેલા ખોરાકમાંથી સ્હાંજે માટે રાખવું એમ અર્થ નીકળતો. પણ એને સ્હાંજ સુધી બરોબર ઢાંકી રાખવા માટે કોઈ યોગ્ય જગ્યા કે સગવડ ન્હોતી. એ ખોરાક ઠંડો ને ઠંડોજ ખાવો પડતો. તે ઉપરાંત પાંઉ કાપવા માટે કેદીને છરી ન્હોતી મળતી. ને વખતે રસોડામાંથી પાંઉ કપાઇને આવે તોપણ માખણ ચોપડવા માટેય છરી ન્હોતી મળતી. સાધારણ ગુન્હેગારોના હાથમાં તો છરી એક ભયભર્યું હથિયાર થઇ પડે, પણ અધિકારીઓ ખરેખર સ્હમજી શકશે કે રાજકીય કેદીઓ અને ત્હેમાંયે ખાસ કરીને જેનો ધર્મજ અહિંસાનો હતો તેઓ તો કોઇ પણ સંજોગોમાં છરીનો એવી જાતનો દુરૂપયોગ ન જ કરે. પણ જ્યહાં અજ્ઞાન અધિકારીઓ ચ્હા હલાવવા માટે ચમચો પણ ન્હોતા આપતા ત્યહાં એમની પાસેથી છરી વાપરવાની પરવાનગીની તો આશાજ ક્યહાંથી રખાય ? આરસી પણ એક ભયાનક ચીજ ગણાતી અને એ વાપરવા દેવામાં ન્હોતી આવતી ! જેમને સખ્ત મજુરી સાથેની જેલ મળી હતી તેમને જેલનાં કપડાં પહેરવાં

પડતાં. કપડાંમાં એક ચોળા ને એક સાડી મળતાં. તેમને સખ્ત કામમાં દોરડાં વણવાનું કામ સોંપવામાં આવતું.

## અવધિ

ક. વર્ગના કેદીઓને સૌથી વધારે દુઃખ હતું. તેમના સરસામાનમાં કાથાની એક ચટાઇ અને ધાબળી હતી. ત્હેમને બહારથી એકેય ચોપડી મળી શકતી નહીં તેમજ છાપાં પણ મળતાં નહીં. તેઓ તેમના સગાં સંબંધીઓને ત્રણ મહિને એકવાર મળી શકતાં અને તે પણ દસ જ મિનિટ. જ્યારે બીજાઓને વીસ મીનીટ મળતી. તેઓ પોતે તો કાગળ લખી શકતાજ નહીં પણ જો તેમને પોતાના સગાને કંઇ ખબર કહેવરાવવા હોય તો ઓફિસનો કારકુન તેમના વતી પોસ્ટ કાર્ડ ઉપર લખી મોકલતો. ખોરાકની બાબતમાં ત્હેમને સ્હવારે ૬–૩૦ વાગે કાંજી મળતી. સાડા દસે બાજરી કે જુવારનો રોટલો ને દાળ મળતાં. ચાર વાગે ફરી પાછો રોટલો અને કોઇ ગરમ શાક મળતું. તેમને ખરેખરી આપત્તિ તો બીજા ફોજદારી ગુન્હેગાર કેદીઓ સાથે એકજ ઓરડીમાં પૂરવામાં આવતા તે હતી. આ કેદીઓ સાધારણ રીતે સમાજના ઘણાજ હલકા વર્ગમાંથી આવેલા હોય છે અને તેમાંની કેટલીક તો વેશ્યાઓ હોય છે ને બીજી કેટલીક રસ્તા પર ભટકતી ભિખારણો હોય છે. એ આખો યે વર્ગ તદ્દન ગંદો રહેતો અને અઠવાડીઆમાં એકજ વાર, રવિવારે ત્હેમને ફરજીયાત ન્હાવું પડતું, ત્યારેજ ન્હાતાં અને કપડાં બદલતાં. આ ઉપરથી સહુ કોઇ કલ્પી શકે કે તે કેટલા ગંદા ને ગંધાતા હશે. આવી સ્ત્રીઓ સાથે આપણી સારા વર્ગની સ્ત્રીઓને સૂવું અને બેસવું પડતું ! મ્હારી હાજરીમાં એકવાર સુપરીન્ટેન્ડન્ટે મેટ્રનને કહ્યું હતું કે, ' રાજદ્વારી કેદીઓ અને બીજાઓની વચ્ચે કશો તફાવત રાખવાનો નથી. " જો કોઇ પણ સ્ત્રીઓએ પોતાના દેશના કારણે સહન કર્યું હોય તો તે આજ સ્ત્રીઓએ સહ્યું છે. આ બહાદુર બ્હેનોએ જે બલિદાનો આપ્યાં છે તેનાં મુક્તકંઠે વખાણ કર્યા સિવાય છૂટકો નથી.

## જેલની અંદર જેલ

યાર્ડ નં. ૧ અથવા સ્ત્રીઓનો વોર્ડ કે જે નામથી તે ઓળખાય છે તે જેલની અંદર જેલ જેવું છે. એ છેક ન્હાનકડી જગ્યા છે અને તેની ચારે બાજુ ઉંચી દિવાલો છે. તેમાં બે બેરેકસ છે. એક મુખ્ય બેરેક છે તેમાં ત્રણ ઓરડી (cell) છે અને એ દરેક ઓરડીમાં એક એક ન્હાવાની ઓરડી અને જાજરૂ છે. ક વર્ગના કેદીઓને ન્હાવા અને ધોવા માટે એક છાપરી છે. બીજા ન્હાના બેરેકમાં એકાંત સજાને માટે બે ઓરડી છે. કેદીઓને ચોગાનમાં હરવાફરવા માટે ઝાઝી જગ્યા ન્હોતી. બ અને ક વર્ગના કેદીઓને માટે તો આ ન્હાની જગ્યાની વપરાશ માટે પણ કેટલીક મનાઇઓ હતી બ વર્ગના પુરૂષ કેદીઓનો વોર્ડ અમારી બાજુમાં હતો. તેમના બેરેકને એક માળ પણ હતો. યુરોપીઅન કેદીઓને ઉપરના માળમાંજ રાખવામાં આવતા અને તેમાંના ઘણા ખરા તો હલકટ ગુન્હેગારો હતા. તેઓ દિવાલ ઉપરથી અમારા વોર્ડના પાછળના ભાગમાં જોઇ શકતા અને આવા ખરાબ માણસો આપણને જોતા હોય ત્યારે ત્યાં હરવું ફરવું પણ શાનું ગમે ? આજ કારણસર બ અને ક વર્ગના કેદીઓને ત્યાં ફરવાની સદંતર મનાઇ હતી. ચાલવાની એકજ કસરત અમને મળી શકે એવું હતું પણ તેમાં પણ પૂરેપૂરી કસરત માટે એટલી જગ્યા ન્હોતી અને ખાસ કરીને જ્યારે

અમારી સંખ્યા વધી પડી ત્હારે તો એ નામની જ થઈ રહી. રાજકીય જંગની ધમાલમાંથી મ્હને જે ત્રણેક મહિનાની નિરાંત મળી હતી તે આમ વીતી હતી. ૧૮×૧૮ ફુટની સમચોરસ ઓરડીમાં મ્હારી સાથે શ્રી પેરીનબ્હેન કેપ્ટન અને શ્રી લીલાવતી મુનશી હતાં. શરૂઆતમાં તો અમ્હને રવિવાર અને તહેવારના દિવસોએ સ્હાંજે સાત વાગે ઓરડીમાં પૂરી દેવામાં આવતાં અને સ્હવારે ૭ વાગે ઓરડી પાછી ખોલવામાં આવતી. રવિવારે અને તહેવારના દિવસોએ અમ્હને બપોરે ત્રણ ને ચારની વચ્ચે પૂરી દેવામાં આવતાં. પણ પછીથી જેમ જેમ દિવસ ટૂંકા થતા ગયા અને રાત્રિઓ લંબાતી ગઈ તેમ તેમ અમ્હને પૂરવાનો સમય વ્હેલો થતો ગયો અને દરવાજા ખોલવાનો સમય મોડો થતો ગયો.

## અવનવા અનુભવો

મ્હને જેલમાં કેટલાયે અવનવા અનુભવો થયા હતા. આ ટૂંકા લખાણમાં હું એ બધાયે નજ વર્ણવી શકું. અમ્હારે કેવા કેવા સંજોગોમાંથી પસાર થવું પડયું હતું એ દર્શાવવાને એક બે અનુભવો બસ થશે. પહેલો બનાવ સરકારે મુંબઈની ધારાસભાની ચુંટણીને માટે જે દિવસ નક્કી કર્યો હતો તે દિવસ સપ્ટેંબરની ૯ મી તારીખે બન્યો. કૉન્ગ્રેસે આ ચુંટણી સામે પ્રખર વિરોધ જાહેર કર્યો હતો અને મુંબઈની વોર કાઉન્સીલે મત નોંધવાના મંડપો ઉપર પીકેટીંગ કરવાનો નિરધાર કર્યો હતો. પરમેશ્વર પણ આપણી સાથે હતો અને વાદળાંઓએ વિરોધની ઝડીઓ ને ઝડીઓ એવી વરસાવી કે સરકારને પણ ચૂંટણી મુલ્તવી રાખવી પડી હતી. આકાશ તો જાણે અવનિ ઉપર ઉતર્યું હતું. કદીયે ન વરસ્યો હોય એમ વરસાદ તો વરસ્યેજ જતો હતો. અમ્હારી ઓરડીમાંયે ઝાપટો આવવા માંડી અને બારણાં વગરની સળીઆવાળી બારીઓમાંથી પાણી અંદર વહેવા માંડયું. ઉપર છતમાંથી પણ પાણી ચૂવા માંડયું. અને ઓરડીમાં ઠેર ઠેર પાણીનાં ખાબોચીઆં ભરાઈ ગયાં. સ્હાંજ પડી પણ તોફાન તો બહાર અવિરામ ઉછળતું હતું. ચોગાનમાં પણ પાણી ભરાતું હતું. એ એક ભયંકર રાત હતી—સાહસો કરવા યોગ્ય રાત હતી ને અમ્હેં પણ સાહસોનીજ વાતો માંડી હતી. અમ્હેં ૧૯૨૩ના જાપાનના ધરતીકંપની વાત કરી. આર્થર રોડ જેલમાં એનોજ એક ન્હાનો પ્રવેશ ભજવાશે એની આશા રાખ્યા વિના મ્હેં તે વખતના મ્હારાં સાહસોની વાર્તા કહી. બહાર ધુઘવતા તોફાન અને અંદર ટપકતાં પાણીમાં યે અમે ગમે તેમ કરી સુવાની વ્યવસ્થા કરી. મધરાતે એક મ્હોટા કડાકા સાથે પોપૈયાનું એક મોટું ઝાડ તૂટી પડયું. સ્હવાર પડી પણ હજીયે આકાશ તો આચ્છાદિતજ હતું, અને વરસાદ વરસ્યેજ જતો હતો. અમ્હારી બેરેક તો જાણે પ્રલયનાં પૂરે ઘેરાએલી નોઆહની હોડી ! પાણીયે ઉંચે ને ઉંચે ચ્હડયેજ જતાં હતાં, તે જો એક ઈંચ વધારે ચ્હડયાં હોત તો અમ્હારી ઓરડીમાં પ્રવેશ થઈ રહેત. જાજરૂની ગટર પણ અવ્યવસ્થિત થઈ ગઈ હતી ને ગટરોમાં પાણીનું જોસ હોવાથી પાણી નીચેથી ઉપર આવતાં હતાં. આમ અમને તો બેવ બાજુથી પ્રલયનાં ભણકારા વાગતા હતા. હંમેશાં ઓરડીનું બારણું સ્હવારે ૭ વાગે ખુલતું. પણ સપ્ટેમ્બરની દસમી તારીખે કલાક પછી કલાક પસાર થવા માંડયા પણ કોઈ બારણું ખોલવા આવ્યું જ નહીં. અમ્હેં ક વર્ગના કેદીઓની સ્થિતિ જાણવા એમને બૂમો પાડી. સારા નસીબે એમની કોટડી અમ્હારા જેટલી ખૂલ્લી અને અમ્હારી માફક ચૂતી નહીં

હોવાથી કોરી જ રહી હતી. પણ જો બહાર પાણી ચઢયું હોત તો એમની કોટડી પણ પાણીથી છલકાઇ જાત અને એમની પાસે તો બેસવાને ખુરસી કે ખાટલો પણ ન્હોતાં. તેઓ ખૂબ મુંઝાતાં હતાં ને તદ્દન ગભરાઇ ગયાં હતાં. વાટ જોઇજોઇને અમ્હેં થાકયા ને દૂધ આવ્યું ન્હોતું એટલે અંતે દૂધ વિનાની ચ્હા પીધી. હું પાછી ઉંઘી જવાનો વિચાર કરતી હતી ત્હાં પાણીમાં છબછબીયાં બોલ્યાં અને બે માણસો અમ્હારૂં બારણું ખોલવા આવ્યા. તે વખતે બરાબર દસ વાગ્યા હતા. તેઓ અમ્હારે માટે ચ્હા, દૂધ, સાકર ને પાંઉ ને માખણ પણ લાવ્યા હતા. ઝાડુ કાઢનારીઓ આવીને પાણી સાફ કરી ગઇ. અમારૂં ભાણું પણ જે સાધારણ અગીઆર વાગે આવી જતું તે છેક એક વાગ્યા સુધી આવ્યું ન્હોતું. અમને કંઇ ભૂખ પણ ન્હોતી અને પેરીનબ્હેને અને મ્હેં તો, ન્હાવાનું મળે એમ ન્હોતું, ને ન્હાયા વિના કંઈ ચેન પડતું નહતું એટલે આખો દિવસ ઉપવાસજ કરવાનું નક્કી કર્યું હતું. છેક સ્હાંજના પાંચ વાગે જેલર અમ્હને મળવા આવ્યો.

## ખીચોખીચ ભરતી

બીજો જાણવા જોગ બનાવ દિવાળી પછી તરતજ જ્યારે મુંબઇની બધી કોંગ્રેસ સંસ્થાઓને અને તેની સાથે જોડાએલાં દેશસેવિકા સંઘ વગેરે બીજાં મંડળોને મુંબઇ સરકારે ગેરકાયદેસર ઠરાવ્યાં ત્હારે બન્યો હતો. એક દિવસ સ્હવારમાં સુપરીન્ટેન્ડંન્ટે આવીને મેટ્રનને ઓરડીઓમાં બીજા કેદીઓ માટે જેટલી બને તેટલી જગ્યા તૈયાર રાખવા કહ્યું. અમ્હેં ખૂબ આતુરતાથી અમ્હારી સાથોસાથ લડનારાઓની વાટ જોઈ રહ્યાં. કંઇ કંઈ કલ્પનાઓ દોડાવવામાં આવતી. વખતે સરકાર બધી યે દેશસેવિકાઓની એક સામટી ધરપકડ કરવા ઇચ્છતી હશે, અને જો એમ બને તો આટલી ન્હાની જગ્યામાં એ બધાનો સમાવેશ ક્હાંથી થશે ! એટલા બધા સંઘના આગેવાનોને પકડવામાં આવે તો યે તે બધાને માટે પૂરતી જગ્યા ન્હોતી. તે વખતે અમ્હેં બે અ વર્ગ અને પાંચ બ વર્ગનાં રાજકીય કેદીઓ હતાં અને ક વર્ગમાં સાત બીન રાજકીય ગુન્હેગારો હતાં. કાયદા પ્રમાણે આખાયે વોર્ડમાં ૨૬ ક વર્ગના કેદીઓ રાખી શકાય ! મુખ્ય બેરેકમાં આવેલી ૧૮×૧૮ ફુટના માપની ત્રણ સેલમાં દરેકમાં આઠ આઠ અને બે એકાન્ત ઓરડીઓમાં એકએક. ( મ્હને આ એકાન્ત ઓરડીઓના ચોક્કસ માપની ખબર નથી પણ હું ધારૂં છું ત્હાં સુધી આશરે ૬×૬ ફુટનું માપ હશે. ) અ અને બ વર્ગના કેદીઓની બાબતમાં તો જાણે ત્રણ અ વર્ગના અથવા છ બ વર્ગના કેદીઓ એક ઓરડીમાં રાખી શકાય. આથી અ, બ ને ક ત્રણેય વર્ગ સાથે ગણત્રીમાં લઇએ તો વધારેમાં વધારે ફક્ત ૧૯ કેદીઓને માટે જગ્યા હતી. તે સ્હાંજે ૧૫ કેદીઓની એક ટુકડી આવી. તેમાંથી દસને બ વર્ગમાં અને પાંચને ક વર્ગમાં મુકવામાં આવેલ. એ દિવસમાં બીજા પણ કેટલાક આવ્યા. પરિણામ એ આવ્યું કે ત્રણ અ વર્ગના અને પાંચ બ વર્ગના મળી આઠ કેદી અમ્હારી ઓરડીમાં થયા. વચ્ચેની ઓરડીમાં દસ બ વર્ગના કેદીઓને પૂરવામાં આવ્યાં અને ક વર્ગની કોટડીમાં બારને પૂર્યાં હતાં. એકાન્ત ઓરડીઓમાં પણ દરેકમાં ત્રણ ત્રણને પૂર્યાં હતાં.

આમ અમ્હેં ઓગણીસની જગ્યાએ છત્રીસ જણાં પૂરાયાં હતાં. આ પ્રમાણે દસ દિવસ સુધી ચાલ્યું અને જો અમ્હેં વાંધો

ન ઉઠાવ્યો હોત તો કોણ જાણે ક્યહાં સુધી ચાલત. કેદીઓને ઓરડીઓમાં ગોંધવાને બદલે તેમને ઓસરીમાં સુવાની સગવડ અધિકારીઓ કરી શક્યા હેત. જે રવિવારે અમ્હે' ખૂબ કેદીઓ એકઠાં થયાં હતાં ત્યહારે અમ્હને જલ્દી ન પૂરવાનું કરી શકયા હોત. વિમેન્સ જેલ વીઝીટીંગ કમીટીનાં એક સભ્ય મુલાકાતે આવ્યાં હતાં. ત્હેમને મ્હેં આ અમાનુષી વર્તણુંકની ફરિયાદ કરી. પોતે બ્રિટિશ હોઇને અને સરકારી અમલદારની સ્ત્રી હોઇને સ્વાભાવિક એણે સરકારને તદ્દન બીનગુન્હેગાર ઠરાવવા પ્રયત્ન કર્યો અને વળી જાણે અમ્હેં અજ્ઞાન હોઇએ એમ અમ્હને જેલમાં આવવા માટે શિખામણ દેવા માંડયા. આવી કમીટીઓમાં સરકારી અમલદારોની સ્ત્રીઓને નીમવી જોઇએ ? અને જો નીમવામાં આવે તો આ બાઈ બોલ્યાં એ પ્રમાણે એમને બોલવાનો હક્ક અપાય કે ? તેઓને તો સરકારના એકેય પગલાંમાં કશુંય ખોટું નહીં દેખાય. મ્હેં આ બાઇનું ઓરડીઓમાં થતી ખીચોખીચ ભરતી તરફ ધ્યાન ખેંચ્યું. ત્યહારે ત્હેમણે જવાબ આપ્યો કે જ્યહારે આટલી બધી સ્ત્રીઓ જેલમાં જવાનું પસંદ કરે ત્યહારે સરકાર એમાં નિરૂપાય છે. મ્હેં ત્હેને કહ્યું કે જ્યહારે સરકારે એમને પકડયાં હતાં ને જેલમાં પૂર્યાં હતાં ત્યહારે એમને રાખવાની યોગ્ય સગવડ કરી આપવાની સરકારની ફરજ છે. વળી જો આટલા બધાને એક સાથે પૂરવા માટે બચાવની આજ દલીલ હોય તો તે પ્રમાણે તો કલકત્તાની " કાળી કોટડી " ને પણ, જો એ ખરેખર બનેલજ હોય તો, કોઈ ન્યાયપુરઃસરજ ગણે. ત્હેણે કહ્યું કે જો જેલનાં વર્તન સ્હામે ત્હમને આટલો બધો વાંધો છે તો સારા કુટુમ્બની સ્ત્રીઓને જેલમાં જવાની જરૂરજ શું છે ? મ્હેં કહ્યું કે એ વિચાર અમ્હારે કરવાનો છે, ને દેશને માટે ગમે તેવી અગવડો સહન કરવા અમ્હેં તૈયાર છીએ પણ જે સરકાર પોતાને સુધરેલી સરકાર તરીકે ઓળખાવે છે તેને અમ્હારા તરફ પશુ કરતાંયે હલકટ વર્તન ચલાવવું છાજતું નથી. વળી મ્હેં કહ્યું કે સારા કુટુમ્બની સ્ત્રીઓ જેલમાં જાય છે એ કાંઇ નવીન નથી કારણ કે ખુદ ઇંગ્લંડનીજ સ્ત્રીઓ મતાધિકાર માટે લડતી ત્યહારે જેલમાં ગઇ હતી. અને તે એકદમ બોલી ઉઠી કે હા, પણ ત્હમને ખબર હશે કે ત્હમારી સરખામણીમાં ત્હેમના તરફ કેવું ખરાબ વર્તન ચલાવવામાં આવ્યું હતું. મેં સ્હામે ટાણો માર્યો. ઇંગ્લંડ પોતાની સ્ત્રીઓ પ્રત્યેની વર્તણુંક માટે કોઇ દિવસ ગર્વ લઇ શકે એમ નથી. એ સન્નારીએ ધાર્યું કે વધારે સ્ત્રીઓ જેલમાં જતી અટકે એને માટે આ સુયોગ્ય સજા છે. અંગ્રેજોમાં કલ્પના ક્યાં છે ? એ લોકો જો એમ માનતા હોય કે કેદીઓને દુઃખ દેવાથી એમનામાંનો જુસ્સો નરમ પડશે તો તો એની ભૂલ જ થાય છે.

---

## દેશનો દ્રોહ ના થાય [ સૌ. શારદા મ્હેતા

દરેક હિન્દવાસીની ફરજ એ છે કે દેશનો દ્રોહ ના કરે અને એક પણ તાંતણો પરદેશી કાપડનો વેચાતો ના લે. જો આ પ્રમાણે માંગણી ઓછી થશે તો વેપારી મેળો વેપાર નહિ કરે. વિદેશી માલ બહિષ્કારનું શસ્ત્ર ખજાનાને કરવું તે સરળમાં સરળ વસ્તુ છે છતાં અત્યંત અસરકારક વસ્તુ છે તે વાત ભુલાઇ ન જવી લેઇએ. યુદ્ધ હોય કે યુદ્ધવિરામ હોય, સ્વરાજ્ય હોય કે બ્રિટિશનું રાજ હોય, આ વાત તો સદાને માટે સાચવવાની છે.

## બંગાળનાં સિંહ શ્રી. સેનગુપ્તાનાં આંગ્લ-પત્ની

# શ્રીમતી નેલી સેનગુપ્તા

લેખકઃ શ્રી. ભદ્રકુમાર યાજ્ઞિક

ભારતમાતાના મુક્તિ સંગ્રામમાં અનેક ભારતીય મહીલાઓએ આપેલા અપૂર્વ આત્મભોગની યાદ સાથે કેટલાંક વિદેશી નરનારીઓના આત્મભોગની યાદ તાજી થાય છે. મીસ સ્લેડ, શ્રીમતી એની બીસાન્ટ, શ્રીમતી કઝીન્સ વગેરે વિદેશી સન્નારીઓની અપૂર્વ સેવા માટે ભારતવર્ષ સદાય ઋણી રહેશે. સ્વામી રામ અને સ્વામી વિવેકાનંદના યોગમાર્ગની દીક્ષા લેનાર અંગ્રેજ અને અમેરિકન રમણીઓનાં નામ આપણે સાંભળ્યાં છે. રાજા રામમોહન અને શ્રી. કેશવચંદ્રસેનના બ્રાહ્મ ધર્મની દીક્ષા લેનાર વિદેશી નારીઓનાં નામ આપણી જાણમાં છે, પરંતુ ભારત પર જકડાયેલી ગુલામીની બેડીઓના અંકોડા તોડવામાં મદદ કરનાર સન્નારીઓ આજના યુગમાં આપણી દૃષ્ટીએ વધુ ઉપયોગી છે.



શ્રીમતી નેલી સેનગુપ્તા

શ્રીમતી નેલી બંગાળના દેશભક્ત શ્રી યતીન્દ્રમોહન સેનગુપ્તાનાં સહચારીણી છે. સ્વ. દેશબંધુ દાસના જમણા હાથ તરીકે શ્રી સેનગુપ્તાએ અનેક સેવાઓ કરી હતી. આજે તેઓ બંગાળી નવયુવાનોના માર્ગદર્શક હોઇ દેશના આગેવાનોમાં મહત્વનું સ્થાન ધરાવે છે. શ્રી સેનગુપ્તાની વિવિધ પ્રવૃતિઓમાં એમનાં અંગ્રેજ પત્નીની એમને ઘણી સહાય છે એમ શ્રી. સેનગુપ્તાએ પોતે અનેકવાર કબુલ કર્યું છે. શ્રીમતી નેલી જન્મથી અંગ્રેજ છે. સને ૧૯૦૯ માં કેમ્બ્રીજ યુનીવર્સીટીમાં શ્રી યતીન્દ્ર સેનગુપ્તા અભ્યાસ કરતા હતા તે વખતે મીસ. નેલી ગ્રેના સંપર્કમાં આવ્યા. તે પછી બન્ને વચ્ચે સ્નેહ બંધાતાં મીસ નેલી ગ્રે એનાં માતાપિતાની સંમતિથી સને ૧૯૦૯માં કેમ્બ્રીજ ખાતે શ્રી સેનગુપ્તા સાથે લગ્ન સંબંધથી જોડાયાં. એ પછી તરતજ શ્રી સેનગુપ્તા સાથે તેઓ કલકત્તા આવ્યાં હતાં. મૈયાના મુક્તિપથનાં સ્વપ્ન સેવતા પતિના વિપુલ જ્ઞાનભંડારનો સ્વેચ્છાએ ઉપયોગ

કરતાં નેલીને ભારતવાસીઓના મુક્તિ-સંગ્રામનું રહસ્ય સમજાયું. નેલી સમાન સહૃદય રમણીનું હૃદય ભારતના નિર્દોષ પ્રજાજનો પર ગુજરતા ત્રાસથી કંપી ઉઠયું; અને 'અંગ્રેજોને આ દેશ પર સત્તા ચલાવવાનો હક્ક નથી' એમ એક ધન્યપળે એમના અંતરમાં લાગી આવ્યુ. શ્રી. સેનગુપ્તાના દેશપ્રેમી સહવાસમાં આવી ભારતવાસીઓનાં દર્દ સમજી ગએલ શ્રીમતી નેલીએ એ પછી ભારતની મુક્તિ માટે દુઃખ સહન કરવામાં અને અંગ્રેજોનાં બેશરમ કાર્યો માટે જલદ વાક્ધારા વર્ષાવવાની એક પણ તક ગુમાવી નથી.

સને ૧૯૨૧માં દેશભરમાં અસહકારનાં પ્રચંડ આંદોલનો પ્રસરી રહ્યાં હતાં ત્યારે ભારતીય વસ્ત્રોમાં સજ્જ થએલ એક અંગ્રેજ અબળા બ્રિટિશ શાસનના સિંહાસન પર ખીલા ઠોકાય તેવાં કડક ભાષણો કરતી, ઢાકા, મીદનાપુર, બારિસાલ, અલીપુર, બનારસ વગેરે શહેરોમાં અને બંગાળના ચોવીસ પરગણાનાં ગામડામાં મધુર બંગાળી ભાષામાં બ્રીટીશ શાસનનાં અનિષ્ટો સમજાવતી ફરતી આંગ્લ અબળા ઘણા બ્રીટીશ અમલદારોની આંખમાં ખુંચતી. બંગવાસીઓ આ વખતે આ અંગ્રેજ મહિલા સામે શંકાની દષ્ટીએ જોતા. આ વખતનો એક પ્રસંગ શ્રીમતી નેલીની નિડરતા અને ભારતપ્રેમ બતાવવા પૂરતો થઇ પડશે.

અસહકારના કાર્યક્રમનો પ્રચાર કરવા શ્રીમતી નેલી ચટગાંવ ગયાં હતાં ત્યાં તેમને ક્ર. પી. કોની ૧૪૪ મી કલમ મુજબ ગામની હદ છોડી જવાનો કલેકટર મી. સ્ટ્રાંગે હુકમ આપ્યો. કલેકટરની લેખીત નોટીસનો અમલ કરવાનો ઇન્કાર કરતાં શ્રીમતી નેલીએ એક લાંબો અંગ્રેજી પત્ર કલેકટરને લખ્યો હતો. તેમાંથી કેટલાક શબ્દો એમનો ભારતપ્રેમ દર્શાવવા ઉતારીએ. શ્રીમતી સેનગુપ્તાએ કલેકટરને લખ્યું કેઃ " તમારી ૧૪૪ મી કલમનો શું અર્થ થાય છે તે હું સમજતી નથી. જનસમુહને એમના દેશનાં વસ્ત્રો અને વસ્તુઓ વાપરવાની સલાહ આપવી એ કોઇ પ્રકારનો ગુન્હો નથી. ઇગ્લાંડમાં પણ એ ગુન્હો નથી ગણાતો. તમારી પોલીસના બેવકુફી અને બેશરમીભર્યા વર્તન માટે હું દીલગીર છું. જનતાને એમના દેશના ઉદ્યોગોને ઉત્તેજન આપવાનું કહેવું એ શું પાપ છે ? ગુન્હો છે ? બ્રિટીશ અમલદારો હિંદમાં આવીને અસભ્ય બને છે એમ મારે માનવું પડે છે. જનતાને એના ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવાનું કહેવું એ ગુન્હો નથી. અને મહાત્મા ગાંધી અને હિંદી મહાસભા ના ફરમાન મુજબ તમારા હુકમને હું માન આપી શકીશ નહિ. "

સને ૧૯૨૧ પછીનાં દશ વર્ષ દરમ્યાન શ્રીમતી નેલી સેનગુપ્તાએ એમના પતિની પડખે રહી બંગાળની અનેક સેવાઓ બજાવી છે. જાહેર જીવનની જંજાળ માટે તેઓને ખાસ કંટાળો હોઇ તેઓ જાહેરમાં આવતાં એક પ્રકારનો સંકોચ અનુભવે છે. છેલ્લા રાષ્ટ્રયુદ્ધમાં શ્રી. નેલીએ બંગાળના સ્ત્રી સમુદાયનું નેતૃત્વ સ્વીકારી સર્વને આશ્ચર્યમુગ્ધ બનાવી દીધાં છે. શ્રી સેનગુપ્તાને સવિનય ભંગની લડતની શરૂઆતમાં છ માસની સજા થએલી. તે મુદ્દત પુરી કરી અલીપુર જેલમાંથી છુટયા પછી પં. જવાહરલાલને સ્થાને તેઓને રાષ્ટ્રપતિનું સ્થાન પ્રાપ્ત થયું. તે પછી થોડાક જ દીવસોમાં દીલ્હી ખાતે રાજદ્રોહી વ્યાખ્યાન કરવા માટે શ્રી. સેનગુપ્તાને પુનઃ ગિરફતાર કરવામાં આવ્યા. આ પછી શ્રી સેનગુપ્તાને દીલ્હી જેલમાં રાખવામાં આવ્યા. શ્રીમતી નેલીએ પણ પોતાના કાર્યક્ષેત્ર તરીકે દીલ્હી પસંદ કર્યું. એક જાહેરસભામાં શ્રીમતી નેલી વ્યાખ્યાન કરવા

છતાં એમ લાગીજ જાય કે. એનો આટલો બધો પ્રવાહ એ ગાડરિયો પ્રવાહ જ હોય. દેખાદેખીથી, બીજા કરે છે માટે કરવું એ વૃત્તિ સારામાં સારા ને વિચારશીલ પુરૂષ પ્રમદાઓમાં પણ ઓછે વત્તે અંશે તો હોય છેજ; જેમ મારા મુરબ્બી મિત્ર શ્રી કાકુભાઇએ (પુરૂષોત્તમ કાનજીએ) એક વેળા થાણા જેલમાં કહ્યું હતું કે આપણા સૌમાં ઓછે વત્તે અંશે મૂર્ખતા હોય છેજ. કોઇ કોઇ પળે આપણામાંનો દરેક બેવકુફીની મૂર્તિ સમો બની જાય છે. તેમ અંધ અનુકરણ શીલતા પણ આપણા વિદ્વાન ને વિચારશીલ વર્ગમાં ઓછે યા વધતે અંશે હંમેશ હોય જ. તેથી આવો ધસારો એ સમજી શકાય એવી વસ્તુ છે. છતાં સાથે સાથે કહેવું જ જોઇએ કે એ અજ્ઞાન અનામી સિપાઇને ફુલ ચઢાવવામાં તેઓ જે કરવું જોઇએ તેજ કરે છેઃ જાણ્યે અજાણ્યે પણ તેઓ કર્તવ્યજ બજાવે છે. કેમકે કોઈ પણ મહારથી કરતાં, કિચનર કરતાં કે વોન ટિરપિટઝ કરતાં, જોફ્રે કરતાં કે બીજા કોઇ પણ મોટામાં મોટા જનરલ કરતાંય આ અજ્ઞાન સિપાઇનો ત્યાગ એ વધારે સાચો ત્યાગ છેઃ એ વધારે સારી દેશસેવા છે. એ સેવા બજાવતાં એને નથી લક્ષ્મી મળી; નથી કીર્તિ વરી. એને વર્યું છે કેવળ મૃત્યુ. કેવળ બન્દુકની ગોળીએ એને વરમાળા પહેરાવી છે. એની કુરબાની શુદ્ધ હૃદયની દેશને ખાતરની જ છે. લડાઈમાં દેશ શા માટે ઉતર્યો છે તેની આંટીઘુંટી એ નથી જાણતો. કેવળ દેશને ખાતર મરવાનો મંત્રજ એ શીખેલો છે. ને તેમ એણે કરી બતાવ્યું છે. એટલે એનો ત્યાગ એ શુદ્ધ કુરબાની છે.

આપણું તો અહિંસક મહાયુદ્ધ હતું. એમાં કેટલીય બહેનોએ વૉરકાઉન્સીલનું પ્રમુખપદ શોભાવ્યું અને જેલ મહેલનો સ્વીકાર કર્યો. કેટલીય બહેનોએ પોતાની સરદારી હેઠળ અનેક બહેનોને દોરવી અને જે કાર્યક્રમ આજના યુગના કુશળમાં કુશળ મુત્સદ્દી અને પાકામાં પાકા વાણીયાએ કોઇ સુધન્ય પળની સ્ફુરણા-પ્રેરણા વડે તેમને માટે શોધી કાઢેલો તે પાર પડાવવા આગેવાની કરી. એ બહેનોનો ત્યાગ ઓછો નથી. એમની સેવા દેખીતી છે. એમનું શ્રાતન દીવાની જ્યોત જેવું છે. પરંતુ જે વાટ વિના દીવોજ નથી હોઇ શકતો-એ વાટનો ત્યાગ, એ વાટનું શ્રાતન એટલુંજ, બલકે એથી પણ તેજસ્વી છે. જે સેંકડો બહેનોએ તડકાતાપમાં, ક્રોએક્રોબ થતાં થતાં, દુઃખતે માથે-અને શેકાઇ જતે શરીરે ચોકીઓ કરી છે, બચ્ચાંને રખડતાં રઝળતાં મૂકીને-પોતાનાં પ્રાણપ્યારાં સંતાનોને છાતીથી અળગાં કરવા જેવો રમણીને માટે બીજો શો ત્યાગ હોય-પોતાના પતિને જાણી જોઇને-સમજી બુઝીને (કંઇ ફુવડાઇથી નહિ) ટાઢું શીળું ખાવાની, મોડું વહેલું ખાવાની અને બીજી અસંખ્ય અગવડોમાં ઉતારીને અને પોતે જાતે પણ ઉતરીને દેશની નોકરી ખડે પગે બજાવી છે તેમની કુરબાની, તેમનો ત્યાગ, તેમની આઝાદીની તમન્ના ખરેખર વધારેજ વંદ્ય છે. પોતે ગ્રેજ્યુએટ હોય, ઘેર રસોઇઓ નોકર હોય, પતિને ખૂબ સરસ કમાણી હોય તેમનો ત્યાગ આવી બહેનોથી સહેજે બીજે નંબરેજ ગણવો ઘટે. ખાસ કરી મેટ્રીક કે ગ્રેજ્યુએટ બહેન તો સ્વતંત્રતાનો ઇતિહાસ શીખેલી હોય, દેશને માટેની પોતાની ફરજનો ખ્યાલ તેણે નિશાળના શિક્ષણમાંથી મેળવ્યો હોય, નવી દૃષ્ટિ તેણે તો પ્રાપ્ત કરેલીજ હોય. પણ જેણે એ નથી પ્રાપ્ત કરી છતાં દેશનાં ફરમાનને સાંભળીને-દેશના જંગની હાકલ સુણીને વધારે વિચાર કર્યો વિના, આપણી ગુલામી, આપણી ગરીબી, આપણી કંગાલિયત, આપણી જંજીરોની જેને પાકી સમજ પણ

ન હોય એવી જે બહેનોએ મુંગે મોઢે, શાંત રીતે, ધાંધલ ધમાલ વિના, કીર્તિની લાલસા વિના દેશની લડતમાં પોતાનો ફાળો આપ્યો છે તેમનો ત્યાગ ખરેખર અતુલ છે, અજોડ છે. સુરતમાં પીઠાંઓ પર ચોકી કરવા કેટલીય ઘાંચી અને ગોલા બહેનો ( અત્યાર સુધીની તળપદી ભાષા લખું તો ઘાંચણો અને ગોલણો ) એ સ્હવારના છ છથી રાતના દશ દશ સુધી ખડે પગે ચોકીઓ કરી છે; ભૂખ તરસ, તડકો ટાઢ, સગવડ અગવડ કશું જોયું નથી; એ વાત જ્યારે જેલમાંથી આવ્યા કેડે મેં જાણી ત્યારે મારું માથું તેમના પ્રત્યે સહેજે ઝુકી ગયું. જેલમાં હું ઘણીવાર કહેતો કે જે જુવાનો, ૨૦ થી ૩૦ વરસની ઉંમરના જુવાનો જેલમાં આવ્યા છે, તેમનો ત્યાગ જે સાઠ સાઠ વરસના બુઢ્ઢાઓ પોતાના નિવૃત્તિના આસન પરથી ઉઠીને ઘરડેઘડપણ જેલ આવ્યા છે. તેની સરખામણીમાં કશો નથી. જે આજના ધર્મને, જાતિને કે ઇશ્વરને ન માનનારો જુવાન છે તે દેશને ખાતર જેલ આવે એમાં એવો કશો ખાસ ત્યાગ નથી: ધર્મમાં, ઇશ્વરમાં અને ન્યાત્ જાતના ભેદોમાં પૂરેપૂરી શ્રદ્ધા ધરાવનારા પોતાની એ જુગજુગ જૂની માન્યતાઓને પણ દેશને ખાતર વધેરી નાખી જેલમાં આવ્યા એ ત્યાગ ખચૂસ મોટો છે. તેજ રીતે ભણેલાઓ, સમજુઓ કરતાં અભણ ને અણસમજુનો ત્યાગ વધારે ઉમદા, વધારે નિષ્ઠાશીલ, વધારે ઉચ્ચ કોટિનો છે.

એ હજારો બહેનો અનામિકા જ રહી. એમનાં નામ કોઇ જાણતું નથી. એમનું કામ પણ–જરા સ્થૂળ રીતે વિચારીએ તો–કોઇ જાણતું નથી. એમનાં નામ કોઈ છાપામાં છપાયાં નથી. એમના ફોટા પણ પ્રગટ થયા નથી. એમને લાઠીઓ ન પડી હોય કે એમને ચોટલે ન ઘસડી હોય તેથી એમને વિષે પ્રચારકાર્ય પણ કશું થયું નથી. એવી એ બહેનોને અંજલિ આપવા, 'અજ્ઞાત ને અજાણ સિપાઇયિણ' ને અંજલિ આપવા આ લખું છું. અમને સજા પૂરી ભરવી ન પડી તો તેના કારણરૂપ એ બહેનોની જ કુરબાની છે એમ હું સમજું છું. એ અનામિકા બહેનો–એ કુરબાનીની મૂર્તિઓને મારા સેંકડો વાર, વંદન છે, નમન છે.

---

## સ્ત્રીઓને સમાન હક્ક

[ સૌ. લીલા મુનશી

કાયદામાં સ્ત્રીઓનું સ્થાન નીચું રખાયું છે. આ દશા સુધારવાના યત્નો કરવામાં આવે છે. પણ આ યત્નો નબળા છે. એ યત્નોદ્વારા સ્ત્રીઓનું સ્થાન ઉન્નત કરવાનો પ્રબંધ થાય છે, પણ તેથી સ્ત્રીઓને સમાન હક્ક મળવાના છે ? પતિ અને પત્ની વચ્ચેના સંબંધમાં પણ સમાનતા આવવી જરૂરની છે. જ્યાં સ્ત્રીઓનાં પૂજન થાય છે ત્યાં દેવતાઓ વાસો કરે છે, એ વાત ખોટી નથી તો સ્ત્રી પુરૂષનું અર્ધું અંગ હોય તો પછી પુરૂષની પાછળ તેને પોતાના ગુજરાને માટે દીકરા પર શા માટે આધાર રાખવો પડે છે ?

[ પુનામાં વસંત વ્યાખ્યાનમાળાનાં પ્રવચનમાંથી. ]

# હલીદે અદીબ



તુર્કી પ્રજા
રુત્થાનના
સાથે સં-
એક અસા
ર્કીશ બા
નનો આ-

ના પુન-
ઇતિહાસ
કળાયલી
માન્ય ગુ-
નુના જીવ-
છો પરિચય

લેખક : શ્રી. નર્મદાશંકર વ. દ્વિવેદી

ઈ. સ. ૧૮૮૫ ની સાલમાં તુર્કસ્તાનની રાજધાની ઈસ્તંબુલ (કોન્સ્ટંટીનોપલ) માં દૂર મારમોરા સમુદ્રનાં ભૂરાં પાણી જોઈ શકાય એવી અને નજીકમાં ચીલ્ડીઝની ટેકરીઓ ઉપર દેવદારનાં મોટાં વૃક્ષોમાં ઢંકાયેલી સુલ્તાન અબ્દુલ હમીદની ભવ્ય અને શ્વેત રંગી મહેલાતો દેખી શકાય એવી એક ટેકરી પર આવેલા બેશીક્ટાશના મોટા મકાનમાં ઓરડાના ખૂણામાં રોકી ગયેલી એક મા વગરની છોકરી એક રાત્રે જોરશોરથી રડતી હતી. તેની આયા તથા ઘરનો અન્ય નોકર તેને સમજાવવાનો અને છાની રાખવાનો વ્યર્થ પ્રયાસ કરી રહ્યાં હતાં. છોકરીની બુમો વધતી જતી હતી.

"મારે મારા બાપુ પાસે જવું છે."

"તે તો સુલ્તાનના મહેલમાં છે"

"મારે મારા બાપુ પાસે જવું છે."

"તે કાલે સવારે આવશે."

"મારે તો મારા બાપુ પાસે જવું છે."

"બુરી, તેનાથી અત્યારે ન અવાય

મહેલના દરવાજા રાત્રે બંધ થાય છે અને મહેલને ફરતા ચોકીદારો રહે છે."

"પણ મારે તો મારા બાપુ પાસે જવું છે."

છોકરીની બૂમ ધીમે ધીમે વધતી ગઇ, તેનો અવાજ વધુ ને વધુ ઘોઘરો થતો હતો.

છોકરીનું આમ મોટેથી રડવું સાંભળી ગ્રીક પાડોશીઓ એક પછી એક છોકરીને છાની રાખવાના આશયથી દોડી આવ્યાં. પણ છોકરી કોઇ પણ રીતે છાની રહે નહીં. એક ગ્રીક બૈરી ઠંડા પાણીની ભરેલી બાલદી લાવી અને તેના ઉપર રેડવા માંડી.

"તેને શરદી લાગી જશે." આયાએ કહ્યું:

"પણ આમને આમ રડશે તો મરી જશે."

પાણીની બાલદી તે છોકરીના મોઢા ઉપર ધીમેથી છાંટવામાં આવી; પણ માત્ર ક્ષણ ભરજ તેનું રૂદન અટક્યું અને પુનઃ વધારે મોટા સ્વરથી ચાલુ થયું.

આખરે એ છોકરીની હઠ આગળ તેની વૃદ્ધ માતામહીને નમવું પડ્યું અને પોતાના નોકરને તેને તેના પિતાની પાસે સુલ્તાનના મહેલમાં લઇ જવાની વિનતિ કરી.

મધ્યરાત્રિ પછી મહેલના દરવાજામાંથી કોઇને જવા આવવાની રજા નહોતી, પણ આ બાલહઠની વાત સાંભળી સૈનિકે ઘડીભર સામાન્ય નિયમની અવગણના કરી અને તે માતા વગરની છોકરીની તેના પિતાને મળવાની ઇચ્છા પૂરી પાડી.

તેનો પિતા અદીબ બે પોતાની લુચકલી છોકરીને મધ્યરાત્રિએ આવી રીતે પોતાની પાસે આવેલી જોઇ વિસ્મય પામ્યો.

આ છોકરી-તે હલીદે અદીબ; જેણે મોટી ઉમ્મરે પહોંચતાં તુર્કી પ્રજાના પુનરુત્થાનમાં અગત્યનો અને મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. ઉપલા નજીવા પ્રસંગમાં જે બાલહઠ આપણને અસામાન્ય પ્રમાણમાં દૃષ્ટિગોચર થાય છે તેજ ભવિષ્યમાં તેની પ્રબળ-અપ્રતિહત ઇચ્છાશકિત બની રહે છે.

માતાવિહોણી આ છોકરીને તાલીમ આપવા માટે તેના પિતાએ ઘણી કાળજી લીધી હતી અને તે કાળમાં તુર્કી જૂની ઘરેડમાં ચાલતું હતું, છતાં અદીબ બેને પશ્ચિમની સંસ્કૃતિનો પક્ષપાત હતો અને તેથી હલીદેને પણ તેવાજ પ્રકારના શિક્ષણનો લાભ મળ્યો હતો.

બચપણથીજ તે લાગણીવશ હતી અને શિક્ષણનો મોટો ભાગ તેને ઘેરમેળેજ આપવામાં આવ્યો હતો. કુરાન, અરબ્બી ઉપરાંત અંગ્રેજી ભાષાનું અને ફ્રેંચ ભાષાનું પણ તેને જ્ઞાન થયું હતું. સુલ્તાન હમીદને પશ્ચિમની કેળવણી તરફ અણગમો હતો; તેથી તેને અમેરિકન કોલેજમાંથી એકવાર ઉઠાડી લેવી પડી હતી. તો પણ ૧૯૦૧માં તે બી. એ. માં ઉત્તીર્ણ થઇ હતી.

કિશોરી અવસ્થામાં તેને લડાઇની વાતો સાંભળવાનો તેમજ વાંચવાનો બહુ શોખ હતો. તેમાં તેને એટલો બધો રસ પડતો કે કલાકોના કલાકો સુધી તે એવી વાતો સાંભળતાં કંટાળતી નહિ.

બચપણમાં તે થોડાબોલી હતી. બાર વરસની વયે લગ્ન સંબંધી એક પત્ર આવવાથી તે ચમકી ઉઠી હતી. એજ અરસામાં તેના પિતાએ બીજી સ્ત્રી કરવાથી ( તુર્કીમાં એક સાથે એકથી વધુ સ્ત્રી પરણવાનો ત્યારે રિવાજ હતો. ) તેના મગજ ઉપર ખરાબ અસર થઇ હતી અને ત્યારથીજ તેને એ પ્રથાનો તિરસ્કાર આવ્યો હતો.

નાટક જોવાનો તેમજ સંગીતનો પણ તેને નાનપણમાં શોખ હતો; પણ મોટી ઉમ્મરે પહોંચતાં અન્ય વ્યવસાયોમાં પડી જવાથી તેનો એ શોખ નહિવત્ થઈ ગયો હતો.

કુરાનના વાંચન અને અરબ્બીના અભ્યાસ સાથે તેનામાં ધર્મવિષયક વિચારો દાખલ થવા માંડયા તેને પોતાના તેમજ ખ્રીસ્તી ધર્મમાં સંકુચિતતા લાગી; તેમજ સામાજીક બંધનો તેને સમજણી થયા પછી ખુંચવા લાગ્યાં.

આ પ્રમાણે તેનો માનસિક વિકાસ હમેશાં ચાલુ હતો. તેને નવું નવું વાંચવાનો અતીવ પ્રેમ હતો. અંગ્રેજી સાહિત્યમાં તેને શેકસપીયર સૌથી વધારે ગમતો હતો. તેનાં કેટલાંક નાટકોનું તેણે તુર્કીમાં ભાષાન્તર પણ કર્યું છે.

ફ્રેંચ સાહિત્યમાં તેને એમીલ ઝોલાની નવલકથાઓ ભારે ગમતી હતી. શેરલોક હોમ્સનું વાંચન પણ તેને અખૂટ આનંદ આપતું હતું.

આમ વિવિધ પ્રકારના સાહિત્યના સેવનથી તેનું મન philosophic ( તાત્ત્વિક વૃત્તિવાળું ) બનતું જતું હતું. ફુરસદે તે એકાન્ત શોધતી અને ઘણીવાર કલાકો સુધી વિચાર નિમગ્ન રહ્યા કરતી હતી. તેના શાન્ત અને સૌમ્ય દેખાવ પાછળ કેટલું બળ, સામર્થ્ય અને ઇચ્છાશક્તિ ભર્યાં હતાં તે તો તેના ભાવિ જીવનક્રમ પરથીજ જાણી શકાય છે.

તેણે અન્ય ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવા માંડયો હતો, તેમાં બુદ્ધ ધર્મનાં પુસ્તકોનાં વાંચનથી તેના આત્માને શાન્તિ મળી એમ તે પોતે જ કહે છે.

કોલેજમાં ભણતી હતી ત્યારે તેને એકવાર સ્વામી શ્રી વિવેકાનન્દનું વ્યાખ્યાન સાંભળવાની તક મળી હતી. એ વ્યાખ્યાન સાંભળીને હલીદે અને આખો શ્રોતૃસમુદાય મંત્રમુગ્ધ બન્યો હતો એમ તે પોતાની આત્મકથામાં સ્પષ્ટ લખે છે.

હલીદે હવે યુવાનીમાં પ્રવેશ કરે છે. તેની આંખોમાં યૌવનના ચમકારા દેખાય છે; પણ તેનો તેને ગર્વ નથી, બહુ ખ્યાલ પણ નથી.

તુર્કીમાં તે વખતે માતાપિતાજ લગ્ન ગોઠવતાં હતાં, નાની ઉમ્મરમાંજ છોકરીનાં લગ્ન કરવામાં આવતાં હતાં, પણ હલીદેના સદ્દભાગ્ય જૂદાજ હતા. અઢાર વરસે તે પરણી અને તે પણ લગભગ સ્વેચ્છાથી. કોલેજના ગણીતના શિક્ષક સલીહ ઝકીએ સાથે પરિચય વધતાં તેણે પ્રેમનું સ્વરૂપ પકડયું અને બન્નેનાં લગ્ન થયાં. સલીહ ઝકીએની સાથે મળી તેણે ગણીતશાસ્ત્રીઓનાં જીવન તૈયાર કર્યાં.

આ લગ્નજીવન સર્વ પ્રકારે સુખી અને આનંદી નીવડયું. પતીપત્ની એક બીજાને વ્હાલાં, ગમતાં, અનુકૂળ રહેતાં હતાં. દામ્પત્યજીવનના ફળ તરીકે તેમને બે પુત્રોની પ્રાપ્તિ થઇ. આ કાળમાં બન્નેએ આનંદ પર્યટનોની મોજ ચાખી. ૧૯૦૭ માં તેણે જૂના તુર્કીશ સાહિત્યનું વાંચન કર્યું, તેથી તેનામાં પોતાના દેશ માટેનું અભિમાન જાગૃત થયું અને એજ અરસામાં તેણે વર્તમાનપત્રોમાં લખાણ શરૂ કર્યાં અને નવલકથાઓ પણ પ્રકટ કરવા માંડી હેન્ડન વગેરે નવલકથાઓ આજ અરસામાં બહાર પડી.

જે વખતે હલીદે અદીબ ઉપર કહી તેવી સાહિત્ય પ્રવૃત્તિઓમાં પડી હતી તે અરસામાં તુર્કસ્તાનનું રાજકારણ દિન પ્રતિદિન અવનવા રંગો ધારણ કરતું જતું હતું.

( ૨ )

અઢારમા સૈકાના મધ્ય ભાગમાં તુર્કી સુલ્તાનના આપખુદ અને જુલ્મી અમલથી યુવાન તુર્કો કંટાળી ગયા હતા અને તંઝીમતના નામથી તુર્કીના પુનરુત્થાન માટે એ લોકોએ પ્રબળ આંદોલન શરૂ કર્યું હતું; તેને પરિણામે સુલ્તાનને પ્રજાકીય ધારાસભા સ્થાપવાની ફરજ પડી હતી. ૧૮૭૬ માં અબ્દુલ

હમીદ ગાદી ઉપર આવ્યો, પણ તે સ્વભાવે જુલ્મગાર હોઇને તેણે ૧૮૭૭ માં તો પાર્લામેન્ટ બરખાસ્ત કરી અને યુવાન તુર્કો જેઓએ બંધારણીય સરકાર માટે પરિશ્રમ લીધો હતો તેમને દેશપાર કરવા માંડયા. ત્યાર પછી તો જુલ્મની રાજનીતિ શરૂ થઈ. દેશાભિમાન, પિતૃભૂમિ અને સ્વતંત્રતાવાચક શબ્દોનો ઉપયોગ બંધ પડયો. કેટલાક યુવાનો મૃત્યુને ભેટયા. કેટલાક યૂરોપમાં જઇને રહ્યા. તેમના મનમાં, પ્રજાના મનમાં બળવાનું તત્ત્વ જાગતું હતું. ૧૯૦૮ સુધી અબ્દુલ હમીદનો અમલ આ પ્રકારે ચાલ્યો; ત્યારે તુર્કીશ પ્રજા આટલા કાળના અમલનો વિરોધ કરશે એમ કોઇને લાગતું નહોતું.

હલીદે અદીબના બાલ્યકાળમાં ઉપલી સ્થિતિ પ્રવર્તતી હતી. ૧૯૦૮ માં એકાએક ફરીથી બંધારણની જાહેરાત કરવામાં આવી. ખરી રીતે કહીએ તો જુવાન તુર્કોનું મંડળ જેને પાછળથી યુનિયન અને પ્રોગ્રેસનું નામ આપવામાં આવ્યું હતું તેણે બળવાખોર મંડળ સ્થાપી અબ્દુલ હમીદ ઉપર ચઢાઇ કરવાની બીક બતાવી; તેને લીધે જ સુલ્તાને આવું પગલું ભર્યું હતું.

ટેનાઇન નામનું પત્ર તુર્કી પ્રજાની મહત્ત્વકાંક્ષાઓ પોષવા અને નવા વિચારો ફેલાવવા આ અરસામાં બહાર પડયું અને તેમાં હલીદેએ સારા પ્રમાણમાં લખવા માંડ્યું. એક રીતે તેના જાહેર જીવનની શરૂઆત એ પ્રકારથી થઇ ગણાય. હલીદેનાં લખાણો મોટે ભાગે સ્ત્રીવિષયક હતાં અને તેનો વિષય સામાજિક સુધારાનો હતો. તેનાં લખાણોથી આકર્ષાઇને ઘણી સ્ત્રીઓ તેની સલાહ લેવા આવતી હતી. આ રીતે તેને તુર્કી સમાજનાં અનિષ્ટોનો પૂરતો અનુભવ મળવા લાગ્યો.

પ્રજાની જાગૃતિ વધતી જતી હતી, અબ્દુલ હમીદનો પક્ષ આ જાગૃતિનો વિરોધી હતો. હલીદે અદીબના ઉદાર અને ક્રાન્તિકારક વિચારો બદલ તેના ઉપર એક નનામો પત્ર આવ્યો. તેમાં તેને લખાણ બંધ કરવાની નહિતર મારી નાંખવાની ધમકી આપી હતી. એ પત્રથી તેને ડર લાગ્યો ખરો, પણ તેણે પોતાની લેખનપ્રવૃત્તિ બંધ કરી નહીં.

દરમ્યાન તુર્કીમાં બનાવો ઝપાટાબંધ બનતા હતા. યુનીયન અને પ્રોગ્રેસના વિરોધી પક્ષે અદનામાં આર્મીનીયનોની કત્લ કરવા માંડી અને તેનો દોષ યુનિયન અને પ્રોગ્રેસ પક્ષને માથે આવ્યો. તેના છાંટા કોન્સ્ટંટીનોપલમાં ઉડયા અને આર્મીનીયનો અને તુર્કો વચ્ચે મારામારી શરૂ થઈ.

કોન્સ્ટંટીનોપલમાં રહેવું મુશ્કેલીભરેલું થઇ પડવાથી હલીદે પોતાના બે પુત્રો સાથે ઇજીપ્તમાં નાસી ગઇ. ત્યાંથી તેને ઈંગ્લંડ જવાની તક મળતાં તેનો તેણે લાભ લીધો સને ૧૯૦૯માં પાછી ફર્યા પછી 'સૈવીતલીબ' નામની નવલકથા લખી નાંખી.

ઇગ્લંડથી પાછા ફર્યા પછી તેણે કેળવણીના પ્રશ્ન ઉપર ખાસ ધ્યાન આપ્યું અને તે વિષયક લેખો લખવા માંડયા. અહીં કહેવાની જરૂર છે કે હલીદેને બીજી બાબતો કરતાં કેળવણીના વિષયમાં વધારે રસ પડતો હતો. કેળવણી ખાતાંના મુખ્ય અધિકારીનું આ લેખોએ લક્ષ ખેંચ્યું અને સ્તામ્બુલમાં તે વખતે ચાલતી છોકરીઓની શાળાના શિક્ષણની નવેસરથી વ્યવસ્થા કરવાનું કામ હલીદે અને નેકી હનુમને સોંપાયું. તે પછી તો અન્ય શાળાઓની—મદ્રેસાઓની શિક્ષણ પદ્ધતિની નવેસરથી ગોઠવણ કરવાનું કામ તેને સોંપાયું અને કહેવાની ભાગ્યેજ જરૂર છે કે એ કાર્ય તેણે પૂરા ઉત્સાહ અને ખંતથી ઉપાડયું. બચ્ચાંઓ તરફ તેને પ્રેમ હતો, દેશ તરફ તેને લાગણી હતી; એટલે

તેણે તુર્કીની ભાવિ પ્રજા નવે ધોરણે ઘડવા માંડી. છોકરીઓની કોલેજમાં ઇતિહાસ અને કેળવણીના સિદ્ધાન્તોનું પાંચ વર્ષ સુધી શિક્ષણ આપી તેણે કેટલીક તુર્કીશ બાનુઓને નવા યુગનાં શિક્ષિકા તરીકે કેળવી હતી.

યૂરોપની બીજી સત્તાઓ આ બંધારણીય સુધારાથી નિરાશ થઇ ગઇ. આસ્ટ્રીયાએ બોસ્નીઆ-હર્ઝગોવીના પ્રાંત લઇ લીધો, ઇટાલીએ ટ્રીપોલી લઇ લીધું; ગ્રીસે ક્રેટ નામનો ટાપુ લઇ લીધો, અને આફ્રિકામાંથી વિશાળ પ્રદેશ ગુમાવવો પડયો. લોકલાગણી ઉશ્કેરાઈ ગઇ. ટ્રીપોલીની હાર પછી બે વરસે બાલ્કન વિગ્રહ શરૂ થયો અને તેમાં પણ તુર્કી લશ્કરની હાર થઇ.

( ૩ )

૧૯૧૦ માં સલીહ ઝકીબે કોઇ બીજી શિક્ષિકા સાથે પ્રેમમાં પડતાં હલીદેને તેની સાથે છુટાછેડા કરવા પસંદ પડયા અને પોતે જૂદી રહી. હલીદેએ સલીહ ઝકીબેની સાથે લગ્ન કરતી વખતે જીંદગી સુધી એ લગ્ન ટકી રહેશે એમ માન્યું હતું; પણ આ બનાવે તેની એ આશા નષ્ટ કરી અને આ આઘાતની તેના મન ઉપર જેવી તેવી અસર થઇ નહોતી.

કેટલોક કાળ વીત્યાબાદ તે ડૉ. અદનાન સાથે પરણી હતી.

આ તલ્લાક પછી હલીદેનું જીવન વધારે પરિવર્તન પામ્યુ. કોલેજમાં અધ્યાપક તરીકે કામ તો ચાલુજ હતું. ઉપરાંત હવે તેણે જાહેરમાં વ્યાખ્યાનો આપવાં શરૂ કર્યાં હતા.

૧૯૧૧ ના જુનમાં હલીદે ફરીથી લંડન ગઇ અને ત્યાં 'ધ ન્યુ ટુરાન' નામનું નવલ લખી કાઢયું. આ નવલમાં તેણે રાષ્ટ્રવાદના સિદ્ધાન્તો રજુ કર્યાં હતા. તેમાં ભાવિ તુર્કીની ઉજ્જવલ કલ્પના કરી હતી.

૧૯૧૨ ના અંતમાં બાલ્કન વિગ્રહમાં તુર્કી જોડાયું. તેમાં તુર્કીની મોટી હાર થઇ, ૩૦૦૦ જેટલા મેસીડોનીયન તુર્કો અને મુસ્લીમોની કત્લ થઇ. આર્મીનીયનોની કત્લથી યૂરોપ ખળભળી ઉઠયું હતું, પણ આ કત્લથી યૂરોપે જરાપણ રોષ દર્શાવ્યો નહીં. આથી યુરોપ સામે તુર્કીમાં તેમજ એશિયાના મુસ્લીમ દેશોમાં પ્રબળ વિરોધ થયો. આથીજ તુર્કીએ નક્કી કર્યું કે જો તુર્કી પ્રજાને જીવતું રહેવું હોય તો તેણે બીજી પ્રજાનું ઉન્મૂલન કરવું જોઇએ.

આ વિગ્રહ વખતે હલીદેએ નેકી હાનુમની મદદથી સ્ત્રીઓ માટે વર્ગો શરૂ કર્યા; ત્યાં તેમને ઘરગતુ વિજ્ઞાન અને છોકરાં ઉછેરવાની તાલીમ આપવા માંડી. ઉપરાંત તાલી નિસ્વાન કલબની સ્ત્રીઓ સાથે ઘવાયેલાં સૈનિકોની સારવાર કરવાનું અને રાહત આપવાનું કામ હાથ ધર્યું. કલબ તરફથી ઇસ્તાંબુલમાં એક હોસ્પીટલ ખોલવામાં આવી. તુર્કીશ સ્ત્રીઓ પહેલીજ વાર આમ સૈનિકોની સેવા કરવા બહાર પડી હતી.

આખરે ૧૯૧૩ ના જૂલાઇમાં તુર્કી લશ્કરે બાલ્કન રાજ્યોની અંદર અંદરની ખટપટથી એડ્રીઆનોપલ લીધું અને એ રીતે બાલ્કન વિગ્રહનો અંત આવ્યો.

૧૯૧૩ થી ૧૫ સુધી યુનિયનીસ્ટ પક્ષે દેશમ રચનાત્મક કામ કરવાની સારી જહેમત ઉઠાવી હતી. લશ્કરની નવેસરથી વ્યવસ્થા કરવામ આવી, તેમજ કેળવણીખાતામાં મોટો ફેરફાર કરવામાં આવ્યો. ૧૯૧૩થીજ તુર્કીશ સ્ત્રીઓની કેળવણીમાં નવા યુગની શરૂઆત થઇ અને એ કાર્યમાં હલીદે અહીંબે લગભગ ૭ વરસ સુધી શાળાઓની નિરીક્ષક તરીકે તેમજ કોલેજમાં અધ્યાપક તરીકે મહત્વનો ભાગ ભજવ્યો હતો.

૧૯૧૪ મા ઓસ્ટ્રીયાના પાટવી કુમારના ખૂન સાથે મહાન વિગ્રહ શરૂ થયો. તેમા તુર્કીએ જર્મનીનો પક્ષ કર્યો તે સકારણ હતો કે આકા-

રણ હતો એ જુદી અને વિવાદગ્રસ્ત બાબત છે, પણ આ વિગ્રહને પરિણામે તુર્કીને જાન-માલની અપાર હાનિ થવા પામી હતી. તુર્કો સ્વતંત્ર થવા માગતા હતા, તુર્કો કેપીચ્યુલેશન રદ કરવા માગતા હતા, તુર્કોએ મિત્ર રાજ્યોની સહાનુભૂતિ મેળવવા ખૂબ પ્રયાસ કર્યો હતો, પણ તેમાં તેઓ નિષ્ફળ ગયા હતા. રશીયાના શાહીવાદી આક્રમણની તેઓને ધાસ્તી હતી, તુર્કીની આર્થિક સ્થિતિ શોચનીય હતી. તટસ્થ રહેવા માટે પણ તેને નાણાંની જરૂર હતી અને મિત્ર રાજ્યોએ તે આપવાની ના પાડી હતી. મિત્ર રાજ્યોની વલણ ઈરાદા-પૂર્વક ખ્રીસ્તીઓની તરફેણમાં હતી અને તેઓ મુસ્લીમો અને તુર્કોની સામે ખ્રીસ્તી નાની કોમને મદદ કરતા; જર્મની તુર્કીશ પ્રજાની નબળાઈ સમજી ગયું હતું અને યોગ્ય તકનો લાભ લેવામા તે હુશિયાર હતું. આ કારણોથી તુર્કી જર્મનીના પક્ષમાં ભળ્યું હતું.

આ લડાઈમાં તુર્કોએ ગાલીપોલીનો વીરતાથી બચાવ કર્યો, પણ ડાર્ડનલ્સ ઉપર મિત્ર રાજ્યો ચઢી આવતા અન્ય કુટુંબો ઇસ્તાંબુલ છોડી ગયાં; ત્યારે પણ હલીદે તો ત્યાજ રહી હતી અને પોતાના છોકરાને બ્રુસા મોકલી દીધા હતા.

૧૯૧૬ માં હલીદેએ યુનિયનીસ્ટ પક્ષના મોટા શ્રોતૃવર્ગ સમક્ષ આર્મીનીયન પ્રશ્ન અને રાષ્ટ્રની આર્થિક સ્થિતિ ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. તે વખતે તેને આર્મીનીયનોએ તુર્કોની કરેલી કત્લનો બરાબર ખ્યાલ નહોતો એટલે તે તેના તરફ જુદાજ દૃષ્ટિબિંદુથી જોતી હતી. તેના આ વ્યાખ્યાન સામે ઠીક વિરોધ ઉઠયો હતો.

તુર્કી લશ્કરે સીરીઆનો કબજો લીધો. સીરીઆમાં આર્મીનીયનોએ તુર્કોની મોટા પ્રમાણમાં કત્લ કરી હતી, આથી ત્યાં રાહત આપવાનું કામ મોટા પાયા ઉપર કરવું પડે એમ હતું. હજારો છોકરાં નબાપાં બની ગયાં હતાં. આ કાર્ય, ખાસ કરીને મા બાપ વગરનાં બાળકોને સાચવવાનું અને શિક્ષણ આપવાનું કામ હલીદે અદીબને સોંપાયું અને એ કાર્ય તેણે કશાની પરવા કર્યા વગર, આરામ કે શાન્તિની અપેક્ષા રાખ્યા વગર, કશા પણ બદલાની આશા રાખ્યા વગર સારી રીતે પાર પાડયું. આ કાર્યમાં પણ નેકી હાનુમ તેની સાથેજ હતી.

૧૯૧૮ ના ઓકટોબરમાં યુદ્ધવિરામ પછી તુર્કીમાં નવા યુગની શરૂઆત થઈ, યુનિયનીસ્ટ અમલ ઉપર પડદો પડયો અને રાષ્ટ્રવાદનો ઉદય થયો. આ રાષ્ટ્રવાદના ઉત્થાનકાળમાં હલીદે અદીબે જે ભાગ ભજવ્યો છે તે અત્યાર સુધી તેણે ભજવેલા ભાગ કરતા અનેક ગણો ચઢી જાય છે.

( ૪ )

યુદ્ધવિરામ પછી મિત્ર રાજ્યોનાં લશ્કર તુર્કીમાં દાખલ થયા અને ઇસ્તામ્બુલના માર્ગોમાં અંગ્રેજ અને ફ્રેંચ સૈનિકો દમામથી ફરવા લાગ્યા. જર્મનીની હાર થવાથી અને તુર્કીએ જર્મનીનો પક્ષ કરેલો હોવાથી મિત્ર રાજ્યો તુર્કીના ભાગલા પાડવા ટાંપી રહ્યાં હતા. તેમ છતાં તુર્કીની પૂર્વ દિશામાં આર્મીનીયાનું નવું રાજ્ય ઉભું કરવાનો પ્રયાસ ન થયો હોત અને ગ્રીસે એશીયા માઇનોર ઉપર ચઢાઈ ના કરી હોત તો જગતનો ઇતિહાસ પલટાઇ ગયો હોત. એ બે બનાવથી આખું તુર્કી મિત્રરાજ્યોની વિરુદ્ધ થયું અને પોતાના દેશની રક્ષા કરવા માટે આમરણાન્ત યુદ્ધ કરવા કટિબધ્ધ થયું.

આ સમય દરમ્યાન હલીદે ઓજાક નામની લોકપક્ષની સંસ્થાઓમાં કામ કરતી હતી. 'કોજુલેર' અથવા 'ગામડીઆઓ' નામની નવી સંસ્થાઓ પણ સ્થાપવામાં આવી હતી અને ત્યાં હલીદે ઉત્સાહથી કામ કરતી હતી.

મિત્રરાજ્યોના લશ્કરના પ્રવેશ સાથે ગ્રીક અને આર્મીનીયનોએ સુલેહપ્રિય તુર્કીશ શહેરીઓ સાથે અત્યંત ખરાબ વર્તન ચલાવવા માંડયું. તુર્કી પ્રજા પોતાને થયેલો અન્યાય કે પોતાની થયેલી કત્લ સુદ્ધાં વીસરી શકે છે, પણ પોતાના સ્વમાનને થયેલું અપમાન તે કદી વીસરી શકતી નથી. તુર્કી છાપાઓ ઉપર મિત્ર રાજ્યોનો અંકુશ પડયો એટલે જે અત્યાચારના બનાવો બનતા હતા તેમાંથી થોડાજ પ્રસિદ્ધ થઇ શકતા હતા અને અફવાઓની પરંપરા વધારે ગંભીર બનતી હતી.

તુર્કી પ્રજાને પોતાના જ દેશમાં, પોતાનાજ પાટનગરમાં, સુલ્તાનની આંખ નીચે અપમાનો સહન કરવાં પડયાં. સ્ત્રીઓની આબરૂ સુદ્ધાં ભયમાં આવી પડી અને સ્ત્રીઓ પણ આ ભય સમજી ગઇ. વિગ્રહ પછી યુવકવર્ગ નિરાશ અને બેદરકાર બની ગયો હતો તે પણ આ સ્થિતિથી ખળભળી ઉઠયો.

સુલ્તાન મિત્ર રાજ્યોના હાથમાં રમકડું બની ગયો હતો. તેના સલાહકારો પણ તેના જેવાજ સ્વાર્થી મળ્યા હતા. અંગ્રેજો સાથે મળી તે પોતાની સત્તા ટકાવવા દેશનો દ્રોહ કરી રહ્યો હતો. આવી વિષમ સ્થિતિમાં તુર્કી પ્રજાએ જે શૌર્ય અને અસાધારણ હિમ્મત અને આત્મભોગનો દાખલો બેસાડયો છે તે જગતના ઇતિહાસમાં અપૂર્વ છે.

મુસ્તફા કમાલ પાશાની કારકિર્દી આ સમયથી જ શરૂ થાય છે. તેણે સુલતાનને પાર્લામેન્ટ બરખાસ્ત કરી આપખુદ સત્તા ધારણ કરવાની સલાહ આપી હતી. તે પોતે વિગ્રહ ખાતાનો પ્રધાન થવા માગતો હતો. પણ તેની એ ધારણા પાર પડી નહીં. મુસ્તફા કમાલ પાશાને લશ્કર અને અમલદારો ચાહતા હતા અને તેટલા માટે સુલ્તાનને તેનો ડર હતો.

બનાવો ઝપાટાબંધ બન્યે જતા હતા. પૂર્વમાં રાષ્ટ્રીય ચળવળ શરૂ થઇ હતી. લશ્કર પણ એકઠું થતું હતું. ઇસ્તાંબુલ, અંગોરા અને અન્ય સ્થળોમાં ખળવાખોર સંસ્થાઓ મોટા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવતી હતી. નેશનલ કોંગ્રેસ નામથી બધા પક્ષોનું એક નવું મંડળ ઇસ્તાંબુલમાં સ્થપાયું હતું.

૧૯૧૯ ના મેની તા. ૧૬ મી એ ગ્રીકોએ સ્મર્નાનો કબજો લીધો એ સમાચારથી ઇસ્તાંબુલ ખળભળી ઉઠયું, અને જ્યારે સ્મર્નામાં ગ્રીક લોકોએ તુર્કી પ્રજાને હેરાન કરવા માંડયાના, કત્લ કરવા માંડયાના સમાચાર સાંભળ્યા ત્યારે તુર્ક લોહી ખરા સ્વરૂપમાં બહાર આવ્યું.

આ બનાવથી હલીદેના જીવનનો પલટો થઇ ગયો એમ કહી શકાય. ત્યારથી તે વ્યક્તિ તરીકે પોતાનું અસ્તિત્વ ભૂલી ગઇ, પણ રાષ્ટ્રના અંગ તરીકે બની રહી. રાષ્ટ્રકાર્યની વાત સિવાય બીજી કોઇ પણ વાત તેને રૂચતી નહિ. ગ્રીક લશ્કર–ગ્રીક ખૂનીઓ જેઓ તુર્ક પ્રજાને સંસ્કૃત બનાવવા નિમિત્ત તેના ઉપર અત્યાચાર ગુજારી રહ્યા હતા તેનું ગમે તે ભોગે નિકંદન કાઢવાનો તુર્ક પ્રજાએ ઠરાવ કર્યો હતો.

સ્મર્નામાં ગ્રીકો દાખલ થયા પછી પરેશાન થયેલા તુર્કોને રાહત આપવા રેડ ક્રેસન્ટ મંડળની સ્થાપના થઇ. હલીદેએ ઇસ્તાંબુલમાં જાહેર વ્યાખ્યાનો આપવા માંડયાં અને પ્રજાવર્ગમાં સારી જાગૃતિ આવતી ગઇ. વ્યાખ્યાન સાંભળવા શ્રોતૃવર્ગની મોટી સંખ્યા એકત્ર થતી. સ્ત્રીઓ પણ મોટા પ્રમાણમાં તે સાંભળવા આવતી. હંમેશાં હલીદે પોતાના વ્યાખ્યાનની શરૂઆત આ પ્રમાણે કરતીઃ " ભાઇઓ, બહેનો, દેશવાસીઓ, મુસલીમોઃ જ્યારે રાત્રિ સદૃથી વધારે ઘોર અને ચિરકાળ ટકે એવી લાગે છે; ત્યારે ઉષાનો પ્રકાશ નજીક હોય છે. "

હલીદે પોતે જ પોતાના સંસ્મરણોમાં

લખે છે કે એ પ્રસંગે હું મારું ભાન ભૂલી જતી. કેમ જાણે મારામાં રહેલી કોઇ જુદી જ શક્તિ કામ કરતી હોય એમ મને લાગતું હતું.

આ સમયમાં હલીદેની હિમ્મતનો એક દાખલો નોંધવા જેવો છેઃ

એક જાહેર સભામાં સર્વાનુમતે એવો ઠરાવ થયો કે પ્રજાના પ્રતિનિધિઓએ સુલતાન પાસે જવું અને તેને પ્રજાનો પક્ષ લેવાનું કહેવું.

પણ સુલ્તાન પાસે કોણ જાય ? એટલી હિમ્મત કોણ કરે ?

છેવટે બે વિદ્યાર્થીઓ સાથે હલીદે સુલ્તાન પાસે જવા તૈયાર થઇ. તેઓ ઠેઠ સુલ્તાનના મહેલમાં ગયાં; પણ સુલ્તાને તેમને માંદગીનું બહાનું કાઢી મુલાકાત આપી નહીં આ ઉપરથી એક વિદ્યાર્થી બોલી ઉઠયોઃ " અમે લોકોના પ્રતિનિધિઓ–એલચીઓ છીએ અને અમારે સુલ્તાનને મળવું છે. "

સુલ્તાનના મહેલ તરફ આંગળી ચીંધતાં માણસ અચકાય એવો પણ એક સમય હતો અને તેનાજ મહેલમાં પ્રજાના યુવકો તેને મળવાનો આગ્રહ કરે એ પણ એક સમય હતો!

૧૯૧૯ ના જૂનની ૬ ઠ્ઠી તારીખે સુલ્તાન અહમદ મસ્જીદમાં હલીદેએ આપેલું ભાષણ તુર્કીના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. ૨ લાખ સ્ત્રીપુરુષોની મેદની સમક્ષ હલીદેએ ભાષણ નહીં, પણ પોતાનો અંતરાત્મા ઠાલવ્યો હતો. તેમાં તેણે તુર્ક પ્રજાનો અથથી ઇતિ સુધી ઇતિહાસ આપી એ પ્રજાને ભાવિ માટે ચેતવણી આપી હતી. " પ્રજા આપણી મિત્ર છે, સરકાર આપણી દુશ્મન છે... સોગંદ લીઓ કે અમે ન્યાય અને માનવતાના સિદ્ધાન્તોને વફાદાર રહીશું. કોઈ પણ શરતે અમો પશુ બળને આધીન થઇશું નહીં. " અને પ્રજાએ આ સોગંદ ત્રણ વાર મોટેથી લીધા.

આ વ્યાખ્યાન વખતે મિત્ર રાજ્યોનાં ત્રણ વિમાનો ઉપર ભ્રમણ કરી રહ્યાં હતાં. આ ભાષણની તુર્કી પ્રજા ઉપર જાદૂઇ અસર થઈ. મિત્ર રાજ્યોને ડર લાગ્યો. હલીદે અને તેની સાથેના બીજા કાર્યકર્તાઓને બળવાખોર ગણી તેમની પૂંઠ પકડી અને ઇસ્તાંબૂલમાં જાપ્તાના અમલની શરૂઆત થઇ.

સુલ્તાનની વિરુદ્ધ પ્રથમ ચળવળ એનેટોલીઆમાં થઇ. મુસ્તફા કમાલ પાશા અને બીજા અમલદારોએ સુલ્તાનના અમલનો અસ્વીકાર કર્યો અને રાજધાની ફેરવવાનો પણ નિશ્ચય કરી નાંખ્યો.

ઇસ્તાંબુલને ઘેરો ઘાલવામાં આવશે એવો ભય લાગવાથી અને મિત્ર રાજ્યો અને સુલ્તાન બન્નેનાં સૈન્યો બળવાખોરોની પાછળ પડવાથી રાષ્ટ્રવાદી તુર્કોએ એંગોરામાં જઇ રાજધાની કરી અને નવી સરકાર સ્થાપી. હલીદેએ પણ પોતાના બે છોકરાને રોબર્ટ કોલેજમાં મૂકી દે. અદનાનની સાથે ગુપ્ત વેશે ઇસ્તાંબુલમાંથી એંગોરા તરફ પ્રયાણ કર્યું.

પ્રયાણ કરતાં પહેલાંજ હલીદેને પકડવાના હુકમો નીકળી ચૂકયા હતા અને તેને રહેવાને ઠેકાણે બેચાર વાર પોલીસ આવી ગઈ હતી. પણ હલીદેએ નિવાસસ્થાન બદલી નાંખ્યું હતું અને વેશપલટો કરીને અંગ્રેજ અને ફ્રેંચ સૈનિકોની આંખમાં ધૂળ નાંખી ઇસ્તાંબૂલનો ત્યાગ કર્યો હતો

એંગોરા પહોંચતાં સુધીમાં તો તેને અનેક શારીરિક કષ્ટ સહન કરવાં પડયાં હતાં. કોઇ વાર પાણી વગર, કોઇ વાર પૂરતા ખોરાક વગર, કોઇ વાર બિછાના વગર, સખ્ત ટાઢ છતાં કોઇ વાર પુરતા ઓઢવાનાં સાધન વગર તેને કેટલાક દિવસો કાઢવા પડયા હતા. કડકડતી ઠંડીમાં રાત્રિના ભાગમાં ઘોડા ઉપર બેસીને અગર ગાડામાં બેસીને તેને મુસાફરી કરવી પડી હતી. આ

બધું તેણે પ્રસન્ન ચિત્તે અને હસતે વદને સહન કર્યું હતું—માત્ર પોતાના દેશપ્રેમની ખાતરજ.

અને હલીદે અદીબ એક સ્ત્રી હતી એટલેજ ફરક, બાકી એવા તો અનેક તુર્કીશ વીરો પોતાની પિતૃભૂમિની મુક્તિ માટે શપથ લઇ ઇસ્તાંબુલમાંથી મિત્રરાજ્યોના ચોકી પહેરાને વટાવી નાશી આવ્યા હતા.

( ૫ )

૧૯૨૨ના એપ્રીલની ર૭ તારીખે હલીદે એંગોરા આવી પહોંચી. જે અંગોરા પાછળથી રાષ્ટ્રીય ચળવળનું મુખ્ય મથક બની રહ્યું.

એંગોરા પહોંચ્યા પછી પાંચમે દહાડેથી જ હલીદેએ પોતાનું કામ હાથ ધર્યું. તેને વિદેશી અને તુર્કી વર્તમાનપત્રોમાં તુર્કીની ખરી સ્થિતિનો તેમજ લશ્કરની સ્થિતિનો ખ્યાલ આપવાનું કામ સોંપવામાં આવ્યું હતું અને એ કામ તેણે નિપુણતાથી પાર પાડ્યું. આ કામને અંગે તેમજ એંગોરાના વસવાટને લીધે તે તમામ આગેવાન રાષ્ટ્રવાદી તુર્કો અને સૈનિક અમલદારોના સારા પરિચયમાં આવી. મુસ્તફા કમાલ પાશાનો તેને અહીંજ પરિચય પડ્યો. ઘણીવાર તેણે કમાલપાશાની સાથે બેસી કોફી પીધી હતી અને વર્તમાન સ્થિતિ ઉપર વાતચીત કરી હતી. આ સ્થળે તેને કમાલ પાશા તેમજ બીજા અધિકારીઓના માનસનો અભ્યાસ કરવાનો સારો મોકો મળ્યો હતો.

૧૯૨૦ના એપ્રીલમાં ગ્રાન્ડ નેશનલ એસેમ્બ્લીની સ્થાપના થઇ અને ૧૧ પ્રધાનોનું એક પ્રધાનમંડળ રચવામાં આવ્યું અને મુસ્તફા કમાલ પાશા આ એસેમ્બલીનો પ્રમુખ થયો. આ પ્રમાણે તદ્દન સાદી રીતે તુર્કીના પ્રજાસત્તાક તંત્રનું મંગળાચરણ થયું.

આ પ્રસંગ કટોકટીનો હતો; કારણ કે કમાલપાશા પાસે નિયમિત લશ્કર નહીં જેવું જ હતું. જે લશ્કર હતું તે બધું છુટું છવાયું અને જુદા જુદા સરદારોના હાથ નીચે હતું અને એ સરદારો ક્યારે મુસ્તફા કમાલ પાશાને મદદ નહીં કરે તે કહેવું અશક્ય હતું.

તુર્કી પ્રજા ગમે તેવી તોય જુના સંસ્કારવાળી હતી. સુલ્તાનના અમલનો વિરોધ એકદમ તે સહન કરી શકે તેમ નહોતી, તેથી કેટલાકો આ નવી સરકારના વિરોધી પણ બન્યા હતા. ગ્રીકો એશિયા માઇનોરમાં આગળ વધી રંજાડ કરી રહ્યા હતા. તેનો પણ આ નવી સરકારને સામનો કરવાનો હતો. અધુરામાં પૂરું મિત્રરાજ્યોના દબાણને લીધે તેમજ પોતાની અંગત સત્તા ટકાવી રાખવા સુલ્તાન અને તેના સલાહકારોએ આ નવી સરકારનો પ્રબળ વિરોધ કર્યો હતો અને તેના મુખ્ય સંચાલકોને દેહાંતદંડની શિક્ષા ફરમાવી હતી; એટલુંજ નહીં, પણ ઇસ્તાંબુલના મુલ્લાંઓના મંડળ તરફથી તેમના દેહાંતદંડની સજાને અનુમતિ મળી હતી અને જ્યાં તેઓ મળી આવે ત્યાં ગમે તે મુસ્લીમને તેમને મારી નાંખવાની છુટ મળી હતી. આ ધાર્મિક ઘેલછાનું પરિણામ હતું. દેહાંતદંડની સજા પામેલાંઓમાં હલીદેનું નામ પણ હતું.

પરંતુ જેઓ દેશને ખાતર પ્રાણાર્પણ કરવા નીકળ્યા હોય તેઓ મૃત્યુથી ડરતા નથી. કમાલ પાશા અને તેની મંડળી ઉપર આ સજાની કશીજ અસર થઇ નહીં. એ તો પોતાનું કામ કર્યેજ ગયા.

શરૂઆતમાં ગ્રીકોના ધસારા સામે તેમજ વિરોધી તુર્કો સામે ટક્કર ઝીલવી ભારે પડી અને એકવાર તો વાત એટલે સુધી આવી પહોંચી કે એંગોરા ત્યાગ કરવાનો વખત આવી લાગ્યો. પણ તુર્કીશ પ્રજાને ગદ્દભાગ્યે ધીમે ધીમે તુર્કીશ પ્રજાકીય લશ્કર વ્યવસ્થિત થયું, અંદરનો વિરોધ શમતો ગયો અને

ઇસ્તાંબુલમાંથી વધારે ને વધારે માણસો પ્રજાકીય પક્ષમાં ભળતા ગયા; અને ગ્રીકોને મારી હઠાવવા માટે છેલ્લી તૈયારી કરવા માંડી.

આ તૈયારી દરમ્યાન હલીદે પોતાનું કામ અવિરત પરિશ્રમથી કરતી હતી. સમય મળતાં તે ઘોડેસવારી કરતાં શીખી અને આજુબાજુના ગામડાંઓમાં રહેતા લોકોના ખૂબ પરિચયમાં આવી. પોતાનાં સંસ્મરણોનું પ્રથમ પુસ્તક તેણે આ સમયે જ લખી નાંખ્યું: છેલ્લી ચડાઇની તૈયારી માટે હોસ્પીટલ તેમજ રેડ ક્રેસન્ટની વ્યવસ્થા કરવામાં હલીદેએ આગળ પડતો ભાગ લીધો અને એંગોરાની સ્ત્રીઓની એક મોટી સભા બોલાવી એ કાર્ય પાર પાડ્યું. આ કામની શરૂઆતમાં જ એંગોરા અને ઇસ્તાંબુલની બહેનો વચ્ચે ખટપટ શરૂ થઇ, પણ હલીદેના સમાધાનકારક પ્રયાસોથી તે તુર્ત જ શમી ગઇ.

નવી સરકારમાં તેને બીજું કામ અગત્યનાં તુર્કીશ લખાણો અને દસ્તાવેજોનું અંગ્રેજી કરવાનું તેમજ અંગ્રેજી લખાણોનું તુર્કી કરવાનું સોંપવામ આવ્યું હતું અને એ કાર્ય કરવામાં તેણે તેટલો જ ઉત્સાહ દાખવ્યો હતો.

નવી તુર્કીશ સરકારને કોઇ પણ યુરોપીય રાજ્યોએ માન્ય કરી નહિ; પણ રશીયાએ માન્ય કરી હતી. રશીયામાં તે અરસામાં સોવીએટ તંત્રનો અમલ પૂર બહારમાં હતો અને તેના આદર્શો સંબંધમાં લોકોમાં અનેક વાતો ચાલતી હતી. આથી તેનો અભ્યાસ કરી હેવાલ રજુ કરવા હલીદેને કહેવામાં આવ્યું, પણ તેણે અમુક કારણસર તેમ કરવાની ના પાડી હતી તેથી એ કાર્ય બીજી વ્યક્તિને સોંપવામાં આવ્યું અને તેણે મોસ્કોમાં રહી ત્યાંની પરિસ્થિતિનો અંગત અનુભવ લીધા પછી એવો અભિપ્રાય આપ્યો કે સમાજવાદ તુર્કી પ્રજા માટે ઇચ્છવાયોગ્ય નથી અને રશીયાની પ્રજા પણ તેથી સુખી થેઇ નથી.

( ૬ )

હવે જુવાન તુર્કો છેલ્લો પાસો ફેંકવા તૈયાર થયા હતા, આ વખતે હલીદે ઓફીસમાં બેસી માત્ર લખવાના કામથી સંતોષ માને એમ નહોતું. ૧૯૨૧ ના ઓગસ્ટમાં મુસ્તફા કમાલ પાશાને તુર્કીશ લશ્કરનો સેનાપતિ બનાવ્યો અને તેને સર્વ પ્રકારની કુલમુખત્યાર સત્તા આપી આ પ્રમાણે ગ્રાન્ડ નેશનલ એસેમ્બ્લીની સત્તા કમાલ પાશાના હાથમાં આવી.

ગ્રીક લશ્કર એંગોરાથી બહુ દૂર નહોતું. તેની સંખ્યા ૧ લાખની હતી; તેની યુદ્ધ સામગ્રી ઉત્તમ પ્રકારની હતી. છેલ્લા વિજયથી તેમનો ઉત્સાહ વધ્યો હતો. તુર્ક લશ્કરમાં માત્ર ૨૫૦૦૦ સૈનિકો હતા. હાર ખાવાથી તેઓ કાંઇક અંશે હતાશ થયા હતા, યુદ્ધ સામગ્રી ઉતરતા પ્રકારની હતી, તુર્કી પ્રજાનો આ છેલ્લોજ પ્રયાસ હતો; કાં તો તે વિજેતા બને છે અગર તો હારીને મૃત્યુ પામે છે.

લશ્કરમાં સ્વયંસેવકોની, સૈનિકોની ભરતી થતી હતી; ત્યારે હલીદેએ પણ સ્વયંસેવક તરીકે લશ્કરમાં જોડાવાની માગણી કરી અને તે તુર્તજ સ્વીકારવામાં આવી.

અંતિમ યુદ્ધની શરૂઆત થઇ અને ઇસ્મત પાશા, નાઝમ બે વગેરે સેનાપતિઓની વ્યૂહ રચનાથી, તુર્કી પ્રજાના મરણીયાપણાથી કે ગમે તે કારણે પણ સપ્ટેંબરમાં તુર્કીશ લશ્કરે સક્કરીયા આગળ ગ્રીક સૈન્ય ઉપર વિજય મેળવ્યો અને તુર્કી પ્રજાનું ભાવિ ત્યારથી પલટાયું.

આ અને તે પછીની લડાઇમાં તુર્કીશ સ્ત્રીઓએ પણ સારી મદદ આપી. લશ્કરમાં તો હલીદે ઉપરાંત એક બેજ બાનુઓ જોડાઇ હતી, છતાં ઘવાયેલાંઓને રાહત આપવાના

એક પાળેલા કૂતરા પ્રમાણે તારી સાથે એક દેશથી બીજે દેશ ભટકવાનું ! જીવનમાં શાન્તિ પણ ન મળે ! રોજનું ભીખારી જેવું નિરાશ્રિત જીવન ! અરેરે કેવું છે મારું જીવન !"

"પણ મારા પ્રેમ આગળ એ બધું તુચ્છ નથી શું ?"

"પ્રેમ ? અને તેયે તારી પાસે ? એ વાત જ ખોટી. તું જેને પ્રેમ કહે છે એ પ્રેમ નથી પણ તારી ઇર્ષ્યાની આગ છે. તારી એ આગમાં કોઇ કેટલાંને બાળવા માટે તું ઠામઠામ ભટકી રહી છે. મને પણ તેં પ્રેમની લાલચ આપી તારો સહાયક બનાવ્યો છે !"

પુરૂષના આ શબ્દો સાંભળી ભૈરવીએ એક લાંબો નિસાસો નાંખ્યો અને ગંભીર સ્વરે કહ્યું: "નહિ, નહિ; હું તેને ચાહતી નથી. હું તેને મારી ઇર્ષ્યાની આગમાં બાળીને ભસ્મ નહિ કરી નાંખું ત્યાં સુધી મને શાન્તિ મળનાર નથી. હવે એ દિવસને ઝાઝી વાર નથી. ચિતા સીંચીને તૈયાર રાખી છે. હવે તેને ઉંચકીને ઉપર મૂકવાની જ ખોટી છે. હવે તેને પણ બહુ વાર લાગવાની નથી."

"એવી તે શી વ્યવસ્થા કરી છે, તે કહે તો ખરી !"

આ પ્રશ્ન સાંભળી મધુરેન્દ્રને ત્યાં ઘડેલી બધીયે યોજના તેને કહી. એટલે તે પુરૂષે ફરીથી કહ્યું: "પેલી ચમત્કારિક વીંટી મળી છે. એટલે તું ઠીક ફાવી જાય છે. વીંટી ન હોત તો તારો કોઇ ભાવ ન પૂછત. તારામાં કોઇ વિશ્વાસ પણ ન રાખત. ઠીક, પણ રમેશ એ વીંટીનો ગુણ જાણતો હોવા છતાં તેણે તને એ વીંટી શા માટે આપી ?"

"પ્રેમને માટે ! ચારૂને માટે ! પ્રેમને માટે તે પોતાનો પ્રાણ પણ આપવા તૈયાર થાય. પણ હવે તો ચારૂનો દેહજ આ દુનીઆમાં ક્યાં રહ્યો છે ? તે હોત તો મારાં કારસ્થાન આટલાં યશસ્વી કદિયે ન થાત."

ભૈરવીના આ શબ્દો સાંભળી માધવેન્દ્રની શી સ્થિતિ થઇ હશે તેની કલ્પના કરવી મુશ્કેલ નથી. તેના અંગે અંગ ઉપર શીત આવ્યાં. પોતે શું સાંભળી રહ્યો છે તેનુ તેને ભાન ન રહ્યું.

થોડી વાર રહીને તે પુરૂષ બોલ્યો: "તેં ચારૂને નદીના જલપ્રવાહમાં ફેંકી દીધી તે ઠીક નહિ કર્યું. તેણે તારૂં શું બગાડયું હતું ?"

ભૈરવીની આંખો લાલ લાલ થઇ ગઈ. હાથ મસળીને તે બોલી: "મારૂં શું બગાડયું હતું ? તેણે તે મારા પ્રેમાળહૃદયમાં ઇર્ષ્યાની આગ સળગાવી."

"પણ તેને પાણીમાં નાંખી ન દેતાં તેં ગુપ્તપણે જીવતી રાખી હોત તો તે કાંઇ તારૂં બગાડી નહિ શકત !"

"અરે તેને જીવતી રાખવાની જ નહિ, પણ સુખી કરવાની પણ મારી ઇચ્છા હતી. કોઇક ધનિક ગૃહસ્થને સારી સરખી રકમ લઈ ચારૂને વેચી દેવાની મારી ઇચ્છા હતી. પણ અત્યંત પ્રલોભનો દર્શાવ્યા છતાં તે માંને જ નહિ એટલે ન છૂટકે મારે તેને બેશુદ્ધ બનાવી પાણીમાં ફેંકી દેવી પડી."

"એ તો ઠીક; વીંટીથી ભવિષ્ય કાળની વાત જાણવામાં નથી આવતી તો કોઇને બેશુદ્ધ કરતાં તું ભવિષ્ય કેવી રીતે બોલાવે છે ?"

"એ સમજવાને હજી વાર છે. તારૂં જ્ઞાન હજી સાધારણ છે."

"અરે મારામાં બીલકુલ જ જ્ઞાન નથી એમ કહેને ? જ્ઞાન હોત તો બધું ભુલી જઇ તારી પાછળ રખડત ખરો ?"

"આજ કાલ બોલવામાં પણ તું બહુ અભિમાન રાખવે છે, ખરૂં ?"

"ખરૂં પૂછો તો હવે હું છેક જ કંટાળી ગયો છું; તેમાં મને ઉધરસને રોગ થયો.

એટલે આખો દિવસ મેં આજ સુધી શાં શાં કામ કર્યાં તેનાજ વિચાર આવ્યા કરે છે ! "

"પણ એવા નકામા વિચાર શા માટે કરે છે ? થોડા જ દિવસ સબૂરી પકડ શત્રુનો નાશ થતાં જ આપણે સુખી થઇશું. મધુરેન્દ્ર મને માંગીશ એટલું ધન આપશે એટલે આપણે સુખમાં આપણો સંસાર ચલાવીશું."

"પણ મને સુખ મળશે કે નહિ એનો જ સંશય છે ! "

"એમ કેમ ? તને એમ કેમ લાગે છે ?"

"મને તારૂં વર્તન ગમતું નથી."

"કેમ ? હું દુરાચારિણી છું ? "

"તે હું કાંઈ નથી કહેતો. તું સમાજ વિરૂદ્ધ વર્તી રહી છે."

ભૈરવીને અત્યંત ક્રોધ ચઢયો. તે તીવ્ર સ્વરે બોલી: "મારૂં વર્તન તને ન પસંદ પડતું હોય તો તારી મરજી હોય ત્યાં ચાલ્યો જા."

"ઠીક; ત્યારે એમ જ કરૂં છું. અહીંથી જઇ તારી બધીય હકીકત રમેશને જણાવી દઇશ એટલે તે મને જરૂર આશ્રય આપશે."

"પણ અહીંથી તું સાજો સમો જઈ શકીશ ખરો કે ? " ભૈરવીએ અત્યંત આવેશમાં કહ્યું.

થોડીવાર બન્ને મુંગા રહ્યાં. ભૈરવીનો આવેશ ઉતરી ગયો. તેના ચહેરા ઉપર પશ્ચાત્તાપની ઘેરી છાયા ફરી વળી. તે પુરૂષને પગે પડી, બોલી, "તારે ભરોસે રહી મેં આટલો લાંબો પ્રવાસ કર્યો; હવે તું મને આવી નિરાધાર સ્થિતિમાં છોડી જશે ? હું તારી જ છું. હું ક્રોધમાં ગમે તેમ બોલી ગઈ. મારા અપરાધની ક્ષમા આપ ! મારૂં સૌન્દર્ય, મારૂં જીવન અને મારૂં યૌવન સઘળું તને જ અર્પણ કરેલું છે."

ભૈરવીના આજીજીભર્યા સ્વરે પુરૂષનું હૈયું પીગળાવ્યું. જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ પાછા બન્ને વાતે વળગ્યાં. ભૈરવીએ કહ્યું:

"વીંટીથી બેશુદ્ધ થયેલો માણસ વીંટીના પ્રતાપે તો ભૂતકાળજ કહી શકે છે. છતાં હું પૂછ પૂછ કરતાં તે ભવિષ્યકાળ પણ ભાખે છે. એનું રહસ્ય આવું છેઃ બેશુદ્ધ કરનાર અને બેશુદ્ધ બનનાર બન્નેના આત્માનો તે વખતે અંતઃકરણમાં મેળાપ થાય છે. એટલે બેશુદ્ધ બનનારનો આત્મા બેશુદ્ધ બનાવનારને આધીન બને છે. આથી બેશુદ્ધ બનાવનારનું મન જે કહે કે બોલે તે બેશુદ્ધ બનનારનો આત્મા પણ કહી શકે છે. આ રીતેજ મેં મધુરેન્દ્રને ફસાવ્યો. અને તેના માણસને બેશુદ્ધ બનાવી મારા પ્રશ્નોના ઉત્તરો તેના દ્વારા મેં જ આપ્યા."

"તું પાછી ત્યાં ક્યારે જવાની છે ?"

"એક બે દિવસમાંજ."

"તેં ત્યાં માધવેન્દ્રને જોયો હતો કે ?"

"હા; મંદિરમાં અકસ્માત તેને જોયો હતો. પણ તે મને ઓળખી શકયો હોય એવું મને લાગ્યું નહિ."

"મારા એક પ્રશ્નનો ઉત્તર આપીશ !"

"નહિ કેમ આપું ? હું તારાથી કયાં કોઇ વાત છૂપાવું છું ?"

"તો કહે, તેને જોતાં તને તેના ઉપર પ્રેમ ઉત્પન્ન થાય છે કે નહિ ?"

ભૈરવી ખડખડાટ હસી પડી, અને પછી બોલી: "ખોટું શું કામ કહું ? ખરૂંજ કહું. અતૃપ્ત આકાંક્ષા જ્યારે ઇર્ષ્યાનું રૂપ ધારણ કરે છે ત્યારે તે કદિય પાછી પ્રેમમાં પરિણમતી નથી. હું પગે લાગીને પ્રેમ કરવાવાળી નથી. તેમ પ્રેમને માટે માથે હાથ રાખી બેસી રહેનારી પણ નથી. મારો પ્રેમ એટલે તો પ્રભુથી મનુષ્યના પ્રાણ સાથેની રમત. તે મને જ્યારે દગો દે ત્યારે હું તેનો નાશ કર્યા- વિના નહિ રહું !"

ભૈરવીના આ શબ્દો સાંભળી પેલો પુરૂષ ચક્રમમાંના રોમેરોમ સ્ફોરી રહ્યાં. થોડી વારે તેણે પ્રશ્ન કર્યોઃ "રાત્રિ કેટલી વીતી ?"

"મધ્યરાત્રિ વીતી ગઈ હશે!"

"તો હવે સૂવું છે કે નહિ?" કહી બન્નેએ સુવાની તૈયારી કરવા માંડી. માધવેન્દ્ર પણ ત્યાંથી સીધો નદી કિનારે પોતાની હોડીમાં જઇ બેઠો. બધી ઘટનાઓની વિચારમાળા તેના મગજમાં ચાલી રહેલી હોઇ તેની આંખમાં નિદ્રા આવતી ન હતી.

---

## પ્રકરણ ૪૨ મું

ભાદ્રપદ માસ ચાલુ હતો. એટલે શીતળાક્ષી નદીમાં પાણી બેવડાયું હતું. પાણીનો ખળખળ અવાજ મધુર લાગતો હતો.

જે સ્થળે શીતલાક્ષી અને બ્રહ્મપુત્રા નદીનો સંગમ થતો હતો, તે સ્થળથી થોડેક દૂર માધવેન્દ્રે પોતાની નૌકા નાંગરી. એ સ્થળની આજુબાજુ પુષ્કળ ખેતરો આવેલાં હતાં. માધવેન્દ્ર હોડીમાંથી ઉતરી એક ખેતરમાં ગયો. ખેડુતોની સ્થિતિ સામાન્ય રીતેજ ગરીબ હોય છે, તેમાંય આ લોકો વિશેષ ગરીબ હતા. માધવેન્દ્રે તેઓમાંથી બળવાન અને સશક્ત બાર જુવાનો પસંદ કર્યા અને તેમને મરજી પ્રમાણે પૈસા આપી પોતાને હાથ કર્યા.

આ બાર માણસો માટે એક હોડી કરી અને પોતાની હોડી સાથે એ પણ ચલાવવા જણાવ્યું.ભૈરવી જે ઠેકાણે ઉતરી હતી તેની પાસેજ એક વળાંક આગળ એ નાગરી રાખી. આ સ્થાન અત્યંત નિર્જન હતું. આજુબાજુ પુષ્કળ ઝાડી આવી રહી હતી. એટલે આ બન્ને હોડીનાં અસ્તિત્વની કોઇને જાણ પડી નહિ.

બે દિવસ આ જ સ્થિતિમાં પસાર થઇ ગયા. તે બાદ ત્રીજે દિવસે ભૈરવીની હોડી પાણીમાં તરતી દૃષ્ટિએ પડી. એ હોડી ચાલવા માંડી. તેની પાછળ જ માધવેન્દ્રે પોતાની બન્ને હોડીઓ હંકારવાનો નિર્ણય કર્યો. પોતે સાથે લીધેલા યુવાનોને આગળ ચાલતી હોડી ઉભી રખાવવા માધવેન્દ્રે સૂચના કરી.

તરતજ એ યુવાનોએ પોતાની હોડી આગળ લીધી. ભૈરવીની હોડી તદ્દન નજીક આવી જતાં તેઓમાંના એક જણે પોકાર કર્યો: "હોડી ખડી કરો."

તેમના એ પોકાર સાથે જ પાછળની માધવેન્દ્રની હોડીમાંથી બંદુકનો એક બાર થયો! એટલે ભૈરવીની હોડીનો નાવિક થરથર કંપી ઉઠયો. ખેડુત જુવાનોને તો એ સીધી રીતે ન ગણકારત. પરંતુ બંદુકના બાર આગળ તેમનું કાંઈ ચાલે એમ નહતું. એટલે ભૈરવીની હોડી થંભી ગઇ

આ સમયે માધવેન્દ્રે જુવાનોના આગેવાન સમા જણાતા એક યુવક સાથે કાંઇક વાતચીત કરી. એટલે તે બીજા બે જુવાનો સાથે ભૈરવીની હોડીમાં કૂદી પડયો.

ભૈરવી પોતાના બચાવની કાંઇ પણ તૈયારી કરે તે પહેલાં તો બે જુવાનોએ ભૈરવીના બન્ને હાથો મજબુત રીતે પકડી રાખ્યા અને એક જણે ભૈરવીના હાથમાંથી ચમત્કારિક વીંટી કાઢી લીધી ધારેલું કામ પાર પડતાં ત્રણે જણ ભૈરવીની હોડીમાંથી પોતાની હોડીમાં કૂદી પડયા.

ભૈરવીની સ્થિતિ અત્યંત શોચનીય બની. તેનો પોતાનો પ્રાણ જાત તો તેને આટલું બધું ન લાગત. વીંટી જતાં જાણે સર્વસ્વ ગયું હોય એમ તેને લાગવા માંડયું. ભવિષ્યનાં ભયંકર બનાવો ભૈરવીની આંખ આગળ ખડા થવા માંડયા.

ઘણે દૂર ગયા પછી માધવેન્દ્રે ખેડુત યુવાનોને સારી બક્ષીસ આપી રવાના કર્યા. અને પછી જયપુર તરફ પોતાની હોડી ઝડપથી હંકારી મૂકી. (અપૂર્ણ)

# સ્ત્રીશક્તિનો સ્વાતંત્ર્યસત્ર

[ ગતવર્ષની સ્ત્રીશક્તિની સાધનાઓનું ઝાંખું સમદર્શન ]

કરનાર: શ્રી યજ્ઞેશ શુક્લ

" રાષ્ટ્રીય લડતમાં અત્યાર પહેલાં સંજોગ વશાત્ દેશે સ્ત્રીઓનો અનાદર કર્યો હતો. પરંતુ તેઓ શી શી સાધના કરી શકે એમ છે, તે ગયા વર્ષની રાષ્ટ્રીય લડત દરમ્યાન પૂરતા પ્રમાણમાં જાહેર થયું છે. મજુર, યુવક અને સ્ત્રીમાં તો અતુલ શક્તિ અનામત રહેલી છે. એ શક્તિને માર્ગ આપવો જોઇએ " ફરીદપુરની જીલ્લા પરિષદનાં પ્રમુખસ્થાનેથી ભાષણ કરતાં શ્રી પૂર્ણચન્દ્ર દાસે સ્ત્રીઓએ ઉઠાવેલા સ્વાતંત્ર્ય-સંગ્રામમાં આપેલા ફાળાની નોંધ ઉપરનાં શબ્દોમાં લીધી છે એ સાચું જ છે કે છેલ્લા અહિંસક સંગ્રામ પહેલાં હિન્દને પોતાની સ્ત્રીશક્તિનો સાચો પરચો જોવા મળ્યો ન હતો. અગાઉના ઇતિહાસમાં ભારતીય સ્ત્રીશક્તિની ગૌરવગાથાઓ સાંભળનાર ભારતીય પુરૂષવર્ગ વીસમી સદીની ભારતીય સ્ત્રીશક્તિમાં જોઇએ એટલો વિશ્વાસ ધરાવતો ન હતો અને તેથી અત્યાર પહેલાંનાં અનેક ક્ષેત્રોમાં સ્ત્રીએ કરવાનાં કામો પણ, પુરૂષોને હાથે જ થયાં હતાં. આવાં કાર્યક્ષેત્રમાં પડેલી સ્ત્રીઓના દાખલા અપવાદ રૂપ જ હતા.



સૌ. નવલબ્હેન દફતરી,
મુંબાઇનાં એક સેવિકા

સને ૧૯૩૦ના માર્ચની તા. ૧૨મીએ, મીઠાનો કાયદો તોડી સવિનય કાનૂનભંગની અખિલ ભારતીય ચળવળ શરૂ કરવા માટે મહાત્મા ગાંધીજીએ પોતાના ચુસ્ત સત્યાગ્રહીઓ સાથે દાંડી જવા સાબરમતિ આશ્રમમાંથી મહાભિનિષ્ક્રમણ કર્યું. તે વખતે પણ ગાંધીજીએ ચોક્કસ કારણોસર પોતાની સાથે સ્ત્રીઓનો સમાવેશ કરવા ના પાડી. અંગ્રેજોની સ્ત્રીસન્માનની ભાવના પ્રત્યે અપૂર્વ વિશ્વાસ ધરાવતા મહાત્માજીએ બહેનોને પોતાની સાથે લેવા ના પાડી. આથી બહેનો નિરાશ થઇ ગઇ. તેમને એમ લાગી ગયું કે 'ભારતમાતાની મુક્તિમાં શું અમારો ફાળો નાહ ?'



સૌ. શાન્તાબ્હેન પટેલ,
૧૮મી વિશ્વ-સભાના ઉપપ્રમુખ

ગાંધીજી બહેનોનો ઉત્સાહ માપી રહ્યા હતા. તેમણે બહેનોને સોંપવાનાં કાર્યની વિચારણા શરૂ કરી. તા. ૧૨મી માર્ચે અમદાવાદથી નીકળેલા મ. ગાંધીજી તા. ૫મી એપ્રિલે દાંડી પહોંચ્યા. તે દરમ્યાન માર્ગમાં તેમને સન્માનવા-વંદવા પ્રજામેદનીએ બતાવેલો ઉત્સાહ સારો છતાં ભવ્ય, દિવ્ય હતો. ક્યદાયકી પ્રજામાં ગુલામીની બેડીઓ તૂટવાનો તનમનાટ જાગ્યો હતો. અને આમાંય અખૂટ શ્રદ્ધા ધરાવનારી ગામડીયણ બહેનોએ ગાંધીજીમાં સાક્ષાત્ પ્રભુનાં દર્શન કર્યાં ભારતના એ તારણહારને પગલે ચાલવા બાખા દેશે તૈયારી આદરી દીધી.

તા. ૬ઠ્ઠી એપ્રિલથી જલિયાનવાલા બાગના અત્યાચારનું સ્મરણ ચિરંજીવ રાખવા આખાય ભારતમાં રાષ્ટ્રીય સપ્તાહ ઉજવાય છે એ દિનના પૂનિત પ્રભાતે દાંડીના દરિયા કિનારે મહાત્મા



સૌ. સરલાદેવી અંબાલાલ

ગાંધીજીએ તેમના સત્યાગ્રહીઓ સાથે પ્રતિબંધિત મીઠું ઉપાડ્યું. અને આખા ભારતમાં એ દિને સબ-રસ સત્યાગ્રહના મંડાણ થયાં. આગેવાનોની ગિરફતારીના તાર છૂટવા માંડયાં છતાં દાંડીમાં તો પૂ. ગાંધીજી અને તેમની સત્યાગ્રહી સેના સ્વતંત્ર હતી. તેમને પકડી તેજ વખતે બળતામાં ઘી ન હોમવા જેટલી સાવચેતી બ્રિટિશ સરકારે દાખવી.

દરમ્યાન બહેનોની અધિરાઈ વધતી જતી હતી. એ જોઈ ગાંધીજીએ તા. ૧૩ મી એપ્રિલ ૧૯૩૦ ને રોજ દાંડીમાં અને પાછી વિજલપોરમાં ગુજ-રાતની બહેનોની પરિષદ ભરી. ૧૩ મી એપ્રિલે દાંડીમાં મળેલી ગુજ-રાતણની પરિષદમાં 'ગુણસુંદરી'ના પ્રતિનિધિ તરીકે હું હાજર રહ્યો હતો. તે પ્રસંગે જોયેલું દૃશ્ય હજુય હૃદયપટ ઉપર અંકિત છે. બહે-નોનો ઉત્સાહ, તેમાંય ગામડાંની બહેનોનો ઉત્સાહ અપૂર્વ શ્રદ્ધાથી અંકિત હતો. તેમને કામ કરવું હતું, દલીલોને તેમની આગળ સ્થાન ન હતું. એ પરિષદમાં ગાંધીજીએ બહેનોને વિદેશી કાપ-ડની દુકાનો અને દારૂ તાડીનાં પીઠાંની ચોકી કરવાનું કામ સોંપ્યું. ગાંધીજીને બહેનોની શાન્તિ અને અહિંસામાં અખુટ વિશ્વાસ હતો. અને તેથીજ આવી જવાબદારીવાળું કાર્ય તેમણે બહેનોને સોંપ્યું. પરદેશી કાપડદ્વારા ભારતનું ધન પરદેશ ઢસડાઇ જાય છે; પરિણામે કરોડો લોકોને ભૂખ્યા રહેવું પડે છે; વસ્ત્રો વિના અર્ધ નગ્ન સ્થિતિમાં રહેવું પડે છે. દારૂ તાડીનાં કેફી વ્યસનથી પ્રજાની માનસિક, આર્થિક અને શારીરિક વિવિધ અધો-ગતિ થઈ રહી છે. એ અટકાવવાની પણ અનિવાર્ય જરૂર જ છે. બહેનોએ સોંપેલું કાર્ય પૂર્ણ ઉ-ત્સાહથી ઉપાડી લીધું અને એ કાર્ય કેટલે અંશે સફળતા પામ્યું છે તે તો ગયા વર્ષની આયાતના આંકડા અને આબકારી આંકડા જોતાં સહેજે જણાઈ આવશે.

વિદેશી કાપડની દુકાનો અને દારૂતાડીનાં પીઠાંની ચોકીનું કાર્ય આખાં હિન્દમાં બહેનોનું મુખ્ય કાર્ય થઇ પડયું. મુંબાઇ, સુરત, અમદાવાદ, દિલ્હી, કલકત્તા, મદ્રાસ, તેમજ અન્ય સર્વ સ્થળે ચોકી વ્યાપક થઇ ગઇ. ધનેખરે અંશે એ બહેનો-નાજ હાથમાં હતું. એ કાર્ય ખરેખર વિકટ હતું. વિદેશી કાપડના વેપારીની દુકાને ખડા રહી, અનેક રવભાવવાળા ઘરાકોને વિદેશી કાપડ ન ખરીદવા સમજાવવું, તેમ કરતાં ધરાકના કે વેપા-

રીના અપમાનો સહન કરવાં. અરે કેટલીક વખત તો હૃદય ઉકળાવી નાંખે એવા શબ્દપ્રહારો કે હીચકારી ચેષ્ટા સુદ્ધાં સહન કરવાના પ્રસંગો બને. છતાંએ શાન્તિ અને ધૈર્ય ધારી બહેનો એ સૌ ગળે ઉતારી જાય. અહીંજ અહિંસા અને પ્રેમનો ખરેખરો વિજય છે. બહેનો તિરસ્કારનો ભાવ તિરસ્કારને ગળે ઉતારીને જ જિતી શકી. સહનશીલતાની મૂર્તિ સમી એ બહેનોએ સત્યાગ્રહ દરમ્યાન પોતાની ફરજ બજાવતાં અહિંસાનું અપૂર્વ પાલન કરી આખાં ભારતની જ નહિ પણ જગતની પ્રસંશા મેળવી લીધી છે.

વર્ષો થયાં ગુલામીમાં સબડતી ભારતીય પ્રજા, એ પ્રજાની ઘરના ખુણામાં ભરાઇ બેસનારી અભણ સ્ત્રી, રૂઢી અને સમાજની શૃંખલાને ફગાવી દઇ, નોકરશાહીની સામે મુએરા ઉપાડે, પોલીસની લાઠીઓના પ્રહારો ઝીલે; કારાગ્રહની કાળ કોટડીને



કુ. મૃદુલા અંબાલાલ



શ્રી. કમળાબહેન કિ. સંઘવી, ઘાટકોપરનાં પ્રખર સેવિકા

પણ સ્વર્ગ બનાવી મૂકે અને તેપે એક બેની સંખ્યામાં નહિ પણ હજારોની સંખ્યામાં, વય જાતિ કે જ્ઞાતિનો ભેદભાવ રાખ્યા વિના, એ શૌર્ય અને વીરતા આજ સુધીમાં કોઈ પણ દેશની સ્ત્રીઓએ બતાવ્યાનું જાણ્યામાં નથી.

વિદેશી કાપડની દુકાને ખરે પગે ઉભી રહી ગ્રાહકને વિદેશી કાપડ ન લેવા સમજાવતી દેશ સેવિકાને જુઓ, પીઠાંમાં જતાં પોતાના ભૂલેલા દેશભાઇને દેશનું સત્યાનાશ વાળનાર એ બદીથી દૂર જવા આજીજી કરતી દેશસેવિકાને જુઓ, દારૂતાડીનાં પીઠાંના પરવાના માટે થનારાં લીલાંગ આગળ એ અનીતિનો વેપાર ન કરવા લીલાંગમાં ભાગ લેનારાઓને સમજાવતી દેશસેવિકાઓની ટુકડીએ જુઓ, પ્રાણથી પણ પ્યારા રાષ્ટ્રધ્વજને વંદન વંદવા એકત્ર થયેલી 'ઝંડા ઉંચા રહે હમારા' ગીત લલકારતી દેશસેવિકાઓનું ઝુંડ નીહાળો, મનાઈહુકમનો ભંગ કરી જયજયકાર પોકારતી, કે પોલીસ અને સાર્જન્ટોના નિર્દય લાઠીપ્રહારો ઝીલતી ' વંદેમાતરમ્ ' નો પોકાર કરતી વીરાંગનાઓ જુઓ, અથવા ગિરફતાર થઇ પોલીસથાનમાં એકત્ર મળેલી બહેનોનો ' ભારતમાતાકી જય ' નો પોકાર સાંભળો, સ્ત્રીશક્તિનો પ્રચંડ વેગ ઉછળી રહેલો જણાશે અને તમારૂં શીર ઝુકી જશે. " જય હો ભારતની સ્ત્રીશક્તિનો ! "

# સ્ત્રીજગત્

## સ્વદેશ

મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓઃ યુદ્ધ પછીની સંધિકાળની શાન્તિ દરમ્યાન આખાં હિન્દમાં રચનાત્મક કાર્ય થવા માંડયું છે. ભારતીય મહિલાઓ પણ એવાં રચનાત્મક કાર્યમાં મંડી ગઇ છે. સંધિની એક શરત પ્રમાણે વિદેશી કાપડની દુકાનો અને દારૂ તાડીનાં પીઠાંની ચોકી તદન શાન્ત રીતે થવી જોઇએ. આવી શાન્તિ બહેનો જ જાળવી શકે એમ માનવા મ. ગાંધીજીએ બહેનોદ્વારા જ આ ચોકીનું કામ ચાલુ રાખવા આગ્રહ કરેલો છે. એટલે મુંબાઇ, અમદાવાદ વલસાડ, નેલોર. કેરલ, તેમજ બીજાં અનેક સ્થળોએ બહેનો ચોકી કરે છે. આવી રીતે ચોકી કરતાં બહેનો અનેક વખત અપમાન સહી અપૂર્વ સહનશીલતા બતાવી રહી છે. મુંબાઇ જેવા શહેરમાં પણ ભુલેશ્વર અને ગીરગામ તરફનાં કાપડીયા ભાઈઓ બહેનો તરફ અપમાનયુક્ત વર્તન કરે એ ખરેખર શરમની વાત છે. ભુલેશ્વર ઉપર એક વેપારીએ એક સેવિકાબહેનને ધક્કો સુદ્ધાં માર્યો હતો. ઉપરાંત ગાળ દેવાના બનાવ તો તદન સામાન્ય હોય છે. કરાંચીમાં એક મુસ્લીમ ઘરાકને સ્વદેશીને બદલે વિદેશી પધરાવવા જતાં એક સેવિકા બહેને ચેતવણી આપતાં વેપારીએ ચીડાઇ જઇ તમાચો માર્યો હતો.

પ્રશસ્ય દેશસેવાની કદર તરીકે મુંબાઇના મારવાડી યુવક સંઘે તેમને પુ. કસ્તુરબાને હાથે માનપત્ર આપ્યું હતું. રાષ્ટ્રીય સ્ત્રી સભા તરફથી પણ તેમને માનપત્ર અપાયું હતું.

મુંબાઇનાં રાષ્ટ્રીય કાર્યમાં સમૃદ્ધ વરીકે ફાળો આપતી બે સ્ત્રી સંસ્થાઓ હિંદુસ્તાની સેવાદળ સ્વયંસેવિકા વિભાગ અને દેશ સેવિકાસંઘ પોતાનાં બળમાં વધારો કરી રહેલ છે. અને તેમણે પોતાનો કાર્યક્રમ પણ ઘડી લીધો છે. સેવિકાદળ તરફથી કવાયત વર્ગો, હિન્દીશિક્ષણ વર્ગો વગેરે શરૂ થયા છે, સેવિકાદળે પહેરો રાખવો, ચોકી કરવી, સમાજ સેવા ખાદી પ્રચાર, સ્વદેશી પ્રચાર અને પ્રાંતિક મહાસભા મુકરર કરે તે કાર્યક્રમનો સેવિકાની ફરજમાં સમાવેશ કર્યો છે. બન્ને સંસ્થાઓ તરફથી વખતો વખત પ્રચારકાર્ય માટે સભાઓ ભરવામાં આવે છે. તેમાં શ્રીમતી સરોજિની દેવી. ડો હાર્ડીકર વગેરેએ ભાષણો કરી બહેનોનાં કાર્ય વિશે સમજણ આપી હતી. ડો હાર્ડીકરે વિલેપારલેની બહેનોને પણ ઉદ્બોધન કર્યું હતું.

મુંબાઈ માંડવીમાં બહેનોને હાથે જ ચાલતો એક સ્વદેશી ભંડાર સૌ. હંસાબહેન મહેતાનાં હસ્તે ખુલ્લો મૂકાયો છે.

ગુજરાત કાઠિયાવાડમાં પણ શાન્ત પ્રચારકાર્ય થઇ રહ્યું છે. ખાદી પ્રદર્શન ભરાય છે. ચોકી

મુંબાઇમાં એપ્રિલ … સપ્તાહ ઉજવાયું … ખાદીફેરી કરવામાં, … તેમજ બીજાં કાર્યમાં … રાષ્ટ્રધ્વજ દિન-તા.૨ … નાયડુએ રાષ્ટ્રધ્વજ … રહેલી સૈનીકાઓનાં … કર્યા હતાં. શ્રીમતી …



સૌ. પરીનબહેન કેપ્ટન

… સ્વાગત … ઉત્સવ … ભવિષ્ય માટે પોતાનું અપૂર્વ સંયમ જમા હતા … ની આશા રાખી ભારતની સ્ત્રીશક્તિને … હતા … ક્રાંતિ …

… પ્રેમ ને ભારતીય … મુસ્લીમ … સંગ્રામ … છે. અને પ્રેમ … કાર્યમાં મંડી છે. એ પણ પોતાનું …

એક દિવસ ભૂખે રાખવામાં આવ્યાં તેમને કોઇ અજાણ્યે સ્થળે લઇ ગયા છે. નાગપુરમાં ચાલ સત્યાગ્રહને અંગે શ્રીમતી ગંગાબાઈ ચોખે ને ૬ માસ સખ્ત કેદ રૂા. ૫૦ દંડ વા ૧॥ માસ વધુ કેદની સજા થઇ છે.

ગયા માસ દરમ્યાન જુદા જુદા પ્રાંતની મહિલા પરિષદો પણ ભરાઇ હતી. પુનાની મહિલા પરિષદ શ્રીમતી હેમપ્રભા મજુમદારનાં પ્રમુખપદે ભરાઈ હતી. તેમાં મુસ્લીમ સ્ત્રીઓ પડદો ફગાવી હાજર રહી હતી. કેરળ પ્રાંતિક મહિલા પરિષદ શ્રીમતી પદ્માવતી આશરનાં પ્રમુખ પદે મળી હતી. તેમાં કેરળમાં મહિલા દેશ સેવિકાસંઘ સ્થાપવાનો ઠરાવ થયો હતો. અને પ્રાથમિક કન્યા કેળવણી ફરજીઆત કરવાનો તથા બીજા ઠરાવો થયા હતા. દક્ષિણ કનારા સ્ત્રી-પરિષદ મેંગલોરમાં શ્રીમતી કૃષ્ણાબાઇ પંજેકરનાં પ્રમુખપદે મળી હતી. તેમાં નવાં બંધારણમાં સ્ત્રીઓ માટે સમાન હકકની માગણી કરતા તેમજ વિદેશી કાપડની દુકાનોએ સખ્ત ચોકી કરવાનો ઠરાવો થયા હતા.

શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય સીલોન ગયાં હતાં. ત્યાં તેમનો સત્કાર થયો હતો.

**સ્ત્રીશક્તિ: ગુજરાતણનું સાપ્તાહિક:** અમે ગયા અંકમાં ખબર આપી હતી તે પ્રમાણે મ. ગાંધીજીના કારાવાસ દિનથી સુરતનાં ગાંડિવ સાહિત્ય મંદિર તરફથી સૌ. ઉર્મિલાબ્હેન મ્હેતા અને સૌ. વિલાસિકાબેન મ્હેતાના માનદ તંત્રપદે 'સ્ત્રીશક્તિ' અઠવાડિકની શરૂઆત થઇ છે. આ લખાય છે ત્યાં સુધીમાં એના ત્રણ અંકો પ્રકટ થયા છે તે જોતાં એમ લાગે છે કે સમય જતાં એનાં સ્વરૂપ વસ્તુમાં ઘટતો સુધારો કરવાનો અવકાશ મળતાં એ વધુ સારા પ્રમાણમાં ખીલી શકશે. ગુજરાતની બહેનોની પ્રવૃત્તિ દિન પ્રતિદિન એટલી વધતી જાય છે કે આવાં એક પત્રની જરૂરીઆત હતી. તે પૂરી પાડવા માટે શ્રી. વીમાવાળા ભાઇઓને અભિનંદન ઘટે છે. બે અંકોમાં પ્રકટ થએલી વસ્તુઓ—વાચન અને ખબર બન્નેનું સારું સાહિત્ય પૂરું પાડે છે. અમે 'સ્ત્રીશક્તિ'ને આવકાર આપીએ છીએ અને એને સફળતા ઇચ્છીએ છીએ.

## હિન્દુસ્તાનમાં વિધવાઓ

છેલ્લી વસ્તીગણત્રી પ્રમાણે હિન્દુસ્તાનની કુલ વસ્તી નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| પુરૂષો | ૧૬ કરોડ | ૨૦ લાખ |
| સ્ત્રીઓ | ૧૫ કરોડ | ૩૨ લાખ |
| અપરિણિત પુરૂષો | ૮ કરોડ | ૬ લાખ |
| ,, સ્ત્રીઓ | ૫ કરોડ | ૪૮ લાખ |
| પરિણિત પુરૂષો | ૭ કરોડ | ૧૦ લાખ |
| ,, સ્ત્રીઓ | ૭ કરોડ | ૧૦ લાખ |
| વિધુરો | ૧ કરોડ | — |
| વિધવા | ૨ કરોડ | ૬૮ લાખ |

આમાં ૫ વર્ષની અંદરની વયની વિધવાઓની સંખ્યા ૧૫૦૦૦ની છે

**અસભ્ય અને હીચકારો હલ્લો:** નડિયાદની સ્ત્રીઓની ઇસ્પિતાલનાં સ્ત્રીડાક્તર મીસ સામંતને એક કેસ તપાસવાને બહાને રાત્રે બહારગામ લઇ જઇ તેમની ઉપર રસ્તામાં અસભ્ય હલ્લો કરવા માટે નડિયાદની મ્યુનિસિપાલીટીના સભ્ય અને સેનીટરી સમિતિના પ્રમુખ ડૉ. બાબુભાઇ સામે ફરિયાદ મડાઇ હતી. તેમને ગુન્હેગાર ઠરાવી અમદાવાદના સેસન્સ જડજ મી. ઉનીસે એક વર્ષ સખ્ત કેદની સજા કરી છે. મ્યુનિસિપાલીટી જેવી સેવાભાવી સંસ્થામા જોડાયા પછી આવી અધમવાસના સેવવાના પ્રયાસ થાય અને અસહાય દશામાં સેવાના ધંધામાં પડેલાં બહેન સામે અસભ્ય અને હીચકારો હલ્લો થાય એ શરમજનક નહિ પણ તિરસ્કારને પાત્ર છે. મીસ સામંતે પોતાની આબરૂ જવાને લીધે આવા બનાવ પ્રત્યે મૌન ન ધારતાં ગુન્હેગારને યોગ્ય શિક્ષા અપાવવાનું પગલું લીધું તે માટે તેમને અભિનંદન ઘટે છે.

**અમદાવાદમાં વિદ્યાર્થીનીગૃહ:** અમદાવાદની કોલેજ અને હાઇસ્કુલોમાં અભ્યાસ કરતી બહેનો માટે વિદ્યાર્થીનીગૃહ ત્રણ વર્ષથી ચાલે છે. એમાં રહેવા જમવાની યોગ્ય સગવડ છે. વ્યવસ્થાપક સમિતિમાં શ્રીમતી વિદ્યાબહેન નીલકંઠ અને શ્રીમતી શારદાબહેન છે. વિદ્યાર્થીની દીઠ માસિક રહેવા જમવાનો ખર્ચ રૂા. ૨૫) આવે છે. જુનની

તા. ૧૦ મીથી નવી ટર્મ શરૂ થશે. આ સંબંધી વિશેષ માહિતી માટે સુપરિન્ટેન્ડન્ટ ગર્લ્સ હોસ્ટેલ, એલીસ બ્રીજ, અમદાવાદને લખવું.

**શ્રીમતી જયાકુમારી મોદી:** ભાવનગરની શામળદાસ કોલેજના સંસ્કૃતના અધ્યાપક પ્રો. પ્રતાપરાય મોદીનાં પત્ની શ્રીમતી જયાકુમારી પતિ સાથે જર્મની જઇ બાલકઉછેર અને સ્રીવર્ગને યોગ્ય અંગકસરત વગેરે સ્રીઉપયોગી વિષયોનો શાસ્ત્રીય અભ્યાસ કરી પાછાં હિંદ આવ્યાં છે. તેમને અમારાં અભિનંદન. તે સાથે આશા છે કે ગુજરાતની બહેનોને તેઓ પોતાના અભ્યાસનો લાભ આપશે.

**વૃધ્ધ લગ્ન માટે સજા:** ભાવનગર રાજ્યનો લગ્નધારો છડેચોક તોડીને લગ્ન કરનાર બોટાદના એંશીવન વર્ષના કસ્તુર ધડીઆળીને રૂ. ૨૨૫) દંડ અથવા બે માસ આસાન કેદની સજા થઇ છે.

**ફજેતો:** મોટા દેવલીયામાં એક બુઢ્ઢા વરરાજા એક બાળાનો ભવ બગાડવા આવેલા જાન આવતાં જ તેના પર ચોખી મૂંઝાઈ. ચોખી એટલી સખ્ત થઇ કે પરિણામે વરરાજને પરણ્યા વિનાજ પાછા જવું પડયું.

**લોહાણા સતી:** થાણા જીલ્લાના પડઘા ગામે તા. ૧૨ મી એપ્રિલે સૌ. યશોદા નામના એક બહેને પોતાના પતિ ડા. ખીમજી આણંદજી અવસાન પામતાં સહગમન કર્યું ! કહે છે તે પ્રમાણે આ બહેનને સત ચડયું હતું. મ. ગાંધીજીએ આ કૃત્ય વખોડી કાઢયું છે.

**શ્રીમતી કમલાબાઇ દેશપાંડે,** પી. એચડી ઝેકોસ્લાવીયાની પ્રેગ યુનિવર્સીટીની પી. એચડી. ની ડીગ્રી લઇ આ બહેન ગયા માસમાં યુરોપથી પુનઃ પધાર્યાં છે મહારાષ્ટ્રના વિખ્યાત પત્રકાર અને દેશભક્ત શ્રી. નરસિંહ ચિંતામણ કેલકરનાં એઓ પુત્રી છે.

**પરણવાના ઉમેદવાર:** દિંગબપારના લક્ષાધિપતિ રામગોપાળ માંગડીઆ ૭૨ વર્ષે એક ગભરૂ બાળાનો ભવ બગાડવા તૈયાર થયા. એટલે યુવકોએ ઇન્જંકશન મેળવ્યું; છતાં મનાઇ હુકમનો સ્વીકાર ન થવાથી વરરાજ અને છોકરીના પિતાને પોલીસે તાબામાં લીધા. કન્યાના પિતાએ બુઢ્ઢા વર સાથે પોતાની પુત્રીને ન પરણાવવા લખી આપ્યું છે પણ સરદાર પરણવાની હોંસમાં કેસ લડનાર છે !

**અખિલ બંગીય મહિલાપરિષદ :** કલકત્તાના ટાઉન હોલમાં ગયા માસની શરૂઆતમાં શ્રીમતી સરલાદેવી ચૌધરાણીનાં પ્રમુખપદે મળી હતી. શ્રીમતી ધીમતીમોહિનીએ પ્રતિનિધિઓનો સત્કાર કર્યાબાદ શ્રીમતી સરલાદેવીએ પોતાનાં ભાષણમાં સ્રીઓના ઇશ્વરદત્ત હકકો પાછા મેળવવા તેમજ ગુલામીનાં બંધનો તોડી નાંખવા મજબુત લડત ચલાવવા આગ્રહ કર્યો હતો. જીવનમાં દરેકે દરેક કાર્યમાં સ્રી અને પુરૂષ બન્નેની પરસ્પર જરૂર રહે છે. પરંતુ પુરૂષો સ્રીઓની જરૂરીઆતો સમજીને તેમને મદદ કરવાને બદલે તેમનાં પોતાના સ્વાર્થ માટે સ્રીઓને હથિયાર રૂપ બનાવી છે. પુરૂષોએ સ્રીઓને કરેલા અન્યાય સંબંધી વિસ્તારથી વિવેચન કર્યાબાદ તેમણે હિન્દી રાષ્ટ્રીય મહાસભા દ્વારા સ્વીકારાય તે બંધારણાં નીચેના હકો હોવા જોઇએ એમ ભારપૂર્વક જણાવ્યું હતું:—

( અ ) ( ૧ ) સ્રીને પત્ની હોય તે દરમ્યાન પતિની આવકમાં સરખો ભાગ, અને વિધવા હોય તે દરમ્યાન પતિની મિલકતમાં બાલકો જેટલો ભાગ. ( ૨ ) માબાપ અને ભાઇ બહેનની મિલકતમાં પુત્રો અને ભાઇઓ જેટલોજ પુત્રીઓ અને બહેનોને સમાન વારસા હક. (૩) બાળકોનાં વાલીપણાંનો સમાન હક, (૪) જાહેર નોકરી, કે એવાં બીજામાં જાતિના કારણે કોઈપણ સ્રી અપેક્ષ્ય ન કરવી જોઇએ. (૫) શહેરીપણાંના સમાનહકો અને લાભો (આ) બદફેલી, વેશ્યાવૃત્તિ, અનીતિનો વેપાર સામે કાયદા દ્વારા પ્રતિબંધ (क) અનીતિનાં ધામો સદંતર બંધ કરાવવાં. (ખ) વેશ્યાની મિલકતના માલીકપણાનો દાવો કરી સરકારની આવકમાં વધારો ન કરવો. (ग) ઔદ્યોગિક સ્રી કાર્યકરને નિભાવ પૂરતો રોજ; કામ કરવાનો મર્યાદિત સમય; નૈતિક અને તંદુરસ્તી જળવાય એવું કામ; વૃદ્ધત્વ કે માંદગી દરમ્યાન આર્થિક લાભોનું રક્ષણ; સુવાવડના સમય દરમ્યાન પગાર સાથે રજાની પૂરતી સગવડ; (घ) સ્રીઓની બેકારી અને આર્થિક સંકડામણ

સામે રાજ્ય તરફથી ખાસ વ્યવસ્થા, (૫) છોકરીઓ માટે ફરજીયાત પ્રાથમિક કેળવણી, (૭) પુખ્ત વયની સ્ત્રીઓના શિક્ષણ માટે સરળતા, (૮) સહશિક્ષણ આપતી સંસ્થાઓમાં શિક્ષકો અને સભ્યોમાં ચોક્કસ ટકા (૯) સ્ત્રીઓને મતાધિકાર.

પરિષદની બીજા દિવસોની બેઠકમાં ગાંધી ઇરવીન કરારને ટેકો આપતો, રાજકીય કેદીઓને છોડવાની માંગણી કરતો, સ્ત્રીઓ માટે પુરૂષોના જેવા જ સમાન હક્કો માંગતો, સંયુક્ત વરણીને અનુમોદન આપતો, શારદા કાયદો સખ્તાઇથી અમલમાં મૂકાવવાનો, પુરૂષોને એકથી વધુ સ્ત્રી કરતાં અટકાવવાનો, પુનર્લગ્નને ઉત્તેજન આપવા, હિન્દુ સ્ત્રીઓને છૂટા છેડા મેળવવાના હક્ક, વારસા હક્ક, સ્ત્રી પુરૂષો માટે એક સરખું નીતિ ધોરણ વગેરેને લગતા ઠરાવો થયા હતા.

**કાશ્મીરમાં વિધવા વિવાહઃ** હિન્દુ વિધવાને પુનર્લગ્ન કરવાની કાયદાદ્વારા છૂટ આપવા અને વિધુરને પોતાના કરતાં પંદર વર્ષથી વધુ નાની વયની સ્ત્રીને પરણતો અટકાવવા સંબંધમાં કાયદો ઘડવા વિશે કાશ્મીરની સરકારે પ્રજામત જાણવા માગ્યો. લગભગ ૧૨ ધાર્મિક સંસ્થાઓના પ્રતિનિધિઓની સભાએ વિધવાવિવાહને અનુમોદન આપ્યુ છે. બીજા પ્રશ્ન ઉપર ગંભીર ચર્ચા થતાં કેટલાક શિક્ષિતોએ એનો વિરોધ કર્યો હતો.

**સ્ત્રીઓને મતાધિકારઃ** (૧) ૨૧ વર્ષની વયની સ્ત્રી પોતાને નામે રૂ. ૧૨૦) નું ભાડું ભરતી હોય, શિક્ષિત હોય અને ચુંટણી પ્રદેશના ૬ માસથી ત્યાં રહેતી હોય, વાર્ષિક રૂ. ૧૨૦ નું ભાડું ઉપજે એવી મિલ્કત ધરાવનારની કાયદેસર પત્ની કે વિધવા હોય અથવા આવકવેરો ભરતો હોય એવા પતિની કાયદેસર પત્ની હોય તેવી સ્ત્રીને દિલ્હી મ્યુનિસિપાલીટીએ મતાધિકાર આપ્યો છે. (૨) લુધીયાણાની મ્યુનિસિપાલીટીએ સ્ત્રીઓને મતાધિકાર જ નહિ પણ ચુંટણીમાં ઉભા રહેવાનો અધિકાર પણ આપતો ઠરાવ કર્યો છે.

**બાળલગ્ન માટે સજાઃ** (૧) મૈસુરના બાળલગ્નના કાયદાનો ભંગ કરી ૫ વર્ષની છોકરીનું લગ્ન કરવા માટે છોકરી અને છોકરાના પિતાઓને અને લગ્ન કરાવનાર પુરોહિતને રૂ. ૧૦૦ નો દંડ અથવા ૬ અઠવાડીયાની સાદી કેદની સજા થઇ. (૨) મૈસુર જીલ્લામાં જ બીજી ૮ વર્ષથી ઓછી વયની છોકરીનું લગ્ન કરવા માટે વરવધુના પિતાને એટલીજ સજા થઇ છે. (૩) મોડાસામાં શ્રી મગનલાલ ખુટાલા પોતાની ૧૩ વર્ષની છોકરીનું ૧૭ વર્ષના છોકરા સાથે લગ્ન કરનાર હતા. એ લગ્ન શ્રીમતી વિદ્યાગૌરીની વિનતિથી અમદાવાદના જીલ્લા જડજનો મનાઇ હુકમ મેળવી અટકાવાયું છે.

**પુનર્લગ્ન** ( ૧ ) વીશા પોરવાડ જ્ઞાતિના ટાંકલના રહીશ શ્રી. નાનચંદે વિજયા નામની વિધવા સાથે પુનર્લગ્ન કર્યું. આ જ્ઞાતિમાં આ પહેલુંજ પુનર્લગ્ન છે. ( ૨ ) સાયલાના મહેતા હીરાલાલનાં પુત્રી બહેન લાભુએ જામ વણથલીના ભણસાલી ચુનીલાલ સાથે પુનર્લગ્ન કર્યું, બહેન લાભુના માતુશ્રીનેજ હાથે આ ક્રિયા થઇ. ( ૩ ) માધવપુરના વીસા સોરઠીઆ વણિક જ્ઞાતિના શ્રી. જુઠા કાનજીએ વિધવા બહેન નંદુ સાથે પુનર્લગ્ન કર્યું, ( ૪ ) વડોદરાના આર્યકુમાર આશ્રમની વેદી ઉપર શ્રી પ્રહ્લાદજીએ (બ્રાહ્મણ) દહેગામના શ્રી. કેશવલાલ મોદીનાં પુત્રી ઉમાબહેન સાથે પુનર્લગ્ન કર્યું.

**આંતર જ્ઞાતિય લગ્નોઃ** ( ૧ ) વડોદરાના માજી અને બીકાનેરના હાલના દીવાન સર. મનુભાઈ મહેતાનાં પુત્રી શ્રીમતી પન્ના બહેનનું લગ્ન એપ્રિલમાં શ્રી. બી. કે દફતરી સાથે થયું છે, શ્રી. પન્નાબહેન નાગર બ્રાહ્મણ જ્ઞાતિના અને શ્રી. દફતરી કાયસ્થ જ્ઞાતિના છે. ( ૨ ) વર્ધાના મારવાડી શ્રી કનૈયાલાલ ભૈયા માહેશ્વરીનું લગ્ન દેહરાદુનના પ્રો. ગૌરીશંકર ઝવારનાં ૧૮ વર્ષના પુત્રી શ્રીમતી સત્યદેવી સાથે થયું.

**પરીક્ષા પાસઃ** શ્રીમતી વિદ્યાલક્ષ્મી નરસેરાંકર ત્રિવેદી મુંબાઇ યુનિવર્સીટીની ઇન્ટર સાયન્સ પરીક્ષામાં પાસ થયાં છે.

**સ્ટવ-સગડીના ભોગ** ( ૧ ) મુંબાઇમાં સુશીલાબાઇ નામની ૧૬ વર્ષની એક બહેન રસોઇ કરતાં સગડીથી દાઝી મરણ પામી. ( ૧ ) મુંબાઇમાં ટાંક બંદર ઉપર રહેતી લખપતીબાઇ સગડી સળગાવવા જતાં સાડી સળગી જવાથી મરણ પામી.

**પ્રકીર્ણઃ** ( ૧ ) જુદી જુદી કોમની બહેનો એક બીજાને મળવા પામે, તેમનામાંનો ભેદભાવ દૂર થાય અને એક બીજાના સુખ દુઃખમાં ભાગ

# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

## ૧. નિબંધની લેખિત પરિક્ષાનું પરિણામ

દર વર્ષની માફક ગઇ તારીખ ૨૦ મી એપ્રિલ ૧૯૩૧ ને રોજ મંડળના હોલમાં બપોરે દોઢ વાગ્યે " સમાજ સેવા અને તેના પ્રકાર " વિષે નિબંધ લખવાને ચૌદ સ્ત્રીઓએ ભાગ લીધો હતો. નિબંધો તપાસી તેનું પરિણામ જણાવવાને મંડળની મેનેજીંગ કમિટીએ સૌ. તારાબાઇ માણેકલાલ પ્રેમચંદ, જે. પી. ને પરીક્ષક નીમ્યા હતા. ત્હેમણે નીચે મુજબ પરિણામ જણાવ્યું છે.

૧ લું ઇનામ રૂ ૨૫, શ્રીમતીબાલા મજમુદાર.

૨ જું ઇનામ રૂ ૨૦, સૌ. ચંદ્રપ્રભા ધીરજલાલ દલાલ.

૩ જું ઇનામ રૂ ૧૦, કુ. મદન સી. મહેતા.

ઉપલા ઇનામો મંડળ તરફથી સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રિભોવનદાસ સ્મારક-ફંડમાંથી અપાશે.

## ૨. સ્ત્રીવિદ્યાલયમાં દાખલ થવા માટે

મંડળ તરફથી સને ૧૯૩૦ થી સ્ત્રીવિદ્યાલય ચાલુ થયું છે ચાલુ જુન માસની તા. ૫મી પછી ગુજરાતી ચોથું ધોરણ પસાર કરેલ બાર વર્ષ ઉપરની ગુજરાતી સ્ત્રીઓ દાખલ થઈ શકશે. વિદ્યાલયમાં અભ્યાસનો વખત બપોરના ૧॥ થી ૫ ( સ્ટૅ. ટા. ) છે દાખલ થવા ઇચ્છનારે દાખલ થવાનું ફોર્મ મંગાવી લેવું.

## ૩. શિક્ષણવર્ગો

ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, સંગીત, ભરત, ગુંથણ, ફેન્સી વર્ક, ડ્રોઇંગ, પેન્ટીંગ અને વ્યાયામ વગેરેના શિક્ષણવર્ગ બપોરના ૨ થી ૫ ( સ્ટૅ. ટા. ) સુધી ચાલે છે આ વર્ગોમાં શરૂઆતથી ગુજરાતી સાત ધોરણ અને અંગ્રેજી ૭ ધોરણ સુધી શિક્ષણ અપાય છે. મોટી વયની સ્ત્રીઓ જેને લખતાં વાંચતાં બીલકુલ ન આવડતું હોય તેઓ પણ લાભ લઈ શકે છે.

## ૪ મળેલી ભેટ

સૌ. લક્ષ્મીબાઇ પ્રાગજી હરીઆણી તરફથી તેમના પુત્ર ચિ. ભાઇ શંભુલાલના લગ્નની ખુશાલીમાં રૂ. ૫૧) મંડળને ભેટ મળ્યાં છે, તે માટે સેક્રેટરીઓ તેમનો આભાર માને છે.

---

# ભાભી અને નણંદ

અરવિંદાઃ કેમ રમાબ્હેન, આજે વિદ્યાલયમાં શું શીખ્યાં ?

મનોરમાઃ આજે તો ભાભી, તારાબ્હેને બહુ સરસ સરસ શીખવ્યું ?

અરવિંદાઃ એમ ? શું શીખવ્યું ?

મનોરમાઃ જીંદગીના વીમા સંબંધી ખુબ ખુબ વાતો શીખવી. વીમો ઉતરાવવાથી લાભ શું ? વીમો કેમ ઉતરાવવો ? વીમાના નાણાં કેવી રીતે ભરવાં ? વીમા કંપની પાસેથી વીમાની રકમ કેવી રીતે મેળવવી ? વગેરે બધુંય કહી બતાવ્યું.

અરવિંદાઃ એ બધું તો ઠીક, પણ વીમો કયી કંપનીમાં ઉતરાવવો, એ સંબંધી કંઇ કહ્યું ? હમણાં હમણાં એટલી બધી વીમા કંપની ઉભી થઇ છે કે કંઇ સમજ જ નથી પડતી.

મનોરમાઃ હા, એ પણ કહ્યું. એમણે કહ્યું કે આપણા દેશમાં અનેક પરદેશી તેમજ દેશી કંપનીઓ જીંદગીનો વીમો ઉતારવા માટે ઉભી થઇ છે, પણ આપણે તો દેશને માટે લાગણી રાખી સ્વદેશી કંપનીમાં જ ઉતરાવવો. વળી એ સ્વદેશી કંપનીઓમાં કેટલીક ભરોસાલાયક છે અને કેટલીક ભરોસો કરવા લાયક નથી. કેટલીકની શરતો લાભદાયક છે અને કેટલીકની નથી. એમણે એવી પાંચ-સાત કંપનીઓની સરખામણી કરી બતાવી અને કહ્યું કે મોડર્ન ઇન્સ્યુરન્સ કંપની સૌથી સારી છે.

અરવિંદાઃ એ કંપની કાંઇ ખાસ લાભ આપે છે ?

મનોરમાઃ એક તો એ કે એ કંપનીએ વીમો ઉતરાવનાર માટે જુદી જુદી જાતની સરસ સગવડો કરી છે. ખાસ કરીને છોકરાંઓના શિક્ષણ અને લગ્નના ખરચ માટે વીમો ઉતરાવવાની સગવડ તો મને બહુજ ગમી. વળી નાણાં આપતાં એ કંપની બીજી કંપનીઓની જેમ ખોટી ડખલગીરી પણ નથી કરતી.

મોડર્ન ઇન્સ્યુરન્સ કંપની લીઃ એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

## દક્ષિણી બ્હેનોના રાસ



દક્ષિણી બ્હેનો ગુજરાતનું રાસધન અપનાવી રહી છે. પોર્ટુગીઝ કેળવણી સંસ્થાના લાભાર્થે થયેલા જલસામાં તેમણે પોતાની કુશળતા બતાવી હતી.
[ બ્લોકઃ " ગુજરાતી "ના સૌજન્યથી ]




પુસ્તક ૧૬મું ] જુલાઈ ૧૯૩૧ [ અંક ૫મો

## જય જન્મભૂમિ

જય ભારતમાતા,
જશ જેના ગુણી ગાતા;
દીન દુખી જન ત્રાતા,
જય ભારતમાતા—

જય ભારત શુચિ દેવી,
વીર ઋષિ મુનિ સેવી;
દ્વિતીય સ્વર્ગભૂમિ જેવી,
જય ભારત શુચિ દેવી—

જય મંગલકરણી,
અમ સહુ સંકટહરણી;
જય સ્વર્ગનીસરણી,
જય મંગલકરણી—

જય ભારતભૂમિ,
તવ પદરજ ચૂમી ચૂમી;
જશ ગાશું ઘૂમી ઘૂમી.
જય ભારતભૂમિ—

—ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# સ્વપ્નસિદ્ધિ

આજ સખિ ! આંસુડાંનાં પુરે,
  વ્હાલમને ન્હોતર્યા રે લોલ;
અણુગમ એવા મ્હારા ઉરે,
  કે સ્વપ્નાં ઉતર્યાં રે લોલ.

આજ સખિ ! ઉરની એકલ આશ,
  આંખડીએ આવી વસી રે લોલ;
મ્હારે દિલડે દેવના પ્રકાશ,
  ઉતરતાં આંખ હસી રે લોલ.

ભર્યાં ભર્યાં હૈયે નિર્મળ નીર,
  કે આશા ત્યાં ભરી રે લોલ;
હસતાં હૈયે હલક્યાં હીર,
  કે વરદાન એવાં વરી રે લોલ.

આજ સખિ ! ઉરમાં અમૃત આવ્યાં,
  ઉછંગમાં ચેતન ભરી રે લોલ;
મ્હારાં નમણાં નયન નમાવ્યાં,
  કે પગલી ધીમી પડી રે લોલ.

આજ સખિ ! એવાતણ મેં માણ્યાં,
  કે ભાવિના ભેદ ઝીલી રે લોલ;
આજ સખિ ! ઝુલણહારા જાણ્યા,
  કે નાથને નેહે નમી રે લોલ.

—બલદેવ મહેતા




# સમાજસેવા અને તેના પ્રકાર*

લેખિકા: સૌ. શ્રીમતીબાલા મજમુંદાર

**સેવા એટલે શું ?**

હરેક માણસ એટલું તો સમજે છે કે, આપણે જે સમાજમાં રહીએ છીએ તે સમાજની સેવા કરવી એ આપણી ફરજ છે. સેવા કેવી રીતે કરવી તેનો ખ્યાલ ઘણાને હોતો નથી. આપણી પ્રાચીન ભાવના પ્રમાણે ગરીબોને મદદ કરવી, નિરાધારોને આશ્રય આપવો એ સમાજ-સેવાનાજ પ્રકારો છે. સેવાની નવી દિશા ખ્રિસ્તિ, એટલે અંગ્રેજોના સમાગમથી આપણા જાણવામાં આવી છે.

પ્રાણી માત્રમાં પ્રભુ છે; ગરીબો, નિરાધારોની સેવા કરવી એ પણ પ્રભુસેવા છે. સ્નેહ ત્યાંજ ઇશ્વર છે—એમ માનીને સેવા કરીએ ત્યારેજ સાચી સેવા થઇ શકે. ભૂતદયાનો વિસ્તાર એ સમાજસેવાનું રહસ્ય છે. કવિ કાન્તના શબ્દોમાં કહીએ તો—

" એક પિતા પરમેશ્વર જાણો આપણો;
નિકટ સગાંઓ જાણો ભાઇ બ્હેન જો.
ભૂતદયા છે ધર્મ બધાના મૂલમાં;
સઘળા યે સન્તોનો એ ઉપદેશ જો. "

સેવાની કિંમત તેના ભાવ અને લાગણી ઉપરથી અંકાય છે. ન્હાની સરખી કરેલી સેવા પણ અમૂલ્ય છે. તેથીજ આપણે કહીએ છીએ કે, એક હાથના ફેરવવાથી કે એક મીઠા શબ્દથી, કોઇના હૃદયમાં શાન્તિ થતી હોય કે, એક આત્મા ઉંચે ચઢતો હોય તો એટલીયે સેવા સાર્થક છે. પરંતુ "એ સેવામાં" મહાત્મા ગાંધીજી કહે છે તેમ, "દેખાડો કરવાની વૃત્તિ ન હોય."

સમાજસેવા ધમાલ કે આડંબર વિના કરવામાં આવે તોજ શોભી નિકળે. 'જમણા હાથે થતું કામ ડાબો હાથ ન જાણે-'' એવી રીતે કરાતી સેવાજ શ્રેષ્ઠ છે. સાચી સમાજ-સેવાનો આદર્શ એવો ઉન્નતજ હોવો ઘટે.

**સેવાના પ્રકાર.**

કોઇ પૂછશે કે સમાજસેવા કેવી હોય ? તો તેણે એટલુંજ જાણવું જોઇએ કે ધર્મમાં સમાજસેવાનું બીજ છે. અતિથિસત્કાર એ પણ સમાજ-સેવાનુંજ અંગ છે. ગરીબોને ખવરાવવું, ભૂલેલાને રસ્તો બતાવવો એ પણ ખરી સમાજસેવા છે. એકલું દાન ઘણા કરે છે; પણ દાનથી કાંઇ ગરીબ તે ગરીબ મટી જવાના હતા ? ગરીબોની ગરીબાઇ ટાળવી એ ખરી દાઝ છે.

કોઇને સેવા કરવી હોય તો તે મુખ્યત્વે ત્રણ પ્રકારે કરી શકે. તનથી, મનથી, અને ધનથી.

* નિબંધની લેખિત પરીક્ષામાં બેસનાર ચૌદ બહેનોમાંથી ૧ લું ઇનામ રૂ. ૨૫) સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રિભોવનદાસ સ્મારક ફંડમાંથી મેળવનાર.

# ભારતનાં પુણ્યકીર્તને

લેખકઃ રા. મનસુખલાલ મગનલાલ ઝવેરી

પ્રાણ ને પિંડના ભોગે પરાયાં પોષતો ઉભો,
ભારત સ્નેહ ને શ્રદ્ધા તણા દેવ સમોવડો. ૧



કૃષ્ણે પાઠો મહામૂલા પાઠવ્યા કર્મયોગના,
રોપ્યાં બુધ્ધે રુડાં બીજો, ભારતે વિશ્વપ્રેમનાં. ૨



ઊગીને આથમે ભાનુ, ફરીથી ઉગી આથમે,
એ રીતે સ્થિતિનું ચક્ર અવિશ્રાન્ત ફરી રહે. ૩

થયા પ્રતાપી પુરુષો અનેક,
થઇ પ્રજા, ધર્મ થયા ઘણાક;
અનેક રાજ્યો ઉગી અસ્ત પામ્યાં,
સજીવન રહ્યાં બીજો એકલા કર્મયોગનાં. ૪

આ ભારતી વિજયનો મણિ ગૂંથવાને
રત્નેજડયા નિજ સુકીર્તિતણા કિરીટે;
હોંશે ભર્યો, વિજયના મદથી ભરેલો,
આવ્યો સિકંદર અહીં યવનેન્દ્ર પેલો. ૫

પણ પોરસ પૌરુષ્યે, વિદ્યાની વનરાઇએ,
વિજેતાનું ય હૈયું એ ભાવભેર નમી પડે. ૬

અખૂટ આ ભારતલક્ષ્મી મોહ્યાં
યૂથો ધસ્યાં હૂણ અને શકોનાં
પઠાણના પાવકઝાળ જેવા
અસહ્ય વંટોળ ચડ્યા ઘણેરા. ૭

અને ત્યાં ગિઝની, ઘોરી, ગુલામો, ખીલજી વળી,
તઘલખો, સૈયદો, લોદી કેરી રેલ ફરી વળી. ૮

તેજેભર્યાં મોગલવંશ કેરા
રાજર્ષિઓનાં ઋતુચક્ર ઘૂમ્યાં,
ને ઊતર્યાં મૂષકવૃત્તિવાળાં
પાશ્ચાત્યનાં કૈતવપૂર્ણ યૂથો. ૯

છતાં ફૂલ્યાં અને ફાલ્યાં બીજે એ વિશ્વપ્રેમનાં,
કાલગંગા તટે ઊભાં ગાઢ કૈં છાય આપતાં. ૧૦

વિરાટ એ વૃક્ષ તળે ઘણેરા,
વિશ્રાન્તિ લેવા નવખંડખંડના,
મનુષ્ય આવ્યાં નિધિ ડહોળી ભારતે,
પોષ્યાં તેને મધુર ફળથી સ્નેહલીનાં સુરાષ્ટ્રે. ૧૧

પોષ્યાં પરાયાં, સ્વજનો વિસારી,
અંગાંગનાં હીર દીધાં ઉતારી,
અજ્ઞાન દીસ્યો જગસ્વાર્થ દૃષ્ટિએ,
પામ્યા'તા તે વિસરી અધુના હાસ બીજાં કરે છે. ૧૨

પ્રાતઃકાળે ઉદયગિરિનાં શૃંગ સોનેરી ચીરી,
ભર્ગે ભૂમિ અમર ભરતો ભાનુ યે અસ્ત પામી,
અમ્ભોધિનાં અમિત જળમાં સ્નાન કાજે પ્રવેશી,
ઉપહાસ કરે ત્યારે, તિમિરે તમરાં ખરે. ૧૩

આર્યની પુંલવેલીએ મ્હોરેલ માતૃમંજરી,
ક્યાં છે સીતા સતી ? ક્યાં છે યાજ્ઞસેની, અરુંધતી ? ૧૪

પતિવ્રતા પુણ્યવતી અનેક,
વીરાંગનાઓ જગમાં અજોડ,
શ્રદ્ધાપ્રતિમા સમી આર્ય નારી,
પૃથ્વીને પાટલે બીજે શોધતાં મળશે નહિ. ૧૫

ક્યાં છે રામ અને કૃષ્ણ ? ક્યાં મહાવીર ? ગૌતમ ?
જમદગ્નિ ક્યાં છે ? ક્યાં છે કર્ણ, ધનંજય ? ૧૬

વેદો, પુરાણો, શ્રુતિ ને સ્મૃતિઓ,
ગીતાતણાં સત્ય વિશુદ્ધ તત્ત્વો,
ને "જ્ઞાનરત્નો" ઉપનિષદોનું
પ્રભવસ્થાન છે એક ભારત કોઇ ના બીજું. ૧૭

અમ્ભોધિ મૌક્તિકો અર્પે, બજાવે નિત્ય ઝાંઝરી,
પ્રક્ષાલી ચરણો જેનાં ભક્તિભાવે ચૂમે ધૂલિ. ૧૮

જ્યાં શૈલના કણ વિશે, પરમાણુમાં યે,
સિદ્ધાંત સ્વાર્પણઃ તણા કવિઓ ઉકેલે,
ને શૌર્ય, સત્ય, બલિદાનની કીર્તિ ગાથા,
પર્વતો, પથ્થરો, વૃક્ષો, નિઃશબ્દ લલકારતા. ૧૯

પ્રતાપો, શિવરાજોના, દયાનન્દો તણા ખરા
પિતાશો પૃથ્વીમાં ઊભો, એક ભારતવર્ષ આ. ૨૦

જ્યાં રાજતો સુયશપુંજ સમો હિમાદ્રિ,
નૈસર્ગના વિજય શો, ઉજળો મહર્ષિ,
જ્યાં પુણ્યદા, પતિત પાવન જાહ્નવી છે
ત્યાં ઋતુ રઢીયાળી ને રત્નગર્ભ વસુન્ધરા. ૨૧

પુણ્યમૂર્તિ સમો નિત્ય, સર્વશ્રેષ્ઠ ભૂમંડળે,
બુદ્ધ ને કૃષ્ણનો તાત પ્રેમયોગી, પવિત્ર છે. ૨૨

પ્રેમે જેણે જગતભરમાં એક ને અદ્વિતીય,
ગાંધી જેવા પુરુષવરની વિશ્વને ભેટ આપી,
ને આતિથ્યે અડગ, ઉજળો, એક જે નિત્ય ઊભો,
તે શ્રેષ્ઠ છે અવનીમાં પરમાર્થશૂરો. ૨૩

કાલિદાસ, જગન્નાથ, ભવભૂતિ સમા કવિ,
સમર્પી વિશ્વને આપે રવીન્દ્રાદિ હજી સુધી. ૨૪

તત્ત્વજ્ઞાને જગતભરનો સદ્‌ગુરૂ જે બન્યો, ને
રત્નો આપી સજીવ, ભરતો વિશ્વસાહિત્યકોષો,
લક્ષ્મી આપી અખૂટ હજી યે પોષતો જે પરાયાં,
દેશોના દેવ શા દિવ્ય હિન્દનાં ગુણગાન શાં ? ૨૫

ઉષા ચિત્રો સમાં દિવ્ય માનવી જાતજાતનાં,
પૂર્વના વ્યોમ શા હિન્દે હાસે, ખેલે, લસે સદા. ૨૬

વ્યોમનાં બાળશાં અભ્રો વ્યોમે જૂદાં પડે, મળે,
છતાં યે પૃથ્વીનું છત્ર એક વ્યોમ જ છે ખરે. ૨૭

ભારત સ્નેહથી શુદ્ધ, આદિથી જ અજોડ છે,
છો ને એ ભાવ ને શ્રદ્ધા અજ્ઞો અજ્ઞાનનાં કહે. ૨૮

શ્રદ્ધા ને ભાવનાઓ એ, મન્ત્રો એ પ્રેમયોગના,
અનોખા તુજ એ તાત ! ચિરંજીવ રહો સદા. ૨૯

———o———



મલબારના " અલ-અમીન " પત્રના લાભાર્થે થયેલા જલસામાં
[ બ્લૉકઃ " ગુજરાતી "ના સૌજન્યથી ]



# એ ઘરનો ભેદ ?

લેખક : રા. રમણીકલાલ જયચંદભાઇ દલાલ,
બી. એ., એલએલ. બી

શ્રીયુત હરિવદન હમણાં જ ડોકટર થયા હતા. નદીપાર બે ખંડ ભાડે રાખી એમણે દવાખાનું ખોલ્યું. નામ ને ડીગ્રી સોનેરી અક્ષરે કોતરાવી એક પાટિયું લટકાવી દીધું. દિવાનખાનામાં ખુરસીઓ ને સોફાનો એક સુન્દર સેટ, ટેબલ, કબાટ ને કાઉન્ટર, ખૂણાના ન્હાનકડા કબાટમાં થોડાંક પુસ્તકો, ડ્રેસીંગ ટેબલની બાજુના કબાટમાં સર્જરીનાં ઓજારો ચકચકી રહ્યાં હતાં. આ બધી સંપૂર્ણતામાં એકજ ખામી હતીઃ દર્દીઓનાં દર્શન થતાં નહિ. એટલે દિવાનખાનામાં બેસી રહી હરિવદન કંટાળ્યો. થોડાક દિવસ વીત્યા પછી છજામાં કેનવાસની આરામ ખુરસી નાંખી લંબાવવા માંડયું. ત્યાં સૂતાં સૂતાં તે ખાલી દિવાનખાનામાં નજર નાંખતો. પણ એમ એને ગમતું નહિ એટલે ઘણો ખરો વખત તે છજામાં ઉભો રહી માર્ગમાં નજર નાંખ્યા કરતો કે પાડોશનાં મકાનો તરફ જોતો. આતૂર નયનોથી એમના ભેદ ઉકેલવા મથતો.

એના દવાખાનાની એક બાજુએ પડતર જમીનનો ટુકડો હતો. એને આઘેને છેડે એક જીર્ણ મસીદ હતી. જંગલી રોપાઓ એની દિવાલને સર્વદા શણગારતા ને ખૂણે ખૂણે ન્હાના છોડવાઓ ફુટી નીકળતા, દરરોજ સાંજે એના પગથિયાં પરનાં કોડિયાંમાં દીવા પ્રગટાવવામાં આવતા દિવાલમાં પડી ગયેલા શ્યામળા ખાડાઓ એથી વધારે ભયંકર લાગતા. છતાંય હરિવદનને એમાં કશું ય વિચિત્ર લાગતું નહિ. એના જીર્ણ સૌંદર્યની પછીતે કોઇ વીરકથા છુપાઈ હશે એવું તે માની શકતો નહિ

બીજી બાજુ ટ્રંકોના વહેપારી શ્રીમાન જયકૃષ્ણનું બ્હોળુ કુટુમ્બ રહેતું. હતું તે બે વાર પરણ્યા હતા ને આઠ શ્યામળાં વદનવાળી કન્યાઓ ને પાંચ પુત્રોના પિતા થવા ભાગ્યશાળી થયા હતા. પૌત્રો પૌત્રીઓ ને જમાઇઓનો તો સુમાર જ ન્હોતો. બે માળના બેઠા ઘાટના મકાનનો ખૂણે ખૂણો એવો તો પુરાઈ ગયો હતો કે એક ટાંકણી પણ મૂકવાની જગ્યા શોધી જડતી ન્હોતી. વ્હેલા પરોઢથી અનન્ત કોલાહલ શરુ થતો. કોઈ પાણી કાઢતું તો કોઇ વાસણ માંજતું, કોઇ સગડી પેટાવતું તો કોઇ કચરા વાળતું. ભાયડાઓ નાસ્તો કરી દુકાને જતા. સન્ધ્યા રાત્રિમાં શમાઇ જતી ત્હોય એ કોલાહલ શમતો નહિ. કોઈ સ્ત્રીઓ સ્નાન કરતી, કોઇ માથાં હોળતી તો કોઈ છોકરાંને ટટકારતી ને કોઇ મરદોની ચરણસેવા કરતી બારેમાં બારે કલ્પના કરીએ ત્હોય આમાંની કોઇ

વ્યક્તિ કે કોઈ સ્થળમાં ભેદ હોય એમ માની શકાતું નહિં, એટલાં એમનાં કાર્યો સાદાં ને સીધાં હતાં. કશું છુપું ન હોય ત્યાં ભેદ પણ ન હોય.

પરન્તુ હરિવદનના મકાનની સામી બાજુએ આવેલું મકાન એને માટે ભેદનો ભંડાર હતો. એને માટે તે પેટભરી કલ્પનાઓ કરતોઃ દરરોજ એમાં તે જીવનનો સંચાર અનુભવતો. પરન્તુ તેમાં રહેતી કોઇ પણ વ્યક્તિને તે ઓળખતો નહિ. એ કોણ હતાં ને શું કરતાં તે પણ તે જાણતો નહિ એમને માટે એક પછી એક અનેક કલ્પના ચિત્રો તે રચતો ને ભાંગતો છતાં ય એનો ભેદ હરપલે ઉંડો ને ઉંડો જ થતો જતો.

રાતી ઇંટોનું એ એક વિશાળ મકાન હતું. વચમાં લાદી જડેલો ચોક હતો. એક બાજુએ ઉઘાડવાસ થાય એવાં ખપાટિયાંની હારોની હારો હતી. કોઇ અન્ધ પુરુષની બન્ધ પાંપણો જેવી એ લાગતી. અન્દર રહેતા વનિતાવૃન્દ માટે પ્રભુએ દીધેલાં પ્રકાશ ને વાયુને પ્રવેશ કરાવવા છેલ્લાં એ ક્યારે ઉઘાડવામાં આવ્યા હશે તે રામ જાણે; કદાચ વર્ષોનાવર્ષો વીતી ગયાં હશે. સુવર્ણપ્રકાશનું અર્ધ્ય લઈ રોજ સૂર્યોદય થતો; પરન્તુ એક પણ સૌંદર્યવદને ખપાટિયાં ઉઘાડી એ ઉપહાર ઝીલ્યો નહિ.

હરિવદનને ખૂબજ વ્હેલા ઉઠવાની ટેવ હતી. પરીક્ષાઓ માટે તડામાર તૈયારી કરવા તે મથતો ત્યારની એને એવી ટેવ પડી ગઇ હતી. ગુમાવેલી ઉંઘ પ્રાપ્ત કરવા એ ઘણીએ વાર ખાલી પડી રહેતો; પરન્તુ રોજ એમાં તે નિષ્ફળ જતો; સૂર્યપ્રકાશ એના પલંગ પર પડતો કે તુરત જ એ ઉભો થઇ જતો. બાજુના ઘરમાંથી રોજનો કોલાહલ કર્ણપથે પડતોઃ પાણી ઢોળવાનો અવાજઃ વાસણનો ખડખડાટ ને ચૈરાં છોકરાંની કલબલ. આખુંય કુટુમ્બ જાગી જઇ કામે લાગી જતું. છજામાં ભીનાં કપડાં હારબંધ લટકતાંઃ સુકાતાં સુધી આમ તેમ ઉડતાંઃ વેરાન દેખાતાં એ ઘરમાં જીવન રેડતાં.

એક બે બગાસાં ખાઇ હરિવદન ઉઠતો ને છજામાં આવી ઉભો રહેતો. રોજની માફક પેલું રાતું ઘર શાન્ત ને વેરાન ભાસતું. ત્યાં રહેનાર એકાન્ત યોગી કોણ હશે તેની તે અટકળ કરી શકતો નહિ. હરિવદનનો નોકર ચ્હા લાવતો. કેનવાસની આરામ ખુરસી પર લંબાવી તે ચ્હાની મઝા લેતો. રોજ સ્હવારે એક નોકર બજારે ચીજો લઇ ચેલા ઘર આગળ આવતો ને મુખ્ય દ્વાર ઉઘડતું. એને અન્દર લેતું ને વળી પાછું બંધ થઇ જતું. ભિક્ષુકો એ દ્વારે આવી ભિક્ષા માગતાઃ "બાઇ સાહેબનો જયઃ ભિખારીને આપજો." એક બુરખાવાળી દાસી બ્હાર આવતી, ભિક્ષા આપતી ને બન્ધ દ્વારની પછીતે ફરી અદ્દશ્ય થઇ જતી. ગ્રીષ્મની સખત ગરમીમાં અગાશી પર થાકીને તરસ્યા થયેલાં કાગડાઓ આવી બેસતા ત્યારે એજ દાસી ખપાટિયાં પાછળથી હાથ લંબાવી લટકતા શીંકામાં પાણી રેડી એ પંખીડાંની તૃષા છીપાવવા યોજના કરતી. બારણા આગળ બેઠાં બેઠાં જીભ બ્હાર કાઢી હાંફતા કુતરાને પણ તે વિસરી જતી નહિ એમ આખો દિવસ પસાર થતો. એ રાતા ઘરનાં ખપાટિયાં બંધજ રહેતાં; જગતની જંજાળો ને પરિશ્રમથી અન્દર વસનારને દૂર રાખતાં. ચોમેરનું કોલાહલવાળુ જીવન એના પર જરાય અસર કરી શકતું નહિ. બીજાં ઘરોનાં બારણાં તો વારે વારે ઉઘડતાં ને વસાતાં. મરદો ઓફીસે જતા કે બપોરે ખાવા ઘેર આવતા; બાળકો શાળામાં જતાંઃ બાલાઓ સ્હવારે શાળામાં જઇ આવેલી હોવાથી મહેલ્લાના નળ પર પાણી ભરવા જતી કે

દુકાનોમાં ખરીદી કરવા નીકળતી. છેક ન્હાનાં બચ્ચાં રમકડાંથી રમતાં ને એક ઘેરથી બીજે ઘેર દોડાદોડ કરતાં. એટલે બારણાં ઉઘડતાં ને વસાતાંઃ બાહ્ય જગત સાથે સંપર્ક સાધતાં. રાત્રિને અન્ધારે પણ બારણાં ખખડતાં ને આગળા ઉઘડતા. કોઇ મરદો કલબમાંથી કે થિયેટરમાંથી મોડી રાતે પાછા ફરતા; એ દ્વાર ખખડાવતા ને બૂમો પાડતા એટલે ઘરની અન્દરનાં માણસો ને પાડોશીઓ જાગી જતા. પણ પેલું રાતું ઘર તો શાન્ત ને અળગુંજ રહેતુંઃ કશાયમાં ભાગ લેતું નહિ. હરિવદને બ્હારના કોઇ પણ માણસને મુલાકાતે આવતાં જોયો ન્હોતો. હસવા રડવાનો અવાજ પણ સાંભળ્યો ન્હોતો. એના પત્થર સમા વક્ષઃસ્થલ પર બાળકની પગલીઓ કદી પણ નાચી ન્હોતી. છતાંય અન્દર વસનાર યોગી હશે એમ ભાગ્યેજ કલ્પી શકાતું.

બહુ જ થોડી વાર પેલી *બુરખાવાલી દાસી દ્વાર ઉઘાડતી વેળા અન્દર નજર કરી લેવા હરિવદનને લાગ મળ્યો. એક વિશાળ ખંડ આરસની લાદીએ જડેલો હતો. વચ્ચે સીસમનો એક મ્હોટો પલંગ હતો. ઉપર બરફ જેવી સફેદ ચાદર પાથરેલી હતી; પાસેજ એક મ્હોટો આયનો અને સુન્દર રંગબેરંગી સાડીઓનો ઘોડોઃ આ બધું એકજ નજરમાં તે જોઈ લેતો; પરન્તુ એથી વધારે એ કશુંય જોઇ શકતો નહિ. બારણું ઉઘાડતાં બ્હાર પડતી અસંખ્ય કરમાયલાં ફુલોતી સુગન્ધિ પણ એ પામતો પણ એ સોડમનો ભેદ એ પામી શકતો નહિ. કોઇ સુન્દર દેહ અંદર પુરાઇ રહ્યો હશે, એની એ સુવાસ હશે? કોઇ દૈવી અપ્સરાને પકડી આણી આ મુંગા મહાલયમાં કોઇએ પુરી રાખી હશે! એના વાળમાંથી કે એનાં વસ્ત્રોમાંથી પેલી સુવાસ આવતી હશે? એક ક્ષણ પણ એ દુઃખી 'સૌંદર્યમૂર્તિ'નું વદન નિહાળવા તેનું હૃદય તલસી રહેતું. પુરાતન કાલના વીરપુરુષોની માફક એના રક્ષણ માટે ધસી જઇ અમર કીર્તિને અખંડ પ્રેમ એકે તડાકે પામવાનું તેને મન થઈ જતું.

ઉકળાટભર્યા પ્રખર મધ્યાન્હે રસ્તાઓ લગભગ નિર્જન ભાસતા, પાડોશનાં ઘર પણ ઘડી જંપેલાં લાગતાંઃ ત્યારે હરિવદન ભૂમિ પર સાદડી પાથરી જરા આડો થતો; ત્યારે પેલા રાતા મકાનની અન્દર પુરાયલો જીવ એ ક્ષણિક શાન્તિનો લાભ લઇ એને બે વાતો કહી જવા પ્રયત્ન કરતો. એનાં નેત્રોમાંથી નિદ્રા ઉડી જતી. પેલા અન્ધારા બંધ ખંડની અંદર કોઇ ફરતું હોય એવો તેને ભાસ થતો. બંધ બારી બારણાં કોઈ ખેંચી જોતું હોય એમ લાગતું. શું એ સૌંદર્યમૂર્તિ નાસી છૂટવાનો પ્રયત્ન કરતી હશે? એ કેદખાનામાં શું એ ગુંગળાઇ મરતી હશે! પોતાના ખંડની જમીન પર કાન દઇ તે સાંભળવા પ્રયત્ન કરતોઃ વિષાદઘેર્યા કોઇ દુઃખી હૃદયનાં નિશ્વાસ રૂદન સાંભળતો પણ ખરો. તુરત તે બ્હાર દોડતો પરન્તુ માત્ર ધુળનાં થર ને કરોળિયાનાં બાવાં જ એને હાથ આવતાં. હંમેશ બંધ રહેતાં બારી બારણાં પર બીજું શું હોય? એ સર્વ અનન્ત નિદ્રાના ઘેરણમાં પડયા હોય એમ ભાસ થતોઃ ફરી સજીવન થવાનું એક પણ ચિહ્ન ન્હોતું.

પૂર્ણિમાની રાત્રિઓએ હરિવદન પોતાના મકાનની ઉઘાડી અગાશીમાં સૂઈ રહેતોઃ નાળિએરીના વન પર વરસતી જ્યોત્સ્નાને એકી ટસે જોઇ રહેતો પેલા શાન્ત, રાતા મકાનમાં ચન્દ્રપ્રકાશ જેવા ગાઢ ને ભેદી સ્વરના પડછંદ પડતા હોય એમ તેને ભ્રાન્તિ થતી. અન્દરના અન્ધારા ખૂણામાં પ્રણયિનીને શોધવા એવો આતૂર પ્રણયી કોણ આવ્યો

હશે ? પ્રકાશપૂર્ણ બાહ્યજગતમાં એને કશુંય આકર્ષતું નહિ. એ ઘોર અન્ધકારમાં આનન્દના તરંગ ઉછળતા હોય એમ જણાતું. એ અજબ ચંદ્રપ્રકાશ કરતાં પણ એ વસ્તુ કાંઈ અદ્ભુત હતી. રાત્રિની વાયુલહરીઓ સુવાસપૂર્ણ થતી; અન્ધકારમાં જીવન વ્યાપતું. કોઈ છુપા સ્નેહનું આ સંકેતસ્થાન હશે!–માનુષી નજરથી લજ્જા પામતું હશે.

આમ દિવસો પર દિવસો વીત્યા; ઋતુઓ પણ આવી ને ગઈ. પરન્તુ અન્દર પુરાયલી સૌંદર્યમૂર્તિને છોડાવવાનો કોઈએ પ્રયત્ન કર્યો નહિ: એના દિલનો ઉંડો ભેદ પણ કોઈ ઉકેલી શક્યું નહિ. હરિવદનના વિચારો પણ પલટાવા લાગ્યા. હવે એને પ્હેલાં જેવો રસ પડતો નહિ. પરન્તુ એકાએક પૂર્ણિમાની એક રાત્રિએ એ મહાલયનું મુખ્ય દ્વાર ઉઘડ્યું ને પેલી બુરખાવાળી દાસી બ્હાર આવી: આગળ વધી તે હરિવદનના દ્વારે આવી ઉભી. "દાકતર સાહેબ ! જરા મ્હારી સાથે ચાલોને !" એટલુંજ એ બોલી.

એક પણ પ્રશ્ન પૂછ્યા વિના હરિવદન ઉભો થયો. જોઈતી સામગ્રી લઈ દાદર ઉતરી પેલા રાતા મહાલયના મુખ્યદ્વાર આગળ જઈ ઉભો. કોઈ પણ બ્હારના મનુષ્યને એ ઉમરો ઓળંગતાં એણે અગાઉ કદી જોયો ન્હોતો એટલે દિલમાં જરા સંકોચ પામ્યો: પરન્તુ પેલી દાસી બોલી: "કૃપા કરી અન્દર આવો !"

હરિવદને અન્દર પ્રવેશ કર્યો. ચન્દ્રપ્રકાશમાં છજામાં જડેલી લાદીઓ પ્રકાશી રહી હતી. બન્ને બાજુએથી ફુલઝાડનાં કુંડાં ગોઠવી દેવામાં આવ્યાં હતાં. એક ઓરડીના ઉઘાડા બારણામાં એણે નજર કરી: એ સ્નાનાગૃહ જણાયું. ચીનાઈ માટીનું નહાવાનું મોટું પાત્ર પાણી ભરેલું પડ્યું હતું. એક લાકડાની ટીપાઈ પર ટાપટીપનાં સાધનો હતાં. દરેક ચીજ ચકચકાટ હતી. એક વાંકડિયા દાદર મારફત ઉપર જવાતું. ઉપર ચઢતાં જ સ્હામે સીસમથી જડેલો એક મ્હોટો આયનો હતો. ઉપર છતમાં એક ચાંદીનું ઝુંમર લટકી રહ્યું હતું: માત્ર અન્દર બીણબત્તીઓ ન્હોતી.

પ્હેલા માળના એક ખંડ આગળ હરિવદન આવી પહોંચ્યો. દ્વાર પર રાતો પડદો હતો. પેલી દાસીએ એ પડદો ઉંચક્યો ને હરિવદનને પ્રવેશ કરવા કહ્યું: હરિવદને એ ખંડ તુરતજ ઓળખી કાઢ્યો. ઘણીયેવાર એણે એમાં ડોકિયાં કરી લીધાં હતાં. અર્ધ ઉઘાડાં બારણામાંથી ને ઉડતા પડદામાંથી ઘણીયેવાર એની નજર આરપાર ઉતરી જતી. એજ સીસમનો પલંગ ને બરફ જેવી સફેત પથારી ચાદર ને ઓશીકાં: એજ આયનો ને એજ ચાંદીની દીવીઓ. પલંગ પાસેની એક ટીપાઈ પર પુષ્કળ પુષ્પો પડ્યાં હતાં. સોના ચાંદીના કસબે ભરેલાં કપડાં લુગડાંના ઘોડા પર ખડકેલાં હતાં. એ ખંડ વિવિધ રંગોનો ભંડાર હતો. રાતાં પગરખાં: બીજાં કસબી, પણ ત્યાં નજરે પડતાં હતાં. ચાંદી સોનાનાં ટાપટીપનાં સાધનો પણ એક બીજા મેજ પર પડ્યાં હતાં. અત્તર તેલ ને પાવડરનો સુમાર ન્હોતો.

બિમાર મનુષ્ય માટે કેવો વિચિત્ર ખંડ? હરિવદનને બહુજ અતડું લાગ્યું. કોઈ સૌંદર્યમૂર્તિના શયનખંડમાં તો ભૂલથી નહિ પેસી ગયો હોય ! પરન્તુ અન્દર કોઈ ન્હોતું. ત્યાં વસતી રમણીયમૂર્તિનાં ક્રોધસંકુચિત કટાક્ષોથી બચવા પકડાયા વિના ભાગી જવાનું તેને મન થઈ જતું. તેને એ જોઈ શકતો નહિ છતાંય ખૂણે ખૂણામાં એનું અસ્તિત્વ અનુભવાતું. શું કોઈ જાદુથી એ અદશ્ય બની રહી હશે ? દાસી એ ખંડમાંથી પસાર થઈ: બીજા દ્વાર આગળ જઈ બીજો પડદો ઉંચક્યો.

અન્દર બીજો ન્હાનો ખંડ નજરે પડ્યો. એ તદ્દન ખાલી લાગતો. એક ખૂણામાં જ્યાં ત્યાં એક નાજુક પલંગ પડ્યો હતો. ખંડ અંધારો હતો એટલે હરિવદન બરાબર જોઇ શકતો નહિ. ઝીણી નજરે જોતાં એ પલંગ પર કોઇ સૂતેલું હતું. દાસીએ દીવો સળગાવ્યો. હવે હરિવદન દર્દીને જોઈ શકયો. પથારીમાં એક કેવળ હાડપિંજર પડયું હતું. દીવાના વિચિત્ર પ્રકાશથી તે ચમકી ઉઠયો. તેણે ઉંચું જોયું: " દીવો શું કામ સળગાવ્યો ? " ભયથી એના મુખારવિન્દ પર મૃત્યુની ફીકાશ આવી ગઇ. દાસીએ દાકતરને સંજ્ઞા કરી. દર્દીએ દાકતર સામું જોઇ પ્રશ્ન કર્યો: " દાકતર સાહેબ ! મ્હને શું થયું છે તે કહી શકશો ?

" એટલા માટે તો હું આવ્યો છું. " હરિવદને ઉત્તર દીધો.

" તો કૃપા કરી જલ્દી કરો. દર્દી બોલ્યો, " એને આવવાનો વખત થઇ ગયો છે. "

" કોને આવવાનો ? " આશ્ચર્ય પામી દાકતરે પૂછ્યું.

નસેનસ બ્હાર તરી આવી હતી એવો હાથ ઉંચો થયો: " જુઓ ! જુઓ ! દાકતર ! એ આવે છે: જયમતી આવે છે." તેણે હરિવદનના કાનમાં કહ્યું.

હરિવદનની આતૂરતાનો પાર રહ્યો નહિ: એની પુરાણી કલ્પનાઓ સતેજ થઇ.

" જયમતી કોણ ? " દાકતરે અધીરાઇથી પૂછ્યું.

દર્દીએ ભ્રકુટી ચઢાવી "જયમતી કોણ ?" તે બરાડયો " કેમ ? જયમતી મ્હારું સર્વસ્વ જોતા નથી ? આ ખંડ એને લાયક નથી ? શું આ એક દિવસનું કાર્ય છે ? વર્ષો થયાં કકડે કકડે આ સર્વ હું ભેગું કરી રહ્યો છું. એને માટે તો મ્હેં મ્હારા જીગરનું લોહી રેડયું છે. કેટલા આત્મભોગથી આટલું સૌંદર્ય એકઠું કરી શકયો છું ! કહો ! કહો ! દાકતર ! આ બધું જયમતીને લાયક નથી ? "

હરિવદન કશું ય સમજી શકયો નહિ છતાંય બોલ્યો, " છે જ. " દર્દીના વદન પર ફીકકું હાસ્ય છવાયું. " તો પછી આટલો બધો વિલંબ શાને ?" તેણે પ્રશ્ન કર્યો, " આવી વાતો હવે પાલવે ? મ્હેં એક વાર ભૂલ ખાધી પણ તે માટે મ્હને એણે સદા માટે દુઃખી કરવો જોઇએ નહિ. આટલે વર્ષે હવે સંતાકુકડી રમવી પાલવે ? એથી સ્ત્રીઓને શો આનંદ પડતો હશે એ મ્હને નથી સમજાતું. એને હું બન્ધનમાં મૂકી શકું તેમ ન્હોતો. એ મ્હોટા રાજાની દીકરી હતી: હું ગરીબ ભિખારી હતો. રખેને એને દુઃખ પડે એ વિચારે હું એને મ્હારે ઘેર લાવ્યો ન્હોતો. રાજકુમારીને યોગ્ય મહાલય બાંધતાં તો વર્ષો લાગે જ ને ? પરન્તુ મ્હારાં એ વચનોથી હું ધારું છું કે એનું સ્વમાન ઘવાયું હશે. મ્હારા અપરિમિત ઉત્સાહ ને યત્નોની એને કદર ન્હોતી. મ્હારાં વચને એ આવી નહિ. એટલે આ સુવર્ણ પિંજરમાં એને કેદ કરવા ધારી. આ મકાનની ચોમેર ફરતી ઉંચી દિવાલો કરાવી લુટારુઓ પણ એ દિવાલ ઓળંગી શકે એમ નથી; ત્હોય પણ એ તો અન્દર કુદી આવી. મ્હને સમજાતું નથી કે એ શી રીતે આવી હશે ? પછી મ્હેં બધાં બારી બારણાં બંધ કરાવી દીધા. આપ જુઓ છો તેમ માત્ર એક જ બારણું ઉઘાડું રહેવા દીધું છે. એથી બાહ્ય જગત સાથે સંબંધ જળવાય છે. પરન્તુ એ તો વિદ્યુતના ચમકાર સમોવડી હતી. બારી બારણાં એને રોકી શકે તેમ ન્હોતાં. એક પણ પોલાણ રહી ન જાય એ માટે હું આખો દિવસ દોડાદોડી કરું છું. એક પણ સાંકળ કે આગળો ઢીલો ન પડી ગયો હોય

એની હું ખાસ તપાસ રાખું છું; છતાં ય એ કેવી રીતે આવે છે તેની મ્હને ગમ પડતી નથી."

"જો તે ખરેખર ! બ્હાર જતી જ રહી હોય" હરિવદને કહ્યું, "તો પછી ત્હમારે તસ્દી લેવાની જરૂર જ નથી."

દર્દી હસ્યો, "અરે ! ત્હમે એને ઓળખતા નથી." તે બોલ્યો એ તો જાદુગર છે. મ્હારા દર્દને તાજું રાખવા એ દરેક રાત્રે મ્હારી મુલાકાત લે છે. અન્ધકારમાં એ મ્હારી કને આવે છે ને દૂરથી જ મ્હારી સાથે વાત કરે છે. પ્રકાશનો પલકારો થતાં જ તે હવામાં ઉડી જાય છે. મ્હારી આંખે તો હું એને જોઇ જ શકતો નથી. એને માટે આ મકાનનો ખૂણે ખૂણો શોધી વળું છું છતાંય હું એને મળી શકતો નથી. કયે માર્ગે તે અન્દર આવે છે ને કયે માર્ગે તે બહાર જાય છે તે કહી શકાતું નથી. અંધારૂં થયા પછી એને માટે હું બાગનુ બારણું ઉઘાડું રાખું છું પરન્તુ એના અન્દર આવ્યા પછી ઘણીયે વાર એ બારણાને અન્દરથી તાળું વસાયલું દીઠું છે.

"દીવો પ્રગટાવી જોતા કેમ નથી ?" હરિવદને પ્રશ્ન કર્યો.

"બે વાર મ્હેં એવું કરી જોયું હતું પરન્તુ તે અદસ્ય થઇ ગઇ," દર્દીએ કહ્યું "તૂફાની પવનના સપાટાની પેઠે એ ક્યાંય ચાલી ગઇ. અમને એનો પત્તો જ મળ્યો નહિ. હું ને દાસી બધે જોઇ વળ્યાં ત્યારબાદ બે રાત્રિ સુધી એ દેખાઇ જ નહિ. વળી તેણે ધમકી આપી કે એવો પ્રયત્ન જો ફરી કદી કરવામા આવશે તો હું તેને મરેલી જોઇશ કે એ અદશય થઇ જશે ને ફરી કદાપિ આવશે જ નહિ. એટલે રખેને તેને ખોઇ બેસું એ ભયથી મ્હેં ફરીથી એ અખતરો અજમાવ્યો જ નથી. આ ઘરની તે લક્ષ્મી છે. એને ખુશ રાખવા હું કોઇ પણ ભિક્ષુકને ખાલી હાથે જવા દેતો નથી. શ્વાન પણ મ્હારા બારણેથી ભૂખ્યો જતો નથી. છતાંય એને હું મ્હારી પડખે રાખી શકતો નથી."

દર્દીએ ગજા ઉપરાંત વાત કરી હતી. તે હાંફવા લાગ્યો. હરિવદનને પોતાના કર્તવ્યનું ભાન આવ્યું. મહા મુશ્કેલીએ દર્દીને ઉંઘાડી તે બ્હાર આવ્યો. પેલી દાસી બારણા આગળ જ એની વાટ જોઈ ઉભી હતી. "આને શું થયું છે તે ?" દાકતરે દાસીને પૂછ્યું, "એની રાત્રિઓ નિદ્રાવિહોણી જાય છે ?"

"એમને ઉંઘતા મ્હેં કદી યે જોયા નથી." તેણે ઉત્તર દીધો.

"આખી રાત તે વાતો કર્યા કરે છે, હસે છે, રડે છે. જયમતી એની પાસે જ છે."

"જયમતી ક્યાં છે ?" દાકતરે પૂછ્યું.

"તે અહીં જ છે" દાસીએ ઉત્તર દીધો.

હરિવદનના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. "ત્યારે એને કોઇ જોઈ શકતું કેમ નથી ?" તેણે પૂછ્યું.

"એને સહેલાઈથી જોઇ શકાય તેમ છે પરન્તુ એમને ઘેલછા વળગી છે એટલે એ એને પિછાની શકતા નથી." દાસીએ પ્રત્યુત્તર આપ્યો.

"કેવું વિચિત્ર !" દાકતર બોલી ઉઠ્યો, "એને માટે આને કેટલો બધો પ્રેમ છે છતાં ય તે એને પિછાની શકતો નથી !"

એ બાઇ ફીકકું હસી, "એમાં વિચિત્ર શું છે ! સાહેબ !" તેણે સ્હામો પ્રશ્ન કર્યો, "એને ઓળખી કાઢે તો વિચિત્ર કહેવાય. એને જોયે ચાલીસ વર્ષ થયાં."

હરિવદન વધારે વિસ્મીત થયો. "એટલે ! તું શું કહેવા માગે છે ?" તેણે પૂછ્યું.

" અરવિન્દને મણિપુરના જમીનદારની પુત્રી સાથે પરણવું હતું. એ પંદર વર્ષની હતી જ્યારે અરવિન્દ વીસ વર્ષનો હતો. એ જમીનદારનો આશરાગત હતો એની પાસે પોતાની રાતી પાઇ પણ ન્હોતી. ભિખારીની મહત્વાકાંક્ષા જોઇ એ મ્હોટા લોકો તુચ્છકારનું હસતા. ' કેવી મહત્વાકાંક્ષા ? " એ લોકો કહેતા, " એવી મ્હોટી મ્હોટી વાત કરતાં એની મરદાઈ લાજતી યે નથી. " અરવિન્દને આ સાંભળી ઘણુંજ લાગી આવ્યું. " ભલે ! " તે બોલ્યો, ' જ્યારે એનું માગું કરવા લાયક થઇશ ત્યારે જ આપની કને આવીશ ત્યારે મને કોઇ ના પાડી શકશે જ નહિ " એમ કહી તે લક્ષ્મીની શોધમાં નીકળી પડયો. બીજાં લાયક ઘરમાં કન્યાનું વેવિશાળ કરવાની એ જમીનદારોએ વાતો ચલાવી. પરન્તુ હવે એ બાલાએ જાતેજ બીજા સાથે લગ્ન કરવાની ના પાડી. બીજાને પરણવા તે તૈયાર ન્હોતી. ચારેક વર્ષ પછી અરવિન્દ પાછો ફર્યો. મહિને એંશી રૂપિયાના પગારની નોકરી હજી એ મેળવી શકયો હતો પેલી બાલા હજી યે કુંવારી હતી પરન્તુ એ અમીરો હજી પણ નમ્યા નહિ. " પાન પટી પુરી શકે એમ હતું પરન્તુ એના પ્હેરવા ઓઢવા શું ?" એમણે મજાક કરી.

અરવિન્દે જયમતીને જોવાની અભિલાષા પ્રદર્શિત કરી પરન્તુ એ લોકોએ એનું અપમાન કરી હાંકી કાઢયો. તે ફરી ચાલ્યો ગયો. આ વેળા એ કયાં ગયો તેની કોઇને ય ખબર પડી નહિ. કન્યાની ઉંમર વધતી જ ચાલી. લગ્ન કરવા એને કોઈ સમજાવી શકયું નહિ. કન્યા મટી તે પ્રમદા બની. એનાં સગાં સમાજમાં મ્હોં બતાવતાં પણ શરમાવા લાગ્યાં. અરવિન્દને શોધી કાઢવા એમણે માણસો મોકલ્યાં, હવે એને જમાઇ તરીકે કબુલ રાખવામાં એમને વાંધો હતો નહિ.

પરન્તુ આ વેળા એણે ના પાડી. હજી એને માટે ઘર તૈયાર થયું ન્હોતું. થોડા દિવસ પછી બીજો દૂત મોકલવામાં આવ્યો. હજી ઝવેરાત મેળવી શકયો ન્હોતો એમ અરવિન્દે કહેવરાવ્યું. પુરતો સરસમાન હજી વસાવ્યો નહોતો એમ કહી ત્રીજા માણસને પાછો વાળવામાં આવ્યો. બધાંને લાગ્યું કે અરવિન્દ ગાંડો બની ગયો હતો. સમય વહી ચાલ્યો. છેવટે ન બનવાનું બન્યું. મણિપુરની જમીનદારીના બધા ય મરદ માલિકો મરી પરવાર્યા. માત્ર કુંવારી જયમતી જ બાકી રહી. એને આખી ય જમીનદારી વારસામાં મળી.

એકાએક એક દિવસે અરવિન્દ જયમતીને પરણવા પાછો આવ્યો. જયમતીને હર્ષનાં આંસુ આવ્યાં. એ વાત સાંભળી તે દિંગ્મૂઢ બની ગઈ. પછી તે ઉઠી. પળીયાં પર બુરખો નાંખી એને મળવા તે નીચે દોડી.

પરન્તુ ઘણી વાતો એ વિસરી ગઇ; એનાં પળિયાંઃ પડવા માંડેલા દાંતઃ સુન્દર વદન પર સમય જતાં વળેલી કરચલીઓઃ અપ્સરા જેવા શરીરનો હવે બની ગયેલો ડોસી જેવો દેખાવ. વદન પર હાસ્ય રેલાવી તે અરવિન્દ સ્હામે જઇ ઉભી. એ ક્રોધથી ધુંધવાઇ ઉઠયો. " હજી ત્હમને નિરાંત, નથી વળી ? હજી દૂતો મોકલવાના બાકી છે ? આ ડોકરી ! ત્હારે શું જોઇએ છે. જા. જયમતીને મ્હારી પાસે મોકલ. "

બિચારી જયમતી ! આખી દુનિયાં એની નજર આગળ ચક્કર ચક્કર ફરવા લાગી. મહા મહેનતે તે અન્દર ગઇ. આખો દિવસ તેણે આક્રન્દ કર્યું. છેવટે એણે અરવિન્દને એક પત્ર લખ્યો.

" મ્હારી દાસીને હું ત્હમારે ઘેર મોકલીશ. " તેણે લખ્યું, " પછી મ્હને ફાવશે

ત્યારે આવી ત્હમારી સાથે રહીશ. મ્હને કન્યાદાન દેનાર કોઇ જીવતું નથી. એટલે એની પણ મ્હારે વ્યવસ્થા કરવી પડશે. મ્હેં ત્હમને કેટલીયે વાર બોલાવ્યા પરન્તુ ત્હમે ન આવ્યા તે ન જ આવ્યા. હવે કંઇ એક વાર બોલાવે હું ચાલી આવું ખરી કે? પ્હેલાં મ્હારી દાસીને આવી બધું વ્યવસ્થિત કરવા દો."

એટલે અરવિન્દને એટલાથીજ સંતોષ માનવો પડયો. બીજે દિવસે જયમતી પોતાના ઘરમાંથી નીકળી અરવિન્દના ઘરમાં ઘુસી ગઇ. દાસી તરીકે વેશ બદલો કરી તે અરવિન્દના ઘરમાં કામ કરવા લાગી. તે એની ખૂબ સંભાળ રાખતી. આખા ઘરને તદ્દન વ્યવસ્થિત રાખતી; છતાંય ગાંડો અરવિન્દ એને પિછાની શકતો નહિ. છેવટે એક રાત્રિએ તેણે રેશમી વસ્ત્રો પરિધાન કરી અલંકારો સજ્યા ને, અરવિંદ પાસે તે ગઈ. એનો સ્વર સાંભળી અરવિન્દ ચમક્યો. જયમતી સમજી ગઇ. માત્ર એનો સુર બદલાયો ન્હોતો. એનાં નયનમાં ફરી અશ્રુનું પુર ઉભરાયું. એ ભેદ ખુલ્લો ન પાડવાનો તેણે નિશ્ચય કર્યો. એ પ્રમાણે દિવસો જાય છે. હરેક રાતે તે આવે છેઃ અન્ધારાંમાં જ તેની સાથે વાત કરે છે. જે સ્ત્રી માટે એ તલસી રહ્યો છે એ જયમતી ક્યારનીય પલટાઇ ગઇ છે એ વાત ગાંડો અરવિન્દ સમજી શકતો નથીઃ કોઈ પણ ઉપાયે એ પાછી વળી શકે તેમ નથી. દરેક રાતે તે એના અપ્સરા જેવા સૌંદર્યનાં ગુણગાન ગાય છે. પોતાની સાચી પિછાન આપવાની જયમતીની ઇચ્છા જોઇ દરેક રાતે સરી જાય છે. બન્ને અનન્ત વાર્તાલાપ કરે છે પરન્તુ એકબીજાને જોઇ શકતાં નથી અન્ધકારની અન્દર તેઓ પુરાણા ભૂતકાળને સજીવન કરે છે. પરન્તુ સૂર્યપ્રકાશમાં જયમતી માટે કશુંય સાન્ત્વન નથી. મહામહેનતે તે પોતાનું દુઃખ શમાવે છે. અરવિન્દ એનો સ્વર પિછાની ન જાય એની કાળજી રાખે છે.

"પણ જયમતી છે ક્યાં?" દાકતરે અધીરાઇથી પૂછયું, "મ્હને એક વાર તો કૃપા કરી બતાવ." એક ફીક્કા હાસ્ય સાથે દાસીએ બુરખો દૂર કર્યો. એના વદન પર વર્ષોના સીતમ અંકાઇ રહ્યા હતા. "હું જ જયમતી" તેણે ખૂલાસો કર્યો.

અવસાન પામતા દર્દીને શાન્ત પાડી ઘેર આવતાં હરિવદનને રહવાર થઇ ગયું. એણે પોતાની કેનવાસની આરામ ખુરસી પર લંબાવ્યુંઃ કોઈ કરણ સ્વપ્ન આવ્યું કે શું થયું એ તે સમજી શકયો નહિ.*

* મૂળ લેખિકા "શ્રીમતી શાન્તાદેવી"

---

## સ્ત્રી સંપૂર્ણ છે૮૨૯

[ સૌ. લીલા મુનશી

સ્ત્રીઓ પુરૂષોના જેટલી ભલે ગણત્રીબાજ ન હોય, સ્ત્રીઓને પૈસા કમાતાં ભલે ન આવડતું હોય, પણ સ્વભાવે જ સ્ત્રી સંપૂર્ણ છે. સ્ત્રીઓએ પુરૂષોની પડખે ઉભીને કામ કર્યું. તેમણે આપણાં યુદ્ધને ધર્મયુદ્ધનો ઓપ આપ્યો.



# સ્ત્રી વિષે થોડુંક

લેખક : શ્રી. સનાતન જટાશંકર બુચ

મહાત્મા ગાંધીજીએ દાંડીની ઐતિહાસિક કૂચ વખતે સ્ત્રીઓને સાથે ન લીધી એટલું જ નહિ પણ જે બ્હેનો સાથે તૈયાર હતી એમને ના પાડી એ વાત થોડે ઘણે અંશે ઐતિહાસિક જ રહેશે. મહાત્માજીનું એ કાર્ય એમની સ્ત્રીપ્રશ્ન માટેની અભિરૂચિનું સારું દ્યોતક બન્યું છે. એમ કરવામાં અલબત એમણે સ્ત્રીવર્ગને અન્યાય નથી કર્યો પણ સ્ત્રી અને પુરૂષના કાર્યક્ષેત્રની મર્યાદા રાષ્ટ્રીય પ્રવૃત્તિને અંગે એમણે એમાં આંકી એમ કહી શકાય. એ મર્યાદા બાંધવામાં એમણે સ્ત્રી અને પુરૂષના સ્વભાવસિદ્ધ ગુણો લક્ષમાં રાખ્યા. છે પુરૂષ એ પ્રાકૃતિક રીતે સ્ત્રીથી વધારે શરીર બળ ધરાવે છે માટે એણે શારીરિક બળના પ્રભાવથી અને સ્ત્રી એ પુરૂષ કરતાં વધારે નૈતિક-બળ ધરાવે છે માટે તેણે નૈતિકબળના પ્રભાવથી રાષ્ટ્રકાર્યને આગળ ધપાવવું, એ એમનો હેતુ બન્નેના માર્ગ અહિંસક જ રહે. અહિંસક બળ એટલે ઘા કરવાની નહિ પણ ઘા ઝીલવાની શકિત–પછી એ ઘા વાણીનો હોય, માનસિક હોય કે શારીરિક હોય. આમ કરવામાં મહાત્માજીએ બહુ જ સુંદર મર્યાદા બાંધી છે. અને સ્ત્રી અને પુરુષનાં સ્વભાવાનુકૂલ ક્ષેત્ર નક્કી કર્યાં છે. મહાત્માજી તો કહે છે જ કે સ્ત્રીને અબળા–નિર્બળ કહેવી એ તો સ્ત્રી વર્ગની નાલેશી કરવા જેવું છે. સ્ત્રીમાં ભલે શારીરિક બળ પુરુષના કરતાં ઓછું હશે પણ નૈતિક બળમાં એ પુરુષ કરતાં ઘણી જ વધારે બલવાન છે સ્ત્રીમાં જેટલી આત્મબલિદાનની શકિત છે, સહનશીલતા છે, હિમ્મત છે એટલી પુરુષમાં ક્યાં છે ? જો અહિંસા એ જ માનવજાતિનું જીવનલક્ષણ છે તો ભાવિ સ્ત્રીના જ હાથમાં છે. આમ કહેવામાં મહાત્માજીએ કંઈ ભાવનાના આવેશના ઉદ્દગાર નથી કાઢયા. પણ તાત્વિક સત્ય જ કહ્યું છે. સ્ત્રી એ પુરુષના કરતાં વધારે અહિંસક છે તેથી જ એમણે કહ્યું કે મારે તો સ્ત્રીઓને પુરુષોના કરતાં યે મોટું કાર્ય *આ અહિંસાની લડતમાં સોંપવું છે. મીઠાનો* કાયદો તોડવા સ્ત્રીઓને ના પાડી ત્યારે એમની આ જ ભાવના હતી કે શરીરબળની કસોટીથી અહિંસા બતાવવી એ તો સ્હેલું છે. સ્ત્રીને તો એના કરતાં યે ઉચ્ચ અહિંસાબળની કસોટીમાં મુકવી જોઇએ. કારણકે એ વધારે અહિંસક છે. આમ કહેવાના બે અર્થ છે. પુરુષ અહિંસક બને એટલે શારીરિક બળથી સહન કરે છે ને સામો ઘા કરતો નથી એટલું જ સ્ત્રી સ્વભાવથી જ અહિંસક છે. એટલે સહન કરીને એ ઘા તો નથી જ કરતી પણ ઘા કરનારને સ્હેજે જીતી શકે છે આમ દ્વિધા વિજય તો સ્ત્રીજ મેળવી શકે છે. એ પોતાના નૈતિકબળથી પોતે તો ખૂબ જ હિમ્મત ને સહનશીલતા બતાવી અહિંસક

બને છે પણ સામા હિંસક મનુષ્યનો પરાભવ કરી શકે છે, એને જીતી શકે છે. અને એ બીજું લક્ષણ પુરુષને હજી સ્ત્રીના જેટલું સધાયું નથી. તેથીજ ૧૯૨૧ ની પીઠાંની ને પરદેશી કપડાંની ચોકીનું કાર્ય પુરુષના હાથમાં જોઇએ તેટલું અહિંસક ન રહ્યું.

સ્ત્રી અને પુરુષની આ માનસિક સૂક્ષ્મતાના મનન પછી જ મહાત્માજીએ પીઠાં અને પરદેશી કાપડની ચોકીનું કાર્ય આ લડત વખતે સ્ત્રીઓને સોંપવાનું ઉચિત ધાર્યું. એમણે જ્યારે સ્ત્રીઓને કાયદો તોડવા ના કહી ત્યારે કેટલીક ગેરસમજ થઇ હતી કે એમ કરવા સ્ત્રીઓને એમણે અન્યાય કર્યો છે, પુરુષની સાથેજ એક જ ક્ષેત્રમાં કાર્ય કરવામાં એમણે વિઘ્ન મૂક્યું છે. પણ એમનો આ તાત્વિક વિચાર જાણ્યા પછી એ બધું દૂર થયું હતું ને દાંડીની સ્ત્રી પરિષદ પછી અને મુંબઇની બ્હેનોને મહાત્માજીએ મોકલેલા સંદેશા પછી ગુજરાત અને મુંબાઇમાં સ્ત્રીઓએ ચોકીનું કાર્ય અપૂર્વ ઉત્સાહથી ઉપાડી લઇ પોતાનું કરી લીધું.

ચોકીનો એ તાત્વિક વિચાર થયો. બીજો એક વ્યાવહારિક દૃષ્ટિ બિન્દું પણ ધ્યાનમાં રાખીને ચોકીનું કામ સ્ત્રીઓને ના કહી ત્યારે મહાત્માજીએ એક વ્યાવહારિક વાત એ લક્ષમાં રાખી હતી કે કાયદો તોડવા માટે જોઇએ તેટલી સ્ત્રીઓ બ્હાર પડી ન શકે જ્યારે ચોકી કરવા તો નાનાં મોટાં ઘરની કોઇ પણ બ્હેન પોતાની અનુકૂળતા પ્રમાણે સ્હેલાઇથીને સંકોચ વિના આવી શકે. પરિસ્થિતિને અંગે તેટલી અનુકૂળતા કાયદો તોડવા માટે ન મળી શકે જો કે ચોકી કરવામાં જ કાયદો તોડવાનો વારો આવ્યો એ જૂદી વાત છે.

ત્રીજી વાત એ કે પરદેશી કપડાંનો વધારે પ્રસાર પુરુષો કરતાં સ્ત્રીઓમાં છે એ દેખીતું જ છે અને તેથી એના બહિષ્કારનું કાર્ય સ્ત્રીઓને જ સોંપવું એમાં વધારે ઔચિત્ય જણાય છે. કારણ કે એ રીતે સ્ત્રીઓમાં તો બહિષ્કારનો ફેલાવો થાય જ પણ સાથે સાથે પુરુષને યે પોતાની નૈતિક અસરથી એ બહિષ્કારમાં પ્રેરી શકે. પુરુષ આ બન્ને કાર્ય સ્ત્રીના જેટલી સફળતાથી નજ કરી શકે.

ચોથું દારૂની બાબતમાં તો એક પરોપકારનું જ કાર્ય સ્ત્રીઓને સોંપાયું છે. દારૂની બદીને લીધે અસંખ્ય સ્ત્રીઓને જે કષ્ટ વેઠવું પડે છે, પુરુષના વ્યસનને લીધે મુંગો માર સહન કરવો પડે છે તેમાંથી એ સ્ત્રીઓને સ્ત્રીઓ દ્વારાજ મુક્ત કરવી એ યે સ્ત્રીઓને ચોકીનું કામ સોંપવામાં એક હેતુ છે.

પરદેશી કાપડ અને દારૂની ચોકી શા માટે કરવામાં આવે છે એ તો સહુ જાણે પણ એ સ્ત્રીઓને જ મહાત્માજીએ શા માટે સોંપી એ હજી પૂરેપૂરું સહુ જાણતા નથી લાગતા. તેથી જ કદાચ આ લડતમાંયે આ સ્ત્રીઓનું કાર્ય પુરુષોના હાથમાં ક્યાંક મૂકાયું હતું ને અનિષ્ટ પ્રસંગો ઉપસ્થિત થયા હતા. ચોકીની બાબતમાં તો મહાત્માજીનો આદેશ પૂર્ણપણે પળાય તો સ્ત્રીઓ જ એ દિશામાં અપૂર્વ સફળતા ને કાર્ય કુશળતા બતાવી શકે અને આપણા દેશનાં બે અનિષ્ટો—પરદેશી કાપડ અને દારૂ ને છેક્કજ નાબૂદ કરી શકે.

# પતિતો ને બાળકોનો હાથ ઝાલો !

## મિસ શેફર્ડના એક લેખને આધારે

લખનાર-શ્રી. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી
તંત્રીઃ " નવચેતન "

નોંધઃ—મિસ શેફર્ડ સેવાધર્મિણી આંગ્લમહિલા છે મહાયુદ્ધ પહેલાં તેમણે લન્ડનના પશ્ચિમના ભાગોમાં ક્ષયરોગથી પીડાતા રોગીઓની સેવા કરવાનું માથે લીધું હતું. મહાયુદ્ધમાં એ મહિલા "નર્સ" હતી. ૧૯૨૦ પછી સામાજીક રચનાત્મક કાર્યો માટે તેમણે ખાસ શિક્ષણ મેળવ્યું. ૧૯૨૮ માં કલકત્તાના લોર્ડ બિશપે વિલાયતની સુપ્રસિદ્ધ સંસ્થા " નૈતિક ને સામાજીક આરોગ્યવર્ધિની સમિતિ " ને એ સ્ત્રી-કાર્યકર્તા કલકત્તા મોકલવા લખ્યું ને પરિણામે. આ મહિલા કલકત્તામાં આવી. ૧૯૨૮ થી આ પરોપકારી મહિલા પતિતોને ઉદ્ધારવાનું કાર્ય કરી રહી છે. તેમના એક લેખ પરથી આ ઉપયોગી લેખ તૈયાર કર્યો છે—લેખક.

બધાં ય રાષ્ટ્રનાં સ્ત્રી પુરુષો એ વાત સ્વીકારે છે કે માણસજાત પાસે આપી શકાય એવું સારામાં સારૂં જે હોય તેના પર બાળકોનો–ભવિષ્યની પ્રજાનો હક્ક છે. બાળકોને નીચેની જરૂરીયાત છેઃ—

( ૧ ) તેમને સર્વ શારીરિક અને આધ્યાત્મિક સાધનો આપવાં જોઇએ, જેથી તેઓ પોતાનો સાધારણ ( Normal ) વિકાસ સાધી શકે.

( ૨ ) ભૂખ્યાં હોય તેમને ભોજન મળવું જોઇએ. જે બાળક પાછળ પડી ગયું હોય તેને સહાયતા મળવી જોઇએ. કર્તવ્ય-ભ્રષ્ટ બાળકોને ફરીવાર સુધારવાં જોઇએ અને અનાથ તથા ગૃહહીન બાળકોને આશ્રય અને મદદ મળવાં જોઇએ.

( ૩ ) આફત કે દુર્ઘટના વખતે સૌથી પહેલી મદદ બાળકોને મળવી જોઇએ.

( ૪ ) બાળકને એવું બનાવવું જોઇએ કે ભવિષ્યમાં તે જાતે પોતાનું ગુજરાન ચલાવી શકે. સાથે સાથે તેની શક્તિઓનું દોહન અને શોષણ ન થઇ જાય એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ.

( ૫ ) બાળકોનું પાલન–પોષણ એટલું ધ્યાનમાં રાખીને કરવું જોઇએ કે તેની શક્તિઓ પોતાના સહયોગી મનુષ્યોની સેવાના કામમાં આવી શકે.

ઉપલી પાંચ તેમની અનિવાર્ય જરૂરિયાતો છે.

મને ઘણીવાર ભાસ થાય છે કે જાણે કોમળ શરીર, કાળી આંખો અને ઉત્સુક મુખવાળાં અનેક નાનાં બાળકો ઉભાં ઉભાં પ્રૌઢ પુરૂષોને એ પ્રશ્ન પૂછી રહ્યાં છે કે "તમે અમારે માટે શો પ્રબંધ કરવાનો નિશ્ચય કર્યો છે ? "

શું ઉપલો પ્રશ્ન સાચો નથી ? પ્રૌઢ પુરૂષોને લગતી પ્રત્યેક સમસ્યા અંતે બાળક પર જ આવીને અટકે છે. દાખલા તરીકે કલકત્તા જેવાં મોટાં શહેરોમાં ભીખ માગનારાઓની સમસ્યા લ્યો. મદ્રાસમાં ભીખ માગનારાં બાળકોની સંખ્યા કલકત્તાની સંખ્યા

બને છે પણ સામા હિંસક મનુષ્યનો પરાભવ કરી શકે છે, એને જીતી શકે છે. અને એ બીજું લક્ષણ પુરુષને હજી સ્ત્રીના જેટલું સધાયું નથી. તેથીજ ૧૯૨૧ ની પીઠાંની ને પરદેશી કપડાંની ચોકીનું કાર્ય પુરુષના હાથમાં જોઇએ તેટલું અહિંસક ન રહ્યું.

સ્ત્રી અને પુરુષની આ માનસિક સૂક્ષ્મતાના મનન પછી જ મહાત્માજીએ પીઠાં અને પરદેશી કાપડની ચોકીનું કાર્ય આ લડત વખતે સ્ત્રીઓને સોંપવાનું ઉચિત ધાર્યું. એમણે જ્યારે સ્ત્રીઓને કાયદો તોડવાના કહી ત્યારે કેટલીક ગેરસમજ થઇ હતી કે એમ કરવા સ્ત્રીઓને એમણે અન્યાય કર્યો છે, પુરુષની સાથેજ એક જ ક્ષેત્રમાં કાર્ય કરવામાં એમણે વિઘ્ન મૂક્યું છે. પણ એમનો આ તાત્વિક વિચાર જાણ્યા પછી એ બધું દૂર થયું હતું ને દાંડીની સ્ત્રી પરિષદ પછી અને મુંબઇની બ્હેનોને મહાત્માજીએ મોકલેલા સંદેશા પછી ગુજરાત અને મુંબાઇમાં સ્ત્રીઓએ ચોકીનું કાર્ય અપૂર્વ ઉત્સાહથી ઉપાડી લઇ પોતાનું કરી લીધું.

ચોકીનો એ તાત્વિક વિચાર થયો. બીજાં એક વ્યાવહારિક દૃષ્ટિ બિન્દુ પણ ધ્યાનમાં રાખીને ચોકીનું કામ સ્ત્રીઓને ના કહી ત્યારે મહાત્માજીએ એક વ્યાવહારિક વાત એ લક્ષમાં રાખી હતી કે કાયદો તોડવા માટે જોઇએ તેટલી સ્ત્રીઓ બ્હાર પડી ન શકે જ્યારે ચોકી કરવા તો નાનાં મોટાં ઘરની કોઇ પણ બ્હેન પોતાની અનુકૂળતા પ્રમાણે સ્હેલાઇથીને સંકોચ વિના આવી શકે. પરિસ્થિતિને અંગે તેટલી અનુકૂળતા કાયદો તોડવા માટે ન મળી શકે જો કે ચોરી કરવામાં જ કાયદો તોડવાનો વારો આવ્યો એ જૂદી વાત છે.

ત્રીજી વાત એ કે પરદેશી કપડનો વધારે પ્રસાર પુરૂષો કરતાં સ્ત્રીઓમાં છે એ દેખીતું જ છે અને તેથી એના બહિષ્કારનું કાર્ય સ્ત્રીઓને જ સોંપવું એમાં વધારે ઔચિત્ય જણાય છે. કારણ કે એ રીતે સ્ત્રીઓમાં તો બહિષ્કારનો ફેલાવો થાય જ પણ સાથે સાથે પુરુષને યે પોતાની નૈતિક અસરથી એ બહિષ્કારમાં પ્રેરી શકે. પુરુષ આ બન્ને કાર્ય સ્ત્રીના જેટલી સફળતાથી ન જ કરી શકે.

ચોથું દારૂની બાબતમાં તો એક પરોપકારનું જ કાર્ય સ્ત્રીઓને સોંપાયું છે. દારૂની બદીને લીધે અસંખ્ય સ્ત્રીઓને જે કષ્ટ વેઠવું પડે છે, પુરુષના વ્યસનને લીધે મુંગો માર સહન કરવો પડે છે તેમાંથી એ સ્ત્રીઓને સ્ત્રીઓ દ્વારાજ મુક્ત કરવી એ યે સ્ત્રીઓને ચોકીનું કામ સોંપવામાં એક હેતુ છે.

પરદેશી કાપડ અને દારૂની ચોકી શા માટે કરવામાં આવે છે એ તો સહુ જાણે પણ એ સ્ત્રીઓને જ મહાત્માજીએ શા માટે સોંપી એ હજી પૂરેપૂરૂં સહુ જાણતા નથી લાગતા. તેથી જ કદાચ આ લડતમાંયે આ સ્ત્રીઓનું કાર્ય પુરુષોના હાથમાં ક્યાંક મૂકાયું હતું ને અનિષ્ટ પ્રસંગો ઉપસ્થિત થયા હતા. ચોકીની બાબતમાં તો મહાત્માજીનો આદેશ પૂર્ણપણે પળાય તો સ્ત્રીઓ જ એ દિશામાં અપૂર્વ સફળતા ને કાર્ય કુશળતા બતાવી શકે અને આપણા દેશનાં બે અનિષ્ટો—પરદેશી કાપડ અને દારૂ ને છેકજ નાબૂદ કરી શકે.

કદિ નથી કરતા. ...ં ક્રાન્તિની જરૂર છે.

" સ્ટેટ્સમેન " પ્રશ્નમાં ...તો, જેથી જણાય છે કે ...રમાં જ ૪૫૦૦૦ હજાર ...કાઓ પુરષોની દુષ્પ્રવૃતિ- માટે શહેરના જુદા જુદા ... જીવન ગાળી રહેલ છે.

...દલીલ કરે છે કે આ બાબતમાં પશ્ચિમના ...વાન થવું જોઇએ. મનુષ્યની ...વાસના સ્વાભાવિક અને અનિવાર્ય છે. એ વાસના પૂરવાવાળી આપણી પતિત બ્હેનો એક રીતે આપણી સમ્માનનીય બ્હે- નોનું રક્ષણ કરનાર છે. આ પતિત સ્ત્રીઓ જ આપણી સામાજીક તંદુરસ્તી જાળવી રાખે છે.

વાર, હવે આ બાબત પર વિચાર કરીએ. નીચેની વાતો પરઃ—

( ૧ ) પાપાચારમાં પુરૂષ અને સ્ત્રી બેઉ સમાન અપરાધી ગણાય. એ અપરાધ માટે અપરાધી સ્ત્રીને સમાજથી અલગ કરી, અસ્પૃશ્ય જેવી રાખી, સજા કરવામાં આવે જ્યારે અપરાધી પુરૂષ આનંદપૂર્વક ને આબરૂ પૂર્વક સ્વતંત્રતાથી ઘૂમી શકે એ શું યોગ્ય છે ?

( ૨ ) શું એ ઉચિત છે કે શીયળ જે પૈસાની કીંમતથી પર છે તેને પૈસાને બદલે વેચવામાં આવે ?

( ૩ ) શું સ્વતંત્રતાના સિદ્ધાંતોની નજરે એ ઉચિત છે કે નાનાં નાનાં છોકરાં છોક- રીઓ પતિત મકાનોમાં રહે તેમને કોઈ પ્રકારનું શિક્ષણ મનોરંજન પ્રાપ્ત ન થાય અને તેમને પરણવાનો અવસર પણ ન મળે ?

( ૪ ) સામાજીક તંદુરસ્તી સંયમ સિવાય અન્ય કોઇ રીતે જળવાઇ શકે તેમ નથી. કલકત્તા શહેરમાં જન્મનારાં એક હજાર બાળકોમાં ત્રણસો છવ્વીસ બાળકો એક વર્ષની ઉમ્મરના થતા પહેલાંજ મરણ પામે છે. સુખાકારી વિભાગના રિપોર્ટ પરથી જણાય છે કે આટલી જબરી મૃત્યુ- સંખ્યાનું કારણ અકસ્માતો કે રોગો નથી, પણ મુખ્યત્વે તેનાં કારણો સામાજીક રોગો, ઘણી વ્યક્તિઓનું એક સાથે ઘીચ રીતે વસવું અને અજ્ઞાન; એ છે.

પાપાચારના મકાનો ( Tolerated Houses of Vice ) નું સમર્થન કરનાર વ્યક્તિઓમાંની કેટલીક એમ માને છે કે સંયમ એ સ્વાસ્થ્ય માટે હાનિકર છે; પરંતુ આધુનિક વિજ્ઞાનનું જરા પણ જ્ઞાન ધરાવનાર કોઇ પણ ચિન્તાશીલ વ્યક્તિને એ વાત જણાયા વિના ન રહેશે કે શરીરવિજ્ઞાન, મનોવિજ્ઞાન, જીવવિજ્ઞાન વિગેરેમાં ક્યાંય પણ એ વાતનું લેશમાત્ર પ્રમાણ નથી કે વિવાહ થયા પહેલાં સંયમમાં રહેવું એ કોઇ પણ જાતના શારીરિક, માનસિક અથવા જાતીય સ્વાસ્થ્ય માટે હાનિકર છે. કોઇ પણ વ્યક્તિ પોતાના જાતિ અનુભવથી પણ આ વાતની ખાત્રી કરી શકે છે.

એથી ઉલટું આ પ્રકારનો સંયમ સ્વાસ્થ્ય માટે ઘણો લાભકારક છે. આ સંયમ જ જે કૌટુમ્બિક અને જાતીય જીવન રાષ્ટ્રને માટે અતિ આવશ્યક છે તે જીવનના મૂળ સમાન છે.

હવે કેટલાકો એમ દલીલ કરે છે કે પતિતાઓ માટે જુદા મહોલ્લાઓ છે તેથી સારા માણસોની પવિત્રતા રક્ષાઇ રહે છે.

આ વાત બે કારણોને લીધે ખોટી છે. પ્રથમ તો એ કે પુરૂષોને આ મહોલ્લા તરફ ઘણું પ્રલોભન હોય છે. આવા જૂદા મહોલ્લા હોવાને લીધે અનેક પુરૂષો, જેઓ કદાચ

આવું ન હોત તો સીધે માર્ગે ચાલ્યાં ગયા હોત, તેઓ પતિત થઇ જાય છે. બીજી વાત એ છે કે આ પાપાચરણનો મોટો સાથી દારૂ છે. અને આ જુદા મહોલ્લાઓમાં દારૂ મોંઘે ભાવે દર વખત મળી શકે છે. પરિણામ એ થાય છે કે અંતે " સન્માનનીય " બ્હેનોની રક્ષા પણ નથી થતી. તેઓ પણ ઘણું કરીને પોતાના પતિનો શિકાર બની જાય છે. પતિતાઓ માટે જુદા મહોલ્લાઓ રાખવા એ પહેલેથી જ એ વાત માની લેવા જેવું છે કે મનુષ્યોમાં આત્મસંયમ હોતો જ નથી. હું ધારૂં છું કે આ ધારણા ખોટી જ છે. જ્યાં આવા જૂદા મહોલ્લાઓ નથી હોતા ત્યાં લોકોના સદાચારનું ધોરણ ઉંચું હોય છે અને ત્યાં સ્ત્રીઓનું અધિક સન્માન થાય છે. આમ થવાનું કારણ ? કારણ એટલું જ કે ત્યાં એ સ્થાયી પ્રલોભન નથી હોતું.

## ભીખારીઓની સમસ્યા

ભીખારીઓની સમસ્યા પણ વિચારવા જેવી છે. આને માટે જૂદી કમીટીઓ નીમી તપાસ કરવી જોઇએ અને એ તપાસને પરિણામે જે જે ઉપાયો યોજવા ઘટે તે માટે પ્રજાએ તેમજ રાજ્યે બેઉએ યત્ન કરવો જોઇએ.

## શિક્ષાની સમસ્યા

પ્રારંભિક શિક્ષણ તો પ્રત્યેક શહેર કે પ્રત્યેક ગામમાં ફરજીયાત હોવું જોઇએ, પણ અત્યારની પરિસ્થિતિ વિચારતાં કન્યાકેળવણી તરફ વિશેષ લક્ષ આપવું જોઇએ.

---

## અડધો કલાક કાંતો

[ શ્રીમતી ડાહીબહેન શાહ

દેશમાં જ્યારે મહાભારત મંડાયું હોય ત્યારે દરેક બહેન દેશ પ્રત્યેની પોતાની ફરજ સમજે, અને ફૂલ નહિ તો ફૂલની પાંખડી પણ દેશને ચરણે ધરે. કંઇ જ ના બને તો, દરરોજ અડધો કલાક કાંતે એ પણ જરૂરનું છે. કપડામાં સાલ્લા શુદ્ધ ખાદીના ભલે ન પહેરીએ, પણ કબજા અને ચણીઆ તો અવશ્ય શુદ્ધ ખાદીના જ પહેરીએ તો જરીકે અગવડ નથી પડતી. સાલ્લા દેશી મીલના પણ ચાલે, સંગીત અને સૌન્દર્ય પાછળ અપાતો વખત જ્યાં સુધી સ્વરાજ્ય ન થાય ત્યાં સુધી દેશહિતના કાર્યમાં આપવાથી વિશેષ હેતુ સધાશે.

[ ખડાયતામિત્ર—મહિલા અંક ]

# ઈનામી પ્રશ્નો

સંપાદક : શ્રી. ચમનલાલ મોદી

૧. હું ત્રણ અક્ષરનું સાદુ સીધું નામ છું. પાણીમાં હું ઉત્પન્ન થાઉં છું. લોકોને હું બહુ ગમું છું. મારું માથું કાપો તો બધા મને ફેંકી દે; પગ કાપો તો હું ઓછું થઇ જાઉં, પેટ ચીરો તો મારા ઉપયોગ સારૂ તમને ચાવીની જરૂર પડે. તો હું કોણ ?

૨. સ્વયંસેવિકા મંડળની એક સેવિકા બહેનને એક પ્રેક્ષક બહેને પૂછ્યું કે મંડળમાં સેવિકાઓની કેટલી સંખ્યા છે, તો તેણે જવાબ આપ્યો કે અહીં છાવણીમાં છીએ એટલીજ વડાલા ધાડમાં ગએલ છે. એથી અડધ ચોપાટી ઉપર મીઠું પકાવે છે અને એથી અડધ પીઠાંઓ ઉપર પીકેટીંગ કરે છે. તમે આવો તો સો થઇએ. છાવણીમાં મૂળ કેટલી સેવિકાઓ હશે ?

૩. એક ગોટર પરના નંબરના ચાર આંકડામાં પહેલો અને છેલ્લો એ બે આંકડા સરખા છે પહેલા અને છેલ્લા આંકડાના ગુણાકારથી વચલા બે આંકડાની રકમ બને છે અને એ વચલી રકમના આંકડાનો સરવાળો પહેલા અથવા છેલ્લા આંકડા બરોબર જ છે તો એ નંબર કયો હશે ?

૪. ગુણસુંદરીના આગલા કોઇ એક અંકની કવિતાની કડી બીબાં ગોઠવનારે સેળભેળ કરી નીચે પ્રમાણે ગોઠવી છે. તમે એને બરોબર ગોઠવશો ?

માંગ રાણ દરે શેર મંડી રંડાયો મેરે તીરચંર્ણ
એમ રતી ગણ સચંર હૈડી માને નાર્યે ફરેયમ

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો

(૧) આ ઉખાણાની હરિફાઈમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઈ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ

જો કોઇના સાથ વગર બહાર ન | વનાર મંડળ છે. વડોદરા

સુધીમાં અમને ...ા બદમાસો ભેગા થાય એવી | હેવાલો મેં જોયા છે; જેમાં ...વટનો ગણાશે.

કાંઈ પણ સેવા કરતી. તેમણે મજબુત સાર્જન્ટો | સુધારા કરવાની સૂચનાઓ ...ધી લઇ શકાશે

નહિ. (૫) ટે ઓક લીધી. તેમણે કેટલુંયે | પરંતુ એ યુનો નબળા છે. કુપન મોકલનાર

પણ જવાબ ...નો નિશ્ચય અડગ રહ્યો. આથી | સમાનતા આપવાનો નથી, શહે મોકલી આપે.

શું હોઇ શકે ? | રાજદ્વારી સમાનતા બસ નથી

સ્ત્રીઓ પુરૂષોની પડખો પડખ | આપણી પૂરેપૂરી સમાનતા જોઇએ

ખરો ...શેષમાં અમે લડતને પવિત્ર | વારસાનો અધિકાર હોય અને પુ

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૪ | ૭ | ૧૨ |
| ૧૫ | ૪ | ૯ | ૬ |
| ૧૦ | ૫ | ૧૬ | ૩ |
| ૮ | ૧૧ | ૨ | ૧૩ |

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૬ | ૭ | ૧૦ |
| ૧૩ | ૪ | ૧૧ | ૬ |
| ૧૨ | ૫ | ૧૪ | ૩ |
| ૮ | ૯ | ૨ | ૧૫ |

આ પ્રશ્નના કુલ ૧૨૭ જવાબો આવ્યા હતા. તેમાંથી ૨૩ જવાબો પહેલી અને ચોથી શરતનો ભંગ કરતા હોવાથી તપાસ્યા નથી. બાકીનામાંથી ૬૬ ના ખરા છે અને ૩૮ ખોટા છે. ખરા જવાબ આપનાર બહેનોમાંથી **શ્રીમતી બહેન વિલાસવતી નટવરલાલ પટનીને** ઇનામનું પુસ્તક " સોળ સુંદર વાર્તાઓ-ભાગ ૨ જો " આપવામાં આવે છે, જે તેમણે સાડાચાર આનાની ટીકીટ મોકલી મંગાવી લેવું.

**ખરો જવાબ આપનાર બહેનોનાં નામ નીચે પ્રમાણે છેઃ**

શ્રીમતી બહેનોઃ—( ૧ ) વિલાસવતી પટની, ( ૨ ) પદ્માવતી થાણાવાલા, ( ૩ ) સરસ્વતી ઝવેરી, ( ૪ ) મધુમતી સુરતી, ( ૫ ) તારામતી ગાંધી, ( ૬ ) શારદા બદામી, ( ૭ ) શારદાગૌરી દવે ( ૮ ) ગુલાબ સંઘવી, ( ૯ ) ચંચળબાઇ કાનજી, ( ૧૦ ) ઇન્દિરા પાઠક, ( ૧૧ ) સરસ્વતી દલાલ, ( ૧૨ ) જીવકુંવર, ( ૧૩ ) લીલાવતી મોદી, ( ૧૪ ) રૂક્મણી કોઠારી, ( ૧૫ ) ચંપાલક્ષ્મી વાડીલાલ, ( ૧૬ ) ગુણવંતબાલા માંકડ, ( ૧૭ ) પુષ્પકાન્તા જોશી, ( ૧૮ ) મન્દાકિની, ( ૧૯ ) પુષ્પા, ( ૨૦ ) રાધાબાઇ રતનસી, ( ૨૧ ) હેમકુંવર ગણાત્રા, ( ૨૨ ) રામકુંવર પાવાગઢી, ( ૨૩ ) માણેકબાઇ નાથાલાલ, ( ૨૪ ) વસંતબહેન, ( ૨૫ ) કમળાલક્ષ્મી ઉપાધ્યાય, ( ૨૬ ) સોનબાઇ ખોજા, ( ૨૭ ) જુમખબહેન, ( ૨૮ ) મંજુલા મહેતા, ( ૨૯ ) સુમનગૌરી પંડ્યા, ( ૩૦ ) પદ્માવતી ધોળાભાઇ, ( ૩૧ ) મોતીબાઇ રણછોડદાસ, ( ૩૨ ) સુરજ નટવરલાલ, ( ૩૩ ) ગુણવંતી, ( ૩૪ ) લાડુબહેન, ( ૩૫ ) લીલાબહેન ( ૩૬ ) તારાબહેન દેસાઇ, ( ૩૭ ) શારદાગૌરી પરમાર, ( ૩૮ ) મદનગૌરી, ( ૩૯ ) અન્નુમતિ ઓઝા, ( ૪૦ ) હીરાબહેન મોદી, ( ૪૧ ) મહાશ્વેતા, ( ૪૨ ) ફેઇથબેન ડેવિડ, ( ૪૩ ) વિદ્યાગૌરી ઘડાવાળા, ( ૪૪ ) કાન્તા તેલીવાળા, ( ૪૫ ) મહિમન મહેતા, ( ૪૬ ) હીરાલક્ષ્મી સુતરીયા ( ૪૭ ) દીવાળીબહેન હરિભાઇ, ( ૪૮ ) સવિતાગૌરી ડોકટર, ( ૪૯ ) પુષ્પકાન્તા જોશી, ( ૫૦ ) શ્યામલતા મહેતા, ( ૫૧ ) મુક્તાગૌરી અઢીઆ, ( ૫૨ ) કપીલાગૌરી ભટ્ટ, ( ૫૩ ) હરવિદ્યા લાકડાવાળા, ( ૫૪ ) મંગળા લલ્લુભાઇ, ( ૫૫ ) રૂક્મણી કોઠારી, ( ૫૬ ) ભાનુમતિબહેન પટેલ, ( ૫૭ ) પદ્માવતી લાલાજી, ( ૫૮ ) ગજરાગૌરી જયકૃષ્ણ ભટ્ટ, ( ૫૯ ) લીલાવતી દલાલ, ( ૬૦ ) દીવાળીબાઇ કરસનજી, ( ૬૧ ) હીરામણી પારેખ, ( ૬૨ ) કંચનબહેન નગીનદાસ, ( ૬૩ ) શશીશીરકુમારી મેઢ ( ૬૪ ) નિર્મળગૌરી ભંડારી, ( ૬૫ ) ભદ્રાકુમારી દેસાઇ, અને ( ૬૬ ) શાન્તાબાઇ ખીરાણી.

મમા છોકરા છોકરીઓના
શિક્ષા મેળવ્યા પછીના
ઓનો ઘણો પ્રભાવ
ીઓની શિક્ષાની ઉણપ
વિકાસમાં ઉણપ રાખે
ાના સરખામણીમાં પુરૂષો
ામાં વધુ ભણેલા છે.
ખવાનો ભાવાર્થ એવો

અધિકારને સન્માની દૃષ્ટિથી જોવે
આ સિદ્ધાંતો, ન્યાય, મનુષ્યત
રભૂત સિદ્ધાંતો છે. સામાજીક
જ સિદ્ધાંતો પર અવલંબી રહેલ
આપણને દરરોજ આપણી ચા
પતિત દરયો નજરે પડે છે તે
નિયમોનું ઉલ્લંઘન નથી થતું ?

---

ઉંઘમાં પડશો નહિ [ સૌ. લીલા મુનશી

જે સ્ત્રીઓએ બ્રિટીશ સામ્રાજ્યને નમાવી દીધું છે, તે સ્ત્રીઓ પોતાના પતિઓને, પિતાઓને નહિ નમાવે ? આપણે જાગ્યાં છીએ, હવે ફરીવાર ઉંઘમાં પડવું પાલવશે નહિ.

# ફૂ * લ * વે * ણી

(૧)

## સ્ત્રીઓમાં બળવાની ભાવના

[ પુનામાં એપ્રિલ માસમાં વસન્ત વ્યાખ્યાનમાળા નિમિત્તે આપેલાં ભાષણમાંથી ]

આપણે જન્મ્યા પહેલાં લાંબા સમય અગાઉ હિંદની સ્ત્રીઓની સ્થિતિ સુધારવા સુધારાની ચળવળ શરૂ થઇ. પૂનાના સુપુત્ર મહાદેવ ગોવિંદ રાનડે તેના પુરસ્કર્તા હતા. એ ચળવળના આગેવાનો પ્રતિવર્ષ સ્ત્રીઓને મુક્ત કરવાનો બોધ કરતા હતા. તેને પરિણામે કાંઇક સુધારો થયો, પણ થોડા. કિંતુ છેલ્લા વરસમાં એક આશ્ચર્ય 'બન્યું' છે. રાષ્ટ્રની સ્વતંત્રતાની લડાઇમાં ' ગુલામો ' મોખરે આવ્યા તેમના ધીરા અવાજમાં અસામાન્ય બળ આવ્યું. રાષ્ટ્રીય સૈન્યનો અગ્રભાગ એટલે સ્ત્રીઓ. જે સ્ત્રીઓએ મોટરમાંથી કદાપિ પગ નીચે નહોતો મૂક્યો, તેઓ વિદેશી કાપડ અને દારૂની દુકાને ચોકી કરવા રસ્તાઓ ઉપર ચાલીને જતી. જે જુવાન સ્ત્રીઓ બીજા કોઇના સાથ વગર બહાર ન નીકળતી તે શહેરના બદમાસો ભેગા થાય એવી દુકાનો ઉપર ચોકી કરતી. તેમણે મજબુત સાર્જન્ટો સાથે રાષ્ટ્રધ્વજ માટે ઝીક લીધી. તેમણે કેટલુંયે સહ્યું; પરંતુ તેઓનો નિશ્ચય અડગ રહ્યો. આથી વધુ આશ્ચર્ય બીજું શું હોઇ શકે ?

લડતમાં અમે સ્ત્રીઓ પુરૂષોની પડખો પડખ ઉભી રહી અને વિશેષમાં અમે લડતને પવિત્ર ભાવના આરોપી. છેલ્લા વરસ દરમ્યાન હિંદમાં જે કાંઇ કાર્યો થયાં હોય તેમાં તેની સ્ત્રીજાતિની રાજદ્વારી જાગૃતિ સહુથી મુખ્ય છે. યુગો સુધીની નિદ્રા પછી સ્ત્રીઓ આમ એકાએક કેમ જાગૃત થઇ ? પહેલીજ વાર આપણી સમક્ષ સત્ય વસ્તુસ્થિતિ રજુ થઇ. આપણે સમજ્યાં કે આપણી સમજાવટ અને હિંમત ઉપર બહિષ્કારની ફતેહનો આધાર છે; ખાદી માટ શું છે તે આપણે સમજ્યાં. આપણા રાષ્ટ્રધ્વજની લડત શું છે તે આપણે સમજ્યાં. અમે જીવનનો ખરો અર્થ, પુરૂષો સમજે છે તેવો, સમજ્યાં. અને આ સમજણથી અમારો હણાયેલો આત્મા સજીવન થયો. પુરૂષોએ અમારા ઉપર લાદેલાં બંધનો અમે તોડયાં.

હવે લડત બંધ પડી છે અને સુલેહ સ્થપાઇ છે. તમે સ્ત્રીઓને જીવનમાં સરખી ગણો છો ? તમારા પુત્ર પાછળ જેટલું ધ્યાન આપો છો અને નાણાં ખરચો છો તેટલાં જ તમારી પુત્રીઓ પાછળ ખરચો છો કે ? તમારા પુત્રોની કારકીર્દી માટે જે ચિંતાથી યોજના કરો છો તેટલી જ ચિંતાથી તમારી પુત્રીઓને માટે યોજના કરો છો કે ? તમે તમારી સ્ત્રીઓને તમારી દોલતની જેમ તમારા જીવનની ભાગીદાર ગણો છો કે ? મને લાગે છે કે તમે ગણતા નથી.

કાયદામાં સ્ત્રીઓની સ્થિતિ સુધારવાના યત્નો થઇ રહ્યા છે. પૂનામાં એક કાયદામાં સુધારા સૂચવનારૂં મંડળ છે. વડોદરા અને મહીસૂર રાજ્યના હેવાલો મેં જોયા છે; જેમાં સ્ત્રીઓના હક્કોમાં સુધારા કરવાની સૂચનાઓ કરવામાં આવી છે. પરંતુ એ યત્નો નબળા છે. ને તેનો આશય સમાનતા આપવાનો નથી, રાહત આપવાનો છે. રાજદ્વારી સમાનતા બસ નથી. કાયદામાં પણ આપણી પૂરેપૂરી સમાનતા જોઇએ. શા માટે પુત્રને વારસાનો અધિકાર હોય અને પુત્રીને ન હોય ?

પરંતુ સહુથી વધારે અગત્ય તો લગ્નના કાયદામાં ફેરફાર કરવાની છે. લગ્નનો સમગ્ર વિચાર સ્ત્રીએ ધણીની મિલકત છે, એ દૃષ્ટિ ઉપર બંધાયો છે, લગ્નનો આદર્શ હિંદી પુરૂષોમાં ઉંડો ઉતર્યો છે. બચપણથીજ છોકરીને એવા પ્રકારની તાલીમ આપવામાં આવે છે કે તે પોતાને ગુલામ જેવી સમજે છે અને છોકરાને એવી તાલીમ મળે છે કે તે પોતે ગુલામનો માલીક હોય એમ માને છે.

જ્યાંસુધી બાળલગ્નો હતાં, ત્યાંસુધી આ સ્થિતિ સહ્ય હતી. નાની છોકરી માત્ર પોતાનાં ધણીની પૂજા કરવાનુંજ જાણતી અને તેને કદિયે એમ ન લાગતું કે પોતે ધણીનું રમકડું બને એમાં કાંઇ ખોટું છે. પણ હવે વસ્તુસ્થિતિ બદલાઇ ગઇ છે. છેલ્લા વરસ દરમ્યાન તેઓ પણ પુરૂષો જેટલાંજ દેશને ઉપયોગી થઈ પડે એમ તેઓએ બતાવ્યું છે. તમે તેમની આગળ સમાન હક્કો અને દરજ્જો આપવાનું વચન આપ્યું છે. હવે તેઓ શી રીતે પુરૂષોને અગાઉની જેમ તેમની સાથે વર્તવાની છુટ આપી શકે ?

જેવી રીતે સંસ્થાનોને છૂટા પડવાનો હક્ક મળવાથી તેઓ બ્રિટીશ પ્રજાસંઘને વધારે વફાદાર થયાં; તેવીજ રીતે સ્ત્રી અને પુરૂષના સંબંધનો આધાર સ્વતંત્રતા ઉપર રહેશે તો તેઓ એક બીજાને વધુ વફાદાર રહેશે. ટુંકામાં સ્ત્રીઓને પણ લગ્નની બાબતમાં પુરૂષથી છુટા પડવાના હક્ક સાથે ડુમીનીયન સ્ટેટસ—સંસ્થાનિક સ્વરાજ્ય જોઇએ છે. એ હક્ક કદાચ કદિ પણ અમલમાં નહીં આવે હિંદુઓમાં વફાદારીની ભાવના એટલી તો પ્રાકૃતિક છે કે છુટા પડવાના આ હકક છતાંય હિંદી સ્ત્રીઓ પોતાના ધણીની અહગતાથી પૂજા કરશે. તેમની એવી ઇચ્છા હોય તો પણ તેમની નસોમાંથી સાવિત્રી અને સીતાનું લોહી ખસવાનું નથી. પરંતુ તેઓ સ્વતંત્ર થવા ઇચ્છે છે, કારણ કે તેઓ ઐચ્છિક સહકાર ઉપર પોતાની વફાદારી ટેકવવા માંગે છે. તેઓ પુરૂષોના સ્વભાવમાંથી પ્રાચીનકાળના ગુફામાં રહેતા માણસની પ્રકૃતિ દૂર કરવા માગે છે.

આ સ્વતંત્રતાની સાથે આર્થિક સ્વાધાનતાનો પ્રશ્ન સંકળાયેલો છે. સ્ત્રીઓ સારી રસોયણ હોય, સારી ચાકરડી હોય અને સારી પરિચારિકા હોય, પણ તેમનું સ્વાધીનતાથી પોષણ થાય એવું સાધન તેમને મળવું જોઇએ. પ્રાચીનકાળમાં રાણીઓ રેંટીયો કાંતતી, કારણ કે તેથી તેઓ આર્થિક રીતે સ્વાધીન બનતી. આજે ગામડાંની છોકરી હજી પણ પોતાથી આજીવિકા કમાઇ શકે છે. કહેવાતા હલકા વર્ગની સ્ત્રીઓ આજીવિકા માટે મહેનત કરે છે. પરંતુ ઉચ્ચ વર્ગોની સ્ત્રીઓ એ વિષે મોટી મુશ્કેલીમાં છે કારણ કે તેમને પોતાનાં ભરણપોષણ માટે બીજાનો આધાર રાખવો પડે છે. આથી તેમના ઉપર એક પ્રકારની ખરાબ અસર થાય છે.

ઘણી વાર જીવનના અતિશયોક્તિભર્યા વિચાર સાથે અર્વાચીન સ્ત્રીઓ પોતાના ધણીને બોજા રૂપ રૂપ થઇ પડે છે તેઓ તેમની આવક વગર વિચાર્યે ખરચે છે. તેઓ પતંગીયાના જેવું જીવન ગાળે છે. આમાં ફેરફાર થવો જોઇએ. યાદ રાખવું કે જેની પાસે પોતાનું ભરણપોષણ કરવાનું સાધન ન હોય તે સાચેજ સ્વતંત્ર બની શકે નહિ. તેથી શહેરની યુવાન છોકરીઓને અમુક ધંધાની તાલીમ આપવી પડે છે. જો તેઓ ભાગ્યયોગે સારાં લગ્નમાં જોડાય તો, તેમને ધંધો કરવાની જરૂર પડતી નથી; પરંતુ એકલાં આર્થિક રીતે સ્વતંત્ર રહેવાની શક્તિ હોય એમાંથીજ સાચું બળ પ્રાપ્ત થાય છે.

**સૌ. લીલાવતી મુનશી**

## ( ૨ )

## સ્ત્રી પુરૂષના સમાન હક્ક

[ સાંગલીમાં ગયા માસમાં મળેલી શ્રી દક્ષિણ મહારાષ્ટ્ર જૈન મહિલા પરિષદનાં પ્રમુખસ્થાનેથી આપેલાં ભાષણનો મહત્વનો ભાગ ]

સરકાર માની લીધેલા મોભાને ખાતર હજારો દેશનાં નારી અને નર રત્નોને બંદીખાને નાંખતા આંચકો ન ખાય, અનેક પ્રકારનાં સીતમો ગુજારવામાં પાછી પાની ન કરે, છતાં પણ એક શારદા એકટ જેવા સર્વમાન્ય અને લોકોપયોગી કાયદાનો ધર્માંધો ખુલ્લી રીતે ભંગ કરે તો પણ આંખ આડા કાન કરી જાય એ તો બીનજવાબદાર રાજ્યતંત્રમાં જ બની શકે ! ભલે સરકાર ગમે તેવી નિર્લજ્જ વર્તણૂક અખત્યાર કરે પણ મને તો આપણી ફરજ ખુલ્લી દીસે છે. આપણે એ બાબતની તપાસ રાખી જ્યાં જ્યાં ભંગ થતો હોય ત્યાં અટકાવ કરવાને દરેક પ્રયત્ન કરવો જોઇએ.

વિધવા પુનર્વિવાહના સવાલને પણ મારી ગમે તેટલી નામરજી છતાં હું તદ્દન પડતો મુકી શકતી નથી. હું ધર્મશાસ્ત્ર કે ન્યાયશાસ્ત્રની રીતે એની યોગ્યતા અગર અયોગ્યતા પુરવાર કરી શકવા શક્તિમાન નથી છતાં પણ સાધારણ બુદ્ધિ-

વાદની નજરથી જોતાં પણ આગળ વધતા સમાજને આપણે વધારે વાર અવરોધી શકીએ એમ નથી. આપણી ઈચ્છા હોય કે ન હોય પણ સ્વતંત્ર સમાજ હવે ખુણામાં અવર્ણનીય પાપ કર્મો કરી પણ બહારથી ખુલ્લો અવરોધ કરતો વધુ વખત રોકાશે નહિ માટે હવે એ બાબત સમાજ તરફથી જરા પણ વાંધો નાંખવો વ્યાજબી ને સલાહ ભરેલો નહિ પરંતુ આત્મઘાતક છે. ખરૂં વૈધવ્ય પાળતી ત્યાગ મૂર્તિઓ તો આપણને હમેશા વંદનીય જ રહેશે.

વળી જ્યાં સુધી સમાજમાં છૂટા છેડાની છૂટ નથી ત્યાં સુધી જીવતી પર બીજી સ્ત્રી કરનાર પુરૂષને સમાજમાં રહેવા દેવામાં પણ હું પાપ સમજું છું. એવા અઘોર કૃત્યને બહાલી આપવી તે કરતાં તો છૂટા છેડાની છૂટ આપવી તે વધારે આવકારદાયક કહેવાય; પરંતુ આવી રીતે કોયળામાં ઘાલી મારવાનો હક્ક તો સમાજને તો શું પણ ઇશ્વરને પણ ન હોઇ શકે. '

તેમ જ આપણે ૪૫ વર્ષની ઉપરની ઉમરના લગ્નના પ્રતિબંધનો ભંગ કોઇ પણ સંજોગોમાં સહન નજ કરી શકીએ જો કોઈ વ્યક્તિ લગ્ની કે મદથી અંધ બની એનું ઉલ્લંઘન કરવા જેટલી નીચતા બતાવે તો આપણે તેને સમાજમાં વધુ વાર ન જ રહેવા દઇ શકીએ. જે સ્ત્રીશક્તિ સરકારનો હૃદયપલટો કરાવી શકી છે તે સમાજને પણ સહેલાઇથી પોતાના બળની ઝાંખી કરાવી શકશે.

આપણા પ્રત્યે કાયદાની જે કડવાશઓ છે તે કહી શકાય તેમ નથી સ્ત્રીપુરૂષના સર્વત્ર સમાન હક્કનો ખરડો તો કોઇ એક કુશળ ધારાશાસ્ત્રી દ્વારા જ થઇ શકશે. હું તો તેનું સિંહાવલોકન કરી જરૂરી ફેરફાર સુચવી જ સંતોષ માનીશ. પ્રથમ તો મિલ્કતમાં સમાન હક્ક હોવો જોઇએ બાપની મિલ્કત તેના સઘળા છોકરાંઓ વચ્ચે એક સરખી રીતે વ્હેંચાવી જોઇએ. મિલ્કતના નાના ભાગલા અટકાવવા માટે ગમે તે નિયમો થાય તેની સામે અમારે વાંધો નથી; પરંતુ જ્યાં સુધી કરી શકાય ત્યાં સુધી સ્ત્રી પુરૂષના હક્ક સમાન હોવા જોઇએ; અમારો વારસા હક્ક અને ભાગીદારી હક્ક સંપૂર્ણ પ્રકારનો હોવો જોઇએ. આપણા ભિન્ન ભિન્ન કાયદાને બદલે એકજ હિંદુ કોડ અસ્તિત્વમાં આવે તે પહેલાં આપણા કુદરતી હક્કનો સ્વીકાર કરી પ્રથમથીજ એ પ્રમાણે વર્તવા કરવું જોઇએ. પુત્રી-સ્ત્રી-માતા ભગિની કે કુટુંબી તરીકે ગમે તે હકમાં મીલ્કત મળતી હોય છતાં પણ તેના ઉપર આપણી સંપૂર્ણ માલેકી હોવી જોઇએ.

## દેશસેવિકાઓ પ્રત્યે

હું મુંબઈમાં હતો ત્યારે દેશસેવિકાઓને મળવાની ઇચ્છા હતી, મળવાનો વખત પણ કાઢવાનો પ્રયત્ન કર્યો હતો, પણ બધી બહેનોને નહોતો મળી શકયો. છેવટે બધી બહેનોએ પોતાની સહીવાળો કાગળ લખીને સંતોષ વાળ્યો હતો. આજ લગી હું તેમનો ઉપકાર માનવા પૂરતી થોડી લીટી પણ ન લખી શકયો. મુસાફરીમાં વખત ન મળે એ એક વાત, પણ બીજી અને મુખ્ય વાત એ કે હું લખવાને દિવસે ભૂલતો ગયો. બહેનો મને માફ કરશે સેનિકાઓના કામનું કંઇક વર્ણન તો છાપાનાં આવતું જ હતું અને મને જેલમાં ભેગણુ છાપાં મળતાં એટલે તેમના કામનો ખ્યાલ આવી શકતો હતો. બહેનોની સતત સેવા અને તેમની નિર્ભયતા જોઇને મારૂં હૃદય હર્ષથી ઉછળતું હતું. મારી આશા છે કે એવી જ હોંશથી બહેનો હવેનું વધારે કઠણ અને રચનાત્મક કાર્ય કરશે ને પોતાને અને દેશને દીપાવશે. હિંદુસ્તાનની સ્ત્રીઓએ છેલ્લા બાર માસમાં જે કર્યું છે તેથી જગતને આશ્ચર્ય તો થયું જ છે. પણ તેટલેથી બહેનોના કાર્યનો અંત નથી આવતો. હજુ તો આરંભકાળ છે.

બારડોલી, ૨૮-૫-૩૧
(નવજીવન)

—મહાત્મા ગાંધી

જેમ જેમ આપણે રાજકીય પ્રવૃતિ કરતાં જઇએ છીએ અને આપણી ધારાસભાઓ વધુ જવાબદાર બનતી જાય છે તેમ તેમ મતાધિકાર ઉપર આપણી સહજ દૃષ્ટિ પડે છે. આપણે ધર્મયુદ્ધમાં આપેલા સુંદર ફાળા પછી હું નથી માનતી કે આપણા એક કુદરતી અને સામાન્ય હક્કની અવગણના કોઇ પણ કરી શકે હિંદનું ભવિષ્યનું બંધારણ ઘડાય ત્યારે તેનો સંપૂર્ણ નિવેડો કરવો જોઇએ.

મુસલમાન જેવી સાત કરોડની વસ્તી ધરાવતી પ્રજાને જો ધારાસભા, કારોબારી સભા અને પબ્લીક સર્વિસમાં પોતે પછાત હોવાનો દાવો કરી ચોકકસ પ્રમાણમાં જગ્યાઓ Reserved રીઝર્વ્ડ જોઇએ છે, યુનિવર્સિટી, ચેમ્બર ઓફ કામર્સ જેવી સંસ્થાઓને પોતાના પ્રતિનિધિ મોકલવાને હક્ક થયો છે તો હું જો આપણી વસ્તીના પ્રમાણમાં આપણને પણ પ્રતિનિધિત્વ આપવા દાવો કરું તો જરા પણ બેહુદું ન લાગે. વ્યક્તિઓ તો હવે દરેક જગ્યાએ ચુંટાવા લાગી છે; પણ મારી માગણી તો આપણે માટે ચોકકસ જગ્યાઓ નીર્ણિત કરી આપણી બ્હેનોથીજ પુરવાની છે. કોંગ્રેસની વર્કિંગ કમિટીમાં મીસીસ નાયડુને ચુંટતી વેળા મહાત્મા ગાંધીજીએ ઉચ્ચારેલ શબ્દો હમેશ સત્તાધીશોના ધ્યાનમાં રહે એમ ઇચ્છીશું, અને આશા રાખીશું કે હવે પછીની ધારાસભામાંજ નહીં પણ કારોબારી કાઉન્સીલોમાં પણ વસ્તીના પ્રમાણમાં સ્ત્રી સભ્યોને સ્થાન મળતું રહેશે. આ બાબતમાં ચળવળ ચલાવતી સ્ત્રી સંસ્થાઓને પ્રત્યેક પ્રવૃત્તિમાં આપણી સંપૂર્ણ સહાનુભૂતિની ખાત્રી આપવા ચુકી શકું તેમ નથી.

કેળવણીમાં કોઇ પણ સુધારા દાખલ કરતી વખતે સંચાલકોને, સ્ત્રીઓને માત્ર ભાષા શાસ્ત્રીજ નહિ પરંતુ લાયક ગૃહિણી બનાવવા ઉપર પણ ખાસ ધ્યાન આપવા મારી નમ્ર વિનંતી છે. કેળવણી મેળવવા ભાગ્યશાળી બ્હેનો પ્રત્યે હું કોઇ કરતાં પણ ઓછું માન ધરાવતી નથી, પરંતુ હું જો અત્યારે સ્ત્રીઓને સર્વાંશે યોગ્ય કેળવણી મળે છે એમ ક્ષણભર પણ માનું તો મારી જાતને અન્યાય કરૂં. મારા મત પ્રમાણે તો પુનામાં ચાલતી કર્વે યુનિવર્સીટિની ઢબની અલાયદી સ્ત્રી વિદ્યાપીઠો સ્થાપવી જોઇએ અને તેમાં ભાષા અને ભુગોળ સાથે સિવણ, ગુંથણ, ભરત અને પાકશાસ્ત્ર જેવા ગૃહઉપયોગી વિષયોના શિક્ષણ પરત્વે પણ પુરતું ધ્યાન આપવું જોઇએ જે બ્હેનો શાળા કે કોલેજમાં જવા જેટલી ભાગ્યશાળી ન થઈ શકતી હોય તેમને માટે અનુકૂલ પડતી રીતે ગૃહઉપયોગી અને સમાજ ઉપયોગી વિષયો શિખવાની ગોઠવણ કરવી જોઇએ. આપણામાં પ્રસરી રહેલી અજ્ઞાનતા અને અંધશ્રદ્ધાનો ખ્યાલ કરશો તો ઠેક ઠેકાણે આવા વર્ગો ખોલવાની જરૂર કોઇને પણ લાગ્યા વગર રહેશે નહિં. આપણામાં નૈતિક હિમ્મત હશે અને સુધારવાની ધગશ હશે તો હું નથી માનતી કે કોઇ જગ્યાએ આપણને સાધન વિના અટકવું પડે.

કોઇ પણ સુધરેલા દેશ કે સમાજની સ્થિતિ તરફ નજર કરશો તો માલમ પડશે કે સ્ત્રીઓ સ્વતંત્ર ધંધો બહુજ સારા પ્રમાણમાં ચલાવી શકે છે. મારી જે બ્હેનો કેળવણી લેતી હોય અગર લેવા ઇચ્છતી હોય એમને જરૂર પડે સ્વતંત્ર ધંધો કરી શકે અને જાતને અને સમાજને ન્યાય આપી શકે એવાજ પ્રકારની કેળવણી હોવી જોઇએ. સ્ત્રી તબીબો, નર્સો, સ્ત્રી શિક્ષકો અને પ્રચારકોની સ્થળે સ્થળે જરૂર છે.

સૌ. ગુલાબબહેન મહેતા

---

## લડતથી કંટાળ્યાં નથી

[ સૌ. કમળા નેહરૂ

ભારતભૂમિને સ્વતંત્ર કરવા માટે આપણે આપણાં ઘરબાર છોડયાં. આપણે સ્વતંત્રતા-પ્રાપ્તિની પ્રતિજ્ઞા લીધી. એની સિદ્ધિ મેળવ્યા વિના આપણાથી પાછા હઠી શકાય નહિ. આપણે લડતથી જરાય કંટાળી ગયાં નથી એ આપણે દુનીઆને બતાવી આપવાનું છે. અત્યારે તહકુબી છે એ સાચું; પણ એનો અર્થ કાંઇ આપણે આરામ લેવો એવો નથી થતો. આપણને આરામ લેવાનો હક્ક નથી. કોઇપણ પળે આપણે લડત શરૂ કરવા તૈયાર છીએ એ આપણે તો બતાવી આપવાનું છે.

## ચાલુ વાર્તા





### પ્રકરણ ૪૩ મું

માધવેન્દ્ર જાદવપુર આવી ગયા પછી ત્રીજે જ દિવસે ભૈરવી પણ જાધવપુર આવી પહોંચી. ભૈરવી આવ્યાની ખબર સાંભળી માધવેન્દ્રને મનમાં ને મનમાં હસવું આવ્યું. તેને એમ પણ થયું કે દાંત પાડી લીધા પછી એ નાગિણી હવે શું કરી શકવાની હતી ! ભૈરવી હવે માધવેન્દ્રનું કાંઇ અનિષ્ટ કરી શકે એમ નહતું.

ભૈરવી પાસેથી પુનઃ મેળવેલી વીંટીનો ચમત્કાર જોવાની માધવેન્દ્રની ઇચ્છા હતી. વીંટીની પરીક્ષા કરવા તેનું મન તલપાપડ થઇ રહ્યું હતું, પરંતુ એવો પ્રયોગ કરવાની તેને તક મળી ન હતી. તે યોગ્ય તકની રાહ જોઇ રહ્યો હતો. એટલામા તો તેને સુન્દર વન જવાની જરૂર પડી.

સુન્દરવનમાં માધવેન્દ્રની મોટી જાગીર હતી. જાધવપુરથી એ ઘણું દૂર આવેલું હોઇ ત્યાં જતાં ચૌદ દિવસનો નૌકાપ્રવાસ કરવો પડતો હતો. એ જાગીર સંભાળવા માટે માધવેન્દ્રે પોતાના મિત્ર રામજીવન બાબુના ગુમસ્તા શ્યામસુંદર ને ખાસ રોકયા હતા. શ્યામસુંદરને અગત્યનાં કારણસર જેમ બને તેમ વહેલા કલકત્તા જવાનું થતાં તેણે માધવેન્દ્રને સુન્દરવન આવી ત્યાંની જાગીરનો વહીવટ સંભાળી લેવા સંદેશ મોકલ્યો હતો. એટલે માધવેન્દ્ર ને ત્યાં ગયા વિના છૂટકો ન હતો.

પોતાની સાથે દશેક નોકરો લઇ, માધવેન્દ્રે શીતલાક્ષીના જલપ્રવાહમાં પોતાની નૌકા ઉતારી. નૌકામાં નોકરો ઉપરાંત ત્રણ બાહોશ નાવિકો પણ હતા. ચોમાસાને અંગે આજુબાજુની વનશ્રી નયનરંજક બની હતી.

દશ દિવસના નૌકાપ્રવાસ પછી એક સાંજે એક ઘાટની નજીક નૌકા આવી પહોંચી ઘાટ ઉપર અનેક સ્ત્રીઓ પાણી ભરતી કે કપડાં ધોતી હતી. માધવેન્દ્ર આ વખતે ઘાટની આજુબાજુનું સૃષ્ટિસૌન્દર્ય નીહાળી રહ્યો હતો. એટલામાં તેની નજર એક ડોસી સાથે માથે બેડું મૂકી જતી એક તરુણી તરફ પડી. તે જાણે લાંબા કાળની પરિચિતા હોય એવી માધવેન્દ્રને શંકા ઉત્પન્ન થઇ. પોતાની પ્રણયિની ચારૂ ના જેવીજ તેની મુખાકૃતિ લાગી. પરંતુ ચારૂ તો બિચારી જલસમાધિ સેવી રહી હશે ! એવી ભાવના જાગૃત થતાં માધવેન્દ્રની આંખમાં ઝળઝળીયાં આવ્યાં; છતાં તેનાં અંતઃકરણમાં અપૂર્વ મનોમન્થન થઇ રહ્યું

હતું. તેનું હૃદય લોહચુંબક માફક તે યુવતી તરફ ખેંચાઇ રહ્યું; 'તે ચારુ જ છે' એવો તેના અંતરમાંથી પડઘો ઉઠયો.

"નૌકા ઘાટ આગળ નાંગરો !" માધવેન્દ્રે તે તરૂણી વિશે ઘટતી તપાસ કર્યા પછી જ ત્યાંથી આગળ વધવાનો મનમાં નિર્ણય કરી ઉપરનું ફરમાન નાવિકને કરતાં તરત જ નૌકા ઘાટ તરફ લેવાઈ. નૌકા ઘાટ સુધી પહોંચે તે પહેલાં તો ઘાટ ઉપરનાં રમણી વૃન્દે નાસ ભાગ આદરી દીધી. તે સમયે ચોર લૂંટારૂ–ચાંચિયા આદિનો ભય ઘણોજ હતો. એટલે ઘાટ ઉપરની સ્ત્રીઓનું આ પગલું માત્ર સાવચેતીનું જ હતું. નૌકા ઘાટ આગળ નાંગરી તે વખતે માત્ર એક જ પ્રૌઢા ત્યાં બાકી રહી હતી.

ઉમેશ માધવેન્દ્રનો વૃદ્ધ અને વિશ્વાસપાત્ર નોકર હતો. માધવેન્દ્રે તેને બોલાવી પૂછયું:

" આ ઘાટ ઉપરથી હાલમાં જ એક ડોસી સાથે એક તરૂણી ગઈ હતી તેને તેં જોઇ હતી કે ? તું તેને લગતી માહિતી મેળવી શકશે ? "

આ પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર આપ્યા વિના ઉમેશ ઘાટ ઉપર ઉતરી પડયો. તેને જોઇ પેલી પ્રૌઢા પણ કાંઇક ભયભીત થતી લાગી. એટલે ઉમેશ તેની નજીક જઇ બોલ્યો: " બહેન, બ્હીવાની કાંઇ જરૂર નથી. અમે કાંઇ ચોર–ચાંચિયા નથી. નૌકામાં તો અમારા શેઠ છે. તેઓ મોટા જાગીરદાર છે. તેમને કેટલીક માહિતી જોઇએ છે, એટલે જ નૌકા અહીં નાંગરી છે. અને હું અહીં આવ્યો છું. તમે જરાય બ્હીશો નહિ. "

ઉમેશના શબ્દોથી તે પ્રૌઢાને કાંઇક શાન્ત્વન મળ્યું. તેનો ભય ઓછો થયો. જોકે હજી તેને પૂરેપૂરી ખાત્રી થઈ ન હતી. છતાં હિંમત ધારી તેણે સામો પ્રશ્ન કર્યો: " તમારાં શેઠને શી માહિતી જોઇએ છે ? "

" થોડીજ વાર ઉપર અહીંથી એક ડોસી સાથે એક તરૂણી માથે બેડું મૂકી ગઇ. એ કોણ છે તે તમે કહેશો ? "

" પેલી ડોસી ? એ તો અહીંથી નજીકમાંજ રહે છે. તે આ ગામની જ રહેવાસી છે. તેનાં સગાંમાં કોઇ પાસેનું નહિ હોવાથી ગમે તે કામ કરી બીચારી રોજી મેળવે છે. કેટલાક દિવસથી તેને ઘરે પેલી છોકરી આવેલી છે. તે કોણ છે તેની તો મને ખબર નથી. "

આટલું બોલી પેલી પ્રૌઢ સ્ત્રીએ થોડેક દૂર તાડની ઓથમાં આવેલું ઝુંપડાં સરખું એક ઘર બતાવ્યું. 'એજ તે ડોસીનું ઘર !" એટલું કહી તે પ્રૌઢા વિશેષ કાંઈ પણ બોલ્યા વિના ત્યાંથી ચાલી ગઇ.

પોતાને મળેલી માહિતી લઈ ઉમેશ માધવેન્દ્ર પાસે ગયો. અને તેને બધી હકીકત કહી. એટલે માધવેન્દ્રે ડોસીને ઘરે જઇ બધી વિગતવાર માહિતી મેળવી લાવવાનું ઉમેશને ફરમાન કર્યું. એ ફરમાનનું પાલન કરવા ઉમેશ તરતજ ડોસીના ઘર તરફ ઉપડી ગયો.

ડોસીનું ઘર શોધવામાં ઉમેશને ઝાઝી મહેનત પડી નહિ. ઘાટથી માત્ર પંદરેક મીનીટનો રસ્તો હશે ! ઉમેશ ત્યાં પહોંચી ગયો. એ નાનું સરખું ઘર ઝુંપડાં સરખું જ હતું. એની આજુબાજુ ફૂલઝાડો હતાં. બારણાંની સામેજ તુલસીકયારો હતો. સુઘડતા અને સ્વચ્છતા સારા પ્રમાણમાં નજરે પડતાં હતાં.

આ સમયે સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો. ઝુંપડીના ઓટલા ઉપર જ ડોસી બેઠી હતી. એક અપરિચિત મનુષ્યને–ઉમેશને– આંગણામાં આવેલો જોઇ ડોસીએ, જરા ગભરાઈ, પ્રશ્ન કર્યો: "કોણ છો ? કયાંથી આવો છો ? "

"હું તો ઘણો દૂર-દૂરનો રહેવાસી છું. મારા શેઠ સાથે અહીં આવ્યો છું." ઉમેશે ઉત્તર આપ્યો.

"ઠીક; તો રાત્રિભર રહેવાની જગા જોઈતી હશે; ખરું ? મારે ત્યાં જગા હોત તો હું જરૂર તમને એટલી સગવડ કરી આપત તમે ગામમાં જાવ; ત્યાં ઘણા સારા સારા લોકો રહે છે. તમને જરૂર સગવડ મળશે."

"ના, માજી; મારે જગા નથી જોઈતી."

"તો અહીં શા માટે આવ્યા છો ?"

"તમે ઘાટ ઉપરથી પાછાં આવતાં હતાં ત્યારે તારી સાથે એક છોકરી હતી. એ છોકરીને અમારા શેઠ સાહેબે નૌકામાંથી—"

ઉમેશ પૂરું બોલી રહે તે પહેલાં તો ડોસી કોપાયમાન થઈ ગઈ. તે ગર્જના કરીને બોલીઃ "એટલે ? શું તું મને હલકો ધંધો કરનારી સમજે છે ? તે મારી ગમે તે હોય, પણ મેં તેને મારી પુત્રી માફકજ રાખી છે. તું આટલો ઘરડો થયો છતાં હજી તારી પુત્રી જેવી છોકરી પર ખરાબ દૃષ્ટિ કરે છે ?"

ઉમેશ બે હાથ જોડી અત્યંત વિનયથી બોલ્યોઃ "માજી, તમે નકામા ક્રોધ ન કરો. હું કહું તે પૂરેપૂરું સાંભળી લો. હું અહીં કોઈ પણ ખરાબ હેતુથી આવ્યો નથી. મારા શેઠ તો ઘણા સજ્જન મનુષ્ય છે. તેઓ મને કાંઈ પણ અનિષ્ટ હેતુ માટે અહીં મોકલે જ નહિ. તેઓ તો ઘણાજ પવિત્ર માણસ છે. તેમને તો માત્ર એ છોકરીને લગતી માહિતી જ જોઈએ છે. શા માટે તેની મને ખબર નથી એટલું જ."

એટલા ઉપર ગરબડ થતી જાણી તે તરૂણી પણ ત્યાં આવી ઉભી. ઉમેશની નજર તેના તરફ પડી. તેનું સુંદર રૂપ જોઈ ઉમેશ તો છક્ક થઈ ગયો. તે મનમાજ બોલ્યોઃ "ગમે તેમ હોય, પણ શેઠ યુવાન હોઈ, આનાં સૌન્દર્યથી મુગ્ધ થાય એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. આનું સ્વરૂપ જોઈને તો દેવો પણ સ્વર્ગ છોડી અહીં આવે. દેવોને કાંઈ સૌન્દર્યનો મોહ નથી એવું થોડું જ છે ! દેવોના પ્રેમઘેલા વેડાના દાખલા પુરાણોમાં શોધતાં કેટલાયે જડે એમ છે !"

ઉમેશના વિનયી શબ્દોથી ડોસીને વિશ્વાસ બેઠો કે આમાં કાંઈ અનિષ્ટ હેતુ નથી. એટલે તેણે એ છોકરીની સર્વ હકીકત કહીઃ

"આ નદીને જ કિનારે ત્રણેક માઈલ ઉપર એક ગામ આવેલું છે. એ ગામમાં મારી બહેન રહે છે. તેને મળવા માટે એક દિવસ હું જતી હતી. તે વખતે નદી કિનારે આ છોકરીને મેં બેશુદ્ધ દશામાં પડેલી જોઈ. હું તેની પાસે ગઈ. તેના નાકે હાથ મૂકતાં લાંબે સમયે ગરમ શ્વાસ નીકળતો જણાયો. તે ઉપરથી તે જીવતી છે એવી મને ખાત્રી તો થઈ. પણ તેને ભાનમાં કેવી રીતે લાવવી ? આજુ બાજુ કોઈની વસતી નહતી. તેમ કોઈની મદદ તત્કાળ મળી શકે એમ ન હતું. મારી બહેનનું ઘર ત્યાંથી અર્ધો એક માઈલ છેટે હતું. એટલે થાકેલી હોવા છતાં હું ઉતાવળી ઉતાવળી ત્યાં પહોંચી ગઈ. મારા બનેવીને બધી વાત કહી, એટલે એક ગાડું લઈ તેઓ મારી સાથે આવ્યા; સાથે બીજા બે માણસોને પણ લીધા. તેની મદદથી એ છોકરીને અમે ગાડામાં નાંખી, ઘરે લઈ આવ્યા. ત્યાં અત્યંત ઉપચાર કરતાં એ ભાનમાં આવી. પરંતુ કોણ જાણે કેમ તે ઘણીજ નબળી પડી ગઈ હતી. બરોબર શક્તિ મેળવતાં તેને એક માસ ઉપર થયો. તે પછી હું તેને અહીં મારી સાથે રહેવા તેડી આવી. કેટલાયે દિવસ થયાં તે અહીં મારી સાથેજ રહે છે. હું તેને મારી પુત્રી માનું છું, એ મને એની મા માને છે."

" પણ એ છોકરીના માબાપ હશે ને ? તેમને કાંઇ ખબર નથી આપી ? "

" તેઓ ઘણે દૂર રહે છે, એટલે એવી કાંઇ ખબર આપી શકાઇ નથી. "

તે વખતે તાર ટપાલ ખાતાંની સગવડ નહતી. આજેજ આપણે કાશ્મીરથી કેપ કોમોરિન સુધીની ખબર બે પૈસાના પોસ્ટ-કાર્ડથી મેળવી શકીએ છીએ. તે વખતે તો માણસોની અવર જવર ઉપરથીજ સર્વ પ્રકારની માહિતી મેળવી–મોકલી શકાતી.

થોડીવાર વિચાર કરી ઉમેશે પ્રશ્ન કર્યો: " એનાં બાપનું ઘર કયે ગામ ? "

" કલકત્તા. તમે એ ગામ જોયું છે ? "

" હા; મેં એ જોયું છે. મારા શેઠ પહેલાં ત્યાં રહેતા હતા. પણ કલકત્તામાં એ છોકરીનું સાસરૂં છે કે પ્હીઅર ? "

" શું પૂછો છો તમેય, હજી તો એનું લગ્ન પણ નથી થયું; તો સાસરાનો પ્રશ્ન ક્યાં ? વળી એના બાપનું પણ પોતાનું ઘર નથી. ત્યાં તેઓ ભાડાના ઘરમાં જ રહે છે. તમે જો ત્યાં જવાના હો તો જરા કાળજી રાખી આટલી માહિતી આપશો તો તમારો ઘણો આભાર થશે. હવે હું તે કેટલા દિવસ જીવ-વાની ! મારા ગયા પછી એનું અહીં કોણ બેલી ? "

" મારા શેઠ કલકત્તા જવાના છે. એના બાપનું નામ શું તે જાણવામાં આવે તો તેને બધીય માહિતી આપશે. "

તે છોકરીએ ડોસીને તેના બાપનું નામ જણાવ્યું હતું. પરંતુ ડોસીમાને તે યાદ ન આવ્યું. એટલે તે તરુણી જ બોલી: " મારા પિતાશ્રીનું નામ દુર્ગાચરણ રાય. તેઓ નવાજ કલકત્તા રહેવા આવેલા છે, એટલે તેમનો પત્તો લાગવો મુશ્કેલ છે. પરંતુ જો તમે અંગ્રેજ કંપનીના રસદદાર રામજીવન બાબુને બધી માહિતી આપશો તો તેઓ સર્વ ખબર મારા પિતાશ્રીને પહોંચતી કરશે. મારૂં નામ સુચારૂ છે. અને આ ગામનું નામ કેશવપુર ! "

આથી વધારે કાંઇ માહિતી મેળવવાની જરૂર ન હોવાથી ઉમેશ ત્યાંથી પાછો ફર્યો. આ વખતે સૂર્યાસ્ત થઇ ગયો હતો. આકાશમાં તારા ચમકવા લાગ્યા હતા. માધવેન્દ્રની નૌકા દીપકોની જ્યોતિથી પ્રકાશી રહી હતી.

---

## પ્રકરણ ૪૪ મું

દીવાના પ્રકાશથી માધવેન્દ્રની નૌકા ઉજ્જ્વળ દેખાવા લાગી. માધવેન્દ્ર ઉમેશના આવવાની રાહ જોતો રસ્તા તરફ એકીટસે જોઇ રહ્યો હતો એટલામાં ઉમેશ ઉતાવળો આવી પહોંચ્યો. નમસ્કાર કરીને તેણે કહ્યું: " તે છોકરી નદીમાંથી બેશુદ્ધ દશામાં મળી આવી હતી. પેલી ડોસીએ તેને ઔષધોપચારથી સારી કરી. "

" એ ઉપરાંત બીજી શી માહિતી મળી ? " માધવેન્દ્રે ઉત્સુકતાથી પૂછ્યું.

" જેટલી માહિતી મળી શકે તેટલી બધીય મેળવી છે. "

" તો કહેને ! તેના બાપનું ઘર ક્યાં ? તેનું નામ શું ? "

" અરે એ બધું તો તેણે તેના સ્વમુખે મને કહ્યું. અહાહા ! પણ શું તેનું સૌન્દર્ય.

" આવી બળતી જ બાબતો કહેવા કરતાં તેને વિશે તને જે માહિતી મળી હોય તે કહે; નહિ તો હું જ ત્યાં જાઉં છું. "

માધવેન્દ્રની ઉત્સુકતાથી વૃદ્ધ ઉમેશને મનમાં ને મનમાં હસવું આવ્યું. તે વિચારવા લાગ્યો: " શેઠજી ઇન્દ્રિયવિજયી કહેવાય છે તે આજ કે ! આટલામાં તો અસ્વસ્થ બની ગયા ! "

ઉમેશનાં મૌનથી માધવેન્દ્રને વધારે કંટાળો આવ્યો. તે બોલ્યો: "તું શો વિચાર કરે છે ?"

"મને તે છોકરીની આંખમાંના અશ્રુબિન્દુ યાદ આવ્યાં! અરેરે બીચારી ગરીબ!"

"બોલને તેનું ઘર ક્યાં?"

"છોકરી તરૂણ છે. તેનું લગ્ન હજી થયું નથી. તેના બાપ કલકત્તામાં એક ભાડાંના ઘરમાં રહે છે."

"તેના બાપનું નામ?"

"દુર્ગાચરણ."

અત્યારસુધી માધવેન્દ્ર બેસી રહ્યો હતો, તે આ નામ સાંભળી ઉભો થઈ ગયો: "તે છોકરીએ તેનું પોતાનું નામ કહ્યું કે?"

"હા; સુચારૂ—"

વાક્ય પૂરું થાય તે પહેલાં તો માધવેન્દ્ર નૌકામાંથી નીચે ઉતરી પડયો. ઉમેશને તેણે તરતજ એ સ્થળે પોતાને લઈ જવા ફરમાવ્યું. એટલે પાંચેક બીજા માણસો સાથે મશાલ સળગાવી માધવેન્દ્ર તે ડોસીના ઘર આગળ આવી પહોંચ્યો.

આટલા બધા માણસોને પોતાના ઘર આગળ આવેલા જોઇ, ડોસી એકદમ ભય પામી ગઇ. તેને એમ લાગ્યું કે અગાઉ એક માણસદ્વારા બધીયે માહિતી મેળવ્યા પછી હવે આ લોકો છોકરીને ઉપાડી જવા આવ્યા છે. એટલે કાંઇ પણ પૂછપરછ કર્યા વિના તેણે બૂમ મારી: "દોડજો રે દોડજો! ધાડ પડી રે ધાડ!"

ડોસીની બૂમ સાંભળી આજુબાજુથી હાથમાં લાકડીઓ લઇ કેટલાક યુવાનો દોડી આવ્યા. માધવેન્દ્ર પણ ડોસીની બૂમથી આશ્ચર્યચકીત થઇ ગયો. પરિસ્થિતિ બગડવા પામે તો તેનો સામનો કરવા માટે તેણે પિસ્તોલ બહાર કાઢી રાખી.

ડોસીની બૂમથી એકઠા થએલા યુવાનોને માધવેન્દ્રે નમ્રતાથી કહ્યું: "અમે કાંઈ ચોર નથી; અમે કોઇને લૂંટવા કે મારવા આવ્યા નથી. માટે મારું કહેવું શાન્તિથી સાંભળ્યા પછીજ આગળ વધજો. તે પહેલાં સાહસ કરશો તો નકામા ખુવાર થશો." એટલું બોલી માધવેન્દ્રે પિસ્તોલ આગળ ધરી. તે સમયે પિસ્તોલનો પ્રચાર માત્ર લશ્કરી અમલદારો પૂરતો જ હતો એટલે તે જોતાં બધા યુવાનો પાછા હઠી ગયા.

ડોસીની મદદે દોડી આવનારા યુવાનોમાંનો એક મહેન્દ્ર મુકરજી બધાનો આગેવાન હતો. તેણે પોતાના સાથીઓને કહ્યું: "એ શું કહે છે તે તો સાંભળો! અને કાંઇ એવો પ્રસંગ હશે તો આપણી પાસે લાકડીઓ ક્યાં નથી? અને એ ડોસીને ત્યાં લૂંટવા જેવું પણ શું છે?"

આ રીતે સર્વ યુવાનોને ઠંડા પાડી, મહેન્દ્રે ડોસીને પૂછયું: "તને શું નુકસાન થયું?"

ડોસી તો બરાડા નાંખ્યા જ કરતી હતી: "અરે તમે સ્વસ્થ થઇ કાં ઉભા છો? મારાં સર્વસ્વનો નાશ કરવા આ અહીં આવ્યો છે."

પછી મહેન્દ્રે, માધવેન્દ્ર તરફ ફરી, પૂછયું: "તમે આ સંબંધમાં શું કહેવા માગો છો?"

"ઘણા દિવસથી મારા સ્નેહીની છોકરી ગૂમ થઇ ગએલી છે. આજે અહીંથી નૌકામાં પસાર થતાં મારી દૃષ્ટિએ એવી જ એક છોકરી પડી. તેની તપાસ કરવા હું અહીં આવ્યો છું."

"એ ખોટું કહે છે, એ તમને ખોટું કહે છે!" ડોસી વચમાં જ બોલી ઉઠી.

"ખોટું શા માટે બોલે?"

"થોડા વખત પહેલાં એનો એક નોકર અહીં આવીને બધી માહિતી મેળવી ગયો હતો."

માધવેન્દ્રથી બોલ્યા વગર ન રહેવાયું: "એ નોકરના જણાવ્યા ઉપરથી મને ખાત્રી થઇ કે એ છોકરી તે જ છે. તેથી તેને લેવા માટે હું અહીં આવ્યો છું. અત્યારે જ પરીક્ષા થઇ જશે. જુઓને-ચારૂ! ચારૂ! બહાર આવી મારો સંશય દૂર કરીશ કે?"

ઝુંપડીમાંથી ચારૂ આ સર્વ જોતી હતી. માધવેન્દ્રના શબ્દો સાંભળી તેના કાનમાં કોઇએ અમૃતવર્ષા કરી હોય એમ તેને લાગ્યું. પરંતુ અત્યારે બહાર નીકળતાં તેને સંકોચ થયો. તેનાથી બોલી ન શકાયું. છેવટે નાઇલાજે તે ગમે તેમ કરીને બહાર આવી. માધવેન્દ્રને જોતાં જ તેનાં ચક્ષુ હર્ષાશ્રુથી ઉભરાયાં. તેના મોઢામાંથી એક શબ્દ સરખો પણ ન નીકળ્યો. ગાલ ઉપર લાલી આવી અને હાથ પગ થર થર કંપવા લાગ્યા.

માધવેન્દ્ર તેના તરફ જોઇ ફરી બોલ્યો: "ચારૂ ! તારો રમેશ તારા દ્વાર આગળ ખડો થયો છે. તું તેને નહિ સત્કારે કે ?"

ભાદ્રપદમાં પાણીથી ભરેલી નદી બંધ તોડીને સાગર તરફ દોડે છે, તેમ લજ્જાથી મુગ્ધ બનેલી ચારૂ માધવેન્દ્ર તરફ એકદમ સરી પડી. માધવેન્દ્રના પગ આગળ તે બેભાન બની ગઇ. આનંદનો આવેશ તેનાથી સહન ન થઇ શક્યો.

માધવેન્દ્રે તરત જ તેને ઉંચકી પોતાના ખોળામાં સુવાડી. ઉમેશે તેને પવન નાંખવા માંડ્યો અને સર્વ લોક આશ્ચર્યથી તેના તરફ જોઇ રહ્યાં.

થોડી વારે ચારૂ ભાનમાં આવી એટલે તરત જ બેઠી થઇ ગઇ. પરંતુ મલયાનિલથી કંપતાં પુષ્પ પ્રમાણે તેનું અંગ કંપી રહ્યું.

માધવેન્દ્ર પણ અત્યંત આનંદ પામ્યો; પરંતુ આ પ્રસંગે મૌન રાખવું ઉચિત ન હોવાથી તેણે ચારૂને પ્રશ્ન કર્યો. "તેં મને ઓળખ્યો કે ?"

પણ ચારૂ કાંઇ બોલી નહિ. મૌનથી જ તેણે સંમતિ દર્શાવી.

એટલાથી કાંઇ બધાંનું સમાધાન થાય નહિ, એટલે મહેન્દ્રે ચારૂને કહ્યું: "સ્પષ્ટ કહે, એટલે અમે અહીંથી ચાલ્યા જઇએ."

બીજો કાંઇ ઉપાય ન રહ્યાથી ચારૂને બોલવાની ફરજ પડી. તે બોલી: "હું એમને ઓળખું છું. એ કાંઇ પારકા નથી. એ મારા પ્રાણપતિ..." વાક્ય પુરૂં કરતાં ચારૂને મોઢે શરમના શેરડા પડયા. લોકોનો સંશય દૂર થયો, એટલે તેઓ સર્વ ચાલી ગયા.

ડોસીને પોતાની ઉતાવળ માટે પશ્ચાતાપ થયો. હવે "ચારૂ જશે !" કહી તે રડવા લાગી.

માધવેન્દ્રે ડોસીને પોતાની સાથે લેવા ઇચ્છા દર્શાવી, પણ ડોસીએ પોતાની જન્મભૂમિ છોડવા આનાકાની કરી, એટલે તેને માટે જીવનનિર્વાહની વ્યવસ્થા કરી. બીજે દિવસે માધવેન્દ્ર ચારૂ સાથે સુન્દરવન આવવા ઉપડયો.

ચાર દિવસ પછી તેઓ સુન્દરવન પહોંચ્યા. શ્યામસુંદરે તેમનો અપૂર્વ સત્કાર કર્યો. ચારૂ વિશેની બધીય હકીકત માધવેન્દ્રે શ્યામસુંદરને જણાવી અને, તેજ દિવસે રામજીવન બાબુ, દુર્ગાચરણ વગેરે સર્વને સુન્દરવન બોલાવવા, ઉમેશને કલકત્તા મોકલ્યો.

દરમ્યાન માધવેન્દ્રે લોકકલ્યાણનાં કાર્યો આરંભ્યાં. ખેડુતોની સ્થિતિ સુધરે એવા ઉપાયો યોજ્યા. ખેડુતોનાં બાળકોને શિક્ષણ મળે એવી સગવડ કરી આપી અને ખેતીવાડીની ખીલવણી થાય એવી યોજના કરી. આથી સર્વ લોક માધવેન્દ્રને અત્યંત ચાહવા લાગ્યા.

કેટલેક મહિનો આવાં લોકોપયોગી કાર્યો કરવામાં પસાર થતાં રામજીવન બાબુ, દુર્ગાચરણ રાય, તેમનાં પત્ની વગેરે સર્વ સુન્દરવન આવી પહોંચ્યાં. ચારૂનાં માતાપિતાએ અનેક દિવસો બાદ પુત્રીમિલનનું સુખ અનુભવ્યું.

સર્વ આવ્યા પછી એક શુભ મુહૂર્તમાં માધવેન્દ્ર અને સુચારૂનાં શાસ્ત્રીય વિધિસર લગ્ન થયાં, લગ્ન પ્રસંગે માધવેન્દ્રે નકામો

ખર્ચ ન કરતાં લોક કલ્યાણનાં કાર્યો કાયમ નીભી રહે એવી વ્યવસ્થા કરી.

## પ્રકરણ ૪૫ મું

લગ્ન કર્યા પછી માધવેન્દ્ર પત્ની સહીત જાધવપુર આવ્યો. તે વખતે સર્વ લોકો આનંદ પામ્યા. તેના કાકા કાળીએ પણ તેને આશીર્વાદ આપ્યો.

માધવેન્દ્ર આવે તે પહેલાં જ ભૈરવી જાધવપુરથી પલાયન થઇ ગઇ હતી. માધવેન્દ્રે ભૈરવીનાં ભોપાળાં ખુલ્લાં કરતાં તેના કાકાની આંખ ઉઘડી ગઇ. મધુરેન્દ્રને પણ અત્યાર સુધી પોતે કરેલી ભૂલ સમજાઇ અને તેણે માધવેન્દ્રની ક્ષમા માગી.

ચારેક દિવસ પછી માધવેન્દ્ર પોતે બંધાવેલી ક્ષય રોગીઓની ઇસ્પિતાલ જોવા ગયો. તેજ દિવસે એક રોગી એ ઇસ્પિતાલમાં મરણ પામ્યો હતો. માધવેન્દ્રે એને જોતાં તરત જ ઓળખ્યો. કિશોરીનાં સૌન્દર્યમાં પતંગિયું બનેલો એ વિશ્વનાથ હતો.

* * *

આ બીનાને ત્રણ વર્ષ વીતી ગયા બાદ, માધવેન્દ્ર કલકત્તા ગયો હતો. તે પ્રસંગે રામજીવન બાબુએ મિત્ર મંડળની મહેફીલ ગોઠવી હતી. સંગીતના જલસા માટે તેણે એક ગાયિકાને બોલાવી હતી. માધવેન્દ્રનું ધ્યાન એ ગાયિકાના નાચ કે ગાયન તરફ ન હતું. તે તેના મુખ તરફ બારીકાઇથી જોઇ રહ્યો. તેને તિરસ્કાર ઉત્પન્ન થયો. કારણ કે એ ગાયિકા ન હતી, પરંતુ કિશોરી હતી. તેના તરફ તિરસ્કાર ભરી નજર ફેંકી માધવેન્દ્ર ત્યાંથી ઉઠી ગયો. તેનો આટલો અધઃપાત થશે એવી તેને કલ્પના પણ ન હતી માધવેન્દ્રને જલસામાંથી ઉઠી જતો જોઇ કિશોરીએ સંગીત બંધ કર્યું. કાંઇ પણ કારણ જણાવ્યા વિના તે જલસો અર્ધેથી બંધ રાખી પોતાના સાજીંદાઓ સાથે ત્યાંથી ચાલી ગઇ.

તેના ચાલી જવાનું કારણ માધવેન્દ્ર સિવાય બીજા કોઇનાં જાણવામાં ન આવ્યું.

સંપૂર્ણ



## સ્રીઓને આર્થિક સ્વતંત્રતા

[ શ્રીમતી સરલાદેવી ચોધરાણી

આર્થિક સ્વતંત્રતાની સૌથી વધુ જરૂર હોય તો તે સ્રીને જ છે. સ્રી અનીતિમય ધંધો સ્વીકારે વા અનીતિભર્યું જીવન ગુજારવાને લલચાય, તેનું મુખ્ય કારણ આર્થિક દુઃખ જ છે. પુરૂષોની બેકારીના પ્રશ્ન કરતાં સ્રીઓની બેકારીનો પ્રશ્ન વધુ ગંભીર છે. આર્થિક સ્વતંત્રતા વિનાની સ્રી ઘણી વખત પુરૂષની કામવાસનાનો શિકાર બની જાય છે. એના પરિણામે વેશ્યાવૃત્તિ અને કુટણખાનાં અસ્તિત્વમાં આવે છે. તેથી એક આદર્શ રાજ્યમાં એક પણ સ્રી બેકાર કે નિર્વાહનાં સાધન વિનાની ન રહેવી જોઇએ. આદર્શ સમાજમાં સ્રીને અનીતિને પંથે દોરનાર પુરૂષ કાયદાથી સખ્ત સજાને પાત્ર થવો જોઇએ. આવો બેવફા પુરૂષ કદિયે આંખમિચામણાને પરિણામે છટકી જવા ન પામવો જોઇએ.

સંપાદક ન્યુ ઇરા. સ્કુલના એક અધ્યાપક હોઇ બાળમાનસનો સારો પરિચય ધરાવે છે અને તેમણે ઝીણવટ ભરી દૃષ્ટિથી જુદાં જુદાં તત્વો ધ્યાનમાં રાખીને આ સંગ્રહ તૈયાર કર્યો છે. એમાંના ૪૦ ગીતો બાળકોને સ્હેજે ગમી જાય તેવાં છે. મુદ્રણ પણ બાળકોની આંખને ખરાબ ન કરે એવું સુંદર છે. શિક્ષકો માટે પણ એમાં પૂરતી સૂચના અપાઇ છે. બાળશાળાએ જરૂર આ પુસ્તકને અપનાવી લઇ પોતાના નાનકડા વિદ્યાર્થીઓનો આનંદ વધારે.

**વિદ્યાર્થી કે ગૃહસ્થ? દર્શન ૧ થી ૫:** લેખકઃ રા. "રસિક" (રા. વિઠ્ઠલરાય ચ. આવસત્થી).

આ નાનકડા પુસ્તકમાં સંગ્રહેલાં પાંચ લેખ પંદર વર્ષ પ્હેલાં "વીસમી સદી" માં પ્રકટ થયા હતા. લેખકે ઇ. સ. ૧૯૦૦ની આસપાસ કોલેજ જીવનમાં જે દૃશ્યો નીરખેલાં અને અનુભવેલાં તે આ લેખોમાં રસિક દૃષ્ટિએ તેમણે આલેખ્યાં છે. પંદર વર્ષના ગાળા પછી ૧૯૧૫-૧૬માં પણ એમણે આલેખી છે તેવીજ સ્થિતિ કોલેજના વિદ્યાર્થીઓની હતી અને બીજાં પંદર વર્ષે આજે ૧૯૩૦-૩૧માં પણ તેમાં ઝાઝો ફેર હજી નથી પડયો. શારદા કાયદાને પરિણામે હાઇસ્કુલના વિદ્યાર્થીઓ હવે આપણને બ્રહ્મચારી મળશે પણ કોલેજમાં તો એ ની એજ સ્થિતિ રહેવાની છે.

**ખડાયતા મિત્રઃ મહિલા અંકઃ** તંત્રીએ શ્રી. ભાનુમતી ચંદુલાલ ચોકસી અને શ્રી. મનોરમા ચન્દુલાલ પરીખ.

જ્ઞાતિમાસિક હોવા છતાં "ખડાયતા મિત્ર" અન્ય કોમના માણસોને પણ માર્ગદર્શક થાય અને રસ પડે એવું સાહિત્ય આપે છે. આ મહિલા અંકનું સંપાદન એ જ્ઞાતિની બે બ્હેનોએ કર્યું છે. લેખો વિધવિધ દૃષ્ટિએ અને વિષય પરત્વે લખાયા છે અને ખાસ કરીને દેશભાવનાના રંગથી રંગાયા છે. સામાજીક દૃષ્ટિએ પણ છેલ્લી ઢબે ગુજરાતની બ્હેનો પર કેટલી બધી અસર કરી છે તેની એ અંકના લેખો વાંચવાથી ખાત્રી થાય છે. આવો સુંદર અંક પ્રકટ કરવાનો સફળ શ્રમ કરવા માટે અમે એ બન્ને બ્હેનોને અભિનંદન આપીએ છીએ.

**મોતીનાં તોરણઃ ભાગ ૧ લો અને ૨જોઃ** સંયોજકો: રા. કરસનજી જીવરાજ આશરા અને રા. ચતુર્ભુજ કરસનજી આશરા, પ્રકાશકઃ રા. કરસનજી જીવરાજ મોતીવાળા, ઢીંકવા ચોકી, અમદાવાદ મૂલ્ય: દરેકનું રૂ. ૧-૦-૦

આ બન્ને પુસ્તકો કલાપ્રિય ગુજરાતણ બ્હેનોને અત્યંત ઉપયોગી થઇ પડશે. પ્હેલા ભાગમાં જુદી જુદી પંદર આકૃતિના તોરણો વિષે સચિત્ર માહીતિ, માપ વગેરે અપાયાં છે. બીજા ભાગમાં એવી જ રીતે ચિત્રો સાથે જુદી જુદી પંદર આકૃતિના પડદા બનાવવા માટે માહીતિ અપાઇ છે. ચિત્રો એક જ રંગમાં આપવાને બદલે ત્રિરંગી કર્યાં હોત તો નમુના વધારે આકર્ષક દેખાત. અલબત્ત તેમ કરવા જતાં પુસ્તકનું મૂલ્ય વધારવું પડત. આટલું છતાં એમાં આપેલા ચિત્રો સ્પષ્ટ હોઇ દરેક નમુના સંબંધી સારો ખ્યાલ આપે છે. ગમે તેવી શીખાઉ બ્હેન પણ આ પુસ્તકમાં આપેલી માહીતિ પ્રમાણે તોરણ કે પડદા બનાવવા ઇચ્છશે તો સ્હેલાઇથી સફળતા મેળવી શકશે. પ્હેલા ભાગની બીજી આવૃત્તિ પ્રકાશકને એક વર્ષના અરસામાં છપાવવી પડી છે, તે એની ઉપયોગિતાની સાબીતિ છે.

**સત્યાગ્રહ ગીતાઃ** લેખક: રા. વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા. પ્રકાશકઃ સૌ. રમીબ્હેન મો. કામદાર મૂલ્ય: ૦-૫-૦.

ભગવદગીતાની શૈલિ પર બ્રિટાનિયા અને ફરદનો સંવાદ યોજીને લેખકે અઢાર અધ્યાયમાં છેલ્લા રાષ્ટ્રીય સંગ્રામની કથા સંસ્કૃત કાવ્યમાં આલેખી છે. આ ગીતા અત્યાર પ્હેલાં કટકે કટકે અનેક પત્રોમાં પ્રકટ થઇ છે અને અન્ય ભાષાઓમાં અનુવાદિત થઇ બ્હોળી લોકપ્રિયતા મેળવી શકી છે લેખક સંસ્કૃતના ઉંડા અભ્યાસી અને "કાવ્યતીર્થ" ની ઉપાધિવાળા હોવાથી સંસ્કૃત ભાષા ઉપર સારો કાબુ ધરાવે છે. એમની આ ગીતા અર્વાચીન ગીતા તરીકે જરૂર લોકપ્રિય થશે.




સ્વરેશ.

**મુક્તિ સંગ્રામમાં ભારતીય મહિલાઓ :** છેલ્લી વડતે પ્રજાના મન ઉપર મહાસભાની કેટલી અસર છે તે સચોટ રીતે પૂરવાર કરી આપ્યું. તે બાદ મહાસભાની ચુંટણીમાં પણ પ્રજાએ આગળ પડતો ભાગ લઇ મહાસભાની મહત્તા સ્વીકારી છે. ગયાં માસ દરમ્યાન થએલી પ્રાંતિક સમિતિની ચુંટણીઓમાં બહેનોએ મત આપવામાં તેમજ ઉમેદવારી નોંધાવવામાં પણ સારો હિસ્સો લીધો છે. મુંબાઇમાં પ્રાંતિક મહાસભા સમિતિની ચુંટણીને અંગે કેટલાક વાંધાઓ હોવા છતાં શ્રીમતી પેરીનબહેન કેપ્ટન, શ્રીમતી ગોશરપબહેન કેપ્ટન, શ્રીમતી ઉર્મિલા મહેતા, શ્રીમતી શાન્તાબાઇ બેંગ્રાસકર અને કુમારી સોફિયા સોમજી એ પાંચ બહેનો જુદા જુદા વોર્ડમાંથી પ્રાંતિક સમિતિમાં ચુંટાયાં છે. સૌ. અવંતિકાબાઇ ગોખલે જેવાં જાણીતાં કર્યકર્તા બહેન આ ચુંટણીમાં નિષ્ફળ નીવડયાં એ દિલગિરિભર્યું છે.

ગયા માસ દરમ્યાન મુંબાઇમાં દેશ સેવિકા સંઘના આશ્રયે વિદેશી કાપડની ચોકીનું કામ પૂર જોશમાં ઉપાડી લેવાયું છે. ભૂલેશ્વરથી ગીરગામ, તેમજ જે. જે. હોસ્પીટલથી બે ટાંકી સુધી આવેલી વિદેશી કાપડની દુકાનો પર ચોકી થઇ છે. અને તેમાં સફળતા પણ ઠીક મળી છે. કેટલાક વ્રત્તાઓના કાપડીયાઓએ વિદેશી માલે સીલ કરાવ્યાં છે.

મુંબાઇમાં ગયા માસ દરમ્યાન મળેલી મહાસભાની કાર્યવાહક સમિતિને અંગે પંડિત જવાહરલાલ સાથે તેમનાં પત્ની સૌ. કમળા નહેરૂ સીલોનથી પાછા ફર્યાં હતાં શ્રીમતી કમળા નહેરૂએ રાષ્ટ્રીય સ્ત્રીસભાના આશ્રયે બહેનોને ઉદ્બોધન કર્યું હતું. મારવાડી બહેનોની સભામાં મારવાડી બહેનોને પડદો ફગાવી રાષ્ટ્રસેવાના કામમાં જોડાવા હાકલ કરી હતી. શ્રી. ગંગાધરરાવ દેશપાંડેએ પણ એક ભાષણ આપ્યું હતું. તેમણે તથા મુંબાઇની સ્વદેશી મારકેટની ગાંધી મલી ખુલ્લી મૂકતાં શ્રી. સેનગુપ્તાએ સ્ત્રીશક્તિએ આપેલા અપૂર્વ ભોગની તારીફ કરી હતી. આ ઉપરાંત બીજી જાહેર સભાઓમાં શ્રીમતી કમળાદેવી ચટોપાધ્યાય તેમ જ બીજા આગેવાનોએ બહેનોનાં કાર્યની પ્રશંસા કરી હતી.

અમદાવાદમાં આકાશેઠના કુવાની પોળની સંસ્કારી બહેનોએ વિદેશી કાપડ બહિષ્કારનું કાર્ય સ્વયં ઉપાડી લીધું છે. એમની પોળમાં વિદેશી કાપડનો ફેરીઓ દાખલ ન થાય તે માટે તેઓ ઘટતી કાળજી રાખી ૧૨ થી ૬ વાગ્યા સુધી ચોકી કરે છે એટલે કોઈ પણ ફેરીઓ ત્યાં દાખલ થઇ શકતો નથી.

અમરેલીની મુસ્લીમ સ્ત્રીઓએ સ્વદેશીને અપનાવી લીધું છે. લીંબડીમાં પ્રતિષ્ઠિત કુટુંબની બહેનો વિદેશી કાપડની દુકાનોએ ચોકી કરે છે. કેટલીક બહેનો તો લાજ કાઢીને ચોકી કરે છે.

મેંગલોરમાં શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયના વૃદ્ધ માતુશ્રીની આગેવાની હેઠળ ૫૦ દેશસેવિકાઓ ચોકીનું કાર્ય કરે છે. આથી પાંચ દુકાનોએ એકલું સ્વદેશી કાપડ જ વેચવાની કબૂલાત આપી છે.

શ્રીમતી કમળાદેવીને સીલોનની મુસાફરી દરમ્યાન છુપી પોલીસનો ઘણો જ કડવો અનુભવ થયો છે. કેટલીક વખત તો પોલીસનો વર્તાવ અસભ્ય હતો.

શિવગૌરી ગજ્જર છે. મંદિરમાં દાખલ થવા ઇચ્છતી બહેનોએ તા૦૧૨મી જુલાઇ સુધીમાં અરજીનાં ફૉર્મ વ્યવસ્થાપક, જમનાબાઇ સરસ્વતી મંદિર, કડવા પોળ, અમદાવાદ, પાસેથી મંગાવી લેવાં.

**ખ્રિસ્તિ નર્સનું ભેદી મરણ:** અમદાવાદની મજુર ઇસ્પિતાલમાં આગળ નોકરી કરતી મીસ શાન્તા નામની ખ્રિસ્તિ નર્સનું મે માસમાં ડૉ ચીમનલાલ શાહ, એમ. બી., બી. એસ. ને ઘરે ભેદી મરણ થયાનું કહેવાય છે. ડૉ૦ શાહ પણ



બાપુજી શરબત બનાવે છે.



બાપુજી શરબત પીએ છે.

આગળ મજુર ઇસ્પીતાલમાંજ હતા. મરણ પછી પોલીસે નનામી અરજી મળતાં તપાસ શરૂ કરી હતી. નર્સનું શબ સ્મશાનમાંથી ખોદાવી કાઢી પોલીસે સીવીલ ઇસ્પીતાલમાં તપાસ માટે મોકલ્યું છે. બાદ પોલીસે 'વોરંટ મેળવી ડૉક્ટરને પકડયા છે. નનામી અરજીમાં એવું જણાવ્યું કહેવાય છે કે દાક્તરને નર્સ સાથે આડો સંબંધ હતો, અને તેથી તેને ગર્ભ રહયો હતો. આ ગર્ભ પાડી નાંખવા દાક્તરે પોતાને ઘરે તેને ઇન્જેકશનો આપ્યાં. પરિણામે નર્સનું મરણ થયું કહેવાય છે.

**અનુકરણીય ઘટના :** ભાવનગર તાબાનાં પડવા ગામના પારેખ મગનલાલે પોતાની ચૌદ વર્ષની પુત્રી બહેન ચંદનનું લગ્ન ભાવનગરના ૫૦ વર્ષની ઉમરના એક ગૃહસ્થ વનમાળીદાસ સાથે મે માસમાં કરેલું. લગ્ન પછી ત્રીજે જ અઠવાડીએ વનમાળીદાસનું અવસાન થયું. બહેન ચંદનને વૈધવ્ય પ્રાપ્ત થયું. પરંતુ સમજુ દશા શ્રીમાળી જ્ઞાતિ વ્હારે ચઢી. એ જ્ઞાતિના આગેવાનોએ બહેન ચંદનને અવિવાહિત ઠરાવી અને સદ્દગતના કુટુંબીઓએ ઘરેણું, લુગડાં વગેરે સર્વ પરત લઇ બ્હેન ચંદનને પીયર મોકલી. જ્ઞાતિએ બહેન ચંદનનો પિતા ફરી ભવ ન બગાડે તે માટે જ્ઞાતિની સંમતિ વિના બહેન ચંદનના લગ્ન કરવાની મના કરી છે.

**નિરક્ષરતાનો નાશ :** પુનામાં વસંત વ્યાખ્યાન માળાને અંગે મે માસમાં ઉપરના વિષય ઉપર ભાષણ કરતાં મીસ એમી રૂસ્તમજીએ જણાવ્યું કે દશ વર્ષ ઉપર રશીયામાં બહુ જ ખરાબ સ્થિતિ હતી. પરંતુ તે પછી તેણે તે કાર્ય સાધ્યું છે, તે ઉપરથી આપણે પાઠ શીખવાનો છે. હિન્દુસ્તાનમાં અભણ લોકોની સંખ્યા એટલી મોટી છે કે જો બધા અભણોને એક દાયકામાં

ઉભા રાખવામાં આવે તો એ હાર ૧૨૬૮૦ માઇલ લાંબી થાય. નિરક્ષરતાનો નાશ કરવાનું કામ શહેરમાંથી આરંભાતાં તે આપોઆપ ગામડાંઓમાં દાખલ થશે. દરેક માણસ વાંચતાં લખતાં શીખે એનું નામ નિરક્ષરતાનો નાશ.

**શારદા કાયદાનો ભંગ :** શિકારપુરમાં શારદા કાયદાની અવગણના કરી પાંચસો બાળલગ્નો થયાં છે. તે માટે કેટલાક કેસો મંડાયા છે. હુસરીના ત્રણ વાણીઆઓએ બાળલગ્ન કરવામાં મદદ કરવા માટે કેસ કરવામાં આવ્યો છે.

**કજોડું અટકાવ્યું :** મીઠોળ ગામના પા. મથુરભાઇ ધરમદાસના ૯ વર્ષના છોકરાનું લગ્ન સીનોરના પા. હરજીભાઇ દેશાઇની ૧૮ વર્ષની પુત્રી સાથે થતું સીનોર મહાલના મેજીસ્ટ્રેટે અટકાવ્યું છે.

**હિન્દુ સ્ત્રીઓને વારસાહક:** હિન્દુ કાયદા પ્રમાણે સ્ત્રીઓના વારસાહકનો સ્વીકાર કરનારો ખરડો મૈસુરની ધારાસભામાં સરકારે રજુ કર્યો હતો તેને સભાસદોની મોટી સંખ્યાએ ટેકો આપ્યો છે. સંયુક્ત કુટુંબમાં સ્ત્રીઓનો કંઇ પણ હિસ્સો ગણવામાં આવતો નથી તેઓ પણ હવે હિસ્સેદાર ગણાશે. ૨૬૦ સભ્યોમાંથી ખરડાનો વિરોધ ફક્ત ૩ જણે કર્યો હતો.



મર્હુમ લેડી મહેરબાઇ તાતા

**હિન્દનું ભાવિ અને સ્ત્રીઓ :** દિલ્હીની સ્ત્રીસભાએ ગયા માસમાં ના. લેડી વિલીંગ્ડનના માનમાં યોજેલાં સંમેલન પ્રસંગે ના. લેડી વિલીંગ્ડને જણાવ્યું કે હિન્દનું ભાવિ કોઇથી કહી શકાય એમ નથી.. પરંતુ જેમ જેમ વહીવટ ઉપાડવાની જવાબદારી તેણે ઉપાડવી પડશે તેમ તેમ પ્રજાના સહકારની વધારે જરૂર પડશે. આપણે જે સુલેહ શાંતિ ઇચ્છીએ છીએ તે લાવવામાં સ્ત્રીઓએ મહત્વનો ભાગ ભજવવો પડશે.

**ઇસ્લામી સ્ત્રી-કવિઓ :** કલકત્તાનાં મદ્રેસામાં 'જવાહીર ઉલ અજાયબ' નામનું એક પુસ્તક છે. એનો લેખક અલાખાન ફખારી બીન અમીરી હરાવી શહેનશાહ અકબરશાહના જમાનામાં થઇ ગયો. આ પુસ્તકમાં ઇરાની, અરબી સાહિત્યમાં કવિઓ તરીકે નામ કાઢી ગએલી ૨૩ સ્ત્રીઓની જીંદગીની ટુંકી જીવનરેખા આપેલી છે.

**કવિ યુગલ :** શ્રીમતી રાધારાણી દત્તે બાબુ નરેન્દ્રનાથ દેવ સાથે પુનર્લગ્ન કર્યું. આ લગ્નની વિશિષ્ટતા એ છે કે પતિ પત્ની બંને કવિ છે. કવિ કવયિત્રીને પરણે એવા દાખલા જવલ્લેજ બને છે. વર વધુ બંને કાયસ્થ જ્ઞાતિના છે અને બંગાળમાં કવિઓ તરીકે વિખ્યાત છે.

**મીસીસ કઝીન્સનો વિદાય-સન્દેશ:** જાણીતાં સેવિકા મીસીસ માર્ગરેટ કઝીન્સ તા. ૨૮ મી મે એ અમેરિકા ઉપડી ગયાં છે. તે પ્રસંગે તેમણે નીચેનો સંદેશ આપ્યો છે:"

ન્યુયોર્ક જવા ઉપડતાં છતાં મારા વિચારો હિન્દ અને તેનાં તાત્કાલિક ભાવી વિશેના જ છે. ગત વર્ષે અહિંસક નિઃશસ્ત્ર લડતમાં હિન્દનાં સ્ત્રી પુરૂષનાં બલિદાન, આત્મસંયમ અને ઇચ્છા બળ વ્યક્ત થયાં છે. ચાલુ વર્ષ સમાધાનીની મસલતોમાં જાય છે. મારા મિત્રોને મારો સંદેશ એ છે કે યુદ્ધવિરામનો સમય મહાસભાની સંસ્થાઓનું બળ વધારવામાં કરજો કે જેથી તે અજેય બને; બને. અહિંસક શક્તિવાળા સ્વદેશીઓનું સૈન્ય બનાવજો, અને સંપૂર્ણ સ્વરાજની માંગણી મજબૂત બનાવજો. હું પાછી હિન્દ આવું તે પહેલાં સરકાર હિન્દી હાથોમાં આવી ગઇ હશે એવી હું પ્રાર્થના કરૂં છું. મારા હિન્દી ભાઇ બહેનો તરફથી હિન્દના દરેકે દરેક ભાગમાં મારા પ્રત્યે બતાવવામાં આવેલાં સ્નેહ અને લાગણીનાં આભારપ્રદર્શન તરીકે હું જ્યાં જ્યાં જઇશ ત્યાં ત્યાં

એ ધ્યેયની પરિપૂર્તિ માટે હું કામ કરીશ. આ વર્ષમાં હિન્દ સ્વરાજ મેળવે એવી મારી ખરા અંતઃકરણની ઇચ્છા છે. સ્વરાજ મળશે ત્યારે જ કેળવણી વિષયક અને સામાજીક સુધારાઓ મોટા મોટા પ્રમાણમાં થઇ શકશે. હિન્દી પ્રજા પોતાના ઉપર રાજ કરવા પૂરતી સમર્થ છે એવી મારી ખાત્રી છે.

**દૈનિકનાં તંત્રીપદે:** મદ્રાસથી હાલમાંજ શરૂ થએલાં દૈનિક પત્ર 'દ્રાવિડન'નું તંત્રીપદ શ્રીમતી આલમેલુ મંગઇયિયર અમ્મલે સ્વીકાર્યું છે.

**સ્ટવ-સગડીના ભોગ** (૧) અમદાવાદમાં મથારા કર જેશંકરની દીકરી બાઇ દયાકુંવર દાઝવાથી મરણ પામી. (૨) એવીજ રીતે ડાહી જીવા નામની સ્ત્રી પણ મરણ પામી. (૩) મુંબાઇમાં ગુલાલવાડીમાં લાભકુંવરબાઇ નામની ૨૪ વર્ષની સ્ત્રી બત્તી સળગાવવા જવાથી મરણ પામી.

**પુનર્લગ્ન:** (૧) અમદાવાદના સંસ્કાર સુધારા સમાજના આશ્રયે લેઉ વિદ્યાબહેનને હસ્તે બહેન ઇન્દુમતીએ શેઠ નેમીકુમાર અચરતલાલ સાથે ગયા માસમાં પુનર્લગ્ન કર્યું. બહેન ઇન્દુમતી ૧૫ વર્ષની વયે પરણ્યા પછી દોઢજ વર્ષમાં વિધવા થયાં હતાં (૨) જસદણ તાબાનાં કુંદણીના દશા શ્રીમાળી વણિક જેતશી રામજી ખોદાણીએ બરવાળાના ઠાકરશી જગજીવનની દીકરી બાળવિધવા બહેન જેકુંવર સાથે મે માસમાં પુનર્લગ્ન કર્યું.

**વૃદ્ધ લગ્ન:** (૧) નડિયાદના એક બ્રહ્મભટ્ટ. જે. પી. રાવ ઘરે પત્ની અને પુખ્ત વયનો પુત્ર હોવા છતાં ચૌદ વર્ષની એક ગભરુ બાળાને પરણ્યા છે. (૨) અમદાવાદમાં કડવા પોળના આત્મારામ કેશવલાલે છોકરાના દાદા હોવા છતાં ૫૫ વર્ષની વૃદ્ધવયે સોળ વર્ષની કન્યા સાથે લગ્ન કર્યું. હૃદય રોગ હોવાથી તેમણે નોકરીમાંથી રાજીનામું આપ્યું છતાં લગ્ન માટે લાયક રહ્યા!

**પતિદેવ** (૧) પતિ સાથે અણબનાવ થતાં માતર ગામની જયાલક્ષ્મી નામની બ્રાહ્મણ સ્ત્રીએ આપઘાત કર્યો. (૨) પતિદેવના ત્રાસથી કંઠાળી ઉમરેઠમાં ધનલક્ષ્મી નામની ૧૮ વર્ષની સ્ત્રીએ આપઘાત કર્યો.



શ્રી. વિક્ટોરીઆ કેન્ટ સ્પેનના રાજ્યમાં જેલખાતાના વડા અધિકારી નીમાયાં છે.

**પ્રકીર્ણ** (૧) મરોલીમાં ગયા માસમાં શ્રીમતી મીઠુબહેન સ્થાપિત કસ્તુરબા વણાટ શાળાનાં મકાનનું ખાત મુહૂર્ત મ. ગાંધીજીએ કર્યું. (૨) રત્નાગિરિથી ૨૦ માઇલ દૂર આવેલાં એક ગામમાં વિજળી પડવાથી એક સ્ત્રી મરણ પામી છે. (૩) મુંબાઇનાં ભાટીયા સ્ત્રી મંડળના આશ્રમે ભાટીયા બહેનો માટે કોટમાં શિક્ષણવર્ગો ખોલાયા છે. (૪) અમદાવાદમાં રસ્તે જતી બહેનોની છેડતી કરવા માટે દલસુખ અને રતિલાલ નામના ગૃહસ્થોને પકડયા છે. (૫) મુંબાઇના શ્રીમતી ગંગાબહેન બરફીવાળાએ મ. ગાંધીજીને ચાંદીની ખુરશી અને ચાંદીનું સ્ટુલ ભેટ આપ્યાં છે. (૬) ગોળમેજી પરિષદની આગામી બેઠકમાં સ્ત્રીઓની સંખ્યા પૂરતી રાખવાનું એક નિવેદન હિંદની આગેવાન ૧૫ બહેનોએ મે માસમાં ના. વાઇસરોય સમક્ષ રજુ કર્યું હતું.

## વિદેશ

**સમાન હક્ક:** માબાપની મિલકતમાં પુત્રના જેવા જ હક્ક સ્ત્રીને મળે એવો ખરડો નાનકીંગ (ચીન) ની સરકારે પસાર કર્યો છે. એ પસાર થયા બાદ એક મહિને સીનાન્ફુની એક છોકરીએ

પોતાના ભાઇઓ પર એ કાયદા પ્રમાણે દાવો માંડતાં તે જિતી પણ ખરી.

**સર્વર અલી હાનૂમ:** સ્તાંબુલ (તુર્કી) ની પોસ્ટ માસ્તર જનરલ નીમાઇ છે, દુનીઆમાં આ સ્થાને આવનાર તે પહેલી સ્ત્રી છે.

**અઠંગ દોડનારી:** ક્લીવલેંડ, (અમેરીકા) ની મીસ સ્ટેલા વોલ્શે દોડવાની હરિફાઇમાં કેટલાક રેકોર્ડ તોડયા છે. ૭ $\frac{3}{10}$ સેકંડમાં ૬૦ વાર દોડવાનો રેકોર્ડ તેણે હાલમાં જ તોડયો છે.



સૌ. સરોજીનિ નાયડુ
મુંબાઇની સ્ત્રીઓએ એમને મે માસમાં માનપત્ર આપ્યું.

દુનીઆંની સૌથી વધુ દોડનાર તરીકે તે ચૅમ્પિયન છે.

**ગટર મુકાદમ** મીસ મેયો એ 'મધર ઇંડીયા' નો બીજો ભાગ લખ્યો છે. તેમાં હિન્દમાં થતાં બાળલગ્નોની વખોડણી કરવા સાથે શારદા કાયદો મૃતપ્રાય થઇ ગયો છે એવી ટીકા કરી છે.

**વિમાનના અકસ્માતમાં:** જાણીતી વિમાન ખાણી મીસ સીસીલી ઓ બ્રાયનનું વિમાન ડેરીલ પાસે તુટી પડી સળગી જવાથી મીસ સીસીલી અને વિમાનમાંની એક ઉતારૂ બહેન મરણ પામ્યાં છે. મીસ સીસીલી આયરીશ બેરોનેટ અને ખેલાડી સર ટીમોથી ઓબ્રાયનનાં પુત્રી હતાં. ઉતારૂને સાથે લઇ અંગ્રેજી ખાડી વિમાનમાં ઓળંગનાર તેઓ પહેલાં જ બહેન હતાં. ૧૯૨૮માં વિમાની અકસ્માત નડતાં તેમણે એક પગ ગુમાવ્યો હતો.

**મીસ મોડ રોયડનને** ગ્લાસગો યુનિવર્સીટીની સેનેટ 'ડૉકટર ઓફ ડીવીનીટી' ની ડીગ્રી આપી છે. અત્યાર પહેલાં કોઇ પણ બ્રિટિશ યુનિવર્સીટીએ સ્ત્રીને આવી ડીગ્રી આપી નથી.

**પતિઓનાં ખૂન:** ઓસ્ટ્રીયામાં તાજાજુગ કરબાની સ્ત્રીઓને એક દાયણે સમજાવ્યું કે પુરૂષોને ઝેર દઇ મારી નાખવાનું કામ ઘણું સહેલું અને લાભકારક છે. પછીથી પતિ કે પ્રણયીને મારી નાંખવાની યુક્તિ તેણે શીખવવા માંડી. સત્તાવાળાઓને શક પડતાં ૧૯૩૦ના જુનની તા. ૧૭ મીએ ૩૧ સ્ત્રીઓ સામે કામ ચલાવાયું. તેમાંથી કેટલીકને છોડી મૂકી છે, બેને ગયા માસમાં ફાંસીની સજા કરી છે અને બાકીનીને ૩૦ વર્ષ સુધીની કેદની સજા કરી છે.

**સીનોરીટા વિકટોરીઆ કેન્ટ:** છેલ્લાં બે વર્ષથી સ્પેનમાં વકીલાત કરતાં આ બહેનને નવી પ્રજાસત્તાક સરકારે કેદખાનાંઓના ડાયરેક્ટર જનરલ નીમ્યા છે.

**ઉત્તમોત્તમ ગૃહિણી:** જર્મનીની કે સ્કોલમાં સ્ત્રીઓને ઉપરની ડીગ્રી અપાય છે ગૃહ વિજ્ઞાનને લગતું સર્વ પ્રકારનું જ્ઞાન મેળવનારને આ

**લડતમાં.**

રાષ્ટ્રીય લડતમાં અનેક શાન્તિપ્રિય વ્યક્તિઓએ દેશ તરફની લાગણીથી પ્રેરાઇ સેવાનો ફાળો આપ્યો છે. શ્રીમતી જ્યોત્સ્ના બ્હેનને ભાઇના સ્વર્ગવાસનું દુઃખ તાજું હતું છતાં તેમણે દેશને ખાતર એ લડતમાં ઝંપલાવી પોતાની ફરજ અદા કરી અને સ્રી જાતિને દીપાવે એવું કામ કરી બતાવ્યું. લડતના પ્રસંગોમાં અમલદારોએ એમના તરફ જરાય તોછડાઇ કે અસભ્યતા બતાવી નથી. એક પ્રસંગે તા. ૨૭ સપ્ટેમ્બરે-નવા આવેલા પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટે એમને પોલીસ કોર્ડન તોડવા માટે ધક્કા મારેલા અને ખભા પર નખોરીઆં ભરેલાં, પરંતુ એકે અપશબ્દ કહેલો નહિ. અને પાછળથી એજ અમલદારે સાબરમતી લઇ જવી વખત સ્ટેશન પર એમની માફી માગેલી! ખરેખર જોઇએ તો આ લડતમાં એ બ્હેન જોડાયા તે સોંઘી લોકપ્રિયતા મેળવવા માટે નહિ પરંતુ દેશસેવાની હૃદયપૂર્વક લાગણીથી નિસ્વાર્થ આત્મભોગ દેવાને જ જોડાયા હતા.

**અમારી વિનતિ**

પ્રસ્તુત રેખાચિત્રના લખનાર બ્હેને બીજી પણ કેટલીક બાબતો એમને વિષે લખી છે. અમને શ્રીમતી જ્યોત્સના બ્હેનનો જે થોડો પણ પરિચય છે તે ઉપરથી અમે એટલું તો જરૂર કહી શકીએ કે જે ગુણોનો અભાવ એ બ્હેનમાં લખનારે બતાવ્યો છે તે અમને તો દેખાતો નથી. એમના સ્વર્ગસ્થ ભાઇની માવજત એમણે અત્યંત લાગણીપૂર્વક કરેલી એની અમને અંગત માહિતી છે. પરંતુ 'સ્રીવિષયક ગુણ અવગુણની બાબતમાં તો એ બ્હેનનો લાંબા સમયનો નિકટ પરિચય' ધરાવનાર વ્યક્તિ જ એમને યોગ્ય ન્યાય આપી શકે. એવા કોઇ જાણકાર બ્હેન યા ભાઇ અમને એમનું સાચું રેખાંચિત્ર લખી મોકલે એવી અમે ખાસ વિનતિ કરીએ છીએ. આશા છે અમારી એ વિનતિ સત્વર ફળશે.



**વડોદરામાં હિન્દુ લગ્નવિચ્છેદની છૂટછૂટ**

વડોદરાની શ્રીમંત સરકારે હિન્દુ લગ્નવિચ્છેદનો કાયદો ઘડાવી મંજુર કર્યો છે. તેનો અમલ ઓગસ્ટથી થશે. પતિ યા પત્ની નષ્ટ થયાં હોય (૭ વર્ષ સુધી પત્તો ન હોય), પતિત થયાં હોય (વટલી ગયાં હોય), પ્રવ્રજિત થયાં હોય (સાધુ સન્યાસી થયાં હોય), નિર્દયતા બતાવતાં હોય, ત્રણ વર્ષ સુધી વગર કારણે ત્યાગ કર્યો હોય, ત્રણ વર્ષ ઉપરાંત માદક પદાર્થથી ઉન્મત્ત થયાં હોય, વ્યભિચાર કરતાં હોય—આ પૈકી એક યા અનેક કારણે લગ્ન વિચ્છેદનું હુકમનામું હવે હિન્દુઓ મેળવી શકશે. હિન્દુઓની જે કોમો પોતપોતાના રૂઢિરિવાજ અનુસાર છૂટાછેડા કરતી આવી છે તે તેમ કરશે પણ એ છૂટાછેડા ન્યાયાધીશીમાં નોંધાવવા પડશે.

---

**સાભાર સ્વીકાર :**

(૧) નવયુગ (આઠવાડિક): તંત્રીઃ રા. મુલચંદ કે. મજીઠીઆ. વર્ષ ૨; અંક ૧૩. (૨) Money-Making: પ્રકાશકઃ આર. કે. એમકા. મે ૧૯૩૧. (૩) અભ્યુદયઃ યૌવન અંકઃ તંત્રીઃ રા. ડાહ્યાભાઈ છગનલાલ માસ્તર. પુ. ૧; અંક ૨ જો. (૪) સહકારઃ તંત્રીઃ રા. ચતુરભાઇ વિ. પટેલ. વર્ષ ૧; અંક ૩. (૫) શ્રી સુરત જૈન વીશા ઓશવાલ યુવક મંડળ પત્રિકા ૩ જીઃ તંત્રીઃ રા. બાબુભાઇ પ્રે. ઝવેરી. (૬) યુવકઃ તંત્રીઃ રા. ચુનીલાલ પુ. શાહ અને રા. મોહિનભાઇ આ. પટેલ. વર્ષ ૧; અંક ૧. વધારા સાથે (૭) સર હરકીશનદાસ હોસ્પીટલઃ છઠ્ઠો વાર્ષિક રીપોર્ટઃ ૧૯૩૦. (૮) શ્રી જૈન વીસા ઓશવાળ કલબઃ પંદરમા વર્ષનો અહેવાલઃ ૧૯૩૦-૩૧. (૯) શ્રી લોહાણા સ્નાતક મંડળઃ ચોથા વર્ષનો અહેવાલઃ ૧૯૨૯-૩૦. (૧૦) શ્રી નડિયાદ હિન્દુ અનાથાશ્રમઃ દ્વૈવાર્ષિક રીપોર્ટઃ ૧૯૨૮-૩૦.




પુસ્તક ૧૬મું ] ઑગષ્ટ ૧૯૩૧ [ અંક ૬ઠ્ઠો

# વર્ષા

ઘનઘેરાં હો ! વાદળાને તીર,
મન્દ મન્દ વર્ષા ઝુલે રે.
નાચે હૈયું ને નાચતું મંદિર,
મન્દ મન્દ વર્ષા ઝુલે રે.

પાંખો ચડાવી અનિલ ફેને ઉછળતું,
સરવરીયું મારૂં સોહામણું હો ! બ્હેન !
ડોલે કમળિની ઉરપાંખડી ડોલંતી,
ડોલંતા બ્રહ્મના પરાગ,
મન્દ મન્દ વર્ષા ઝુલે રે.

ઓાળાઓ ઉઘાડે રંગ ચેતના પતંગના,
ઇન્દ્રધનુ આંખડી ઉઘાડતું હો ! બ્હેન !
હુંયે ઉઘાડું મારા ઉર તણી આંખડી,
નિહાળું વિશ્વના ઉંડાણ,
મન્દ મન્દ વર્ષા ઝુલે રે.

ઘનઘેરાં હો ! બાદળાને તીર,
મન્દ મન્દ વર્ષા ઝુલે રે.

—ઇન્દુમતી

# જરા ધીરી

ધૉરી, ધૉરી, ધૉરી, અલી !
મધૂર ઝ્હોરતી કળી :

હિંચન્તિ વેલહિંચકે હસન્તિ કાં વળી વળી !
વસન્તિકા ! વસન્તરાજ આજ શું ગયો મળી ?
મધૂર ઝ્હોરતી કળી :
—ધૉરી.

ફુંફાળ લીધ ફૂંફું, શું સુધાકરે સુગન્ધની ?
કે પાંખડીનાં પોપચાંને, ચન્દ્ર પાય ચન્દની ?
મધૂર ઝ્હોરતી કળી :
—ધૉરી.

મહીલિ ! તૂજ હોઠૉમાં કલા શી કામણે કળી ?
કહેનૉ કંઇક તો : ન છેક થા અબોલ પૂતળી :
મધૂર ઝ્હોરતી કળી :
—ધૉરી.

ખૉલે ધૉમે ધૉમે, ને શીદ ખેલતી ઉતાવળી ?
શૉ આજ મસ્તી આવડી ? કુમારિકા ઓ કૂમળી !
મધૂર ઝ્હોરતી કળી :
—ધૉરી.

ઝઝૂમતી જો વાકળે નમેરી નીલ વાદળી !
હિમાય રૂપ : કે કદી દબાઉ દીલ વીજળી !!
કુમારિ કૂમળી કળી !
—ધૉરી.

ધૉરે, ધૉરે, ધૉરે મધુર ઝ્હોરિયે કુંળી કળી !
ને ફોરિયે તો, દેવની થવા સુહાગિ અંજલિ :
રખે ન ડંખ દે અલિ !
ધૉરી, ધૉરી, ધૉરી અલી—
કુમારિકા ઓ કૂમળી !

—કેશવ હ. શેઠ

# શ્રીમતી જ્યોત્સ્નાબ્હેન શુકલ

## એક સંસ્કાર ચિત્ર

લેખકઃ રા. શરદ દેસાઇ

[ નોંધઃ ગયા અંકમાં અમે કરેલી વિનતિ મુજબ શ્રી. જ્યોત્સ્નાબ્હેન શુકલનું આ રેખાચિત્ર અમને મળ્યું છે. આ રેખાચિત્રમાં ફક્ત તેમના જાહેર જીવન વિષેજ ઉલ્લેખ થયો છે. એટલે અમને પૂરો સંતોષ નથી થતો. એમના કૌટુમ્બિક જીવન વિષે કોઇ બ્હેન યા ભાઇ સાચી હકીકત આપે એમ અમે ઇચ્છીએ છીએ. તંત્રીઃ ]

શક્તિ કોઇ દિવસ જોઇ છે? એને જોયા પછી, એનો પ્રભાવ પિછાન્યા પછી; એના અનુભવમાં આવ્યા પછી એને કોઇ શીર નહિ નમ્યું હોય એમ બને ખરૂં? સર્વદેશીય શક્તિનો વિકાસ એમનામાં છે. એમના જીવનનો, એ આત્માની શક્તિનો જ્યાં કોઇ પણ વ્યક્તિને આછો અધૂરો પરિચય થાય ત્યાં તે શીર સ્વાભાવિક ભાવભર્યું એમને નમેજ. એમનાં વ્યક્તિત્વનો સાચો પ્રભાવ એમના પરિચયમાં આવ્યા પછી જ માલમ પડે છે.

ઘણે ભાગે Disorderly ( અસ્તવ્યસ્ત ) કાળા વાળ, ઘઉંવર્ણું, લાંબું, બેસી ગયેલું મ્હોં, કાળી ચળકતી, મોટી આંખો, એવાં એ જ્યોત્સ્નાબ્હેનને જોતાં એમ થાય કે એ ક્રાન્તિવાદી હોવાં જોઇએ. એમના ચહેરા પર તરવરતી એ 'ભયંકર-રમણીયતા' ભાળ્યા પછી એમને વિપ્લવવાદી કહ્યા વિના કેમ ચાલે? એમનું જીવન જાણીએ ને 'એમને ક્રાન્તિપ્રિય છે' એમ નહિ કહિયે તો એમને અન્યાય થયોજ કહેવાય. રૂઢીચુસ્તોને એમનું ક્રાન્તિપ્રિય જીવન કડવું લાગે છે, પણ સામાજીક કે રાજકીય ક્ષેત્રમાં ક્રાન્તિ વિના ક્યાં શાન્તિ મુક્તિ છે. રૂઢીચુસ્તો રવડશે; ક્રાન્તિવાદીઓ મુક્તિને મળશે.

Revolt and you will be free ( બંડ કરો તોજ તમે સ્વતંત્ર થશો ) એ સૂત્ર એમનાં જીવનમાંથી સહજ શીખવા મળે.

થોડાક લાંબા સમયની વાત છે. એક વ્હાણે પોળને નાકે અમે બે મિત્રો વાતો કરતા ઉભા હતા. સામેથી હાથમાં થોડાંક કાગળીયાંઓ લઇ એક બ્હેન ચાલ્યાં આવતાં હતાં. એ નજીક આવ્યાં ને મ્હારો મિત્ર એમની જોડે વાતે વળ્યો. ઘણીક વાતો કરી

એ ચાલ્યાં ગયાં. મેં મ્હારા મિત્રને પૂછ્યું, 'એ કોણ?'

'ખબર નથી? મુર્ખા! 'સુદર્શન'ના માનદ તંત્રી જ્યોત્સ્નાબ્હેન!' એણે ઉત્તર આપ્યો. હું તો ડઘાઇજ ગયો. ખરૂં કહું? આ પહેલાં અનેક વખત એમનું નામ કાને પડેલું ને આંખે ચઢેલું; પણ કાને પડેલાં ને આંખે ચઢેલાં નામવાળાં જ્યોત્સ્નાબ્હેનની મુર્તિ આવી નહિ કલ્પેલી. વાતમાં ને વાતમાં મ્હારા એ મિત્રએ કહેલું મને સાંભરે છે. "I would be proud if I had a mother like Jyotsnaben!" (જ્યોત્સ્નાબ્હેન જેવી મા મ્હારે હોત તો હું મગરૂર થાત!)

૧૫ મી મેનો દિવસ હતો. ધરાસણાના અંગરો પર પૂજ્ય બાપુજીના સૈનિકોએ ધાડ પાડવા કમ્મર કસી હતી. હું પણ જોવા ગયેલો. પાછા વળતાં સાથે જ્યોત્સ્નાબ્હેન હતાં. ઘણાક યુવાન, મુરબ્બીઓ, હું ને જ્યોત્સ્નાબ્હેન. વાહન ઘણું શોધ્યું પણ નહિ જડયું. આકાશે બરાબર મધ્યાન્હનો સુર્ય તપતો હતો. માથું ફાડી નાખે એવા એ તાપમાં ચાલતાં જ્યોત્સ્નાબ્હેનને જોઇ એકજ ખ્યાલ આવેલો ને તે એ કે 'ગુજરાતણોને પણ સોંહણુ થતાં આવડે છે.' ને તેમાં 'ફુલની કળી સમ સુકુમાર સુરતની રમણી-' ઓમાંનાં એક બ્હેનને બળબળતા બપોરે યુવાનને શરમાવે એટલી ઝડપે ચાલતાં જોયાં. આવાં એ બ્હેનની શકિતનો ખ્યાલ શબ્દો શી રીતે આપે?

ગુજરાતી પત્રકારિત્વમાં બુદ્ધિમાન વર્ગને સંતોષવા એક સાપ્તાહિક સુરતમાં શ. બહુભાઇને તંત્રીપદે શરૂ થયેલું. ટુંક સમયમાં એનાં માનદ તંત્રી જ્યોત્સ્નાબ્હેન થયાં. ને પછી, બાપુજીએ ભારતમુકિતયજ્ઞ આર્ંભ્યો. જે રાજ્યપર કદી પણ રવી નથી આથમ્યો એના સંચાલકોને ઓશકિતના હાથ હેઠળ ચાલતાં એ 'સુદર્શન'નો ભય લાગ્યો. કદાચ સુર્ય આથમવાનો સમય એ લાવે એમ ધારી કાયદાની કલમો ગોતી એનું પ્રકાશન સમેટી લેવાની એમને ફરજ પાડી. પણ એના તંત્રીના દેશભકિતના અણનમ કોડ, આઝાદીની અજોડ તમન્ના, દાબી દેવાને કાયદાશાસ્ત્રીની કોઈ પણ કલમ કયાંથી જડે? જ્યોત્સ્નાબ્હેને છડેચોક સ્વાતંત્ર્યયુદ્ધમાં ઝંપલાવ્યું-કાયદાભંગની ચળવળમાં એમણે પ્રાણ પરોવ્યા.

પરદેશી કાપડ દ્વારા હિન્દના પરદેશ તણાતા કરોડો રૂપિયા, એટલે હિંદમાં ચાલતી એ સુધરેલી, ભયંકર ચુસણનિતી, એટલે ભારતબાળોને માલમિલકત વિનાના કરવાની એ રાજ્યકર્તાઓની ચાલબાજી સામે મોરચો માંડવા કમ્મર કસી, ને એ બહિષ્કાર સમિતિના મંત્રી થયાં.

સુરતમાં કોલેજોના ભારતપુત્રોને કોલેજમાં જતા અટકાવવા 'વિદ્યાર્થી સંઘ' સ્થપાયો. તેમાં એ બીજાં પ્રમુખ ચુંટાયા. પછી સુરતને આંગણે વિદ્યાર્થી પરિષદ ભરવાનું નક્કી થયું. એ વખતનું એમનું ઘર એટલે 'વિદ્યાર્થી આશ્રમ' એમ કહ્યા વિના નહિ ચાલે. બે ચાર વિદ્યાર્થીઓની વચ્ચે બેસી વાત કરતાં એ જ્યોત્સ્નાબ્હેનને જોતાં આનંદ પડે. બે ચાર વિદ્યાર્થીઓને કોઈ વાતનો નિવેડો લાવવો હોય તો બધાજ એક અવાજે કહે: 'ચાલો! બ્હેનને ત્યાં જઇએ; એ કાંઈ કરશે.' 'ચાલો! બ્હેનને પુછીએ.' યુવાનોને સમજી સાચો માર્ગ બતાવવા જેટલી શકિત એમનામાં છે. યુવાનોને એ ઓળખે છે. એ હ્રદયોને એ પિછાને છે. એમની અભિલાષાઓને જાણી, એમના કોડોને પિછાની એમને કયે માર્ગે દોરવા એવું એમને પુરતુ જ્ઞાન

છે. યુવાનોને સાચો માર્ગ બતાવવામાં એ પ્રાણની પરવા કર્યાં વિના આગળ વધી શકે છે.

સુરતમાં 'જવાહરદિન' ઉજવવાનું નક્કી થયું. પણ એ ઉજાણીમાં એ ઝડપાયાં. ત્યારે તો એમને થોડા કલાકમાંજ પાછાં વિદાય કર્યાં; વળી પાછાં પાંચમી જાનેવારીએ ' ગાંધી કારાવાસ દિન ' ઉજવતાં એ ઝડપાયાં. એ ' દેશસેવિકા સંઘ 'નાં પ્રમુખ હતાં. પ્રમુખની શકિતને દાબી દેવા એમને બસો રૂપિયાનો દંડ થયો. પણ એ બસો રૂપિયા એમને સ્વાતંત્ર્યયુદ્ધમાંથી ઘેર બેસાડવા શકિતમાન નહિ નિવડયા.

સોલાપુરનો મામલો કોને ન સાંભરતો હોય? દેશભરમાં હાહાકાર વરત્યો. સુરતની પ્રજા પણ એમાં ફાળો આપવાનું કેમ ચુકે? " વિદ્યાર્થી સંઘે ' ' સોલાપુર-દિન ' ઉજવવાના જાહેરનામાઓ કાઢયાં. રાજ્યના પ્રતિનિધીઓને જાણ થઇ. ત્યાં તો ૧૪૪-નું દમનાસ્ત્ર ફેંકાયું, પણ અન્યાય સામે ઉભાં થયેલાં રૂવાંટાઓને કોણ દાબી શકે ? કાયદાના અમલ કેટલા કટકા પ્રજાએ કર્યા. ' વિદ્યાર્થી-સંઘ ' ના પ્રમુખને બીજે દિવસે સમન્સ મળ્યો. પણ ત્યાંતો વળી પાછો 'સોલાપુર-દિન' ઉજવવાનું નક્કી થયું. પણ એ દિવસને વ્હાણે જ્યોત્સનાબ્હેનને સરકારના માણસો આવી પકડી ગયાં. આખો દિવસ અટકાયતમાં રાખી રાત્રે એમને મુક્ત કર્યાં. ત્યાર પછી લાંબા કાળ સુધી એમના પર કેસ ચલાવ્યો ને ૧૮૮, ૧૧૭ ને ૧૭ એકના આધારે એમને અડધા વરસની સજા કરી. 'ઇન્કીલાબ-ઝીન્દાબાદ' ને ' જ્યોત્સના-બ્હેન-ઝીન્દાબાદ 'ના અવાજો વચ્ચે જ્યારે એમને સાબરમતી લઇ જતી ગાડીને ઉપડવાને ટુંક સમય હશે ત્યારે ' યુવાન બંધુઓને તૈયાર કરી મોકલજો-જલદી આવજો. હું ત્હમારે માટે જગ્યા સાફ કરી રાખીશ. ' આવું એક ભાઇને કહેતાં એમને સાંભળ્યા હતાં. જેવાં છે તેવાં એ મુકિત માટે મરવા તૈયાર છે.

ગૂજરાતી સાહિત્યમાં જે કાંઇ એમણે કર્યું છે, તેનાથી સાહિત્યરસિકો અણજાણ નજ હોય ?

જગે બસ ચેતન પ્રગટાવું,
રસે બસ ! મસ્ત જગત બનવું.
પ્રજાનું કષ્ટતિમિર ટાળું,
જગે નવચેતન પ્રગટાવું.
મ્હારે એકજ એ અભિલાષ.
સુતેલા સૌ વીર ઉઠાડું,
સુન્દરીઓનાં ઓત્વ જગાડું.
કુસુમ સમા બાળક વૃદ્ધોને,
દેશભકિત શીખવું.

આ એમના અનેક લખાણોમાંના એકનો અડધો ઉતારો. આ સિવાય એમણે ઘણું લખ્યું છે ને લખે એટલીજ આશા.

એમને અતડા રહેતાં તો આવડતુંજ નથી. એમની સાથે વાતો કરતાં કાંઈ શીખવાનું મળે છે. કાંઇ એમની પાસે જાણી જીવનમાં ઉતારવાનું લાધે છે.

ભારતે આવી શકિતઓ અનેક અવતરે, અમર-તપે ને એ શકિતનો ઉપયોગ ભારત ઉન્નતિ માટે થાય એટલીજ આશા.



# એશીઆમાં સ્ત્રીજાગૃતિ

## આંતર રાષ્ટ્રીય ભાવનાનો વિકાસ

લેખક: " વિનોદ "

હિંદુસ્થાનમાં છેલ્લી ચાર દસકીમાં અગર વાસ્તવિક રીતે રાજા રામમોહનરાય અને સ્વામી દયાનંદના પ્રયાસોથી માંડીને આજ સુધીમાં સ્ત્રીઓની સામાજિક ઉન્નતિ માટે ઠીકઠીક પ્રયત્નો થયા હતા પરંતુ જાહેર જીવનમાં અને ખાસ કરીને રાજકીય પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓએ પહેલીજ વાર ગયા સ્વાતંત્ર્ય-સંગ્રામમાં આવો સક્રિય ભાગ લીધો. એ જાગૃતિ–એ કાર્યદક્ષતાએ જગતને ચકિત કર્યું; જગતે આજે તો એ જાગૃતિને વધાવી છે અને યુદ્ધવિરામ પછી ઇંગ્લાંડ અને અમેરિકાના સ્ત્રીસમાજ ખાસ સભાઓ ભરીને ગયા સંગ્રામમાં હિંદુસ્થાનની સ્ત્રીઓએ ભજવેલા સ્તુત્ય ભાગની પ્રસંશા કરી હતી. સ્ત્રીઉન્નતિના કોઇ પણ અંગ કરતાં મનુષ્યકલ્યાણ માટે આ આંતરરાષ્ટ્રીય ભાવનાનો વિકાસ એ અત્યુપયોગી અંગ ગણાવું જોઇએ. એશીઆમાં સ્ત્રીજાગૃતિનો જન્મ પશ્ચિમના દેશો કરતાં મોડો થયો એ સાચું છે પરંતુ ગયા યુદ્ધમાં આપણે જોયું કે એ જાગૃતિ મોડી હતી છતાં એટલીજ સચોટ અને ઉગ્ર હતી. પશ્ચિમ અને ખાસ કરીને ઇંગ્લાંડની મહિલાઓની સ્ત્રીપ્રવૃત્તિનું સ્વરૂપ આપણા દેશ કરતાં જુદું છે. આપણા દેશમાં ગાંધીજીએ આખાયે રાજકીય ચળવળને પહેરાવેલ અહિંસાના સ્વાંગને પરિણામે સ્ત્રી-પ્રવૃત્તિ પણ શાંત અને અહિંસાત્મક રહી છે. એ એની ખાસીયત છે. મીસીસ સીલ્વીઆ પૅન્કહર્સ્ટ, અને એમની પુત્રીની સરદારી હેઠળ ઇંગ્લાંડની મહિલાઓને કેવળ મતાધિકાર મેળવતાં નવનેજા પાણી ચઢયાં હતાં. પણ મહિલાઓની એ જમાતને તો હિંસાત્મક પંથે ચઢવામાં વાંધો નહોતો એટલે પ્રધાનો અને રાજસભાના અન્ય સભ્યો એમના રોષમાંથી બચવા પામતા નહિ. એમનાં ઘર પણ એ રોષ આગળ સલામત નહોતા. એમણે તો રાજ્યાધિકારીઓને તોબા પોકરાવી હતી. એ સઘળાનું પરિણામ તો સફળતામાં જ આવ્યું. આજે સ્ત્રીચળવળની એ ઉગ્રતા તો બધેથી જ લગભગ અદૃશ્ય થઇ છે. શકય છે કે જગત્ અનુભવે નવા પાઠો શીખ્યું હોય.

આજે આપણે સામાન્ય સ્ત્રીજાગૃતિનું એક પ્રચંડ મોજું આખા એશીયાની સપાટી પર ફરી વળેલું જોઇએ છીએ. સ્ત્રીઓની સામાજિક ઉન્નતિ તો સર્વત્ર થઇ છે જ પણ તુર્કસ્તાન જેવા દેશમાં તો રાજતંત્રની ઉથલપાથલમાં એ દેશની મહિલાઓએ બહુજ મહત્વનો ભાગ ભજવ્યો છે અને દશ વર્ષ પરનું તુર્કસ્તાન–દશ વર્ષ પરની એ તુર્ક

મહિલાં આજે રહ્યાં જ નથી એમ જોનારને લાગે છે. મીસર અને હિંદમાં પણ સામ્રાજ્યવાદની ફચડી નાંખતી ધુંસરીને ફગાવી દેવા મંડાયલા રણાંગણમાં મહિલાઓ નિડરપણે ઘુમવા લાગી છે. જાપાન તો આજે સ્વતંત્ર દેશ છે એટલે સ્વતંત્ર દેશની સ્વતંત્ર મહિલાઓ તરીકે એ દેશની સ્ત્રીઓની પ્રગતિ ત્વરિત્ વેગવાન્ હોય એ સ્વાભાવિક છે. આ બધાં સર્વોદયનાં શુભ ચિન્હો છે એનો કોઇ અસ્વીકાર નહિ કરે.

## તુર્કસ્તાન.

સુધારાની આ હીલચાલને મોખરે તુર્કસ્તાનની મહિલાઓ છે સૈકાઓ સુધી એ મહિલાઓ બંધ ઘરોમાં પુરાયલી, મુસ્લીમ રિવાજને કારણે પડદા પાછળ સંતાયલી રહી; બુરખો એમનો સદાનો સાથી. બુરખા વિના રસ્તા પર ફરવાની વાત તો બાજુએ રહી, પરંતુ બહુજ નજદીકના સંબંધીઓ સિવાય કોઇની સમક્ષ આવી શકાયજ નહિ. મહા યુદ્ધ દરમ્યાન પ્રજાએ આ શક્તિનો ઉપયોગ કરવા ધાર્યું અને અનેક ક્ષેત્રોમાં ખાસ કરીને દવાખાનાઓમાં અને અન્ય સેવાના ક્ષેત્રોમાં એમની સેવા સ્વીકારાઇ. એના પરિણામે પાછળથી અન્ય ક્ષેત્રોમાં એમનો પ્રવેશ સરળ થયો. સત્તા પર આવનાર 'તરૂણ તુર્ક' પક્ષે તુર્કસ્તાનને જીવવું હોય તો યૂરોપીય દેશોને પગલે ચાલે જ છૂટકો છે એ નિરધાર કરી લીધો; આમાં સ્ત્રીસ્વાતંત્ર્યનો સમાવેશ થતો હતો. તુર્કસ્તાનના તારણહાર મુસ્તફા કમાલ પાશાએ સર્વથી પહેલાં એક ઘોષણા દ્વારા એ દેશની મહિલાઓને પડદાના બંધનમાંથી અને અનેક સ્ત્રી કરવાની પુરૂષની સ્વચ્છંદતામાંથી-શોકના સાલમાંથી મુક્ત કરી. ખલીફાના કેન્દ્રસ્થાનમાં પડદો ગયો-ખીલાફતના રક્ષણાર્થે ખુવાર થવાની વાતો કરનાર હિંદના મુસલમાનો હજી એ નષ્ટ કરી શકયા નથી; અને આજે કોણ નથી જાણતું કે હિંદમાં પડદો તો મુસલમાન રાજતંત્રની હિંદને ભેટ તરીકે મળ્યો છે. નવા રાજતંત્રે તુર્ક સ્ત્રી પુરુષોના સમાન હક્કનો સ્વીકાર કર્યો,

આ સઘળા સુધારામાં તુર્ક મહિલાઓને પુરૂષોનો સંપૂર્ણ ટેકો છે. આજે અનુભવના પરિણામ તુર્ક અગ્રગણ્યો એ સ્વીકારે છે કે "તુર્કસ્તાનના પછાત પણાનું કારણ ત્યાંની મહિલાઓને પછાત રાખવામાં રહ્યું હતું અને સામાજિક કે રાજકીય ઉન્નતિનું પ્રથમ પગથીઉં સ્ત્રીઓને પોતાના સમાજ-જીવનમાં ધસડવામાં રહ્યું છે. સંસ્કૃતિના અંકુરો ભાવનાની સંસ્કારિતામાં, વિચારની ઉન્નતતામાં અને ચારિત્ર્યની પવિત્રતામાં સમાયાં છે અને જ્યારે સમાજમાં સ્ત્રી પુરૂષો છૂટથી હળેમળે ત્યારેજ સમાજનું સંસ્કારિતાનું એ ધોરણ ઉંચું આણી શકાય."

આ ઓચળવળને મોખરે ત્રણ મહિલાઓ હતીઃ એક શ્રીમતિ લતીફા હાનુમ, સેદ્દમા એકરને અને હાલીદે હાનુમ. આમાંથી હાલીદે હાનુમ કેવળ એક કેળવણીકારજ ન્હોતી પરંતુ લશ્કરમાં પણ એણે ઉંચો હોદ્દો ભોગવ્યો

છે. * એણે એકલે હાથે તુર્ક સ્ત્રીની ઉન્નતિ માટે જેટલું કાર્ય કર્યું છે એટલું અન્ય કોઇ સ્ત્રીએ કર્યું નથી. ઇ. સ. ૧૯૧૬ માં તુર્ક મહિલાએ યુનીવર્સિટીમાં પ્રવેશનો હક્ક મેળવ્યો અને એ મળેલી તકનો એવો તો સદુપયોગ કર્યો કે આજે જ્યાં ને ત્યાં વ્યાપારમાં, શિક્ષણસંસ્થાઓમાં, નાટ્યગૃહોમાં, અદાલતોમાં અને રેલ્વેમાં–તુર્ક મહિલાઓ કામ કરતી માલુમ પડે છે. પશ્ચિમના ફ્રોકમાં સજ્જ થયેલી, પશ્ચિમની ઢબે વાળ 'બૉબ' કરાવેલ એ મહિલાઓ જે છૂટથી કલબોમાં વિહરે છે તે જોતાં ઇ. સ. ૧૯૧૪ પહેલાંની એ બુરખાવાળી તુર્ક મહિલા હોય કે કેમ એ શંકા જરૂર થાય. આજે તુર્કસ્તાનમાં એની કોઇ ટીકા સરખી નથી કરતું. એક દસકામાં મુસ્લીમ રૂઢિમાં જકડાયેલ આ સ્ત્રીસમાજે સાધેલી પ્રગતિ આશ્ચર્યજનક છે.

## મીસરની મહિલા.

મીસર ધરતી તળ પર બીજો એક હતભાગી દેશ છે કે જે બ્રિટનના સામ્રાજ્યવાદના સકંજામાં સપડાયો છે અને સામ્રાજ્યવાદની જે ઝેરીલી વરાળ એને ગુંગળાવી રહી છે તેમાંથી મુક્ત થઇ સ્વતંત્રતાનો દમ ખેંચવા, ભગીરથ પ્રયત્ન છતાં, હજી સફળ થયું નથી. એ દેશમાં સ્વાતંત્ર્યસંગ્રામમાં ત્યાંની સ્ત્રીઓએ નાનોસનો ફાળો નથી આપ્યો. એ ફાળો આપણી સ્ત્રીઓના ફાળા કરતાં વધુ જ્વલંત છે. કેરો નગરની સ્ત્રી આધુનિક વિચાર અને જગતની પ્રવૃત્તિઓથી વિશેષ પરિચિત છે અને એનું માનસ વિશેષ બહોળું અને ઉત્કૃષ્ટ છે. એ હીલચાલની નેતા મૅડમ હોડા શીરૌઇ પાશા એક સંસ્કારી, કાર્યદક્ષ અને ખૂબજ આકર્ષક મહિલા છે. એમણે સૌથી પ્રથમ પડદાનો ત્યાગ કર્યો. જે દેશમાં હજી પણ પડદો ખૂબ પ્રચારમાં છે અને જેનું વાતાવરણ ઇસ્લામી રૂઢિચુસ્તતાથી છવાયેલું છે તે દેશમાં એ ઓછી હિંમતનું પગલું ન કહેવાય. આજે મૅડમ શીરૌઇના 'દરબાર'માં સ્ત્રી પુરુષો દેશોન્નતિનો વિચાર કરવા એક સરખી છૂટથી ભેગાં મળે છે. આ સ્ત્રી હીલચાલની મંત્રી શ્રી. ઇરિશાન આહમદ શકીર એ પણ એક બીજી એટલીજ બાહોશ, ચારિત્ર્યશીલ મહિલા છે. એ એક ઉત્તમ લેખકજ નહિ પરંતુ અભ્યાસક પણ છે અને એની હિંમત તો બેહદ છે. થોડાક વર્ષ પર મૅડમ શકીરે બૈરટની અમેરિકન યુનીવર્સિટીમાં દાખલ થવા પોતે સીરીયા જનાર છે એમ જાહેર કર્યું ત્યારે કેરોમાં સણસણાટી પ્રસરી રહી હતી; કારણ આ વિશ્વવિદ્યાલયમાં દાખલ થનાર આ પ્રથમ મુસલમાન મહિલા હતી. એના વર્ગમાં એ એકલીજ સ્ત્રી હોવા છતાં એ ડગી નહિ અને ચાર વર્ષ એણે ત્યાં ગાળ્યા. બૈરટમાં અભ્યાસ પૂરો કરીને એણે કેમ્બ્રીજમાં વધુ અભ્યાસ માટે જવાનો વિચાર કર્યો પરંતુ શિક્ષણખાતાએ એ માટે એને પાસપોર્ટ ( પરવાનો ) ન આપ્યો.

આ મહિલાઓએ ઇજીપ્ત ( મીસર )ના સ્વાતંત્ર્યયુદ્ધમાં એટલોજ અગ્ર ભાગ લીધો છે અને હજી લે છે. મીસરના શીરતાજ સ્વ. ઝગલૂલ પાશાના પત્નિ તો આજે મીસરના સંગ્રામને મોખરે છે અને પોતાનાં વૈધવ્યને દેશસેવા વડે અને પોતાના પતિનું ખાલી પડેલું સ્થાન સાચવીને સાર્થક કરી રહ્યાં છે. મીલ્નર મીશન મીસર ગયું ત્યારે એનો સફળ બહિષ્કાર મુખ્યત્વે મીસરની નારીઓને આ-

---

* હાલીદે હાનુમ સંબંધી વિસ્તૃત લેખ, 'ગુણસુંદરી'ના દેશસેવિકા અંકમાં આવ્યો છે, અંગ્રેજી જાણનારે એ વિદુષીના 'My Memoirs' અને 'Turkey's Ordeal' નામના આત્મકથાના બે ભાગ વાંચવા જેવા છે. ઉપરાંત હમણાં નવું બહાર પડેલું 'Turkey faces Europe' નામનું પુસ્તક પણ મનનીય છે.



ઉપનગર જીલ્લાના તાડીના ઝાડોના લીલામ પ્રસંગે બાંદરામાં કલેકટરની ઓફીસ આગળ ચોકી




દારૂ-તાડીના પીઠાં પર ચોકી કરતી દેશસેવિકા બ્હેનો

ભારી હતો. એમણે ટ્રામોનો કબ્જો લીધો, સખ્ત હડતાળો પડાવી, મીલ્નરને આંગણે ચોકી કરી અને મીલ્નરને આવ્યો એવો પાછો કાઢયો.

મીસરની મહિલાઓના કાર્યક્રમમાં અનેક-દેશીય નાગરિક પ્રગતિનાં પગલાંઓનો સમાવેશ થાય છે. વધારે શાળાઓ ઉઘડાવવા અને આજે રાજ્યની આવકના બે ટકા ખર્ચ એમનાં શિક્ષણ પાછળ થાય છે તેને વધરાવવા સતત પ્રયત્ન કરી રહ્યાં છે. એમને કન્યાઓને માટે પણ ફરજીઆત કેળવણી જોઇએ છે. અલ્-અઝહારના મહાન્ વિશ્વવિદ્યાલયને આધુનિક પદ્ધતિ પર મૂકવાની એમની માંગણી ચાલુ છે. એમણે દવાખાનાંઓ ઉઘાડયાં છે. એ પુરૂષોનાં જેવાજ સમાન હક્કોનો અભિલાષ ધરાવે છે. એમની ચળવળની શરૂઆતમાંજ કુરાન ચાર સ્ત્રીઓ કરવાની છૂટ આપતું હોવા છતાં અનેકસ્ત્રીપ્રતિબંધક નિયમ એમણે ઘડી લીધો હતો. કુરાનના ફરમાનની વિરૂદ્ધનો આ કાયદો પસાર કરાવવો અશકય હતો એટલે એમણે બીજી પત્ની હોય એવા કોઇ પણ પુરૂષને પોતાની છોકરી ન આપવાનો નિશ્ચય કરી એ કાયદાના અમલની ખાનગી ગોઠવણ કરી લીધી. મીસરની સ્ત્રીઓ પુરૂષ અને સ્ત્રી ઉભયને માટે નીતિનું સમાન ધોરણ વાંચ્છી રહી છે. વિશ્વમૈત્રી એ આ સ્ત્રીજાગૃતિનો પ્રથમ આદેશ છે.

## સીરીયાની "જગદંબાઓ"

સીરીયા જેવા ખૂણાના મૂલકમાં-મુસલમાનના અભેદ્ય કિલ્લામાં પણ આ સ્ત્રીજાગૃતિ પ્રવેશી ગઇ છે, સીરીઆ મનુષ્યતવારીખનું પુરાણું સ્થાન છે; અને ત્યાં બહુજ ઉગ્ર સ્ત્રી-સુધારકો મળી આવે છે ત્યાંની દીલચાલની અગ્રેસર છે કુમારિ નાઝીક અબેદ. એ બાનુ ડમાસ્કસનાં છે. એ એક અતિ પ્રતિભાશીલ વ્યક્તિત્વવાળી યુવતિ છે. એ આચાર અને વિચાર બેઉમાં બહુજ સ્વતંત્ર ખવાસનાં છે. નાઝીક અબેદે અરબી વિપ્લવમાં બહુ સક્રિય ભાગ લીધો હતો. એ વિપ્લવમાં હાલના ઇરાકના રાજા ફૈઝલ પણ અગ્ર નેતા હતા. પોલીસની ડખલગિરી અને પત્રો અને વર્તમાનપત્રો ઇત્યાદિ ઉપર જાપ્તો એ તો સીરીયામાં એની અંતિમ કક્ષાએ પહોંચ્યાં છે. છતાં પણ કુમારી અબેદ તો એને માર્ગે ધપાજ જાય છે. સ્ત્રીઓના સમાન હકની નિડરપણે એ હિમાયત કરી રહ્યા છે. હજી એમની અભિલાષાઓ પાર પડી નથી; છતાં રાષ્ટ્રના કારભારમાં પોતાનો અવાજ સંભળાવી રહેલ છે, અને ટુંકમાં થોડા ઘણા હકકોની પ્રાપ્તિની આશા રાખે છે.

આ ચળવળની જ્વલંત ચિણગારીશી અગ્રણિ આખી અરબ જાતની સુવિખ્યાત સ્ત્રી-તંત્રી અને લેખિકા, મૅડમ જુલીઆ ડેમેસ્કીક છે. એનું 'નવાયુગની સ્ત્રી' એ માસિક આખા અરબ જગતમાં-એટલે મીસર, સીરીયા, મેસેપોટમીઆ, ઇરાન, તુર્કસ્તાન, અરબસ્તાન અને પેલેસ્ટાઇન સુદ્ધાંમાં સૌથી વધુ ફેલાવાવાળું અને લોકપ્રિય માસિક પત્ર છે. મૅડમ ડેમેસ્ક્ક એ ઉપરાંત એક રાજકીય સાપ્તાહિકના તંત્રી છે અને એમની દેખરેખ હેઠળ એનું આખું તંત્ર ચાલે છે. એમાં સ્ત્રીજીવનનાં અતિ મહત્વના પ્રશ્નોની સુંદર ચર્ચા કરવામાં આવે છે; એટલુંજ નહિ પણ ફ્રેન્ચ અને બ્રિટિશ મેન્ડેટ અને લીગ ઓફ નેશન્સની નીતિ, જેવા વિષયો પણ ચર્ચવામાં આવે છે.

દૂરના પૂર્વ દેશમાં ચીન આજે અશાંતિથી ધીકૃધીકી રહ્યો છે. ચીનનો મોટો પ્રશ્ન પરદેશીઓનો પગ દેશમાંથી કાઢવાનો, અને જાપાનના સામ્રાજ્યવાદમાંથી બચવાનો છે. આજે કેટલા વર્ષોથી ચીનના પ્રજાતંત્રને આ

પ્રશ્નના ઉકેલ માટે ભારે મહેનત ઉઠાવવી પડી છે. આજે કેટલાં વર્ષોથી ચીનમાં આંતરવિગ્રહના મંડાણ મંડાયાં છે. અને પરદેશીઓ સ્વાર્થના માર્યા એ વિગ્રહને ફુંકી રહ્યા છે, ચીનની સ્ત્રીજાગૃત્તિનું કેન્દ્ર કેન્ટન છે; અને ચીનના રાષ્ટ્રપતિ ડૉ. સુનયેટ–સેનના પત્નિએ હીલચાલના અગ્રેસર છે. એ ચીનની સ્ત્રીઓને પોતાનું સ્થાન લેવા કેળવણી આપી રહી છે અને પોતાના પતિએ દોરેલા કાર્યક્રમની સફળતામાં સ્ત્રીઓની સહાય માંગી રહી છે. સુન–યેટ–સેનના એક ફરમાનથી સ્ત્રીને પુરૂષના સમાન હકક મળ્યા છે અને એ ફરમાન દર રોજ ચીનની શાળાઓમાં વંચાય છે. સોવીએટ રશીયામાં લેનીનનું જે સ્થાન છે એજ સ્થાન ચીનની જનતામાં ડૉ. સુનનું છે.

### ચીનમાં શિસ્ત

કેન્ટનના સ્ત્રી સૈન્યનું શિસ્તપાલન મરદ જેટલુંજ સખ્ત હોય છે અને ઘણી સ્ત્રીઓ તો પોષાક પણ પુરૂષ જેવોજ પહેરે છે. પીકીંગમાં સ્ત્રી ગુપ્તચરો અને સ્ત્રી પોલીસો છે; દરેકે દરેક ધંધામાં સ્ત્રીઓ જોવામાં આવે છે. ચીનમાં સ્ત્રીચળવળની હજી શરૂઆત છે અને ત્યાં લીપીને લીધે અક્ષરજ્ઞાન જનતામાં એટલો ફેલાવો પામ્યું નથી એટલે જનતા હજી એનાથી અસ્પર્શ રહી છે; જે નવી સહેલી લીપિના પ્રચાર પછી શક્ય બને એવો સભંવ છે. ચીનમાં લખવાની ભાષા એક હોવા છતાં, બોલાતી ભાષાની ભિન્નતાને કારણે વ્યવહારની અને પરિણામે પ્રચારની બહુજ અગવડ છે. જનતા અભણ છે એટલે સ્ત્રીસમાજને પહોંચવાનું કાર્ય બહુ કઠણ છે. ચીનની મહિલાઓ એ માટે ભીષણ પ્રયાસો આદરી રહી છે અને પરદેશીઓનો દેશમાંથી પગ કાઢવાના ચીનના સંગ્રામમાં એમનો હિસ્સો પ્રસંશનીય છે.

### જાપાનની પરિસ્થિતિ

ચીનની સ્ત્રીચળવળના જેવા ઉગ્ર તત્વો જાપાની સ્ત્રીહીલચાલમાં જોવામાં નથી આવતાં. જાપાનની સ્ત્રીઓ કામ તો બહુ જોશથી કરે છે પરંતુ એમનામાં હજી વિનિતતા વધારે જોવામાં આવે છે. ઇ. સ. ૧૯૨૦માં એક "નવા યુગની સ્ત્રીઓનું મંડળ" સ્થપાયું. એનું ધ્યેય સ્ત્રી પુરૂષની સમાનતા છે ખરૂં. આગળ તો એક કાયદો હતો જે વડે સ્ત્રીઓને રાજકીય સભા ભરવાની અટકાયત કરવામાં આવતી; પરંતુ સ્ત્રીઓએ રાજસભામાં હાજર રહેવાની અને ભાષણો સાંભળવાની એવી ચીવટાઇથી માંગણી ચાલુ રાખી કે આખરે ઇ. સ. ૧૯૨૧માં એ સુધારવો પડયો. વિદેશીઓનો ખ્યાલજ એ હોય છે કે પૂર્વ એટલે ધીમી ગતિ. પરંતુ યૂરોપે પાંચ સૈકા જે સાધતાં લીધાં તે જાપાનમાં છેલ્લાં પચ્ચીસ વર્ષમાં સફળતાપૂર્વક સિદ્ધ થયું. પત્ની માટે જાપાનીઝ શબ્દ 'ઓકુસાયા' છે. એનો અર્થ એ થાય છે કે 'આંતરની સ્ત્રી.' ખરેખર ઇ. સ. ૧૯૧૦ સુધી જાપાનીઝ મહિલા એવીજ હતી. આજે એ તદ્દન બદલાઇ ગઈ છે અને દેશની એકેએક પ્રવૃત્તિ પર સ્ત્રીના કુશળ હસ્તની છાપ જોવામાં આવે છે. વૈદકીય ધંધામાં અસંખ્ય સ્ત્રીઓ છે. જાપાનમાં ૧૨૦૦ સ્ત્રી ડાકટરો, ૩૫૦૦ નર્સો, ૫૦૦ દાંતના ડાકટરો અને બીજી અસંખ્ય દવા વેચનારી સ્ત્રીઓ છે. મોટર હાંકનાર તરીકે પણ કામ કરે છે; જ્યારે એક સ્ત્રી તો સ્ટીમરની કેપ્ટન છે, પોતાનું વહાણ આખું એ સંભાળે છે. જાણીતા ચોખાના વેપારી અને સાહુકાર સ્ત્રી મીસીસ સુઝીકીના નાદાર થવાના કારણે તો જાપાનમાં નાણાં સંબંધી ગંભીર સ્થિતિ ઉભી થઇ હતી. આ નાદારી એની વ્યવસ્થાશક્તિની ખામીને પરિણામે ન્હોતી આવી

પરંતુ એના મુખ્ય ગ્રાહક ચીનમાં આંતર-વિગ્રહથી ઉભી થયેલી પરિસ્થિતિના-પરિણામે આવી હતી.

### સ્ત્રીઓના સામાયિક પત્રો

ટોકીઓ શહેરમાં સ્ત્રીઓ અને બાળાઓ માટેના લગભગ ૨૦ માસિકો છે. જાપાની સ્ત્રી ભારે અઠંગ વાંચનાર હોય છે વસ્તીનો ૯૮ ટકા ભાગ શિક્ષિત છે. એ સામાયિકોની અંદર જે જાતનું વાચન આપવામાં આવે છે એ ઉચ્ચ કોટીનું હોય છે અને એ ઉપરથી જણાય છે કે જાપાની સ્ત્રીઓ જગતના પ્રશ્નો અને મનુષ્ય જાતના સવાલોનો કેવી ગંભીરતાથી વિચાર કરે છે. રાજકારણ, ધર્મ, સામાજિક પ્રશ્નો, આરોગ્ય, અર્થ-શાસ્ત્ર, ઇત્યાદિ અનેક વિષયો પૂર્ણ સ્પષ્ટતાથી ચર્ચાવવામાં આવે છે.

દરેકે દરેક દેશમાં સ્ત્રીઓ કુપમંડુકની સ્થિતિમાંથી ઉપર આવતી જાય છે અને પોતાના ઘરની દુનિયા બહાર ડોકીયું કરતી થઇ છે. એમને રાષ્ટ્રની સીમા હવે નડતી નથી. એઓ વધુ વાંચતાં, વિચાર કરતાં, વધુ જાણતાં થાય છે, એમનું દૃષ્ટિ બિંદુ વધુ વિશાળ બન્યું છે. અને આજે એટલું સમજ્યાં છે કે એમના અને જગતની અન્ય સ્ત્રીઓના પ્રશ્નો એકજ છે, એ વિશ્વકુટુંબનું એક અંગ છે. આ ભાવનાએ દૂર દુર દેશોને એકમેકની નજદીક આણ્યા છે એ આજે આપણે અનુભવીએ છીએ. આ તો એશીઆના જૂદા જૂદા દેશની સ્ત્રીજાગૃતિનું કેવળ ટુંક વિહંગાવલોકન છે. હિંદની સ્ત્રીપ્રવૃત્તિ તો આપણી આંખ આગળનો બનાવ છે. એશીઆનો સ્ત્રીસમાજ સફાળો જાગ્યો છે. એ પોતાના નવા આદર્શ વડે, અહિંસાત્મક ભાવના વડે અવળે પંથે ચઢેલા પશ્ચિમને પાછું વાળશે ?

---

## બહેનો અને બાળકેળવણી

[ કાકા કાલેલકર

બાળકેળવણીમાં બધાં જ બાળકો સાથે ભણે. બાળક અને બાળાનો ભેદ ન હોય. અહિંસાના યુગમાં બધાં બાળકોની કેળવણી એક જ ઢબની હોય.

બાળકો અને બાળાઓ સાથે ભણે એમાં આપણે કંઇ ભારે કરીએ છીએ એમ નથી. પણ શ્રમજીવી અને બુદ્ધિજીવી લોકો અને બાળકો એકત્ર ભણે, એક જ જાતની કેળવણી લે એ આજનો મહત્ત્વનો ફેરફાર છે. આજસુધીની સરકારી કેળવણીમાં એ નિયમ હતો પણ એ વાતાવરણ નહોતું. આજે પણ ઉચ્ચનીચભાવ પુરુષોમાં છે તે કરતાં સ્ત્રીઓમાં વધારે છે. સ્વરાજના વાતાવરણમાં એ ભાવ નીકળી જવો જોઇએ. એ જ્યારે નીકળી જાય ત્યારે જ સ્ત્રીઓ કેળવણીના કામમાં ઊતરી શકે. એક વરસની લડતમાંથી આ મોટી વસ્તુ સ્પષ્ટ કે અસ્પષ્ટ રીતે બહેનોના ધ્યાનમાં આવી છે. એ દિશાએ ચોક્કસ પ્રયત્ન થશે ત્યારે જ

# કાણ ઉઘાડે મારી મૂઠી ?

## ( સબરસ સત્યાગ્રહનું રણગીત. )

કાણ ઉઘાડે મારી મુઠ્ઠી, જેની પડખે જગતનો તાત ?
આવી જા પરદેશી સેના, તારામાં છે શી વિસાત ?
જૂલમના વરસો અંગાર:
સૈનિક પાછો નવ પડનાર: ૧

કુદરત ભરતી ખાણે ખાણે, મીઠાના ભરછક ભંડાર:
સાગરને ખોળે ઉભરાતું, સબરસ જાણે મેઘમલ્હાર:
ઇશ્વરના દૈવી આગાર:
તે પર તું શું કર લેનાર ? ૨

મૂઠીમાં લઇ ભારતની, તેત્રીશકોટિ કેરૂં હીર:
શા માટે પરખાવું પાગલ ? કટકે કટકા થાય શરીર.
હું રણઘેલો હું રણધીર:
બતાવ તારૂં સ્થૂલ ખમીર: ૩

માગે તો શિર આપું તુજને, કાયા ફોડી શોણિત દઉં:
નીમકની પણ કણ નહિ આપું, ભલે પછી ફાંસીએ જઉં:
તોપે કે બંદૂકે માર:
મરવાને હું છું તૈયાર: ૪

સામી છાતીએ ઘા ઝીલી, ફુલો જેમ વધાવું હું:
પાશવ અત્યાચારો કરતો, છેવટ નક્કી થાકે તું:
શાંતિનું છે અદકું જોમ:
કેમ ડરાવે કોની સામ ? ૫

પરદેશી હિંસાની તારી, યુક્તિઓ અજમાવી લે:
પેટ ભરી વાપર હથિયારો, અથવા મુક્તિ આપી દે:
સ્વાધિનતા એકજ નિશાન:
જીવન હો તે પર કુરબાન: ૬

—મોહિનીચન્દ્ર




# ત્યજાયલી

લખનારઃ રા. " કાન્ત કાળો "

શું સંસાર સૂનો હશે? શું તે દિવાનો હશે? દુનીઆ દિવાની છે એમ તો ઘણા લોકો કહે છે. શું તે કથન સત્ય હશે? ના, ના. સૃજનહારથી સરજાયેલો સંસાર સૂનો, દિવાનો કેમ કહેવાય? ત્હેને દિવાનો કહેતાં પરમેશ્વર જ દિવાનો લેખાય. પ્રભો! પ્રભો! એવાં અસત્ય વેણને માટે મ્હને ક્ષમા આપજે. દુઃખના પ્રચંડ, દાવાનળમાં સળગી ઉઠેલી હું ચિત્તભ્રમની અસરથી જેમ ફાવે તેમ બોલું છું, બકું છું. સારાસારનો વિવેક અને શુભાશુભના ખ્યાલ મ્હારા જખ્મી અંતઃકરણમાંથી ક્યાંએ લુપ્ત થઇ ગયા છે. પ...ણ મ્હારે સારાસાર, વિવેકાવિવેક, સત્યાસત્યનું હવે શું કામ? સંસારે મ્હને ત્યજી દીધી છે. મ્હારામાં હળાહળ વિષની વેલી નિહાળીને વેગળો રહે છે. સંસાર મ્હારી સાથે કૈંયે સંબંધ રાખવા રાજી નથી. મ્હારા વિના તે ખુશીથી નિર્વિઘ્ને કાળના અખંડ વ્હેણમાં આગળ વધ્યો જશે, એવું તે મ્હને મ્હારા પ્રત્યે ગર્વભર્યાં નેત્ર વિકસાવી છ ચોક કહી રહ્યો છે. ઓ ભલા ભગવાન, સંસારનાં અસંખ્ય અણુઓમાંનું હું એક ક્ષુદ્ર અણુ છું, અને તે મ્હને તિરસ્કારથી તરછોડી નાખી દે, તો એનો શો અર્થ? ત્હારી સૃષ્ટિ ત્હારી માફક દયાળુ કેમ નથી? તું તો ત્હારા ભક્તો પર અપાર કરુણાના ઝળઝ ઢોળે છે. ત્હેમને ત્હારા અનંત આશ્રયમાં અપનાવી અનુપમ સ્વર્ગીય સુખના ભોક્તા બનાવે છે. અને એ ત્હારા દિવ્ય ગુણો આ કૃતિ–સંસાર–માં કેમ અવતર્યાં નથી? તું ઉદાર છે, સંસાર કૃપણ છે. તું કરુણામય છે, સંસાર નિષ્કરૂણ, નિષ્ઠુર છે. તું ક્ષમાવાન્ છે. સંસાર ક્ષમારહિત અને કઠોર હૃદયી છે. તું સર્વ રીતે સર્વોત્તમ છે, સંસાર પ્રત્યેક રીતે અધમ અને નીચ છે. સંસાર અવશ્ય સૂનો છે, મ્હારા પ્રભો! મ્હારા જેવી હિણભાગિની અર્થે સંસાર, ત્હારાથી અળગો થયો. મ્હારી સાથે ત્હેણે જિંદગીનાં વેર બાંધ્યાં. અરે પ્રભુ! આ તે કેવી દુઃસ્થિતિ!

" હું એક ધનવાનની પુત્રી છું. મ્હારા પિતા ડીસ્ટ્રીક્ટ જજ હતા. તે ઉપરાંત ત્હેમને ત્હેમના પિતા તરફથી સારો વારસો મળ્યો હતો. ત્હેમના પિતાના સંતાનમાં માત્ર તે એકના એક પુત્ર હતા. મ્હારી માતા હમારી જ્ઞાતિના એક કુલીન અને શ્રીમંત ગૃહસ્થની પુત્રી હતી. ત્હેમનાં લગ્ન બાળપણમાં થયાં હતાં. મ્હારો જન્મ થયો તે સમયે મ્હારા પિતાનું વય અઠ્ઠાવીશ વર્ષનું હતું. અને મ્હારી માતા ત્રેવીસ વર્ષની હતી. હું ત્હેમનું પહેલું સંતાન હોવાથી ત્હેમને સદાય અત્યંત આનંદ રહેતો. અને મ્હારા જન્મથી ત્હેમના સુખી ગૃહસ્થાશ્રમની ન્યૂનતા પૂરાઇ. શિશુત-

યમાં હું લાડકોડમાં ઉછરી હતી. મ્હારા માતા પિતાનું અથાગ વ્હાલ મ્હને નિરંતર પ્રસન્ન રાખતું. પારણામાંથી ઉંઘી ઉઠતાં મ્હારી માતા ગૃહકાર્ય પડતું મૂકી સત્વર મ્હારી પાસે દોડી આવતી. અને હર્ષના આવેગમાં મ્હને અસંખ્ય મીઠાં ચુંબનોથી વધાવી લેતી. અહા ! માતાનું એ અનુપમ વ્હાલ ! એ રૂડા, સુખી દિવસોનું સ્મરણ આજેય મ્હારાં ચક્ષુઓમાંથી અવિરત આંસુધારા વહાવે છે.

" મ્હારી આખીય શિશુવયમાં અને કૌમાર્યમાં મ્હેં દુઃખ સ્વપ્નેયે જાણ્યું ન્હોતું. મ્હારી માતા કવચિત્ દુઃખી માણસોની વાતો કહેતી. પરંતુ ત્હેમનાં ગમે તેવાં દુઃખ મ્હને જરાય સંકોચ પમાડતાં નહિ નાચવા કુદવામાં, મિષ્ટ ભોજનો ખાવામાં, અને અમૃત સમાં પીણાં પીવામાં મ્હેં મ્હારો બાળપણનો સુરમ્ય કાળ વ્યતિત કર્યો. અગિયાર વર્ષની ઉમર થતા મ્હારાં માતાપિતા મ્હારે માટે યોગ્ય વરની શોધ કરવા લાગ્યાં. વર શું, અને ગૃહસંસાર કેવો, એની મ્હને કૈંજ ખબર ન્હોતી. પરંતુ ક્રમશઃ મ્હારા પાડોશની કેટલીક છોકરીઓ સાસરેથી આવી ત્હેમના વિધવિધ સુખની વાતો કરતી, એ સાંભળી મ્હારો હર્ષ સમાતો ન્હોતો. કારણ કે જીવનની એ એક નવીનતા હતી. પ્રત્યેક મનુષ્યને નવીનતાઓ રૂચે છે. યંત્રવત્ જિંદગી ગુજારવા કરતાં સમસ્ત સંસારનું અનેકવિધ જ્ઞાન પ્રાપ્ત કરી સંસારરીઢા થવા અર્થે નવીનતાઓની આકાંક્ષા માનવી રાખે. તો ત્હેમાં શું અયોગ્ય લેખાય ! પતિસુખ હું જાણતી ન હતી. મ્હેં તે અનુભવ્યું તો ક્યાંથી જ હોય ? પરંતુ મ્હારી સહીપણીઓની આનંદદાયક વાતો સાંભળીને એવું સુખ મેળવવાને મ્હારૂં મન સ્હેજે લલચાયું. આ કારણથી મ્હારાં માતાપિતાએ મ્હારે માટે વર શોધવાને આદરેલાં પ્રયત્ન મ્હને આનંદ આપવા લાગ્યા.

એવામાં એક શ્રીમંતનો પુત્ર ત્હેમનાં ધ્યાનમાં આવ્યો, અને ત્હેની સાથે મ્હારો વિવાહ વિધિપુરઃસર જોડવામાં આવ્યો. એક વર્ષ બાદ હમારાં લગ્ન થયાં. તે દિવસનો ઉત્સાહ, ધામધુમ, આનંદ અને ધમાલ આજે મ્હારાં રૂંવાડાં ખડાં કરે છે. કેટલાક મહિના વીત્યે હું મ્હારા સાસરે આવતી જતી થઈ. મ્હારા પતિનું વય વીસ વર્ષનું હતું. હમારાં લગ્ન પહેલાં ત્હેમણે બી. એ. ની પરિક્ષા પસાર કરી હતી. લગ્ન બાદ તે એલએલ. બી. નો અભ્યાસ કરતા હતા. એમના સંસર્ગથી મ્હને પણ ભણવાનો શોખ થયો, અને ત્હેમની મદદથી થોડા સમયમાં હું અંગ્રેજી, સંસ્કૃત ઇત્યાદિ ભાષાના ગ્રન્થો હું સરળતાથી વાંચવા લાગી. ત્હેમનો અભ્યાસ વકિલાતની પરિક્ષામાં ઉત્તીર્ણ થવાનો હતો; મ્હારો અભ્યાસ ત્હેમના આદેશ અને ઇચ્છા અનુસાર સંસારના વ્યવહાર અને ત્હેની ખટપટોથી સંપૂર્ણ રીતે વાકેફ થવાનો હતો. બાવીસ વર્ષની વયે તે વકીલ બન્યા, અને તરતજ બારિસ્ટર થવા માટે ત્હેમણે વિલાયત જવાનું ઠરાવ્યું. એ સમય દરમ્યાન હું યે શેક્સપીઅર, ટેનીસન, કાર્લાઇલ, બ્રાઉનીંગ, કીટ્સ તેમજ કાલિદાસ, ભવભૂતિ, શ્રીહર્ષ, માઘ ઇત્યાદિ લેખકો અને કવિઓના દળદાર ગ્રન્થો વાંચવા અને સ્હમજવા શકિતમાન્ થઈ ચૂકી હતી. તે વકીલાતની પરિક્ષાનું પરિણામ બહાર પડયા પછી બે ત્રણ માસની મુદતમાં વિલાયત જવા ઉપડી ગયા. તે દિવસ સુધી મ્હેં માત્ર સુખ જોયું હતું. ચિંતા અથવા દુઃખનું નામ સરખુંય મ્હારા કલ્પનાક્ષેત્રની બહાર હતું. પણ...દુઃખ, વિપત્તિ, કષ્ટ મનુષ્ય માત્ર માટે સર્જાયલું છે. પ્રત્યેક જીવન્ત પ્રાણીને શિરે તે ઝઝુમી રહે છે. એ સર્વમાન્ય જગત્ સૂત્રોને હું અપવાદ રૂપે ન રહી.

" ઇંગ્લાંડના વિષમ અને ઝેરી વાતાવરણથી મ્હારા પતિ અલ્પ કાળમાં લપટાઈ

ગયા. ત્યાંના સમાજની વિચિત્રતાએ ત્હેમનાં નેત્ર પર પાટા બાંધ્યા બેરિસ્ટર થવાનો પોતાનો મુખ્ય ઉદ્દેશ તે જાણ્યે અજાણ્યે વિસરી ગયા. ત્હેમને ગયે ચાર માસ થયા નહિ હોય, એવામાં મ્હારા પિતા સખ્ત માંદગીમાં સપડાયા. કુશળ ડાક્ટરોનાં કેટલાંય ઓસડવેસડ અને ઉપચારો છતાં તે સાત દિવસની ટુંકી મુદતમાં અકાળે પરલોકવાસી થયા. મ્હારી માતાને એ આકસ્મિક વજ્રસમો આઘાત સખ્ત દર્દ કરવા લાગ્યો. ત્હેનું હૃદય અત્યંત વ્હાલભર્યું રહેતું. મ્હારા પિતા પ્રત્યે તે હંમેશાં નિઃસ્વાર્થ અને ઉત્તમ પ્રેમની લાગણીઓ વડે ઢળી રહેતી. ત્હેનો પતિપ્રેમ ખરેખર વિરલ હતો. સ્વામીભક્તિનો સાચો અર્થ તે બરાબર સ્હમજતી હતી. પતિની સેવામાં તે કદાપિ ન્યૂનતા આવવા દેતી ન હતી. અરેરે! આર્યાવર્તની સ્ત્રીઓ સમસ્ત સંસારને અવગણી, ઠોકરે મ્હારી, પોતાના જીવનાધાર હૃદયમણિ પતિને પોતાનું સર્વસ્વ સ્હમજે, પાતિવ્રત્યને જીવનની પળેપળ સુરતપણે પાળે, આદર્શ ગૃહિણીના સર્વ ધર્મોનું યથાચિત અને સંકોચરહિત પાલન કરે, અને તેવા ધર્માત્માઓ ઉપર પણ મહાભારત સંકટ! દુઃખના ડુંગરો શું ત્હેમને ય કચડી નાખે? વિપત્તિઓની વિષવેલીઓ ત્હેમના પ્રાણ ચૂસી લે? વૈધવ્યના હૃદય ચીરતા વજ્રપાત ત્હેમને પણ ન બચાવે? પરિણામ અનિષ્ટ નિપજ્યું. વૈધવ્યનાં અપાર દુઃખ તે સહન ન કરી શકી. પતિ વિરહ ત્હેના હૃદયમર્મને ભેદવા લાગ્યો. પતિવિહોણું જીવન ત્હેને અકારૂં જણાયું. દિનપ્રતિદિન તે કૃશ થતી ચાલી. ત્હેનાં શરીરનાં રૂધિર માસ ક્રમેક્રમે અદૃશ્ય થવા લાગ્યાં. ત્હેના લાવણ્યથી ઝળહળતા મુખ પર ફીક્કાશની કારમી છાયા પ્રસરી. ત્હેની સ્નેહભરી સુંદર આંખો ઉંડી પેસી ગઇ. અસલની ક્ષાત્રતેજભરી, પતિને સ્વર્ગ સ્હમજનારી વીર રજપુતાણીઓની જેમ પતિ પાછળ સતી થવાનો પ્રત્યક્ષ દાખલો તે દાખવતી હતી. તે રજપુતાણીઓ ચિતામાં બળી ખાખ થઇ, અવર દેશોની સ્ત્રીઓને આશ્ચર્ય અને શોકમાં ગરકાવ કરી પતિસેવાના પાઠ શિખવતી અને મ્હારી માતા પતિ પાછળ સતી થવાને સર્વાંગને અને આત્માને વૈધવ્ય દુઃખના ભડભડતા અગ્નિમાં ઝોકી જીવનનો અંત આણતી હતી. મ્હારા પિતાના અવસાન બાદ આઠ માસમાં મ્હારી માતા ત્હેના સ્વામીને ભેટવા પરલોકે સિધાવી. હું એકલી પડી. સ્વામી વિદેશ-ઇંગ્લાંડમાં

## ગ્રાહકોની ફરિયાદ

દર મહિને કોઇ ને કોઇ ગ્રાહકની અમને ફરિયાદ મળે છે કે "અંક નથી મળ્યો." દરેક ગ્રાહકને અમે અંક નિયમિત પોષ્ટ કરીએ છીએ. પરંતુ કેટલીક વાર ટપાલખાતાના માણસો વાંચવા માટે અંક ઉપાડી લે છે. જ્યાં સુધી એ પ્રમાણે જેમનો અંક ગુમ થયો હોય તે ગ્રાહક અમને ફરિયાદ ન કરે ત્યાં સુધી અમે તે બાબત જાણી ન શકીએ. એ માટે અમારી વ્યવસ્થાનો વાંક કાઢવો તે નકામું છે. એવી રીતે જ્યારે જ્યારે અંક ગુમ થાય ત્યારે ત્યારે પ્રથમ પોષ્ટખાતાને દરેક ગ્રાહક લખે અને ત્યાંથી અંક ન મળે તો અમને એ બાબત જણાવે. પોષ્ટખાતાને લખવાથી એ ખાતાના માણસો અંક ગુમ કરતાં કંઇક અચકાશે. અમને તા. ૧૦મી સુધીમાં ફરિયાદ મળશે તો અમે બીજી નકલ મોકલવાની ગોઠવણ કરીશું. ફરિયાદ કરતી વખતે જે નામે માસિક આવતું હોય તે નામ અને પોતાનો ગ્રાહક નંબર દરેક ગ્રાહક કૃપા કરીને જણાવે, જેથી ફરિયાદ દૂર કરવામાં વિલંબ ન થાય. જે ગ્રાહકોને અંક ઉપરાંત પોતાની ફરિયાદનો જવાબ જોઇતો હોય તેઓ કૃપા કરી રીપ્લાય કાર્ડ લખે યા જવાબ માટે અર્ધા આનાની ટીકીટ મોકલે.

લી. વ્યવસ્થાપક "ગુણસુંદરી"

છો ? હમે ત્હમારૂં શું બગાડીએ છીએ ? ત્હમારા કાર્યમાં હમે ક્યારે બાધરૂપ નીવડીએ છીએ ? હમે સમાજનાં અંગ છીએ. સંસાર આખો મનુષ્યોથી ચાલે છે. હમેય હજી મનુષ્યની કોટિમાંજ છીએ. કરોળીઆના આઠ પગમાંથી એક પગ ભાંગતાં ત્હેને કશી હાનિ થતી નથી, એવા ઘેલા વિચારોથી ત્હમે હમને શાને ત્યજી દો છો ? કિરતારે સરજેલો આ સંસાર એ સંસારમાં આપણા સમાજો. અને એ સમાજમાં હમે અંગભૂત છીએ. હમારા વૈધવ્યથી સમાજનું અંગ હોવાનું ન ટાળી શકાય. ત્હમે સુખીનો સમાજ બનાવવા ઇચ્છતા હોય, તો શું સુખીઓનો ધર્મ નથી કે દુઃખીને, નિઃસહાયને, નિરાધારને આશ્રય આપવો ? પણ એવી વૃત્તિ ત્હમારામાં ક્યાં જણાય છે ? ત્હમે હમને ત્યજી દીધી છે. હમારા દુઃખમાં ઝુરી ઝુરીને મરવાને તરછોડી મૂકી છે તો ત્હમે સમાજ સુધારકો શેના ? સમાજને સુધારનાર દુઃખીને દુઃખના ભાર નીચે કચડાતાં કેમ રાખી શકે ? સુખીને સુધારવાં ઘણું સ્હેલું છે. નિરાશ્રિતને આશ્રય આપી અસંખ્ય દુઃખોમાંથી ઉગારવાં એજ સાચા સુધારકોનો ધર્મ છે. અરેરે ? આવા ઉપદેશ આપતાં વેણુ મારાથી કેમ ઉચરી શકાય ? શું સમાજ સડેલો છે ? સમાજના સંચાલકો નિરક્ષર, અક્કલહીન છે ? ના ના. તેમ ન જ હોઇ શકે. છતાંય હું ત્હેમનાથી ત્યજાયલી છું. ત્હેમણે મ્હને સમાજમાંથી બરતરફ કરેલી છે. સમાજમાંની વ્યક્તિ ગણાવાનો હવે મ્હને હક નથી. હું દુઃખ દરિઆમાં ડુબતીનો હાથ ઝાલી ઉદ્ધારવાનો તેમનો ધર્મ નથી. હે પ્રભો ! દુઃખનાં આભ ફાટયાં, ત્યાં સુખનું ચિન્હ ક્યાંથી જણાય ? એક બાજુએ નિર્ધનતા, અને બીજી બાજુએ વૈધવ્ય. હે પરમ કૃપાળુ પરમેશ ! હું સંસારથી ત્યજાયલી તો હવે કયાં અને કોનો આશરો ? સ્વામીએ મને રવડતી મૂકી. હવે મ્હને કોની સાહાય્ય ? ખરેખર, બચપણના અસંખ્ય સુખભોગ અને અત્યારનાં અગણ્ય દુઃખો જોતાં મ્હને કવિઓની વાણીની યથાર્થતા જણાય છે.

"Misery comes not alone but in battalions".

અથવા

दुःखं दुःखानुवर्तते !

એમાં શું ખોટું છે ? નસીબનાં ચક્ર હંમેશાં ફરતાં જ રહે છે. સુખ દુઃખની છાયા પ્રત્યેકની અનુગામી જ હોય છે. હવે તો હે ભગવાન ! કૃપા કર. આ સંસારથી હું કંટાળી છું. જીવન અકારૂં, અંધકારમય દીસે છે. હૃદય હારી ગયું છે. જીવવાની મ્હને જરાય અભિલાષા નથી. સંસારમાં મ્હારૂં કોઇ જ નથી. અથવા તો કોઇનું કોઇ જ નથી સંસાર ખરે જ સનો છે, દિવાનો છે. સંસારનું અસારપણું મ્હને સ્પષ્ટ થયું છે. ભલે હું સંસારથી, સમાજથી ત્યજાયલી છું. તો હવે મ્હને ત્હેમનો યે ત્યાગ કરી, હે પ્રભો ! ત્હારા શાશ્વત આશ્રયની ભાગિણી થવા દે !



## સ્ત્રીત્વનું અપમાન

[ શ્રીમતી સરલાદેવી ચૌધરાણી

દારૂ તાડીનાં પીણાં પુરુષો માટે હાનિકારક છે; પણ કુટણખાનાં તો સ્ત્રીત્વનું મોટું અપમાન છે. લાહોરમાં મળેલી સમસ્ત ભારતીય મહિલા પરિષદે તેમજ સમસ્ત એશિઆઇ મહિલા પરિષદે મદ્યનિષેધના દફ્તરો અનાદર કર્યા વિના કુટણખાનાંઓ સામેની જેહાદને મુખ્ય કાર્યક્રમમાં સ્થાન આપ્યું છે.



મીસ કેથેલીન મૂન

# હિન્દ વિષે એક અંગ્રેજ કુમારિકા

લેખિકા :
મીસ કેથેલીન મૂન

[ ગયા ફેબ્રુઆરી માસમાં અમે આ બહેનનો એક પત્ર પ્રકટ કરી ગયા છીએ. ત્યાર પછીની રાષ્ટ્રીય પરિસ્થિતિમાં પણ અચૂક ફેરફાર થઇ ગયો; ગાંધી-ઇરવીન કરાર થયા. તે પછી એ અંગ્રેજ કુમારિકા આ પત્રમાં કેટલાક ઉપયોગી પ્રશ્નોની ચર્ચા કરે છે. આ પત્ર માટે અમે શ્રી. નટવરલાલ મ. ડાંગરવાળાના આભારી છીએ. ઉપતંત્રી. ]

૬૪, લંડનરોડ,
સેન્ટ આલ્બન્સ હર્ટ્સ,
ઇંગ્લાંડ, ૭–૫–૩૧.

વ્હાલા ભાઇ,

મને બીતિ રહેતી કે હિંદ વિષે ઇંગ્લાંડમાં રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ વેળા જે જાહેર જિજ્ઞાસા જાગી હતી તે એક 'તાપણાની પેઠે પાછી આટલા થોડા સમયમાં ઠંડી પડી જશે! પણ આમ બનવાનું સ્વાભાવિકજ હતું. છતાં આથી મને સંતોષ નથી વળ્યો. જ્વલંત ઉત્સાહના પૂર સદાયે ઉભરાતા રહે એ જ ' જોવાની મારી અભિલાષા છે.

હું હિંદને અને હિંદીઓને તેમની અનેક ભૂલો તેમજ હાર થતી હોવા છતાં ચાહતાં શીખી છું. છતાં હજી તેમને હું બરાબર સમજી શકી નથી. પાશ્ચાત્ય સંસ્કૃતિ પામેલા ઘણા ઓછાના ભાગ્યમાં હિંદીઓ વિષે પુરેપુરં સમજી શકવાનું બની શકે છે; છતાં ધીરજ અને સહાનુભૂતિ વડે એ દિશામાં ઘણું થઇ શકે એમ છે. હું ઘણીજ મક્કમતાથી જોઇ શકું છું કે હિંદીઓએ તેમના પર ગુજરતા અન્યાયો અને અત્યાચારોમાં પ્રભુ ખ્રિસ્તના–જીસસ ક્રાઇસ્ટ–જેવું વલણ અર્થાત અહિંસકપણું દાખવ્યું છે. જ્યારે ક્રાઇસ્ટના પોતાનાજ અનુયાયીઓ ગણાતા ઇંગ્લાંડનિવાસીઓએ એથી ઉલટુંજ વર્તન દાખવ્યું છે. **એક આંગ્લ બાળા માટે આ એક શોકજનક સત્યની કબૂલાત છે.**

પણ મને લાગે છે કે હિંદે જે જાતનો નમ્ર, વાસ્તવિક છતાં લાગણીભર્યો વિરોધ ( સત્યાગ્રહ ) કરીને સ્વાતંત્ર્યની માંગણી કરી છે તે, આપણને ( ઇંગ્લાંડવાસીઓને ) ક્રાઇસ્ટનો ગિરિશિખર પરનો સંદેશ ( Christ's sermon on the mount ) કંઇક અંશે કેવી રીતે આચરણમાં મૂકી શકાય તે નથી દર્શાવતો ?

ઇંગ્લાંડનું એ કર્તવ્ય છે કે તેણે હિંદને આર્થિક પરાધીનતામાંથી મુક્ત કરી, આરોગ્યના સિદ્ધાંત અને વ્યવસ્થાનું રહસ્ય હિંદી

ઓ સમજી શકે એટલે સ્વતંત્ર રીતે તેમનો વિકાસ થવા દેવો જોઇએ. ઇંગ્લાંડે પોતાના શિરપર હિંદના હિત અર્થે વાલીપણાની જોખમદારી લીધી છે તો હવે તેણે હિંદની સેવા કરવી જોઇએ અને તેમની ( હિંદીઓની ) સાથે દગો નહિ રમતાં તેમને પોતાના બંધુઓ જેવા સમાન ગણવા જોઇએ. "શ્રેષ્ઠ માળી પોતાના બગીચામાં વિવિધતા જોવાની ઇચ્છા રાખે છે. પણ જમીન અને છોડવાની સલામતી માટે એકજ જાતના રોપાઓથી જમીન ઉભરાઈ ન જવી જોઇએ."

પ્રિય ભાઈ, આજ એક એવી વસ્તુ છે કે જે હું નથી સમજી શકતી. શા માટે દુકાળના વખતમાં આગગાડી અને દરિયાઇ માર્ગે ડબ્બે ડબ્બા અને સ્ટીમરો ભરાઇને અનાજ પરદેશ ચઢાવવામાં આવે છે ? એહુતો ( આમવર્ગ ) કે સાચો પ્રજાવર્ગ તેની સામે પ્રચંડ વિરોધ કેમ નથી ઉઠાવતો ? આવું પાશ્ચાત્ય દેશોમાં કદિ પણ ચાલીજ ના શકે. એક હિંદમાં વસતો અંગ્રેજ જણાવે છે કે " જેણે હિંદમાં પડતા ભયંકર દુકાળને જોયો છે તે કદિ પણ **આપણી ( અંગ્રેજોની )** છડેચોક અનાજ પરદેશ ચઢાવવાની ભયંકર મૂર્ખાઇ માટે શરમાયા વિના રહેશેજ નહિ. કોઇ પણ હિંદ સિવાયની ઓછી **પશુસમાન ધીરજવાળી** પ્રજાએ આની સામે બળવો જગાડયો હોત. અને છતાં આપણો દંભ મહા દુષ્કર છે. શું આ પણ એક તેમના ઢોર ઢાંખરનું રક્ષણ કરવા માટે હથિયાર નહિ રાખવા દેવાનું કારણ છે ? "

મેં પશુતુલ્ય ધીરજ પર ભાર મૂકયો છે કારણ કે એજ ખરેખરો અર્થ સારે છે. મને સમજાતું નથી કે મારે તમારા હિંદીઓની આવી ધીરજના વખાણ કરવા કે તેનાથી અસંતોષ પામવો ! એ વસ્તુ નિર્વિવાદ છે કે તમે લોકો અકલ્પનીય ધીરજવાળા છો ! એવા નમ્ર, એવા સંતોષી, એવા ધરરખુ કે પૂછવાની જ વાત નહિ ! પણ તમારા જીવનમાં બહુજ ઓછું હાસ્ય હોય એમ જણાય છે.

આનું કારણ એમ હોય કે મોટે ભાગે હિંદીઓ ઘણાજ કંગાળ છે. અથવા હાસ્ય અને કંગાલિયત સાથે નહિ વસતાં હોય ? પણ હું પૂછું છું કે આમ સંજોગવશાત્ બન્યું છે કે હિંદના પુત્રપુત્રીઓનો સ્વભાવજ આવો છે ? તમારી બાલ્યાવસ્થા પણ આંખો મીચીને ઉઘાડીયે એટલામાં ઉડી જાય એટલી ઓછી હોય છે, અને પાકટવયની ચિંતાઓ અને જોખમદારીના પોટલા નાનકડી વયમાંજ તમારી ખાંધ પર લાદવામાં આવે છે.

હાલમાં હું હિંદને લગતું એક સૈનિકને હાથે લખાયલું પુસ્તક વાંચી રહી છું. એમાંથી એક સત્તાધારી અમલદારના વિચારો જાણવાનું રમુજી અને સલાહકારક થઇ પડયું છે. એના પુસ્તકના અંતમાં તમારા દેશ સાથેના અમારા સંબંધમાં સુધારો થવાની શકયતા છે એવું ધારીને એ લેખકે કેટલાક ઉપાયો સૂચવ્યા છે. તેમાંના કેટલાંક હું તમારી પાસે કાઉંસમાં મારી ટીકા સાથે રજુ કરવા માગું છું. એમાંના કેટલાંક તો ગાંધીજીના અગીઆર મુદ્દાઓમાં આવી જાય છે, એ તમે જોઇ શકશોઃ

(૧) દરેક હિંદમાં નોકરી કરતા અંગ્રેજને હિંદના પ્રાથમિક ઇતિહાસનું તેમજ હિંદના બે મુખ્ય ધર્મોનું—હિંદુ અને ઇસ્લામ—જ્ઞાન હોવું જોઇએ. [ જો આમ થાય તો અવશ્ય અંગ્રેજોને હિંદ વિષે ઉંડી સમજુતિ અને સહિષ્ણુતા કેળવવામાં મદદ કર્તા થઇ પડે; પણ જો હિંદનો ઇતિહાસ ઇંગ્લાંડની પેઠે પૌરાણિક પ્રથાઓ અને ભાવનાઓ સાથે ઓતપ્રોત થઈ ગયો હોય તો તેમાંથી હિંદ વિષે ગેરસમજુતિ જ થવાનો

વધારે સંભવ છે. છતાં પણ તેમાંથી જો હિંદમાં ઝપાટાબંધ આવતી રાષ્ટ્રીય જાગૃતિ અને ગમે તેવી કુપ્રથાઓ તેમજ પરતંત્રતાની ઘોર બેડીઓ ફગાવી દેવા માટે પ્રચંડ તૈયારીઓ ચાલી રહી છે, એમ માલમ પડે તો, ચાલી શકે ખરૂં. ]

(૨) હિંદમાં વસતા હિંદીનું (અંગ્રેજ કે કોઈ પણ યુરોપિયનથી) થતું અપમાન એ ભયંકર ગુન્હો ગણાવો જોઈએ. કારણકે કોઈપણ અંગ્રેજ ઈટલીમાં એક ઈટાલિયનનું અપમાન કરવાની હિંમત કરી શકતો નથી! [ રંગભેદ અને જાતિભેદનું મિથ્યાભિમાન ભૂસી નંખાવુ જોઈએ. ]

(૩) જે યુરોપિયનો આ જાતના રંગભેદ અને જાતિભેદના મિથ્યાભિમાનને મારી ન શકતા હોય અને હિંદીઓને પોતાનાથી હલકા ગણી વર્તન ચલાવતા હોય તેમને હિંદમાંથી રૂખસદ આપવી જોઈએ. [અલબત્ત આ ફક્ત સત્તાની ફેરબદલી કરવા જેવું છે કે જે પ્રમાણે જુની ઈસ્ટ ઇન્ડીયા કંપની કારભાર ચલાવતી હતી. ]

(૪) હેબિયસ કોર્પસ એક્ટ, અને બીજા બધા છૂટાપણાના ખતપત્રો ચાલુ કરીને તેમને માન આપવું જોઈએ

(૫) હિંદુસ્તાનને પોતાનું સામાજિક બંધારણ ઘડવાને પૂરતી તક અને પ્રોત્સાહન આપવાં જોઈએ. પણ એ વસ્તુ જુના જમાનાની પંક્તિભેદ પદ્ધતિ પ્રમાણે નહિ પણ વ્યાપારી વિભાગોનું સંગઠન કરીને જાતિઓ તેમજ ઉદ્યોગમંડળીઓનો સામુદાયિક વિકાસ થાય એ રીતે યોજનાઓ ઘડાવી જોઈએ. [ અમને વીરવિદ્યાના પૂજારીઓને, વીરવિદ્યાની તાલીમ ફરજીયાત થવી જોઈએ એવી જાતના લેખકના સૂચનથી આનંદ થાય છે. ]

(૬) જ્યાંસુધી ખોરાકના ભાવોમાં, તે નકામા થઈ પડશે એટલે સુધી ઘટાડો ન થાય ત્યાંસુધી પરદેશ નિકાશ કરવાની મનાઈ કરવી જોઈએ. [ આ બાબતમાં આગળ ઉપર હું લખી ચૂકી છું. ]

(૭) હિંદમાં જતા પ્રત્યેક અંગ્રેજના મન પર એવી છાપ પડવી જોઈયે કે આપણે શહેનશાહતના જુદા જુદા મુલકો સાથે એવું વર્તન રાખવું જોઈએ કે જેથી તેમને આપણા પરથી વિશ્વાસ ઉઠી ન જાય અને શહેનશાહતમાંથી છૂટાપણું ન માગે. [ આવું ભૂતકાળમાં આપણે નથી અનુભવ્યું. ]

(૮) કરવેરા એકદમ ઘટાડી નાંખવા જોઈએ. અને મોટી રકમ તેમના (હિંદીઓના) આરોગ્ય અને શિક્ષણ પાછળ ખર્ચાવી જોઈએ. આ વસ્તુ સિદ્ધ કરવા માટે હિંદી લશ્કરના બ્રિટિશ કાફલાઓ પાછળ કરવામાં આવતા રાક્ષસી ખર્ચા તેમજ છૂપી પોલીસ પાછળ થતો કરોડો રૂપીઆનો ધુમાડો અને નવા દિલ્હી જેવા રંગમહેલો ઉભા કરવાની યોજનાઓ પાછળ થતો અબજો રૂપીઆનો ખર્ચ કમી કરવો જોઈએ. કારણકે હિંદ જેવો ગરીબ દેશ એવા વિલાસી ખર્ચા નભાવી શકે તેમ નથી. હું સોએ સો ટકા આ બાબતમાં સંમત થાઉં છું. અને ખાસ કરીને વધારેમાં વધારે પૈસા કેળવણી અને તંદુરસ્તી પાછળ ખર્ચાવા જોઈયે. છતાં, ઇંગ્લાંડને અન્યાય ન થાય તે માટે મ્હારે કહેવું જોઈએ કે આપણે (અંગ્રેજોએ) હિંદની જાહેર તંદુરસ્તી અને આરોગ્ય વધારવાને ઠીક ઠીક કર્યું છે, પણ એટલું જ બસ નથી કારણ કે **“હિંદુસ્તાનને જોઇએ તે કરતાં ઘણીજ ઓછી ખોરાકી અને કેળવણી અપાય છે; જ્યારે તેના પર (લશ્કરી બળથી જ) વધારે પડતું રાજ્ય ચલાવવામાં આવે છે.” “India is overgoverned, under-fed and under educated.”**

(૯) હિંદુસ્તાનમાં સામાજિક બાબતોમાં સાધારણ હિંદી અને અંગ્રેજ વચ્ચે અંગત પરિચય વધારવાના ગેરસમજુતિ ભર્યા પ્રયાસોને આગળ વધારવા દેવા જોઇયે નહિ. કારણ કે હાલની સ્થિતિએ આવી જાતનો સામાજિક સંબંધ પરસ્પર માનનીય થવાને બદલે કંટાળાભર્યો બને છે. (આ ઘણુંજ રમુજી છે અને ખાસ કરીને આ વિષયમાં મને તમારો મત ગમી જાય છે. એ લેખક સૂચવે છે કે બહુજ થોડા અંગ્રેજોને હિંદી રીતરિવાજો, વ્યવહાર અને વર્તણુકની ખબર હોય છે કે જેથી કઈ વસ્તુ તેમને અનુકૂળ અને પ્રતિકૂળ થઈ પડશે એની તેને ખબર હોતી નથી. એ જણાવે છે કે બન્ને પક્ષ વચ્ચે એકબીજા સાથે બહુ ભળ્યા સિવાય પણ મિત્રાચારી અને સહાનુભૂતિ કેળવી શકાય છે. એમાં તમારો શું અનુભવ છે? હિંદીઓની ભાષા લખવાની પણ અંગ્રેજો કરતાં તદ્દન જુદીજ જાતની વઢણ છે; જે હું તમારા તેમજ બીજા અનેક હિંદીઓ સાથેના પત્રવ્યવહાર, અંગત પરિચય અને વાતો ઉપરથી જોઈ શકું છું. છતાં તેમાં સમાયેલા સુંદર રહસ્યને સમજીને પ્રસંશી શકું છું.]

(૧૦) સિપાઇઓના પ્રશ્નનો નિકાલ થવો જોઇએ. દરેક પ્રાંતમાં તેજ પ્રાંતના સિપાઇઓ હોવા જોઇયે અને તેમને વધારે પડતાં લશ્કરી (મીલીટરી) બનાવવા જોઇએ નહિ. [ મને સિપાઇઓની બાબતમાં બહુજ ઓછી ખબર છે જેથી એ વિષયમાં વધારે જાણવાનું મળતાં ઘણીજ ખુશી થશે. છતાં હું હિંદુ સમુદાયમાં મુસલમાન સિપાઇઓ અને મુસલમાન સમુદાયમાં હિંદુ સિપાઇઓ રાખવાની નીતિ માટે ઘણીજ દિલગીર છું.]

એમાં ઇંગ્લાંડની પોતાનું રાજ્ય નિર્વિઘ્ને ચલાવવાની કામી ભેદનીતિ જ રહેલી છે આ જાતની ભેદનીતિનો નાશ થવો જોઇએ, કારણ કે હિંદુ-મુસ્લીમ ઐક્ય એજ આદર્શ સિદ્ધ થવો જોઇયે. ]

(૧૧) બહુ વસ્તીવના પ્રશ્નને પણ દુકાળ, પ્લેગ, કોલેરા અને ભુખમરાને આધીન રાખી છોડી દેવાય તેમ નથી. નિયમનનો સત્તાવાર સ્વીકાર થવો જોઇએ. [ આ બાબતમાં ચર્ચા કરવી કે કેમ તે હું જાણી શકતી નથી. હું આપની અંગત કે ધાર્મિક માન્યતાઓ દુભવવા માગતી નથી પણ અત્યારસુધી વસ્તીની અંદર એકદમ વધારો થતો અટકાવવા માટે લેવામાં આવતાં પગલાં ઓગ્ય થતાં જાય જેમાંના કેટલાંક નીચે પ્રમાણે છે.—

બાળહત્યા, વિધવાપુનર્લગ્નનો વિરોધ, એકપત્નીવ્રત (રામચંદ્ર જેવું), અકાળ વયે સગર્ભા બનવું, ચેપી રોગો તેમજ સુવાવડ વિષે ભયંકર અજ્ઞાન, એ બધાનો ઉપાય ફક્ત સંતતિ નિયમનજ છે. આને માટે પરદેશગમન અને સંતતિનિયમનજ આવકારદાયક પગલાં છે, પણ પરદેશગમન એ ખરેખાત આચરણમાં મૂકવું અશક્ય હોવાથી સંતતિનિયમનજ આવકારદાયક છે.

હું જોઇ શકું છું કે આમાં પણ અગીયાર મુદ્દાઓ રજુ કરાયા છે, જેમાં ગાંધીજીના અગીયાર મુદ્દાઓ જેવું મઝાનું સામ્ય છે.

મને હરિહરરાવ અયરેકરની બહુકડી 'ગાંધીવાદ' (Gandhism) નામની ચોપડી વાંચી ઘણોજ હર્ષ થયો છે. એમાં દરેક બાબત એવી સરળતાથી, અસરકારક અંગ્રેજી ભાષામાં મૂકવામાં આવી છે કે વાંચનાર મુગ્ધ થઇ જાય. પીકેટિંગ પ્રવૃત્તિએ લેંકેશાયરની મીલોને ફટકો માર્યો છે તે વાત સાચી છે એવા તમારા પ્રશ્નના ઉત્તરમાં મારે લખવું જોઇએ કે "હા એ તદ્દન ખરું જ છે." પણ એ

જેટલા પ્રમાણમાં જણાવે છે તેટલું બધું નહિ જ.

પીકિટિંગ પ્રવૃત્તિ શરૂ થઈ ત્યારથી જ લેંકેશાયરમાં રૂના કામદારોને ઓછા કલાક કામ મળવા લાગ્યું અને હિંદી બજારોમાં વિલાયતી માલની ખપત ઘટવાથી બેકારોની સંખ્યા દિવસે દિવસે વધવા લાગી છે. પણ હજી તેઓની હાલત છેક કંગાલિયત સુધી પહોંચી નથી જ. અલબત્ત જેમ વધારે પીકિટિંગ ચાલુ રહેશે તેમ લેંકેશાયરની મીલો માટે વધારે ગંભિર પરિસ્થિતિ ઉભી થશે.

આપનો આટલો બધો સમય લીધા પછી હું પત્ર બંધ કરૂં છું. તમને મારા પત્રનો અનુવાદ કરતાં બહુ વખત લાગે છે ? હું ઇચ્છું છું કે તમને હું ગુજરાતીમાં લખી શકું.

તમારી

સ્નેહાળ ભગિની

**કેથલીન એમ. મૂન.**



## અહિંસાની સ્વયંભૂ પ્રેરણા

[ કાકા કાલેલકર

જેના હાથમાં સત્તા આવવાની છે તેની ખુશામત કરી તેને વશ રાખવાની, તેને અનુકૂળ કરી તેની સત્તા ઓછી કરવાની, તેની સ્વતંત્ર પ્રેરણા મારી નાખવાની પ્રથા રાજ-દરબારમાં તો આપણે હમેશાં જોઇએ છીએ. આજના પ્રજાકીય જમાનામાં સ્વતંત્ર વિચાર કરવાના આળસનો લાભ લઇ તેજસ્વી વર્ગોની એ જ દશા કરવાના પ્રયત્નો નૈસર્ગિક ક્રમે થવા લાગ્યા છે. સ્ત્રીજાતિને એમાંથી બચી જવું હોય તો અહિંસાધર્મની સ્વયંભૂ પ્રેરણાને મક્કમપણે વળગી રહી સ્વતંત્ર વિચારે પોતાનો માર્ગ એણે આક્રમવો જોઇએ. હિંસાયુગના ઐતિહાસિક દાખલાઓ–પછી તે સ્વદેશના હો કે પરદેશના હો–આપણા કામના નથી. શુદ્ધ પ્રેમધર્મ જે સૂચવે તે નિખાલસપણે અમલમાં મૂકી વિશ્વાસ રાખવો જોઇએ કે આમાં જ અંતિમ શ્રેય રહેલું છે.

[ નવજીવન ]

# કેસરિયાંના કોડ

( ઢાળઃ સરોવરે પાણીડાં ગય'તી, સાહેલડી ! )

કેસરિયાંના કોડ કૈં હૈયે, વ્હાલમજી !
યુદ્ધે ચઢીને જીત લેવી રે લોલઃ
રણમાં રમશું હો હેતથી, વ્હાલમજી !
આવી છે તક જુઓ કેવી રે લોલ.
કેસરિયાંના કોડ૦

સાખીઃ કોડીલા ! વિનવું વ્હાલથી, રહેવા આપની સાથ;
બન્ને ઝૂઝશું જુદ્ધમાં, સાં'ય કરે રઘુનાથ.

જોગીનો જોગ કેવો જોયો, વ્હાલમજી !
પાયી પ્રીતેથી પ્રેમ-પ્યાલી રે લોલઃ
ઉરનો રોગ આજ નાઠો, વ્હાલમજી !
ફેશન-ફંદેથી કેવી ટાળી રે લોલ.
કેસરિયાંના કોડ૦

સાખીઃ ઉર ઉર દેશું પ્રેરણા, દઇને દિલનાં દાન;
કરશું જઇને સ્વર્ગમાં સુરગંગા કેરાં પાન.

સોનેરી સૂત્ર કૈંક યોગીનાં, વ્હાલમજી !
ગૂંથ્યા હૃદેમાં મ્હેં તો પ્રેમે રે લોલઃ
પ્યારા વતન કેરે કારણે, વ્હાલમજી !
જાતાં હૃદેમાં હર્ષ રેલે રે લોલ.
કેસરિયાંના કોડ૦ ×

—મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ

× પ્રગટ થનાર " હૃદયના રાસ "માંથી.



# કેટલીક વાનીઓ

સંપાદિકાઃ સૌ. કપિલા મ. કાંટાવાળા

## પરચુરણ ફૂલનું શાક ( ૪૩ )

કાળી ફ્લાવર શેર ૧)
પાકા ટમાટા „ „
મુળા નંગ ૨.
કાંદા „ „
બીટ „ „
બટાકા શેર ૦||
ઘી જરા.
મીઠું ખપ મુજબ
મરી જરા.
ખાંડ જરા

કાળી ફ્લાવરના દાંડાવાળા કકડા કરવા. બટાકા, બીટ, મુળા, ટમાટાના પણ કકડા કરવા. ટમાટા ખટાસને બદલે નાંખવા છે. મીઠું, મરી, ઘી મુકીને કાંદા સાંતળવા, અને ખાંડ ટમાટા સિવાય જે બધું સમારેલું હોય તે કાંદામાં નાંખી દેવું. અંદર અચ્છેર પાણી નાંખવું, જરા ચઢે એટલે ખાંડ તથા પાકા ટમાટા નાંખી રસાવાળું ઉતારવું.

## ટમાટા-વડી ( ૪૪ )

૦| (પા) શેર ચણાનો લોટ
૧ શેર ટમાટા નાની જાતનાં, બોર જેવા આવે છે તે.
૧ રૂપીઆભાર ઘઉંનો લોટ
૧ જુડી કોથમીર
જરા આદુ
૭ લીલાં મરચાં
જરા હીંગ
જરા રાઇ
જરા હળદર
મીઠું ખપ મુજબ
જરા તેલ
ગોળ બે રૂપીઆભાર

સારા પાકા ટમાટા લેવા. નાના મળે તો વધારે સારું, નહિ તો જે મળે તે ખરા, પણ કાચા નહિ કેમકે કાચા ટમાટાં વધારે ખાટા હોય છે, ને તેનાં છોડાં જુદાં પડે છે. માટે પાકા ટમાટા નાના હોય તો આખા ને મોટા હોય તો કકડા કરીને રાખવા. પા શેર ચણાના લોટમાં રૂપીઆભાર ઘઉંનો લોટ જરા તેલે મોહી નાખી, ઉપર લખેલો લીલો મસાલો તથા મીઠું નાખી તેને પાણી રેડી બાંધવો. બાંધ્યા પછી નાની નાની વડી કરી રાખવી. દોઢ શેર પાણી રાઇ તથા જરા તેલ હીંગ મૂકીને વધારવું, અને પછી પેલી ઝીણી ઝીણી વડી મુકવી. સઘડી ઉપર ધીમે તાપે થવા દેવી. વડી ચઢે ત્યારે ઝીણા ટમાટા હોય તો આખા નાખવા, નહિ તો સમારીને. પછી ગોળ તથા મીઠું નાખીને તુર્ત ઉતારી લેવા. ટમાટા વડી જેવા આખા રહે તેવી સાવચેતી રાખવી અને પીરસતાં પણ આખા રહેવા જોઇએ.

## દુધનો સુપ ( કાંજી ) ( ૪૫ )

૧ બટાકો
૧ ડુંગળી
૧ ગાજર
૧ બીટ
૧ જુડી સવાની ભાજી–ચાર તરણાં
૧ ચમચો સાબુ ચોખા
૧ શેર દુધ
મીઠું જરાક
ઘી જરાક

મંદવાડમાંથી ઉઠયા પછી તુર્ત કશું ખાવતું નથી અને રાકાર હલકું ખાવાની ફરજ પડે છે. કાંઇ ઉપર અભાવો આવે છે. તે માટે આ ચીજ કામમાં આવે.

ઉપર લખેલા ચાકને ધોઈ બારીકમાં બારીક કકડા કરી સમારવું. ચુલે પેણીમાં ઘી મુકી આ કકડા લાલ થાય ત્યાં સુધી સાંતળવા. પછી એમાં શેર પાણી રેડી રોટ કલાક સુધી ચડવવા. તાપ ધીમો રાખવો. ચડયા પછી ચારણીમાં નાખી પાણી કાઢી નાખવું. ચડેલા કકડામાં પેહું દૂધ રેડવું અને સાબુદાણા નાખવા. વીસ મીનિટ અથવા જરા જાડી થાય ત્યાં સુધી આ કાંઇ ઉકાળવી. મીઠું નાખી ઉતારવી ઉન્હી, ઉન્હી ખાવામાં લેવી.

### મોરીઆનો બીરંજ (૪૧)

૧ શેર મોરીઓ
૧॥ શેર ખાંડ
૦॥ શેર દરાખ
૦॥ શેર બદામની કાતરી
પાવલીભાર કેસર
નવટાંક પીસ્તાંની કાતરી
તજ જરાક
લવિંગ પાંચ છ
એલચી દાણા પાંચ, છ વાટેલા
જાયફળ ૧ નાનું વાટેલું

મોરીઆને ચોખ્ખા પાણીથી ધોઇ સાફ કરવો, પછી તેને કોરો કરવો. ત્યારપછી તપેલીમાં પા શેર ઘી મૂકી તજ તથા લવિંગનો વઘાર મુકવો. વઘાર થાય એટલે તેમાં મોરીઓ નાખી દેવો, અને તવેથાથી હલાવ્યા કરવો. જરા ગુલાબી રંગનો થવા આવે એટલે એમાં જોઇએ તે પ્રમાણમાં પાણી નાંખવું, પાણીમાંજ કેસર વાટીને નાંખવું. પછી એને ઢાંકી આછા તાપે ચીજવા દેવો. ચીજાઈ તૈયાર થાય એટલે એમાં નવટાંક ઘી, ૧॥ શેર ખાંડ તથા દરાખ નાંખી હલાવીને થોડી વાર ઢાંકી રાખવો. ખાંડનું પાણી આછા તાપે બળવા દેવું. ખાંડનું પાણી બળી જાય એટલે એક વખત હલાવી એમાં તૈયાર કરેલી એલચી જાયફળ નાંખી ફરી હલાવીને જમવાના કામમાં લેવો.

---

### સ્ત્રીઉન્નતિનું વ્યાપક કાર્યક્ષેત્ર

[ કાકા કાલેલકર

અહિંસક હિલચાલની મોટામાં મોટી અસર આપણે સ્ત્રીજાગૃતિમાં જોઇએ છીએ. જ્યાંસુધી તલવારની પ્રતિષ્ઠા હતી ત્યાંસુધી સ્ત્રીજાતિ અબળા તરીકે ઓળખાતી. એની કર્તૃત્વશક્તિનું ક્ષેત્ર જીવનની અંદર જ રચાતું. પુરુષ જ તેનું રક્ષણ કરે, તેનું પાલન કરે અને તેને રોજે એ યથાયોગ્ય મનાતું. અહિંસાની પ્રતિષ્ઠા થતાંજ સ્ત્રીજાતિને વિશાળ ક્ષેત્ર સાંપડ્યું. તેનો આત્મવિશ્વાસ જાગ્યો. સમાજહિતનાં કામો તેણે હાથમાં લીધાં. એને સ્વતંત્ર પ્રેરણા આપવા જેટલી તૈયારી આજે સ્ત્રીજાતિમાં ભલે ન હોય, પણ એમના જ હાથમાં છે એ વિષે હવે શંકા નથી રહી.

[ નવજીવન ]

# સ્ત્રીશિક્ષણના પ્રશ્નોની તાત્ત્વિક મીમાંસા

વ્યાખ્યાતાઃ
ડૉ. શ્રીમતી એસ. મુથુલક્ષ્મી રેડ્ડી

[ કર્વે યુનિવર્સીટીને નામે જાણીતી થએલી પુનાની હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીનો પદવીદાન સમારંભ ગયા માસ દરમ્યાન મુંબાઇમાં થયો હતો. તેનાં માંગલિક પ્રવચન તરીકે ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડ્ડીએ સ્ત્રીશિક્ષણના પ્રશ્નોની તાત્ત્વિક મીમાંસા કરતું આ વ્યાખ્યાન આપ્યું હતું. ' ગુણસુંદરી 'ના વાંચકોને એ ઉપયોગી થઇ પડશે.

આ વર્ષે યુનિવર્સીટી તરફથી ૧૨ બહેનો જી. એ. થયાં છે. ૬૯ બહેનોએ પ્રાવેશિક પરીક્ષા પસાર કરી છે અને સેકન્ડરી સ્કુલ સર્ટીફીકેટ પરીક્ષા ૨૨ બહેનોએ પસાર કરી છે. પ્રથમ વર્ષ અને દ્વિતીય વર્ષમાં અનુક્રમે ૪૦ અને ૨૦ બહેનો પસાર થયાં છે અમદાવાદનાં કુમારી સુભદ્રા દોશીને ચેન્સેલરનું પારિતોષિક મળ્યું છે. પુનાનાં કુમારી મીનાક્ષી સરદેસાઇને દેશપાંડે અંગ્રેજી પારિતોષિક અને લોકમાન્ય તિલક મરાઠી પારિતોષિકો મળ્યાં છે. વડોદરાનાં શ્રીમતી અપર્ણા દેશપાંડેને દ્રાવિડ સંસ્કૃત પારિતોષિક અને અમદાવાદનાં કુમારી કુમુદ સરૈયાને મહારાષ્ટ્ર તિલક લાયબ્રેરીનું માનસશાસ્ત્રનું પારિતોષિક મળ્યાં છે. માલવણનાં કુમારી કૃષ્ણા ભાંડારકર પ્રાવેશિક પરીક્ષામાં ગડકરી સ્મારક પારિતોષિક મેળવી શક્યાં છે. સર્વ બહેનોને અમારાં અભિનંદન. ઉપતંત્રી. ]

હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટી, વિશ્વવિખ્યાત સંસ્થા બની ગઇ છે; અને સ્ત્રીકેળવણી અને સ્ત્રીઓની મુક્તિનાં ક્ષેત્રમાં તેણે કરેલી સાધનાઓ એ સુધરેલી દુનીઆની નજરે હિન્દની પ્રતિષ્ઠામાં વધારો કર્યો છે. અત્યાર સુધીમાં જે કાંઇ સિદ્ધિ થઇ શકી છે, તે એક દેશભક્ત હિન્દી આપણા પૂજ્ય મિત્ર પ્રો.. કર્વેની શ્રદ્ધા અને દષ્ટિનાં પરિણામ રૂપ છે. એ જ્યારે, આપણા જાણવામાં આવે છે, ત્યારે યુનિવર્સીટીએ કરેલાં કાર્ય પરત્વેની આપણી પ્રશંસામાં હજારોગણો વધારો થાય છે. સ્ત્રીઓની કેળવણી માટેની તેમની નિષ્કામ ભક્તિનું એ ફળ છે

યુનિવર્સીટીની ઉત્પત્તિ અને પ્રગતિનો બારીક અભ્યાસ, આપણને રસપ્રદ નિવડશે, એટલું જ નહિ પણ એજ ક્ષેત્રમાં કામ કરતાં થાકેલા કાર્યકરોને એમાંથી જરૂર પ્રેરણા મળશે પોતાના કાર્યની મહત્તા અને ન્યાયમાં પૂરેપૂરો વિશ્વાસ રાખી. પ્રો. કર્વેએ ૧૮૯૬માં પોતેજ અસ્તિત્વમાં આણેલી હિન્દુ વિધવા ગૃહસમિતિની મદદ અને સહકારથી ૧૯૧૬માં હાથ પર એક પણ પાઇ ન હોવા છતાં પોતાની યોજના આરંભી. તેમની સન્નિષ્ઠા અને ભક્તિએ ઘણા એ મિત્રોની સહાનુભૂતિ પ્રાપ્ત કરી; પ્રો કર્વેના એક સાથી શ્રી. ગાડગીલે દશ વર્ષ સુધી વાર્ષિક રૂા. ૧૦૦૦) આપવા જણાવ્યું; ડૉ વિઠ્ઠલ રઘોબા લેલે, જેઓ પૂર્વ આફ્રિકામાં વકીલાત કરતા હતા તેઓ ૧૯૧૭માં અવસાન પામતાં, તેમણે પોતાની સર્વ મિલકત કર્વે યુનિવર્સીટીને આપી. એ મિલ્કતમાંથી ઉત્પન્ન થએલા રૂા. ૪૦૦૦૦) પુનામાં છોકરીઓ માટે હાઇસ્કુલનું મકાન બાંધવાના કામમાં વપરાયા. તે પછી ૧૯૨૦માં સર વિઠ્ઠલદાસ ઠાકરસી તરફથી રૂા. ૧૫૦૦૦૦૦) ની રકમ યુનીવર્સીટી માટે બાજુએ મૂકાઇ: તેનાં વ્યાજ રૂપે રૂ ૫૨૫૦૦)ની સુંદર વાર્ષિક રકમ મળવા લાગી સ્ત્રીકેળવણી પાછળ હિન્દમાં અત્યારસુધીમાં અપાયલી આ મોટામાં મોટી રકમ છે આથીજ પુનાની કોલેજ સર વિઠ્ઠલદાસનાં માતુશ્રીને નામે શ્રી નાથીબાઇ દામોદર ઠાકરસી કોલેજ કહેવાય છે. એ કોલેજની વિદ્યાર્થીનીઓ માટે વિદ્યાર્થીનીગૃહ બાંધવા માટે શેઠ મુળરાજ ખટાવે રૂ. ૩૫૦૦૦ ) આપ્યા. તે પછી યુનિવર્સીટીના કાર્ય અને પ્રચાર માટે પ્રો. કર્વેએ આખા હિન્દની મુસાફરી કરી યુનિવર્સીટી

પેટ્રનો વગેરેઓની આવક ઉપરાંત ચાલુ ખર્ચ બાદ કરતાં રૂ. ૧૩૩૦૦૦ એકત્ર કરી શકી છે. આ ઉપરાંત વાર્ષિક ફાળો આવે છે તે તો જુદો.

આજે યુનિવર્સીટી સાથે ૩ આર્ટસ કૉલેજો, એક પ્રાથમિક શિક્ષકો માટેની ટ્રેઈનીંગ કૉલેજ, ૧૨ હાઇસ્કુલો, ૩ મોડલ સ્કુલો જોડાયલી છે. યુનિવર્સીટીનું મુખ્ય કાર્ય ગુજરાત અને મહારાષ્ટ્રમાં ચાલે છે. આ વર્ષે હાઇસ્કુલોમાંની વિદ્યાર્થીનીઓની સંખ્યા ૧૯૦૦ ની છે. જ્યારે એજ વિસ્તારમાં સરકારી શાળાઓની સખ્યા ૧૧૦૦ ની આસપાસ છે. આ ફત્તેહ માટે યુનિવર્સીટી ગૌરવ લઇ શકે એમ છે

હિન્દની સ્ત્રીઓની ચળવળનો ઇતિહાસ જ્યારે લખાશે, ત્યારે રાજા રામમોહનરાય પછી, હિન્દમાં જો કોઇ પણ સુધારકનું નામ પહેલું લખાશે તો તે પ્રો. કર્વેનું. પ્રો. કર્વે, એક અનુભવી કેળવણીકાર અને વ્યવહાર સમાજસુધારક, એ જલદી સમજી શકયા કે આ દેશમાં સ્ત્રીઓની ખરેખરી મુક્તિ, સમાજ સુધારાના ઉપરછલ્લાં કામમાં નથી, પણ એક માનવ પ્રાણી તરીકે તેનાં વ્યક્તિત્વને ખીલવવામાં, અને તેનામાં આત્મભાન અને આત્મ નિર્ણયની ભાવના ખીલવવામાં છે. આમ થવાથી જ તે પોતાને ગુલામીમાં જકડી રાખનારી રૂઢીઓ અને માન્યતાઓમાંથી મુક્ત થઇ શકે.

તેમણે એ પણ જોયું કે અત્યારે શાળાઓમાં અને કૉલેજોમાં જે શિક્ષણપ્રથા ચાલુ છે તેથી નિર્ધારિત ધ્યેયને તરત પહોંચી શકાશે નહિ; કારણ કે એ શિક્ષણપ્રથાએ આપણાં છોકરાઓ ઉપર પણ એટલો ભારે બોજો લાદી દીધો છે કે, જ્ઞાતિ અને દેશની સેવામાં ચારિત્ર્ય કે સંસ્કૃતિનો પ્રમાણસર બદલો આપ્યા વિના જ, તેઓનાં શક્તિ, સમય અને ધનનો હ્રાસ થઇ જાય છે. અંગ્રેજી યુનિવર્સીટીઓમાં પોતાનો સમય ગુમાવનારા ઘણાએ વિદ્યાર્થીઓમાં, નામના જ અપવાદો બાદ કરતાં, ભાષા ઉપરના કાબુનો પણ અભાવ હોય છે, એટલું જ નહિ પણ તેઓમાં નિસર્ગ શક્તિનો પણ અભાવ હોય છે.

પ્રો. કર્વે તો આ દેશની દરેક દરેક છોકરી માટે ઉચ્ચતર અને માધ્યમિક કેળવણી સંસ્કૃત બનાવવા ઇચ્છતા હતા, અને તે ઓછે ખર્ચે અને ઓછા સમયના ભોગે. તેમણે એ તરત જ શોધી કાઢ્યું કે જરૂરી અને ઉપયોગી જ્ઞાન આપવા માટે વિદેશી ભાષાનું વાહન ચાલી શકે નહિ.

અર્વાચીન હિન્દના પિતા રાજા રામમોહનરાયે અંગ્રેજીનો અભ્યાસ શરૂ કર્યો તે પહેલાં પોતાની માતૃભાષા ઉપર સંપૂર્ણ કાબુ મેળવી લીધો હતો, અને સંસ્કૃત, ઉર્દુ અને અરબ્બી ભાષાનો પણ સારો અભ્યાસ કર્યો હતો. છતાં, તેમનાં અંગ્રેજી ભાષણો અને લેખો, આપણા અંગ્રેજી ગ્રંથોમાં સર્વોત્તમ છે. વળી, આપણા મહાનકવિ અને ફિલસુફ સર રવીન્દ્રનાથ ટાગોરને તેમની બંગાળી કવિતા માટે નોબેલ ઇનામ મળ્યું છે. માતૃભૂમિમાં ગવાયલી તેમની કવિતા પરભાષામાં ભાષાંતર થયા છતાં, હિન્દી કવિ માટે વિશ્વભરની પ્રશસ્તિ અને પ્રેમ ઉત્પન્ન કરી શકી છે. આપણી શાળાઓ અને કૉલેજોમાં શિક્ષણનાં વાહન તરીકે અંગ્રેજી દાખલ થયે ૧૦૦ ઉપર વર્ષો થયા છતાં હિન્દે એક પણ મિલ્ટન, શેકસ્પીયર, કે શેલી ઉત્પન્ન કર્યો નથી. અને વધુ કરૂણાજનક સ્થિતિ તો એ છે કે આટ આટલો ખર્ચ કરી, આપણા અંગ્રેજી સ્નાતકોએ મેળવેલો જ્ઞાનભંડાર ભાગ્યેજ પ્રજાસમૂહમાં પ્રવેશી શકે છે.

આપણી શાળાઓ અને કૉલેજોમાં શિક્ષણનાં વાહન તરીકે વિદ્યાર્થીની માતૃભાષા હોવી જોઇએ એવી હું હિમાયત કરૂં છું. આ વિશે મારે એક ખુલાસો કરી દેવો જોઇએ કે એથી આપણા આંતરરાષ્ટ્રીય વાહન તરીકે કે સંસ્કૃતિની ભાષા તરીકે અંગ્રેજી ભાષાની કિંમત હું જરાય ઓછી કરવા ધારતો નથી. સ્વરાજ સરકાર દરમ્યાન જ્યારે દેશની સમાન ભાષા તરીકે હિન્દી કે ઉર્દુનો સ્વીકાર થશે, ત્યારે પણ, ઘણાએ એ ભાષાનો અભ્યાસ કરશે. કારણ કે ધર્મ, સાહિત્ય અને કલાની વિધસિદ્ધિઓ, છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક શોધખોળો, અને વિશ્વ પ્રત્યેનો પોતાનો હેતુ પૂર્ણ કરવા માટે અંગ્રેજી ભાષાનો અભ્યાસ હિન્દ માટે આવશ્યક છે. આ કારણેજ આ યુનિવર્સીટીએ પોતાના અભ્યાસક્રમમાં અંગ્રેજીને બીજો ફરજીયાત વિષય રાખ્યો છે.

વળી, ઘણીખરી શાળાઓ અને કૉલેજોમાં જે અભ્યાસક્રમ ચાલે છે તે વિદ્યાર્થીનાં વાસ્તવિક જીવનને, તેનાં ગૃહને કે તેનાં વાતાવરણને જરાય અનુકૂળ નથી. આપણા ઘણાખરા વિદ્યાર્થીઓ માટે એ અભ્યાસક્રમ કોઈ પણ નિષ્કર્ષ કે લાભ વિનાનો પૂરવાર થયો છે.

પ્રાચીન હિન્દમાં. હિન્દી તત્ત્વજ્ઞાન, હિન્દી ધર્મ, હિન્દી ઇતિહાસ અને તર્કશાસ્ત્રના અભ્યાસનો શિક્ષણમાં સમાવેશ થતો હતો. વિદ્યાર્થીનાં જીવનઘડતર માટે જવાબદાર ગણાતા ગુરુને હાથે શિક્ષણ અપાતું એક ગૃહસ્થાશ્રમી અને એક શહેરી તરીકેની ફરજો બજાવવામાં યુવકોને તે તાલીમ આપતા. પરંતુ આજની શાળાઓમાં તો શિક્ષક ને વિદ્યાર્થી વચ્ચે જરાય ગાઢ સંબંધ નથી; અને ધર્મને તો શાળાના અભ્યાસક્રમમાંથી તિલાંજલિ જ અપાયલી હોઇ, કેમ કે દેશની સેવા કરવાની ઇચ્છાનો પણ આપણા સ્નાતકોમાં અભાવ માલૂમ પડે છે.

"ઉચ્ચતર અભ્યાસમાં વાસ્તવિકતાનો અભાવ છે; કારણ કે જીવન અને તેના ઘણાખરા પ્રશ્નો ઉપરનું તેનું શિક્ષણ પૂરતું સ્પષ્ટ હોતું નથી. શિક્ષણ અને જ્ઞાન માટે ખરેખરૂં માન રાખનારા માત્ર થોડીક પસંદ કરેલી વ્યક્તિઓ વિના, વધુમતીને તો તેનો બદલો પણ મળતો નથી." (આર્થર મેહ્યુ)

કમનસીબે, છોકરાઓના જેવીજ પદ્ધતિ, શિક્ષણ અને અભ્યાસક્રમ છોકરીઓની શાળાઓમાં, તેમનાં શરીર અને બુદ્ધિમાં અત્યંત અંતરાયરૂપ થવા છતાં, પણ ચાલુ છે. એથી, એ શાળાઓ આપણી ઘણી છોકરીઓને ન આકર્ષે એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. આને લીધે જ છોકરીઓનાં શિક્ષણને સહન કરવું પડયું છે, અને તે છોકરાઓ કરતાં પછાત પડી ગયું છે આવે કટોકટીને સમયે આપણા. મિત્ર શ્રી કેળવણીને લગતી પોતાની યોજના બહાર પાડી. દૂરદૂરના એક પછાત દેશી રાજ્યમાં, એક બીન અનુભવી મેડીકલ ગ્રેજ્યુએટ હોવા છતાં, મેં એમનું નામ અને કીર્તિ સાંભળ્યાં હતાં માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાની, તેમજ ઓછા વર્ષોમાં છોકરીઓને કુદરતી રીતે અંતરૂપ આને એવો પૂરેપૂરો અભ્યાસક્રમ ઓછા ખર્ચે અને ઓછા સમયને ભોગે, આપી તેઓને સફળ ગૃહિણી ઉપરાંત યોગ્ય અને દેશપ્રેમી શહેરીઓ બનાવવાની તેમની હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીની યોજના મને આવકારપાત્ર લાગી હતી. એ અભ્યાસક્રમમાં, આરોગ્ય શાસ્ત્ર, વનસ્પતિ શાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, ઇતિહાસ, બાલ સભાળ, ગૃહવિજ્ઞાન, ગૃહ અર્થશાસ્ત્ર; સંગીત, ચિત્રકળા સિવણ, વગેરેના અભ્યાસને અગત્યનું સ્થાન અપાયલું હોઇ મને ઘણો આનંદ થયો હું તો આ અભ્યાસક્રમ છોકરાઓ માટે ઘણો અગત્યનો માનું છું. કારણ કે મારા મત પ્રમાણે માનવશરીર, તેનું બંધારણ, તેનું કાર્ય, વગેરેનું શિક્ષણ તંદુરસ્તી માટે ઘણું આવશ્યક છે. એટલે આપણાં શિક્ષણક્રમમાં રોગચાળો કેમ અટકાવવો અને તંદુરસ્તી કેમ જાળવવી એને તો મુખ્યત્વે સ્થાન મળવું જોઇએ. જો હિન્દ, બ્રિટન અને દુનીઆનાં ઇતિહાસ, ભૂગોળ, કેમીસ્ટ્રી, ફીઝીક્સ વગેરેનું જ્ઞાન આપણે માટે આવશ્યક ગણાય તો માનવભૂગોળ, તેનો ઇતિહાસ, તંદુરસ્તી જાળવવાના સિદ્ધાંતો, આપણા ખોરાકના તત્વો, હવા અને પાણીને લગતું જ્ઞાન એટલુંજ ઉપયોગી થશે.

મનુષ્ય શરીર, તેનું બંધારણ, અને તેનાં કામોને લગતું જ્ઞાન, ટુંકમાં, જીવનનું વિજ્ઞાન ઘણું ઉપયોગી છે એટલું જ નહિ પણ તંદુરસ્ત રહેવા માટે એ આવશ્યક છે. સૌથી પ્રથમ વિદ્યાર્થીને મનુષ્ય જીવનની કિંમત સમજાવવી જોઇએ. જો ઇતિહાસ, ગણિત, બીજગણિત, ભૂગોળ, ભાષા, વ્યાકરણ, વગેરે વિદ્યાર્થીની કલ્પના અને બુદ્ધિને ખીલવે છે, તો મનુષ્ય અને પ્રાણીનાં શરીરનું બંધારણ, છોડવાઓ, તેની ઉત્પત્તિ અને ખીલવટનો અભ્યાસ શા માટે તેનાં બુદ્ધિ કલ્પનાને ન ખીલવી શકે?

તેથી, શિક્ષણની પદ્ધતિમાં અને સ્ત્રી કેળવણીના સફળ પ્રયોગો પછી, છોકરીઓ માટેના અભ્યાસમાં સુધારા કરવામાં, બીજી શિક્ષણ સંસ્થાઓને હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીએ આગેવાની આપી છે.

હર્તોગ કમીટીને આખાં હિન્દ અને બર્માની મુસાફરી દરમ્યાન માલૂમ પડયું છે કે દરેક પ્રાંતમાં

છોકરીઓની શાળાઓના અભ્યાસક્રમમાં સંગીત, શરીરશાસ્ત્ર, ગૃહવિજ્ઞાન, ગૃહઅર્થશાસ્ત્ર, ચિત્રકળા, સિવણ, પાકશાસ્ત્ર જેવા વિષયો દાખલ કરવાની માંગણી જાહેર પ્રજા તરફથી થાય છે. કારણ કે આવા વિષયો છોકરીઓને વ્યવહારૂ ઉપયોગમાં આવે છે. આથી એને લગતી ભલામણ પણ કરેલી છે.

પુનામાં વડોદરાનાં ના. મહારાણી ચીમનાબાઇ ગાયકવાડનાં પ્રમુખપદે મળેલી પહેલી અખિલ ભારતીય સ્ત્રી શિક્ષણ પરિષદ આ સર્વપ્રથમ સ્ત્રી સંસ્થાની પ્રેરણાને જ આભારી હતી એ પરિષદમાં થએલા ઘણાખરા ઠરાવોમાં પ્રો. કર્વેના જ આદર્શો તરવરતા હતા. શિક્ષણનાં વાહન તરીકે માતૃભાષા દાખલ કરવાની, તેમજ અભ્યાસક્રમમાં ગૃહવિજ્ઞાન, લલિતકળા, સંગીત, ગૃહઉદ્યોગ વગેરે દાખલ કરવાની બે મુખ્ય માંગણીઓ થઇ હતી.

હવે તો આ પરિષદ વાર્ષિક ભરાય છે અને દેશમાં એ સત્તાવાન સંસ્થા બની ગઇ છે. સ્ત્રી કેળવણી માટેની ચાલુ સગવડનો પાંચ વર્ષો પર્યંત અભ્યાસ અને વિચારણા કર્યા બાદ એણે ગૃહવિજ્ઞાનને લગતી તાલીમ આપવા મધ્યસ્થ સંસ્થા સ્થાપવાને લગતી યોજના ઘડી છે. હિન્દી જીવન અને ધર્મમાં સંસ્કૃતિ અને ઉત્તમ પ્રકારનાં રીતિ રિવાજ જળવાઇ રહે અને ગૃહમાં જ કળાનું સૌન્દર્ય ખીલે એવા એના મુળ ઉદ્દેશ છે. ચારિત્ર્યનું બંધારણ એ આ સંસ્થાની મુખ્ય આવશ્યકતા રહેશે અને આધ્યાત્મિક આદર્શો ઉપર નૈતિક તાલીમ પણ એમાં અપાશે. આજની સ્ત્રીઓના આદર્શોની, હિન્દી કેળવણીકાર અને દ્રષ્ટા પ્રો. કર્વેએ ૧૫ વર્ષો પહેલાં ધારણા બાંધેલી, અને એને માટે આજની સ્ત્રીઓ તેમની કાંઇ ઓછી ઋણી નથી.

મુંબાઇએ દાદાભાઇ નવરોજી, લોકમાન્ય તીલક, ગોપાળ કૃષ્ણ ગોખલે જેવા મહાન દેશભકતો અને રાજનીતિજ્ઞો ઉત્પન્ન કર્યા છે, તેવા જ જસ્ટીસ રાનડે, ભાંડારકર, પ્રો. કર્વે, મી. દેવધર વગેરે આગેવાન કેળવણીકારો, સમાજસુધારકો, અને સામાજીક કાર્યકરો પણ ઉત્પન્ન કર્યા છે.

તેથી આ અપૂર્વ સંસ્થામાંથી પાસ થનારી સ્નાતિકાઓ, આ યુનિવર્સીટીના સ્થાપકમાંથી પ્રેરણા મેળવેલી હોઇ, સ્ત્રી કેળવણીનાં ક્ષેત્રમાં ખરેખરી પ્રચારિકાઓ પૂરવાર થઇ છે અને આજે આ યુનિવર્સીટી સાથે જોડાયલી, ઘણીખરી શાળાઓની સફળ સુપ્રિન્ટેન્ડેન્ટો, પ્રિન્સિપાલો અને મુખ્ય શિક્ષિકાઓ બની છે તેઓને હાથે આ શાળાઓની વ્યવસ્થા અને ખીલવણી સફળતાથી થાય છે. અને તેથી આ સ્નાતિકાઓમાં ખરેખરી કળવણી અને સંસ્કૃતિ દ્રષ્ટિગોચર થાય છે, અને આ ઉપયોગી કાર્યમાં તેઓ સેવા, પ્રેમ અને બલિદાનની ભાવનાથી પ્રેરાઇ છે. તેઓ શિક્ષણ વિષયક સમિતિઓ, જીલ્લા મંડળો, મ્યુનિસિપાલીટીઓ વગેરેને પોતાની સેવાઓ અર્પી, શહેરી ફરજો અને જવાબદારીઓમાં પુરૂષોના જેવોજ હિસ્સો આપે છે. ઘણીખરી સ્નાતિકાઓ લગ્નસંબંધમાં જોડાયા છતાં પોતાનાં ગૃહથી તે શહેર સુધી તે આ ક્ષેત્રમાં પોતાની ઉપયોગિતા દર્શાવી શકી છે.

**આ વર્ષની સ્નાતિકાઓ !** આ વિખ્યાત યુનિવર્સીટીના આશ્રયે તમે તમારો અભ્યાસક્રમ પૂરો કર્યો છે. અને હવે મારા મત પ્રમાણે, તમે બીજી યુનિવર્સીટીની વિદ્યાર્થીનીઓ કરતાં, જીવનની લડતનો સામનો કરવા અને માનવતાની સેવા કરવા વધારે નિષ્ણાત થઇને જાવ છો. કારણકે પ્રો કર્વે અને તેમના સાથીઓ જેવા ભક્તિમાન અને નિષ્કામ જીવન કાર્યકરોની સીધી અસર તળે આવવાનું તમને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે. અહીંના તમારા નિવાસ દરમ્યાન તમને દરેક પળે એનું તમને ભાન થયું હશે કે તમારૂં શિક્ષણ સર વિઠ્ઠલદાસ ઠાકરસી, મી. ગાડગીલ, ડૉ. હેરૅ, મૂળરાજ ખટાંવ અને બીજા અનેક સખાવતી ગૃહસ્થોની ઉદારતા અને ભલાઇને પરિણામે સંભવિત બન્યું છે. તેથી, આ મહાન સદ્ગુણોનો લાભ તમે લીધેલો હોઇ, તમે જ્યાં જ્યાં જાવ, અને જે પરિસ્થિતિમાં તમે મૂકાયા હો, ત્યાં તે પરિસ્થિતિમાં એ સદ્ગુણોને આચારમાં મુકવા અને એ રીતે બીજાઓ માટે દ્રષ્ટાંત રૂપ થવા, તમે પ્રયત્ન કરજો

રાષ્ટ્રીય કાર્યમાં, સેવા અને બલિદાનદ્વારા, સ્ત્રીઓની દેશભક્તિ અને વીરતા દ્વારા, મુંબાઇએ

નામ કાઢયું છેઃ હાલનીજ અહિંસક ચળવળમાં, મદ્યનિષેધ અને વિદેશની આયાત અટકાવવા માટે તેમણે આપેલો ફાળો આખી દુનીઆની પ્રસંશા પામ્યો છે અને દેશની સેવા કરી તેને ઉપયોગી થઇ પડવાની સ્ત્રીઓની અપૂર્વ યોગ્યતા આપણાજ પુરૂષોને પણ થઇ છે.

આપણા પ્રાચીન ઇતિહાસનો અભ્યાસ કરતાં જણાશે કે પ્રાચીન હિન્દમાં સ્ત્રીઓએ જીવનમાં પુરૂષો જોડે તદ્દન સમાનતા ભોગવી છે. અને જાહેર જીવનની જવાબદારીઓ અને ફરજો બજાવવામાં પુરૂષોના જેટલોજ ફાળો પણ તેમણે આપ્યો છે. હિન્દના ઇતિહાસમાંજ સ્ત્રી એક પુરૂષોની ગુલામ અને રમકડાં જેવી થઇ ગઇ અને તેમણે પુરૂષોને કાયદાઓ ઘડવા દીધા. એનું કુદરતી પરિણામ એ આવ્યું કે આ એક તરફ કાયદાઓએ તેમની સ્વતંત્રતા અને તેમના હક્કો છીનવી લીધા અને તેમની માનસિક શારીરિક પ્રગતિમાં પણ અંતરાય નાંખ્યોઃ સ્વતંત્રતા, કેળવણી અને જવાબદારી એક વ્યક્તિમાં જે સર્વોતમ હોય તેને બહાર આણે છે. રાષ્ટ્રો માટે જે સત્ય છે, તેજ વ્યક્તિગત પુરૂષ કે સ્ત્રી માટે પણ સત્ય છે.

પરંતુ, તે સાથે આપણે એ પણ યાદ રાખવાનું છે કે માત્ર હિન્દની સ્ત્રીઓજ નહિ. પણ આખી દુનિયાની સ્ત્રીઓ આવા કરૂણ અનુભવોમાંથી પસાર થાય છે અને તેઓ પણ આવાજ કાયદા અને રૂઢીઓથી પીડાય છે. આપણે અત્યાર સુધી એવી ખોટી માન્યતા ધરાવતા હતા કે આપણે માત્ર પુરૂષોના ઇજારાનો ભોગ બનેલાં છીએ. હવે, આપણે એ શોધી કાઢયું છે કે આખી દુનિયાભરની સ્ત્રીઓ ઓછે વધતે આવીજ સ્થિતિમાં આવી પડેલી છે, અને પોતાની જાતીય સમાનતા અને ન્યાય માટે તેઓ લડી રહી છે તેથી સ્ત્રીઓ પછી તે પૂર્વની હોય કે પશ્ચિમની, વિજાતીએ ઘડેલા અન્યાય અને વિષમ કાયદાઓનાં અનિષ્ટમાંથી મુક્ત રહી શકી નથી. એક બાબતમાં હિન્દની સ્ત્રીઓ નશીબવાન ગણાય હિન્દની સ્ત્રીઓની સમાનતાની માંગણીનો વિરોધ કરનારા પુરૂષોની મોટી સંખ્યા નીકળી નથી. બ્રિટિશ રાજની શરૂઆતથીજ હિન્દના પુરૂષ સુધારકોએ આપણી જાતિની મુક્તિ માટે પ્રયત્ન શરૂ કરેલા છે તેઓના ઉમદા પ્રયત્નો અને બીજી સ્વતંત્ર અને પ્રગતિમાન દેશોની સ્ત્રીઓની શૌર્યકથાઓને લીધે, હિન્દી સ્ત્રીઓ, સમાજમાં પોતાનું ખરેખરૂં સ્થાન મેળવતી જાય છે, અને આ દેશનાં જાહેર જીવનમાં પોતાની લાગવગ લગાડતી જાય છે. આપણા પુરૂષો હવે સમજ્યા છે કે દેશની સામાજીક, આર્થિક, કેળવણી વિષયક અને રાજકીય ખીલવણીમાં સ્ત્રીઓનાં મદદ અને સહકાર આવશ્યક છે. અને આ દેશમાંથી નિરક્ષરતાનો નાશ કરી, લોકસમૂહમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવામાં, માંદગી અને બીજાં દુઃખો દૂર કરવામાં, ભવિષ્યની જનતાનાં ચારિત્ર્યબંધારણમાં પત્નીઓ અને માતાઓ તરીકે પણ તેઓની જરૂર છે માનવ પ્રવૃત્તિનાં એવાં બીજાં પણ ઘણાં ક્ષેત્રો છે, જેનાં દ્વાર માત્ર રૂઢીઓ અને ચોક્કસ માન્યતાના પ્રતાપે સ્ત્રીઓ માટે બંધ થએલાં છે. આપણી જ સહાનુભૂતિના અભાવે, વહીવટી અને કાયદો ઘડનારાં ખાતાંઓ ઉપર હજીયે પુરૂષોનો ઇજારો છે.

બધીયે કોમો, જાતિઓ અને મતોનું પ્રતિનિધિત્વ ધરાવતી અખિલ ભારતીય મહિલા પરિષદે તેનાં છેલ્લાં અધિવેશનમાં બાળલગ્નો નાબુદ કરવા, લગ્ન, વારસો, અને બાળકોનાં વાલીપણાં સંબંધમાં હિન્દુ કાયદામાં સુધારો કરાવવા, પુરૂષ અને સ્ત્રી બન્ને જાતિઓ વચ્ચેનાં નીતિનાં ધોરણ ઉચ્ચ અને સમાન કરવાનો, સગીરબાળાઓને રક્ષણ આપવાનો, સ્ત્રીઓનો અનીતિમય વેપાર અટકાવવાનો, બહુપત્નીત્વ અને પડદો નાબુદ કરવાનો, અસ્પૃશ્યતા નિવારવાની, મદ્યનિષેધ સાધવાનો, મજુરોની પરિસ્થિતિ સુધારવાનો બાલકોની મજુરી નાબુદ કરવાનો, છોકરાં છોકરીઓ માટે ફરજીયાત પ્રાથમિક અને સ્વતંત્ર કેળવણી દાખલ કરવાનો, અને સ્ત્રી બાળકો માટે પૂરતી દાક્તરી મદદ મેળવવાનો, ઠરાવો કર્યા છે. મ્યુનિસિપાલીટીઓ, જીલ્લા મંડળો, શિક્ષણ સંસ્થાઓ જેવી કે સેનેટ, સીંડીકેટ, વગેરેમાં સ્ત્રીઓ જગાઓ મેળવે તો આ સુધારાઓ નજીકના ભવિષ્યમાં દાખલ થવાનું સંભવિત બનશે.

તેથી, જે નવું બંધારણ હવે ઘડાવાનું છે, તેમાં સ્ત્રીઓએ હજી અગત્યનો ભાગ ભજવવાનો છે અને સ્વરાજ બંધારણનાં ઘડતરમાં, આપણો પોતાનો દરજ્જો ઘડવામાં આપણો હાથ હોવો જોઇએ એવી માંગણી કરવામાં આપણે ન્યાયી છીએ. મહાસભાએ શહેરીપણાંના મૂળભૂત હક્કોની જાહેરાતમાં જાતીય સમાનતાનો સિદ્ધાંત સ્વીકાર્યો છે. પરંતુ

હતી; ત્રણ માતાઓ માટેની હતી. બીજી બે બાળકોની શાળાઓ હતી, બે ટ્રેનીંગ સ્કુલો અને ૮ સંરક્ષણગૃહો હતાં.

૧૯૨૮ના મે માસમાં હિન્દુ અને મુસ્લીમ કાર્યકર્તાઓના કહેવાથી કલકત્તાના લોર્ડ બિશપ તથા રેવ. હર્બર્ટ એન્ડર્સને નૈતિક તથા સામાજિક આરોગ્યવર્દ્ધિની સમિતિને એક મહિલા કાર્યકર્તા મોકલવા લખ્યું. તે મુજબ તા. ૨૩ મી નવેમ્બરે મીસ શેફર્ડ હિન્દ આવ્યાં અને અહીં કામ કરી રહ્યાં છે. વિલાયતમાં તેમનાં ૭૦ વર્ષના વૃદ્ધા માતા અને એક બહેન છે. કલકત્તા આવીને તેમણે શું કામ કર્યું તેનું આછું દિગ્દર્શન અહીં કરીશું.

કલકત્તામાં અનેક જાતિની ઓછામાં ઓછી ૪૦૦૦૦ વેશ્યાઓ રહે છે. તેમના જુદા જુદા મહોલ્લાઓ છે; તેમની ભાષા જુદી જુદી છે; એટલે આ કાર્ય કરવું કાંઇ સહેલું નથી. એ કામ કરવા માટે તેમને યુરોપિયન, હિન્દી, જાપાની, એંગ્લો હિન્દી અને ચીની દુરાચારગૃહોની શોધ કરવી પડી. તે બાદ મીસ શેફર્ડે ૧૯૨૧ ની વસતીગણત્રીના હેવાલનો અભ્યાસ કરવા માંડ્યો અને તેમાંથી જરૂર પડતી માહિતી એકઠી કરવા માંડી. ભારતના જુદા જુદા પ્રાંતોમાં વેશ્યાઓ સંબંધમાં જે કાયદા કાનૂનો છે, તેનો તેમણે તુલનાત્મક અભ્યાસ કરી એનાં પરિણામો લખી રાખ્યાં.

દુરાચારનાં કારણોથી ઉત્પન્ન થતા રોગો, અને તેનું નિવારણ કેવી રીતે થઇ શકે, અને બાળકોને એનાં દુષ્પરિણામોથી કેવી રીતે બચાવી શકાય એ વિષે પણ મીસ શેફર્ડે પુષ્કળ વિચાર કર્યો છે. કલકત્તામાં હિન્દુ વેશ્યાઓની સંખ્યા ૩૩૬૭૪, મુસલીમ વેશ્યાઓ ૫૧૩૭ અને બીજી કોમની ૩૪૧ છે, એ ઉપરથી એનાં દુષ્પરિણામોની કલ્પના કરી શકશો. કલકત્તા કોરપોરેશનના આરોગ્ય વિભાગના હેવાલ ઉપરથી માલમ પડે છે તે પ્રમાણે નાનાં બાળકોનાં કલકત્તામાં જેટલાં મૃત્યુ થાય છે તેમાં ૭૫ સીફીલીસ (ગરમી)માં કારણે હોય છે. કલકત્તાના જેટલું બાલમરણનું પ્રમાણ હિન્દના કોઇ પણ ભાગમાં નથી.

દુરાચારો દુર કરી સામાજીક પવિત્રતા સ્થાપવા માટે મીસ શેફર્ડે કલકત્તાની સમિતિના ૭ વિભાગ બનાવ્યા છેઃ—

( ૧ ) આર્થિક વિભાગ,

( ૨ ) શિક્ષણ અને પ્રચાર વિભાગ—આ વિભાગનું કામ ઉત્સાહી કાર્યકરોને આ વિષયનું શિક્ષણ આપવાનું છે; નાની નાની પુસ્તિકાઓ જુદી જુદી ભાષાઓમાં છાપી પ્રચાર કરવાનું તેમજ શાળાઓમાં સ્વચ્છતા, આરોગ્યતા વિષે જે શિક્ષણ આપવામાં આવે છે તેની તપાસ કરી જરૂર પડે તો યોગ્ય પુસ્તક તૈયાર કરવાનું છે.

( ૩ ) સામાજિક તપાસ—વિભાગ—લોકો પોતાનું મનોરંજન કેવી રીતે કરે છે તેની તપાસ કરવી. ફિલ્મ, નાચ, વિજ્ઞાપનો વગેરેની તપાસ નવયુવાનોને કઇ કઇ સંસ્થાઓમાં સમાજસેવાનો અવસર મળે તેને લગતી સૂચનાઓ આપવી.

( ૪ ) કાનૂન વિભાગ—દુરાચારો દૂર કરાવવા માટે નવા કાયદાઓ ઘડવાના તેમજ જ્યાં કાયદાઓ થયા હોય ત્યાં તેના ઉપર દેખરેખ રાખવાનું આ વિભાગનું કામ છે.

( ૫ ) દુરાચારગૃહોની તપાસ કરવી.

( ૬ ) જે છોકરીઓને અનીતિનાં ધામોમાંથી બચાવવામાં આવે તેમનાં ભાવિ કાર્ય વિષે પ્રબન્ધ કરવો.

આ સર્વ વિભાગોના કાર્યક્રમ ઉપરથી માલમ પડે છે કે મીસ શેફર્ડે શિક્ષણ અને રચનાત્મક કાર્યને વધારે મહત્વ આપ્યું છે. પરંતુ આ બધામાંય મીસ શેફર્ડને જ વધારે પરિશ્રમ કરવો પડે છે. આ કાર્યને અંગે મીસ શેફર્ડ મદ્રાસ, બેંગલોર, સીલોન, સિમલા, લાહોર વગેરેનો પ્રવાસ કરી આવ્યાં છે. જુદાં જુદાં સ્થળોએ તેમણે ભાષણો પણ આપ્યાં છે. લોર્ડ ઇરવીન અને બીજા ઉંચા અધિકારીઓ સાથે આ વિષયમાં તેમણે વાતચીત પણ કરી છે.. અનીતિમય વેપાર અટકાવવાનો કાયદો આખા ભારતવર્ષ માટે થાય કે જેથી દુરાચારગૃહના માલેકો, દુરાચાર ફેલાવનારા દલાલો, અને વેશ્યાઓને સજા કરી શકાય, એવો તેમનો ઉદ્દેશ છે,

આ પ્રશ્ન કાંઇ એકલાં કલકત્તાનોજ નથી. આખાં ભારતનો છે. તેથી જુદાં જુદાં સ્થળોની સદાચાર પ્રચારિણી સમિતિઓએ અખિલ ભારત સદાચાર પ્રચારિણ સભા India Vigilance Association ની સ્થાપના કરેલી છે. મીસ શેફર્ડ એનાં સંયુક્ત મંત્રી છે. કલકત્તાની પાસે આવેલા

પાનિહાટિમાં તેમની દેખરેખ નીચે એક સંરક્ષણ ગૃહ પણ ચાલે છે. શરૂઆતમાં એ ગૃહમાં ત્રણ છોકરીઓ હતી. આજે ત્યાં ૭૫ છોકરીઓ છે.

ઇંગ્લાંડ અત્યાર સુધી ભારતમાં રાજકર્તાઓ જ મોકલતું રહ્યું છે, સેવક નહિ આ કારણથીજ અંગ્રેજો અને ભારતવાસીઓ વચ્ચે મોટું અંતર રહ્યુ છે. પરંતુ હવે જમાનો બદલાયો છે. દુઃખીઓના દુઃખ નિસ્વાર્થ ભાવથી દૂર કરવામાં સહકાર કરવાથી બન્ને જાતિઓ વચ્ચે એકતા સ્થપાય છે. એટલા માટેજ વિલાયતની નૈતિક અને સામાજીક આરોગ્યવર્દ્ધિની સમિતિ રૂ. ૧૮૦૦૦ ખર્ચીને પોતાના એક પ્રતિનિધિ હિન્દમાં મોકલે એ અત્યંત મહત્વપૂર્ણ બાબત છે. આવા પ્રકારના કાર્યોથી જાતીય સહકારનું જે બીજ છુપાઇ રહ્યું છે તે મોટાં વૃક્ષનું રૂપ ધારણ કરશે અને તેની પવિત્ર છાયા ભારત અને વિલાયતનાજ નહિ પણ સમસ્ત વિશ્વના દુઃખી અને સંતપ્ત પ્રાણીઓને માટે સુખદ અને કલ્યાણકારી થશે.

[ શ્રી. બનારસીદાસ ચતુર્વેદીના લેખ ઉપરથીઃ "પીયૂષ" ]

(૨)

## આન્તરજ્ઞાતીય લગ્નની વ્યવહારૂ યોજના

અમદાવાદના 'ગુજરાત સંસાર સુધારા સમાજ'ના પ્રમુખ ડૉ. સુમન્ત મહેતાની નીચેની યોજના આવકારદાયક છે. :—

આપણામાં ફેલી કેળવણીની વૃદ્ધિને લઇને તથા આર્થિક કારણો અને રાષ્ટ્રની અનેકવિધ જાગૃતિને લઇને, હિન્દુ સમાજમાં જ્ઞાતિ એક સંસ્થા તરીકે અનિષ્ટરૂપ છે, એવી માન્યતા ઘણાઓના મતમાં દૃઢ થવા લાગી છે. છતાં જ્ઞાતિ લોકોનાં લગ્નો કરાવી આપે છે એવી શ્રદ્ધાને લઇને એક સંસ્થા તરીકે તે હજી ટકી રહી છે. જ્ઞાતિનું ક્ષેત્ર ઘણું જ ટુંકું હોવાને લીધે, આવાં લગ્નો લગ્નના ઉચ્ચ ઉદ્દેશને વિફળ કરે છે, વ્યક્તિના અને ખાસ કરીને સ્ત્રીના વિકાસને ગુંગળાવી મારે છે અને સમાજને આ રીતે પછાત રાખે છે.

લગ્નના સંબંધમાં જ્ઞાતિએ મુકેલી આવી કૃત્રિમ સીમામાંથી મુકત થવા ઇચ્છનારની સંખ્યા દિન પ્રતિદિન વધતી જાય છે. જ્ઞાતિઓનાં બંધન શિથિલ કરવા ઇચ્છનારાઓના આપણે મુખ્ય ત્રણ વિભાગો પાડી શકીએ:—(૧) જેઓ પોતાની જ જ્ઞાતિમાં રહીને તડ અથવા ઘોળ તોડવા તૈયાર હોય; (૨) જેઓ તેનાથી એક ડગલું આગળ જઇ "રોટીવ્યવહાર ત્યાં બેટીવ્યવહાર" કરવા ઇચ્છતા હોય (આ વર્ગ મોટા જ્ઞાતિઓને એક કરી માત્ર ચાર મુખ્ય વર્ણ રાખવા ઇચ્છનારનો છે); (૩) જેઓ આથી પણ આગળ વધી સમસ્ત હિન્દુ સમાજને એક ગણી લગ્ન કરવા ઇચ્છતા હોય. આ બધામાં એટલું તો સ્પષ્ટ છે કે લગ્નના વ્યક્તિગત અને સામાજિક હેતુ સર્વાંશે સફળ થાય તે માટે લગ્ન કરનાર સ્ત્રીપુરૂષનાં સંસ્કૃતિ, ધર્મ, અને સામાજિક દરજ્જાના સામ્યની જરૂર છે.

ઘોળાન્તરથી માંડીને વર્ણાન્તર લગ્ન કરવા ઇચ્છનારાઓને પોતાની પસંદગી મુજબનું કુટુમ્બ શોધવાની ભારે મુશ્કેલી હોય છે, તેથી સુધારાની તીવ્ર ઇચ્છા છતાં તેઓ ચાલુ બન્ધનો તોડી શકતા નથી. આથી જ્ઞાતિબન્ધન તોડવા ઇચ્છનારની સંખ્યા વધવા છતાં જ્ઞાતિબહારનાં લગ્નો જુજ થાય છે.

આ મુશ્કેલી કેટલેક અંશે ટળે અને લગ્ન સંબંધનું ક્ષેત્ર વિશાળ કરવા ઇચ્છનાર કુટુંબોને એકબીજાની માહિતી મળી શકે તે હેતુથી "ગુજરાત સંસાર-સુધારા સમાજ" તરફથી એક ખબરખાતું (Information Bureau) રાખવાનું ઠરાવ્યું છે. જેઓ ઉપર મુજબનાં કોઇ પણ પ્રકારના જ્ઞાતિબંધન તોડી લગ્નસંબંધ બાંધવા ઇચ્છતા હોય, તેઓએ, પ્રમુખ "ગુજરાત સંસાર સુધારા સમાજ," એલીસબ્રીજ, અમદાવાદ, એ શિરનામેથી, એક આનાની ટીકીટ બીડી, માહિતી પત્ર મંગાવી પોતાની હકીકત, ભરી મોકલવી. આ પ્રમાણે હકીકત મળેથી અનુકૂળ પરિસ્થિતિનાં કુટુંબોની તેમને જાણ કરવામાં આવશે. આ હકીકત તદ્દન ખાનગી રાખવામાં આવશે

આ યોજનાનો લાભ વિધવાઓ તેમજ વિધવા સાથે લગ્ન કરવા ઇચ્છનારાઓ પણ લઇ શકશે. આશા છે કે સંખ્યાબંધ સ્ત્રીપુરૂષો આ યોજનાનો લાભ લઇ દઇ સમાજસુધારાના એક મહાન પ્રશ્નને ઉકેલવામાં પોતાનો ફાળો આપશે.

---

**ચૂંટણી**

પાનિહાદિમાં તેમની દેખરેખ નીચે એક સંરક્ષણ ગૃહ પણ ચાલે છે. શરૂઆતમાં એ ગૃહમાં ત્રણ છોકરીઓ હતી. આજે ત્યાં ૭૫ છોકરીઓ છે.

ઇગ્લાંડ અત્યાર સુધી ભારતમાં રાજકર્તાઓ જ મોકલતું રહ્યું છે, સેવક નહિ આ કારણથીજ અંગ્રેજો અને ભારતવાસીઓ વચ્ચે મોટું અંતઃમાં રહ્યું છે. પરંતુ હવે જમાનો બદલાયો છે. દુઃ અન્યોના દુઃખ નિસ્વાર્થ ભાવથી દૂર કરવાનાં. કરવાથી બન્ને જાતિઓ વચ્ચે એક્ય: વર્ષ ૨ જું; એટલા માટેજ વિલાયતની નેર્સિંગ; પુ. ૧૧ (૨) આરોગ્યવર્દ્ધિની સમિતિ પોતાના એક પ્રતિનિધિ મહત્વપૂર્ણ બાબત ર-કાર્યોથી જાતીય સદ્ભાવના છે તે મોટાં શુકનું. છતાં પવિત્ર છાયા ભારઆપણા સમસ્ત વિશ્વનચ્છ રાજ-માટે સુખદ ઽદનો કબજો [ શ્રી. બનાવ્યા કાર્યો કરી અને એ કબજો ની કેવી રીતે આન્તર: ની શાયને કળે રહ્યા છે તેની અમદાવાદ કરાવશે. જ ના પ્રમુખ સુધીના યોજના આવ:સામાં ક્રમે આપણામાં ક્રિનાકરોએ એ આર્થિક કાર્યો પાયમાલી થઇને, હિન્દુ અને કહેવાતા અનિષ્ટરૂપ છે, દ્રોહ કર્યો તેની રંવા ઉમાં કરે એવી દઢ થવા બીજી પુસ્તક આપે છે. એ પુસ્તકના લેખક કરાવી આપે છે; ન. જોશીની બાની સાદી, તરીકે તે ઉત્કર્ષક હોઇ પુસ્તક સાદ્યંત વાંચી જ ઉઠે હેવાને રો. બીજું પુસ્તક રા. કે ડી. ક્રેશને સિંહ ... ત પુસ્તકનો અનુવાદ છે. શ્રી. જેશા-ને સ્ત્રીના વિક ...એ એ અનુવાદ સ્હેલાઇથી સમજાય તેને આ રીતે કર્યો છે, જેને પરિણામે એમાં લેખના ...રાજના કુટ પ્રશ્નો વાચકો તુરત જ ઇત્રિમ સીમામાં ...બન્ને પુસ્તકોથી આપણા રાજકીય ...ઉપયોગી ઉમેરો થાય છે.

બે નાટકો: લેખક: રા. "શારદાપ્રસાદ" વર્મા. દિન પ્રકાશક: યુગાન્તર કાર્યાલય, સુરત. મૂલ્ય: સાત રૂપિયાનો.

રા. ઉમરવાડીઆએ એકાંકિ નાટકો પ્રકટ કર્યાં પછી એ દિશામાં અનેક સફળ નિષ્ફળ પ્રયત્નો થયા છે આ બે નાટકો એજ શૈલિમાં લખાયા છે પ્હેલામાં કઠોર વૈજ્ઞાનિકના પ્રયોગો અને માતૃપ્રેમની કરૂણ અથડામણનો લેખક ચિતાર આપે છે. બીજામાં કાઠિયાવાડની જાણીતી શેણી અને વીજાણંદની પ્રેમકથા આલેખી છે. ઉપોદ્દઘાત લખનાર રા. ઉમરવાડીઆની પરોક્ષ મનાઇ છતાં અમે આ પુસ્તકોની સમાલોચના કરવાની ધૃષ્ટતા કરી છે ! એમને એ નાટકોમાં લાગેલી ન્યૂનતા અને ઉણપ છતાં અમને એ વાંચવા ગમ્યાં છે, અને એમાંથી લેખક ભવિષ્યમાં સારી કૃતિઓ ગુજરાતને આપી શકશે એવી આશાભરી ઝાંખી અમને થઇ છે.

**વીર વનરાજ:** લેખક: રા. તારાચંદ્ર પો. અડાલજા. કોઠી પાસે, વડોદરા. મૂલ્ય: ત્રણ આના.

ભાઇ અડાલજાને "વીરની વાતો"ના સુવિખ્યાત લેખક તરીકે આખી ગુજરાતી આલમ ઓળખે છે. એમણે પોતાની કલમ આ પુસ્તકથી બાલસાહિત્યના પ્રદેશમાં વ્હેતી મૂકી છે; અને તેમાં અપૂર્વ સફળતા મેળવી છે અમે ઇચ્છીએ છીએ કે તેઓ એ પ્રદેશમાં થોડા વખત વિહરવાનું ચાલુ રાખે અને મોટેરાંની જેમ ગુજરાતના બાળકોને પણ ઉપયોગી થાય અને આનંદ આપે એવું સાહિત્ય પ્રકટાવે. શ્રી. હરિલાલ ત્રિવેદીનાં સંખ્યાબંધ સુંદર ચિત્રો આ પુસ્તકની ઉપયોગીતામાં અને એનાં મૂલ્યમાં વધારો કરે છે પુસ્તક લેખકને ત્રણ આનાની ટીકીટ મોકલવાથી ઘેર બેઠા મળી જશે.



---

# સ્ત્રીજગત્

સ્વરેશ

**મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ:** મુંબાઇમાં અત્યારે દેશસેવિકાઓ માટે વિદેશી કાપડની દુકાનો અને દારૂતાડીનાં પીઠાંની ચોકીનાં બે મુખ્ય કાર્ય રહ્યાં છે. એ કાર્ય દેશસેવિકા બહેનો સારી રીતે ચલાવે છે. વિદેશી કાપડની દુકાનો પર બહેનો ચોકી કરે છે. અને કેટલેક ઠેકાણે દારૂતાડીનાં પીઠાં પર પણ બહેનો ચોકી કરે છે. ગીરગામ, દાદર અને કોટમાં બહેનો ખાસ કરીને પીઠાં પર ચોકી કરે છે. મુંબાઇ પ્રાંતિક મહાસભા સમિતિની કાર્યવાહક સમિતિમાં આ વખતે શ્રીમતી પેરીનબહેન કેપ્ટનની ચુંટણી થઇ છે. સખ્ત વરસાદમાં પણ બહેનોને પીઠાંની ચોકી કરતી જોઇ કોઇનું પણ હૃદય ડગ્યા વિના ન રહે. તેમાં નાનાં નાનાં બુલબુલો-છોકરા છોકરીઓ પણ આ ચોકીમાં કેટલીક વખતે સાથ આપે છે. કોઇક કોઇક જગાએ તોછડા અને હલકા ખવાસના પીઠાંના માલેકો કે કાપડીયાઓ બહેનોનાં અપમાન કરે છે કે ગાળ દે છે પણ અહિંસાની શક્તિના ભંડાર સમી સેવિકા બહેનો એનો શાન્તિથી જવાબ આપે છે. ગયા માસ દરમ્યાન ભાટીયા બહેનો સમક્ષ શ્રીમતી સરોજિની નાયડુએ પ્રવચન કર્યું હતું. મહાત્માજીએ પણ મુંબાઇની એક મોટી મહિલા સભામાં ભાષણ કરી બહેનોને પ્રેરણા આપી હતી.

ગયા માસ દરમ્યાન મુંબાઇની મ્યુનિસિપલ કોરપોરેશનમાં કોરપોરેશનના મકાન ઉપર રાષ્ટ્રધ્વજ ફરકાવવાની દરખાસ્ત ચર્ચા માટે રજુ થઇ હતી. તે વખતે કેટલાંક દેશસેવિકા બહેનોએ કોરપોરેશનમાં હાજરી આપી એ ઠરાવ પસાર કરવા સભ્યોને વિનતિ કરી હતી. પણ એ દરખાસ્ત ભવિષ્ય ઉપર મુલત્વી રહી છે.

મુંબાઇનાં ઉપનગર જીલ્લાના તાલીના માંડવાનું લીલાંઉ વાંદરામાં કલેક્ટરની કચેરીમાં થયું હતું. તે વખતે પણ શ્રીમતી જાનકીબહેન બજાજ શ્રીમતી ગોમતીબહેન મશરૂવાળા, શ્રીમતી ગંગાબહેન પટેલ, મીસ નટરાજન, મીસ સોફીયા સોમજી વગેરે બહેનોએ ચોકી કરી લીલાંઉમાં ભાગ લેનારા ભાઇ બહેનોને એ ધંધામાં ન પડવા વિનતિ કરી હતી.

સુરત, વલસાડ, વગેરે સ્થળે પણ વિદેશી કાપડની દુકાનો અને પીઠાં પર ચોકી થાય છે. અમદાવાદમાં ગયા માસ દરમ્યાન પંડિત મદનમોહન માલવીયાજીએ ગુજરાતની બહેનોનાં કાર્યની પ્રશસ્તિ કરી બહેનોને અંજલિ આપી હતી.

કરાંચીમાં પણ જુન માસમાં વિદેશી કાપડ ઉપર ચોકી કરવા માટે ૧૨૦ સ્વયંસેવિકાઓ બહાર પડી હતી.

પુનામાં શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય, શ્રીમતી યશોદાબાઇની આગેવાની હેઠળ સખ્ત ચોકી થતાં વિદેશી કાપડની ૩૩ ઉપર દુકાનો બંધ થઇ ગઇ છે.

નેલોરમાં તા. ૨૧ મી જુને વિલાયતી કાપડની દુકાન પર ચોકી કરતાં બે સ્વયંસેવિકા બહેનો ઉપર વેપારીઓએ હલ્લો કર્યો હતો.

**અનીતિ માટે સ્ત્રીઓનો વેપાર:** મુંબાઇ ઇલાકા વીમેન્સ કૌન્સિલના આશ્રયે ગયા માસમાં મુંબાઈમાં અખિલ હિન્દ વિજીલન્સ એસોસીએશનના મંત્રી મીસ પોર્કે, શ્રીમતી જયશ્રીબહેન રાયજીના પ્રમુખપદે 'સ્ત્રી પોલીસ' અને 'અનીતિ માટે સ્ત્રીઓનો આંતર રાષ્ટ્રીય વેપાર' એ વિષયો ઉપર પ્રવચન કર્યું હતું. સ્ત્રી પોલીસ વિષે બોલતાં તેમણે કહ્યું: પોલીસની સફળતાનો ખરેખરો આધાર કાયદો અને નિયમનનું મને કેટલું માન

...ા ઉપર છે. ખાસ કરીને સ્ત્રી પોલીસ હોય તો આમ જ છે. બીજા દેશોની જેમ હિન્દ ...લીસની ભરતી કરવા તૈયાર છે કે કેમ એની ...ાત્રી નથી. હિન્દમાં સ્ત્રી પોલીસ માટે ઘણી ..., ગીચ વસ્તીવાળા લતાઓમાં, શાળાઓ તેમજ ...ના ધા- ... આગળ ... ચોકી કરી ... સ્ત્રીઓ ... કામમાં ... થાય તે ...શને જા- ..., સત્તા- ...ાની સ- ...તિ મેળ- ... અને એ ...ને ટક- ...ટે પૂરતા ...ી જરૂર છે. ...ીજા વિ- ...પર ઓલ- ...ણે જણા- ...કે યુરોપ ... અમેરિકા ... અનિષ્ટનું ...ણ કરી ...છે. જ્યારે ...યા સમક્ષ ...એ ભયં- ...દી ખડી ...ીજા દેશો- ...ામાં બદી ... રહેવાનું ... એટલું જ ...કે એવા ...તિમય વેપાર કરનારાને ઘણો મોટો લાભ થાય છે. ... હિન્દમાં તો આ બદીનું મૂળ કારણ પ્રજાની ...ારી છે; જે હજુએ જેવી ને તેવી રહી છે. ...ક રીત રીવાજો, જ્ઞાતિનાં રૂઢીબંધનો અને ...લગ્ન પણ એનાં કારણોમાં સમાય છે. હિન્દમાં

## " ખાદીમાંજ તમારી મુક્તિ છે "

[ મુંબાઇના માધવબાગમાં ૧૦૦૦૦ ઉપરની મહિલા મેદની સમક્ષ ગાંધીજીએ આપેલાં ભાષણમાંથી ]

" ભારતની બહેનોએ આખા દેશની પ્રતિષ્ઠા વધારી છે. તમારા તરફ બધાની નજર ખેંચાઇ છે. તમારી દેશભક્તિ માટે આખું વિશ્વ તમારી તરફ માનની દૃષ્ટિએ જોઇ રહ્યું છે. પરંતુ એટલું જ બસ નથી. દુનીઆ આજે તમારી જે પ્રસંશા કરી રહી છે તેણે તમારાં ભવિષ્યનાં કાર્યમાં વધુ શ્રદ્ધા ઉત્સાહ અને હિમ્મત પ્રેરવી જોઇએ. લડત દરમ્યાન તમને સોંપેલું કાર્ય તમારે વધારે ઉત્સાહથી પાર પાડવું જોઇએ. તમે વિદેશી કાપડનો વેપાર ન કરવા વેપારીઓને સમજાવી શકો; તમે ગ્રાહકોને વિદેશી કાપડ ન ખરીદવા સમજાવી શકો. એજ રીતે દારૂ તાડી વિષે પણ તમે કરી શકો. લડત કરતાં આજે કાર્યકર્તાઓ અને ઉત્સાહના અભાવે, એ કાર્ય વધારે, મુશ્કેલ બન્યું છે.

તેથી નિયમિત અને શિસ્તબદ્ધ કાર્યકર્તાઓનાં જુથની જરૂરીઆત સૌથી વધારે છે તમારા પ્રયત્નથી તમારે નિરાશ થવાનું નથી. તમારે તમારા કાર્યમાં પૂર્ણ શ્રદ્ધા રાખવી અને ચોક્કસ માનવું કે તમારો વિજયજ થનાર છે. આટલું જાળવશો તો તમે વિદેશી કાપડ અને દારૂની બદીને થોડાજ વખતમાં નાબુદ કરી શકશો.

તેથી, બહેનોને મારી વિનંતિ છે કે બહાર પડો અને કેસરિયા સાડીનું આ પ્રતીક ધારણ કરી દેશની સેવા કાજે પ્રતિજ્ઞાબદ્ધ થયેલી શૂરી અને નિઃસ્વાર્થ બહેનોની ટુકડીમાં જોડાવ.

વિદેશી કાપડને સ્થાને તમારે ખાદી કે હિંદી બનાવટનું કાપડ પસંદ કરવું, પરંતુ હું તમને જણાવીશ કે હિંદી મીલોનું કાપડ જેઓને ગમે છે તેઓ સમક્ષ ભૂખે મરતાં કરોડોના અવાજ નથી પહોંચ્યો. મહાસભાના સિદ્ધાંતમાં માનનાર દરેક મહાસભાવાદી ભાઇ કે બહેનની એ ફરજ છે કે તેણે મીલ કાપડને સ્થાને ખાદીજ ધારણ કરવી ખાદીમાંજ તમારી મુક્તિ છે અને તમારી મુક્તિમાં તમારા દેશની મુક્તિ છે. "

જાતીય વિજ્ઞાનના પ્રશ્નનું પૂરતું જ્ઞાન આપે એવા પ્રકારનાં શિક્ષણની ખાસ આવશ્યકતા છે.

**સુધારક લગ્ન**: મુંબાઇની ન્યુ ઇરા સ્કુલના શ્રી. કેશવ બી. કીર્તિકરે બનારસની થીઓસોફીકલ સ્કુલના શ્રીમતિ પદ્માવતી આર. તીલક સાથે સીવીલ મેરેજ એક્ટની રૂએ લગ્ન કર્યું છે.

**મીસ એમી** બી. રૂસ્તમજી, એમ.એ., (કેમ્બ્રીજ) મુંબાઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં અંગ્રેજી સાહિત્યનાં અધ્યાપક તરીકે કામચલાઉ નીમાયા છે.

**વિધવાને જ પરણો**: મ. ગાંધીજીએ કાશ્મીરના પંડિત પ્રાણનાથને કાશ્મીરમાં સરકારે વિધવા વિવાહની છૂટ આપતો કાયદો ઘડયો છે તે સંબંધમાં પોતાનો મત દર્શાવતાં જણાવ્યું છે કે: " હાલના સંજોગોમાં યુવાનોની એ ફરજ છે કે તેઓએ વિધવાઓને જ પરણવું. જો પંડિતની જ્ઞાતિમાં વિધવાઓ નહિ મળે તો સત્યાગ્રહી તરીકે પર જ્ઞાતિની કન્યા લાવવી. જ્ઞાતિની બહાર નીકળતા તેઓ ખુશી ન હોય તો જ્ઞાતિના મોવડીઓને નોટીસ આપવી કે જો તમે વિધવા-

એને પુનર્લગ્નની છૂટ આપશો નહિ કે તે માટે ઉત્તેજન આપશો નહિ તો અમે જ્ઞાતિમાંથી બહાર નીકળી પર જ્ઞાતિમાં જઇશું.

પુનર્લગ્નઃ રાજકોટનાં વતની શ્રીમતી સુંદરબાઇએ જુન માસમાં અમદાવાદ ખાતે શ્રી. શંકરાભાઇ લલ્લુભાઇ સાથે પુનર્લગ્ન કર્યું. ૨૦ વર્ષની ઉમરે શ્રીમતી સુંદરબાઇ વિધવા થયાં હતાં.

પ્રકીર્ણઃ ( ૧ ) એડીનબરોની ત્રીસ વર્ષની એક યુરોપીયન વિધવાએ હિન્દુ ધર્મ સ્વીકારી સરોજ કુમારી નામ રાખ્યું છે ( ૨ ) મદ્રાસનાં એલફીન્સ્ટન થીએટરના મેનેજર મી નરીમાન ગાંધીનાં બહેન મીસ દીના ગાંધી ઓન. મેજીસ્ટ્રેટ નીમાયાં છે. (૩) મુંબાઇ યુનિવર્સીટીની એમ. ડી. ની પરીક્ષામાં શ્રીમતી પ્રમીલા કપીલેશ્વરકર પાસ થયાં છે.

પતિદેવઃ (૧) ઉમરેઠના એક બ્રાહ્મણ પતિદેવ ચોવીસે કલાક પત્નીને ઘરમાં પૂરી રાખી બહારથી આવતાં માર મારે. બાઇને બહાર ન જોતાં અડોશી પડોશીને વહેમ પડયો એટલે બાઇનાં પીઅરીઆંને આણંદ ખબર કરી. એટલે બાઇનો ભાઇ ઉમરેઠ આવ્યો. બનેવીએ કાંઈ ખુલાસો ન કરતાં પોલીસને ખબર અપાઇ. પતિદેવને પકડી જામીન પર છોડયા અને બારણું તોડી બાઇને કાઢી સારવાર માટે ગોઠવણ કરી. જામીન પર છૂટીને પતિદેવ આણંદ સાસરે ગયા. બાઇને હેરાન કરવાનો પ્રયત્ન કરતાં સાસરામાં સારી પેઠે મેથીપાક જમાડવામાં આવ્યો. (૨) ભીમજી રણછોડ નામના એક પતિદેવને પત્નીને દાતરડાં વડે ઘા કરી તેનું મરણ નીપજાવવા માટે ૭ વરસની સખ્ત કેદ મળી છે. (૩) માહિમ ખાતે ઇન્દિરાબાઇ નામની ૧૮ વર્ષની એક સ્ત્રીએ પતિદેવે માર્યાથી કુવામાં પડી આપઘાત કર્યો

સ્ટવ સગડીનો ભોગ ! મુંબાઇમાં જુનમાં ગોળપીઠાં પર ચંદ્રાબાઇ રતિલાલ નામની ૧૬ વર્ષની એક બહેન સ્ટવ સળગાવતાં દાઝી મરણ પામી. (૨) મુંબાઇમાં વડવાડી ઉપર રહેતી ડાહીબાઇ પ્રેમજી નામની ૪૩ વર્ષની સ્ત્રી સગડીની અડફટમાં આવી જતાં દાઝી મરણ પામી. (૩) બોરીવલીમાં મોંઘીબાઇ માલશી નામની ૬૫ વર્ષની સ્ત્રી સ્ટવથી દાઝી મરણ પામી.

## વિદેશ

મીસીસ વિકટર બ્રુસ ૧૯૩૦ માં ઇંગ્લાંડથી જાપાન વિમાનમાં ઉડયાં હતાં. તેમની એ સાધના અપૂર્વ ગણાય છે. ૧૯૩૦ ની આગેવાન સ્ત્રીવિમાનીઓમાં મીસ એમી જોનસન પછી એમનું નામ પહેલુંજ આંતરરાષ્ટ્રીય વિમાનીઓના સંઘમાં દાખલ થયું છે. મીસીસ બ્રુસે ત્રણ પુસ્તકો પણ લખેલાં છે.

મીસ માર્ગરેટ ગોરડનઃ ગ્રેટબ્રિટનની ઇન્કોર્પોરેટેડ સેલ્સ મેનેજર એસોસીએશનની ડીપ્લોમા મેળવનારાં પહેલાંજ સ્ત્રી છે. મીસ ગોર્ડનની સાથે ૪૧ પુરૂષ ઉમેદવારો હતા. તેમાં તે ઉંચા પ્રકારનાં ડીસ્ટીંકશન સાથે પસાર થઇ છે.

મ્યુસાઇની અનિષ્ટ પ્રથાઃ ગ્રેટબ્રિટનની આમની સભામાં હોંગકોંગમાં પ્રવર્તી રહેલી મ્યુસાઇની પ્રથા સંબંધમાં થોડાજ વખત ઉપર ચર્ચા થઇ હતી. સર જોન સાઇમને જણાવ્યું હતું કે હોંગકોંગમાં હજારો છોકરીઓ પારકાં ઘરોમાં અત્યંત ઘાતકીપણાનો ભોગ થઇ રહી છે. મ્યુસાઇની પ્રથા પ્રાચીન છે અને ચીનમાં એનો પ્રચાર ઘણો મોટો છે. મૂળે તો એ પ્રથા દત્તક લેવાના રૂપમાં હતી, પરંતુ હવે તો એણે ખરીદીનું રૂપ લીધું છે. આ પ્રથા નાબુદ કરવાનાં તત્કાળ પગલાં લેવાવાં જોઇએ.

સ્ત્રીઓ માટે સરખા હકો : વીન્કોન્સીનમાં સ્ત્રીઓને સમાન હકો આપતો કાયદો પસાર થયો છે આ કાયદા પ્રમાણે, મતાધિકાર, કોન્ટ્રાકટ કરવાની સ્વતંત્રતા, મિલ્કત રાખવાની કે તેનો વહીવટ કરવાની, જુરી સર્વીસ, હોદ્દા ધરાવવાની, બાળકોનો કબજો અને સંભાળ, તેમજ બીજી બધી બાબતોમાં સ્ત્રીઓ પુરૂષોના જેટલાજ હકો ભોગવશે.

પેરીસમાં મીસીસ ક્ષમા રાવ : પેરીસમાં મીસીસ ક્ષમા રાવે પ્રો. સીલવેન લેવીની વિનંતિથી 'ગુજરાતના ગામડાઓ' એ વિષય ઉપર ભાષણ કર્યું હતું. તે વખતે ફ્રાન્સના ઘણા વિદ્વાનો હાજર હતા. ગુજરાતના ગામડામાં અને સૌરાષ્ટ્રની વીરાંગનાઓની જ્યારે મીસીસ રાવે વાત કરી ત્યારે સર્વેએ દિલસોજી ભરી લાગણી દેખાતી હતી. મીસીસ રાવને બીજી કેટલીક ક્લબો તરફથી

પણ ભાષણ કરવાની અરજ થતાં, તેમણે મુંબાઇના હાડી પ્રહારની ભયંકર વાતો કરી હતી. બોરસદના બનાવો ફ્રેન્ચોને ઘણા નાપસંદ પડ્યા હતા. તેઓએ એ સામે ખુલ્લેખુલ્લી નાપસંદગી બતાવી હતી.

ડૉ. નેગોચેટ્ટી ફ્રેન્ચ સોશીએટી ડી પેડીએટ્રીમાં પ્રવેશ પામનારાં પહેલાંજ બ્હેન ૧૯૩૧ ના વર્ષ માટે પ્રમુખ ચુંટાયાં છે. ૧૯૨૭ ના વડા પ્રધાન મુસોલીનીએ ટીકા કરી હતી કે "સ્ત્રી પ્રેરણા પણ આપતી નથી તેમ સર્જન પણ કરતી નથી." એના જવાબમાં આ બ્હેને જણાવ્યું હતું કે: "જાતિનું અસ્તિત્વ જ જ્યાં સ્ત્રીઓને લીધે ચાલુ રહે છે, ત્યાં સ્ત્રીઓને સર્જન કરવા માટે ગાળ દેવી એ વધારે પડતું છે..મુસોલીનીને સર્જવામાં પણ જરૂર એકાદ સ્ત્રીનો હાથ છે."

**શ્રી પોલીસઃ** પ્રશીયા અને હેમ્બર્ગમાં ૧૮ વર્ષની નીચેની છોકરીઓએ કરેલા ગુન્હા બાલકોની અદાલત સમક્ષ આવે છે. એની તપાસ કરવાનું કામ શ્રી પોલીસને સોંપાય છે. પ્રશીયામાં ૧૬ વર્ષની નીચેના સગીર છોકરાઓ સામેના આક્ષેપો પણ સ્ત્રી પોલીસને હાથે તપાસાય છે. હેમ્બર્ગમાં સગીર છોકરાઓએ કરેલા નીતિ વિરૂદ્ધના ગુન્હાઓની તપાસ પણ સ્ત્રી પોલીસ કરે છે.

**પતિની આવકમાં ભાગઃ** ડચ પાર્લામેન્ટે હાલમાં જ એક ખરડો પસાર કરી પતિની આવકમાંથી ચોક્કસ ભાગ ઘર ચલાવવા માટે પત્નીને મેળવવાનો હક્ક આપ્યો છે. પાર્લામેન્ટનાં સ્ત્રી સભ્ય મીસીસ એકકર નોર્ટના પ્રયત્નોને લીધે એ ખરડો પસાર થઇ શક્યો છે.

**મીસ હિલ્ડા વિલ્સ** બ્રિસ્ટલની જનરલ હોસ્પીટલનાં પ્રમુખસ્થાને ચુંટાનાર પહેલાં જ મહિલા છે.

**મીસ ગુડરૂન ટ્રેગ્સ્ટાડે** નોર્વેના વેપારી કાફલામાં કેપ્ટનનો દરજ્જો માટેની લાયકાત મેળવવાની પરીક્ષાઓ પસાર કરી છે. તેણે એક આગબોટ ખરીદી છે અને હવે તે નોર્વેનાં તળાવોમાં નિયમિત આગબોટ વ્યવહાર ચલાવનાર છે.

**મેડમ એલેકઝાન્ડ્રા કોલોન્ટાય** નોર્વેમાં સોવીએટ સરકારનાં પ્રતિનિધિ હતાં તે હવે સ્વીડનમાં સોવીએટ સરકારનાં એલચી નીમાયાં છે.

**પોર્ટુગલમાં સ્ત્રી મતાધિકારઃ** પોર્ટુગલમાં સરકારે શિક્ષણની યોગ્યતાવાળી સ્ત્રીઓને ધારાસભા અને મ્યુનિસિપાલીટીનો મતાધિકાર આપ્યો છે. વહીવટ અને બીજી બાબતોને લગતો મતાધિકાર કુટુંબની વડી સ્ત્રીઓ માટેજ મંજુર થયો છે.

ફાઉદ હાનમ તુર્કીનાં પહેલાંજ ઓસર્જ્યન છે.

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

### ૧. વક્તૃત્વકળાની હરીફાઇ

મંડળ તરફથી તા. ૧૮ મી જુલાઇને રોજ સાંજે ચાર વાગે મંડળના હોલમાં સભા સમક્ષ ભાષણ કરવાની હરિફાઇમાં તેર બ્હેનોએ ભાગ લીધો હતો." સ્વરાજ એટલે શું ?" એ વિષય ઉપરે દશથી બાર મીનિટ બોલવાનું રાખવામાં આવ્યું હતું. પરીક્ષકો તરીકે બ્હેનલતા હજરત, બ્હેન ગંગાબ્હેન પટેલ અને બ્હેન ગોશીબ્હેન કેપ્ટન હતાં. તેઓએ નીચે મુજબ પરિણામ જાહેર કર્યું હતું:—

| | | |
|---|---|---|
| ૧ લું ઇનામ, | કુ. મૃદુલા માધવલાલ મુનશી, | સોનાનો ચાંદ. |
| ૨ જું ઇનામ, | સૌ. સ્નેહલીલા જયંતિલાલ ઠક્કર, | રૂ. ૭) |
| ૩ જું ઇનામ, | ગં. સ્વ. કુંદનગૌરી વેલજી મહેતા, | રૂ. ૪) |
| ૪ થું ઇનામ, | કુ. વસંતકાંતા ચુનીલાલ ગાંધી, | રૂ. ૨) |

ઉપલા ઇનામો સ્વ. લેડી પરસનબાઇ ગોકળદાસ પારેખ સ્મારક ફંડમાંથી અપાશે.

### ૨. મંડળને ભેટ

સ્વર્ગ. સૌ. લક્ષ્મીબાઇ પ્રાગજીના સ્મરણાર્થે રૂ. ૫૦) શેઠ પ્રાગજી દયાળ હરીયાણી તરફથી મંડળને ભેટ મળ્યા છે તે મંત્રીઓ ઘણા આભાર સાથે સ્વીકારે છે.

**પરણેલી સ્ત્રીઓ સામે બંધીઃ** અમેરિકાના ૫૦ ટકા ઉપરાંત શહેરોમાં પરણેલી સ્ત્રીઓને જાહેર શાળાઓમાં શિક્ષણ આપવા સામે પ્રતિબંધ મૂકાયો છે.

**મીસ રૂથ નીકોલસે** યુનાઇટેડ સ્ટેટ્સ ઓળંગવાનો કર્નલ લીંડબર્ગનો રેકોર્ડ તોડયો છે. બેએક માસ પહેલાં ન્યુયોર્ક શહેરની ઉપર ૨૮૭૪૩ ફૂટ ઉડી તેણે સ્ત્રીઓ માટેનો દુનીઆનો રેકોર્ડ તોડયો હતો.

**મીસ દોરોથી સ્ટ્રેટસ** ન્યુયોર્ક શહેરની યુવાન ધારાશાસ્ત્રી છે. આંતરરાષ્ટ્રીય સંબંધોની બર્લિનની મહાસભામાં તે પરણેલી સ્ત્રીઓના રાષ્ટ્રવાદને લગતી સમિતિમાં સ્ત્રીમતદાર સંઘની પ્રતિનિધિ હતી. સ્ત્રીઓના શહેરી દરજ્જા માટેની સમિતિની તે ઉપપ્રમુખ નીમાઇ છે.



તાડીનો માંડવો રાખવા ઇચ્છતી એક કોળી બ્હેનને સમજાવતી દેશસેવિકા-બ્હેનો

# ઈનામી પ્રશ્નો

સંપાદક : શ્રી. ચમનલાલ મોદી

૧. હું તમારો જીવજાન દોસ્ત છું. રાત દીન સાથે રહ્યો છું, રહું છું, અને દેહાંત સુધી રહીશ. મોટો સમ્રાટ કે વિજ્ઞાનશાસ્ત્રી પણ મને તમારાથી વિખુટો પાડવા અસમર્થ છે. છતાં હું કોઇ વેળા અદશ્ય રહું છું. સવાર સાંજ મારું સ્વરૂપ જુઓ તો ભયંકર અને બીહામણો લાગું. તમારું એક પણ કામ મારાથી છાનું નથી. છતાં કદિએ હું વિશ્વાસઘાત કરતો નથી. બોલો હું કોણ ?

૨. નીચેનાં ચાર વાક્યોમાં ચાર કહેવતો ગુંચવાઇ ગઇ છે તે ઉકેલોઃ

(अ) નૂર વદે નીસો મુખી બેચ

(ब) જેમ કાજે નાક રે

(क) ઘટે પુજા રચ રઘ

(ड) ધીમી ઠાર જળ ફના

૩. એક માણુસ બુકસેલરને ત્યાં પુસ્તકો ખરીદવા ગયો. બુકસેલરે નીચે પ્રમાણે પુસ્તકોની કિંમત કહી.

| | |
|---|---|
| વૃતવિચાર ... | ...રૂ. ૦–૪–૦ |
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો... | ૦–૮–૦ |
| ગાંધી શિક્ષણનો સેટ ... | ૧–૮–૦ |

આ કિંમતે તે માણસે પચાસ રૂપીઆના સો પુસ્તકો ખરીદ્યાં તો વૃતવિચારની કેટલી પ્રત, ત્યાગમૂર્તિની કેટલી પ્રત અને ગાંધી શિક્ષણના કેટલા સેટ તેણે ખરીદ્યા ?

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો

(૧) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજે જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ લાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઈ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૩) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૪) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. (૫) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. કુપન મોકલનાર પણ જવાબ એક સાદા કાર્ડમાં લખી તે કુપન સાથે પરબીડીઆમાં બંધ કરીને મોકલી આપે.

## જુન માસના પ્રશ્નનું પરિણામ.

ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| સુશીલાની વય | ૪૫ |
| તેના પતિની વય | ૫૪ |

આ પ્રશ્નના કુલ ૮૦ જવાબો આવ્યા હતા. તેમાંથી ૮ જવાબો પહેલી અને ૪થી શરતનો ભંગ કરતા હોઈ તપાસ્યા નથી. ૭૦ ના જવાબો ખરા છે અને ૨ ના ખોટા છે. ખરા જવાબ આપનાર બહેનોમાંથી સૌ. ચંદ્રવતીને ઇનામનું પુસ્તક "સોળ સુંદર વાર્તાઓઃ ભાગ ૨ જો" આપવામાં આવે છે, જે તેમણે સાડાચાર આનાની ટીકીટ પોષ્ટેજ માટે મોકલી મંગાવી લેવું.

**ખરો જવાબ આપનાર બહેનોનાં નામ નીચે પ્રમાણે છેઃ—**

શ્રીમતી બહેનોઃ (૧) સૌ. ચંદ્રવતી, આગ્રા, (૨ લલિતા મહેતા, (૩) સુમતી કાંટાવાળા, (૪) કાન્તાગૌરી સાકરવાલા, (૫) કાશીબાઇ ગોરધનદાસ, (૬) રમાગૌરી મહેતા, (૭) કાન્તા, (૮) મહિમન મહેતા, (૯) લલિતા બહેન, (૧૦) શારદા બદામી, (૧૧) પદ્માવતી થાણાવાળા, (૧૨) જેઠારબાઇ, (૧૩, કસ્તુર વાલજી, (૧૪) તારામતી પટેલ, (૧૫) મંગળાગૌરી, (૧૬) ચંદ્રમણિ મોદી, (૧૭) વિદ્યાગૌરી ઘડાવાળા, (૧૮) હેમકુંવર ગણાત્રા, (૧૯) રાજકુંવર પાવાગડી (૨૦) ભદ્રબાળા માણેકલાલ, (૨૧) સુમનબાળા ત્રિવેદી, (૨૨) શાન્તા કાળીદાસ ગાંધી, (૨૩) દીવાળી બહેન હરિભાઇ, (૨૪) ગુણવન્તીબાળા માંકડ, (૨૫) (૨૬) હીરાબહેન મોદી, (૨૭) નિર્મળા વૈદ્ય. (૨૮) પુષ્પાવતી હરિવલ્લભદાસ, (૨૯) અંન્સુમતિ શ્રોફ, (૩૦) અશ્રુમતી મહેતા, (૩૧) ઉર્વશી બુચ, (૩૨) ફાતમાબાઇ હથીઆરી. (૩૩) લીલાવતી દલાલ, (૩૪) સવિતાગૌરી ભટ્ટ, (૩૫) મંજુલા ઠાકોરલાલ, (૩૬) દીલીપ બહેન, (૩૭) મહાશ્વેતા, (૩૮) સવિતાગૌરી ડોક્ટર, (૩૯) વિજયાબહેન પંડ્યા, (૪૦) સર્યૂદા મહેતા, (૪૧) સરોજ કાંટાવાળા, (૪૨) મોતીબાઇ મહેતા, (૪૩) શારદાગૌરી પરમાર, (૪૪) ડાહી બહેન, (૪૫) વિજયાગૌરી પરીખ, (૪૬) શાન્તાબહેન કાનજી, (૪૭) ભૂલીબહેન પટેલ, (૪૮) પદ્માવતી લાલાજી, (૪૯) કંચનગૌરી મહેતા, (૫૦) દયાકુંવર, (૫૧) મૃદુલા દવે, (૫૨) સુમનગૌરી (૫૩) કાન્તા શાહ, (૫૪) પ્રભાવતી મોદી, (૫૫) લલિતાગૌરી મહાદેવીઆ, (૫૬) શારદાગૌરી દવે, (૫૭) કમળાલક્ષ્મી ઉપાધ્યાય, (૫૮) નિર્મળગૌરી મંકોડી, (૫૯) ગુણવતી લાકડાવાળા, (૬૦) દેવુબહેન ચાવડા, (૬૧) શોનાબહેન બોના, (૬૨) હર્ષવંતી, (૬૩) વિજયાં ભટ્ટ, (૬૪) તારામતી ગાંધી, (૬૫) કપિલાગૌરી ભટ્ટ, (૬૬) લલિતાબહેન દેસાઇ, (૬૭) મણિબહેન મીસ્ત્રી, (૬૮) રમણ મુલ્લાંજી, (૬૯) પદ્માવતી ચંદુલાલ, અને (૭૦) હીરાલક્ષ્મી સુતરીઆ.

**જેઓ ગ્રાહક ન હોય**

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બહેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે પોતાના જવાબ સાથે બે આનાની ટીકીટો બીડવી. કુપન મોકલવાની જરૂર નથી.

તંત્રી, "ગુણસુંદરી"




**આઠમું વર્ષ**

ચાલુ–ઓગસ્ટ માસના અંક સાથે "ગુણસુંદરી" પોતાનું આઠમું વર્ષ પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી નિર્વિઘ્ન પૂરૂં કરે છે. આગલા વર્ષોની જેમ આ વર્ષમાં પણ માસિકે પોતાના વાચકોને બને તેટલો વધુ સંતોષ આપવાનો સફળ પ્રયત્ન કર્યો છે. મોટેરાંઓ માટે હંમેશ મુજબ વિધવિધ રૂચીને સંતોષે એવા પ્રકારની સાહિત્યસામગ્રી–ખાસ સ્ત્રી-ઉપયોગી વિષયના લેખો, ટૂંકી સુંદર વાર્તાઓ, આકર્ષક ચાલુ વાર્તા, ઇનામી પ્રશ્નો અને ઉખાણાં, રસભર્યા રાસ, સ્ત્રીજગતના મનનીય સમાચાર વગેરે ચાલુ વર્ષમાં આપવામાં આવી છે. ઉપરાંત છેલ્લા રાષ્ટ્રીય સંગ્રામમાં દેશભરની બ્હેનોએ આપેલા ભોગ અને કરેલાં સ્તુત્ય કામોની નોંધ પણ અમે નિયમિત આપી હતી. જ્યારે દેશના બીજાં પત્રોએ સરકારથી ડરીને એ સંગ્રામના સમાચાર આપવાનું મોકુફ રાખ્યું હતું, ત્યારે આ માસિકે 'મુક્તિ-સંગ્રામમાં મહિલાઓ"એ આપેલા ફાળાની નિડરતાપૂર્વક નોંધ ભારે જહેમત ઉઠાવીને દર મહિને નિયમિત આપી છે. એ સિવાય ચાલુ વર્ષમાં એક નવું આકર્ષણ માસિકમાં અમે ઉમેર્યું છે અને તે બાળવિભાગનું વાચન છે. દર મહિને આઠથી બાર પાના જેટલું એ આલ્હાદક વાચન વાચકોના બાળકોને ઉપયોગી અને આનંદદાયક થઇ પડયું છે. એ ઉપયોગી વિભાગ અમે ઉમેરી શકયા તેનું સર્વ માન અમારા સહૃદય મિત્ર શ્રીયુત ચન્દ્રશંકર ભટ્ટની સેવાવૃત્તિને ઘટે છે. "બાલમિત્ર"ના તંત્રી તરીકેનો એમનો બાલમાનસનો અભ્યાસ અને અનુભવ એ વિભાગને પાને પાને જોઇ શકાશે. અમે અમારા વાચકો અને તેમના બાળકો તરફથી ભાઇ ચંદ્રશંકરે સેવાર્થે ઉઠાવેલી જહેમત માટે આભાર માનીએ છીએ.

**આભાર.**

ચાલુ વર્ષના માસિકના સંચાલનમાં અમને એક યા બીજી રીતે સહાય કરનાર અન્ય વ્યક્તિઓનો આભાર પણ અમારે માનવો જોઇએ. અમારા લેખક બ્હેનો અને ભાઇઓએ પોતાની સાહિત્યકૃતિઓ માસિકના ઉપયોગ માટે આપી અમને ઉપકારી કર્યા છે. અમારા એ સહાયકોના નામો ગણાવવા બેસીએ તો પાર આવે એમ નથી, છતાં થોડાક નામોનો ઉલ્લેખ તો અમારે કરવોજ જોઇએ. શ્રી. તારાચંદ્ર અડાલજા, શ્રી. છોટાલાલ જાગીરદાર, શ્રી. નર્મદાશંકર દ્વિવેદિ, શ્રી. ધનશંકર ત્રિપાઠી, શ્રી. જદુરાય ખંધડીઆ, શ્રી. યશવન્ત દેસાઇ, ડૉ. અમૃતલાલ પટેલ, શ્રી. ન્હાનાલાલ દ. કવિ, શ્રી. કેશવલાલ શેઠ, શ્રી. જનાર્દન પ્રભાસ્કર, શ્રી. ચન્દ્રકાન્ત ઓઝા, શ્રી મગનલાલ શાહ, શ્રી. "મોહિનીચન્દ્ર," શ્રી. લલિતજી, શ્રી. સરોજીનિ મ્હેતા, શ્રી. ચંદુબ્હેન પારેખ, શ્રી. જ્યોત્સનાબ્હેન શુકલ વગેરેએ ચાલુ વર્ષમાં એકથી વધુ કૃતિઓ આપી અમને ઉપકારી કર્યા છે. ઉપરાંત અનેક બ્હેનોએ પોતાના વ્યવસાયમાંથી સમય ફાજલ પાડી અમારા "દેશસેવિકા" અંકને સફળ કરવામાં યોગ્ય ફાળો આપ્યો છે. ચિત્રકાર ભાઇઓ શ્રી. "કલાબ્ધિ" એ અને શ્રી. જગમોહન મીસ્ત્રીએ પણ પોતાની સુંદર કૃતિઓ અમને અવારનવાર આપી આભારી કર્યા છે. સહયોગી "સાંજ વર્તમાન" અને "ગુજરાતી" પત્રોના સંચાલકોએ પોતાના બ્લોકો વાપરવા આપી અમારા અંકોની આક-

# અખંડ રેંટિયાને

આજે તારું સ્થાપન છે.
આજે તારું પૂજન છે.
આજે તારી ભક્તિ છે.
આજે તારો ઉત્સવ છે.

આ તને કપડાંથી લૂંછું છું.
આ તને પાણીથી નવરાવું છું.
આ તને કંકુના ચાંલ્લા કરું છું.
આ તને ચોખા ચોડું છું.
ફૂલ ચડાવું છું.
આ દીવો તને ધરું છું.
આ ધૂપ તને ધરું છું.
આ નૈવેદ્ય તને અર્પું છું.

તું અમારો અર્થદેવ છે.
તારે પૈડે લક્ષ્મી છે.
તું અમારું ઢાંકણ છે.
તું અમારી શક્તિ છે.
જય જય દેવઃ

આજે તારું સ્થાપન છે.
તારું આજે પૂજન છે.
તારી આજે ભક્તિ છે.
તારો આજે ઉત્સવ છે.

તને અમે બોલાવ્યો.
તારી અમે પૂજા કરી.
તું અહીં આવી પહોંચ્યો.
માળે તું અતૂટ રહેજે.
પૈડે તું ફરતો રહેજે.
ત્રાકે તું સરળ રહેજે.
સાડીએ તું દૃઢ રહેજે.
અખંડ અને સતત્ રહેજે.

ગિજુભાઇ




[ શ્રી. ગિજુભાઇએ બારડોલી તાલુકામાં ફરીને ત્યાંની પરિસ્થિતિ જોઇ, તપાસ કરી, કેટલાંક શબ્દચિત્રો લખ્યાં છે. નીચેનાં કેટલાંક ચિત્રો વાનરસેનાઓને ઉપયોગી થઈ પડશે. તંત્રી 'બાલવિભાગ' ]

## ( ૧ ) સ્વરાજ્યના સૈનિકો

ખોજ પારડીએ ગયો. મોટર ફરતા જુવાનો ફરી વળ્યા. ખીલતી જુવાનીથી ભરેલા જુવાનો જોઇ મન ઠર્યું.

મેં જુવાનોને પૂછ્યું, "કેમ જુવાનો, શું કરો છો ?"

જુવાનોએ કહ્યું, "ગામનું રક્ષણ કરીએ છીએ. ગામને સાચવીએ છીએ."

"કેમ ગામને સાચવવું પડે છે ?"

"લોકો હિજરત કરી ગયા છે ને કંઇ કંઇ માલ થાલ પડેલા છે. લુંટારૂનો પાકો ભય છે."

વળી લુંટારૂ ક્યાંથી !"

"કોણ જાણે ક્યાંથી પણ આજુ-બાજુથી ગુંડાઓ આવતા લાગે છે. લુંટ માટે એક ડોસાને મારી નાખ્યો હતો, ત્યારથી અમે ગામનું રક્ષણ કરીએ છીએ."

"ત્યારે સરકારી પોલીસ શું રક્ષણ નથી કરતી ?"

"સરકાર કહે છે કે 'કર ભરો તો પોલિસ રક્ષણ કરશે.' અમારે કર ભરવો નથી ને પોલિસનું રક્ષણ જોઇતું નથી. અમે અમારૂં રક્ષણ કરીએ છીએ ને કરીશું."

"શાબાશ !" "શાબાશ !" ના ઉદ્ગારો મારા મોંમાંથી નીકળી ગયા. મેં પૂછ્યું: "કેવી રીતે રક્ષણ કરો છો ?"

જુવાનોએ કહ્યું, "ગામમાં આ-વીશ દીવા ટીંગાવીએ છીએ, ને રાત

આખી ગામ ફરતા ફર્યા કરીએ છીએ. દિવસે ઉંઘવાનું ને રાતે જાગવાનું."

મને થયું, "સ્વરાજની પોલિસ જબ્બર છે. હુશિયાર છે."

મેં પૂછ્યું, "અલ્યાઓ, મોત બોતથી ડરતા નથી?"

મગરૂરી ને બેદરકારીથી જુવાનોએ જવાબ આપ્યો, "મોત એક વાર આવે છે. બે વાર નહિ."

હું ભળકી ઉઠયો. "શાબાશ! નિડર સૈનિકો! શાબાશ છે તમને ને શાબાશ છે તમારી જનેતાને!"

## (૨) સાચું શિક્ષણ

ખેતરોની વચ્ચે હિજરતી લોકોના માંડવા હતાં. માંડવા બહાર નાનાં છોકરાં રમતાં હતાં. છોકરાં તન્દુરસ્ત હતાં, આનન્દમાં હતા,

હું છોકરાંઓને જોતો હતો. "ધન્ય ભાગ્ય છે આ છોકરાંનાં. બારડોલીની લડત લડતાં માબાપોનાં આ છોકરાંનાં અહોભાગ્ય! આજે તેઓ માત્ર ખેડુતોના દીકરાઓ મટી બહાદૂર ખેડુતોના દીકરા બન્યા છે; આજે તેઓ માત્ર ખેડનું શિક્ષણ લેવાને બદલે બા'રવટાનું શિક્ષણ લઈ રહ્યા છે. આ મોટા થશે ત્યારે તો દુનિયાની એક પણ સત્તા તેની સામે ટકી નહિ શકે."

વિચાર કરતો હતો એટલામાં એક આધેડ વયના ખેડુતે રામ રામ કર્યાં. મેં જરા હસીને પૂછ્યું, "કાકા, આ હિજરત કરીને આવ્યા છો એ તો ઠીક; પણ આ છોકરાંઓની નિશાળો પણ મુકાવી?"

"તે હોય સ્તો. હવે નિશાળમાં શાં ભણાવા'તાં? હવે તો આ બા'રવટાનું ભણતર ભણશે ને સ્વરાજ્ય પછી સ્વરાજ્યની નિશાળમાં ભણશે."

"પણ હમણાં અભણ રહી જશે તેનું શું?"

"નહિ ભણશે તો શું થયું? આપણે કયાં કલેકટર થવું છે? જેને કલેકટર થવું હોય ને લોકને પીડવા હોય તે સરકારની નિશાળમાં ભણે."

મને થયું, સાચેજ, આ કાકા શિક્ષણનું ઘણું ઉંડું રહસ્ય સમજતાં લાગે છે.

મને થયું, સાચેજ, હિજરતી

બાળકોને સાચું શિક્ષણ મળે છે. બાળકો નિડરતા ને સ્વતંત્રતાંના વાતાવરણમાં છે. સ્વાધીનતા ને સ્વમાનના જીવનપાઠો પઢી રહ્યા છે. બાળકો સ્વરાજ્ય માટેની લડતમાં સામેલ છે.

આથી વધારે કયું મોટું શિક્ષણ !

## ( ૩ ) ઉજ્જડ ગામ !

વાર્તાઓમાં વાંચ્યું હતું, બે રાજકુમારો એક ગામમાં પેઠા. મહોલ્લે મહોલ્લે ને શેરીએ શેરીએ ફર્યા; પણ એક પણ માણસ ન મળ્યો. એક પણ પશુ ન મળ્યું, એક પણ કુતરૂં ન મળ્યું. એક માખી કે મચ્છર ન દેખાયું ! રાજકુંવરો અચંબો પામ્યા. એ કહે, "આ ખાસાં મઝાનાં ઘર ઉભેલાં છે, સારા રસ્તા છે, ઘોડા ને બળદ બાંધવાની જગાઓ છે, કુવા ને હવેડા છે, હરવા ફરવાનાં ઠેકાણાં છે ને છતાં અહીં એકેય માણસ કેમ નથી ! આ તે શું જાદુપુરી હશે ! રાક્ષસપુરી હશે કે શું હશે !"

કુંવરો ત્યાં રાત રહ્યા તો ખબર પડી કે એ ગામ તો રાક્ષસનું છે. પહેલાં અહીં વસતી હતી. સુખથી લોકો રહેતા ને મઝા કરતા. કોઇ જાતની ચિન્તા નહોતી પણ એક વાર કોણ જાણે કયાંથી કાળમુખો રાક્ષસ આવ્યો ને વસતી ને ભખરવા મંડયો. ધનમાલ લુંટી લેવા લાગ્યો. બેન દીકરીની આબરૂ પર જવા જવા લાગ્યો. વસ્તી ત્રાહ્ય ત્રાહ્ય થઇ રહી. અને એક વાર ઉચાળો ભરી નાશી ગઈ. ઢોરઢાંખર, માલ મિલકત, બૈરી છોકરાં બધું લઇને નાશી ગઈ. રાક્ષસના ત્રાસે નાશી ગઇ.

બારડોલીનાં કેટલાંક ગામડાંઓ જઇને જુઓ તો ખબર પડશે કે આવાં પરીઓની વાતોનાં ગામડાંઓ બારડોલીમાં પણ છે. અમલદારોના ત્રાસે અહીંથી પણ લોકો હિજરત કરીને ચાલ્યા ગયા છે. આજે તો પરીઓની વાત પણ સાચી છે.



કરાંઠી–મટવાડ,
તા. ૧૬–૧૧–૩૦

પ્રિય ભાઇ રમેશ,

ગઇ કાલના પત્રમાં જણાવ્યા મુજબ આજે અમે અહીં આવ્યાં છીએ. બાપુજીને જ્યાંથી મધરાતે પકડયા હતા તે સ્થળ જોવા હું ઘણા દિવસથી આતુર હતો. ને તે ઇચ્છા હું આજ ફળી. સાથે મોટી બ્હેન તથા મનુભાઇ પણ હતાં.

નવસારીથી અમે મોટરમાં કરાડી પહોંચ્યા. ત્યાંના એક ભાઈએ અમુનેબ્બાહ- રસ્તાંજ એક જગા બતાવી ને કહ્યું, " અહીંથી અબ્બાસ સાહેબ પકડાયેલા. "

પછી અમે બાપુજીની ઝુંપડી જોવા ગયાં. આંબાની ઘટામાં, એક તળાવને કાંઠે નાની સરખી ઝુંપડી ઉભી હતી. પેલા ભાઇએ બતાવ્યું, " અહીં બાપુજી રેંટીઓ કાંતતા, અહીં સૂતા, પેલી તરફથી મોટર આવી, પોલિસો આ જગાએ ઉભા હતા. "

શાન્ત છતાં પવિત્ર ને મોહક લાગતી એ ઝુંપડીમાં અમે એક ઘડી તો સ્તબ્ધ બનીને ઉભા જ રહ્યાં.

હમણાં તો એ ઝુંપડીને રેંટીઆ મંદિર બનાવ્યું છે. અમે ગયા ત્યારે પચાશેક વર્ષના એક ભાઇ ત્યાં બેસી રેંટીયો કાંતતા હતા. અમે પણ ત્યાં બેસી થોડું થોડું કાંત્યું !

પછી અમે અમારે ઉતારે જઇને જમી પરવાર્યાં.

આ ગામમાં એક પાંચા પટેલ છે. તેમની વાત જાણવા જેવી છે. બાપુજીએ વ્યક્તિગત સવિનયભંગની વાત ઉપાડી ત્યારથી એટલે સન ૧૯૨૧થી તેમણે પોતાનું મહેસુલ ભરવું બંધ કર્યું છે. એમનું ઘર જપ્ત થયું, જમીન જપ્ત થઇ છતાં એ ડગ્યા નહિ. હમણાં એ મહેનત મજુરી કરી ગુજરાન ચલાવે છે, પણ જમીનનો મોહ એમને નથી વળગતો !

અમે એમને મોઢેથી બધી વાત સાંભળી. બહુ મઝા પડી. ' બાપુ આયવો ' એમ જ બોલે; પણ એમનો ભાવ ! એવો ભાવ તો બીજા કોઇનો જ નહિ હોય.

પછી સાંઝે એક જગાએ સભા હતી ત્યાં પણ અમે ગયાં હતાં. જગા સુન્દર હતી. એક ટેકરા ઉપર બધાં ભેગાં મળ્યાં હતાં.

સામે અફાટ દરિયો જણાતો હતો. સામે દાંડીનો કિનારો પણ જણાતો હતો.

સભામાં જુદાં જુદાં બાર ગામનાં માણસો આવ્યાં હતાં.

શરૂઆતમાં જુદી જુદી ભજન મંડળીઓએ મંજીરા સાથે રાષ્ટ્રગીતો ગાયાં. આ સાથે એમાંનું એક ગીત મોકલું છું.

ખૂબ ખૂબ મઝા કરી અમે નવસારી સ્ટેશને આવવા નીકળ્યાં.

રસ્તે આવતાં જરા ગમ્મત થઇ. દરિયાં કાંઠે સૂકાયેલા કાદવમાં થઇને અમે આવતાં હતાં. વચમાં એક જગાએ જરા કાદવ ભીનો લાગતો. મોટી બ્હેનના મનમાં એમ કે ઝટ લઇને અહીં થઇને નીકળી જાઉં તો જલદી આગળ જાઉં. આમ કહીને એ જેવાં ચાલવા ગયાં ત્યાં તો—કાદવમાં એક પગ ઠેઠ નીચે. પછી જેમ તેમ કરી બીજાઓએ એમને બહાર કાઢયાં.

પછી હસતાં હસતાં મોટર પાસે આવ્યાં ને ત્યાંથી સ્ટેશને આવ્યાં.

આવતી કાલે બારડોલી જવા વિચાર છે. ત્યાં જઇશું તો ત્યાંથી પત્ર લખીશું. સૌ મઝામાં હશો. એજ.

લિ. તારો રવિભાઇ

# "મારા બાપુજીને છોડ"

ગાંધીજીને છોડ, મારા બાપુજીને છોડ,
છૈયા કંસના રે, મારા બાપુજીને છોડ.

દીવો લઈને કુવામાં પડવાની
મેલને માથાફોડ,
અનેક જન્મો લેશે ફરી, પણ
મળશે ન એની જોડ,
છૈયા કંસના રે, મારા બાપુજીને૦

અહિંસા કેરો શખ ફૂંકીને
હિન્દ ધર્યો રણમોર,
દૂધ પીતું બાળક કહે, મને જેલ
જવાના કોડ,
છૈયા કંસના રે, ગાંધીજીને૦

ધર્મનીતિ ને અહિંસા એ
રીતિ રૂડી અણમોલ,
સરખી દષ્ટિયે દેખે નહિ તે
માણસ નહિ પણ ઢોર,
છૈયા કંસના રે, મારા બાપુજીને૦

મહામોંઘેશ્વર કૃષ્ણચન્દ્રને
કહે છે, 'માખણ ચોર!'
છક્કડ મારે છે, છતાં ખુલ્લો
'ભીઠાચોર!'
છૈયાં કંસના રે, મારા બાપુજીને૦

એ ચોરોને જગત આજે
વંદન કરતું કરોડ!
છૈયા કંસના રે, મારા બાપુજીને૦




અન્ધારી રાત હતી. જળ ઝંપ્યું હતું. બધે શાન્તિ હતી. તે વખતે ઉજ્જૈની નગરથી થોડે દૂર, ક્ષીપ્રા નદી ઉપર, લાખા વણજારાની પોઠ પડી હતી. લાખો વણજારો દેશેદેશ ફરતો ને લાખો મ્હોરોનો વેપાર કરતો. એની પાસે એક છોકરો હતો. એનું નામ 'શણુવી'.

'શણુવી' માનવી ભેગો નહિ ઉછરેલો. એ તો જંગલમાં શિયાળવાં ભેળો ઉછરેલો! જંગલમાં ફરતાં ફરતાં લાખાને હાથ ચડી ગયેલો. શણુવી શિયાળવાં ભેળો ઉછરેલો તેથી એને શિયાળની બોલી સમજાય. રાત પડે ને 'હુ....કો' 'હુ....કો' કરે. 'શણુવી' એમની વાત સમજી જાય.

દરરોજ રાત પડે એટલે લાખો વણજારો પોતાના તંબુમાં બેસે. પાસે શણુવીને બેસાડે. પહેલો પહોર થાય ને શિયાળ બોલે. વણજારો શણુવીને પૂછે, "શણુવી, લવરી કયા લવતી હૈ?" ને શણુવી એને શિયાળ બોલે તે કહે. એમ દરરોજ ચાલે.

તે રાતે લાખો બેઠો હતો. પાસે 'શણુવી' હતો. એક પહોર થયો ને શિયાળ બોલ્યાં. લાખો પૂછે છે, "શણુવી લવરી કયા લવતી હૈ?"

"બાપુ, શિયાળ કહે છે આજ રાતે ક્ષીપ્રા નદીમાં મહા પુર ચડવાનું છે."

પછી બીજે પહોર થયો ને શિયાળ બોલ્યાં. લાખાએ પૂછ્યું, "શણુવી, લવરી કયા લવતી હૈ?"

"બાપુ, કહે છે કે એ પૂરમાં એક મુડદું તણાઇ આવે છે."

વળી ત્રીજે પહોરે વાત થઇ કે "એ મડદાની ડાબી જાંઘમાં ચાર અમુલખ રત્ન ભર્યાં છે."

ને ચોથે પહોરે શિયાળ બોલ્યાં કે "એ રત્ન જે કાઢી લે તેને ઉજ્જૈની નગરીનું રાજપાટ મળે."

(અપૂર્ણ)

" ગુણસુંદરી "

# બાલવિભાગ

તંત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

કાર્યાલય : ૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪

વર્ષ ૧ : અંક ૨ ✠ ✠ ✠ જાન્યુઆરી ૧૯૩૧

## રાષ્ટ્રધ્વજ

રાષ્ટ્રધ્વજ, તને હું વન્દન કરું છું.
તું અમારો વ્હાલો છે.
તું અમારો પ્યારો છે.
તું ચેતન દેનારો છે.
તું માતાનો પ્રાણ છે.

રાષ્ટ્રધ્વજ, તને અમે પૂજીશું,
તને અમે ઉંચકીશું,
ફરફર ફરકાવીશું.

રાષ્ટ્રધ્વજ, તને લઇ કૂચ કદમ કરીશું,
રણનાં ગીતો ગાઈશું.
દુશ્મનને કંપાવશું.

રાષ્ટ્રધ્વજ, તને સદા ઉંચો રાખીશું.
સદા તારૂં રક્ષણ કરીશું.
કોની મગદૂર
કે તને હાથ અડાડે ?

રાષ્ટ્રધ્વજ, સદા તું ઉડતો રહેજે,
સદા તું ગાજતો રહેજે.
સદા તું વિજયી રહેજે.

રાષ્ટ્રધ્વજ, પ્યારા રાષ્ટ્રધ્વજ,
તને વન્દન કરું છું.

ચ. મ.



# બારડોલીનાં દશ્યો

## (૪) સ્વાતન્ત્ર્ય-શિક્ષણ

કુરેલના માંડવાનાં છોકરાં અમારી આસપાસ વીંટળાઇ વળ્યાં. ચકચકતી આંખોવાળાં, ભરાવદાર શરીરવાળાં ને તગતગતા ગાલવાળાં.

અમે પૂછ્યું, "કેમ, ભણવા જાવ છો કે?"

"ભણવા કયાં જવાનું? નિશાળ તો એ ય પેલી સુખામાં રહી. એ ખાલી પડી!"

છોકરાં ખુશ મિજાજથી બોલતાં હતાં. ફરીવાર પૂછ્યું, "અહીંઆં શું ભણો છો?"

છોકરાં વિચાર કરતાં હતાં; એટલામાં કોઇ કહેતું ભાસ્યું, "બધું ભણતર અહીંઆંજ છે ને? સ્વરાજ્ય માટે હિજરત કરવી, માંડવાઓમાં રહેવું, એય મોટું ભણતર છે ને?"

મારા મનમાં વિચાર ચાલ્યા, "શું આ છોકરાઓ જીવનની ખાસ નિશાળમાં નથી? અરે, નિશાળમાં શું, જીવનની મહાન વિદ્યાપીઠમાં નથી? દેશપ્રીતિનું, હિજરતનું, સ્વમાનનું, સ્વાતન્ત્ર્યનું શિક્ષણ આથી બીજી કઇ વિદ્યાપીઠ આપી શકે તેમ છે? અને બાળકોએ તો તે દિવસે જ સ્વાતન્ત્ર્ય મેળવી લીધું છે કે જે દિવસે તેઓ સુખા છોડી કુરેલ આવ્યાં.

છોકરાંઓને એક બે ગીતો ગવરાવ્યાં. તેમણે તે હોંશથી ગાયાં. પછી તેમનો ફોટો લઈ અમે ત્યાંથી રવાના થયા.

ગિજુભાઇ

## (૫) સ્વરાજ્યની ખાતર

(૧)

સાંજ પડયે ખબર મળ્યા,
" સવારે મહેસુલ જપ્તી આવશેઃ "

શતોશત ગાડાં જોડયાં,
બાલબચ્ચાં સાથે નીકળી પડયાં,
માલથાલ સાથે નીકળી પડયાં;
ભાત લીધું, જાર લીધી,
ઢોર ને ઢાંખર લીધાં.
શતોશત ગાડાં જોડયાં,
બાલબચ્ચાં સાથે નીકળી પડયાં.

(૨)

ગામલોકો હરખાયાં છે.
મામા આવ્યા, માશી આવ્યાં,
કાકાના સસરા આવ્યા,
સસરાના પડોશી પણ આવ્યા.
સાથે નાનાં બચ્ચાં આવ્યાં,
કૂદકૂદ કૂદતાં છોકરાં આવ્યાં,
ભલે આવ્યાં, ભલે આવ્યાં.
મહાત્માની કૃપા ઉતરી,
ગામ અમારું પાવન થયું.
ભાણાભાઈ, કેમ છે ?
નાનાભાઈ, કેમ છે ?
માજી, તમે અહીં બેસો,
બ્હેન, તમે અહીં તાપો,
વહુ, તમે વાશીદુ ન કરો,
તમે અમારાં પરોણાં છો.
ભલે આવ્યાં! ભલે આવ્યાં!
શાં અમારાં ધન્ય ભાગ્ય!
શાં અમારાં પુણ્ય!

(૩)

કોઢમાંથી ગાયો કાઢો.
કોઢમાંથી ભેંસો કાઢો,
જરા ઠંડી તો લાગશે
પણ ભલે બે દિવસ બહાર રહ્યાં.
ભલે દૂધ ઓછું થાય,
ભલે ઘી ઓછું થાય.

ગામ આખાનાં ઢોર બહાર,
પરોણાનાં ઢોર ને ગામનાં ઢોર;
સાથે ચરે ને સાથે ફરે,
સાથે મીઠા તડકો લે,
સાથે ટાઢ સહન કરે.

(૪)

પહેલાં ઢોર ઘરમાં રહેતાં.
હવે એક ઘરમાં ચાર ઘર રહે.
પહેલાં ઘરમાં એક ચૂલો હતો,
હવે ઘરમાં ચાર ચૂલા થયા.
પહેલાં ઘરમાં બે પટારા,
હવે ઘરમાં દસ પટારા.
પહેલાં ઘરમાં ત્રણ છોકરાં,
હવે તો ઘરમાં કૂદાકૂદ!
પહેલાં ગામમાં ચારસો માણસ,
હવે ગામમાં આઠસો માણસ
પહેલાં સીમમાં થોડું માણસ,
હવે સીમમાં માણસ માણસ.

( ૫ )

"કેમ તમારે તો ગર્દી થઈ ?"
"ના રે ના; અમારે ઘેર તો જાન આવી !"
"કેમ, તમારે તસ્દી પડી ?"
"ના રે ના, અમારે ઘેર તો ઉત્સવ છે!"
"કેમ તમારે બહુ હરકત થઈ ?"
"ના રે ના અમારે ઘેર તો ટક આવી !"
"કેમ તમારે સહેવું પડવાનું ?"
"હા રે હા, અમે તો પરોણાં સાથેજ છીએ."
"કેમ તમારે ભારે પડવાનું ?"
"હા રે હા, અમે તો મ્હેમાનને પડખે જ છીએ.

( ૬ )

"ક્યાં જશું ? ક્યાં રહીશું ?"
ગંગાબાઈ કહે, "અહીં આવો"
રામજીભાઈ કહે "અહીં આવો."
"ખેતર આખું તમારું
ઘર બધાં તમારાં છે."
ગામમાંથી કાળી પરજ આવી
ભાઈઓ આવ્યા, બ્હેનો આવી
"અમે દારૂ તાડી છોડયાં છે.
અમે હાથે કાંતીએ છીએ.
અમે હાથે વણીએ છીએ.
અમે સૌ શુદ્ધ થયાં
તમે અમારી મદદે આવ્યાં.
સો હાથના પાંચસો થયા
ઝાઝા હાથ રળિયામણા થયા !
કોઈ ઝટ વાંસ લાવ્યું,
કોઇ ઝટ ડાળીઓ લાવ્યું,
કોઈ ઝટ પતરાં લાવ્યું.
કોઇ ઝટ પાટીયાં લાવ્યું,
ઘડીકમાં બધે માંડવા માંડવા.
ઘડીકમાં બધે છાપરાં છાપરાં.
જાણે ઋષિઓની પર્ણકુટિઓ !
જાણે ત્યાગીઓની મઢુલીઓ !

તારાબ્હેન



નવસારી
તા. ૨૭–૧૧–૩૦

ચિ. બ્હેન તારા

ઘણાં દિવસથી અમે સુરત જવાનો વિચાર કરતાં હતાં. ત્યાંના પીકેટીંગની ઘણી વાતો અમે સાંભળી હતી. છેવટે ગઇ કાલે અમે ત્યાં જઇ આવ્યાં. સ્વરાજ્ય આશ્રમનું કેટલુંક કામ પરવારીને પછી અમે પરદેશી કાપડનું પીકેટીંગ જોવા ગયા. ત્યાં જઈને અમે શું જોયું ? પરદેશી કાપડની દુકાનને ઓટલે બેસી બ્હેનો પીકેટીંગ કરતી હતી. કોઇ માલ લેવા આવે એને શાન્તિથી અને નમ્રતાથી સમજાવતી હતી, ને બાકીના વખતમાં

તકલી કાંતતી હતી. એમની શાન્તિ અને ધીરજ જોઇને અમે તો અજબજ થઇ ગયા. સવારના આઠથી તે રાતના નવ વાગ્યા સુધી એ બ્હેનો પીકેટીંગ કરે છે. વચ્ચે વખત મળે ત્યારે થોડો વખત જઇને જમી આવે છે. ને બાકીનો બધો વખત પીકેટીંગ કરે છે.'

મને વિચાર આવ્યો કે આ બ્હેનોને આમ બધો વખત બેસી રહેતા કંટાળો આવતો હશે કે નહિ ? લાવને પૂછું ! મેં એક બ્હેનને પૂછ્યું, " બ્હેન, આખો દિવસ અંહી બેસી બેસીને અને ન સમજે એવા લોકો સાથે માથાફોડ કરીએ તમને કંટાળો નથી આવતો ? "

' ના રે, એમાં કંટાળો શાનો આવે ? ઉલટું અમને તો બહુ મજા આવે છે. કંટાળીએ તો સ્વરાજ શી રીતિ લઇએ, બ્હેન ? "

જવાબ સાંભળી હું તો દિંગજ થઇ ગઇ. મને થયું, " ધન્ય છે આ બ્હેનોને, ધન્ય છે એમની શાન્તિને ને ધન્ય છે એમની ધીરજને. ભૂખ અને તરસની દરકાર કર્યા વિના બાર બાર તેર તેર કલાક એકજ જગ્યાએ બેસીને કેવું તપ તપે છે ? પ્રભુ એ તપનું ફળ આપ્યા વિના કેમ રહેશે ? "

પણ આ તો રૂઇ કાપડના પીકેટીંગની વાત. દારૂના પીઠા ઉપર તો બ્હેનોનું તપ આકરૂંજ ગણાય. અમારે ત્યાંયે જવું હતું પણ ત્યાં ન જવાયું. કારણ કે અમારે વાનરસેનાની સભામાં જવું હતું.

બ્હેનોનું કાપડનું પીકેટીંગ જોઇ અમે વાનરસેનાની સભામાં આવ્યાં. ઘણાં બધાં વાનરો ભેળા થયા હતા. તારાથી સ્હેજ મોટી એવી બે બ્હેનો બ્હેનોની માંજરસેનાની કેપ્ટન હતી અને સભાની વ્યવસ્થા રાખતી હતી. આપણા દલુભાઇ જેવડો એક છોકરો વાનરસેનાનો કેપ્ટન હતો. હાથે ને પગે પાટા બાંધીને એ સભામાં આમતેમ ઘુમી રહ્યો હતો.

૧૯ મી નવેમ્બરે-જવાહીરં દિનને દિવસે એને સખત માર પડેલો, તેની એ નિશાનીએ હતી. અમારે તેની સાથે થોડીક વાત થઈ. મારી સાથે એક ભાઇ હતા તેણે પૂછ્યું, " કેમ, હવે ફરીવાર વાનરસેનાના કેપ્ટન થશો કે ? " તેણે હસતાં હસતાં જવાબ આપ્યો, " થવાના જ તો. હજી તો હાથે પગે માર પડયો છે પણ માથાં કયાં ફુટયાં છે ? " અમે તો આ જવાબ સાંભળીને સ્તબ્ધજ બની ગયાં ને મનમાંજ તેને શાબાશી આપવા લાગ્યા.

પછી તો સભા શરૂ થઇ ને મેં એક વાનરગીત ગવરાવ્યું. બધાંએ તે હોંશથી ઝીલ્યું. આ સાથે એ ગીત તને મોકલું છું તને એ કેવું લાગ્યું તે લખજે.

સભાનું કામ પૂરૂં થયું એટલે મુકામ પર આવીને આ પત્ર તને લખું છું.

એ તરફના ખબર લખજે. બા બાપુજીને મ્હારા પ્રણામ કહેજે.

લિ. તારી મોટીબ્હેન,
મોંઘીબ્હેનના આશિષ

---




( ડીસેમ્બર અંકના પાન ૮થી ચાલુ )

લાખો ને શણુવી તો પછી ઉંઘવા મંડયા, પણ તંબુની પાછળ ઉભા રહીને કોઇ જુવાન આ વાત સાંભળતો હતો. તે ઝટ લઈને પોઠની બહાર નીકળ્યો ને દોટ મૂકી ક્ષીપ્રા નદીએ જઇ પહોંચ્યો.

કોણ હશે એ ?

એ હતો વીર વિક્રમ. ભાઈએ બાર વર્ષને દેશવટે મોકલેલો તે. બાર વર્ષ પૂરાં થવાથી પાછો આવતો હતો.

ફરતાં ફરતાં વિક્રમે શણુવીની ને લાખાની વાતચીત સાંભળી. એને થયું, " લાવ જોઉં તો ખરો કે 'શણુવી' સાચું કહે છે કે જુઠું ? "

વીર વિક્રમ નદીએ પહોંચ્યો. જુએ તો ખરેખર મહા પુર ચડયું છે. પાણીનો કાંઇ સુમાર નથી. વિક્રમ કહે, " એક તો સાચું પડયું. "

થોડી વાર થઇ ત્યાં દૂરથી મડદું તણાતું દીઠું, એટલે વિક્રમે કછોટો વાળી પાણીમાં ઝુકાવ્યું. તરતો તરતો વિક્રમ મુડદા પાસે પહોંચી ગયો ને તેને બહાર કાઢી લાવ્યો.

વિક્રમે જોયું તો શણુવીની ત્રીજી વાતેય ખરી પડી. ચાર રત્ન નીકળ્યાં.

વીર વિક્રમ વિચાર કરે છે, " ગમે તેમ પણ 'શણુવી' કોઈ દિવસ કામે આવે એવો છે. પણ લાખો એને કેમ આપે ? લાખ મ્હોરો આપતાં ય એ એને ન છોડે. ત્યારે શું કરવું ? "

છેવટ વીર વિક્રમે એક ઉપાય ખોળી કાઢયો. ઝટ ઝટ જઇને એમણે લાખાની એક ગુણમાં પેલાં ચારમાંનાં બે રત્ન ઘાલી દીધાં.

સવાર થયું ને પોઠ આગળ ચાલી. પાછળ વીર વિક્રમ પણ ચાલ્યો.

ચાલતાં ચાલતાં એક ગામ આવ્યું. વીર વિક્રમે જઇ ગામના કોટવાળને ફરિયાદ કરી કે " લાખો વણજારો મારાં બે રત્ન ચોરી લાવ્યો છે. "

કોટવાળે તપાસ કરાવી તો પેલાં બે રત્ન જડી આવ્યાં. પણ વણજારો કહે, " મહારાજ, આવા ભીખારી પાસે તે આવાં રત્નો હોય ? "

કોટવાળ કહે, " એ ખરૂં. " પછી

કોટવાળે વીર વિક્રમને હુકમ કર્યો કે "આવાં જ બીજાં બે રત્ન બતાવે તો તારી વાત સાચી મનાય."

વીર વિક્રમને તો એટલું જ જોઇતું હતું ને ? એણે તરત જ બીજાં બે રત્ન બતાવ્યાં કોટવાળને ખાતરી થઇ.

કોટવાળે હુકમ કર્યો, "લાખો વણજારો ચોર છે. જુવાન, તું કહે તે શિક્ષા એને કરૂં."

પણ વીર વિક્રમ કહે, "એક આ છોકરો અપાવો. મારે બીજું કાંઇ ન જોઇએ."

કોટવાળે વણજારા પાસેથી પેલો છોકરો વિક્રમને અપાવ્યો.

વણજારો મનમાં રાજી થયો, "આખી પોઠ માગી હોત તો મારૂં શું થાત ? આં તો ઠીક થયું 'શણવી' આપ્યે પતી ગયું !"

વણજારો આગળ ગયો.

પછી થોડે દિવસે શણવીને સાથે લઇ વીર વિક્રમ ઉજ્જૈની તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં બન્ને જણ એક ગામમાં જઇ પહોંચ્યા. એક બ્રાહ્મણને ત્યાં બન્ને જણ રાત રહ્યા.

બ્રાહ્મણ ને બ્રાહ્મણી ભલાં હતાં. તેમને એક દીકરો હતો, તેય ભલો હતો.

વાળુ કરતાં કરતાં વીર વિક્રમ દેશ પરદેશની વાતો કહે છે. સૌ હરખથી એ સાંભળે છે. ત્યાં તે ગામના રાજાનો એક નોકર અન્દર આવ્યો.

નોકરે બ્રાહ્મણના કાનમાં કંઇક વાત કરી ને પછી એ ચાલ્યો ગયો; પણ વાત સાંભળતાંજ બ્રાહ્મણ પોકે પોક મૂકી રડવા મંડયો, "અરે ભલા ભગવાન, હવે મારૂં શું થશે ? અરે રે ! અમે નિરાધાર થઇ પડીશું, અરે રામ !"

વીર વિક્રમે પૂછયું, "શું છે એ તો મને કહો."

બ્રાહ્મણે વાત કહી કે "ભાઇ, આ ગામમાં પાંચ વર્ષથી એક વીર વૈતાળ આવ્યો છે. આવ્યો ત્યારે અનેક માણસ મારતો, પણ છેવટ રાજાએ ઘર દીઠ રોજ એક એક માણસ મોકલવાનું ઠરાવ્યું. તે દિવસથી ઘર દીઠ એક એક માણસ એ દુષ્ટ વૈતાળ પાસે જાય છે. આજ મારા દીકરાનો વારો આવ્યો છે ! અરે રે ! હવે શું થશે ?"

એટલું સાંભળતાં જ બ્રાહ્મણી પણ વિલાપ કરવા લાગી.

વીર વિક્રમ બેયને ધીરજ આપે છે, "કોઇ ગભરાશો નહિ. તમારા દીકરાને કોઇ નહિ મારે. એને બદલે આજ રાતે હું જ જઇશ. તમે ગભરાશો નહિ."

વીર વિક્રમે વૈતાળ પાસે જવાનું માથે લીધું એટલે બ્રાહ્મણ બ્રાહ્મણીને કંઇક શાતા વળી.

રાત પડી એટલે વીર વિક્રમ વૈતાળના મહેલ તરફ જવા તૈયાર થયો. હાથમાં તલવાર લીધી, સાથમાં 'શણવી' લીધો.

ચાલતો ચાલતો વીર વિક્રમ વૈતાળના મહેલ પાસે આવી પહોંચ્યો, વૈતાળ એ વખતે બહાર ચારો ચરવા ગયો હતો. વિક્રમ ને શણવી એની વાટ જોતા ત્યાંજ ઉભા.

વિક્રમે એક કામ કર્યું. બાગમાંથી સુગંધિત ફુલો લાવીને એણે વૈતાળના

પલંગ ઉપર પાથરી દીધાં પછી એ શણુવીને લઇ બારણા પાછળ ઉભો રહ્યો.

એક પહોર રાત ગઇ. શિયાળવાં બોલ્યાં એટલે વિક્રમે પૂછયું, "શણુવી, લવરી કયાં લવતી હે?"

"બાપુ, એ કહે છે કે વૈતાળે ચારો ચરવાની શરૂઆત કરી."

"ઠીક."

બીજો પહોર થયો ને શિયાળ બોલ્યાં. વિક્રમે શણુવીને પૂછયું ને શણુવીએ કહ્યું, "વૈતાળ હવે ચારો ચરી રહ્યો છે."

ત્રીજે પહોરે શિયાળ બોલ્યાં કે "વૈતાળ હવે પાછો ઘર તરફ વળ્યો છે."

ચોથે પહોરે ધમધમ કરતો વીર વૈતાળ મહેલમાં આવ્યો ને જઇને પેલા પલંગમાં પડયો. ફુલની સુવાસથી એ ખૂશ ખૂશ થઇ ગયો. રાજી થઇને એ બોલ્યો, "અરે કોઇ હાજર, માગો માગો તે આપું."

તરતજ વીર વિક્રમે બારણા પાછળથી નીકળીને વચન માગ્યું. વૈતાળે એને વચન આપ્યું.

"જાવ ત્યારે તપાસ કરી આવો કે મારો આવરદા કેટલો છે?"

વીર વૈતાળને શું? એ તો ખરરરર ખર્ ઉપડયો ધર્મરાજા પાસે.

એક ઘડીમાં વૈતાળ પાછો આવ્યો. "બાપુ, તમારૂં નામ જ વીર વિક્રમને? તમારો આવરદા તો પૂરાં એકસો દશ વરસ છે."

"હં, પણ એક કામ કરો. ધર્મરાજા પાસે જઇને એમાંથી એક વરસ વત્તું ઓછું કરાવી આવો."

વળી વૈતાળ ઉપડયો.

બીજી ઘડીએ વૈતાળ વીલે મોઢે પાછો આવ્યો. "બાપુ, ધર્મરાજા કહે છે એમાં એક ઘડીએ આઘી પાછી નહિ થાય. કોઇની તાકાત નથી કે એમાં કાંઇ વત્તું ઓછું કરી શકે."

"એમ?" એમ કહેતાંજ તરવાર તાણીને વીર વિક્રમ વૈતાળની સામો થયો. "ચાલ, ત્યારે હવે થઇ જા તૈયાર."

પણ વૈતાળ તો વીર વિક્રમનું નામ સાંભળતાંજ ગભરાયો હતો. એ તરત જ એમને પગે પડયો, "મહારાજ, મને માફ કરો. આજથી હું તમારો સેવક થઇને રહીશ. કહેશો એ કામ કરીશ."

"ઠીક ત્યારે હવે તારે અહીં રહેવાનું નહિ. ને જ્યારે સંભારૂં ત્યારે આવીને મારી પાસે હાજર થવાનું."

"ભલે બાપુ."

કહી વીર વૈતાળ ત્યાંથી અદ્દશ્ય થઇ ગયો.

પછી સૂરજ ઉગ્યો એટલે વિક્રમ ને શણુવી પેલા ગામમાં ગયા ને ત્યાં વધાઇ ખાધી કે "હવે કોઇ બ્હીશો ના. વીર વૈતાળને મેં વશ કર્યો છે."

પછી પેલાં બ્રાહ્મણ બ્રાહ્મણીની રજા લઇ વિક્રમ ને શણુવી ઉજ્જેની તરફ ચાલ્યા.

(અપૂર્ણ)

# "ગુણસુંદરી"

# બાલવિભાગ

તંત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

કાર્યાલય : ૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪

વર્ષ ૧ : અંક ૩ ✠ ✠ ✠ ફેબ્રુવારી: ૧૯૩૧


## વાનરસેના

ધડ ધૂમ ડંકા વાગે છે, વાનરસેના
આવે છે.

ફર ફર નિશાન ફરકે છે, "

'જય ભારતનો' ગાજે છે, "
'જય ગુજરાત,' 'જય ગુજરાત,' "

માત તણી જ્યાં હાક પડી, "
વાનરસેના થાય ખડી, "

'માતા, શાને શોક કરો ! "
માજી, હૈયે હામ ધરો. "

જુલમી સત્તા તોડીશું, વાનરસેના આવેછે.
જુલમગારને ફોડીશું. "
નહિ ડરશું, નહિ હઠશું. "
જીત જીતીને ઝંપીશું, "
માતા, શાને શોક કરો, "
માતા, હૈયે હામ ધરો, "
બાળ તમારાં આવે છે, "
જયના નાદ ગજાવે છે, "
"જય ગુજરાત ! " "જય ગુજરાત ! "
વાનરસેના આવે છે.

ચ. મ.

# " છે તાકાત ! છે તાકાત ! "

આગળ પગલે ધસવાની,
છે તાકાત ! છે તાકાત !

રાત દિવસ રણ ઘૂમવાની,
છે તાકાત ! છે તાકાત !

સરઘસ મોટાં ફરવાની,
છે તાકાત ! છે તાકાત !

રણગીતોને ગાવાની,
છે તાકાત ! છે તાકાત !

ભૂખ્યા તરસ્યાં લડવાની,
છે તાકાત ! છે તાકાત !

ટાઢ તડકે ફરવાની,
છે તાકાત ! છે તાકાત !

સુખદુઃખ સરખાં ગણવાની,
છે તાકાત ! છે તાકાત !

સિતમ–જુલ્મ સહેવાની,
છે તાકાત ! છે તાકાત !

ધ્વજને પડખે રહેવાની,
છે તાકાત ! છે તાકાત !

ફડ ફડ લાઠી ખાવાની,
છે તાકાત ! છે તાકાત !

સનૂનૂન્ ગોળી ઝીલવાની,
છે તાકાત ! છે તાકાત !

ઉભા ઉભા મરવાની,
છે તાકાત ! છે તાકાત !






(જાન્યુઆરી અંકના પાન ૧૬ થી ચાલુ)

ઉજ્જેનીમાં પહોંચી એક ધર્મશાળામાં વીર વિક્રમ રાતવાસો રહ્યા.

હવે ઉજ્જેનીમાં એવું બનેલું કે ભાઈને વગર વાંકે દેશવટો દીધા બદલ એમના મોટાભાઈ ભર્તૃહરીને બહુ શોક થતો હતો. ધીરે ધીરે એમને રાણી ઉપર કંટાળો આવ્યો ને એ રાજ છોડીને ચાલ્યા ગયેલા. ઉજ્જેની રાજા વિનાની થઈ પડી હતી!

સામન્તો ને પ્રધાનો સૌ વીર વિક્રમને ખોળતા હતા. દેશેદેશ માણસો દોડાવ્યાં હતાં.

વીર વિક્રમે વાત સાંભળી. એ મનમાં કહે, "જોઈએ તો ખરા શું થાય છે તે."

પ્રધાનોએ ઠરાવ્યું હતું કે આવતી પૂનમ સુધીમાં વીર વિક્રમનો પત્તો ન મળે તો પછી છેવટ હાથણીને શણગારી તેની સૂંઢમાં ગંગાજળનો કળશ આપવો. ચતુર હાથણી જેના ઉપર કળશ ઢોળે તેને ઉજ્જેનીનો રાજા બનાવવો.

વીર વિક્રમ ઉજ્જેનીમાં આવ્યો ત્યારે ચૌદશ થઈ હતી. હવે આડી એક રાત જ બાકી હતી. વીર વિક્રમ મનમાં કહે, "જોઈએ તો ખરા, કાલે શું બને છે?"

બીજે દિવસે પ્રધાનો ને દરબારીઓ ભેળા મળ્યા, ગામેગામના માણસો ટોળે વળ્યાં અને હાથણી કોને રાજા બનાવશે તેની વાતો કરવા લાગ્યાં.

હાથીખાનામાંથી એક મોટી હાથણીને શણગારી તેની સૂંઢમાં કળશ આપ્યો ને પછી એને છૂટી મૂકી.

ચતુર હાથણી, ઝીણી આંખે ચોમેર જોતી આગળ આગળ આવવા માંડી.

જોતાં જોતાં હાથણી ઠેઠ પેલી ધર્મશાળા આગળ આવી. સૌ ઉંચા થઈ થઈને જોવા લાગ્યાં. હાથણી અટકી ને ધર્મશાળાની એક તરફ ઉભેલા એક તેજસ્વી કુમાર ઉપર એણે કળશ ઢોળ્યો. સૌ પેલા કુમાર તરફ જોઈ રહ્યાં.

કોણ હતું એ?

એ જ વીર વિક્રમ ! ચતુર હાથણી કેમ ચૂકે ?

હાથણીએ હળવેથી વિક્રમને ઉંચકીને પોતાની પીઠ ઉપર બેસાડી દીધા. રૈયત બધી જોઈ રહી, "અરે ! આ તો આપણા વિક્રમકુમાર !"

આખા નગરમાં વાત ફેલાઇ કે "વિક્રમ કુમાર પાછા આવ્યા છે !"

સૌના હરખનો પાર ન રહ્યો.

હાથણીને સાથે લઇ વીર વિક્રમ રાજ-મહેલે પધાર્યા. સૌએ એમને મોતીડે વધાવ્યા.

✠

શુભમુહૂર્ત જોઇને પ્રધાનોએ એમને ગાદીએ બેસાડયા.

આખા રાજ્યમાં વીર વિક્રમની જય બોલાઇ રહી.

પછી વીર વિક્રમે ખાધું, પીધું ને રૂડી રીતે રાજ ચલાવ્યું.



## રમુજી વાચન.

૦ાણી પહેલાં ૦ાળ બાંધો.
૦ારકી આશ સદા નીરાશ.
૦ાણી વલોવ્યે માખણ ન નીકળે.
૦ાડા ૦ાડીનું કામ છે કે બળી ખાવાનું ?
૧થી બે ભલા.
૧ડા વિના સો મીંડા નકામાં છે.
૧લપેટા થવું નહિ.
૬ગન મગન તો ૧૦૦નાના ને ૦ારકાં છોકરાં ગારાનાં !
૯રો બેઠો નખ્ખોદ વાળે.
૧૦૦બત તેવી અસર.
૧૦૦નું દેખી મુનીવર ચળે.
૧૦૦ટી વાગે ચમ ચમ ને વિદ્યા આવે રમઝમ.

રતીલાલ.

# ' જંતીલાલ અમદાવાદ "

કાકુ આજે આઠ વર્ષનો છે. નિશાળે જાય છે, પણ કશું આવડતું નથી. " નિશાળ મને ગમતી નથી," " માસ્તર મને ગમતા નથી " એ જ એની હમેશની ફરિયાદ છે.

કાકુભાઇ ઘરમાં હોય ત્યારે તોડફોડનો ધંધો લઇને બેઠા હોય;ઘરની બહાર હોય ત્યારે મારફાડનો ધંધો.

મોટાભાઈ અને બા તો કાકુભાઈની રંજાડથી ત્રાહ્યતોબા પોકારી રહ્યા છે.

કાકુભાઈને ઘેર ભણાવવા માટે એક માસ્તર રાખ્યા છે. માસ્તર પણ કાકુભાઈને ભણાવી કાન પકડે છે કે આવો છોકરો તો આજ દીઠો !

આઠ વર્ષના કાકુભાઇને હજી ચોખ્ખું બોલતાં પણ આવડતું નથી.

પણ આજે કાકુભાઈનો રોફ ઓર છે. આજે કાકુભાઇ વાનરસેનાની એક ટૂકડીના નાયક છે. અમારા ફળિયાનાં પંદર છોકરાંમાં કાકુભાઇની આજે હાક બોલાય છે. કાકુભાઇના એક હુકમે પંદરે છોકરાં સાત કામ મૂકીને ભેગાં થઇ જાય.

સવાર સાંજ બે વાર કાકુભાઇ પોતાનું અલાયદું સરઘસ કાઢે છે. પંદર છોકરાંની મોખરે પોતે, પાછળ છોકરીઓ, ને પછી છોકરાઓ એમ સરઘસ ગોઠવાય કે તરતજ કાકુભાઇ હાથમાં રાખેલો વાવટો ઉંચો કરે, ને પછી જોરથી ઘાંટો કાઢે ' જંતીલાલ '. તરત જ પાછળનાં પંદરે છોકરાંઓ મોટેથી બોલે, ' અમદાવાદ ' એમ ' જંતીલાલ, ' 'અમદાવાદ' બોલી બોલીને થાકે ત્યારે કાકુભાઇનું સરઘસ કૂચ કરે. કૂચ કરતી વખતે કાકુભાઇ ગાય, ને પાછળના ઝીલે. એક ગીત પૂરું થાય, ત્યારે સરઘસ આરામ લેવા ઉભું રહે; અને તે વખતે કાકુભાઇ ખરા જુસ્સામાં આવી બોલે ' બીસ્કૂટ '; પંદરે છોકરાં ટાપસી પૂરે.' ' બાઇકૂટ ' બીસ્કૂટ ', 'બાયકૂટ ' ની પણ ધુન જામે. પછી વળી સરઘસ આરામ લઇને આગળ ચાલે. કાકુભાઇ ગીતો ઝીલાવતા જાય; ગાંધીજીની જય, સરદાર વલ્લભભાઇની જય, જવાહરલાલની જય બોલાવતા જાય; અને જ્યારે સરઘસ વેરાવાનો વખત આવે ત્યારે વળી ' જંતીલાલ અમદાવાદ ' ની ધૂન જામે.

સરઘસ વિના એકલા કાકુભાઇ ફરતા હોય ત્યારે પોળા પોળા ચાલે; તે કોઇ વાર બહુ તાનમાં હોય તો એકલા એકલા પણ લલકારતા હોયઃ

' રાણા પર થાપ મારી
શિવાને શર ચડયું.
મારા વતનનાં એ મોંઘાં ટનટન "

આજે કાકુભાઇને બા કે મોટાભાઇ ખાવાને બીસ્કીટ આપે છે, તો તરતજ કાકુભાઇ ' બાયકૂટ ' પોકારીને બીસ્કીટના સામું પણ જોતા નથી. બાકી બીસ્કીટ તો

કાકુભાઇને બહુ ગમતાં. બીસ્કીટ ખાવાને માટે તો એમણે અગાઉ બહુ તોફાનો કરેલાં, પણ આજે બીસ્કૂટ બોયકોટ કર્યા છે.

કાકુભાઇના કાકા અમદાવાદમાં રહે છે. કાકાને અને કાકુભાઇને બહુ બને છે. કોઇનું પણ નામ જો કાકુભાઈ સૌથી પહેલું બોલતાં શીખ્યા હોય તો એ એમના કાકા જયંતીલાલનું હતું.

આજે " જંતીલાલ " નું નામ બોલી બોલીને કાકુભાઈ ગળું સૂકવી નાખે છે; અને તોય થાકતા નથી. કેટલું હેત!

આજે " જંતીલાલ " નું નામ બોલવા આડે કાકુભાઇને તોફાન કરવાની કે ભાંગતોડ કરવાની નવરાશ નથી. કાકુભાઇએ બીસકૂટ બાઈકૂટ કર્યા છે; અને ખાદીજ પહેરે છે.

કાકુભાઇની ખાતર એક વાર બોલો સૌ-' જંતીલાલ અમદાવાદ. '

જે. છ. ચોધરી.

---

# ભીખારીમાંથી કરોડાધિપતિ

અમેરીકામાં એક માણસ ધાતુઓની ખાણની શોધમાં જંગલ તથા ટેકરા તપાસતો ફરતો હતો પણ તેને કંઇ ફતેહ મળી નહિ, તેથી કંટાળી ગયો. એક વાર પોતાના સામાનનો કોથળો પીઠે રાખીને તે ફરતો હતો. તેની પાસેનો સૂક્ષ્મદર્શક કાચ તેણે તે કોથળા ઉપર જ રાખ્યો હતો. રજકણો તપાસવા તેને તે કામ લાગતો. આ વેળા તેને કહીંકથી ધુમાડાની વાસ આવી ને આમ તેમ જોવા લાગ્યો પણ કહીં બળતું નજરે પડ્યું નહિ. તે તો આગળ ચાલે જ જતો હતો ત્યાં તેને સમજાયું કે પોતાની પાછળ જ ધુમાડો નીકળતો હોવો જોઇએ. કપડું બળવાની ગંધ .આવવાથી તે ચમક્યો ને ખભા ઉપરથી તેણે કોથળો ઉતાર્યો.

હવે તે અનુમાન કરી શકયો કે સૂર્ય કિરણો તે કાચ દ્વારા એક કેન્દ્રસ્થાનમાંથી આવવાથી કોથળો સળગ્યો હોવો જોઇએ. તે કોથળામાં સુરંગ ફોડવાનો દારૂ પણ હતો તેથી તે બીન્યો કે જો દારૂ સળગશે તો પોતે બચી શકશે નહિ. આ વિચાર આવતાં તેણે કોથળો ઉપાડીને સામે ફેંકયો તે બે ખડકની વચ્ચેની સાંકડી જગામાં ભરાઈ ગયો. થોડી વારમાં તે આમ તેમ જોતો હતો તેવામાં તો ખડકોમાંથી પૃથ્વી ધ્રૂજાવી નાંખે એવો ભયંકર અવાજ થઇ આવ્યો ને તેની સાથે ખડકમાંથી પત્થરના ટુકડા ઉડીને દૂર પડયા. પોતે બચી શકયો તે માટે પ્રભુનો તે પાડ માનવા લાગ્યો. બધુ શાંત પડયા પછી તે ખડકો વચ્ચે જોવા લાગ્યો તો ત્યાં તો અણધાર્યુંજ કંઇક ચળકતુ જોવામાં આવ્યું ! યંત્રથી તપાસતાં તે સોનાની ભુકી જણાઈ. પછી એનાં નસીબ ખુલવાનું પુછવું શું ? ઘડી પહેલાંનો નિરાશ ભિખારી હવે કરોડાધિપતિ બની ગયો !

છગનલાલ હરિલાલ પંડયા

# ઈનામની નિસ્પૃહા

ઇટાલી દેશની આડિજ નામની નદીમાં એક વાર મોટી રેલ ચઢી. ગાંડાતૂર બનેલા પ્રવાહે વિયેનાના પુલની બન્ને તરફની જમીન ખોદી નાખી. એકલો અટૂલો પૂલ પ્રવાહ મધ્યે આમ તેમ હાલી ઉઠયો.

પૂલની વચ્ચોવચ્ચ ટોલ ઉઘરાવનાર કારકુન પોતાના કુટુંબ સાથે રહેતો હતો. દરેક ચોમાસે થતું તેમ આ વખતે ય પૂર શમી જશે એમ ધારી એ પોતાના કુટુંબ સાથે નિશ્ચિન્તતાથી પૂલ ઉપર જ રહ્યો હતો.

પણ આ વખતનું પૂર કાંઇ જેવું તેવું નહોતું ! પાણીના પ્રબળ તરંગો પૂલ સાથે જોરથી અથડાવા લાગ્યા. પૂલના થાંભલા હાલી ઉઠયા. ઉપરના મોટા લોખંડી પાટડાય નમવા મંડયા.

કડ્ડડ્ ભુસ. એક પાટડો તૂટી પડયો ને પ્રવાહમાં ઘસડાઈ ગયો. પછી બીજો, પછી ત્રીજો.

કાંઠે લોકોની ઠઠ જામી હતી. સૌ પેલા નિરાધાર કુટુંબની દયા ખાતાં હતાં.

પણ આવા પુરમાંથી એ કુટુંબને બચાવવાની હિમ્મત કોઇનામાં નહોતી. સૌ પરમેશ્વરને આજીજીઓ કરતાં હતાં.

એક દયાવાન ગૃહસ્થે જાહેર કર્યું, " છે કોઇ માડીજાયો ? છે કોઇ હિમ્મતવાળો ? હોય તો જાય ને એ કુટુંબને ઉગારી લાવે. પાંચસો રૂપિયા રોકડા આપીશ. છે કોઇ ? "

પણ કોણ તૈયાર થાય ? પાંચસોના પાંચ હજાર હોય તોય પૂર સામે ઝૂઝવા કોણ પડે ? સૌ એક બીજા સામે જોવા લાગ્યાં.

પાણીના પ્રબળ તરંગોની ગર્જનામાંય વચ્ચે વચ્ચે પેલા દુઃખી કુટુંબની કિકિયારીઓ સંભળાતી ને લોખંડી પાટડાના ધબાકા કાન ચીરી નાખતા.

શેઠે ફરી ઇનામ જાહેર કર્યું, ' છે કોઇ ? '

પણ કોઈ હાલે કે ચાલે.

છેવટ એક ગરીબ મજુર બહાર આવ્યો. કછોટો વાળ્યો ને એક હોડી ખેંચી, વાંસ લઇ એ એમાં કૂદી પડયો.

સૌના જીવ જરા હેઠા બેઠા.

✠

પાણીના પૂર સાથે ઝૂઝીને, જીવતોડ મહેનત કરીને પેલો મજુર છેવટ પૂલ પાસે જઈ પહોંચ્યો.

ગભરાયલું કુટુંબ આશાભરી આંખે એના સામે જોઈ રહ્યું હતું.

હોડી પાસે આવી એટલે કારકુને દોરડું નીચે નાખ્યું. મજુરે એ ઝડપી લીધું.

ચાલાકીથી કારકુન ને એનું આખું કુટુંબ હોડીમાં સહીસલામત ઉતર્યું.

હોડી લઇ મજુર પાછો વળ્યો

કડ્ડ્ડભૂસ ! પૂલના બાકી રહેલા પાટડા એક સામટા તૂટી પડયા.

મોભ મોભ જેવડાં મોજાં ઉછળ્યાં. હોડીમાં બેઠેલાં માણસોને ય પાણીના છાંટા ઉડયા પણ સદ્ભાગ્યે એ હોડી ઘણી દૂર નીકળી ગઇ હતી. ભયંકર મોજાં એની પાસે પહોંચી ન શક્યાં.

થાકેલો મજુર છેવટ હોડી કાંઠે લઇ આવ્યો. હર્ષઘેલા લોકોએ એને હરખથી વધાવી લીધો ને સૌને કાંઠે લઇ લીધાં.

પેલા શેઠે રાજી થઇને પાંચસેં રૂપિયા મજુરના હાથમાં મૂકવા માંડયા; પણ અરે! મજુર કેમ ના પાડે છે?

થાક ખાતા મજુરે નમ્રતાથી કહ્યું; "સાહેબ, આ તો મેં મારી ફરજ બજાવી છે. કશું વધારે નથી કર્યું. એનું ઇનામ લેવાય જ નહિ."

ઘણો આગ્રહ કરવા છતાં મજુરે ઇનામ ન જ લીધું.

વાત સાંભળી સૌ કહેવા લાગ્યાં, "શાબાશ છે, એ નિસ્પૃહી મજુરને. શાબાશ છે એના ઉમદા સ્વભાવને."

ચ. મ.

---

કણપીઠ, સુરત,
તા. ૩૧-૧૨-૩૦

પ્રિય ભાઈ શાન્તિ,

૨૭ મી તારીખે અમે તારી કેટલી બધી રાહ જોઇ હતી! આખા ગુજરાતના વાનર સૈનિકોની પરિષદ્ ભરાય ને તેમાં તું ન આવે એમ અમે માનતાંજ નહોતાં; પણ છેવટ તું ન જ આવ્યો.

સવારના સરઘસમાં પણ અમે કેટલી બધી ખોળ કરી હતી! આવડા મોટા સરઘસમાં કદાચ તું નહિ જણાય તો ડક્કા ઓવારે તો તને ખોળીજ કાઢીશું એમ ધાર્યું હતું, પણ ત્યાંય તું ન મળ્યો.

છેવટે બીજે દિવસે તારા પત્ર ઉપરથી જાણ્યું કે તું તો ખાસ કારણસર રોકાઈ ગયો છે.

તારા લખવા મુજબ 'વાનરસેના'નો આજનો અંક આ સાથે મોકલું છું. એમાં પરિષદ્નો અહેવાલ છે.

સરઘસમાં, પરિષદ્ મંડળમાં ને વ્યાયામના પ્રયોગોમાં આપણા વાનરસૈનિકોએ ઘણી શાન્તિ, ઘણી વ્યવસ્થા ને ઘણો ઉત્સાહ દર્શાવ્યું હતાં.

તું આવી શક્યો હોત તો આ બધું નજરે જોઇ શકત, પણ તેં ઘેર રહીને ઓછું કામ નથી કર્યું. ઉલટું બાની સેવા છોડીને તું આવ્યો હોત તો તે સારૂં ન ગણાત.

તું લખે છે તેમ હવે તો ત્યાં તમે પણ વાનરસેના સ્થાપી હશે. શું શું કામ કરો છો તે જણાવતો રહેજે.

આ સાથે બે વાનર ગીતો મોકલું છું.

એજ લિ. તારો
રમેશ

તા. ક. બાહ્રેઇને તથા ફુઆને મારા પ્રણામ કહેજે. કામકાજને લીધે પત્ર બે દિવસ મોડો લખાયો છે. તે બદલ માફ કરજે.

# " ગુણસુંદરી "

# બાલવિભાગ

તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

કાર્યાલય : ૧૧૪, ગિરગામ બેકરોડ, મુંબાઇ, ૪

વર્ષ ૧૮: અંક ૪ ✠ ✠ ✠ એપ્રીલ: ૧૯૩૧


## બાપુજીનો પત્ર

ચિ. શાન્તા,

તારો કાગળ મળ્યો. વિગત ઠીક આપી છે; પણ અક્ષર હજી સુધાર્યા નથી. સુધારવાનો પ્રયત્ન કરશો તો સુધરશે જ. હમણાં નહિ સુધારે તો મારા જેવા ખરાબ રહી જશે. કોઇને ખરાબ અક્ષરમાં કાગળ લખવો એમાં પણ હિંસા દોષ તો છે જ એ સમજાય છે ના !

યરોડા મંદિર
૬-૧-૩૦

બાપુનાં આશીર્વાદ



# કુતરો અને મગર

એક હતો કુતરો. તે એક વાર તરસ્યો થયો.

કુતરો નદીએ પાણી પીવા ગયો. નદીમાં ઘણું પાણી હતું ને પાણીમાં ઘણા મગર હતા.

કુતરો આમ તેમ જોતો જાય ને પાણી પીતો જાય. થોડું પાણી અહીં પીએ ને થોડું પાણી પણે, એમ કરે.

થોડી વાર પછી એક મગરે ડોકું પાણીમાંથી બહાર કાઢ્યું. "કુતરાભાઈ, કુતરાભાઇ, તમે આમ ગભરાતા ગભરાતા પાણી શીદ પીઓ છો? હું તમને બહુ દિવસથી ખોળતો હતો. મારે તમારી સાથે ભાઈબન્ધી બાંધવી છે."

કુતરો પાણીની બહાર જઈને ઉભો ને પછી બોલ્યો, "મગરભાઈ, મારે તમારી સાથે ભાઈબન્ધી નથી બાંધવી. તમારી સોબત રાખું તો કોઈ દિવસ જીવ ગુમાવી બેસું. માટે છાનામાના ચાલ્યા જાવ, મગરભાઈ."

આમ કહીને કુતરો ત્યાંથી દૂર દૂર નાશી ગયો.






એક શેઠે એક કુતરો પાળ્યો હતો. કુતરો બહુજ ભલો અને વફાદાર હતો. કુતરો શેઠની, તેના ઘરની અને તેના માલની ચોકી કરતો, દિવસ અને રાત ચોકી કરતો.

એકવાર શેઠ પરગામ ગયા. કુતરાને પાછળ મૂકતા ગયા. શેઠના મનમાં પૂરેપૂરી ખાત્રી કે કુતરો ચોરને ચોરી કરવા દેશે નહિ.

શેઠ ગયા ને કુતરો ચોકી કરવા બેઠો. એક બે રાત્રિ ગઇ. ત્રીજી રાત્રે ચોરો આવ્યા.

કુતરો ભસભસ કરવા લાગ્યો. ખૂબ ભસવા લાગ્યો. આજુબાજુ કોઇ રહેતું નહોતું; તેથી કોઇ માણસ ત્યાં આવ્યું નહિ. કુતરો તો ખૂબજ ભસવા લાગ્યો. એટલામાં ચોર તલવાર લઇને કુતરાની પાછળ દોડયો.

કુતરાને થયું જો ચોર મને મારી નાખશે તો શેઠને ચોરોના ખબર કોણ પહોંચાડશે? ચોરોને પકડી પાડવામાં મદદ કોણ કરશે?

એટલે કુતરો સાંકળ તોડાવી નાઠો અને ચૂપ થઇને દૂર દૂર એક ઝાડ નીચે બેઠો.

ચોરોએ તો ચોરી કરી: કબાટ અને પેટીઓ તોડી હીરા માણેક મોતી વગેરે ઘણું ઘણું લીધું.

કુતરાના મનમાં તો એવું થાય કે આ ચોરોને શું કરી નાખું. કરડી ખાઉં કે મારી ખાઉં?

ચોરો ચોરી કરી જંગલ તરફ ચાલ્યા.

કુતરે વિચાર કર્યો કે ચાલને ચોરો પાછળ જાઉં અને જોઉં તો ખરો કે ચોરો ધન ક્યાં રાખે છે.

ચોરો આગળ અને કુતરો પાછળ. ચોરો એક જંગલમાં ગયા. જંગલમાં એક વડ હતો તેની નીચે ચોરોએ ખાડો ખોદ્યો ને તેમાં ધન દાટ્યું.

કુતરો દાટેલી જગા બરાબર ધ્યાનમાં રાખી પાછો આવ્યો.

બીજે દિવસે શેઠ આવ્યાં ને જુએ તો મોટું ખાતર પડેલું. શેઠ ગભરાઇને દોડાદોડ કરવા લાગ્યા.

કુતરો વારંવાર તેની પાસે જાય અને ઉં ઉં કરી તેના ધોતીઆનો છેડો મોંમાં પકડી તેને ખેંચે. શેઠ ફિકરમાં એટલે કુતરાની સામે પણ ન જુએ. કુતરાને વારંવાર હાંકી કાઢે; પણ કુતરો તો ફરી ફરીને આવે ને શેઠનું ધોતીઉં ખેંચે ને ઉં ઉં કરે.

આખરે કોઇએ કહ્યું, " આ કુતરો વખતે કાંઈક કહેવા માગે છે. ધોતીઉં ખેંચે છે તે ખેંચીને જ્યાં લઈ જાય ત્યાં જાઓ ને ! "

શેઠ કુતરાની પાછળ પાછળ ચાલવા માંડયાં. ચાલતાં ચાલતાં શેઠ અને ગામના લોકો પેલા જંગલ અને તેના વડ પાસે આવ્યા.

જ્યાં દાટેલું ધન હતું ત્યાં પહોંચી કુતરે તેના ઉપર મોં રાખી ઉં ઉં કર્યું ને નહોર વડે જરા જરા ખોદયું.

સૌ સમજ્યા કે કુતરો અહીં ખોદવાનું કહે છે. ત્યાં ખોદવામાં આવ્યું, ત્યાં તો તેમાં શેઠનું બધું ધન હતું !

કુતરાની ચતુરાઈ જોઈ સૌ દિંગ થયાં.

બીજે દિવસે ચોરોએ આવીને જોયું તો ત્યાં ધન ન મળે. ધનની જગાએ મોટો ખાડો હતો !

ગિજુભાઇ

---

## ગાય

અમારે ઘેર એક ગાય છે.
અમને એ બહુ ગમે છે.
એનો રંગ ધોળો છે.
એ બહુ ભલી છે.
અમે એને ઘાસ નાખીએ છીએ.
એ અમને દૂધ દે છે.
દૂધ મને બહુ ભાવે છે.
અમે ગાયને ગળે એક ઘંટડી બાંધી છે.
ગાય ચાલે છે ત્યારે ઘંટડી વાગે છે : ટણીન્, ટણીન્.
ગાયનું નામ અમે ગોમતી પાડયું છે.
તમારી ગાયનું નામ શું છે ?



# ચતુર વેપારી



( જાતકકથા )

એક હતો વેપારી. શાણો ને ચતુર. દેશેદેશ ફરનારો ને મોટો વેપાર કરનારો એનાં પાંચશેં ગાડાં ફરતાં હતાં. ધમધોકાર વેપાર ચાલતો હતો.

એક વાર વેપારી પોતાનાં પાંચશેં ગાડાં જોડાવી પરગામે જતો હતો.

ચાલતાં ચાલતાં એક જંગલ આવ્યું. જંગલમાં પેસતાંજ વેપારીએ પોતાનાં બધાં માણસોને ભેળાં કરી જણાવ્યું, "ભાઈઓ, આ જંગલમાં અનેક જાતનાં ઝેરી ઝાડ ઉગે છે. ઝેરી પાન, ઝેરી ફૂલ, ઝેરી મધ વગેરે હોય છે; માટે કોઇએ અજાણ્યા ઝાડને કે અજાણ્યાં ફળફૂલને મને પૂછયા વિના હાથ લગાડવો નહિ."

"ભલે" કહી સૌ આગળ ચાલ્યા;

ચાલતાં ચાલતાં એક ગામ પાસે તેમણે એક ઝાડ દીઠું.

"ઓહો ! આ તો આંબો લાગે છે !"

"અરે ભાઈ, જરા ઉભા રહો. આપણા શેઠને પૂછી લેવા દો."

શેઠને વાત થઈ કે "પેલું ઝાડ બરાબર આંબા જેવું છે. એને સરસ ફળ પણ ખૂબ લાગ્યાં છે, અમે એ ખાઇએ ?"

"ઉભો રહો, મને જરા તપાસ કરવા દો." કહી ચતુર શેઠે એ ઝાડ પાસે જઈ બરાબર તપાસ કરી જોઇ.

પુરતી તપાસ કરી શેઠે ડોકું ધુણાવ્યું, "ભાઈઓ, આનાં ફળ કોઈ ખાશો ના. આ આંબો નથી પણ એની જાતનું બીજું કોઇ ઝેરી ઝાડ છે. આનાં ફળ કોઈ ખાશો ના."

માણસોએ શેઠનું કહેવું માન્યું ને ફળ ખાવાની લાલચ છોડી દીધી.

હવે એવું હતું કે પેલા ગામનાં માણસો બહુ પાપી હતાં. તેમણે જાણી જોઇને રસ્તા ઉપર જ એક ઝેરી ઝાડ ઉછેર્યું હતું. જેનાં ફળ ખાઇ વટેમાર્ગુ મરણ પામતા ને પાપીઓ તેનાં ઘરેણાં લુગડાં ઉતારી તેમને કયાંક ફેંકી આવતા.

ગઈ સાંઝે 'એ ઝાડ પાસે પાંચસો ગાડાં છૂટયાં છે' એવી વાત સાંભળી ગામ લોક તો ખુશ ખુશ થઇ ગયા હતા. "ચાલો, આજ તો ઘણી ચીજ હાથ આવશે !"

પણ-પણ બીજે દિવસે જઇને જુએ ત્યાં તો સૌને હરતાં ફરતાં ને મઝા કરતાં દીઠાં !

ગામ લોકોને ખૂબ નવાઇ લાગી.

તેમણે પેલાં માણસોને પૂછયું, "ભાઇઓ, તમે આ ઝાડનાં મીઠાં ફળ કેમ ન ખાધાં?"

"કારણ અમારા શેઠે ના પાડી હતી."

"કયાં છે તમારા શેઠ ?"

ગામ લોકોએ શેઠ પાસે જઇ બધી વાત પૂછી, "શેઠ, તમે કેમ જાણ્યું કે આ ઝાડનાં ફળ ઝેરી છે ?"

"ભાઇઓ, મેં તપાસ કરી જોઇ તો જણાયું કે આ ઝાડ ગામથી કાંઇ બાઝું દૂર નથી, એના ઉપર ચડવાનું ય મુશ્કેલ નથી, છતાં એના ઉપર આટલાં બધાં ફળ લાગી રહ્યાં છે માટે નક્કી એ આંબો નથી, પણ કોઇક ઝેરી ઝાડ છે."

ગામ લોક વીલે મોઢે પાછા ગયા.

ને વેપારી ને તેનાં માણસો સુખ રૂપે આગળ ચાલ્યાં. ચ. મ.



# નવી હરિફાઈ

**મારે પગ નથી છતાં હું તમારો ઘોડો છું. મારે આંખ કે કાન નથી છતાં હું આંધળાને દોરૂં છું. મારૂં નામ ત્રણ અક્ષરનું છે, તમે મને ઓળખો છો ? કહો જોઇએ, કોણ છું ?**



પ્રિય બાલમિત્રો,

આ અંકમાં તમારે માટે એક પ્રશ્ન મૂકયો છે. એનો જવાબ શોધી કાઢી એક પોસ્ટ કાર્ડમાં તે તથા તમારૂં નામ લખી મોકલો.

હરિફાઇમાં ભાગ લેનારનાં નામ આવતા અંકમાં પ્રકટ થશે.

તા. ૨૦ મી એપ્રિલ સુધીમાં જવાબ મોકલી આપવા.

લખો—

ચન્દ્રશંકર મ. ભટ્ટ
તન્ત્રી : 'ગુણસુન્દરી બાલવિભાગ'
૧૧૪, ગિરગામ બૅકરોડ, મુંબાઇ, ૪.

# તાનસેન

તાનસેનને પરમેશ્વરે એવી બક્ષિસ આપી હતી કે એ જેવું સાંભળતો તેવું બોલી શકતો. છેક નાનપણથી જ એ વિદ્યા એમને આવડી ગઇ હતી. સાંભળનારને અસલ ને નકલમાં ફેર નહોતો જણાતો. એના પિતાનું નામ મકરન્દ હતું. એમનો એક બગીચો ગ્વાલિયરથી થોડે છેટે, રસ્તા ઉપર હતો. જતા આવતા લોકો એમાંથી ફળફૂલ ચોરી જતાં તેથી મકરન્દે તાનસેનને ત્યાં રખેવાળી કરવા મૂક્યો હતો.

પછી તો દરરોજ તાનસેન ત્યાં રખેવાળી કરવા જવા લાગ્યો.

એક દિવસ બાગ પાસે થઇને એક વાઘ ચાલ્યો ગયો. તાનસેને તેની ગર્જના સાંભળી ને તેની નકલ કરવા માંડી. પછી દરરોજ એ એક ખૂણામાં બેસી ગર્જના કરતા જે સાંભળી વટેમાર્ગુઓ બ્હીને નાશી જતા.

એક વાર ત્યાં થઇને સાધુઓની એક જમાત નીકળી. પેલા બાગ પાસે આવતાં એકાએક વાઘની ગર્જના સાંભળી જમાતના સાધુઓ પાછા નાશી ગયા. એક હરિદાસ નામનો સાધુ નિડરપણે આગળ વધ્યો. સાધુએ બાળક તાનસેનને દીઠો. એમણે કહ્યું, " અરે છોકરા, તું અહીં કેમ રખડે છે ? તું વાઘની ગર્જના નથી સાંભળતો ? જા, દૂર નાશી જા. "

" મહારાજ, અહીં તો વાઘ-બાઘ કાંઈ નથી. ચોરોને બ્હીવડાવવા હું જ વાઘની ગર્જનાની નકલ કરૂં છું. "

સાધુ નવાઈ પામ્યા.

તાનસેને એમને ફરીથી ગર્જના કરી બતાવી.

સાધુ હરિદાસ ખૂબ રાજી થયા. મકરન્દ પાણ્ડેની પાસે જઈ એમણે કહ્યું, " ભાઇ, આ બાળકને અમારી સાથે મોકલો. હું એને ગાતાં શીખવીશ. એનું ગળું બહુંજ રીલું ને રસાળ છે. સંગીત વિદ્યામાં એ પારંગત થઈ શકશે. "

પ્રથમ તો મકરન્દ હા ના કરવા માંડી પણ છેવટ સાધુનું કહેવું માન્યું.

સાધુ હરિદાસ તાનસેનને લઇ આગ્રા પાસેના, જમનાના કાંઠા પરના, પોતાના આશ્રમમાં આવ્યા. ઘણાં વર્ષ સુધી તેમણે એને સંગીત શીખવ્યું.

શહેનશાહ અકબરે તાનસેનની ઉસ્તાદીની વાત સાંભળી એમણે એમને પોતાના દરબારમાં તેડાવ્યા.

આગળ જતાં તાનસેને સંગીત વિદ્યામાં ખૂબ નામના મેળવી.

# મુંબાઈમાં બાપુજી

બાપુજી છુટવાના છે. આખું શહેર એ જાણી આનન્દમાં ડૂબી રહ્યું છે. ગલીએ ગલીએ વાનરસેનાનાં નાનાં મોંથી તે વૃદ્ધ નાગરિકો સુધી છુટવાનીજ વાતો થતી. બાળકોમાં આનન્દ, સ્ત્રીઓમાં આનન્દ અને પુરુષોમાં આનન્દ; પ્રજાના હૃદયમાં આનન્દ આનન્દનો સુર નીકળતો. બધાં કહેતાં "સરકાર હારી તો ખરી. આખરે બાપુને છોડયા" આમ ઠેર ઠેર શબ્દો બોલાતા.

છૂટવાની વાતોને દિવસેજ સ્વતન્ત્રતા દિવસ ઉજવવાનો હતો. તે દિવસે ઠેર ઠેર સ્વતન્ત્રતાનો ઠરાવ વંચાય અને પ્રજા ઝીલે. ઘણે ઠેકાણે વાવટાવન્દન થતું. આઝાદ મેદાન પર સાંજના મોટી સભા મળી. બાપુને સ્ટેશન પર તેડવા જવાને આવનાર લોકો મેદાનની સભા માટે જરા વહેલા આવ્યા.

સભા પછી હરખઘેલા લોકો સ્ટેશન ભણી દોડયા, સ્ટેશન પર માર્ગ ન મળે. આંખ પહોંચી ન શકે. ખાદી ખાદીનાં જ દર્શન. માણસ આવતું જ જાય. બાપુજી આવે છે! કોને આનંદ ન થાય?

એટલામાં ઉભેલી આગગાડી પર તેજ પડયું. ગાડી આવ્યાના જાણે રણશીંગડાં ફૂંકાયાં! તલપાપડ થયેલું પ્રજાનુ હૈયું ઉચું ઉચું જોવા મથી રહ્યું; પણ નિરાશા; બાપુજી ન મળે. પાછું હઠતું ટોળું પણ જોવા જેવું બની રહ્યું.

બીજે દિવસે બાપુ મુંબાઇમાં આવ્યાની ખબર પાકે પાયે મળી. મોડી રાતે ખબર મળવાથી ઘણા લોકોને ખબર ન મળી શકી. તેથી લોક ઉભરાયું ન હોતું. પણ વા વાત લઇ જાય. ઘેર પહોંચતા લોકો ટોળે મળ્યાં. નાના શરીરવાળા, મોટા મનવાળા, દુનિઆને ધ્રુજાવનારા, બાપુજી ૮ મહિના ને ૨૫ દિવસે જેલમાંથી આવેલા એટલે બધાંય ઘેલાં ઘેલાં થઇ ગયેલાં. બધાને બાપુજી નમસ્કારથી જવાબ વાળે. ઘેર ગયા પણ ઘડી ફુરસદ ન મળે.

સાંજના બાપુજી સભામાં આવવાના હતા.

ત્યાં તો કાંઇ લોક લોક! વાત ન પુછવાની. બિચારા સૈનિકોથી હાર ન સચવાય.

બાપુજીને આવતાં વાર લાગી, કારણ કે જ્યાંથી જાય ત્યાંથી માર્ગમાં લોકો રોકી રાખે!

રાહ જોતી પ્રજા બેસી રહી. ત્યાં તો બાપુજી આવ્યા; પણ એટલી ભીડ ને કચડા કચડી થઇ કે બાપુજી બે શબ્દ ન બોલી શકયા!

એક ડોશી બિચારી આ બધામાં કચડાઈ મરી ગઈ! કેટલાં બેશુદ્ધ થઇ ગયાં. પછી સભામાં કાંઈ કામ ન થયું. તે વિસર્જન થઇ.

પછી બાપુજી અલ્હાબાદ ગયા.

વાનરો, તમારા હૃદયમાં પણ કેટલો આનન્દ થયો હશે?

કુમારી કપિલા નગિનદાસ માસ્તર

# અહમદનું સ્વપ્ન !

એક હતી ડોશી. એને એકનો એક દીકરો હતો. તેનું નામ અહમદ.

અહમદ વીશ વર્ષનો જુવાન હતો, આનન્દી ને મોજીલો હતો. આખો દિવસ એ બાગબગીચામાં ફરતો ને મઝાનાં ગીત ગાતો.

એક દિવસ બપોરને વખતે અહમદ પોતાની ઝુંપડીમાં સૂતો હતો, કંઇ કંઈ વિચારો કરતો હતો; ત્યાં એને ઉંઘ આવી ગઇ.

ઉંઘમાં અહમદને સ્વપ્નું આવ્યું, કેવું એ સ્વપ્નુ ? મંઝાનું ને અદ્ભુત ! કદિ નહિ દીઠેલું તેવું સ્વપ્નું ! અહમદ તો એ સ્વપ્નું જોઇને એટલો રાજી થયો, એટલો રાજી થયો કે ઉંઘમાં જ એ ખડખડાટ હસી પડયો.

ખાટલા પાસે બેસી ડોશી રેંટીઓ કાંતતી હતી. અહમદને ખડખડ હસતો જોઇ એને ખૂબ નવાઈ લાગી. એણે એને ઢંઢોળીને પૂછ્યું, "બેટા, તું કેમ હસ્યો ?"

હવે અહમદ જાગી ગયો; પણ જાગ્યો એટલે એનું સ્વપ્ન પણ ઉડી ગયું ને સ્વપ્ન ઉડી ગયું એટલે હસવાનું પણ જતું રહ્યું.

ડોશીએ એને પૂછ્યું, "બેટા, તું કેમ હસ્યો ?"

" હું ? કંઇ નહિ, અમસ્તો જ."

" ના, મને કહે."

" મા, મને એક સ્વપ્નું આવ્યું'તું તેથી હસ્યો."

" કેવું સ્વપ્નું હતું ?"

" હતું, જરા હસવા જેવું."

"બસ, મને એ સ્વપ્નાની વાત કહે."

" મા, જવા દેને."

"ના બસ કહે." ડોશીએ જીદ પકડી.

" મા, તને એ કહેવાય એવું નથી."

" બસ કહે'ને કહેજ; નહિ તો નવાબને ફરિયાદ કરીશ."

" ભલેને નવાબની આગળ જા; પણ સ્વપ્નું તને કહેવાય એમ નથી."

ડોશી જબરી હતી. એ તો સાચેસાચ લાકડી લઇને ગઈ નવાબની પાસે.

" ખુદાવન્દ, મારા દીકરાને એક નવી નવાઇનું સ્વપ્નું આવ્યું કે જેથી એ ખડખડ હસી પડયો; પણ હવે એ મને સ્વપ્નાની વાત કહેતો નથી."

" એમ ? અરે કોઈ હાજર ?"

" જી હજુર."

" જાવ; આ ડોશીના દીકરાને પકડીને અહીં હાજર કરો."

" જેવો હુકમ." કહી નોકરો ઉપડયા ને એક ઘડીમાં અહમદને પકડી લાવ્યા.

નવાબે પૂછ્યું, " અરે અહમદ, કહે છે તને નવી નવાઈનું સ્વપ્ન આવ્યું છે તે વાત સાચી ?"

" હા જી."

" ત્યારે એની વાત આ ડોશીને તું કેમ નથી કહેતો ?"

" કારણ એ વાત હમણાં એને કહેવાય એવી નથી."

"ઠીક, તો ભલા, મને તો કહે કે તને એવું શું સ્વપ્નું આવ્યું કે જેથી તું ખડખડ હસી પડયો ?"

"આવ્યું હતું કંઇક હસવા જેવું."

"પણ કેવું તે મને તો કહે."

"હજુર, બેઅદબી માફ કરજો; પણ એ સ્વપ્નું હમણાં કહેવાય એમ નથી."

"તું જાણે છેને કે હું નવાબ છું. ધારૂં તે કરી શકું છું."

"હા જી,"

"તો મારૂં ફરમાન છે કે તું મને એ સ્વપ્નાની વાત કહે."

"હજુર, એક વાર કહ્યું ને કે એ સ્વપ્નાની વાત હમણાં કહેવાય એવી નથી."

"એમ કે ? અરે કોઈ હાજર ?"

"જી હજુર",

"જાવ, આ બેઅદબને હમણાં ને હમણાં કાળી કોટડીમાં કેદ પૂરો."

નોકરોએ તરત જ અહમદને કાળી કોટડીમાં કેદ પૂર્યો. ડોશી ઘેર ગઇ જતાં જતાં કહેતી ગઇ, "એને ખાવા-પીવા આપજો પણ વાત કહે ત્યારે જ છોડજો."

નવાબ કહે, "ઠીક."

નવાબના નોકરો ઘાતકી હતા. તે અહમદને ગાળો દે ને પુરું ખાવા પીવાય ન આપે; તો ય અહમદને કાંઇ નહિ. એ તો પહેલાંની પેઠે જ આનન્દી રહે.

હવે, એવું બનેલું કે નવાબની એકની એક દીકરી રોશન અહમદની બહાદુરી જોઇ ખૂબ રાજી થઇ હતી. અહમદને કેદ કર્યો તે રાતે એ કાળી કોટડી પાસે ગઇ. જોયું તો અહમદને પૂરું ખાવાય મળેલું નહિ; પણ તોય એ તો આનન્દથી ગીત ગાતો હતો.

પછી રોશને એમ કર્યું કે મહેલમાંથી સારું સારું ખાવાનું લાવી એક નાની બારી વાટે અહમદને આપ્યું.

પછી તો રોજ રોશન અહમદને ખાવાનું આપવા લાગી.

નવાબ દરરોજ આવીને અહમદને પેલી વાત કહેવા ફરમાવતો; પણ અહમદ તો એક જ વાત કહે તો કે "હમણાં એ કહેવાય એમ નથી."

એમ કરતાં ઘણા દિવસ વીતી ગયા. એટલામાં એવું બન્યું કે દિલ્હીના બાદશાહે એક લાકડી પેલા નવાબ ઉપર મોકલી ને ફરમાવ્યું કે "આ લાકડીનો કયો છેડો મૂળ તરફનો છે ને કયો છેડો ટોચ તરફનો છે તે શોધી મોકલો, નહિ તો તમારૂં રાજ્ય ખાલસા કરવામાં આવશે."

નવાબ તો આ ફરમાન સાંભળી ગભરાયો. એણે ઘણી મહેનત કરી; પણ એને કાંઇ ખબર ન પડી. દરબારીઓ ય માથું ધુણાવવા લાગ્યા.

હવે શું કરવું ?

તે રાત્રે રોશને અહમદને આ વાત કરી. અહમદ તો હતો ચતુર. એ કહે, "ઓહો ! એમાં શી મોટી વાત છે ? એ લાકડીને વહેતા પાણીમાં આડી મૂકો પછી જે છેડો નીચાણ તરફ ઢળે તે ટોચનો ને બીજો છેડો મૂળનો એમાં છે શું ?

બીજે દિવસે રોશને નવાબને વાત કહી. નવાબે અહમદના કહેવા મુજબ કર્યું તો તરત જ બરાબર બન્ને છેડા ઓળખાયા. નવાબે એ લાકડી બાદશાહ તરફ પાછી

મોકલી ને કયો છેડો મૂળ તરફનો ને કયો ટોચ તરફનો તે જણાવ્યું.

વળી થોડા દિવસ થયા ને બાદશાહે નવો તુક્કો ઉઠાવ્યો. એણે ત્રણ સરખી પુતળી તૈયાર કરાવી ને નવાબ તરફ મોકલી ફરમાવ્યું કે એ ત્રણે પુતળીની કીંમત કહી મોકલો; નહિ તો તમારૂં રાજ્ય ખાલસા કરીશું."

નવાબ ને દરબારીઓએ વળી ઘણી મહેનત કરી પણ કાંઇ સમજાયું નહિ; કારણ ત્રણે પુતળીઓ સરખા ઘાટની ને સરખા રંગની હતી. એની પરીક્ષા શી રીતે કરવી ?

છેવટ શેઠને અહમદને વાત કરી. અહમદ કહે, "ઓહો ! લાવો એ પુતળીઓ મારી પાસે. હું તરત તેની કીંમત કરી દઉં."

ત્રણે પુતળી અહમદને મળી એટલે એણે એક કાંકરી લઇને દરેકની પરીક્ષા કરી. પછી જણાવ્યું કે "આ એક પુતળી કોડી કીંમતની છે, આ બીજી દશ અશરફીની છે ને આ ત્રીજી લાખ અશરફીની છે."

નવાબે આ વાત બાદશાહને લખી જણાવી.બાદશાહ તો એ સાંભળી દિંગ થઇ ગયો. એણે તપાસ કરાવી તો ખબર પડી કે 'એક જુવાને આ પરીક્ષા કરી છે.'

બાદશાહે તરત જ નવાબને ફરમાવ્યું કે તમે જે જુવાનને કેદ કર્યો છે ને જેણે બન્ને બાબતોના જવાબ કહ્યા છે તેને તાબડતોબ દિલ્હી મોકલી આપો."

નવાબે આનાકાની કરવા માંડી; પણ એ તો દિલ્હીના બાદશાહનો હુકમ ! છેવટ એને તાબે થવું પડયું. અહમદને દશ ઘોડેસ્વાર સાથે દિલ્હી મોકલ્યો.

અહમદ દિલ્હીદરબારમાં આવ્યો એટલે બાદશાહે એને પૂછયું, "ભલા, લાકડીની વાત તો સમજાય; પણ તેં ત્રણ પુતળીઓની કીંમત શી રીતે કરી તે કહે."

"ખુદાવન્દ, અક્કલથી મેં એની કીંમત પીછાની."

"એમ ? કેવી રીતે ?"

"એ રીતે કે એક કાંકરી લઇ પહેલી પુતળીના કાનમાં નાખી. એ કાંકરી તરત જ મોં વાટે બહાર નીકળી ગઇ. મેં એ પુતળીની કીંમત કોડીની આંકી, કારણ સાંભળેલી વાત બોલી દેનાર આદમીની કીંમત કોડીની છે."

"હં, પછી ?"

"પછી બીજી પુતળી લઇ તેના કાનમાં કાંકરી નાખી તો તે આ કાનમાંથી પેલા કાનમાં સોંસરી નીકળી ગઇ. મેં એની કીંમત દશ અશરફી આંકી; કારણ આ કાને સાંભળી પેલા કાને કાઢી નાખનાર આદમીની ઝાઝી કીંમત ન ગણાય."

"ઠીક, પછી ?"

"પછી ત્રીજી પુતળીના કાનમાં કાંકરી નાખી તો તે સીધી એના પેટમાં ઉતરી ગઇ. મેં એની કીંમત સવા લાખ અશરફીની આંકી; કારણ સાંભળેલી વાત પેટમાં રાખનાર આદમીની કીંમત ભારે છે."

"શાબાશ, જુવાન શાબાશ. તેં બરાબર જવાબ કહ્યા છે. હું તને સવા લાખ

અશરફી ને એક હજાર અરબી ઘોડા ભેટ આપું છું."

સવાલાખ અશરફી ને એક હજાર ઘોડા લઇ અહમદ પોતાને ગામ પાછો આવ્યો. હવે નવાબનું શું ચાલે ? એણે એને કેદમાં તો ન નાખ્યો, પણ ઉલટો પોતાનો સેનાપતિ બનાવ્યો ને એના હજાર ઘોડા, મો માગી કીંમતે વેચાતા લીધા. ઉપરાન્ત નવાબે કહ્યું. "અહમદ, હું તારી સાથે મારી દીકરી રોશનની શાદી કરવા ચાહું છું."

"જી, પણ એક વાર મને મારી મા પાસે જઇ આવવા દો."

"ભલે."

સેનાપતિ અહમદ સો ઘોડેસ્વારો સાથે પોતાની ઝુંપડી તરફ ગયો. એની મા તો એ જોઇને ગભરાઇ ગઇ. એને ખબર નહિ કે અહમદ સેનાપતિ બન્યો હશે. એ બિચારી તો રડવા લાગી; પણ ત્યાં તો અહમદ ઘોડા ઉપરથી કૂદી પડયો ને જઇને માને વળગી પડયો.

"અરે બેટા, તું છે ? મારો અહમદ !"

પછી ડોશીને બધી વાતની ખબર પડી. એ તો રાજી રાજી થઈ ગઇ.

નવાબની દીકરીની વાત સાંભળીને તો ડોશીના આનન્દનો પાર ન રહ્યો.

થોડા દિવસ પછી વાજતે ગાજતે અહમદ ને રોશનનાં લગ્ન થયાં.

x x x

એક દિવસ બપોરનો વખત હતો, નવાબના મહેલના એક મોટા ઓરડામાં સુન્દર પલંગ ઉપર અહમદ સૂતો હતો ને રોશન, નવાબની દીકરી, હીરાજડિત વીંજણાથી તેને વા નાખતી હતી. અહમદની આંખ ઉઘડી ને એણે પાણી માગ્યું. રોશને સોનાના કટોરામાં એને પાણી આપ્યું.

અચાનક અહમદ ખડખડ હસી પડયો. પાસેના બીજા ઓરડામાં એની મા હતી તે આ સાંભળીને ત્યાં દોડી આવી, "બેટા, કેમ હસ્યો ?"

"મા, હવે તને બધી વાત કહું. હું તે દિવસે કેમ હસ્યો હતો તે આજે કહું. બેસ."

"કહે બેટા,"

"મા, તે દિવસે બપોરે મને સ્વપ્નુ આવ્યું હતું કે જાણે નવાબના મોટા મહેલમાં સુન્દર છત્રપલંગમાં હું સૂતો છું. નવાબની દીકરી મને સોનાના કટોરામાં પાણી આપે છે. આવું સ્વપ્નું જોઇ હું ખડખડ હસી પડયો હતો; પણ તે દિવસ તને એ સ્વપ્નાની વાત કહું, તો સૌ મને મૂરખ કહેત ને નવાબ ગરદન મરાવત તે જુદું. સ્વપ્નાની વાત મેં કોઇને કેમ નહોતી કહી એ હવે સમજાયું ને ?"

હવે ડોશીને બધી વાતની ખબર પડી.

કેટલાંક વરસ પછી નવાબ ગુજરી ગયો ને તેને દીકરો ન હોવાથી તેની ગાદી અહમદને મળી.

અહમદભાઇનું સ્વપ્નું આમ સાચું પડયું !

" ગુણસુંદરી "

# બાલવિભાગ

તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

વર્ષ ૧ : અંક ૫ ✠ ✠ ✠ મે : ૧૯૩૧

## પદ

દામોદર દુખડાં કાપો રે, પાવલે લાગું;
નંદલાલ નિજાનંદ આપો રે, એ વર માગું.....ટેક૦

વ્હાલાજી, હું છું પળપળનો અપરાધી;
ભરેલો આધી વ્યાધી રે, પાવલે લાગું.....દામોદર.

વ્હાલાજી, હું તો તમારા બળથી ઘણો ગાજું,
જાણો છો કહું શું ઝાઝું રે; પાવલે લાગું.....દામોદર.

વ્હાલાજી, હું જેવો તેવો તોયે છું તમારો,
આધાર અવર નહિ મારો રે, પાવલે લાગું.....દામોદર.

વ્હાલાજી, મારૂં જોર નથી, જો તરછોડો,
શું રુઠી કરે મંકોડા રે ? પાવલે લાગું....દામોદર.

વ્હાલાજી, શ્રીમુખ પોતાનો કહો છો માટે લાડું,
બીજું બળ ક્યાંથી કહાડું રે; પાવલે લાગું.....દામોદર.

વ્હાલાજી, જનનું માન જગતમાં વધારો,
ગમે તો ઘરમાં મારો રે, પાવલે લાગું....દામોદર.

નૃપનાં ગજ ઘોડા મસ્તીખોરાને માન મ્હોટું,
મારે ના માન મોટું રે, પાવલે લાગું.....દામોદર.

દયાના પ્રિતમ પાણિ ગ્રહ્યા છે તો નીભાવો,
મારો દાસપણાનો દાવો રે, પાવલે લાગું.....દામોદર.

---

[1] દયારામકૃત કાવ્યસંગ્રહ માંથી.

# આંગણે એક ઝાડ હોય તો ?

આંગણે એક ઝાડ હોય તો ?
તો ઝાડનો છાંયો મળે,
છાંયે નાનાં છોકરાં રમે,
છાંયે નાનાં છોકરાં ભણે,
છાંયે ગાયનાં વાછરૂ કૂદે,
છાંયે માજી દાતણ ઘસે,
છાંયે બાપુ ખાટલે સુવે,
છાંયે બા માથું ઓળે.

આંગણે એક ઝાડ હોય તો ?
તો ઝાડને ફૂલ આવે,
ફૂલે ઝાડ શોભી ઉઠે,
એવે ઝાડે આંગણું દીપે,
ફૂલે મીઠી વાસ આવે,
મીઠી વાસે મનડું ઠરે,
ફૂલે મનહર રંગો ચડે,
રંગે આંખો હરખી હસે.

આંગણે એક ઝાડ હોય તો ?
તો ઝાડને ફળ આવે,
ફળે ઝાડ લચી પડે,
નમ્યું ઝાડ નમણું લાગે,
બાપ ફળને પાડી લે,
ઘરનાં સૌને ફળો દે,
પાડોશીને ફળો દે,
ઓળખીતાને ફળો દે,
મીઠાં મીઠાં ફળો મળે,
મોઢું મીઠું મનમાં હસે.

આંગણે એક ઝાડ હોય તો ?
તો ત્યાં પરબ બંધાય,
પરબે રૂડાં પંખી આવે,
કોયલ બાઇ ને કાગ આવે,
પોપટ ભાઇ ને મેના આવે,
હોલા ભાઇ ને ચકલી આવે,
કાબર બાઈ ને કબૂતર આવે,
પાણી પીને હાશ કરે,
ચાંચ હલાવી પાંખ પસારે,
ડાળે ડાળે ઉડી ઉડી,
ફૂલ ફળને ચાખી આપે,
પંખી જોઇ મન હરખાય,
મન હરખાય ને આત્મા ઠરે.

આંગણે એક ઝાડ હોય તો !
તો મોટા ભાઇ ઉપર ચડે,
નાની બ્હેન થડે રહે,
મોટા ભાઇ ફળ વીણે
નાની બ્હેન ખોળો ધરે,
મોટાં મોટાં પાકેલાં ને,
મીઠાં મીઠાં ફળને આપે,
નાની બ્હેન લેતી જાય લેતી જા
લેતાં લેતાં જરા ન થાકે.

આંગણે એક ઝાડ હોય તો
પંખી એમાં માળા કરે,
માળે માળે ઇંડા મૂકે,
ઇંડા ફુટી બચ્ચાં થાય,
નાનાં બચ્ચાં ચીંચીં કરે,
નાનાં છોકરા ચાળા કરે,
નાનાં બચ્ચાં મોટાં થાય,
મોટાં થઇને ઉડી જાય,
ઉડી જાયને પાછાં આવે,
મોટાં થઇને માળા કરે,
વળી પાછાં ઇંડાં મૂકે,
આંગણે એક ઝાડ હોય તો

ગિજુ



# સિંહની યુક્તિ

મોટું એક જંગલ હતું. એમાં જબરો જોરાવર એક સિંહ રહે.

સૌ જાનવરોમાં સિંહ જબરો, સૌ હિંસક પ્રાણીઓમાં સિંહ બળીઓ, આખા જંગલમાં એની હાક વાગે.

પણ જંગલને છેડે ચાર માતેલા સાંઢ રહેતા હતા. મોટા ને માતેલા, જબરા ને જોરાવર.

ચારેય સાંઢ ભાઈબન્ધ હતા, તેઓ ભેગા જ ચરતા ને ભેગા જ પાણી પીવા જતા. ભેગા ફરતા ને ભેગા જ બેસતા.

આખા જંગલમાં એક તરફ સિંહની ફે ફાટતી, ત્યારે બીજી તરફ પેલા ચાર સાંઢની હાક વાગતી. કોની તાકાત કે એમાંના એક સાંઢનુંય નામ લઈ શકે ? નામ લેવા જાય ત્યાં તો ચારે સાંઢ તૂટી પડે ને દુશ્મનનો કચ્ચરઘાણ વાળી નાખે. કેટલાય વાઘ ને કેટલાય દીપડાની આ રીતે ફૂંક નીકળી ગયેલી.

ચારે સાંઢ મસ્તીમાં ફર્યા કરે, લીલો ચારો ચર્યા કરે ને મઝા માર્યા કરે.

પેલો સિંહ ઘણા દિવસથી દાંત કચકચાવી રહેલો; ક્યારે લાગ મળે ને એ ચારેયને ખાઈ જાઉં ? ક્યારે લાગ મળે ને મારું બળ બતાવું ?

પણ સિંહભાઈનું કાંઈ ચાલે નહિ. એકાદ સાંઢનું ય નામ લેવા જાય તો તો એના ભોગ જ મળે ને ? મોટો સિંહ હતો તેમાં શું ? સૌથી જબરો હતો તેથી શું ? પેલા ચાર સાંઢ ક્યાં ઓછા બળીઆ હતા?

છેવટ સિંહે કંઈક ઉપાય ખોળવા માંડ્યો

વિચાર કરતાં કરતાં સિંહને એક યુક્તિ જડી. એણે વિચાર કર્યો, " આ ચારેયને જુદા પાડું તો પછી જુદા જુદા મારી શકું. "

આવો વિચાર કરી સિંહ તો પેલા ચારે ય વચ્ચે લડાઈ કરાવવાનો ઉપાય ખોળવા લાગ્યો.

એક દિવસ એક સાંઢ જરા જુદો પડી ચરતો હતો, સિંહ લપાતો લપાતો તેની પાસે જઈને બોલ્યો, " ભાઈ, તમારા બળની વાત મેં સાંભળી છે. તમારા જેવા બળવાન મેં આજસુધી દીઠા નથી; પણ-"

"કેમ, અટકયા કેમ, સિંહભાઈ?"

"પણ ભાઈ, તમારા જેવાને આ શોભે નહિ?"

"શું?"

"આમ બીજાની ગોઠમાં ભરાઇ રહીને ફરવું તે. તમે જાતે જ કયાં ઓછા બળીઆ છો કે જેથી બ્હીક રાખી બીજાની ઓથમાં ફરો છો?"

"છટ્, હું કયાં કોઇની ઓથમાં ફરૂં છું? મારે કયાં કોઇની મદદ જોઇએ છે? બસ, હું તો આજથી જ જુદો પડીશ ને એકલો એકલો ફરીશ. મારે કયાં કોઇની તમા છે?"

એક સાંઢ જુદો પડયો.

વળી થોડા દિવસ થયા ને સિંહે બીજા એક સાંઢને યુક્તિથી જુદો પાડયો. એમ ચારેયને એણે જુદા પાડયા.

ચારેય સાંઢ અભિમાનમાં તણાઈ જુદા પડયા.

પણ પછી બીજું શું થાય? પછી સિંહે એકે એકે ચારેયને મારી નાખ્યા.

ચારેય જણ ભેગા થતા ત્યારે તો સિંહનું કાંઈ ચાલતું નહિ; પણ જુદા પડયા એટલે એનું જોર ફાવ્યું.

ચારેયને મરતાં મરતાં થયું, "અરેરે! અમે જુદા ન પડયા હોત તો સારૂં!"

[ ઇસપની વાત ] ચન્દ્રશંકર

---

# ચાલો, કહો જોઇએ વારૂ?

## એ શું?

૧. ખેતર વચ્ચે ડોસી મોં ફાડીને ઉભી!
૨. લાલ માટલી ને લીલું ઢાંકણુ!
૩. છ પગની છછુંદરી ને માથા વચ્ચે ઘા!
૪. એક કુલડીમાં ડોશી નાચે!
૫. સો આંબા સો આબલી, અસંખ્ય બીજાં ઝાડ;
કોર વગરનું પાંદડું તેનો ઉત્તર આપો એકવાર!

# ભીમસેન

[ ભીમસેનની કથા બાળકોને ખૂબ ગમે છે. બળવાન ભીમસેનના અનેક અદ્ભુત જીવનપ્રસંગો વાંચતાં કે સાંભળતાં બાળકો એકધ્યાન થઈ જાય છે એ લગભગ સૌએ અનુભવેલી વાત છે

એ ભીમસેનની આ વાત છે. બાળકોને ગમે તેવી રીતે વિસ્તારીને લખી છે.

બાલવિભાગનાં વાંચકોને એ ગમશે તો દરેક અંકમાં એનો થોડો થોડો ભાગ પ્રકટ કરતા જઈશું.—તન્ત્રી ]

ઘણાં વરસો થઇ ગયાં.

હસ્તિનાપુરમાં પાંડુ રાજાનું રાજ હતું.

રાજા પાંડુ એકવાર યાત્રાયે નીકળ્યા. સાથે રાજરાણીઓ કુન્તા ને માદ્રી હતાં.

વાટમાં કુન્તાજીને ત્રણ ને માદ્રીને બે પુત્રો થયા. કુન્તામાએ નામ પાડ્યાં: યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ ને નકુળ: પાંચે પાંડવ કહેવાયા.

યાત્રામાં એકાએક પાંડુરાજાનો દેહ પડી ગયો. માદ્રી રાણી સતી થયાં.

માતા કુન્તા ને પાંચે પાંડવ રાજ ભણી પાછાં વળ્યાં.

અર્જુનજી રથ હાંકે છે માતા કુન્તા ને ત્રણ ભાઇઓ રથમાં બેઠા છે.

ને ભીમ ?

ભીમભાઇ નાની એવી ગદા ખભે મૂકીને રથની પાછળ નિરાંતે ડોલતો ડોલતો ચાલ્યો આવે છે.

એ રથમાં ક્યાં સમાય ! એ મોટી જબરજસ્ત કાયા ને એનો કાંઇ ભાર ! એ રથમાં બેસે તો તો રથ કડડડ કરતો ભાંગીને ભૂક્કો થાય ને ઘોડાનો જીવ જાય.

સૌ દિવસ આખો પન્થ કરે ને રાત પડે ત્યાં વાસો રહે.

વહેલાં ઉઠી કુન્તામા ને ચાર ભાઈ દેવસેવા કરે. ભીમભાઇ જે કહે તે હાજર કરે. પાણી માગે ત્યાં ગોળો લાવે ! ફૂલ જોઇએ તો આખી કરેણ ઉંચકી લાવે ને દાતણ માગે ત્યાં બાવળ લાવે ! ભીમભાઇને થોડું લાવવું કેમ ગમે ?

ચાલતાં ચાલતાં એક વન મૂક્યું, બીજું વન મૂક્યું. એક પહાડ વટાવ્યો, બીજો પહાડ વટાવ્યો.

એમ કરતાં કેટલાય દિવસ વિતી ગયા ને કેટલોય મારગ કાપી નાખ્યો.

આખરે જમનાજીનો કાંઠો આવ્યો. હસ્તિનાપુર એક જ જોજન દૂર રહ્યું.

કુન્તામાં કહે, " આજ અહીં રાતવાસો રહીએ. કાલ સવારે નગરમાં જઇશું. "

એક ઝાડ હેઠળ એમણે મુકામ કર્યો.

બીજે દિવસે વહેલાં ઉઠી કુન્તામાં દેવસેવા કરવા બેઠાં. ચારે ભાઇ એમની પાસે બેઠાં. ભીમ જમનાજળમાં ન્હાવા પડયો.

પૂજામાં થોડાક ફૂલ જોઇએ. મા કહે, " ભીમ, બેટા, દેવસેવા માટે થોડાંક ફૂલ જોઇએ. પેલા બાગમાંથી લઇ આવ તો. "

ભીમભાઇને કંઇ કામ જોઇએ ! ઝટ દેતાકને એ પાણીમાંથી બહાર નીકળ્યા ને બાગ ભણી ચાલ્યા.

મા કહે, " બેટા, માળીને કહેજે કે 'હું પાંડુનો કુંવર છું. દેવસેવા માટે થોડાં ફૂલ જોઇએ.' ને જે કાંઇ ફળબળ તોડતો ના."

સાંભળ્યું ન સાંભળ્યું ને ભીમ ગદા લઇને દોડયો.

જ્યાં જાય ત્યાં ભીમની સાથે ગદા તો ખરી જ.

દોડતો દોડતો ભીમ બાગ પાસે આવ્યો.

બાગ ફરતો મોટો એવો કોટ હતો. ભીમ કહે, " વળી દરવાજો ખોળવા કયાં જાઉં ? "

ભીમ પાંચ ડગલાં પાછો ફર્યો ને કછોટો મારી એણે દોટ મૂકી. એક ફૂદકે કોટ ઉપરથી બાગમાં !

મોટો બધો બાગ હતો, જાઇ જુઇની વેલો હતી; ગુલાબ ને મોગરો, કરેણ ને બોરસલીનાં ફૂલ ખીલી રહ્યાં હતાં; મીઠી સુવાસ રેલાતી હતી; ચારે પાસ અઢાર-ભાર વનસ્પતિ ખીલી રહી હતી.

દ્રાક્ષ ને બદામ, જમરૂખ ને દાડમ જોઇને ભીમની દાઢ ડળકી ! અધુરામાં પૂરું ભીમને વળી ભૂખ લાગેલી ! ફૂલની વાત પડી રહી ને ફળમાં મન ગયું. એને થયું, " માએ ફળ તોડવાની ના પાડી છે. કાંઇ ખાવાની ના પાડી છે ? "

ભીમસેને ઉપાય શોધી કાઢયો. એણે એક ઝાડ હચમચાવીને ઉપાડી લીધું ને ભોંયે પછાડયું.

એક ઘડીમાં ભીમે કેટલાંય ઝાડ હેઠે પાડયાં. પાકાં ફળનો મોટો ઢગલો કર્યો.

ભીમ કહેઃ " હં, હવે સૌને થઇ રહેશે. "

માળીને જાણ થઇ. દૂર રહી એણે બૂમ પાડી, " અલ્યા કોણ મૂઓ છે ? "

વાંકી ડોકે ભીમે માળીને દીઠો. કડવી ગાળો સાંભળી.

ભીમભાઇને ચટી ગઇ, " આ ગાળ દેનારો વળી કોણ ? ગામમાં પેસતાંજ ગાળો ખાઇશું, તો તો જન્મારો આખો ગાળો ખાવી પડશે. "

ભીમથી ન સહેવાયું.

છલંગ મારી ભીમ અગાશીમાં પડયો. બાપડો માળી થરથર ધ્રૂજવા લાગ્યો. એને થયું, " હવે મોત આવ્યું. "

તોય એ તો દુર્યોધનનો માળી ! એણે ખોટો ખોટો રોફ કર્યો,

" હરામખોર, મહારાજનો બાગ કેમ બગાડયો ? "

પણ ભીમસેનને મહારાજની શી

પડીતી ? ' મા'રાજનો બાગ તેમાં શું ? તને શું ગાળો દેવા રાખ્યો છે ? '

રીસ ચડાવી ભીમસેને માળીને ઝાલ્યો ને બગલમાં ઘાલ્યો. એક પળમાં માળી અધમૂઓ થઇ ગયો.

દોરડું લાવી ભીમે એને દરવાજા ઉપર ટાંગી દીધો.

ત્યાં તો માજી ને તેમનાં ફૂલ સાંભર્યાં.

બાગમાં જઇને ભીમ ફૂલ વીણવા લાગ્યો.

ત્યાં માળીની છોકરી ભાત લઇને આવી. દરવાજામાં પેસતાં જ એણે બાપને ઉંધે માથે ટાંગેલો જોયો, ઝાડ ને છોડ ઉખડેલા જોયા. વચ્ચોવચ પહાડ જેવા ભીમસેનને જોઇને એ તો થરથર ધ્રૂજી ઉઠી.

રડતીકકળતી છોકરી દુર્યોધનની પાસે આવી ને એને બધી વાત કરી.

દુર્યોધન કહે, " કોણ છે એવો હરામખોર ? "

દુર્યોધન મહારાજા હતો. હજાર હજાર મલ્લ એની ચાકરી કરતા હતા.

દુર્યોધને હુકમ કર્યો " સો મલ્લ જાવ ને એ હરામખોરને પકડી લાવો. "

ધમધમ ધરતી ધ્રૂજાવતા સો મલ્લ આવી પહોંચ્યા.

ભીમસેને સો મલ્લને આવતા દીઠા; એટલે ભાઇ તો નિરાંતે ઝાડના એક ઝુંડમાં જઇને સૂતા.

ખોળતા ખોળતા મલ્લો ભીમ પાસે આવ્યા.

ભીમની પાસે આવીને મલ્લોએ ઝાઝી રીસ બતાવવા માંડી. સોએ મલ્લો ગડદા પાટુનો માર મારે; પણ ભીમસેનભાઇને કાંઇ લાગે ય નહિ ! એ તો કહે, " ઠીક થાય છે. રસ્તાનો થાક ઉતરે છે !"

એટલામાં એક મલ્લે ભીમના માથામાં ગેડી મારી. પડકાર કરીને ભીમસેન ઉભો થયો.

પહાડ જેવા ભીમની રાતી રાતી આંખો જોઇ સોએ મલ્લ થરથર ધ્રુજી ઉઠ્યા.

ભીમસેન કહે, " કેમ આવ્યા છો ?"

" અમને મહારાજે મોકલ્યા છે. તું મહારાજનો ચોર છે. "

ભીમ કાંઇ બોલ્યો નહિ.

મલ્લોએ જાણ્યું કે મહારાજને નામે બી' ગયો લાગે છે ! ભીમને બાંધવા માટે મલ્લો મોટાં મોટાં દોરડાં બોળી લાવ્યા.

કુવાકાંઠે આવી ભીમે સૌને પાસે બોલાવ્યા ને કહ્યું, " પચાસ પચાસની ટુકડી થઇ જાવ ને સામસામા ઉભા રહી મારા હાથ બાંધો. "

પચાસ પચાસની હારમાં ઉભા રહી મલ્લો ભીમના હાથ બાંધવા તૈયાર થયા પણ ત્યાં તો બળીઆ ભીમસેને હાથ પહોળા કરી સોએ મલ્લને બાથમાં લીધા નવ્વાણુ મલ્લને એણે ફૂલની પેઠે ઉંચકી લીધા એક મલ્લ વચકળીને નાઠો. ભીમ કહે, " એક ભલે જાય. "

નવ્વાણુ મલ્લને કુવામાં પધરાવી ભીમે સ્નાન કર્યું ને પછી ફળફૂલને ગાંસડા બાંધીને એ ઉપડયો.

નાશી ગએલા પેલા મલ્લે દુર્યોધનને બધી વાત કરી. સૌને ખૂબ નવાઇ લાગી

શખવું પડતું. જો એ છોડવામાં આવતું કે તરત પાછો ઉંચે ઉડવા મંડી પડતો.

હવે એ આટલો બધો જાડો કેવી રીતે થઇ ગયો હતો તેની તમને વાત કહીશ. જાડાશા નાનો હતો ત્યારથી બહુ ખા ખા કરતો. ગમે તે હાથ આવતું તે ખાતો કેટલીક ચીજો કે જે ખાવાથી શરીરમાં પુષ્કળ વાયુ તથા નરી ચરબી વધે છે એવી ચીજો ખાતો. ખાઇને પાછો પડી રહેતો. કંઈ પણ કામ કરવાની એની દાનત નહિ. મોટી ઉમ્મર થતા તો એણેજ અજબ ખાવા માંડયું. આખો દિવસ એજ ધંધો ! આમ કરતાં એ ઘણીવાર માંદો પણ પડેલો. વખત જતાં એનું શરીર એકદમ ફુલી ગયું હતું.

જાડાશાની આવી વાત છે !

રતીલાલ ત્રિ. દલાલ

---

# હુસેન ટપાલી

" અહાહા ! હુસેન આવ્યો ! " આમ બોલી વાડીનાં છોકરાં હુસેન ટપાલીની આસપાસ વિંટળાઇ વળતાં. કંઈક નવું લાવ્યો હશે, કોઇની બાનો કાગળ લાવ્યો હશે, કોઇની બ્હેનનો ને વળી કોઇના મિત્રોના કાગળ લાવ્યો હશે. સૌ છોકરાંને એમ થતું કે આ હુસેન ન હોત તો કાંઇ મજા ન પડત.

હુસેનને જોઇ બાળકોને ખૂબ આનંદ થતો. કલકત્તાથી હુસેનની બદલી થઇ હતી. હુસેન જ્યારથી આવ્યો હતો ત્યારથી કંઇક સારીજ નવાજુની લાવતોઃ સુરત પોંક ખાવાનું નોતરૂં લાવતો. કાંતો વળી મીઠાઇ આવવાની હોય, કાંતો રમકડાનું પારસલ લાવે, ચિત્રોની ચોપડી પણ દેશ પરદેશથી આવતી. બાળકોની દુનિયામાં તો આવી વાતોથી આનંદ આનંદ થતો. હુસેન ટપાલીને સૌ કોઇ ' ખુશખબર ' કહીને બોલાવતાં.

હુસેન ટપાલી અમરાવતીની નાની વાડીમાં રોજ ટપાલ આપવા જતો જાતે હસમુખો હતો. એને જોઈ દરેક બાળકને આનંદ થતો. રજાઓ પડે કે બીજે દિવસે બધા હુસેન વાડીમાં આવતો હોય તો તેડવા બ્હાર મોટે દરવાજે ઉભા રહેતાં. કંઇક કાગળો તો હોયજ. કોઇને દાદી સુરત બોલાવે, કોઇને મોસાળ જવાનું હોય ! બસ મજા કરવાને નોતરાં આવેલાંજ હોય ! દરેક બાળકને એમ થાય, " હાશ, હુસેન ન હોત તો આપણે કોણ કહેત ? "

સવારના પ્હોરમાં ટપાલ ઑફિસમાં

એક સાઈકલની ઘંટડી વાગે. સાઇકલની જોડે એક નાનો ઉઘાડઃ દાબડો જોડયો હોય. એ દાબડામાં એક ખાખી રંગની ઝોળી હોય. એ ઝોળીમાં બિચારા કાગળો પુરાઇ જાય. મુસાફરીથી કોથળીમાં પુરાયલા બિચારા કાગળો છુટતાં આનંદ પામતા હોય તેમ ટપાલીના હાથમાં આવતા ! પછી ટપાલી જે રસ્તો ને ઘરો એને સોંપ્યા હોય ત્યાં જાય. એ ટપાલીની સેના નીકળે ને પછી છુટી પડી જાય.

આપણો હુસેન પણ આમાંનો એક ટપાલી. પોતાની વાડીના કાગળો લઇ હોંશભર્યો છોકરાંઓને જોઇ આનંદ પામતો.

સાંજ પડે કે ટોળે મળી રોજ છોકરાંઓ વાતો કરતાં "આ હુસેન ન હોય તો શું થાય ? 'બાલજીવન' કોણ લઇ આવે ? બાલ-વાર્તાઓ કેમ વાંચવાની મળે ?"

વિલાયતથી જાણે આ તો કાગળમાં ભાઈ આપણી સાથે વાતજ ન કરતો હોય એવું જ નાની કમુને થતું. કમુને ભાઇ ચિત્રો મોકલે તે બધા મિત્રોને બતાવતી. કોઇક વાર તો સુંદર ચિત્રોની ચોપડી હુસેન લાવતો. દુનિયાની દરેક સુંદર વસ્તુના ઘરોના ચિત્રો ભાઇ મોકલે તે પણ કમુ બધાને બતાવતી. એક વાર એક જવાળામુખીનું ચિત્ર નાની ઉષાના ભાઇએ મોકલાવ્યું હતું: બહુ સુંદર હતું.

આમ બધાં બાળકો ઘણી નવી ચીજો જોતાં. રમકડાં ભેગા કરી રમતાં બધાં બાળકોને એમજ થતું કે આતો હુસેનને લીધે આપણને આ બધુ પહોંચે છે નહી તો આપણે કોણ આપી જાય ? હુસેન ન હોય તો આપણને કાંઇ મજા પડે ?

એક દિવસ કમુની બા રડતી બેઠી હતી. બાળકોએ પુછપરછ કરી. ખબર પડી કે કાગળ આવ્યો છે કે કમુની માસી મરી ગયાં. કમુ પણ માને દેખી રડતી.

હાશ હાશ આ કાગળ કોણ લાવ્યું હશે. બાળકોને ખાતરી હતી કે આપણો હુસેન તો ખુશ ખબર જ લાવે.

વાત પણ સાચી પડી. હુસેનની તો પાછી બદલી થઈ ગઇ હતી અને એ તો ગયો હતો. બધાં બાળકોએ હુસેનને જતાં પહેલા માન આપ્યું હતું. હાર પહેરાવેલા અને વચન લીધેલું કે અમને ખુશખબરના કાગળ લખે. એ બધું એમને પાછું યાદ આવ્યું.

હજુ બધા બાળકો હસમુખા હુસેનને ભુલ્યા નથી. હુસેન કાગળ ન લાવ્યો માટે જ કમુની બા રડતી બેઠી હતી એવું જ તેઓ માનતાં હતા.

કુ. કપીલા માસ્તર

# હરીફાઈનું પરિણામ

તા. ૨-૪-૧૯૩૧

મહેરબાન તંત્રી સાહેબ,

વિ. લખવાનું કે તમારું " ગુણસુંદરી " મળ્યું છે. તેનો બાલવિભાગ મેં વાંચ્યો છે. તે ઘણું જ સરસ છે. તેની નવી હરીફાઈ મેં શોધી છે, તે ઘણી જ સહેલી છે. તેનો જવાબ નીચે મુજબ છે.

" લાકડી "

લીઃ

કુ. વસુમતી ઝવેરી

૧ ધૈર્યવાન અન્નાસાહેબ-મુંબઇ, ૨ કુમારી વસુમતી ઝવેરી-મુંબઈ, ૩ શાહ મગનલાલ હરજીવનદાસ-માણસા, ૪ બચુ હીરાલાલ-કપડવંજ, ૫ વત્સલા કુમારી નાનકભાઇ મ્હેતા, ૬ કુમારી નર્મદા ભગવાનદાસ, ૭ ગમતલાલ નગીનદાસ, ૮ ગુલાબસિંહ ચત્રભુજ, ૯ બાબુભાઇ છોટાભાઇ, ૧૦ મનુભાઇ પટેલ, ૧૧ બબાભાઈ ઇશ્વરલાલ, ૧૨ પ્રવીણચન્દ્ર નટવરલાલ પટ્ટણી. ૧૩ રામલાલ રેવાશંકર, ૧૪ કુમારી ઉષા મનોરદાસ દેસાઇ, ૧૫ શોભના પન્નાલાલ મ્હેતા, ૧૬ જ્યોત્સનાબ્હેન ચં. ઓઝા, ૧૭ ભરતચન્દ્ર ચં. ઓઝા, ૧૮ સુરમીતા જયેન્દ્રરાવ દિવેટીઆ, ૧૯ ખુશમનગૌરી મહીપતરામ ભટ્ટ, ૨૦ રમણલાલ ફૂલચન્દ શાહ, ૨૧ ઇશ્વરલાલ કેશવલાલ દેસાઇ, ૨૨ દમયંતીબ્હેન નરહરિલાલ દલાલ, ૨૩ કુમુદબાળા ડૉકટર, ૨૪ મદનગૌરી જીવણલાલ, ૨૫ વ્રજેન્દ્ર મુ. તેલીબાળા, ૨૬ ઘેલુભાઇ રણછોડજી દેસાઈ, ૨૭ નરસિંહભાઇ ઝીણાભાઇ, ૨૮ પ્રતાપસિંહ કરસનદાસ આસર, ૨૯ એચ. પી. જોશી, ૩૦ લક્ષ્મીશંકર દુલેરાય મ્હેતા, ૩૧ પૂનમચંદ રામજી કમાણી, ૩૨ રસિકલાલ રામજી, ૩૩ નારદકુમાર બાલાજી, ૩૪ વાસુદેવ મગનલાલ, ૩૫ પ્રેમલીલા ધરમશી બકરી, ૩૬ ઘેલાભાઈ કચરાભાઇ, ૩૭ ભદ્રબાળા માણેકલાલ, ૩૮ દેવભારથી કાનભારથી, ૩૯ ઉરબાળા ચીમનલાલ દાકતર, ૪૦ કાન્તિલાલ લલ્લુભાઇ, ૪૧ ગૌરીશંકર મયાશંકર પંડયા ૪૨ શિવલાલ શામજી જેઠવા, ૪૩ બાપુભાઇ મગનલાલ દેસાઇ, ૪૪ વિશનજી પદમશી સોની ૪૫ બાબુભાઇ ડાહ્યાભાઇ, ૪૬ વિનયકાન્ત ચન્દ્રકાન્ત, ૪૭ લલ્લુભાઇ શિવચંદ, ૪૮ રસિકલાલ ગુલાબદાસ, ૪૯ અરવિન્દલાલ સવાઇલાલ, ૫૦ દશરથલાલ મણિલાલ ઠક્કર, ૫૧ જમશેદજી કૂપર, ૫૨ લાલજી દયાળજી ગણાત્રા, ૫૩ પરમાનન્દ કેશવજી, ૫૪ રાયચંદ ગોકળ, ૫૫ નુરમહમ્મદ રહેમતુલ્લા, ૫૬ કળાવંતી મનુભાઇ, ૫૭ બચુબ્હેન ચૌધરી, ૫૮ પ્રભાવતી ધનરાજ પરમાર, ૫૯ અનુપચંદ મુળચંદ, ૬૦ હીરાલક્ષ્મી આર. સુતરીઆ, ૬૧ આર. મહમ્મદ, ૬૨ બચુભાઇ ગોકળદાસ કાપડિયા, ૬૩ ધનુભાઈ ભદ્રશંકર દાકતર ૬૪ શારદાગૌરી રાજપાલ પટેલ.

---

## નવી હરિફાઇ આવતા અંકે

" ગુણસુંદરી "

# બાલવિભાગ

તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

વર્ષ ૧ : અંક ૬ ✠ ✠ ✠ જુન : ૧૯૩૧

## બાલભાવના

બા, તું કેમ રડે છે ?

બા, કાલે હું આપણા વાડામાંના બારમાસીના કુંડા નજીક જઇને બેસીશ, એટલે સુવર્ણપરી ઉડતી ઉડતી મને લેવા આવશે. પછી હું તેની સંગાથે જઇશ. પછી એક જાદુઇ બાગમાં તે મને લઇ જશે. ત્યાં ખુબ સોનું છે, તે હું ખોબેખોબા ભરીને લઇ આવીશ ને તને આપીશ. તું રડ નહિ.

બા, પણ કહેને, તું કેમ રડે છે ?

બા, બાં, તું ગભરાય છે શું ! મારા બિછાનામાં એક નાનકડી છોકરી રોજ આવે છે ને મને મીઠાઇ આપી જાય છે. તે હું તને લાવી આપીશ.

પણ બા, ઓ બા, તું કેમ રડે છે ? રહી જા, નહીતર તારી સાથે નહિ બોલું.

# હવે ?

કહો જોઈએ, હવે ?

હવે લોટને ચાળી નાખ.
લ્યો લોટ તો ચાળ્યો, હવે ?

હવે એમાં તેલનું મોણ નાખ.
લ્યો મોણ નાખ્યું હવે ?

હવે પાણી ભેળવતી જા ને કસણતી.
લ્યો પાણી ભેળવ્યું ને કસણ્યું, હવે ?

હવે બરાબર ગુંદીને બાંધ. જરા ભાર દે.
લ્યો હવે બરાબર ગુંદીને બાંધ્યું. પીંડો થયો. હવે ?

હવે ગુંડલાં કર. આમ થોડોક લોટ લઈને.
લ્યો આ ગુંડલાં કરી નાખ્યાં. હવે ?

હવે વેલણ પાટલી લાવ.
લ્યો, આ લઈ આવી. હવે ?

હવે ગુંડલું પાટલી ઉપર મૂકીને વેલણ ફેરવ.
લ્યો આ વેલણ ફેરવ્યું ને વણ્યું.
હજી જરા સરખું ગોળ કર. જરા આમ આમ વેલણ ફેર
લ્યો આ આમ કર્યું. હવે ?

હવે પેણી લાવ ને ચુલે ચડાવ.
આ પેણીને ચુલે ચડાવીને ઘી પણ નાખ્યું.
હવે ઘીને જરા આવવા દે.
લ્યો, આ ઘી તો આવ્યું. હવે ?

હવે જાણે કે હળવેથી તળવા માટે નાખ.
જો હળવેથી છાંટા ન ઉડે.
લ્યો આ કીધું એમ કર્યું. છાંટા નથી ઉડાડયા. હવે ?

હવે આ ઝારીથી ફેરવ. એક બાજુ ફૂલી ગઈ.
લ્યો આ ફેરવી, હવે ?

હવે જરા પાકવા દે. જરા જરા દાબ.
લ્યો આ તો પાકી ગઈ, હવે ?

હવે એને ઝારીથી કાઢીને થાળીમાં મૂક.
લ્યો આ મૂકી. હવે ?

હવે ! હવે ચાખી જો. કેવી થઈ ?
આ ચાખી. આ તો સારી થઈ !
હવે એ પ્રમાણે બધી પુરીઓ કરી નાખ.

ગિજુભાઈ



હવેથી બાલવિભાગને લગતો સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ,
તન્ત્રીઃ 'ગુણસુન્દરી-બાલવિભાગ'
અને
'બાલોદ્યાન'
'બાલોદ્યાન' કાર્યાલય, વડોદરા

# સંતોક ને મોતી

પહેલાં સંતોક દૂધ દેવા આવતી. સંતોક શાદૂલની દિકરી. શાદૂલ જાતનો સુંવાળીઓ ઢોળી. શાદૂલને ઘેર બે દુઝણી ભેંસો. અમે એનું દૂધ બંધાવેલું.

સંતોકને માથે દૂધની બોઘરણી, નીચે ઈંઢોણી, માથે ઓઢણી ને ડીલે ચણીઓ. ગળામાં કીડીઆસેર, નાકે નથ ને પગમાં પાતળાં એવાં કડલાં.

સંતોક ઉતાવળી ઉતાવળી વા વેગે રમઝમતી ચાલી આવે. બારણા પાસે આવે ને સાદ પાડેઃ " ગિજુભાઈ, દૂધ. "

ઝટ લઈને હું ઉઠું ને તપેલી ખોળું. સંતોક બીજો સાદ પાડેઃ " ગિજુભાઈ, દૂધ આવ્યું છે. "

તપેલી લઈને બારણું ઉઘાડું ને સંતોક તપેલીમાં દૂધ રેડી આપે. દૂધ ભરવાનું અમે નો'તું રાખ્યું. એની બા એને ભરી આપે અને એ લઈને આવે.

રોજ સંતોક આવતી ને હસતી હસતી દૂધ આપતી. રોજ હું દૂધ લેતો ને કબાટમાં મુકતો.

સંતોક મોટી થઈને લગ્ન થયાં. લગ્ન થયાં ને સાસરે ગઇ. સંતોક દૂધ દેવા આવતી બંધ થઈ.

સંતોકની બહેન મોતી. સંતોક જેવડી જ ઉંચી થઈ ગઇ છે. સંતોક જેમ માથે દૂધની બોઘડી લઈને દૂધ દેવા આવે છે.

" ગિજુભાઈ, દૂધ. " કહીને સાદ પાડે છે. ને મને જગાડે છે. સંતોક જેમ જ જરાક હસીને તપેલામાં દૂધ રેડે છે. હું દૂધ લઉં છું ને કબાટમાં મુકું છું.

પહેલાં સંતોક દૂધ દેવા આવતી. હમણાં એની બહેન મોતી દૂધ દેવા આવે છે.

ગિજુભાઈ

# સાબર ને સિંહ

રૂપાળું સાબર હતું. રૂપાળી એની ચામડી હતી ને રૂપાળાં એનાં શીગડાં હતાં. સાબર જ રૂપનું ગુમાન હતું.

એક વાર સાબર તરસ્યું થયું.

ઠેકતું ઠેકતું એ નદીએ ગયું.

સાબરે પેટ ભરીને પાણી પીધું.

તડકો તપતો હતો, એટલે પાણીમાં સાબરનો પડછાયો સરસ રીતે દેખાવા લાગ્યો. "અહો ! કેવું મારું રૂપ છે ! કેવી મારી ચામડી છે ! ભરાવદાર ને શોભીતાં ! અહો !"

પણ સાબરે જરા નીચે જોયું ત્યાં એ દિલગીર થઈ ગયું. એનું મોઢું ઉતરી ગયું, "અહ ! ભગવાનને ય શું કહેવું !

બધું રૂપાળું કર્યું. પણ—એક ખામી રાખી ! આ પગ જો ને કર્યા છે ! પાતળા પાતળાં ને કઢંગા, આટલું કર્યું ત્યારે પગ જરા રૂપાળા કર્યા હોત તો જરાય ખામી ન રહેત ને !"

"ધુઉઉઉ" ત્રાડ પાડી.

સાબરના કાન ચમકયા. અરે આ તો સિંહની ત્રાડ ! નાસો, ભાઈ, નાસો."

સાબરે એક બે ને ત્રણ ઠેકડા ભર્યાને એ નદી વટાવી. જંગલમાં ભરાઈ ગયું.

"ધુઉઉઉ" ત્રાડ પાસે આવી. નદી વટાવી સિંહ પાછળ આવ્યો.

"માર્યાં. નાસો ! નાસો !"

"પણ—પણ અરે આ શું થયું ! આ મારાં શિગડાં કયાં ભરાયાં ? અરે, આ ડાળીમાંથી નીકળતાં નથી ને ! હવે શું કરૂં ?"

"ધુઉઉઉ." "ધુઉઉઉ"

"ને વિકરાળ આંખો તગતગી વિકરાળ મોં દેખાયું.

"અરે ! હવે શું કરૂં ! શી રીતે નાશી જવું ! આ શીંગડાં ભરાઈ ગયાં છે ને ! અરે રામ ! આ શું. થયું ?"

સિંહે છલંગ મારીને સાબરને પકડયું.

મરતા સાબરને થયું, "અરે રે ! જે પગને હું વખોડતું તું તેણે તો ઉગાર્યું; પણ રૂપાળાં શીંગડાએજ મોત આણ્યું !"



# ભીમસેન



[ ગયા અંકથી ચાલુ ]

દુર્યોધનનો હુકમ થયો ને દળકટક ચડ્યું. કુન્તામાએ આવતું લશ્કર દીઠું, ક્રોધ ભરેલા કૌરવો દીઠા; એ તો થરથર ધ્રુજવા લાગ્યાં, "અરે રે! હવે મોત આવ્યું. આ ભીમડાને હવે મારી નાખશે!"

પણ ભીમસેન કહે, "મા, બધાયને હું પૂરો પડીશ. તમે તમારે નિરાંતે બેસો."

લશ્કર પાસે આવ્યું. રડતાં રડતાં કુન્તા મા દુર્યોધનની પાસે ગયાં ને તેને બધી વાત કરી. પણ દુષ્ટ દુર્યોધનને એમ કાંઇ દયા આવે? એ કહે, "હા કાકી, અમે તમને તેડી જઇશું; પણ આ પાંચે ય કોઇ તરકટી લાગે છે!"

ભીમે આ સાંભળ્યું; એની આંખ ફાટી. દુર્યોધને શકુની મામાને સાન કરી કે તમે કુન્તાને લઇ જાવ. આ પાંચેયને પૂરા કરી અમે આવીએ છીએ.

શકુનીએ કુન્તામાને ઉપાડી રથમાં નાખ્યાં ને રથ હાંકી મૂક્યો. બાપડાં કુન્તા મા ઘણું ય રડે; પણ દુષ્ટને દયા શે આવે? એટલામાં ભીમને મા સાંભર્યા, 'અરે! મા ક્યાં?' એણે દોડતો રથ દીઠો, રડતાં માતાજી દીઠાં. એ તો રીસે રાતો ચોળ થઇ ગયો. રીસ ચડાવી ભીમે દડબડ દોટ મૂકી.

રથ પાસે પહોંચી જઇ ધબ દઇને ભીમ શકુનીના રથમાં પડ્યો. કડડડ ભૂસ દઇને રથ હેઠો બેઠો! સારથીની ને ઘોડાની ફૂંક નીકળી ગઇ. ભીમે શકુનીના લમણામાં જોરથી એક ધોલ ચોડી દીધી. બાપડાનું વેંત લમણું સૂઝી ગયું!

કુન્તામાને લઇ ભીમ પાછો વળ્યો.

દુર્યોધને આ જોયું. એણે હુકમ કર્યો, "આ જાડીઆને ઠાર મારો." હુકમ થતાં જ ભીમસેન ઉપર ધડાધડ ગોળીઓ પડવા માંડી. બાણનો વરસાદ વરસવા લાગ્યો. બળીઓ ભીમસેન આમ તેમ કુદીને હથિયાર ચૂકવવા લાગ્યો.

પણ ભીમસેનના હાથમાં કાંઈ હથિયાર ન હોતું. નાની ગદાથી શું થાય? એ કહે, "હવે?"

છેવટ ભીમે જાણ્યું, આ તો માર ખાવો પડશે. હવે તો અહીંથી નાસો! મૂઠીઓ વાળીને ભીમ ત્યાંથી નાઠો. 'માર, માર' કરતા સૌ એની પાછળ પડ્યા.

ભીમ મનમાં કહે, "કંઈક હથિયાર મળે તો આમની વલે કરું"

દોડતાં દોડતાં ભીમે એ આંબલીઓ દીઠી.

"હં, આ આંબલીઓ ઠીક છે."

હચમચાવીને એક આંબલી ભીમે હેઠી પાડી. પછી બીજી પાડી. બન્ને હાથમાં એક એક આંબલી પકડીને એ લશ્કર સામે ધાયો. પછી તો ઉંધું ઘાલીને ભીમે આખા લશ્કરને ઝૂડવા માંડયું. પછી શું પૂછવું ? ભીમભાઈનો એક ઘા પડે ત્યાં કેટલાંયની ફૂંક નીકળી જાય ! એક ઘડીમાં ભીમે ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી. ઝૂડતો ઝૂડતો ભીમ દુર્યોધનના હાથી પાસે જઇ પહોંચ્યો. આંબલીઓ પડતી મૂકી ભીમે હાથીના આગલા બે ય પગ પકડયા ને એને ચીરી નાંખ્યો. અંબાડી સહિત રાજા દુર્યોધન ભોંયે પડયો. ગળચી દબાવી ભીમ એના ઉપર ચડી બેઠો. દુર્યોધને જાણ્યું હવે ભોગ મળ્યા ! એ કહે, " એ ભાઇસાબ, તમારી ગાય છું. તમે માગો તે આપીશ. મને જીવતો રહેવા દો. "

ભીમને દયા આવી. "

છએ જણને વાજતે ગાજતે ગામમાં લઈ જવાનું ને અધું રાજપાટ આપવાનું કબુલ કરાવી ભીમ ઉભો થયો. દુર્યોધને લડાઇ બન્ધ રખાવી.

દુર્યોધનને સાથે લઇ ભીમ કુન્તામાની પાસે આવ્યો. દુર્યોધન કુન્તાજીને પગે પડયો ને બોલ્યો, "કાકી, મેં ભીમભાઈને ને સૌને ઓળખ્યા છે. હવે આપ નગરમાં પધારો "

કુન્તામાને થયું કે ભીમે ખરી ઓળખાણ કરાવી લાગે છે !

સૌ નગરમાં જવા તૈયાર થયાં.

એક રથમાં ચારે ય ભાઇ ને કુન્તામાં બેઠાં. દુર્યોધન ભીમસેનને કહે, " આપણે હાથી ઉપર જઈએ. "

રાજાએ એક હાથી મંગાવ્યો. માવતે હાથીને નીચે બેસાર્યો, એટલે દુર્યોધન ઉપર બેઠો. ભીમે ય ચડી ગયો. પછી માવતે હાથીને ઉભો કરવા માંડયો; પણ કેમે કર્યો હાથી ઉભો જ ન થાય ! માવત એને ઘણું ય મારે; પણ બાપડાથી ઉભું જ ન થવાય ! ભીમભાઇનો બોજ કાંઇ ઓછો નહોતો ! છેવટ હસીને ભીમ કહે, " કાંઇ નહિ. આપણે બે ય ચાલતા જઇએ. "

ભીમ અને દુર્યોધન સાથે ચાલવા લાગ્યા. વાજતે ગાજતે સૌ હસ્તિનાપુરમાં આવ્યાં.

* * *

થોડા દિવસ વીતી ગયા.

રોજ રાજદરબારમાંથી સીધુંસામાન આવે, કુન્તાજી રસોઈ કરે, સૌ ખાય, પીએ ને આનન્દ કરે. એવામાં એક વાર વિદુરકાકાએ પાંચે ય ભાઇને પાસે બોલાવ્યા ને પૂછયું. " બેટા, હવે તમારે શું શીખવું છે ? "

સૌએ પોતપોતાની મરજી જણાવી.

અર્જુનજીએ રાજકાજ શીખવાની હોંશ બતાવી, એટલે વિદુરકાકાએ એને રોજ દરબારમાં આવવા કહ્યું.

( અપૂર્ણ )
ચન્દ્રશંકર

ફરતી શાયડીનો તીણો કરકરાટ કાને પડતો હતો.

'ધના કાકા, આવું કે ?' કહીને વજુએ વાડમાંથી જોયું.

'વજુ કે ?' વાડને પૂંઠ કરીને બેઠેલા ધનાસુતારે મોં ફેરવી કહ્યું, 'આવ બેટા, તારા વિના મારી શાયડી કોણ ખેંચાવે ? આવ, તારા વિના હું મૂંઝાઇ ગયો હતો.'

'કેમ કાળાઇ ક્યાં ?' વજુએ પૂછયું.

'એ તો ગયો સૈનિક થવા.'

'મારે ય સૈનિક થવું છે. બા જવા દેતી નથી.' વજુએ ઉત્સુકતાથી કહ્યું.

ગાંધીજીએ અઠવાડિયું થયાં કૂચ શરૂ કરી હતી, એટલામાં તો ગામેગામ સૈનિક થઇને લડાઇમાં જોડાવાને માટે સૌનાં દિલ હલમલી ઉઠયાં હતાં.

'હજી તું બહુ નાનો છે હો.' ઘરડા સુતારે કહ્યું.

'પણ તો ય હું ક્યાં કમ છું ?' શાયડી ખેંચતાં પોતાનું જોર બતાવવા જતાં એણે જમણા હાથે ઝાલેલી દોરડી તોડી નાખી. 'ને આ બહેનને ય આવવું છે.'

'પણ ગાંધીજી હજી સ્ત્રીઓને ક્યાં બોલાવે છે ?'

'પણ ત્યારે કરવું શું ? આખો દેશ લડાઇ કરવા નીકળે ને અમારે બેયે હાથ પગ જોડી બેસી રહેવું ?'

'બેસી રહેવાનું કોણ કહે છે ? ઘણું ય કામ છે, કોઇ કરનાર નથી. આ પેલા રામા લવાર છેસ્તો. તે આટલી એંસી વરસની ઉંમરે ય બેઠાબેઠા રેંટીઆની ત્રાકો બનાવે છે.'

'હુ ઉ ઉ ઉ.'

'તમને નાનાંને રેંટીયાની વાત સાંભળીને સૂગ ચડે છે ! પણ અમારી પેઢીનાં માણસો જો હજીએ મોસમમાં કાલાં વીણે છે, હાથે ફોલે છે, એ કપાસ લોઢે છે, રૂ પીંજાવે છે, રેંટીએ કાંતીને સુતર વણાવે છે. આટલું બધું કામ છે ને તને કશું જડતું નથી ! તું ધારે તો બેઠોબેઠો તકલી બનાવ્યા કરે.'

'આજે સાદ પડયો છે કે કાલે ગાંધીજી આપણા ગામમાં પધારવાના છે.'

'મેં ય સાંભળ્યું છે.'

(૨)

બીજે દિવસે વહેલાં સવારમાં વજુ, નાની ને ધનાસુતાર ગાંધીજીના સામૈયામાં ચાલ્યાં. આખું ગામ ગાંધીજીને સામે લેવા જતું હતું. એકલડોકલ ઘરડાં ને અપંગ નિસાસા મૂકતાં ગામને પાદરે આવીને બેઠાં હતાં.

'વજુ, જો, જો ગાંધીજી ને એમના સૈનિકો દેખાય. એ પેલો ઢાળાવ પરથી ઉતરે. આગળ ગાંધીજી ને પાછળ સૈનિકો છે. છેક પાછળ એક ઘોડો છે. એમના સામાનનું ગાડું તો આપણને રસ્તામાં મળ્યું હતું, નહિ ?'

ગાંધીજી ને એમની ટુકડીને ઢાળાવ પરથી ઉતરતી જોઇને ગામલોકોએ

'આજની ઘડી રળિયામણી,
મારો વહાલોજી આવ્યાની વધામણી હો જી રે
વધામણી હો જી રે,

આજની ઘડી રળિયામણી '

ગાવા માંડયું.

ગાંધીજી પાસે આવતાં લોક બધું સામે ગયું.

આગળ ગાંધીજી હતા. માથે ખાદીનો ભીનો રૂમાલ વીંટયો હતો. કપાળમાં કંકુનો મોટો ચાંદલો હતો. ઉપર અક્ષતના એકાદ બે દાણા રહી ગયા હતા. મોઢા પર ઉત્સાહ ને નિશ્ચય જણાતો હતો. હાથમાં વાંસની મોટી લાકડી ઝાલી હતી. ડીલે ખાદીની ચાદર ઓઢી હતી. કેડે નાનીશી પોતડી પહેરી હતી. પગ સાવ ઉઘાડા હતા.

પાછળ સૈનિકો હતા. સૌની મોખરે પંડિતજી હાથમાં એક તારો લઈ ' રાજા રામ રામ રામ ' વાળી ધુન ઝીલાવતા હતા.

કુંવારિકાઓએ ગાંધીજીને ચાંદલા કર્યા, અક્ષત ચોઢયા, ને ફૂલપાનથી વધાવ્યા. સૂતરના હારનો તો ગાંધીજીના ગળામાં મોટો ઢગ જામી ગયો ! ગાંધીજી ગામના આગેવાનો સાથે વાતે વળગ્યા.

' ધના કાકા, ચાલો આપણે ઉતારે પહોંચી જઈએ, ' વજુ બોલ્યો. ' આપણે વેળાસર ત્યાં પહોંચી જઈએ. '

વજુ ને નાની સાથે ધનાસુતાર પણ મોટી ફલંગે ચાલવા લાગ્યા.

' તમને જવાનું મન નથી થતું, ધનાકાકા ? આવડા મોટા ગાંધીજી આટલી મહેનત કરે ને આપણે ઘેર બેસી રહીશું ? '

' મન કેમ ના થાય, બેટા ? પણ હવે આ શરીર કેટલો શ્રમ સહન કરી શકે ? ઘેર બેઠાં આપણાથી જે થાય તે કરી છૂટવામાં પાછી પાની કરીએ તો શરમાવાતું થાય ખરૂં. કાલે તેં પેલા રેંટિયા નહોતા જોયા, આપણા ફળિયામાં પડયા'તા તે ? અત્યારે એ ગાંધીજીના ઉતારે હશે. એના પર ગાંધીજી ને સૈનિકો કાંતશે. મારામાં કે તારામાં લડાઈનાં દુઃખ વેઠવાની શક્તિ છે નહિ, તો આપણી પાસે બુદ્ધિ કે ધન જે હોય તે દેશને માટે સમર્પણ કરવાની આપણી ફરજ છે. એટલું કરીએ તોય આપણે આપણો ફાળો આપ્યો કહેવાય."

' ને નાની, તુંય ઘણું કરી શકે. અત્યારે બધા સૈનિકો ગામને પાદર થોભશે. ત્યાં તું એમને પાણી પાઇ શકે. આજ તો એ અહીં રહેવાના છે તો રસોડે જઈને એમની રસોઈમાં પણ મદદ કરી શકે. '

' ને વજુ, તું પેલું ગાડું છોડી નાખ. બળદને તળાવડીએ લઈ જઈને પાણી પાઇ આવ. પછી એમને ગારે બાંધ ને પૂળો બે પૂળા ઘાસ નાખ.

' ને હું, પેલા ગાડા ભણી જઉં. ત્યાં કાંઈ ખોટકાઈ ગયું લાગે છે. એટલે એમને મારી જરૂર પડશે. '

અર્ધા કલાકેક પછી થાકી ગયેલો વજુ ધનાસુતારના ડેલામાં આવીને ગાડાના પૈડાનાં ભાગલાં પાંખિયાં સમાં કરવા બેઠો ત્યારે એને લાગ્યું કે એ ય દેશને કંઈક મદદ કરી રહ્યો છે.

મણિલાલ ઠાકર

# નવી હરિફાઈ

| | | | | |
|---|---|---|---|---|
| લોં | લી | છ | મ | ર |
| દ | ળી | પો | બો | ઝી |
| લ | ટી | પ | પી | ખી |
| બ | જાં | ગી | કા | લા |
| ળી | ના | રં | બો | ગુ |

બાજુના ચોકઠામાં ૯ રંગોનાં નામ છે. એક ખાનામાં શરૂઆત કરી. ઉપર નીચે કે આડાઅવળા ચાલીને એ નવે ય રંગનાં નામ ખોળી કાઢો. પણ એક જ લીટીએ જવાનું. લીટી છેંકાવી ન જોઈએ.

ખોળ્યાં ! કેવી રીતે ચાલીને ?

✠

જવાબ એક પોસ્ટકાર્ડમાં લખી નીચેના શિરનામે મોકલો.

ભાગ લેનારનાં નામ જુલાઈ ૧૯૩૧ના અંકમાં પ્રકટ થશે.

આવેલા પત્રોમાંથી દસ પત્રો ઉપાડીશું ને તે દરેકને ' વાનર સૈનિક રમેશ ' ને ' વાનરસેનાના ગીતો 'ની એક એક નકલ ભેટ મોકલીશું.

તા. ૧૫ મી જુલાઈ સુધી જવાબો સ્વીકારાશે.

આજે જ લખો:

ચન્દ્રશંકર મ: ભટ્ટ,
C/O લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

૭

# " ગુણસુંદરી "

# બાલવિભાગ

તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૧ : અંક ૭ ✠ ✠ ✠ જુલાઇ : ૧૯૩૧

* * * *

## પારણું

* * * *

માતા, જશોદા ઝૂલાવે પુત્ર પારણે,
ઝૂલે લાડકડા પુરુષોતમ આનન્દ ભેર;
હરખી નરખીને ગોપીજન જાએ વારણે,
અતિ આનન્દ થી નન્દાજીને ઘેરઃ માતા૦ ૧

હરિના મુખડા ઉપર વારૂ કોટિક ચન્દ્રમા,
પંકજ લોચન સુન્દર, વિશાળ કપોળ;
દીપક જયોતિ સરખી દીપે સુન્દર નાસિકા,
કોમળ અધર અરૂણુ છે, રૂડા રાતા ચોળઃ માતા૦ ૨

મેઘશ્યામ. કાન્તિ ભ્રૂકૂટી છે વાંકડી,
ખીટળિયાળા ભાલ ઉપર ઝુમે કેશ;
હસતાં દંતુડી દીસે બેહુ હીરાકણી,
જોતાં લાજે કોટિક મદન મોહન વેશઃ માતા૦ ૩

સિંહ નખ જડેલું સુવર્ણ શોભે સાંગલું,
નાજુક આભ્રણુ સઘળાં કંચન મોતી હાર;
અને અંગુઠો ધાવે હરજી બે હાથે ગ્રહી,
કોઇ બોલાવે તો કરે કિલકિલાકારઃ માતા૦ ૪

"તો એનું દૂધ પણ ખરાબ જ હોય. સીધું લોહી દૂધ થાય એટલે લોહીનો ગુણ એમાં તો આવે જ ના ?"

"વાત ગળે ઉતરે છે."

"ત્યારે ગાય જે ખાય તેમાંથી લોહી થાય, ખરી વાત ?"

"હા, ખરી વાત."

"પછી ગાય આખરે કરે, જેવું તેવું સડેલું ખાય, ઉતરી ગએલું અન્ન ખાય, જે આવ્યું તે ખાય ને તેનું લોહી થાય ને તેનું દૂધ થાય તો પીવાય ?"

"લાગે છે કે ન પીવાય."

"તો હું એટલા જ માટે કહું કે ગાયનું દૂધ છે તો સારૂં પણ ગાય જોઇને પીવું જોઇએ પહેલાં ગાય કેવી છે તે જાણીને–જોઇને પછી દૂધ વાપરવું."

"ત્યારે આપણે ત્યાં તો જેવું વેચાવા આવે છે એવું આપણે તો લઇએ છીએ, કઇ ગાય છે ને કેવી છે એની તો આપણને ખબરે નથી હોતી !

'તે એવું' આપણે ન ચલાવવું જોઇએ. ગાયો રાખનારને કહેવું જોઇએ, જાતે જઇને ગાયોને જોવી જોઇએ."

"પણ એવું તે આપણે ક્યારે કરીએ !"

"તો રાજા કે ગાયના લોકોએ કાયદો કરવો જોઇએ કે આવી ગાયનુ દૂધ વેચાય ને આવી ગાયનું દૂધ ન વેચાય. વેચે તેનો આ દંડ આ સજા."

"એવું કંઇક થાય તો ઠીક"

"પણ એટલેથી કાંઇ ન વળે. એ તો ગાયોવાળાએ સમજવું જોઇએ. માંદી ગાયનું દૂધ ન જ વેચાય. વેચે તો એ પાપ કરે છે, લોકોમાં રોગ ફેલાવે છે, એક પાંચશેર દૂધના પૈસા માટે માણસોને રોગ વેચે છે, રોગ વેચે એ માણસ કેવો કહેવાય !"

"તમારૂં કહેવું બરાબર છે."

"પણ ત્યારે આ વાત એકલા ગાયના દૂધની કે બધાનાં દૂધની"

"બધાંના દૂધની. આપણી બાના દૂધની પણ. બા માંદી હોય તો એનાથી ભાઇને ન ધવડાવાય ને ધવડાવે તો ભાઇ માંદો પડે, માનો રોગ એને થાય ને મરી ય જાય !"

"ત્યારે તો બહુ સમજવું જોઇએ એવું છે !"

"સમજવું જોઇએને બરાબર કરવું જોઇએ એવું છે."

"વાત તો સવા લાખની !"

ગિજુભાઇ

——o——

# જેમ તેમ

જેમ તેમ કરી જાગી ગયાં.
જેમ તેમ કરી પરવાર્યાં.
જેમ તેમ કરી કપડાં બદલ્યાં.
જેમ તેમ કરી તૈયાર થયાં.
જેમ તેમ કરી બારણે નીકળ્યાં.
જેમ તેમ કરી પોટલાં લીધાં.
જેમ તેમ કરી ચાલવા મંડયાં.
જેમ તેમ કરી સ્ટેશન આવ્યાં.
જેમ તેમ કરી ટિકિટ લીધી.
જેમ તેમ કરી માલ જોખાવ્યો.
જેમ તેમ કરી મજુર બોલાવ્યો.
જેમ તેમ કરી દાદર ચડયાં.
જેમ તેમ કરી નીચે ઉતર્યાં.
જેમ તેમ કરી ગાડીએ આવ્યાં.
જેમ તેમ કરી ચડવા ગયાં.
પણ ત્યાં તો
પી....ઈં....ઈ...પુ. કુ....ક....કુ....ક.
જેમ તેમ કરી આંસાં ખર્યાં.
જેમ તેમ કરી પાછાં વળ્યાં.
જેમ તેમ કરી ટિકિટ પાછી આપી.
જેમ તેમ કરી સામાન ઉપાડયો
ને વીલે મોઢે પાછાં આવ્યાં !

---

# ચારોળી

ચારોળી એ સૂકો મેવો છે; બરફીનાં ચકતાં ઉપર, દૂધપાકમાં, શીખંડ વિગેરેમાં તેનો ઉપયોગ થાય છે. તે જુવારના દાણા જેવી અને બદામી રંગની હોય છે. કેટલીક વખતે મુખવાસ તરીકે પણ તે વપરાય છે. એ ખાવામાં જાણે ઘીની ગોળી વાળેલી હોયની તેવી ચોચી લાગે છે.

આ ચારોળીનાં તો મોટાં મોટાં ઝાડ થાય છે. ગોધરાથી બે ત્રણ માઇલ છેટે તેનાં ઝાડો છે એમ અમે સાંભળેલું ! એનાં ફળને 'ચારોળાં' કહે છે. જેમ રાયણ, બોર વિગેરે ખવાય તેમ તે પણ ખવાય. ગોધરામાં એ કોઇ કોઇ વાર વેચાવા ય આવે છે.

પંચમહાલ જિલ્લામાં ગોધરા ગામ છે, તે તો તમે જાણતા હશો અને રેવાકાંઠા એજન્સિમાં આવેલું દેવગઢ બારીયાનું રાજ્ય પણ નકશામાં જોયું હશે. એ બારિયાના રાજ્યમાં જંગલો જ છે. વસ્તી ખૂબ ઓછી છે. તેમાં સાગનાં મોટાં ઝાડ, ચારોળીનાં ઝાડ, અને ખાખરા, ટીમરવાનાં ઝાડ પુષ્કળ છે. આખું જંગલ જાતજાતનાં ઝાડોથી ભરપૂર છે.

આ ચારોળી તો જાણે ચપટાં ચણીબોર જેવી પણ તેના કરતાં કંઇક મોટી હોય છે; પેલો બોરીયો કલાર તળાવમાં થાય છે અને તેને બોરયાં જેવાં ફળ લાગે છે તે દબાવે અને જેવાં થાય તેવાં જ પણ રંગમાં સહે જ ફેર પડે.

અમે ગોધરામાં ચારોળાં જોયાં, તેનું ઝાડ કેવું હશે એ જાણવાની અમને ખૂબ ઇચ્છા થઇ. ત્યારે એક દિવસ ચાર વાગે ઊઠી અમે જંગલમાં ગયા અમારા આશ્રમથી એકાદ માઇલ દૂર એક ભીલની ઝુંપડી છે. ત્યાંની ભીલડી એક ડોશી છે. બહુ જ માયાળુ અને તમારાં જેવાં બાલમિત્રો જોડે તો ખૂબ જ પ્રેમ રાખે છે. એના ઝુંપડાથી એક માઇલ દૂર ચારોળીનાં ઝાડ હતાં અમે ઝાડને ઓળખતા ન હતા. અને જંગલનો રસ્તો પણ નહિ જોએલો એટલે તેને બતાવવા આવવા કહ્યું. તો તે બતાવવા આવી. અજવાળુ થતાં તો અમે તે ઝાડ જોયાં.

પહેલાં તો ધારેલું બોરડી જેવાં હશે, કાંટા ખૂબ હશે; પણ ગયા ત્યારે તો જુદું જ. ઉંચું ઉંચું ઝાડ. છાલ ખૂબ પોચી અને ખરબચડી, લંબગોળ લાંબાં પાન અને બહુ જ બરડ તેનું લાકડું. ખૂબ જાડી ડાળી ઉપર ચઢવું પણ સહીસલામત

ન ગણાય. અમે ઉપર ચઢયા. ચારોળાં તો પાકીને ઉલી ગયાં હતાં. કંઇક કંઇક હતાં અને તે પણ ખૂબ છેવાળી ડાળીઓએ. અળી નમાવી લાવવા જઇએ તો ડાળી ભાગી જાય.

જો કે ચારોળાં તો ન મળ્યાં. પણ અમને ખૂબ આનન્દ થયો. કારણ કે 'લુંટાયા તો લુંટાયા પણ ચોર તો દીઠા ' એવું થયું. ચારોળીનાં ઝાડ તો ઓળખ્યાં; આવતે વર્ષે એની પાકવાની ઋતુએ જંઇ ખૂબ ખાઇ આવીશું.

પાકે ત્યારે એનો સ્વાદ બહુ મઝાનો લાગે છે. કાચાં હોય ત્યારે લીલાં હોય છે. પાકે છે ત્યારે ભુખરો જાંબુઓ રંગ થાય છે. બોરની માફક એનો ગર ખવાય છે, પણ એનો ગર ખૂબ પાકેલા જાંબુની માફક નરમ હોય છે એટલે ચૂસી ખવાય છે. તેનું બી બોરડીના બીયા કરતાં ઘણું સખત લોખંડનું હોય તેવું સખત હોય છે. તેનાં બી સુકવી ઘંટીમાં ભરડે છે એટલે તેની ઉપરનાં કોટલાં ફૂટી જઇ અન્દરથી ચારોળી નીકળે છે. એવાં બી એકઠાં કરી તેને ભરડી ભીલ લોકો ચારોળી છૂટી પાડે છે અને બજારમાં લાવી વેચે છે.

---

# ભીમસેન

[ ગયા અંકથી ચાલુ ]

તે દિવસથી રોજ અર્જુનજી દુર્યોધનના દરબારમાં જાય ને રાજનાં કામકાજ જુએ; પણ કૌરવો અર્જુનજીને કાંઇ ઝાઝું માન ન આપે. ઉલટા સૌ એને 'મન્ત્રપુત્ર' કરીને ખીજવે ! પણ અર્જુન શું બોલે ? એને તો રાજકાજમાં પાવરથા થવું હતું, એટલે એ સૌનાં મ્હેણાં મુંગે મોઢે સહે. પરન્તુ મ્હેણાં સાંભળી સાંભળીને અર્જુનનું શરીર સૂકાવા લાગ્યું.

એક વાર ભીમ કહે, " મા, અર્જુન ભાઇ દિવસે દિવસે સૂકાતા કેમ જાય છે ? "

કુન્તામાએ ખૂબ પૂછયું ત્યારે અર્જુને એમને એકલાને ખરૂં કારણ જણાવવા કહ્યું. કુન્તામાએ ચારે ય ભાઇને કંઇ કામે બહાર મોકલ્યા. ત્રણ ભાઇ તો ચાલ્યા ગયા; પણ બહાર નીકળીને ભીમે વિચાર કર્યો કે અર્જુનનું દુઃખ મારે સાંભળવું પડશે. વખતે એ માજીને સમ દેશે તો એ ય મને નહિ કહે ! આમ વિચારીને

ભીમ તો છાનોમાનો મેડા ઉપર સંતાઇ રહ્યો.

આંખમાં આંસુ લાવી અર્જુને બધી વાત કહીઃ " મા, મા, દુર્યોધન મને રોજ ' મન્ત્રપુત્ર ' કહે છે ! "

કુંતામાને ય રોષું આવ્યું. રીસ ચડાવી એમણે કહ્યું, "બેટા, તેમાં શું ? પણ દુર્યોધનની માને તો આખલો પરણી ગયો' તો ! તું ય હવેથી એને ' આખલાનો પુત્ર ' કહેજે '.

પણ અર્જુન કહે, " મા, મારે તો રાજકાજ શીખવું છે. મારાથી એવું મ્હેણું ન દેવાય. "

ત્યાં તો મેડા ઉપરથી ભીમ ગર્જી ઉઠયો.

" માડી, એ તો મારૂં કામ, કાલ ભરી સભામાં જઇને કહી આવીશ. "

અર્જુનજી થરથર ધ્રૂજી ઉઠયા. એ કહે, " મા, ભીમભાઇ ત્યાં આવશે તો પછી મારૂં ભણવાનું ટવી જશે - મા, ગમે તેમ કહીને ભીમાઇને વારો. "

અર્જુનજીની આંખે આંસુની ધાર આવી. માજીએ ભીમને સભામાં જવાની ના પાડી. ભીમ કહે, " તો કાંઈ નહિ. " પણ કુન્તામા કહે, " એમ નહિ. સોગન લે તો હું સાચું માનું. "

ભીમ કહે, " મા, જો હું કાલ એ દુષ્ટની સભાના દરવાજામાં ય પગ મૂકું તો તમારા સમ. "

બીજે દિવસે અર્જુન સભામાં જવા તૈયાર થયો. પાછળ ભીમેય તૈયાર થયો.

બીજે રસ્તેથી, કોટ મૂકીને, ભીમ દરબાર પાસે પહોંચી ગયો. દરવાજામાં પગ મૂકવાનું પણ લીધું હતું તેથી એક બાજુએ જઇ, કૂદકો મારી એ કોટ ઉપર અદ્ધર ટીંગાઇ રહ્યો, એટલામાં અર્જુન સભામાં આવ્યો દુર્યોધન કહે, " આવ, મન્ત્ર પુત્ર " ભીમે આ સાંભળ્યું, એની આંખ ફાટી ગર્જના કરીને એ બોલ્યો, " અમે તો ' મન્ત્રના પુત્ર ' પણ તું તો 'આખલાનો પુત્ર' છે અભાગીઆ ! " આમ કહેતેકને ભીમ સભામાં કૂદી પડયો, સૌએ કૌરવોને હેઠા નાખી ભીમ એમના ઉપર ચડી બેઠો.

સૌ ધ્રૂજવા લાગ્યા.

દુર્યોધન બે હાથ જોડીને કહે, " એ ભાઇશા'બ, જીવતા રહેવા દો. હવે અર્જુનજીને એવું કહું તો સૂરજ દેવના સમ "

સમ લેવરાવી ભીમ ઉભો થયો ને કોટ કૂદીને ઘેર પહોંચી ગયો.

સો-એ કૌરવોને એક મહિને સારૂં થયું.

( અપૂર્ણ )

ચન્દ્રશંકર

# ટૂંકી ટૂંકી વાતો

## ૧. આત્મભોગ

પૅરિસની એક ગલીમાં ઉંચું ઘર ચણાતું હતું. ઉંચી ઉંચી પાલખો ઉપર, આસપાસ ઈંટો વગેરે મૂકી, કડીઆઓ કામ કરતા હતા.

એકાએક પાલખ નમી, કારણ વજન વધી ગયું હતું.

કડ્‌ડ્‌ડ્‌ ભૂસ. પાલખ તટી ને બધું નીચે પડ્યું. પડતાં પડતાં બે જણ એક વળીને વળગી પડયા, પણ વળી પાતળી હતી; બે જણને ભારે એ તૂટું તૂટું થતી હતી.

" ભાઈ, બેયનો ભાર આ નહિ ઝીલે. હું પડું છું. મારાં બૈરીછોકરાંને જરા આશ્વાસન આપજે. ભગવાન તારું ભલું......."

" સબુર, સબુર, મને જ પડવા દે. હું કુંવારો છું: મારા પર કોઈને નિર્વાહનો ભાર નથી. હું જ જાઉં છું. "

ધબ્બાક !

" અરે ! બિચારો આ છોકરો ય પડયો ! "

× × ×

છોકરે આત્મભોગ આપી માની કુખ ઉજાળી.

—▭—

## ૨. હોશિયાર ઉન્દર

રસોડામાં રોજ ચોરી થતી'તી. તેલની ચોરી ! ઘરધણી ઘણી ય કાળજી રાખે; પણ બીજે દિવસે શીશી ખાલી જ થઈ હોય ! એક દિવસ ઘરધણી કહે " આજ તો આખી રાત જાગું. જોઉં, ચોર કોણ છે ? "

× × ×

ચું ચું ચું. એક ઉન્દર આવ્યો. હળવેક દઇને પાટીયે ચઢ્યો, હળવેક રહીને શીશીએ ચઢ્યો, ચાંચે ચાંચે બુચ ખોલ્યો!

ઘરધણી કહે, " પણ હવે શું કરશે ? શીશી ઢળે એમ તો નથી ! "

ત્યાં તો ભાઈએ પૂંછડી બોળી ને બહાર કાઢી ચાટી ! વળી બીજી વાર. પૂંછડીએ પૂંછડીએ તેલ કાઢી, આખી શીશી ખાલી કરી, ઉન્દરમામા ઉપડી ગયા !

ઘરધણી તો જોઈ જ રહ્યા. " આ તે કેવો હોશિયાર ઉન્દર ! "



## ૩. બાલમિત્ર

મદમાતો હાથી હતો. હાથીખાને બંધાતો'તો. કોઈ કોઈ વાર માવતની સ્ત્રી પોતાના છોકરાનું ઘોડીઉં એની પાસે મૂકતી ને બીજું કામ કરતી. થોડા દિવસ એમ ચાલ્યું. પછી તો હાથીને છોકરા વિના કાંઈ ગમે નહિ ! છોકરૂં ન હોય તો હાથી ઘાસ ન ખાય ને પાણી ય ન પીએ ! છોકરૂં ઉંઘે ત્યારે હાથી સૂંઢ વડે એના પરની માંખો ઉરાડે, રડે તો એને હીંચોળે !

બધાં કહે, " કેવો સુન્દર બાલમિત્ર ! "



## ૪. સાવધ હાથીઃ અસાવધ માલિક

માલિકનો દોરવ્યો હાથી રોજ શહેરમાં જતો હતો. વાટમાં લાકડાના સાંકડા પુલ ઉપર થઈને એ કાળજીથી જતોઆવતો.

એક દિવસ હાથી પુલ પાસે અટક્યો. એણે પગ મૂક્યો ને પાછો લીધો. સૂંઢ જરા ઉંચી કરી, જાણે કહ્યું, " આજ આના પર જવું જોખમકારક છે. "

પણ માલિક જરાક અણસમજુ હતો. એને આજના મેળામાં પહોંચવાની ઉતાવળ હતી. અંકુશ મારીને એ બોલ્યો, " હરી, ચાલ જલદી કરને. રોજ જાય છે ને એમાં આજ બ્હીએ છે શું ? "

અંકુશને ને માલિકને વશ થઈને હાથી છેવટ પુલ પર ચઢ્યો.

પણ....પણ અડધે જતાં જ કડ્‌ડ્‌ડ્ કડાકઃ પુલ તૂટ્યો, બે ય નીચે.

માવત મૂઓ ને હાથીને ય ખૂબ વાગ્યું.

અસાવધ માલિકે બાપડા સાવધ હાથીને ભૂલવ્યો !



## ૫. વફાદાર કુતરો

પહેલાં એક વાર કોઈ રોમન ગુલામનું ખૂન થયું. ખૂની છટકી ગયો હતો. ગુલામનો નિમકહલાલ કુતરો શબ પાસે ઉભો રહ્યો. કોની તાકાત કે શબને અડકે ? ત્રણ દિવસ ને ત્રણ રાતો વીતી ગયાં, ભૂખ્યે પેટે ને તરસ્યે ઝુએ કુતરે શબ સાચવ્યું !

ફરતાં ફરતાં રાજાએ આ જોયું. ધીરે ધીરે સમજાવીને રાજાએ કુતરાને જરા આઘો કર્યો ને શબ દટાવ્યું. ને કુતરાને પોતાની સાથે લીધો.

થોડા દિવસ પછી રાજા સિંહાસને બેઠા હતા, પગ પાસે પેલો કુતરો હતો. આજ લશ્કરની કવાયત થવાની હતી. એકે એકે દરેક સિપાઇને રાજાજીની પાસે થઈને પસાર થવાનું હતું.

બ્યુગલ ફૂંકાયું, બેન્ડ વાગ્યું ને કવાયત શરૂ થઈ.

"એક, બે," "એક બે."

× × ×

એકાએક કુતરો ઘુરક્યો. પસાર થતા એક સિપાઇ ઉપર એણે તરાપ મારી.

પોતાના માલિકના ખૂન કરનારને એણે ઝટ ઓળખી લીધો હતો.

તપાસ થતાં પેલાએ ગુન્હો કબુલ કર્યો ! રાજાએ એને શિક્ષા કરી.

કેવું ચાલાક ને વફાદાર પ્રાણી !



## ૬. વણઝારો ને કુતરો

એક હતો વણઝારો. એને એક કુતરો, બહાદુર ને નિમકહલાલ.

એક વાર વણઝારાએ પોઠ આગળ મોકલી દીધી ને કુતરા સાથે એ પાછળ રહ્યા.

વાટમાં અચાનક એને રૂપિયાની જરૂર પડી. પાસેના ગામડામાં જઈને એણે એક શેઠને બધી વાત કરી, શેઠે કહ્યું " ભાઈ, કંઈક બાના પેટે આપ. "

વણઝારે બાનામાં પેલો નિમકહલાલ કુતરો આપ્યો. રૂપિયા લીધા ને બનતી ઉતાવળ કરી એ પોઠ પાસે પહોંચી ગયો.

બીજે દિવસે વણઝારે રૂપિયા લઈને એક માણસ મોકલ્યો. પેલો માણસ થોડેક ગયો એટલામાં જ કુતરો સામો મળ્યો ! બે ય પાછા આવ્યા.

વણઝારો વટવાળો હતો. કુતરાને દૂરથી જોઇને એને થયું કે " ભૂડું થયું. કુતરો છાનોમાનો નાશી આવ્યો ને મારૂં નામ વગોવ્યું ! "

પુંછડી પટપટાવતો કુતરો પાસે આવ્યો ત્યાં તો વણઝારે ડાંગની ઝાપટ મારી: " નિમકહરામ, મારૂં નામ વગોવ્યું. "

વણઝારાના પગ પાસે કુતરો પડયો.

એકાએક વણઝારે એની ડોકે બાંધેલો કાગળ જોયો, ઉઘાડીને વાંચ્યો.

" ભાઈ વણઝારા. કાલે રાત્રે, કુતરે મારો લાખોનો માલ બચાવ્યો. અમારો જાને ય બચાવ્યો ને ચોરોને નશાડયા. તમારા વફાદાર કુતરાને હું છૂટો કરૂં છું, તમારૂં દેવું માફ કરૂં છું. રામ રામ. "

રડતી આંખે વણઝારે કુતરા સામુ જોયું ડચકાં ખાતો કુતરો શેઠ સામે પ્રેમથી જોઈ રહ્યો હતો.



## ૭. ચતુર કુતરો

શેઠ ને ત્યાં ચોરી થઇ. લોક બધા ભેગા મળ્યા. ખાલી વાતો કરવા લાગ્યા.

બિચારા શેઠનું બધું ધન ચોરાઈ ગયું'તું. એક પોતડીભેર થઈ રહ્યા'તા. નાને પાટલે બેઠા હતા.

" હટ્, આજ ગેલ શાં ? "

પાળેલો કુતરો શેઠની પોતડી ખેંચતો'તો !

પણ કુતરે તો પોતડી ખેંચ્યા જ કરી શેઠે ખીજાઇને લાકડી ઉગામી. કુતરો જરા પાછો ખસ્યો ને વળી પોતડી ખેંચવા લાગ્યો.

ફરી શેઠે લાકડી ઉગામી ને ફરી કુતરો ખસ્યો. વળી પાછો પોતડી ખેંચવા લાગ્યો.

એક ઘરડા માણસે કહ્યું, " શેઠ, કુતરો ગેલ નથી કરતો. જુઓ તો ખરા, એ શું કરે છે ? "

કુતરે પોતડી ખેંચ્યા કરી. હળવે હળવે શેઠ આગળ ચાલ્યા.

ચાલતાં ચાલતાં તળાવની પાસે ઝાડના ઝુંડમાં બે ય આવ્યા.

કુતરે ખોદવા માંડ્યું. શેઠે ખોદી જોયું, છે શું ?

" અરે ! આ તો પેલો ચરૂ ! આ પેલી પેટી ! આ ઘરેણાં ! બધું મારૂં ચોરેલું અહીં દાટયું લાગે છે ! કુતરે દીઠું લાગે છે ! "

લોકોએ કુતરાની ચતુરાઈની વાત જાણી. રાજી થઈને સૌ કહેવા લાગ્યાં, સૌ કહે, " ધન્ય છે કુતરાને. "

---

"ગુણસુંદરી"

# બાલવિભાગ

તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૧ : અંક ૮ ✠ ✠ ✠ ઓગષ્ટ : ૧૯૩૧

* ॥ * ॥ *

## બે બ્હેનો

* ॥ * ॥ *

લેખિકા : કુમારી પ્રભુતાબ્હેન મુનશી, ભરૂચ.
( ઉમ્મર વર્ષ ૧૦ ) ( હસ્તલિખિત 'પ્રભાત'માંથી )

બે બ્હેનો હતી. એક હતી શરીરે જાડી, બીજી સાધારણ. એક સ્હેજ ઉંચી, બીજી સ્હેજ નીચી.

એકનું નામ સુમન, બીજીનું નામ પ્રફુલ્લા. પ્રફુલ્લાનો સ્વભાવ સ્હેજ ચીડીયલો હતો. સુમનનો સ્વભાવ જરા જરા વારમાં ફરી જાય તેવો હતો.

પ્રફુલ્લા મુંબઈ રહેતી, સુમન અમદાવાદ રહેતી. જ્યારે પ્રફુલ્લા અમદાવાદ જતી ત્યારે બન્ને બ્હેનો ખૂબ આનંદ કરતી. ખૂ....બ ખૂ....બ રમતી–પેટભરીને રમતી. વારે ઘડીએ બન્ને લઢે અને પાછી એક થઈ જાય. આ પ્રમાણે તેમનો કાર્યક્રમ રોજ રોજ બદલાતો.

જ્યારે પ્રફુલ્લા મુંબઈ જતી ત્યારે સુમનને મુંબઈ જવાનું બહુ મન થતું.

પ્રફુલ્લામાં ઉમ્મર કરતાં ડહાપણ વિશેષ હતું. બીજી તરફ સુમન પણ ડાહી હતી.

આજે બન્ને બ્હેનો માશીને ત્યાં વડોદરે આવી હતી. સ્હાંજના પાછી ભરૂચ જવાની હતી, પરન્તુ તેમનું આજનું વર્તન અજબ પ્રકારનું હતું. આજે તેઓ લઢતી નહોતી, કારણ બન્ને હવે મોટી અને સ્હમજુ થઈ હતી. બન્ને હળીમળીને રમતી, વાંચતી, ફરતી હતી; આવી રીતે તેઓ સદા રહે તો કેવું સારૂં !

# નાગકુમાર કે રાજકુમાર?

એક હતો રાજા. તેને એક પુત્ર હતો. પુત્રનું નામ વીરસિંહ હતું. વીરસિંહને, એવો શાપ હતો, કે જ્યારે તે વીસ વરસનો થશે, ત્યારે તેને એક વરસ માટે, નાગનું રૂપ લેવું પડશે.

છેવટે વીસ વરસની ઉમ્મરે, વીરસિંહ. નાગ બની ગયો. આથી રાજા શોકમાં દિવસ ગાળવા લાગ્યો. તેણે વિચાર કર્યો, કે વીરસિંહ તો કયાંય મરી ગયો હશે.

હવે એક દિવસ, તે શિકાર કરવા ગયો. દિલગીરીમાં ને દિલગીરીમાં, તે એક જંગલમાં ચાલ્યો ગયો, અને ભૂલો પડયો.

વળી થાક ખાવા માટે તે એક ઝાડ નીચે બેઠો. એટલામાં એક કૌતક બન્યું.

એક ઝાડ ઉપર, એક વાંદરો બેઠેલો. વાંદરાના હાથમા બે ઝાંઝર હતાં. તે આ રાજાએ જોયાં. તેથી તેણે વાંદરા પાસેથી, તે બંને ઝાંઝર લઇ લીધાં.

રાજાએ એક ઝાંઝર ભોંય પર પછાડયું, તો તેમાંથી એક સોળ વરસની કન્યા નીકળી અને બીજું પછાડયું તો, તેમાંથી એક સાપ નીકળ્યો.

સાપ રાજાને કરડવા દોડયો, પણ એટલામાં તો રાજાએ તેને તરવારથી મારી નાખ્યો. એટલામાં પેલી કન્યા બોલી, " ઠીક થયું તમે તેને મારી નાખ્યો. તેને દેવનો શાપ હતો. જો હવે તેને કોઇ સજીવન કરે તો તે પાછો માણસના અવતારમાં આવે. "

આથી રાજા સમજી ગયો કે, 'નક્કી આ નાગ, તે મારો કુમાર જ હશે.'

તેથી રાજા અને કન્યા બન્ને, સાપના કકડા લઈને ગંગા તીરે તપ કરવા ચાલ્યાં.

રસ્તામાં એવું બન્યું કે એક બાળા રડતી હતી. રાજાએ તેને પૂછયું, 'તું કેમ રડે છે?' ત્યારે બાળાએ જવાબ આપ્યો. 'મારાં બે ઝાંઝર એક વાંદરો લઇને નાસી ગયો છે.'

રાજાએ કહ્યું કે "તમે ફીકર ન કરશો. તે ઝાંઝર મારી પાસે છે."

રાજાએ તેને તે ઝાંઝર આપ્યાં. આથી તે રાજી થઈ ગઇ, અને કહ્યું, કે "હું બાળા નથી પણ માતા છું. તારે જે જોઇએ તે માગ!" રાજાએ કહ્યું કે, "માતાજી, તમને નમસ્કાર હો! માગું છું, પણ એટલું જ માગું છું કે આ–નાગકુમારને સજીવન કરો." માતાએ આશીર્વાદ આપીને કહ્યું, "તથાસ્તુ!"

હવે તો નાગ સજીવન થયો, પણ નાગ ન રહ્યો, અને વીસ વરસનો કુમાર થયો.

રાજા તેને અને કન્યાને પોતાના રાજ્યમાં લઇ ગયો.

ત્યાં તેણે બન્નેનાં ધામધુમથી લગ્ન કર્યાં અને રાજપાટ સોંપી દીધું. હવે રાજકુમાર વીરસિંહે, ખાધું, પીધું અને મઝા કરી.

વાસુદેવ ચીમનલાલ રાવલ

# ગંગાસ્નાન*

ઘણા જૂના વખતની વાત છે. તે વખતે રેલ નહોતી. છૂટાં છવાયાં ગામડાંઓ ને થોડાંક શહેરો. એક ગામથી બીજે જવું હોય તો વચ્ચે ઘીચ જંગલો ને નદીઓ આવે.

આવા વખતમાં દક્ષિણમાં એક બ્રાહ્મણ રહે. એક વાર એણે એક ઘોર પાપ કર્યું. બધાં કહે, "ઘણું ભયંકર પાપ! હવે તો તું ગંગાસ્નાન કરે તો જ સ્વર્ગમાં જાય; નહિતર તારે લલાટે નરક જ લખાયું છે!"

બ્રાહ્મણ કાંઇ સ્વભાવે દુષ્ટ નહોતો. કરેલા પાપનો તે ઘણો પશ્ચાતાપ કરતો હતો. તેણે મનથી નિશ્ચય કર્યો, 'ગમે તે થાય, પણ ગંગાજીમાં સ્નાન તો કરવું જ.'

એણે તો ઘરમાં બધી વ્યવસ્થા કરી. ગંગાજી તો ઘણાં દૂર એટલે ગંગાસ્નાન કરી પાછાં આવવાની આશા ઓછી. તેથી તેણે સર્વની ભીની આંખે વિદાય લીધી ને તે ઉત્તર તરફ ચાલ્યો.

તે ઘણે ઘણે દૂર નીકળી ગયો. ત્યાં જંગલમાં એણે એક નદી વહેતી જોઇ. નિર્મળ સ્વચ્છ પાણી અને રૂપાળો કિનારો જોઈ તેણે ધાર્યું કે 'ગંગાજી તે આજ' તેણે તો ત્યાં વાસ કર્યો. રોજ સ્નાન કરે અને દૃઢ ભકિતથી ઇશ્વર પ્રાર્થના કરે. ધીમે તેણે તપ શરૂ કર્યું.

તપ કરતાં પાંચ વર્ષ વીત્યાં. એટલામાં એક જૈન સાધુ ફરતો ફરતો ત્યાં આવી આવી ચઢયો. તેણે બ્રાહ્મણને પૂછયું, "ભાઇ, તું અહીં શું કરે છે?" બ્રાહ્મણે જવાબ આપ્યો, "મહારાજ, મારાથી એક ઘોર પાતક થયું છે. તેના પ્રાયશ્ચિત્ત તરીકે આ ગંગાજીના પવિત્ર કિનારે હું તપ કરું છું."

પેલો જૈન સાધુ હસી પડયો ને બોલ્યો. "ભલા માણસ, આ તે ગંગા? કયા રાજા ભર્તૃહરિ, ને કયાં ગાંગો તેલી!"

આ ખાબોચીઆ જેવા વ્હેકળાને ગંગા કોણ કહે? તને કોણે કહ્યું કે "આ ગંગા છે?" બ્રાહ્મણ કહે, "શું આ ગંગા નથી?" સાધુ બોલ્યો "નહિ જ. ગંગા તો ઘણી દૂર છે!"

બ્રાહ્મણે સાધુનો ઉપકાર માન્યો ને પોતાનું મૃગચર્મ ઇત્યાદિ લઇને તે આગળ ચાલ્યો.

દૂર દૂર જતાં એક વિશાળ મેદાનમાં તેણે મોટી નદી જોઇ. તે હર્ષ પામ્યો અને બોલ્યો "હાશ! ગંગા આથી ખરી!" તેણે આ નદીને કિનારે ફરી તપ આદર્યું.

પાંચ વર્ષ વીત્યાં એટલે બૌદ્ધ મઠનો કોઇ ભિક્ષુ ત્યાં આવી ચઢયો. તેણે બ્રાહ્મણને જોયો અને કહ્યું; "ભાઇ, તું બ્રાહ્મણ જણાય છે. તો આવી નકામી અને અપ્રસિદ્ધ નદીને કિનારે કેમ તપ કરે છે! ગંગાને કિનારે કેમ જતો નથી?" બ્રાહ્મણ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો,

---

* પ્રો. બેઇનની એક વાર્તા ઉપરથી.

" શું આ ગંગા નથી ? " ભિક્ષુ બોલ્યો, " શિયાળને કોઇ સિંહ ગણે, રાફડાને કોઇ મેરૂપર્વત કહે ? ભલા ભાઇ, ક્યાં આ નાનકડી નદી ને ક્યાં વિશાળ ગંગા ? " "ભાઇ, શંભુ તમારૂં કલ્યાણ કરો; ઠીક થયું કે તમે મારી ભૂલ સુધારી " આટલું બોલી બિચારા બ્રાહ્મણે વળી પોતાનું મૃગચર્મ લીધું ને આગળ ચાલ્યો. ઘણા દિવસો સુધી આગળ ચાલ્યા પછી માર્ગમાં એક પર્વતની ખીણ આવી, ને તેમાં થઇને વહેતો વિશાળ નદીનો પ્રવાહ તેણે જોયો. " ભગવાન્ શંભુએ આખરે મારાં શ્રમિત ગાત્રો પર દયા કરી ખરી ! આખરે ગંગાનો કિનારો આવ્યો ખરો ! " આમ મહાદેવની દયાથી રડી પડતો હોય તેમ નમ્ર થઇ તે બોલ્યો; ને થાકેલો અને વૃદ્ધ થવા આવેલો છતાં ફરી તેણે આ નદીને કિનારે ઉગ્ર તપ શરૂ કર્યું. બરાબર પાંચ વર્ષો વીત્યાં એટલે એક દિવસ સામે કિનારે પોતાના જેવા એક યાત્રાળુને તેણે નહાતાં જોયો. તે યાત્રાળુ કેડ સૂધી પાણીમાં આવ્યોને ઉંચે સાદે બોલ્યો, " જય નર્મદે, કાયાનું કલ્યાણ કર, નર્મદા મૈયા ! " બ્રાહ્મણ દિગમૂઢ બની ગયો. ધ્રુજતે હૃદયે તે પેલા યાત્રાળુ પાસે ગયો, ને તેને પૂછ્યું,

" ભાઇ, તેં શું કહ્યું ? આ કઇ નદી છે ? " પેલા યાત્રાળુએ આશ્ચર્યથી તેના તરફ જોયું અને કહ્યું. " શું આ નર્મદા ને તમે કદી જોઇ નથી ? "

" શું આ નર્મદા છે ? ગંગા નથી ? " ગંગા તો હજી ઘણી દૂર છે ! "

બિચારા તપસ્વીએ નિશ્વાસ નાખ્યો. અને " ભગવાન્ ત્હમારૂં કલ્યાણ કરો. " વળી કહીને આગળ ચાલ્યો.

પણ હવે તે વૃદ્ધ અને દુર્બળ થઇ ગઇ ગયો હતો. અતિશય શ્રમ અને કષ્ટ સહન કરવાથી તેની કાયા ક્ષીણ થઇ ગઇ હતી. છતાં ગંગાસ્નાનની અતિશય ઉમેદથી પોતાના શ્રમિત અને નિર્બળ દેહને તેને અપાય તેટલો વેગ આપ્યો અને ઘણો માર્ગ કાપ્યો. એટલામાં તેને તાવ શરૂ થયો, અને ચાલવું લગભગ અશક્ય થઇ પડયું. એક સંધ્યાએ તેના લથડતા પગો તૂટી પડયા અને તે માર્ગમાંજ ઢળી ગયો. ભગીરથ પ્રયત્ન કરી તે ઘસડાતો ઘસડાતો પાસેની એક ટેકરી પર ચઢયો, ઉપર ચઢતાંજ નજર કરે છે તો તેણે થોડેજ દૂર વિશાળ ગંગાના પવિત્ર પટ પર હજારો યાત્રાળુઓને સ્નાનાદિક કરતાં જોયા. આ જ ખરી ગંગા એવી તેની પ્રતીતિ થઇ, તેના વિશાળ પટ પર પોતાની ભીની આંખો તેણે ઠેરવી, અને ગદ્‌ગદ્ કંઠે તે બોલ્યો, " ગંગા મૈયા ! જીવન ભરની શોધ પછી આજે હું તને પામ્યો, પણ તારાં દર્શન માત્ર જ થયાં ! તારાં પવિત્ર જળમાં મારો દેહ હું ન બોળી શક્યો ! જેવી કરૂણામયની ઇચ્છા ! શિવ ! શિવ ! શિવ ! " આમ આમ બોલતાંજ તેના પ્રાણ નીકળી ગયા.

જ્યારે તે પરલોકમાં ગયો ત્યારે યમરાજાએ ચિત્રગુપ્તને પૂછયું: "આ બ્રાહ્મણની શી હકીકત છે ? " ચિત્રગુપ્તે જવાબ આપ્યો, " મહારાજ, એણે એક ભયંકર

ઘોર પાપ કર્યું હતું; પણ પંદર વર્ષના તેના ગંગાસ્નાન ને ગંગાને કિનારે લીધેલાં તપને લીધે તેનું પ્રાયશ્ચિત્ત પૂર્ણ થયું છે, ને તે સ્વર્ગમાં જવાને યોગ્ય છે, મહારાજ!"

બ્રાહ્મણ અતિશય ચકિત થયો અને બોલી ઉઠયો, "ક્ષમા કરો, મહારાજ, ચિત્રગુપ્તની ભૂલ થાય છે. હું ગંગાને કિનારે કદી પહોંચી શકયોજ નથી!"

યમરાજા હસી પડયા અને બોલ્યા, "ખરી વાત છે, ઓ તપસ્વી, કે ગંગાને કિનારે તું ગયો જ નથી; છતાં ચિત્રગુપ્તનો જવાબ સત્ય છે ખરી વાત તો એ છે કે અશુદ્ધ અંતઃકરણથી હજારો વર્ષ ખરી ગંગાના તીરે કોઇ તપ કોઇ તપ કરે પણ તે ખરૂં તપ કહેવાય નહિ; એથી ઉલટું ગમે તે સ્થળે પણ શુદ્ધ અંતઃકરણથી કોઇ પાપનો પશ્ચાતાપ કરે તો તે ખરૂં પ્રાયશ્ચિત થાય છે અને ગંગાથી ઇતર નદીને તીરે, પણ શુદ્ધ અંતઃકરણથી, તે તપ કર્યું, તેથી તારી ખરી શુદ્ધિ થઇ છે."

મનુષ્યો હંમેશાં બાહ્ય વિધિઓને મહત્વ આપી તે ઉપરથી કોઈની પવિત્રતા આપે છે, પણ દેવો તો અંતઃકરણની વિશુદ્ધિ જ જુએ છે.

અરવિન્દલાલ લલ્લુભાઈ મઝુમદાર
બી. એ.

# નવી હરિફાઇ

વ્હાલાં બાલમિત્રો.

તમે ઉજાણીએ ઘણી વાર ગયાં હશોઃ શહેરમાં શહેરની રીતે ને ગામડામાં ગામડાંની રીતે. એવી એકાદ ઉજાણીનું વર્ણન તમે તમારી ભાષામાં લખી મોકલો.

છેક નાનાં બાળકો ય આને અઘરૂં કામ સમજી મુકી ન દે. તેઓ માત્ર દસ લીટી લખશે તો પણ ચાલશે.

જેનું લખાણ સૌથી ઉત્તમ હશે તેને રૂ. ૧) ની ચોપડીઓ ભેટમાં મોકલાશે. બીજાં તારવેલાં પાંચ લખાણ લખનાર બાલમિત્રોને 'વીરકથાઓ'-ભા. ૨જાની એક એક નકલ ભેટ મોકલાશે.

લખાણ લખનાર દરેક બાલમિત્ર પોતાની ઉમ્મર લખવાનું ન ચૂકે.

નીચેને શિરનામે તા. ૧૫-૯-૩૧ પહેલાં લખાણો મોકલી આપવાં.

પરિણામ ઑકટોબર '૩૧ ના અંકમાં પ્રકટ થશે.

લખોઃ—ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

# ઘરડા ચોરની ચોરી !

એક હતો ચોર. એને નાનપણથી જ ચોરી કરવાની ટેવ હતી. ચોરી કરતાં કરતાં એ ઘરડો થયો, તો ય પડેલી ટેવ ટળી નહિ.

એ ઘરડા ચોરને ચાર દીકરા હતા. હતા તો ચોરના દીકરા, પણ છતાં ચારે જણા સીધા–સાદા હતા. ચોરી કરવાનું એમને ગમતું નહિ. તેઓ મહેનત મજુરી કરી પેટ ભરતા. પરન્તુ બાપને એ વાત ગમતી નહિ.

એક દિવસ ઘરડા ચોરે પોતાના ચારે ય દીકરાને પોતાની પાસે બોલાવ્યા ને કહ્યું, " બેટાઓ, હવે તો હું મોતને કાંઠે બેઠો છું. એક બે દિવસમાં મરણ પામીશ. છેલ્લી ઘડીએ તમારી પાસે એક માગણી કરૂં છું. "

" ખુશીથી બાપુ. જે માગશો એ આપીશું, કહેશો એ કરીશું. "

" જુઓ, બેટા, તમે ચારેય જણા ચતુર છો, હોશિયાર છો, બળવાન છો, પણ....પણ ...બેટા.... "

" કહો, પિતાજી, અટકો છો કેમ ? "

" બેટા, મારૂં નહિ માનો તો ? "

" જરૂર માનીશું. "

" તો જુઓ, આજ રાતે પેલા મોહન શેઠને ત્યાં ખાતર પાડો. ને તેના પટારામાંથી હીરાના ત્રણ હાર ચોરી લાવો. તમે આટલું કરશો તો મારો જીવ નિરાંતે ચાલ્યો જશે. "

હવે ?

છોકરા તો આ સાંભળી દિંગ થઈ ગયા. શું કરવું ? પોતાને ન ગમતી ચોરી કરવા જવું ? કે મરતા બાપને 'ના' કહી દુઃખી કરવો ?

છેવટ ચારે ય જણે એ વાત કબૂલ કરી.

અડધી રાત થઇ એટલે ચારે ય જણા કાતરિયાં લઇને ઉપડયા. વરસતા વરસાદમાં પલળતા પલળતા ચારે ય જણ મોહન શેઠના ઘરની પછીતે જઈ પહોંચ્યા.

ભીંતમાં બાકોરૂં તો પડયું, પણ જ્યાં એક જણ એમાં પેસવા વાંકો વળ્યો ત્યાં જ પલળેલી ભીંત કડ્ડડ્ડ ભૂસ કરતી તૂટી પડી. ત્રણ જણ તો આઘા ખસી ગયા, પણ ચોથો ભીંત નીચે કચેરાઈ ગયો.

ભીંત પડવાનો અવાજ સાંભળી ઘરનાં માણસો જાગી ઉઠયાં. આડોશી

પાડોશી પણ જાગી ગયાં. પેલા ત્રણ જણા વહેલે વહેલે પાસેની એક ઘોડારમાં સંતાઇ ગયા.

ભીંત પડેલી જોઇને લોક બધું વેરાઈ ગયું.

કોઇ માણસ ત્યાં ન રહ્યું એટલે પેલા ત્રણ જણા બહાર નીકળવા લાગ્યા. બે જણ તો બહાર નીકળ્યા, પણ જ્યાં ત્રીજો નીકળવા જાય છે ત્યાં જ ઘોડાએ જોરથી એને લાત મારી. લાત વાગતાં જ એના રામ રમી ગયા.

બાકી રહેલા બે જણાએ પેલા ત્રીજાની ચીસ સાંભળી. બેય ગભરાયા કે નક્કી આ ચીસ સાંભળી કોઈ જાગી જશે ને આપણને પકડી લેશે. આથી એ બન્ને જણ, ચોરીનો વિચાર માંડી વાળી, મુઠીઓ વાળીને ઘર તરફ નાઠા.

અંધારૂ ઘોર હતું ને ભયના માર્યા બે ય જણા ઉંધુ ઘાલીને, દોડતા હતા. વાટમાં એક અવડ કૂવો હતો ને તેના ઉપર ચોમાસાને લીધે ઘાસ છવાઈ ગયું હતું. દોડતાં દોડતાં એક જણ એ કુવામાં ગબડી પડયો.

બાકી રહ્યો એક જણ ! એ જેમ તેમ કરી માંડ માંડ ઘેર પહોંચ્યો.

ઘરડો ચોર જાણે કે હમણાં ચારે ય દીકરા આવશે ને ચોરીનો માલ લાવશે, પણ ત્યાં થરથરતો થરથરતો એક જ દીકરો પાછો આવેલો એણે દીઠો. એણે ઉતાવળે પૂછ્યું,

" કહો, બેટા રાતની જીત ? "
" અરે બાપુ, એકના ઉપર પડી ભીંત !"

ઘરડો ચોર ( રડતાં રડતાં )
" અરે ! એ તો થઈ ગજબની વાત ! "
" બીજાને મારી ઘોડે લાત ! "

ઘરડો ચોર ( ખૂબ દુઃખથી ) " અરે ! "
" ત્રીજો કૂએ પડીને મરે ! "

ઘરડો ચોર ( ઘણા જ દુઃખથી ) " શું ? "
" માંડ માંડ બચ્યો છું હું ! "

આટલું સાંભળતાં જ શોકથી ઘરડા ચોરનો જીવ ઉડી ગયો.

બાકી રહેલા ચોથા છોકરાએ મહેનત-મજુરી કરી નિરાંતે પોતાનું જીવન ગુજારવા માંડયું.

# ટૂંકી ટૂંકી વાતો

## અતિ લોભ

ભિખારીને એક વાર લક્ષ્મીજી મળ્યાં. ભિખારીએ કાલાવાલા કર્યા એટલે લક્ષ્મીજીએ વરદાન આપ્યું, " લે તારી ઝોળી સોને ભરી આપું. "

રાજી થતાં ભિખારીએ ઝોળી ધરી. " પણ સાવધાન ! એમાંથી જેટલું નીચે પડશે એ ધૂળ થઈ જશે. "

લક્ષ્મીજીએ પેલાની ઝોળીમાં સોનું નાખવા માંડ્યું. ભિખારીનો લોભ તો માતો જ નહોતો.

' હજી નાખો ', ' હજી નાખો ' એમ એ બોલ્યા કરતો.

છેવટ ભાર વધ્યો ને ઝોળી ફાટી ગઇ. બધું સોનું ભોંયે પડી ગયું ને એની ધૂળ થઈ ગઈ ! '

લક્ષ્મીજી અદ્રશ્ય થઈ ગયા, લોભી ભિખારી ખાલી હાથે જ પાછો વળ્યો.

—*—

## શોક

સોલનનો એક મિત્ર પોતાના કોઇ સમ્બન્ધીના મોતને કારણે બહુ જ દિલગીરીમાં રહેતો હતો. કોઇનો સમજાવ્યો એ સમજે નહિ, ને શોક તજે નહિ. છેવટે સોલન જાતે એને એક ઉંચી ટેકરી ઉપર દોડી ગયો ને આસપાસ આવેલાં ઘરો બતાવી એણે કહ્યું, "મિત્ર, આ બધાં ઘરોમાંથી એકે ય એવું ઘર છે જ્યાં આવું દુઃખ નહિ હોય ! " તું તો એ બધાનો ભોમિઓ છે. "

" ના. "

" ત્યારે એ બધાંના દુઃખને ભૂલી તારે તારા એકલાનું દુઃખ સંભારવું ન ઘટે. સઘળાંનો શોક કર્યે આરો ય ન આવે. માટે તારો શોક મેલી દે. "

—*—

## બુદ્ધ ભગવાન ને દુઃખી બાઇ

બુદ્ધ ભગવાન પાસે એક બાઇ આવી. બિચારીનો એકનો એક દીકરો આગલે દિવસે જ મરી ગયો હતો.

બાઇના શોકનો પાર નહોતો. ભગવાનના પગ પાસે માથું મૂકીને એ રોઇ પડી.

બુદ્ધ ભગવાને એને આશ્વાસન આપ્યું ને કહ્યું, " બ્હેન, જા એક કામ

કર. મારે થોડીક રાઇ જોઇએ છે તે આ પડોશમાંથી લઇ આવ. "

બાઇ જવા લાગી.

" પણ જોજે બ્હેન, જે ઘરમાં એકે ય માણસ મરી ગયું હોય ત્યાંથી ન લાવતી હો. "

બાઇએ પડોશમાં જઇને તપાસ કરી તો ત્યાં ગઈ સાલ જ દીકરો મૂઓ હતો. બીજે ઘેર તપાસ કરી ત્યાં ય કોઈ મર્યું હતું, પછી ત્રીજે, ચોથે એમ ઘેરે ઘર ફરી પણ ક્યાંયથી રાઈ લેવાઈ નહિ.

છેવટ બાઇ પાછી ફરી. બુદ્ધ ભગવાને એને સમજાવ્યું, " બ્હેન, ત્યારે એ તો સૌને દુઃખ હોય છે. માટે શોક તજી દો ને ઈશ્વર તરફ મન વાળો."

—*—

## કુકડો અને કીંમતી હીરો

કુકડાને એક વાર ઉકરડો ખોતરતાં ખોતરતાં એક હીરો જડયો ! કીંમતી હીરો હતો, કોઈ ઝવેરી જુએ તો લાખો રૂપિઆ આપે એવો હીરો ! પણ કુકડાને શું ? વાંકી ડોક એ બોલ્યો, "આના કરતાં તો બાજરીનો એક કણ મળ્યો હોત તો ય ઠીક. આને હું શું કરૂં ? "

ને....કૉ....કૉ....કૉ બોલતો એ બીજી તરફ ચાલ્યો ગયો !

—*—

## હોશિયાર કુતરો

શેઠ હતા. એમને એક કુતરો હતો. માયાળુ ને નિમકહલાલ.

એક વાર કુતરાને સાથે લઈ, ઘોડે બેસી શેઠ પાસેના શહેરમાં ગયા. એક દુકાન બહાર ઘોડાને ઉભો રાખી, જીન ઉપર કુતરાને બેસાડી એ દુકાનમાં પેઠા.

થોડી વાર થઇ ત્યાં અચાનક ઘોડો ચમકયો ને ઉભી બજારે નાઠો. નીચે લગામ ઘસડાતી જાય ને ચાર પગે ઘોડો નાઠો જાય. લોકો બૂમેબૂમ પાડતા હતા. પણ કોની તાકાત કે ઘોડાને પકડે ?

છેવટ કુતરો નીચે કુદ્યો ને ઝડપ મારીને લગામ પકડી લીધી. ક્યાં ય સુધી કુતરો ઘસડાયો પણ એણે લગામ ન છોડી ! છેવટ ઘોડો જરા થાકયો.

કુતરે લગામ પકડી જ રાખી હતી.

છેવટ ઘોડો કાબુમાં આવ્યો. પોતાના બહાદુર કુતરાને શેઠે હેતથી પંપાળ્યો !

" શાબાશ ઘોડેસ્વાર, શાબાશ ! "

—o—

# હરિફાઇનું પરિણામ

વ્હાલાં બાલમિત્રો,

આ વખતની હરિફાઇમાં ઘણાં બાળકોએ ઉમંગથી ભાગ લીધો છે, એમ જણાવતાં અમને આનન્દ થાય છે.

આ રહ્યાં ભાગ લેનાર બાલમિત્રોનાં નામઃ

( ૧ ) હીરાભાઇ શામળભાઇ અમીન, ( ૨ ) ભગવાનદાસ કેશવજી, ( ૩ ) કચરાભાઇ દેસાભાઇ શેઠ, ( ૪ ) અમરચંદ જગજીવનદાસ દલાલ, ( ૫ ) રમેશચન્દ્ર છોટાલાલ મહેતા ( ૬ ) સુરેશચન્દ્ર છોટાલાલ મહેતા, ( ૭ ) વિમળા સોભાગચન્દ, ( ૮ ) હોરદાસ ( ૯ ) કુમારી શાન્તાબ્હેન કેશવલાલ, ( ૧૦ ) શાન્તાબ્હેન કાળિદાસ ગાંધી, ( ૧૧ ) ચન્દ્રબાળા એચ. માંકડ, ( ૧૨ ) પ્રવીણકુમાર કાન્તિલાલ ઝવેરી, ( ૧૩ ) ગુલાબસિંહ ચત્રભુજ, ( ૧૪ ) કુમારી લલિતાગૌરી વિશ્વનાથ ભટ્ટ ( ૧૫ રામકુંવર જે. પાવાગઢી, ( ૧૬ ) હેમકુંવર એમ ગણાત્રા, ( ૧૭ ) ગોરધનદાસ મોતીચંદ શાહ, ( ૧૮ ) કીશોરદાસ ઝીણાભાઇ, ( ૧૯ ) મિસ ભાનુમતી ડી. મ્હેતા ( ૨૦ ) નનામિયાં શેરમહમદ શેખ, ( ૨૧ ) વિનોદરાય ભોગીલાલ બક્ષી, ( ૨૨ ) ફીકુભાઇ ગોવિંદજી ભગત, ( ૨૩ ) હંસિકાબ્હેન. ( ૨૪ ) બચુબ્હેન હીરાભાઇ, ( ૨૫ ) છોટાભાઇ પુરસોત્તમ પટેલ, ( ૨૬ ) કુમારી દમયન્તી નરહરિલાલ દલાલ, ( ૨૭ ) મહાશ્વેતા બ્હેન ( ૨૮ લતીકા બ્હેન, ( ૨૯ ) દીલિપ બ્હેન, ( ૩૦ ) પ્રબોધચન્દ્ર ગિરધરલાલ શાહ, ( ૩૧ ) સૌ. નંદગૌરી હિમ્મતરામ મ્હેતા, ( ૩૨ ) અમૃતલાલ ભીખાભાઇ, ( ૩૩ ઠાકોરભાઇ જેઠાભાઇ, ( ૩૪ ) સૌ. વિદ્યાગૌરી ધલાવાળા, ( ૩૫ ) સુમનબાળા ત્રિવેદી ( ૩૬ હીરામણી આરતલાલ પરિખ, ( ૩૭ ) બાબુભાઇ દલસુખરામ ગાંધી । ૩૮ કુમારી ભદ્રબાળા માણેકલાલ ( ૩૯ ) પ્રમિલા દેસાઇ, ( ૪૦ ) શાન્તાકુમારી કનૈયાલાલ મારફતિયા, ( ૪૧ ) રતીલાલ નાથાલાલ, ( ૪૨ ) મહેન્દ્રકુમાર હરમનદાસ ઝારડીઆ, ( ૪૩ ) સુમતિ ચીમનલાલ પંડયા, ( ૪૪ ) બ્હેન કસ્તુર વાલજી, ( ૪૫ ) કુમારી મંજુલા ઠાકોરલાલ શાહ, ( ૪૬ ) નલિનકાન્ત કૃષ્ણદેવ ભટ્ટ, ( ૪૭ ) શરદ કુમાર નટવરલાલ લાલાજી, ( ૪૮ ) કાન્તિલાલ મોહનલાલ પેટલ, ( ૪૯ ) રમણલાલ મોહનલાલ પરીખ, ( ૫૦ । જયસિંહ ખીમજી આમર, ( ૫૧ ) સુમનભાઇ રણછોડભાઇ પટેલ, ( ૫૨ ) કુમારી સરસ્વતી કેશરીચંદ ઝવેરી ( ૫૩ ) ચન્દ્રકાન્ત કેરાવાળા, ( ૫૪ ) કુમારી ભાનુમતી હોકોરલાલ, ( ૫૫ ) હરકિશનદાસ, ( ૫૬ ) અંબાલાલ કસ્તુરદાસ, ( ૫૭ ) ધર્મેન્દ્ર જયેન્દ્ર દવે, ( ૫૮ ) મધુરી મદનજી મ્હેતા, ( ૫૯ ) અમૃતલાલ ભગવાનજી ( ૬૦ ) નવનીતરામ એલ. દેસાઇ ( ૬૧ ) જયાકુમારી મોદી, ( ૬૨ ) વિઠ્ઠલદાસ હરિદાસ સંઘવી, ( ૬૩ ) પ્રબોધચન્દ્ર નૃસિંહલાલ જોશી, ( ૬૪ ) દેવચંદ ફુલચન્દ ( ૬૫ ) ભારતી કે. ( ૬૬ ) વસીમની વસન્તરામ, ( ૬૭ ) મધુસુદન છગનલાલ જાની, ( ૬૮ ) ધનજીશા બેરામજી દાતર, ( ૬૯ ) કાન્તિલાલ મ્હેતા, ( ૭૦ ) સૌ. ભાગીરથી પ્રભુદાસ ભટ્ટ, ( ૭૧ )

છગનભાઇ ચતુરભાઇ શેઠ, ( ૭૨ ) ભાલચન્દ્ર ગોવર્ધન પંડયા, ( ૭૩ ) જટાશંકર પ્રભાશંકર આચાર્ય, ( ૭૪ ) મુનીન્દ્ર હરિપ્રસાદ મ્હેતા, ( ૭૫ ) જ્યોતિર્બાળા ધ્વનિરામ મ્હેતા, ( ૭૬ ) સુમનકાન્ત ડી. જોશી, ( ૭૭ ) નટવરલાલ ઉ. વ્યાસ, ( ૭૮ ) ધનુભાઇ ભદ્રશંકર, દાક્તર, ( ૭૯ ) એલ. કે સોમજી, ( ૮૦ ) પ્રભાવતી ધનરાજ પરમાર, ( ૮૧ જયન્તિલાલ મણિલાલ ત્રિવેદી, ( ૮૨ ) મગનલાલ નાથાભાઇ ઠક્કર, ( ૮૩ ) વસંતલાલ, ( ૮૪ ) શારદા મગનલાલ બદામી, ( ૮૫ ) ધર્મકુમાર ભગવાનદાસ મરચંટ, ( ૮૬ ) ઓન. સેક્રેટરી કેરાપુરા પુસ્તકાલય, ( ૮૭ ) નટવરલાલ મુલજીદાસ, ( ૮૮ ) ચંપુબ્હેન લખમીદાસ ડોલા, ( ૮૯ ) ઋષિકાન્ત પુરુષોત્તમદાસ મ્હેતા, ( ૯૦ ) ભાનુમતી ચીમનલાલ મહાદેવીઆ ( ૯૧ ) લલિતા રમણલાલ મ્હેતા ( ૯૨ ) ચતુરદાસ પી. ધીમીજવાળા, ( ૯૩ મનહરલાલ મણિલાલ મજીઠિયા, ( ૯૪ ) ચન્દ્રાવતી, ( ૯૫ ) સૌ. પ્રભાવતી જ. મોદી, ( ૯૬ ) માણેકબાઇ નાથાલાલ, ( ૯૭ ) રતીલાલ વ્રજલાલ મોદી, ( ૯૮ ) ગુણવન્તી શ્યામવદન લાકડાવાળા, ( ૯૯ ) કુમારી વસુમતી ઝવેરી, ( ૧૦૦ ) ડાહ્યાભાઈ, ( ૧૦૧ ) હંસાગૌરી મોદી, ( ૧૦૨ ) નિર્મળા, ( ૧૦૩ ) મૂળચન્દ કશળચન્દ, ( ૧૦૪ ) સોમનાથ લક્ષ્મીશંકર દવે, ( ૧૦૫ ) વિશનજી પદમશી, ( ૧૦૬ ) હીરાલક્ષ્મી કાન્તિલાલ પરિખ, ( ૧૦૭ ) શાન્તિલાલ મંગળદાસ, (૧૦૮) બાલકૃષ્ણ ત્ર્યંબકરાવ મોડક, (૧૦૯) ગમનલાલ એન. શેઠ, (૧૧૦) નવીનચંદ્ર ચંદુલાલ પંડયા (૧૧૧) સરલા ન. ભટ્ટ (૧૧૨) રામચન્દ્ર મોહનલાલ ઠક્કર (૧૧૩) ભાનુશંકર મયાશંકર જોષી, ( ૧૧૪ ) રમેશચન્દ્ર ચીનુભાઇ શેઠ ( ૧૧૫ ) ચમનલાલ જ. શાહ, ( ૧૧૬ ) પોપટલાલ હરિલાલ શાહ, ( ૧૧૭ ) વિઠ્ઠલરાવ ગણપતરાવ, ( ૧૧૮ ) વનમાલીદાસ ખુશાલદાસ, ( ૧૧૯ ) કમળા દેશાઇ, ( ૧૨૦ ) ખીમચંદ દલીચંદ, ( ૧૨૧ ) અરવિન્દ રમણભાઇ, સુતરીયા ( ૧૨૨ ) શરદકાન્ત રામપ્રસાદ શાસ્ત્રી, ( ૧૨૩ ) અભરામભાઇ રસુલભાઇ, ( ૧૨૪ ) કાન્તિલાલ મણિલાલ શાહ, ( ૧૨૫ ) લક્ષ્મીશંકર ભટ્ટ, ( ૧૨૬ ) કુરંગી પ્રી. મહેતા, ( ૧૨૭ ) કિશોરભાઇ ત્રિવેદી, ( ૧૨૮ ) સૌ. કાન્તાગૌરી નટવરલાલ સાકરલાલ ( ૧૨૯ ) રમણિકચન્દ્ર સોમચન્દ, ( ૧૩૦ ) પટેલ ઘેલાભાઇ અંબાઇદાસ, ( ૧૩૧ ) અમીરભાઈ ફૂલજીભાઇ શર્મા, ( ૧૩૨ ) તારામતી દાહોરદાસ પટેલ, ( ૧૩૩ ) ઝવેરભાઇ ગોરધનભાઇ, ( ૧૩૪ ) ચતુરભાઇ હાથીભાઇ, ( ૧૩૫ ) સુલોચના એમ. રામજી, ( ૧૩૬ ) હરિપ્રસાદ કેસરીપ્રસાદ ઠાકોર, ( ૧૩૭ ) આર. એલ વ્યાસ, ( ૧૩૮ ) જયસુખભાઇ રણછોડદાસ મરચંટ, ( ૧૩૯ ) કાન્તિભાઇ જેઠાલાલ ઠાકર, ( ૧૪૦ ) કુમારી લક્ષ્મીબાઇ કેશવજી, ( ૧૪૧ ) જ્યોત્સ્ના મોહનલાલ, ( ૧૪૨ ) મણિબ્હેન ભગવાનભાઇ પટેલ, ( ૧૪૩ ) બાપુભાઇ મગનલાલ ગોવિંદજી, ( ૧૪૪ ) મંજુલાલ કે. દવે, ( ૧૪૫ ) રમણલાલ વ્રજલાલ દવે ( ૧૪૬ ) કાન્તાલય ગોવિંદજી વકીલ, ( ૧૪૭ ) ધર્મકુમાર, ( ૧૪૮ ) નર્મદાલક્ષ્મી હાથી, ( ૧૪૯ ) પદ્માવતી ઇશ્વરલાલ દેસાઇ, ( ૧૫૦ ) ગોવિંદભાઇ જીવાભાઇ પટેલ, ( ૧૫૧ ) પુષ્પીન-બળવંતરાય દેસાઇ, ( ૧૫૨ ) કુ. શોભના પનાલાલ મ્હેતા, ( ૧૫૩ ) ગુલાબસિંહ બી. દેસાઇ, ( ૧૫૪ ) કલાવતીબ્હેન શંકરલાલ કવિ.

બધા પત્રોમાંથી દસ પત્રો ઉપાડવતાં નીચેનાં બાલમિત્રોનાં નામ નીકળ્યાં છે. તેમણે ૦-૧-૦ની ટપાલની ટિકિટ મોકલી પોતાની ચોપડીઓ મંગાવી લેવી.

(૧) કાન્તિલાલ ઠાકોરલાલ, કલકત્તા. (૨) કાન્તિલાલ માણેકલાલ શાહ, બોરસદ. (૩) ડીકુભાઇ ગોવિંદજી ભગત, રાંદેર. (૪) કુરંગી પ્રિ. મહેતા, અકયાબ. (૫) રમણિકચંદ્ર સોમચંદ અમદાવાદ. (૬) દીલિપ બ્હેન, ગોધરા. (૭) કમળા દેસાઇ, બનારસ-કેન્ટ. (૮) ઋષિકાન્ત પુરુષોતમદાસ મહેતા, અમદાવાદ. (૯) નલિનીકાન્ત કૃષ્ણદેવ ભટ્ટ, જબલપુર (૧૦) કુ. ભદ્રબાલા માણેકલાલ, બોરપાડ.

ભાગ લેનાર સૌ મિત્રોને અમે અભિનન્દન આપીએ છીએ.

આ અંકમાં આપેલી હરિફાઇ જરા અઘરી છે. ખરી, પણ દરેકે દરેક બાલમિત્ર એમાં ભાગ લે એમ અમે ઇચ્છીએ છીએ. લખનારની ઉમ્મર ધ્યાનમાં લઇને જ લખાણ તપાસવામાં આવશે.

સૌ બાલમિત્રો જરૂર એમાં ભાગ લે.

એજ
લિ. તમારો,
ચ. મ ભટ્ટ.
તન્ત્રી, 'ગુણસુન્દરી-બાલવિભાગ'
લુહાણામિત્ર પ્રેસ, વડોદરા



---